


# નિવેદન

મહાસભાના સુવર્ણ મહોત્સવ પ્રસંગે ગુજરાતી પ્રજા સમક્ષ મહાસભાનો ઇતિહાસ રજૂ કરતાં સમાધાન અને અસમાધાનની મિશ્ર લાગણી અનુભવાય છે. સમાધાન એટલા માટે કે મહાસમિતિની સૂચના અનુસાર મહોત્સવ પ્રસંગે જ આ ઇતિહાસ પ્રસિદ્ધ કરવાની અમારી ધારણા પાર પડે છે; અસમાધાન એટલા માટે કે પુસ્તક છાપવાનું કામ બહુ જ ટૂંક સમયમાં પૂરું કરવું પડ્યું હોવાથી મુદ્રણમાં કેટલીક ક્ષતિઓ રહેવા પામી છે. એ ક્ષતિઓ તરફ વાચકવર્ગ ઉદાર નજરથી જોશે એવી આશા છે.

અહીં એ જણાવવું જરૂરી છે કે આ મૂળ અંગ્રેજી પુસ્તકનો અક્ષરશઃ અનુવાદ નથી. મૂળ ગ્રંથને જરાયે ક્ષતિ ન પહોંચે એની સંપૂર્ણ કાળજી રાખી એને કેટલીક જગ્યાએ ટૂંકાવવામાં આવ્યો છે.

અંતમાં, જે મિત્રોએ પોતાના વ્યવસાયમાંથી વખત કાઢી અનુવાદ કરવામાં જે કીમતી મદદ આપી છે તેમનો આ સ્થળે હાર્દિક આભાર માનવો ઘટે. તેમની મદદ વિના આ કામ વખતસર પૂરું કરવું અસંભવિત જ બન્યું હોત. વળી ગાયત્રી મુદ્રણાલયના સંચાલકોએ પુસ્તક વખતસર છાપી આપવાની ગોઠવણ કરી છે એ માટે અમે તેમના પણ આભારી છીએ.

— પ્રકાશક

## ભાગ ૪ થો



## ભાગ ૫ મો



## ભાગ ૬ ઠ્ઠો



## પરિશિષ્ટ

## પ્રસ્તાવના

[ મૂળ અંગ્રેજી ઉપરથી ]

પચાસ વરસ પહેલાં રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઈ ત્યારથી આજ સુધી ભારતવાસીને સારુ સ્વતંત્રતા મેળવવાનો તેનો પ્રયત્ન ચાલુ છે. લોકો પ્રત્યે જવાબદાર, હોય તથા દેશમાં વસનારી બધી કોમ તથા વર્ગના જેમાં પ્રતિનિધિ હોય એવું લોકતંત્ર મેળવવાને તેણે પ્રથમથી જ આગ્રહ રાખ્યો છે. બ્રિટિશ સરકાર આપણને પ્રતિનિધિતંત્ર આપશે એવા વિશ્વાસથી એણે આરંભ કર્યો હતો, પરંતુ સરકારની કાર્યસરણીથી એ વિશ્વાસ ધીરે ધીરે પણ સંપૂર્ણ રીતે પડી ભાગ્યો. લૉર્ડ કર્ઝને બંગાળાના ભાગલા પાડ્યા એનાથી પહેલો ધક્કો લાગ્યો. તોપણ ભાગલા રદ થયા અને વિશ્વાસનો તદ્દન નાશ નહોતો થયો એટલે વિશ્વવિગ્રહમાં આપણે સરકારને મદદ કરી અને આશા સેવી કે આત્મનિર્ણયના સિદ્ધાંત સારુ લડાયેલા કહેવાતા વિગ્રહને અંતે આપણને સ્વરાજ મળશે. ૧૯૧૭માં ધીરે ધીરે સ્વરાજ આપવાનું સરકારે વચન આપ્યું, પણ લડાઈમાં જીત થઈ એટલે એની મનોદશા પલટાઈ ગઈ. ખિલાફતની બાબતમા મુસલમાનો સાથે તેણે વિશ્વાસઘાત કર્યો અને પ્રજાના પ્રાથમિક અધિકારો ઉપર તરાપ મારનારું રોલેટ બિલ પસાર કર્યું. આનો વિરોધ

કરવા સત્યાગ્રહ ચાલ્યો. દુર્ભાગ્યે પંજાબ તથા અમદાવાદમાં હુલ્લડ થયાં, જલિયાંવાલા બાગની કતલ થઈ અને પંજાબમાં લશ્કરી કાયદાનો ત્રાસ વર્ત્યો. એટલે ઇલકાબત્યાગ, ધારાસભા, સરકારી શાળાઓ અને અદાલતો તથા પરદેશી કાપડનો બહિષ્કાર, સમિતિઓની સ્થાપના, સભાસદોની નોંધણી, તિલકસ્વરાજ્ય ફાળો, રાષ્ટ્રીય શિક્ષણ, ગ્રામપંચાયત, ખાદી, સવિનયભંગ અને ના-કર આદિ અંગોવાળી અસહકારની લડતનાં પગરણ થયાં. મહાસભાનું બંધારણ ફર્યું અને તેનો હેતુ શુદ્ધ અને શાંતિમય સાધનોથી સ્વરાજપ્રાપ્તિ કરવી એમ ઠર્યો. દેશમાં જાગૃતિ થઈ, સરકારે દમનનીતિ ચલાવી અને ૧૯૨૧ના અંતમાં હજારો માણસ જેલમાં ગયાં. ચૌરીચૌરામાં તોફાન થવાને લીધે બારડોલીની ના-કરની લડત તત્કાળ બંધ રાખવી પડી.

બ્રિટિશ રાજસભાએ સાયમન કમિશન નીમ્યું તેમાં એકે હિંદીને લીધો નહિ એટલે વળી દેશમાં અસંતોષ જાગ્યો. અને બીજી સંસ્થાઓ સાથે મળીને મહાસભાએ સાંસ્થાનિક સ્વરાજ્યવાળું બંધારણ ઘડ્યું. સરકારે કંઈ દાદ દીધી નહિ એટલે ૧૯૨૯માં લાહોરની મહાસભાએ પૂર્ણ સ્વરાજ્યનું ધ્યેય સ્વીકાર્યું. ૧૯૩૦માં આખરી લડત શરૂ કરી. ૧૯૩૧માં મહાસભા તથા સરકાર વચ્ચે સંધિ થઈ અને ગાંધીજી ગોળમેજીમાં જઈ આવ્યા. ધાર્યા પ્રમાણે ગોળમેજી નિરર્થક 'નીવડી' અને ૧૯૩૨માં લડત પાછી ચાલુ કરવી પડી. તે ૧૯૩૪ લગી ચાલી અને પાછી તત્કાળ બંધ રાખી. ૧૯૩૦થી ૧૯૩૨ની લડતમાં લાખો સ્ત્રીપુરુષો તથા બાળકો પણ જેલમાં ગયાં, લાઠીમાર ખાધો, બીજો ત્રાસ વેઠ્યો તથા મિલકત ખોઈ. ગોળીબારને પરિણામે ઘણા માર્યા ગયા. સત્યાગ્રહીઓએ વ્યવસ્થા તથા સહનશક્તિ ઠીક બતાવી અને મોટે ભાગે અહિંસક રહ્યા, પણ પૂર્ણ સ્વરાજ્યની પ્રાપ્તિ ન થઈ.

કરાંચીની મહાસભાએ પ્રજાના પ્રાથમિક હકની ખાતરી આપી છે અને આર્થિક તથા સામાજિક કાર્યક્રમ ઘડ્યો છે. આરોગ્ય સચવાય એવી પરિસ્થિતિ, મર્યાદિત 'કલાકનું' કામ, ઝઘડા પતાવવાનાં યોગ્ય સાધન, વૃદ્ધાવસ્થા, મંદવાડ તથા

બેકારીના પરિણામોથી બચાવ તથા મહાજન બાંધવાને અધિકાર વગેરે મજૂરનાં હિતની એણે રક્ષા કરી છે. ખેડૂતોને જમીનમહેસૂલ ઓછું કરવાની અને જરૂર હોય તો તદ્દન કાઢી નાખવાની એણે ખાતરી આપી છે. જમીનમાંથી મળતી શુદ્ધ આવક ઉપર કર નાખવાની તથા અમુક મર્યાદાથી વધારે આવક આપનારી મિલકત ઉપર મરણકર નાખવાની, લશ્કરી તથા મુલકી ખર્ચ ખૂબ ઓછું કરવાની અને રાજ્યના નોકરોને બહુ તો માસિક રૂ. ૫૦૦નો પગાર આપવાની તેણે ભલામણ કરી છે. પરદેશી કાપડનો બહિષ્કાર, દેશી ઉદ્યોગનું સંરક્ષણ, માદક પદાર્થોનો નિષેધ, મુખ્ય ઉદ્યોગો ઉપર રાજ્યનો અંકુશ, દેવાદાર ખેડૂતોની રાહત, ચલણ અને હુંડિયામણની દેશહિતાનુસાર વ્યવસ્થા અને નાગરિકોના લશ્કરી શિક્ષણની પણ તેણે સૂચના કરી છે. ૧૯૩૪માં મુંબઈમાં ભરાયેલી મહાસભાએ ગ્રામઉદ્યોગનું સંજીવન, ગામડાંની પુનર્ઘટના, અસ્પૃશ્યતાનો નાશ, કોમી એકતા, દારૂબંધી, રાષ્ટ્રીય શિક્ષણ, મજૂર તથા ખેડૂતોનું સંગઠન ઇત્યાદિ વિષે ઠરાવો કર્યા છે, પ્રાથમિક સભ્યોની સંખ્યાના પ્રમાણમાં પ્રતિનિધિઓની સંખ્યા ઓછી કરી છે અને ચૂંટાયેલા સભ્ય તથા અમલદારો અંગમહેનત કરે અને કાયમ ખાદી પહેરે એવો આગ્રહ રાખ્યો છે. આમ મહાસભાએ ભારે કામગીરી કરી છે પણ હજી તેને ઘણું કરવાનું બાકી છે. પચાસ વરસ પહેલાં વાવેલા બીજમાંથી વિશાળ તરુવર ઊગ્યો છે.

જેમણે આ મહાન સંસ્થાનું બીજ રોપ્યું તથા જેમણે અથાક પરિશ્રમ અને સ્વાર્પણથી તેને પોષી, તેમની સેવાનુ પણ આ પ્રસંગે આપણે આભારની લાગણીથી પૂજ્યભાવે સ્મરણ કરવુ જોઈએ. પચાસ વરસ ઉપર એક નાનો છોડ રોપાયો હતો તેની શાખાઓ આ વિશાળ દેશમાં સર્વત્ર ફરી વળી છે અને અસંખ્ય સ્ત્રીપુરુષોના આત્મભોગથી અંકુરિત થઈ છે. સ્વાતંત્ર્યનુ ફળ આવતાં સુધી એ ઝાડને અધિક સેવા તથા સ્વાર્પણથી પોષવું કે જેથી કુદરતની ધારણા અનુસાર ભારતવર્ષ સમૃદ્ધ બને એ પાછળ રહેલા લોકોની ફરજ છે.

આ પુસ્તકમાં મહાસભાના વિકાસનો વૃત્તાંત આપ્યો છે. લેખકનું મહાસભા વિષેનું જ્ઞાન તથા અનુભવ વિશાળ છે. તેના છેલ્લા છેલ્લા ઇતિહાસમાં તેમણે ઠીક ઠીક ભાગ પણ ભજવ્યો છે. બનાવ બન્યા પછી લખનાર અને નોંધાયેલી બિનાને આધારે નિર્ણય બાંધનારા અનાસક્ત ઇતિહાસકાર તે નથી. પોતાની આંખે તેમણે એ બધું જોયું છે. કેવળ જ્ઞાનપૂર્વક જ નહિ પણ શ્રદ્ધાપુર્વક તે લખે છે એટલે એના નિર્ણય એમના પોતાના છે, પણ એકેએક પ્રસંગે મહાસભાની કાર્યવાહક સમિતિના પણ છે એમ કોઈ ન માને. પરંતુ આશા છે કે તેમાં હકીકતોની સાચી નોંધ છે અને તે રાષ્ટ્રના ચાલુ ઇતિહાસના અભ્યાસીઓને ઉપયોગી થઈ પડશે.

તા. ૧૨-૧૨-'૩૫ રાજેન્દ્રપ્રસાદ

## પ્રકરણ ૧ લું

## મહાસભાનો જન્મ

૧

ભારતની પરાધીનતા—ઈસ્ટ ઇંડિયા કંપની—તેના વહીવટની સામાયિક તપાસ—તેણે પ્રાપ્ત કરેલા મુલકો—પાર્લામેન્ટનું નિયમન—૧૮૩૩નો ચાર્ટર એક્ટ—અંગ્રેજી કેળવણી—છાપાના કાયદાઓ—પંજાબ અને સિંધ ખાલસા—૧૮૫૭નો બળવો—રાણીનો ઢંઢેરો—હથિયારબંધીનો કાયદો—દુકાળ અને યુદ્ધ—ખેડૂતોની રાજકીય ફરિયાદ—હ્યુમ અને વેડરબર્ન—બીજા બળવાનો ભય—એક રાષ્ટ્રીય સંમેલનની હ્યુમે કરેલી કલ્પના—તેમનો કલકત્તાના ગ્રેજ્યુએટોને કાગળ—મહાસભા પૂર્વેના આગેવાનો—બંગાળનું 'બ્રિટિશ ઇંડિયન એસોસિયેશન', ૧૮૫૧—મુંબઈનું એસોસિયેશન—દક્ષિણ હિંદમાં 'મહાજન સભા'—પૂનાની 'સાર્વજનિક સભા'—બંગાળનું 'ધી ઇંડિયન એસોસિયેશન', ૧૮૭૬—લોર્ડ લિટનનો પીછેહઠ કરાવનારો અમલ—૧૮૮૩ની આલ્બર્ટ હાલની રાજકીય પરિષદ—અખિલ હિંદ સંસ્થાની જરૂર—હ્યુમે ૧૮૮૫માં કરેલી શરૂઆત

૨

મહાસભા—રાષ્ટ્રીય પુનરુત્થાન—રામમોહન રાય અને તેમનો જમાનો—તેમનું હિંદ અને ઇંગ્લંડમાં મહાન કાર્ય—પાશ્ચાત્ય સંસ્કૃતિની અસર—બ્રહ્મસમાજ—તેમાં પડેલા તડ—આર્યસમાજ—થિયોસોફીની હિલચાલ—એ બન્નેની અસર—શ્રીરામકૃષ્ણ મિશન—મહાસભા સર્વ પ્રવૃત્તિઓનું એકીકરણ

૩

હ્યુમની મૂળ યોજના: રાજકારણને બદલે સમાજસુધારો—લૉર્ડ ડફરીનની સલાહ: સમાજસુધારાને બદલે રાજકારણ—પ્રથમ પરિપત્ર—ઇંગ્લંડમાં હિંદી પાર્લમેન્ટરી કમિટીની સ્થાપના—મહાસભાનું પ્રથમ અધિવેશન.

૪

મહાસભાનું સાચું સ્વરૂપ—બીજી ગોળમેજ પરિષદ સમક્ષ ગાંધીજીએ કરેલું મહાસભાનું વર્ણન ૧૯૩૩.

૧

મહાસભાનો ઇતિહાસ એ સાચી રીતે હિંદની મુક્તિની લડતનો ઇતિહાસ છે. સૈકાઓથી હિંદ ભારેહલકી અનેક પ્રકારની પરદેશી ધૂંસરી નીચે દબાતું આવ્યું છે. મહાસભાએ પચાસ વર્ષ સુધી આ સૈકાજૂની પરાધીનતામાંથી ભારતને મુક્ત કરવાનો પ્રયત્ન કર્યો છે. ભારતમાં આવેલા પશ્ચિમના એક વેપારીમંડળના પ્રવેશથી ભારતની પરાધીનતાનો છેલ્લો તબક્કો શરૂ થાય છે.

લગભગ સો વરસની વેપારની અને રાજકીય પ્રવૃત્તિ દરમ્યાન ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ હિંદુસ્તાનના મુલકના ઘણા ભાગો કબજે કર્યા અને સાથે સાથે વેપાર કરવા ઉપરાંત રાજકર્તાના હકો પણ ભોગવવા માંડ્યા. ૧૭૭૨ની સાલ પછી કંપનીની બધી પ્રવૃત્તિ પર બ્રિટિશ પાર્લામેન્ટની ઝીણવટભરી દેખરેખ શરૂ થઈ, અને દર વીસ વરસે કંપનીનો વેપારનો પટો ફેરવી આપતાં પહેલાં બ્રિટિશ સરકાર તરફથી તેના વહીવટની તપાસ થવા લાગી. કંપનીની પ્રવૃત્તિમાંનો વેપારનો વહેવાર જેમ જેમ ઓછો થતો ગયો અને રાજકીય વહેવાર વધતો ગયો, તેમ તેમ બ્રિટિશ સરકારની તપાસ વધારે ઝીણવટભરી અને ઊંડી થતી ગઈ. કંપનીના હિંદુસ્તાનના મુલકના કારભાર પર રોજિંદી સીધી દેખરેખ

આમ શરૂ થઈ એમ તો ન કહી શકાય. પરંતુ હિંદુસ્તાનના પ્રશ્નની પૂર્ણ વિગતોનો અભ્યાસ કરનારા, ઈસ્ટ ઇન્ડિયા કંપનીના વહીવટના કાર્યક્રમ અને તેના અમલ વિષે ખબરદારીથી ધ્યાન આપનારા અને તે કાર્યક્રમને તેમજ તેના અમલની ખામીઓને ચર્ચા તથા સુધારાને માટે પાર્લામેન્ટ આગળ વખતસર રજૂ કરનારા બ્રિટિશ રાજપુરુષોની વાણ નહોતી. એડમન્ડ બર્ક, શેરિડન અને ફોક્સ એ ત્રણ રાજપુરુષોએ અઢારમા સૈકાના છેલ્લા ચરણમાં કંપનીના વહીવટમાં લીધેલા ઊંડા રસને પરિણામે કંપનીના વહીવટદારોનાં દુષ્કૃત્યો તરફ બ્રિટિશ પ્રજાનો લોકમત જાગૃત થઈ કેન્દ્રિત થયો. તેમણે વૉરન હેસ્ટિંગ્સ પર ઉમરાવોની સભા સમક્ષ માંડેલી ફરિયાદનો હેતુ પાર ન પડ્યો છતાં તેને લીધે હિંદુસ્તાનમાં ચાલતાં દમન અને જુલમ સારી પેઠે બહાર આવ્યાં. દર વીશ વરસને ગાળે કંપનીનો વેપારનો પટો ફેરવતા પહેલાં થતી રાજકીય તપાસને પરિણામે કેટલાક મહત્ત્વના અને ભવિષ્ય પર ભારે અસર કરનારા સિદ્ધાન્તોનું પ્રતિપાદન થતું; પરંતુ તે સિદ્ધાન્તોનો અમલ ભાગ્યે જ થતો. જેમકે, કંપનીએ પોતાના તાબા હેઠળનો મુલક વધારવાનો જરા પણ પ્રયત્ન કરવો નહિ એવી નીતિ અનેક વખત નક્કી કરવામાં આવી હતી; છતાં જ્યારે જ્યારે એ નિયમનનું ઉલ્લંઘન થઈ શકે એવી કોઈ તક મળતી અથવા જાણીબૂજીને ઊભી કરવામાં આવતી ત્યારે કંપનીના વહીવટદારો મુલકનો વિસ્તાર કરવાનું ચૂકતા નહિ. ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ હિંદુસ્તાનનો મુલક જે રીતે મેળવ્યો તેનો ઇતિહાસ અનેક કાળાં અને છળકપટભરેલાં કૃત્યોથી, માનવસ્વભાવમાં રહેલાં લોભ અને હીનતાના પ્રદર્શનથી અને અનેક વચનભંગો તથા તૂટેલા કરારોથી ભરેલો છે. તે ઇતિહાસ ઉકેલવાની આ સ્થળે જરૂર નથી, કે તે સમયે હિંદીઓએ પરસ્પર બતાવેલી બેઇમાની કે એકબીજાને કરેલા દગાની ખોજ કરવાની પણ અહીં આવશ્યકતા નથી, તેમજ કંપનીના વહીવટદારોએ કંપનીના ડિરેક્ટરોને મેળવી આપેલા નફા ઉપરાંત પોતાને માટે એકઠી કરેલી અઢળક દોલતો કેમ મેળવી તેની તપાસમાં ઊંડા ઊતરવાની પણ જરૂર નથી. અહીં એટલું જ સૂચવવું બસ થશે કે વરાળયંત્ર અને બીજાં

યત્રોની શોધનો પૂરો લાભ લઈને ઓગણીસમા સૈકામાં દુનિયાના ઉદ્યોગ પર સામ્રાજ્ય મેળવવાને માટે જરૂરી મૂડીનો પાયો બલ્કે એ મૂડીનો મોટો ભાગ આ દોલતોમાંથી જ ઇંગ્લંડે પ્રાપ્ત કર્યો

ઈ સ ૧૭૭૪માં પસાર કરવામાં આવેલા 'રેગ્યુલેટિંગ ઍક્ટ'થી કંપનીના ડિરેક્ટરો ઉપર એક 'બોર્ડ ઑફ કન્ટ્રોલ' અને કાઉન્સિલની સલાહથી આખા હિંદનો વહીવટ ચલાવનાર એક ગવર્નર જનરલની નિમણૂક કરવામાં આવી એ કાયદાથી પહેલી જ વખતે બ્રિટિશ પાર્લામેન્ટ હિંદુસ્તાનમાં પ્રાપ્ત થયેલા મુલકના વહીવટ માટે થોડી જવાબદારી સ્વીકારી બ્રિટિશ પાર્લામેન્ટનું આ નિયમન દિવસે દિવસે વધતું ગયું અને ઈ સ ૧૭૮૫માં બીજો કાયદો કરવામાં આવ્યો તે ઉપરાંત કંપનીના વેપારનો પટો તેના હિંદી મુલકના વહીવટની પુરતી તપાસ પછી ૧૭૯૩, ૧૮૧૩, ૧૮૩૩ અને ૧૮૫૩ની સાલોમાં ફેરવવામાં આવ્યો ૧૮૩૩માં પટો ફેરવતી વખતે કાયદામાં એવું ઠરાવવામાં આવ્યું કે, 'એ મુલકનો કોઈ પણ વતની અથવા તે મુલકમાં વસતો કોઈ પણ બ્રિટિશ પ્રજાજન માત્ર તેના ધર્મ, જન્મસ્થાન, વંશ અને વર્ણ એ સઘળાને કારણે અથવા તે પૈકી ગમે તે એકને કારણે કંપનીના કોઈ પણ સ્થાન અને હોદ્દાને માટે તેમજ કંપનીમાં રોજગાર મેળવવાને ગેરઅધિકારી ઠરશે નહિ" આ કલમનો અર્થ કંપનીના ડિરેક્ટરોની સભાએ નીચે પ્રમાણે કર્યો

"ડિરેક્ટરોની આ કોર્ટ આ કલમનો એવો અર્થ સમજે છે કે હિંદુસ્તાનમાં રાજકર્તાઓની એક જુદી ન્યાત અથવા એક જુદો વર્ગ ઊભો કરવો નહિ વળી કંપનીની નોકરીની લાયકાતને માટે બીજાં ગમે તે ધોરણો ઠરાવવામાં આવે તો પણ જાતિ કે ધર્મના ભેદનો તે ધોરણોમાં સમાવેશ કરવો નહિ તેમજ કોઈ પણ બ્રિટિશ પ્રજાજનને — પછી તે હિંદી, બ્રિટિશ કે મિશ્ર ગમે તે જાતિનો હોય — તે બીજી બધી રીતે લાયક હોય, તો હિંદમાં બિનસનદી નોકરીઓમાં રોકવામાં આવતા નોકરોને સામાન્ય રીતે મળી શકતી કોઈ જ યા પ્રાપ્ત કરવાના અધિકાર માંથી તેને બાદ રાખવામાં આવશે નહિ એટલું જ નહિ પણ સનદી નોકરીઓમાંથી પણ તેને બાદ રાખવામાં નહિ આવે"

એ જ કાયદાથી કંપનીને હિંદુસ્તાનમાં વેપાર કરવાને માટે મળેલા બધા હકો રદ કરવામાં આવ્યા અને તેથી કંપની ત્યારથી માત્ર વેપાર કરનારી એક પેઢી મટી જઈને પૂર્ણપણે રાજ્ય ચલાવનારી સત્તા બની.

આ જ સમયે હિંદમાં અંગ્રેજી કેળવણી દાખલ કરવાની બાબતમાં મોટો ઊહાપોહ શરૂ થયો. હિંદમાંથી રાજા રામમોહન રાય અને અંગ્રેજો પૈકી મેકોલેના પૂર્ણ અનુમોદનને પરિણામે હિંદીઓને હિંદી ભાષાઓ અને સાહિત્યની કેળવણી આપવાને બદલે અંગ્રેજી કેળવણી આપવાનો નિર્ણય થવાથી. એ ઊહાપોહ શાંત થયો, અને આમ આજે કેળવણીની જે પદ્ધતિ હિંદુસ્તાનમાં પ્રચલિત છે તેનો પાયો નંખાયો.

એ જમાનામાં હિંદમાં ખાસ વર્તમાનપત્રો જેવું કશું નહોતું. જે કંઈ વર્તમાનપત્રો ચાલતાં હતાં તે અંગ્રેજો જ ચલાવતા અને તેમાંના કેટલાકને હિંદુસ્તાનમાંથી હદપાર પણ કરવામાં આવેલા. લૉર્ડ વિલિયમ બેન્ટિકનો ગવર્નર જનરલ તરીકેનો અમલ કેટલાક સુધારાઓને માટે વિખ્યાત થયો છે. તેમજ તેના અમલ દરમિયાન છાપાંવાળાઓ પર પણ રહેમનજર રહેતી. બેન્ટિક પછીના ગવર્નર જનરલ સર ચાર્લ્સ મેટકાફે છાપાંઓ અને છાપખાનાંઓ ઉપરના પ્રતિબંધો દૂર કર્યા. છાપાંઓની એ સ્વતંત્રતા ૧૮૫૭ના બળવાના સમયના થોડાક ગાળા સિવાય લૉર્ડ લિટનના અમલ સુધી કાયમ રહી.

૧૮૩૩ અને ૧૮૫૩ ના ગાળામાં સિન્ધ અને પંજાબ જીતી લેવામાં આવ્યાં. તે પછી બિનવારસ મરણ પામેલા દેશી રાજાઓના મુલકો ખાલસા કરવાની તથા ગેરવહીવટને કારણે અયોધ્યાનું રાજ્ય ખાલસા કરવાની લૉર્ડ ડેલહાઉસીની નીતિને પરિણામે કંપનીના મુલકનો વિસ્તાર આજે બ્રિટિશ હિન્દનો પ્રદેશ છે તેટલો થયો. આર્થિક શોષણને પરિણામે લોકોની ગરીબાઈ વધવાથી, મુલકોના મુલકો ખાલસા થવાથી અને પરદેશી રાજ્ય હોવાથી પ્રજામાં સારી પેઠે વિરોધ અને અસંતોષ ઉત્પન્ન થયાં. એ અસંતોષ અને વિરોધને પરિણામે ૧૮૫૭ માં પરદેશી રાજ્યની ધૂંસરી ફેંકી દેવાનો છેલ્લો હથિયારબંધ પ્રયત્ન થયો. એ

પ્રયત્નના મૂળમાં કંઈક ધાર્મિક હેતુ હતો એ નિર્વિવાદ છે. પરંતુ અકબર અને ઔરંગઝેબના વંશજ દિલ્લીના નામના શહેનશાહની આસપાસ અને પૂનાના પેશ્વાના વંશજની આસપાસ હિંદી રાજસત્તા પુનઃ સ્થાપવાનો પ્રયત્ન કરનારાં બધાં બળો એકત્ર થયાં હતાં આ હકીકત બતાવે છે કે આ બળવો ૧૭૫૭ના પ્લાસીના યુદ્ધ પછીના સો વરસના ગેરવહીવટ દરમિયાન કરવામાં આવેલાં બધાં દુષ્કૃત્યોનું જ માત્ર પરિણામ નહોતું પણ હરેક દેશના અને હરેક સમાજના માણસોના હૃદયમાં નિરંતર વાસ કરતી પોતાના જ લોકોનું રાજ્ય પોતાને માથે હોય એ સ્વાભાવિક ભાવનાનું પણ પરિણામ હતું આ બળવો નિષ્ફળ ગયો પણ તેની સાથે ઈસ્ટ ઇંડિયા કંપનીને પણ લેતો ગયો, અને હિંદુસ્તાનનો રાજવહીવટ બ્રિટિશ તાજના છત્ર નીચે બ્રિટિશ પાર્લામેન્ટના હાથમાં સોંપાયો એ પ્રસંગે જાહેર થયેલા રાણીના ઢંઢેરાથી શાન્તિ અને વિશ્વાસનું ઠીક ઠીક વાતાવરણ પેદા થયું. એ વાતાવરણને પરિણામે દેશમાં શાન્તિ સ્થપાઈ. જે કંઈ વિરોધ બાકી રહ્યો હતો તે આધાર વિનાનો થઈ ગયો દેશનો ઉમરાવવર્ગ, ખાસ કરીને મુસલમાન ઉમરાવવર્ગ કચડાઈને સાફ થઈ ગયો. એવો કોઈ નામનો પણ સત્તાધારી ન રહ્યો કે જેની આસપાસ ૧૮૫૭ના બાદશાહના જેવા બીજા કોઈ બાદશાહને માટે ભવિષ્યમાં નવાં બળો એકત્ર થઈ શકે બ્રિટિશ રાજને કૃપાળુ વિધિના માંગલિક નિર્માણ તરીકે સ્વીકારી લેવામાં આવ્યું. આવી પડેલું સમાધાનપૂર્વક સ્વીકારી લેવાના પોતાના સ્વભાવ અનુસાર ભારતવર્ષે નવી પરિસ્થિતિમાં સમાધાન માની લીધું.

હિંદનો વહીવટ બ્રિટિશ તાજના છત્ર હેઠળ જવા છતાં તેમાં ઝાઝો ફેરફાર થયો નહિ. અપવાદ માત્ર એટલો જ કે એ વહીવટની એકધારી શાન્તિમાં દખલરૂપ એકે લડાઈ વીસ વરસ સુધી થઈ નહિ.

આનો અર્થ એ સમજવાનો નથી કે દેશમાં અસંતોષ કે અશાન્તિ નહોતાં હિંદના રાજવહીવટમાં મોટી ખામીઓ ચાલુ રહી અને હિંદ પ્રત્યે સહાનુભૂતિવાળા મિ. હ્યુમ જેવા અનેક

અધિકારીઓએ તે બધી ખામીઓનો નિર્દેશ કરી તેમને સુધારવાનો પ્રયત્ન કર્યો.

પાછળ જણાવ્યું છે કે ૧૮૩૩ના કાયદાથી લાયક હિંદીઓને કોઈ પણ હોદ્દાને માટે યોગ્ય ઠરાવવામાં આવ્યા હતા વીસ વર્ષ પછી ૧૮૫૩માં કંપનીનો પટો ચાલુ રાખવાની ચર્ચા દરમિયાન પાર્લામેન્ટમાં ચોખ્ખું જાહેર થયું કે, ૧૮૩૩ના કાયદાથી હિંદીઓને કંપનીના કોઈ પણ હોદ્દાને માટે લાયક ગણવાનો સિદ્ધાન્ત સ્વીકારવામાં આવેલો હોવા છતાં તે સિદ્ધાન્તનો અમલ જરા પણ થયો નથી — કોઈ પણ હિંદીને કોઈ પણ જાતનો હોદ્દો તે વખત સુધીમાં મળ્યો નથી. મુલકી નોકરીઓ માટે ઉમેદવારો પસંદ કરવા માટે પરીક્ષાની પદ્ધતિ ૧૮૫૩માં દાખલ કરવામાં આવી. તે વખતે એવો વાંધો રજૂ કરવામાં આવ્યો હતો કે એ પદ્ધતિથી હિંદીઓની સામે બહુ મોટી મુશ્કેલી ઊભી થાય છે. કેમકે અકસ્માત એકાદ જગા મળી જાય એવી અનિશ્ચિત અપેક્ષા ઉપર આધાર રાખી હિંદી વિદ્યાર્થીઓ અંગ્રેજ વિદ્યાર્થીઓ સાથે તેમનાં જ ભાષા અને સાહિત્યની પરીક્ષામાં બેસવા ઇગ્લંડ સુધી જાય એ સંભવ બહુ ઓછો છે. એમ છતાં થોડાક હિંદીઓ દરિયો ખેડીને વિલાયત ગયા અને એ પરીક્ષાઓમાં સફળ પણ થયા, ત્યારે લૉર્ડ સેલિસબરીએ પરીક્ષામાં બેસવા માટે જરૂરી ઉમ્મર ઘટાડી. હિંદી વિદ્યાર્થીઓને આ પરીક્ષાઓનો પૂરો લાભ મળે તે માટે કેટલાક અંગ્રેજોની મદદથી હિંદીઓ એવી માગણી કરતા હતા કે આ પરીક્ષાઓ હિંદ અને ઇગ્લંડમાં એકી સાથે લેવાવી જોઈએ. એ વાત તો દૂર જ રહી પણ પરીક્ષામાં બેસવાને જરૂરી ઉમ્મર ઘટવાથી હિંદી વિદ્યાર્થીઓની મુશ્કેલીઓમાં એક મોટો વધારો થયો. અસંતોષનાં આ કારણોમાં બીજાં ઉમેરાતાં ગયાં. મેટકાફના જમાનાથી દેશી ભાષાનાં વર્તમાનપત્રો અંગ્રેજી વર્તમાનપત્રોના જેટલી જ સ્વતંત્રતા ભોગવતાં હતાં લૉર્ડ લિટને દેશીભાષાનાં એ વર્તમાનપત્રોની એ સ્વતંત્રતા લઈ લીધી. તેણે જ હથિયારબંધીનો કાયદો પણ અમલમાં મૂકયો. હથિયારબંધીના કાયદાથી હિંદીઓનો હથિયાર ધારણ કરવાનો અધિકાર તો ગયો જ પણ સાથે સાથે હિંદી અને યુરોપિયનો

વચ્ચે એ કાયદામાં રાખવામાં આવેલો ભેદ હિંદીઓના હૃદયમાં શૂળની માફક ખૂંચવા લાગ્યો.

એ જ અરસામાં પડેલા દુકાળોથી એટલું પુરવાર થયું કે આખા ભારતવર્ષમાં લાખો લોકો ધાન્યની તાણથી નહિ પણ ધાન્ય ખરીદ કરવાના સાધનને અભાવે મરણને શરણ થાય છે. આ ઉપરાંત સરકારે અફઘાનોની સાથે એક ખરચાળ યુદ્ધ કર્યું. અધૂરામાં પૂરું જ્યારે દેશ દુકાળ અને મરણના જડબામાં સપડાયો હતો ત્યારે દિલ્હીમાં મોટો દરબારનો જલસો કરવાની હિંદુસ્તાનની સરકારને દુર્બુદ્ધિ સૂઝી. એ જ દરબારમાં ઇંગ્લંડની રાણીએ હિંદની સામ્રાજ્ઞીનું પદ ધારણ કર્યું. "આખા દેશમાં આર્થિક અને રાજકીય કારણોને લીધે અસંતોષ તીવ્ર થતો જતો હતો અને તેથી અશાન્તિ વધતી જતી હતી. આમપ્રજાને પડતી હાડમારી અને થોડા સ્વાર્થી લોકોની નઠોર બેપરવાઈના સંયોગથી પ્રજાનાં અસંતોષ અને અશાન્તિનું પરિણામ ભયાનક થઈ પડે એવી પરિસ્થિતિ ઊભી થઈ."

મિ. હ્યુમે સર ઑકલેન્ડ કૉલવિનને લખેલા પ્રસિદ્ધ પત્રમાં વર્ણવી છે તે "જીવનની રોજની હાડમારીઓથી" ખેડૂત પાયમાલ થતો જતો હતો. તેની હાડમારીઓને અંગે નીચેની ચાર બાબતો પર દર્દભરી ફરિયાદો રજૂ કરવામાં આવી હતી: (૧) ખરચાળ અને અગવડભરી દીવાની કોર્ટો, (૨) લાંચિયું અને જુલમી પોલીસખાતું, (૩) મહેસૂલની સખત પદ્ધતિ અને (૪) હથિયારબંધીના તથા જંગલના કાયદાઓનો કડક અને ખૂંચે એવો અમલ. આ હાડમારીઓ ટાળવાને લોકોએ નીચેના ચાર ઉપાયો યોજવા સરકારને વીનવી: (૧) ઝડપથી થોડા ખરચે અને ચોક્કસ ન્યાય મળે એવી ન્યાયની વ્યવસ્થા, (૨) જેમના પર મિત્રભાવે રક્ષણને માટે આધાર રાખી શકાય એવી પોલીસ, (૩) ખેડૂતોની જરૂરિયાતોને વખતોવખત અનુકૂળ થઈ શકે અને તેમની પરિસ્થિતિ મહાનુભૂતિપૂર્વક વિચારે એવી મહેસૂલની પદ્ધતિ અને (૪) હથિયારબંધીના અને જંગલના કાયદાઓનો ઓછો કડક અમલ. આ વિનવણીઓ એળે ગઈ. ૧૮૮૧થી શરૂ થતા દશકાની શરૂઆતમાં આ સ્થિતિ ચાલતી હતી. એ પ્રરિસ્થિતિનું

વર્ણન કરતાં સર વિલિયમ વેડરબર્ન કહે છે કે, 'બ્રિટિશ નોકરશાહીએ પ્રજાને નવી છૂટછાટ મળે તે અટકાવવાનો પોતાનાથી બનતો બધો પ્રયત્ન કર્યો હતો. એટલું જ નહિ, પણ છાપાની સ્વતંત્રતાના, જાહેર સભાઓ મેળવવાના, સ્થાનિક સ્વરાજ્યના અધિકારના, અને વિદ્યાપીઠોની સ્વતંત્રતાના વગેરે આગળના ઉદાર રાજકર્તાઓએ બક્ષેલા હકો પણ તર્ક મળતાં તે નોકરશાહીએ ખૂંચવી લીધા હતા.' સર વિલિયમ આગળ જતાં જણાવે છે કે, 'આવાં દમનશીલ, આપખુદ અને પીછેહટ કરનારાં પગલાંથી અને રશિયાની પોલીસના જુલમોના જેવા જુલમોથી લૉર્ડ લિટનના અમલ દરમિયાન હિંદ બળવાની અણીએ પહોંચી ગયું હતું. પરંતુ મિ. હ્યુમને એ જ ઘડીએ વચ્ચે પડવાની શુભ પ્રેરણા થઈ.' એથી પણ વિશેષ, મિ. હ્યુમને રાજકીય અસંતોષ બળવાનું સ્વરૂપ ધારણ કરતો જાય છે એ વિષેનો મજબૂત પુરાવો મળ્યો હતો. જુદા જુદા જિલ્લાઓમાંથી અનેક લોકોએ પોતપોતાના ધર્મના આગેવાનો પર મોકલેલા સંદેશાઓ અને પત્રો પરથી તૈયાર કરવામાં આવેલા રિપોર્ટનાં સાત પુસ્તકો મિ. હ્યુમના હાથમાં આવ્યાં. તે ઉપરથી મિ. હ્યુમને માલૂમ પડ્યું કે ઘણા જિલ્લાઓમાં અસંતોષ ધૂંધવાઈને બળવાનો ભડકો નીકળી ઊઠે એવી પરિસ્થિતિ ઊભી થઈ છે. લૉર્ડ લિટનના અમલના છેવટનાં વર્ષોમાં આ રિપોર્ટો તૈયાર થયેલા. રિપોર્ટમાંની હકીકતો જિલ્લા, તાલુકા અને તાલુકાના વિભાગો તથા તે તે વિભાગોનાં શહેરો અને કસ્બાઓ વાર તારવવામાં આવી હતી. આ રિપોર્ટો પરથી કોઈ સંગઠિત બળવાની યોજના મિ. હ્યુમની નજરે ચડી હતી એવું માની લેવાની જરૂર નથી. હકીકત એટલી જ હતી કે હતાશ થઈ, જીવ પર આવી લોકો 'કંઈક' કરવાની મનોદશા પર આવી ગયા હતા. આ 'કંઈક'નો અર્થ 'એકી વખતે અનેક પ્રકારના છૂટાછવાયા ગુનાઓ કરવા, જુલમી લોકોનાં ખૂન કરવાં, શરાફો અને બજારો લૂંટવાં' એટલો જ હતો. અપેક્ષા એવી હતી કે આ અંધાધૂંધી દરમિયાન બીજાં બળો એકત્ર થવાથી રાષ્ટ્રવ્યાપી સુવ્યવસ્થિત બળવો બની જાય. આવા પ્રકારનાં તોફાનો મહારાષ્ટ્રના ખેડૂતોએ મુંબઈ ઇલાકામાં કરેલાં

પણ માર્ગે. આ સમસ્ત પરિસ્થિતિનું યોગ્ય તોલન કરી આ બધા ધૂંધવાતા અસંતોષને યોગ્ય માર્ગે વાળવાની હ્યુમે જરૂર જોઈ. એને જ પરિણામે હિંદીઓનું એક રાષ્ટ્રીય મંડળ રચવાની ભાવના તેમના હૃદયમા જાગી. એ હેતુ પાર પાડવાને માટે ૧લી માર્ચ, ૧૮૮૩ને દિવસે તેમણે કલકત્તા યુનિવર્સિટીના ગ્રેજ્યુએટોને હૃદયને હચમચાવી મૂકે એવો એક પત્ર લખ્યો. એ પત્રમા તેમણે માત્ર પચાસ ચારિત્ર્યવાન, હિંમતવાળા, સંયમી, નિ:સ્વાર્થી અને સેવાની ભાવનાથી કંઈક કરવાની ધગશવાળા, માણસોની માગણી કરી તેમણે જણાવ્યુ કે, 'આવી સંસ્થાનો પાયો નાખવાને માત્ર પચાસ ચારિત્ર્યવાન માણસો મળી જાય તો પછીનો વિકાસ પ્રમાણમાં બહુ સહેલો છે.' એ પચાસ માણસો સમક્ષ તેમણે લોકતંત્રના તત્ત્વ પર રચાયેલુ બંધારણ, અંગત સ્વાર્થના ત્યાગ અને 'તમારામાં જે વડામાં વડો હોય તે તમારો સેવક થાઓ' એ સિદ્ધાન્ત, આદર્શ તરીકે રજૂ કર્યો. હ્યુમે ગોળ ગોળ વાતો ન કરતાં તેમને સાફ જણાવી દીધુ કે:

"એટલા લોકો જો પોતાનો આરામ અને મોજમજા છોડી ન શકે તો તરતમા પ્રગતિની આશા રાખશો નહિ અને એનો અર્થ એ પણ સમજજો કે હિંદને પોતાને માથે છે તેનાથી સારી રાજ્યવ્યવસ્થા જોઈતી નથી અને તેને માટે તે યોગ્ય પણ નથી"

આ સ્મરણીય પત્રનો છેવટનો ભાગ આ રહ્યો:

"જો દેશના આગળ પડતા અને વિચારવાન લોકો પણ એટલા પામર હોય અથવા પોતાના અંગત સ્વાર્થમાં એટલા રચીપચી ગયેલા હોય કે પોતાના દેશનું કાર્ય કરવાને માટે પ્રવૃત્ત ન જ થઈ શકે, તો તેમને નીચા રહેવું પડે કે તેમને પરદેશીઓ કચરે એ તદ્દન યોગ્ય અને સ્વાભાવિક છે; કેમકે એથી વધારે તેમની યોગ્યતા નથી. પ્રત્યેક પ્રજાને તેની યોગ્યતાના ચોક્કસ પ્રમાણમા જ સારી કે નરસી રાજ્યવ્યવસ્થા પ્રાપ્ત થાય છે. તમારા વર્ગના, દેશના નવનીત જેવા અને ભારે કેળવણી પામેલા લોકો પણ જો અંગત આરામ અને હલકા સ્વાર્થી ઉદ્દેશોને ફગાવી દઈને પોતાને માટે અને પોતાના દેશને માટે વિશેષ સ્વતંત્રતા મેળવવાને, નિષ્પક્ષપાત રાજવહીવટ સિદ્ધ કરવાને અને દેશના કારોબારની વ્યવસ્થામાં વધારે હિસ્સો મેળવવા માટે આગ્રહપૂર્વક પ્રયાસ કરી શકતા ન હોય તો એનો અર્થ એટલો જ કે અમે તમારા મિત્રો જે કહીએ છીએ તે ખોટું

છે અને અમારા વિરોધીઓ કહે છે તે સાચું છે, લૉર્ડ રિપનની તમારા કલ્યાણ માટેની ઉદાર આકાંક્ષાઓ વ્યર્થ અને સ્વપ્નવત્ છે, તેમજ હાલ તરતને માટે તો પ્રગતિની આશા રાખવી નકામી છે. એનો અર્થ એ પણ ખરો કે હિંદ જે રાજવહીવટના અમલ તળે છે તેનાથી સારો અમલ તેને જોઈતો નથી કે તે માટે તેની યોગ્યતા નથી. અને એ જ જો સાચું હોય તો પછી નાહક ઝઘડા ન કરો, નાહક બાળકોની માફક રિસાઈને ફરિયાદો ન કરો કે અમને નાદાન ગણીને આંગળી પકડીને દોરવામાં આવે છે, અમને સ્વતંત્ર ફરવાની છૂટ નથી તમારી પામરતાથી તમે તમારી નાદાની પુરવાર કરો છો. પુખ્ત વયના માણસો તો કાર્ય કેમ કરવું તે જાણે છે. પછી નાહક બડબડાટ ન કરો કે મહત્ત્વના અધિકારોને માટે તમારે બદલે અંગ્રેજોને પસંદગી મળે છે. તમારામાં જો જાહેર કાર્યો કરવાને માટે જરૂરનો ઉત્સાહ અને પ્રેરણા ન હોય, સામાજિક કલ્યાણને માટે અંગત સ્વાર્થને વશ રાખીને પ્રવૃત્ત થવાના ઉચ્ચ કોટિના પરમાર્થનો તમારામાં અભાવ હોય, અંગ્રેજોએ જે સ્વદેશપ્રેમને પરિણામે આજે પોતાનું સ્થાન સિદ્ધ કર્યું છે તેવો સ્વદેશપ્રેમ પણ તમારા હૃદયમાં વસતો ન હોય તો તમારે બદલે તેમની પસંદગી થાય, તેઓ તમારા પર સરસાઈ ભોગવે અને તમારા પર રાજ્ય કરે એ જ સ્વાભાવિક અને અપરિહાર્ય છે. જ્યાં સુધી સ્વાર્થના ત્યાગથી અને નિ:સ્વાર્થ સેવાથી જ મુક્તિ અને સુખ પ્રાપ્ત થાય છે એ ભાન તમને ન થાય તેમજ તે રીતે કાર્ય કરવાને તમે પ્રવૃત્ત ન થાઓ, ત્યાં સુધી એ લોકો તમારા રાજકર્તા રહેવાના જ, તમારી પાસે વેઠ કરાવવાના જ; પછી ભલે તેમની ધૂંસરી તમને ગમે તેટલી ડંખે."

મહાસભાનો જન્મ થયો તે પહેલાં જ કેટલાક આગેવાનોએ પોતાની મહેનતથી હિંદના જાહેરજીવનનો પાયો નાંખ્યો હતો. મહાસભાના જન્મની બીજી વિગતોનું વર્ણન કરતાં પહેલાં તે આગેવાનોનું સ્મરણ કરી લેવાની આપણી ફરજ છે.

બંગાળમાં ૧૮૫૧માં 'બ્રિટિશ ઇંડિયન એસોસિયેશન' શરૂ કરવામાં આવેલું. અનેક વર્ષો સુધી એ મંડળ મારફતે ડૉ. સત્યેન્દ્રલાલ મિત્ર અને રામગોપાલ ઘોષ જેવા પુરુષોએ જાહેર સેવાઓ કરી હતી. લગભગ પચાસ વર્ષ સુધી આ મંડળ સમર્થ અને પ્રવૃત્તિમાન સંસ્થા રહી. મુંબઈમાં જાહેરજીવનનું અંગ 'બોમ્બે એસોસિયેશન' નામનું મંડળ હતું. એની કારકિર્દી બંગાળના મંડળ કરતાં જરા ટૂંકી નીવડી પરંતુ સર મંગળદાસ નાથુભાઈ અને નવરોજી ફરદુનજી જેવા આગેવાનોની દોરવણીથી

બંગાળના મંડળ જેટલું જ સમર્થ અને પ્રભાવશાળી કાર્ય તેણે પાર પાડ્યું. એ મંડળના મૂળ સ્થાપકો દાદાભાઈ નવરોજી અને જગન્નાથ શંકર શેઠ હતા. પરંતુ ગયા સૈકાના એંશીતેરમા વર્ષથી શરૂ થતા દશકા દરમિયાન 'ઇસ્ટ ઇન્ડિયા એસોસિયેશને' એ મંડળને પાછળ પાડી દીધું. દક્ષિણમાં જાહેરજીવનની સાચી શરૂઆત 'હિંદુ'ની સ્થાપનાથી થઈ. એ પ્રસિદ્ધ વર્તમાનપત્રના માનનીય સ્થાપકોમા એમ. વીરરાઘવાચારિયર, ઑનરેબલ રંગૈયા નાઇડુ, જી. સુબ્રહ્મણ્ય આયર અને એન. સુબારાવ પંતુલુ જેવા પુરુષો હતા. મદ્રાસમાં 'હિંદુ' પત્રની સ્થાપના થઈ તે જ અરસામાં પૂનામાં સ્થપાયેલી 'પૂના સાર્વજનિક સભા'એ મહારાષ્ટ્રમાં જાહેર પ્રવૃત્તિઓની જવાબદારી માથે લીધેલી. એ મંડળના સંચાલનમાં રાવબહાદુર કે. એલ. નુલકર અને એસ. એચ. ચિપલુનકર જેવા પ્રસિદ્ધ પુરુષોએ ભાગ લીધો હતો.

ત્યાર પછી બંગાળામાં ૧૮૭૬માં 'ઇંડિયન એસોસિયેશન'ની સ્થાપના થઈ. એ મંડળને પ્રેરણા આપનાર અને તેના પ્રાણરૂપ સુરેન્દ્રનાથ બેનરજી અને પ્રથમ મંત્રી આનંદ મોહન બોઝ હતા. અહીં એટલું યાદ રાખવું જરૂરનું છે કે ૧૮૭૦ થી ૧૮૮૦ના ગાળા દરમિયાન હિંદનું જાહેર જીવન બરાબર સંગઠિત નહોતું છતાં તેની અસર સરકાર પર પહોંચવા માંડી હતી. વર્તમાન-પત્રોએ એ અસર પહોંચાડવામાં પોતાનું યોગ્ય અને સમર્થ સ્થાન સંભાળી લીધું હતું. મુખ્યપણે દેશી ભાષાઓમાં ૧૮૭૫ની સાલમાં કંઈ નહિ તો ૪૭૫ વર્તમાનપત્રો પ્રસિદ્ધ થતાં હતાં. તે જ અરસામાં દેશને સારે નસીબે સુરેન્દ્રનાથ બેનરજીને સિવિલ સર્વિસમાંથી અકસ્માત છૂટા કરવામાં આવ્યા. છૂટા થઈને તરત જ ઉત્તર હિંદુસ્તાનમાં તેઓ રાજકીય આન્દોલન માટે પહેલી વખતે જ ફર્યા. એ મુસાફરી દરમિયાન પંજાબ અને વાયવ્ય પ્રાંતોમાં (સંયુક્ત પ્રાંતમાં) તે ફરી વળ્યા. ૧૮૭૭ના મહાન દિલ્લી દરબારમાં હાજર રહી હિંદના મુખ્ય રાજાઓ અને આગેવાન લોકોને પણ તે મળ્યા. એમ માનવામાં આવે છે કે સુરેન્દ્રનાથને એક વિશાળ રાજકીય સંમેલન યોજવાની ભાવના હિંદના રાજાઓ અને પ્રજાનો આ ભવ્ય દરબાર જોઈને થઈ. લૉર્ડ સૅલિસબરીએ

સિવિલ સર્વિસની પરીક્ષા માટેની ઉંમર ઘટાડીને ૧૯ ની કરીને જે અન્યાય કર્યો હતો તે વિષે લોકમત જાગૃત કરવાને માટે સુરેન્દ્રનાથ ૧૮૭૮માં મુંબઈ અને મદ્રાસ જઈ આવ્યા. એ જ પ્રશ્ન પર આમની સભા આગળ રજૂ કરવાને માટે આખા હિંદની એક અરજીની યોજના પણ તે જ મુલાકાત દરમિયાન તેમણે કરી.

આ જ અરસામાં દેશી ભાષાઓનાં વર્તમાનપત્રોનો કાયદો, અફઘાન યુદ્ધ, સુતરાઉ કાપડ ઉપરની જકાત રદ કરવાનો કાયદો, વગેરે અન્યાયી પગલાંઓથી પ્રસિદ્ધ થયેલો લૉર્ડ લિટનનો પીછેહટ કરનારો અમલ શરૂ થયો. લૉર્ડ લિટન પછી લૉર્ડ રિપન વાઈસરૉય થયા. તેમણે અફઘાનિસ્તાનના અમીર સાથે સુલેહ કરીને દેશીભાષાઓનાં વર્તમાનપત્રોનો કાયદો રદ કરીને, સ્થાનિક સ્વરાજ્યના અધિકારો આપીને અને ઇલબર્ટ બિલ દાખલ કરીને નવો પ્રગતિનો યુગ શરૂ કર્યો. છેલ્લું ગણાવેલુ બિલ હિંદુસ્તાનની સરકારના તે વખતના લૉ મેમ્બર મિ. ઇલબર્ટે ૧૮૮૩માં રજૂ કર્યું હતું. એ બિલનો હેતુ યુરોપિયન તેમજ અમેરિકન ગુનેગારો પર કેસ ચલાવવા માટેનો હિંદી મૅજિસ્ટ્રેટો સામેનો પ્રતિબંધ દૂર કરવાનો હતો. આ બિલથી હિંદના ઍંગ્લો ઇંડિયનોને ભારે રોષ ચઢ્યો. તેમાંના કેટલાક તો 'ગવર્નમેન્ટ હાઉસના ચોકીદારો પર હુમલો કરી, વાઈસરૉયને ઉઠાવી જઈ, ચાંદ પાલ ઘાટ પરથી એક સ્ટીમરમાં તેને ચડાવી દઈ કેપને રસ્તે વિલાયત રવાના કરી દેવાનું' કાવતરું રચ્યું. આ કાવતરામાં કલકત્તાના ઘણા ઍંગ્લો ઇન્ડિયનોએ ભાગ લીધો હતો. તેમણે પ્રતિજ્ઞા કરી હતી કે 'સરકાર જો ઇલબર્ટ બિલ પસાર કરવાના આગ્રહને વળગી રહે તો ઉપર જણાવેલી યોજના કોઈ પણ ભોગે પાર પાડવી.' આખરે ૧૮૮૩માં મૂળ બિલ પડતું મૂકવામાં આવ્યું, અને તેને બદલે માત્ર ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટો અને સેશન જજોને યુરોપિયનો સામેના મુકદ્દમા ચલાવવાના અધિકારના સિદ્ધાન્તનો માંડ સ્વીકાર કરવામાં આવ્યો. લૉર્ડ રિપન નિવૃત્ત થઈને હિંદુસ્તાનથી સ્વદેશ પાછા ફર્યા ત્યારે દેશના એક છેડાથી બીજા છેડા સુધી લોકોએ તેમને એવી ભાવભરી અને ભવ્ય વિદાય આપી કે

અંગ્રેજોની આંખ ઉઘડી ગઈ. સુરેન્દ્રનાથે પોતાના 'એ નેશન ઇન ધિ મેકીંગ' માં સર ઑકલૅન્ડ કૉલવિનના ઉદ્ગારો નોંધ્યા છે કે "આ જ જો સત્ય હોય તો એનો અર્થ શો?"

ઇલ્બર્ટ બિલની સામે અંગ્રેજો ઇન્ડિયનોએ મેળવેલા જયથી હિંદીઓ જાગ્રત થઈ ગયા. તેમને તરત જ ભાન થયું આ બિલની સામેના વિરોધની પાછળ જાતિની સર્વોપરીનું અભિમાન અને તેને કાયદામાં કાયમ રાખવાની ભાવના હતી. આ પ્રસંગમાંથી તે જમાનાના જાહેર સેવકો સંગઠનના પાઠો શીખ્યા, અને તરત જ ૧૮૮૩માં કલકત્તાના 'આલ્બર્ટ' હૉલમાં એક મોટી રાજકીય પરિષદ ભરવામાં આવી. એ પરિષદમાં સુરેન્દ્રનાથ બેનરજી અને આનંદમોહન બોઝ બન્ને હાજર હતા. પરિષદના પ્રારંભિક પ્રવચનમાં સુરેન્દ્રનાથે હિંદના રાજકીય ધ્યેયની પ્રાપ્તિને માટે એક વિશાળ રાજકીય સંસ્થા સારુ દિલ્હીનો દરબાર નમૂનારૂપ છે એવો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો. અંબિકાચરણ મજમુદાર પોતાના 'ધિ ઇન્ડિયન નેશનલ રેવોલ્યુશન' નામના પુસ્તકમાં લખે છે કે, "તે અનન્ય દર્શનની આ પુસ્તકના લેખકની સ્મૃતિ પર આજે પણ સ્પષ્ટ છાપ છે. પરિષદના ત્રણે દિવસો દરમિયાન ભારે ઉત્સાહનો અનુભવ થયો. એ પરિષદને અંતે દરેકને નવી પ્રેરણા અને નવો પ્રકાશ મળ્યાં." એ પરિષદ પછીના વર્ષમાં કલકત્તામાં એક આંતરરાષ્ટ્રીય પ્રદર્શન ભરવામાં આવ્યું. રેવરંડ જોન મરડોક એવી માન્યતા પ્રદર્શિત કરે છે કે હિંદીઓને એ પ્રદર્શન પરથી મહાસભાથી કલ્પના સૂઝી. ૧૮૮૧માં મદ્રાસમાં 'મદ્રાસ મહાજન સભા'ની સ્થાપના થઈ અને મદ્રાસના લોકોએ પોતાની એક પ્રાંતિક પરિષદ ભરી. પશ્ચિમમાં એ જ વખતે 'બૉમ્બે પ્રેસિડન્સી એસોસિયેશન'ની શરૂઆત થઈ. એ સંસ્થાના સંસ્થાપકો ફિરોજશાહ મહેતા, તેલંગ અને તૈયબજી હતા.

આમ એટલું તો સ્પષ્ટ છે કે હિંદને એક રાષ્ટ્રવ્યાપી સંસ્થાની જરૂર લાગવા માંડી હતી. અખિલ હિંદ મહાસભાનો વિચાર પ્રથમ કોણે ફેલાવ્યો એ રહસ્યનો ઉકેલ જડતો નથી. દિલ્હીના દરબારમાંથી અને કલકત્તાના આંતરરાષ્ટ્રીય પ્રદર્શનમાંથી એક રાષ્ટ્રવ્યાપી સંમેલનની કલ્પના કેટલાકને સૂઝી એ ઉપર જણાવ્યું જ

છે. એમ પણ કહેવાય છે કે ૧૮૮૪માં મદ્રાસમાં ભરાયેલા થિયૉસૉફિકલ કન્વેન્શન પછી સત્તર માણસોએ ભેગા મળીને આવા રાષ્ટ્રવ્યાપી સંમેલનનો પ્રથમ વિચાર કર્યો. સિવિલ સર્વિસમાંથી નિવૃત્ત થયા પછી ડેવિડ હ્યુમે શરૂ કરેલા 'ઇન્ડિયન યુનિયન'ની પણ કંઈક મદદ મહાસભાની પહેલી બેઠક બોલાવવામાં થઈ હતી. પરંતુ મહાસભાનું મૂળ ગમે તે હો, એની કલ્પના પહેલવહેલી ગમે તેણે કરી હો, આપણે તો એટલો જ નિર્ણય કરીશું કે એ કલ્પના આખા વાતાવરણમાં વ્યાપેલી હતી. આવી એક સંસ્થાની આવશ્યકતા બધાને લાગવા માંડી હતી, અને મિ. ડેવિડ હ્યુમે સભા બોલાવવાનું પહેલુ પગલું ભર્યું હતું. વળી, આપણે એટલો નિર્ણય પણ કરી શકીએ છીએ કે, ૧૮૮૫ના માર્ચમાં હિંદનું પ્રથમ રાષ્ટ્રીય સંમેલન તે જ વરસના ડિસેંબરમાં પૂના મુકામે ભરવાની જાહેરાત કરતો પત્ર ફેરવવામાં આવ્યો, ત્યારે શરૂઆતમાં વાતાવરણમાં વ્યાપી રહેલી જે એક કલ્પનામાત્ર હતી અને હિંદની ચારે દિશામાં વસતા વિચારવાન લોકો જે કલ્પનાથી એક જ દિશામાં વિચાર કરતા થયા હતા, તે કલ્પનાએ ચોક્કસ મૂર્ત સ્વરૂપ ધારણ કર્યું અને તે સ્વરૂપમાંથી એક સ્પષ્ટ રાજકીય કાર્યક્રમનો અવતાર થયો.

## ૨

દેશમાં જાગ્રત થતાં જતાં રાજકીય અંશો અને પ્રજાને સાલતું રાજકીય પરતંત્રતાનું ભાન એ બે જ કારણોથી મહાસભાનો જન્મ થયો છે એમ માની લેવું બરાબર નથી. મહાસભાની શરૂઆત રાજકીય ધ્યેયની પ્રાપ્તિને માટે થઈ છે એ તો નિર્વિવાદ છે. પરંતુ રાષ્ટ્રીય પુનરુત્થાનના વિશાળ પ્રયત્નનું તે એક અંગ બની અને સાથે સાથે રાષ્ટ્રના નવજીવનનાં તત્ત્વોને સંગઠિત કરવાનું સાધન નીવડી એ હકીકત ભુલાવી ન જોઈએ. મહાસભાના જન્મ પહેલાં પચાસ વરસથી રાષ્ટ્રમાં નવા ચેતનનું ખમીર પ્રસરવા માંડ્યું હતુ. સાચું જોતાં છેક રાજા રામમોહન રાયના જમાનાથી જ રાષ્ટ્રનું પુનરુત્થાન શરૂ થઈ ચૂક્યું હતુ અને તેના નવવિકાસનાં ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં. રામમોહન રાયને

એક રીતે હિંદી રાષ્ટ્રભાવનાના પેગમ્બર અને અર્વાચીન હિંદના પિતા ગણી શકાય તેમની દૃષ્ટિ દીર્ઘ અને દર્શન વિશાળ હતું એ સાચુ છે કે, તેમની સમાજસુધારાની પ્રવૃત્તિઓમા તે જમાનાની સામાજિક-ધાર્મિક પરિસ્થિતિ પર તેમનુ લક્ષ ખાસ રોકાયુ હતું, છતા તે જમાનામા પોતાના દેશને સહેવા પડતા ઘોર રાજકીય અન્યાયોનુ તેમને તીવ્રપણે ભાન હતુ અને એ અન્યાયોની સામે દાદ મેળવવાને તેમણે વેળાસર સખત પરિશ્રમ કર્યો હતો રામમોહન રાયનો જન્મ ૧૭૭૬મા થયો અને ૧૮૩૩મા ઇગ્લંડના બ્રિસ્ટલ શહેરમા તેઓ વિદેહ થયા સતી અથવા સહગમનના રિવાજને નાબૂદ કરતા અને હિંદમા પાશ્ચાત્ય વિદ્યાનુ શિક્ષણ દાખલ કરતા બે મહાન સુધારાઓ સાથે તેમની કીર્તિ જોડાયેલી છે હિંદીઓને માટે કળવણીની કઈ પદ્ધતિ બ્રિટિશ સરકારે અખત્યાર કરવી એ વિષય પર ૧૮૩૦થી ૧૮૩૫ના ગાળામા ચાલેલી તીવ્ર ચર્ચામા રામમોહન રાયે અગ્ર ભાગ લીધો હતો લડનની કોર્ટ ઑફ ડાયરેક્ટર્સની ભલામણોથી વિરુદ્ધ જઈને લૉર્ડ વિલિયમ બેન્ટિક ૧૮૩૫મા પાશ્ચાત્ય વિદ્યાના પક્ષમા પોતાનો નિર્ણય આપવાથી એ ચર્ચા શાત થઈ ગવર્નર જનરલે આપેલો આ નિર્ણય ઘણે અશે રામમોહન રાયના પાશ્ચાત્ય વિદ્યા તરફના પક્ષપાતને અને તેમની તે જમાનાના લોકમત પરની લાગવગને આભારી હતો જિંદગીના છેવટના વર્ષોમા તેમણે ઇગ્લડની મુસાફરી કરી સ્વતત્રતાની તેમની તમન્ના એટલી ઊંડી હતી કે કેપ ઑફ ગુડ હોપ પહોચતા જ અગ્રેજ વહાણ પરથી એક ફ્રેન્ચ વહાણ પર જવાની તેમણે હઠ લીધી કેમકે એ ફ્રેન્ચ વહાણ પર ફરકતા સ્વતત્રતાના ધ્વજને તેઓ નમન કરવા ઇચ્છતા હતા ફ્રેન્ચ વહાણ પરના વાવટાના દર્શન થતા જ તેમણે 'જય જય સ્વતત્રતાના ધ્વજનો જય' એવો ભાવપૂર્વક ઉદ્ગાર કર્યો મોગલ બાદશાહના એલચી તરીકે લંડનમા તેના દાવાની રજૂઆત કરવાને તેઓ ઇગ્લડ ગયા હતા છતા હિંદી પ્રજાની ફરિયાદો આમની સભાની એક કમિટી આગળ રજૂ કરવાની તેમણે તક સાધી કમિટી સમક્ષ તેમણે ત્રણ નિબધો રજૂ કર્યા (૧) હિંદની મહેસૂલની પદ્ધતિ વિષે (૨) હિંદમા

ચાલતી ન્યાયની પદ્ધતિ વિષે અને (૩) હિંદની આર્થિક સ્થિતિ વિષે. લંડનમાં એક મોટો ખાણાનો મેળાવડો કરી ખુદ ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ તેમનું સન્માન કર્યું. ૧૮૩૨માં પાર્લામેંટમાં જ્યારે ચારટર ઍક્ટની ચર્ચા ચાલતી હતી, ત્યારે તેમણે પ્રતિજ્ઞા કરી કે જો આ કાયદો પસાર ન થાય, તો બ્રિટિશ હિંદનું પોતાનું વતન છોડી સ્વતંત્ર અમેરિકામાં જઈને રહેવું. પોતાના જમાનામાં છાપાંઓનું તીવ્રમાં તીવ્ર દમન તેમણે જોયું. આગળના વખતના છાપાંઓ પરના સખત પ્રતિબંધો દૂર કરી 'લૉર્ડ હેસ્ટિંગ્સે શરૂ કરેલા હિંદી વર્તમાનપત્રોના શુભ દિવસો હિંદી સિવિલ સર્વિસના એક સભ્ય મિ. જૉન ઍડમ્સ થોડા સમયને માટે ગવર્નર જનરલની ગાદીએ આવવાથી ૧૮૨૩માં પૂરા થયા.' પરિણામે એ જ મહિનાની નોટિસથી 'કલકત્તા જર્નલ'ના તંત્રી મિ. બકિંગહામને હિંદમાંથી હદપાર કરવામાં આવ્યા અને તેના મદદનીશ મિ. સૅનફર્ડ આરનોટને તેની ઑફિસમાંથી પરહેજ કરી તરત જ એક વિલાયત જતા વહાણમાં રવાના કરી દેવામાં આવ્યા. એ બે જણે પ્રચલિત રાજવહીવટ સામે કેટલીક ટીકા કરી હતી એ જ તેમની સામેની સખતાઈનું કારણ હતું. '૧૮૨૩ની ૧૪મી માર્ચે દેશી અને ઍંગ્લો ઇન્ડિયન વર્તમાનપત્રો માટે એક ઑર્ડિનન્સ જાહેર કરવામાં આવ્યો. એ ઑર્ડિનન્સથી વર્તમાનપત્રો પર કડક ચોકી દાખલ થઈ અને છાપું શરૂ કરવાનો ઇરાદો રાખતા માલિકો અને પ્રકાશકોએ આગળથી ગવર્નર જનરલનો પરવાનો મેળવવો એવું ઠરાવવામાં આવ્યું.

રામમોહન રાયે બે વકીલો રોકીને આ ઑર્ડિનન્સનો વિરોધ કર્યો પરંતુ તે નિષ્ફળ જતાં તેમણે ઇંગ્લંડના રાજાને તે વિરુદ્ધ અરજી કરી. ત્યાં પણ તેમનું કશું વળ્યું નહિ. પરંતુ તેમણે નાખેલાં બીજનું ફળ તેમને ૧૮૩૫માં મળ્યું. તે વરસમાં સર ચાર્લ્સ મેટકાફે હિંદી વર્તમાનપત્રો પરના પ્રતિબંધો વળી પાછા દૂર કર્યા. ઇંગ્લંડના વસવાટ દરમિયાન રામમોહન રાયને, સતીના કાયદા સામે તેમના વિરોધીઓએ દાખલ કરેલી અપીલ પાર્લામેંટે રદ કર્યાથી અને ચારટર ઍક્ટ પસાર થયો તેથી એક પ્રકારનું સમાધાન મળ્યું.

બિનવારસ રાજાઓની વિધવાઓને દત્તક લેવાનો અધિકાર ન આપતા તેમના રાજ્યો ખાલસા જાહેર કરવાની લોર્ડ ડેલહાઉસીની નીતિને પરિણામે જે રોષ પ્રગટી નીકળ્યો તે જ જેને 'ઇન્ડિયન મ્યુટિની'ને નામે ઓળખવામાં આવે છે તે બળવાનું મૂળ કારણ હતુ એ 'બળવા'નો ઇતિહાસ સુવિદિત છે બળવો દબાઈ ગયા પછી ૧૮૫૮મા યુનિવર્સિટીઓની અને ૧૮૬૧થી ૧૮૬૩ના ગાળામા હાઈકોર્ટો અને ધારાસભાની સ્થાપના કરવામા આવી. 'બળવા' પહેલા જ 'વિધવા પુનર્લગ્નના કાયદા' પસાર કરવામા આવ્યા હતો આ પ્રમાણે ૧૮૬૦થી ૧૮૭૦ના વર્ષો દરમિયાન પાશ્ચાત્ય વિદ્યા તથા સાહિત્ય સાથે ભારતવર્ષનો ઘાડો સપર્ક શરૂ થયો કાયદાઓ અને નિયમો ઘડવાની પદ્ધતિના ક્ષેત્રમા પાશ્ચાત્ય કાયદાના તત્ત્વો અને લોકનિયુક્ત ધારાસભાઓની પદ્ધતિ દાખલ થવાથી નવા યુગની શરૂઆત થઈ પાશ્ચાત્ય સસ્કૃતિના ગાઢ સપર્કને લીધે તેની સીધી અસર નીચે આવેલા હિંદના લોકોના વિચારો અને ભાવનાઓમા ભારે પરિવર્તન થયુ રામમોહન રાયના જમાનામા વેરાયેલા ધાર્મિક સુધારાના બીજો ચારે તરફ અકુરિત થવા લાગ્યા રામમોહન રાય પછી તેમની સસારસુધારાની પ્રવૃત્તિનો વારસો કેશવચદ્ર સેને સભાળી લીધો તેમણે બ્રહ્મસમાજના સિદ્ધાંતોને નવુ સ્વરૂપ આપી દૂર દૂર સુધી ફેલાવ્યાં કેશવે મદ્યનિષેધ પ્રવૃત્તિમા પણ પોતાનુ ધ્યાન પરોવ્યુ અને ઇગ્લડના મદ્યનિષેધક સુધારકોની સાથે રહીને એ પ્રવૃત્તિને તેમણે આગળ ધપાવી તેમના જ પરિશ્રમથી ૧૮૭૨નો સિવિલ મૅરેજ ઍક્ટના નામથી ઓળખાતો કાયદો અમલમા આવ્યો એ કાયદો નામનો જ સિવિલ મૅરેજ ઍક્ટ કહી શકાય કારણ કે ધાર્મિક વિધિ વિના લગ્ન કરવાની ઇચ્છાવાળા પક્ષોને એનાથી ઝાઝી સગવડ મળતી નથી પોતે હિંદુ ખ્રિસ્તી, મુસલમાન, પારસી કે યહૂદી નથી એવુ જાહેર કરનારને જ એ પ્રકારનુ ધાર્મિક વિધિ વિનાનુ કાયદેસરનુ લગ્ન કરવાની એ કાયદાથી સગવડ મળે છે પરંતુ એ કાયદાએ પોતાની મર્યાદામા રહીને બાળલગ્નનો નિષેધ કર્યો છે અનેક પત્ની કરવાના રિવાજને ફોજદારી ગુનો ગણ્યો છે, વિધવાવિવાહને સમતિ આપી છે અને વર્ણાન્તર લગ્નોને

માન્ય નાખ્યા છે આ ઉપરાંત કેશવચંદ્રે કન્યાઓની લગ્નની ઉંમર વધારવાને માટે એક કાયદાનો ખરડો તૈયાર કર્યો એ ખરડામાં લગ્નને માટે કન્યાઓની આવશ્યક ઉમર ચૌદ વર્ષની સ્વીકારવામાં આવી છે પરંતુ કેટલાક વખત પછી કેશવચંદ્રે પોતાની કન્યાના કુચબિહારના મહારાજા સાથે બાળલગ્ન કરવાથી બ્રહ્મસમાજમાં ફાટ પડી શરૂઆતમાં કેશવચંદ્રની સાથે મતભેદ કરનારા બ્રહ્મસમાજના એક વર્ગે આ બાળલગ્નનો વિરોધ કરી આનંદમોહન બોઝની આગેવાની હેઠળ 'સાધારણ બ્રહ્મસમાજ' નામની નવી શાખા શરૂ કરી આ જ આનંદમોહન આગળ જતા ૧૮૯૮ની મહાસભાની બેઠકના પ્રમુખ થયા હતા એ હકીકત ધ્યાનમાં ગણવા જેવી છે મગાળની બ્રહ્મસમાજની અમર શાખા દેશ પર ફરી વળી મુંબઈમાં માધવ ગોવિંદ રાનડેની આગેવાની નીચે 'બ્રહ્મસમાજ'ની પ્રવૃત્તિ 'પ્રાર્થનાસમાજ'ના નામથી શરૂ થઈ રાનડેએ જ હિંદના પશ્ચિમ વિભાગમાં 'સમાજ સુધારા' પરિષદની પ્રવૃત્તિ શરૂ કરી હતી અને એ જ પ્રવૃત્તિ મહાસભાના એક અંગ રૂપે લાંબા સમય સુધી ચાલુ રહી હતી બ્રહ્મસમાજની સુધારાની પ્રવૃત્તિની એક વિશેષતા વીસરવી ન જોઈએ પાશ્ચાત્ય વિચારોથી અંજાઈને બ્રહ્મસમાજીઓ દેશના જૂના રિવાજોની અને શ્રદ્ધાઓની અવગણના કરતા પાશ્ચાત્ય વિચારો તેમજ સુધારકોની સાથે સરકારની રાજકીય પ્રતિષ્ઠા મળે એ જૂના રિવાજોની અવગણના કરનારામાં એક જાતનો લાભ જ હતો રાષ્ટ્રની પ્રકૃતિથી વિરુદ્ધની સુધારકોની આ વલણો સામે પ્રતિકાર થાય એ તદ્દન સ્વાભાવિક હતું દક્ષિણમાં થિયોસોફીની પ્રવૃત્તિએ અને ઉત્તરમાં આર્યસમાજે પશ્ચિમની છાયાથી સુધારકોની પ્રવૃત્તિમાં પેઠેલી નાસ્તિકતાનો પ્રતિકાર કર્યો એ બે પ્રવૃત્તિઓનું વલણ પ્રખર રાષ્ટ્રવાદનું હતું પરંતુ આર્યસમાજની પ્રવૃત્તિ તેના સ્વદેશપ્રેમની ઉગ્રતાને લીધે વધારે બની હતી વેદનું પ્રામાણ્ય સ્વીકારવા છતાં અને વૈદિક સંસ્કૃતિની શ્રેષ્ઠતાના સિદ્ધાંતનું પ્રતિપાદન કરવા છતાં આર્યસમાજનો ઉદાર સમાજસુધારાની સામે જરા પણ વિરોધ નહોતો પ્રાચીન પ્રણાલિ પ્રત્યેના અનુરાગની સાથે સુધારાનો આગ્રહ રાખી સમાજે હિંદુ ધર્મના

ચાલતા આવેલા રિવાજોમાંનાં ઉચ્ચ તત્ત્વોનો અને નવા વિચારોની અસરના વાતાવરણનો ઉત્તમ મેળ સાધી પ્રજાના પૌરુષને વીર્યવાન બનાવ્યું. બ્રહ્મસમાજે અનેક દેવોનાં જૂથ, મૂર્તિપૂજા અને અનેક પત્નીઓ કરવાના રિવાજની સામે જેવું યુદ્ધ આરંભ્યું હતું તેવું જ યુદ્ધ આર્યસમાજે પણ કેટલાંક પ્રચલિત સામાજિક દૂષણો અને હિંદુ સંસ્કૃતિમાં પેસી ગયેલા ધાર્મિક વહેમો સામે ચલાવ્યું. પરંતુ પશ્ચિમની અસરને લીધે ખુદ આર્યસમાજમાં પણ બે વિભાગો પડી ગયા. ગુરુકુલ પક્ષે બ્રહ્મચર્યના વૈદિક આદર્શનો તથા ધાર્મિક સેવાના આદર્શનો આગ્રહ રાખ્યો જ્યારે બીજા પક્ષે અર્વાચીન પાશ્ચાત્ય વિચારમાનું ગ્રહણ થઈ શકે તેવું ગ્રહણ કરી અર્વાચીન પદ્ધતિની શિક્ષણસંસ્થાઓ દ્વારા સમાજનો ઉદ્ધાર કરવાનો પ્રયાસ કર્યો. ધર્મને માટે શહીદ થયેલા સ્વામી શ્રદ્ધાનંદ ગુરુકુલ પક્ષના તત્ત્વોના અને રાષ્ટ્રકાર્યને વરેલા વીર લજપતરાય બીજા પક્ષના તત્ત્વોના આગ્રહી પ્રચારક હતા. થિયોસોફિકલ સોસાયટીનો ઉદ્દેશ આર્યસમાજના ઉદ્દેશથી જરા નોખો હતો. સમસ્ત જગતના બધા ધર્મોનો અને પંથોનો મહાનુભૂતિપૂર્વક અભ્યાસ કરી, પૂર્વની સંસ્કૃતિના મહાન અને ઉચ્ચ તત્ત્વોનું શોધન કરી, તેમની ફરી સ્થાપના કરવાનો તેનો આશય હતો. આ ઉચ્ચ આશય માટેના ઉત્સાહથી પ્રેરાઈને જ મિસિસ બિસેન્ટે તીર્થધામ વારાણસીમાં એક કૉલેજ શરૂ કરી આંતર-રાષ્ટ્રીય બંધુત્વની ભાવનાની ખિલવણી કરવાની સાથે થિયોસોફીએ પશ્ચિમના બુદ્ધિવાદને તેની મર્યાદા બતાવી અને પશ્ચિમના પંડિતો તેમજ વિદ્યાર્થીઓને આકર્ષી શકે એવું એક કેંદ્ર ભારતવર્ષમાં જમાવ્યું.

મહાસભાના જન્મની પૂર્વે રાષ્ટ્રીય પુનરુત્થાનને બંગાળમાંથી શ્રી રામકૃષ્ણ પરમહંસની નવી પ્રેરણા મળી. શ્રી રામકૃષ્ણને પોતાનો સંદેશ પૂર્વમાં અને પશ્ચિમમાં ફેલાવવાને માટે વિવેકાનંદ જેવા કુશળ શિષ્ય મળી ગયા. તેમણે જ પોતાના ગુરુના તત્ત્વોને સંસ્થાબદ્ધ કરી શ્રી રામકૃષ્ણ મિશનનું ભવ્ય તંત્ર ઊભું કર્યું. રામકૃષ્ણ મિશન એક પક્ષે જેમ માત્ર યોગસિદ્ધિની પાછળ પડેલી સંસ્થા નથી, તેમ બીજે પક્ષે માત્ર જે ઇંદ્રિયગમ્ય છે તેને જ સત્ય

માનનારી સંસ્થા પણ નથી. પરંતુ એ મિશન ગંભીર અધ્યાત્મવાદની સાથે લોકસંગ્રહ એટલે લોકસેવાના શ્રેષ્ઠ ધર્મના સ્વીકાર કરનારી સંસ્થા છે.

ઉપર વર્ણવેલી બધી પ્રવૃત્તિઓ સાચું જોતાં રાષ્ટ્રીય પુનરુત્થાનના બળવાન મહાપ્રવાહને સૌ સૌની રીતે પોષનારી નાની નદીઓરૂપ સમજવી જોઈએ. જૂના પૂર્વગ્રહો અને વહેમોનાં જાળાં સાફ કરી, પ્રાચીન શ્રદ્ધાને તેમજ વેદાંતનાં ભવ્ય આદર્શને નવું સ્વરૂપ આપી, તેને નવા જમાનાની રાષ્ટ્રભાવના સાથે એકરૂપ કરી, આ સમગ્ર પ્રવૃત્તિઓનો મેળ બેસાડવાનો ધર્મ રાષ્ટ્રને પ્રાપ્ત થયો હતો. હિંદી રાષ્ટ્રીય મહાસભા આ ભવ્ય કાર્ય પાર પાડવાને નિર્માઈ હતી. એ કાર્યની સાધના મહાસભાએ છેલ્લાં પચાસ વર્ષોમાં કેવી રીતે અને કેટલી કરી તે આપણે તપાસીએ.

## 3

રાષ્ટ્રને પ્રાપ્ત થયેલી આ વિશિષ્ટ પરિસ્થિતિમાં ઇન્ડિયન નેશનલ કૉંગ્રેસ — હિંદી રાષ્ટ્રીય મહાસભાની મહાન સંસ્થા યોજવાના વિચારનો જન્મ થયો. મિ. હ્યુમનો મૂળ ખ્યાલ એવો હતો કે કલકત્તાની 'ઇન્ડિયન ઍસોસિયેશન', મુંબઈની 'પ્રેસિડન્સી ઍસોસિયેશન', મદ્રાસની 'મહાજન સભા' જેવાં પ્રાન્તિક મંડળોએ રાજકીય પ્રશ્નો હાથ ધરવા અને પોતે કલ્પેલા અખિલ હિંદ રાષ્ટ્રીય સંમેલને સામાજિક પ્રશ્નો પર પોતાનું ધ્યાન એકાગ્ર કરવું. આ વિષયમાં મિ. હ્યુમે નવા જ આવેલા વાઇસરૉય લૉર્ડ ડફરીનની સલાહ લીધી. વ્યોમેશચંદ્ર બેનરજીએ હિંદી રાજકારણનો પરિચય કરાવવાને એક નાનું પુસ્તક ૧૮૯૮માં પ્રસિદ્ધ કર્યું છે. લૉર્ડ ડફરીને મિ. હ્યુમને આપેલી સલાહનો વૃત્તાંત તે પુસ્તકમાં અપાયો છે તેના કરતાં વિશેષ રોચક શબ્દોમાં આપવો શક્ય નથી. વ્યોમેશચંદ્ર જણાવે છે:

"અનેક લોકોને એની ખબર નહિ હોય કે હિંદી રાષ્ટ્રીય મહાસભાની મૂળ શરૂઆત અને ત્યાર પછીની તેની કાર્યપદ્ધતિ સાચું જોતાં મારકિવસ ઑફ ડફરીન ઍન્ડ આવા હિંદના વાઈસરોય હતા ત્યારે તેમણે આપેલી સલાહનું પરિણામ છે. મિ. એ. ઓ. હ્યુમ, સી. બી. એ

૧૮૮૪માં એવી કલ્પના કરી કે સામાજિક પ્રશ્નોની ચર્ચા કરવાને માટે તેમજ પરસ્પર મૈત્રી કેળવવાને માટે હિંદના આગેવાન રાજદ્વારી પુરુષોનું વરસમાં એક વાર સંમેલન કરવામાં આવે તો તેથી દેશને મોટો લાભ થાય. મિ. હ્યુમની ઇચ્છા એવી હતી કે આ સંમેલનની ચર્ચામાંથી રાજકીય પ્રશ્નોને બાદ રાખવા. તેમને ભય એ હતો કે હિંદભરમાંથી આગેવાન રાજદ્વારીઓ ભેગા મળીને રાજકારણની ચર્ચા કરે તો તે સમયે હસ્તી ધરાવતાં મુંબઈ, મદ્રાસ, કલકત્તા અને બીજા ભાગનાં રાજકીય મંડળોનું મહત્ત્વ ઘટી જશે. તે ઉપરાત તેમનો ખ્યાલ એવો હતો કે બ્રિટિશ અધિકારી વર્ગ અને બિનઅધિકારી હિંદી રાજદ્વારીઓ વચ્ચે એખલાસનો સબંધ બંધાય તે હેતુથી જે જે પ્રાંતમા આ સંમેલન ભરાય તે તે પ્રાંતના ગવર્નરને જ તેનું પ્રમુખપદ લેવાને વિનંતિ કરવી. ૧૮૮૪ના ડિસેમ્બરમા વાઈસરોયનું પદ સંભાળી લીધા પછી માર્ક્વિસ ઑફ ડફરીન ૧૮૮૫ની શરૂઆતમાં સીમલા ગયા ત્યારે મિ. હ્યુમે તેમની મુલાકાત લીધી. મિ. હ્યુમના મગજમાં તે વખતે ઉપર વર્ણવેલા ખ્યાલો જ ઘર કરી બેઠા હતા. લોર્ડ ડફરીને મિ હ્યુમના વિચારોમાં ઊંડો રસ બતાવ્યો અને થોડો સમય એ વિષે ચિંતન કર્યા પછી હ્યુમને પાછા બોલાવીને તેમણે જણાવ્યું કે તમારી કલ્પના બહુ ઉપયોગી નીવડે એવી નથી હિંદમાં આવ્યા પછી મને અહીંના વહીવટમાં એક મોટી ખામી દેખાઈ છે., ઇંગ્લંડની પાર્લામેન્ટમાં સરકારપક્ષ કરતાં લઘુમતીમાં હોવાથી સરકારની નીતિ પર સતત ચોકી રાખનાર અને તેની ટીકા કરનાર, જે 'વિરોધ પક્ષ' હોય છે તેની ગરજ સારે એવું એક પણ રાજદ્વારી મંડળ આ દેશમાં નથી વર્તમાનપત્રો છે ખરાં અને તેમાં સાચો લોકમત રજૂ થતો હોય તો પણ તેમના પર વિશ્વાસ રાખી શકાય એવું નથી. અંગ્રેજોને પોતાને વિષે અને તેઓ જે નીતિથી રાજ્ય ચલાવે છે તે નીતિ વિષે દેશના વતનીઓ શું ધારે છે તેની સ્વાભાવિક રીતે કશી જ માહિતી મળતી નથી તેથી અંગ્રેજોના હિતને ખાતર તેમ જ હિંદી પ્રજાના હિતને ખાતર હિંદી રાજદ્વારીઓ વરસમાં એક વાર એકત્ર થઈને સરકારના વહીવટની ખામીઓ બતાવે તેમજ તે કેમ સુધારવી તે વિષે સૂચનાઓ કરે એ બહુ ઇચ્છવા યોગ્ય છે. તમે સૂચવો છો તેમ એવાં સંમેલનનું પ્રમુખપદ સ્થાનિક ગવર્નર લે એ બરાબર નથી, કેમકે તેની હાજરીમાં લોકો નિખાલસપણે પોતાના વિચારો રજૂ નહિ કરે, લોર્ડ ડફરીનની આ દલીલો મિ. હ્યુમને ગળે ઊતરી, અને તેમણે જ્યારે પોતાની અને લોર્ડ ડફરીનની યોજનાઓ મુંબઈ, મદ્રાસ, કલકત્તા અને બીજા ભાગોના. કેટલાક રાજદ્વારી નેતાઓ સમક્ષ રજૂ કરી ત્યારે તે લોકો લોર્ડ ડફરીનની યોજના

એકમતે સ્વીકારીને તેને અમલમાં મૂકવાને પ્રવૃત્ત થયા. કોંગ્રેસની પોતાની યોજનાના સંબંધમાં તેમનું નામ પોતે હિંદમાં હોય તે દરમિયાન કોઈ ઠેકાણે જાહેર ન થાય એવી શરત લોર્ડ ડફરીને મિ હ્યુમ સાથે કરી હતી. આ શરતનું બરાબર પાલન કરવામાં આવ્યું હતું ને મિ. હ્યુમ તેમજ તેમણે જેમની સાથે મસલત કરી હતી તે લોકો સિવાય એ વિષે કોઈને કશી જ ખબર પડી નહોતી."

૧૮૮૫ના માર્ચ માસમાં, હિંદના દરેક ભાગમાંથી બોલાવેલા પ્રતિનિધિઓની એક પરિષદ નાતાલની રજાઓ દરમિયાન ભરવાનું નક્કી કરવામાં આવ્યું. મધ્યસ્થ અને બીજી રીતે સગવડભરેલું હોવાથી પૂના સ્થળ નક્કી કરવામાં આવ્યું, અને એક પરિપત્ર દેશમાં ફેરવવામાં આવ્યો. એ પરિપત્રમાં પરિષદમાં નિમંત્રેલા પ્રતિનિધિઓના સ્વાગતની વ્યવસ્થાની અને બીજી વિગતો જણાવવા ઉપરાંત પરિષદની રચના, આશયો અને અપેક્ષાઓ નીચેના શબ્દોમાં વ્યક્ત કરવામાં આવ્યાં હતાં:

"બંગાળ, મુંબઈ અને મદ્રાસ ઇલાકાના બધા ભાગોમાંથી આવેલા પ્રતિનિધિઓ — અંગ્રેજી ભાષામાં પાવરધા આગેવાન રાજદ્વારીઓ — ની આ પરિષદ બનશે.

"પરિષદનો આશય નીચે પ્રમાણે રહેશે: (૧) રાષ્ટ્રની પ્રગતિના કાર્યમાં હૃદયપૂર્વક પરિશ્રમ કરનાર બધા સેવકોનો પરસ્પર પરિચય કરાવવાનો અને (૨) નવા વર્ષ દરમિયાન અમલમાં મૂકવાના રાજકીય કાર્યક્રમ વિષે ચર્ચા તથા નિર્ણય કરવાનો.

"પરિણામે પરિષદ દેશના વતનીઓની પાર્લામેન્ટના બીજરૂપ બનશે અને જો તે બરાબર કાર્ય કરતી થઈ જાય તો લોકતંત્રને માટે હિંદ હજી તદ્દન નાલાયક છે એ માન્યતાનો થોડાં જ વરસોમાં સચોટ જવાબ મળી જશે.

"એવી અપેક્ષા રાખવામાં આવે છે કે પૂનાના મિત્રો ઉપરાંત પરિષદમાં સિંધ, વરાડ અને મુંબઈ ઇલાકામાંથી બધા મળીને વીશેક, મદ્રાસ અને બંગાળ દરેકમાંથી લગભગ એટલા જ અને વાયવ્ય પ્રાંત અને અયોધ્યા તેમજ પંજાબમાંથી એકંદરે એથી અરધી સંખ્યામાં પ્રતિનિધિઓ આવશે."

પરિષદને માટે હિંદમાંથી વાઇસરૉયના આશીર્વાદ મેળવી મહાસભાની શરૂઆત કરતા પહેલાં મિ. હ્યુમ વિલાયત ગયા. ત્યાં તેમણે લોર્ડ રિપન, લોર્ડ ડેલહાઉસી, જૉન બ્રાઈટ વગેરે બીજા

પ્રસિદ્ધ ગ્રજપુરુષોની સાથે એ વિષયમા મસલત કરી તેમની સલાહથી તેમણે પાર્લામેન્ટના કેટલાક સભ્યોના એક સ્થાનિક મંડળની યોજના કરી પાછળથી એ જ મંડળમાથી 'હિંદી પાર્લામેન્ટરી કમિટી'નો વિકાસ થયો પાર્લામેન્ટની ચૂંટણી માટેના ઉમેદવારો પાસેથી મિ હ્યુમે હિંદને સીધી મદદ ન કરે તો પણ તેના કાર્યમા તેઓ પૂરતો રસ લેશે એવી મતલબના વચનો મેળવ્યા છેવટે પાછા ફરતા પહેલા તેમણે હિંદના અને પરિષદના સમાચારોની વિલાયતના પત્રોમા ચાલી જાહેરાત થાય તે માટેની વ્યવસ્થા કરી

શ્રીમતી બિસેન્ટના 'હાઉ ઇંડિયા રોટ ફોર ફ્રીડમ' નામના અંગ્રેજી પુસ્તકમા મહાસભાના પહેલા અધિવેશનનુ ઘણુ જ તાદ્દશ અને રોચક વર્ણન આપેલુ છે તેમાના કેટલાક ભાગો અહીં ઉતારીશુ

"પ્રથમ અધિવેશન પૂનામા ન થઈ શકયુ નાતાલની આગળ થોડા દિવસો પહેલા ત્યા કોલેરાના છૂટાછવાયા કેસો થવાથી અને ચારે તરફથી રોગ ફાટી નીકળશે એવી ધાસ્તી લાગવાથી હવે 'કોંગ્રેસ' નામથી ઓળખાવા માંડેલી પરિષદને મુંબઈ ખસેડવાનુ યોગ્ય લાગ્યુ ગોકળદાસ તેજપાળ સંસ્કૃત પાઠશાળા અને છાત્રાલયના વ્યવસ્થાપકોએ તે સંસ્થાના વિશાળ મકાનો મહાસભા ભરવાને માટે આપ્યા તા ૨૭ સુધીમા હિંદી પ્રજાના પ્રતિનિધિઓના સ્વાગતની બધી તૈયારીઓ થઈ ગઈ તે સમયે ઉપસ્થિત રહેલાઓની યાદી પર નજર ફેરવતા હિંદની મુક્તિના સંગ્રામના ઇતિહાસમા પ્રસિદ્ધ થયેલા કેટલાયે પુરુષોના નામો દૃષ્ટિએ પડે છે ઉપર જણાવેલા કારણોને લીધે પ્રતિનિધિઓ નહોતા થઈ શક્યા તેઓ પૈકી મદ્રાસના ઉપયોગી કરે ગર અને સંસારસુધારક દીવાનબહાદુર આર. રઘુનાથ રાવ તે વખતની મુંબઈની ધારાસભાના સભ્ય પૂનાની સ્મોલ કોઝ કોર્ટના જજ અને સન્માનનીય તેમજ વિશ્વસનીય નેતા માધવ ગોવિંદ રાનડે, પાછળથી વિદ્વાન અને લેખક તરીકે મશહૂર થયેલા આગ્રાના લાલા બૈજનાથ અને વિખ્યાત અધ્યાપકો કે સુંદરરમણ અને રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર હાજર હતા પ્રતિનિધિઓ પૈકી 'જ્ઞાન પ્રકાશ', 'પૂના સાર્વજનિક સભાનુ ત્રૈમાસિક', 'મરાઠા', 'કેસરી', 'નવવિભાકર', 'ધિ ઇન્ડિયન મિરર', 'ધિ નસીમ', 'ધિ હિંદુસ્તાની', 'ધિ ટ્રિબ્યૂન', 'ધિ ઇન્ડિયન યુનિયન', 'ધિ સ્પેક્ટેટર', 'ઇન્દુપ્રકાશ', 'ધિ હિંદુ' અને 'ધિ ક્રેસન્ટ'ના તંત્રીઓની ખાસ નોંધ લેવી ઘટે છે. આ ઉપરાંત

બીજાં કેટલાંયે પરિચિત, સન્માનનીય અને તેજસ્વી નામો એ યાદીમા પ્રકાશે છે સિમલાના મિ એ ઓ હ્યુમ, કલકત્તાના વ્યોમેશચંદ્ર બેનરજી અને નરેન્દ્રનાથ સેન, પૂનાના ડબલ્યુ એસ આપ્ટે અને જી જી આગરકર, મુબઈના દાદાભાઈ નવરોજી, કાશીનાથ ત્ર્યંબક તેલંગ, ત્યારની અને અત્યારની મુબઈની કોરપોરેશનના નેતા ફિરોજશાહ મહેતા, દિનશા વાચ્છા, બહેરામજી મલબારી અને નારાયણ ચંદાવરકર, મદ્રાસના મદ્રાસની મહાજન સભાના પ્રમુખ પી રંગેયા નાઈડુ, એસ સુબ્રહ્મણ્યમ આયર, પી આનંદ ચરળુ, જી સુબ્રહ્મણ્યમ આયર અને એમ વીરરાઘવાચારિયર, અને અનંતપુરનો પી કેશવ પિલ્લાઈ આ બધા પૈકી ઘણાઓએ ભારતની મુક્તિના ઘડતરનો પ્રારંભ કર્યો હતો અને બાકી બધા હજી તેને માટે પરિશ્રમ ઉઠાવી રહ્યા છે

"૧૮૮૫ના ડિસેમ્બરની ૨૮મી તારીખના મધ્યાહ્‌ને ગોકળદાસ તેજપાળ સંસ્કૃત પાઠશાળાના વિશાળ દીવાનખાનામા પ્રથમ હિંદી રાષ્ટ્રીય મહાસભા મળી એ ઓ હ્યુમ, ઓનરેબલ જી સુબ્રહ્મણ્યમ આયર અને ઓનરેબલ કે ટિ તેલંગે પરિષદને પ્રથમ સબોધન કર્યું તેમની દરખાસ્ત અને અનુમોદનથી મહાસભાના પ્રથમ પ્રમુખ વ્યોમેશચંદ્ર બેનરજીની વરણી થઈ ભારતમાતાએ મહાસભાના પ્રમુખસ્થાને સ્થાપી પોતાના અનેક વિખ્યાત પુત્રોનુ પ્રતિવર્ષ સન્માન કર્યું છે તે સન્માનનીય પુરુષોની પરંપરાના અગ્રેસરે પ્રથમ રાષ્ટ્રીય મહાસભાની દોરવણી કરવાને જે ક્ષણે પોતાનું સ્થાન લીધુ તે ક્ષણ ભારતની મુક્તિના ઇતિહાસમા ખરેખર ભવ્ય અને ગભીર હતી"

મહાસભાના જવાબદાર અને પ્રતિષ્ઠિત સભ્યોની પ્રતિનિધિઓને યાદ આપી પ્રમુખે તેના ઉદ્દેશો નીચેના ચાર મુદ્દાઓમા સમાવ્યા

(ક) સામ્રાજ્યના જુદા જુદા ભાગોમા આપણા દેશના કાર્ય માટે હૃદયપૂર્વક પરિશ્રમ ઉઠાવનારા સેવકોનો એકમેકનો પરિચય અને મૈત્રી કેળવવા

(ખ) મૈત્રીના વહેવારથી અને પરસ્પર પ્રત્યક્ષ સપર્કથી જાતિજાતિના, ધર્મધર્મના અને પ્રાતપ્રાતના પરસ્પર વિષેના પૂર્વગ્રહો જડમૂળથી કાઢી આપણા પ્રેમાદરને યોગ્ય લોર્ડ રિપનના અમલ દરમિયાન જાગ્રત થયેલી રાષ્ટ્રીય ઐકયની ભાવનાઓને વિકસાવી દૃઢ કરવી

(ગ) મહત્ત્વના અને તત્કાળ નિર્ણય માગી લે એવા સામાજિક પ્રશ્નો વિષે સંપૂર્ણ ચર્ચા પછી, કાળજીથી તારવેલા હિંદના શિક્ષિત વર્ગના અભિપ્રાયોની નોંધ રાખવી.

(ઘ) નવા વરસ દરમિયાન જાહેર હિતને માટે હિંદી રાજદ્વારી પુરુષોએ કઈ પદ્ધતિથી અને કયા ધોરણે કાર્ય કરવું તેનો નિર્ણય કરવો.

હિંદી રાષ્ટ્રીય મહાસભાના પહેલા અધિવેશનમાં પસાર થયેલા નવ ઠરાવોથી હિંદના સ્વરાજના દાવાના ઘડતરની શરૂઆત થાય છે.

પહેલા ઠરાવથી મહાસભાએ હિંદના રાજવહીવટના અમલની તપાસ માટે એક શાહી કમિશનની માગણી કરી છે.

બીજાથી ઇંડિયા કાઉન્સિલ રદ કરવાની માગણી રજૂ થઈ છે.

ત્રીજે ઠરાવ, તે જમાનાની માત્ર સરકારે નીમેલા સભ્યોની બનેલી ધારાસભાઓ વિષે હોઈ, નીચેની માગણીઓ રજૂ કરે છે; (૧) એ સભાઓમાં લોકનિયુક્ત સભ્યોને સ્થાન આપવું, (૨) સભ્યોને પ્રશ્નો પૂછવાનો અધિકાર આપવો, (૩) વાયવ્ય પ્રાંત અને અયોધ્યા તેમ જ પંજાબમાં ધારાસભાઓ સ્થાપવી, અને (૪) ધારાસભાની બહુમતીએ રજૂ કરેલા વિરોધ પર વિચાર કરવાને આમની સભાની એક કાયમની સમિતિ નીમવી.

ચોથા ઠરાવમાં મહાસભાએ આઈ. સી. એસની પરીક્ષા હિંદમાં અને ઇંગ્લંડમાં એકી વખતે લેવાની અને તે પરીક્ષાને માટેની વય વધારવાની પ્રાર્થના કરી છે.

પાંચમો અને છઠ્ઠો ઠરાવ મહાસભાનો લશ્કરી ખર્ચ વિષેનો અભિપ્રાય વ્યક્ત કરે છે, અને સાતમો ઠરાવ ઉત્તર બ્રહ્મદેશનો પ્રદેશ ખાલસા કરવાની સામે તથા તેને હિંદ સાથે જોડી દેવાની યોજના સામે વિરોધ પ્રદર્શિત કરે છે.

આઠમા ઠરાવથી મહાસભાના ઠરાવોને દેશનાં બધાં રાજદ્વારી મંડળોને મોકલી આપવાની સૂચના કરવામાં આવી છે. એ સૂચના મુજબ મહાસભાના મૂળ ઠરાવોને રાજદ્વારી મંડળોએ અને જાહેર સભાઓએ ચર્ચીને કોઈક ઠેકાણે થોડાક નામના સુધારા સાથે બારે

ઉત્સાહથી માન્ય રાખ્યા હતા. પાછળથી આ ઉપયોગી પ્રથાનો અમલ બંધ થયો છે.

છેલ્લા ઠરાવથી મહાસભાની બીજી બેઠક કલકત્તામાં ૨૮ ડિસેમ્બર ૧૮૮૬ને દિવસે ભરવાનું નક્કી થયું.

૪

જગતની મહાનદીઓની જેમ મહાન સંસ્થાઓના વિકાસની શરૂઆત અલ્પ પ્રારંભથી થાય છે. પોતાના પ્રવાસની શરૂઆતમાં વેગથી પ્રગતિ કરતો મહાસરિતાઓનો પ્રવાહ પટનો વિસ્તાર વધતાં શાંત અને મંદ ગતિ ધારણ કરે છે. આગળ ચાલતાં, આવી મળનારી અનેક નાની નદીઓના સંગમથી તેમનો વિસ્તાર વૃદ્ધિ પામે છે અને તેમનો જલરાશિ સમૃદ્ધ થાય છે. હિંદી રાષ્ટ્રીય મહાસભાના વિકાસમાં આવી જ ઘટનાનું દર્શન થાય છે. પ્રબળ અંતરાયોને ભેદીને માર્ગ કાપવાનો હોવાથી આરંભે તેણે વિનીત આદર્શો સ્વીકાર્યા. પ્રજાના હૃદયમાં સ્થાન મળતું ગયું તેમ તેમ, પોતાની પ્રવૃત્તિને વિકસાવી ને સામાજિક, નૈતિક અને આર્થિક પ્રશ્નોનો ઉકેલ કરવાના પ્રયાસો કરતી અનેક બીજી સમક્ષેત્ર પ્રવૃત્તિઓને મહાસભાએ પોતાના વિસ્તારમાં સમાવી દીધી. પ્રારંભમાં મહાસભાની પ્રવૃત્તિઓમાં સ્વાભાવિક રીતે જ સંકોચ અને સંશયનાં લક્ષણો નજરે ચડે છે. પ્રૌઢ વયે પહોંચ્યા પછી તેને પોતાના સામર્થ્ય અને શક્તિનું અધિકાધિક ભાન થતું ગયું, અને તેની દૃષ્ટિમર્યાદા વિશાળ થતી ગઈ. સત્તાધારીઓને પ્રાર્થના, વિનવણી અને આજીજીઓ કરવાની અવસ્થામાંથી વધતાં વધતાં તેણે આત્મભાન અને આત્મનિર્ણય કેળવ્યાં. પોતાના સામર્થ્યની પ્રતીતિ થતાં જ મહાસભાએ પ્રચાર અને લોકકેળવણીની પ્રચંડ હિલચાલ આદરી અને તેને પરિણામે દેશે વિશાળ પાયા પર સંગઠિત થઈ અનેક સીધી લડતો આપી. વહીવટી ફરિયાદોની દાદ મેળવવાના નમ્ર આશયથી જીવનક્રમ શરૂ કરનાર મહાસભા બહુ થોડા જ સમયમાં હકથી તેમજ અભિમાનપૂર્વક ગજનો દાવો રજૂ કરનારી પ્રજામાન્ય સંસ્થા થઈ પડી. પ્રારંભે રાજતંત્રના અમલના પ્રશ્નો સુધી જ પોતાની

દૃષ્ટિમર્યાદા બાંધી દેનાર સંસ્થાએ અખંડ હિંદી પ્રજાની રાજકીય મહત્ત્વાકાંક્ષા ઘડવાનો અધિકાર ધારણ કર્યો. દરેક દરેક વર્ગના પ્રજાજનના અને સમાજના હરેક વર્ગના પ્રવેશને માટે તેનાં દ્વાર ખોલી નાખવામાં આવ્યાં. શરૂઆતમાં સામાજિક વિષયોથી વર્ણાતા પ્રશ્નોથી મહાસભા ભડકીને દૂર રહેતી, પરંતુ યથાસમયે સામાજિક જીવનની અવિભાજ્ય એકતા તેણે ઓળખી. જીવનના પ્રશ્નોને સામાજિક અને રાજકીય એવા બે વિભાગમાં વહેંચી નાખવાની જમાનાઓથી ઊતરી આવેલી પદ્ધતિને પડતી મૂકી મહાસભાએ જીવનનો એક અને અવિભાજ્ય લેખનારો સર્વાંગી આદર્શ કેળવ્યો.

આમ મહાસભા બ્રિટિશ હિંદ અને હિંદી હિંદનો, પ્રાંત પ્રાંતનો, આમવર્ગ અને ખાસ વર્ગનો, શહેરો અને ગામડાંઓનો, ગરીબ અને તવંગરનો, ખેતીના અને ઉદ્યોગના હિતોનો, ન્યાતજાતનો અને ધર્મ ધર્મનો, એવો કોઈ પ્રકારનો ભેદ ન કરનારી રાષ્ટ્રીય સંસ્થા છે. ગોળમેજી પરિષદની સમવાયતંત્ર બંધારણ સમિતિ સમક્ષ કરેલા ભાષણમાં ગાંધીજીએ આ જ દાવો રજૂ કર્યો હતો. તે સમર્થ ભાષણના પ્રસ્તુત ભાગો જ અહીં ઉતારીશું :

"હું તો હિંદી રાષ્ટ્રીય મહાસભાનો એક ગરીબ નમ્ર સેવક છું. મહાસભા શું છે ને તેનું ધ્યેય શું છે તે આપણે યાદ કરીએ એ પણ સારું છે. પછી તમને મારી પ્રત્યે સમભાવ ઊપજશે, કેમકે તમે જાણશો કે મારે માથે જે જવાબદારી છે તે ખરેખર બહુ મોટી છે. હું ભૂલ ન કરતો હોઉં તો મહાસભા એ હિંદુસ્તાનની જૂનામાં જૂની રાજકીય સંસ્થા છે. તેનું આયુષ્ય ૫૦ વરસનું થવા આવ્યું છે, અને એ સમયમાં તે કશા અંતરાય વિના પોતાની વાર્ષિક બેઠકો ભરતી આવી છે. તે નામ પ્રમાણે ગુણે પણ રાષ્ટ્રીય છે. તે કોઈ એક કોમ, એક વર્ગ કે એક હિતની પ્રતિનિધિ નથી. હિંદુસ્તાનના તમામ હિત અને તમામ વર્ગોની પ્રતિનિધિ હોવાનો તેનો દાવો છે. મને કહેતાં અતિશય આનંદ થાય છે કે એની ઉત્પત્તિની કલ્પના એક અંગ્રેજના મગજમાંથી ઉદ્ભવી હતી. એલન ઑક્ટેવિયસ હ્યુમને અમે મહાસભાના જનક તરીકે ઓળખતા. બે મહાન પારસીઓ—ફિરોજશાહ અને હિંદના દાદા દાદાભાઈ નવરોજીએ તેને ઉછેરી છે. છેક શરૂઆતથી મહાસભામાં મુસલમાનો, ખ્રિસ્તીઓ, ઍંગ્લો-ઈંડિયનો, કહો કે તમામ ધર્મો, સંપ્રદાયો, તથા માન્યતાઓના

પ્રતિનિધિ ઓછીવત્તી સંખ્યામાં હતા. મરહૂમ બદરુદ્દીન તૈયબજીએ મહાસભાને અપનાવી હતી મુસલમાનો તેમજ પારસીઓ પણ મહાસભાના પ્રમુખો થયા છે એક હિંદી ખ્રિસ્તી વ્યોમેશચંદ્ર બેનરજીનું નામ તો મને આ ક્ષણે પણ યાદ આવે છે. કાલીચરણ બેનરજી, જેમના કરતાં વધારે વિશુદ્ધ એવા કોઈ હિંદીને મેં જાણ્યો નથી, તેઓ મહાસભા જોડે પૂરેપૂરા એકરૂપ બની ગયા હતા અહીં શ્રી કે. ટી પોલની ગેરહાજરી મને સાલે છે, અને મારી ખાતરી છે કે આપને સૌને સાલતી હશે. મને પૂરી ખબર નથી, પણ મને એવી ખબર છે કે તેઓ મહાસભાને ચોપડે નોંધાયેલા નહોતા, છતા તેઓ પૂરેપૂરા રાષ્ટ્રહિતૈષી તો હતા જ.

"આપ જાણો છો કે મરહૂમ મૌલાના મહમદઅલી, જેમની ખોટ આપણને સૌને સાલે છે, તેઓ મહાસભાના એક પ્રમુખ હતા, અને અત્યારે મહાસભાની કાર્યવાહક સમિતિના ૧૫ સભ્યોમા ચાર મુસલમાનો છે. સ્ત્રીઓએ પણ મહાસભાનું પ્રમુખપદ લીધેલું છે—પહેલું ડૉ અનીબેસંટે અને પછી શ્રીમતિ સરોજિની નાઈડુએ. સરોજિનીદેવી તો કાર્યવાહક સમિતિના સભ્ય પણ છે એટલે મહાસભામા વર્ગ અને કોમનો ભેદભાવ નથી, તેમ સ્ત્રીપુરુષનો ભેદભાવ પણ નથી

"મહાસભાએ છેક શરૂઆતથી અંત્યજોને પણ અપનાવ્યા છે. એક કાળ એવો હતો જ્યારે દરવરસ મહાસભાની એડકની જોડાજોડ સમાજ-સુધારા પરિષદ પણ ભરાતી. સ્વર્ગસ્થ રાનડેએ પોતાની અનેક પ્રવૃત્તિઓમા તેને પણ પોતાની શક્તિ અર્પણ કરી હતી તેમના નેતૃત્વ નીચે સમાજસુધારા પરિષદના કાર્યક્રમમા અંત્યજો વિષેના સુધારાને અગ્રસ્થાન અપાયેલુ આપ જોશો પણ ૧૯૨૦મા મહાસભાએ મોટું પગલુ લીધુ, અને અસ્પૃશ્યતાનિવારણના સવાલને રાજકીય ભૂમિકા પર આણ્યો, અને તેને રાજકીય કાર્યક્રમનું એક મહત્ત્વનું અંગ બનાવ્યો. હિંદુમુસલમાનની એકતાને એટલે કે તમામ વર્ગોની એકતાને જેમ મહાસભાએ સ્વરાજ્યપ્રાપ્તિ અર્થે અનિવાર્ય માની, તે જ પ્રમાણે તેણે અસ્પૃશ્યતાનિવારણને પણ સંપૂર્ણ સ્વાતંત્ર્યની પ્રાપ્તિની અનિવાર્ય શરત માની છે .

"જે સ્થિતિ મહાસભાએ ૧૯૨૦માં લીધેલી તે આજે પણ તેની તે જ છે. એટલે આપ જોશો કે મહાસભાએ છેક જન્મકાળથી તેના નામ પ્રમાણે પૂરેપૂરી રાષ્ટ્રીય થવાનો પ્રયત્ન કરેલો છે આપ મહારાજાઓની પરવાનગી હોય તો હુ એમ પણ કહુ કે છેક પ્રારંભકાળમા મહાસભાએ તમારો પક્ષ પણ લીધેલો છે આ સમિતિને હું સ્મરણ કરાવુ કે કાશ્મીર

અને મૈસૂરનો પક્ષ લેનાર હિંદના દાદા હતા, અને હું પૂરી નમ્રતાથી કહેવા ઇચ્છું છું કે આ બે મહાન રાજવંશી દાદાભાઈ નવરોજી અને મહાસભાના પુરુષાર્થના એોછા નથી. આજસુધી પણ મહાસભાએ હિંદુસ્તાનના રાજામહારાજાઓની ઘરની અને આંતરિક બાબતોમાં દખલ ન કરીને તેમની સેવા કરવાનો જ પ્રયત્ન કર્યો છે.

"એમ હું આશા રાખું છું કે મેં જે ટૂંકી પ્રસ્તાવના કરી છે, તે પરથી આ સમિતિ અને મહાસભાની માગણી વિષે જરા પણ રસ ધરાવનાર સૌ સમજી શકશે કે, મહાસભાએ જે દાવો કર્યો છે તેને લાયક બનવાનો પ્રયત્ન તેણે કર્યો છે. એ દાવાને પહોંચી વળવા તે અનેકવાર નિષ્ફળ નીવડી છે એ હું જાણું છું, પણ એટલું તો જરૂર કહું છું કે જો આપ મહાસભાનો ઇતિહાસ તપાસશો, તો આપ જોશો કે તે નિષ્ફળ નીવડી છે તેના કરતાં વધારે વખત અને ઉત્તરોત્તર સફળ નીવડી છે. એ બધા ઉપરાંત મહાસભા સ્વભાવતઃ દેશના એક છેડાથી બીજા છેડા સુધી સાત લાખ ગામડામાં વેરાયેલા કરોડો મૂંગા અર્ધ પેટે રહેતા માણસોની પ્રતિનિધિ છે, પછી તેઓ 'બ્રિટિશ હિંદના હોય કે 'દેશી' હિંદના હોય. જે જે હિતને મહાસભા રક્ષણ આપવા યોગ્ય માને છે તે બધા આ મૂંગા કરોડોના હિત આગળ ગૌણ છે, અને તેથી આપને અવારનવાર જુદાંજુદાં હિત વચ્ચે અથડામણનો આભાસ થાય છે. એ અથડામણ જો ખરેખરી સાચી હોય તો આ મૂગા કરોડોના હિતને ખાતર મહાસભા બીજા તમામ હિતનો ભોગ આપશે એમ મહાસભાની વતી કહેતાં મને જરાએ સંકોચ થતો નથી. તેથી મહાસભા સ્વભાવતઃ ખેડૂતોની સંસ્થા છે, અને ઉત્તરોત્તર બનતી જાય છે. આપને અને કદાચ આ ઉપસમિતિના હિંદી સભ્યોને પણ જોઈને આશ્ચર્ય થશે કે મહાસભા ચરખાસંઘ દ્વારા લગભગ બે હજાર ગામડામાં લગભગ પચાસ હજાર સ્ત્રીઓને કામ આપી રહી છે, અને આ સ્ત્રીઓમાં ઘણું કરીને પચાસ ટકા મુસલમાન સ્ત્રીઓ છે. હજારો સ્ત્રીઓ અંત્યજ વર્ગની છે. આમ રચનાત્મક કાર્ય દ્વારા અમે આ ગામડામાં પ્રવેશ કર્યો છે, અને સાત લાખ ગામડામાંના એકેએકને પહોંચી વળવાનો પ્રયત્ન ચાલુ છે. એ માણસના ગજા ઉપરાંતનું કામ છે ખરું, પણ જો માનવીપ્રયત્નથી બની શકે તો મહાસભા એ ગામડાને પહોંચી વળશે અને તેમને રેંટિયાનો સંદેશો પહોંચાડશે એ આપ થોડા જ વખતમાં જોશો.'

આ મહાન રાષ્ટ્રીય સંસ્થાનું ગાંધીજીએ આમ સંક્ષેપમાં વર્ણન કર્યું છે. મહાસભાએ બીજી કાંઈ વસ્તુ સિદ્ધ ન કરી હોય તો પણ પોતાનું વિશિષ્ટ કાર્ય શોધી કાઢી, રાષ્ટ્રના વિચારો,

ભાવનાઓ અને પ્રવૃત્તિઓને તે કાર્યની સિદ્ધિ માટે એકાગ્ર કરવાનો યશ તો તેને ઘટે છે. કાલવધિ ભારતવાસીઓનુ આત્મભાન જાગૃત કરી ઐક્ય, આશા અને આત્મવિશ્વાસના ત્રિવિધ રસાયન વડે મહાસભાએ તેમનામા ચેતન પૂર્યું છે તે ઉપરાંત હિંદીઓના વિચારોને તેમજ આકાક્ષાઓને રાષ્ટ્રીય વલણ આપી તેણે સમસ્ત ભારતવાસીઓના ભાષા, સાહિત્ય, કળા, કારીગરી, આકાક્ષાઓ અને આદર્શો એક જ છે એ સત્યનુ તેમને ભાન કરાવ્યુ છે મહાસભાની છેલ્લા પચાસ વર્ષોની પ્રગતિનો પ્રવાહ એકધારો કે સરળ વહ્યો નથી પ્રજાની આશા અને નિરાશા તેમજ તેના પ્રયત્નોને મળેલા વિજયો કે નિષ્ફળતાઓની સાથે સાથે જ મહાસભાની પ્રગતિનો પ્રવાહ આગળ વધ્યો છે કે કુંઠિત થયો છે. આવી વીર્યવાન અને તેજસ્વી સંસ્થાના ઉદ્દ્ભવનુ વર્ણન કરવુ, તેને જન્મ આપનાર વૃદ્ધો અને વડીલોની સેવાઓનુ બ્યાન કરવુ, એ સંસ્થાના ઘડતરનાં વરસો દરમિયાન તેની ઉછેર અને માવજત કરનાર રાષ્ટ્રપુરુષોની પ્રવૃત્તિઓનો ઇતિહાસ આપવો, જુવાનીના પ્રારંભમાં તેણે ભોગવેલા સ્થિત્યંતરો તપાસવાં, પ્રૌઢ વયે તેણે કરેલા મહાન વિજયોનુ યશોગાન કરવુ તેમજ તેણે અનુભવેલી નામોશી અને વ્યથાઓનો ખ્યાલ આપવો અને સર્વ શાંતિમય અને શુદ્ધ સાધનોથી સ્વરાજ મેળવવાની, મહાસભાએ છેવટે પ્રતિજ્ઞા કરી ત્યા સુધીમા તેની શ્રદ્ધા અને ફિલસૂફી જે જે અવસ્થાઓમાથી પસાર થયા તેની સમીક્ષા કરવી — એટલા આશયો મહાસભાના આયુષ્યના પહેલા અર્ધા શતક દરમિયાનના તેની પ્રવૃત્તિના ઇતિહાસનુ આલેખન કરતી વખતે દૃષ્ટિ સમક્ષ રાખવામાં આવ્યા છે.

# પ્રકરણ ૨ જું

# ૧૮૮૫ થી ૧૯૧૫ સુધીના મહાસભાના ઠરાવોનું અવલોકન

ઇંડિયા કાઉન્સિલ—બંધારણને લગતા ફેરફારો—સરકારી નોકરીઓ—લશ્કરી પ્રશ્નો—કાયદાના અને ન્યાયના પ્રશ્નો—કાયમી જમાબંધી, પાણીનો વેરો, ગરીબાઈ અને દુકાળ—જંગલના કાયદાઓ—વેપાર અને ઉદ્યોગ—સ્વદેશી, બહિષ્કાર અને સ્વરાજ—કોમી પ્રતિનિધિત્વ—હિંદ બહાર વસતા હિંદીઓ—નિમક—મદ્યપાન અને વેશ્યાઓ—સ્રીઓ અને દલિત વર્ગો—બીજા કેટલાક પ્રશ્નો—મહાસભાનું બંધારણ.

આ પ્રકરણમાં મહાસભાની વરસોવરસની બેઠકોનો ક્રમવાર ઇતિહાસ આપવાનો આશય નથી. મહાસભાનો ઇતિહાસ તપાસતાં એટલું સ્પષ્ટ થાય છે કે ૧૯૧૫ની સાલ પછી તેની નીતિને નવું વલણ મળ્યું છે, તેમજ ઉપસ્થિત થયેલા પ્રશ્નોનો નિકાલ કરવાની પદ્ધતિમાં પણ તે વરસ પછી કેટલોક ફેરફાર થયો છે. એટલે ક્રમશઃ દરેક બેઠકનો ઇતિહાસ આપવા કરતાં ૧૮૮૫થી ૧૯૧૫ સુધીની બેઠકોમાં મહાસભાએ જે જે મહત્ત્વના વિષયો ચર્ચીને ઠરાવો કર્યા છે તેમને એક પછી એક લઈને મહાસભાની નીતિનું તેમજ કાર્યક્રમનું દિગ્દર્શન કરાવવું ઇષ્ટ થશે. આ હેતુથી તે વિષયોના જુદા જુદા મુખ્ય વિભાગો પાડી તેમનું ક્રમવાર અવલોકન કરીશું.

## હિંદી વજીરની કાઉન્સિલ

પહેલી જ બેઠકમાં મહાસભાએ તે સમયની હિંદી વજીરની કાઉન્સિલ કાઢી નાખવાને આગ્રહપૂર્વક વિનવણી કરી. એવી જ જાતના ઠરાવો પાછળથી બીજી બેઠકોમાં પણ કરવામાં આવ્યા હતા. દશમી બેઠકના ઠરાવમાં તે કાઉન્સિલને બદલે હિંદી વજીરને હિંદના કારોબાર વિષે સલાહ આપવાને આમની સભાની એક કાયમી સમિતિ નીમવાની યોજના મહાસભાએ રજૂ કરી. તે બેઠકમાં એ વિષેનો ઠરાવ રજૂ કરનાર મિ. યાર્ડલી નોર્ટનને પોતાને જ આ બીજી યોજના વિષે અનેક શંકાઓ હતી. પરંતુ ગમે તે ભોગે આ નકામી અને ખરચાળ કાઉન્સિલ તો રદ થવી જ જોઈએ એવો તેમનો દૃઢ અભિપ્રાય હતો.

૧૯૧૩ની કરાંચીની બેઠકમાં ઇન્ડિયા કાઉન્સિલની રચનામાં નીચેના ઠરાવથી ચોક્કસ સુધારાઓ સૂચવવામાં આવ્યા હતા :

"આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે હાલ જે રીતે રચાયેલી છે તેવી હિંદી વજીરની કાઉન્સિલ રદ કરી નીચે સૂચવેલા સુધારાઓ સાથે તેની ફરી રચના કરવી જોઈએ:

૧. હિંદી વજીરનો પગાર બ્રિટિશ અંદાજપત્રમાં દાખલ કરવો.

૨. કાઉન્સિલ પોતાનું કાર્ય કુશળતાથી અને સ્વતંત્રપણે કરી શકે તે માટે તેના સભ્યોમાંથી કેટલાકને જ સરકાર નીમે અને બાકીનાની પ્રજા તરફથી ચૂંટણી કરવામાં આવે એ જરૂરનું છે.

૩. કાઉન્સિલના સભ્યોની એકંદર સંખ્યા નવથી ઓછી ન રાખવી.

૪. કાઉન્સિલના ચૂંટાયેલા સભ્યોનું પ્રમાણ સભ્યોની એકંદર સંખ્યાના એક તૃતીયાંશથી ઓછું ન રાખવું. ચૂંટાયેલા સભ્યો બિનઅધિકારી હિંદીઓ જ હોય અને તેમની વરણી વડી અને પ્રાન્તિક ધારાસભાઓના લોકનિયુક્ત સભ્યોના બનેલા મતદારમંડળે કરવી.

૫. બાકીના સભ્યો સરકારે નીમવા. હિંદમાં ઓછામાં ઓછાં દશ વર્ષ નોકરી કરી હોય, અને હિંદમાંથી પાછા ફર્યાને જેમને વધારેમાં વધારે બે જ વર્ષો થયાં હોય એવા સરકારી અમલદારોમાંથી જ તેમની નિમણૂક કરવી

૬. કાઉન્સિલનું કાર્ય વહીવટી નહિ પણ સલાહ આપવાનું જ રાખવું.

૭. દરેક સભ્યની નિમણૂક પાંચ વર્ષને માટે કરવી."

કાઉન્સિલને મમૂળ કાઢી નાખવાના ઠરાવને બદલે પાછળથી મહાસભાએ તેમાં સુધારો સૂચવનાર ઠરાવો કર્યા એનો અર્થ એ નથી કે મહાસભાની મૂળ માન્યતા મોળી પડી હતી. પરંતુ મહાસભાને પાછળથી એવી ખાતરી થઈ કે ઇન્ડિયા કાઉન્સિલને તદ્દન કાઢી નાખવામા આવે તેના કરતા તેમા સુધારો થાય એ શક્યતા વધારે છે. ઇન્ડિયા કાઉન્સિલની નિરુપયોગિતા વિષે મહાસભાનુ મંતવ્ય હજી કાયમ છે એ વાતનો પુરાવો ૧૯૦૭ની સુધારાઓની યોજનામાંથી કાઉન્સિલને કાઢી નાખવાની કલમમાંથી મળી રહે છે.

## બંધારણને લગતા ફેરફારો

જન્મ વખતે અને તે પછી પણ લાંબા સમય સુધી મહાસભાની સામે ઉદ્દામપણાનો આક્ષેપ કોઈક જ કરી શકશે. પહેલી બેઠકમા તો માત્ર એટલી જ વિનવણી કરવામાં આવી હતી કે, "ઘણા વધારે પ્રમાણમા લોકનિયુક્ત સભ્યો ઉમેરી વડી અને ચાલુ પ્રાંતિક ધારાસભાઓને વિકસાવવી જોઈએ, વાયવ્ય પ્રાંત અને અયોધ્યા (સંયુક્ત પ્રાંતો)માં તેમ જ પંજાબમાં એવી જ ધારાસભાઓ સ્થાપવી જોઈએ; સરકારી ખર્ચના બધા અંદાજો પર એ ધારાસભાઓનો મત લેવાવો જોઈએ, સભ્યોને પ્રશ્નો પૂછવાનો અધિકાર મળવો જોઈએ, અને ધારાસભાઓની બહુમતીથી અપાયેલા કોઈ પણ નિર્ણયને અમાન્ય કરવાનો કારોબારીને અધિકાર રહે તો પણ, કારોબારી એ અધિકારનો ઉપયોગ કરે તે સમયે ધારાસભાની બહુમતી જો વિધિપુરઃસર પોતાનો વિરોધ નોંધાવે, તો તેવા વિરોધની વિચારણા કરવાને આમની સભાની એક "કાયમની સમિતિ યોજવી જોઈએ." આ સુધારાઓ વડે હિંદી નોકરશાહીના આપખુદ અમલ પર બ્રિટિશ પાર્લામેન્ટની દેખરેખ દાખલ કરવાનો મહાસભાનો આશય હતો. બીજી બેઠક વખતે મહાસભાએ ધારાસભાઓમાં સુધારા કરવાની, એક વિગતવાર યોજના તૈયાર કરી પરોક્ષ ચૂંટણીના સિદ્ધાંતનો સ્વીકાર કરીને એ યોજના મારફતે એવી માગણી કરવામાં આવી હતી કે, ધારાસભાઓમા

લોકનિયુક્ત સભ્યોનું પ્રમાણ અર્ધોઅર્ધ રાખવું; પ્રાંતિક ધારાસભાઓ માટે તેમની ચૂંટણી મ્યુનિસિપાલિટીઓ, લોકલબોર્ડો, વ્યાપારી મંડળો અને વિદ્યાપીઠો મારફતે કરવી, અને વડી ધારાસભા માટે તેમની ચૂંટણી પ્રાંતિક ધારાસભાઓ મારફતે કરવી. પરોક્ષ ચૂંટણીના સ્વીકારથી આગળ વધીને સરકારને ધારાસભાઓના ઠરાવોને અમાન્ય કરવાનો અધિકાર આપવાની પણ મહાસભાએ એક શરતે તૈયારી બતાવી એ શરતના મુદ્દાઓ બે હતા (૧) આ અધિકારનો ઉપયોગ કરનાર કારોબારીએ પોતાના પગલાની ખબર કારણો દર્શાવીને એક માસની અંદર હિંદી સરકારને યા તો આમની સભાની એક કાયમની સમિતિને આપવી, અને (૨) ધારાસભાઓને કારોબારીના એવાં પગલાઓ સામે આ બે મંડળો સમક્ષ અપીલ કરવાનો હક આપવો. આ જ યોજનાનો ઠરાવ ૧૮૮૭, ૧૮૮૮ અને ૧૮૮૯ની બેઠકમાં ફરીને પસાર કરવામા આવ્યો ૧૮૯૦મા મહાસભાએ ચાર્લ્સ બ્રેડલોએ પાર્લામેન્ટમાં રજૂ કરેલા 'ઇન્ડિયન કાઉન્સિલ્સ ઍક્ટ'ના સુધારાના ખરડાને પોતાનુ અનુમોદન આપ્યુ બ્રેડલોએ રજૂ કરેલા ખરડાથી સંગીન સુધારાઓ મળશે એવી અપેક્ષા રાખવામા આવી હતી. પરંતુ એ ખરડો પાછળથી પડતો મૂકવામાં આવ્યો. ૧૮૯૧મા મહાસભાએ પોતાની માન્યતા ફરીથી જાહેર કરી કે, હિંદનુ શાસન સારી રીતે થાય તે માટે હિંદના લોકોને પોતાના પ્રતિનિધિઓ દ્વારા ધારાસભાઓમા પોતાનો પક્ષ સબળ રીતે રજૂ કરવાની તક આપવી જોઈએ ૧૮૯૨મા લૉર્ડ ક્રોસનો ધારાસભાઓની સુધારણાનો કાયદો પસાર થયો, એટલે હિંદી મહાસભાએ હિંદી સરકારે ધારાસભાઓને માટે કરેલા નિયમોમાં અને પ્રાંતિક સરકારોએ એ વિષયમા પાડેલા કેટલાક રિવાજોમા જરૂરી ફેરફારો કરાવવાને પ્રયાસો શરૂ કર્યા.

૧૮૯૨ ના સુધારાના કાયદા વિષે એક ખુલાસો કરવાની જરૂર છે. ધારાસભાઓમાં પ્રજાના પ્રતિનિધિઓને ચૂંટી મોકલવાની કોઈ પણ વ્યવસ્થા એ કાયદામા કરવામા આવી નહોતી. સ્થાનિક લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓ તેમ જ

બીજાં મતદારમંડળોને ધારાસભાઓમાં સભ્યો મોકલવાનો જે હક આપવામાં આવ્યો હતો તેનો ગરવાળો અર્થ એટલો જ હતો કે તે મંડળોએ ઉમેદવારોનાં નામો સૂચવવાં અને સરકાર તેમાંથી જેમની પસંદગી કરે તેટલા જ ધારાસભાના સભ્યો થાય. એટલુ ખરું કે એ મંડળોએ સૂચવેલાં નામો સ્વીકારવાનો જ સરકારે શિરાજ રાખ્યો હતો. હકીકત એ હતી કે લૉર્ડ લૅન્સડાઉનની સરકારે પરોક્ષ ચૂંટણીના સિદ્ધાન્તનો પણ સતત વિરોધ કરેલો હોવાથી પ્રજાને નામનુ પણ પ્રતિનિધિત્વ આપવાનો બીજો માર્ગ જ નહોતો. એ કાયદામાં વડી ધારાસભામાં પ્રજાના પ્રતિનિધિઓ મોકલવાની પણ એવી જ સંદિગ્ધ, આડકતરી, અને સંકુચિત વ્યવસ્થા કરવામાં આવી હતી. તે વ્યવસ્થા પ્રમાણે તે વખતની ચાર પ્રાન્તિક ધારાસભાઓના બિનઅધિકારી સભ્યોને વડી ધારાસભાની માત્ર ચાર બેઠકો માટે નામો સૂચવવાની છૂટ મળી હતી.

૧૮૯૨ની મહાસભાએ વફાદારીપૂર્વક 'ઇન્ડિયન કાઉન્સિલ્સ ઍક્ટ' સ્વીકાર્યો તો ખરો, પરંતુ સાથે સાથે એ કાયદાથી પ્રજાને પોતાના પ્રતિનિધિઓ ચૂંટવાનો હક સ્પષ્ટ શબ્દોમાં અને સીધી રીતે આપવામાં આવ્યો નથી તે બાબત ખેદ દર્શાવ્યો. ૧૮૯૩માં એ જ કાયદાનો ઉદારતાથી અમલ કરવા માટે સરકારનો આભાર માનવામાં આવ્યો, પરંતુ તેની સાથે એવી માન્યતા પ્રગટ કરવામાં આવી કે કાયદાનો હેતુ બરાબર પાર પાડવો હોય તો તેમાં સંગીન સુધારાઓની આવશ્યકતા રહે છે. એ જ વરસે પંજાબ માટે ધારાસભાની માગણી ફરી કરવામાં આવી. વળી પાછી એ જ માગણી ૧૮૯૪ અને ૧૮૯૭ની બેઠકો વખતે ફરી રજૂ થઈ હતી. ૧૮૯૨ના કાયદાની રૂએ ૧૮૯૩ની સાલથી ધારાસભાના સભ્યોને પ્રશ્નો પૂછવાનો અધિકાર મળ્યો હતો. તે વિષયમાં ૧૮૯૫માં મહાસભાએ એવી માગણી કરી કે પ્રશ્નો પૂછનાર સભ્યોને પ્રશ્નોનો વિષય સ્પષ્ટ કરવા માટે ટૂંકી પ્રસ્તાવના કરવાની છૂટ આપવી જોઈએ. હજી આજની ઘડીએ પણ એ છૂટ મળી નથી.

## મોરલી-મિન્ટો સુધારાઓ

આ પછી છેક ૧૯૦૪ માં મહાસભાએ આ પ્રશ્ન પર પાછું ધ્યાન આપવા માંડ્યું. એ વરસે એવી માગણી કરવામાં આવી કે પ્રાંત દીઠ બે બેઠકને હિસાબે હિંદને આમની સભામાં સીધું પ્રતિનિધિત્વ મળવું જોઈએ, અને ધારાસભાઓને મોટી બનાવી તેમને નાણાંવિષયક બાબતો પર મત આપવાનો અધિકાર મળવો જોઈએ. ધારાસભાના કોઈ પણ નિર્ણયને પોતાની ખાસ સત્તાની રૂએ રદ કરવાનો સરકારના વડાનો — ગવર્નરોનો અને ગવર્નર જનરલનો — અધિકાર આ માગણીઓ કરતી વખતે મહાસભાએ કબૂલ રાખ્યો હતો. આ ઉપરાંત હિંદી વજીરની કાઉન્સિલમાં તેમજ કારોબારી કાઉન્સિલોમાં હિંદીઓની નિમણૂક માટે પણ આગ્રહ કરવામાં આવ્યો હતો. ૧૯૦૫માં મહાસભાએ વળી પાછું સુધારાઓને માટે ધ્યાન કર્યું, અને ૧૯૦૬માં એવો અભિપ્રાય વ્યક્ત કર્યો કે બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં ચાલતી રાજ્યપદ્ધતિ હિંદમાં દાખલ થવી જોઈએ, તેમજ તેની ભૂમિકા તૈયાર કરવા માટે નીચેનાં પગલાંઓ તત્કાળ લેવાવાં જોઈએ : (૧) સનદી નોકરીઓ માટેની પરીક્ષાઓ હિંદ અને ઇંગ્લંડમાં એકી સાથે લેવી, (૨) હિંદી વજીરની કાઉન્સિલમાં હિંદીઓને પ્રમાણસરનું પ્રતિનિધિત્વ આપવું, (૩) વડી અને પ્રાંતિક ધારાસભાઓને વિસ્તારી તેમાં પ્રજાનું પ્રતિનિધિત્વ વધારવું તેમ જ અસરકારક બનાવવું, અને સરકારના નાણાંવિષયક તેમ જ વહીવટી કારોબાર પર એ ધારાસભાઓનો કાબૂ વધારવો, અને (૪) સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના હકો તેમ જ સત્તા વધારવાં. ૧૯૦૯માં મહાસભાએ યોગ્ય સમય પહેલાં જ હરખાઈ જઈને પાર્લમેંટ સમક્ષ રજૂ થયેલી સુધારાઓની સૂચનાઓને કોઈ પણ જાતના સંકોચ વિના, ઉત્સાહપૂર્વક વધાવી લીધી, અને એવી આશા પ્રદર્શિત કરી કે, જે ઉદાર આશયથી આ સુધારાઓની યોજના કરવામાં આવી છે, તે જ ઉદારતા તેની વિગતો નક્કી કરવામાં પણ બતાવવામાં આવશે. પરંતુ દેશને નસીબે નિરાશા જ લખાઈ હતી. એ સુધારાઓમાં આપવામાં આવેલા પ્રતિનિધિત્વનું પ્રમાણ નિરાશાજનક હતું જ, પરંતુ ૧૯૦૯ના કાયદાની રૂએ તૈયાર

કરવામાં આવેલા નિયમો જૉન મોરલીના ખરીતાએ ઊભી કરેલી અપેક્ષાની સરખામણીમાં બહુ જ સંકુચિત હતા.

એક દશકા સુધી અમલમાં રહેલા અને મિન્ટો – મોરલીના સંયુક્ત નામથી ઓળખાયેલા સુધારાઓ કેવા પ્રકારના હતા તેનુ એકી નજરે અવલોકન કરી લેવુ જરૂરનું છે. વડી ધારાસભામાં વાઇસરૉયની કારોબારી સભા ઉપરાંત ૬૦ વધારાના સભ્યો હતા. એ પૈકી માત્ર ૨૭ ચૂંટણીથી અને બાકીના ૩૩ સરકારની નિમણૂકથી આવતા. આ ૩૩ બેઠકો પૈકી વધારેમાં વધારે ૨૮ને માટે સરકારી અમલદારોની સભ્ય તરીકે નિમણૂક થઈ શકતી, અને બાકી રહેલી પાંચ બેઠકો પૈકી ત્રણને મારુ વિશિષ્ટ જાતિઓને પ્રતિનિધિત્વ આપવાને માટે અને બેને મારુ કેટલાંક હિતોને પ્રતિનિધિત્વ આપવાને માટે બિનઅધિકારી સભ્યોની વાઇસરૉય તરફથી નિમણૂક થતી ચૂંટણીથી ભરાતી બેઠકોમાંથી પણ કેટલીક તો નીચેનાં ખાસ મતદાર મંડળોને માટે રાખવામાં આવી હતી: પ્રાંતમાંના જમીનદારો મારે સાત, પ્રાંતમાંના મુસલમાન જમીનદારો મારે એક અને વેપારી મંડળો મારે બે. બાકી રહેલી સામાન્ય બેઠકોમાથી નવની પ્રાંતિક ધારાસભાઓના લોકનિયુક્ત સભ્યો ચૂંટણી કરતા. લૉર્ડ મોરલીએ સાફ શબ્દોમાં જણાવ્યું હતુ કે, "કારોબારી તેમજ કાયદાઓ ઘડવાની સત્તા ધરાવતી વાઇસરૉયની કાઉન્સિલની રચના હજી એવી જ રહેવી જોઈએ કે તેથી શહેનશાહની સરકાર પ્રત્યેની અને શાહી પાર્લામેન્ટ પ્રત્યેની બંધારણને અંગેની તેની જે જવાબદારીઓ છે, અને હોવી જ જોઈએ, તે અદા કરવાને મારેની તેની સત્તા સતત અને એકધારી જળવાઈ રહે. ખુદ સુધારાઓના આશયની બાબતમાં મોરલીએ જણાવ્યું હતુ કે, 'સુધારાઓના આ હપ્તાથી પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે આખરે હિંદમાં લોકશાસનની પદ્ધતિ દાખલ કરવાનો આશય છે એવો કોઈનો ખ્યાલ હોય તો મારે તેની સાથે કશી લેવાદેવા નથી' પરિણામે આ સુધારાઓ કેવા નીવડ્યા તે વિષે લૉર્ડ ચેમ્સફર્ડ અને મૉન્ટેગ્યુએ પોતાના એ સુધારાઓ પરની તપાસના હેવાલમા આપેલો નિર્ણય પ્રમાણભૂત છે 'એ સુધારા-ઓથી હિંદી લોકમતને હવે જરા પણ સંતોષ નથી, અને એ જ

સુધારાઓવાળું બંધારણ ચાલુ રાખવાથી માત્ર એવું પરિણામ આવશે કે સરકાર અને હિંદી સભ્યો વચ્ચે પડી ગયેલું અંતર વધતું જશે તેમજ મિનજવાબદાર ટીકાઓની ટેવ દૃઢ થતી જશે '

આ વિષય પરના મહાસભાના ઠરાવોનું અવલોકન કરતા પહેલા થોડાક પાછળથી બનેલા બનાવોની નોંધ લઈને સુધારાઓનો ઇતિહાસ પૂરો કરી લેવો ઇષ્ટ છે

મોરલી મિન્ટો સુધારાઓ પછી રાજકીય સુધારાઓની બીજી કક્ષા શરૂ થઈ બે હિંદીઓને (પાછળથી એ સંખ્યા ત્રણની કરવામા આવી છે) ૧૯૦૭મા હિંદી વજીરની કાઉન્સિલમા નીમવામા આવ્યા, એકને ૧૯૦૮મા વાઇસરૉયની કારોબારી કાઉન્સિલમા દાખલ કરવામા આવ્યો અને મુંબઈ અને મદ્રાસના ગવર્નરોની કાઉન્સિલમા ૧૯૧૦મા એક એક હિંદીની નિમણૂક કરવામા આવી એ જ વરસમા બંગાળમા કારોબારી કાઉન્સિલ દાખલ કરી તેમાનો એક સભ્ય હિંદી રાખવામા આવ્યો પાછળથી ગવર્નર ઇન કાઉન્સિલના (કારોબારી સમિતિથી યુક્ત ગવર્નર) અમલ હેઠળ એ પ્રાંતને ઇલાકા બનાવામા આવ્યો ૧૯૧૨મા લેફ્ટેનન્ટ ગવર્નર ઇન કાઉન્સિલના અમલ નીચે બિહાર અને ઓરિસ્સાનો એક નવો પ્રાંત અલગ કાઢવામા આવ્યો અને તે કાઉન્સિલમા પણ એક હિંદી સભ્ય નિમાયો

૧૯૦૯મા સુધારાઓને લગતા ચાર ઠરાવો મહાસભાએ કર્યા પહેલા ઠરાવથી ધર્મના પાયા પર રચાયેલા ભિન્ન મતદાર મંડળો યોજવા માટે મહાસભાએ પોતાની અસંમતિ પ્રદર્શિત કરી અને નીચેની બાબતો વિષે અસંતોષ વ્યક્ત કરવામા આવ્યો (ક) એક ધર્મના અનુયાયીઓને બીજા ધર્મોના અનુયાયીઓ કરતા અતિશય વધારે અને પ્રમાણ બહારનું પ્રતિનિધિત્વ આપવામા આવ્યું હતુ તે બાબત (ખ) મતદારમંડળો મતાધિકારનો હક અને ઉમેદવારોની લાયકાતની બાબતમા મુસલમાનો અને બિનમુસલમાનો વચ્ચે કરવામા આવેલા અન્યાયી, પરસ્પર દ્વેષ કરાવે એવા અને હલકા પાડનારા ભેદો બાબત (ગ) ધારાસભાની ચૂંટણી માટેના ઉમેદવારોને નાલાયક ઠરાવનારા

બહોળા, પ્રમાણ વગરનાં, તેમજ ગેરવાજબી ધોરણો તથા ધનો બાબત (ઘ) વહીવટી નિયમો (રેગ્યુલેશનો)ની રચનામાં એકંદર દેખાઈ આવતા કેળવાયેલા લોકો પરના અણગમા બાબત અને (ઙ) પ્રાંતિક ધારાસભાઓમાંની બિનઅધિકારી બહુમતીની અસંતોષકારક ગોઠવણીને કારણે તે સભાઓ વ્યર્થ અને કૃત્રિમ બની જાય છે તે બાબત બીજા ઠરાવથી સંયુક્ત પ્રાંત, પંજાબ પૂર્વ બંગાળ અને આસામ અને બ્રહ્મદેશના લેફ્ટેનન્ટ ગવર્નરોને સહાય આપવા કારોબારી કાઉન્સિલ દાખલ કરવા માટે આગ્રહ કરવામાં આવ્યો ત્રીજા ઠરાવથી મહાસભાએ રિફોર્મ્સ ઍક્ટ અનુસાર પંજાબ માટે ઘડવામાં આવેલા રેગ્યુલેશનો અસંતોષકારક છે એવો નિર્દેશ કર્યો અને તે માટે નીચેનાં કારણો આપ્યાં (૧) ધારાસભાને માટે ચૂંટવામાં આવેલા સભ્યોની સંખ્યા બહુ ઓછી છે (૨) તે પૈકી નામનિયુક્ત સભ્યોનું પ્રમાણ ઘણું ઓછું અને નજીવું છે (૩) લઘુમતી કોમોને સંરક્ષણ આપવાના સિદ્ધાંતનો લાભ બીજા પ્રાંતોના મુસલમાનોને આપવામાં આવ્યો છે તેવો લાભ પંજાબની બિનમુસલમાન લઘુમતી કોમોને આપવામાં આવ્યો નથી અને (૪) આ રેગ્યુલેશનોને પરિણામે પંજાબમાંથી બિનમુસલમાનો વડી ધારાસભામાં જઈ શકે એવો સંભવ રહ્યો નથી ચોથા ઠરાવથી મહાસભાએ મધ્ય પ્રાંતો અને વરાડમાં ધારાસભાઓ ન સ્થપાઈ તે વિષે તેમજ તે પ્રાંતને જમીનદારોના અને જિલ્લા બોર્ડો તથા મ્યુનિસિપાલિટીઓના મતદારમંડળો મારફત વડી ધારાસભામાં બે સભ્યો ચૂંટી મોકલવામાંથી બાકાત રાખવામાં આવ્યો તે વિષે અસમાધાન પ્રગટ કર્યું હતું

૧૯૧૦ અને ૧૯૧૧ના અધિવેશનોમાં મહાસભાએ સુધારાઓ વિષેની ૧૯૦૯ની સૂચનાઓ અને વાંધાઓ લગભગ તેમને તેમ પાછા રજૂ કર્યાં અને વધારામાં ભિન્ન મતદાર મંડળોના સિદ્ધાંતના અમલને મ્યુનિસિપાલિટીઓ અને લોકલબોર્ડો સુધી લંબાવવા વિરુદ્ધ પોતાનો વાંધો રજૂ કર્યો

૧૯૧૨માં પાછલાં બે વર્ષો દરમિયાન મહાસભાએ બતાવેલી ખામીઓ દૂર ન થઈ, તેથી નિરાશાની લાગણી જાહેર કરીને એવી

વિનવણી કરી કે: વડી અને બધી પ્રાંતિક ધારાસભાઓમાં લોકનિયુક્ત સભ્યોની બહુમતી કરવી, પ્રતિનિધિઓ મારફતે મત નોંધાવવાની પ્રથા રદ કરવી, મતાધિકાર -વધારે વધારે લોકો ભોગવી શકે એ રીતે તેનો વિસ્તાર કરવો, ઉમેદવારોને ચૂંટણીને માટે નાલાયક ઠેરવવાનાં ધોરણોમાંથી, જેમાં કોઈ નૈતિક ગુનો ન હોય એવાં કારણે કોર્ટ તરફથી સજા થઈ હોય તો પણ ઉમેદવાર નાલાયક ઠરે એ ધોરણ કાઢી નાખવું, વધારાના પ્રશ્નો પૂછવાનો સભ્યોને હક આપવો, અને એવી જ જાતના બીજા સુધારાઓ દાખલ કરવા. એ જ મહાસભાએ પંજાબમાં કારોબારી કાઉન્સિલ સ્થાપવા વિષેનો અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને લાગુ કરવામાં આવેલા ભિન્ન મતદારમંડળના સિદ્ધાન્ત વિષેનો એમ બન્ને ઠરાવો ફરી કર્યા. એ એક કૌતુક જ છે કે મહાસભાના સુધારા વિષેના ઠરાવોમાં એક એવી કલમ નજરે પડે છે કે, 'અંગ્રેજી ભાષા ન જાણનારને સભ્ય થવાને માટે લાયક ન ગણવો.' આ જ બેઠકમાં, મહાસભાએ પ્રાંતિક સ્વરાજ દાખલ કરવાની આવશ્યકતા હિંદી સરકારે સ્વીકારી તે માટે સંતોષ બતાવ્યો અને એ આવશ્યકતા જે ખરીતામાં સ્વીકારવામાં આવી હતી તેનો, તેના આશય અને શબ્દોથી ઊલટો અર્થ કરવાનો પ્રયત્ન થતો જોઈને તે વિષે પોતાનો વાંધો જાહેર કર્યો. આ ઠરાવ ૧૯૧૩માં પણ મહાસભાએ લગભગ તે જ શબ્દોમાં પસાર કર્યો. હિંદી સરકારના પ્રથમ હિંદી લૉ મેમ્બર સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહાને પ્રમુખપદે ૧૯૧૫માં મુંબઈમાં મહાસભા ભરાઈ. ૧૯મા ઠરાવથી એ મહાસભાએ, મહાસમિતિને મુસ્લીમ લીગની એક સમિતિ સાથે સુધારાઓને વિષે મંત્રણા કરવાની સૂચના કરી અને તે મંત્રણાઓને પરિણામે સંયુક્ત હિંદની આકાંક્ષાઓ ને અપેક્ષાઓને સંતોષે એવો સુધારાઓનો એક ખરડો તૈયાર કરવામાં આવ્યો. ૧૯૧૬ની લખનૌની મહાસભાએ એ ખરડો માન્ય રાખ્યો. એ ખરડામાં જે યોજના રજૂ થઈ છે તેના મુખ્ય મુદ્દાઓ તપાસી લઈએ. મહાસભાએ પ્રથમ એવી માગણી રજૂ કરી છે કે સ્વરાજની સ્થાપનાની દિશામાં ચોક્કસ પગલું ભરાવું જોઈએ અને હિંદને 'સ્વરાજ ભોગવતાં સંસ્થાનોની સાથે

સામ્રાજ્યમાં મુખ્ય ભાગીદારી માગવી જોઈએ' એ અજબ થવા જેવું છે કે આ વિગતે તૈયાર થયેલી યોજનામાં પ્રાંતિક ધારાસભાઓની રચનામાં એક પંચમાંશ સરકારનિયુક્ત સભ્યોની પણ ગોઠવણ કરવામાં આવી છે ચૂંટણીની પ્રથા અહીં સીધી સ્વીકારવામાં આવી છે, મતાધિકાર બને તેટલો વિસ્તૃત કરવાની ભલામણ કરી છે અને મુસલમાન લઘુમતીને માટે ભિન્ન મતદાર મંડળો મારફતે ધારાસભાના સભ્યોનું પ્રમાણ નીચે પ્રમાણે ઠરાવવામાં આવ્યું છે લોકનિયુક્ત સભ્યોના પંજાબમાં ૫૦ ટકા, સંયુક્ત પ્રાંતોમાં ૩૦ ટકા, બંગાળમાં ૪૦ ટકા બિહારમાં ૨૫ ટકા મધ્ય પ્રાંતોમાં ૧૫ ટકા, મદ્રાસમાં ૧૫ ટકા અને મુંબઈમાં તેમનો એક તૃતીયાંશ, મુસલમાનોએ પોતાના અલગ મતદારમંડળો ઉપરાંત વિશિષ્ટ હિતોને પ્રતિનિધિત્વ આપતાં મતદારમંડળો સિવાય પ્રાંતિક કે વડી ધારાસભાને માટે બીજા કોઈ મતદારમંડળોમાંથી ઉમેદવારી ન કરવી એવી આ પ્રમાણની સાથે શરત છે આ સાથે એક એવી કલમ યોજવામાં આવી હતી કે, 'કોઈ પણ ખરડો, અથવા તેમાંની કલમ કે ઠરાવ કોઈ લોકનિયુક્ત સભ્ય તરફથી રજૂ થાય, તે જો એક યા બીજા ધર્મના અનુયાયીઓને લગતો હોય તો પ્રથમ પ્રાંતિક કે વડી જે ધારાસભામાં તે રજૂ થયો હોય તેના તે ધર્મના અનુયાયી સભ્યો નક્કી કરશે કે તે ખરડો, કલમ કે ઠરાવ પોતાની જાતિને લગતો છે કે કેમ, અને પછી જો તેમનામાંથી ત્રણ ચતુર્થાંશ સભ્યો એવા ખરડાનો કે તેમાંની કલમનો કે ઠરાવનો વિરોધ કરે તો તે પડતો મૂકવો' વડી ધારાસભામાં એકંદર સભ્યો પૈકી લોકનિયુક્ત સભ્યો ⅘ હોવા જોઈએ અને ચૂંટાયેલા હિંદી સભ્યો પૈકી ⅓ ભિન્ન મતદારમંડળો મારફતે ચૂંટાયેલા મુસલમાનો હોવા જોઈએ આ જ લખનૌની મહાસભાએ માન્ય ગણેલું અને પાછળથી મોન્ટ-ફર્ડ સુધારાઓમાં જેમનું તેમ દાખલ કરી લીધેલું 'કોંગ્રેસ લીગની યોજના'ને નામે ઓળખાતું હિંદુમુસલમાન સમાધાન હતું

આ ઉપરાંત એ યોજનામાં ઘણી વિગતો સમાવવામાં આવી છે તેનો વિસ્તાર અહીં કરવાની જરૂર નથી એ આખી

યોજના પરિશિષ્ટમાં આપેલી છે. મહાસભા આ યોજનાનો ઠરાવ કરીને જ બેસી ન રહી. આ યોજના વિષે પ્રચાર કરવાને તેમ જ લોકમત કેળવવાને એક કાર્યવાહી સમિતિ નીમવામાં આવી. મહાસભાના સામાન્ય મંત્રીઓએ એ યોજનાનો ખરડો મદ્રાસના ઉચ્ચ કોટિના અને પાછળથી હાઈકોર્ટના ન્યાયાધીશને પદે પહોંચેલા એક વકીલ શ્રી વરદાચારિયારને સોંપ્યો. તેમને એવી સૂચના કરવામાં આવી કે તેમણે આ યોજના પ્રમાણેના ફેરફારો 'ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટમાં' દાખલ કરવા માટે એક 'સુધારાનું બિલ' તૈયાર કરવું. ત્યાર પછીના બનાવો જેવા કે, શ્રીમતી બિસેન્ટની આગેવાની હેઠળની હોમરૂલની હિલચાલ, તેમને મળેલી કેદ, મુસ્લિમ લીગ અને મહાસભાએ મળીને વિચારેલી સત્યાગ્રહની યોજના, મેસોપોટેમિયાના ગોટાળા વિષે મિ. મૉન્ટેગ્યુએ આમની સભામાં કરેલું વિખ્યાત ભાષણ, તે વખતના હિંદી વજીર મિ. ઑસ્ટિન ચેમ્બરલેઈનનું રાજીનામું અને તેમને સ્થાને મિ. મૉન્ટેગ્યુની નિમણૂક, ૧૯૧૭ના ઑગસ્ટની ૨૦મી તારીખે બહાર પડેલું હિંદમાં દાખલ કરવાની નવી રાજનીતિની રૂપરેખા આપતું પ્રસિદ્ધ જાહેરનામું, મિ. મૉન્ટેગ્યુનો હિંદની મુલાકાતે આવવાનો નિર્ણય, શ્રીમતી બિસેન્ટની મુક્તિ અને તેમની કલકત્તાની મહાસભાના પ્રમુખપદ માટે થયેલી ચૂંટણી વગેરે બનાવોનો માત્ર નામનિર્દેશ જ કરીશું. કેમકે ૧૯૧૭ની કલકત્તાની મહાસભાની બેઠકની ભૂમિકા સમજવાને માટે જરૂરનું હોવાથી બીજે સ્થળે તેનું વિગતે વર્ણન કર્યું છે.

૧૯૧૭માં, કલકત્તામાં, જવાબદાર રાજતંત્ર હિંદમાં સ્થાપવાનો સરકારનો હેતુ છે એવી જાહેરાતથી પોતાને થયેલો સંતોષ મહાસભાએ આભારની લાગણી સાથે વ્યક્ત કર્યો, અને સાથે માગણી કરી કે, એ હેતુ પૂરેપૂરો ક્યારે અમલમાં લાવવામાં આવશે તેના સમયની મર્યાદા નક્કી કરી નવા સુધારણાના કાયદામાં તેનો ઉલ્લેખ થવો જોઈએ, અને જવાબદાર રાજ્યપદ્ધતિની દિશામાં ભરવાના પહેલા પગથિયા તરીકે કોંગ્રેસ-લીગની યોજનાનો અમલ તરત જ શરૂ કરવો જોઈએ. મહાસભાનો ખ્યાલ, પોતાની મેળે જ વિકાસ પામતું પામતું આખરે અમુક ચોક્કસ

સમયે ધ્યેયને પહોચી જાય એવુ બધારણ દાખલ કરાવવાનો હતો એ વસ્તુ વાચકોના ખ્યાલમા આવી હશે

મિ મોટેગ્યુ ૧૯૧૭ના નવેમ્બરમા હિંદમા આવી પહોચ્યા તેમનો મોટેગ્યુ-ચેમ્સફર્ડ નામનો હિંદના રાજવહીવટ રિપોર્ટ હેવાલ ૧૯૧૮ના જૂનમા પ્રસિદ્ધ થયો મહાસભાએ એ જ વરસના સપ્ટેમ્બર માસમા તેની વિચારણા કરવા માટે શ્રી હસન ઇમામના પ્રમુખપણા હેઠળ એક ખાસ બેઠક ભરી, અને તેમા રજૂ કરવામા આવેલી ગજબ ધારણના સુધારાની યોજના ચર્ચી એ યોજનાએ કોંગ્રેસ લીગની યોજનાને મહાસભાના ખ્યાલમાથી દૂર હડસેલી કાઢી દ્વિમુખી રાજશાસનપદ્ધતિના સિદ્ધાતની આસપાસ એ યોજનાની રચના કરવામા આવી હતી એ યોજનામા બીજો એક એવો ખ્યાલ રજૂ કરવામા આવ્યો હતો કે ગવર્નર જનરલ અને ગવર્નરની સત્તાને પ્રજાકીય ધારાસભાઓ સામે મજબૂત કરવાને માટે વડી ધારાસભાના બે વિભાગ કરી, એક વધારાની 'કાઉન્સિલ ઓફ સ્ટેટ', અને પ્રાંતોમા 'ગ્રાન્ડ કમિટી' એ ઊભી કરવી આ બને નવી સુધારણાનો આશય એવો હતો કે, પ્રજાકીય આમસભા જેવી ધારાસભાઓના અવાજને ગવર્નર જનરલ કે ગવર્નરો પોતાની ખાસ સત્તાની રૂએ દબાવીને નાહક અગવડમા આવે તેના કરતા બારોબાર દેખીતી રીતે સહેલથી એ કામ પાર ઊતરી જાય મુબઈની ખાસ મહાસભાએ આ વિષયમા એવો ઠરાવ કર્યો કે "કાઉન્સિલ ઓફ સ્ટેટ ન હોવી જોઈએ, પરતુ જો તેને દાખલ કરવી જ હોય તો પ્રાંતોને માટે કેટલાક ખાતા ગવર્નર અને કારોબારીને હસ્તક રાખી બાકીના ધારાસભાના કાબૂ હેઠળ ફેરવી આપવાની જે ભલામણ થઈ છે તેવી જ પદ્ધતિ મધ્યસ્થ સરકારની બાબતમા પણ અખત્યાર કરવી, 'કાઉન્સિલ ઓફ સ્ટેટ'મા ઓછામા ઓછા અરધોઅરધ સભ્યો લોકનિયુક્ત રાખવા અને વાઈસરૉયને ધારાસભાના નિર્ણયથી વિરુદ્ધ જઈને કોઈ પણ કાયદાને 'સર્ટિફાય' કરવાની સત્તા આપવાની ભલામણ થઈ છે, તેનો ઉપયોગ માત્ર સરકારને હસ્તક રહેલા ખાતાઓ પૂરતો જ કરવાનો તેને અધિકાર આપવો"
આમ દ્વિમુખી રાજશાસનપદ્ધતિનો સ્વીકાર મહાસભાએ કરી

લીધો મૂળ મોન્ટ-ફર્ડ યોજનામાં મધ્યસ્થ સરકારના ખાતાં ઓના બે વિભાગો કરવાનો આશય નહોતો છતાં મહાસભાએ 'કાઉન્સિલ ઑફ સ્ટેટ'નો સ્વીકાર કરીને તેના બદલામાં પ્રાંતિના જેવી જ દ્વિમુખી પદ્ધતિ ત્યાં પણ દાખલ કરવાની માગણી કરી ધારાસભાના પ્રજાકીય મંડળોને માથે "કાઉન્સિલ ઑફ સ્ટેટ' જેવા નવા મંડળો ઊભા કરી તેમનો અવાજ રૂંધવાની તેમજ તેમનું બળ શિથિલ કરવાની બહુ સારી યોજના કરવામાં આવી હતી પોતાની ખાસ સત્તાની રૂએ ધારાસભાની અવગણના કરવામાં ગવર્નરો કે ગવર્નર જનરલને કઢંગા સંજોગોમાં મુકાવું પડે તેને બદલે આ આરોબાજિયા ઉપાયમાં બહુ સારી સગવડ હતી આવી યોજનાના કરતા તો કોંગ્રેસ-લીગની યોજના ખરેખર 'હોમરૂલ'ના આશયને વધારે સારી રીતે સાચવતી હતી

મહાસભાએ આપ્યું તે સરકારે લઈ લીધું કાઉન્સિલ ઑફ સ્ટેટની સ્થાપના કરી, અને તેના બદલામાં કરવામાં આવેલી માગણીની વાત તે ખાઈ ગઈ, એટલે કે તેણે મધ્યસ્થ સરકારમાં બેવડો વહીવટ દાખલ ન કર્યો મુંબઈની મહાસભા મિ. મૉન્ટેગ્યુને માટે એક ભારે ફતેહ ગણી શકાય મોન્ટ-ફર્ડ યોજના એકંદરે નિરાશાજનક છે અને અસંતોષકારક છે એવો અભિપ્રાય મહાસભાએ વ્યક્ત કર્યો તેથી કે પાછલી બે બેઠકોના ઠરાવો ફરી પસાર કરીને તેમાં પ્રજાના મૂળ હકો — જેવા કે કાયદા સમક્ષ બધા પ્રજાજનોનું સરખાપણું, પ્રજાજનોની વ્યક્તિગત સ્વતંત્રતા, જીવન અને મિલકતની બાબતમાં કાયદાની બાહેધરી, ભાષણ, લેખન અને સભા ભરવાની પૂર્ણ સ્વતંત્રતા, હથિયાર ધારણ કરવાની છૂટ, છાપાની સ્વતંત્રતા, અને બધા જ પ્રજાજનોને શારીરિક સજા સરખી રીતે મળે — વગેરેની એક યાદી જોડી આપી તેથી મૉન્ટેગ્યુની ફતેહ વિષેનું વિધાન જરાપણ ખોટું કરતું નથી ૧૯૧૮ની પંડિત માલવિયાના પ્રમુખપણા હેઠળ ભરાયેલી બેઠકમાં આની આ શરતો ફરી રજૂ કરવામાં આવી અને વધારામાં દ્વિમુખી રાજપદ્ધતિ નહિ પણ બધા જ પ્રાંતોમાં પૂર્ણ જવાબદાર રાજપદ્ધતિ દાખલ થવી જોઈએ એવી માગણી કરવામાં આવી. 'કાઉન્સિલ ઑફ સ્ટેટ'ની બાબતમાં મુંબઈની ખાસ

મહાસભાનો પચાસ ટકા લોકનિયુક્ત સભ્યોની માગણી કરતો ઠરાવ કાયમ રાખવામાં આવ્યો. તા. ૧૧-૧૧-૧૯૧૮ને દિવસે મહાયુદ્ધનો અંત આવ્યો હતો, એ પ્રસંગનો લાભ લઈ મહાસભાએ પ્રમુખ વિલ્સન અને લૉર્ડ જ્યૉર્જ વગેરે બ્રિટિશ રાજપુરુષોનાં વચનો ટાંકી એવો આગ્રહ કર્યો કે આત્મનિર્ણયના સિદ્ધાંતનો લાભ જગતની બધી જ પ્રગતિમાન પ્રજાઓને મળવો જોઈએ, અને તેને અનુસરીને એવી મતલબનો ઠરાવ કર્યો કે, હિન્દને પણ એ જ સિદ્ધાંત અનુસાર સ્વરાજ આપી દમનના બધા કાયદાઓ તત્કાળ રદ કરવા જોઈએ ત્યાર પછીની મહાસભા અમૃતસરમાં મળે તે પહેલાં રૉલેટ બિલો અને તેને અંગેની સત્યાગ્રહની હિલચાલ, વિરમગામ તથા દિલ્હીના ગોળીબાર તથા જલિયાંવાલા બાગની કરુણાજનક કતલ, પંજાબમાં લશ્કરી કાયદાનો અમલ અને હિંદી સરકારની કારોબારીમાંથી સર શંકરન નાયરનું રાજીનામું, હન્ટર કમિશનની નિમણૂક અને તેની નિષ્ફળતા વગેરે બનાવો એક પછી એક ત્વરાથી બની ગયા; તે પર પ્રજાનું લક્ષ રોકાઈ ગયું, અને હિન્દનું માનસ ખળભળી ઊઠ્યું.

## સરકારી નોકરીઓ

સરકારી નોકરીઓમાં અને ખાસ કરીને સનદી નોકરીઓમાં હિંદીઓને રોકવામાં આવે તે બાબતને મહાસભાએ હમેશ બહુ મોટું મહત્ત્વ આપ્યું છે. વાચકોને યાદ હશે કે ૧૮૩૩માં હિંદીઓને બધા નોકરીઓની કોઈ પણ જગ્યાને માટે લાયક ઠરાવવામાં આવ્યા હતા અને ૧૮૫૩માં સનદી સિવિલ સર્વિસ (આઈ. સી. એસ.)માં ભરતી કરવાને વિલાયતમાં પરીક્ષાઓ લેવાનું ઠરાવવામાં આવ્યું ત્યારે તેનાથી હિંદીઓ પર એક મોટી મર્યાદા મૂકવામાં આવે છે એવો વાંધો લેવામાં આવ્યો હતો. લૉર્ડ સેલિસબરીના અમલ દરમિયાન આઈ. સી. એસ. ની પરીક્ષામાં બેસવા ઇચ્છતા ઉમેદવારોની આવશ્યક ઉમ્મર ઘટાડી નાખવામાં આવી ત્યારે એ પગલાને હિંદીઓને પડતી મુશ્કેલીમાં બહુ મોટો વધારો કરનારું લેખવામાં આવ્યું હતું. આ મુશ્કેલીઓ કંઈક અંશે દૂર થાય તે માટે હિંદીઓએ હંમેશ એવી માગણી

કરી છે કે નોકરીઓની ભરતી માટે બધી પરીક્ષાઓ એકી વખતે હિંદ અને વિલાયત બંને સ્થળોએ લેવાવી જોઈએ. પહેલી જ મહાસભાએ આ વાતનો પુરસ્કાર કર્યાનું આપણે જાણીએ છીએ

આ વિષયને હવે આપણે વધારે વિગતથી તપાસીએ. એટલું જણાવી લેવું જરૂરનું છે કે, મહાસભાએ ભરતી માટેની પરીક્ષાઓ એકી વખતે બંને દેશોમાં લેવાવી જોઈએ એવી માગણી ૧૮૮૫મા કરી, તે પહેલા ૧૮ વરસથી હિંદીઓ તરફથી એ માગણી રજૂ થતી આવી હતી. અને છેક ૧૮૬૬માં હિંદી વજીરની કાઉન્સિલે એવી ભલામણ કરી હતી કે, હિંદને ન્યાય કરવો હોય અને પાર્લામેન્ટે આપેલાં વચનો પાળવા હોય, તો આ માગણી કબૂલ રાખવી જ જોઈએ. બંને દેશમાં એકી વખતે પરીક્ષા લેવાનો ઠરાવ આમની સભાએ ૧૮૯૩માં કર્યો ત્યારે સમસ્ત દેશે તેમજ મહાસભાએ તેને હરખથી વધાવી લીધો, પરંતુ તે પછીના વરસમાં એ ઠરાવ અમલમાં ન મૂકવાનો નિર્ણય સરકારે જાહેર કર્યો, ત્યારે ઊંડી નિરાશા અનુભવી. હિંદની સરકારી નોકરીઓ વિષે તપાસ કરવા આવેલા 'પબ્લિક સર્વિસ કમિશન' સમક્ષ હિંદી સાક્ષીઓએ રજૂ કરેલી જુબાનીથી નિ શંક પુરવાર થાય છે કે, આ સુધારો અમલમા મૂકયા વિના હિંદીઓના દાવાને કદી ન્યાય થવાનો નથી એ અભિપ્રાયને પ્રજા આગ્રહપૂર્વક વળગી રહી હતી એ કમિશનની બહુમતીએ રજૂ કરેલા હેવાલનો ભારપૂર્વક વિરોધ કરવામાં આવ્યો હતો તેનું કારણ પણ એટલુ જ હતુ કે, હિંદીઓની આ એક માગણીનો તેમા ઇનકાર કરવામાં આવ્યો હતો. બીજી મહાસભાએ આ વિષયને માટે એક પેટા-સમિતિ નીમી અને તેણે એવી માગણીઓ તૈયાર કરી કે, સરકારી નોકરીઓની ભરતીને માટેની પરીક્ષાઓ એકી સાથે હિંદ અને ઇગ્લંડમાં લેવી; તે પરીક્ષાઓમા બેસવાને શહેનશાહના બધા પ્રજાજનોને છૂટ રાખવી, પૂરવાની જગ્યાઓની એક ક્રમવાર અને વર્ગવાર યાદી તૈયાર કરવી, બન્ને દેશોમા પરીક્ષાઓ થઈ ગયા પછી સનદી સિવિલ સર્વિસમાં શરૂઆતથી કરવાની નિમણૂકો બંધ કરવી, પરંતુ બિનસનદી નોકરીઓમાંના તેમજ બીજા ધંધાઓમાંના શક્તિશાળી માણસોને એ જગ્યાઓ પર નીમવાની

છૂટ રાખવી, અને બાકીની જગ્યાઓ ભરવાને માટે પ્રાંતોમા પરીક્ષાઓ લેવી છેલ્લી બે માગણીઓ કરવાનુ કારણ એ હતુ કે, તે જમાનામા કેટલાક યુવાનોને સરકાર બારોબાર પોતાની મરજી પ્રમાણે ડેપ્યુટી કલેક્ટરો તરીકે નીમી લેતી મહાસભાની ચોથી બેઠક પહેલા તેની આ હિલચાલને અમુક અંશે સફળતા મળી 'પબ્લિક સર્વિસ કમિશને' હિંદીઓને છૂટછાટ આપનારા સુધારાની ભલામણો કરી હતી તેની ફરી કરીને મહાસભાએ ફરિયાદ કરી કે, એટલા સુધારાઓ બસ નથી સિવિલ સર્વિસની પરીક્ષાની વયમર્યાદા ૧૯થી વધારીને મહાસભાની માગણી પ્રમાણે ૨૩ની કરવામા આવી ખરી પણ એ ભલામણો પરથી સરકારે એવો હુકમ કર્યો કે જેથી સનદી નોકરીમાના હિંદીઓએ કાં તો પોતે જે જગ્યાએ તે વખતે હોય તે પર જ ફરજિયાત અટકી જવુ પડે અથવા તો પ્રાંતિક નોકરીઓમા દાખલ થઈ જવુ પડે, એટલે પરિસ્થિતિ ચાલતી હતી તેનાથી વધારે બગડી, કેમકે પ્રાંતિક નોકરીઓમાના નોકરોને ઉપલી અમલદારી જગ્યાઓમાથી બાદ નાખવામા આવતા હતા આ રમતોથી અકળાઈને ગોખલેએ પાચમી મહાસભામા બહુ રોષપૂર્ણ ભાષણ કર્યું તેમા તેમણે જણાવ્યુ કે '૧૮૩૩ના કાયદાના શબ્દો તેમજ ૧૮૫૮નુ જાહેરનામુ તદ્દન સ્પષ્ટ છે એ બન્નેમા આપણા હકો વિષે સંપૂર્ણ ભરોસો આપવામા આવ્યો છે આજે એ હકોમાથી આપણને બાદ નાખનારા લોકોએ કાં તો દંભ નહિ તો દગાનો આક્ષેપ સ્વીકારવો જ રહ્યો તેમણે કબૂલ નાખવુ જ જોઈએ કે કાં તો તે વખતના વચનો આપતી વખતે છળ કરીને આપણી સાથે કપટ કર્યું હતું અથવા આજે તે આપેલા વિશ્વાસનો ભંગ કરવા તૈયાર થયા છે' તે જમાનાની સરકારી નોકરીઓની ભરતીની સ્થિતિ આમ હતી (૧) અખિલ હિંદ ભાગની ભરતી વિલાયતમા લેવાતી પરીક્ષાઓથી કરવામા આવતી, (૨) કાયદાથી સ્થાપવામા આવેલી બીજી સનદી નોકરીમા ૧૮૬૧ના કાયદાથી જુદા ભાગની જગ્યાઓ હિંદીઓ માટે અલગ કાઢવામા આવી હતી, (૩) અને ત્રીજી બિનસનદી નોકરીઓમા માત્ર હિંદીઓની જ ભરતી થતી ૧૮૯૨મા પબ્લિક સર્વિસ કમિશન પરથી સરકારે કરેલા

ઠરાવો વિષે મહાસભાએ પોતાનો ખેદ પ્રદર્શિત કર્યો અને આમની સભાને એક વિનવણીની નમ્ર અરજી દેશ પાસે કરાવી. ઉપર વર્ણવેલી બીજા પ્રકારની નોકરીની ૯૪૧ જગ્યાઓમાંથી છઠ્ઠા ભાગની એટલે ૧૫૮ જગ્યાઓ ખરી રીતે હિંદીઓ માટે અલગ રહેવી જોઈએ. પબ્લિક સર્વિસ કમિશને ભલામણ કરી કે, આમાંથી ૧૦૮ તો હિંદીઓને આપવી જ જોઈએ. પરંતુ હિંદી વજીરે ભલામણોમાંના 'આપવી જ જોઈએ' શબ્દોને બદલે 'આપી શકાય' શબ્દો દાખલ કર્યા; એટલે હકીકતમાં ૧૫૮ જગ્યાઓ માટે હિંદીઓનો હક હતો તેને બદલે ૧૦૮ સરકારની મરજી પ્રમાણે આપવાની ઠરી, અને ૧૮૯૨માં એ ૧૦૮માંથી પણ ૯૩ જગ્યાઓ જ હિંદીઓને આપવામાં આવી.

હજી પરિસ્થિતિ બગડતી જ રહી. હિંદી સરકારના ઠરાવો હિંદી વજીરે એક ખરીતાથી કાયમ રાખ્યા. વધારામાં તે ખરીતાથી જાતિના તત્ત્વ પર રચાયેલો એક પ્રતિબંધ હિંદીઓ સામે ઊભો કરી દેવામાં આવ્યો, કેમકે હિંદી વજીરે એવી સૂચના મોકલી હતી કે સનદી નોકરીઓમાં યુરોપિયનોનું અમુક પ્રમાણ જળવાવું જ જોઈએ. ૧૮૯૩માં આમની સભાએ હિંદીઓને ન્યાય કરવાના હેતુથી એકી સાથે બન્ને દેશોમાં પરીક્ષા લેવાની ગોઠવણ તરત થવી જોઈએ એવી મતલબનો કરેલો ઠરાવ હિંદી વજીરે કલમના એક જ ગોદાથી ઉડાવી દીધો. એક બાજુએ હિંદીઓ બન્ને દેશોમાં એકી સાથે પરીક્ષાઓ રાખવાની માગણી કરીને સિવિલ, દાક્તરી, પોલીસની, ઇજનેરી ખાતાની, તાર ખાતાની, જંગલ ખાતાની અને હિસાબી ખાતાની નોકરીઓમાં પ્રવેશ મેળવવાની સગવડ શોધતા હતા, ત્યારે બીજી બાજુએ હિંદી સરકારે ૧૮૯૫માં વળી એક પીછેહઠનું પગલું ભર્યું. કેળવણી ખાતાની નોકરીઓમાં ત્યાર સુધી હિંદીઓ યુરોપિયનોની સાથે સરખે પગારે ગમે તે દરજ્જે રહી શકતા. હવે એ નોકરીઓની પુનર્રચના કરતી વખતે સરકારે કરેલા ઠરાવમાં જણાવવામાં આવ્યું કે, 'ભવિષ્યમાં કેળવણી ખાતાની નોકરીઓમાં રહેવાનો ઇરાદો રાખતા હિંદના વતનીઓને સામાન્ય રીતે હિંદમાં પ્રાંતિક નોકરીઓમાં નીમવા'. આમ પુનર્રચનાની યોજનાને બહાને

કેળવણીખાતાની નોકરીઓના ક્ષેત્રમાં એક ભારે અન્યાય ગુજારવામાં આવ્યો. આ યોજના પ્રમાણે કેળવણીખાતાની ઉપલી નોકરીઓના બે વિભાગો કરવામાં આવ્યા. (૧) ઉપલો વિભાગ જેને આઈ ઈ એસ (ઇન્ડિયન એજ્યુકેશનલ સર્વિસ) નામ આપવામાં આવ્યું. તેને માટે વિલાયતમાંથી ભરતી થાય અને (૨) બીજો નીચલો (પ્રોવિન્શિયલ એજ્યુકેશન સર્વિસ) જેને માટેની નિમણૂક હિંદમાંથી થાય. ૧૮૮૦ પહેલાંના જમાનામાં કેળવણીખાતાની ઉપલી નોકરીઓમાંના હિંદીઓ અને યુરોપિયનોને સરખા પગારો મળતા. બન્નેનો પગાર શરૂઆતમાં ૫૦૦ રૂપિયાનો હતો. ૧૮૮૦માં અંગ્રેજી યુનિવર્સિટીઓમાંથી પદવી ધારણ કરીને નીકળેલા હિંદીઓ હોય તો પણ તેમનો શરૂઆતનો પગાર ઘટાડીને રૂા ૩૩૩નો કરવામાં આવ્યો અને પાછો ૧૮૮૯માં રૂા ૨૫૦નો કરી નાખવામાં આવ્યો. ૧૮૮૯માં ગમે તેટલા વર્ષ નોકરી કરે તો પણ હિંદીઓને વધારેમાં વધારે રૂ ૭૦૦નો પગાર આપવાનું ઠરાવવામાં આવ્યું, જ્યારે અંગ્રેજોની દશ વર્ષની નોકરી પૂરી થતાં જ તેમને રૂ ૧૦૦૦ મળતા. વળી નવી યોજના પ્રમાણે હિંદીઓને કેટલીક કૉલેજોના આચાર્યપદમાંથી બાદ રાખી ને જગ્યાઓ અંગ્રેજોને માટે અલગ રાખવામાં આવી. આનંદ મોહન બોઝ જણાવે છે તે પ્રમાણે વિક્ટોરિયાના અમલના હીરક મહોત્સવના વર્ષમાં (૧૮૮૬) આ ફેરફારો અમલમાં આવ્યા તેથી હિંદીઓને વિશેષ ખેદ કરવાનું કારણ મળ્યું. આમ કોઈ પણ જોઈ શકશે કે મહાસભાની પ્રવૃત્તિ જેમ જેમ વધારે મજબૂત અને વધારે અસરકારક બનતી ગઈ, તેમ તેમ નોકરશાહીનું તેના પ્રત્યેનું વલણ વધારે બેશરમ અને વધારે નષ્ટ થતું ગયું.

૧૮૮૬ અને ૧૮૮૭માં મહાસભાએ મુંબઈ અને મદ્રાસના ગવર્નરોની કારોબારીઓમાં એક એક હિંદીને લેવાની માગણી કરી. આ પછીના વર્ષમાં મહાસભાએ મિલનરકરી દાક્તરી ખાતાની નોકરીઓ તરફ પોતાનું થોડું લક્ષ પરોવ્યું. ૧૯૦૦માં ઇજનેરી રેલવે, અફીણ જગાત અને તાર ખાતાઓની ઉપલી નોકરીઓમાંથી હિંદીઓને બાદ રાખવામાં આવતા હતા તે બાબત ઊંડો ખેદ પ્રદર્શિત કર્યો. એ જ વરસે ઇજનેરીની કુપર્સ

હિલ કોલેજમાથી પાસ થનાગમાથી બે જ હિદીઓને જગ્યાઓ આપવાની ઠગવવામા આવી તેથી પણ ભેદ દશાવ્યો રૂરકીની કોલેજમાથી પાસ થતા ઇનરથી જે નોકરીઓ આપવામા આવતી હતી તેમને વિષે પણ દ્વેષજનક ભેદ કરવામા આવ્યો હતો લશ્કરી ડાક્તરી નોકરીઓ અને મુલકી ડાક્તરી નોકરીઓનો ભેદ પણ આ જ સમયે દાખલ થયો અને તે કારણે પણ મહાસભાને પોતાની ચળવળ કરવી પડી પા ળની બધી બેઠકો દરમિયાન મહાસભાને આ બધી ફરિયાદો માટે ઠરાવો કરવાના જ બાકી રહ્યા

## લશ્કરનો પ્રશ્ન

મહાસભાએ ૧૮૮૫થી ૧૯૧૫ના ગાળાના ત્રીસ વરસ દરમિયાન લગભગ બસો વિષયો પર પોતાનુ લક્ષ આપ્યુ હતુ એ બધા વિષયો પૈકી કાયમ એક સરખા સનો અને વરસો સુધી દરેક બેઠકમા ચર્ચા માગી લેતો વિષય લશ્કરી ખર્ચ હતો મહાસભાના વખતોવખતના વિરોધો અને વિનવણીઓ છતા એ વિષયમા ન તો કંઈ દાદ મળી ન તો કંઈ રાહત મળી પહેલી જ મહાસભાએ લશ્કરી ખર્ચમા કરવા ધારેલા વધારા 'સામે વિરોધ જાહેર કર્યો' અને 'ભલામણ કરી કે એ ખર્ચ અનિવાર્ય જ હોય તો બીજા ખર્ચોમા કાપકૂપ કરીને, આયાત થતા માલ પરની કાઢી નાખેલી જકાત પાછી દાખલ કરીને અને અત્યાર સુધી 'લાઈસન્સ ટેક્સ'માથી બચાવી લેવામા આવેલા અધિકારીઓ તેમ જ બિનઅધિકારી માણસો પર તે કર નાખીને મેળવવો જોઈએ બીજી બેઠકમા એવી દલીલ રજૂ કરવામા આવી કે યુરોપના રાજકારણની અસ્થિર સ્થિતિ જોતા સરકારને ભારે સહાય થાય તે માટે હિદીઓને 'સ્વયસેવકો' તરીકે લશ્કરમા ભરતી કરવા ત્રીજી બેઠકમા મહાસભાએ હિદની વફાદારી અને ૧૮૫૮ના ઢંઢેરામાનુ ખુદ રાણી વિક્ટોરિયાનુ વચન, એ બે સમર્થ દલીલો બતાવીને લશ્કરી નોકરીના ઉપલા દરજ્જામા દાખલ થવાનો હિદીઓનો હક ભારપૂર્વક રજૂ કર્યો ચોથી અને પાચમી મહાસભાએ આગલી મહાસભાના ઠરાવો કાયમ રાખ્યા અને છઠ્ઠીએ એ વિષયની ચર્ચા

ન કરી. સાતમી બેઠકમાં મહાસભાએ એ ચર્ચા પાછી હાથ ધરીને, 'સરકારે હિંદી લોકમતનું સમાધાન કરવું જોઈએ, તેમજ હિંદીઓને પ્રોત્સાહન આપી પોતાના દેશનું અને પોતાની સરકારનું રક્ષણ કરવાને લશ્કરી તાલીમ આપી સમર્થ બનાવવા જોઈએ' એવી આગ્રહભરી વિનંતિ કરી અને સાથે માગણી કરી કે, 'હથિયારબંધીના કાયદાની રૂએ થયેલા ધારાધોરણો નરમ કરવાં, હિંદની તમામ લડાયક જાતિઓને લશ્કરી તાલીમ આપીને એવી રીતે સંગઠિત કરવી કે તેમને કાયમનું લશ્કર ન બનાવવા છતાં જરૂર પડ્યે તેમનો લશ્કરમાં ઉપયોગ થઈ શકે, લશ્કરી કોલેજની હિંદમાં સ્થાપના કરવી અને સ્વયંસેવકો ભરતી કરવાની પદ્ધતિ દાખલ કરવી' આ બધા વાંધાઓ અને વિનંતીઓમાંથી એકેની દાદ ન મળી છતાં લશ્કરી ખર્ચમાં થયેલા બેસુમાર વધારાનું કારણ બતાવીને આઠમી મહાસભાએ એવી માગણી રજૂ કરી કે, હિંદની સાથે ઇંગ્લંડે પણ લશ્કરના ખર્ચમાં ભાગ આપવો જોઈએ. નવમી મહાસભાએ લશ્કરના પ્રશ્નને લગતા અને તેમાંથી જ ઉત્પન્ન થતા હિંદી લશ્કરી થાણાઓમાં ચાલતી વેશ્યાવૃત્તિના અને ત્યાંથી ફેલાતા ચેપી રોગોના સામાજિક પ્રશ્નો પર પોતાનું ધ્યાન પરોવ્યું. દશમી મહાસભાએ એ જ વિષયનો નવમીનો ઠરાવ કાયમ રાખ્યો. ૧૮૯૪માં વેલ્બી કમિશનની નિમણૂક થઈ, અને તેને હિંદ અને ઇંગ્લંડ વચ્ચે લશ્કરી ખર્ચની વહેંચણી વિષે ભલામણો કરવાનું કામ સોંપવામાં આવ્યું. અગિયારમી અને બારમી મહાસભાએ આ વિષયને ન છેડ્યો, પરંતુ સરકારે સરહદ પર નવી નીતિ દાખલ કરી તેથી તેરમી બેઠકમાં લશ્કરી પ્રશ્ન પાછો રજૂ થયો અને ઇંગ્લંડે આ નવી નીતિને કારણે થતા ખર્ચનો કેટલોક ભાગ આપવો જોઈએ એવી માગણી કરવામાં આવી. ચૌદમી બેઠકમાં પણ એ જ વાત ફરી રજૂ થઈ. પંદરમી મહાસભાએ આ પ્રશ્નની એક નવી દિશા પકડીને નિર્દેશ કર્યો કે હિંદની બહાર લશ્કરનો મોટો ભાગ લઈ જવામાં કશો ભય જણાતો નથી અને એકંદરે તેમાં ડહાપણ જ જણાય છે તો હિંદમાંના ૨૦,૦૦૦ બ્રિટિશ સિપાઈઓનો ખર્ચ ઇંગ્લંડે આપવો જોઈએ. સરહદ પરની વિકટ પરિસ્થિતિ મટી ગઈ

હોવાથી ૧૬મી બેઠકમાં મહાસભાએ એક લશ્કરી કોલેજની સ્થાપનાનો પ્રશ્ન પાછો ઉપસ્થિત કર્યો. આટલેથી ઓગણીસમો સૈકો પૂરો થયો. ૧૯૦૧મા રાણી વિક્ટોરિયા વિદેહ થવાથી ઇંગ્લંડના સિંહાસને નવા રાજાએ (એડવર્ડ) આરોહણ કર્યું, પરંતુ હિંદની લશ્કર વિષેની ફરિયાદો હતી ત્યાંની ત્યાં જ રહી. ૧૯૦૨ના અધિવેશન વખતે ૧૫મી બેઠકમા દર્શાવવામાં આવેલા કારણસર હિંદ અને ઇંગ્લંડે હિંદનો લશ્કરી ખર્ચ વહેંચી લેવો જોઈએ એવી મહાસભાએ માગણી કરી. આ પછી ખર્ચનો પ્રશ્ન વિશેષ ચોખ્ખો થતો ગયો. ૧૮૯૪ના વેલ્બી કમિશને પોતાનો હેવાલ રજૂ કરી દીધો હતો, અને તેની ભલામણથી હિંદને જે થોડી રાહત મળી હતી તેને ગણી જતો, અંગ્રેજ સૈનિકોના પગારમાં વધારો થવાથી ૧૮૬,૦૦૦ પાઉન્ડનો નવો વાર્ષિક બોજો હિંદને બરડે લાદવામાં આવ્યો. આ નવો બોજો ૧૮મી બેઠકના વિરોધનો વિષય બન્યો.

બોઅર યુદ્ધ અને ચીનમાંનાં લશ્કરી પગલાંઓને માટે હિંદમાથી ઘણુ લશ્કર બહાર લઈ જવામાં આવ્યું હતુ તે વખતે એ સાફ પુરવાર થયું કે બ્રિટિશ હિંદની કાયદાથી નક્કી થયેલી સરહદની બહાર હિંદી લશ્કર લઈ જવામાં એટલે કે હિંદમા થોડું લશ્કર રાખવામાં કશો જ ભય નહોતો, એટલું જ નહિ પણ એ નીતિ ડહાપણ ભરેલી હતી આવી ચોખ્ખી સાબિતી છતાં હિંદને માથે હજી વધારે બ્રિટિશ લશ્કર લાદવામાં આવનાર છે એવો તે સમયે રંગ દેખાતો હતો. ઓગણીસમી બેઠકમાં આ પ્રશ્નને સમગ્રપણે ચારે બાજુથી તપાસીને તેમજ ૧૮૫૯ની હિંદી અને બ્રિટિશ લશ્કર ભેળી દેવાની યોજનાથી ઊભી થયેલી હાડમારી યાદ કરાવીને મહાસભાએ હિંદમાની બ્રિટનની લશ્કરી નીતિ સામે એવો હુમલો કર્યો કે, તે નીતિ સાચું જોતાં હિંદના હિતમા નહોતી પરંતુ સમસ્ત બ્રિટિશ સામ્રાજ્યના હિતને લક્ષમા રાખીને નક્કી કરવામાં આવી હતી, અને તેથી તેના ખર્ચમાં ઇંગ્લંડે ફાળો ભરવો જોઈએ. આ ખર્ચ માગતી વખતે એ વાત પણ યાદ કરવામા આવી કે હિંદમાંનુ બ્રિટિશ લશ્કર સામ્રાજ્યના સંરક્ષણ માટેની, સામ્રાજ્યને માટે હિંદને તાબે રાખવા માટેની સાક્ષી

ફોજ હોઈને એકંદર અંગ્રેજ લશ્કરના ત્રીજા ભાગ જેટલું હતું લૉર્ડ કર્ઝનની તિબેટ પરના હુમલાની નીતિ આ જ સમયે જાહેર થઈ ગઈ હતી લૉર્ડ કર્ઝને પોતાના તિબેટ પરના આક્રમણને માત્ર 'રાજકીય મિશન' તરીકે વર્ણવ્યું હતું ૧૮૫૮ના પાર્લામેંટના કાયદાથી ઠરાવવામા આવ્યું હતું કે, હિંદની સરહદમાંથી, માત્ર પરદેશી આક્રમણને પાછું હઠાવવા સિવાયના કોઈ પણ કારણસર હિંદની કાયદાથી નક્કી થયેલી સરહદની બહાર પાર્લામેન્ટની સ્પષ્ટ મંજૂરી મેળવ્યા વિના કોઈ પણ પ્રકારનો ખર્ચ ન કરવો આમ છતા લૉર્ડ કર્ઝને પોતાના તિબેટમાંના આક્રમણને માટે હિંદની તિજોરીમાથી ખર્ચ કર્યો વીસમી મહાસભાએ લૉર્ડ કર્ઝનના આ ગેરકાયદેસર કૃત્યની સામે વાંધો ઉઠાવ્યો તે ઉપરાંત લૉર્ડ કિચનરની લશ્કરની પુનર્રચનાની યોજનાને કારણે સામાન્ય લશ્કરી ખર્ચમા એક કરોડ પાઉન્ડનો વધારો થતો હોઈ તેનો ભાર અસહ્ય થતો હતો તે વાતનો પણ મહાસભાએ નિર્દેશ કર્યો લૉર્ડ કર્ઝનના બીજા અમલને લગભગ છેડે ૧૯૦૫મા લશ્કરી વહીવટ પર મુલકી ખાતાના કાબૂના પ્રશ્ન પર તેની અને લૉર્ડ કિચનરની વચ્ચે તીવ્ર અને કડવો મતભેદ ઊભો થયો લૉર્ડ કર્ઝન મુલકી ખાતાના કાબૂનો પક્ષકાર હતો અને કિચનર તે કાબૂને કાઢી નાખવાના મતનો હતો ૧૯૦૫ની કાશીમા મળેલી વીસમી બેઠકમા મહાસભાએ લશ્કરી તંત્ર ઉપર મુલકી ખાતાના કાબૂની પ્રચલિત નીતિમા જરા પણ ફેરફાર થાય તે વિષે પોતાનો વિરોધ જાહેર કર્યો, અને પૂર્વના દેશો તરફની ઇંગ્લંડની રાજનીતિને અનુસરીને હિંદની લશ્કરી નીતિ ઘડવામા આવી છે એ બીના પર ધ્યાન ખેંચ્યું વધારામા એ હકીકત ભારપૂર્વક રજૂ કરવામા આવી કે, કર ભરનારાઓના પ્રતિનિધિઓનો લશ્કરી તંત્ર પર કાબૂ મૂકવામા આવે તો જ તે મુલકી ખાતાનો કાબૂ થયો કહેવાય ૧૯૦૬મા રાષ્ટ્રીય ઉત્થાનના નવાં બળોની વિચારણાની વચ્ચે પણ દર વરસે ચર્ચાતો આ કૂટ પ્રશ્ન વિસરાયો નહોતો ૧૯૦૬ની બેઠકમા નિર્દેશ કરવામા આવ્યો કે લશ્કરી ખર્ચ ૧૭ કરોડથી વધીને ૩૨ કરોડ સુધી પહોંચ્યું હતું વધારે દુઃખની બીના તો એ હતી કે જે સમય દરમિયાન લશ્કરી ખર્ચનો આંકડો લગભગ હતો તેનાથી બમણો

થયો તે સમય દરમિયાન આગળ કદી ન અનુભવેલા, મહાન અનર્થકારક દુકાળો હિંદમાં પડ્યા હતા અને તેને પરિણામે એક કરોડથી પણ વધારે માણસો ભૂખે મરી ગયાં હતાં.

મહાસભાએ ૧૯૦૮માં બ્રિટિશ લશ્કરી ખાતાંએ પોતાની એક સમિતિની ભલામણ પરથી હિંદની તિજોરી પર લાદેલા પાઉન્ડ ૩૦૦,૦૦૦ના નવા બોજા સામે ભારપૂર્વક વિરોધ જાહેર કર્યો, અને વિલાયતની સરકારને આગ્રહ કર્યો કે, ૧૮૫૯ની લશ્કરોને ભેળી દેવાની યોજના ફરી વિચારવાની જરૂર છે તેમજ હિંદની તિજોરીને આવા પ્રકારના લશ્કરી ખર્ચને બહાને ચાલતી લૂંટમાંથી બચાવવાને માટે કોઈ ન્યાયી અને વાજબી ધોરણ નક્કી કરવું ઇષ્ટ છે. ૧૯૦૯ અને ૧૯૧૦માં દર વર્ષે વધતા જતા લશ્કરી ખર્ચ પર ટીકા કરવામાં આવી. ૧૯૧૨ અને ૧૯૧૩ની ૨૭મી તેમ જ ૨૮મી બેઠકોમાં હિંદીઓને લશ્કરમાંના ઉપલા દરજ્જાના હોદ્દાઓમાંથી બાદ રાખવામાં રહેલા અન્યાયનો નિર્દેશ કરતા ઠરાવો ફરી પસાર કરવામાં આવ્યા.

૧૯૧૪માં મહાસભાએ હિંદીઓને લશ્કરના ઉપલા દરજ્જાના હોદ્દાઓ પર લેવાની, લશ્કરી શાળાઓ તેમજ કૉલેજો સ્થાપવાની, તેમજ સ્વયંસેવકોની ભરતી કરવાની પદ્ધતિ દાખલ કરવાની પોતાની અમલ માગણીઓ પાછી રજૂ કરી. શહેનશાહના કાકા ડ્યૂક ઑફ કૉનૉટે પહેલા બે મુદ્દાઓ વિષે આગ્રહ કર્યો હતો. એમ પણ કહેવામાં આવતું હતું કે લૉર્ડ કિચનર હિંદીઓને મેજર સુધીના હોદ્દાઓ આપવાના પક્ષના હતા, અને એવી અપેક્ષા રાખવામાં આવતી હતી કે રાજ્યારોહણને પ્રસંગે ૧૯૧૧માં નવા રાજા એ બાબતની જાહેરાત કરશે. તે દિવસોમાં સ્વયંસેવકો તરીકે ભરતી થવાને હિંદીઓની સામે કશો પ્રતિબંધ ન હતો. ઘણાં વર્ષો પર એ પ્રશ્ન મહાસભાએ ઉપાડ્યો હતો ત્યારે તેની ચર્ચા દરમિયાન શ્રી. એમ. બી. શંકરને જાહેર કર્યું હતું કે, પોતે એક લશ્કરી સ્વયંસેવક છે. એ પણ એક રમિક હકીકત છે કે પાછળથી ૧૯૨૦ માં વાઈસરૉયની કાઉન્સિલના સભ્ય બન્યા તે શ્રી. બી. એન. શર્મા પણ લશ્કરી સ્વયંસેવક હતા. પરંતુ ૧૮૯૮માં હિંદીઓનાં નામો સ્વયંસેવકોની યાદી પરથી કાઢી નાખવામાં

આવ્યાં હતાં અને ૧૯૧૪માં માત્ર હિંદી ખ્રિસ્તીઓને સ્વયંસેવકો થવાની પરવાનગી મળી હતી. ૧૯૧૭માં લશ્કરમાંની અધિકારયુક્ત જગ્યાઓ પર આવવા વિષે હિંદીઓ સામેનો જાતિવિષયક પ્રતિબંધ કાઢી નાખીને નવ હિંદીઓને એ જગ્યાઓ પર લેવામાં આવ્યા. હિંદીઓની લશ્કરી કીર્તિને પહોંચાડેલું કલંક આમ કંઈક અંશે ધોવામાં આવ્યું અને ૧૯૧૭ની કલકત્તાની મહાસભાએ એ બાબત પોતાનો સંતોષ વ્યક્ત કરી, ૧૬ અને ૧૮ વચ્ચેની ઉમરના યુવકોની 'ઉમેદવાર' ટુકડીઓ ઊભી કરવાનો આગ્રહ કર્યો.

## કાયદાના અને ન્યાયના પ્રશ્નો

મહાસભા શરૂઆતથી જ કાયદાના ધંધામાં ઉચ્ચ કક્ષાએ મહોંચેલા અને નિષ્ણાત ધારાશાસ્ત્રીઓની ભારે અસર નીચે આવી હતી. તેથી પ્રજાને કાયદાથી પ્રાપ્ત થતા હકો વિષે તેણે બહુ બારીક નજર રાખી હતી. પ્રજાનો અનુભવ અથવા નોકરશાહીનું દમન તે જમાનામાં કદી એટલાં આગળ વધ્યાં નહોતાં કે જેથી કાયદાના બધા વિધિઓ અને વહીવટોનો ઉપયોગ નમીને ચાલતી પ્રજાને માટે જ અને સામાન્ય સમયને માટે છે એ સત્યનું કોઈને ભાન થાય. કાયદાના વહીવટો કે વિધિઓથી મળતા હકો વિષે પ્રજા એક વાર જ્યારે જાગ્રત થાય છે, અર્થાત્ જ્યારે કોઈ પણ જાતિ અથવા સમાજ નવા ઊગતા રાષ્ટ્રવાદને પગલે સંચાર કરતા નવજીવનનો અનુભવ કરવા માંડે છે, ત્યારે કાયદાના વિધિઓ અને વહીવટોનું પોકળપણું ઉઘાડું પડી જાય છે. સરકારે શરૂઆતમાં જ્યૂરીની પદ્ધતિ પૂર્ણપણે દાખલ કરી હતી. પરંતુ ૧૮૭૨માં એ પદ્ધતિમાં સરકારે એવો ફેરફાર દાખલ કર્યો કે, હાઈકોર્ટો અને સેશન જજો ગુન્હેગારોને નિર્દોષ ઠરાવતા જ્યૂરીના ચુકાદાને માન્ય ન રાખતાં બદલી શકે. આમ જ્યૂરીનો છેવટનો ચુકાદો આપવાના ચાલતા આવેલા હકને મર્યાદિત કરવામાં આવ્યો. ત્યારે પ્રજાને કાયદાના વિધિઓનાં તેમજ વહીવટોનાં પોકળપણાનું ભાન થયું અને ૧૮૮૬ની બીજી જ મહાસભાએ જાહેર કર્યું કે આ ફેરફાર નુકસાન કરનારો છે, અને તેને તરત પાછો ખેંચી લેવો જોઈએ.

જ્યૂરીની પદ્ધતિમાં આથી પણ વિશેષ પીછેહઠ કરનારા ફેરફારો દાખલ કરવાની સામે મહાસભાએ વિરોધ ચાલુ રાખ્યો અને મહાસભાની એકસરખી વિનવણી છતાં હજી આજે પણ તેની વિનવણીઓ કે તેના વિરોધોને કશી દાદ મળી નથી.

જ્યૂરીના અધિકારને મર્યાદિત કરવાના પ્રશ્ન કરતાં ન્યાયનાં અને કારોબારીનાં કાર્યો એક જ અધિકારીને સોંપવાનો પ્રશ્ન વધારે મહત્ત્વનો છે. કારોબારી અને ન્યાયની સત્તાઓ ભેળી દેવાથી — એક જ અધિકારીને સોંપવાથી — ફરિયાદી, ન્યાયાધીશ અને જ્યૂરીનાં ભિન્ન કાર્યો એક જ વ્યક્તિના હાથમાં જઈ પડે છે.

આ બે કાર્યોને વિભક્ત કરવાના સુધારા માટેની હિલચાલની શરૂઆત છેક રામમોહન રાયના જમાનાથી થઈ છે. તેઓ વિલાયતમાં એંસી વરસ પર વિદેહ થયા તે પૂર્વે ત્યાં તેમણે આ વિષય પર પાર્લામેન્ટની એક કમિટી સમક્ષ જુબાની આપી હતી, અને પાર્લામેન્ટ સમક્ષ હિંદની પ્રચલિત ન્યાયપદ્ધતિ વિષે એક યાદી રજૂ કરી હતી. આજે એ વાતનું સ્મરણ કરતાં કૌતુક ઊપજે છે કે મહાસભા અને મુસ્લિમ લીગે જેને માટે આજ સુધી વ્યર્થ માગણીઓ કરી છે, તે ન્યાયનાં અને કારોબારીનાં કાર્યોને વિભક્ત કરવાના સુધારા માટે રામમોહન રાયે આટલાં વરસો પૂર્વે પણ એ યાદીમાં રજુઆત કરી હતી. વળી બહુ જ જરૂરના સુધારાઓ દાખલ કરાવવાને પણ પ્રચલિત પરિસ્થિતિ કેટલી પ્રતિકૂળ હતી તેનું બહુ જ સચોટ દૃષ્ટાંત આ સુધારાની હિલચાલનો ઇતિહાસ પૂરું પાડે છે. બીજા અનેક લોકોની સાથે ગવર્નર જનરલ તરીકે માર્કિવસ ઑફ ડફરીને, હિંદી વજીરને સ્થાનેથી વાઈકાઉન્ટ ક્રોસ અને અર્લ ઑફ કિમ્બરલીએ, અને હિંદી સરકારના સ્વદેશ ખાતાના મંત્રીપદેથી સર હાર્વે એડમ્સને મહાસભાની ભલામણનું સંગીનપણું જુદે જુદે વખતે સ્વીકાર્યું હતું, અને એડમ્સને તો ૧૯૦૮માં સરકાર તરફથી વચન આપ્યું હતું કે, આ સુધારાનો પ્રયોગને ખાતર અમલ કરવામાં આવશે. પરંતુ હજી આજે પણ ન્યાયનાં અને કારોબારી અમલનાં કાર્યો એક જ અધિકારીને હસ્તક રહે છે. રાજા રામમોહન રાય પછી

કર્તવ્યપરાયણ કાર્યકરોના એક આખા સમુહે આ સુધારાના પ્રશ્નને ઉપાડી લીધો. દાદાભાઈ નવરોજી તે બધામાં પ્રમુખ હતા. તેમના પ્રયત્નોથી આ વિષયનો નિકાલ કરવાને માટે બંગાળ, મુંબઈ અને મદ્રાસમાં જુદાં જુદાં મંડળો સ્થપાયાં. આ પૈકી 'બંગાળ નેશનલ લીગ'ની ખાસ નોંધ લેવી ઘટે છે. કેળવણીના પ્રચારની સાથે આ હિલચાલની ગતિ તેમજ બળ વધતાં ગયાં અને છેવટે ૧૮૮૫માં મહાસભાએ એ પ્રશ્ન ઉપાડી લીધો.

બીજી મહાસભાએ એવો મત પ્રદર્શિત કર્યો કે ન્યાયનાં અને કારોબારીનાં કાર્યો તત્કાળ તદ્દન જુદાં પાડી નાખવાં એ આવશ્યક છે. ત્રીજી મહાસભાએ એવી ભલામણ કરી કે થોડો વધારે ખર્ચ થાય તે ભોગવીને પણ આ સુધારો અમલમાં મૂકવો જોઈએ. ત્યાર પછીના વર્ષમાં જ્યૂરી વિષેના પ્રશ્નને અને આ પ્રશ્નને ભેળી દેવામાં આવ્યા, અને મહાસભાના પરચૂરણ વિષયોને લગતા મોટા ઠરાવમાં એ બન્ને પ્રશ્નો જઈ પડતા હતા. પરંતુ ત્યારે અને ત્યાર પછીનાં વરસોમાં મહાસભા આ વિષય પરનો અલગ ઠરાવ કાયમ રાખતી આવી. ૧૮૯૭માં આ વિષય પરની મહાસભાની લાગણી એટલી ઉત્કટ બની કે નીચેના ગંભીર શબ્દોમાં તે વ્યક્ત થઈ. આ બન્ને કાર્યોને સંયુક્ત રાખવાની પ્રથા 'હિંદમાંના બ્રિટિશ અમલમાંનાં કાળામાં કાળાં કલંકોમાંનું એક છે, અને સમસ્ત દેશની બધી જાતિઓ તેમજ બધા વર્ગોનું અપાર દમન કરવાની તેમાં શક્તિ ભરેલી છે.' વળી મહાસભાએ 'કોઈ પણ જાતની બીજી દાદ મળવા વિષે તદ્દન નાઉમેદ' થઈને 'આ બાબતમાં યોગ્ય અને જરૂરી યોજનાઓ' કરવાને માટે 'દરેક પ્રાંતમાં તત્કાળ સમિતિઓ નીમવાનો હુકમ કરવાને' હિંદી વજીરને નમ્રપણે આજીજી કરી. જે સરકાર અમુક એક સુધારો દાખલ કરતી નહોતી તે તે જ સુધારો દાખલ કરવાને માટેની જરૂરી બધી વિગતો તૈયાર કરવાને સમિતિઓ નીમશે એવી અપેક્ષા રાખતી મહાસભા કેટલી બધી ભોળી હશે અથવા કેટલી બધી જીવ પર આવી ગઈ હશે? આ હકીકત પરથી મહાસભાવાદીઓના હૃદયમાં કેટલી શૂન્યતા વ્યાપી ગઈ હશે અને તેમની દૃષ્ટિ સમક્ષ કેવું અંધારું વ્યાપી ગયું હશે તેનો કાંઈક ખ્યાલ આવી શકશે.

૧૮૯૪માં મહાસભાએ પોતાના પક્ષના સમર્થનમાં પાછલા બે હિંદી વજીરોએ (કિમ્બરલી અને ક્રોસ) આ વાતનો કરેલો સ્વીકાર ટાંકી બતાવ્યો. પરંતુ અધિકાર પર હોય તે લોકો કોઈક વાતનો સ્વીકાર કરે તેમાં કંઈક અર્થ છે, અધિકાર છોડી ગયેલા લોકો ગમે તે વાતનો સ્વીકાર કરે તેથી કશો અર્થ સરતો નથી. આમ છતાં આ બાબતમાં ચળવળ ચાલુ રહી અને શ્રી. આનંદમોહન ઘોષે આ પ્રશ્નને પોતાના ખાસ અભ્યાસનો વિષય બનાવ્યો. ૧૮૯૬માં બારમી મહાસભાએ તેમના વિદેહ થવાથી ઊંડો શોક અનુભવ્યો અને તેમના પ્રિય વિષયને હિંદના તેમજ વિલાયતના લોકમતનું અનુમોદન મળતું જોઈને આનંદ વ્યક્ત કર્યો. ૧૮૯૯માં હિંદી વજીરને આ અતિ જરૂરનો સુધારો અમલમાં મૂકવા માટે કરવામા આવેલી અરજીથી આ ચળવળને વિશેષ અનુમોદન મળ્યું. એ અરજી પર અનેક પ્રસિદ્ધ અંગ્રેજ ન્યાયાધીશો અને અંગ્રેજ જાહેર સેવકોએ સહીઓ કરી હતી. ૧૯૦૧માં મહાસભાને માલૂમ પડ્યું કે હિંદી સરકારે આ પ્રશ્નની વિચારણા શરૂ કરી છે. પરંતુ છેક ૧૯૦૮ સુધી પ્રચલિત વ્યવસ્થામાં કશો પ્રત્યક્ષ ફેરફાર જણાયો નહિ. તે વરસે બંગાળની સરકારે બંગાળ પૂરતી મહાસભાની ભલામણને અમુક અંશે મંજૂરી આપી, તેથી મહાસભાએ પોતાનો સંતોષ વ્યક્ત કર્યો. પરંતુ બાર મહિના પૂરા થાય તે પહેલાં જ સુધારાને અમલમાં મૂકવાની દિશામાં કોઈ પણ અમલી પગલા લેવાયાં નહોતાં તેથી મહાસભાને પાછી નિરાશા વ્યક્ત કરવી પડી. ત્યાર પછીની બીજી બે બેઠકમાં પણ એવી જ નિરાશા મહાસભાએ વ્યક્ત કરી.

કપાઈ ગયેલી જ્યૂરીની સત્તાઓ અને ન્યાય અને કારોબારીના સંયુક્ત અમલના જૂના ઘા વહેતા જ હતા અને તે રુઝાય એવું કોઈ પણ ચિહ્ન જણાતુ નહોતું તે જ વખતે હિંદની રાજ્યસંસ્થાના શરીરમાંનાં બીજા ક્ષતો નજરે પડ્યા. એ વરસમાં ૧૮૧૮નો ત્રીજો રેગ્યુલેશન (બંગાળ), ૧૮૧૯નો બીજો ધારો (મદ્રાસ), અને ૧૮૨૭નો ૨૫મો ધારો (મુંબઈ) એમ ત્રણ જૂની નવાઈઓ પ્રકાશમાં આવી. એ ધારાઓથી

કોઈ પણ વ્યક્તિને કેસ ચલાવ્યા વિના હદપાર કરી શકાય છે. સરદાર નાતુ બંધુઓ, ૧૮૯૭માં મહાસભા મળી તે પહેલાં આ ધારાઓ પૈકીના એકની રૂએ પાંચ મહિના કેદ ભોગવી ચૂક્યા હતા. આ ધારાઓનો અમલ કરતાં પહેલાં અમુક જાતની જાહેરાત સરકારે કરવી જોઈએ તે પણ તેમને કેદ કરતાં પહેલાં નહોતી કરવામાં આવી એ હકીકત જાણીને તો મહાસભા આભી જ બની ગઈ.

૧૮૯૭નુ વરસ બધી જ દિશાઓમાં પીછેહટ કરાવનારું નીવડ્યું. પોતે ન લખેલુ એવુ કંઈક પ્રસિદ્ધ કરવાને માટે રાજદ્રોહના આરોપસર લોકમાન્ય તિલકને કેદ કરવામાં આવ્યા. પૂનાની પ્રજાને દંડ કરવાને માટે તેને ખરચે ત્યાં વધારાની પોલીસ મૂકવામાં આવી. રાજદ્રોહનો કાયદો (કલમ ૧૨૪અ) અને ખોટી અફવાઓ ફેલાવવા વિષેની કલમ (૫૦૫) વધારે સખત કરવાની ભલામણ થઈ. પ્રજાના હકો સામેના આ એક સામટા આક્રમણની સામે મહાસભાએ બેશક યોગ્ય વિરોધ જાહેર કર્યો, અને સુરેન્દ્રનાથ બેનરજીએ પોતાની વિશિષ્ટ શૈલીમાં એક ભાષણ કર્યું. તેના શબ્દાર્થની છટાને ખાતર તેનો કેટલોક ભાગ અહીં ઉતારીશું.

'પૂનામાં દંડ કરવાના હેતુથી વધારાની પોલીસ બેસાડવામાં આવી છે તેને અમે એક ભૂલ ગણીએ છીએ. શ્રી. તિલક અને પૂનાના તંત્રીઓને આપવામાં આવેલી કેદને અમે તેથી પણ મોટી ભૂલ સમજીએ છીએ. શ્રી. તિલકને માટે મારું હૃદય સહાનુભૂતિથી ઊભરાય છે,' જેલની કોટડીમાં તેમના તરફ મારું હૃદય દ્રવીને વહે છે. સમસ્ત પ્રજા આજે આંસુ સારે છે. અંગ્રેજોએ પોતાને માટે મેગ્ના કાર્ટા અને હેબિયસ કોર્પસનો હક સિદ્ધ કર્યો છે. આ બે હકોના મૂળમાં રહેલા સિદ્ધાંતો તેમના મશહૂર બંધારણને સુવાસિત કરે છે. મને જાહેર કરતાં જરા પણ સંકોચ થતો નથી કે એ બંધારણ પર આપણો જન્મસિદ્ધ હક છે. બ્રિટિશ રાજની હકૂમત નીચે જન્મેલા આપણને બ્રિટિશ પ્રજાજનના બધા જ હકો પર અધિકાર છે. આપણો એ અધિકાર કોણ છીનવી લઈ શકે, એમ છે? આપણો નિરધાર દૃઢ છે, મહાસભા પ્રતિજ્ઞા કરવાની છે, અને આપણે બધા એક ગંભીર કરાર કરવાના છીએ. એ દૃઢતાની, એ પ્રતિજ્ઞાની, એ ગાંભીર્યની પ્રેરણા આ સ્થળેથી નીકળીને હિંદના લોકમાનસને વશ કરશે.

બની શકે તેટલાં બધાં બંધારણનાં સાધનોથી, આપણા બ્રિટિશ પ્રજાજન તરીકેના બધા જ હકો સિદ્ધ કરવાનો ઈશ્વરની કૃપાથી આપણે નિરધાર કર્યો છે. એ હકોમાં પણ વ્યક્તિની સ્વતંત્રતાનો અમૂલ્ય હક સર્વથી ઉચ્ચ છે.'

## કાયમી જમાબંધી, પાણીનો વેરો ગરીબી અને દુકાળ

હિંદુસ્તાનની પ્રજા લગભગ આખી જ ખેતીનો ધંધો કરતી હોવાથી, વખતોવખત થતી મહેસૂલની આકારણીને પરિણામે હમેશ વધતા જતા જમીનમહેસૂલથી રૈયતને પડતી હાડમારી તરફ મહાસભાએ શરૂઆતથી જ નહિ તો પણ ઘણું વહેલું ધ્યાન આપવું શરૂ કર્યું હતું એ બહુ સ્વાભાવિક છે. તેથી ૧૮૮૯માં ચોથી મહાસભાએ એ વિષેની વિચારણા પોતાની કાયમી સમિતિને સોંપી અને ૧૮૮૯માં તે વિષે હેવાલ રજૂ કરવાની તેને સૂચના આપી. તે વરસમાં બાબુ વૈકુંઠનાથ સેને એ વિષયની પૂરતી ચર્ચા કરીને નિર્દેશ કર્યો કે ૧૮૬૦માં પડેલા દુકાળ પછી એક કમિશન નિમાયું હતું તેણે પોતાના હેવાલમાં કાયમી જમાબંધી કર દાખલ કરવાની ભલામણ કરી હતી અને હિંદી વજીરે ૧૮૬૨ના ખરીતામાં એ ભલામણને અનુમોદન આપ્યું હતું. કેટલીક વખત તો ગામના એકંદર પાકની કિંમતથી પણ વધી જાય એટલું મહેસૂલ વધારી દેવામાં આવતું. આવો એક દાખલો મિ. કોલવિન (પાછળથી સર ઑકલૅન્ડ કોલવિન) રજૂ કરે છે. શ્રી. બિસેન્ટ એ જ વિષયને અંગેનો નીચેનો ઉતારો પોતાના પુસ્તકમાં ટાંકે છે:

"ઘડામાં પાણી તો પહેલાંના જેટલું જ છે પરંતુ પહેલાં એક છિદ્રમાંથી તે બહાર નીકળતું તેને બદલે છ છિદ્રોમાંથી હવે તે વહી જાય છે.

"પહેલાં અમારી પાસે જોઈએ તેટલાં ઢોર રહેતાં. તેમને ચરવાને માટે જોઈએ તેટલી જમીન અને તેમને તંદુરસ્ત રાખવાને જોઈએ તેટલું મીઠું અમને મળતું. હવે જમીન બધી જંગલખાતાએ આરોપી લીધી છે. પરિણામે અમારી પાસે ઢોર ચરાવવાને જરા જેટલી પણ જમીન રહી નથી. અને તેથી અમારાં ઢોર જ્યાં ચારો હોય એવી જમીનમાં

જઈ ચડે છે ત્યારે તેમને ડબામાં પૂરવામાં આવે છે ને અમને દંડ થાય છે.

"પહેલાં અમારા ઘરના વપરાશ માટે, અમારાં હળ બનાવવાને માટે તેમજ ખેતીના ઉપયોગને માટે જોઈએ તેટલું લાકડું મળતું. હવે એ બધું લાકડું જંગલખાતાએ તાળાકૂંચીમાં પૂરી દીધું છે અને પરવાનગી વિના અમે તેને અડવા જઈએ તો અમને કેદમાં પૂરી દેવામાં આવે છે; એક નાની લાકડી જોઈતી હોય તો પણ અમારે એક અમલદારની પાસેથી બીજા અમલદારની પાસે દિવસો સુધી ધક્કા ખાવા પડે છે અને અનેક ઠેકાણે પૈસા ભરવા પડે છે.

"પહેલા અમે હથિયાર રાખી શકતા ને અમારો પાક બગાડનારાં જંગલી જાનવરને ગોળીથી વીંધીને નાશ કરી શકતા. પરંતુ હવે એક હથિયાર-બંધીનો કાયદો નીકળ્યો છે. તેનાથી અમારા દેશને કાંઠે ઊતરતા કોઈ હબસી ઠગને પણ એક ટાપલો ભરીને હથિયાર મળી શકે છે, ત્યારે અમને ગરીબ ખેડૂતોને જંગલી પ્રાણીઓથી અમારો ખોરાક બચાવવાને નામનું પણ હથિયાર મળી શકતું નથી."

૧૮૯૨માં મહેસૂલની આકારણી કાયમની કરવાને મહાસભાએ માગણી કરી, કે જેથી 'દેશની ખેતીને વિકસાવવા માટે મજૂરીને મૂડીનો સહકાર મળી શકે.' એ જ મહાસભાએ ખેડૂતોને માટે બેંકો સ્થાપવાનો આગ્રહ કર્યો. ૧૮૯૩ની બેઠકમાં હિંદી વજીરે ૧૮૬૨ અને ૧૮૬૫ના ખરીતાઓમાં કાયમી જમાબંધી દાખલ કરવાને આપેલાં વચનોનો અમલ કરવાને આગ્રહ કરવામાં આવ્યો. ૧૮૮૬માં સમય વર્તીને ચાલવાની પોતાની હમેશની નીતિને ધોરણે મહાસભાએ કાયમી જમાબંધીને બદલે એક આકારણીથી મહેસૂલની બીજી આકારણી વચ્ચે ઓછામાં ઓછો સાઠ વરસનો ગાળો રાખવાની વિનવણી કરી. ૧૯૦૦ની ૨૨મી ડિસેમ્બરે પોતાના મહેસૂલી અને ખેતી-વાડી ખાતા મારફતે હિંદી સરકારે આ વિષય પર એક ઠરાવ જાહેર કર્યો. મહાસભાએ તે ઠરાવના ૪થા ફકરા ઉપર પ્રાંતિક સરકારોએ આપેલા અભિપ્રાયો પ્રસિદ્ધ કરવાની માગણી કરી. લૉર્ડ કેનિંગે ૧૮૬૨માં અને લૉર્ડ રિપને ૧૮૮૨માં-જમીન પરની સરકારની માગણી મર્યાદિત કરવાની નીતિનું પ્રતિપાદન કર્યું હતું. ૧૯૦૨માં એક ઠરાવથી લૉર્ડ કર્ઝને એવી નીતિ

જાહેર કરી કે જમીન પરનું મહેસૂલ ખેડૂત પાસેથી લેવાતો કર નથી પરંતુ જમીનના ભોગવટા પેટે તેની પાસે વસૂલ કરવામાં આવતું ગણોત છે. મહાસભાએ આ બે નીતિઓ વચ્ચેનો ભેદ બતાવી કર્ઝનના મત વિરુદ્ધ પોતાનો વાંધો જાહેર કર્યો. ૧૯૦૯માં ૧૯૦૨ના જેવો જ બીજો ઠરાવ બહાર પાડીને કર્ઝનની નીતિ સરકારે ફરી જાહેર કરી, એટલે મહાસભાએ હારીને આ સવાલ લગભગ પડતો મૂક્યો.

આ સ્થળે જમીનને લગતા જ પાણીના વેરાનો તેમજ દુકાળ અને તેના ઇલાજો, એ બે વિષયોની નોંધ કરી લેવી જોઈએ. પાણીવેરાનો સવાલ મહાસભાએ એક જ વખત ૧૮૯૪માં મદ્રાસમાં છેડ્યો. તે વરસે એક કારોબારી હુકમથી પાણીવેરો એકરે રૂ. ૪થી ઉઠાવીને રૂ. ૫ પર ચડાવી દેવામાં આવ્યો. તે જમાનામાં પડેલા દુકાળોના મૂળમાં અંશતઃ આ પ્રકારના વધતા જતા વેરાઓ હતા. ૧૮૯૬ની દુકાળની પરિસ્થિતિથી મહાસભાને સરકારની આર્થિક નીતિ તપાસવાની તક મળી. એ તપાસને પરિણામે મહાસભાએ સરકારની સામે ઉડાઉ લશ્કરી ખર્ચ કરવાનો આક્ષેપ મૂક્યો, અને વધારે પડતા કરવેરા અને અતિશય જમીનમહેસૂલને કારણે જ દુકાળો પડે છે એવી માન્યતા પ્રદર્શિત કરી. લોકોના લગભગ પડી ભાગેલા ઘરગથ્થુ સ્વદેશી ધંધાઓ અને કારીગરીના ઉદ્યોગો તરફ બતાવવામાં આવતી બેદરકારીને આ દુકાળનું બીજું કારણ હોવાનું જણાવવામાં આવ્યું. દુકાળનાં વરસોમાં સંરક્ષણ મેળવવા માટે એક કાયમનો સરકારી ફાળો દર વરસે અલગ કાઢવાને માટે સરકારે આપેલાં વચનો અમલમાં મૂકવાને માટે આગ્રહ કરવામાં આવ્યો. દુકાળના સાચા ઇલાજો તરીકે કાયમની જમાબંધી, ખેડૂતોની બૅંકો અને હુન્નરઉદ્યોગની શાળાઓની ભલામણ કરવામાં આવી. આ પછી તરત જ દુકાળોની તપાસને માટે એક કમિશન નિમાયું આ જ અરસામાં ઇંગ્લંડ અને અમેરિકાથી દુષ્કાળપીડિતોની સહાય માટે નાણાંની ઉદાર મદદ આવી પહોંચી એટલે મહાસભાએ હિંદને પહોંચાડેલી મદદ માટે પોતાનો આભાર વ્યક્ત કરવાને લંડનમાં કોઈ જાહેર સ્થળે એક સ્મરણચિહ્ન ઊભું

કરવાને ૧૦૦૦ પાઉંડ લંડનના મેયરને મોકલી આપ્યા. આ બન્યુ ૧૮૯૮મા આમ છતા મહાસભાએ દુષ્કાળના પોતે સૂચવેલા સાચા ઇલાજો વિષેનો પોતાનો આગ્રહ કદી ન છોડ્યો. એટલે ૧૮૯૯મા મહાસભાએ હિંદનુ આર્થિક શોષણ અટકાવવાને, સરકારી ખર્ચમા કાપકૂપ કરવાને, કરવેરા નિયમમા રાખવાને અને સ્વદેશી ઘરગથ્થુ ઉદ્યોગોનો વિકાસ કરવાને ફરી પાછો આગ્રહ કર્યો તે પછીને વરસે મહાસભાએ આ પ્રશ્નનો વધારે વિશાળ દૃષ્ટિથી વિચાર કરીને હિંદના લોકોની આર્થિક સ્થિતિની તપાસ કરવાની માગણી કરી પોતાના કાર્યક્રમના પાછળનાં વરસોમા મહાસભાની દૃષ્ટિમા ભારે ફેરફાર થવાથી આ વિષય મહાસભાની કાર્યવાહીમા જડતો નથી

## જંગલખાતાના કાયદાઓ

જંગલ ખાતાના કાયદાઓએ વરતાવેલા કેરનો બરાબર ખ્યાલ કોઈને જણાતો નથી જે અગણ્ય શૃંખલાઓથી લોકોને જકડી લેવામા આવ્યા છે, તેમાથી જંગલના કાયદાઓની સરખામણી મહેસૂલની આકારણીના અને મીઠાના કાયદાની સાથે જ થઈ શકે એમ છે. ૧૮૯૧મા પૉલ પિટર પિલાઈએ બતાવી આપ્યુ હતુ તે પ્રમાણે કલમને એક જ ગોદે સરકારે રૈયતનો સનાતન સામાજિક હક રદ કર્યો, અને આખી સમાજરચનામાં ઊથલપાથલ કરી નાખી ડૉ બિમેન્ટે કહ્યું છે કે, હિંદના ખેડૂતોમા બ્રિટિશ રાજ્યને વિષે બીજી કોઈ પણ વસ્તુ કરતા આ કાયદાઓએ વધારે અળખામણી ઉત્પન્ન કરી છે તે વાત તદ્દન સાચી છે આ કાયદાના અમલને પરિણામે ઉત્તર આર્કટના એક જ જિલ્લામા ૧૮૯૧મા માત્ર નવ મહિનાના ગાળામા ત્રણ લાખ ઢોર નાશ પામ્યા હતા રૈયતને કુદરત તરફથી મળેલી ઉત્તમ બક્ષિસો તેની પાસેથી ઝૂંટવી લેવામા આવી 'તમારી જમીન ડુંગર ઓમા છે ખરી પરંતુ તમે તેના પરના જંગલોની પેદાશ વાપરશો નહિ — ઝાખરા ને ડાખળા તો શુ પણ તમે ઉગાડેલા ઝાડના પાદડા પણ તમારા નથી '

' ૧૮૯૨-૯૩મા જંગલખાતાઓના કાયદાથી ઉત્પન્ન થતી હાડમારીઓની તપાસ, ખાસ કરીને દક્ષિણના દ્વીપકલ્પના

પ્રદેશોમાં અને પંજાબના ડુંગરાળ પ્રદેશમાં કરવાની હિંદી સરકારને આગ્રહભરી વિનંતી કરવામાં આવી. પંજાબની સરકારે આ બાબતમાં કરેલા નિયમો ખાસ કરીને ઘાતકી અને અન્યાયી હતા — પંડિત મોહન રામે મહાસભાની નવમી બેઠકમાં નિર્દેશ કર્યો હતો તે પ્રમાણે તે 'તદ્દન ધોરણ વગરના, આપખુદ અને કોઈ પણ સુધરેલી સરકારને ન છાજે એવા હતા.' 'જમીન પર અકસ્માત બીજા કોઈથી લાગેલી આગને માટે પણ જમીનના માલિકને જવાબદાર ગણવામાં આવતો અને આ નિયમો પ્રમાણે તેણે પોતે જ તેમનો ભંગ કર્યો હોય એવું ગણી લેવામાં આવતું.' પોતાના અને પોતાનાં ઢોરોનાં પ્રત્યક્ષ જીવન જેટું જંગલનું લાકડું અને ઘાસ લેવાની ડુંગરના ખેડૂતોને મના કરવામાં આવી હતી. જંગલમાં તાપણું કરીને તાપવાનો અધિકાર પણ તેમને રહ્યો નહોતો. આ નિયમોની સામેની તેમજ જંગલના કાયદાના ઘાતકી અમલ સામેની ચળવળથી આખરે હિંદી સરકારે ૧૮૯૪ના ઓકટોબરમાં એક ઠરાવ જાહેર કર્યો. તેમાં સરકારે એવી ઉદાર નીતિનું પ્રતિપાદન કર્યું હતું કે, 'જંગલનો વહીવટ એ ધોરણે થાય કે રૈયતની જરૂરિયાતો તેમજ તેમનું હિત સંભાળીને જે આવક થાય તે કરવી.'

મહાસભાએ એવો આગ્રહ કર્યો કે, '૩જા અને ૪થા વર્ગોનાં જંગલોમાંથી, બધા જ ખેડૂતોને યોગ્ય નિયમનો રાખીને વગર દામે ઢોર ચારવાની તેમજ બળતણ, ચારો, ઘર બાંધવાને તથા ખેતીનાં ઓજારો બનાવવાને નાનાં ઇમારતી લાકડાં, ખોરાકની જંગલી પેદાશ વગેરે લેવાની છૂટ આપવી અને કંઈ નહિ તો ખેતી કરતી વસ્તીને પોતાના ચાલતા આવેલા સામાજિક અધિકારો ભોગવવામાં કનડગત અથવા હેરાનગતિ ન થાય એવી રીતે જંગલના કાયદાનો અમલ કરવો તેમજ જંગલોની હદ નક્કી કરવી.' ૧૩મી અને ૧૪મી મહાસભાએ એ વસ્તુ પર ભાર મૂક્યો કે, જંગલના કાયદાનો આશય સરકારી આવકનું સાધન ઊભું કરવાનો નથી, પરંતુ જંગલોને સાચવવાનો છે; અને તે કાયદાની રૂએ થયેલા નિયમોથી ખેડૂતોને પડતી ભારે હાડમારી વિષે ફરિયાદ કરી. ૧૮૯૯ની સાલ પછી પરચૂરણ વિષયના

મોટા ઠરાવની બહાર જંગલો કે તેના કાયદા વિષે મહાસભાની કાર્યવાહીમાં કશો ઉલ્લેખ જડતો નથી. ઘણા વખતથી ચાલતી આવેલી હાડમારીઓથી લોકો ટેવાઈ જવાની તૈયારીમાં હતા તેવામાં તેમાં એક નવી જ ફરિયાદનો ઉમેરો થવાથી પ્રજાનું ધ્યાન બીજી દિશામાં દોરવાયું. ૨૦મા સૈકાના પ્રારંભથી જૂની ફરિયાદોથી તદ્દન ભિન્ન પ્રકારનો પ્રશ્ન આગળ તરી આવ્યો. તે ઉપરાંત બોઅર યુદ્ધ અને રશિયા તથા જાપાન વચ્ચેના યુદ્ધને પરિણામે મહાસભાવાદીઓની દૃષ્ટિમાં ભારે પરિવર્તન થયું હોવું જોઈએ અને તેથી તેમનું લક્ષ જંગલો ને પાણીવેરો, અથવા મુલકી જકાતો ને મીઠાના પ્રશ્નો પરથી ઊઠીને રાષ્ટ્રવાદ અને સ્વરાજના વધારે વિશાળ પ્રશ્નો પર એકાગ્ર થયું.

## વેપાર અને ઉદ્યોગ

બ્રિટિશ અમલ નીચેના હિંદના પ્રશ્નના મુખ્ય મુદ્દાઓ જૂના હિંદી રાજપુરુષોને વીજળીના ઝબકારાની માફક વચ્ચે વચ્ચે સૂઝી આવતા. પરિણામે સ્થિર દર્શનને અભાવે હિંદી રાજપુરુષોનો માર્ગ સતત પ્રકાશિત રહેતો નહોતો. હિંદનાં હિત અને લાભોને લૅંકેશાયરના હિતને આધીન રાખવામાં આવે છે એ વાતનો સ્વીકાર કરી લેવામાં આવ્યો હતો; ગામડાંના ઉદ્યોગો અને હુન્નરોને જાણીબૂઝીને ગૂંગળાવી નાખવામાં આવ્યા હતા અથવા તેમની કંઈ નહિ તો ઉપેક્ષા કરવામાં આવતી હતી એ વાતનો પણ સ્વીકાર થયો હતો. લોકમાન્ય તિલકના ઉત્સાહી અને વફાદાર અનુયાયી શ્રી. કરંદીકરે ૧૯૦૪માં મહાસભાની મુંબઈની વીસમી બેઠકમાં પ્રાથમિક કેળવણીના પ્રશ્ન વિષે ભાષણ કરતાં મિ. આરથર બાલફરનું આયર્લૅંડ વિષેનું ભાષણ ટાંક્યું હતું. તેમાં એ વાત બતાવવામાં આવી હતી કે:

"કાં તો તેના (આયર્લૅંડના) ઊગતા ઉદ્યોગોને એક પછી એક જન્મથી જ ગૂંગળાવી નાખવામાં આવ્યા અથવા તો તે ઉદ્યોગના કટ્ટા અંગ્રેજ પ્રતિસ્પર્ધીની ખબરદારીભરી સંભાળ નીચે મોં બંધ કરી તેમજ હાથપગ બાંધીને તેમને સોંપી દેવામાં આવ્યા. આખરે આયર્લૅંડની સમૃદ્ધિનાં બધાં ઝરણાં રૂંધી નાખવામાં આવ્યાં અને આખી પ્રજાને જમીન પર જઈને ખેતીનો આશરો લેવો પડ્યો."

હિંદ ઉપરના મુસલમાની અમલ અને બ્રિટિશ અમલની સરખામણી કરતાં એક રાજકારણી પુરુષે આપેલો જવાબ તો આથી પણ વિશેષ રોચક અને વિચારપૂર્વકનો છે. 'પ્રજાના સંરક્ષણની દૃષ્ટિથી જોતાં તેમજ કેળવણી અને રેલવેને કારણે બ્રિટિશ અમલ સારો છે ખરો, પણ હિંદની સમૃદ્ધિનો વિચાર કરતાં મુસલમાન અમલ જ વધારે સારો હતો એમ જણાવવું જોઈએ, કેમકે મુસલમાનો હિંદીઓ બની ગયા એટલે તેમની દોલત દેશમાં જ રહી પરંતુ અંગ્રેજો તો દેશની દોલત બહાર ઘસડી જાય છે.' ૧૮૯૩માં મહાસભાની નવમી બેઠક વખતે રાજા રામપાલસિંહે એ જ વસ્તુ જરા રમતની ભાષામાં કહી બતાવી હતી કે, 'હિંદી સિવિલ સર્વિસના અંગ્રેજ નોકરોએ, હિંદને પોતાને માટે સુખથી શિકાર કરવાનું મેદાન બનાવી દીધું છે.' ૧૮૯૪માં બ્રિટિશ હિંદમાં બનેલા સુતરાઉ માલ ઉપર સરકારે નાખવા ધારેલી મુલકી જકાત સામે વાંધો ઉઠાવીને, મહાસભાએ આ જગાતની ભલામણ કરવામાં 'લેંકેશાયરના લાભને માટે હિંદના હિતનો ભોગ અપાયો છે' એવી દૃઢ માન્યતાની પોતાને દફતરે નોંધ કરી. બેશક, પીછેહટ કરાવનારો કોઈ પણ કાયદો અમલમાં આવવાનો હોય ત્યારે તેને વશ થઈ જઈને તેમાંથી ઊપજતી હાડમારીઓને ઓછી કરવાને કંઈક બને તો કરવાનું હંમેશ મહાસભાનું વલણ રહેતું તેથી મહાસભાએ આ બાબતમાં એટલું ઉમેર્યું કે, 'જો જકાતના કાયદાનો ખરડો કાયમ રહીને કાયદો બને, તો મહાસભાની આગ્રહભરી પ્રાર્થના છે કે, કાયદાના તે અમલમાંથી ૨૦ થી ૨૪ નંબરના માલને બાદ રાખવાની સત્તા એ ખરડામાં સરકારને આપવામાં આવી છે તે વાપરવાને હિંદી વજીરની સંમતિ હિંદી સરકારે વિના વિલંબે મેળવવી.' ૧૧મી મહાસભાએ જાહેર કર્યું કે, વીસ નંબરથી નીચેના માલને મુલકી જકાતમાંથી બાદ રાખવાની સામે લેંકેશાયરે લીધેલો વાંધો પાયાદાર નથી. ૧૯૦૬માં દાદાભાઈ નવરોજીને પ્રમુખપદે કલકત્તામાં ભરાયેલી મહાસભાની વિખ્યાત બેઠકમાં પંડિત મદનમોહન માલવિયાએ આપણા ઉદ્યોગો વિષેની આપણી નિષ્ફળતાનું રહસ્ય નીચેના શબ્દોમાં વ્યક્ત કર્યું.

'દેશમાંથી કાચા માલની નિકાસ થઈને પાછો તૈયાર માલ બનીને આયાત થાય છે; આપણે જો મુક્ત હોત તો બીજા બધા દેશો પોતાના ઉદ્યોગો ઊગતી દશામાં હોય ત્યારે જેમ તેમને આયાત થતા માલ પર જકાત નાખીને સંરક્ષણ આપે છે, તેમજ આપણે પણ કર્યું હોત.' આપણો મધ્યમ વર્ગ જ પરદેશથી આવેલો માલ વધારે વાપરે છે એ વિષે લોકમાન્યે દુઃખ પ્રદર્શિત કર્યું હતું 'સ્વાશ્રય, દૃઢતા અને આત્મત્યાગ એ ત્રણની જરૂર છે' એ તેમનો આદેશ હતો સ્વદેશીની પ્રેરણાના જન્મની સાથે તેમજ ૧૯૦૬ અને તે પછીનાં વરસોમાં ચાલેલી બહિષ્કારની ચળવળથી તેને ટેકો મળવાથી હિંદનું લક્ષ પોતાના ઉદ્યોગોની પુનર્રચના તરફ પહોંચ્યું. ૧૯૧૦મા પ્રયાગમાં સુવાન ચિંતામણિને ભાગે સ્વદેશી ઉપરનો ઠરાવ રજૂ કરવાનું આવ્યું હતું. તે વખતે તેમણે નીચેનો ગનડેનો ફકરો ટાંકી બતાવ્યો:

'ઇગ્લંડ હિંદને પોતાનો ખેતીનો બગીચો ગણતું થયું છે. એ બગીચામાં કાચો માલ ઉગાડવામાં આવે છે; તે માલને બ્રિટિશ દલાલો બ્રિટિશ વહાણોમાં ભરી જાય છે; વિલાયત લઈ જઈને તે માલમાંથી બ્રિટિશ મૂડીની મદદથી બ્રિટિશ કારીગરો નાના પ્રકારનું કાપડ બનાવે છે; અને પોતાના બ્રિટિશ આડતિયાઓની મદદથી હિંદમાંના બ્રિટિશ વેપારીઓ તે માલને પાછા હિંદમાં આયાત કરીને ખપાવે છે.' આ બાબતને આટલા સ્પષ્ટ શબ્દોમાં મૂકનાર રાનડે મુંબઈની હાઈ કોર્ટના ન્યાયાધીશ હતા. તેઓ મોટા અર્થશાસ્ત્રી અને અગ્રણી સંસારસુધારક હતા. તેઓ જ અનેક વરસો સુધી મહાસભાની પાછળ રહેલા સાચા સામર્થ્યરૂપ હતા અને અર્થશાસ્ત્રના તેમજ ઉદ્યોગના વિષયોમાં મહાસભાવાદીઓને પ્રેરણારૂપ હતા.

હિંદના રાજદ્વારીઓએ હિંદનાં ગામડાં તેમજ તેમની નાશ પામતી ઔદ્યોગિક સમૃદ્ધિ તથા ખેતીની પણ ઉપેક્ષા કરી નહોતી. છેક ૧૮૯૮માં પંડિત મદનમોહન માલવિયાએ ભલામણ કરી હતી કે, 'સરકારે દેશના મૂળ ઉદ્યોગો અને હુન્નરોને સંભાળપૂર્વક વિકસાવવા જોઈએ.' તેથી પણ પહેલાં

૧૮૯૧માં લોકોને ભાન થયું હતું કે, જંગલના કાયદાઓથી ગામડાંઓને ભારે હાડમારી વેઠવી પડે છે, તેના અમલથી ગ્રામસમાજરચનામાં ભારે ઊથલપાથલ થઈ ગઈ છે અને તેને પરિણામે ગામડાંના હુન્નરો નાશ પામ્યા છે, તેમજ ઢોરો મરી ગયાં છે. ૧૮૯૧ની સાલમાં જ કંઈ નહિ તો ત્રણ લાખ ઢોરો મરી ગયાં હતાં. લાલા મુરલીધરે તે વરસની નાગપુરની મહાસભામાં પ્રતિનિધિઓને નીચેનું આવેશભર્યું સંબોધન ઉર્દૂમાં કર્યું હતું:

"તમે, દેશના પ્રતિનિધિઓ, તમે પણ રાક્ષસોની સાથે તમારા ભાઈઓનું લોહી પીને સમાધાન માનો છો. (ના, ના, ના અવાજો). હું ફરી કહું છું કે તમે તમારા ભાઈઓનું લોહી પીને તાજા થાઓ છો. જુઓ, તમારી આસપાસ નજર કરો; આ બધાં ઝુમ્મરો ને દીવાઓ, આ યુરોપમાં બનેલાં ટેબલખુરશીઓ, આ કડકડતાં કપડાં, આ સાહેબના ટોપાઓ, આ અંગ્રેજી કોટ, આ મડમોની ટોપીઓ ને ફરાકો, આ ચાંદીની મૂઠવાળી નેતરની સોટીઓ અને તમારાં ઘરોનાં ઉડાઉ રાચરચીલાં એ બધુ શુ છે? એ બધાં હિંદની કંગાલિયતનાં, તેના ભૂખમરાનાં સ્મૃતિચિહ્નો નથી? યુરોપમાં બનેલા માલ પાછળ બગાડેલો એક એક રૂપિયો તમે તમારા ગરીબ બંધુઓ, અહીંના પ્રામાણિક કારીગરોના હાથમાંથી ખૂંચવી લો છો. આજે તેમને રોજગાર મળતો નથી. બેશક, હું જાણું છું કે શુદ્ધ વિશ્વપ્રેમની ભાવનાથી પ્રેરાઈને જ હિંદમા આ બધા યુરોપના માલની રેલમછેલ મચાવવામાં આવી છે — અને તેમ કરી ધીરે ધીરે પણ સચોટ રીતે હિંદના ઉદ્યોગોને મારી નાખવામા આવ્યા છે. એ જ વિશ્વપ્રેમની ભાવનાથી પ્રેરાઈને, યુરોપના માલની આયાત સહેલથી થાય તે માટે, આયાત થતા માલ પરની જકાત કાઢી નાખીને તવંગરોના ખીસામાંથી મળતી ત્રણ કરોડની મહેસૂલ ફગાવી દેવામા આવી છે. એ જ વિશ્વપ્રેમને સિદ્ધ કરવાને માટે ત્રણ કરોડના આ દુષ્ટ ત્યાગથી જતી ખોટ પૂરવાને માટે મીઠાવેરો વધારવામા આવ્યો છે. ગરીબોને એ વેરાથી વધારે હાડમારી પડે છે તેથી શું થયું? એ જ વિશ્વપ્રેમ આજે કારખાનાંનો કાયદો આપણે માથે મારે છે કે જેથી આપણે શરૂ કરેલી નવી, નાની સરખી ઔદ્યોગિક પ્રવૃત્તિનું બને તો કાસળ નીકળી જાય હા, જરૂર એ બધો વિશ્વપ્રેમ છે. પણ તેનું પરિણામ એટલું જ આવ્યું છે કે, બીજાં કેટલાંક કારણોની સાથે આ કારણથી તમારા પોતાના ભાઈઓ ભૂખે મરે છે. હજી તો ત્રીસ વરસ નથી થયા તે પૂર્વે ઘઉં રૂપિયાના

દોઢ મણ ને ચણા રૂપિયાના બે મણ મળતા હતા, કેમકે આપણું ધાન્ય પરદેશ નહોતું ચડતું. આજે બધું ધાન્ય છગણું મોંઘું થયું છે અને ગરીબોને પેટ ભરવાનું પણ છગણું મુશ્કેલ બન્યું છે. કારણ એટલું જ કે વિશ્વપ્રેમીઓને આપણા કોઠારો ખાલી કરવાને માટે મુક્ત વેપારનું ભૂત વળગ્યું છે. મુક્ત વેપાર! પ્રજા પ્રજા વચ્ચે ન્યાયનો વહેવાર! મારો એ આખા તમાશાને માટેનો તિરસ્કાર મારા હૃદયમાં સમાતો નથી. ગરીબ હિંદ અને માતીને ફૂગી ગયેલા ઇગ્લંડ વચ્ચે વળી વેપારમાં શો ન્યાયનો વહેવાર થવાનો હતો? તો તો એક બાળકનું ને મલ્લનું, એક સસલાનું ને નાગનું પણ ધર્મયુદ્ધ જ થાય છે એમ કહેવું જોઈશે. આ બધું ઉચ્ચ અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો અનુસાર થાય છે એ સાચું, પણ ભાઈઓ! એટલું યાદ રાખજો કે એ જ કારણે તમારા ભાઈઓ ભૂખે મરે છે."

પંડિત મદનમોહન માલવિયાએ ૧૮૯૩ની નવમી બેઠકમાં પોતાની સ્વાભાવિક શૈલીમાં નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:

"આજે તમારા વણકરો ક્યાં છે? જુદા જુદા હુનરો પર ગુજારો કરતા તમારા કારીગરો ક્યાં છે? અને દર વરસે મોટા જથામાં આપણે યુરોપના દેશોને અનેક પ્રકારનો તૈયાર માલ મોકલતા તે આજે ક્યાં છે? આજે એ બધું ભૂતકાળમાં વિલીન થયું છે. અહીં બેઠેલો દરેક સજ્જન બ્રિટિશ બનાવટનાં કપડાંથી વિભૂષિત થયો છે, જ્યાં જઓ ત્યાં બ્રિટિશ કારખાનામાં બનેલો માલ અને બ્રિટિશ વસ્તુઓ તમારી આંખ ભરી દે છે. લોકોને નસીબે માત્ર ખેતી વડે કંગાળ જીવન ગુજારવાનું રહ્યુ છે, કે જરા જેટલા બચી ગયેલા વેપારમાંનો નજીવો નફો રહ્યો છે. નોકરીઓમાં અને વેપારમા આપણા લોકોને પચાસ વરસ પર જે લાભ મળતો હતો તેનો રતાંશ પણ આજે મળતો નથી. પછી દેશ શી રીતે સુખી રહેવાનો હતો?"

સર એસ. સુબ્રહ્મણ્યમ આયરે ૧૯૧૪માં હાઈ કોર્ટના ન્યાયાધીશપદેથી નિવૃત્ત થયા પછી 'ગ્રામપુનર્રચના અને ખેડૂતોને કરજે નાણાં ધીરવાની બેંકોની જરૂર' વિષે ભારપૂર્વક કરેલા આગ્રહ ઉપરથી પણ આ વિષયનું મહત્ત્વ સિદ્ધ થાય છે. ૧૮૯૯માં લાલા લજપતરાયે, પોતાની બેઠકના દરેક દિવસનો અરધો ભાગ કેળવણીના અને ઔદ્યોગિક વિષયોની વિચારણા માટે મહાસભાએ આપવો એવો આગ્રહ કર્યો, એટલે મહાસભાએ તે માટે એક સમિતિ નીમી. એ સમિતિની વિચારણાનું સીધું પરિણામ એ થયું કે, ૧૯૦૧માં કલકત્તામાં પહેલું ઔદ્યોગિક

પ્રદર્શન મહાસભાની સાથે ભરાયું. મહાસભાની આ પ્રવૃતિ ઉત્તરોત્તર સુધરતી ગઈ છે ને આજના જમાનાના વિકાસને અનુસરીને જૂનાં ઔદ્યોગિક પ્રદર્શનોને બદલે ખાદી અને સ્વદેશીનાં પ્રદર્શનો ભરાય છે. ૧૮૯૪ની સુતરાઉ માલ પરની મુલકી જકાતને પરિણામે મહાસભાનું લક્ષ ઉદ્યોગોના પ્રશ્ન પર એકાગ્ર થયું હતુ. મહાસભાએ તરત જ એ વિષે પોતાનો વાંધો નોંધાવ્યો હતો. સાથે સાથે આપણને એવી પણ માહિતી મળી છે કે, આ વિષયમાં વિલાયતની સરકારને પહોંચાડેલો ગવર્નર જનરલનો વિરોધ પણ એળે ગયો હતો. દાદ મળવી તો આઘી રહી, પણ એમ કહેવાય છે કે, લૉર્ડ સેલિસબરીએ 'એવી સુચનાઓ કરી કે, હિંદી માલની હરીફાઈમાંથી બ્રિટિશ માલને મંરક્ષણ આપવાનાં પગલાં લેવાં.' હિંદનાં ગામડાંની ગરીબાઈનુ ચિત્ર દોરવામાં આવતું હતું તે માત્ર કલ્પનાની અતિશયોક્તિ નહોતી. અને હિંદનાં ચાર કરોડ માણસોને એક જ ટંક ખાવાનું મળે છે એ વારંવાર જાહેર કરવામાં આવેલી હકીકત પણ કાલ્પનિક નહોતી. વાચ્છા અને મુધોળકરે ઍંગ્લો ઇન્ડિયન સૂબાઓનાં વચનો ટાંકીને એ હકીકત બરાબર પુરવાર કરી છે. સર ચાર્લ્સ ઈલિયટે કહ્યું હતું કે, 'વરસને એક છેડેથી બીજે છેડે સુધી ધરાઈને ખાવું એટલે, શું એની હિંદની ખેતી કરતી અરધી વસ્તીને ખબર પડતી નથી.' ૧૮૯૧માં એક તાલુકામાં જમીનમહેસૂલ ૬૬ ટકા વધારવામાં આવ્યું, બીજામાં ૯૯ અને ત્રીજામાં ૧૧૬ ટકા ચડાવી દેવામાં આવ્યું હતું. કેટલાંક ગામડામાં તો ૩૦૦થી ૧૫૦૦ ટકા વધારી દેવામાં આવ્યું હતુ; અને લશ્કરી ખર્ચ ઝપાટાબંધ વધતો જતો હતો.

જર્મન લશ્કરમાં એક સિપાઈનો વાર્ષિક ખર્ચ રૂ. ૧૪૫, ફ્રેંચનો રૂ. ૧૮૫, અને ખુદ ઇંગ્લંડમાં અંગ્રેજ સિપાઈનો ખર્ચ ૨૮૫ રૂપિયા થતો હતો. પરંતુ હિંદમાં એક સિપાઈનો ખર્ચ ૭૭૫ રૂપિયા થતો હતો. આ વિચિત્ર સરખામણી હરેક દેશની માથા દીઠ વાર્ષિક કમાણીના આંકડાના મુકાબલાથી ભારે વિચિત્ર બની જાય છે. વિલાયતમાં જણ દીઠ વાર્ષિક આવક ૪૨ પાઉન્ડની, ફ્રાન્સમાં ૨૩ પાઉન્ડની, જર્મનીમાં ૧૮ પાઉન્ડની

અને હિંદુસ્તાનમાં ૧ પાઉન્ડની છે. આ બધા આંકડાએ ૧૮૯૧ના છે. દુકાળના વિષય પર પણ મહાસભાએ અનેક વખતે ઠરાવો કરેલા છે.

## સ્વદેશી, બહિષ્કાર અને સ્વરાજ

આ સૈકાના પહેલા દશકાનાં પાછલાં વરસોમાં દેશને એક છેડેથી બીજે છેડે વ્યાપી ગયેલી નવી પ્રેરણાનો જન્મ બંગાળના ભાગલામાથી થયો. જન્મ પહેલાં લૉર્ડ કર્ઝનના પીછેહટ કરાવનારા અમલની હૂંફથી એ પ્રેરણાનો ગર્ભાવસ્થામાં વિકાસ થયો હતો. ૧૯૦૫માં વારાણસીના તીર્થક્ષેત્રમાં મળેલી ૨૧મી મહાસભાએ બંગાળના ભાગલા પાડવા સામે પોતાનો વિધિપુરઃસરનો વિરોધ રજૂ કર્યો, અને સમસ્ત બંગાળી સમાજને એક રાજવહીવટ નીચે રાખવાને માટે કાં તો પાડેલા ભાગલા રદ કરવાની અથવા તેમાં સુધારો કરવાની માગણી કરી. "સમસ્ત પ્રજાની વિનંતિ તેમજ વિરોધની અવગણના કરી હિંદી સરકાર બંગાળના ભાગલા કરવાના પોતાના નિર્ણયને વળગી રહી તે વિષે બ્રિટિશ લોકમતનું લક્ષ ખેંચવા માટે, કદાચ પોતાની પાસે બાકી રહેલા એકમાત્ર બંધારણીય અને અસરકારક ઉપાય તરીકે, બંગાળની પ્રજાને પરદેશી માલના બહિષ્કારનો સ્વીકાર કરવાની ફરજ પડી." તેને પરિણામે બંગાળની સરકારે લીધેલાં દમનનાં પગલાંઓ સામે મહાસભાએ ભારપૂર્વકનો વિરોધ જાહેર કર્યો. આમ મહાસભાએ દમનનાં પગલાંઓ સામે ભારપૂર્વક વિરોધ નોંધાવ્યો એ ખરું, પરંતુ એ ઠરાવ જરા દ્રાવિડી પ્રાણાયામ જેવો છે, કેમકે એમાંથી મહાસભા પરદેશી માલના બહિષ્કારને અનુમોદન આપે છે કે નહિ એ સ્પષ્ટ જડતું નથી. અથવા સાચી વાત એ છે કે, એવી સ્પષ્ટતા કરવાનો મહાસભાનો આશય જ નહોતો. આ ઠરાવથી મહાસભાએ માત્ર એટલો જ પંડિતાઈભર્યો તાર્કિક અભિપ્રાય આપ્યો છે કે બહિષ્કાર કદાચ લોકોના હાથમાં રહેલો છેવટનો કાયદેસરનો ઉપાય હશે. આ ઉપરથી એટલું જ ફલિત થાય છે કે રાષ્ટ્રવાદી પક્ષને આના કરતાં વિશેષ અસંદિગ્ધ ઠરાવ કરાવવામાં મુશ્કેલી પડી હોવી જોઈએ, પરંતુ પસાર થયેલા ઠરાવને ટેકો આપતાં

લાલા લજપતરાયે મહાસભામાં તે દિવસ સુધી ન સંભળાયેલો ઉચ્ચ કક્ષાનો સૂર છેડ્યો: 'આપણે હવે ભિખારીઓ રહ્યા નથી. આપણે એવા સામ્રાજ્યની પ્રજા છીએ કે જેના છત્ર નીચે લોકો પોતાના અધિકારનું, હકનું સ્થાન મેળવવાને પૂરતા પ્રયત્નો કરી શકે છે.' ૧૯૦૫માં ન જણાયેલી હિંમત આખરે મહાસભાએ ૧૯૦૬માં બતાવી. ભાગલા રદ કરવા વિષેનો વિધિપુરઃસરનો ઠરાવ કાયમ રાખીને મહાસભાએ બીજો એવો ઠરાવ કર્યો કે, 'આ દેશના લોકોનો પોતાના રાજવહીવટમાં બિલકુલ અવાજ નથી અથવા તદ્દન નહિ જેવો છે તે, તથા તેમની માગણીઓ કે રજૂઆતો પર સરકાર તરફથી જોઈતું ધ્યાન આપવામાં આવતું નથી તે હકીકત ધ્યાનમાં લઈ, આ મહાસભા એવા અભિપ્રાય પર આવી છે કે, બંગાળના ભાગલા સામે વિરોધ ઉઠાવવાને બંગાળની પ્રજાએ શરૂ કરેલું બહિષ્કારનુ આંદોલન વાજબી હતું અને છે.' પાછળથી મહાસભાએ થોડોક ભોગ આપવો પડે તે વેઠીને પણ દેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવાનો પ્રજાને આગ્રહ કર્યો. આટલેથી ત્યારે તો મહાસભા અટકી.

મહાસભાની સ્વરાજની કલ્પના તો એ સમય દરમિયાન નીચે જણાવેલા સુધારાઓની યોજનાથી આગળ ન વધી: (૧) સરકારી નોકરીઓની ભરતી માટેની પરીક્ષાઓ બન્ને દેશોમાં એકી વખતે લેવી, (૨) ચાલુ ધારાસભાઓને અસરકારક લોકપ્રતિનિધિત્વવાળી બનાવવી તેમજ મોટી કરવી, અને (૩) હિંદી વજીરની કાઉન્સિલ તેમજ હિંદુસ્તાનમાંની કારોબારી કાઉન્સિલોમાં હિંદીઓની નિમણૂક કરવી. ૧૯૦૬ સુધી પ્રજાની આકાંક્ષા આટલે જ પહોંચી હતી. પછીને વરસે સુરતમાં મહાસભામાં તડ પડ્યો, એટલે ત્યાર પછીનાં વરસોની વિનીત મહાસભાએ બહિષ્કારના વિષયને પોતાની કાર્યવાહીમાંથી કાઢી નાખીને, સ્વદેશીને વળગી રહી, સ્વરાજ વિષેના ઠરાવો તો છેક મિન્ટો-મોરલી સુધારાના પરીક્ષણમાં જ સમાવી દીધા. ૧૯૧૦માં વાઈસરૉયની બદલી થઈ એટલે તે વરસે મહાસભાએ નવા વાઈસરૉય લૉર્ડ હાર્ડિંજને 'દેશમાંના રાજકીય કેદીઓને છોડી

મૂકવાની વિનંતી કરી. પરંતુ ૧૯૧૪માં મદ્રાસમાં મળેલી બેઠકમાં મહાસભાએ હિમ્મતથી પોતાનો દાવો રજૂ કર્યો કે સરકારે '૧૯૧૧માં આપેલાં પ્રાંતિક સ્વરાજ વિષેનાં વચનો પાળવાં જોઈએ, અને હિંદને સંયુક્ત સામ્રાજ્યના એક સંપૂર્ણ અંગ તરીકે સ્વીકારીને એ સ્થાનના બધા અધિકારો ભોગવવાની તેને પૂર્ણ સ્વતંત્રતા આપવી જોઈએ.'

## કોમી પ્રતિનિધિત્વ

એવો ખ્યાલ ઉપસ્થિત થવાનો સંભવ છે કે, કોમી પ્રતિનિધિત્વની કલ્પના હમણા હમણાં જ જાગ્રત થઈ છે. વાયવ્ય પ્રાંતો (સંયુક્ત પ્રાંતો)ના લેફ્ટેનન્ટ ગવર્નર સર ઑકલેન્ડ કોલવિનના જમાનાથી જ (૧૮૮૮) મુસલમાનો મહાસભાની વિરુદ્ધ છે એવું બતાવવાનો પ્રયત્ન થતો હતો. આમ ઉપસ્થિત થયેલી પરિસ્થિતિને એટલી મહત્ત્વની સમજવામાં આવી હતી કે, સર ઑકલેન્ડને લખેલા પ્રસિદ્ધ પત્રમાં હ્યુમે તેની ચર્ચા કરી હતી. એટલું તો નિર્વિવાદ છે કે મહાસભાની પહેલી બે કે ત્રણ બેઠકોને મળેલી સફળતાથી નોકરશાહી વ્યાકુળ થઈ ગઈ હતી, અને આ પ્રસિદ્ધ અંગ્રેજ સભ્યએ તે વ્યાકુળતા વ્યક્ત કરી હતી. ઉપર જણાવેલા મતની અસર મુસલમાન કોમ પર તરત જ જણાઈ. સરકારી અધિકારીઓએ ધારણ કરી લીધેલા મુરબ્બીપણાના વલણની સામે મુસલમાનોએ પણ રોષ બતાવ્યો. અલ્હાબાદની ચોથી મહાસભા વખતે યુરોપિયન લોકોએ મિ. યૂલ પ્રમુખ ચૂંટાય તે સામે વિરોધ બતાવ્યો તે છતાં શેખ રેઝા હુસેનખાને મહાસભાને અનુમોદન આપતો લખનૌની સુન્ની જમાતના ધર્મના વડાનો એક ફતવો રજૂ કર્યો અને જણાવ્યું કે, 'મુસલમાનો નહિ પણ તેમના અધિકારારૂઢ માલિકો જ મહાસભાના વિરોધી છે.'

સાચું જોતાં લોર્ડ મિન્ટોના અમલ દરમિયાન કોમી પ્રતિનિધિત્વની કલ્પનાને મૂર્ત સ્વરૂપ મળ્યું. લોર્ડ મિન્ટોના જમાના પહેલાં બંગાળના ભાગલા પાડીને તેમજ મુસલમાન વધુમતીવાળો પૂર્વ બંગાળ અને આસામનો એક નવો પ્રાંત

અલગ કાઢીને બેશક લૉર્ડ કર્ઝને આ અતિશય હાનિકારક કોમી આત્મભાન જાગ્રત કર્યું હતું. સાત સાત વરસ સવારી કરીને થકવીને લૉર્ડ કર્ઝને મરણતોલ કરી મૂકેલા ઘોડાને આરામ આપવાને લૉર્ડ મિન્ટોને મોકલવામાં આવ્યો હતો. પરંતુ કોમ કોમને અલગ કરવાના સિદ્ધાંતનું ડંખીલું જીન કર્ઝને રાજવહીવટના ઘોડાની પીઠ પર ચડાવ્યું હતું તે તો તેમનું તેમજ રાખવામાં આવ્યું. મિન્ટોની સુધારાની યોજનામાં મુસલમાનોને માટે અલગ મતદારમંડળોની ગોઠવણ કરવામાં આવી હતી, છતાં સામાન્ય મતદારમંડળોમાં મત આપવાનો તેમનો અધિકાર જેમનો તેમ કાયમ રાખવામાં આવ્યો હતો. સંકુચિત દૃષ્ટિના રાજદ્વારીઓએ દલીલ કરી કે, પૂર્વ બંગાળ અને આસામ તેમજ પંજાબ પ્રાંતની હિંદુ લઘુમતીઓને આવો ખાસ અધિકાર આપવામાં આવ્યો નથી. પરંતુ એ રસ્તે પ્રશ્ન ઊંધી દિશાએ ચડી જતો હતો. વધારે ભૂંડી રમત તો બન્ને કોમને માટે ઠરાવવામાં આવેલાં મતાધિકારનાં ભિન્ન ધોરણોમાં રમાઈ હતી. એક મુસલમાનને મતદાર થવાને માત્ર ૩૦૦૦ની વાર્ષિક આવક પર આવકવેરો ભરવાનો હતો જ્યારે બિનમુસલમાને રૂ. ૩૦૦,૦૦૦ની વાર્ષિક આવક પર. પદવી લીધા પછી માત્ર ત્રણ વર્ષની આખરે મુસલમાન ગ્રેજ્યુએટ મતદાર થઈ શકતો જ્યારે બિનમુસલમાન ગ્રેજ્યુએટ ૩૦ વર્ષની આખરે, એટલે કે ૩૦૦૦ વિ. ૩૦૦,૦૦૦ અને ૩ વિ. ૩૦ વર્ષનો ફરક! હમણાં પણ કોઈ કોઈ વાર આપણે આવા જ પ્રકારનાં ભિન્ન મતાધિકારનાં ધોરણો રાખવામાં આવે એવી માગણીના પડઘા સાંભળીએ છીએ: જેમકે જો સાર્વત્રિક મતાધિકાર દાખલ થવાનો ન હોય, તો બન્ને કોમોના મતદારોનું સરખું પ્રમાણ જાળવવાને મતાધિકારનાં ધોરણો ચડતાં ઊતરતાં રાખવાં એવી માગણી હમણાં જ કોઈકે કરી છે.

હવે, ૧૯૧૦માં કટોકટીનો મામલો ઊભો થયો હતો અને મહાસભાને પ્રમુખપદે સર વિલિયમ વેડરબર્ન હતા. કોમ કોમ વચ્ચે સમાધાન કરાવવાના હેતુથી હિંદુ અને મુસલમાનોની ભેગી પરિષદ કરવાનો તેમનો ઇરાદો હતો. તે જ વખતે

લોકલબોર્ડો અને મ્યુનિસિપાલિટીઓની ચૂંટણીને માટે પણ અલગ કોમી મતદારમંડળો દાખલ કરવાની ભલામણ રજૂ થઈ હતી સંયુક્ત પ્રાંતમાં આવાં અલગ મતદારમંડળો નહોતાં ત્યાં માત્ર સાતમા ભાગની મુસલમાન વસ્તીવાળા સામાન્ય મતદારમંડળોએ જિલ્લા બોર્ડોમાં ૧૮૬ મુસલમાનોને અને ૪૪૫ હિંદુઓને અને મ્યુનિસિપાલિટીઓમાં ૩૧૦ મુસલમાનોને અને ૫૬૨ હિંદુઓને સભ્યો તરીકે ચૂંટી મોકલ્યા હતા લાના લૉ ગવર્નર સર જેન હેવટ જેવા પીછેહટના પુરસ્કર્તાએ પણ એવો અભિપ્રાય જાહેર કર્યો હતો કે, પ્રાંતના હિંદુ અને મુસલમાનો વચ્ચે ચાલતો આવેલો એખલાસનો સંબંધ આમ બગાડવો ન જોઈએ મિ જિન્નાએ તો અલબત અલગ મતદારમંડળોનો સિદ્ધાંત જિલ્લા બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓ સુધી લંબાવવામાં આવે તેનો વિરોધ જ કર્યો. 'બર્ન' સરક્યુલરમાં જિલ્લા બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓની ચૂંટણી માટે અલગ મતદાર મંડળો રાખવાની ભલામણ થઈ હતી અને સાથે એ બે મહાન કોમો વચ્ચે મૈત્રીનો સંબંધ જળવાઈ રહે તે માટે અલગ મતદારમંડળના મતદારોને સામાન્ય મતદારમંડળમાં પણ મત આપવાનો અધિકાર આપવો એવી સૂચના કરવામાં આવી હતી મહાસભાની ૨૬મી બેઠકને પ્રમુખપદેથી ૧૯૧૧માં બિશન નારાયણ ધારે જણાવ્યું કે, 'હું એટલું જ કહીશ કે આપણા ઐક્ય વિષેની આ ચિંતાભરી કાળજીની વાત કરતી વખતે આપણે બહુ ભોળા છીએ એમ માની લેવામાં આવ્યું છે' તેમણે વળી એ પણ જણાવ્યું કે, 'જ્યારે સર વિલિયમ વેડરબર્ન અને આગાખાનની સલાહથી એક વરસ પર બન્ને કોમોના પ્રતિનિધિઓ પોતાની વચ્ચેના મતભેદો વિષે સમાધાન પર આવવાને પ્રયાગમાં મળવાના હતા, ત્યારે સિવિલ સર્વિસના મુખપત્ર જેવા ગણાતા એક એંગ્લો ઇંડિયન વર્તમાનપત્રે લખ્યું હતું કે, 'આ લોકો સરકારની સામે થવાને માટે નહિ તો પછી આ બન્ને કોમોનું ઐક્ય બીજા શા હેતુ સારુ કરવા માગે છે?' આ એક જ વાક્ય હિંદની રાજકીય પરિસ્થિતિને બહુ ભયાનક રીતે પ્રકાશિત કરે છે.

પરંતુ આ સમય પછી તરત જ દુનિયાના રાજકારણનો રંગ બદલાયો. એક બે સૈકાથી યુરોપના પાણીપત જેવાં બની ગયેલા બાલ્કન રાજ્યોમા ફરી પાછો યુદ્ધનો દાવાનળ સળગી ઊઠ્યો અને ૧૯૧૩ની કરાચીની મહાસભાની બેઠકને પ્રમુખપદેથી નવાબ સૈયદ મુહમ્મદ બહાદુરે 'યુરોપના તુર્કી સામ્રાજ્યને ઉથલાવી નાખવાના અને ઈરાનને ગૂંગળાવી નાખવાના' પ્રયત્ન તરફ મહાસભાનુ ધ્યાન ખેંચ્યુ તુર્કી સામ્રાજ્ય ઉપરના આ ફટકાથી બધા મુસલમાનોને ઊપજેલો શોક તેમણે વ્યક્ત કર્યો. ઉપસંહારમા તેમણે હિંદુ અને મુસલમાનોને હાથમાં હાથ મિલાવી માતૃભૂમિને માટે કાર્ય કરવાનો આગ્રહ કર્યો. આ પ્રસગે આપણને ૧૯૨૧ની ખિલાફત ચળવળનુ અને તેની હિંદુમુસલમાન સંબધ પર થયેલી અસરનુ સ્મરણ થાય છે 'યુરોપના રોગી'એ (ઓગણીસમા સૈકામા યુરોપમા તુર્કીને એ નામથી ઓળખતા) હિંદના રાજકારણનો ક્રમ નિર્માણ કરવામાં શરૂથી બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે. આ પરિસ્થિતિમા ૧૯૧૩મા કરાચીની મહાસભામા હિંદુ અને મુસલમાનો ભેળાઈ ગયા. મહાસભાએ 'મુસ્લિમ લીગે બ્રિટિશ સામ્રાજ્યમા રહીને હિંદને માટે જવાબદાર રાજતંત્ર મેળવવાના આદર્શનો સ્વીકાર કર્યો તે વિષે પોતાનો સંતોષ વ્યક્ત કર્યો' અને લીગે બન્ને કોમોના સુસંગઠિત સહકારને માટે કરેલા આગ્રહને મહાસભાએ અનુમોદન આપ્યુ. વળી મુસ્લિમ લીગે એવી આશા પ્રદર્શિત કરી કે, બધી કોમોના આગેવાનો રાષ્ટ્રીય હિતના બધા પ્રશ્નો માટે સંયુક્ત કાર્ય થઈ શકે એવી કોઈ યોજના ઘડી કાઢવાનો પૂરતો પ્રયત્ન કરશે મહાસભાએ મુસ્લિમ લીગની આ આશાને આવકાર આપીને દેશની બધી કોમોને તે આશા પૂરી થાય તે માટે મદદ કરવાને આગ્રહ કર્યો

મહાસભાવાદીઓએ અનુભવેલા ઉત્સાહ અને આશાની લાગણીનુ માપ તેમણે કરાચીની બેઠકમા રજૂ થયેલા ઠરાવ વિષે કરેલા ભાષણોની ઉત્સાહભરી વાણીથી મળી શકશે અમે અહીં ભૂપેન્દ્રનાથ બોઝના શબ્દો ટાકીશુ 'હિંદુ અને મુસલમાનોએ પોતાનુ લક્ષ ઐક્યના આદર્શ પર એકાગ્ર કરવુ જોઈએ, કેમકે

આજનુ હિંદ એકલા હિંદુઓનુ, એકલા મુસલમાનોનુ, કે એકલા એંગ્લો ઇન્ડિયનોનુ નથી એકલા યુરોપિયનોનુ તો નથી જ નથી આપણે બધા એ હિંદના ભાગીદારો છીએ. ભૂતકાળમા આપણી વચ્ચે કંઈ ગેરસમજૂતીઓ નીપજી હોય તે તો આ ક્ષણ ભૂલી જાઓ પોતાની સત્તાના શિખરેથી અશોકે જે હિંદનો સાક્ષાત્કાર કર્યો હશે તેનાથી કે અકબરે તેના ઉચ્ચમા ઉચ્ચ કલ્પનામા જે હિંદ જોયુ હશે તેનાથી ભવિષ્યનુ હિંદ વધારે બળવાન વધારે ઉદાત્ત, વધારે મહાન, વધારે ઉચ્ચ, અને વિશેષ તેજસ્વી થશે' વાચ્છાએ જણાવ્યુ હતું કે, 'મહાસભાએ આજથી નવો અવતાર ધારણ કર્યો છે, અને નવા જન્મ સમયના શુભ ગ્રહોની છાયામા તેને નવા વિજયો પ્રાપ્ત થશે' આ બધુ છતા કોમી પ્રતિનિધિત્વની વાત કાયમ રહી

હિંદના રાજશરીરમા એક વાર ક્ષત પડ્યા પછી તે બગડતો જ ચાલ્યો મુસલમાનોને જે જોઈતુ હતું તે હિંદુઓએ જો શાંતિથી અને ખુશીથી આપી દીધુ હોત, તો આ પ્રશ્નનો વહેલો નિકાલ આવી જાત એ ખરુ છે કે ખોરાક મળે છે તેમ ભૂખ ઊપડે છે, પરંતુ એ પણ એટલુ જ સાચું છે કે ખા ખા કરતા આખરે ખાવાની રુચિ ભાગી જાય છે મિન્ટો-મોરલીના સુધારામા રહેલી કોમી પ્રતિનિધિત્વની યોજના દેશ પર પરાણે ઠોકી બેસાડવામા આવી હતી લોકોને એ વિષે કશુ પૂછવામા આવ્યુ નહોતુ એટલે ૧૯૧૬મા જ્યારે સુધારાનો વળી એક ટુકડો નાખવાની યોજના વિચારાતી હતી ત્યારે હિંદે વિચાર કર્યો કે, આ વખતે આગળથી બધી જાતિઓ વચ્ચેના મેળની કોઈક યોજના તૈયાર કરવી જોઈએ આ હેતુ માટે મહાસભા અને મુસ્લિમ લીગના પ્રતિનિધિઓ ૧૯૧૬ના નવેમ્બરમા કલકત્તાની 'ઇન્ડિયન એસોસિયેશન'ના મકાનમાં ભેગા મળ્યા એ જ અરસામાં મુસ્લિમ લીગે જવાબદાર રાજતંત્રનો આદર્શ સ્વીકાર્યો હતો આત્મનિર્ણયના સિદ્ધાંતની વાતો વાતાવરણને ભરી રહી હતી એ જ સિદ્ધાંતનો લાભ નાની અને પછાત પ્રજાઓને મળે તે માટે તો મહાયુદ્ધ ઇગ્લંડે ખેડ્યુ હતું આમ કલકત્તાની મંત્રણા વખતે બહુ અનુકૂળ પરિસ્થિતિમાં વિચાર કરવામા આવ્યો હતો

અને તે મંત્રણા થઈ પણ તે જ વાતાવરણમા પરંતુ મહાસભાના ઘરડા મુરબ્બીઓ કોઈ પણ ચોક્કસ વાત કરતાં અચકાતા હતા એટલે એ વાત યુવાનોને ઉપાડી લેવી જ પડી — અને કદાચ ત્યા હાજર રહેલા યુવાનમા યુવાન મહાત્મભાવાદીએ વાતની શરૂઆત કરી સર સૈયદ અહમદે કહ્યું હતુ તે પ્રમાણે હિંદુ અને મુસલમાનો ભારતની બે આખો છે એકને પણ ઈજા પહોંચતા ભારતનું મુખ કલંકિત બને છે આ ભાવનાને ધોરણે સમજૂતીનુ વાતાવરણ એકદમ ફેલાયુ ઠરાવવામાં આવેલા વસ્તીના ટકાથી ઓછી વસ્તીવાળા પ્રાંતોમાં ઓછામાં ઓછુ ૧૫ ટકા પ્રતિનિધિત્વ મુસલમાનોને આપવાનુ માન્ય રખાયુ પછી રહ્યા બગાળ અને પંજાબના સવાલો આજની જેમ ત્યારે પણ એ બે કૂટ પ્રશ્નો જ નીવડ્યા પરંતુ ૧૯૧૬ની લખનૌની મહાસભામા એ બે કૂટ પ્રશ્નોનો પણ નિકાલ થયો ૧૯૧૬ની મહાસભાએ મંજૂર રાખેલી યોજના મિ મોન્ટેગ્યુએ જેમની તેમ સ્વીકારી લીધી અને મોન્ટ ફર્ડ સુધારાની યોજનામા દાખલ કરી દીધી એક કોમ બીજી કોમને માટે ઉદારતાથી છૂટ મૂકે છે એ ભાનથી સમાધાનનુ કાર્ય જેટલુ હળવુ બને છે, તેટલુ ત્રાહિત પક્ષ તરફથી કોઈ એક કોમને રક્ષણ મળે છે એ ભાનથી થતું નથી પરંતુ એટલું યાદ રાખવુ જોઈએ કે, અલગ કોમી મતદારમંડળો કાયમ થયા તે ઉપરાત કોમી અને સામાન્ય મતદાર મંડળો એવી રીતે રચાયા કે એકનો મતદાર બીજાનો મતદાર થઈ શકે નહિ તેમજ એવી પણ વ્યવસ્થા થઈ કે એક ઉમેદવાર બન્ને ઠેકાણે ઉમેદવારી કરી શકે નહિ

## પરદેશમાં હિંદીઓ

એક બાજુ જ્યારે હિંદમાના હિંદીઓની પરિસ્થિતિ વિકટ હતી, ત્યારે બીજી બાજુએ દક્ષિણ આફ્રિકામાના હિંદીઓની સ્થિતિ વધારે ને વધારે કફોડી થતી જતી હતી ૧૮૯૬મા દક્ષિણ આફ્રિકાના નાતાલ વિભાગમા એવો નિયમ કરવામા આવ્યો કે ત્યા કરારથી મજૂરી કરવા ગયેલા હિંદીઓએ પોતાના કરારની મુદત પૂરી થયે કા તો મજૂરી માટેનો કરાર ફરી કરીને પોતાની ગુલામી ચાલુ રાખવી

અથવા તો પોતાની વાર્ષિક આવકના અરધા ભાગ જેટલો માથાવેરો ભરવો. આ સંબંધમાં બોઅર યુદ્ધમાં સારવાર કરવાની ટુકડી લઈને દક્ષિણ આફ્રિકા જઈ ૧૯૦૩મા પાછા ફરીને ડૉ. મુંજેએ કરેલી ટીકા યાદ કરવા જેવી છે. તેમણે જણાવ્યુ હતુ કે, 'આપણા રાજ્યકર્તાઓ આપણે મનુષ્યો છીએ એ વાત માન્ય રાખતા નથી.' આ જ પ્રશ્ન વિષે શ્રી શર્માએ બ્રિટનને સાવધાન કર્યું હતુ કે, સામ્રાજ્યમા એક જાતિની બીજી જાતિ ઉપરની કાયમની સરસાઈ નભી શકવાની નથી — એક જાતિ બીજી જાતિને કાયમ દબાવતી રહે એ ચાલી શકવાનુ નથી. ૧૯૦૫ની કાશીમા મળેલી ૨૧મી મહાસભામા તેમણે જણાવ્યુ કે, 'આપણે જો આપણા સંસ્કૃતિના વારસાને વફાદાર હોઈએ તો જે જાતિએ મહાન તત્ત્વવેત્તાઓ, મહાન રાજપુરુષો અને શ્રેષ્ઠ પંક્તિના યોદ્ધાઓને જન્મ આપ્યો છે, તે જાતિએ મહેરબાનીના ટુકડાઓ મેળવવા માટે બીજી કોઈ પણ જાતિ સમક્ષ પગે પડવાની કશી જરૂર નથી.'

હિંદી મહાસભા સમક્ષ દક્ષિણ આફ્રિકાના પ્રશ્નને અનેક વર્ષો સુધી ઉપસ્થિત કરનાર શ્રી. મદનજીત હતા દક્ષિણ આફ્રિકાની મુલાકાત કરીને ત્યાની પ્રત્યક્ષ જોયેલી હકીકતો હિંદી પ્રજાને બીજા હિંદી મિત્રો વારંવાર લાવી આપતા ખરા, પરંતુ દર વર્ષે એકલા મદનજીત જ પોતાનુ આ સેવાકાર્ય અચૂક બજાવતા ૧૮૯૪મા મહાસભાના પ્રમુખે હિંદીઓનો મતાધિકાર ખૂંચવી લેનારો સંસ્થાનોની સરકારનો કાયદો શહેનશાહે રદ કરવો જોઈએ એવી મતલબનો ઠરાવ રજૂ કર્યો, તે દિવસથી દક્ષિણ આફ્રિકામા હિંદીઓ સામે મૂકવામા આવેલા પ્રતિબંધોનો સાચો વિરોધ શરૂ થયો ત્યાર પછી મહાસભાની અનેક બેઠકોમા દક્ષિણ આફ્રિકાના પ્રશ્નને ઘણુ અગત્યનુ સ્થાન મળતું રહ્યુ વર્ષો સુધી મહાસભાએ નિર્દેશ કર્યો ચાલુ રાખ્યો કે, 'દક્ષિણ આફ્રિકામાં આપણને પરવાનગી વિના મુસાફરી કરવા દેવામા આવતી નથી, રાત્રે નવ વાગ્યા પછી બહાર ફરવાની છૂટ નથી, ટ્રાંસવાલમા આપણને ઉકરડા જેવા લત્તાઓમા પરાણે પૂરી નાખવામા આવે છે, આપણને રેલવેના પહેલા અને બીજા વર્ગોમા મુસાફરી કરવા

દેવામાં આવતી નથી, ટ્રામકારોમાંથી હાંકી કાઢવામાં આવે છે તથા રસ્તાઓ પરથી હડસેલી કાઢવામાં આવે છે, હોટેલોમાં પેસવા દેવામાં આવતા નથી તેમજ જાહેર બાગબગીચાઓમાં આપણને પ્રવેશ મળતો નથી; આપણા પર થૂંકવામાં આવે છે તથા ગાળો વરસાવવામાં આવે છે અને કોઈ પણ મનુષ્ય ખામોશીથી સહન ન કરી શકે એવાં અનેક પ્રકારનાં અપમાનો વરસાવવામાં આવે છે.'

૧૮૯૮ સુધીમાં વળી હિંદીઓના હકો ઉપર કાપ મૂકતા ત્રણ કાયદાઓ પસાર કરવામાં આવ્યા અને તે જ સમય દરમ્યાન ગાંધીજીએ પોતાની વિખ્યાત હિલચાલ શરૂ કરી.' સૌથી દુઃખની વાત તો એ છે કે, વાઈસરૉય લૉર્ડ એલ્જિને 'નાતાલ લૉ' નામે ઓળખાતા કાયદાને પોતાની સંમતિ આપી અને હિંદી વજીર લૉર્ડ જ્યૉર્જ હેમિલ્ટને 'આપણને જંગલીઓની પ્રજા તરીકે વર્ણવીને' સમાધાન માન્યું. ૧૯૦૦માં સ્વતંત્ર બોઅર પ્રજાસત્તાક રાજ્યોનો આફ્રિકાના બ્રિટિશ સંસ્થાનોમાં સમાવેશ કરવામાં આવ્યો તે વખત સુધી હિંદી સરકાર એવી દલીલ કરતી હતી કે, સ્વતંત્ર બોઅર પ્રજાઓ સાથે હિંદીઓના હકો વિષે આગ્રહ રાખવામાં મુશ્કેલી પડે છે. બોઅર સ્વતંત્ર પ્રજાઓ સામ્રાજ્યના છત્ર નીચે આવવાથી, મહાસભાને, સરકારને જવાબ આપવાની તક મળી કે હવે એ વિષયમાં તેને કશી મુશ્કેલી રહી નથી. ૧૯૦૦ની ૧૬મી બેઠકમાં મહાસભાએ આગ્રહ કર્યો કે, હવે નાતાલમાં પ્રવેશ કરતા હિંદીઓ પર મૂકવામાં આવતા પ્રતિબંધો તેમજ તે સંસ્થાનના દુકાનદારોને પરવાના આપવાને લગતા કાયદાઓ રદ થવા જોઈએ. ૧૯૦૫ની કલકત્તાની ૧૭મી મહાસભામાં 'દક્ષિણ આફ્રિકામાંના એક લાખ બ્રિટિશ હિંદીઓ વતીના અરજદાર' તરીકે ગાંધીજીએ દક્ષિણ આફ્રિકા વિષેનો ઠરાવ રજૂ કર્યો. ૧૯૦૨માં આ વિષેની રજૂઆત કરવાને માટે હિંદી વજીર સમક્ષ એક પ્રતિનિધિ મંડળ જાય એવી યોજના કરવામાં આવી હતી પરંતુ એ યોજનામાંથી કશું ન નીપજવાથી મહાસભાએ ૧૯૦૩ અને ૧૯૦૪માં તેના તે જ ઠરાવો કર્યા. 'શહેનશાહના હિંદી પ્રજાજનો સાથે બોઅર પ્રજાસત્તાક રાજ્યોએ ચલાવેલી

ગેરવર્તણૂક તેમની માથે ખેડવામાં આવેલા યુદ્ધનાં જાહેર કરવામાં આવેલાં કારણો પૈકીનું એક કારણ હતું' એવા જવાબદાર સ્થાનેથી કરવામાં આવેલા નિવેદન તરફ મહાસભાએ સરકારનું ધ્યાન ખેંચીને એવી માગણી કરી કે, હવે હિંદી સંસ્થાનિકોને ન્યાય મળવો જોઈએ તેમજ તેમની સાથે સમાનતાનુ વર્તન રાખવુ જોઈએ. ૧૯૦૫ સુધીમા પરિસ્થિતિ વધારે બગડી, એટલે મહાસભાએ રાવ કરી કે બ્રિટિશ અમલ નીચે હિંદીઓને પડતી હાડમારીઓ તો બોઅર અમલ વખતે પણ પડી ન હતી આ ઉપરાત મહાસભાએ હિંદમાથી કરાર કરીને લઈ જવામા આવતા મજૂરોની પ્રથા તથા દક્ષિણ આફ્રિકાની સરકારે લીધેલાં બીજાં પ્રતિકારરૂપ પગલાઓ અટકાવવાનો આગ્રહ કર્યો. આ દરમ્યાન 'તરતને માટે' સરકારે ટ્રાન્સવાલમાં હિંદીઓ સામેના હુકમોનો અમલ અટકાવ્યો તેથી મહાસભાએ પોતાનો સંતોષ વ્યક્ત કર્યો. પરંતુ એ જ ઠરાવમાં સાથે સાથે ભય પ્રદર્શિત કર્યો કે, હવે ૧૯૦૬મા દક્ષિણ આફ્રિકાનુ રાજ્યબંધારણ માન્ય થશે એટલે એ હુકમોનો અમલ પાછો ચાલુ થશે. ૧૯૦૮ સુધીમાં આટલા બધા વિરોધો છતાં કોઈ પણ જાતની રાહત મળી નહિ, એટલે તે સમય દરમ્યાન દક્ષિણ આફ્રિકાના નવા રાજ્યબંધારણના અમલની શરૂઆત થતી હતી તે હકીકતનો લાભ લઈને હિંદીઓના હકો સુરક્ષિત કરી લેવાનો મહાસભાએ આગ્રહ કર્યો. ૧૯૦૮ની મદ્રાસમાં ભરાયેલી ૨૩મી મહાસભામા શ્રી. મુશિર હુસેન કિડવાઈએ નીચેનો ઠરાવ રજૂ કર્યો: આ મહાસભા સંસ્થાનોમા અતિ સન્માનનીય બ્રિટિશ હિંદીઓ પ્રત્યે પણ જે કઠોર અપમાનકારક અને ઘાતકી વર્તન ચલાવવામાં આવે છે તેની સામે પોતાનો રોષ વ્યક્ત કરે છે, અને આવા પ્રકારના વર્તનથી બ્રિટિશ સામ્રાજ્યના હિતને ભારે હાનિ પહોંચશે એવો ભય પ્રદર્શિત કરે છે.

૧૯૦૯માં મહાસભાને પ્રતીતિ થઈ કે, ત્યાર સુધી કરવામાં આવેલી અનેક રજૂઆતોને કશી દાદ મળતી નથી. તે વર્ષની બેઠકમા દક્ષિણ આફ્રિકા વિષેના ઠરાવો રજૂ કરતાં ગોખલેએ 'દક્ષિણ આફ્રિકાના અધિકારીઓએ કરેલા અનેક વચનભંગોનુ

તથા ગાંધીજીની આગેવાની નીચે હિંદીઓએ ચલાવેલી ખામોશીભરી લડતનું' વર્ણન કરી બતાવ્યું. હવે કંઈક અસરકારક પગલાં લેવાનો સમય હિંદીઓ માટે આવી પહોંચ્યો હતો અને દક્ષિણ આફ્રિકાનો મહાન સત્યાગ્રહ શરૂ થયો. 'આ સત્યાગ્રહ વળી શું છે' એવો પ્રશ્ન કરીને ગોખલે પોતે જ તેનો જવાબ આપે છે કે, 'તત્ત્વતઃ આત્મસંરક્ષણનો જ આ એક પ્રકાર છે અને સત્યાગ્રહ હમેશ નૈતિક અને આધ્યાત્મિક સાધનોનો જ ઉપયોગ કરે છે. સત્યાગ્રહી પોતાની જાત પર જ કષ્ટ ઓઢી લઈને જુલમનો સામનો કરે છે; તે પશુબળની સામે આત્મબળથી યુદ્ધ કરે છે, તે માણસમાં રહેલા પશુને તેનામાં રહેલા દૈવી અંશથી વશ કરે છે; તે દમનનો કષ્ટ-સહનથી પ્રતિકાર કરે છે; તે સત્તાને ઓળખતો નથી પણ પોતાના અંતઃકરણના અવાજને જ ઓળખે છે; તે અન્યાયની સામે હૃદયની શ્રદ્ધા વડે ઝૂઝે છે અને અસત્યની સામે સત્ય આચરે છે.' આ લડતમાં મદદ કરવાને માટે નાણાંની માગણી કરવામાં આવી અને ૧૮૦૦૦ રૂપિયા ત્યાં ને ત્યાં જ મળી ગયા. આ ઉપરાંત સર જમશેદજી ટાટાના બીજા પુત્ર રતન જમશેદજી ટાટાએ ૨૫૦૦૦ રૂપિયાની રકમ દક્ષિણ આફ્રિકામાં રાહત આપવાને માટે દાન કરી. તેને માટે લાહોરની ૧૯૦૯ની ૨૪મી મહાસભાએ તેમનો જાહેરમાં આભાર માન્યો. અલ્હાબાદમાં તે પછી મહાસભા પાછી મળી તે દરમિયાન સત્યાગ્રહની લડતે પોતાનું ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું એટલે મહાસભાએ તે વિષે પોતાની લાગણી નીચેના શબ્દોમાં વ્યક્ત કરી.

"પોતાના દેશબાંધવોના હિતને ખાતર શૌર્યથી કષ્ટ સહન કરતા તેમજ પોતાના નાગરિક તરીકેના મૂળભૂત હકોને માટે અતિશય વિપરીત પરિસ્થિતિમાં શાંત અને નિઃસ્વાર્થ લડત ચલાવતા ટ્રાન્સવાલના હિંદીઓનાં ઉત્કટ સ્વદેશાભિમાન, ધૈર્ય અને આત્મબલિદાન પ્રત્યે હૃદયનો ઊંડો આદર આ મહાસભા અનુભવે છે."

૧૯૧૧ની ૨૭મી મહાસભા વધારે સ્વચ્છ વાતાવરણમાં મળી. તે મહાસભાએ ગાંધીજી તેમજ ટ્રાંસવાલની હિંદી કોમે તે પ્રાંતના નોંધણી વિષેના તથા હદપ્રવેશ વિષેના એશિયાવાસી વિરુદ્ધના કાયદાઓને રદ કરાવ્યા તે માટે તેમનુ હૃદયપૂર્વક

અભિનંદન કર્યું. પરંતુ ટ્રાંસવાલ સાથે તરતમાં થયેલા સમાધાનને કાયદાનું સ્વરૂપ આપવામાં આવશે એવી આશા રાખીને મહાસભાએ આ ઠરાવ કર્યો હતો. મહાસભાની એ આશા નિષ્ફળ ગઈ અને ૧૯૧૩માં દક્ષિણ આફ્રિકાની યુનિયન સરકારે આપેલાં વચનોનો ભંગ કરીને હદપ્રવેશના કાયદાને જે સ્વરૂપ આપ્યું હતું તેની સામે મહાસભાને વિરોધ જાહેર કરવો પડ્યો અને તેણે શહેનશાહને એ કાયદો રદ કરવાને નમ્રતાપૂર્વક અરજ કરી. લૉર્ડ હાર્ડિન્જ તે વખતે વાઈસરૉય હતા. તેમણે આ વિષયમાં આગ્રહભરી વલણ બતાવી. તેમના પ્રયત્નને સબળ બનાવવાને માટે મહાસભાએ ૧૯૧૩મા ગિરમીટિયા મજૂરોની પદ્ધતિ રદ કરવાનો પોતાનો જૂનો ઠરાવ ફરી પસાર કર્યો. થોડા સમય પછી એ પ્રથા રદ કરવામાં આવી અને મહાસભાએ દક્ષિણ આફ્રિકાના પ્રશ્નનું અંશતઃ સમાધાન કરાવી આપવા માટે લૉર્ડ હાર્ડિન્જ પ્રત્યે આભાર પ્રદર્શિત કર્યો. પરંતુ ૧૯૧૬ અને ૧૯૧૭માં વળી પાછો મહાસભાને એ પ્રશ્ન હાથ ધરવો પડ્યો હતો. હિંદીઓની ફરિયાદોની દાદ મેળવવા માટેની તેમજ હિંદનું સ્વમાન જાળવવાને માટેની લડતમાં ગાંધીજી અને તેમના અનુયાયીઓએ આપેલા અસાધારણ બલિદાનની તેમજ તેમના વીરત્વભર્યા પુરુષાર્થની ૧૯૧૩ની કરાંચીની બેઠકમાં મહાસભાએ પ્રશંસા કરી.

હિંદને ગાંધીજીનો સાચો પરિચય આ રીતે થયો એમ કહી શકાય. ૧૯૧૪નું મહાયુદ્ધ સળગી ઊઠયા પછી તરત જ તેમણે દક્ષિણ આફ્રિકા છોડ્યું. અને ૧૯૧૫થી તેઓ હિંદમાં જ વસ્યા. ત્યાર પછી તેમણે આદરેલા સત્યના પ્રયોગો, તેમજ ચંપારણ, ખેડા, બોરસદ, બારડોલી અને સમસ્ત હિંદમાં ચલાવેલી સત્યાગ્રહની લડતો અને તેનાં પરિણામો સુવિદિત છે. આગળ ઉપર બીજાં પ્રકરણોમાં યથાસ્થાને આ બધાનો ઇતિહાસ રજૂ થશે.

કૅનેડાની પ્રિવિ કાઉન્સિલના હુકમ નં. ૯૨૦ની 'સતત મુસાફરીની કલમ' એ નામથી ઓળખાતી કલમમાંથી હિંદને માટે એક રસિક પ્રશ્ન ઉપસ્થિત થયો. તે કલમની સામે કરાંચીની ૨૮મી મહાસભાએ નીચેનું કારણ દર્શાવીને વિરોધ જાહેર કર્યો : હિંદ અને કૅનેડા વચ્ચે આગબોટોનો સીધો

વ્યવહાર ન હોવાથી તેમજ આગબોટો ફેરવની કંપનીઓ ઠેઠ કેનેડાની સીધી ટિકિટ આપતી ન હોવાથી આ હુકમને લીધે કેનેડામાં વસવાટ ન કરનાર કોઈ પણ હિંદીને માટે ત્યાં જવું અશકય થઈ પડે એમ છે, તેમજ આ હુકમ પોતાનાં સ્ત્રીપુત્રાદિને કેનેડા લઈ જતાં અટકાવીને કેનેડામાં વસતા હિંદી સંસ્થાનિકોને ભારે અડચણમાં મૂકે છે. આ મહાસભા તેથી શહેનશાહની સરકારને આ 'ચાલુ મુસાફરી વિષેનો ધારો' રદ થાય એવી વ્યવસ્થા કરવાને આગ્રહ કરે છે.

આ પછી તરત જ જ્યારે મહાયુદ્ધ ફાટી નીકળ્યું, ત્યારે એક એવો બનાવ બન્યો જે હિંદના અર્વાચીન ઇતિહાસની એક અદ્ભુત વાર્તા રૂપે પ્રસિદ્ધ થયો છે. તે વાર્તાનું જ્ઞાન હિંદની ભવિષ્યની પ્રજાને થાય એ જરૂરનું છે. કેનેડાની સરકારના આ હુકમની કસોટી કરવાને માટે બાબા ગુરુદત્તસિંગ નામના એક શીખ સજ્જને 'કોમાગાટામારુ' નામની એક આગબોટ ભાડે રાખી અને હોંગકોંગ અથવા ટોકિયો બંદરોએ સામાન્ય રીતે કરવામાં આવે છે તેમ થોભ્યા વિના ૬૦૦ શીખોને કેનેડા સુધીની એક સતત મુસાફરી કરીને તેઓ લઈ ગયા. કોમાગાટામારુમાંના મુસાફરોને કેનેડાના કિનારા પર અલબત્ત ઊતરવા દેવામાં ન દેવામાં આવ્યા અને તેથી તે આગબોટને હિંદ પાછા ફરવું પડયું. હિંદને કિનારે તેઓ બજબજ બંદરે ઊતર્યા ત્યાંથી તેમને પોતાને ગમે તે બીજે કોઈ પણ ઠેકાણે જવાની મનાઈ કરીને સીધા પંજાબ જવાનો હુકમ કરવામાં આવ્યો. પરંતુ આવા હુકમના અન્યાય વિષે તેમજ તેનાથી તેમને જે નુકસાન વેઠવું પડે તેને વિષે પ્રથમ સરકારને ફરિયાદ કરવાની તક આપવામાં ન આવે ત્યાં સુધી તેમણે પંજાબ જવાની ગાડીમાં બેસવાની ના પાડી. તેમણે સરકારી હુકમની સહે વૉરંટથી પરહેજ થવાનું પસંદ કર્યું. કોમાગાટામારુના મુસાફરોમાં પ્રો. મનસુખાની (હવે સિંધના સ્વામી ગોવિંદાનંદ) પણ હતા. તે મુસાફરોનો આ પછીનો ઇતિહાસ, જેવો છે, આ હુકમને પરિણામે એક હુલ્લડ

થયું, અનેક ગોળી ખાધી અને અનેક કેદ થયા, ગુરુદત્તસિંગ કાયદાના સકંજામાથી છટકી ઓરિસા, મહારાષ્ટ્ર, ગ્વાલિયર સ્ટેટ, રજપુતાના, કાઠિયાવાડ અને સિંધ વગેરે સ્થળોએ ૧૯૧૮ સુધી ચાર પાંચ વર્ષ રખડ્યા, ૧૯૧૮ પછી તેઓ મુંબઈ પહોંચ્યા અને ત્યાં શહેર બહાર મહાલ બંદર નામની જગાએ વલ્લરાજ નામથી એક વહાણ બાંધવાની કંપનીના મેનેજર થયા, ૧૯૨૧ના નવેંબરમાં પોતાના દેશવટા દરમ્યાન ગાંધીજીને મળ્યા, ગાંધીજીએ તેમને સરકારને શરણ થવાની સલાહ આપી, તે તેમણે સ્વીકારી, સરકારે તેમને કેદ કર્યા, જે ઑર્ડિનન્સની રૂએ તેમને કેદ કરવામાં આવ્યા હતા તેની મુદત પૂરી થવાથી તેઓ ૨૮મી ફેબ્રુઆરી ૧૯૨૨ને દિવસે લાહોર જેલમાંથી છૂટ્યા વગેરે અનેક અતિ રસિક બનાવોનુ વર્ણન કરવાને માટે આ ઇતિહાસમાં અવકાશ નથી.

## મીઠું

૧૯૩૦ની હમણાં જ થયેલી મીઠાના સત્યાગ્રહની લડતને લીધે મીઠાવેરાનો પ્રશ્ન હિંદના રાજકારણમાં અગત્યનો થઈ પડ્યો છે. મીઠા પરના વેરાની શરૂઆત અને તેનાં મૂળ કારણો તેમજ ૧૮૩૬માં એ પ્રશ્નની તપાસને માટે નિમાયેલા કમિશને કરેલી ભલામણો જાણ્યા પછી મહાસભાએ ૧૮૮૮માં એ વેરાની સામે થવાને જે કારણો દર્શાવ્યાં છે તે જોઈને આજે આપણને એક જાતની તાજુબી ઊપજે છે. મીઠા પરનો વેરો મૂળમાં અન્યાયી અને બ્રિટિશ વહાણવટાના ધંધાને સહાય કરવાને તેમજ બ્રિટનના પરદેશો સાથેના વેપારને વધારવાને હિંદને માથે લાદવામાં આવ્યો હતો. આ કારણો મહાસભાએ રજૂ કર્યાં નથી. મહાસભાએ તો એટલું જ જણાવ્યું છે કે, 'તે વેરો હમણાં જ પાછો વધારવામાં આવ્યો છે તેથી ગરીબ વર્ગો પરના બોજામાં દેખીતો વધારો થયો છે, તેમજ લડાઈ દરમિયાન કામ આવે એવું એક માત્ર આર્થિક સાધન શાન્તિના અને આબાદીના સમયમાં નાહક કંઈક અંશે વપરાઈ જાય છે.' ૧૮૯૦માં મીઠાવેરો સમૂળગો કાઢી નાખવાની માગણીને બદલે તરતમાં તેમાં કરવામાં આવેલો વધારો

રદ કરવાની મહાસભાએ વળી પાછી માગણી કરી. ત્યાર પછી વળી આઠ પ્રસંગોએ મહાસભાએ લગભગ એની એ જ વિનવણી ચાલુ રાખી; તેમાંથી એક વખતે વેરાનો દર પાછો ૧૮૬૮નો ગણવાનો આગ્રહ કર્યો અને બીજી એક વખતે ૧૮૮૮નો દર ગણવાની માગણી કરી. ૧૯૦૨માં છેક છેલ્લી વખતે મહાસભાએ એ પ્રશ્ન ચર્ચ્યો, ત્યારે મીઠાના વેરાનો દર ઓછો કરવાનાં કારણોમાં વધારાનું એક એ દર્શાવ્યું કે, મીઠાનો ઓછો ઉપયોગ કેટલાક રોગોનું કારણ બને છે. ત્યાર પછી 'મીઠા'ને મહાસભામાંથી બઢતી કરીને ધારાસભામાં ચડાવવામાં આવ્યું અને ત્યાં તે શ્રી. ગોખલેની ખાસ કાળજીનો વિષય બન્યું.

## મદ્યપાન અને વેશ્યાવૃત્તિ

પ્રજાની પવિત્રતાના પ્રશ્નને પણ મહાસભાએ પોતાની કાર્યવાહીમાં સ્થાન આપ્યું હતું. દારૂના વધતા જતા વપરાશને પરિણામે મહાસભાએ મદ્યપાનનો નિષેધ શક્ય થાય એવી નીતિની માગણી કરી. આમની સભામાં મિ. કેન અને મિ. સ્મિથે આ પ્રશ્ન રજૂ કર્યો હતો અને તે સભાએ ૧૮૮૯માં એ વિષે એક ઠરાવ કર્યો. તે વરસમાં મહાસભાએ તે ઠરાવનો અમલ થાય એવી માગણી કરી. ૧૮૯૦માં આયાત થતા દારૂ અને દારૂ જેવા પદાર્થો ઉપર જકાત વધારવામાં આવી તેથી, દેશી દારૂ પર કર નાખવામાં આવ્યો તેથી, બંગાળની સરકારે ખાનગી દારૂ ગાળવાની પદ્ધતિ બંધ કરી તેથી, અને મદ્રાસની સરકારે ૧૮૮૯–૯૦માં ૭૦૦૦ દારૂની દુકાનો બંધ કરી તેથી પોતાને થયેલો આનંદ મહાસભાએ વ્યક્ત કર્યો. હિંદી સરકારના ખરીતામાં પ્રાંતિક સરકારોને એવી સૂચના કરવામાં આવી હતી કે, 'આ વિષયમાં સ્થાનિક પ્રજાની લાગણી શી છે તે શોધી કાઢવાનો પ્રયત્ન કરીને જે લાગણી સ્પષ્ટ જણાય તે પર વાજબી ધ્યાન આપવાનો પ્રયત્ન કરવો.' પરંતુ બધી પ્રાંતિક સરકારોએ આ સૂચનાનો અમલ ન કર્યો. આ પછી દશ વરસ સુધી મહાસભાએ આ પ્રશ્ન છેડ્યો નથી. છેક ૧૯૦૦માં મહાસભાએ પાછું જાહેર કર્યું કે સસ્તો દારૂ મળી શકે છે તેથી જ દારૂનો વપરાશ

વધ્યો છે; વધારામાં સરકારને વિનંતિ કરવામાં આવી કે, અમેરિકાના 'મેન લિકર લૉ' તેમજ 'સર વિલફ્રેડ લૉસનના પરવાનગીના અથવા સ્થાનિક પસંદગીના કાયદા'ના જેવાં પગલાં લેવાં અને ઔષધ તરીકે ન વપરાતાં હોય એવાં કેફી પીણાં પરનો વેરો વધારવો. આ સ્થળે આ જ મહાસભામાં કુમાર એન. એમ. ચૌધરીએ, 'બ્રિટિશ સરકાર પોતાના શેક્સપિયર અને મિલ્ટનની સાથે બ્રાન્ડીની બાટલીઓ પણ લેતી આવી છે' એવી કેશવચંદ્રની ફરિયાદ ટાંકી બતાવી હતી એ નોંધવા જેવું છે.

૧૮૯૩ના આબકારી કમિશને મજૂરી કરતા વર્ગોમાં પીધેલપણું વધ્યું જાય છે એવી હકીકત બહાર આણી. તે ઉપરથી મહાસભાએ એવો નિર્દેશ કર્યો કે, આ બદીથી સરકારનો હિંદી કારીગરી તેમજ હુનરોને ઉત્તેજન આપવાનો પરોપકારી આશય માર્યો જશે.

સમાજસુધારાને લગતો જ બીજો સવાલ 'રાજ્યના નિયમથી ચાલતી વેશ્યાવૃત્તિને કાઢી નંખાવવાનો' હતો. કૂચ કરતા હોય ત્યારે કે લશ્કરી થાણાંઓમાં રહેતા હોય ત્યારે એમ બન્ને ઠેકાણે સિપાઈઓ માટે સરકાર વેશ્યાઓ પૂરી પાડવાનો બંદોબસ્ત કરતી એ હકીકત જાહેર હતી. પ્રથમ જ જ્યારે આ વાતની જાણ થાય છે ત્યારે તે ભયાનક લાગે છે, પરંતુ ટેવ પડતાં તેની સામેના રોષની ધાર બુઠ્ઠી થઈ જાય છે. ૧૮૮૮માં અલ્હાબાદમાં મિ. યૂલને પ્રમુખપદે મળેલી મહાસભાએ, વિલાયતમાં હિંદના જે હિતેચ્છુઓ હિંદી સરકારનાં વેશ્યાવૃત્તિના નિયમનને અંગેના કાયદાઓ તેમજ ધારાધોરણો રદ કરાવવાનો પ્રયત્ન કરતા હતા, તેમને સહકાર આપવાનો નિર્ણય કર્યો. કેલ્ટર્ન બેનને એક જલદ ભાષણમાં જણાવ્યું કે, વેશ્યાવૃત્તિના ભયાનક ધંધાને માટે સરકારે બેહજાર સ્ત્રીઓ મેળવી હતી અને આમ જુવાન લશ્કરી સિપાઈઓમાં અનીતિમય જીવનને ઉત્તેજન મળતું હતું. ૧૮૯૨ની આઠમી મહાસભાએ હિંદી સરકારે આ વિષયમાં પસાર કરેલા કાયદાઓ પર સાવધાની ભરી ચોકી રાખવાને માટે આમની

સભાનો આભાર માન્યો અને રાજનિયમનથી ચાલતી બધી અનીતિઓ સામે વિરોધ જાહેર કર્યો.

બીજે વરસે હિંદી વજીરની કચેરીની સમિતિમાંના પાર્લમેન્ટના સભ્યોએ હિંદી લશ્કરી થાણાઓમાંની વેશ્યાવૃત્તિ તેમજ ચેપી રોગોને લગતા નિયમો, હુકમો અને વહીવટોની બાબતમાં એક હેવાલ રજૂ કર્યો. મહાસભાએ જાહેર કર્યું કે, હિંદમાં આ બાબતોને અંગે, જે પદ્ધતિ અને વહીવટ પ્રચલિત છે, તે આમની સભાના ૫મી જૂન ૧૮૮૮ના ઠરાવના સીધા અર્થ અને આશયની સાથે જરા પણ મેળ ખાતાં નથી અને આ પ્રકારની ગેરરીતિઓ અટકાવવાને સ્પષ્ટ કાયદાઓ કરવાની જરૂર છે.

## સ્ત્રીઓ અને દલિત વર્ગો

મિ. મોન્ટેગ્યુએ લીધેલી હિંદની મુલાકાતને પરિણામે શહેરી તરીકેના હકો વિષેની હિંદી સ્ત્રીઓની માગણીઓનો પ્રશ્ન જાહેર જીવનમાં આગળ આવ્યો. આ દેશના પુરુષોના જેવું જ સમાન સ્થાન સ્ત્રીઓને જે ત્વરાથી અને ખુશીથી આપવામાં આવ્યું તે જોઈને સાચે જ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. કલકત્તાની ૧૯૧૭ની મહાસભાએ એવો અભિપ્રાય વ્યક્ત કર્યો કે, 'સ્થાનિક સરકારો તેમજ કેળવણી સાથે સંબંધ ધરાવતાં જે જે મંડળોમાં ચૂંટણીથી પ્રતિનિધિઓ જતા હોય તે તે મંડળો માટેના મતાધિકાર તેમજ ઉમેદવારી માટેનાં ધોરણો સ્ત્રીઓ અને પુરુષો માટે એક જ પ્રકારનાં રાખવાં.' પછાત વર્ગોનો પ્રશ્ન પણ સ્ત્રીઓના પ્રશ્નના જેવો જ છે. રાષ્ટ્રીય પુનર્રચનાના એક મહત્ત્વના અંગ તરીકે એ પ્રશ્ન પર પ્રજાનું ધ્યાન ખેંચાયું હતું. એ વિષયમાં એ જ મહાસભાએ એક ઉદાર ઠરાવ સ્વીકાર્યો, જેનો મુખ્ય મુદ્દો નીચે પ્રમાણે હતો:

'હિન્દના દલિત વર્ગો પર જૂના રિવાજોથી અનેક પ્રતિબંધો લાદવામાં આવ્યા છે, એ પ્રતિબંધો અતિશય અપમાનકારક હોઈ તેમના ભૂંડા દમનના કારણરૂપ છે, અને તેથી તેમને ઘણી હાડમારીઓ અને અડચણો ભોગવવી પડે છે. મહાસભા હિંદની પ્રજાને આગ્રહ

વધ્યો છે; વધારામાં સરકારને વિનંતિ કરવામાં આવી કે, અમેરિકાના 'મેન લિકર લૉ' તેમજ 'સર વિલફ્રેડ લૉસનના પરવાનગીના અથવા સ્થાનિક પસંદગીના કાયદા'ના જેવાં પગલાં લેવાં અને ઔષધ તરીકે ન વપરાતાં હોય એવાં કેફી પીણાં પરનો વેરો વધારવો. આ સ્થળે આ જ મહાસભામાં કુમાર એન. એમ. ચૌધરીએ, 'બ્રિટિશ સરકાર પોતાના શેક્સપિયર અને મિલ્ટનની સાથે બ્રાન્ડીની બાટલીઓ પણ લેતી આવી છે' એવી કેશવચંદ્રની ફરિયાદ ટાંકી બતાવી હતી એ નોંધવા જેવું છે.

૧૮૯૩ના આબકારી કમિશને મજૂરી કરતા વર્ગોમાં પીધેલપણું વધ્યું જાય છે એવી હકીકત બહાર આણી. તે ઉપરથી મહાસભાએ એવો નિર્દેશ કર્યો કે, આ બદીથી સરકારનો હિંદી કારીગરી તેમજ હુન્નરોને ઉત્તેજન આપવાનો પરોપકારી આશય માર્યો જશે.

સમાજસુધારાને લગતો જ બીજો સવાલ 'રાજ્યના નિયમથી ચાલતી વેશ્યાવૃત્તિને કાઢી નંખાવવાનો હતો. કૂચ કરતા હોય ત્યારે કે લશ્કરી થાણાંઓમાં રહેતા હોય ત્યારે એમ બન્ને ઠેકાણે સિપાઈઓ માટે સરકાર વેશ્યાઓ પૂરી પાડવાનો બંદોબસ્ત કરતી એ હકીકત જાહેર હતી. પ્રથમ જ જ્યારે આ વાતની જાણ થાય છે ત્યારે તે ભયાનક લાગે છે, પરંતુ ટેવ પડતાં તેની સામેના રોષની ધાર બુઠ્ઠી થઈ જાય છે. ૧૮૮૮માં અલ્હાબાદમાં મિ. યૂલને પ્રમુખપદે મળેલી મહાસભાએ, વિલાયતમાં હિંદના જે હિતેચ્છુઓ હિંદી સરકારનાં વેશ્યાવૃત્તિના નિયમનને અંગેના કાયદાઓ તેમજ ધારાધોરણો રદ કરાવવાનો પ્રયત્ન કરતા હતા, તેમને સહકાર આપવાનો નિર્ણય કર્યો. કેલ્ટન બેનને એક જલદ ભાષણમાં જણાવ્યું કે, વેશ્યાવૃત્તિના ભયાનક ધંધાને માટે સરકારે બેહજાર સ્ત્રીઓ મેળવી હતી અને આમ જુવાન લશ્કરી સિપાઈઓમાં અનીતિમય જીવનને ઉત્તેજન મળતું હતું. ૧૮૯૨ની આઠમી મહાસભાએ હિંદી સરકારે આ વિષયમાં પસાર કરેલા કાયદાઓ પર સાવધાની ભરી ચોકી રાખવાને માટે આમની

સભાનો આભાર માન્યો અને રાજનિયમનથી ચાલતી બધી અનીતિઓ સામે વિરોધ જાહેર કર્યો.

બીજે વરસે હિંદી વજીરની કચેરીની સમિતિમાંના પાર્લામેન્ટના સભ્યોએ હિંદી લશ્કરી થાણાઓમાંની વેશ્યાવૃત્તિ તેમજ ચેપી રોગોને લગતા નિયમો, હુકમો અને વહીવટોની બાબતમાં એક હેવાલ રજૂ કર્યો. મહાસભાએ જાહેર કર્યું કે, હિંદમાં આ બાબતોને અંગે જે પદ્ધતિ અને વહીવટ પ્રચલિત છે, તે આમની સભાના ૫મી જૂન ૧૮૮૮ના ઠરાવના સીધા અર્થ અને આશયની સાથે જરા પણ મેળ ખાતાં નથી અને આ પ્રકારની ગેરરીતિઓ અટકાવવાને સ્પષ્ટ કાયદાઓ કરવાની જરૂર છે.

## સ્ત્રીઓ અને દલિત વર્ગો

મિ. મૉન્ટેગ્યુએ લીધેલી હિંદની મુલાકાતને પરિણામે શહેરી તરીકેના હક્કો વિષેની હિંદી સ્ત્રીઓની માગણીઓનો પ્રશ્ન જાહેર જીવનમાં આગળ આવ્યો. આ દેશના પુરુષોના જેવું જ સમાન સ્થાન સ્ત્રીઓને જે ત્વરાથી અને ખુશીથી આપવામાં આવ્યું તે જોઈને સાચે જ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. કલકત્તાની ૧૯૧૭ની મહાસભાએ એવો અભિપ્રાય વ્યક્ત કર્યો કે, સ્થાનિક સરકારો તેમજ કેળવણી સાથે સંબંધ ધરાવતાં જે જે મંડળોમાં ચૂંટણીથી પ્રતિનિધિઓ જતા હોય તે તે મંડળો માટેના મતાધિકાર તેમજ ઉમેદવારી માટેનાં ધોરણો સ્ત્રીઓ અને પુરુષો માટે એક જ પ્રકારનાં રાખવાં. પછાત વર્ગોનો પ્રશ્ન પણ સ્ત્રીઓના પ્રશ્નના જેવો જ છે. રાષ્ટ્રીય પુનર્રચનાના એક મહત્ત્વના અંગ તરીકે એ પ્રશ્ન પર પ્રજાનું ધ્યાન ખેંચાયું હતું. એ વિષયમાં એ જ મહાસભાએ એક ઉદાર ઠરાવ સ્વીકાર્યો, જેનો મુખ્ય મુદ્દો નીચે પ્રમાણે હતો:

'હિન્દના દલિત વર્ગો પર જૂના રિવાજોથી અનેક પ્રતિબંધો લાદવામાં આવ્યાં છે; એ પ્રતિબંધો અતિશય અપમાનકારક હોઈ તેમના ભૂંડા દમનના કારણરૂપ છે, અને તેથી તેમને ઘણી હાડમારીઓ અને અડચણો ભોગવવી પડે છે. મહાસભા હિંદની પ્રજાને આગ્રહ

કરે છે કે, દલિત વર્ગો ઉપર લાદવામાં આવેલા આ પ્રતિબંધો દૂર કરવા જોઈએ, કેમકે તેમ કરવું આવશ્યક છે, ન્યાય્ય છે, એટલું જ નહિ પણ એ જ હિંદનો ધર્મ છે.'

## બીજા વિષયો

આ ત્રીસ વર્ષ દરમિયાન અનેક પરચૂરણ બનાવો પર પણ મહાસભાએ ધ્યાન આપ્યું હતું એમાં મુખ્ય જૂનો વિષય કેળવણીનો હતો એ પ્રશ્નની બધી બાજુઓ — પ્રાથમિક, વિદ્યાપીઠની, પુરાતત્ત્વ સંશોધનની અને ઉદ્યોગની કેળવણીની — મહાસભાએ તપાસી હતી એવી જ રીતે ચર્ચેલો એક બીજો ગૌણ સમૂહ નીચેના વિષયોનો હતો મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોની આવકજાવક, ચાદી પરની જકાત, આવકવેરો અને ઉંડિયામણના ફેરફારને કારણે અંગ્રેજ નોકરોને મળતો પગારનો ખાસ વધારો 'સામાન્ય રીતે સ્થાનિક સ્વરાજના અને ખાસ કરીને કલકત્તા તથા મદ્રાસની શહેરસુધરાઈઓના' પ્રશ્ને, એ વિષયમાં વારંવાર સરકારે કરેલા પીછેહટ કરનારા કાયદાઓને લીધે, મહાસભામાં રોષયુક્ત ચર્ચાઓ જગાવી હતી આરોગ્ય — ખાસ કરીને પ્લેગ અને ક્વૉરૅન્ટાઈનના પ્રશ્નને અંગે — અને વેઠના વિષયો પણ છૂટાછવાયા ચર્ચાયા હતા બ્રિટિશ તાજ પ્રત્યેની વફાદારી તો અનેક વખતે જાહેર કરવામાં આવી હતી રાણી વિકટોરિયાના વિદેહનો ૧૯૦૧નો તથા રાજા એડવર્ડના અવસાનનો ૧૯૧૦નો, એમ બન્ને પ્રસંગોએ, તાજ પ્રત્યે વફાદારી જાહેર કરવાની ખાસ તક મહાસભાએ લીધી હતી તે ઉપરાંત રાજા એડવર્ડ, અને પાટવી કુંવર તરીકે ૧૯૦૫માં તેમજ શહેનશાહ તરીકે ૧૯૧૦માં રાજા જ્યોર્જનું હિંદમાં આગમન થયેલું ત્યારે તેમનું યોગ્ય સ્વાગત કરવામાં પણ મહાસભા ચૂકી નહોતી

## બ્રહ્મદેશ

આજે આપણે બ્રહ્મદેશને હિંદથી અલગ કરવાના પ્રશ્ન પર એક ખાસા યુદ્ધ જેવી ખેંચતાણ ચાલતી જોઈએ છીએ. એ બાબતને બાજુએ રાખીને મહાસભાના જન્મના વર્ષમાં તેણે બ્રહ્મદેશને ખાલસા કરવાના પ્રશ્ન પર આપેલો અભિપ્રાય નોંધવા જેવો છે

પહેલી મહાસભાએ (૧૮૮૫) 'બ્રહ્મદેશને હિંદ સાથે જોડી દેવાના પગલાને વખોડી કાઢ્યું હતું; અને ઉમેર્યું હતું કે, 'બ્રહ્મદેશને ખાલસા કરવાનું અપરિહાર્ય જ હોય, તો બ્રહ્મદેશના આખા પ્રદેશને હિંદથી અલગ રાખવો અને તેને સિલોનની માફક બધી બાબતોમાં અલગ વહીવટવાળું તાજનું સંસ્થાન બનાવવું.'

## મહાસભાનું બંધારણ

મહાસભાના આયુષ્યના ૫૦મા વરસમાં તેના બંધારણમાં જે તદ્દન નવા પ્રકારના એકમામટા ફેરફારો દાખલ કરવામાં આવ્યા છે તે ધ્યાનમાં લેતાં, આ પ્રશ્ન વિશેષ રસિક બન્યો છે. ૧૮૬૦ના ૨૧મા કાયદા મુજબ સરકારી રાહે નોંધવામાં આવતી કોઈ પણ મંડળીની માફક પોતાનાં ધોરણધોરણો અથવા પોતાના આશયો અને ઉદ્દેશો આગળથી સરકારી દફતરે નોંધાવીને મહાસભાએ પોતાની પ્રવૃત્તિની શરૂઆત કરી નહોતી. મહાસભાએ માત્ર કેટલાક વિખ્યાત માણસોના એક સંમેલન તરીકે જ શરૂઆત કરી હતી. પોતાના મહાન ધ્યેયને પ્રાપ્ત કરવાને માટે મહાસભાએ માત્ર નૈતિક બળ ઉપર જ આધાર રાખ્યો હતો. એ નૈતિક બળને પરિણામે આ શરૂઆતનું 'કેટલાક વિખ્યાત માણસોનું સંમેલન', બળમાં અને વિસ્તારમાં વધતું જઈને આજની મહાસભા નિર્માણ થઈ. છેક ૧૮૮૬માં જ 'મહાસભાનું કામકાજ ચલાવવાને માટે તેનું બંધારણ તેમજ નિયમો ઘડવાની ગંભીર સૂચના થઈ હતી' પરંતુ જે ઠરાવથી આ કામને માટે સમિતિ નીમવામાં આવી, તેમાં એટલી જ સૂચના કરવામાં આવી કે, કામકાજ ચલાવવાના થોડા નિયમો ઘડવા અને મહાસભા વધારે અનુભવ મેળવે તથા બીજા પ્રાંતોમાં બેઠકો ભરે પછી બંધારણનો પ્રશ્ન હાથ ધરવો. આમ છતાં તે વખતમાં બે બેઠકોના વચગાળાના સમયમાં નહિ જેવું જ કામ નીપજતું હોવાથી, આખા વરસ દરમિયાન મહાસભાનું કાર્ય ચાલતું રહે એ માટેની કંઈક વ્યવસ્થા કરવાની આવશ્યકતા ચોખ્ખી દેખાતી હતી. ૧૮૮૯ સુધીમાં મહાસભામાં પ્રતિનિધિઓની સંખ્યા એટલી વધી ગઈ

કે, તે વરસની બેઠકમાં દર દશ લાખની વસ્તીએ પાંચ પ્રતિનિધિઓનું પ્રમાણ નક્કી કરવામાં આવ્યું. હિંદમાં મહાસભાના મંત્રીને એક મદદનીશ મંત્રી આપવામાં આવ્યો. વિલાયતની સમિતિને માટે પ્રસિદ્ધ મિ. ડિગ્બી સી. આઈ. ઈ.ની વેતન આપીને મંત્રી તરીકે નિમણૂક કરવામાં આવી.

૧૮૮૮ની ચોથી મહાસભામાં ઠરાવ કરવામાં આવ્યો કે, જે કોઈ પણ સવાલની સામે હિંદુ અથવા મુસલમાન પ્રતિનિધિઓ એકમતે અથવા લગભગ એકમતે એક સમૂહ તરીકે વાંધો ઉઠાવે તે સવાલ વિષય વિચારિણી સમિતિએ ચર્ચા માટે સ્વીકારવો નહિ.' અહીં યાદ કરવા જેવું છે કે, સુરતની ધાંધલ પછી ૧૯૦૮માં ઘડવામાં આવેલા બંધારણમાં, વાંધો લેનાર પ્રતિનિધિઓનું પ્રમાણ ત્રણ ચતુર્થાંશનું ઠરાવી, આ જ નિયમ દાખલ કરવામાં આવ્યો હતો

૧૮૮૯માં પ્રતિનિધિઓની સંખ્યા ઘટાડીને ૧૦૦૦ કરી નાખવાના ઠરાવનો એક વરસ પછી ૧૮૯૦માં અમલ કરવામાં આવ્યો. મહાસભા પોતાના ઇગ્લંડમાંના કાર્યને સ્વાભાવિક રીતે જ મહત્ત્વનું ગણતી હતી ૧૮૯૨માં મહાસભાની બ્રિટિશ સમિતિના ખર્ચને માટે, તથા મહાસભાના વિલાયતમાં પ્રસિદ્ધ થતા પત્ર 'ઇન્ડિયા'ને માટે ૬૦,૦૦૦ રૂપિયા મંજૂર કરવામાં આવ્યા હતા. એ હકીકત પરથી વિલાયતમાંના કાર્યને કેટલું વજન અપાતું હતું તેનું માપ મળે છે. ૧૮૯૬ની બારમી બેઠકમાં એટલી જ બીજી રકમ મંજૂર કરવામાં આવી હતી. ૧૮૯૮માં વળી પાછો મહાસભાનું બંધારણ ઘડવાનો પ્રયત્ન થયો. હકીકતમાં, ૧૮૯૮ની મદ્રાસની મહાસભાએ બંધારણનો એક કાચો ખરડો તૈયાર કરીને ફેરવ્યો હતો અને તેના પર વિચાર ચલાવી બીજા વરસની બેઠકમાં બંધારણની ચોક્કસ યોજના રજૂ કરવાને એક સમિતિ નીમી હતી. બીજે વરસે ૧૮૯૯માં લખનૌમાં એક સંપૂર્ણ બંધારણ મંજૂર કરવામાં આવ્યું. તે વખતે ઠરાવવામાં આવેલા મહાસભાના ધ્યેયની, પાછળથી ૧૯૦૮, ૧૯૨૦ અને ૧૯૨૯માં સ્વીકારવામાં આવેલા ધ્યેયોની

સાથેની સરખામણી બહુ જ રસિક નીવડે એમ છે. લખનૌમાં સ્વીકારવામાં આવ્યું હતું કે :

"હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઉદ્દેશ બંધારણીય સાધનોથી હિંદી સામ્રાજ્યના લોકોનું હિત અને કલ્યાણ આગળ વધારવાનો રહેશે."

સમયની મર્યાદાથી આગળ જઈને અહીં વાચકોને ૧૯૦૮ના 'સંસ્થાનોના જેવા જવાબદાર રાજતંત્ર' મેળવવાના ઉદ્દેશનું, ૧૯૨૦માં સ્વીકારવામાં આવેલા "બધાં શાંતિમય અને વાજબી સાધનોથી સ્વરાજ સ્થાપન કરવાના" ઉદ્દેશનું અને ૧૯૨૯માં લાહોરમાં સ્વીકારવામાં આવેલા "પૂર્ણ સ્વરાજ"ના ધ્યેયનું સ્મરણ કરાવીશું. લખનૌના બંધારણ પ્રમાણે મહાસભાના બધા કામકાજની વ્યવસ્થા 'ઇન્ડિયન કૉંગ્રેસ કમિટી' નામવાળી એક સમિતિએ સંભાળવાની હતી. એ સમિતિના ૪૫ સભ્યોની ચૂંટણી મહાસભાએ કરવાની હતી, અને તે પૈકી ૪૦ જુદી જુદી પ્રાંતિક સમિતિઓની ભલામણો પરથી ચૂંટવાના રહેતા. આ મહાસમિતિને એક માનદ મંત્રી અને એક પગારદાર મદદનીશ મંત્રી એમ બે મંત્રીઓ આપવામાં આવતા. ૫૦૦૦ રૂપિયા મહાસમિતિને વરસ દરમિયાન ખર્ચ કરવાને માટે મંજૂર થતા; તેમાંના અરધા ચાલુ બેઠકની સ્વાગત સમિતિએ અને બાકીના અરધા બીજા વરસની બેઠકની સ્વાગત સમિતિએ ભરવા એવું ઠરાવવામાં આવ્યું હતું. કાયમની સમિતિઓ રચીને તથા પ્રાંતિક પરિષદો ભરીને વરસ દરમિયાન મહાસભાનું કાર્ય ચાલુ રાખવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. પ્રમુખની પસંદગી અને ઠરાવોના મુસદ્દા ઘડવાનું કામ મહાસમિતિ કરતી. મહાસભાને માટે એક કાયમનું ફંડ ઊભું કરી હિંદના સાત પ્રાંતોમાંથી સાત ટ્રસ્ટીઓ નીમી તેમને નામે કોઈ ઠેકાણે રોકવાની યોજના પણ વિચારવામાં આવી હતી. આ ટ્રસ્ટીઓ મહાસભા જાતે પસંદ કરે એવો ખ્યાલ હતો. ૧૯૦૦માં મહાસભાની આ મહાસભાસમિતિ (ઇન્ડિયન કૉંગ્રેસ કમિટી)ને પોતાના અધિકારની રૂએ આવતા કેટલાક સભ્યો ઉમેરીને વિશાળ કરવામાં આવી. અધિકારની રૂએ આવતા એ સભ્યો નીચે પ્રમાણે હતા: મહાસભાના પ્રમુખ, નિમાય તે દિવસથી આવતી બેઠકના પ્રમુખ,

મહાસભાનાં પાછલાં વર્ષોમાં આવી ગયેલા પ્રમુખો, મહાસભાના મંત્રી અને મદદનીશ મંત્રી, સ્વાગત સમિતિના પ્રમુખ અને સ્વાગત સમિતિએ નીમેલો પોતાનો મંત્રી.

૧૯૦૩માં લંડનમા ચાલતા કાર્યની ફરી વ્યવસ્થા કરવામાં આવી અને 'ઇન્ડિયા' પત્રને માટે દર વરસે ૪૦૦૦ રૂપિયાની રકમ જુદી કાઢીને તેને સધ્ધર પાયા પર મૂકવામાં આવ્યું. આ રકમને માટે દરેક પ્રાંતોએ ચોક્કસ વાર્ષિક ફાળો ભરવો એવી યોજના કરવામાં આવી હતી. ૧૯૦૨માં તે વખત સુધી પ્રતિનિધિઓ જે સામાન્ય લવાજમ ભરતા તેમાં રૂ. ૧૦નો ખાસ વધારો કરવામાં આવ્યો. એ તો સ્પષ્ટ છે કે, પોતાનુ કામ હિંદમાં તેમજ ઇંગ્લંડમાં ચલાવવાને માટે જરૂરનાં નાણાં વિષે મહાસભાનો ખ્યાલ સંકુચિત નહોતો. ૧૯૦૪ની મુબઈની વીસમી બેઠકમાં ઇંગ્લંડની પાર્લામેન્ટની સામાન્ય ચૂંટણી થાય તે પહેલાં ત્યાં એક ડેપ્યુટેશન મોકલવાનો નિર્ણય કરવામાં આવ્યો અને તેને માટે રૂ. ૩૦,૦૦૦નું ફંડ એકઠું કરવાનો ઠરાવ થયો. ૧૯૦૫ની કાશીની બેઠકમાં મહાસભાના ઉદ્દેશને આગળ ધપાવવાને તેમજ વરસ દરમિયાન મહાસભાના ઠરાવોનો અમલ કરાવવાને વ્યવસ્થા કરવાને માટે, પંદર સભ્યોની એક કાયમી સમિતિ નીમવામાં આવી. ૧૯૦૬માં દાદાભાઈ નવરોજીએ મહાસભાના ઉદ્દેશને નીચે પ્રમાણે અતિ સંક્ષેપમાં વ્યક્ત કર્યો: 'એ આખી વાત એકજ શબ્દમાં સમાવી શકાય એમ છે — ઇંગ્લંડ અથવા તેનાં સંસ્થાનોનાં જેવું જવાબદાર રાજતંત્ર, અથવા સ્વરાજ.' પરંતુ આ વસ્તુને ખુદ ઠરાવમાં મૂકતી વખતે મહાસભાએ મોળી કરી નાખી, અને નવમા ઠરાવથી નીચે પ્રમાણે માગણી કરી: 'સ્વરાજ ભોગવતાં બ્રિટનનાં સંસ્થાનોના જેવી રાજતંત્રની પદ્ધતિ હિંદમાં પણ દાખલ કરવી જોઈએ.' અને એ ધ્યેય સુધી પહોંચવાના પહેલા પગથિયાં તરીકે અમુક સુધારાઓ ચાલુ વહીવટમાં દાખલ કરવાનો આગ્રહ કરવામાં આવ્યો. કલકત્તાની મહાસભાનું વાતાવરણ નિઃશંક રાષ્ટ્રવાદની પ્રેરણાથી ઉત્તેજિત થયું હોવાથી, દેશને સંગઠિત કરવાને માટે એક આગળ પગલુ ભરવામાં આવ્યું

કે, 'દરેક પ્રાંતને પોતાના મુખ્ય શહેરમાં, પ્રાંતિક પરિષદની બેઠકમાં નિર્ણય કરવામાં આવે તેવી પદ્ધતિથી એક પ્રાંતિક સમિતિ રચવી: તે સમિતિએ પ્રાંતને માટે મહાસભાનું બધું કામકાજ કરવું, અને તે ઉપરાંત પ્રાંતનું રાજકીય કાર્ય સતત અને એકધારૂં ચાલુ રહે તે માટે આખા પ્રાંતમાં જિલ્લા મંડળો રચવાની આ પ્રાંતિક સમિતિઓએ ખાસ કાળજી રાખવી.' મહાસભાના પ્રમુખ ચૂંટવાની પદ્ધતિમાં ફેરફાર કરવામાં આવ્યો. હવેથી પ્રાંતિક સમિતિઓએ સૂચવેલાં નામોમાંથી સ્વાગત સમિતિએ ત્રણ ચતુર્થાંશ બહુમતીથી પ્રમુખની ચૂંટણી કરવી એવો ઠરાવ થયો. સ્વાગત સમિતિ જો ચોક્કસ નિર્ણય ન કરી શકે, તો મધ્યસ્થ કાયમી સમિતિએ તે બાબત છેવટનો નિર્ણય આપવો. (આ મધ્યસ્થ સમિતિ ૪૯ સભ્યોની બનેલી હોઈ, નવી જ રચવામાં આવી હતી.)

વિષયવિચારિણી સમિતિને માટે પણ નવી જ પદ્ધતિ દાખલ કરવામાં આવી. હવેથી જે પ્રાન્તમાં મહાસભાની બેઠક મળી હોય તેના વધારાના દશ સભ્યો લેવા ઉપરાંત બીજા ૮૫ સભ્યોની એ સમિતિ રચવી એવું ઠરાવવામાં આવ્યું. એ ૮૫ સભ્યોની ચૂંટણી પ્રાંત પ્રાંતના પ્રતિનિધિઓ પોતાનામાંથી કરે એવી યોજના થઈ. તે ઉપરાંત પ્રમુખ, થઈ ગયેલા પ્રમુખો, સ્વાગત સમિતિના પ્રમુખ, સામાન્ય મંત્રીઓ અને ચાલુ વરસના સ્થાનિક મંત્રીઓ વગેરે અધિકારની રૂએ સભ્યો થતા.

મહાસભાના બંધારણના વિકાસની ત્યાર પછીની કક્ષાથી સાચે જ નવો યુગ શરૂ થયો. સુરતમાં પડેલાં તડ પરથી ધડો લઈને અલ્હાબાદમાં મળેલા વિનીત પક્ષના સંમેલને બહુ સખત નિયમનોવાળું બંધારણ ઘડવાનું નક્કી કર્યું. સુરતમાં બન્ને પક્ષ વચ્ચે થયેલી તકરારનું પ્રત્યક્ષ મૂળ કારણ ડૉ. રાસબિહારી ઘોષની પ્રમુખપદની ચૂંટણીમાંથી ઉત્પન્ન થયું હતું. એટલે પહેલું પગલું એ લેવામાં આવ્યું કે, વિધિ પ્રમાણે ચૂંટાયેલા પ્રમુખની દરખાસ્ત સામે ખુલ્લી બેઠકમાં વાંધો લઈ શકાશે નહિ. ત્યાર પછી બીજો મહત્ત્વનો પ્રશ્ન મહાસભાના ધ્યેય વિષેનો હતો. સુરતમાં પડેલા તડ પછી બીજે દહાડે ૨૮ ડિસેમ્બર ૧૯૦૭ને દિવસે મળેલા

સંમેલનમાં તે જ લોકો ભેગા મળ્યા હતા, જેઓ પાછળથી મહાસભાના બંધારણની પહેલી કલમમાં સમાવવામાં આવેલા ઉદ્દેશને જ માન્ય રાખતા હતા. એ કલમ આખરે જે સ્વરૂપમાં ઘડાઈ તે જ અહીં રજૂ કરીશું :

"બ્રિટિશ સામ્રાજ્યમાં રહીને જવાબદાર રાજતંત્ર ભોગવતાં સંસ્થાનોના જેવું રાજતંત્ર હિંદની પ્રજા પ્રાપ્ત કરે અને તે સંસ્થાનોની સાથે સમાન દરજ્જે રહીને સામ્રાજ્યના અધિકારો તેમજ જવાબદારીઓમાં હિંદના લોકો ભાગ લેતા થાય, એ હિંદી રાષ્ટ્રીય મહાસભાના ઉદ્દેશો છે."

૧૯૦૮ના બંધારણ પ્રમાણે મહાસભાની મહાસમિતિમાં નીચે પ્રમાણે સભ્યો રાખવામાં આવ્યા :

| | | |
|---|---|---|
| મદ્રાસ | ૧૫ | પ્રતિનિધિઓ |
| મુંબઈ | ૧૫ | ,, |
| સંયુક્ત બંગાળ (આસામ સાથે) | ૨૦ | ,, |
| સંયુક્ત પ્રાંતો | ૧૫ | ,, |
| પંજાબ અને સરહદના પ્રાંતો મળીને | ૧૩ | ,, |
| મધ્યપ્રાંતો | ૭ | ,, |
| બિહાર અને ઓરિસા* | ૧૫ | ,, |
| વરાડ | ૫ | ,, |
| બ્રહ્મદેશ | ૨ | ,, |

[* **નોંધ :** આ જ બંધારણ પ્રમાણે, ત્યાર સુધી બિહાર પશ્ચિમ બંગાળના પ્રાંતનો એક ભાગ ગણાતો હતો તેને અલગ કાઢવામાં આવ્યો. બિહારે પોતાની પહેલી પ્રાંતિક પરિષદ સૈયદ અલી ઈમામના (પાછળથી સર અલી ઈમામ) પ્રમુખપદે ૧૯૦૮માં ભરી હતી.]

એક એવી શરત ઉમેરવામાં આવી હતી કે, બને ત્યાં સુધી આ પ્રતિનિધિઓ પૈકી એક પંચમાંશ સભ્યો મુસલમાન હોય.

તે ઉપરાંત હિંદમાં રહેતા અથવા હિંદમાં હાજર હોય એવા પાછલી મહાસભાના પ્રમુખો, અને મહાસભાના સામાન્ય મંત્રીઓ (જેઓ મહાસમિતિના પણ મંત્રી થાય) પોતાના હોદ્દાની રૂએ સભ્યો બને એવું ઠરાવવામાં આવ્યું હતું.

વિષયવિચારિણી સમિતિમા મહાસમિતિના બધા સભ્યો ઉપરાંત થોડા ચૂંટાયેલા સભ્યો રાખવામા આવ્યા આ ચૂંટણી માટે દરેક પ્રાંતમાથી મહાસભામા હાજર રહેલા પ્રતિનિધિઓને મત આપવાનો અધિકાર આપવામા આવ્યો હતો *

(* નોંધ પછીથી મહાસમિતિના સભ્યોની સંખ્યામા મોટો વધારો કરવામા આવ્યો હતો અને આખરે ૧૯૧૭મા મદ્રાસના ૧૪, આંધ્રના ૧૧, મુબઈના ૨૦, સિંધના ૫, બંગાળ અને આસામના ૨૫, સંયુક્ત પ્રાંતોના ૨૫, દિલ્હી અજમેર મારવાડ અને બ્રિટિશ રાજપુતાનાના ૪, પંજાબના ૨૦, મધ્ય પ્રાંતોના ૧૨, બિહાર અને ઓરિસાના ૨૦, વરાડના ૬ અને બ્રહ્મદેશના ૫ સભ્યો રાખવામા આવ્યા તે વખતે વિષયવિચારિણી સમિતિમા મહાસમિતિના બધા સભ્યો ઉપરાત તે તે પ્રાન્તના મહાસમિતિના જેટલા સભ્યો હોય તેટલા બીજા સભ્યો લેવાનુ ઠરાવવામા આવ્યુ આ વધારાના સભ્યોની ચૂટણી મહાસભામા હાજર રહેલા તે તે પ્રાતના પ્રતિનિધિઓએ કરવાની હતી )

મહાસભાએ નક્કી કરેલા ઉદ્દેશો બંધારણસરના બધા સાધનોથી પાર પાડવાને માટે નીચે જણાવેલા ઉપાયો યોજવાનુ ઠરાવવામા આવ્યુ હતુ (૧) ચાલુ રાજવહીવટની પદ્ધતિમા ધીમે ધીમે સુધારો કરાવવો, (૨) રાષ્ટ્રમા ઐક્યની ભાવનાને વધારવી, (૩) સામાજિક જીવનની ભાવના કેળવવી અને (૪) દેશના બૌદ્ધિક, નૈતિક, આર્થિક અને ઔદ્યોગિક સાધનોનો વિકાસ કરવો ૧૯૦૮ના બધારણમા એક નવા જ પ્રકારની કલમ દાખલ કરવામા આવી તેનાથી હિંદુ અથવા મુસલમાન સભ્યોનો ¾ ભાગ જે ઠરાવની સામે વાંધો લે, તે પડતો મૂકવાનુ ઠરાવવામાં આવ્યુ આ કલમ બધારણમા દાખલ થઈ તે પહેલા 'પંજાબ લૅન્ડ એલિયનેશન બીલ'ની બાબતમા ૧૮૯૯મા એક વખત વિરોધનો ઠરાવ કર્યા પછી પાછળથી હિંદુ અને મુસલમાન સભ્યો વચ્ચે મતભેદ પડવાથી ૧૯૦૦મા તેની ચર્ચા પડતી મૂકવામા આવી હતી એવો એક દાખલો મહાસભાને દફતરે મળી આવે છે

સંયુક્ત બગાળની પ્રાંતિક સમિતિએ તે પછી મહાસભાના બધારણમા કેટલાક સુધારાઓ સૂચવ્યા ૧૯૧૦ની અલ્હાબાદની મહાસભાએ એક પેટાસમિતિને તેની વિચારણા કરવાનું સોંપ્યું

આ સમિતિની ભલામણો મુજબ કલકત્તાની ૧૯૧૧ની ૨૬મી બેઠક વખતે બંધારણમાં સુધારાઓ કરવામાં આવ્યા, અને તે ઉપરાંત મહાસમિતિને બીજા સુધારાઓ સૂચવવાની ભલામણ કરવામાં આવી. પરંતુ થોડા સમય સુધી બંધારણમાં કશો મહત્ત્વનો ફેરફાર થયો જણાતો નથી. ૧૯૧૦થી ૧૯૧૫ સુધી મહાસભા માત્ર કંઇક બનવાની રાહ જોઈને શાંત બેસી રહી હતી. ૧૯૧૪માં તે પછી મહાયુદ્ધ સળગી ઊઠ્યું. 'ઑલ ઇંડિયા હોમરૂલ લીગ' શરૂ કરીને શ્રી. બિસેન્ટે પોતાની પ્રબળ રાજકીય ચળવળ આદરી. એ જ અરસામાં મહારાષ્ટ્રમાં લોકમાન્યે પણ ૧૯૧૬ના એપ્રિલમાં એક જુદી હોમરૂલ લીગ શરૂ કરી હતી. આ પછી ૧૯૨૦ના સપ્ટેમ્બરની ખાસ બેઠકમાં મહાસભાએ અસહકાર સ્વીકાર્યા પછી તે જ વરસના ડિસેમ્બરમાં નાગપુરમાં મહાસભા મળી ત્યાં સુધી તેણે પોતાના બંધારણમાં કશો ફેરફાર કર્યો નથી. નાગપુરમાં મહાસભાએ પોતાનું ૧૯૦૮નું ધ્યેય બદલીને આજે છે તે સાદા શબ્દોમાં સમાયેલું ધ્યેય સ્વીકાર્યું, મહાસભાની કાર્યપદ્ધતિની આખી યોજનામાં ફેરફાર કર્યો અને ભાષાવાર પ્રાંતોની વહેંચણી કરી. આ પહેલાં ૧૯૧૫-૧૬માં આંધ્રને મહાસભાનો જુદો પ્રાંત બનાવવાનો પ્રશ્ન ચર્ચાયો હતો ખરો. કલકત્તાની બેઠકનાં પ્રમુખ શ્રી. બિસેન્ટ અને મદ્રાસના કેટલાક આગેવાન પ્રતિનિધિઓના આવેશભર્યા વિરોધ છતાં ૧૯૧૭માં આંધ્રને જુદા પ્રાંત તરીકે સ્વીકારવામાં આવ્યો હતો. ૧૯૧૭માં ગાંધીજીએ પણ એવો વિચાર પ્રદર્શિત કર્યો હતો કે, આ પ્રશ્નને નવા સુધારાઓ અમલમાં આવે ત્યાં સુધી મુલતવી રખાય તો વાંધો નથી. પરંતુ લોકમાન્યની દીર્ઘદૃષ્ટિને લીધે આંધ્રને ત્યારે જ મહાસભાનો જુદો પ્રાંત બનવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. આને પરિણામે ૧૯૧૭ના ડિસેમ્બરમાં દરેક મહાસભા વિભાગના મહાસમિતિના પ્રતિનિધિઓની સંખ્યાના પ્રમાણમાં યોગ્ય ફેરફારો કરવાને એક પેટાસમિતિ નિમાઈ. આ પછી મહાસભાનો સ્વતંત્ર વિભાગ બનવાને સિંધે માગણી કરી. ૧૯૧૮માં સિંધની માગણી સ્વીકારવામાં આવી. પરંતુ કર્ણાટક અને કેરલને ૧૯૨૦માં નાગપુરની બેઠકમાં બધા જ પ્રાંતો ફરી ગોઠવીને

એકંદર ૨૧ પ્રાંતો બનાવવામાં આવ્યા ત્યાં સુધી થોભી જવું પડ્યું.

## ૧૯૧૫ સુધીમાં મહાસભાની ન સ્વીકારાયેલી માગણીઓ

હિંદની રાષ્ટ્રીય માગણીઓ માત્ર ભાવનાત્મક નહોતી, એ માગણીઓની પાછળ વજનદાર અને વહેવારુ કારણો હોવાને લીધે તે અનિવાર્ય બની હતી, તેમજ પ્રચલિત પરિસ્થિતિમા સુધારાને કશો જ અવકાશ નહોતો, એ બધુ સાબિત કરવાને માટે હિંદી અને બીજી સ્થાનિક સરકારોના વિરોધી વલણને લીધે ૩૦ વરસ સુધી હિંદી રાષ્ટ્રીય મહાસભાની જે માગણીઓને કશી દાદ નહોતી મળી તે ગણાવી જવી એટલુ જ બસ છે. ૧૯૧૫ સુધીની એવી માગણીઓ આ રહી·

૧ હિંદી વજીરની કાઉન્સિલ કાઢી નાખવા વિષે. (૧૮૮૫)

૨. સરકારી નોકરીની ભરતી માટેની પરીક્ષાઓ હિંદ અને ઇંગ્લંડ બન્ને દેશોમાં એક સાથે લેવી. (૧૮૮૫)

૩. હિંદના લશ્કરી ખર્ચની હિંદ અને ઇંગ્લંડ વચ્ચે વ્વાજબી ધોરણે વહેંચણી કરવા બાબત. (૧૮૮૫)

૪ જ્યૂરીની પદ્ધતિ વધારે પ્રમાણમાં દાખલ કરવા બાબત. (૧૮૮૬)

૫. જ્યૂરીના ચૂકાદાઓને છેવટના ગણી લેવા વિષે. (૧૮૮૬)

૬. 'વોરંટ કેસોમાં' સામાન્ય મૅજિસ્ટ્રેટોને બદલે સેશન કોર્ટ સમક્ષ પોતાનો કેસ આરોપીઓને લઈ જવાનો અધિકાર આપવા વિષે (૧૮૮૬)

૭. ન્યાય અને કારોબારી ખાતાંઓનો અમલ વિભક્ત કરવા બાબત. (૧૮૮૬)

૮ હિંદીઓને લશ્કરમાં સ્વયંસેવકો તરીકે ભરતી થવા દેવા બાબત. (૧૮૮૭)

૯. હિંદીઓ લશ્કરી અમલદારો થઈ શકે તે માટે તેમને તાલીમ આપવાને લશ્કરી કૉલેજો હિંદમાં સ્થાપવા વિષે. (૧૮૮૭)

૧૦. હથિયારબંધીના કાયદો તથા તેના નિયમોમાં સુધારા કરવા વિષે. (૧૮૮૭)

૧૧. હુન્નરઉદ્યોગની કેળવણી અને ઔદ્યોગિક વિકાસની કાર્યસાધક નીતિ સરકારે ધારણ કરવા વિષે. (૧૮૮૮)

૧૨. સરકારની જમીનમહેસૂલની નીતિમાં સુધારો કરવા વિષે. (૧૮૮૯)

૧૩. ચલણની નીતિ વિષે. (૧૮૯૨)

૧૪. હિંદમાં સ્વતંત્ર મુલકી દાક્તરી નોકરી દાખલ કરવી. (૧૮૯૩)

૧૫. હૂંડિયામણના દરને કારણે અંગ્રેજ નોકરોને આપવામાં આવતો પગારનો ખાસ વધારો કાઢી નાખવા વિષે. (૧૮૯૩)

૧૬. બેગાર (વેઠ) અને રસદ (સરકારી નોકરોને ફરજિયાત સાધનસામગ્રી પૂરી પાડવાની પ્રથા) નાબૂદ કરવા વિષે. (૧૮૯૩)

૧૭. 'હોમ ચાર્જિસ' ઘટાડવા વિષે. (૧૮૯૩)

૧૮. સુતરાઉ માલ ઉપરની મુલકી જકાત કાઢી નાખવા વિષે. (૧૮૯૩)

૧૯. વકીલોમાંથી ન્યાયખાતાના ઊંચા હોદ્દાઓ પર ભરતી કરવા વિષે. (૧૮૯૪)

૨૦. સંસ્થાનોમાંના હિંદીઓની પરિસ્થિતિ વિષે. (૧૮૯૪)

૨૧. દેશીરાજ્યોમાંનાં વર્તમાનપત્રો વિષેની હિંદી સરકારની ૧૮૯૧ની જાહેરાત રદ કરવા બાબત. (૧૮૯૪)

૨૨. ખેડૂતોના દેવાને અંગે રાહત આપવાનાં પગલાં લેવા વિષે. (૧૮૯૫)

૨૩. ત્રીજા વર્ગના રેલવે મુસાફરોને સગવડ આપવા વિષે. (૧૮૯૫)

૨૪. પ્રાંતોને આર્થિક બાબતમાં સ્વતંત્ર કરવા વિષે. (૧૮૯૬)

૨૫. હિંદીઓને ન્યાય મળે એવી રીતે કેળવણીખાતાની નોકરીઓની યોજના ફેરવવા બાબત. (૧૮૯૬)

૨૬. બંગાળ ૧૮૧૮, મદ્રાસ ૧૮૧૯ અને મુંબઈ ૧૮૨૭ના ધારાઓ રદ કરવા વિષે. (૧૮૯૭)

૨૭. ૧૮૯૮ના રાજદ્રોહના કાયદા વિષે. (૧૮૯૭)

૨૮. ૧૮૯૮ના ક્રિમિનલ પ્રોસીજર કોડમાં સુધારો કરતા કાયદા વિષે. (૧૮૯૭)

૨૯. કલકત્તા મ્યુનિસિપાલિટિના ૧૮૯૯ના કાયદા વિષે. (૧૮૯૮)

૩૦. ૧૯૦૦ના 'પંજાબ લૅન્ડ એલિયનેશન ઍક્ટ' વિષે. (૧૮૯૮)

૩૧. હિંદના લોકોની આર્થિક સ્થિતિની તપાસ કરવા વિષે. (૧૯૦૦)

૩૨. ઊતરતા દરજ્જાની મુલકી નોકરીઓમાં હિંદીઓને વધારે પ્રમાણમાં લેવા વિષે. (૧૯૦૦)

૩૩. ઇજનેરી ખાતાના ઉપલા દરજ્જાના હોદ્દાઓ પર હિંદીઓને લેવા સામેના પ્રતિબંધો વિષે. (૧૯૦૦)

૩૪. પોલીસની નોકરીમાં દાખલ થવા માટે ઇંગ્લંડમાં લેવાતી પરીક્ષામાં હિંદીઓને બેસવા દેવા વિષે તથા પોલીસખાતાના ઉપલા દરજ્જાના હોદ્દાઓ પર તેમને વધારે પ્રમાણમાં લેવા વિષે. (૧૯૦૧)

૩૫. હિંદમાંના બ્રિટિશ લશ્કર માટેના ખર્ચમાં ૭,૮૬૦૦૦ પાઉંડનો વાર્ષિક વધારો હિંદને માથે લાદવામાં આવ્યો તે બાબત. (૧૯૦૨).

૩૬. હિંદી યુનિવર્સિટી કમિશનની ભલામણો વિષે. (૧૯૦૨)

૩૭. ૧૯૦૪ના હિંદી યુનિવર્સિટીના કાયદા બાબત. (૧૯૦૩)

૩૮. ૧૯૦૪ના 'ઑફિશિયલ સિક્રેટ્સ' ઍક્ટ વિષે. (૧૯૦૩)

૩૯. હિંદી વજીરનો પગાર તથા તેની કચેરીના ખર્ચ વિષે. (૧૯૦૪)

૪૦. હિંદના રાજ્યવહીવટની પરિસ્થિતિ વિષે પાર્લામેંટ તરફથી સામાયિક તપાસ ફરી દાખલ કરવા બાબત. (૧૯૦૫)

૪૧. સ્થાનિક સ્વરાજની પ્રગતિ વિષે. (૧૯૦૫)

૪૨. ૧૯૦૮ના 'ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ' એક્ટ વિષે. (૧૯૦૮)

૪૩. ૧૯૦૮ના છાપાંઓના (ગુનાની ઉશ્કેરણી અંગેના) કાયદા વિષે. (૧૯૦૮)

૪૪. ફરજિયાત અને મફત પ્રાથમિક કેળવણી વિષે. (૧૯૦૮)

૪૫. ધારાસભાઓનાં ધારાધોરણોમાં સુધારા કરવા વિષે. (૧૯૦૯)

૪૬. વાયવ્ય સરહદના પ્રાંતની રાજ્યવહીવટની પદ્ધતિની તપાસ કરવા વિષે. (૧૯૦૯)

૪૭. હિંદી એડવોકેટો, વકીલો અને સોલિસિટરોને લૉ મેમ્બરની જગ્યાએ લેવા વિષે. (૧૯૧૦)

૪૮. રાજદ્રોહી સભાઓના કાયદા વિષે. (૧૯૧૦)

૪૯. છાપાંઓના કાયદા વિષે. (૧૯૧૦)

૫૦. સરકારી ખર્ચમાં થયેલા વધારાની તપાસ કરવા વિષે. (૧૯૧૦)

૫૧. રાજકીય કેદીઓના છુટકારા વિષે. (૧૯૧૦)

૫૨. શ્રી. ગોખલેના પ્રાથમિક કેળવણીના કાયદાના ખરડા વિષે. (૧૯૧૦)

૫૩. સંયુક્ત પ્રાંતોમાં ગવર્નર ઇન કાઉન્સિલ સ્થાપવા વિષે. (૧૯૧૧)

૫૪. પંજાબમાં કારોબારી કાઉન્સિલ દાખલ કરવા વિષે. (૧૯૧૧)

૫૫. હિંદી વજીરની કાઉન્સિલમાં સુધારા કરવા વિષે. (૧૯૧૩)

૫૬. ઇંગ્લંડમાંના હિંદી વિદ્યાર્થીઓ વિષે. (૧૯૧૫)

# પ્રકરણ ૩ જું

## મહાસભાના વિકાસની પ્રથમ ભૂમિકા

મહાસભાવાદીઓની શરૂઆતની વ્યૂહરચના—વફાદારીનો પ્રધાન સૂર—બ્રિટિશ પ્રજા પરની આસ્થા—સરકારને હાથે થયેલી મહાસભાવાદીઓની કદર.

હિંદી મહાસભાની સ્થાપના પછી પચાસ વર્ષ વહી ગયાં છે. આ લાંબા સમય દરમ્યાન હિંદના રાષ્ટ્રીય વિકાસની અનેક ભૂમિકાઓમાંથી મહાસભા પસાર થઈ છે. આ અર્ધા સૈકાના છેવટના ભાગમાં મહાસભાની મંત્રણાઓમાં ગમે તે જાતના મતભેદો ઉપસ્થિત થયા હોય તો પણ, ૧૮૮૫ થી ૧૯૧૫ અથવા ખરી રીતે છેક ૧૯૨૧ સુધીનાં આગલાં વર્ષોમાં, હિંદી રાજકારણમાં ધીમે ધીમે વિકાસ પામતા અનેક પ્રકારના ભિન્ન ભિન્ન મતો તેમજ જુદા જુદા આદર્શવાળા પક્ષો વચ્ચે મહાસભાના કાર્યક્રમની બાબતમાં ખાસ મતભેદો જણાતા નથી. યુદ્ધ અથવા લડતની રચનામાં મોટામાં મોટી મુશ્કેલી યુદ્ધનું ક્ષેત્ર તથા વ્યૂહરચનાની પસંદગી કરતી વખતે પડે છે. આક્રમણ કરવું કે બચાવમાં રહેવું, વિનવણી કરવી કે વિરોધ કરવો, શત્રુ આપણા ક્ષેત્રમાં આવે તે માટે થોભી જવું કે સાહસ કરીને તક મળતાં જ તેના પર છાપો મારીને તેને ફરતેથી ઘેરી લેવો, એ

બધાં દ્વંદ્વો વચ્ચે યુદ્ધમાં પડેલા પક્ષોનાં ચિત્ત દોલાયમાન થાય છે. રણક્ષેત્રમાં સેનાનીઓના મગજમાં આ મુદ્દાઓ વિષે જ ગડમથલ ચાલે છે. રાજકારણમાં પણ આગેવાનોને આવા જ પ્રકારના મુદ્દાઓ વિચારવા પડે છે. ચળવળ ભાષણો દ્વારા કરવી કે કાર્યથી કરવી, અને કાર્યથી કરવી હોય તો સીધી લડત આપવી કે પરોક્ષ ઉપાયો લેવા એનો તેમને પણ વિચાર કરવો પડે છે. આ મુદ્દાઓ ઝડપથી દૃષ્ટિ સમક્ષ આવે છે અને તેથી પણ વધારે ઝડપથી આપણા મનમાં ઘોળાય છે. પરંતુ રાજકીય લડતની એક પછી બીજી કક્ષાને વિકાસ પામતાં દસકાઓ વહી જાય છે, તનતોડ લડતનાં પચાસ વર્ષને અંતે આજે આપણને જે વાત તદ્દન સીધી અને સાદી લાગે છે, તેનો મહાસભાનો આરંભ કરનાર આપણા વડવાઓ વિચાર પણ કરી શક્યા ન હોત. પરદેશી માલના, ધારાસભાઓના, કોર્ટોના તેમજ કૉલેજોના બહિષ્કારની અથવા કેટલાક પસંદ કરેલા કાયદાઓના સવિનયભંગની દરખાસ્તો વ્યોમેશચંદ્ર બેનરજી અથવા સુરેન્દ્રનાથ બેનરજી, સર ફિરોઝશા મહેતા અથવા પંડિત અયોધ્યાનાથ, લાલમોહન ઘોષ અથવા મનમોહન ઘોષ, સુબ્રહ્મણ્યમ આયર અથવા આનંદચરલુ, એ. ઓ. હ્યુમ અથવા વિલિયમ વેડરબર્ન જેવા આગેવાનો સમક્ષ આવી હોત, તો શું થાત તેનો ખ્યાલ કરો. આવા પ્રકારના વિચારોથી તેઓ ભડકી ઊઠત એ સમજવાને ઝાઝી કલ્પનાશક્તિની જરૂર નથી. બંગાળના ભાગલા, લૉર્ડ કર્ઝન અને મિન્ટોના પીછેહઠ કરાવનારા અમલો, ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના અનુભવો અને જલિયાંવાલા બાગની કતલ એ બધાંને પરિણામે જ ઉપર ગણાવેલા ઉદ્દામ કાર્યક્રમોનો ઉત્તરોત્તર વિકાસ થયો છે. છેલ્લા સૈકાના અંતનાં પંદર વર્ષો દરમિયાન મહાસભાના આગેવાનો વકીલો અને થોડા છટાદાર વેપારીઓ અને દાક્તરો હતા. તે બધા અંતઃકરણપૂર્વક માનતા કે હિંદે પોતાનો દાવો અંગ્રેજો તેમજ તેમની પાર્લામેન્ટ સમક્ષ મમતાપૂર્વક અને સરળ રીતે રજૂ કરવાની જ જરૂર છે. આને માટે તેમને એક રાજકીય સંસ્થાની જરૂર હતી. હિંદી રાષ્ટ્રીય મહાસભાથી તેમને જે જોઈતું હતું તે મળી આવ્યું. મહાસભા દ્વારા

તેમણે હિંદની ફરિયાદો તેમજ તેમની રાષ્ટ્રીય આકાંક્ષાઓ રજૂ કરી. જે જે મહાપુરુષોના પ્રભાવથી હિંદનું રાજકારણ ઘડાયું છે, તેમજ તેનો માર્ગ નક્કી થયો છે, અને જે શ્રદ્ધાથી તેઓ પ્રેરાયાં હતા, એ બંનેનો વિચાર કરતી વખતે છેલ્લાં પચાસ વર્ષો દરમિયાન હિંદી રાજકીય આંદોલન જે જે કક્ષાઓમાંથી પસાર થયું છે તે તપાસી જવાની જરૂર છે. પ્રથમ હિંદી પ્રજાની ફરિયાદો અને પાછળથી તેની આકાંક્ષાઓ સબળ રીતે વ્યક્ત કરવાની જે સંજોગોમાં જરૂર પડી અને મહાસભાનો અવતાર જે ભૂમિકામાંથી થયો, તેનુ કેટલુંક વિગતવાર વર્ણન અત્યાર સુધીમાં થયું છે. પ્રારંભનાં વર્ષોની પરિસ્થિતિને લીધે, અધિકારીઓને પ્રજાની હાડમારીઓ દૂર કરવાને માટે કારણો રજૂ કરીને વિનંતિ કરવાનો તથા નવા સુધારા અને નવા હકો આપવાની નમ્ર માગણી કરવાનો એકમાત્ર ઉપાય મહાસભા પાસે હતો. આ પ્રકારની મનોવૃત્તિને પરિણામે પાછળથી આગ્રહ કરવાની અને માગણી કરવાની એક વિશિષ્ટ કળા નિર્માણ થઈ. ધારાશાસ્ત્રીઓની કુશળતા તેમજ વિવિધરંગી કલ્પનાવાળું આવેશમય વક્તૃત્વ એ બે સાધનોનો હિંદી રાજદ્વારીઓએ પોતાની સમક્ષ પડેલા કાર્યને માટે ભરપૂર ઉપયોગ કરવા માંડ્યો. મહાસભાના પ્રમુખોએ આપેલાં ભાષણો તેમજ મહાસભાના ઠરાવોના સમર્થનમાં થયેલાં ભાષણોમાં હકીકતોની સચોટ રજૂઆત અને પ્રજાની માગણીઓનુ ન્યાયીપણુ પુરવાર કરવાને સંગીન દલીલો ડગલે ને પગલે મળી આવે છે. આ બધાં ભાષણોનાં ધ્રુવપદો એ હતાં કે, અંગ્રેજ લોકો સ્વભાવથી જ ન્યાયી અને પક્ષપાતરહિત છે, હકીકતોનું બરાબર જ્ઞાન થયા પછી તેઓ સત્ય અને ન્યાયથી જરા પણ વેગળા જતા નથી, મહાસભાની તકરાર અંગ્રેજો સાથે નથી પણ એંગ્લો ઇંડિયનો સાથે છે, દોષ વ્યક્તિનો નહિ પણ પદ્ધતિનો છે, મહાસભા બ્રિટિશ તાજ પ્રત્યે સંપૂર્ણ રીતે વફાદાર છે પરંતુ તેનો ઝઘડો હિંદમાંની નોકરશાહી સાથે જ છે, અંગ્રેજોનું રાજબંધારણ પ્રજાકીય સ્વતંત્રતાના સંરક્ષણનો એક મોટો ગઢ છે અને અંગ્રેજોની પાર્લામેંટ દુનિયાનાં બધાં જવાબદાર રાજતંત્રોની માતા છે, અંગ્રેજી

રાજબંધારણ સર્વ રાજબંધારણોમાં શ્રેષ્ઠ છે, મહાસભા રાજદ્રોહનો પ્રચાર કરનારી સંસ્થા નથી પરંતુ હિંદી રાજદ્વારીઓ પ્રજા તરફથી સરકાર સમક્ષ અને સરકાર તરફથી પ્રજા સમક્ષ ઊભા રહેનારા સાચા વકીલો છે, હિંદીઓને સરકારી નોકરીઓમાં વધારે પ્રમાણમાં લેવા જોઈએ અને ઉચ્ચ અધિકારનાં સ્થાનોને માટે તાલીમ આપીને તેમને લાયક બનાવવા જોઈએ, મ્યુનિસિપાલિટીઓ, સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ અને સરકારી નોકરીઓ હિંદીઓને તાલીમ આપવાના યોગ્ય ક્ષેત્રો છે, ધારાસભાઓમાં લોકનિયુક્ત સભ્યો દાખલ કરવા જોઈએ અને તેમને પ્રશ્નો પૂછવાનો તેમજ સરકારી અંદાજપત્રોની ચર્ચા કરવાનો અધિકાર આપવો જોઈએ, છાપાના અને જંગલના કાયદાઓનાં નિયમનો ઓછા કરવા જોઈએ, પોલીસે લોકો પ્રત્યે ભાઈચારાનો સંબંધ રાખવો જોઈએ, કરવેરા પ્રમાણસરના હોવા જોઈએ, ઇગ્લંડે હિંદના લશ્કરી ખર્ચમાં થોડો ફાળો આપી હિંદનો બોજો કંઈક અંશે ઓછો કરવો જોઈએ, ન્યાયનાં અને વહીવટના ખાતાંઓ વિભક્ત કરવા જોઈએ, હિંદીઓને પ્રાંતિક તેમજ હિંદી સરકારની કારોબારીમાં અને હિંદી વજીરની કાઉન્સિલમાં સ્થાન મળવું જોઈએ, પ્રાંત દીઠ બે સભ્યોને હિસાબે હિંદુસ્તાનને બ્રિટિશ પાર્લામેંટમાં સીધું પ્રતિનિધિત્વ આપવું જોઈએ, બિન-કાનૂની પ્રાંતોને કાનૂની પ્રાંતો બનાવવા જોઈએ, હિંદી સિવિલ સર્વિસના નોકરોને બદલે ઇગ્લંડના જાહેર જીવનમાંના આગેવાન અંગ્રેજોને ગવર્નરો તરીકે મોકલવા જોઈએ, સરકારી નોકરીની ભરતી માટેની પરીક્ષાઓ બન્ને દેશોમાં એકીસાથે લેવાવી જોઈએ, સ્વદેશી હુન્નરોને ઉત્તેજન આપી ઇગ્લંડ તરફ વહી જતા આર્થિક પ્રવાહને રોકવો જોઈએ, અને જમીનમહેસૂલ ઓછું થવું જોઈએ તથા કાયમી જમાબંધી દાખલ થવી જોઈએ. આ ઉપરાંત મહાસભાએ મીઠાવેરાને ગેરવાજબી ગણાવી તેને વખોડી કાઢ્યો હતો. સુતરાઉ માલ ઉપરની મુલકી જકાતોને પક્ષપાતી જાહેર કરી હતી અને દૂંડિયામણમાં પડતા ફરકને ખાતર ગનદી સરકારી નોકરોને આપવામાં આવતા પગારના ખાસ વધારાને એક પ્રકારની લાચ ગણાવવાની હિંમત કરી હતી. છેક ૧૮૯૩મા

પંડિત માલવિયાએ . આ પ્રાચિન ભૂમિના ગ્રામઉદ્યોગોનો પુનરુદ્ધાર કરવા વિષે એક ઠરાવ રજૂ કરવાની દીર્ઘદૃષ્ટિ બતાવી હતી. તે જમાનાના હિંદી રાજદ્વારીઓનું લક્ષ રોકી રાખનારા આ મુદ્દાઓ પર ઝપાટાબંધ નજર નાખી જવાથી, તેમની મનોરચના કેવી હશે એ સહેજે સમજાય છે. જેમ કોઈ અર્વાચીન ઇમારતના પાયામાં ઊંડે પુરાયેલાં પ્રાચીન ઇંટ, ચૂના સામે આપણે કોઈ જાતની ફરિયાદ કરી શકતા નથી, તેમ હિંદી રાજકીય સુધારાના પુરોગામીઓના આ વલણ સામે આપણે કંઈ ફરિયાદ કરી શકીએ એમ નથી. સંસ્થાનોના જેવું જવાબદાર રાજતંત્ર, સામ્રાજ્યની અંદર રહીને સ્વરાજ, સ્વરાજ અને સર્વથી શિખરે સંપૂર્ણ સ્વરાજ એમ હિંદી રાજકીય સુધારાની ઇમારતના એક પછી એક મજલાઓ એ પુરોગામી મહાસભાવાદીઓના પ્રયત્નના પાયા ઉપર જ રચાયા છે. આપણા જાહેર જીવનનાં આરંભનાં વર્ષોમાં પ્રગતિની ધુરા વહન કરનારા એ મહાપુરુષો પ્રત્યે આજે આપણે કાયમનો અને ઊંડો આદર વ્યક્ત કરવો જોઈએ. સાદી વાતોને પુરવાર કરવાને માટે પણ તેમને અંગ્રેજ રાજદ્વારીઓનાં વચનોમાંથી આધારો અને પ્રમાણો ટાંકવાં પડતાં. તેમણે પોતાની શક્તિ અને મતિ પ્રમાણે ભારે પરિશ્રમ ઉઠાવ્યો હતો, તેમજ ભારે ત્યાગ કર્યો હતો. આજે જો આપણો માર્ગ સરળ થયો છે અને આપણું ધ્યેય સ્પષ્ટ થયું છે, તો તે આપણા વડવાઓએ કરેલા ખોદકામ તથા સાફસૂફને આભારી છે એમ આપણે સ્વીકારવું જ જોઈએ. મહાસભાવાદીઓમાં કોઈ કોઈ વખત પરસ્પર લાગણીઓ ઉશ્કેરાઈ હશે અથવા થોડી કડવાશ પણ ઊભી થઈ હશે, પરંતુ એટલું નિર્વિવાદ છે કે ૧૮૮૫માં મહાસભાનો જન્મ થયો ત્યારથી ૧૯૦૫ સુધીમાં મહાસભાની પ્રગતિ બંધારણીય ચળવળ તેમજ અંગ્રેજોને વિષે કલ્પી લેવામાં આવેલી ન્યાયપ્રિયતા પરની દૃઢ શ્રદ્ધાથી એકધારી અને સરળ ચાલતી આવી છે. ૧૮૯૩માં મહાસભાની સ્વાગત સમિતિના અધ્યક્ષ સરદાર દયાલસિંગ મજીઠિયાએ આ શ્રદ્ધાથી પ્રેરાઈને, મહાસભાને 'હિંદના બ્રિટિશ અમલની કીર્તિના કળશરૂપે' વર્ણવી હતી. આ જ શ્રદ્ધાનું બીજુ સ્વરૂપ નીચેના શબ્દોમાં વ્યક્ત થયું છે : 'સદ્‌ભાગ્યે

આપણે એવા બંધારણના છત્ર તળે રહીએ છીએ કે, જેનું બિરુદ સ્વતંત્રતા છે ને જેનો પાયો સહિષ્ણુતા છે.' ૧૮૮૮ની અલ્હાબાદની ચોથી મહાસભાના અધિકારયુક્ત પ્રતિનિધિએ લોર્ડ રિપનનો નીચે જણાવેલો મત આના સમર્થનમાં ટાંકેલો હતો કે, 'રાણીનો ઢંઢેરો એ બે પ્રજા વચ્ચેની સુલેહનો કરાર નથી અથવા મુત્સદ્દીઓએ ઘડેલો કોઈ ખરડો નથી પરંતુ રાજવહીવટના સિદ્ધાંતોની જાહેરાત છે.' 'પ્રજાના પ્રતિનિધિત્વથી રાજ ચલાવવાની પદ્ધતિ પૂર્વની પ્રજાઓની જીવનવ્યવસ્થાને અનુકૂળ નથી' એ લોર્ડ સેલિસબરીના વિધાનની સામે મહાસભાના અગ્રણીઓએ ઊંડો રોષ પ્રદર્શિત કર્યો હતો અને ૧૮૯૦માં સર ફિરોજશાહ મહેતાએ કહ્યું હતુ કે, બ્રિટિશ રાજપુરુષોનું ડહાપણ આપણી માગણીઓનો યોગ્ય જવાબ વાળશે એ વિષે મને કશો ભય નથી. અને જ્યારે હિંદની વિનવણી તથા માગણીઓનો બ્રિટિશ પ્રજાએ દમનથી પ્રતિકાર કર્યો, ત્યારે ૧૮૯૮ની મદ્રાસની મહાસભાના પ્રમુખપદેથી આનંદમોહન બોઝે બ્રિટિશ પ્રજાને સંબોધન કર્યું હતુ કે, 'હિંદના કેળવાયેલા વર્ગો ઇંગ્લંડના શત્રુ નથી પણ મિત્ર છે— તેની સમક્ષ ઉપસ્થિત થયેલા મહાન કાર્યમાં તેના સ્વાભાવિક અને આવશ્યક સહચારીઓ છે.' અંગ્રેજો તેમજ ઇંગ્લંડ પર રાખવામાં આવેલી આ શ્રદ્ધા આજે આપણને કરુણાજનક અને કોઈ કોઈ વખત પામર લાગે છે. પરંતુ તે જમાનાના આગેવાનોની મર્યાદાઓ સમજવાની આપણી ફરજ છે. ૧૯૦૮ની મદ્રાસની ૨૩મી મહાસભાના પોતાના ભાષણમાં ડૉ. રાસબિહારી ઘોષે જણાવ્યું હતું તેમ આપણે, 'યુવાન હૃદયોને આજે જે ધગશ પ્રેરણા આપી રહી છે તેટલી જ સાચી ધગશથી નિંદા અને સ્તુતિની પરવા કર્યા વિના પોતાના જમાનામાં પોતાનાથી બની શકે એટલો પરિશ્રમ ઉઠાવનાર લોકોને માટે યોગ્ય સહાનુભૂતિ અનુભવવી જોઈએ.' મહાસભાના ઇતિહાસમાં પહેલવહેલી ગંભીર ચળવળ ૧૯૦૬થી ૧૯૧૧ના ગાળામાં થઈ. તેની સામે તે જમાનામાં જંગલી ગણવામાં આવતા દમનથી સરકારે પ્રતિકાર કર્યો. એ દમનને પરિણામે છૂટાછવાયા હિંસાના પ્રયોગો પણ થયા. પરંતુ આખરે ૧૯૧૧માં શહેનશાહની જાહેરાતથી બંગાળના

ભાગલા રદ થવાથી એ હિલચાલને સંપૂર્ણ સફળતા મળી. આથી વળી પાછી બ્રિટિશ સરકારની ભારે પ્રશંસા થવા લાગી અને મહાસભાના આગેવાનોએ અતિ ઉચ્ચ કક્ષાના વક્તૃત્વ દ્વારા બ્રિટિશ લોકોની ન્યાયપ્રિયતા વિષેની પોતાની ફરી જાગૃત થયેલી શ્રદ્ધા તથા તેમના પ્રત્યેનો પોતાનો ઊંડો આભાર વ્યક્ત કર્યો. અંબિકાચરણ મજમુદારે જણાવ્યું હતું કે, 'આજે હિંદમાં દરેક હૃદયમાં એક સાથે બ્રિટિશ તાજ પ્રત્યે પૂજ્યભાવ અને ભક્તિની લાગણી ઊભરાઈ રહી છે.* દરેક હૃદયમાં ફરી જાગૃત થયેલી શ્રદ્ધા અને બ્રિટિશ મુત્સદ્દીગીરી પ્રત્યે આભારની લાગણી ઊછળી રહી છે.' વળી તેમણે આગળ ચાલતાં જણાવ્યું હતું કે, 'બ્રિટિશ લોકોની ન્યાયપ્રિયતા આખરે વિજયી નીવડશે.' એ વિષેની પોતાની આશા, પોતાની માન્યતા અને પોતાની સ્થિર શ્રદ્ધામાંથી કમોટીના અને કષ્ટમહનના આકરામાં આકરા દિવસોમાં પણ કેટલાક લોકો ચળ્યા ન હતા.' તેમ છતાં મહાસભાવાદીઓ ૧૯૧૧ અને તે પછીનાં વર્ષોમાં અમલમાં રહેલા દમનના આકરા કાયદાઓને ભૂલ્યા ન હતા. મહાસભાના ગુરુજનોએ પોતાનું બધું લક્ષ રાજ્યવહીવટના સુધારા પર તેમજ દમનના કાયદાઓ રદ કરાવવા પર એકાગ્ર કર્યું હતું એ વાત સાચી છે, પરંતુ તેથી કોઈએ એમ માની લેવાની જરૂર નથી કે, તેમણે હિંદના પ્રશ્નનો અંશતઃ જ વિચાર કર્યો હતો અને

*** નોંધ:** પ્રારંભના દિવસોમાં પોતાની રાજભક્તિનું પ્રદર્શન કરવાનું મહાસભાવાદીઓને બહુ પ્રિય હતું. ૧૯૧૪મા મદ્રાસના ગવર્નર લૉર્ડ પેન્ટલેંડ મહાસભાના મંડપની મુલાકાતે પધાર્યા, ત્યારે તેમને આવકાર આપવાને આખી મહાસભા ઊભી થઈ હતી એટલું જ નહિ પરંતુ તે વખતે હિંદી લશ્કરી પ્રશ્ન વિષે મિ. એ. પી. પેટ્રો ભાષણ કરતા હતા તેમને બેસાડી દઈને સુરેન્દ્રનાથને મહાસભાની બ્રિટિશ તાજ પ્રત્યેની વફાદારી વ્યક્ત કરનો ઠરાવ રજૂ કરવાનું કહેવામાં આવ્યું હતું, અને પોતાની સમૃદ્ધ વાણીમાં તે તેમણે રજૂ કર્યો હતો.

૧૯૧૬માં પણ એવો જ બનાવ બન્યો હતો યુક્ત પ્રાંતના ગવર્નર સર જેમ્સ મેસ્ટને લખનૌ મહાસભાની મુલાકાત લીધી, ત્યારે તેમને આવકાર આપવા આખી મહાસભા ઊભી થઈ હતી.

સમગ્રતાથી કર્યો ન હતો. સુરેન્દ્રનાથ બેનરજીએ ૧૮૮૬ની કલકત્તાની મહાસભામાં જાહેર કર્યું હતું કે, 'આત્મનિર્ણય એ કુદરતનો કાનૂન છે,' એ જ વિધિની યોજના છે. પોતાના ભાવિનો દરેક પ્રજા પોતે જ નિર્ણય કરે એવો આદેશ કુદરતે ફરમાવેલો છે.' ૨૦મી મહાસભામાં સર હેન્રી કોટને પ્રમુખપદેથી જુદા જુદા પ્રાંતો તથા રાજ્યો મળીને એક સમવાય તંત્રના છત્ર નીચે સુસંગઠિત થયેલા હિંદની કલ્પના રજૂ કરી હતી. દાદાભાઈએ તો ૧૯૦૬માં કલકત્તાથી 'ખુદ સ્વરાજ'ની ઘોષણા કરી હતી. મહાસભાની પચાસ વર્ષની કારકિર્દીના પૂર્વાર્ધમાં હિંદના રાજદ્વારીઓ સરકારના શત્રુ ન હતા એ વાતનો પુરાવો એમનાં પોતાનાં અસંદિગ્ધ વચનોમાંથી મળી રહે છે; પરંતુ, સરકારે આ પ્રખર દેશસેવકો પૈકી ઘણાને વીણી કાઢીને તેમના પર અધિકાર અને ઇલકાબો નવાજ્યા હતા એ હકીકતમાંથી તેનો વિશેષ પુરાવો મળે છે. હાઈકોર્ટના ન્યાયાધીશની ગાદી આવા ઘણા દેશસેવકોએ શોભાવી છે. સર એસ. સુબ્રહ્મણ્યમ આયર મદ્રાસ હાઈકોર્ટના ન્યાયાધીશ થયા હતા અને તેઓ મહાસભા સાથે તેની પહેલી બેઠકથી જ સંબંધમાં આવ્યા હતા. એવી જ રીતે ૧૯૦૮ના સખત અંધારણ નીચે મદ્રાસની પહેલી વિનીત મહાસભા ભરનાર શ્રી. વી. ક્રિષ્ણસ્વામી પણ ન્યાયાધીશ બન્યા હતા. એ જ ક્રિષ્ણસ્વામીએ રાષ્ટ્રવાદીઓને ઉદ્દેશીને કહ્યું હતું કે મહાસભાના બગડેલા અંગને કાપી નાખવું જોઈએ. મદ્રાસની વિનિત મહાસભા ભરવાને માટે તે વખતના મદ્રાસના ગવર્નર સર આર્થર લોલીએ પોતાના તંબૂઓ પણ આપ્યા હતા. સર શંકરન નાયર,૧૮૯૭ની અમરાવતીની મહાસભાના પ્રમુખ થયા હતા તેમને પણ એવો જ લાભ મળ્યો હતો. બીજા એક પાછળથી ન્યાયાધીશ થયેલા સર વેંપા રામેશમે ૧૮૯૮ની મહાસભામાં દક્ષિણ આફ્રિકા વિષેનો ઠરાવ રજૂ કર્યો હતો. ૧૯૧૦માં મહાસભામાં પ્રવેશ કરનાર શ્રી. ટી. વી. શેશગિરી આયર, અને ૧૯૦૮માં કૃષ્ણસ્વામી આયરને ઉત્સાહપૂર્વક સહાય કરનાર, પી. આર. સુંદર આયર પણ એ જ પદને પામ્યા હતા. ઉપર જણાવેલા ૭, પૈકી બે પાછળથી કારોબારી સભાના સભ્યો બન્યા હતા: એક મદ્રાસની અને એક

દિલ્લીની. એમાંના પહેલા સર એસ. સુબ્રહ્મણ્યમ આયર ૧૮૯૯માં હાઈકોર્ટના જજ હોવાને લીધે મહાસભાના પ્રમુખ થઈ શક્યા ન હતા. પરંતુ ૧૯૧૪માં મિસિસ બિસેન્ટની સાથે હોમરૂલની ચળવળમાં દાખલ થઈ તેઓએ મહાસભામાં પાછો પ્રવેશ કર્યો હતો અને પોતાનો ખિતાબ છોડી દઈ તેમણે મોન્ટેગ્યુ અને ચેમ્સફર્ડ બન્નેનો ખોફ વહોરી લીધો હતો. એમ કહેવાય છે કે તેમનું પેનશન છીનવી લેવાની પણ વિચારણા થઈ હતી, પરંતુ આખરે ડહાપણથી એ વાત પડતી મૂકવામાં આવી હતી. સર પી. એસ. શિવસ્વામી આયર અને સર સી. પી. રામસ્વામી આયર બન્ને મહાસભાવાદીઓ હતા. એમાંના પ્રથમ ૧૮૯૫ની મહાસભામાં ઝળક્યા હતા અને બીજાએ મહાસભામાં પાછળથી પ્રવેશ કર્યો હતો છતાં તેમના હૃદયનો ઉત્સાહ એટલો બધો હતો કે, તેમણે ડૉ. બિસેન્ટની અટકાયત દરમ્યાન સત્યાગ્રહની પ્રતિજ્ઞા પર પણ સહી કરી હતી. ૧૯૧૭થી ૧૯૧૯ના ગાળામાં સર સી. પી. મહાસભાના આકાશમાંના અતિ તેજસ્વી તારક હતા. આ બન્ને ગવર્નરની કાઉન્સિલની કારોબારીના સભ્યો થયા હતા. ૧૮૯૮માં મહાસભાના વ્યાસપીઠ પરથી પોતાની શક્તિ અને વક્તૃત્વનો પરિચય કરાવનાર સર મહમદ હબિબુલ્લાએ પણ એ જ પદ પ્રાપ્ત કર્યું હતું. પાછળથી તેઓ હિંદી સરકારની કારોબારીના પણ સભ્ય બન્યા હતા. મદ્રાસની સરકારના લૉ મેમ્બર સર એસ. કૃષ્ણ નાયરે ૧૯૦૪માં મહાસભામાં ભાષણ કર્યું હતું અને એ જ પદે તેમની પાછળ આવનાર સર કે. વી રેડ્ડી છેક ૧૯૧૭ સુધી ઉત્સાહી મહાસભાવાદી હતા. સર એમ. રામચંદ્ર રાવ ઘણા સમય સુધી ઉત્સાહી મહાસભાવાદી હતા. તેમને ૧૯૨૧માં મદ્રાસની કારોબારી સભાના સભ્ય નીમવામાં આવ્યા હતા. પણ છેક છેલ્લી ક્ષણે એ વાત પડતી મૂકવામાં આવી હતી. આમ એકલા મદ્રાસમાં મહાસભાવાદીઓએ સરકારને ૭ ન્યાયાધીશ અને ૭ કારોબારી સભાના સભ્યો આપ્યા હતા. સરકારની મહેરબાનીના બીજા બે સહજ જુદા પ્રકારો પૈકી એક શ્રી. નટેસનનો છે. તેમને ટેરિફ બોર્ડના સભ્ય નીમવામાં આવ્યા હતા. બીજો દાખલો સર સન્મુખમ ચેટ્ટીનો છે. તેમને કોચીનની દીવાનગીરી આપીને

ગયો. દક્ષિણ આફ્રિકાના પ્રથમ હિંદી એલચી તરીકે હિંદી સંસ્થાનિકોનાં હિત સંભાળવા માટે તેમની તે વખતે નિમણુક થઈ. દક્ષિણ આફ્રિકાએ જે પથ્થર નાપસંદ કર્યો હતો, તે જ સામ્રાજ્યની મહાન ઇમારતના પાયારૂપ બન્યો. આમ જાણીતા મહામભાવાદીઓની સરકારે કરેલી કદરના કેટલાક દાખલાઓ અહીં ટાંક્યા છે. કોઈએ એવો ખ્યાલ કરવાની જરૂર નથી કે, સરકારે પસંદ કરેલા આ હિંદીઓ પોતાના શિક્ષણ, સંસ્કાર અને ઉચ્ચ ચારિત્ર્યથી તેમને આપવામાં આવેલા અધિકારો ભોગવવાને લાયક ન હતા. આ દૃષ્ટાંતોનો અર્થ એટલો જ થાય કે, સરકારને પણ શક્તિશાળી હિંદીઓની જરૂર પડતી ત્યારે મહામભાવાદીઓમાંથી જ તેમની પસંદગી કરવી પડતી. અને તેમને ઊંચામાં ઊંચી જવાબદારીની તેમજ વિશ્વાસની જગ્યાઓ આપતી વખતે સરકાર તેમના રાજકીય વિચારોને કારણે તેમને નાલાયક ઠેરવતી ન હતી.

## પ્રકરણ ૪ થું

# મહાસભાની હિલચાલની બ્રિટન પર અસર અને નવાં બળો તથા પક્ષોનો ઉદય

ડફરીનનું વૈમનસ્ય—કોલવિન વિ. હ્યુમ—વહીવટી પ્રતિબંધો—૧૨૪અ અને ૧૫૩અ — કર્ઝનનો કડક અમલ—સરકારી નોકરીઓમાં પીછેહટ—બંગાળના ભાગલા—ફુલરની ધમકીઓ—બંગાળનો પ્રશ્ન હિંદે પોતાનો કર્યો—રાષ્ટ્રીય કેળવણી—બહિષ્કાર—બિપિન બાબુ—અરવિંદ—નવ જણ હદપાર થયા—પહેલો બોંબ—'યુગાંતર'—લંડનમાં કરેલી હિંસા—બંગાળના ભાગલાની જવાબદારીનો અસ્વીકાર—ભાગલા રદ—દમન ચાલુ—છાપાંના કાયદા—મહાયુદ્ધનો આરંભ—બિસેન્ટનો પ્રવેશ.

હિંદના બ્રિટિશ અમલનો ઇતિહાસ સુધારા અને પીછેહટની પરંપરા છે. કારણ, સરકારની એવી નીતિ હતી કે, પ્રજાકીય ચળવળને સંપૂર્ણપણે દબાવી દીધા વિના પ્રજાની માગણીઓમાં છૂટછાટ મૂકવી નહિ. લૉર્ડ લિટનના અમલ દરમિયાનનો ૧૮૭૦નો છાપાંઓનો કાયદો એ આ નીતિનો દ્યોતક છે. હથિયારબંધીનો કાયદો એ પ્રજાની વધતી જતી આત્મજાગૃતિના જવાબરૂપ હતો. ૧૮૯૬ના આવકવેરાના કાયદા સામે પણ તે વખતે વાંધો લેવામાં આવ્યો હતો. વરસોવરસ મહાસભાની પ્રગતિ થતી હતી તેમ તેમ અધિકારીઓ તેના તરફ શંકાની નજરથી જોવા લાગ્યા. લૉર્ડ

ડફરીન જેમણે હ્યુમને મહાસભા સામાજિક સુધારાઓનું જ નહિ પણ રાજકીય સંગઠનનું કાર્ય હાથ ધરે એવી સલાહ આપી હતી, તેઓ પણ પાછળથી મહાસભાના છડેચોક શત્રુ બન્યા, અને તેમણે મહાસભાને રાજદ્રોહી સંસ્થા તરીકે વર્ણવી.

૧૮૮૬ની સાલમાં કલકત્તામાં લૉર્ડ ડફરીને તથા ૧૮૮૭માં મદ્રાસમાં ગવર્નર લૉર્ડ કૉન્નેમેગએ મહાસભાનો યોગ્ય સત્કાર કર્યો હતો તેથી હ્યુમને ભારે સંતોષ થયો હતો પરંતુ પાછળનાં વરસોમાં મહાસભા પ્રત્યે કેટલાક પ્રાંતના સત્તાધીશોની ખફા નજર થઈ હતી. યુક્ત પ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નર સર ઑકલૅન્ડ કૉલવિન તેમાં પ્રમુખ હતા. તેમની એવી સલાહ હતી કે, મહાસભા સામાજિક સુધારાઓનું કાર્ય હાથ ધરે એ વધારે યોગ્ય છે. તેમને ખબર નહોતી કે હ્યુમે તો મહાસભાનું એ જ ધ્યેય નક્કી કર્યું હતું, પરંતુ લૉર્ડ ડફરીનની સલાહથી તેમાં ફેરફાર કરી તેમણે મહાસભાને રાજકીય સંસ્થાનું સ્વરૂપ આપ્યું હતું. કૉલવિનની માન્યતા હતી કે, મહાસભાની હિલચાલ કવખતની છે અને ત્રીજી બેઠક પછી તેણે ધારણ કરેલા હુમલાખોર વલણને લીધે તે ભયંકર બની છે. વળી તેમણે જણાવ્યું કે, મહાસભાનો આખા દેશના પ્રતિનિધિત્વનો દાવો ગેરવાજબી છે. ઑકલૅંડ કૉલવિનના આ બધા આક્ષેપોનો હ્યુમે સચોટ જવાબ વાળ્યો હતો.

મહાસભાની અલ્હાબાદની ચોથી બેઠકમાં ઘણી મુશ્કેલીઓ નડી. તે વખતે મહાસભાને તંબૂ ઠોકવા માટે પણ જગ્યા ન મળી. ઍની બિસેન્ટે મહાસભા વિષેના પોતાના પુસ્તકમાં મદ્રાસની મહાસભામાં આવેલા એક ગૃહસ્થનો દાખલો ટાંકયો છે: 'તેમણે જિલ્લાના અમલદારોનો હુકમ અમાન્ય કરીને મહાસભામાં હાજરી આપી, તેથી શાંતિ જાળવવા માટે તેમની પાસેથી વીસ હજારની જામીનગીરી માગવામાં આવી.' પરિસ્થિતિ એકદમ બગડતી ગઈ અને સરકારના મહાસભા પ્રત્યેના વૈમનસ્યે કેવું સ્વરૂપ ધારણ કર્યું તે ૧૮૯૦ના બંગાળની સરકારે કાઢેલા પરિપત્ર ઉપરથી જણાય છે. આ પરિપત્રમાં જણાવવામાં આવ્યું કે, 'હિંદી સરકારનો હુકમ છે કે, એવી સભાઓમાં કોઈ પણ સરકારી અમલદારે પ્રેક્ષક તરીકે પણ હાજર રહેવું એ

મલાહભર્યું નથી તથા આવી સભાઓના કામકાજમા કોઈ પણ જાતનો ભાગ લેવા તેમને મનાઈ કરવામાં આવે છે.' ગવર્નરના ખાનગી મંત્રી ઉપર મહાસભાએ સાત આમંત્રણપત્રો મોકલ્યા હતા તે પણ પાછા મોકલવામાં આવ્યા હતા. ૧૮૯૧ના જૂનની ૨૫મી તારીખે હિંદી સરકાર તરફથી (પરદેશ ખાતુ) દેશી રાજ્યોમાં છાપાંના હક્ક મર્યાદિત કરતી જાહેરાત બહાર પાડવામાં આવી હતી. તેનો ૧૮૮૧ની મહાસભામાં વિરોધ કરવામાં આવ્યો હતો.

મહાસભાની કારકિર્દીની શરૂઆતથી જ, મુસલમાનો તેની વિરુદ્ધ છે એવો હાઉ ઊભો કરવામાં આવ્યો હતો. પરંતુ ૧૮૮૮ની મહાસભાની અલ્હાબાદની બેઠકમાં શેખ રેઝાહસન ખાને લખનૌના સુન્ની મુસલમાનોના આગેવાન શમ્સ-ઉલ-ઉલેમાનો મહાસભાને ટેકો આપતો એક ફતવો રજૂ કર્યો હતો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે, મુસલમાનો નહિ પણ તેમના ઉપર રાજકર્તા અમલદારો જ મહાસભાની વિરુદ્ધ છે. ૧૮૯૩માં પ્રાંતિક ધારાસભાઓનો વિકાસ કરવામાં આવ્યો અને તેમાં લોકનિયુક્ત સભ્યો દાખલ કરવામાં આવ્યા. આ સુધારાથી મદ્રાસની ધારાસભામાં સાત, મુંબઈનીમાં ૭ (બે સરદારોના પ્રતિનિધિઓ મળીને), અને બંગાળની ધારાસભામા સાત લોકનિયુક્ત સભ્યો બેઠા. લોકોના આ પ્રતિનિધિઓએ ધારાસભાઓમાં દેશીઓના હિતનો ઊહાપોહ શરૂ કર્યો તેને લીધે દેશી સરકારી નોકરોના કેટલાક હકો ઉપર સરકારે કાપ મૂક્યો. શરૂઆતમાં કેળવણીખાતાના દરેક હોદ્દા ઉપર દાખલ થવા માટે દેશીઓ તથા યુરોપિયનોને સરખી છૂટ હતી. પાછળથી દાખલ થવાની આ છૂટ કાયમ રાખવામાં આવી પણ નોકરીના દરજ્જામાં તફાવત રાખવામાં આવ્યો, જેથી હિંદીઓને કેટલીક જગ્યાઓમાંથી બાદ રાખવામાં આવ્યા. વળી હિંદી નોકરોનો દરજ્જો હલકો કરવામાં આવ્યો તથા તેમનો પગાર પણ ઓછો કરવામાં આવ્યો. હોમ ચાર્જિસની રકમ ત્રીસ વરસમાં ૭૦ લાખથી વધીને ૧૩૦ લાખ થઈ. ૧૮૯૭માં ફોજદારી કાયદામાં ૧૨૪અ અને ૧૫૩અ કલમ ઉમેરવામાં

આવી, અને તેને લીધે સરકાર પ્રત્યે બેદિલી વધી. ૧૮૯૭માં પૂનાના પ્લેગ વખતે નાતુભાઈઓને કેસ ચલાવ્યા વિના કેદ કરવામાં આવ્યા હતા. તેમને ૧૮૯૯માં છોડી મૂકવામાં આવ્યા. વીસમી સદીનાં પહેલાં પાંચ વરસોના લૉર્ડ કર્ઝનના કડક અને આપખુદ અમલથી દેશમાં નવી જાગૃતિ આવી. લૉર્ડ કર્ઝનના અમલ દરમિયાન કલકત્તાની કૉરપોરેશનના અધિકાર ઉપર કાપ મુકાયો, 'ઑફિશિયલ સિક્રેટ્સ ઍક્ટ' અમલમાં આવ્યો. યુનિવર્સિટીઓ ઉપર સરકારી કાબૂ વધારવામાં આવ્યો. અને છેવટે બંગાળના ભાગલા પાડવામાં આવ્યા. પ્રજાની મરજી વિરુદ્ધ બંગાળના ભાગલા પાડવાથી આખા પ્રાંતમાં તીવ્ર ચળવળ શરૂ થઈ, અને તેની સામે સરકારે એટલી જ તીવ્ર દમનનીતિ અખત્યાર કરી. ઠેરઠેર સરઘસો કાઢવાની, સભાઓ ભરવાની તથા દેખાવો કરવાની તૈયારી કરવામાં આવી પણ સરકાર તરફથી તરત જ એ બધાની મનાઈ કરવામાં આવી. આ વખતથી હડતાલ પાડવાની પ્રથા શરૂ થઈ. સામાન્ય પ્રજાજનો તથા વિદ્યાર્થીઓને સજાઓ થઈ, કેળવણીખાતાના નિયમો કડક કરવામાં આવ્યા, અને વિદ્યાર્થીઓને રાજકીય ચળવળમાં ભાગ લેવાની મનાઈ કરવામાં આવી. પૂર્વ બંગાળના લે. ગવર્નરે લોહી વહેવડાવવાની ધમકી આપી. અને એ ધમકીના સમર્થનમાં ગુરખાઓને આણ્યા. પરંતુ જેમ દડો વધારે જોરથી ફટકો મારવાથી વધારે ઊછળે છે તથા નગારું વધારે જોરથી ઠોકવાથી મોટો અવાજ કરે છે, તેમ વધતા જતા દમનથી પ્રજાનું જોર વધતું ગયું અને સરકારનું દમન બેશરમ થતું ગયું. દેશના એક ભાગમાં બનતા બનાવોની ખબર આખા દેશમાં ફરી વળતી અને સરકારના દમનની અસર સમગ્ર દેશ ઉપર થતી. બંગાળનો પ્રશ્ન આખા દેશનો પ્રશ્ન બન્યો. દેશના દરેક ભાગોએ સ્થાનિક ફરિયાદોને ચળવળનો એક વધારાનો મુદ્દો બનાવ્યો. આવે સમયે કલકત્તાની મહાસભાના પ્રમુખપદ માટે હિંદના દાદા દાદાભાઈ નવરોજીની યોગ્ય ચૂંટણી કરવામાં આવી, અને દાદાભાઈએ સ્વરાજ શબ્દ દાખલ કર્યો તેથી અંગ્રેજ ઇંડિયનોની બળતરામાં ઘી હોમાયું.

વિદ્યાર્થીઓને રાજકીય સભાઓમાં તથા દેખાવોમાં ભાગ લેવા સામે મનાઈહુકમો કાઢવામાં આવ્યા, તેને લીધે શાળાઓ તથા કૉલેજોનો બહિષ્કાર શરૂ થયો. આને પરિણામે એકલા પૂર્વ બંગાળમાં જ ૨૪ રાષ્ટ્રીય વિનયમંદિરો અસ્તિત્વમાં આવ્યાં, તથા રાષ્ટ્રીય કેળવણીના વિકાસને અર્થે એક મંડળ સ્થાપવામાં આવ્યું. આ મંડળના પ્રમુખ બંગાળ હાઈકોર્ટના નિવૃત્ત થયેલા ન્યાયાધીશ સર ગુરુદાસ બેનરજી હતા. બાબુ બિપિનચંદ્ર પાલ આખા દેશમાં રાષ્ટ્રીયતા, રાષ્ટ્રીય કેળવણી તથા નવી જાગૃતિના પ્રવર્તક બન્યા. ૧૯૦૭ની તેમની આંધ્રની મુલાકાતને ભારે સફળતા મળી. રાજમહેન્દ્રીની તેમની મુલાકાત વખતે શહેરના લોકોએ ત્યાં એક વિનયમંદિર સ્થાપવાનો નિશ્ચય કર્યો, તથા ત્યાંની ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓએ તેમને માનપત્ર આપ્યું. આ માનપત્ર આપવા માટે કેટલાક વિદ્યાર્થીઓને કાઢી મૂકવામાં આવ્યા. આમ સરકારની અમર્યાદ દમનનીતિએ દેશસેવકો તથા વીર પુરુષો તૈયાર કર્યા. આ રીતે બંગાળમાં એક રાષ્ટ્રીય વિદ્યાપીઠ અને ઠેર ઠેર વિનયમંદિરો સ્થપાયાં. તે વખતે બંગાળ ઉપરાંત મહારાષ્ટ્ર, પંજાબ, મધ્ય પ્રાંતો તથા આંધ્રમાં સર્વત્ર સ્વદેશીની ચળવળ ફેલાઈ. હાથસાળનો ઉદ્યોગ સજીવન કરવામાં આવ્યો, અને તેને ટેકો આપવાને બહિષ્કારની ચળવળનો આરંભ કરવામાં આવ્યો. આખું વાતાવરણ નવા ઉત્સાહથી વ્યાપી ગયું અને ચળવળની પ્રગતિના પ્રમાણમાં સરકારના દમનની ગતિ પણ વધતી જ ગઈ. રાષ્ટ્રીય પુનરુદ્ધારનો વિકાસ સરકારના દમન નીચે ચાલતો હતો.

આ સમયે બંગાળમાં બે મહાપુરુષો બહાર આવ્યા, જેમણે હિંદનો ઇતિહાસ ઘડવામાં મહત્ત્વનો ફાળો આપ્યો. બિપિનચંદ્ર પાલ અને અરવિંદ ઘોષ. એમાં બિપિન બાબુનું કાર્ય આપણે જોઈ ગયા. અરવિંદ બાબુ રાષ્ટ્રીય કેળવણીની ચળવળમાં તેના આરંભથી જ જોડાયા તેથી તે ચળવળને ભારે પ્રતિષ્ઠા મળી. અરવિંદ બાબુ ઇગ્લંડમાં જન્મ્યા હતા તથા ત્યાંના વાતાવરણમાં ઊછર્યા હતા. તેમણે ઇગ્લંડની શાળા અને કૉલેજોમાં કેળવણી લીધી હતી. તેઓ આઈ. સી. એસ.માં જોડાવા માગતા હતા, પરંતુ ઘોડે બેસવાની પરીક્ષામાં સફળ ન થયા, એટલે તેમાં જોડાઈ શક્યા

નહિ. આથી તેઓ વડોદરા રાજ્યના કેળવણીખાતામાં જોડાયા અને એક યુરોપિયન હિંદ આવે તે જ પ્રમાણે અરવિંદ પોતાની નોકરીમાં જોડાવા સ્વદેશ આવ્યા. તેમણે રાજકીય ચળવળમાં ઝંપલાવ્યું અને જોતજોતામાં તેમની પ્રેરણા કન્યાકુમારીથી હિમાલય સુધી ફરી વળી.

કૃષ્ણકુમાર મિત્ર, પુલિન બિહારી દાસ, શ્યામસુંદર ચક્રવર્તી, અશ્વિનીકુમાર દત્ત, મનોરંજન ગુહા, ઠાકુરતા, સુબોધચંદ્ર મલિક, સચ્ચિદપ્રસાદ બોઝ, સતીશચંદ્ર ચેટરજી અને ભૂપેશચંદ્ર નાગને બંગાળમાંથી હદપાર કરવામાં આવ્યા. આ નવ આગેવાનો બંગાળાને — ખાસ કરીને બંગાળના યુવાનોને — સંગઠિત કરતા હતા. આ વખતે પ્રજાનો આદર્શ પરાક્રમ અને ધૈર્ય હતો, અને પૂર્વ બંગાળના લે૦ ગવર્નર ફુલરનો આદર્શ ગુરખા લશ્કર અને 'જરૂર પડયે લોહી વહેવડાવવું' એ હતો. ૧૯૦૮માં પરિસ્થિતિએ અતિ ઉત્કટ સ્વરૂપ ધારણ કર્યું. ઠેરઠેર છાપાંઓ પર કેસ કરવામાં આવ્યા. નવું ચેતન પ્રકટાવનાર 'સંધ્યા', 'યુગાન્તર' તથા 'વંદેમાતરમ્' પત્રોને દાબી દેવામાં આવ્યાં. 'સંધ્યા'ના તંત્રી અને ભારે દેશભક્ત બ્રહ્મબાંધવ ઉપાધ્યાયનુ ઇસ્પિતાલમાં મરણ થયું. અરવિંદ બાબુ ઉપર ત્રણ મુકદ્દમાઓ ચલાવવામાં આવ્યા. તેમાંથી પરવારી અને અનેક અડચણો વેઠીને આખરે તેમણે બ્રિટિશ મુલક છોડ્યો અને પોંડિચેરીમાં વસવાટ કરી ત્યાં એક આશ્રમ સ્થાપ્યો. ૧૯૦૮ના એપ્રિલની ૩૦મી તારીખે મુઝફરપુરમાં બે બોમ્બ પડ્યા. એ બોમ્બો ત્યાંના ડિસ્ટ્રીક્ટ જજ મિ. કિંગ્સફર્ડ ઉપર નાખવાની ધારણા હતી, પરંતુ બે અંગ્રેજ બાઈઓ ઉપર પડ્યા. આને માટે અઢાર વર્ષના યુવાન ખુદીરામ બોઝને ફાંસીએ લટકાવવામાં આવ્યા. ખુદીરામની છબીઓ દેશમાં ઠેરઠેર ફેરવવામાં આવી. 'યુગાન્તર' પત્રમાં છડેચોક હિંસાના માર્ગનો પ્રચાર કરવામાં આવતો હતો. એ પત્રના યુવાન તંત્રી ભૂપેન્દ્રનાથ દત્ત સ્વામી વિવેકાનંદના ભાઈ હતા. તેમને લાંબી સજા થઈ. તે વેળાએ તેમની માતાએ પોતાના પુત્રે કરેલી દેશસેવા માટે હર્ષ પ્રકટ કર્યો અને પાંચસો બંગાળી સ્ત્રીઓ આ વીર માતાને અભિનંદન આપવા તેમની સમક્ષ ગઈ. તેમના પુત્રે

કોર્ટમા જાહેર કર્યું કે, તેમની જગ્યા લેવા ૩૦ કરોડ તત્રીઓ તૈયાર છે તે વખતની ચળવળ પાછળ આવા પ્રકારની શ્રદ્ધાનુ બળ હતુ તે વખતે રાજદ્રોહ તથા તેની સજા પ્રજાના મનમા ભયની લાગણી પેદા કરી શકતી નહોતી ઠેકઠેકાણે લોકો રાજદ્રોહનો પ્રચાર કરતા, પરંતુ એને માટે તેમના ઉપર કોર્ટમા કામ ચલાવવામા આવતું ત્યારે તેમાથી છુટકારો મેળવવાને કે નિર્દોષ ઠરાવવાને કાયદાની દરેક બારીનો ઉપયોગ કરવામા આવતો 'વંદેમાતરમ્' દ્વારા રાજદ્રોહ ફેલાવવા માટે અરવિંદ બાબુ ઉપર ચલાવવામા આવેલો કેસ પણ તે વખતની કોરટમા બચાવ કરવાની પ્રચલિત નીતિના અપવાદરૂપ નહોતો ૧૯૦૮ના જુલાઈની ૧૩મી તારીખે મહારાષ્ટ્રમા લોકમાન્યને પકડવામા આવ્યા એ જ દિવસે આન્ધ્રમા હરિસર્વોત્તમ રાવ તથા બીજા બે જણાને પકડવામા આવ્યા પાચ દિવસ કેસ ચાલ્યા પછી લોકમાન્યને છ વરસની સજા થઈ હરિસર્વોત્તમ રાવને નીચલી કોર્ટે નવ માસની સજા કરી પરંતુ સરકારે તેની સામે અપીલ કરી એટલે હાઈકોર્ટે તેમની સજા વધારીને ત્રણ વર્ષની કરી રાજદ્રોહ માટે પાચ વર્ષની સજા એ તે વખતે સામાન્ય બીના હતી આ દમનને પરિણામે થોડા વખતમા દેશમાથી રાજદ્રોહ અદશ્ય થયો ખરી રીતે તે પ્રજામા ઊંડો ઊતરી ગયો અને તેની જગ્યા ખોમ્બ તથા રિવોલ્વરે લીધી પ્રજાનો તીવ્ર વિરોધ હોવા છતા ૧૯૦૮મા રાજદ્રોહી સભાઓનો કાયદો તથા છાપાનો કાયદો થયો અને બે વરસ પછી 'ધિ ક્રિમિનલ લો એમેન્ડમેન્ટ ઍક્ટ' પસાર કરવામા આવ્યો રાજદ્રોહી સભાના કાયદાની ચર્ચા વખતે ગોખલેએ સરકારને ચેતવણી આપી કે, દેશનો યુવાન વર્ગ હાથમાંથી જતો જાય છે અને આવી પરિસ્થિતિમા વડીલો તેમને કાબૂમા ન રાખી શકે તે માટે તેમને દોષ ન દેવો જોઈએ

વખતોવખત છૂટાછવાયા રાજકીય ખૂનો થવા લાગ્યા એ બધામા મદનલાલ ધીંગરાએ સર કર્ઝન વાઈલીનુ લડનમા કરેલું ખૂન સૌથી વધારે હિંમતભર્યું હતું આને માટે મદનલાલને ફાસીએ ચડાવવામા આવ્યા તેમને બચાવવાનો પ્રયત્ન કરનાર પારસી ડૉ લાલકાકાની પણ એ જ દશા થઈ મહાસભાની

લાહોરની ૨૪મી બેઠકને પ્રમુખપદેથી પંડિત માલવિયાએ આ બનાવો માટે તથા નાશિકના કલેક્ટરના ખૂન માટે ખેદ દર્શાવ્યો હતો. એ ચળવળને લંડનમાં વસતા હિંદી વિદ્યાર્થીઓના એક ભાગનો ટેકો હતો. મિન્ટો મોર્લી સુધારાથી કે વાઇસરૉયની તથા મદ્રાસ અને મુંબઈના ગવર્નરોની કારોબારી સભામાં હિંદીઓની નિમણુક થવાથી પણ પરિસ્થિતિ શાંત પડી નહિ. બંગાળના ભાગલા રદ કર્યા વિના દેશમાં શાંતિ સ્થપાય એમ હતું જ નહિ. સવાલ નોકરશાહીની પ્રતિષ્ઠાનો હતો. તેને એમ લાગતું હતું કે એક પણ વખત પ્રજાની ચળવળ પ્રત્યે સહાનુભૂતિભર્યું વલણ દાખવવું, એ પોતાની સત્તાનો અંત લાવવા બરાબર છે. આખરે બંગાળના ભાગલાથી ઉપસ્થિત થયેલી વિકટ પરિસ્થિતિમાંથી નીકળવાને એક યુક્તિ શોધી કાઢવામાં આવી. બંગાળના ભાગલા પાડવાની મૂળ કલ્પના કરનાર લૉર્ડ કર્ઝન તથા ભાગલા પાડવાની યોજના ઉપર સહી કરનાર તે વખતના કામચલાઉ વાઇસરૉય લૉર્ડ ઍમ્પથીલે ભાગલાની જવાબદારીનો ઇનકાર કર્યો. તે સમય દરમિયાનના હિંદી વજીર લૉર્ડ મૉર્લી અને વાઇકાઉન્ટ મિડલટને પણ એ વિષેની પોતાની જવાબદારીનો ઇનકાર કર્યો. છેવટે લૉર્ડ મિન્ટોને સ્થાને લૉર્ડ હાર્ડિંજ વાઇસરૉય થયા, ત્યારે રાજાના હિંદમાં કરવામાં આવેલા રાજ્યાભિષેકના પ્રસંગનો લાભ લઈ, બંગાળના ભાગલા રદ કરવામાં આવ્યા, તથા હિંદની રાજધાની કલકત્તાથી ફેરવી દિલ્લી કરવામાં આવી.

બંગાળના ભાગલા રદ થવાથી તે પ્રાંતને ભાગલા પૂર્વે મૂળ સ્થિતિમાં મૂકવામાં આવ્યો એવું સમજવાની જરૂર નથી. બંગાળના ભાગલા રદ કરતી વખતે ભાગલા સમયના પશ્ચિમ બંગાળ પ્રાંતમાંથી બિહાર, ઓરિસ્સા અને છોટાનાગપુરને જુદા પાડી તેનો જુદો પ્રાંત બનાવવામાં આવ્યો, તથા પૂર્વ બંગાળમાંથી આસામને છૂટું પાડી તેનો પણ જુદો પ્રાંત બનાવવામાં આવ્યો. આમ ભાગલા વખતે પશ્ચિમ બંગાળ તથા આસામ સહિત પૂર્વ બંગાળ એમ બે પ્રાંતો હતા તેને બદલે ભાગલા રદ થવાથી ત્રણ જુદા પ્રાંતો થયા : (૧) બંગાળ, (૨) બિહાર ઓરિસ્સા અને છોટા નાગપુર તથા (૩) આસામ. રાજ્યાભિષેકના

પ્રમગે ઓરિસ્સાને જુદો પ્રાત કરવાની માગણીનો સ્વીકાર કરવામા આવ્યા નહોતો તે હાનમા સ્વીકારવામા આવી છે લોર્ડ હાર્ડિંજે ગિરમીટિયા મજૂર પદ્ધતિ રદ કરી તથા બગાળના ભાગના રદ કર્યા પરતુ તેમના અમનની મોટી વધારે યાદગાર બીના તો ૧૯૧૧ની ૨૫મી ઓગસ્ટે હિંદને સુધાર આપવા વિષે તેમણે મોકલેલો ખરીતો છે એમા તેમણે હિંદ માટેના સુધારાની કોઈ પણ યોજનામા પ્રાતિક સ્વરાજનો સમાવેશ કરવાની હિમાયત કરી છે

રાષ્ટ્રીય ચળવળને મળેલી સફળતાને કારણે ૧૯૧૧ની મહામભામા ભારે ઉત્સાહ વ્યાપી રહે એ સ્વાભાવિક હતુ એ વખતે સુરેન્દ્રનાથ બેનરજીએ બગાળને મદદ કરવા માટે આખા હિંદનો આભાર માન્યો અને એવી આશા પ્રદર્શિત કરી કે, હિંદ સ્વરાજ ભોગવતા બીજા સંસ્થાનોનો દરજ્જો પ્રાપ્ત કરી સામ્રાજ્યનુ એક અવિભાજ્ય અગ બનો આ હર્ષોન્માદમા પણ લોકો પ્રજાની સ્વતત્રતાના મૂળમા ઘા કરતા, રાજદ્રોહી સભાનો કાયદો, ૧૯૦૮નો છાપાઓનો કાયદો તથા ૧૯૧૦નો ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ વગેરે કાયદાઓને ભૂલી શક્યા નહિ વળી સૈકાજૂના ૧૮૧૮ના ત્રણ રેગ્યુલેશનના જેવા તથા બીજા પ્રાતોના એવા કાયદાઓ અસ્તિત્વમા હતા અને તેમનો ઉપયોગ ૧૯૦૬–૮ના ગાળામા છૂટથી કરીને અનેક લોકોને હદપાર કરવામા આવ્યા હતા આ ઉપરાત હિંદના સુતરાઉ માલ ઉપરની મુલકી જકાત પણ આ વખતે ચાલુ હતી આ બધાને લીધે વ્યક્તિની સ્વતત્રતાની અને મિલકતની સલામતી, તેમજ રાષ્ટ્રીય ઉદ્યોગોનો વિકાસ જોખમમા હતા વળી રાજદ્વારી કેદીઓ પણ જેલમા સડતા હતા અને ખાસ કરીને લોકમાન્ય મીઠી પેશાબના રોગથી પીડાતા માડલેના કિલ્લામા એકના પરતુ અદ્વિતીય ધૈર્યથી સજા ભોગવી રહ્યા હતા દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન પણ આ વખતે ઉપસ્થિત થયો હતો અને તેને માટે હિંદભરમા હિલચાલ કરવાની જરૂર હતી ૧૯૧૧ની સાલમા દેશમા આ પરિસ્થિતિ હતી ૧૯૧૨મા રાજકીય વાતાવરણ જરા શાત હતુ, પરતુ એ સાલમાં એક શોચનીય ઘટના બની દિલ્લીની નવી રાજધાનીમાં લોર્ડ

હાર્ડિંજના પ્રવેશ માટે સરઘસ યોજવામાં આવ્યું હતું તે વખતે તેમના ઉપર બોમ્બ ફેંકવામાં આવ્યો. એમાંથી લૉર્ડ હાર્ડિંજ મહાજમાં બચી ગયા. સામાન્ય રીતે પ્રમુખના ભાષણ પછી મહાસભાની બેઠક તે દિવસને માટે બંધ કરવાનો રિવાજ હતો, પરંતુ ૧૯૧૨ની બાંકીપુરની બેઠકમાં આ રિવાજ પડતો મૂકવામાં આવ્યો, અને મહાસભાએ ખાસ રોકાઈને આ અત્યાચાર પ્રત્યે પોતાની દિલગીરી અને પ્રકોપ દર્શાવતો તાર લૉર્ડ હાર્ડિંજ ઉપર મોકલવાનો ઠરાવ કર્યો. આવા બનાવોને પરિણામે છાપાંઓ ઉપરનો કાયદો વધારે કડક કરવામાં આવ્યો. ૧૯૧૦માં ૧૯૦૮નો છાપાંઓનો કાયદો કાયમને માટે ધારાપોથી પર ચડાવવામાં આવ્યો અને તેને પરિણામે છાપાંઓની સ્વતંત્રતાના મૂળમાં કાપ મુકાયો. આ વખતે સત્યેન્દ્ર પ્રસન્ન સિંહા હિંદી સરકારના લૉ મેમ્બર હતા.

મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાઓ અમલમાં આવ્યા પછી જ સને ૧૯૨૨ના અરસામાં ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ ઍક્ટ સિવાયના કાયદાઓ રદ કરવામાં આવ્યા. બંગાળના ભાગલા રદ કરવામાં આવ્યા અને હિંસાની ચળવળ કંઈક ધીમી પડી ગયા પછી પણ ૧૯૧૩ની સાલમાં પ્રેસ ઍક્ટથી લોકોને બહુ સહન કરવું પડ્યું હતું. ૧૯૧૪-૧૮માં એકંદરે રાજકીય વાતાવરણ શાંત હતું. પરંતુ મહાયુદ્ધના આરંભથી હિંદના વાતાવરણમાં નવો જ સળવળાટ શરૂ થયો હતો અને આ મહાયુદ્ધની શરૂઆતમાં જ એક સમાધાનકારક ઘટના બની. ભાગલાની ચળવળ દરમિયાન મુસલમાનો રાષ્ટ્રીય આદર્શોથી અલગ રહીને નોકરશાહી ઉપર શ્રદ્ધા રાખીને બેઠા હતા. પરંતુ ૧૯૧૩ની સાલમાં તેમનું વલણ બદલાયું. એ વરસે મુસ્લિમ લીગે હિંદ માટે સામ્રાજ્યમાં રહીને સાસ્થાનિક સ્વરાજ પ્રાપ્તિનું ધ્યેય સ્વીકાર્યું તેમજ પોતાની શ્રદ્ધા પ્રદર્શિત કરી કે, 'હિંદનું રાજકીય ભવિષ્ય હિંદની બે મહાન કોમોના સહકારભર્યા સહચાર ઉપર આધાર રાખે છે.' મહાસભાએ તરત જ લીગના આ પગલાની હાર્દિક કદર કરીને તેની નોંધ લીધી.

૧૯૧૪ના જુલાઈમાં મહાન વિગ્રહ ફાટી નીકળ્યો અને તે જ વર્ષમાં જર્મનો ફ્રાન્સના દ્વાર પર આવી ઊભા રહ્યા.

લૉર્ડ હાર્ડિંજે હિંમત ધરીને હિંદનું બધું લશ્કર હિંદ બહાર મોકલી આપ્યું. ઇગ્લંડ સંકટમાં આવ્યું હતું.

હિંદનું લશ્કર હિંદને ઇગ્લંડના કાબૂમાં રાખવા માટે નભાવવામાં આવતું હતું. પણ જ્યારે ખુદ ઇગ્લંડનું જ આવી બન્યું હોય ત્યારે આ લશ્કરને હિંદમાં ઘેરી રાખવું કેમ પાલવે. તેથી હાર્ડિંજે હિંદી લશ્કર ફ્લેન્ડર્સ મોકલવાને રવાના કર્યું. માર્સેલ્સ બંદરે ઊતર્યા પછી એક પણ દિવસના આરામ વિના લશ્કરે કૂચ કરી અને તે લડાઈને મોખરે જઈ પહોંચ્યું. યુદ્ધનો પહેલો શિયાળો પૂરો થાય તે અગાઉ જે આફત આવી પડી હોત તેમાથી હિંદુસ્તાનના લશ્કરે મિત્ર રાજ્યોને ઉગાર્યાં. આથી ૧૯૧૪ની મહાસભામાં જવાબદાર રાજતંત્ર માટેની માગણી ફરી કરવામાં આવી, અને તે નીચેના ઠરાવમાં વ્યક્ત થઈ:

"આ કટોકટીને પ્રસંગે હિંદી પ્રજાએ બતાવેલી વફાદારી ધ્યાનમાં લઈને આ મહાસભા સરકારને વિનંતિ કરે છે કે સામ્રાજ્યની એક મૂલ્યવાન સંપત્તિ તરીકે સાચવી રાખવાને માટે એ વફાદારીને વધારે ઊંડી અને કાયમી બનાવવી જોઈએ, અને તે માટે શહેનશાહના હિંદી અને બીજા પ્રજાજનો વચ્ચે હિંદમા તેમજ બહાર જે દ્વેષજનક ભેદો કરવામા આવે છે તે દૂર કરવા જોઈએ. ૧૯૧૧ના ઑગસ્ટની ૨૫મીના ખરીતામાના પ્રાંતિક સ્વરાજના વચનોનો અમલ કરવો જોઈએ અને સામ્રાજ્યના એક સંપૂર્ણ અંગ તરીકે હિંદને તે દરજ્જાના સઘળા હકો સ્વતંત્રપણે ભોગવવાનો અધિકાર આપવાના પગલાં લેવા જોઈએ"

રાષ્ટ્રીય આકાંક્ષાઓની તે વખતની ઊંચામાં ઊંચી કક્ષાનો ખ્યાલ આપવા માટે આ ઠરાવ આખો ટાંકવામાં આવ્યો છે શ્રીમતી બિસેન્ટે આ આખો સવાલ બદલાની દૃષ્ટિથી નહિ પણ હકની દૃષ્ટિથી રજૂ કર્યો. ૧૯૧૪ની મદ્રાસની મહાસભામા જે દેશમાં હિંદીઓને પ્રવેશ કરવાની મનાઈ હતી, તે દેશોના માલની આયાત હિંદમા બંધ કરવાની હિંમતભરી માગણી રજૂ કરી તેમણે પેન્ટલેન્ડના અમલ દરમિયાન હોમરૂલ લીગની મહાન ચળવળનો આરંભ કર્યો. તેમણે સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય કેળવણી તેમજ હોમરૂલના જૂના કાર્યક્રમનો અંગીકાર કર્યો તેમણે મદનપલ્લીની પોતાની કેળવણીની સંસ્થાઓનો યુનિવર્સિટી સાથેનો

સંબંધ તોડી નાખ્યો, અને અડિયારમાં એક રાષ્ટ્રીય વિનયમંદિર સ્થાપ્યું. તેવી જ બીજી સંસ્થાઓની સ્થાપના સિંધ અને અન્યત્ર પણ કરી અને ડૉ. એરુન્ડેલના અધ્યક્ષપણા નીચે રાષ્ટ્રીય કેળવણી આગળ વધારવાને માટે એક સંસ્થા નિર્માણ કરી. શ્રી. વાડિયાએ હોમરૂલ લીગના સંગઠનનું કાર્ય ઉપાડી લીધું. મહાસભાના કાર્યમાં તરતમાં જ ભાગ લેતા થયેલા શ્રી. સી. પી. રામસ્વામી આયરે પણ આ હિલચાલમાં મહત્ત્વનો ભાગ લેવા માંડ્યો. 'ન્યૂ ઇંડિયા' નામના નવા દૈનિક મારફતે આ ચળવળનો દૈનિક પ્રચાર શરૂ થયો. વિદ્યાર્થીઓ એ હિલચાલનું મહત્ત્વનું અંગ થઈ પડ્યા. આથી લૉર્ડ પેન્ટલેન્ડે વિદ્યાર્થીઓને રાજકીય ચળવળમાં ભાગ લેવાની મનાઈ કરતો હુકમ બહાર પાડ્યો. હમેશની માફક પ્રજાકીય આંદોલનની પાછળ દમનનીતિ શરૂ થઈ અને ૧૯૧૭ની ૧૬મી જૂને એની બિસેન્ટ, એરુન્ડેલ અને વાડિયાને ઉતાકામંડમાં અટકમાં લેવામાં આવ્યા.

## પ્રકરણ ૫ મું

## કેટલાક અંગ્રેજ હિતેચ્છુઓ

જૉન બ્રાઈટ—હેન્રી ફોસેટ—એ. ઓ. હ્યુમ—સર વિલિયમ વેડરબર્ન—ચાર્લ્સ બ્રેડલૉ—વિલિયમ એવર્ટ ગ્લેડસ્ટન—લૉર્ડ નૉર્થબ્રૂક—ડ્યૂક ઑફ આરગાઈલ—લૉર્ડ સ્ટેનલી ઑફ એલ્ડરલી—ચાર્લી નૉર્ટન—જનરલ બૂથ.

હિંદના રાજકારણના વિકાસમાં બ્રિટિશ પાર્લામેન્ટના કેટલાક સભ્યો અને બીજા અંગ્રેજ મહાપુરુષોએ ફાળો આપ્યો છે. તેમના કાર્યની ટૂંક નોંધ લેવી અહીં યોગ્ય ગણાય.

રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના પહેલાં ઘણા લાંબા વખતથી પાર્લામેન્ટના અનેક ઉદારચિત્ત સભ્યો હિંદના પ્રશ્નમાં રસ લઈ, પાર્લામેન્ટની હિંદને લગતી ચર્ચાઓમા નિઃસ્વાર્થ બુદ્ધિથી હિંદનો પક્ષ રજૂ કરતા. જૉન બ્રાઈટ એ સભ્યોમાં પ્રથમ હતા ૧૮૪૭માં તેઓ પાર્લામેન્ટમાં દાખલ થયા અને ૧૮૮૦મા નિવૃત્ત થયા. તે વચગાળાના બધા સમય દરમિયાન તે હિંદના પ્રશ્નમાં રસ લેતા રહ્યા. આવા જ બીજા બ્રિટિશ રાજપુરુષ તે મિ ફોસેટ. ૧૮૫૫માં તે પાર્લામેન્ટમાં દાખલ થયા અને ૧૮૬૮માં તેમણે હિંદી સિવિલ સર્વિસની પરીક્ષા હિંદ અને બ્રિટનમાં એકી વખતે લેવાની ગોઠવણ કરવાનો ઠરાવ રજૂ કર્યો હતો. લૉર્ડ સૅલિસબરીએ હિંદના ખરચે તુર્કસ્તાનના સુલતાનના માનમાં નાચનો મેળાવડો

કર્યો હતો તેને તેમણે વખોડી કાઢ્યો હતો. એબિસીનિયન વિગ્રહનો ખરચ હિંદ અને બ્રિટનને માથે અરધો અરધો ફાળવવામાં આવ્યો તથા પ્રિન્સ ઑફ વેલ્સની હિંદની મુલાકાતનો ખરચ પણ હિંદ ઉપર લાદવામાં ન આવ્યો એ તેમના અથાગ પરિશ્રમને આભારી હતું. વળી લૉર્ડ લિટને સુતરાઉ માલ પરની જકાત કાઢી નાખી તેનો તથા દિલ્લી દરબાર અને અફઘાન વિગ્રહનો તેમણે સખત વિરોધ કર્યો હતો. અહીં એ જણાવવું યોગ્ય છે કે, ૧૮૭૪માં હિંદના આ સાચા મિત્રને પાર્લામેંટની ચૂંટણીમાં નિષ્ફળતા મળી તે વખતે, તે ચૂંટણીમાં પાછી ઉમેદવારી કરી શકે તે માટે હિંદ તરફથી ૭૫૦ પાઉંડની થેલી અર્પણ કરવામાં આવી હતી.

અહીં હિંદના એક સાચા સેવક અને મહાસભાના આદ્ય-સંસ્થાપકોમાંના એક, મિ. હ્યુમની સેવાઓની નોંધ લેવી જોઈએ. તેમણે સરકારી અધિકારી તરીકે તેમજ નોકરીમાંથી નિવૃત થયા પછી પણ એકંદરે લગભગ સાઠ વરસ સુધી હિંદની સેવા કરી. તેઓ હિંદી સિવિલ સર્વિસના સભ્ય હતા અને તેમણે પોતાની નોકરી દરમિયાન જુદાં જુદાં ખાતાંઓમાં કામ કર્યું હતું. ૧૮૫૭ના બળવા વખતે હિંદીઓ સામે લડી તેમના ઉપર પોતાના દેશની સત્તા કાયમ રાખવા તેમણે પરિશ્રમ ઉઠાવ્યો હતો," પરંતુ ત્યાર પછી તેઓ હિંદનો રાજવહીવટ જબરદસ્તીથી નહિ પણ પ્રજાનો સર્વતોમુખી ઉત્કર્ષ થાય એવી ઉદાર નીતિથી ચાલે તે માટે સતત હિમાયત કરતા રહ્યા. જિલ્લાના અધિકારી તરીકે તેમણે આમપ્રજાની કેળવણી, પોલીસખાતાની સુધારણા, મદ્યનિષેધ, દેશી ભાષાનાં વર્તમાનપત્રો તથા બાળગુનેગારોની સુધારણા માટે રેફરમેટરીની સ્થાપના એ બધી બાબતોને માટે સખત પરિશ્રમ કર્યો હતો. જિલ્લાના અધિકારી તરીકેના તેમના અમલ દરમિયાન ગામડાં અને તેની ખેતીવાડી તથા આમપ્રજાનો ઉત્કર્ષ એ તેમની કાળજી અને રસનો એકમાત્ર વિષય હતો. ઉદાર રાજનીતિના વિષયમાં તેમણે જણાવ્યું, 'સરકાર ભલે પોતાની સરસાઈ પોતાનાં હથિયારોના બળથી સિદ્ધ કરે, પરંતુ ઉદાર અને સુધરેલી સરકારે તો પોતાની સ્થિરતા અને કાયમી હસ્તી માટે લોકોની કેળવણી પર

આધાર રાખવો જોઈએ, અને સરકાર લોકોની જે સેવાઓ ઉઠાવે છે તેની કદરને માટે તેમની સમજ અને હૃદયની ભાવનાઓ પર આધાર રાખવો જોઈએ.' તેમના આવા વલણથી સરકાર ચોંકી અને ૧૮૫૯ની ૨૮મી જાન્યુઆરીએ તેમના ઉપર એક પરિપત્ર મોકલવામાં આવ્યો. તેમાં, કેળવણીના પ્રચાર અર્થે દેશી સંસ્થાઓ સ્થાપવા સામે વાંધો લેવામાં આવ્યો અને તેમને સૂચના આપવામાં આવી કે, તેમણે એ સંસ્થાઓ માટે ફાળો ઉઘરાવવામાં તેમજ પોતાનાં બાળકો તે નિશાળોમાં મોકલવા માટે લોકોને સમજાવવામાં કોઈ પણ પ્રકારની મદદ કરવી નહિ. હ્યુમે આ પરિપત્રનો સચોટ જવાબ વાળ્યો તે ઇતિહાસપ્રસિદ્ધ છે. પોલીસખાતાની સુધારણાની પોતાની યોજના તેમણે પોલીસ અને ન્યાયનો વહીવટ જુદો પાડવાના સિદ્ધાંત ઉપર રચી છે. આબકારી ખાતાની બાબતમાં તે કહે છે, "આપણે રૈયતને ભ્રષ્ટ કરીએ છીએ પરંતુ તેમના પતનથી આપણને આર્થિક લાભ થતો નથી. આબકારીની બધી આવક પાપનો બદલો છે. જૂની શિખામણ છે તે પ્રમાણે 'ખોટે રસ્તે મેળવેલી દોલત કદી ફળતી નથી.' વળી આબકારી આવકમાં વધેલો એક રૂપિયો લોકોમાં વધતા ગુના અને તેને દબાવવા સરકારને થતા ખરચ મારફતે જાહેર પ્રજાના ઓછામાં ઓછા બે રૂપિયા ખેંચી જાય છે. નજીકના ભવિષ્યમાં આ સ્થિતિ બદલાય એમ લાગતું નથી. પરંતુ મને વિશ્વાસ છે કે થોડાં વધારે વરસ હું જીવું, તો હિંદી સરકારને માથે ચોંટેલું આ મોટામાં મોટું કલંક વધારે સારી વ્યવસ્થાથી દૂર થયેલુ હું જોઈ શકીશ."

૧૮૫૯ના અંતમાં તેમણે 'પ્રજામિત્ર' નામનું દેશી ભાષાનું પત્ર શરૂ કરવામાં મદદ કરી. આ પત્રની છસો નકલ વાયવ્ય પ્રાંતની (યુક્ત પ્રાંતોની) સરકારે ખરીદી. વાઇસરૉયે પણ આ પત્રની સારી કદર કરી અને તેનું ભાષાંતર કરાવી મહારાણી વિક્ટોરિયા સમક્ષ રજૂ કરવા માટે હિંદી વજીર ઉપર મોકલાવ્યું. ૧૮૬૩માં તેમણે બાળગુનેગારોને માટે સુધારણાગૃહ સ્થાપવાનો આગ્રહ કર્યો. જકાતના કમિશનર તરીકે તેમણે ધીમે ધીમે ૨૫૦૦ માઈલ જેટલી લાંબી 'જકાત દોરી' દૂર કરી. રજપૂતાનાનાં રાજ્યોના સોંઘા મીઠાની આયાત સામે સરકારના મીઠાના ઇજારાના રક્ષણ

માટે આ પ્રતિબંધ ઊભો કરવામાં આવ્યો હતો. આ કાર્ય માટે હિંદી વર્ગે હ્યુમનું અભિનંદન કર્યું.

૧૮૭૯માં હ્યુમે ખેતીની સુધારણા માટે એક યોજના રજૂ કરી. લૉર્ડ મેયોની સહાનુભૂતિ હોવા છતાં આ યોજના નિષ્ફળ ગઈ. અદાલતોની બાબતમાં તેમનો મત એ હતો કે, 'બધા જ જિલ્લાઓમાં શાહુકારોના સકંજામાં ખેડૂતો સપડાઈને તેમના ગુલામો બને છે તે માટે દીવાની અદાલતો જ જવાબદાર છે.' ખેડૂતોનાં દેવાંને લગતા કેસોનો નિકાલ કરવા માટે તેમણે સૂચના કરી કે, 'પ્રામાણિક અને બુદ્ધિશાળી હિંદીઓને ન્યાયાધીશ તરીકે ગામેગામ ફેરવવા અને ગામના ડાહ્યા લોકોની મદદથી દેવાંને લગતા કેસનો છેવટનો ફેંસલો કરાવવો. આ મુકદ્દમાઓ ચલાવનાર ન્યાયાધીશોને સામાન્ય કાયદાનાં કેસ ચલાવવાની કાયદેસરની પદ્ધતિનાં બંધનોમાંથી મુક્ત રાખવા. આ રીતે તેઓ સાચો ન્યાય આપી શકશે, કારણ કે, અદાલતોમાં સાક્ષીઓ જૂઠું બોલી શકે, પણ પોતાના જ ગામના લોક આગળ પોતાના ઓળખીતાઓની સમક્ષ તેઓ જૂઠાણું ચલાવી શકશે નહિ. ગામડાંમાં બધાને જ એકબીજાના વહેવારની પૂરી માહિતી હોય છે.' ૧૮૭૯માં મહારાષ્ટ્રની રૈયતની હાડમારીઓ દૂર કરવાને આ જાતની યોજના રજૂ કરવામાં આવી હતી, પણ મુંબઈ સરકારે તે નામંજૂર કરી.

મિ. હ્યુમ ૧૮૭૦થી ૧૮૭૯ દરમિયાન હિંદી સરકારના મંત્રી હતા. તેમના શુદ્ધ પ્રામાણિકપણાને તેમજ સ્વતંત્ર મિજાજને કારણે તેમને એ પદ પરથી દૂર કરવામાં આવ્યા. હિંદી છાપાંઓએ એકે અવાજે આનો સખત વિરોધ કર્યો, પરંતુ તે નિષ્ફળ ગયો. તેમને લે૦ ગવર્નર બનાવવાની લૉર્ડ લિટનની દરખાસ્ત હ્યુમે પોતે ન સ્વીકારી કારણ કે, એ સ્થાનને માટે કરવા પડતા જલસાઓ અને ખાણાંના મેળાવડાઓનો તેમને ભારે અણગમો હતો. હ્યુમ સુતરાઉ કાપડ પરની જકાત કાઢી ન નાખવાને માટે લૉર્ડ નોર્થબ્રૂક પર દબાણ કરી રહ્યા છે એમ માનીને લૉર્ડ સૅલિસબરીએ તેમને ગૃહમંત્રીપદે નીમવાની દરખાસ્ત ઉડાવી દીધી. ૧૮૮૨માં તેઓ નોકરીપરથી નિવૃત્ત થયા. નિવૃત્ત થતા પહેલાં પક્ષીવિદ્યાના એક સંગ્રહસ્થાનને માટે તેમણે

૨૦,૦૦૦ પાઉંડની અને હિંદના શિકારનાં પક્ષીઓ વિષે એક ગ્રંથ તૈયાર કરાવવાને માટે ૪૦૦૦ પાઉંડની રકમ આપી હતી

સર વિલિયમ વેડરબર્નની સેવાઓ બહુ જાણીતી છે તેઓ ઘણાં વરસ સુધી મહાસભાની બ્રિટિશ સમિતિના સંચાલક હતા આ સમિતિના સંચાલન માટે મહાસભા તરફથી દર વરસે ૧૦,૦૦૦ થી ૫૦,૦૦૦ રૂપિયા સુધીની રકમ મંજૂર કરવામાં આવતી વેડરબર્ન બે વખત મહાસભાના પ્રમુખ થયા હતા મિ. ડેવિડ યૂલ નામના બીજા એક અંગ્રેજ ૧૮૮૮ની મહાસભાના પ્રમુખ ચૂંટાયા હતા આ પછીનાં વરસોમાં પાર્લામેન્ટના સભ્યોની હિંદની મુલાકાત અને તેમની મહાસભામાં હાજરી દર વર્ષનો સામાન્ય બનાવ હતો આવી મુલાકાતે આવનારાઓમાં મદ્યનિષેધની ચળવળના આગેવાન મિ ડબલ્યુ એસ કેઈન, ગરીબોના સાચા સેવક ચાર્લ્સ બ્રેડલો, મિ સેમ્યુઅલ સ્મિથ, ડૉ એચ ઈ રૂથરફોર્ડ અને ડૉ ક્લાર્ક મુખ્ય છે રમ્સે મેકડોનાલ્ડ અગિયારમી મહાસભાના પ્રમુખ થતા થતા રહી ગયા કેમકે તેમની પત્નીના અવસાનને કારણે તેમને જલદી પાછા ફરવું પડ્યું પાછળનાં વરસોમાં કેરહાર્ડી, હોલફર્ડ નાઈટ, મેકસ્ટન, કર્નલ વેજવુડ, બેનસ્પૂર, ચાર્લ્સ રોબર્ટસન, પેથવિક લૉરેન્સ, વગેરે પાર્લામેન્ટના સભ્યોએ અહીંનો પ્રશ્ન સમજવાને હિંદની મુલાકાત લીધી હતી અને મહાસભાની બેઠકમાં હાજરી આપી હતી આ બધાઓ પૈકી ૧૮૯૯માં ચાર્લ્સ બ્રેડલોનું સ્વાગત ભારે પ્રેમ અને દબદબાથી કરવામાં આવ્યું હતું તેનો જવાબ વાળતા વફાદારીની તેમણે કરેલી વ્યાખ્યા જાણવા જેવી છે તેમણે કહ્યું, 'મૂઢ આજ્ઞાંકિતપણું એ વફાદારી નથી પરંતુ શાસનનો વધારે ભાર પોતાને માથે ઉઠાવી રાજકર્તાઓનો કાર્યભાર છેક હલકો કરી મૂકે એ જ પ્રજાની સાચી વફાદારી' નોકરશાહીની વ્યાખ્યા આથી ઊલટી છે તેમને મતે તો પ્રજાએ હાથ જોડીને બેસી રહી સરકારને રાજવહીવટનો બધો ભાર સોંપી દેવો એ જ વફાદારી છે

૧૮૮૯માં બ્રેડલોએ ધારાસભાની પુનર્રચના માટે કાયદાનો એક ખરડો તૈયાર કરી જાહેરની જાણ માટે ફેરવ્યો આ ખરડામાં

તે વખત સુધીની મહાસભાની આ વિષયની માગણીઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. બ્રેડલોની ઇચ્છા અનુસાર મહાસભાએ હિંદના લોકોના પુખ્ત અભિપ્રાયો પર રચાયેલી કેટલીક આ વિષય પરની ભલામણો તૈયાર કરી. પરંતુ છેવટે આ બિલ પડતું મૂકવામાં આવ્યું. પરંતુ પાર્લામેન્ટમાં બ્રેડલોની લાગવગ એટલી ભારે હતી કે, તેમના વિરોધને પરિણામે ૧૮૯૧માં લૉર્ડ ક્રોસનું પહેલું બિલ પડતું મૂકવામાં આવ્યું, અને હિંદને રાજકીય સુધારાનો પહેલો હપ્તો આપતું તેમનુ બીજું બિલ પસાર થયું. એ ખરડામાં ધારાસભાના સભ્યોની ચૂંટણીને માટે પરોક્ષ ચૂંટણીનું ધોરણ સ્વીકારવામાં આવ્યુ છે.

ઇંગ્લંડના મહાન રાજપુરુષ વિલિયમ એવર્ટ ગ્લેડસ્ટન પણ હિંદના હિતૈષી હતા. મહાસભાની પ્રવૃત્તિ પ્રત્યેની તેમની સહાનુભૂતિને લીધે તેઓ હિંદમાં બહુ લોકપ્રિય થયા હતા. ૧૮૮૮માં હિંદ વિષે બોલતાં તેમણે જણાવ્યું, 'એ મહાન પ્રજાની ઊગતી પેઢીની આકાંક્ષાઓ પ્રત્યે તિરસ્કાર દાખવવો કે તેની અવગણના કરવી. એ આપણને પાલવે એમ નથી.' લૉર્ડ લિટનના અમલ દરમિયાન થયેલો દેશી છાપાંનો કાયદો રદ થયો એ ગ્લેડસ્ટનના તે કાયદા પ્રત્યેના અણગમાને આભારી છે. એ કાયદા વિષેનો પોતનો અભિપ્રાય તેમણે નીચેના શબ્દોમાં વ્યક્ત કર્યો છે, 'કાઉન્સિલગૃહના અંધારા ખૂણામાં, મારા સમજવા પ્રમાણે માત્ર એક તારના સંદેશાના જવાબમાં, પાર્લામેન્ટની જાણ બહાર, સમસ્ત દેશને અંધારામાં રાખી, બ્રિટિશ સામ્રાજ્યને કલંક ચડાવે એવો દેશી છાપાંઓની સ્વતંત્રતા નષ્ટ કરતો એક કાયદો એકાએક પસાર કરી દેવામાં આવ્યો છે.' મહાસભાએ ઘણાં વરસો સુધી હિંદના હિતના આ સમર્થ પક્ષકારની જન્મતિથિ નિમિત્તે તેમને અભિનંદન આપતા ઠરાવો કર્યા છે.

લૉર્ડ નોર્થબ્રૂકે હોમચાર્જ ઓછો કરવાની પાર્લામેન્ટમાં રજૂઆત કરી હતી. આ માટે ૧૮૯૩ની મહાસભામાં તેમનો આભાર માનવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

ડ્યૂક ઑફ આરજાઇલ પણ હિંદના પ્રશ્નોમાં ખૂબ રસ લેતા હતા. હિંદની ગરીબી વિષે તેમણે જણાવ્યું છે કે, 'હિંદના

બહોળા ગ્રામસમાજમાં ઘર કરી બેઠેલી ગરીબી અને લોકોને વેઠવા પડતા ભૂખમરાનો જોટો પશ્ચિમના કોઈ પણ દેશમાં મળી શકે એમ નથી.'

યાર્ડલી નોર્ટને તેમના જીવનનાં ઉત્તમ વર્ષો હિંદની સેવામાં ગાળ્યાં હતાં. તેમણે ૧૮૯૪ની મહાસભામાં ઇન્ડિયા કાઉન્સિલ રદ કરવા વિષેનો ઠરાવ રજૂ કર્યો હતો. અને તે વખતે ભાષણ કરતાં એવો કોયડો રજૂ કર્યો હતો કે 'હિંદી વજીરને જો કાઉન્સિલના તાબામાં રહેવાનું હોય, તો તેની જરૂર ન હોવાથી તેની જગ્યા કાઢી નાંખો અને કાઉન્સિલ જો હિંદી વજીરના તાબામાં રહેવાની હોય, તો તેની કશી જરૂર ન હોવાથી તેને રદ કરો. એ બન્ને રાખી મૂકવાથી નાહક ખરચમાં વધારો થાય છે અને કામ સરળ રીતે ઊકલતું નથી.' સાથે સાથે તેમણે હિંદી વજીર અને ઇંડિયા કાઉન્સિલની વ્યાપારી બાબતોની અણઆવડત વિષે સચોટ પુરાવાઓ રજૂ કર્યા હતા.

આ સ્થળે એક મહાન સમાજસેવકની નોંધ લેવી જોઈએ. એ વ્યક્તિ તે જનરલ બૂથ. તેમણે ૧૮૯૧ની નાગપુરની મહાસભા ઉપર ગરીબ અને નિરાધાર લોકોને દેશની પડતર જમીનમાં વસાવવાની એક યોજના મોકલી. એ યોજના વિષે મહાસભાએ તારથી યોગ્ય ઉત્તર વાળ્યો' હતો. આ ટૂંકી નોંધમાં સર હેન્રી કોટનની સેવાઓનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. કોટન કુટુંબનો હિંદ સાથેનો સંબંધ લાંબા સમય સુધી જળવાયો હતો. આસામના ચિફ કમિશ્નરને પદેથી નિવૃત્ત થયા પછી તેમને ૧૯૦૪ની મુંબઈની મહાસભાના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. સમગ્ર હિંદ માટે એક સમવાય તંત્ર માટેનો આદર્શ પહેલવહેલો તેમણે રજૂ કર્યો હતો.

# પ્રકરણ ૬ ઠું

## હિંદી રાષ્ટ્રવિધાયકો

દાદાભાઈ નવરોજી—આનંદ ચરલુ—દિનશા વાચ્છા—ગોખલે—જી. સુબ્રહ્મણ્યમ આયર—બદરુદ્દીન તૈયબજી—કાશીનાથ ત્ર્યંબક તેલંગ—વ્યોમેશ ચંદ્ર બેનરજી—લોકમાન્ય તિલક—સુરેન્દ્રનાથ બેનરજી—અયોધ્યાનાથ—પંડિત માલવિયા—લાલા લજપતરાય—ફિરોજશાહ મહેતા—આનંદમોહન બોઝ—મનમોહન ઘોષ—લાલમોહન ઘોષ—વિજય રાઘવાચારિયર—કાલિચરણ બેનરજી—નવાબ સૈયદ બહાદુર—દાજી આબાજી ખરે—ગંગાપ્રસાદ વર્મા—સુધોળકર—શંકરન નાયર—કેશવ પિલાઈ—બિપિનચંદ્ર પાલ—અંબિકાચરણ મજમુદાર—મઝરૂલ હક—રાનાડે—ભૂપેંદ્રનાથ બસુ—બિશન નારાયણ ધાર—રમેશચંદ્ર દત્ત—સુબ્બારાવ પંતુલુ—લાલા મુરલીધર—સચ્ચિદાનંદ સિંહા.

મહાસભાની નીતિ અને કાર્યક્રમના વિકાસનું આગળ બ્યાન કરીએ તે પહેલાં તેની સ્થાપના અને ઘડતરમાં ફાળો આપનાર તથા દેશની મુક્તિની લડતનો આરંભ કરનાર અગ્રણીઓની સેવાઓની આદર અને કૃતજ્ઞતાપૂર્વક નોંધ લેવી યોગ્ય ગણાય. મહાસભાનુ આજનું વિશાળ તંત્ર, અને તેનો સર્વગ્રાહી કાર્યક્રમ જોતાં એવો ભાસ થવાનો સંભવ છે કે, એ તંત્ર અને એ કાર્યક્રમ આ જમાનાના આપણા પરિશ્રમનુ પરિણામ છે. મહાસભાના સંસ્થાપકોએ યોજેલો કાર્યક્રમ અને તેમની દૃષ્ટિ આજના

મહાસભાવાદીઓને ન રુચે એ બનવાજોગ છે, તે જ પ્રમાણે મહાસભાનો આજનો કાર્યક્રમ અને દૃષ્ટિ તેના સંસ્થાપકોને પસંદ ન પડ્યા હોત એ પણ બનવાજોગ છે પરંતુ જે વસ્તુની આજે આપણે ઝંખના કરીએ છીએ, આપણે જે કંઈ પ્રાપ્ત કર્યું છે, તે મહાસભાના આરંભકાળ દરમિયાનના સંસ્થાપકોના અથાગ પરિશ્રમને અને આત્મભોગને આભારી છે એ કદી ભુલાવું ન જોઈએ આવા, અવસાન પામેલા તેમજ મહભાગ્યે હજી જેઓ જીવંત છે, તે આપણા ગુરુજનોની સેવાઓની તેમજ આત્મભોગની નોંધ લેવી ઉચિત છે

## દાદાભાઈ નવરોજી

હિંદના ગુરુજનોમા દાદાભાઈ મોખરે છે મહાસભાના આરંભકાળથી માંડીને ૧૯૦૬ની કલકત્તાની બેઠકમા તેમણે સ્વરાજનો મંત્ર આપ્યો એ આખા મહાસભાના વિકાસના ગાળા દરમિયાન, તેઓ તેની પ્રવૃત્તિમા ભાગ લેતા રહ્યા હતા તેઓ ૧૮૮૬, ૧૮૯૩ અને ૧૯૦૬મા, એમ ત્રણ વખત મહાસભાના પ્રમુખ થયા હતા આ બધા વખત દરમિયાન હિંદ તેમજ ઇંગ્લડમા તેઓ મહાસભાનુ કાર્ય આગળ ધપાવતા રહ્યા હતા તેઓ ઇંગ્લડની પાર્લામેંટના સભ્ય ચૂંટાયા તે પ્રસંગે તેમનુ સન્માન કરવાને તેમને બીજી વખત મહાસભાના પ્રમુખ ચૂંટવામા આવ્યા હતા તે સમયે હિંદની ફરિયાદો ઇંગ્લડમા રજૂ કરી, દાદ મેળવવાની યોજના વિચારાઈ રહી હતી તથા તેને અંગે મહાસભાની એક બેઠક લંડનમા ભરવાની પણ સૂચના થઈ હતી એ સૂચનાનો અસ્વીકાર થયો હતો વળી આ અરસામા પાર્લામેંટમા હિંદને સીધુ પ્રતિનિધિત્વ આપવા માટે પણ માગણી થઈ હતી મહાસભાના પ્રમુખપદેથી તેમણે હિંદના કેળવાયેલા વર્ગને પોતાનો વિરોધી ન બનાવતા મિત્ર બનાવી લેવાની ઇંગ્લંડને સલાહ આપી બ્રિટિશ રાજ્યની ન્યાયપરાયણતા વિષે દાદાભાઈને ભારે વિશ્વાસ હતો અને તે છેવટ સુધી કાયમ રહ્યો હતો દાદાભાઈ ૧૯૦૬મા ત્રીજી વાર મહાસભાના પ્રમુખ થયા ત્યારે, આગલા વરસમા બંગાળના ભાગના પાડવામા આવ્યા હતા તે કારણે આખો દેશ ક્ષુબ્ધ થઈ ગયો હતો આ જ વરસથી દેશમા નવા યુગનો

આરંભ થાય છે. પૂર્વ બંગાળમાં અસંતોષની તીવ્ર લાગણી વ્યાપી રહી હતી. હિંદુ અને મુસલમાનો વચ્ચે વિખવાદ કરાવવાની પેરવીઓ થઈ રહી હતી. ઑર્ડિનન્સનો અમલ શરૂ થયો હતો. કાયદો અને વ્યવસ્થા જાળવવાના નવા સાધન તરીકે અનેક ઠેકાણે લશ્કર ગોઠવવામાં આવ્યું હતું અને અનેક પ્રદેશોને દંડ કરવાના હેતુથી ત્યાં વધારાની પોલીસ મૂકવામાં આવી હતી. બારિસાલની બંગાળ પ્રાંતિક પરિષદ બળજબરીથી વિખેરી નાખવામાં આવી હતી અને રાસબિહારી ઘોષની ભાષામાં 'પોલીસે શાંતિ સ્થાપવા માટે શાંતિનું જ ખૂન કર્યું હતું.' પ્રમુખપદેથી દાદાભાઈએ સરકારનું ઉત્તરોત્તર ખરચાળપણું દાખલા-દલીલોથી સચોટ રીતે પુરવાર કર્યું હતું. આ બેઠકમાં બહિષ્કારની ભાવના ખૂબ પ્રવર્તી રહી હતી. બાબુ બિપિનચંદ્ર પાલે બહિષ્કારનો વિસ્તૃત અર્થ કર્યો અને તેમાં સરકાર સાથેના સર્વ સંબંધના નિષેધનો સમાવેશ કર્યો. બહિષ્કારની બીજી બાજુરૂપ સ્વદેશીના જુદા જુદા આગેવાનોએ જુદા જુદા અર્થો કર્યા. પંડિત માલવિયાને મતે સ્વદેશી એટલે દેશનાં ઉદ્યોગધંધાનું સંરક્ષણ; તિલકને મતે સ્વાશ્રય અને લજપતરાયને મતે દેશની મૂડીની બચત. પરંતુ દાદાભાઈએ તો દેશને આર્થિક તેમજ કેળવણીના વિષયોમાં સુધારો કરવાનો, તેમજ પ્રજામાં સ્વરાજની ભૂખ જગાડવાને કેળવણીનો વધારે ને વધારે ફેલાવો કરવાનો જ આદેશ આપ્યો. સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય કેળવણીની જૂની ઘોષણામાં સ્વરાજની નવી ઘોષણાનો સૂર પૂરવા માટે 'ઇંગ્લિશમેન' પત્ર દાદાભાઈ ઉપર છેડાઈ પડ્યું. આ બેઠકના સમયથી હિંદના દાવાને ચોક્કસ સ્વરૂપ મળવા લાગ્યું. ૧૯૦૫માં ગોખલેએ જવાબદાર રાજતંત્રના વિકાસને માટે ચાર મુદ્દાઓ નક્કી કર્યા હતા. તેનો સમાવેશ ૧૯૦૬ના જવાબદાર રાજતંત્રને લગતા ઠરાવમાં કરવામાં આવ્યો છે.

૧૯૦૬ના કલકત્તાના જવાબદાર રાજતંત્રને લગતા ઠરાવમાં બ્રિટિશ સંસ્થાનોના જેવું જવાબદાર રાજતંત્ર હિંદમાં સ્થપાય તે માટે (૧) ઇંગ્લંડમાં લેવાતી બધી પરીક્ષાઓ એકી વખતે ઇંગ્લંડ અને હિંદમાં લેવાની તથા હિંદમાં થતી મોટી નિમણૂકો પરીક્ષા

લઈને કરવાની, (૨) ઇંડિયા કાઉન્સિલ તેમજ વાઈસરૉયની અને મુંબઈ અને મદ્રાસના ગવર્નરોની કારોબારી સભાઓમાં હિંદીઓની પૂરતા પ્રમાણમાં નિમણૂક કરવાની, (૩) વડી ધારાસભા તેમજ પ્રાંતિક ધારાસભાઓમાં હિંદીઓને વધારે અસરકારક પ્રતિનિધિત્વ આપી નાણાં વિષયક બાબતોમાં અને વહીવટના કાર્યમાં તેમનો કાબૂ વધારવાની અને (૪) લોકલબોર્ડો તથા મ્યુનિસિપાલિટીઓની સત્તા વધારી, સરકારનો તેમના ઉપરનો કાબૂ, વિલાયતની સરકાર જેટલા પ્રમાણમાં પોતાનાં એવાં જ મંડળો પર રાખે છે તેના કરતાં વધારે ન હોય, એવી માગણી કરવામાં આવી હતી.

આ ઉપરાંત દાદાભાઈને પ્રમુખપદે ભરાયેલી એ બેઠકમાં બહિષ્કાર, સ્વદેશી તથા રાષ્ટ્રીય કેળવણીને લગતા ઠરાવો પણ કરવામાં આવ્યા હતા.

જે મહાપુરુષે સિત્તેર વરસ સુધી હિંદના ઉદ્ધાર માટે સતત પરિશ્રમ ઉઠાવ્યો, તેમની સેવાઓની વિગતવાર નોંધ લેવાનું આટલી ટૂંકી જગ્યામાં શક્ય નથી. ટૂંકમાં એટલું જ કહીશું કે દાદાભાઈ હિંદના ઉદ્ધાર માટે જ જીવ્યા અને તેને જ માટે મરણપર્યંત પરિશ્રમ કરતા રહ્યા. તેમનું જીવન આત્મસમર્પણનું ઉચ્ચ દૃષ્ટાંત રજૂ કરે છે.

## આનંદ ચરલુ

આનંદ ચરલુ દક્ષિણ હિંદમાં રાજકીય જાગૃતિ આણનારાઓમાં મુખ્ય હતા. રાજકારણ પરત્વે તેમની કોઈ પણ પ્રકારની ચોક્કસ વિચારસરણી નહોતી, તેમજ તેમનો કોઈ અનુયાયીવર્ગ પણ નહોતો. પરંતુ વીસ વરસ સુધી દક્ષિણ હિંદની રાજકીય પ્રવૃત્તિમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો. તેમની વક્તૃત્વશક્તિ અસાધારણ હતી. ૧૮૯૧ની નાગપુરની મહાસભાના પ્રમુખપદેથી આપેલું તેમનું ભાષણ તે શક્તિનો ઉત્કૃષ્ટ નમૂનો છે.

## દિનશા એદલજી વાચ્છા

આરંભકાળથી જ વાચ્છાનું નામ મહાસભા સાથે જોડાયેલું છે. મહાસભાની પહેલી જ બેઠકમાં તેમણે હિંદની લશ્કરી

પરિસ્થિતિનું સચોટ ધ્યાન આપ્યું હતું. બીજી બેઠકમાં હિંદની ગરીબી વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે, 'આમપ્રજાની હાલત દિનપ્રતિદિન બગડતી જાય છે. અને ૧૮૪૮ની સાલથી લગભગ ચાર કરોડ માણસોને માત્ર એક જ ટંક ખોરાક મળે છે. એ એક ટંક પણ તેમને ખોરાક મળે જ છે એમ ખાતરીપૂર્વક કહી શકાય એવું નથી.' દેશની અઢળક દોલત એક નહિ--તો બીજે રસ્તે ઇંગ્લંડ તરફ ધસડાઈ જાય છે તે આ ઉત્તરોત્તર વધતી જતી કંગાળિયતનું કારણ છે એવો અભિપ્રાય તેમણે પ્રદર્શિત કર્યો. મહાસભાની પાંચમી બેઠકમાં સરકારની જકાતી નીતિ વિષે ટીકા કરતાં તેમણે જણાવ્યું હતું કે, બ્રિટિશ પાર્લામેન્ટે ઠરાવ કરીને હિંદીઓની માગણી અનુસાર તે નીતિ રાખવાની સૂચના કરી હોવા છતાં, હિંદી સરકારે હજી સુધી એ બાબતમાં કંઈ પણ પગલાં લીધાં નથી. મહાસભાની નવમી બેઠકમાં તેમણે રૂપાનાણું કાઢી નાખવાની યોજનાનો વિરોધ કરતો ઠરાવ રજૂ કર્યો હતો. છેક ૧૮૮૫ની સાલથી વાચ્છાની નજર લેંકેશાયર ઉપર પડી હતી. તેમણે જણાવ્યું, 'જો લશ્કરી ખર્ચ ન જ ઘટાડવો હોય, તો એ ખર્ચ પણ, હિંદના ગરીબોના પેટ પર પગ મૂકીને તેમને ભોગે ધનિક બનેલા લેંકેશાયરને વધારે સમૃદ્ધ કરવા માટે રદ કરેલી સુતરાઉ માલની આયાત ઉપરની જકાત ફરીથી ચાલુ કરીને મેળવવો જોઈએ.'

૧૯૦૪માં તેમણે દેશમાં બનતા સુતરાઉ માલ ઉપર નાખેલી જકાતને વખોડી કાઢી હતી, અને જણાવ્યું હતું કે, લેંકેશાયરને લાભ થાય એટલા ખાતર દેશના મિલઉદ્યોગને બાલ્યાવસ્થામાં જ પાંગળો કરવામાં આવ્યો છે. વેલબી કમિશન સમક્ષ તેમણે આપેલી જુબાનીથી દેશમાં તેમની ખ્યાતિ ખૂબ વધી. આ જુબાની માટે મહાસભા તથા ગોખલેએ તેમની પ્રશંસા કરી હતી. હિંદી સરકારની ચલણનીતિનો પણ વખતોવખત તેમણે સચોટ વિરોધ કર્યો હતો. સરકારની સરહદ પ્રાંતની નીતિ વિષે ૧૮૯૭ની અમરાવતીની મહાસભામાં બોલતાં તેમણે જણાવ્યું કે, સરહદપારના પ્રદેશ ઉપરની ચડાઈઓ સામ્રાજ્યના હિતને અર્થે કરવામાં આવે છે. એટલે એનો ખરચ ઇંગ્લંડની તિજોરીમાંથી થવો

જોઈએ. ૧૯૦૧ની કલકત્તાની મહામભાના તેમને પ્રમુખ ચૂંટવામાં આવ્યા. આ પછી મહાસભાની પ્રવૃત્તિમાં તેઓ સક્રિય ભાગ લેતા બંધ થયા. લગભગ ૨૫ વરસ સુધી વાચ્છાએ મહાસભાના કાર્યમાં આગળ પડતો ભાગ લીધો હતો. પરંતુ તે વખતના ઉદ્દામ મતવાદી વાચ્છા પાછળથી 'સર' બન્યા અને વડી ધારાસભાના સરકારનિયુક્ત સભ્ય થઈ, સરકારના ભરોસાપાત્ર બન્યા. નાણાં, લશ્કર તથા હિંદની ગરીબી વિષેના જ્ઞાનમાં તે વખતે તેમની બરોબરી કરી શકે એવી બીજી કોઈ વ્યક્તિ નહોતી.

## ગોપાળકૃષ્ણ ગોખલે

૧૮૮૯માં ગોખલેએ લોકમાન્ય જોડે મહાસભામાં પ્રથમ પ્રવેશ કર્યો. તેમણે મીઠા ઉપરના કરનો દાખલાદલીલોથી સખત વિરોધ કરતાં જણાવ્યું હતું કે, હિંદમાં એક પૈસાની કિંમતના મીઠાના પાંચ આના લેવામાં આવે છે. કોઈ પણ બાબત ઉપર ટીકા કરવામાં ગોખલે હંમેશાં ખૂબ વિનયી હતા, પરંતુ ચોખ્ખું પરખાવવામાં તે કદી ચૂકતા નહિ. ગોખલેને પેટનો ખાડો પૂરવા માટે સવારથી સાંજ સુધી નિષ્ફળ મજૂરી કરનાર મૂક દરિદ્રનારાયણ પ્રત્યે ઊંડી સહાનુભૂતિ હતી અને ધારાસભામાં તેના હિતના પ્રશ્નો રજૂ કરી તેમણે તેની સેવા કરી હતી. તેમને ૧૯૦૫ની બનારસની મહાસભાના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. આ વખતે તેમણે છેવટના ઉપાય તરીકે બહિષ્કારના રાજકીય શસ્ત્રનો સ્વીકાર કર્યો હતો. ગોખલેને ૧૯૦૫ અને ૧૯૦૬માં એમ બે વખત દેશના પ્રતિનિધિ તરીકે ઇગ્લંડ મોકલવામાં આવ્યા હતા.

જાહેર જીવનમાં ગોખલેની સ્થિતિ બહુ વિકટ હતી. પ્રજાને તેમના મવાલ વલણ માટે અણગમો હતો અને સરકારને તે વધારે પડતા ઉદ્દામ લાગતા. આનું કારણ તેઓ સરકાર અને પ્રજા વચ્ચે મધ્યસ્થ જેવા હતા તે હતું. ગોખલે પ્રજાની માગણી વાઈસરૉય આગળ રજૂ કરતા અને મહામભા સમક્ષ તેઓ સરકારની મુશ્કેલી રજૂ કરતા. પાછલી અવસ્થામાં નોકરશાહી સામે તેમણે કડવી

ફરિયાદ કરી હતી કે, 'નોકરશાહી છેડેચોક સ્વાર્થી અને દેશની આકાંક્ષાઓની વિરોધી થતી જાય છે. ભૂતકાળમાં આમ નહોતું.'

ગોખલેનું મોટામાં મોટું રચનાત્મક કાર્ય એ તેમણે સ્થાપેલી 'હિંદ સેવક સંઘ'ની સંસ્થા છે. આ સંસ્થામાં પેટપૂરતું વળતર લઈ માતૃભૂમિની સેવા કરવાના ઉચ્ચ આશયથી ઘણા સેવાભાવી તથા શક્તિશાળી હિંદીઓ જોડાયા છે, અને જુદાં જુદાં ક્ષેત્રોમાં દેશોદ્ધારનું કાર્ય કરી રહ્યા છે. સુરતની મહાસભાના ભાગલા પછી તેઓ મહાસભાના અગ્રણી બન્યા. તેમણે દક્ષિણ આફ્રિકાની પણ મુલાકાત લીધી અને ગાંધીજીની સત્યાગ્રહની લડતને ભારે મદદ કરી હતી. ૧૯૦૯ની મહાસભામાં સત્યાગ્રહના સિદ્ધાંત વિષે હર્ષમાં આવી જઈને તેમણે તેની ફિલસૂફી સમજાવી હતી. તેમના પાછલા જીવનમાં તેમનુ કાર્યક્ષેત્ર મુખ્યપણે વડી ધારાસભામાં હતું. ૧૯૧૪માં મહાસભાના બન્ને પક્ષનું સમાધાન કરવાની બાબતમાં પ્રથમ સંમતિ આપી પરંતુ પાછળથી તેઓ ફરી ગયા.

સમસ્ત જીવન પર્યંત અનન્ય નિષ્ઠા અને ભારે આત્મભોગથી ભારતની સેવા કરી, ૧૯૧૫માં તેઓ અવસાન પામ્યા.

## ૭. સુબ્રહ્મણ્યમ આયર

મહાસભાની પ્રથમ બેઠકમાં પહેલો ઠરાવ કોણે રજૂ કર્યો એ જાણવાની કોઈને જિજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. 'હિંદુ' પત્રના તંત્રી સુબ્રહ્મણ્યમ આયરે મહાસભાની પહેલી બેઠકમાં હિંદના વહીવટની તપાસ કરવા માટે એક રોયલ કમિશન નીમવા માટેનો પ્રથમ ઠરાવ રજૂ કર્યો હતો. એ ઠરાવમાં કમિશનના સભ્યોમાં હિંદીઓને પૂરતું પ્રતિનિધિત્વ આપવા માટે માગણી કરવામાં આવી હતી. આ પછી મદ્રાસની દશમી મહાસભા સુધી સુબ્રહ્મણ્યમનું નામ સંભળાતું નથી. આ બેઠકમાં તેમણે હિંદના જાહેર ખર્ચનો પ્રશ્ન ચર્ચ્યો હતો. કલકત્તાની બારમી 'મહાસભામાં તેઓ હિંદ અને બ્રિટનમાં એકી વખતે નોકરીની ભરતી માટેની પરીક્ષાઓ લેવા વિષે તથા જમાબંધીની ટૂંકી મુદત વિષે બોલ્યા હતા. અમરાવતીની મહાસભાની તેરમી બેઠકમાં તેમણે સરકારની સરહદને લગતી નીતિનો સખત વિરોધ કર્યો હતો. આ પછીની

મદ્રાસની મહાસભામાં પણ તેમણે એ નીતિ વખોડી કાઢી હતી તથા સરકારની ચલણને લગતી નીતિનો પણ સખત વિરોધ કર્યો હતો. સુબ્રહ્મણ્યમ હિંદના આર્થિક પ્રશ્નના ઊંડા અભ્યાસી હતા. લાહોરની મહાસભાની સોળમી બેઠકમાં, હિંદમાં ઉપરાઉપરી પડતા દુકાળોના કારણોની તપાસ કરી તેના ઉપાયો યોજવાને માટે એક સમિતિ નીમવાની માગણી તેમણે કરી હતી. કલકત્તાની સત્તરમી મહાસભામાં હિંદી રૈયતની કમકમાટી ઊપજાવે એવી કાયમી ગરીબી વિષે બોલતાં તેમણે જણાવ્યું કે, 'હિંદમાં લગભગ ૨૦ કરોડ માણસો કાયમી ભૂખમરો વેઠી રહ્યાં છે. તેઓ અગાધ અજ્ઞાનમાં ડૂબેલાં છે. તેમની મૂંગી યાતનાઓનો પાર નથી, તેમના જીવનમાં રસ નથી, ઉત્સાહ નથી, કોઈ પણ પ્રકારની આકાંક્ષાઓ નથી. કોઈ અગમ્ય રીતે આ દુનિયામાં આવી પડ્યાં છે એ જ માત્ર તેમના જીવનનું કારણ છે, અને શરીર જીવનને ધારણ ન જ કરી શકે એટલે મરણને શરણ થાય છે.' ૧૯૦૨ની અમદાવાદની અઢારમી મહાસભામાં હિંદની ગરીબી વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે, 'એક એવો સમય હતો કે જ્યારે હિંદના લોકોની આબાદી જોઈ પરદેશીઓ તાજુબ થઈ જતા. સર્વત્ર કળાકૌશલ્ય ખીલી રહ્યાં હતાં. ઈસ્ટ ઇંડિયા કંપનીએ ઇંગ્લંડના લાભ માટે જાણીબૂજીને હિંદના હુન્નરઉદ્યોગને ગૂંગળાવી નાખ્યા અને ઇંગ્લંડના હુન્નરઉદ્યોગને કાચો માલ પૂરો પાડવાને અર્થે માત્ર ખેતીને વધવા દીધી. આ નીતિથી હિંદના હુન્નરઉદ્યોગ નાશ પામ્યાં.' સુબ્રહ્મણ્યમને તેમના લખાણો માટે જેલ જવું પડ્યું હતું, પરંતુ તેમની નાદુરસ્ત તબિયતને લીધે તેમને છોડી મૂકવામાં આવ્યા હતા. તેમના જમાનાના રાજપુરુષોમાં સુબ્રહ્મણ્યમ સૌથી વધારે નિર્ભય અને દીર્ઘદૃષ્ટિવાળા હતા.

## બદરુદ્દીન તૈયબજી

બદરુદ્દીન તૈયબજી ચુસ્ત મહાસભાવાદી હતા. તેઓ મહાસભાની ત્રીજી બેઠકના પ્રમુખ ચૂંટાયા હતા. અણધારી રીતે આ એક યોગ્ય ઘટના ગણાય — મહાસભાની પહેલી બેઠકના પ્રમુખ હિંદુ હતા, બીજી બેઠકના પ્રમુખ પારસી હતા અને ત્રીજીના

પ્રમુખ એક મુસલમાન થયા એ બહુ જ ઉચિત થયું. તૈયબજીએ પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં મહાસભા સમગ્ર દેશના પ્રતિનિધિત્વવાળી સંસ્થા છે એનું બહુ સચોટ રીતે પ્રતિપાદન કર્યું હતું. તેમની સૂચનાથી મહાસભામા ચર્ચાને માટે આવેલી અનેક સૂચનાઓ ઉપર વિચાર ચલાવવાને તથા મહાસભાનો કાર્યક્રમ મુકરર કરવા માટે એક સમિતિ નીમવામાં આવી હતી. આ સમિતિ આજની વિષયવિચારિણી સમિતિની પુરોગામી ગણી શકાય. બદરુદ્દીન મુંબઈની હાઈકોર્ટના ન્યાયાધીશ થયા હતા. પછી ૧૯૦૪ સુધી મહાસભામા તેમનુ નામ સંભળાતુ નથી. ૧૯૦૪માં તેમણે સરકારી નોકરીને લગતા ઠરાવની ચર્ચામાં ભાગ લીધો હતો. ૧૯૦૫મા તેમનુ અવસાન થયુ.

## કાશીનાથ ત્ર્યંબક તેલંગ

તેલંગ મહાસભાના સ્થાપકો પૈકીના એક અને તેના પ્રથમ મંત્રી હતા. મહાસભાની પહેલી બેઠકમાં તેમણે વડી ધારાસભા અને પ્રાંતિક ધારાસભાઓને લગતો એક ઠરાવ રજૂ કર્યો હતો અને ધારાસભાના મતદાર મંડળ વિષે કેટલીક સૂચના કરી હતી. મહાસભાની ચોથી બેઠકમાં સરકારની ખર્ચની નીતિ વિષે બોલતાં તેમણે જણાવ્યું કે, 'પોતાની અન્ય પ્રવૃત્તિઓ માટે સરકાર નાણાની જોગવાઈ કરી શકે છે,. પરંતુ કેળવણીને માટે કુલ આવકનો માત્ર એક ટકો ખરચે છે. ૧૮૯૩મા તેમનુ અકાળે અવસાન થયું.

## વ્યોમેશચન્દ્ર બેનરજી

મહાસભાની પહેલી બેઠકના પ્રમુખ વ્યોમેશચન્દ્ર બેનરજી હતા. તેમણે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં મહાસભાનો હેતુ અને તેનું ધ્યેય સ્પષ્ટપણે રજૂ કર્યાં છે. વ્યોમેશચન્દ્ર ૧૮૯૨ની અલ્હાબાદની આઠમી મહાસભા વખતે ફરીથી પ્રમુખ ચૂંટાયા હતા. તે વખતે સંમતિ વયના કાયદા સામે હિલચાલ ચાલતી હતી અને લોકમાન્ય પણ આ હિલચાલમાં ભાગ લઈ દેશભરમાં જાણીતા થયા હતા. અલ્હાબાદમાં વ્યોમેશચન્દ્રે આ હિલચાલનો ઉલ્લેખ કરી, મહાસભાએ સામાજિક હિલચાલોથી અલગ રહેવુ

એમ જણાવી તે માટેનાં કારણો દર્શાવ્યાં હતાં. રાજકીય ચળવળને અંગે તેમના ભાષણમાં ધ્યાન ખેંચે એવો એક ફકરો છે તે નીચે ટાંકયો છે.

"આપણે પોકાર કરીએ છીએ તેમાં યુરોપિયનો સામેલ નથી તે કારણે તેની અવગણના કરવામાં આવે છે? 'આપણે તો આપણા સાથી યુરોપિયન પ્રજાજનોની મદદ આદરપૂર્વક સ્વીકારવા તૈયાર છીએ. આ વાત બાજુએ રાખીએ તો પણ, આપણા પોકારનો તિરસ્કાર કરવાનું પ્રયોજન શું? દુઃખ આપણે ખમીએ છીએ, સહન કરવાનું આપણે છે અને છતાં કહેવામાં આવે છે કે, તમારી ચળવળ તિરસ્કારને લાયક, બિનજરૂરી અને દીન છે—તમારો પોકાર સાંભળવામાં નહિ આવે એક વખત એવો હતો જ્યારે યુરોપિયનોની મદદથી કોઈ પણ બાબત માટે આપણે હિલચાલ કરતા ત્યારે સરકારની વકીલાત કરનારાઓ કહેતા કે, એ ચળવળ દેશના લોકોની નથી, પણ અસંતુષ્ટ યુરોપિયનોએ ઉત્પન્ન કરેલી છે —એના ઉપર લક્ષ આપવાની જરૂર નથી, કારણ કે એ દેશીઓનો પોકાર નથી પણ અસંતુષ્ટ યુરોપિયનોનો છે આજે આપણને એમ કહેવામાં આવે છે કે, 'તેમના કહેવા ઉપર લક્ષ ન આપો એ તો દેશીઓનો અવાજ છે, નહિ કે યુરોપિયનોનો."

લાંબા વખત સુધી દેશની સેવા કરી ૧૯૦૬માં તેઓ અવસાન પામ્યા.

## લોકમાન્ય તિલક

લોકમાન્ય એમના જીવનના છેવટના ભાગમાં હિંદના તાજ વિનાના રાજા કહેવાતા હતા., આ પદ તેમણે અખંડ સેવા અને ભારે આત્મભોગથી પ્રાપ્ત કર્યું હતું તેમણે શિવાજીનું સ્મરણ કાયમ રાખવાને માટે એક ઉત્સવની યોજના કરી હતી. આ પ્રસંગને અંગે આખા મહારાષ્ટ્રમા સભાઓ અને મેળાવડાઓ કરવામા આવતા. આ ઉત્સવની પહેલી સભામાં દક્ષિણના રાજ્યોના રાજાઓ તથા જાગીરદારો અને ઇનામદારોએ હાજરી આપી હતી આ ઉત્સવને અંગેની કેટલીક કવિતા અને પોતાનું ભાષણ છાપવા માટે લોકમાન્યને ૧૪મી સપ્ટેમ્બર ૧૮૯૭ને દિવસે અઢાર માસની કેદની સજા થઈ હતી, પરંતુ પ્રો મેકસમુલર, સર વિલિયમ હન્ટર, સર રિચાર્ડ ગાર્થ, મિ વિલિયમ કેન,

દાદાભાઈ નવરોજી, તથા રમેશચન્દ્ર દત્તની અરજીથી તેમને ૬ ઠ્ઠી સપ્ટેમ્બર ૧૮૯૮ને દિવસે છોડી મૂકવામાં આવ્યા હતા. તેમની આ સજા દરમિયાન પિનલ કોડમાં ૧૨૪અ તથા ૧૫૩અ કલમ ઉમેરવામાં આવી હતી. ૧૮૯૭ની અમરાવતીની મહાસભામાં તેમને છોડી મૂકવા માટે એક ખાસ ઠરાવ રજૂ કરવામાં આવ્યો હતો પરંતુ તે પસાર ન થયો. આ વખતે તે મહાસભાના પ્રમુખ શંકરન નાયર તથા સુરેન્દ્રનાથ બેનરજીએ લોકમાન્યની મહત્તા અને વિદ્વત્તાની ભારે પ્રશંસા કરી હતી. આને લીધે લોકમાન્યની ખ્યાતિ બહુ વધી ગઈ.

૧૮૯૬ની સાલથી જ લોકમાન્ય મહાસભા વધારે દઢતા બતાવે એને માટે પ્રયત્ન કરી રહ્યા હતા. ૧૮૯૯માં તેઓ લોર્ડ સેન્ડહર્સ્ટનો અમલ વખોડી કાઢતો ઠરાવ રજૂ કરવા માગતા હતા. તેનો ભારે વિરોધ થયો. લોકમાન્યે લોર્ડ સેન્ડહર્સ્ટનો અમલ હાનિકારક નહોતો એ સિદ્ધ કરવા પ્રતિનિધિઓને આહ્વાન કર્યું. તેમણે નોકરશાહીનાં અપકૃત્યો ગણી બતાવ્યાં અને તેમાં તેમણે અતિશયોક્તિ કરી હોય તો તે બતાવી આપવાની માગણી કરી. પરંતુ મહાસભાના પ્રમુખ અને બીજા ઘણા પ્રતિનિધિઓ આ ઠરાવ રજૂ કરવા દેવાની તદ્દન વિરુદ્ધ હતા. લોકમાન્યે પોતાના ઠરાવના પ્રતિપાદનમાં સચોટ દાખલા દલીલો રજૂ કરી જણાવ્યું કે, એ ઠરાવ રજૂ ન કરવા દેવો એ ગેરવાજબી છે; ત્યારે પ્રમુખ રમેશચન્દ્ર દત્તે રાજીનામું આપવાની ધમકી બતાવી.

તે જમાનામાં સુરતમાં પડેલા મહાસભાના ભાગલા એ તીવ્ર ચર્ચાનો વિષય હતો અને લોકમાન્યને મહાસભામાં ભંગાણ પાડી તેનો વિનાશ કરનાર તરીકે લેખવામાં આવતા હતા. બન્ને પક્ષો આ બનાવનો જુદો જુદો હેવાલ આપે છે. ૧૯૦૬ની કલકત્તાની મહાસભામાં વિનીત આગેવાનો અને રાષ્ટ્રીય પક્ષ વચ્ચે મતભેદ ઊભો થયો હતો એ ખુલ્લુ છે. પરંતુ તે વખતે દાદાભાઈ નવરોજીના પ્રભાવને લીધે બન્ને પક્ષો વચ્ચે તાત્કાલિક સમાધાન થયું હતું. ૧૯૦૭માં એ મતભેદે તીવ્ર સ્વરૂપ લીધું હતું. આ મતભેદને કારણે જ મહાસભાનું સ્થળ નાગપુરથી બદલી સુરત રાખવામાં આવ્યું હતું. રાષ્ટ્રીય પક્ષે

આ ફેરફારનો વિરોધ કર્યો અને એવો આક્ષેપ કર્યો કે, સ્થાનિક પ્રતિનિધિઓની મદદથી મહાસભામાં પોતાનું ધાર્યું કરવા માટે જ વિનીતોએ મહાસભાનું સ્થળ નાગપુરને બદલે સુરત રાખ્યું છે. આ મહાસભાના પ્રમુખ લોકમાન્ય થાય એવી રાષ્ટ્રીય પક્ષની ઇચ્છા હતી. વિનીતો એની વિરુદ્ધ હતા એટલે તેમણે પોતાના બંધારણ અનુસાર ડૉ. રાસ બિહારી ઘોષને પ્રમુખ ચૂંટી કાઢ્યા. લાલા લજપતરાય તાજા જ દેશપારીમાંથી પાછા આવ્યા હતા એટલે તેમની પ્રતિષ્ઠા અને લોકપ્રિયતા ખૂબ વધી હતી. આથી તેમના નામનો કોઈ વિરોધ નહિ કરે એમ ધારી રાષ્ટ્રીય પક્ષે પ્રમુખપદ માટે લજપતરાયનું નામ સૂચવ્યું. લજપતરાયે તેમની સ્વાભાવિક નમ્રતાથી આ સૂચનાનો અસ્વીકાર કર્યો. સુરતમાં બધા પ્રતિનિધિઓ આવી ગયા એટલે લોકમાન્યે પોતાના મતના પ્રતિનિધિઓને એક સ્થળે એકઠા કર્યા. બન્ને પક્ષો વચ્ચે સમાધાન કરવાના પ્રયાસો થયા પણ ગેરસમજૂતી વધતી જ ગઈ. રાષ્ટ્રીય પક્ષ કંઈ નહિ તો કલકત્તામાં પસાર કરવામાં આવેલા જવાબદાર રાજતંત્ર, બહિષ્કાર, અને રાષ્ટ્રીય કેળવણીને લગતા ઠરાવો ફરીથી કરાવવા માગતો હતો. તે પક્ષને એવી શંકા હતી કે વિનીતો આ ઠરાવોમાંથી નીકળી જવા માગતા ન હોય તો પણ તેમને બહુ મોળા કરી નાખવા માગે છે. કમનસીબે છેક મહાસભાની બેઠક મળી ત્યાં સુધી સ્વાગત સમિતિએ તૈયાર કરેલા ઠરાવોનો ખરડો બહાર પાડવામાં ન આવ્યો. આથી, ઉપર જણાવેલા ઠરાવો એ ખરડામાં દાખલ કરવામાં આવ્યા છે એમ જાહેર કરવામાં આવ્યું છતાં, રાષ્ટ્રીય પક્ષે એ હકીકત ન સ્વીકારી. લોકમાન્યે સમાધાન માટે પ્રયાસો કર્યા પણ તે સફળ ન થયા તથા સ્વાગત સમિતિના પ્રમુખ ત્રિભોવનદાસ માળવીને મળવાનો તેમનો પ્રયાસ પણ નિષ્ફળ નીવડ્યો. ૨૭મી ડિસેમ્બરે મહાસભાની બેઠક મળી ત્યારે સોળસો ઉપરાંત પ્રતિનિધિઓ હાજર હતા. સ્વાગત સમિતિના પ્રમુખનું ભાષણ વંચાઈ રહ્યા બાદ, તે વખતના નિયમ પ્રમાણે સ્વાગત સમિતિએ નક્કી કરેલા નામની પ્રમુખપદ માટે ખુલ્લી બેઠકમાં દરખાસ્ત મૂકવામાં આવી. આ દરખાસ્તને ટેકો આપવાને માટે સુરેન્દ્રનાથ બેનરજી ઊભા થયા ત્યારે એટલો બધો

ઘોંઘાટ થયો અને અવ્યવસ્થા વ્યાપી કે તે દિવસે મહાસભાની બેઠક મુલતવી રાખવામાં આવી. ફરીથી સમાધાનીના પ્રયાસો થયા તે પણ નિષ્ફળ નીવડ્યા. ૨૮મી તારીખે ફરીથી મહાસભાની બેઠક મળી. લોકમાન્યે સ્વાગત સમિતિના પ્રમુખ માળવી ઉપર ચિઠ્ઠી મોકલી અને પ્રમુખની દરખાસ્તને ટેકો અપાઇ જાય પછી પોતાને સભા સમક્ષ બોલવા દેવાની પરવાનગી આપવાની માગણી કરી. આગલા દિવસનું કામકાજ જ્યાંથી અટક્યું હતું ત્યાંથી આગળ ચાલ્યું, અને સુરેન્દ્રનાથ બેનરજીએ પ્રમુખપદની દરખાસ્તને ટેકો આપવા માટેનું ભાષણ પૂરું કર્યું ફરીથી યાદ આપ્યા છતાં તેમની બોલવા દેવાની માગણીની અવગણના કરવામાં આવી એટલે લોકમાન્ય સભાને સંબોધન કરવાનો પોતાનો હક સ્થાપિત કરવા વ્યાસપીઠ પર ગયા સ્વાગત સમિતિના પ્રમુખ અને ડૉ ઘોષે માની લીધું કે, પ્રમુખની વિધિપુરઃસરની ચૂંટણી થઈ છે એટલે લોકમાન્યને પ્રમુખપદની દરખાસ્ત વિષે બોલવાની પરવાનગી તેમણે ન આપી. આથી સભામાં શોરબકોર અને ધાંધલ મચી ગયાં, તથા પ્રતિનિધિઓમાંથી કોઈએ જોડો ફેંક્યો અને તે ફિરોજશાહ મહેતાને વાગ્યો એટલે ધાંધલે વધારે ઉગ્ર સ્વરૂપ લીધું. સર્વત્ર અવ્યવસ્થા અને ઘોંઘાટ મચી રહ્યાં. ખુરસીઓ ફેંકાઈ અને લાઠીઓ ઊછળી આને પરિણામે તે દિવસે પણ બેઠક મુલતવી રહી બીજે દિવસે વિનીતોએ પોતાના પક્ષની અલગ સભા મેળવી મહાસભાનું એવું બંધારણ ઘડ્યું કે, રાષ્ટ્રીય પક્ષ તેમાં દાખલ ન થઈ શકે. આટલા લાંબા ગાળા પછી બન્ને પક્ષનાં દૃષ્ટિબિંદુ વિષે કંઈક અભિપ્રાય બાંધી શકાય એમ છે. બન્ને પક્ષની મૂળભૂત માન્યતા ભિન્ન હતી અને પોતપોતાની માન્યતા મહાસભામાં સ્વીકારાય તે માટે દરેક પક્ષ ઉત્સુક હતો, એ વિષે ના પાડી શકાય એમ નથી. પરંતુ એમ કહેવું જોઈએ કે, જે મુદ્દાને માટે લોકમાન્ય ઊભા થયા હતા, તે બહુ મહત્ત્વનો નહોતો. લોકમાન્યે આગ્રહપૂર્વક જણાવેલું કે, કલકત્તામાં સ્વીકારાયેલા મહાસભાના બંધારણ પ્રમાણે સ્વાગત સમિતિને તો માત્ર પ્રમુખનું નામ સૂચવવાનો જ અધિકાર હતો પ્રમુખની ચૂંટણી કરવાનો અંતિમ હક તો મહાસભામાં ભેગા થયેલા પ્રતિનિધિઓનો હતો.

આ મુજબ પ્રમુખની દરખાસ્ત ઉપર સુધારો મૂકવાનો અથવા મહાસભાની બેઠક મુલતવી રાખવાનો ઠરાવ રજૂ કરવાનો લોકમાન્યને હક હતો આને માટે તેમને પરવાનગી ન આપવામા આવી એટલે પ્રતિનિધિઓને સંબોધવાનો પોતાનો અધિકાર સ્થાપિત કરવા લોકમાન્ય ઊભા થયા હતા તેમનુ આ પગલુ ગેરવાજબી હતુ એમ ન કહી શકાય સાથે સાથે એમ પણ જણાવવુ જોઈએ કે, ગેરસમજને કારણે લાગણી ખૂબ ઉશ્કેરાઈ હતી અને મહાસભા આગળ રજૂ કરવાના ઠરાવોના મુસદ્દામા કલકત્તાના ઠરાવોનો સમાવેશ કરવામા નથી આવ્યો એ શંકાથી તે વધારે ઉત્તેજિત થઈ વળી, આ ઠરાવોનો તેમા સમાવેશ ન કરવામા આવ્યો હોત અથવા તે ઠરાવોનો સમાવેશ કર્યા છતા તેની ભાષા રાષ્ટ્રીય પક્ષને માન્ય ન હોત, તો પણ એ ઠરાવોનો સમાવેશ કરવાની કે તેમને યોગ્ય ભાષામા મૂકવાની વિષય વિચારિણી સમિતિને સત્તા હતી તે સમિતિમા પોતાની બહુમતી હોત, તો તે ઠરાવોનો રાષ્ટ્રીય પક્ષ મહાસભા પાસે સ્વીકાર કરાવી શકત અથવા, બન્ને પક્ષના આગેવાનો તકરારી મુદ્દા ઉપર ખુલ્લા દિલથી ચર્ચા કરી યોગ્ય સમાધાન ઉપર આવી શકત, પણ વિનીત પક્ષના આગેવાનો એક ટોળી બાધીને બેઠા હતા એટલે આ બની ન શક્યુ પરંતુ પ્રસંગ વીત્યા પછી ડહાપણ કરવુ સહેલુ છે લાગણી પૂરેપૂરી ઉશ્કેરાઈ હોય એવા કટોકટીને પ્રસંગે મહાપુરુષો પણ સમતા ગુમાવી બેસે છે લોકમાન્ય અને ગોખલે એ બેમા આને માટે કોણ કેટલે દરજ્જે ઠપકાને પાત્ર છે એ જણાવવુ આપણે માટે નરી ધૃષ્ટતા ગણાય એટલે આ બનાવની નોધ લેતા આ બન્ને મહાપુરુષો માટેનો આપણો આદર જરા પણ ઓછો ન થવા દઈએ

લોકમાન્ય પ્રખર રાષ્ટ્રવાદી હતા પણ પોતાના જમાનાની મર્યાદાઓ તેઓ સ્વીકારતા ૧૯૧૮મા સર વેલેન્ટાઈન શિરોલ સામેના દાવાને અગે (સર વેલેન્ટાઈને લોકમાન્યને રાજદ્રોહના પ્રચારક તરીકે વર્ણવ્યા હતા તેથી લોકમાન્યે તેમની સામે બદનક્ષીની ફરિયાદ માડી હતી) લોકમાન્ય ઇગ્લડ ગયા હતા ત્યારે, મજૂરપક્ષ અને હિંદની મુક્તિ માટેની તેની ભાવના વિષે

લોકમાન્યને એટલી શ્રદ્ધા બેઠી કે, તેમણે ૩૦૦૦ પાઉંડ મજૂરપક્ષને આપ્યા હતા. આગળના જમાનાના રાજકીય આગેવાનોનો વિલાયતના લિબરલ પક્ષ વિષે આવો જ વિશ્વાસ હતો. રાષ્ટ્રીય પક્ષને કૉન્ઝરવેટિવ કે લિબરલ પક્ષને બદલે મજૂરપક્ષ પર વિશ્વાસ બેઠો. શિરોલ સામેના કેસનું પરિણામ નિરાશાજનક આવ્યું. તે વખતે એવી અપેક્ષા રાખવામાં આવતી હતી કે, આટલાથી પણ હિંદના બ્રિટિશ અમલના ખરા સ્વરૂપનું લોકમાન્યને દર્શન થશે અને તેઓ સરકાર સામેની લડતનો પોતાનો વ્યૂહ બદલશે. પરંતુ ૧૯૧૯નો સુધારાનો કાયદો પસાર થયો કે તરત જ તેમણે પ્રતિયોગી સહકારનો માર્ગ લેવો એવું જાહેર કર્યું, અને સમગ્ર દેશમાં અસહકાર વિષે ચર્ચા ચાલી રહી હતી તેમાં તેમણે સક્રિય ભાગ ન લીધો. તેમણે ખિલાફતની લડતમાં મુસલમાનોને સાથ આપવા જણાવ્યું હતું ખરું, પરંતુ ૧૯૨૦ની ૧લી ઑગસ્ટને દિવસે તેમનું અવસાન થયું. એ જ દિવસે અસહકારનો પણ જન્મ થયો હતો. જૂના વખતના આગેવાનોમાંથી માત્ર લોકમાન્યને જ તેમની આખી કારકિર્દી દરમિયાન ભારે દમન વેઠવું પડ્યું હતું. ૧૯૦૮મા તેમને સજા કરતી વખતે ન્યાયાધીશે કડવી ટીકા કરી હતી. તેનો લોકમાન્યે વાળેલો ચિરસ્મરણીય જવાબ ભારતમાં ઘેર ઘેર સુવર્ણ અક્ષરે કોતરી રાખવા જેવો છે.

"જ્યૂરીનો ચુકાદો ગમે તે હોય પણ હું નિર્દોષ છું એ વિષે મને લેશ પણ શંકા નથી. જે પરમ શક્તિ સર્વ વસ્તુઓનું ભાવી નિર્માણ કરે છે તેનો જ એવો આદેશ હોય એમ જણાય છે કે, જે ધ્યેય હું રજૂ કરું છું તે મારા બહાર રહેવા કરતાં મારા જેલનિવાસથી વધારે સફળ થશે." ૧૮૯૭મા રાજદ્રોહ માટે તેમના ઉપર મુકદ્દમો ચાલતો હતો ત્યારે ન્યાયાધીશે જેને અંગે કેસ ચાલતો હતો તે લેખો તેમણે પોતે લખ્યા નહોતા એ સાચી હકીકત જાહેર કરવા લોકમાન્યને સૂચવ્યું, (૧૯૦૮ના મુકદ્દમાના લેખો પણ લોકમાન્યે લખ્યા નહોતા) ત્યારે તેમણે તેમ કરવા ના પાડી ને આવા જ પ્રકારના ઉદ્‌ગારો કાઢ્યા હતા. "મનુષ્યના જીવનમાં કોઈ કોઈ વાર એવી પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે કે, જ્યારે તેણે પોતાની વ્યક્તિગત ગણતરી બાજુએ રાખી પોતાના માનવબંધુઓના

પ્રતિનિધિ બનવું જોઈએ.” લોકમાન્યે પૂરી સ્વસ્થતાથી સજા સ્વીકારી લીધી અને તેમના કારાવાસ દરમિયાન અમૂલ્ય ગ્રંથો રચ્યા. તેમને કેદ ન મળી હોત તો, ‘આર્કટિક હોમ ઑફ ધિ વેદાઝ’ અને ‘ગીતારહસ્ય’ જેવા મહાન ગ્રંથોનો વારસો દેશને ન મળત. ૧૯૧૮માં લોકમાન્યને મુંબઈના ગવર્નર તરફથી યુદ્ધ-પરિષદમાં નોતરવામાં આવ્યા હતા, અને તેઓ તેમાં હાજર રહ્યા હતા. ત્યાં તેમને બે મિનિટમાં જ બોલતા અટકાવવામાં આવ્યા. કારણકે લૉર્ડ વિલિંગ્ડનની હોમરૂલ વિરુદ્ધની ટીકાનો જવાબ આપવાની તેમણે શરૂઆત કરી હતી.

૧૮૯૬માં ગાંધીજી પૂના ગયા, ત્યારે તેમને દક્ષિણ આફ્રિકાના હિંદીઓના પ્રશ્નને અંગે ત્યાં સભા કરવી હતી. આને માટે તે લોકમાન્યને મળ્યા. લોકમાન્યે તેમને તે સારુ ગોખલેને મળવાની સલાહ આપી. આ વખતની ગાંધીજીએ આ બન્ને આગેવાનોની કરેલી તુલના જાણવા જેવી છે; લોકમાન્ય તેમને હિમાલય જેવા વિશાળ અને ભવ્ય પણ દુર્ગમ લાગ્યા, જ્યારે ગોખલે તેમને પવિત્ર ભાગીરથી જેવા — જેને ખોળે નિશ્ચિંત પડતું મૂકી શકાય એવા — જણાયા.

તિલક અને ગોખલે બન્ને મહારાષ્ટ્રીઓ હતા. બંને બ્રાહ્મણ હતા અને બંને ચિત્તપાવન જ્ઞાતિના હતા. બંને પ્રથમ પંક્તિના દેશસેવકો હતા. બંનેયે આખા જીવન દરમિયાન ભારે આત્મભોગ આપ્યો હતો, પરંતુ બંનેની પ્રકૃતિ પરસ્પર ભિન્ન હતી. તેમના જમાનાની ભાષા વાપરીએ, તો ગોખલે ‘મવાલ’ હતા અને લોકમાન્ય ઉદ્દામ મતના હતા. ગોખલેનુ ધ્યેય ચાલુ રાજવહીવટમાં સુધારો કરાવવાનું હતું, લોકમાન્ય ગજતંત્રની પુનર્રચના કરવા માગતા હતા. ગોખલેને નોકરશાહીની સાથે રહીને કામ કરવું પડેલુ અને તિલકને તેની સાથે લડત કરવી પડેલી. ગોખલેની નીતિ બને ત્યા સુધી સરકાર સાથે સહકાર કરવાની અને જરૂર પડયે તેનો વિરોધ કરવાની હતી, જ્યારે લોકમાન્યની નીતિ સરકારના ગજતંત્રનો અવરોધ કરવાના વલણની હતી. ગોખલેનો કાર્યપ્રદેશ રાજવહીવટ અને તેની સુધારણાનો હતો, લોકમાન્યનો મુખ્ય ઉદ્દેશ રાષ્ટ્ર અને તેનું

લોકમાન્યને એટલી શ્રદ્ધા બેઠી કે, તેમણે ૩૦૦૦ પાઉંડ મજૂરપક્ષને આપ્યા હતા. આગળના જમાનાના રાજકીય આગેવાનોનો વિલાયતના લિબરલ પક્ષ વિષે આવો જ વિશ્વાસ હતો. રાષ્ટ્રીય પક્ષને કૉન્ઝરવેટિવ કે લિબરલ પક્ષને બદલે મજૂરપક્ષ પર વિશ્વાસ બેઠો. શિરોલ સામેના કેસનું પરિણામ નિરાશાજનક આવ્યું. તે વખતે એવી અપેક્ષા રાખવામાં આવતી હતી કે, આટલાથી પણ હિંદના બ્રિટિશ અમલના ખરા સ્વરૂપનું લોકમાન્યને દર્શન થશે અને તેઓ સરકાર સામેની લડતનો પોતાનો વ્યૂહ બદલશે. પરંતુ ૧૯૧૯નો સુધારાનો કાયદો પસાર થયો કે તરત જ તેમણે પ્રતિયોગી સહકારનો માર્ગ લેવો એવું જાહેર કર્યું, અને સમગ્ર દેશમાં અસહકાર વિષે ચર્ચા ચાલી રહી હતી તેમાં તેમણે સક્રિય ભાગ ન લીધો તેમણે ખિલાફતની લડતમાં મુસલમાનોને સાથ આપવા જણાવ્યું હતું ખરું, પરંતુ ૧૯૨૦ની ૧લી ઑગસ્ટને દિવસે તેમનું અવસાન થયું. એ જ દિવસે અસહકારનો પણ જન્મ થયો હતો. જૂના વખતના આગેવાનોમાંથી માત્ર લોકમાન્યને જ તેમની આખી કારકિર્દી દરમિયાન ભારે દમન વેઠવું પડયું હતું. ૧૯૦૮માં તેમને સજા કરતી વખતે ન્યાયાધીશે કડવી ટીકા કરી હતી. તેનો લોકમાન્યે વાળેલો ચિરસ્મરણીય જવાબ ભારતમાં ઘેર ઘેર સુવર્ણ અક્ષરે કોતરી રાખવા જેવો છે:

"જ્યૂરીનો ચુકાદો ગમે તે હોય પણ હું નિર્દોષ છું એ વિષે મને લેશ પણ શંકા નથી. જે પરમ શક્તિ સર્વ વસ્તુઓનું ભાવી નિર્માણ કરે છે તેનો જ એવો આદેશ હોય એમ જણાય છે કે, જે ધ્યેય હું રજૂ કરું છું તે મારા બહાર રહેવા કરતાં મારા જેલ-નિવાસથી વધારે સફળ થશે." ૧૮૯૭માં રાજદ્રોહ માટે તેમના ઉપર મુકદ્દમો ચાલતો હતો ત્યારે ન્યાયાધીશે જેને અંગે કેસ ચાલતો હતો તે લેખો તેમણે પોતે લખ્યા નહોતા એ સાચી હકીકત જાહેર કરવા લોકમાન્યને સૂચવ્યું, (૧૯૦૮ના મુકદ્દમાના લેખો પણ લોકમાન્યે લખ્યા નહોતા) ત્યારે તેમણે તેમ કરવા ના પાડી ને આવા જ પ્રકારના ઉદ્ગારો કાઢ્યા હતા: "મનુષ્યના જીવનમાં કોઈ કોઈ વાર એવી પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે કે, જ્યારે તેણે પોતાની વ્યક્તિગત ગણતરી બાજુએ રાખી પોતાના માનવબંધુઓના

પુનર્નિર્માણ હતું. ગોખલેની નીતિ પરદેશીને પોતાના કરી લેવાની હતી, લોકમાન્યની નીતિ પરદેશીઓને દૂર કરી તેમને સ્થાને દેશીઓને સ્થાપવાની હતી. ગોખલેનો આદર્શ પ્રેમ અને સેવા હતો, લોકમાન્યનો આદર્શ સેવા અને બલિદાનનો હતો. ગોખલે બીજાની સહાય ઉપર આધાર રાખતા, લોકમાન્ય સ્વાશ્રયનો પુરસ્કાર કરતા. ગોખલેની મદાર પ્રજાના આગળ પડતા અને શિક્ષિત વર્ગ ઉપર હતી, લોકમાન્યની મદાર સારી આમપ્રજા ઉપર હતી. ગોખલેનો કાર્યપ્રદેશ ધારાસભામાં હતો, અને લોકમાન્યનો કાર્યપ્રદેશ ગામડાંની પ્રજામાં હતો. ગોખલે પોતાનું કામ અંગ્રેજી ભાષામાં ચલાવતા, લોકમાન્ય મરાઠીનો ઉપયોગ કરતા. ગોખલે પોતાના જમાનાથી આગળ જઈ શક્યા નહોતા, જ્યારે લોકમાન્ય જમાનાને વટાવી ગયા હતા. અંગ્રેજોએ નક્કી કરી આપેલી કસોટીઓમાંથી પાર ઊતરીને પ્રજા જવાબદાર રાજતંત્ર મેળવે એ ગોખલેનું ધ્યેય હતું. લોકમાન્યનું ધ્યેય એ હતું કે, પરદેશીઓ તરફથી કોઈ પણ જાતની આડખીલી વિના, હરેક હિંદીનો સ્વરાજ એ જન્મસિદ્ધ હક છે; માટે પ્રજાએ તેની સ્થાપના કરવી જોઈએ.

## સુરેન્દ્રનાથ બેનરજી

લગભગ ચાળીસ વર્ષ સુધી સુરેન્દ્રનાથ બેનરજી મહાસભાના સંબંધમાં રહ્યા હતા. એ સમય દરમિયાન તેમની હાકલ મહાસભાના વ્યાસપીઠથી માંડીને દેશના ખૂણેખૂણામાં અને આખી સુધરેલી દુનિયામાં પહોંચતી હતી. તેમના ભાવનામય, વિવિધરંગી અને વીરત્વભર્યા વક્તૃત્વનો જોટો જડવો મુશ્કેલ છે. તેમનાં ભાષણોની સુવાસ તેમના વફાદારીના સ્વીકારમાં રહેલી છે. તેઓ ૧૮૯૫ની પૂનાની બેઠકના અને ૧૯૦૨માં અમદાવાદની બેઠકના એમ બે વાર મહાસભાના પ્રમુખ થયા હતા. તેમના સમયમાં મહાસભામાં રજૂ થતા વિવિધ વિષયોના ઠરાવોની ચર્ચામાં તેઓ ભાગ લેતા. તે વખતે લશ્કરી બાબતમાં રશિયાનો હાઉ ઊભો કરવામાં આવ્યો હતો. તેને લગતું સુરેન્દ્રનાથનું વક્તવ્ય જાણવા જેવું છે: 'રશિયાની ચડાઈ સામે સાચી અને શાસ્ત્રીય કિલ્લેબંધી

પ્રતિનિધિ બનવું જોઈએ." લોકમાન્યે પૂરી સ્વસ્થતાથી સજા સ્વીકારી લીધી અને તેમના કારાવાસ દરમિયાન અમૂલ્ય ગ્રંથો રચ્યા. તેમને કેદ ન મળી હોત તો, 'આર્કટિક હોમ ઑફ ધિ વેદાઝ' અને 'ગીતારહસ્ય' જેવા મહાન ગ્રંથોનો વારસો દેશને ન મળત. ૧૯૧૮માં લોકમાન્યને મુબઈના ગવર્નર તરફથી યુદ્ધ-પરિષદમાં નોતરવામાં આવ્યા હતા, અને તેઓ તેમાં હાજર રહ્યા હતા. ત્યાં તેમને બે મિનિટમાં જ બોલતા અટકાવવામાં આવ્યા. કારણકે લૉર્ડ વિલિંગ્ડનની હોમરૂલ વિરુદ્ધની ટીકાનો જવાબ આપવાની તેમણે શરૂઆત કરી હતી.

૧૮૯૬માં ગાંધીજી પૂના ગયા, ત્યારે તેમને દક્ષિણ આફ્રિકાના હિંદીઓના પ્રશ્નને અંગે ત્યાં સભા કરવી હતી. આને માટે તે લોકમાન્યને મળ્યા. લોકમાન્યે તેમને તે સારુ ગોખલેને મળવાની સલાહ આપી. આ વખતની ગાંધીજીએ આ બંન્ને આગેવાનોની કરેલી તુલના જાણવા જેવી છે; લોકમાન્ય તેમને હિમાલય જેવા વિશાળ અને ભવ્ય પણ દુર્ગમ લાગ્યા, જ્યારે ગોખલે તેમને પવિત્ર ભાગીરથી જેવા — જેને ખોળે નિશ્ચિંત પડતું મૂકી શકાય એવા — જણાયા.

તિલક અને ગોખલે બન્ને મહારાષ્ટ્રીઓ હતા. બંને બ્રાહ્મણ હતા અને બંને 'ચિત્તપાવન' જ્ઞાતિના હતા. બંને પ્રથમ પંક્તિના દેશસેવકો હતા. બંનેયે આખા જીવન દરમિયાન ભારે આત્મભોગ આપ્યો હતો, પરંતુ બંનેની પ્રકૃતિ પરસ્પર ભિન્ન હતી. તેમના જમાનાની ભાષા વાપરીએ, તો ગોખલે 'મવાલ' હતા અને લોકમાન્ય ઉદ્દામ મતના હતા. ગોખલેનું ધ્યેય ચાલુ રાજવહીવટમાં સુધારો કરાવવાનું હતું, લોકમાન્ય ગજતંત્રની પુનર્રચના કરવા માગતા હતા. ગોખલેને નોકરશાહીની સાથે રહીને કામ કરવું પડેલું અને તિલકને તેની સાથે લડત કરવી પડેલી. ગોખલેની નીતિ બને ત્યાં સુધી સરકાર સાથે સહકાર કરવાની અને જરૂર પડ્યે તેનો વિરોધ કરવાની હતી, જ્યારે લોકમાન્યની નીતિ સરકારના રાજતંત્રનો અવરોધ કરવાના વલણની હતી. ગોખલેનો કાર્યપ્રદેશ રાજવહીવટ અને તેની સુધારણાનો હતો, લોકમાન્યનો મુખ્ય ઉદ્દેશ રાષ્ટ્ર અને તેનું

પુનર્નિર્માણ હતું. ગોખલેની નીતિ પરદેશીને પોતાના કરી લેવાની હતી, લોકમાન્યની નીતિ પરદેશીઓને દૂર કરી તેમને સ્થાને દેશીઓને સ્થાપવાની હતી. ગોખલેનો આદર્શ પ્રેમ અને સેવા હતો, લોકમાન્યનો આદર્શ સેવા અને બલિદાનનો હતો. ગોખલે બીજાની સહાય ઉપર આધાર રાખતા, લોકમાન્ય સ્વાશ્રયનો પુરસ્કાર કરતા. ગોખલેની મદાર પ્રજાના આગળ પડતા અને શિક્ષિત વર્ગ ઉપર હતી, લોકમાન્યની મદાર સારી આમપ્રજા ઉપર હતી. ગોખલેનો કાર્યપ્રદેશ ધારાસભામાં હતો, અને લોકમાન્યનો કાર્યપ્રદેશ ગામડાંની પ્રજામાં હતો. ગોખલે પોતાનું કામ અંગ્રેજી ભાષામાં ચલાવતા, લોકમાન્ય મરાઠીનો ઉપયોગ કરતા. ગોખલે પોતાના જમાનાથી આગળ જઈ શક્યા નહોતા, જ્યારે લોકમાન્ય જમાનાને વટાવી ગયા હતા. અંગ્રેજોએ નક્કી કરી આપેલી કસોટીઓમાંથી પાર ઊતરીને પ્રજા જવાબદાર રાજતંત્ર મેળવે એ ગોખલેનું ધ્યેય હતું. લોકમાન્યનું ધ્યેય એ હતુ કે, પરદેશીઓ તરફથી કોઈ પણ જાતની આડખીલી વિના, હરેક હિંદીનો સ્વરાજ એ જન્મસિદ્ધ હક છે; માટે પ્રજાએ તેની સ્થાપના કરવી જોઈએ.

## સુરેન્દ્રનાથ બેનરજી

લગભગ ચાળીસ વર્ષ સુધી સુરેન્દ્રનાથ બેનરજી મહાસભાના સંબંધમાં રહ્યા હતા. એ સમય દરમિયાન તેમની હાકલ મહાસભાના વ્યાસપીઠથી માંડીને દેશના ખૂણેખૂણામાં અને આખી સુધરેલી દુનિયામાં પહોંચતી હતી. તેમના ભાવનામય, વિવિધરંગી અને વીરત્વભર્યા વક્તૃત્વનો જોટો જડવો મુશ્કેલ છે. તેમનાં ભાષણોની સુવાસ તેમના વફાદારીના સ્વીકારમાં રહેલી છે. તેઓ ૧૮૯૫ની પૂનાની બેઠકના અને ૧૯૦૨માં અમદાવાદની બેઠકના એમ બે વાર મહાસભાના પ્રમુખ થયા હતા. તેમના સમયમાં મહાસભામાં રજૂ થતા વિવિધ વિષયોના ઠરાવોની ચર્ચામાં તેઓ ભાગ લેતા. તે વખતે લશ્કરી બાબતમાં રશિયાનો હાઉ ઊભો કરવામાં આવ્યો હતો. તેને લગતું સુરેન્દ્રનાથનું વક્તવ્ય જાણવા જેવું છે: 'રશિયાની ચડાઈ સામે સાચી અને શાસ્ત્રીય કિલ્લેબંધી

સમય આવ્યો હતો કે જ્યારે મહાસભામાં તેમને કોઈ સાંભળવા પણ તૈયાર નહોતુ. ૧૯૨૯માં બધા જ મહાસભાવાદી સભ્યોએ ધારાસભાઓમાંથી રાજીનામા આપ્યાં, ત્યારે પણ તેઓ ધારાસભાને વળગી રહ્યા હતા, કેમકે તેઓ મહાસભાવાદી તરીકે ત્યાં ગયા નહોતા. અને અવસર આવ્યે ચાર જ માસ પછી ૧૯૩૦માં તેમણે પોતાની બેઠકનું રાજીનામુ આપી દીધુ. ૧૯૨૧માં તેમણે અસહકારની હિલચાલનો વિરોધ કર્યો, પરંતુ ૧૯૩૦માં ચુસ્ત સત્યાગ્રહી બન્યા. મહાસભામાં એમનું સ્થાન વિરલ છે. હિંદુ તરીકે પોતાની માન્યતાઓમાં તેઓ પ્રગતિશીલ છે અને આગળ પડતા વિચાર ધરાવતા હિંદુઓના તેઓ આગેવાન છે. મહાસભાવાદી તરીકે તેમની માન્યતાઓ સ્થિતિશીલ (conservative) છે અને ઘણી વાર વિનીત વલણવાળા મહાસભાવાદીઓના તે આગેવાન બન્યા છે. છતાં મહાસભા તેમને સરકાર અને પ્રજા, બન્નેના સલાહકારનુ અદ્વિતીય સ્થાન આપવામાં ગૌરવ માને છે. ગાંધીજીની માફક તેમને વિષે પણ કહી શકાય કે, તે સામ્રાજ્યના એકનિષ્ઠ મિત્ર હતા, પણ તેમના જીવનના પાછલા દિવસોમાં તેની આપખુદીનો પોતાની બધી શક્તિથી સામનો કરવાની તેમને ફરજ પડી. બનારસ હિંદુ યુનિવર્સિટી એ એમની સર્વશ્રેષ્ઠ કૃતિ છે. પંડિતજી પોતે પણ એક સંસ્થારૂપ છે. તેઓ ૧૯૦૯ની લાહોરની મહાસભાના સર ફિરોજશાહ મહેતાની જગ્યાએ પ્રમુખ ચૂંટાયા હતા. ફિરોજશાહ આ બેઠકના પ્રમુખ ચૂંટાયા હતા, પરંતુ કોઈ કારણસર મહાસભાની બેઠક મળતા પહેલાં ૭ દિવસ આગળ જ તેમણે પ્રમુખપદ સ્વીકારવાની ના પાડી હતી. આથી એકાએક પંડિતજીને તે બેઠકના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. દસ વરસ પછી ૧૯૧૮ની દિલ્લીની મહાસભાના પણ તેઓ પ્રમુખ થયા હતા.

## લાલા લજપતરાય

મહાસભાના જૂના આગેવાનોમા લાલા લજપતરાયનું સ્થાન ઘણું અગત્યનુ છે. અલ્હાબાદની મહાસભાની ચોથી બેઠકમાં તેમણે પ્રથમ પ્રવેશ કર્યો. ધારાસભાઓનો વિકાસ કરવાના મુખ્ય ઠરાવને તેમણે ટેકો આપ્યો હતો. તેમણે દેશની રાજકીય તેમજ

## પંડિત મદનમોહન માલવિયા

પંડિત મદનમોહન માલવિયા, ૧૮૮૬માં કલકત્તાની મહાસભામાં તેમણે પ્રથમ ભાષણ કર્યું ત્યારથી આજ સુધી, મહાસભાના એકનિષ્ઠ સેવક રહ્યા છે. ૧૯૧૮માં વાઈસરૉયે યુદ્ધ માટે નાણાં, સરંજામ તથા માણસો એકઠાં કરવાને દેશના આગેવાનોની એક પરિષદ બોલાવી હતી. તે પરિષદમાં ગવર્નરો, લે૰ ગવર્નરો, ચીફ કમિશ્નરો,: કારોબારીના સભ્યો, વડી તથા પ્રાંતિક ધારાસભાના સભ્યો, દેશી રાજાઓ તથા હિંદના પ્રજાકીય આગેવાનો હાજર રહ્યા હતા. આ સભામાં નામદાર ગાયકવાડે શહેનશાહ પ્રત્યે વફાદારીનો ઠરાવ રજૂ કર્યો હતો અને શ્રીનિવાસ શાસ્ત્રી, બરદ્વાનના રાજા, સૈયદ હસન ઇમામ, સરદાર સુંદરસિંગ તથા ગાંધીજી વગેરેએ તે ઠરાવના અનુમોદનમાં ભાષણો કર્યાં હતાં. પછી પંડિત માલવિયા ઊઠ્યા અને વાઈસરૉયને અર્વાચીન ઇતિહાસ ઉપરથી પાઠ લેવાનું જણાવતાં બોલ્યા: 'ઔરંગઝેબના અમલ દરમિયાન શીખ ગુરુએ મુગલ બાદશાહના સર્વોપરીપણાનો ઇનકાર કર્યો હતો. તે વખતે ગુરુ ગોવિન્દસિંહે ઊંચનીચનો ભેદ ન ગણતાં પ્રજાના હલકામાં હલકા વર્ગને પણ દીક્ષા આપી, તેમનાં હૃદય જીતી લીધાં હતાં. જે સૈનિકો અમે એકઠા કરીએ, તેઓ રણસંગ્રામમાં તેમની પડખે લડતા બીજા સૈનિકો પ્રત્યે સમાનતાની લાગણી અનુભવે એવી વ્યવસ્થા કરવાનું આપને વીનવું છું. આ ક્ષણે ગુરુ ગોવિંદસિંહના જેવી ભાવના આપ દાખવો એવી હું માગણી કરુ છું.'

અસહકારની હિલચાલ શરૂ થઈ ત્યારે તેઓ એ હિલચાલથી અલગ રહ્યા. પણ મહાસભામાંથી તેઓ છૂટા થયા નહિ. વિનીતોએ તેમના જમાનામાં મહાસભામાં ભરતી કરી અને પાછળથી તેને તજી દીધી. બિસેન્ટે મહાસભાને એક વાર કબજે કરીને પાછળથી પડતી મૂકી. પરંતુ પંડિતજી સમવિષમ પરિસ્થિતિમાં પણ એકનિષ્ઠાથી મહાસભાને વળગી રહ્યા. પંડિતજીએ હંમેશાં પોતાને સત્ય લાગે તે માટે એકલા અડગ ઊભા રહેવાની હિંમત બતાવી છે. એવો પણ સમય હતો કે જ્યારે મહાસભામાં તેમની લોકપ્રિયતા અજોડ હતી; એવો પણ

સમય આવ્યો હતો કે જ્યારે મહાસભામાં તેમને કોઈ સાંભળવા પણ તૈયાર નહોતું. ૧૯૨૯માં બધા જ મહાસભાવાદી સભ્યોએ ધારાસભાઓમાંથી રાજીનામાં આપ્યાં, ત્યારે પણ તેઓ ધારાસભાને વળગી રહ્યા હતા, કેમકે તેઓ મહાસભાવાદી તરીકે ત્યાં ગયા નહોતા. અને અવસર આવ્યે ચાર જ માસ પછી ૧૯૩૦માં તેમણે પોતાની બેઠકનું રાજીનામું આપી દીધું. ૧૯૨૧માં તેમણે અસહકારની હિલચાલનો વિરોધ કર્યો, પરંતુ ૧૯૩૦માં ચુસ્ત સત્યાગ્રહી બન્યા. મહાસભામાં એમનું સ્થાન વિરલ છે. હિંદુ તરીકે પોતાની માન્યતાઓમાં તેઓ પ્રગતિશીલ છે અને આગળ પડતા વિચાર ધરાવતા હિંદુઓના તેઓ આગેવાન છે. મહાસભાવાદી તરીકે તેમની માન્યતાઓ સ્થિતિશીલ (conservative) છે અને ઘણી વાર વિનીત વલણવાળા મહાસભાવાદીઓના તે આગેવાન બન્યા છે. છતાં મહાસભા તેમને સરકાર અને પ્રજા બન્નેના સલાહકારનું અદ્વિતીય સ્થાન આપવામાં ગૌરવ માને છે. ગાંધીજીની માફક તેમને વિષે પણ કહી શકાય કે, તે સામ્રાજ્યના એકનિષ્ઠ મિત્ર હતા, પણ તેમના જીવનના પાછલા દિવસોમાં તેની આપખુદીનો પોતાની બધી શક્તિથી સામનો કરવાની તેમને ફરજ પડી. બનારસ હિંદુ યુનિવર્સિટી એ એમની સર્વશ્રેષ્ઠ કૃતિ છે. પંડિતજી પોતે પણ એક સંસ્થારૂપ છે. તેઓ ૧૯૦૯ની લાહોરની મહાસભાના સર ફિરોજશાહ મહેતાની જગ્યાએ પ્રમુખ ચૂંટાયા હતા. ફિરોજશાહ આ બેઠકના પ્રમુખ ચૂંટાયા હતા, પરંતુ કોઈ કારણસર મહાસભાની બેઠક મળતા પહેલાં ૭ દિવસ આગળ જ તેમણે પ્રમુખપદ સ્વીકારવાની ના પાડી હતી. આથી એકાએક પંડિતજીને તે બેઠકના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. દસ વરસ પછી ૧૯૧૮ની દિલ્લીની મહાસભાના પણ તેઓ પ્રમુખ થયા હતા.

### લાલા લજપતરાય

મહાસભાના જૂના આગેવાનોમાં લાલા લજપતરાયનું સ્થાન ઘણું અગત્યનું છે. અલ્હાબાદની મહાસભાની ચોથી બેઠકમાં તેમણે પ્રથમ પ્રવેશ કર્યો. ધારાસભાઓનો વિકાસ કરવાના મુખ્ય ઠરાવને તેમણે ટેકો આપ્યો હતો. તેમણે દેશની રાજકીય તેમજ

સામાજિક પ્રવૃત્તિમાં હમેશાં આગળ પડતો ભાગ લીધો હતો. આને લીધે પંજાબના જ નહિ પણ આખા દેશના આગેવાનોમાં તેમનું સ્થાન મુહત્ત્વનું હતું. બનારસની મહાસભામાં તેમણે પોતાની દેશભક્તિ અને અપ્રતિમ વક્તૃત્વની ઊંડી છાપ પાડી હતી. ૧૯૦૭માં તેમને એક જૂના કાયદાની રૂએ દેશપાર કરવામાં આવ્યા હતા. ૧૯૦૭ની મહામભાના બનાવો લાલાજીના નામની આસપાસ ગંકળાયેલા છે. રાષ્ટ્રીય પક્ષ તેમને એ સાલની મહાસભાના — જેનું સ્થળ પ્રથમ નાગપુર નક્કી કરવામાં આવ્યું હતું, પરંતુ પાછળથી સુરત ફેરવવામાં આવ્યું હતું — પ્રમુખ ચૂંટવા માગતો હતો. ગોખલેએ એ દરખાસ્તનો વિરોધ કર્યો અને જણાવ્યું કે, 'સરકારની તમે અવગણા કરશો તો તે તમારું ગળું દબાવી દેશે.' લાલાજીને આ સ્થાન માટે જરા પણ લોભ નહોતો, અને ભારે ઔદાર્યથી પોતાનું નામ તેમણે પાછું ખેંચી લીધું. સુરતની મહાસભા વખતે સમાધાનીની વાતચીત દરમિયાન પ્રમુખની દરખાસ્ત મૂકતી વેળા લજપતરાયના નામનો આદરયુક્ત ઉલ્લેખ કરવા માટે લોકમાન્યે માગણી કરી હતી અને સુરેન્દ્રનાથે તેનો સહર્ષ સ્વીકાર કર્યો હતો. પરંતુ છેવટે એ વાત પડતી મૂકવામાં આવી હતી.

૧૯૦૬માં હિંદના ડેપ્યુટેશનમાં લજપતરાયને ગોખલે સાથે ઇંગ્લંડ મોકલવામાં આવ્યા હતા. પાછળનાં વરસોમાં છૂપી પોલીસ તરફથી એમને ભારે હેરાનગતિ ભોગવવી પડી હતી. આથી તેમણે પરદેશમાં રહેવાનું પસંદ કર્યું. મહાયુદ્ધ દરમિયાન તેઓ અમેરિકામાં રહેતા હતા. એમ માનવામાં આવે છે કે, સરકાર તરફના દબાણને લીધે જ તેમણે દેશવટો લીધો હતો. લાલાજીનો મહાસભાના પ્રમુખ થવાનો વારો બહુ પાછળથી આવ્યો. ૧૯૨૦ની કલકત્તાની ખાસ બેઠકના તેઓ પ્રમુખ થયા. આ વખતે તેમની સ્થિતિ બહુ વિષમ હતી. અસહકારની હિલચાલના પ્રણેતાઓ સાથે તેઓ સંમત નહોતા અને તેમના ઉપસંહારના ભાષણમાં તેમણે અસહકારની નિષ્ફળતાનું ભવિષ્ય ભાખ્યું હતું. લજપતરાય લડવૈયા હતા, નહિ કે સત્યાગ્રહી. તેમને મન સત્યાગ્રહનો અર્થ કાયદાના સવિનય ભંગથી વિશેષ નહોતો. આ તેમની

ભારે કસોટીનો સમય હતો. તેમના પ્રાંતના યુવાનો પણ તેમના વિરોધી બન્યા હતા. ધારાસભામાં દાખલ થવાનો કાર્યક્રમ તેમની પ્રકૃતિ અનુસાર તેમને રુચ્યો અને તેઓ ધારાસભામાં દાખલ થયા. પરંતુ દુર્દૈવે, તેમના માથા ઉપર લાઠીનો ફટકો મારનાર એક પોલીસ અમલદારની હેવાનિયતે તેમના જીવનનો અંત આણ્યો. લાલાજીનું દર્શન સ્પષ્ટ હતું. ૧૮૮૮ની મહાસભામાં તેમણે ઉર્દૂમાં ભાષણ કર્યું હતું, અને મહાસભાની બેઠકના દરેક દિવસનો અરધો ભાગ કેળવણી અને ઔદ્યોગિક વિષયો માટે અલગ રાખવાનો ઠરાવ તેમણે રજૂ કર્યો હતો. આ ઠરાવ પસાર થયો હતો અને ત્યાર પછી મહાસભાની સાથે ભરાયેલાં ઔદ્યોગિક પ્રદર્શનો એ ઠરાવને જ આભારી છે.

## સર ફિરોજશાહ મહેતા

ફિરોજશાહ મહેતા આરંભથી જ મહાસભામાં જોડાયા હતા, અને લાંબા વખત સુધી તેની નીતિ અને કાર્યક્રમ ઘડવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો. તેઓ કલકત્તાની મહાસભાની છઠ્ઠી બેઠકના પ્રમુખ થયા હતા. આ વખતે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં તેમણે લૉર્ડ સેલિસબરીના 'પ્રતિનિધિત્વવાળું રાજતંત્ર પૂર્વના દેશોના માનસ તેમજ પરંપરાને અનુકૂળ નથી' એ મંતવ્યનો સચોટ રદિયો આપ્યો હતો. આ બાબતમાં તેમણે ઍન્સ્ટીનો મત ટાંક્યો હતો કે, 'પૂર્વના દેશોમાં પરાપૂર્વથી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા ઊતરી આવી છે અને પશ્ચિમે પૂર્વ પાસેથી જ તેનું શિક્ષણ લીધું છે.' ફિરોજશાહ માનતા કે, 'સાચે જ મહાસભા એ આમવર્ગના પોકારનું કારણ નથી. પરંતુ આમપ્રજાની ફરિયાદો રજૂ કરવી અને તેના નિવારણના ઉપાયો સૂચવવા એ દેશના કેળવાયેલા લોકસેવકોનો ધર્મ છે.' આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે, 'પ્રગતિના વિકાસના આ કાયદાનો અમલ સર્વ કાળ તથા સર્વ દેશમાં ખાસ કરીને ઇંગ્લંડમાં નજરે પડે છે. આપણું એ કાર્ય — આપણો ધર્મ — ભય કે અસ્વસ્થ દશામાં અથવા ક્રોધની કે ઉત્તેજિત અવસ્થામાં પાર પડી શકે એમ નથી. આપણું હૃદય શુદ્ધ અને વફાદાર

હોય તથા આપણી બુદ્ધિ નિર્મળ હોય, ત્યારે જ આપણે આપણી ફરજ યોગ્ય રીતે પાર પાડી શકીએ.. દેશનો કેળવાયેલો વર્ગ પોતાની કેળવણીનું ઋણ આભારની લાગણીથી ફેડવા માટે લોકોની વિનયપૂર્વક વકીલાત કરીને ઉદાર રાજનીતિની માગણી કરે, એ જ મહાસભાને શોભાપ્રદ છે. આ માગણીનો ઇંગ્લંડના ડાહ્યા રાજ-પુરુષો છેવટે સ્વીકાર કરશે એ વિષે મને જરા પણ શંકા નથી. અંગ્રેજી સંસ્કૃતિ અને અંગ્રેજી કેળવણીના જીવંત અને ફળદાયી સિદ્ધાંતો પર મને અગાધ વિશ્વાસ છે.'

ઘણાં વરસો સુધી ફિરોજશાહ મહેતા મહાસભા પાછળના પ્રેરક બળ સમાન હતા. ૧૯૦૭ની સુરતની મહાસભામાં એમણે વિનીતોના પક્ષમાં આગળ પડતો ભાગ લીધો હતો. આ સમય પછી મહાસભામા એમનુ નામ બહુ સંભળાતુ નથી. ૧૯૦૯ની લાહોરની મહાસભાના તેઓ પ્રમુખ ચૂંટાયા હતા, પરંતુ મહા-સભાની બેઠક મળે તે પહેલા ૭ દિવસ આગળ તેમણે પ્રમુખપદનુ રાજીનામુ આપ્યુ હતુ. એમની જગ્યાએ પંડિત મદનમોહન માલવિયાને તે બેઠકના પ્રમુખ ચૂંટવામા આવ્યા હતા.

## આનંદમોહન બોઝ

આગળ જણાવવામાં આવ્યું છે કે, આનંદમોહન બોઝ મોટા સમાજસુધારક તેમજ ધર્મસુધારક હતા, અને બ્રહ્મસમાજના પ્રચારના આધારભૂત સ્તંભ હતા. તેઓ ૧૮૭૬માં કલકત્તામાં સ્થાપવામાં આવેલા 'ઇંડિયન એસોસિયેશન'ના પ્રથમ મંત્રી હતા, અને સુરેન્દ્રનાથ બેનરજીના ઉત્સાહી મદદગાર હતા. ૧૮૯૬ની સાલ સુધી તેમનો મહાસભા જોડે નિકટનો સંબંધ હોય એમ જણાતુ નથી. આ સાલની મહાસભામા તેમણે કેળવણીખાતાની પુનર્રચનાની અન્યાયી યોજનાનો સખત વિરોધ કર્યો. આ યોજનાનો આશય હિંદીઓને કેળવણીખાતાના ઉપલા દરજ્જાના હોદ્દાઓમાથી બાદ રાખવાનો હતો. આનંદમોહન બોઝ ૧૮૯૮ની મદ્રાસની મહાસભાના પ્રમુખ થયા હતા. આ પ્રસંગનુ એમનુ ભાષણ સરકારનુ મોં બંધ કરી દે એવી સચોટ દલીલોથી ભરપૂર છે. એમના ઉપસંહારના સંબોધનમાં તેમણે સ્વદેશ પ્રત્યે પ્રેમ

અને સેવાનો મંત્ર ઉચ્ચાર્યો હતો. એમણે પાર્લામેન્ટમાં હિંદના સીધા પ્રતિનિધિત્વ માટેની સૂચના કરી હતી. ૧૯૦૬માં જ્યારે એમની સેવાની દેશને ભારે જરૂર હતી, તે અરસામાં કમભાગ્યે, વિધિએ તેમને ઉપાડી લીધા.

### મનમોહન ઘોષ

૧૮૮૮ની અલ્હાબાદની મહાસભામાં મનમોહન ઘોષનું નામ પ્રથમ સંભળાય છે. આ બેઠકમાં તેમણે સરકારી નોકરીઓના સંબંધમાં ઠરાવ રજૂ કર્યો હતો. તેઓ ૧૮૯૦ની કલકત્તાની મહાસભાની સ્વાગત સમિતિના પ્રમુખ હતા. તે સમયે તેમણે મહાસભા સામે થતા આક્ષેપોનો સચોટ રદિયો આપ્યો હતો, અને મહાસભાની સાચી સ્થિતિ સમજાવી હતી. તેમણે ન્યાયની સત્તા વિ૦ કારોબારીની સત્તાના પ્રશ્નનો ખાસ અભ્યાસ કર્યો હતો, અને ૧૮૯૫ની પૂનાની મહાસભામાં એ વિષે ઠરાવ રજૂ કર્યો હતો. આ વખતે તેમણે કમિશ્નર જેમ્સનું 'કારોબારી અને ન્યાયની સત્તાઓ એક જ અધિકારીને હસ્તક રાખવાની પ્રથા હિંદમાંના બ્રિટિશ અમલનો પાયો છે,' એ વિધાન શોધી કાઢીને જાહેર કર્યું હતું. ૧૮૯૬ની કલકત્તાની મહાસભામાં એમના અવસાન માટે શોકપ્રદર્શનનો ઠરાવ થયો હતો.

### લાલમોહન ઘોષ

લાલમોહન ઘોષ ૧૮૯૦ની કલકત્તાની બેઠક વખતે મહાસભામાં પ્રવેશે છે. આ બેઠકમાં તેમણે બ્રેડલોના હિંદી 'સરકારને લગતા ખરડાને અંગે એક ઠરાવ રજૂ કર્યો. તેમને ૧૯૦૩ની મદ્રાસની મહાસભાના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. પ્રમુખ તરીકેનું તેમનું ભાષણ એ સ્થાનેથી અપાયેલાં ઉત્તમ ભાષણોમાંનું એક છે. એ ભાષણનો થોડો અગત્યનો ભાગ નીચે આપવામાં આવ્યો છે:

'આપણે જવાબદાર રાજતંત્ર ભોગવનાર પ્રજા નથી. અંગ્રેજ લોકોની પેઠે મત નોંધાવીને આપણે આપણો રાજવહીવટ બદલી શકતા નથી. આપણે માત્ર બ્રિટિશ પાર્લામેન્ટની ન્યાયપરાયણતા ઉપર જ આધાર રાખવો રહ્યો. કારણકે હિંદની નોકરશાહી આમપ્રજાની આકાંક્ષાઓને

અનુકૂળ થવાને બદલે તેમના પ્રત્યે ઉત્તરોત્તર વધારે સહાનુભૂતિશૂન્ય થતી જાય છે. દેશમાં સર્વત્ર દુકાળ અને રોગચાળો પ્રવર્તતાં હોય અને મૃત્યુની દેવતા મોજમજા ઉડાવનારાઓની સમીપમાં જ પાંખ પ્રસારીને બેઠી હોય, એવે કટોકટીને પ્રસંગે ઇંગ્લંડ, ફ્રાન્સ કે યુનાઇટેડ સ્ટેટ્સની કોઈ પણ સરકાર લખલૂટ ખરચ કરીને તમાશો ઉડાવવાની ધૃષ્ટતા કરી શકે ખરી?

'પ્રજાના આગેવાનોએ એકે અવાજે કરેલા વિરોધને ઠોકરે મારીને દિલ્લીમાં એ રાજકીય તમાશો કરવાને એક વરસ વીતી ગયું છે. એના વિરોધનો મુદ્દો શો હતો? શહેનશાહ પ્રત્યે વફાદારી ઓછી હતી તેથી તેમના રાજ્યારોહના પ્રસંગ નિમિત્તે થયેલા જલસા સામે વિરોધ થયો હતો એમ નથી. પણ પ્રજાના આગેવાનોનો એવો દૃઢ અભિપ્રાય હતો કે, શહેનશાહના પ્રધાનોએ પોતાની ફરજ સમજી હિંદની દુકાળપીડિત પ્રજાની યાતના તેમની સમક્ષ સ્પષ્ટપણે રજૂ કરી હોત, તો શહેનશાહે પીડિત માનવજાત પ્રત્યેની તેમની ઊંડી સહાનુભૂતિને લીધે, ભૂખે મરતી પ્રજાને ભોગે લખલૂટ ખરચ કરીને તેમના આ દેશના પ્રતિનિધિને ભપકાદાર તમાશો કરવાની પરવાનગી ન આપી હોત. પારકી પ્રજાનાં નાણાં ખરચવાનાં હોય અને ખરચ કરનારાઓ ખર્ચ માટે કોઈને જવાબદાર ન હોય, ત્યારે જ આવી બેદરકારીથી નાણાં ઉડાવી શકાય. . . . દરબારને અંગે કરવામાં આવેલા ખરચનો અરધો ભાગ દુકાળનિવારણ માટે વાપરવામાં આવ્યો હોત, તો કરોડો દુકાળપીડિત સ્ત્રીપુરુષ અને બાળકોને ભૂખમરાથી બચાવી શકાત.'

## સી. વિજયરાઘવાચારિયર

સાલેમના શ્રી. વિજયરાઘવાચારિયર જૂનામાં જૂના મહાસભાવાદી છે. ૧૮૮૭ની મદ્રાસની મહાસભામાં મહાસભાનું બંધારણ ઘડવાને નિમાયેલી સમિતિના સભ્યોમાં એમનું નામ મળી આવે છે. તેઓ ૧૮૯૯ની લખનૌની અને ૧૯૦૦ની લાહોરની મહાસભાની 'કૉંગ્રેસ કામટી'ના સભ્ય ચૂંટાયા હતા. ૧૯૦૬ની કલકત્તાની મહાસભામાં કાયમી જમાબંધીને લગતો ઠરાવ તેમણે રજૂ કર્યો હતો. એના સંબંધમાં તેમણે જણાવ્યું હતુ કે: 'જમીન મહેસૂલ એ જમીનના ભોગવટા પેટેનું ગણોત નથી. હિંદુસ્તાનમાં કદી રાજા જમીનનો માલિક ગણાયો નથી. ઋષિઓ કહી ગયા છે કે, જમીનની માલકી તેના ઉપર જન્મેલી સમસ્ત પ્રજાની છે.

જમીનના ખેડાણથી ખાનગી માલકીનો હક ઉદ્ભવે છે અને પ્રજા કર આપે છે એ રાજા તેમનું રક્ષણ કરે છે તેનો બદલો છે. જમીનનો માલિક રાજા છે એ ખ્યાલ હિંદનો નહિ પણ પશ્ચિમનો છે.'

સુરતના ભાગલા પછી તેઓ મહાસભામાંથી અલગ થયા હતા. વિનીતોની મહાસભા, તેમની ભાવનાને અનુકૂળ નહોતી. ૧૯૧૬માં રાષ્ટ્રીયપક્ષ ફરીથી મહાસભામાં દાખલ થયો, ત્યાર પછી વિજયરાઘવાચારિયર પણ ફરીથી મહાસભામાં દાખલ થયા. ૧૯૧૮ની મુંબઈની મહાસભાની ખાસ બેઠકમાં તેમજ ૧૯૧૯ની અમૃતસરની મહાસભામાં તેમણે સક્રિય ભાગ લીધો હતો. આ પછીની નાગપુરની મહાસભાના તેઓ પ્રમુખ થયા હતા અને એ મહાસભાનું કામકાજ તેમણે બહુ જ કુશળતાથી પાર પાડ્યું હતું.

## રાજા રામપાલસિંહ

રાજા રામપાલસિંહ લાંબા વખત સુધી મહાસભામાં આગળ પડતા પુરુષ હતા. મહાસભાની બીજી બેઠકમાં હિંદીઓને લશ્કરમાં સ્વયંસેવક તરીકે ભરતી કરવાનો ઠરાવ રજૂ કરતાં તેમણે હિંદીઓને ગંભીર ચેતવણીરૂપ જુસ્સાદાર ભાષણ કર્યું હતું: 'ઇગ્લંડે પ્રવર્તાવેલી શાંતિ, તેની હિંદ પ્રત્યેની શુભેચ્છા અને તેણે હિંદનું ભલું કરવા માટે લીધેલો શ્રમ એ બધું ધ્યાનમાં લેતા છતાં, એકંદરે ઇગ્લંડ સાથેના જોડાણથી હિંદને પસ્તાવાનું થશે. આ કડક ભાષા હોય એમ બને પરંતુ એ જ સત્ય છે. પ્રજાની રાષ્ટ્રીય ભાવનાના નાશથી અને જે ભૂમિમાં જન્મ્યા હોય તેનું રક્ષણ કરવાના સામર્થ્યના નાશથી રાષ્ટ્રને થતા નુકસાનની ભરપાઈ બીજી કોઈ પણ વસ્તુથી થઈ શકતી નથી. જ્યાં નજર કરો ત્યાં, દુનિયાના બધા દેશોમાં મોટાં મોટાં લશ્કરો અને રાક્ષસી લડાયક સામગ્રીઓ તમને દેખાશે. સુધરેલી દુનિયાના દેશોમાં વહેલીમોડી લડાઈ જાગવાની છે: અને એ પૂરી થાય તે પહેલાં ઇગ્લંડને તેમાં ઝંપલાવવું પડશે. ઇગ્લંડ પોતાની અખૂટ દોલતથી પણ યુરોપ ખંડના બીજા દેશોના લશ્કરના હજાર માણસોની

સામે પોતાના સો માણસો પણ મૂકી શકે એમ નથી. આવે સમયે દુશ્મનના લશ્કરને ભગાડવાને લશ્કરી તાલીમ પામેલા લાખો બહાદુર હિંદીઓને બદલે પોતાના નાના લશ્કરને રણક્ષેત્ર પર મોકલતી વખતે ઇગ્લંડને ભારે પસ્તાવો થશે.' પ્રખર મહાસભાવાદી અને દેશસેવક કલકંકરના રાજા તેમના પૌત્ર હતા.

## કાલિચરણ બેનરજી

શરૂઆતનાં પચીસ વર્ષો દરમિયાન મહાસભામાં એવી પ્રથા પ્રચલિત હતી કે, પાછલાં વરસોમાં થયેલા બધા અગત્યના ઠરાવોનો એક જ ઠરાવમાં સમાવેશ કરી, તે મહાસભાની દરેક બેઠકમાં પસાર કરવામાં આવતો. આ ઠરાવ રજૂ કરવાનું કામ ઠરાવના બધા વિષયોને ન્યાય આપી શકે એવા બહુશ્રુત પુરુષને સોંપવામાં આવતુ. ૧૮૮૯માં આ કામ કાલિચરણ બેનરજીને સોંપવામાં આવ્યું હતુ. કાલિચરણ હિંદી ખ્રિસ્તી હતા. તેઓ લાંબા વખતથી મહાસભાની પ્રવૃત્તિમાં રસ લેતા રહ્યા હતા. ૧૮૯૦ની સાલમાં ઇગ્લંડની પ્રજા સમક્ષ મહાસભાનું દૃષ્ટિબિંદુ રજૂ કરવાને એક ડેપ્યુટેશન મોકલવામાં આવ્યું હતું. કાલિચરણ બેનરજીને તેના સભ્ય નીમવામાં આવ્યા હતા. ૧૮૯૩ની લાહોરની મહાસભામાં તેમણે ન્યાય અને કારોબારી સત્તા જુદી પાડવાની માગણી કરતો ઠરાવ રજૂ કર્યો હતો. ૧૮૯૫ની પૂનાની મહાસભામાં તેમણે હિંદ અને બ્રિટનમાં એકી વખતે પરીક્ષા લેવા વિષે ચર્ચા કરી હતી. વખત જતાં જેમ જેમ લોકોમાં રાજકીય જાગૃતિ વધતી ગઈ, તેમ તેમ તેમની સ્વતંત્રતા ઉપર કાપ મૂકવામાં આવતો હતો, અને સરકારી મદદ લેતી નિશાળોના શિક્ષકોને કેળવણી ખાતાના વડાની રજા સિવાય રાજકીય ચળવળમાં ભાગ લેવાની અને રાજકીય સભાઓમાં હાજર રહેવાની મનાઈ કરવામાં આવી હતી. કાલિચરણે લખનૌની પંદરમી મહાસભામાં પ્રજાજનોના મૂળભૂત હકો ઉપર આક્રમણરૂપ સરકારનાં આ પગલાંનો સખત વિરોધ કર્યો હતો. ૧૯૦૧ની કલકત્તાની મહાસભામાં તેમણે પ્રિવી કાઉન્સિલની જ્યુડિશિયલ કમિટીમાં હિંદમાંથી જતી અપીલોનો નિકાલ કરવા માટે હિંદી વકીલોને

નીમવાની માગણી કરી હતી કાલિચન્ણ લાબુ જીવ્યા હોત, તો ગ્રેગ્ય મમયે તેઓ અચૂક મહામભાના પ્રમુખ થયા હોત પરંતુ એ પ્રમંગ આવે તે પહેલા જ ૧૯૦૮મા તેમનુ અવસાન થયુ

## નવાબ સૈયદ મુહમ્મદ બહાદુર

૧૯૧૪ની મદ્રામની મેઠકથી મહામભાના એક હિંદુ મંત્રીની માથે એક મુમલમાન મંત્રી નીમવાની પ્રથા શરૂ થઈ આ મુજબ નવાબ સૈયદ મુહમ્મદ અને સુબ્બારાવ પંતુલુ તે વરસના મંત્રીઓ ચૂંટાયા હતા આગલે જ વરસે નવાબ મૈયદ મુહમ્મદ કરાચીની મહામભાના પ્રમુખ થયા હતા તેઓ પ્રથમ મહામભાવાદી હતા અને પછી મુસલમાન ૧૯૦૩ની મદ્રાસની મહામભા વખતે તેઓ સ્વાગત સમિતિના પ્રમુખ હતા અને ૧૯૦૪ની મુબઈની બેઠક વખતે મહામભાનુ મધારણ ઘડવા માટે નીમવામા આવેલી મમિતિના સભ્ય હતા તેઓ ભારે દેશભક્ત તેમજ રાષ્ટ્રવાદી હતા અને કોમીવાદનો તેમનામા જરાયે અશ નહોતો કરાચી મહાસભાને પ્રમુખપદેથી તેમણે રાષ્ટ્રવાદનો ઉચ્ચ કક્ષાનો સૂર છેડ્યો હતો, અને દેશની બધી મંસ્થાઓ મળીને દેશકાર્ય કરે એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી લખનૌમા થયેલુ હિંદુ મુસલમાનોનુ સમાધાન તથા કોંગ્રેસ લીગની યોજના કરાચીમા તેમણે દર્શાવેલા અગાધ દેશપ્રેમ અને શુદ્ધ રાષ્ટ્રીય દૃષ્ટિને આભારી છે, એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ નથી

## દાજી આબાજી ખરે

શરૂઆતના વર્ષોમા કાયમી જમાબધી તથા જમીનનો કાયમી ભોગવટો એ બે મહામભાના બહુ પ્રિય વિષયો હતા ૧૮૯૩ની લાહોરની મહામભામા દાજી આબાજી ખરેએ આ વિષયોને લગતો ઠરાવ રજૂ કર્યો હતો ૧૯૦૬મા કલકત્તાની મહાસભામા પસાર થયેલુ મહાસભાનુ બધારણ ઘડવામા તેમણે ભાગ લીધો હતો તેઓ ૧૯૦૯થી ૧૯૧૩ સુધી મહાસભાના મંત્રી રહ્યા હતા ૧૯૧૧મા તેમણે હિંદના કાપડના ઉદ્યોગને વિઘ્નરૂપ હિંદી સુતરાઉ કાપડ ઉપરની જકાત કાઢી નાખવાનો ઠરાવ રજૂ કર્યો હતો ૧૯૧૩મા મુસ્લિમ લીગે હિંદ માટે જવાબદાર રાજતંત્રનુ ધ્યેય

સ્વીકાર્યું', ત્યારે ખરેએ મહાસભામાં મુસ્લિમ લીગે કરેલી આ પ્રગતિ માટે તેને અભિનંદન આપવાના ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે, 'હિંદુમુસલમાન ભાઈચારાથી જ જવાબદાર રાજતંત્ર પ્રાપ્ત કરી શકાશે.'

## મુનશી ગંગાપ્રસાદ વર્મા

મુનશી ગંગાપ્રસાદ વર્મા મહાસભાની પહેલી બેઠકમાં જે દેશસેવકો હાજર રહ્યા હતા, તેમાંના એક હતા. મહાસભાની બીજી બેઠકમાં સરકારી નોકરીના પ્રશ્ન ઉપર વિચારણા ચલાવવાને એક સમિતિ નીમવામાં આવી હતી, તેના મુનશીજી સભ્ય હતા. ૧૯૦૬માં તેઓ મહાસભાની કાયમી સમિતિના સભ્ય ચૂંટાયા હતા. વચગાળાનાં વર્ષોમાં પણ મહાસભાની જુદી જુદી સમિતિઓમાં તેઓ નિમાયા હતા.

## આર. એમ. સુધોળકર

શરૂઆતનાં વરસોમાં મહાસભાનાં કાર્યોમાં વધારેમાં વધારે પરિશ્રમ ઉઠાવનારાઓમાં સુધોળકર પ્રથમ છે. ૧૮૮૮માં તેઓ પ્રથમ મહાસભામાં જોડાયા. મહાસભાની ચોથી બેઠકમાં તેમણે પોલીસને લગતો ઠરાવ રજૂ કરતાં જણાવ્યું હતુ કે, 'પોલીસ પ્રજાની પ્રેમપાત્ર થવાને બદલે તિરસ્કારને પાત્ર થઈ છે.' ૧૯૧૨ની બાંકીપુરની મહાસભામાં તેઓ પ્રમુખ ચૂંટાયા હતા. શ્રી, ચિંતામણિ તેમની તીક્ષ્ણ બુદ્ધિથી રાજકારણમાં ઝળકી ઊઠ્યા, તે પહેલાં સુધોળકરના સાથમાં તેમણે રાજકીય અનુભવ મેળવ્યો હતો.

## સર સી. શંકરન નાયર

સર શંકરન તેમના જમાનામાં ભારે સમર્થ પુરુષ હતા. મહાસભાના તેમના કાર્યની કદર તરીકે ૧૮૯૭ની અમરાવતીની મહાસભાના તેમને પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. મુંબઈમાં ચંદાવરકર અને તૈયબજીની પેઠે થોડા વખત પછી સર શંકરનને મદ્રાસની હાઈકોર્ટના ન્યાયાધીશ નીમવામાં આવ્યા હતા. ૧૯૧૫માં તેમને વાઈસરૉયની કારોબારી સભાના સભ્ય નીમવામાં આવ્યા હતા. ૧૯૧૯માં તેમણે માર્શલ લૉ ચાલુ રાખવાના પ્રશ્ન ઉપર પોતાની એ જગ્યાનું રાજીનામું આપ્યું હતુ. આને લીધે તેમની પ્રસિદ્ધિ

બહુ જ વધી હતી. 'ગાંધી એન્ડ એનારકી' નામના પોતાના પુસ્તકમાં તેમણે ગાંધીજી ઉપર પાયા વિનાના આક્ષેપો કર્યા છે. આ ચોપડીને લીધે સર માઈકલ ઓડવાયરે તેમની સામે બદનક્ષીની ફરિયાદ માંડી હતી, આને પરિણામે શંકરન નાયરને ખર્ચ અને નુકસાની પેટે ત્રણ લાખ રૂપિયા આપવા પડ્યા હતા.

## દીવાન બહાદુર પી. કેશવ પિલાઈ

કેશવ પિલાઈ શરૂઆતથી જ મહાસભામાં જોડાયા હતા; અને ૧૯૧૭મા તેઓ છૂટા થયા ત્યાં સુધી મહાસભા સાથે તેમનો સંબંધ ચાલુ હતો. મહાસભા સાથેના તેમના સંબંધનાં છેવટનાં વર્ષોમાં તેઓ મહાસભાના મંત્રી થયા હતા અને એની બિસેન્ટના સાથી હતા.

## બિપિનચંદ્ર પાલ

બિપિનચંદ્ર તેમના વક્તૃત્વ માટે મશહૂર હતા. તેમના અપ્રતિમ વક્તૃત્વથી બહિષ્કાર, સ્વદેશી તથા રાષ્ટ્રીય કેળવણીના પ્રચાર વડે તેમણે દેશને હલમલાવી મૂક્યો હતો. ૧૯૦૭માં તેઓ મદ્રાસમા ભાષણો આપવાને માટે ગયા હતા, ત્યારે તે વખતના એડવોકેટ જનરલ ભાષ્યમ આયંગારે તેમનાં ભાષણોને ઉશ્કેરણી કરનારાં ગણી તેમને મદ્રાસ ઇલાકો છોડી જવાનો હુકમ કર્યો હતો. લૉર્ડ મિન્ટોના અમલ દરમિયાન તેમને દેશપાર કરવામાં આવ્યા હતા. 'વન્દેમાતરમ્' પત્રના તંત્રી તરીકે અરવિંદ ઘોષ સામે કેસ ચાલતો હતો, ત્યારે બિપિન બાબુને એ કેસમા સાક્ષી આપવા માટે બોલાવવામાં આવ્યા હતા. તેમની જુબાની અરવિંદ બાબુની વિરુદ્ધ જાય એમ હતું એટલે બિપિન બાબુએ જુબાની આપવાની ના પાડી અને તેને માટે ૭ માસની સખત કેદ સહર્ષ સ્વીકારી. તેઓ ઇગ્લંડમાં હતા ત્યારે 'ઇંડિયા રિવ્યૂ' નામનું પત્ર ચલાવતા હતા. તેમા તેમણે બૉંબનાં કારણો વિષે ચર્ચા કરી હતી. તેઓ હિંદમાં પાછા ફર્યા ત્યારે એને માટે તેમની સામે કેસ ચલાવવામાં આવ્યો હતો. પરંતુ તેમણે માફી માગી લીધી. એમના જીવનના પાછલા ભાગમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિમાથી તેમનો ઉત્સાહ ઉત્તરોત્તર ઘટતો ગયો. અહીં એટલું જણાવવું જોઈએ, કે તેમણે પોતાના

ભાષણોથી અને 'ન્યૂ ઇંડિયા' તથા 'વન્દેમાતરમ'માં લખેલા લેખોથી તે વખતની ઊગતી પ્રજા ઉપર જાદુઈ અસર કરી હતી.

## અંબિકાચરણ મજમુદાર

બાબુ અંબિકાચરણ મજમુદાર વકીલ હતા; અને મહાસભાનું કાર્ય કરી ધીમે ધીમે ૧૯૧૬ની લખનૌની મહાસભાના પ્રમુખપદ સુધી પહોંચ્યા હતા. તેમની વક્તૃત્વશક્તિ વિરલ પ્રકારની હતી. 'ઇંડિયન નૅશનલ એવોલ્યુશન' નામના પુસ્તકના તેઓ લેખક છે.

## મઝરૂલ હક

મૌલવી મઝરૂલ હક બિહારના સમર્થ મહાસભાવાદી હતા. તેઓ પાકા રાષ્ટ્રવાદી હતા અને કોમીવાદનો તેમનામાં જરાયે અંશ નહોતો. અલ્હાબાદની ૧૯૧૦ની મહાસભામાં મહમદઅલી જિનાએ કોમી મતાધિકારનો વિરોધ કરતો ઠરાવ રજૂ કર્યો હતો તેની તરફેણમાં મઝરૂલ હકે ભાષણ કર્યું હતું તથા હિંદુ મુસલમાન વચ્ચે ઐક્ય સ્થાપવાની સલાહ આપી હતી. અહીં એટલું યાદ રાખવું જોઈએ કે, એ સમયે અમલમાં મુકાયેલા મિન્ટો-મોર્લી સુધારામાં પહેલી જ વાર ધારાસભાઓમાં કોમી પ્રતિનિધિત્વનું ધોરણ દાખલ કરવામાં આવ્યું હતું. આ રીતે જ્યારે મુસલમાનો કોમી મતાધિકાર મળવાથી હર્ષોન્માદમાં આવી ગયા હતા, ત્યારે મઝરૂલ હકે તેમને જણાવ્યું કે, કોમી મતાધિકાર દેશના હિતની દૃષ્ટિએ હાનિકારક છે.

મઝરૂલ હક ૧૯૧૪માં મહાસભાએ ઇંગ્લંડ મોકલેલા ડેપ્યુટેશનના સભ્ય હતા. આ પછી તેઓ મહાસભામાં સક્રિય ભાગ લેતા નહોતા, પરંતુ છેવટ સુધી તેઓ ચુસ્ત રાષ્ટ્રવાદી રહ્યા. તેઓ દેશભક્ત હોવા ઉપરાંત ભારે સાધુપુરુષ હતા. તેમણે છેવટનાં વરસો નિવૃત્તિમાં ગાળ્યાં અને સર્વસ્વનો ત્યાગ કરી સાચા ફકીર તરીકે રહ્યા.

## મહાદેવ ગોવિંદ રાનાડે

રાનાડેને સામાન્ય જનતા ન્યાયમૂર્તિ રાનાડે તરીકે ઓળખતી. તેઓ ભારે પ્રભાવશાળી પુરુષ હતા. મુંબઈ સરકારના ન્યાય-

ખાતામાં તેઓ નોકર હતા એટલે તેમને મહાસભાવાદી તો ન કહી શકાય; પરંતુ ઘણાં વરસો સુધી તેઓ 'મહાસભા' પાછળ પ્રેરક બળરૂપે હતા. તેઓ ભારે પંડિત હતા અને તેમનાં 'રાઈઝ ઑફ ધી મરાઠા પાવર' તથા 'એસેઝ ઇન ઇંડિયન ઇકોનોમિક્સ' એ બે પુસ્તકો એમની વિદ્વત્તાનાં સાક્ષી છે. સમાજસુધારાના વિષયમાં એમને ભારે રસ હતો અને એ પ્રવૃત્તિમાં તેઓ આગળ પડતો ભાગ લેતા. ૧૮૯૭માં મુંબઈમાં ચાલેલા પ્લેગ વખતે તેમણે પ્લેગનિવારણના કાર્યમાં ભારે પરિશ્રમ ઉઠાવ્યો હતો. લાગલાગટ પંદર વરસ સુધી સમાજસુધારો તથા મહાસભાના ક્ષેત્રમાં કાર્ય કરી, ૧૯૦૧માં તેઓ અવસાન પામ્યા.

## સર ભૂપેન્દ્રનાથ બસુ

સર ભૂપેન્દ્ર બસુ કલકત્તાના એક પ્રખ્યાત સોલિસિટર હતા. તેમની પ્રેક્ટિસ બહુ મોટી હતી. પરંતુ તેઓ પોતાનો થોડો વખત રાજકીય પ્રવૃત્તિમાં પણ આપતા. ૧૯૧૪ની મદ્રાસની મહાસભાના તેમને પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. આ વખતે તેમણે હિંદની જવાબદાર રાજતંત્રની માગણી વિષે બોલતાં જણાવ્યું હતુ કે, મોજમજામાં પડી રહેનાગ નિષ્ક્રિય લોકોના દિવસો વીતી ગયા છે. સમયના વધતા જતા પ્રવાહમાં દુનિયા આગળ વધી રહી છે. યુરોપમાં પ્રજાપ્રજા વચ્ચે વિગ્રહ શરૂ થઈ ચૂક્યો છે. તેને પરિણામે મધ્યયુગના છેવટના અવશેષરૂપ એક માણસનું અનેક માણસો ઉપરનું તથા એક પ્રજાનું બીજી પ્રજા ઉપરનું આધિપત્ય તૂટી પડશે. પશ્ચિમમાંથી આવી પૂર્વના શાન્ત પાણીમાં દાખલ થતા હિંસાળા ઝરણારૂપ પ્રગતિના પ્રવાહને પાછો ઠેલી શકાય એમ નથી. હિંદના બ્રિટિશ અમલનો આશય નોકરશાહીને અંતપદે સ્થાપવાનો હોય, હિંદ ઉપર બ્રિટનનુ કાયમનું આધિપત્ય અને હિંદની કાયમી પરાધીનતા હોય, હિંદના જીવન ઉપર બ્રિટનનું દબાણ ઉત્તરોત્તર વધારવાનો હોય, તો તે અમલ સંસ્કૃતિને શાપરૂપ છે— મનુષ્યજાતના કલંકરૂપ છે.

## પંડિત બિશન નારાયણ ધાર

પંડિત બિશન નારાયણ શરૂઆતથી જ મહાસભાની પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેતા હતા, અને ભારે દેશસેવાથી

તેમણે મહાસભાના ઇતિહાસમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. તેમને ૧૯૧૧ની મહાસભાના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. રમ્સે મૅકડોનાલ્ડ એ મહાસભાના પ્રમુખ થશે એમ ધારવામાં આવતું હતું. પરંતુ તેમની પત્નીનું અવસાન થવાથી તેમને હિંદ બહાર જવું પડયું હતું એટલે અણધારી રીતે બિશન નારાયણને કલકત્તાની મહાસભાના પ્રમુખ ચૂંટવામાં આવ્યા. આ અરસામાં બંગાળના ભાગલા રદ કરવામાં આવ્યા હતા, તેને લીધે નોકરશાહી ઉપર ભારે ફટકો પડ્યો હતો. બિશન નારાયણે આપેલું નોકરશાહીનું વર્ણન તાદૃશ તેમજ જ્વલંત છે: આપણી બધી આપત્તિઓનું મૂળ કારણ પ્રજાની ઊગતી આકાંક્ષાઓ અને આદર્શો પ્રત્યે નોકરશાહીમાં ઉદ્‌ભવેલી સહાનુભૂતિશૂન્ય અને સંકુચિત વૃત્તિ છે. એમાં સુધારો કરવામાં ન આવે, તો ભવિષ્યમાં મોટી આફત આવી પડશે. હિંદી પ્રજાના પુનરુત્થાનની સાથે સાથે નોકરશાહીની ઉપર જણાવેલી વૃત્તિ પણ વધતી જાય છે, અને કટોકટીનો પ્રસંગ આવી લાગ્યો છે. એક બાજુ રાજકીય હક માટે જાગ્રત થયેલો પરંતુ જૂના જમાનાની પ્રણાલીથી જકડાયેલો કેળવાયેલો વર્ગ છે, અને બીજી બાજુ પોતાના હિતસંબંધોવાળી, સત્તાપ્રિય, જ્ઞાન પ્રત્યે શંકાખોર, નવા ફેરફારોનો વિરોધ કરનારી, ઊંચાપણાની ભાવનાને લીધે પ્રજાથી અલગ રહેનારી, સત્તા અને દમામના સિદ્ધાંતને વરેલી, અને ચાલુ જમાનાના ઉદાર આદર્શોની વિરોધી નોકરશાહી છે.

## રમેશચંદ્ર દત્ત

રમેશચંદ્ર દત્ત ગઈ સદીના છેવટના ભાગના આગેવાનોમાંના એક છે. તેઓ આઈ. સી. એસ. હતા, અને નોકરી દરમિયાન કમિશ્નરની પદવી સુધી પહોંચ્યા હતા. પાછળથી તેઓ મહાસભામાં જોડાયા, અને તેમની લાંબી નોકરી દરમિયાન મેળવેલા બહોળા અનુભવનો લાભ મહાસભાને તેમણે આપ્યો. એમનો એવો અભિપ્રાય હતો કે, ભારે જમીનમહેસૂલ અને અંગ્રેજી માલની નિરંકુશ હરીફાઈથી થયેલો દેશી હુન્નરઉદ્યોગનો નાશ એ હિંદમાં પડતા દુકાળોનાં કારણો છે. જે દેશમાં ત્રણ હજાર વર્ષ પૂર્વે

ગ્રામપંચાયતો દ્વારા રાજ્યવહીવટ ચાલતો ત્યાં પોલીસ મારફતે રાજ ચલાવવામાં આવે છે. એ વિષે તેમણે ખેદ દર્શાવ્યો હતો. દુકાળ, આર્થિક પ્રશ્નો અને જમીનમહેસૂલ વગેરે વિષયોમાં તેમનો મત પ્રમાણભૂત ગણાતો. તેઓ ૧૮૯૦ની મહાસભાના પ્રમુખ થયા હતા.

## એન. સુબ્બારાવ પંતુલુ

સુબ્બારાવ પંતુલુ મહાસભાના માનનીય આગેવાનોમાંના એક છે. એંસી વરસ ઉપરની વૃદ્ધ વયે પણ તેઓ આજે જાહેર જીવનમાં સક્રિય ભાગ લઈ રહ્યા છે. શરૂઆતથી જ તેઓ મહાસભાની પ્રવૃત્તિમાં જોડાયા હતા, અને દરેક બેઠકમાં ઠરાવો રજૂ કરવાના કે ટેકો આપવાના કાર્યમાં આગળ પડતો ભાગ લેતા હતા. તેમણે કદી પણ સરકાર તરફથી ઇલકાબ મેળવવાની પરવા કરી નથી, જો કે તેમના બીજા સમકાલીનોને સરકારે એક અથવા બીજા ઇલકાબથી નવાજ્યા હતા. તેઓ ૧૯૧૪ની મદ્રાસની મહાસભાની સ્વાગત સમિતિના પ્રમુખ હતા, અને ૧૯૧૪-૧૫-૧૬-૧૭નાં વરસો દરમિયાન મહાસભાના મંત્રી ચૂંટાયા હતા. તેઓ મંત્રી હતા તે દરમિયાન મહાસભાના કાર્યને અંગે પોતાને ખર્ચે તેમણે હિંદુસ્તાનની મુસાફરી કરી, જાહેર જીવનનો સુંદર દાખલો બેસાડ્યો હતો.

## લાલા મુરલીધર

આ સ્થળે લાલા મુરલીધરના નામનો ઉલ્લેખ કર્યા વિના ચાલે એમ નથી. તેઓ જેલમાંથી છૂટી સીધા ૧૮૮૬ની કલકત્તાની મહાસભામાં હાજર રહ્યા હતા. તેમને પુરાવા વિના કેદ કરવામાં આવ્યા હતા. એ માટેનાં કારણો તેમના જ શબ્દમાં આપીશું: 'મને રાજકીય ચળવળ કરનાર તરીકે ગણવામાં આવતો હતો. વળી હું સ્વતંત્ર વિચાર ધરાવતો હતો અને મને ખરું લાગે તે નિર્ભયતાથી કહેતો.' ડેરા ઇસ્માઈલ ખાનના લાલા મલિક ભગવાનદાસ આ બેઠકમાં પહેલી જ વાર ઉર્દૂમાં બોલ્યા હતા. મહાસભાનાં પ્રથમ સ્ત્રીવક્તા શ્રી. કાદંબિની ગાંગુલી હતાં. ૧૯૦૦ની કલકત્તાની મહાસભામાં તેમણે જ પ્રમુખનો આભાર માનવાનો ઠરાવ રજૂ કર્યો હતો.

## સચ્ચિદાનંદ સિંહા

સચ્ચિદાનંદ સિંહાએ ૧૮૯૯ની લખનૌની મહાસભામાં પ્રથમ પ્રવેશ કર્યો હતો. આ વખતે તેમણે ન્યાય અને કારોબારી સત્તા જુદી પાડવાના વિષય ઉપર ભાષણ કર્યું હતું. લાહોરની મહાસભામાં ફરીથી આ વિષય ઉપર બોલતાં તેમણે જણાવ્યું હતું કે, 'પ્રજાના પ્રેમ ઉપર રાજ્યનો આધાર હોવો જોઈએ' પ્રજાને ન્યાયની બક્ષિસ આપીને જ આ સ્થિતિ ઉત્પન્ન કરી શકાય. પરંતુ તે ન્યાય આજે આપણને પ્રાપ્ત થાય છે એવો અર્ધું દૂધ અને અર્ધું પાણીના ભેળ જેવો નહિ; સાચો, ઉદાર, બ્રિટિશ ન્યાય હોવો જોઈએ.' ૧૭મી મહાસભામાં તેઓ પોલીસ ખાતામાં સુધારો કરવા વિષે બોલ્યા હતા. ૨૦મી બેઠકમાં તેમણે ૧૯૦૫ની સાલની ચૂંટણીને વખતે એક ડેપ્યુટેશન ઇંગ્લંડ. મોકલવાના ઠરાવને ટેકો આપ્યો હતો. એ જ બેઠકમાં તેમણે દાદાભાઈ નવરોજી, સર હેન્રી કોટન તથા મિ. જૉન જાર્ડીનને પાર્લામેન્ટના સભ્ય ચૂંટવાની માગણી કરતો ઠરાવ રજૂ કર્યો હતો. સચ્ચિદાનંદે ૧૯૦૮ની વિનીતોની મહાસભામાં સક્રિય ભાગ લીધો હતો. ૧૯૧૧ની કલકત્તાની મહાસભામાં યુક્ત પ્રાંતો માટે ગવર્નર તથા કારોબારી સભા માટે તેમણે માગણી કરી હતી. ૧૯૧૪માં મદ્રાસની મહાસભામાં લંડનના ડેપ્યુટેશનમાં સુંદર કામ કરવા માટે તેમનો આભાર માનવામાં આવ્યો હતો. આ ડેપ્યુટેશનના બીજા સભ્યો ભૂપેન્દ્રનાથ બસુ, જિન્ના, સમર્થ, મઝરુલ હક તથા લાલા લજપતરાય હતા.

એવા બીજા અનેક દેશસેવકો છે—જેમાંના ઘણા અવસાન પામ્યા છે અને થોડા હજી હયાત છે—જેમણે ભારે આત્મભોગ તથા અનન્ય નિષ્ઠાથી દેશસેવામાં ફાળો આપ્યો છે. તેને માટે ભવિષ્યની પ્રજા હંમેશ તેમની ઋણી રહેશે. તેમનાં નામો ગણાવવાં એ અયોગ્ય ભેદ કરવા સમાન થાય માટે અહીં આભારની લાગણીથી તેમનું સ્મરણ કરી સંતોષ માનીશું.

## પ્રકરણ ૧૯ મું

## ઐક્યને માર્ગે

શ્રીમતી બિસેન્ટે હિંદના દાવાની કરેલી રજૂઆત—૧૯૧૫ની પરિસ્થિતિ—લોકમાન્યનું પુનરાગમન—મહાસભાના બન્ને પક્ષોના જોડાણના પ્રયત્નને મળેલી નિષ્ફળતા—ગોખલેનું અવસાન—લોકમાન્યનું રચનાત્મક કાર્ય—મુંબઈની મહાસભા.

૧૯૧૫ની સાલ હિંદના રાજકીય ઇતિહાસમાં એક મહત્ત્વનું વરસ ગણાય. અહીં એટલું યાદ રાખવું જરૂરી છે કે, વીસમી સદીના આરંભમાં જ જાપાનની રશિયા ઉપરની જીતથી એશિયાવાસી પ્રજાઓમાં પોતાની શક્તિ વિષે નવો આત્મવિશ્વાસ પેદા થયો હતો. વળી સને ૧૯૧૪ના મહાયુદ્ધમાં ફ્રાન્સની રણભૂમિ ઉપર જર્મનો સામે હિંદી લશ્કરે બતાવેલા અદ્વિતીય શૌર્યથી પણ *યુરોપ અને એશિયામાં નવું જ વાતાવરણ પેદા થયું હતું.* આથી હિંદીઓની યોગ્યતા વિષે યુરોપિયનો ઉપર ઊંડી છાપ પડી હતી. હિંદી લશ્કરની જગતભરમાં થયેલી કદરની સમગ્ર ભારતવાસીઓના માનસ ઉપર પણ ભારે અસર થઈ. આને લીધે શ્રી. સુરેન્દ્રનાથ બેનરજી જેવા કેટલાક લોકોમાં બદલાની અને શ્રી. એની બિસેન્ટ જેવાં કેટલાંકમાં હક અને અધિકારની ભાવના જાગૃત થઈ. આ

પહેલાં ઘણા લાંબા વખતથી શ્રી. બિસેન્ટ ભારતવર્ષના ઉત્કર્ષના કાર્યમાં પડ્યાં હતાં, પરંતુ ૧૯૧૪ની સાલમાં જ તે રાષ્ટ્રીય મહાસભામાં જોડાયાં. હિંદ અને બ્રિટન વચ્ચેના પરસ્પર વહેવારના ધોરણ વિષે બોલતાં તેમણે જણાવ્યું કે, 'આજે હિંદની વફાદારીના બદલામાં ઇનામ મેળવવાની વાતો ચાલી રહી છે. પરંતુ ભારતવર્ષ પોતાના પુત્રોના રુધિરને સાટે સ્વાતંત્ર્યના કે હકોના ટુકડાઓનો સોદો કરવા માગતું નથી. ભારતવર્ષ તો પ્રજા તરીકે સામ્રાજ્યમાં પોતાનો અધિકાર સ્થાપિત કરવાનો દાવો કરે છે. ભારતવર્ષે મહાયુદ્ધ પહેલાં પણ આ માગણી રજૂ કરી છે, મહાયુદ્ધ દરમિયાન પણ રજૂ કરી છે અને મહાયુદ્ધ પછી પણ એ માગણી તે ચાલુ રાખશે. પરંતુ તે બદલો મેળવવાના દાવાથી નહિ પણ હકના દાવાથી. આ બાબતમાં કોઈ પણ જાતની ગફલત કરવી ન જ પરવડે.' શ્રી. કૃષ્ણમૂર્તિ અને તેના ભાઈને લગતા દાવામાંથી પરવારીને એની બિસેન્ટ મહાસભામાં જોડાયાં અને સાથે તેમાં નવા વિચારો, નવું બળ, નવી દૃષ્ટિ અને નવી સાધનસામગ્રી લેતાં આવ્યાં. આ સમય સુધીમાં તેમની પ્રતિષ્ઠા જગદ્વ્યાપી થઈ હતી અને જૂની તેમજ નવી દુનિયામાં તેમના લાખો અનુયાયીઓ થયા હતા. પોતાની અખૂટ શક્તિ અને અનુયાયીઓના વિશાળ સમૂહના બળથી તેમણે ભારતવર્ષના રાજકીય જીવનને નવું જોમ આપ્યું.

સને ૧૯૧૫માં હિંદની રાજકીય પરિસ્થિતિ આ હતી: ૧૯મી ફેબ્રુઆરી, ૧૯૧૫ને દિવસે ગોખલે વિદેહ થયા અને એ જ વરસમાં સર ફિરોજશાહ મહેતા એમની પાછળ ગયા. શ્રી. વાચ્છા આ વખતે વૃદ્ધ થયા હતા અને તેને પરિણામે એમનાં અંગોમાં ક્ષીણતા આવવા માંડી હતી એ તેમણે એ જ વરસની મુબઈની મહાસભામાં જાહેર કર્યું. વળી શરૂઆતથી જ તેમની યોગ્યતા ભારે વિદ્વાન અને કાબેલ મંત્રી તરીકેની હતી, નહિ કે પોતાના દળને એક વિજયમાંથી બીજા વિજયમાં દોરનાર સેનાનીની. શ્રી. નારાયણ ચંદાવરકર ન્યાયાધીશપદેથી નિવૃત્ત થયા હતા અને હિંદના રાજકારણમાં તેમની અસર શેષ રહી નહોતી. હેરમ્બચન્દ્ર મૈત્ર, મુધોળકર અને સુબ્બારાવ પંતુલુ મહાસભાદળના ઉપનાયકો જ

કહી શકાય. સુરેન્દ્રનાથ બેનરજી પણ નવા વિચારને અનુકૂળ નહોતા.

આ સમયે કોઈ જ સેનાની નહોતો. લોકમાન્ય તિલક પોતાની સજાની મુદત પૂરી કરી સને ૧૯૧૪ના જૂનમાં છૂટ્યા હતા. શ્રીનિવાસ શાસ્ત્રીએ હિંદી સેવક સંઘની મહાન સંસ્થામાં પ્રથમ સેવક તરીકે જોડાઈ, ગોખલેનુ સ્થાન સંભાળ્યુ ખરુ; પરંતુ ઉદ્દામ વલણ અને મોળી માન્યતા, સિદ્ધાંત માટેની અભિરુચિ અને ફળની આતુરતા, ધ્યેયની આકાંક્ષા અને તાત્કાળિક પરિણામનો લોભ એ બધા વચ્ચે તેમના હૃદયમાં ચાલતા નિરંતર સંગ્રામને લીધે, મહાસભાના સૂત્રધાર તરીકે તેઓ આગળ આવી શક્યા નહિ. પંડિત મદનમોહન માલવિયા મહાસભાને વિનીત ધોરણ ઉપર કાયમ રાખીને દોરવાની પરિસ્થિતિમાં નહોતા. પોતાનો માર્ગ કાઢી મોખરે જવા જેટલાં પરાક્રમ અને આગ્રહ તેમનામાં નહોતા ગાંધીજી તાજા જ હિંદમાં આવ્યા હતા અને હજી એમણે પોતાના જાહેર જીવનની ચોક્કસ દિશા નક્કી કરી નહોતી. તેઓ તેમના રાજકીય ગુરુ ગોખલેની અસર નીચે હતા અને શાંતિથી દેશની પરિસ્થિતિનુ સૂક્ષ્મ નિરીક્ષણ કરી રહ્યા હતા લાલા લજપતરાયને આખા દેશની અને ખાસ કરીને પોતાના પ્રાંતની તે વખતની સ્થિતિથી ભારે અભાવ ઉત્પન્ન થયો હતો. વળી યુદ્ધ દરમિયાન તેઓ ખરી રીતે અમેરિકામાં દેશવટો ભોગવતા હતા. સને ૧૯૧૫ની મુંબઈની મહાસભાના પ્રમુખ સત્યેન્દ્રપ્રસન્ન (પાછળથી લૉર્ડ) સિંહાનો પણ નવી જાગૃતિ સાથે મેળ નહોતો, અને મુંબઈની મહાસભા પછી તો તેમને રાજકારણમાં રસ પણ રહ્યો નહોતો.

દેશની આગેવાની પ્રજાના હાથમાંથી નોકરશાહીના હાથમાં જવા માંડી હતી. વિનીતોના હાથમાંથી સત્તા ચાલી ગઈ હતી અને ઉદ્દામ રાષ્ટ્રીય પક્ષે તે પ્રાપ્ત કરી નહોતી એની બિસેન્ટના મહાસભાના બને પક્ષને સાંધવાના સને ૧૯૧૪-૧૫ના પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા હતા આ નિષ્ફળતા ટૂંકમાં તપાસીશુ

લોકમાન્ય ૧૯૧૪માં છૂટ્યા ત્યારથી હોમરૂલની ચળવળ ચલાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. આ વખતે કેટલાક

શુભેચ્છકો તરફથી મહાસભાના બને પક્ષોનો મેળ સાધવાનો પ્રયાસ થઈ રહ્યો હતો લોકમાન્ય પોતે પણ વિચારપૂર્વક વિનીતોની લાગણી દૂભવવાનું ટાળતા હતા પરંતુ વિનીતોએ લોકમાન્યના સહકારના પ્રયાસને મચક ન આપી લોકમાન્યનો ત્રિવિધ કાર્યક્રમ આ હતો (૧) ઉભયપક્ષ વચ્ચે સમાધાન કરવુ, (૨) રાષ્ટ્રીય પક્ષની પુનર્રચના કરવી અને (૩) હોમરૂલ માટે પ્રબળ ચળવળ ઉપાડવી પહેલી વસ્તુ સાધવાને માટે તિલક અને રાષ્ટ્રીયપક્ષ મહાસભાના પ્રતિનિધિઓની ચૂટણીનુ ક્ષેત્ર વિશાળ કરવા માગતા હતા ચાલુ પરિસ્થિતિમા એ શક્ય નહોતું કારણ કે, તે વખતના બધારણ મુજબ પ્રતિનિધિઓ ચૂંટવાનો અધિકાર મહાસભાના બધારણની પહેલી કલમ માન્ય રાખનાર થોડી સસ્થાઓમા જ મર્યાદિત હતો એ કલમ મુજબ મહાસભાનુ ધ્યેય સાસ્થાનિક સ્વરાજ પ્રાપ્ત કરવાનુ હતુ એટલે મહાસભાના પ્રતિનિધિઓ ચૂટવાનો અધિકાર માત્ર કેટલીક વિનીત સસ્થાઓને જ મળતો હતો આમ રાષ્ટ્રીય પક્ષ પોતાના પ્રતિસ્પર્ધીઓની સસ્થા મારફત મહાસભામા પોતાના પ્રતિનિધિઓ મોકલે એ બનવા જોગ નહોતુ એને માટે તો બધારણની વીસમી કલમમા સુધારો કરવો આવશ્યક હતો એ સુધારાને માટે એની બિસેન્ટ અને મહાસભાના મત્રી સુબ્બારાવ પતુતુ ૧૯૧૪ના ડિસેમ્બરના પહેલા અઠવાડિયામા પૂના ગયા અને તિલક, ગોખલે તથા બીજાઓ જોડે તેમણે એ વિષે વાતચીત કરી આ મસલતને પરિણામે એ સુધારા માટે તેમણે સમતિ મેળવી સુબ્બારાવ આ બાબતમા સર ફિરોજશાહની સલાહ લેવા મુબઈ ગયા અને નાસીપાસ થઈ પાછા આવ્યા આ પછી સુબ્બારાવ લોકમાન્ય અને ગોખલેને મળ્યા ગોખલેની એવી દૃઢ માન્યતા હતી કે, મહાસભામા લોકમાન્યના પ્રવેશથી જૂનો ઝઘડો પાછો સજીવન થશે તેથી તેમણે સુધારા માટેની પોતાની સમતિ પાછી ખેચી લીધી, અને આ સદેશો તેમણે મોઢેથી બિસેન્ટને મોકલ્યો ઓગણીસમી મહાસભાના ચૂટાયેલા પ્રમુખના કાગળના ખાનગી જવાબમા ગોખલેએ પોતે પોતાનો મત કેમ ફેરવ્યો એના કારણો દર્શાવ્યા ટૂક સમયમા જ આ કાગળ પ્રસિદ્ધ થયો તેમા

ગોખલેએ જણાવ્યું હતું કે, તિલકે મહાસભામાં દાખલ થઈ આઇરિશ લોકોની, સરકારનો બહિષ્કાર કરવાની અને સરકારના વહીવટમાં બંધારણની મદદથી આડ નાખવાની પદ્ધતિ અખત્યાર કરવાનું જાહેર કર્યું છે. લોકમાન્યે બિસેન્ટ આગળ આ વાતનો ઇનકાર કર્યો ત્યારે સામા પક્ષ તરફથી માફી માગવાની તૈયારી બતાવવામાં આવી હતી. પરંતુ સમાધાન મુલતવી રહ્યું. સુબ્બારાવ પંતુલુએ 'ન્યૂ ઇંડિયા'માં (૮-૨-૧૫) જાહેર કર્યું, કે, મુંબઈના રૂઢિચુસ્ત આગેવાનો શ્રી. બિસેન્ટના સુધારાના તીવ્ર વિરોધી હતા.

સને ૧૯૧૫ના આરંભમાં જ ગોખલેના અકાળ અવસાનથી હિંદને ભારે ખોટ પડી. લોકમાન્યને પોતાના રાજકીય પ્રતિસ્પર્ધી માટે ભારે આદર હતો. ગોખલેના અગ્નિસંસ્કાર વખતે સ્મશાનમાં તેમને શ્રદ્ધાંજલિ આપતાં તે બોલ્યા: 'તાળીઓ પાડવાનો આ અવસર નથી. આ અવસર તો ચોધાર આંસુ સારવાનો છે. આજે હિંદનું અમૂલ્ય રત્ન, મહારાષ્ટ્રનું ભૂષણ, અનન્ય સેવક આ સ્મશાનભૂમિ ઉપર અનંત નિદ્રામાં સૂતો છે. એમના તરફ નજર કરો. અને એમને અનુસરવાને પ્રયત્ન કરો. તમારામાંના પ્રત્યેકે એમના જીવનને પોતાની સમક્ષ આદર્શ રૂપ રાખી તેને અનુસરવાનો પ્રયત્ન કરવો જોઈએ અને એ રીતે એમના અવસાનથી પડેલી ભારે ખોટ ટાળવી જોઈએ. એમને અનુસરવાનો તમે સંપૂર્ણ પ્રયત્ન કરશો, તો પરલોકમાં પણ તે પ્રસન્ન રહેશે.'

સને ૧૯૧૫-૧૬ના વરસ દરમિયાન લોકમાન્યે પોતાનો પક્ષ સંગઠિત કરવાને માટે ભારે પરિશ્રમ ઉઠાવ્યો. આ કાર્ય માટે જોસેફ બેપ્ટિસ્ટા તેમના કુશળ સાથી નીવડ્યા. તેમના પ્રમુખપણા નીચે પૂનામાં એક હજાર રાષ્ટ્રવાદી પ્રતિનિધિઓની એક પરિષદ મળી. થોડા જ વખત પછી વિનીતોની મળેલી એ જ પ્રકારની પરિષદને મુકાબલે આ પરિષદને ભારે સફળતા મળી. જો કે વિનીતોની પરિષદમાં લૉર્ડ વિલિંગ્ડને હાજર રહી તેને પ્રતિષ્ઠા આપી હતી. પૂનાની રાષ્ટ્રવાદી પરિષદે હોમરૂલની ચળવળ માટે ઘોષ કર્યો. આ વખતે લોકમાન્યનું લક્ષ હિંદની મુક્તિની લડત આગળ ધપાવવામાં એકાગ્ર થયું હતું. મજૂર સભ્યો મારફતે

હોમરૂલનો કાયદો પાર્લામેંટમાં દાખલ કરાવી, તેને માટે હિંદભરમાં પ્રબળ ચળવળ ચલાવવાનો લોકમાન્યનો આશય હતો.

સને ૧૯૧૫ની મુંબઈની મહાસભામાં બન્ને પક્ષો વચ્ચે ઐક્ય સાધવાની બધી દરખાસ્તો ઊડી ગઈ. આ બેઠક વિનીતોની જ ગણાય. આ મહાસભાની બેઠક પહેલાં થોડા જ દિવસ ઉપર સર ફિરોજશાહનું અવસાન થયું. આ મહાસભાના પ્રમુખ સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહા ભારે વિદ્વાન અને પ્રતિષ્ઠિત પુરુષ હતા. મહાસભાની પ્રવૃત્તિ સાથે એમનો સંબંધ નહિ જેવો જ હતો અને તેઓ મહાસભાના જૂના વિનીત આગેવાનોની અસર નીચે હતા. ઉદ્દામ મતવાદીઓની દૃષ્ટિએ એમનું પ્રમુખ તરીકેનું ભાષણ ઘણી પીછેહઠ કરનારું હતું. હિંદના ધ્યેય વિષેની એમની કલ્પના એ હતી કે, 'હિંદની યુવાન પેઢીની ભાવના અને આકાંક્ષાઓને સંતોષ આપે અને સાથે સાથે જેમના હાથમાં હિંદનું ભાવી સોંપાયેલું છે તેમની સંમતિ મળી શકે એવું તે હોવું જોઈએ.' સુરતની ધમાલ પછી આમપ્રજા ફરીથી મહાસભા વિષે રસ બતાવતી થઈ હતી, એ ૧૯૧૫ની મુંબઈની બેઠકમાં સ્પષ્ટપણે માલૂમ પડતું હતું. આ મહાસભામાં લગભગ ૨૨૫૯ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. અને તેમાં વિવિધ વિષયો ઉપર ઠરાવો થયા હતા. પહેલા ચાર ઠરાવો મહાસભાના ત્રણ પ્રમુખો, ગોખલે, સર ફિરોજશાહ મહેતા અને સર હેન્રી કોટન તથા હિંદના મિત્ર કેર હાર્ડીના અવસાન માટે શોકપ્રદર્શનને અંગે કરવામાં આવ્યા. પાંચમો ઠરાવ હિંદી પ્રજાની સરકાર તરફની વફાદારીની નોંધ લે છે. છઠ્ઠામાં બ્રિટિશ રાજ અને મિત્રરાજ્યોના મહાયુદ્ધમાં જોડાવાના ઉદાર હેતુઓ પ્રત્યે મહાસભાની શ્રદ્ધા વ્યક્ત કરવામાં આવી છે અને બ્રિટિશ નૌકાસૈન્યના પરાક્રમથી મહાસભાને ઊપજેલો સંતોષ વ્યક્ત કરેલો છે. સાતમા ઠરાવમાં લોર્ડ હાર્ડિંજની વાઈસરૉય તરીકેની મુદત વધારવાની માગણી કરવામાં આવી છે. આઠમા ઠરાવમાં હિંદીઓને લશ્કર તથા નૌકાસૈન્યમાં હોદ્દાઓ આપવા એ ન્યાયી અને ડહાપણભરેલું હોવાથી, તે પગલું લેવાની માગણી કરતાં, તેમજ લશ્કરી શાળાઓ અને કૉલેજોમાં હિંદીઓને તાલીમ

આપવા તથા એવી જ બીજી શાળાઓ અને કૉલેજો સ્થાપવાની માગણી કરતા આગલી મહાસભાઓના ઠરાવોની પુનરુક્તિ કરવામાં આવી છે. એ જ ઠરાવમાં કોઈ પણ જાતના ન્યાતજાત કે વર્ણના ભેદ વિના હિંદના પ્રજાજનોને લશ્કરી તાલીમ આપી તેમનું સ્વયંસેવક દળ ઊભું કરવાની પણ માગણી કરવામાં આવી છે. નવમા ઠરાવમાં શસ્ત્રબંધીના કાયદાથી હિંદી લોકો પર જે અઘટિત કલંક લગાડવામાં આવ્યું હતું, તે પ્રત્યે અણગમો દર્શાવવામાં આવ્યો છે અને દશમામાં દક્ષિણ આફ્રિકા તથા કૅનેડામાં હિંદીઓને લગતા કાયદાઓ પ્રત્યે ખેદ દર્શાવવામાં આવ્યો છે. અગિયારમા ઠરાવમાં સામ્રાજ્યની ઇમ્પિરિયલ કૉન્ફરન્સમાં હિંદને પ્રતિનિધિત્વ આપવાના વડી ધારાસભાના ઠરાવને વાઈસરૉયે ડહાપણભર્યો ટેકો આપ્યો તે માટે તેમનો આભાર માનવામાં આવ્યો છે અને સાથે સાથે એવી માગણી કરવામાં આવી છે કે, વડી ધારાસભાના લોકનિયુક્ત સભ્યોએ તેમનામાંથી ચૂંટેલા ઓછામાં ઓછા બે સભ્યોને ઇમ્પિરિયલ કૉન્ફરન્સમાં ભાગ લેવા માટે સરકારે મોકલવા. બારમા ઠરાવમાં સંયુક્ત પ્રાંતો માટે ગવર્નરની કારોબારી કાઉન્સિલ દાખલ કરવાની ફરીથી માગણી કરવામા આવી છે. તેરમા ઠરાવમાં ગિરમીટિયા મજૂરપદ્ધતિ નાબૂદ કરવાની અને ચૌદમામાં હમેશ મુજબ, કારોબારી અને ન્યાયની સત્તાઓ જુદી પાડવાની માગણી કરવામાં આવી છે. પંદરમા ઠરાવમાં પંજાબ, બ્રહ્મદેશ અને મધ્યપ્રાંતો માટે પાર્લામેન્ટના કાયદાથી સ્થપાયેલી હાઈ કોર્ટોના જેટલા જ અધિકારવાળી વડી અદાલતો સ્થાપવા માટે માગણી કરવામાં આવી છે. સોળમા ઠરાવમાં સ્વદેશી ચળવળને ટેકો આપવામાં આવ્યો છે. સત્તરમો ઠરાવથી છાપખાનાનો કાયદો ચાલુ રાખવા સામે વિરોધ દર્શાવવામાં આવ્યો છે. અઢારમામાં જણાવવામાં આવ્યું છે કે, હિંદના હિતની દૃષ્ટિએ ખાસ કરીને આયાત, નિકાસ તેમજ જકાતી બાબતોમાં હિંદી સરકારને નાણાં વિષયક સંપૂર્ણ સ્વતંત્રતા આપવી આવશ્યક છે. ઓગણીસમો ઠરાવ ઘણો 'અગત્યનો' છે.' તેમાં હિંદના રાજવહીવટ ઉપર હિંદીઓનો સચોટ કાબૂ રહે તે માટે પ્રાંતિક સ્વરાજ ચાલુ કરી, જે પ્રાંતોમાં પ્રાંતિક ધારાસભાઓ

હોય તેમાં તેનો સુધારો અને વિકાસ કરી અને જે પ્રાંતોમાં પ્રાંતિક ધારાસભા ન હોય ત્યાં તે દાખલ કરી, તથા જ્યાં ગવર્નરની કારોબારી સભા હોય ત્યાં તેમાં સુધારો કરી અને જ્યાં તે ન હોય ત્યાં તે દાખલ કરી, ઇંડિયા કાઉન્સિલમાં સુધારો કરી અથવા તેને કાઢી નાખી તથા સ્થાનિક સ્વરાજનું ક્ષેત્ર તેમજ અધિકાર વિશાળ કરી, દેશના વહીવટમાં પ્રજાતંત્રનું તત્ત્વ વિકસિત થાય એ જાતના સુધારા દાખલ કરવાની માગણી કરવામાં આવી છે. વળી એ ઠરાવથી ચાલુ રાજવહીવટમાં સુધારો કરે એવા બંધારણની યોજના ઘડી કાઢવાની તેમજ કેળવણી તથા પ્રચારનું કાર્ય દેશમાં સતત ચાલુ રહે તે માટે એક બીજી યોજના ઘડી કાઢવાનું મહાસમિતિને સોંપવામાં આવ્યું છે. તથા તે કાર્યને અર્થે તેને મુસ્લિમ લીગની કારોબારી સમિતિનો સહકાર મેળવવાની તેમજ બીજાં જરૂરી પગલાં લેવાની સત્તા આપવામાં આવી છે.

વીસમા ઠરાવમાં જણાવવામાં આવ્યું છે કે, સરકારની મહેસૂલની માગણી ઉપર ચોક્કસ અને વાજબી મર્યાદા મૂકવી જોઈએ, તથા જમીનદારી અને રૈયતવારી મહેસૂલની પદ્ધતિને બદલે કાયમી મહેસૂલ પદ્ધતિ દાખલ કરવી જોઈએ; જો કાયમી મહેસૂલ પદ્ધતિ ન જ યોજી શકાય, તો ઓછામાં ઓછું, ખેડૂતના જમીનના ભોગવટાના હકની મુદત ઠરાવવી જોઈએ. એકવીસમા ઠરાવમાં ઔદ્યોગિક અને યંત્ર વિષયક કેળવણીની સગવડ કરીને તથા આયાત અને નિકાસ ઉપરની જકાતની બાબતમાં હિંદને નાણાં વિષયક સ્વતંત્રતા આપીને તેમજ સુતરાઉ કાપડ ઉપરની અન્યાયી જકાત તેમજ રેલવેના પક્ષપાતી દર કે જેને લીધે હિંદના ઉત્પાદકો ભોગે પરદેશી ઉત્પાદકોને લાભ મળતો હતો તે દૂર કરીને, દેશનો ઔદ્યોગિક વિકાસ થાય એવાં પગલાં લેવા માગણી કરવામાં આવી છે. બાવીસમા ઠરાવમાં ઇન્ડિયા કાઉન્સિલના 'ઇન્ડિયન સ્ટુડન્ટ્સ ડિપાર્ટમેન્ટ' પ્રત્યે નાપસંદગી જાહેર કરવામાં આવી છે. તથા ઇંગ્લંડની શિક્ષણસંસ્થાઓમાં હિંદી વિદ્યાર્થીઓનો પ્રવેશ મર્યાદિત કરવાના તે સંસ્થાઓના વલણ સામે અને દાખલ કર્યા પછી પણ તેમની પ્રત્યેના પક્ષપાતી વર્તન સામે વધતા જતા અસંતોષનો નિર્દેશ કરવામાં આવ્યો છે. ઉલ્લા

ચાર ઠરાવો મંત્રીઓની નિમણૂક, સર વિલિયમ વેડરબર્ન તથા ઇન્ડિયા કમિટીના બીજા સભ્યોની સેવાની કદર તેમજ 'ઇન્ડિયા' ની પ્રસિદ્ધિ ચાલુ રાખવાની આવશ્યકતા, મહાસભાના બંધારણની સુધારણા તથા આગામી મહાસભાની બેઠકનું સ્થળ લખનૌ ઠરાવવાને અંગે કરવામાં આવ્યા હતા.

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે, સને ૧૯૧૫ની મહામભાના ઠરાવો મહાસભાની શરૂઆતથી તેમાં વારંવાર કરવામાં આવેલા ઠરાવોના સારરૂપ છે.

વળી આપણે જોયુ કે, ૧૯૧૫ની મહાસભામાં મુસ્લિમ લીગની કારોબારી સભાની સાથે રહીને હિંદ માટે પ્રજાતંત્રનાં તત્ત્વો પર સાસ્થાનિક સ્વરાજના દરજ્જાનુ બંધારણ ઘડી કાઢવાનું કાર્ય મહામમિતિને સોંપવામાં આવ્યું હતુ.

આ મહામભાની ખાસ નોંધવા જેવી બીના એ છે કે, તેની વિષયવિચારિણી સમિતિના પ્રતિનિધિઓની ચૂંટણીમાં ગાંધીજી નિષ્ફળ નીવડ્યા હતા એટલે મહાસભાના ચૂંટાયેલા પ્રમુખે પોતાના અધિકારની રૂએ તેમને તે સમિતિના સભ્ય નીમ્યા હતા.

મુબઈની બેઠકમા રાષ્ટ્રવાદી પ્રતિનિધિઓના પ્રવેશ માટે મહાસભાનાં દ્વાર ખુલ્લાં મૂકવામાં આવ્યાં. પ્રતિનિધિઓની ચૂંટણી, 'બંધારણપૂર્વકનાં સાધનોથી સાંસ્થાનિક સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનું જેમનું ધ્યેય હોય એવી, તથા જેમની હસ્તીને ૩૧મી ડિસેમ્બર ૧૯૧૫ને દિવસે ઓછામાં ઓછાં બે વરસ થયાં હોય, એવી સંસ્થા જાહેર સભા બોલાવી કરે,' એમ ઠરાવવામાં આવ્યું. આનો લોકમાન્યે તરત જ સ્વીકાર કર્યો અને પોતાનો પક્ષ આ રીતે અધાં ઉઘાડવામાં આવેલા દ્વારમાંથી પસાર થઈને પણ મહામભામા દાખલ થવા રાજી છે એમ તેમણે જાહેર કર્યું.

## પ્રકરણ ૨ જું

## ઐક્યની સિદ્ધિ

લોકમાન્યની 'હોમરૂલ લીગ'—તેમને મળેલી સફળતા અને નિષ્ફળતા —હિંદુમુસલમાન સમાધાન—વડી ધારાસભાના ઓગણીસ લોકનિયુક્ત સભ્યોનું નિવેદન—શ્રીમતી બિસેન્ટની 'ઓલ ઇંડિયા હોમરૂલ લીગ'— લખનૌમાં લોકમાન્યનો વિજય—મહાસભાના ઠરાવો

૧૯૧૬ના વરસ દરમિયાન મહાસભાની પ્રવૃત્તિને મારો વેગ મળ્યો. આગલે જ વરસે ગોપાળ કૃષ્ણ ગોખલે અને સર ફિરોજશાહ મહેતા જેવા મહાસભાના બે પીઢ આગેવાનોના અવસાનથી દેશને ભારે ખોટ પડી હતી. લોકમાન્ય હજી મહાસભામાં પ્રવેશ કરી શક્યા નહોતા, કારણ કે ૧૯૧૫ની મુંબઈની મહાસભામાં થયેલા સમાધાન મુજબ એક વરસ પછી જ તેઓ મહાસભામાં દાખલ થઈ તેની પ્રવૃત્તિને પોતાના આદર્શ પ્રમાણે દોરી શકે એમ હતું. આથી તેઓ 'હોમરૂલ લીગ'ની ચળવળ ઉપાડવાના પોતાના વિચારને અમલમાં મૂકવામાં ગૂંથાયા. દેશસેવામાં તેમણે આપેલા ભારે આત્મભોગો, તેમની સંસ્કારિતા, અને તેમની અપ્રતિમ બુદ્ધિમત્તાને કારણે આ સમયે દેશની આગેવાની લેવાને તેઓ સંપૂર્ણ રીતે યોગ્ય હતા. સને ૧૯૧૬ના ફેબ્રુઆરીની ૧૬મી તારીખે તેમણે 'હોમરૂલ લીગ'ની સ્થાપના

કરી. આ પછી ૭ મહિને શ્રીમતી એની બિસેન્ટે પણ પોતાની 'હોમરૂલ લીગ'ની ચળવળ ઉપાડી. પરંતુ નોકરશાહીને લોકમાન્ય પેર-કટર વેર હતું. વિદ્યાર્થીઓને ડિફેન્સ ફોર્સમાં જોડાવાને તેઓ સમજાવી રહ્યા હતા, તે જ વખતે પંજાબની સરકારે દિલ્હી અને પંજાબમાં પ્રવેશ કરવાની તેમને મનાઈ કરી.

હોમરૂલ લીગના ઉદ્દેશ તરીકે તેમણે મહાસભાના ધ્યેયને જ માન્ય રાખ્યું. આ વસ્તુ શ્રીનિવાસ શાસ્ત્રીને બહુ રુચી. ૧૯૧૬માં લોકમાન્યે પોતાના જીવનનાં સાઠ વરસ પૂરાં કર્યાં. આ પ્રસંગે તેમને પ્રજાએ એક લાખ રૂપિયાની થેલી અર્પણ કરી. આ રકમ તેમણે જાહેર કાર્ય માટે વાપરી. જેમ જેમ સરકાર તરફથી તેમનું દમન વધતું ગયું, તેમ તેમ લોકમાન્ય વધારે મક્કમતાથી દેશકાર્યને આગળ ધપાવતા રહ્યા. એટલે આખરે 'એમને કેદ કરવા કરતાં એમનું મોં બંધ કરવા માટે' તેમની પાસે એક વરસ સારી ચાલચલગત માટે વીસ હજારની અંગત જામીનગીરી અને દસ દસ હજારની બીજી બે જામીનગીરીઓ માગવામાં આવી. ૧૯૧૬ના નવેમ્બરની ૧૯મી તારીખે હાઈકોર્ટે નીચલી કોર્ટનો આ હુકમ રદ કર્યો. આ બનાવથી એમની લોકપ્રિયતા બહુ વધી ગઈ. તેમનું સર્વ ઠેકાણે લોકો તરફથી ભારે સન્માન કરવામાં આવતું અને તેમને થેલીઓ અર્પણ કરવામાં આવતી. પરંતુ કમનસીબે તેમનુ શરીર શિથિલ થતું જતુ હતુ તેથી દેશને એક ખૂણેથી બીજે ખૂણે ફરી જનતાને પ્રેરણા આપી પોતાની ચળવળને પૂરતો વેગ આપવાને તેઓ અશક્ત નીવડ્યા. આ કાર્ય પાર પાડવાનુ એમના કરતાં દુનિયાભરમાં મશહૂર, વધારે વૃદ્ધ અને અખૂટ શક્તિશાળી વ્યક્તિના ભાગ્યમાં લખેલું હતું. એ વ્યક્તિ તે શ્રીમતી એની બિસેન્ટ.

આ વખતે એટલે ૧૯૧૬ની સાલમાં હિંદનો કોઈ સર્વમાન્ય નેતા નહોતો — ભારતની મુક્તિને માટે ઝૂઝનાર કોઈ સેનાની નહોતો. આવે વખતે એની બિસેન્ટે ધાર્મિક ક્ષેત્રમાંથી રાજકીય ક્ષેત્રમાં, થિયોસોફીમાંથી હોમરૂલ લીગમાં ઝંપલાવ્યું. તેમણે 'ન્યૂ ઇંડિયા' નામનું દૈનિક અને પાછળથી 'કોમનવીલ' નામનું

અઠવાડિક પત્ર ચાલુ કર્યાં. તેમણે જ 'હોમરૂલ' શબ્દને પ્રચલિત કરી મૂકયો, અને તેને માટે પ્રબળ ચળવળ આરંભી. 'હોમરૂલ લીગ ફૉર ઇંડિયા'ની સ્થાપનાની ચર્ચા ૧૯૧૫માં કરવામાં આવી હતી, પરંતુ તે વરસની મહાસભા હોમરૂલનો પ્રશ્ન હાથ ધરશે, એ અપેક્ષાથી તેની યોજના પડતી મૂકવામાં આવી હતી.

મુંબઈની મહાસભામાં નક્કી કરવામાં આવેલું તે પ્રમાણેની મહાસભા અને મુસ્લિમ લીગના પ્રતિનિધિઓની સભા મળી અને તેને પરિણામે હિંદની બે મહાન કોમના આગેવાનો સંપૂર્ણ સમજૂતી પર આવી શકયા. તેમણે હિંદ માટે સામ્રાજ્યની અંદર રહીને પ્રજાતંત્રની સ્થાપના કરવાની યોજના ઘડવા અને એ ધ્યેયને આગળ ધપાવવાની ગોઠવણો કરવા એક સમિતિ નીમી. આ સમિતિની યોજનાનો ખરડો લખનૌની મહાસભા અને મુસ્લિમ લીગે મંજૂર રાખવાનો હતો. આ યોજનાની ચર્ચા, અલ્હાબાદ ખાતે મહાસમિતિના એક સભ્ય મોતીલાલ નેહરૂને ત્યાં મળેલી મહાસમિતિની બેઠકમાં સને ૧૯૧૬ના ફેબ્રુઆરીની ૨૨, ૨૩ અને ૨૪ તારીખોએ કરવામાં આવી. મહાસમિતિએ ઘડેલો આ યોજનાનો કાચો ખરડો મહાસમિતિ અને મુસ્લિમ લીગની કારોબારી સમિતિના સભ્યોની ૧૬મી ઑકટોબરની કલકત્તામાં મળેલી એકત્ર સભામાં વિચારવામાં આવ્યો, અને ત્યાં હિંદુ મુસલમાન વચ્ચે લગભગ સંપૂર્ણ ઐકય સિદ્ધ થયું. માત્ર પંજાબ અને બંગાળની ધારાસભાના પ્રતિનિધિઓની સંખ્યા તે વરસની લખનૌની મહાસભામાં નક્કી કરવાનું બાકી રાખવામાં આવ્યું. એ બેઠકમાં કલકત્તામાં મળેલી સંયુક્ત સભાએ એકમતે ઘડેલી યોજના મંજૂર કરવામાં આવી. આ જ અરસામાં કેટલાક આગેવાનોને વડી ધારાસભાના લોકનિયુક્ત ઓગણીસ સભ્યોએ હિંદમાં પ્રજાતંત્ર સ્થાપિત કરવાની યોજના વિષે એક નિવેદન વાઈસરૉય ઉપર મોકલ્યું છે એવી ખબર પડી. આ નિવેદન પાછળથી 'ઓગણીસ જણના નિવેદન' (Nineteen memorandum) તરીકે પ્રસિદ્ધિમાં આવ્યું. એમ માનવામાં આવે છે કે, હિંદી સરકારે રાજતંત્રના સુધારાઓની બાબતમાં અતિશય પીછેહઠ કરનારી ભલામણો મોકલી છે એવી બાતમી મળવાથી, તેમણે આ નિવેદન

તૈયાર કર્યું હતું. આ વખતે જે મંદતાથી મહાસભાનું કાર્ય ચાલતું હતું, તેનો શ્રીમતી બિસેન્ટને ઘણો અસંતોષ હતો. મહાસભાની ઇંગ્લંડની કમિટી નિઃશંક મહાસભાનું કામ સંભાળતી હતી, પરંતુ તે કમિટીની જ ભાષામાં કહીએ, તો ત્યાં આગળ તેનું કાર્ય હિંદના હિત માટે ખબરદારી રાખવા પૂરતું જ હતું. બિસેન્ટને તો એના કરતાં વધારે કાર્યપરાયણ સંસ્થાની જરૂર લાગી. તેથી તેમણે ૧૯૧૪ની મદ્રાસની મહાસભામાં થયેલા પ્રજાતંત્ર માટેના ઠરાવ અનુસાર, ૧૨મી જૂન ૧૯૧૬ને દિવસે ઇંગ્લંડમાં 'સહાયકારી હોમરૂલ લીગ'ની સ્થાપના કરી. હિંદમાં પણ ૧લી સપ્ટેમ્બર ૧૯૧૬ને દિવસે મદ્રાસમાં તેમણે હોમરૂલ લીગની સ્થાપના કરી. તેઓ પોતે જ ત્રણ વરસને માટે એ લીગનાં પ્રમુખ ચૂંટાયાં. ૧૯૧૭ના અંત સુધી એ લીગનું કામકાજ, મિસિસ બિસેન્ટે આંકી આપેલે સરળ રસ્તે, કોઈ પણ જાતની દખલ વિના સુતરાઈથી ચાલ્યું. આગળ જણાવ્યા પ્રમાણે હિંદમાં 'હોમરૂલ લીગ'ની પ્રથમ સ્થાપના લોકમાન્યે ૧૩મી એપ્રિલ ૧૯૧૬ને દિવસે પૂનામાં કરી હતી. આ સંસ્થાથી જુદી ઓળખાવા માટે બિસેન્ટે ૧૯૧૭માં પોતાની સંસ્થાને 'ઑલ ઇંડિયા હોમરૂલ લીગ' નામ આપ્યું.

મહાસભામાં લોકમાન્યે ૧૯૧૬ની લખનૌની બેઠક વખતે ફરીથી પ્રવેશ કર્યો. એ બેઠકમાં લોકમાન્ય પોતાના પક્ષના સભ્યોને એટલે કે મુંબઈના રાષ્ટ્રવાદીઓને ઘણી મોટી સંખ્યામાં પ્રતિનિધિ તરીકે દાખલ કરી શક્યા. તે સમયના બંધારણ પ્રમાણે વિષયવિચારિણી સમિતિ, મહાસમિતિના બધા સભ્યો તેમજ પ્રત્યેક પ્રાંતના મહાસમિતિના જેટલા સભ્યો હોય તેટલા જ બીજા સભ્યો તે તે પ્રાંતના હાજર રહેલા મહાસભાના પ્રતિનિધિઓ ચૂંટે, તે મળીને બનતી હતી. વિષયવિચારિણી સમિતિ સારુ ચૂંટી મોકલવાના પ્રતિનિધિઓ માટે લોકમાન્યે કરેલી દરખાસ્ત વિનીતોએ માન્ય ન રાખી એટલે તેમણે મુંબઈના પ્રતિનિધિઓમાંથી — જે બધા જ લોકમાન્યના પક્ષના હતા — વિષયવિચારિણી સમિતિ માટે રાષ્ટ્રવાદી પ્રતિનિધિઓ જ ચૂંટી મોકલવાનું નક્કી કર્યું. આ સભ્યો ચૂંટવા માટે એક વિનીત અને એક

રાષ્ટ્રીય પક્ષનો ઉમેદવાર ઊભો કરવામાં આવ્યો તેમાં દરેક વખતે રાષ્ટ્રીય પક્ષનો ઉમેદવાર જ સફળ થયો. આ રીતની ચૂંટણીમાં ગાંધીજી પણ નિષ્ફળ નીવડ્યા હતા છતા લોકમાન્યે તેમને ચૂંટાયેલા જાહેર કર્યા.

લખનૌની મહાસભાના પ્રમુખ અંબિકાચરણ મજમુદાર હતા. તેઓ દેશના કસાયેલા સેવક હતા, અને લખનૌની સભાનુ પ્રમુખપદ આપી તેમની સેવાની પ્રજાએ યોગ્ય કદર કરી હતી. તેમનું ભાષણ ઉચ્ચ પ્રકારના વક્તૃત્વથી ભરપૂર હતુ તે જમાનામાં આવા વક્તૃત્વપૂર્ણ ભાષણોની મહાસભાને ભારે અભિરુચિ હતી. લખનૌની બેઠકમા, મહાસભા અને મુસ્લિમ લીગે ઘડી કાઢેલી સાસ્થાનિક સ્વરાજની યોજનામા બાકી રહેલી વિગતો (પરિશિષ્ટ ૨) પૂર્ણ કરવામા આવી, અને હિંદુમુસલમાન ઐક્ય સિદ્ધ થયુ. આ તે મહાસભાની મોટામાં મોટી સફળતા ગણાય.

આગળ જણાવવામા આવ્યુ છે કે, મહાસમિતિ અને મુસ્લિમ લીગના પ્રતિનિધિઓની એકત્ર સભામા, પંજાબ અને બંગાળના ધારાસભાના પ્રતિનિધિઓની સખ્યા નક્કી કરવાનુ બાકી રાખવામા આવ્યુ હતુ તે સંખ્યા આ મહાસભામાં નક્કી કરવામાં આવી. મહાસભા અને મુસ્લિમ લીગની સાસ્થાનિક સ્વરાજ્યની યોજનાનો મુખ્ય મુદ્દો એ હતો કે, કારોબારી મંડળ ધારાસભાને અધીન રહે, અને ઇંડિયા કાઉન્સિલ રદ કરવામા આવે તે છતા આ યોજનામા પણ ધારાસભાના સભ્યોની ½ સંખ્યા સરકાર તરફથી નિમાય એ વાત સ્વીકારવામા આવી હતી પાછળથી મહાસભાએ જે ત્વરાથી પોતાની મંજલ કાપી છે, તેની સાથે સરખાવતાં આ માગણી પામર જ ગણાય આવી પામર યોજનાથી પણ સરકાર ભડકી અને તેની સામે તેણે પોતાની એક બીજી યોજના મૂકી

લખનૌની મહાસભા અનેક રીતે અનોખી ગણાય. એમાં હિંદુમુસલમાન વચ્ચે ભાઈચારો બંધાયો અને તેમના સંયુક્ત પ્રયાસથી સાસ્થાનિક સ્વરાજ્યની યોજના તૈયાર કરવામા આવી. અહીં જ ૧૯૦૭મા મહાસભામાં ભાગલા પડ્યા હતા તે પાછા સંધાયા. આ સમયે લોકમાન્ય તથા ખાપર્ડેની પડખે રાસબિહારી ઘોષ અને

સુરેન્દ્રનાથ બેનરજી એક જ બેઠક પર બિરાજ્યા. વળી શ્રીમતી બિસેન્ટ પણ તેમના સાથી એરુન્ડેલ અને વાડિયા સાથે હોમરૂલનો ધ્વજ ધારણ કરી પધાર્યાં હતાં. મુસ્લિમ આગેવાનો પૈકી મહમુદાબાદના રાજા, મઝરુલ હક અને જિન્ના ત્યાં હાજર હતા, તથા ગાંધીજી પણ પોલાક સાથે આવ્યા હતા. મહાસભા અને મુસ્લિમ લીગના પ્રતિનિધિઓએ ઘડેલી યોજના લખનૌની મહાસભાએ પસાર કર્યા પછી મુસ્લિમ લીગે પણ તે મંજૂર રાખી.

મુંબઈની મહાસભાની પેઠે લખનૌની બેઠકમાં પણ પ્રતિનિધિઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. તેમાં ૨૩૦૧ પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો અને પ્રેક્ષકોની સંખ્યા એટલી બધી હતી કે, મહાસભાનો વિશાળ મંડપ ચિકાર ભરાઈ ગયો. આ બેઠકમાં પણ મુંબઈની મહાસભાના ઠરાવો ફરી કરવામાં આવ્યા. તે ઉપરાંત નીચેના વધારાના ઠરાવો કરવામાં આવ્યા હતા. એક ઠરાવ બિહારની રૈયત અને યુરોપિયન બગીચાવાળાઓના સંબંધ વિષે તથા ખેડૂતોની દુર્દશાના કારણોની તપાસ કરવા માટે સરકાર અને પ્રજાના પ્રતિનિધિઓની એક કમિટી નીમવાની જરૂરિયાત વિષે કરવામાં આવ્યો હતો. બીજો ઠરાવ તે જ વખતે વડી ધારાસભામાં ચર્ચાતા પટના યુનિવર્સિટીના બિલને લગતો હતો. ત્રીજામાં જ્યૂરીની મદદથી કેસ ચલાવવાની માગણી કરવામાં આવી હતી. આ ઠરાવ તે પછીની ઘણી બેઠકોમાં ફરી કરવામાં આવ્યો છે. ચોથા ઠરાવમાં ૧૯૧૧ની મહાસભાની કલકત્તાની બેઠકના પ્રમુખ બિશન નારાયણ ધાર, જી. સુબ્રહ્મણ્યમ્ આયર અને ડી. એ. ખરે જેમણે ઘણાં વરસો સુધી મહાસભાના મંત્રી તરીકે કામ કર્યું હતું, તે બધાના અવસાનથી દેશને પડેલી ભારે ખોટ માટે શોક પ્રદર્શિત કરવામાં આવ્યો.

રૈયત અને બગીચાના માલિકોને લગતો ઠરાવ ઘણો અગત્યનો છે. કારણકે બીજે જ વરસે રૈયતના અસંતોષનાં કારણોની મહાત્મા ગાંધીએ તપાસ આરંભી હતી, એની વિગતો આગળ આવવાની છે.

મહાસભામાં 'ડિફેન્સ ઑફ ઇંડિયા ઍક્ટ' અને ૧૮૧૮ના બંગાળના ત્રીજા રેગ્યુલેશન ઍક્ટના અમર્યાદિત અમલ સામે ભયની લાગણી પ્રદર્શિત કરવામાં આવી અને 'ડિફેન્સ ઑફ ઇંડિયા ઍક્ટ'નો અમલ ઇંગ્લંડના 'ડિફેન્સ ઑફ રેલ્મ ઍક્ટ'ના અમલના ધોરણે કરવાની માગણી કરવામાં આવી. આ રીતે તે વખતથી અન્યાયી અને જુલમી કાયદાઓના અમલ પ્રત્યે અણગમો પ્રદર્શિત કરવાની પ્રજાએ શરૂઆત કરી.

લખનૌના સાંસ્થાનિક સ્વરાજને લગતા ઠરાવમાં જાહેર કરવામાં આવ્યું કે, (ક) ભારતની પુરાણી સંસ્કૃતિ તથા ભારતની પ્રજાએ કેળવણી અને જાહેર કાર્યમાં કરેલી પ્રગતિ ધ્યાનમાં લઈને, નામદાર શહેનશાહે જાહેર કરવાની કૃપા કરવી જોઈએ કે, હિંદમાં ટૂંક સમયમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવાની બ્રિટિશ સરકારનો ઇરાદો અને આશય છે; (ખ) આ ધ્યેય પાર પાડવાના પ્રથમ પગથિયા તરીકે મહાસભા અને મુસ્લિમ લીગની યોજના સ્વીકારી, તે અમલમાં મૂકવી, (ગ) અને હિંદને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોનો દરજ્જો આપી સામ્રાજ્યમાં સમાન ભાગીદારી આપવી.

મહાસભા અને મુસ્લિમ લીગનું અધિવેશન એક જ સ્થળે ભરવાની મુંબઈમાં શરૂ થયેલી પ્રથા લખનૌમાં પણ ચાલુ રહી. આ બંને સંસ્થાઓમાં સાંસ્થાનિક સ્વરાજ્યની યોજના પસાર થયા પછી મહાસભાએ પોતાની બધી શાખાઓ અને સંસ્થાઓને તે યોજનાનો આખા દેશમાં પ્રચાર કરી, તે માટે લોકમત કેળવવાની હાકલ કરી. આ હાકલનો અદ્‌ભુત જવાબ મળ્યો. આ પ્રચાર-કાર્યમાં એકે પ્રાંત બીજા પ્રાંતથી પાછળ પડ્યો નહિ; પરંતુ મિસિસ બિસેન્ટની આગેવાની હેઠળ મદ્રાસ પ્રાંતે સર્વથી શ્રેષ્ઠ કામ કરી બતાવ્યું.

લખનૌની આ વખતની મહાસભાની બેઠક પણ સુતરાઈથી પાર પડી નહોતી. ૧૮૯૯ની એ જ સ્થળે ભરાયેલી બેઠક વખતે સરકાર તરફથી ભારે દખલ કરવામાં આવી હતી. પરંતુ તે વખતના તે પ્રાંતના લે૦ ગવર્નર સર ઍન્થની મેકડોનાલ્ડના ડહાપણથી મહાસભાનું કામ સરળતાથી પાર ઊતર્યું હતું. એ જ જાતની દખલ ૧૯૧૬ની બેઠક વખતે પણ ઊભી કરવામાં આવી હતી.

મહાસભાના ભાષણોમાં રાજદ્રોહી વલણ જરા પણ ન દાખવવામાં આવે એની તકેદારી રાખવા સારૂ સ્વાગત સમિતિને યુક્ત પ્રાંતની સરકારની કચેરીમાંથી ચેતવણી મળી હતી. આ ચેતવણીની એક નકલ બંગાળની સરકાર મારફતે મહાસભાના ચૂંટાયેલા પ્રમુખને પહોંચાડવામાં આવી. આ અણછાજતા અપમાનનો સ્વાગત સમિતિએ યોગ્ય જવાબ વાળ્યો અને મહાસભાના પ્રમુખે તેની તિરસ્કારપૂર્વક અવગણના કરી. શ્રીમતી બિસેન્ટને પણ બિહાર અને મુંબઈ પ્રાંતોમાં પ્રવેશ કરવાની મનાઈ કરવામાં આવી હતી. આ બધા બનાવોને લીધે લખનૌની બેઠક વખતે કંઈક ગંભીર પ્રસંગો ઊભા થશે એવો ભય રહેતો હતો. પહેલાંની જેમ આ પ્રસંગે પણ સાના લે૦ ગવર્નર સર જેમ્સ મેસ્ટનના ડહાપણથી ગંભીર પરિસ્થિતિ ઊભી થતી અટકી. સર જેમ્સ અને લેડી મેસ્ટને પોતાના અધિકારીઓ સાથે મહાસભાની બેઠકમાં હાજરી આપી અને મહાસભાના પ્રમુખે કરેલા સ્વાગતનો તેમણે યોગ્ય ઉત્તર વાળ્યો.

## પ્રકરણ ૩ જું

# જવાબદાર રાજતંત્રને માર્ગે

## (૧૯૧૭)

આંદોલન અને દમન—શ્રીમતી બિઝેન્ટ, એરુન્ડેલ અને વાડિયા અટકમાં—શાહી યુદ્ધપરિષદ—'પેસિવ રિઝિસ્ટન્સ'—મહાસમિતિનું નિવેદન —'પેસિવ રિઝિસ્ટન્સ' વિષે પ્રાંતિક સમિતિઓના અભિપ્રાય—ઑગસ્ટ ૨૦નું મિ. મૉંટેગ્યુનું જાહેરનામું—સંસ્થાનો સાથેની હિંદની સમાનતા વિષેનું મહાસભા અને મુસ્લિમ લીગનું સંયુક્ત નિવેદન—શ્રીમતી બિસેન્ટના વલણમાં ફેરફાર—મહાસભા અને લીગની યોજના પર સહી કરનારાઓ— મહાસભા માટે કાયમી ફંડ—શ્રીમતી બિસેન્ટ પ્રમુખપદે—તેમનું ભાષણ— મહાસભાના ઠરાવો—રૉલેટ કમિટીની નિમણૂક—આંધ્ર પ્રાંત—રાષ્ટ્રીય ધ્વજ.

હિંદના રાજકારણના વિકાસમાં કોમી મતભેદ એ હમેશાં મોટામાં મોટી આડખીલી રહી છે. આની સાચી શરૂઆત લૉર્ડ મિન્ટોના અમલ દરમિયાન થઈ હતી પરંતુ સદ્‌ભાગ્યે ૧૯૧૭માં જવાબદાર રાજતંત્ર માટેની યોજના ઘડાતી હતી તે વખતે હિંદની બે મહાન કોમો — હિંદુ અને મુસલમાન — વચ્ચેનો મેળ સત્તાના બળથી નહિ પણ પરસ્પર સમજૂતીથી સધાયો. ભાવી લડત માટે આ બહુ શુભ ચિહ્ન હતું અને ૧૯૧૭માં રાજકીય આન્દોલનનો આરંભ શુદ્ધ બુદ્ધિ અને સાફ હૃદયોથી થયો.

૧૯૧૭ની સાલમાં હિંદમાં ભારે રાષ્ટ્રીય જાગૃતિ આવી, તથા હોમરૂલની ચળવળને ભારે વેગ મળ્યો. આને પરિણામે ઉત્તરોત્તર વધતા જતા પોલીસના કડક દમનની શરૂઆત થઈ.

હોમરૂલની ઘોષણા દેશને ખૂણેખૂણે પહોંચી ગઈ અને આખા દેશમાં ઠેકઠેકાણે હોમરૂલ લીગની સ્થાપના થઈ. છાપાંઓના કાયદા હોવા છતાં પણ એની બિસેન્ટની આગેવાની નીચે વર્તમાનપત્રો પ્રબળ થયાં અને લૉર્ડ પેન્ટલેન્ડની સરકારે હુકમ કાઢી, વિદ્યાર્થીઓને રાજકીય ચળવળમાં ભાગ લેવાની મનાઈ કરી. લૉર્ડ પેન્ટલેન્ડે 'હિંદુ' પત્રના તંત્રી શ્રી. કસ્તુરી રંગા આયંગારને મુલાકાત માટે બોલાવ્યા. અરધા કલાકની મુલાકાત દરમિયાન તેમણે ચાલુ પરિસ્થિતિ પરત્વે સાફ સાફ વાતો સંભળાવી અને રાજકીય પરિસ્થિતિ વિષે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય આપ્યો. બિસેન્ટના દૈનિક પત્ર 'ન્યૂ ઇન્ડિયા' અને અઠવાડિક 'કૉમન વીલ' પાસે એકંદર ૨૦ હજારની જામીનગીરી માગવામાં આવી, અને તે જપ્ત થઈ.

હોમરૂલની કલ્પના દાવાનળની પેઠે દેશમાં સર્વત્ર ફેલાઈ ગઈ. શ્રીમતી એની બિસેન્ટે ૧૯૧૭ની કલકત્તાની મહાસભાના પ્રમુખપદેથી આ વિષે બોલતાં જણાવ્યું હતું કે, "હોમરૂલની ચળવળનું બળ તેમાં મોટી સંખ્યામાં જોડાઈ સ્ત્રીઓએ બતાવેલાં અનુપમ શૌર્ય, ભારે સહનશક્તિ તથા આત્મભોગની ભાવનાને લીધે બેવડું વધ્યું છે. આપણી લીગમાં સૌથી ઉત્તમ ભરતી કરનાર તથા ભરતી થનાર ભારતની સ્ત્રીઓ છે. મદ્રાસની સ્ત્રીઓ ગર્વથી કહી શકે કે, સરઘસમાં પુરુષોને અટકાવવામાં આવ્યા ત્યારે તેમણે આગળ કૂચ કરી હતી તથા મંદિરોમાં કરેલી તેમની પ્રાર્થનાએ અટકમાં રાખવામાં આવેલા કેદીને મુક્તિ અપાવી હતી. દક્ષિણનાં મહાન મંદિરોમાં કરવામાં આવતી પ્રાર્થનાઓને લીધે અને આ યાત્રાનાં પવિત્ર ધામોમાંથી ગામેગામનાં મંદિરોમાં તે પ્રાર્થના ફેલાવાને લીધે તથા સાધુઓ અને સંન્યાસીઓ પણ તેનો પ્રચાર કરે છે તેને લીધે હોમરૂલની ચળવળ ધર્મ સાથે વણાઈ ગઈ છે." આ ચળવળની ભારે સફળતાનું બીજું કારણ એ હતું કે, શરૂઆતથી જ તેના પ્રચાર માટે દેશના ભાષાવાર વિભાગ પાડી દેવામાં આવ્યા

હતા; અને જુદા જુદા 'પ્રાંતોની હદ નક્કી કરવામાં ભાષાનું ધોરણ સ્વીકારવામાં આવ્યું હતું. આ બાબતમાં હોમરૂલ લીગ મહાસભાની પુરોગામી છે.

૧૯૧૭ના જૂનની ૧૫મી તારીખે એની બિસેન્ટ, એરુન્ડેલ તથા વાડિયાને અટકમાં રહેવાની સરકાર તરફથી નોટિસ આપવામાં આવી હતી અને તેને માટે ૭ સ્થળો સૂચવવામાં આવ્યાં હતાં. આમાંથી તેમણે કોઇમ્બતૂર અને ઉતાકામંડ પસંદ કર્યાં. આ ત્રણ નેતાઓને અટકમા રાખવામાં આવ્યા તેથી ચળવળને ઊલટો વધારે વેગ મળ્યો. થોડા જ વખતમાં જિન્ના પણ એ ચળવળમાં જોડાયા. સરકારની તકેદારી હોવા છતાં એની બિસેન્ટ છડેચોક પોતાના પત્ર 'ન્યૂ ઇંડિયા'માં લખતાં રહ્યાં. 'કૉમન વીલ' નામનું નવું અઠવાડિક પત્ર શરૂ કરવામાં આવ્યું. તેલંગ 'ન્યૂ ઇંડિયા'નું તંત્રીપદ લેવા મદ્રાસ ગયા. નેતાઓની અટકાયતના દિવસો પસાર થતા ગયા તેમ તેમ ચળવળ વધારે ને વધારે વેગવંત થતી ગઈ. દેશની પરિસ્થિતિ તંગ બની ગઈ હતી. પરંતુ ઇંગ્લંડના અધિકારીઓ નમતું આપવા તૈયાર નહોતા. મૉંટેગ્યુએ આ બાબતની નોંધ લઈ સાર કાઢ્યો છે કે, શિવે પાર્વતીના બાવન ટુકડા કર્યા પરંતુ પરિણામે તેમને બાવન પાર્વતીઓ દેખાઈ. એની બિસેન્ટને અટકમાં મૂકતાં હિંદી સરકારની પણ એવી જ સ્થિતિ થઈ છે.

આમ હિંદમાં જ્યારે રાજકીય ચળવળ પ્રબળ થતી જતી હતી, તે અરસામાં લંડનમાં ઇંગ્લંડ અને સામ્રાજ્યનાં બીજાં સંસ્થાનોના પ્રતિનિધિઓની શાહી યુદ્ધ પરિષદ મળી હતી. સત્યેન્દ્ર પ્રસન્ન સિંહા તથા બિકાનેરના રાજાને હિંદના પ્રતિનિધિ તરીકે તેમાં મોકલવામાં આવ્યા હતા. તેમણે પોતાના મોભાદાર વર્તન તથા ભાષણોથી સર્વત્ર એવી છાપ પાડી કે, ઠેકઠેકાણે તેમનું જાહેર સન્માન કરવામાં આવ્યું, છાપાંઓએ પણ તેમની ઉત્તમ જાહેરાત કરી. આને લીધે મહાસભાની બ્રિટિશ કમિટીએ, થોડા જ વખત ઉપર હિંદ માટે રાજકીય સુધારાને અર્થે, હિંદીઓનું એક ડેપ્યુટેશન ઇંગ્લંડ મોકલવાની સૂચના કરી હતી, તે રદ કરી. તે ઉપરાંત વિલાયતમાં સુધારાઓને અર્થે ભારે લડત આરંભવાનો

નિશ્ચય કર્યો હતો તે પણ આ ક્ષણે માંડી વાળ્યું હિંદમાં તો ઉપર જણાવેલું ડેપ્યુટેશન નીમવા માટે તથા લંડનમાં મહાસભાનું અધિવેશન ભરવાની ગોઠવણ કરવાને મહાસમિતિની બેઠક પણ મળી હતી, તથા સુરેન્દ્રનાથ બેનરજી, ડૉ રાસબિહારી ઘોષ, ભૂપેન્દ્રનાથ બસુ, મદનમોહન માલવિયા, મિ૦ કે જી ગુપ્તા, મહમુદાબાદના રાજા, તેજબહાદુર સપ્રુ, શ્રીનિવાસ શાસ્ત્રી અને સી પી રામસ્વામી આયરને ડેપ્યુટેશનના સભ્યો નીમી દેવામાં આવ્યા હતા બ્રિટિશ કમિટીએ તે વખતના હિંદી વજીર ઑસ્ટિન ચેમ્બરલેન ઉપર હિંદ પ્રત્યેની નીતિની જાહેરાત કરવા તથા લશ્કરમાં હિંદીઓને હોદ્દા આપવામાં આવે એવી ગોઠવણ કરાવવા ખૂબ દબાણ કર્યું હતું પરંતુ તેમણે બેમાંથી એકે વાત માન્ય રાખી નહિ ૮મી મે ૧૯૧૭ને દિવસે એક નાની પરિષદ વિલાયતમાં મળી હતી અને તેમાં સત્યેન્દ્રપ્રસન્ન હાજર રહ્યા હતા આ પરિષદની મંત્રણાને પરિણામે જ ડેપ્યુટેશનની વાત પડતી મૂકવાનું ઠર્યું

મિસેસ્ બેસન્ટ, એરુન્ડેલ તથા વાડિયાને અટકમાંથી છોડાવવા 'પેસિવ રિઝિસ્ટન્સ' કરવાની યોજના થઈ રહી હતી ૧૯૧૭ના જુલાઈમાં મહાસમિતિ અને મુસ્લિમ લીગની એકત્ર સભા બોલાવવામાં આવી જુલાઈની ૨૮મી તારીખે આ સભા મળી ત્યારે પહેલો ઠરાવ હિંદના દાદા દાદાભાઈ નવરોજીના અવસાન માટે ખેદ પ્રદર્શિત કરતો કરવામાં આવ્યો આ સભામાં સર વિલિયમ વેડરબર્નની સલાહ મળે તો હિંદની રાજકીય પરિસ્થિતિ સમજાવવા તથા મહાસભા લીગની જવાબદાર રાજતંત્રની યોજનાને આગળ ધપાવવા માટે તે જ વર્ષના ડિસેમ્બર માસમાં એક ડેપ્યુટેશન ઇંગ્લંડ મોકલવાનું નક્કી કરવામાં આવ્યું અને શ્રી જિન્ના, શાસ્ત્રી (અગર સી પી રામસ્વામી આયર), સપ્રુ અને વઝીર હુસેનને એ ડેપ્યુટેશનના સભ્ય નીમવામાં આવ્યા 'પેસિવ રિઝિસ્ટન્સ'ની બાબતમાં એવું ઠરાવવામાં આવ્યું કે રાજકીય ચળવળ ચલાવવાના સાધન તરીકે તથા સિદ્ધાંતની દૃષ્ટિએ એ માર્ગ ગ્રહણ કરવો એ સલાહભર્યું છે કે કેમ તે વિષે દોઢ માસની અંદર મહાસભાના મંત્રીઓને પોતાનો અભિપ્રાય

મોકલી આપવા દરેક પ્રાંતિક સમિતિઓ અને મુસ્લિમ લીગની કાઉન્સિલને વિનંતિ કરવી. મહાસભા લીગની આ સભામાં, એની બિસેન્ટ, એરુન્ડેલ અને વાડિયાની અટકાયત સામે વિરોધ દર્શાવવા માટે, ડૉ. રાસબિહારી ઘોષના પ્રમુખપદે કલકત્તામાં એક સભા ભરવાની હતી, તેને અટકાવવાના બંગાળની સરકારના આપખુદ પગલા પ્રત્યે વિરોધ દર્શાવવામાં આવ્યો હતો અને એવો વિશ્વાસ પ્રદર્શિત કરવામાં આવ્યો હતો કે, 'બંગાળની પ્રજા પોતાના હક્કો જાળવવા કાયદેસરના બધા ઉપાયો અજમાવશે.' ઉપરાંત ચાલુ રાજકીય પરિસ્થિતિ પરત્વે એક નિવેદન તૈયાર કરવામાં આવ્યું હતુ. તેમા જણાવવામા આવ્યુ છે કે, 'ઓગણીસ જણની યાદી'ના ભલામણોને લૉર્ડ ચેમ્સફર્ડે આફત લાવનારા ફેરફારો તરીકે વખોડી કાઢી હતી. તથા લૉર્ડ સિડનહામે ઇંગ્લંડમાં તેને ક્રાંતિકારી ભલામણો તરીકે વર્ણવીને સૂચવ્યું હતુ કે તેની પાછળ જર્મન કાવતરાંખોરોનો હાથ હોવાથી તેની સામે દમનના ઉપાયો યોજના. થોડા વખત પછી જવાબદાર રાજતંત્રની ચળવળને અંગે કેવું વલણ ધારણ કરવું તે વિષે હિંદી સરકારે એક પરિપત્ર ફેરવ્યો હતો. આનો ધ્વનિ પંજાબના લે૦ ગવર્નર સર માઇકલ ઓડવાયર અને મદ્રાસના ગવર્નર લૉર્ડ પેન્ટલેન્ડની જાહેરાતોમાં સંભળાય છે. તેમણે પ્રજાને વધારે પડતી આકાંક્ષાઓ રાખવા વિષે સાવધાન કરી અને દમનની ધમકી આપી. જે વખતે સિમલા અને દિલ્લીમાંથી રાજકીય સુધારા માટે છૂપા ખરીતા મોકલાતા હતા તે જ વખતે એની બાતમી મેળવી વડી ધારાસભાના સભ્યો એ વિષે જાહેર યાદી મોકલે અને મહાસભા તથા મુસ્લિમ લીગ એકત્ર થઈને જવાબદાર રાજતંત્રની આખી યોજના તૈયાર કરે એથી સરકારને ખૂબ ચીડ ચડી. મહાસમિતિ અને લીગ-કાઉન્સિલની એકત્ર સભાએ દેશની ચાલુ પરિસ્થિતિ પરત્વે તૈયાર કરેલા ઉપર જણાવેલા નિવેદનમાં એની બિસેન્ટ, એરુન્ડેલ તથા વાડિયાની અટકાયત સામે વિરોધ દર્શાવવામાં આવ્યો હતો, તથા નીચેની માગણીઓ કરવામાં આવી હતી: (૧) હિંદ, સામ્રાજ્યમાં સ્વરાજ ભોગવતાં સંસ્થાનો જેવું સ્થાન પ્રાપ્ત કરે એવી નીતિ ઇંગ્લંડની સરકાર અખત્યાર કરશે એ કરારની સત્તાવાર જાહેરાત

અસંદિગ્ધ શબ્દોમાં શાહી સરકારે કરવી. (૨) મહાસભા અને લીગે એકત્ર મળીને ઘડેલી જવાબદાર રાજતંત્રની યોજનાને મંજૂર કરવાનાં પગલાં તરત લેવાં. (૩) હિંદી સરકારની આ બાબતની ભલામણોની જાહેરાત કરવી. (૪) દમનનીતિ બંધ કરવી.

આ લાંબા નિવેદનનો અગત્યનો ભાગ હિંદી વજીર, વડા પ્રધાન તથા સર વિલિયમ વેડરબર્નને તારથી મોકલાવી આપવામાં આવ્યો હતો.

દરમિયાન 'પૅસિવ રિઝિસ્ટન્સ' વિષે બધી પ્રાંતિક સમિતિઓએ ગંભીરતાપૂર્વક વિચાર ચલાવ્યો હતો. વરાડ પ્રાંતે 'પૅસિવ રિઝિસ્ટન્સ'ની તરફેણમાં અભિપ્રાય આપ્યો. મુંબઈ, બ્રહ્મદેશ તથા પંજાબે તરતમાં જ મૉન્ટેગ્યુ હિંદની મુલાકાત લેવાના હતા એ હકીકત ધ્યાનમાં લઈ, તે મુલતવી રાખવાનો અભિપ્રાય આપ્યો. યુક્ત પ્રાંતે જણાવ્યું કે 'હાલના સંજોગોમાં એ પગલું ડહાપણભર્યું નથી.' બિહાર પ્રાંતે હોમરૂલ લીગના અટકમાં રાખવામાં આવેલા આગેવાનો તથા અલી ભાઈઓ અને મૌલાના અબુલ કલામ આઝાદના છુટકારા માટે એક દિવસ નક્કી કરવાની સૂચના કરી. એ મુદ્દત દરમિયાન તેમનો છૂટકારો ન થાય તો બિહારના આગેવાનોએ પ્રજા આગળ 'પૅસિવ રિઝિસ્ટન્સ'નો પ્રચાર કરી, તે માટે જે આવી પડે તે સહન કરવાનો ઇરાદો જાહેર કર્યો. મદ્રાસ પ્રાંતિક સમિતિએ 'પૅસિવ રિઝિસ્ટન્સ'નો સ્વીકાર કરતો નીચેનો ઠરાવ કર્યો:

"મદ્રાસ પ્રાંતિક સમિતિના મતે 'પૅસિવ રિઝિસ્ટન્સ'ની નીતિનો અમલ કરવો એ સલાહભર્યું હોવાથી ઠરાવવામાં આવે છે કે, કાયદેસરની ચળવળ ચલાવવાની વિરુદ્ધ સરકારના અન્યાયી અને ગેરકાયદેસર હુકમો સામે, સરકારના અન્યાયી અને ગેરકાયદેસર અટકમાં લેવાના હુકમોના વિરોધ અર્થે ભરવામાં આવતી શાંતિમય અને કાયદેસરની સભાઓની અટકાયત સામે, તથા સરકારની દમનનીતિ સામે 'પૅસિવ રિઝિસ્ટન્સ' કરવું."

આ વખતે મદ્રાસ શહેરમાં એક પ્રતિજ્ઞાપત્ર તૈયાર કરવામાં આવ્યું હતું. તેના ઉપર મદ્રાસ હાઈકોર્ટના નિવૃત્ત થયેલા

ન્યાયાધીશ અને 'ઑલ ઇન્ડિયા હોમરૂલ લીગ'ના માનદ પ્રમુખ સુબ્રહ્મણ્યમ્ આયરે પ્રથમ સહી કરી. તેમણે બિસેન્ટ અને તેમના સાથીઓની અટકાયત સામે વિરોધ તરીકે પોતાનો સરનો ઇલકાબ છોડી દીધો, અને મિ. હોચનર અને તેમનાં પત્નીની સાથે પ્રમુખ વિલ્સનને એક પત્ર મોકલ્યો. આ પ્રતિજ્ઞાપત્ર ઉપર બીજા સહી કરનાર 'હિંદુ' પત્રના કાબેલ તંત્રી અને નિરભિમાન દેશસેવક શ્રી. કસ્તુરીરંગ આયંગર હતા. દેશમાં આવી પરિસ્થિતિ હતી તેવામાં મૉન્ટેગ્યુની જાહેરાતથી આખી પરિસ્થિતિ ફરી ગઈ અને મદ્રાસ પ્રાંતિક સમિતિએ પણ 'પૅસિવ રિઝિસ્ટન્સ'નો અમલ મુલતવી રાખવાનો ઠરાવ કરી, તેની ખબર મહાસમિતિને આપી.

આમ પરિસ્થિતિ એકાએક કેમ બદલાઈ તે જોઈએ. મહાયુદ્ધના સંચાલનમાં મેસેપોટેમિયાની ચડાઈમાં બહુ ગેરવ્યવસ્થા ચાલતી હતી. તેને અંગે આમની સભામાં એક ઘણી અગત્યની ચર્ચા થઈ. આ ચર્ચા દરમિયાન હિંદમાંથી પૂરતા પ્રમાણમાં માણસો અને સામગ્રી ન આવવાથી મેસેપોટેમિયામાં થયેલા ગોટાળા માટે મૉન્ટેગ્યુએ ચેમ્બરલેન ઉપર આકરા પ્રહારો કર્યા. આને પરિણામે ચેમ્બરલેને પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું અને તેની જગ્યાએ મૉન્ટેગ્યુ હિંદી વજીર થયા. મૉન્ટેગ્યુ આ વખતે છત્રીસ વર્ષના જુવાન હતા. આ પહેલાં પણ તેઓ લાગલાગટ ચાર વર્ષ સુધી નાયબ હિંદી વજીર રહ્યા હતા. ૧૯૧૨માં તેમણે આખા હિંદુસ્તાનમાં મુસાફરી કરી હતી. ઓનર લૉએ બંગાળાના ભાગલા રદ કરવાના તથા દિલ્હીને હિંદની રાજધાની બનાવવાના સરકારના પગલા વિરુદ્ધ ટીકા કરી હતી તેના જવાબમાં મૉન્ટેગ્યુએ હિંદ પ્રત્યે ભલી લાગણી દર્શાવતું એક ભાષણ કર્યું હતું. આને લીધે હિંદી આગેવાનોએ મૉન્ટેગ્યુ વિષે ભારે આશાઓ બાંધી હતી. હિંદી વજીર થયા પછી મૉન્ટેગ્યુએ કેબિનેટ તરફથી હિંદના રાજકીય ધ્યેય પરત્વે ઇંગ્લંડની નીતિ જવાબદાર રાજતંત્ર સ્થાપવાની છે એવી સત્તાવાર જાહેરાત પ્રગટ કરી:

"ક્રમશઃ જવાબદાર રાજતંત્ર પ્રાપ્ત કરી, હિંદ બ્રિટિશ સામ્રાજ્યનો એક સર્વાંગ સંપૂર્ણ ભાગ થાય તે અર્થે, તેના વહીવટનાં દરેક ખાતાંઓમાં

હિંદીઓનો સંબંધ ઉત્તરોત્તર વધતો રહે, તથા દેશમાં ધીરે ધીરે, સ્વરાજ ભોગવતી સંસ્થાઓનો વિકાસ થાય એ શહેનશાહની સરકારની હિંદ પ્રત્યેની નીતિ છે, અને તે નીતિની સાથે હિંદી સરકાર સંપૂર્ણ રીતે સંમત છે. શહેનશાહની સરકારે નક્કી કર્યું છે કે, બનતી ત્વરાએ આ દિશામાં સંગીન પગલાં ભરવાં."

આગળ ચાલતાં મોંટેગ્યુએ જણાવ્યું કે,

"ધીમે ધીમે જ અને ક્રમશઃ આ નીતિ આગળ ધપાવી શકાશે. ઇંગ્લંડની સરકાર તથા હિંદી સરકારને શિર હિંદી પ્રજાના કલ્યાણ અને પ્રગતિની અંતિમ જવાબદારી હોવાથી, જવાબદાર રાજતંત્રના વિકાસના પ્રત્યેક તબક્કાનું પ્રમાણ તેમજ તેનો સમય નક્કી કરવાની જવાબદારી તે બન્ને સરકારોની જ રહેશે. આ તબક્કાઓનું પ્રમાણ તેમજ સમય બે વસ્તુઓ પર આધાર રાખશે. એક, આ સુધારાઓને પરિણામે જેમને હિંદની સેવા કરવાની તક મળશે તેમના સહકાર ઉપર અને બીજું, જેટલા પ્રમાણમા તેઓ જવાબદારીના ભાનથી વિશ્વાસ ઉત્પન્ન કરશે તેના ઉપર. જે ભલામણો યોગ્ય સમયે પાર્લામેન્ટમાં રજૂ કરવામાં આવશે, તેની જાહેર ચર્ચા માટે પૂરતો સમય રાખવામાં આવશે."

પ્રજાના ઉપરના વિશ્વાસની પ્રત્યક્ષ નિશાની તરીકે તેમણે હિંદીઓને લશ્કરી હોદ્દાઓ મળે તે સામેનો પ્રતિબંધ દૂર કર્યો. વળી તેમણે વાઇસરૉય સાથે મસલત કરવાને તેમજ જવાબદાર રાજતંત્રના વિકાસ સાથે હિતસંબંધ ધરાવતા બધા પક્ષોની રજૂઆત સાંભળવા માટે હિંદની મુલાકાત લેવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. આ નવી નીતિની પ્રગતિ અર્થે ૨૬મી સપ્ટેમ્બરે એની બિસેન્ટ તથા તેમના સાથીઓને છૂટા કરવામાં આવ્યા.

આ બદલાયેલી પરિસ્થિતિમાં છઠ્ઠી ઑક્ટોબરે અલ્હાબાદમાં ફરીથી મહાસમિતિ તથા મુસ્લિમ લીગની 'કાઉન્સિલની એકત્ર' સભા મળી. આ સભાના મોટા ભાગના સભ્યોનો મત પૅસિવ રિઝિસ્ટન્સ છોડી દેવાનો હતો. એની બિસેન્ટ પોતે પણ પૅસિવ રિઝિસ્ટન્સ અમલમાં મૂકવાની વિરુદ્ધ હતાં. આ અસરકારક કાર્યક્રમ અણધાર્યો પડતો મૂકવામાં આવ્યો તેથી યુવાન વર્ગ નિરાશ થયો. આ એકત્ર સભામાં પૅસિવ રિઝિસ્ટન્સ આગળ ધપાવવાને બદલે કૉંગ્રેસ-લીગ યોજનાનું સમર્થન કરવાને આખા હિન્દનું પ્રતિનિધિત્વવાળું એક ડેપ્યુટેશન વાઇસરૉય અને હિંદી વજીર

સમક્ષ મોકલવાનો ઠરાવ થયો. આને માટે બાર સભ્યોની એક સમિતિ નીમવામાં આવી અને તેને માનપત્ર તૈયાર કરવાનું તથા કૉંગ્રેસ-લીગની યોજનાના સમર્થનમાં એક નિવેદન તૈયાર કરવાનું સોંપવામાં આવ્યું. આ સમિતિના મંત્રી શ્રી. સી. વાય. ચિંતામણિ હતા. ૧૯૧૭ના નવેમ્બર માસમાં એ ડેપ્યુટેશને લૉર્ડ ચેમ્સફર્ડ અને મૉંટેગ્યુની મુલાકાત લીધી તથા કમિટીએ તૈયાર કરેલી યાદીના ઉતારા તેમની સમક્ષ રજૂ કર્યા; તેમાંથી મહત્ત્વના મુદ્દાઓ નીચે ટાંક્યા છે:

"શહેનશાહની સરકારે હિંદી સરકારની સંમતિથી જે સત્તાવાર જાહેરાત કરી છે, તે માટે હિંદી પ્રજા સંતોષ વ્યક્ત કરે છે; પરંતુ તેમને લાગે છે કે, નીચે જણાવેલી બાબતોનો અમલ કરવામાં આવે, તો તેથી પ્રજાને વધારે સંતોષ થશે.

"મહાસભાના ઠરાવની ભાષામાં જણાવીએ તો, જે પ્રજા મહાન સંસ્કૃતિઓની વારસ છે અને જેણે રાજતંત્ર ચલાવવામાં ભારે કુશળતા દાખવી છે, તેની કોઈ પણ સંજોગોમાં કાયમી પરાધીન દશા એ તેની સ્વમાનની ભાવનાને હણે છે આમ હોવાથી, છેલ્લાં બે વરસની મંત્રણાને અંતે, સામ્રાજ્યના આંતરવ્યવહારમાં હિંદનો દરજ્જો બીજાં સંસ્થાનોની સમાન થાય એવી આગ્રહપૂર્વક માગણી કરવામાં આવે છે. આજે એ સ્પષ્ટ છે કે, ભવિષ્યમાં સામ્રાજ્યને લગતા પ્રશ્નોનો નિકાલ કરવામાં સંસ્થાનોનો અભિપ્રાય મહત્ત્વનો બનશે. આજે સંસ્થાનોની સ્થિતિ માત્ર ખંડિયાં રાજ્યોની નથી, પરંતુ બ્રિટન સાથે આખા સામ્રાજ્યના સહ-ભાગીદારોની છે. જો કેટલાક લેખકોની સૂચના અનુસાર બ્રિટન અને બીજાં સંસ્થાનોના પ્રતિનિધિઓની પાર્લામેન્ટ કે કાઉન્સિલ રચવામાં આવે, અને સામ્રાજ્યને લગતી બધી બાબતોનો તે વહીવટ કરે, અને હાલની આમની સભા તથા ઉમરાવોની સભા બ્રિટનનો માત્ર અંતર્ગત વહીવટ કરે, તો હિંદી સરકાર એ બ્રિટન તથા સંસ્થાનોની એકત્ર સરકારના તાબામાં આવે એ સ્પષ્ટ છે. સામ્રાજ્યના રાજકારણનું આવું સ્વરૂપ થાય તો હિંદીઓને તેનો દઢ વિરોધ કર્યા વિના છૂટકો નથી. કારણ, સંસ્થાનોનું હિંદ કે હિંદીઓ પ્રત્યેનું વર્તન વાંધાભર્યું ન હોય તો પણ આવા ફેરફારથી તેમની પરાધીનતાની મર્યાદા વિસ્તૃત થતી હોવાથી, એને સંમતિ આપી શકાય એમ નથી. હિંદની દૃષ્ટિએ સામ્રાજ્યના વહીવટની આ પુનર્રચનાની અનિવાર્ય શરત એ છે કે, સામ્રાજ્યની એ પાર્લામેંટ અથવા કાઉન્સિલમાં હિંદના લોકનિયુક્ત પ્રતિનિધિઓ દાખલ કરવા જોઈએ તથા

હિંદના પ્રતિનિધિત્વનું પ્રમાણ નક્કી કરવાની કસોટી એ જ સામ્રાજ્યનું પ્રતિનિધિત્વ નક્કી કરવાની પણ કસોટી હોવી જોઈએ.

"જો આવી પાર્લામેંટ કે કાઉન્સિલ ન ઉદ્‌ભવે અને માત્ર પ્રતિવર્ષ સામ્રાજ્યની પરિષદ બોલાવવાની ગોઠવણ કરવામાં આવે તથા ઇગ્લંડની કેબિનેટની ખાસ બેઠકમાં તેના પ્રતિનિધિઓને આમંત્રવામાં આવે, તો તેમાં પણ હિંદનું લોકનિયુક્ત પ્રતિનિધિત્વ હોવું એ આવશ્યક છે. ચાલુ વરસના આરંભમાં બિકાનેરના મહારાજા, સર જેમ્સ મેસ્ટન તથા સત્યેન્દ્ર-પ્રસન્ન સિંહાને હિંદી સરકારના પ્રતિનિધિ તરીકે સામ્રાજ્યની યુદ્ધપરિષદ તથા સામ્રાજ્યની વોર કેબિનેટમાં આમંત્રણ આપી, આ દિશામાં પગલું ભરવામાં આવ્યું છે તેની હિંદ સહર્ષ કદર કરે છે વળી, સામ્રાજ્યની યુદ્ધપરિષદે બીજી પરિષદોમાં પણ હિંદને પ્રતિનિધિત્વ આપવાનો ઠરાવ કર્યો છે તે પ્રત્યે પણ હિંદી પ્રજા બેકદર નથી. પરંતુ તેમનો દાવો એ છે કે, હિંદી સરકાર અધીન સરકાર હોઈ તથા પ્રજાને જવાબદાર કે પ્રજાની પ્રતિનિધિ ન હોવાથી, સંસ્થાનોની સરકાર સાથે હિંદી સરકારનો મુકાબલો થઈ શકે એમ નથી. આમ હોઈ, પોતાનાથી ભિન્ન એવી સરકારને મળેલી માન્યતાથી હિંદીઓ બહુ મર્યાદિત સંતોષ અનુભવી શકે છે. એ નિર્વિવાદ છે કે, હિંદી સરકાર જેમને યુદ્ધપરિષદમાં પોતાના પ્રતિનિધિ તરીકે મોકલે, તેઓ આ દેશ પ્રત્યેની પોતાની ફરજ અદા કરશે, પરંતુ પ્રજાને જવાબદાર ન હોવાને કારણે, તેમને આરંભથી જ કફોડા સંજોગોમા કામ કરવાનું રહે છે. આ એક મોટી ખોડ છે.

"બિકાનેરના મહારાજા, સર જેમ્સ મેસ્ટન તથા સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહાએ યુદ્ધપરિષદમાં પ્રશંસાપાત્ર કાર્ય કર્યું એ વિષે બે મત નથી. પરંતુ પરદેશાગમનની બાબતમાં તેમણે રજૂ કરેલી યાદી હિંદીઓના દાવાને નહિ જેવો જ ન્યાય કરે છે. એને માટે, પ્રજાને જવાબદાર એવા કોઈ પણ પ્રતિનિધિને પોતાના મતદારો આગળ જવાબ આપવો મુશ્કેલ થઈ પડે એમ છે.

"આવા પ્રતિનિધિઓની ચૂંટણી પ્રજા સીધી રીતે કરે અથવા મોટા મતદારોનો સમુદાય તેમને ચૂંટે એવી માગણી નથી. વડી ધારાસભા તથા પ્રાંતિક ધારાસભાના લોકનિયુક્ત પ્રતિનિધિઓ એ પ્રતિનિધિ કે પ્રતિનિધિઓની ચૂંટણી કરે એ પૂરતું છે. આ માગણીનો સ્વીકાર થશે એવી આશા છે."

દરમિયાન મહાસભાનો સમુદાય નિષ્ક્રિય બેસી રહ્યો નહોતો. તે કોંગ્રેસ-લીગની સુધારાની યોજના ઉપર સહી મેળવવામાં ગૂંથાયો હતો. બિસેન્ટે પોતાના છુટકારા પછી અનેક વાર

વાઇસરૉયની મુલાકાત લેવાના પ્રયાસ કર્યા, પણ તે સર્વ નિષ્ફળ ગયા.

લૉર્ડ ચેમ્સફર્ડ બિસેન્ટને દૂર જ રાખવા માગતા હતા. મૉન્ટેગ્યુને પણ તેમને વિષે બહુ આદર નહોતો. પોતાના છુટકારા પછી બિસેન્ટે તરત જ પૅસિવ રિઝિસ્ટન્સ છોડી દીધો. તેમના આ પગલાની પાછળનો હેતુ આજ સુધી અગમ્ય રહ્યો છે.

૧૯૧૭ના વરસના છેવટના ભાગમાં હિંદનું રાજકીય વાતાવરણ સર્વત્ર મૉન્ટેગ્યુની અનસ્થી વ્યાપી ગયું હતું. મૉન્ટેગ્યુ તથા લૉર્ડ ચેમ્સફર્ડ આખા દેશમા ભ્રમણ કરી રહ્યા હતા. તેમને ઠેરઠેર ડેપ્યુટેશનો મળતા તથા કેટલાક લોકો તેમની વ્યક્તિગત મુલાકાત પણ લેતા. પોતાની મૉન્ટેગ્યુ સાથેની મુલાકાત પછી બિસેન્ટે એક મિત્રને જણાવ્યું કે, 'આપણે મૉંટેગ્યુને ટેકો આપવો જોઈએ.' બિસેન્ટનું આ વચન વિનીતોએ સર્વત્ર વધાવી લીધું. મૉંટેગ્યુની મુલાકાતનો આશય, હિંદનાં પરસ્પર વિરોધી હિતોની સલાહ લઈ પાર્લામેન્ટમાં રજૂ કરવા માટે એક યોજના ઘડી કાઢવાનો હતો. કોંગ્રેસ-લીગની આવી એક યોજના હતી જ. એ આખી યોજના મૉંટેગ્યુએ સ્વીકારી લીધી. પરંતુ અહીં એ જણાવવું જરૂરી છે કે, મૉંટેગ્યુ તથા ચેમ્સફર્ડના નામ સાથે જોડવામાં આવી છે તે આખી યોજના ૧૯૧૬ના માર્ચમાં તૈયાર થઈ ગઈ હતી. તેમની વાઇસરૉય તરીકે નિમણૂક થઈ ત્યારે તેઓ હિંદમાં લશ્કરી હોદ્દો ભોગવતા હતા. ૧૯૧૬ના માર્ચમાં તેઓ ઇંગ્લંડ ગયા ત્યારે તેમને એ આખી તૈયાર યોજના બતાવવામાં આવી હતી. આ સાચી બીના ૧૯૩૪માં આપણી જાણમાં આવી. આમ છતાં મૉંટેગ્યુએ લોકમાન્ય અને ગાંધીજી જેવા આગેવાનોની મુલાકાત લીધી અને તેમનું કહેવું સાંભળ્યું.

મૉંટેગ્યુની હિંદની મુલાકાતનો સાચો હેતુ સુધારાની યોજનાનો અમલ કરવા માટે, કારોબારી સભાના સભ્યો, પ્રધાનો તથા ઍડવોકેટ જનરલો પોતાના મન સાથે નક્કી કરવાનો હતો. એ યોજના અમલમાં મૂકનાર માણસો વિષે તેમને ખાતરી કરવી હતી. ૧૯૧૮ના વરસની શરૂઆતમાં 'આપણે મૉંટેગ્યુને સાથ

આપવો જોઈએ' એ સાર્વજનિક પોકારનો આશય આ હકીકત ઉપરથી સમજાશે. મૉન્ટેગ્યુની હિંદની મુલાકાતની અફસોસકારક ઘટના એ છે કે, પોતાના છુટકારા પછી તેમને મદદ આપવાની બિસેન્ટની તત્પરતા હોવા છતાં તેમણે તેને જરાયે દાદ ન આપી.

આ અરસામાં એટલે ૧૯૧૭ના વરસમાં જ્યારે બિસેન્ટની હોમરૂલ લીગની ચળવળ પૂર જોશમાં હતી, ત્યારે ગાંધીજીએ રાજેન્દ્ર બાબુ, બ્રિજકિશોર બાબુ, ગોરખ બાબુ, અનુગ્રહ બાબુ, પ્રો. કૃપાલાની તથા હિંદ સેવક સમાજના ડૉ. દેવ વગેરે કાર્યકર્તાઓની મદદથી ચંપારણના ખેડૂતોની યુરોપિયન બગીચાવાળાઓની સામેની ફરિયાદની તપાસ આરંભી. આ તપાસના ૭ માસ દરમિયાન ગાંધીજી તથા તેમના સાથીઓ ચાલુ હિલચાલથી અલગ રહ્યા હતા.

ચંપારણ એ બિહાર પ્રાંતના વાયવ્ય ખૂણામાં આવેલો જિલ્લો છે. અહીં, ૧૯મા સૈકાનાં આરંભનાં વરસોમાં યુરોપિયન લોકોએ ગળીનો પાક ઉગાડવાની શરૂઆત કરી. વખત જતાં એ લોકોએ ત્યાંના જમીનદારો પાસેથી થોડા વખત માટેના અથવા કાયમી પટાથી જમીન સાથે રાખી લીધી. ધીરે ધીરે તેમની પ્રતિષ્ઠા તથા લાગવગ વધવાથી, તેમજ રાજ કરતી પ્રજા તરીકેના તેમના પ્રભાવને લીધે, આ યુરોપિયન બગીચાવાળાઓએ ત્યાંના ખેડૂતોને તેમની $\frac{3}{20}$થી $\frac{5}{20}$, જેટલી જમીનમાં ગળીનો પાક કરવાની હકપૂર્વક ફરજ પાડી. તેમણે પોતાનો એ હક 'બેંગાલ ટેનન્સી ઍક્ટ'માં દાખલ કરાવ્યો પણ ખરો. ખેડૂતોની ફરિયાદ એ હતી કે, ગળીનો પાક તેમને બિલકુલ પરવડતો ન હતો છતાં બળજબરીથી એ પાક કરવાની તેમને ફરજ પાડવામાં આવતી હતી. આથી બીજો પાકનું નુકસાન વેઠીને પણ તેમને ગળીનો પાક કરવો પડતો. એ પાકમાથી તેમને માંડ મજૂરી પણ મળતી નહોતી. ઘણી વાર તેઓ અકળાઈને પોતાની ફરિયાદ રજૂ કરતા પરંતુ તેમના એવા ઉપદ્રવોને સખતાઈથી દાબી દેવામાં આવતા અને કેટલીક વખત બગીચાવાળાઓ ગળીની કિંમતમાં કંઈક વધારો કરી-આપતા. વીસમી સદીના આરંભમાં 'સિન્થેટિક' રંગો દાખલ થવાથી, આવી પરિસ્થિતિમાં પણ બગીચાવાળાઓને

ગળી પકવવાનું પાલવ્યું નહિ એટલે તેમણે પોતાનાં ગળીનાં કારખાનાંઓ બંધ કરવા માંડ્યાં. પરંતુ આને લીધે આવતી ખોટ પોતે ઉઠાવવાને બદલે તેમણે તે ખેડૂતો પર લાદવાના ઉપાયો યોજ્યા. આને માટે તેમણે બે રીતો શોધી કાઢી. જે ગામો તેમણે જમીનદારો પાસેથી કાયમી પટાથી રાખ્યાં હતાં—એટલે કે જે ગામોમાં ખેડૂતો પાસેથી લેવામાં આવતી સાંથ વધારવાથી જમીનદારોને નહિ પણ તેમને ફાયદો થાય એમ હતું, તે ગામોમાં ખેડૂતોને ગળીનો પાક કરવાની ફરજમાંથી મુક્ત કરવાના બદલામાં તેમણે ખેડૂતો પાસેથી જમીનની સાંથ વધારે આપવાની કબૂલાત લખાવી લીધી. ખેડૂતોના કહેવા પ્રમાણે બગીચાવાળાઓએ તેમની પાસે બળજબરીથી હજારોની સંખ્યામાં આવી કબૂલાતો લખાવી લીધી હતી. સામાન્ય રીતે આ રીતનો સાંથનો વધારો ગેરકાયદેસર ગણાય, પણ બગીચાવાળાઓની સૂચનાથી એની સગવડ કાયદામાં દાખલ કરવામાં આવી. ધારાસભાના તથા બહારના પ્રજાકીય વિરોધને ન ગણકારતાં, સરકારે આવી કબૂલાતો લખાવી લેવાનું કામ પૂરું કરવામાં બગીચાવાળાઓને મદદ આપી અને એ કબૂલાતો નોંધવા માટે ખાસ રજિસ્ટ્રારો નીમી આપ્યા. જે ગામોમાં બગીચાવાળાઓનો પટો થોડા સમય માટેનો જ હતો, અને તે કારણે પટાની મુદત પૂરી થયે સાંથના વધારાનો લાભ જમીનદારને મળે એમ હતું, ત્યાં આગળ તેમણે ખેડૂતોને ગળીના પાકમાંથી મુક્ત કરવાના બદલામાં રોકડ રકમ અથવા રોકડ રકમની કિંમતનો માલ ખેડૂતો પાસેથી ખૂંચવી લીધાં. જો કે આવાં ગામોમાં 'ટેનન્ટસી ઍક્ટ'ની ખાસ કલમ અનુસાર પણ ગળીનો પાક કરવો એ ફરજિયાત નહોતું. આ રીતે બગીચાવાળાઓએ ખેડૂતો પાસેથી લગભગ બાર લાખ રૂપિયા જેટલી રકમ પડાવી લીધી. આખો જિલ્લો બગીચાવાળાઓની સત્તા નીચે આવી ગયો હતો એટલે તેમણે પોતાના કાર્યક્ષેત્ર માટે જિલ્લાને જુદાં જુદાં વર્તુળોમાં વહેંચી લીધો હતો. આ દરેક વર્તુળમાં એક પેઢીનો વહીવટ અને સત્તા રહેતાં. સરકારમાં તેમની એટલી બધી લાગવગ હતી કે, ખેડૂતો દાદ મેળવવાને ન્યાય કે કારોબારી સત્તા પાસે જઈ શકતા નહિ. અને કદાચ જતા તો તેમને પોતાની

જાત તથા મિલકતની સલામતીનું જોખમ વેઠવું પડતું. તેમને ઘરમાં પુરાઈ રહેવાની અથવા ઘરમાંથી નીકળી જવાની ફરજ પાડવામાં આવતી. ઊંચી ન્યાતના હિંદુઓને માર મારવો, તેમને ઢોરોના ડબ્બામાં પૂરવા, તેમનાં ઘરો લૂંટવાં, ધોબી, હજામ, ચમાર વગેરેને તેમનું કામ કરતા રોકવા તથા તેમના ઘર આગળ અંસજોને બેસાડી રાખવા એ રોજના સામાન્ય બનાવો હતા. વળી, બગીચાવાળાઓ ખેડૂતો પાસેથી ગેરકાયદેસર ઘણી રીતે પૈસા પડાવતા. તપાસ દરમિયાન આ રીતે કરના રૂપમાં ખેડૂતો પાસેથી નાણાં પડાવી લેવાની પચાસથી પણ વધારે રીતો માલૂમ પડી. એના થોડા દાખલા આપીએ. લગ્નનો કર, દરેક ચૂલા ઉપર કર, કોલુ કે ઘાણી ઉપર કર, સાહેબ બિમાર પડે અને તેમને હવાફેર માટે જવું હોય તેનો કર, સાહેબને ઘોડો હાથી કે મોટર ખરીદવી હોય તે માટે જુદો કર. આ ઉપરાંત બગીચાવાળાને ન ગમે એવા કોઈ પણ કૃત્ય માટે તથા તેમના અંદર અંદરના નાના નાના ગુના માટે ખેડૂતો પાસે ભારે દંડ વસૂલ કરવામાં આવતો. આ રીતે બગીચાવાળાઓએ જિલ્લાનો ન્યાય તથા વહીવટનો અધિકાર પણ પોતાના હાથમાં લઈ લીધો હતો.

તે પ્રાંતના જાહેર કાર્યકર્તાઓના આ બાબતમાં દાદ મેળવવાના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા હતા. જિલ્લાના સ્થાનિક અધિકારીઓ ખેડૂતોની ફરિયાદો તથા હાડમારીઓથી વાકેફ હતા અને તેમની પ્રત્યે કંઈક સહનુભૂતિ પણ હતી, છતાં તેઓ એમાં કંઈ કરી શકે એમ નહોતું, અથવા તેમની એ બાબતમાં કંઈ પણ કરવાની દાનત નહોતી.

આવી પરિસ્થિતિમાં, લખનૌની મહાસભા વખતે કેટલાક પ્રતિનિધિ ખેડૂતો તથા બિહારના મહાસભાના પ્રતિનિધિઓ ગાંધીજીને મળ્યા. ગાંધીજીએ ચંપારણની મુલાકાત લઈ ત્યાંની પરિસ્થિતિનું અવલોકન કરવાનું તેમને વચન આપ્યું.

૧૯૧૭ના એપ્રિલ માસમાં ગાંધીજી ચંપારણના મુખ્ય મથક મોતીહારી પહોંચ્યા અને ગામડાંઓમાં ફરવા નીકળવાને તૈયાર થયા એટલામાં તેમને ક્રિમિનલ પ્રોસિજર કોડની ૧૪૪મી કલમ

મુજબ નોટિસ પહોંચાડવામાં આવી. એમાં તેમને તાકીદે જિલ્લો છોડી જવાનું ફરમાવવામાં આવ્યું હતું. ગાંધીજીએ એ હુકમનો ભંગ કર્યો, અને માનવદયાના કાર્ય માટે તેમને મરજીથી આપેલો ૩૧મી એપ્રિલનો ઇનકાર છોડી દીધો. પછી હુકમભંગના કેસ માટે તે મેજિસ્ટ્રેટ આગળ હાજર થયા. કોર્ટમાં તેમણે પોતાનો ગુનો કબૂલ કર્યો. છેવટે સરકારે તેમની સામેનો કેસ ખેંચી લીધો અને ગાંધીજીને તેમની તપાસ ચાલુ રાખવા દીધી. આ તપાસ દરમિયાન સાથીઓની મદદથી તેમણે ખેડૂતો પાસેથી ૨૦,૦૦૦ કેફિયતો લીધી અને તે ઉપરથી તેમની માગણી ઘડી કાઢી. આખરે સરકારે એ વિષેની તપાસ કરવા જમીનદારો, બગીચાવાળાઓ, સરકાર તથા ખેડૂતોના પ્રતિનિધિઓનું એક કમિશન નીમ્યું. ગાંધીજીને ખેડૂતોના પ્રતિનિધિ તરીકે એ કમિશનમાં નીમ્યા. તપાસને અંતે એ કમિશને એકમતે પોતાનો હેવાલ બહાર કાઢ્યો. એ હેવાલમાં ખેડૂતોની બધી માગણી વાજબી ગણવામાં આવી, તથા સાથનો વધારો ઘટાડવાની અને બગીચાવાળાઓએ ખેડૂતો પાસેથી પડાવેલા પૈસાનો થોડો ભાગ તેમને પાછો આપવાની ભલામણ કરી. આ કમિશનની ભલામણોનો સમાવેશ એક કાયદામાં કરવામાં આવ્યો તથા તેમાં બીજી બાબતો ઉપરાંત ગળીનો પાક કરવાનું બંધ કરવામાં આવ્યું. આ પછી થોડાં જ વરસોમાં બગીચાવાળાઓ પોતાનાં કારખાનાં તથા જમીન વેચી એ જિલ્લો છોડી ગયા. આ રીતે, સો વરસ સુધી જે ફરિયાદો જાહેર આગેવાનો અને સરકારના પ્રયત્નથી દૂર ન થઈ શકી હતી, તે ગાંધીજીના થોડા જ માસના પ્રયત્નને અંગે દૂર થઈ.

ચંપારણ સત્યાગ્રહના જેટલું જ મહત્ત્વ પરિણામની દૃષ્ટિએ નહિ પરંતુ તેની પાછળ રહેલા સિદ્ધાંતની દૃષ્ટિએ ખેડાની ૧૯૧૮ની સત્યાગ્રહની લડતને છે. ગાંધીજીએ જાહેર જીવનમાં પ્રવેશ કર્યો ત્યાર પહેલાં, ખેડૂતો ભયંકર દુષ્કાળનાં વરસોમાં પણ, જમીનમહેસૂલ ઉઘરાવવાના સરકારના હક સામે વાંધો ઉઠાવવાનું જાણતા જ નહોતા. એમના પ્રતિનિધિઓ અનંત અરજીઓ અને વિનંતિઓ કરતા તેમજ મહાસભામાં ઠરાવો રજૂ કરતા, પરંતુ

સા જ તેમનો વિરોધ પૂરો થતો પરંતુ ૧૯૧૮ની સાલમા ગાધીજીએ નવો જ યુગ આરંભ્યો મુબઈ ઇલાકામા ખેડા જિલ્લામા દુકાળ જેવી સ્થિતિ ઊભી થઈ હતી તથા વાવેતર નિષ્ફળ ગયુ હતુ એટલે જમીનમહેસૂલ મોકૂફ રખાવવાનો ખેડૂતોનો હક હતો બધા ઉપાયો અજમાવવામા આવ્યા પણ નિષ્ફળ ગયા ખેડૂતોનો દાવો હતો કે, રૂપિયે ચાર આનીથી વધુ પાક ઊતર્યો નથી બલ્કે તેનાથી પણ ઓછો ઊતરેલો છે. સરકારી અમલદારોની આકણી ચાર આની કરતા વધુ હતી. તેમજ તેમનુ કહેવુ એમ હતુ કે, લૅંડ રેવન્યુ કોડ પ્રમાણે મોકૂફી મળવાનો અધિકાર ખેડૂતોને નથી બધી અરજીઓ નિષ્ફળ નીવડી એટલે ગાધીજીને માટે ખેડૂતોને સત્યાગ્રહ આદરવાની સલાહ આપ્યા વગર માર્ગ રહ્યો નહિ પરંતુ ખેડૂતો માટે આ લડત નવી હતી. ગામેગામ ફરીને ખેડૂતોને લડતનુ રહસ્ય સમજાવવા માટે સ્વયં-સેવકોની જરૂર પડી તે માટે ગાધીજીએ અપીલ કરી અને તેનો અત્યંત સતોષકારક જવાબ પણ તરત જ મળ્યો સરદાર વલ્લભભાઈ ગાધીજીને આ લડત દરમિયાન આવી મળ્યા પોતાની ધીકતી અને વધતી વકીલાત પડતી મૂકી, તેમણે ગાધીજી સાથે જાહેર જીવનમા ઝંપલાવ્યુ ત્યારથી તે અત્યાર સુધી તેઓ પોતાની સેવા અને સહકાર ગાધીજીને ચરણે સતત ધરતા આવ્યા છે. ખેડૂતોએ હવે પ્રતિજ્ઞા કરી કે, તેઓ પોતાની વહાલી જમીન જપ્ત થવા દેશે પણ પોતાનો અધિકાર અને સ્વમાન જતુ નહિ કરે નિવેદનમા તેમણે જણાવ્યુ કે, સરકાર જો ગરીબ ખેડૂતોને યોગ્ય રાહત આપે, તો સારી સ્થિતિવાળા ખેડૂતો પૂરી અથવા બાકી રહેલી મહેસૂલ ભરવા તૈયાર છે

ખેડૂતોને માટે હવે કેળવણીનુ નવુ સત્ર શરૂ થયુ અમલદારો પ્રજાના શેઠ નથી પણ નોકર છે એ વાત તેમના દિલમા ઠસવા માડી અને તેમનો ભય દૂર થવા લાગ્યો પરંતુ નિર્ભય થવાની સાથે સાથે વિનયી રહેવાની જરૂર પણ તેમના દિલમા ઠસવી અત્યંત આવશ્યક હતી ગાધીજી, સરદાર વલ્લભભાઈ અને બીજા સેવકો ગામડે ગામડે ભટક્યા અને લોકોને તેમની ફરજ અને સ્વમાનનુ ભાન કરાવ્યુ વળી તેમણે સમજાવ્યુ કે, દારૂતાડી અને

જપ્તીના હુકમ જારી થાય અને દંડની નોટિસો કઢાય છતાં પણ ખેડૂતોએ પોતાના નિશ્ચયમાં અડગ રહેવું. આ લડત માટે કોઈ પૈસાની ખાસ જરૂર નહોતી, તોપણ મુંબઈના ધનિકોએ લડત ચલાવવા જોઈએ તે કરતાં વધુ પૈસા મોકલ્યા અને લડતને અંતે તેમાંથી કંઈક રકમ બચી પણ ખરી.

ખેડૂતો વધુ મક્કમ બને અને ડરી ગયેલાઓને પ્રોત્સાહન મળે તે માટે, એક અયોગ્ય રીતે જપ્ત થયેલા ખેતરનો તૈયાર થયેલો ડુંગળીનો પાક મોહનલાલ પંડ્યાની આગેવાની નીચે ઉતારવાની ગાંધીજીએ ખેડૂતોને સલાહ આપી. તેમ કરવામાં જેલ અને દંડનું જોખમ પૂરતું હતું. સરકારે મોહનલાલ પંડ્યાને અને તેમના સાથીદારોને પકડ્યા. તેમ થતાં જ ખેડૂતોમાં નવો ઉત્સાહ રેડાયો. કચેરીમાં પંડ્યાજીનો કેસ જોવા લોકોના ટોળાં ઊભરાયાં. જેલીઓને વળાવવા સરઘસ નીકળ્યું અને મોહનલાલ પંડ્યાને 'ડુંગળીચોર'નો માનીતો ઇલકાબ લોકો પાસેથી મળ્યો. (તેમનું મૃત્યુ તાજેતરમાં જ ૧૮મી જૂન ૧૯૩૫ને દિવસે થયું છે.)

પરંતુ આ લડતનો અંત વિચિત્ર રીતે આવ્યો. સત્તાવાળાઓએ કહેણ મોકલ્યું કે, સારી સ્થિતિવાળા ખેડૂતો મહેસૂલ ભરી દે, તો ગરીબોનું મહેસૂલ મુલતવી રહેશે. ગાંધીજીને લાગ્યું કે, જો એમ થાય તો લોકોની પ્રતિજ્ઞાનું પાલન થયું ગણાય. એટલે તેમણે તેટલાથી સંતોષ માન્યો અને લડત સંકેલી લીધી. જો કે સરકારે તો એમ જ દેખાવ કર્યો કે, તેમાં તેણે નવું કશું જ નથી કર્યું. બીજી રીતે પણ આ મોકૂફી ઘણી મોડી થઈ અને થોડાને જ તેનો લાભ મળ્યો. એટલે પ્રજાનો સત્યાગ્રહ જો કે સિદ્ધાંતની દૃષ્ટિએ વિજયી નીવડ્યો, પરંતુ એ કાંઈ સંપૂર્ણ જીત નહોતી. એમ છતાં એ લડતનાં પરોક્ષ પરિણામો ઘણાં મોટાં આવ્યાં. "ખેડાની લડતથી જ આજ ગુજરાતના ખેડૂતવર્ગમાં નાનુમ પડતી જાગૃતિનો અને રાજકીય કેળવણીનો આરંભ થયો એમ કહી શકાય. તેમની ત્યાગશક્તિ વધી. ખેડૂતજીવનમાં શિક્ષિતવર્ગનો ખરો પ્રવેશ પણ આ લડતથી જ થયો. ગુજરાતના પ્રજાજીવનમાં નવું તેજ આવ્યું. સત્યાગ્રહે ખેડાની મારફતે ગુજરાતમાં જડ ઘાલી અને ભવિષ્યનો ગજબ ખનિવારણનો

માર્ગ તેને મળી ગયો. લોકોને સમજ પડી કે પ્રજાની મુક્તિનો ખરો આધાર પોતાની ઉપર છે.'

અમદાવાદના કામદારોના સંગઠનમાં મહાસભાવાદીઓએ જે હિસ્સો આપ્યો છે અને ગાંધીજીએ અને તેમના સાથીઓએ તેમને સત્યાગ્રહનો જે પાઠ આપ્યો છે, તે વિશે એક ટૂંકી નોંધ અહીં ઉમેરવી ઠીક પડશે.

મહાત્માજીએ જે વેળા અમદાવાદની સુતરાઉ કાપડની મીલોના કામદારોના સંગઠનનું કાર્ય આરંભ્યું તે વેળા તેઓ મહાસભામાં નેતા પદે નહોતા. કોઈ પણ દેશના મજૂર આંદોલનના ઇતિહાસમાં આ કાર્યની રોમાંચકારી કથા સોનેરી અક્ષરે લખાય તેવી છે. જગતના ઇતિહાસમાં પહેલી જ વાર સત્ય અને અહિંસાના પાયા ઉપર ઔદ્યોગિક તકરારોનો નિકાલ લાવવાની નવી રીત અજમાવવામાં આવી અને તેનાં પરિણામો એવાં સુંદર અને કાયમી આવ્યાં કે, તેને લીધે અમદાવાદનું મજૂર મહાજન આજે અનેક ચડતીપડતીમાંથી પાર નીકળી, અનેક પાશ્ચાત્ય મુસાફરોનું પણ પ્રશંસાપાત્ર બન્યું છે. આ ઇતિહાસમાં આ કથાનો સામાન્ય સાર વર્ણવીશું.

૧૯૧૬ની સાલમાં શ્રી અનસૂયાબહેન સારાભાઈ મજૂર લત્તાઓમાં કેટલીક શાળાઓ ચલાવતાં હતાં. આ શાળાઓ મારફતે તેઓ મિલકામદારોના પરિચયમાં આવ્યાં હતાં. એમની દોરવણી અને સલાહથી પહેલો લાભ તાણાવાળાઓને મળ્યો. પરંતુ તેમણે જોઈ લીધું કે, બધા કામદારોને સંગઠિત કરવા હોય અને તેમને અસરકારક મદદ કરવી હોય તો પોતાને જેના ઉપર વિશ્વાસ હોય એવા કોઈ પીઢ આગેવાનની મદદ તેમણે મેળવવી જોઈએ. એવામાં ૧૯૧૮ની સાલમાં મિલમાલિકો અને સાળખાતાના કારીગરો વચ્ચે કાંઈક તકરાર પડી. તે પ્રસંગે અનસૂયા બહેને મહાત્માજીની સલાહ માગી. મહાત્માજીએ મિલવાળાઓ ઉપર અયોગ્ય દબાણ લાવવાને બદલે, તેમની પાસે લવાદનો સિદ્ધાંત કબૂલ કરાવ્યો. મજૂર હિલચાલના આ ખાસ મહત્ત્વનો સાર છે. ગાંધીજી પોતે અને સર[illegible] વલ્લભભાઈ [illegible] પણ

નિમાયા. પરંતુ કેટલીક મિલોમાં થોડા કામદારોએ હડતાળ પાડી દીધી એટલે પંચની આ ગોઠવણ પડી ભાગી. મહાત્માજીએ દિલગીરી દર્શાવી અને કારીગરોને પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરવા જણાવ્યું અલબત્ત, સમાધાનનો ભંગ બન્ને પક્ષોએ કર્યો હતો, પણ માલિકોએ તો કાંઈ પણ સાંભળવાની જ ના પાડી. કારીગરોને કાંઈ પણ સલાહ આપતાં પહેલાં ગાંધીજીએ આ તકરારના બધા મુદ્દા સંભાળથી વિચાર્યા. ઉદ્યોગની સ્થિતિ, મિલોનો નફો, મોંઘવારી, માલ ઉત્પન્ન કરવાના ખર્ચના આંકડા વગેરે બધી વિગતો તેમણે તપાસી લીધી અને અંતે કામદારોને પાંત્રીસ ટકા પગારમાં વધારો મળવો જોઈએ એ નિર્ણય પર તેઓ આવ્યા. કામદારો એથી વધુ માગતા હતા, પરંતુ તેમને આટલું જ માગવા તેઓ સમજાવી શક્યા, અને પોતાની માગણી હંમેશ વાજબી અને ઓછામાં ઓછી હોવી જોઈએ એ જાતની પ્રણાલિકા પાડી.

કામદારોની આ માગણી માલિકો સમક્ષ રજૂ થતાં તેમણે વીસ ટકાથી વધુ ન આપવા જણાવ્યું અને ૨૨મી ફેબ્રુઆરી ૧૯૧૮ના દિવસે કામની બંધી — લોકઆઉટ — જાહેર કરી. ગાંધીજીએ સાબરમતીને કાંઠે એક ઝાડ નીચે — જે હજી પણ પવિત્ર મનાય છે — કામદારો પાસે પોતાની માગણી કબૂલ કરવામાં ન આવે ત્યાં સુધી કામે ન ચડવાની અને તે દરમિયાન શાંતિનો ભંગ થાય તેવું કાંઈ ન કરવાની પ્રતિજ્ઞા લેવરાવી. આ પછી પ્રચારકાર્ય શરૂ થયું અને શ્રીમતી અનસૂયાબહેન સારાભાઈ, શ્રી. શંકરલાલ બેંકર, શ્રી. છગનલાલ ગાંધી અને બીજાઓએ ઘેરઘેર ફરી કામદારોને આ પ્રતિજ્ઞાનો મર્મ સમજાવ્યો. પત્રિકાઓ કાઢવામાં આવી અને દૈનિક સભાઓ ગોઠવાઈ. ગાંધીજી પોતે જ આ પત્રિકાઓ લખતા. તેમણે કામદારોને તેમની ઘરગથ્થુ ભાષામાં સમજાવ્યું કે, આ એક નાનીશી ઔદ્યોગિક તકરાર નથી પરંતુ મહાન નૈતિક અને ધાર્મિક લડત છે, તેને પરિણામે તેમને પગારમાં વધારો મળ્યા ઉપરાંત તેમની નૈતિક પ્રગતિ પણ થશે. એક પખવાડિયું આમ વીત્યું. પરંતુ ધીરે ધીરે કામદારો થાકવા લાગ્યા. રોજની સભામાં હાજરી મોળી પડવા

લાગી તથા મજૂરો ડગવા લાગ્યા છે એવી ચારે તરફથી ખબરો આવવા લાગી. કોઈ કોઈ ઠેકાણે મિલોમાં જનાનાઓ ઉપર બળાત્કાર થાય એવો સંભવ પણ લાગવા માંડ્યો. ગાંધીજી મૂંઝાયા. તેમણે રોજની સભામાં જાહેર કર્યું કે, 'મજૂરો પાછા સજ્જ ન થાય, અને નિકાલ થાય ત્યાં લગી હડતાલને ન નિભાવી શકે, તો અને ત્યાં લગી તે ઉપવાસ કરશે.' હાજર રહેલા મજૂરો હેબતાઈ ગયા. અનસૂયા બહેનની આંખમાંથી આંસુની ધાર ચાલી. દેશભરમાં સનસનાટી ફેલાઈ ગઈ. પ્રજાના એક સમુદાયને પોતાની પ્રતિજ્ઞા જાળવવામાં મદદ કરવાનો આ વ્રતમાં આશય હતો. ટીકાકારોએ કહ્યું કે, ગાંધીજી આમ કરી માલિકો ઉપર ખોટું દબાણ લાવવા માગે છે. ગાંધીજીએ આ વ્રતની ત્રુટિઓ સ્વીકાર્યાં છતાં ભારપૂર્વક જણાવ્યું કે તેમની પ્રતિજ્ઞાનું પરોક્ષ પરિણામ અલબત્ત એ રીતનું આવે પણ તેનો પ્રત્યક્ષ હેતુ તો પ્રજાના એક સમુદાયને પોતાની પ્રતિજ્ઞા ઉપર અડગ રાખવાનો જ છે. ગાંધીજીને મન પ્રતિજ્ઞાની કિંમત નાનીસૂની નથી. તેથી જ્યારે તેઓ કોઈને પોતાની પ્રતિજ્ઞા લાચારીથી તોડતા જુએ છે, ત્યારે તેમને ભારેમાં ભારે આઘાત થાય છે. કામદારોએ ગાંધીજીને ખૂબ વાર્યા પણ ગાંધીજીનો નિર્ણય ફેરવાય તેમ નહોતો. તેમણે હવે કામદારોને વખત ગુમાવવાને બદલે, તેમજ બીજા પર આધાર ન રાખતાં, પોતાના પગ ઉપર ઊભા રહેવાની અને હાથમજૂરી કરી પોતાના નિરધારમાં ટકી રહેવાની સલાહ આપી. સત્યાગ્રહાશ્રમની જમીનો ઉપર મકાનો બંધાતાં હતાં ત્યાં પાવડો અને કોદાળી લઈ મજૂરી કરવાની શરૂઆત અનસૂયાબહેનની સરદારી હેઠળ કામદારોએ કરી. આની નૈતિક અસર ભારે થઈ. એને લીધે કામદારો વધારે અડગ બન્યા અને માલિકોનાં હૃદય પણ પલળ્યાં. દેશના નેતાઓએ મિલવાળાઓને અપીલ કરી, જેમાં ડા. સિમેન્ટે તાર દ્વારા જણાવ્યું કે, 'દેશ ખાતર નમતું મૂકો અને ગાંધીજીના પ્રાણ બચાવો.' અંબાલાલ સારાભાઈનાં સંસ્કારી પત્ની શ્રીમતી સરલાદેવીને ગાંધીજી માટે અનન્ય ભાવ હતો તથા કામદારો માટે પણ એમનું હૃદય દ્રવતું હતું. તેમણે માલિકોને રસ્તો કાઢવા સમજાવ્યું અને કામદારો પોતાની પ્રતિજ્ઞા પાળી શકે અને માલિકો પણ પોતાનું

માન જાળવી શકે તેવો રસ્તો નીકળ્યો. બન્ને પક્ષ તરફથી પંચનો સ્વીકાર થયો અને છેવટે કામદારોએ માગેલા ૩૫ ટકાનો વધારો પંચે કબૂલ રાખ્યો.

આ તકરારના સંતોષકારક નિવેડાથી મહાસભાના નેતાઓ અને કામદારો વચ્ચે સ્નેહની અતૂટ ગાંઠ બંધાઈ, તેમજ મજૂર-મહાજન નામના કાયમી સંગઠનનો પાયો નંખાયો. તે મહાજન છેલ્લાં પંદર વરસથી દિનપ્રતિદિન પ્રગતિ કરી રહ્યું છે. તેના સંચાલકો શ્રીમતી અનસૂયાબહેન અને શ્રી. શંકરલાલ બેંકર બન્ને આગેવાન મહાસભાવાદીઓ છે. એ મહાજનને લીધે કામદારો ઘણી આફતોમાંથી નિર્વિઘ્ને પસાર થયા છે અને અમદાવાદ શહેર ગંભીર પ્રકારની ઔદ્યોગિક અશાંતિમાંથી બચી ગયું છે. કામદારોનુ સંગઠન એવુ સુંદર થયેલુ છે, અને શ્રી. ગુલઝારીલાલ નંદા અને તેમના કાયમી સ્ટાફના પ્રયત્નોથી કામદારોને એવી સરસ કેળવણી મળી રહી છે કે, તેમણે જાહેર સેવામાં પણ ઘણી વાર પોતાનો મહત્ત્વનો ફાળો આપ્યો છે. ગાંધીજીની સલાહથી મહાજને ૧૯૨૭ની અતિવૃષ્ટિ વેળા સંકટનિવારણના કામમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો. ૧૯૩૦ની સત્યાગ્રહની લડત વેળા તેણે દારૂનિષેધની સખત ચળવળ ચલાવી હતી અને બસો જેટલા સ્વયંસેવકોએ પિકેટિંગનું કામ કર્યું હતું. તેમાંથી ૧૬૨ જેટલા જેલમાં ગયા હતા. હાલમાં પણ માલિકો અને મજૂરો વચ્ચે ગંભીર ઔદ્યોગિક તકરાર ઉપસ્થિત થઈ હતી, પરંતુ મજૂરોની ઊંચા પ્રકારની શિસ્તને લીધે, તેમના કાયમી પંચ તરીકે ગાંધીજીએ ૧૬ માસ સુધી ચલાવેલા સંદેશાઓ દરમ્યાન તેમણે અજબ શાંતિ જાળવી હતી. અમદાવાદ મજૂર મહાજન કદાચ જગતભરમાં એકમાત્ર એવું કામદાર સંગઠન છે કે, જેના ઉદ્દેશોમાં સત્ય અને અહિંસાના પાલનની પ્રતિજ્ઞા તથા મિલઉદ્યોગને રાષ્ટ્રીય બનાવવાનું અંતિમ ધ્યેય રહેલું છે. અત્યારે મહાજનમાં ૩૦,૦૦૦ લવાજમ ભરનારા સભ્યો છે. મહાજને ૧૯૩૪માં ૪૦૦૦ ફરિયાદોમાંથી ૮૦ ટકા જેટલી ફરિયાદો અને ૩૯ હડતાળોમાંથી ૨૩ હડતાળો કામદારોના લાભમાં પાર ઉતારી હતી. મહાજને ૧૧૮૫ સ્ત્રીઓને સુવાવડ દરમ્યાન મદદ તરીકે રૂ. ૨૯,૦૦૦ તથા અકસ્માત

વખતે મદદ તરીકે રૂ. ૧૮,૦૭૪ મજૂરોને અપાવ્યા હતા. વળી ૬૬૪ મજૂરોને, મિલસત્તાવાળાઓની કરડી નજરના ભોગ થઈ પડવાને કારણે, રૂ. ૯૮૫૬ મદદ તરીકે આપ્યા હતા. તેનાં મજૂરઉન્નતિનાં કાર્યોમાં વૈદકીય મદદ, કેળવણી, વ્યાયામ, શાંતિગૃહો, મ્યુનિસિપાલિટીની સગવડો, મદ્યપાનનિષેધ અને સામાજિક-સુધારણાનો સમાવેશ થાય છે.

હવે આપણે મૂળ વાત ઉપર પાછા આવીએ. ગાંધીજીએ એક સાદી પણ અસરકારક સૂચના બહાર પાડી, કે, કૉંગ્રેસ-લીગની યોજનાને સર્વ પ્રાંતોમાં પ્રાંતીય ભાષાઓમાં અનુવાદ કરી લોકોને સમજાવવામાં આવે અને તેમાં સૂચવેલા સુધારાઓને લોકોનો ટેકો છે એમ બતાવવા તેના ઉપર લોકોની સહીઓ લેવામાં આવે. એ સૂચનાને વધાવી લેવામાં આવી અને તે મુજબ તેના ઉપર દશ લાખ ઉપરાંત સહીઓ લેવામાં આવી. મહાસભાએ દેશભરમાં આવું સંગઠન કરવાનો પ્રયત્ન આ પહેલી વાર જ કર્યો એમ કહી શકાય. જોકે, સ્વતંત્રતા માટે લોકમત કેળવવાનો તથા તે અર્થે ઇંગ્લંડ અને દેશમાં કાયમીફંડ ઉભરાવવાનો એક પ્રયત્ન અગાઉ કરવામાં આવ્યો હતો તેનો ઉલ્લેખ અહીં કરવો જોઈએ. સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહાના પ્રમુખસ્થાને ૧૯૧૫માં મુંબઈ ખાતે મળેલી મહાસભાની બેઠકમાં મહાસમિતિએ એક કાયમીફંડ ઊભું કરવા પેટાસમિતિ નીમી હતી. તેમાં શ્રી. સુરેન્દ્રનાથ બેનરજી, ભૂપેન્દ્રનાથ બસુ, શ્રી. શ્રીનિવાસ આયંગર, શ્રી. સમર્થ, શ્રી. વાચ્છા અને પંડિત માલવિયાજી સભ્યો હતા. આ કાયમીફંડથી ઇંગ્લંડની બ્રિટિશ કૉંગ્રેસ કમિટી અને તેનું મુખપત્ર 'ઇંડિયા' ચલાવવાનો તથા હિંદુસ્તાનમાં મહાસભાનું પ્રચારકાર્ય કરવાનો ઇરાદો હતો. સિંહાએ તે ફંડમાં એક લાખ રૂપિયા આપવાનું જણાવ્યુ હતું એવું પણ સાંભળવામાં આવ્યું હતું. તે કમિટી કલકત્તામાં ૧૯૧૬ના ૧૭મી નવેંબરે મળી ત્યારે તેણે સાડા ત્રણ લાખ રૂપિયા ઉઘરાવી કાયમીફંડ તરીકે રાખવા એવો ઠરાવ કર્યો. લખનૌમાં ૩૦મી ડિસેમ્બર ૧૯૧૬ને રોજ ડૉ. રાસબિહારી ઘોષના પ્રમુખપણા નીચે એક ટ્રસ્ટીમંડળ પણ નીમવામાં આવ્યું. આ ટ્રસ્ટીમંડળ ફરીથી ૧૯૧૭ના એપ્રિલમાં કલકત્તા

મુકામે મળ્યું અને શ્રીનિવાસ શાસ્ત્રીને મંત્રી તરીકે નીમવામાં આવ્યા. તે વખતે પ્રાંતો વાર રકમ કાળવવાનું મોકૂફ રાખવામાં આવ્યું. પરંતુ ત્યાર બાદ કાંઈ સક્રિય પગલાં તેણે ભર્યાં હોય એમ જણાયું નથી.

આ સંબંધમાં ૧૮૮૯ની સાલમાં પણ મહાસભાએ આવો જ વિચાર કરેલો તેનો ઉલ્લેખ પણ અહીં કરી લઈએ. તે વેળા રૂ. ૫૯,૦૦૦ની રકમ ઊભી કરવાનો ઇરાદો હતો. પરંતુ માત્ર રૂ. ૫૦૦૦ એકઠા થઈ શક્યા અને તે રકમ તે વેળા સધ્ધર મનાતી ઓરિયેન્ટલ બેંકમાં ડિપોઝીટ તરીકે મૂકવામાં આવી. પરંતુ ૧૮૯૦ની સાલમાં એ બેંક તૂટી જતાં એ રકમ એળે ગઈ.

૧૯૧૭ની મહાસભાની બેઠક વિષે ઉલ્લેખ કરતા પહેલાં એક અગત્યની બાબત ઉપર ધ્યાન ખેંચવું જોઈએ. તે વેળાની મહાસભાની બેઠક કલકત્તામાં મળવાની હતી. તે શહેરમાં તે વખતે બે પક્ષો પડી ગયા હતા. એક પક્ષ 'મોડરેટ' કહેવાતા રાય વૈકુંઠનાથ સેન, અંબિકાચરણ મજુમદાર, સુરેન્દ્રનાથ બેનરજી અને ભૂપેન્દ્રનાથ બોઝ વગેરે જૂના નેતાઓનો હતો. બીજો પક્ષ હોમ-રૂલરોનો અને નેશનાલિસ્ટોનો હતો. શ્રી. ચિત્તરંજન દાસે તે અરસામાં મહાસભામાં રસ લેવા માંડ્યો હતો અને તેમણે બી. કે. લાહિરી, આઈ. બી. સેન અને જિતેન્દ્રલાલ બેનરજી વાળા જુવાનિયાઓના પક્ષમાં ઝુકાવ્યું હતું.

જો કે પ્રાંતિક સમિતિની બહુમતીએ મિસિસ બિસેન્ટનું નામ પ્રમુખ તરીકે સૂચવ્યુ હતું, પરંતુ સ્વાગત સમિતિમાં તીવ્ર મતભેદ પડ્યો હતો. બંધારણ મુજબ સ્વાગત સમિતિએ પ્રાંતિક સમિતિની બહુમતીનો નિર્ણય કબૂલ રાખવો જોઈએ. તે મુજબ સ્વાગત સમિતિની ૩૦મી ઓગસ્ટની સભામાં સહમંત્રીઓ ફઝલુલ હક, લાહિરી અને જિતેન્દ્રલાલ બેનરજીએ જાહેર કર્યું કે, સ્વાગત સમિતિ પુષ્કળ બહુમતીથી પ્રાંતિક સમિતિની બહુમતીની ભલામણ કબૂલ રાખે છે. પરંતુ ત્યાર પહેલાં રાવબહાદુર વૈકુંઠલાલ સેન અને બીજા ત્રીસ સભ્યો વિખવાદ ટાળવા માટે સભામાથી ચાલ્યા ગયા હતા. મંત્રીઓએ મહાસમિતિને જણાવ્યું કે, મિસિસ બિસેન્ટની રીતસર વરણી થઈ છે. બીજી બાજુએ રાવબહાદુરે

તારદ્વારા જણાવ્યું કે, સ્વાગત સમિતિ પ્રમુખની નિમણૂક ઠરાવેલ વખત પહેલાં નથી કરી શકી, એટલે મહાસમિતિએ જ નિર્ણય કરવાનો રહે છે. અંતે પરિપત્રથી મહાસમિતિએ સહેલાઈથી મિસિસ બિસેન્ટની જ વરણી કરી. તે અરસામાં મિસિસ બિસેન્ટ ઉપર સરકારની કરડી નજર હતી.

૧૯૧૭ના મહાસભાના અધિવેશન વિષે હવે ટૂંકમાં જણાવી લઈએ.

મિસિસ બિસેન્ટનું પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન હિંદ સ્વરાજ ઉપર એક વિસ્તૃત નિબંધ જેવું છે. એમણે દેશના લશ્કરી અને વેપારી પ્રશ્નોની જે વિસ્તૃત અને વ્યાપક મીમાંસા કરી છે, તે એ વિષયના અભ્યાસીને કોશની ગરજ સારે તેવી છે. એમની માગણી આ પ્રમાણે હતી: 'હિંદુસ્તાનમાં બીજાં સંસ્થાનો જેવું સ્વરાજ સ્થાપવા બાબત ૧૯૧૮માં બિલ રજૂ કરવામાં આવે.' તથા' તેની સ્થાપના વહેલામાં વહેલી ૧૯૨૩માં અને મોડામાં મોડી ૧૯૨૮માં કરવામાં આવે. વચગાળાનાં પાંચ દશ વર્ષ પણ, 'બધી હકૂમત ધીમે ધીમે હિંદીઓના હાથમાં સોંપવામાં ગાળવામાં આવે.'

મિસિસ બિસેન્ટની માન્યતા મુજબ મહાસભા કાંઈ ત્રણ દિવસનો તમાસો નહોતી, તે તો હરરોજની જવાબદારી અદા કરનાર સંસ્થા હતી. તેથી તેમણે તે વર્ષ દરમિયાન મહાસભાના તમામ ચાલુ કામકાજમાં પ્રમુખપદનો દાવો કર્યો. આવો દાવો કાંઈ નવો નહોતો, પણ તેનો અમલ નવો હતો. કલકત્તાની મહાસભામાં ૪૯૬૭ પ્રતિનિધિઓ અને આશરે ૫૦૦૦ પ્રેક્ષકોએ ભાગ લીધો હતો.

૧૯૧૭ની કલકત્તાની મહાસભાના ઠરાવો પણ થોડા અપવાદો સાથે પાછા એક જ ધરેડના હતા. હિંદના દાદા દાદાભાઈ નવરોજી તથા કલકત્તાના મિ. એ. રસૂલના મૃત્યુ બાબત શોક પ્રદર્શિત કરવામાં આવ્યો; શહેનશાહ પ્રત્યે હિંદની વફાદારી જાહેર કરવામાં આવી; મિ. મૉંટેગ્યુનું સ્વાગત કરવામાં આવ્યું; મિ. મહમદઅલી અને મિ શૌકતઅલી જેઓ ૧૯૧૪ના ઑક્ટોબરથી જેલમાં હતા તેમને છોડી મૂકવા સરકારને આગ્રહ કરવામાં આવ્યો; હિંદીઓને લશ્કરી તાલીમ આપવાની જરૂર ઉપર

ભાર મૂકવામાં આવ્યો; તથા નવ હિંદીઓને લશ્કરમાં ઊંચી પદવીઓ આપીને હિંદીઓ સામેનો જાતિભેદ દૂર કરવા બદલ સંતોષ પ્રદર્શિત કરવામાં આવ્યો તથા સાથે સાથે તેમનું પ્રમાણ વધારવાની તેમજ હિંદી સૈનિકોના પગાર વગેરેમાં વધારો કરવાની ભલામણ કરવામાં આવી. ૧૯૧૦ના પ્રેસ એક્ટથી સત્તાવાળાઓને આપખુદ સત્તાઓ આપવા સામે, શસ્ત્રબંધીના કાયદા સામે તથા સંસ્થાનોમાં હિંદીઓ પ્રત્યે ચલાવવામાં આવતી વર્તણૂક સામે ફરી વિરોધ જાહેર કરવામાં આવ્યો. મહાસભાએ વળી, ગિરમીટિયાઓની પ્રથા સંપૂર્ણ કાઢી નાખવાની, તથા સરકારે પ્રજાની સ્વતંત્રતા કચરી નાખવા માટે કરેલા ખાસ જુલમી કાયદાઓના અમલની તપાસ કરવા પાર્લામેંટ તરફથી એક કમિશન નીમવાની માગણી કરી. રૉલેટ કમિટીની જે જાહેરાત સરકારે આ અગાઉ કરી હતી, તેને વખોડી કાઢવામાં આવી. કારણ કે તે કમિટી નીમવાનો હેતુ પ્રજાને રાહત આપવાને બદલે, બંગાળામાં કહેવાતાં ક્રાંતિકારી કાવતરાંને દબાવી દેવા સત્તાવાળાઓને વધુ સત્તા આપતા કાયદાઓ દાખલ કરાવવાનો હતો. એ જ ઠરાવમાં મહાસભાએ હિંદસંરક્ષણના કાયદાના અને ૧૮૧૮ના રેગ્યુલેશનના સરકારે કરેલા વિસ્તૃત ઉપયોગ સામે ભય પ્રદર્શિત કર્યો, તથા તે કાયદાના મનસ્વી અમલથી ચોમેર ઊભા થયેલા અસંતોષને શાંત કરવા બધા રાજકીય કેદીઓને છોડી મૂકવાની માગણી કરી. તે વખતે લાલા અર્જુનલાલ શેઠી વેલોર જેલમાં ધાર્મિક કારણોને લીધે ઉપવાસ કરી રહ્યા હતા; તેમની જિંદગી બચાવવા માટે વચ્ચે પડવાની હિંદી સરકારને વિનંતિ કરવામાં આવી. તથા હિંદીઓના કાબૂ હેઠળ દરેક પ્રાંતમાં બૉયસ્કાઉટ મંડળો સ્થાપવાની ભલામણ કરવામાં આવી. તે બેઠકમાં રજૂ થયેલો હિંદ સ્વરાજ માટેનો મુખ્ય ઠરાવ આ પ્રમાણે હતો:

"શાહી સરકારનો ઉદ્દેશ હિંદમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવાનો છે, એવી તે સરકાર તરફથી હિંદી વજીરે કરેલી જાહેરાત પ્રત્યે મહાસભા પોતાની કૃતજ્ઞતાની અને સંતોષની લાગણી વ્યક્ત કરે છે.

"એવું જવાબદાર રાજ્યતંત્ર હિંદુસ્તાનમાં સ્થાપવા માટે, તેમજ તેની વહેલામાં વહેલી અમુક કાળમર્યાદા નક્કી કરવા માટે, પાર્લામેન્ટમાં તાકીદે એક બિલ રજૂ થવું જોઈએ, એવો આ મહાસભાનો આગ્રહ છે.

"આ મહાસભાનો એવો દૃઢ અભિપ્રાય છે કે કોંગ્રેસ-લીગે તૈયાર કરેલી સુધારાની યોજના પ્રગતિના પહેલા પગથિયા તરીકે તરત જ દાખલ કરવી જોઈએ."

આંધ્રદેશને મહાસભાના સ્વતંત્ર વિભાગ તરીકે મંજૂર રાખતો એક ઠરાવ કલકત્તાના અધિવેશનમાં થયો. તેને અંગે, આંધ્રદેશમાં ૧૯૧૩માં શરૂ થયેલી અને ૧૯૧૫ની મહાસભાની બેઠક સુધી ચાલી આવેલી એક ચળવળનો ઉલ્લેખ કરવો જરૂરી છે. એ ચળવળ હિંદુસ્તાનના પ્રાંતોને ભાષાવાર ફરી રચવા બાબત હતી. એ ચળવળનું મૂળ, બિહારના મહેશ નારાયણે ઈ. સ. ૧૮૯૪માં પોતાના પ્રાંતને બંગાળાથી જુદો પડાવવા માટે કરેલા પ્રયત્નોમાં હતું. મહાસભાએ બિહારને ૧૯૦૮માં જુદા પ્રાંત તરીકે કબૂલ રાખ્યો. હિંદી સરકારે પણ ૧૯૧૧ના ઑગસ્ટની ૨૫મીએ મોકલેલા પ્રાંતિક સ્વરાજના ખરડામાં એ સિદ્ધાંત કબૂલ રાખ્યો અને પરિણામે બિહારને બંગાળાથી જુદો પાડવામાં આવ્યો. પ્રાંતિક સ્વરાજને સફળ બનાવવું હોય તો કેળવણી તેમજ રાજ્યવહીવટ પ્રાંતીય ભાષામાં જ ચાલવાં જોઈએ એવી માન્યતા લોકોમાં દૃઢમૂળ થતી હતી. તેમજ સ્થાનિક સ્વરાજની બાબતમાં અંગ્રેજ રાજવહીવટ નિષ્ફળ નીવડવાનું કારણ, અંગ્રેજોએ કાંઈ ધોરણ વિના માત્ર ઐતિહાસિક કારણોથી પ્રાંતો નક્કી કરીને ઊભા કરેલા વર્તીમકરમાં હતું એની પણ દિનપ્રતિદિન પ્રતીતિ થતી જતી હતી. ૧૯૧૫માં તો મહાસભા આ બાબતને ઉપાડી લેવા જ તૈયાર નહોતી. પણ ૧૯૧૬માં આંધ્ર પ્રાંતિક પરિષદે એ વાતને વધુ આગળ આણી મૂકી. એટલે પરિણામે ૧૯૧૭ના એપ્રિલમાં મહાસમિતિએ (જેને ૧૯૧૬ની લખનૌની મહાસભાએ આ કામ સોંપ્યું હતું) મુંબઈ અને મદ્રાસની પ્રાંતિક સમિતિઓને પૂછીને ઠરાવ્યું કે, 'તેલુગુ ભાષા બોલતા જિલ્લાઓને જોડી મહાસભાનો એક જુદો પ્રાંત બનાવવો.' થોડા જ વખતમાં સિંધને અને પછી કર્ણાટકને પણ આમ છૂટો પાડવાનો સવાલ આવ્યો. ૧૯૧૭ની મહાસભામાં આ પ્રશ્ન ખૂબ વિવાદાસ્પદ બન્યો. ગાંધીજીએ સૂચવ્યું કે, સુધારા આવતા સુધી આ ચર્ચા મોકૂફ રાખવી. પરંતુ લોકમાન્ય તિલકને ભાષાવાર પ્રાંતોની

વહેંચણી જરૂરી લાગી અને સ્થાનિક રચનાની એક પ્રથમ શરત તરીકે તેમણે તે બાબત ઉપર ભાર મૂક્યો અને મિસિસ બિસેન્ટનો અને તામિલના મિત્રોનો વિરોધ હોવા છતા, બે કલાકની ચર્ચા બાદ, ગતના ૧૦–૧૫ વાગ્યે તે ઠરાવ પસાર થયો અને તા ૬–૧૦–૧૭ના દિવસે મળેલી મહાસમિતિએ સિંધને જુદા પ્રાંત તરીકે કબૂલ રાખ્યો તે વખતે સ્વીકારવામા આવેલો આ સિદ્ધાત નાગપુર મહાસભા બાદ તરત જ પ્રાંતોની નવેસરની વહેંચણી માટે માર્ગદર્શક થઈ પડ્યો અને અત્યારે અગ્રેજ સરકારના નવ પ્રાંતોને બદલે મહાસભાએ ૨૧ પ્રાંતો સ્વીકાર્યા છે

કલકત્તાની મહાસભામા મિસિસ બિસેન્ટે મિ સી. પી. રામસ્વામી આયગર મત્રી તરીકે નીમવા આગ્રહ કર્યો અને તે માટે બધારણને સુધારવુ પડે તો પણ, ત્રણ મંત્રીઓની માગણી કરી અને મિ સુબ્રહ્મણ્ય પંતુલુએ મંત્રી તરીકે ફરી ચૂંટાયા છતા પોતાના મંત્રીપદનુ રાજીનામુ આપ્યુ અને મિસિસ બિસેન્ટની માગણી કબૂલ રહી. કલકત્તાની બેઠક વખતે મિસિસ બિસેન્ટના પ્રમુખપદને કારણે, મહાસભા અને હોમરૂલ લીગનો સબધ વધ્યો.

કલકત્તાની બેઠકમા બીજી અગત્યની નોધવા જેવી બીના, રાષ્ટ્રધ્વજ નક્કી કરવા થયેલા પ્રયત્નને લગતી છે આ દરમિયાન હોમરૂલ લીગે ત્રિરંગી વાવટો અપનાવ્યો હતો તથા પ્રચારમા આણ્યો હતો હવે મહાસભાએ એ બાબતની વિચારણા માટે અવનીન્દ્રનાથ ટાગોર અને બીજાઓની એક કમિટી નીમી પરંતુ તે એકે વાર ભેગી થઈ નહિ ધીમે ધીમે, જૂનો હોમરૂલનો ત્રિરંગી વાવટો જ મહાસભાનો વાવટો બની ગયો તેમા પછીથી રેંટિયો ઉમેરાયો અને છેવટે ૧૯૩૧ની વાવટાસમિતિએ લાલની જગાએ કેસરિયો રંગ દાખલ કર્યો

## પ્રકરણ ૪ થું

# મોંટેગ્યુ–ચેમ્સફર્ડ દરખાસ્તો

મહાસમિતિ મળે છે—મિસિસ બિસેન્ટની અવિશ્રાંત પ્રવૃત્તિ—પાલ અને તિલક સામે મનાઈહુકમો—દિલ્લીમાં યુદ્ધપરિષદ—તિલકની હોડ—મોંટેગ્યુ-ચેમ્સફર્ડ રિપોર્ટ પ્રગટ થયો—હિંદીઓના તે બાબત મતભેદો—મુંબઈમાં મહાસભાની ખાસ બેઠક—મતદાર મંડળો અને પ્રાંતીય વિષયો નક્કી કરવા નિમાયેલી કમિટીઓ—હિંદસંરક્ષણ કાયદાનો અમલ—રોલેટ કમિટીનો રિપોર્ટ—દિલ્લી મહાસભા.

મહાસભાની બેઠક બાદ તરત જ, ૧૯૧૭ના ડિસેમ્બરની ૩૦મી તારીખે મળેલી મહાસમિતિની પ્રથમ બેઠકમાં, મહાસભાના કામકાજ માટે કાયમી ફંડ ઊભું કરવાનો પ્રશ્ન ચર્ચાયો. વળી ઇંગ્લંડ તથા હિંદમાં પ્રચારકાર્ય ચલાવવા માટે એક કારોબારી સમિતિ ચૂંટવાની બધી પ્રાંતિક સમિતિઓને સૂચના આપવામાં આવી. ત્યાર પછીના મહિનાઓ ખૂબ વેગબંધ પ્રવૃત્તિઓમાં પસાર થયા. મદ્રાસમાં ખાસ કરીને કોંગ્રેસ-લીગની યોજનાની લાખો નકલો વહેંચવામાં આવી અને ૯ લાખ સહીઓ તેના અનુમોદન માટે લેવામાં આવી. મિ. મોંટેગ્યુ મદ્રાસ ગયા ત્યારે તેમને આ અરજી આપવામાં આવી.

૧૯૧૮ના ફેબ્રુઆરીમાં મહાસમિતિ ફરીથી મળી. વિલિયમ વેડરબર્નના મરણ માટેના શોકનો ઠરાવ કરી, તેણે પાલ અને તિલકને દિલ્લી અને પંજાબ પ્રાંતોમાં દાખલ થવાની મનાઈ કરતા સરકારી હુકમ રદ કરવા વાઇસરૉયને આગ્રહ કર્યો. વાઇસરૉય સમક્ષ આ માટે ડેપ્યુટેશન ગયું. પણ તે નિષ્ફળ નીવડ્યું. સુધારા સંબંધી મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રિપોર્ટ પ્રગટ થનાર હોવાથી તે પ્રગટ થાય એટલે તરત લખનૌ અગર અલ્હાબાદમાં મહાસભાની ખાસ બેઠક બોલાવવાનુ, તથા બેઠક બાદ એક ડેપ્યુટેશન ઇંગ્લંડ મોકલવાનુ નક્કી કરવામાં આવ્યું.

મહાસમિતિની ત્રીજી બેઠક મે માસમા મળી. તેણે હોમરૂલ લીગનાં ઇંગ્લંડ જતાં બે ડેપ્યુટેશનોને જિબ્રાલ્ટર અને સિલોનથી પાછા કાઢવા બદલ સરકાર સામે વિરોધ જાહેર કર્યો. સમિતિએ વળી જાહેર કર્યું કે, જવાબદાર સરકારની સ્થાપના માટેની ચોક્કસ જાહેરાત કર્યા વગર દેશના જુવાનિયાઓને લડાઈમાં પૂરતી સંખ્યામાં જોડાવા માટે સમજાવી શકાશે નહિ.

૧૯૧૮ના પ્રથમ પાચ મહિનામાં મિસિસ બિસેન્ટે અવિશ્રાંત કામ કર્યું. ત્રીજા પરિશિષ્ટમાં આપેલી વિગતો ઉપરથી તેનો કાંઈક ખ્યાલ વાચકને આવશે. મિસિસ માર્ગરેટ કઝિન્સ અને મિસિસ ડોરોથી જીનરાજદાસે કૉંગ્રેસ-લીગની યોજના મુજબ સ્ત્રીઓને મળતા મતાધિકાર બાબત પત્રો લખ્યા. મિ. જૉન સ્કરે ઇંગ્લંડથી તેમને એવી સૂચના લખી મોકલી કે, મહાસભાએ ૧૯૧૮ના જૂનમાં મળનાર કામદાર પરિષદને હિંદી રાષ્ટ્રીય મહાસભામાં એક પ્રતિનિધિ મોકલવાનું નિમંત્રણ આપવું. મહાસમિતિએ એ સૂચનાનો અમલ પણ કર્યો. આવા વિચારો તે અરસામાં જોરથી પ્રચલિત થતા જતા હતા અને તે સમયની પ્રજાકીય સંસ્થાઓને તે છાજતુ પણ હતું. મિસિસ બિસેન્ટે પોતાના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં જણાવ્યું હતુ કે, 'હોમરૂલ લીગે આવતા મહિનામાં મળનાર કામદાર પરિષદમાં મિ. બેપ્ટિસ્ટાને મોકલવા ઠરાવ્યું છે અને મેજર ગ્રેહામ પોલ તેમના તરફથી અહીં આવનાર છે.' 'મિસિસ બિસેન્ટને ઇંગ્લંડ અને હિંદના કાયમી સંબંધમાં વિશ્વાસ હતો. વાસ્તવિક રીતે,

મિસિસ બિસેન્ટની કલ્પના, તે દિવસોમાં પ્રચલિત હોમરૂલની કલ્પનાથી આગળ ગઈ નહોતી. તે વખતે સંસ્થાનો જે અધિકાર ભોગવતાં હતાં, તે ૧૯૨૬ના વેસ્ટ મિનિસ્ટરના કાયદા મુજબ સંસ્થાનોના નક્કી થયેલા અધિકારો જેટલા વિશાળ ન હતા. તેથી મિસિસ બિસેન્ટ સરકાર તેમજ પ્રજા બન્નેના વિચારોથી અળગાં પડતાં જતાં હતાં. મુંબઈની ખાસ બેઠક (સપ્ટેમ્બર ૧૯૧૮) વેળા તેમનો પ્રભાવ તથા અનુયાયીવર્ગ સારા પ્રમાણમાં હતો, પરંતુ દિલ્લીના અધિવેશન (ડિસેમ્બર ૧૯૧૮) વેળા માલૂમ પડી આવ્યું કે તે ધીરે ધીરે અકારાં થતાં જતાં હતાં.

હિંદસંરક્ષણના કાયદાનો પંજો જોરથી વીંઝાઈ રહ્યો હતો. ૧૯૧૭માં બાલ ગંગાધર તિલક અને બિપિનચંદ્ર પાલ સામે પંજાબ અને દિલ્લીમાંથી હદપારીના હુકમ કાઢવામાં આવ્યા હતા. પરંતુ પ્રજાકીય ચળવળ તેનાથી પાછી હઠી નહોતી. મુંબઈમાં ગવર્નરે નેતાઓની યુદ્ધપરિષદ બોલાવી, ત્યારે તિલકે સ્વરાજનો પ્રશ્ન ઊભો કર્યો, પણ તેમને બે મિનિટ કરતાં વધારે બોલવા દેવામાં ન આવ્યા. દિલ્લીમાં વાઈસરૉયે યુદ્ધપરિષદ બોલાવી, ત્યારે પ્રથમ તો ગાંધીજીએ તિલક અને મિસિસ બિસેન્ટને આમંત્રણ ન આપવાને કારણે, તેમજ કૉન્સ્ટન્ટિનોપલ રશિયાને સોંપી દેવાની બ્રિટને કરેલી છૂપી સુલેહને કારણે, તે નિમંત્રણનો અસ્વીકાર કર્યો. પરંતુ પછી લૉર્ડ ચેમ્સફર્ડ સાથે ગાંધીજીને મુલાકાત થઈ, ત્યારે લૉર્ડ ચેમ્સફર્ડે તેમને સમજાવ્યું કે, આવી ગુપ્ત સંધિ કેબીનેટ કરે જ નહિ અને આવી વાતો લાગતાવળગતા પોતાના સ્વાર્થ માટે ઉપજાવી કાઢે એ સ્વાભાવિક છે; વળી યુદ્ધ દરમિયાન આ પ્રશ્ન ઊભો કરવો એ ભાગ્યે જ ઉચિત ગણાય. એટલે ગાંધીજીએ પરિષદમાં હાજર રહેવાનું કબૂલ કર્યું અને તિલકને નિમંત્રણ ન હોવા છતાં દિલ્લી પરિષદમાં આવવા તાર કર્યો. પરંતુ તિલકે દિલ્લીમાં પ્રવેશ ન કરવા બાબતનો તેમની સામેનો મનાઈહુકમ સરકાર રદ ન કરે ત્યાં સુધી આવવા ના પાડી. અભિમાની સરકાર તેમ કરે જ શાની?

૧૯૧૮ના ઑગસ્ટ માસમાં તિલકને ડિસ્ટ્રીક્ટ મૅજિસ્ટ્રેટની પરવાનગી સિવાય વ્યાખ્યાન ન કરવાનો હુકમ આપવામાં આવ્યો. એક અઠવાડિયા પહેલાં તો તેઓ રંગરૂટના કામમાં સામેલ થયા

હતા, અને પોતાની મારી ભાવના પુરવાર કરવા તેમણે મહાત્મા ગાંધીજીને રૂ ૫૦,૦૦૦નો ચેક મોકલાવી જણાવ્યુ હતુ કે 'જો હુ મારી શરતોનુ પાલન ન કરુ તો તમે તે જપ્ત કરી લેજો' તેમણે ગાંધીજી સાથે હોડ બકી હતી જો ગાંધીજી લશ્કરમા હિંદીઓને ઊંચા હોદ્દાઓ આપવાનુ સરકાર પાસે વચન અપાવે, તો તેઓ મહારાષ્ટ્રમાથી પાચ હજાર માણસોની ભરતી કરી આપે પરતુ ગાંધીજીને તો આ એક મારુ લાગતુ હતુ તેથી તેમણે તિલકનો ચેક પાછો મોકલાવી આપ્યો ૧૯૧૭–૧૮ દરમ્યાન મહાસભા તિલક તરફ ન ઢળતા નહિ જેટલી હતી નોકરશાહી પણ એમના પર દમનના અસ્ત્ર અજમાવ્યે જતી હતી માત્ર મિસિસ બિસેન્ટ એકના જ તેમના સાથી હતા

જૂન ૧૯૧૮મા મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાઓ પ્રસિદ્ધ થયા મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટ અગ્રેજી સાહિત્યનો તેમજ બ્રિટિશ રાજનીતિજ્ઞોએ તૈયાર કરેલા તેવા બીજા રાજકીય ખરડાઓમા એક નમૂનેદાર ગ્રથ મનાય છે તેમા હિંદનો સ્વરાજ માટેનો કેસ નિષ્પક્ષ રીતે અચોટતાથી રજૂ કરેલો છે પરતુ સાથે સાથે સુધારાઓ દાખલ કરવા સામેના વાધા પણ તેમા તેટલી જ સચોટતાથી રજૂ કરવામા આવ્યા છે મહાસભાની યોજનામા તો, ધારાસભાને જવાબદાર એવા કાયમી કારોબારી મડળોની વાત હતી પરતુ મૉન્ટેગ્યુએ તો જવાબદાર સરકાર અને ધારાસભાના મતથી બદલી શકાય એવા પ્રધાનમડળોની મોહક યોજના રજૂ કરી હતી હિંદને બીજુ શુ જોઈએ? નવી ધારાસભાઓ હવે માત્ર હિંદી રાજનીતિજ્ઞોની કેળવણી માટેની શાળાઓ નહોતી રહેવાની, પરતુ તે તો એવી સભાઓ બનવાની હતી કે, જ્યા પ્રધાનોને પોતાને ચૂટનાર લોકો આગળ પોતાના કાર્યનો હિસાબ આપવો પડે, તેમનુ અસ્તિત્વ હવે તેમના ધારાસભાના સાથીઓના મત ઉપર આધાર રાખનારુ હતું! હિંદમા ઘણાય આ યોજનાની મોહકતાથી છેતરાયા એટલે ચર્ચાનો વિષય હવે મહાસભાની યોજના ન રહેતા મૉન્ટેગ્યુની યોજના બની મિ મૉન્ટેગ્યુએ પોતાની રોજનીશીમા લખ્યુ છે, "મિસિસ બિસેન્ટે મને વચન આપ્યુ કે જો

મન ચંદન નાયર આ યોજના સ્વીકારે તો હું પણ તેનો સ્વીકાર કરીશ અને સર શંકર નાયર તો આ યોજના સ્વીકારી હતી" સર સી પી રામસ્વામી આયર વિષે મોન્ટેગ્યુ લખે છે, "મેં એમને શું જોઈએ છે એવું સ્પષ્ટ પૂછ્યું એમણે કહ્યું કે, શાસ્ત્રીની ચાર કમોટીઓ તેમને કબૂલ છે મને ભય છે કે, તેમને તો સમયની નિર્દિષ્ટ મર્યાદા જોઈએ પરંતુ લોકો ધારે છે તેના કરતા આ સમયમર્યાદામા ઘણું સમાયલું છે રામસ્વામીએ મને કરુણતાથી કહ્યું કે, 'તમારા ઉપર જ અમને સંપૂર્ણ વિશ્વાસ છે અને તમારે (મોન્ટેગ્યુએ) અમને છોડી દેવા કદી કબૂલ ન થવું'" શ્રીનિવાસ આયંગર વિષે મોન્ટેગ્યુ લખે છે, "એમણે મને કહ્યું કે, કોંગ્રેસ-લીગની આખી યોજના તો કોઈને કબૂલ નથી પરંતુ આ યોજના જો વિકાસ પામતી રહેવાની હોય, તો તેમને બહુ વાંધો નથી કર્ટિસની યોજના તેમના મત મુજબ માનામા સારી છે સરકાર સામે રોષની લાગણી છે એમ તેમણે મને કહ્યું, પરંતુ રોષના કાંઈ ખાસ કારણો ન આપ્યા" શ્રીનિવાસ આયંગર તે વેળા મહાસભાવાદી ન હતા, એ તેમને ન્યાય આપવા ખાતર અહીં નોંધવું જોઈએ આ બધા અભિપ્રાયો જોયા પછી, મેતલવડ, ચંદાવરકર અને રહીમતુલા એ યોજનાની તરફેણમા હતા એમ મોન્ટેગ્યુના લખાણોમાથી ઉમેરવાની ખાસ જરૂર રહેતી નથી મોન્ટેગ્યુની સાફ સ્પષ્ટ હતી મોન્ટેગ્યુ લખે છે કે, 'સરકારી સુધારાની યોજનાના પ્રચાર સારુ સઘળી રીતે સરકારની મદદવાળુ વિનીતોનુ એક મંડળ સ્થાપવામા આવે અને તે આપણને મદદ કરે તથા ઈંગ્લંડ ડેપ્યુટેશન મોકલે એવી દરખાસ્ત છે" રાષ્ટ્રવાદીઓના વિચારો પણ મિ મોન્ટેગ્યુને સરસર જાણવાના મળ્યા હતા તેણે લખ્યું છે કે, "વીસ વર્ષમા જવાબદાર તંત્ર મળે, તો મોતીલાલ નેહરુને સંતોષ થાય' (પાનું ૬૨) "સી આર દાસનુ એમ માનવુ હતુ કે, નવું દ્વિમુખી તંત્ર તૂટી પડશે સાચી જવાબદાર સરકાર પાંચ વર્ષમા મળે અને તે નવતરનું વચન અત્યારથી અપાય એવી તેમની માગણી હતી" સુરેન્દ્રનાથ બેનરજીનો ટેકો મિ મોન્ટેગ્યુએ મેળવેલો હતો. સુરેન્દ્રનાથ બસુએ તમને કહ્યું હતુ કે, 'મહાસભા તેમની યોજના કબૂલ રાખવાનો ઠરાવ કરશે અને તેનના સુધારાઓ વિષે

પછી મદદેશા ચનાવશે, જેથી દુશ્મનોને ટીકાનુ કારણ હાથ ન મળે "

મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટના પ્રકાશન પછી તરત જ તેની સામે કેવુ વલણ અખત્યાર કરવુ તે બાબત જુદા જુદા અભિપ્રાયો દેશભરમા પ્રગટ થવા લાગ્યા એટલે રિપોર્ટ બહાર પડે કે તરત જ મહાસભાની ખાસ બેઠક ભરવાનુ મહાસમિતિએ ઠરાવ્યુ હતુ, તે કેટલુ યોગ્ય હતુ તે સિદ્ધ થયુ લખનૌ અગર અમદાવાદ કરતા મુબઈ વધુ મધ્યવર્તી લાગવાથી મહાસભાની ખાસ બેઠક ત્યા જ ભરવાનુ નક્કી થયુ

મહાસભાવાદીઓમા મતભેદો પડી ગયા હતા કોઈને આખી યોજના તો ગમતી જ નહોતી પરતુ ટીકાનો ધ્વનિ જુદો જુદો હતો એક પક્ષ આખી યોજના ફગાવી દેવા તૈયાર થયો હતો અને બીજો પક્ષ અમુક સુધારા સૂચવી તેને આવકારલાયક બનાવવા માગતો હતો મહાસભાની બેઠક પહેલાં બધા મતભેદોનુ નિવારણ કરવા, એક પરિષદ ભરી નિષ્ફળ પ્રયત્ન પણ કરવામા આવ્યો છેવટે મિ હસન ઈમામના પ્રમુખપણા હેઠળ મહાસભાની ખાસ બેઠક મળી પ્રેક્ષકસખ્યા મોટી હતી અને ૩૮૪૫ પ્રતિનિધિઓની હાજરી હતી. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ સ્વાગત સમિતિના પ્રમુખ હતા શ્રી દિનશાહ વાચ્છા, સુરેન્દ્રનાથ બેનરજી, ભૂપેન્દ્રનાથ બસુ અને અબિકાચરણ મજુમદાર જેવા પીઢ નેતાઓ ગેરહાજર હતા ચાર દિવસની ચર્ચા પછી મહાસભાએ કોગ્રેસ લીગની યોજનાના સિદ્ધાતોની ફરીથી ઘોષણા કરી અને સામ્રાજ્યમા સપૂર્ણ સ્વરાજ વગર હિંદી પ્રજાની આકાક્ષાઓ સતોષાશે નહિ એમ જાહેર કર્યું હિંદી પ્રજાની જવાબદાર રાજતત્ર માટે પૂર્ણ લાયકાત છે એમ જાહેર કરી, મહાસભાએ મોન્ટેગ્યુ રિપોર્ટમા તે વિષે દર્શાવવામા આવેલી શકાનો સખત વિરોધ કર્યો પ્રાતોમા અને મધ્યસ્થ સરકારમા એકીવેળા સુધારા દાખલ કરવા આગ્રહ કરવામા આવ્યો, અને શરૂઆતમા પ્રાતોમા જ જવાબદાર રાજતત્ર દાખલ કરી અનુભવ લેવાની અને ત્યાસુધી મધ્યસ્થ સરકારને લગતી અગત્યની બાબતોમા તેની જ સત્તા કાયમ રાખવાની યોજના સામે પ્રબળ વિરોધ દર્શાવવામા આવ્યો આ મુદ્દાની બાબતમા અનુમત્ત, એવુ સૂચવવામા આવ્યુ કે, વ્યક્તિ તરીકેનુ,

મિલકત બાબતનું, અને સંગઠનનું સ્વાતંત્ર્ય, ભાષણ તેમજ લેખનનું સ્વાતંત્ર્ય (સિવાય કે ઉઘાડી તપાસ બાદ કોર્ટ સજા કરે), શસ્ત્ર-ધારણ કરવાનું ગ્રેટબ્રિટન જેવું સ્વાતંત્ર્ય, છાપાંનું સ્વાતંત્ર્ય, તથા કોર્ટમાં હિંદીઓની સમાનતા વગેરે બાબતની ખાતરી આપતી પ્રજાના પ્રાથમિક હકોની સરકાર જાહેરાત કરે, તો શાંતિ, વ્યવસ્થા અને સંરક્ષણની બાબતમાં હિંદી સરકારની સંપૂર્ણ સત્તા સ્વીકારવામાં આવે. બીજા ઠરાવમાં ભારપૂર્વક જણાવવામાં આવ્યું કે, બીજાં સંસ્થાનો માફક હિંદી ધારાસભાને દેશની આર્થિક નીતિ ઘડવા બાબત સંપૂર્ણ સ્વતંત્રતા રહેવી જોઈએ. સુધારાની યોજના વિષેના મુખ્ય ઠરાવમાં, વાઈસરૉય અને હિંદી વજીરના હિંદમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવા માટેના સહૃદયી પ્રયત્નોને આવકારલાયક લેખીને જણાવવામાં આવ્યું કે, સરકારી દરખાસ્તો નિરાશાજનક અને અસંતોષકારક છે, તથા એ યોજનાને જવાબદાર સરકાર સ્થાપવાના ચોક્કસ પગલા તરીકે યોગ્ય બનાવવા માટે તેમાં ખૂબ ફેરફાર કરવો આવશ્યક છે. મધ્યસ્થ સરકારમાં, પ્રાંતોના જેવી, સરકાર હસ્તકના વિષયો અને પ્રજાને સોંપવામાં આવેલા વિષયોની યોજના દાખલ કરવી અને વિદેશખાતું, (સંસ્થાનો સાથેના સંબંધો સિવાયનું) લશ્કર અને નૌકાસૈન્ય, તથા હિંદી રાજાઓ સાથેના સંબંધો એટલા વિષયોને સરકાર હસ્તક રાખવા. બાકીના બધા વિષયોને પ્રજાના કાબૂ તળે મૂકવા. પ્રજાને હસ્તક સોંપાયેલા વિષયોની બાબતમાં વાઈસરૉયની સત્તા જવાબદાર તંત્ર ભોગવતાં સંસ્થાનોમાં હોય છે એવી રાખવી. બધા કાયદા ઘડવાની સંપૂર્ણ સત્તા ધારાસભાને હોવી જોઈએ, માત્ર જે ખાતાં સરકારને સુપ્રત હોય, તે બાબતમાં સરકાર ખાસ સત્તા વાપરી, એક વર્ષ માટે ધારાધોરણ કરી શકે. તે ધારાધોરણ વર્ષ આખરે ધારાસભા આગળ મૂકવામાં આવે અને જો ધારાસભાના ૪૦ ટકા સભ્યો તેને નામંજૂર કરે તો તે રદબાતલ થાય. કાઉન્સિલ ઑફ સ્ટેટ ન હોવી જોઈએ અને જો તેની રચના કરવામાં જ આવે તો તેના અડધા સભાસદો પ્રજાએ ચૂંટેલા હોવા જોઈએ. ધારાસભાએ નામંજૂર કરેલી વસ્તુ સર્ટીફાઈ કરવાની સત્તા માત્ર સરકાર હસ્તક ખાતાં માટે જ વપરાય. સરકાર હસ્તક ખાતાંની કારોબારી સમિતિમાં અડધા સભ્યો હિંદી હોવા જોઈએ.

ધારાસભા ૧૫૦ સભ્યોની બને, જેમાં ⅘ સભ્યો પ્રજા ચૂટે તેને પોતાનો પ્રમુખ તથા ઉપપ્રમુખ નીમવાની તથા કામકાજના કાયદાકાનૂનો ઘડવાની સત્તા હોય ૧૫ વર્ષથી વધારે નહિ એટલા ગાળામાં સંપૂર્ણ જવાબદાર સરકાર સ્થાપવાનો બંધારણમા સ્વીકાર કરવો જોઈએ

હવે પ્રાંતો વિષે મહાસભાની માગણીઓ તપાસીએ (૧) કારોબારી સભામા ખાતા વગરના વધારાના સભ્યો ન હોય (૨) પ્રજાને સોંપેલા ખાતાની બાબતમા ગવર્નરનો પ્રધાનો સાથેનો સબંધ બીજા સ્વરાજ ભોગવતા સસ્થાનોમા હોય છે તેવો જ હોવો જોઈએ એ વ્યવસ્થા નવી ધારાસભાઓનુ એક સત્ર પૂરુ થયા બાદ અમલમા આવી જવી જોઈએ (૩) પ્રધાનોનો પગાર અને હોદ્દો કારોબારી સભાના સભ્યોની સમાન હોય (૪) કારોબારી સભામા અડધા હિંદીઓ હોય (૫) સરકારી ખાતા માટે મર્યાદિત રકમ બાદ કરતા, બાકીનુ અંદાજપત્ર ધારાસભા મંજૂર કરે વધારે કરો નાખવાની જરૂર પડે, તો સમગ્ર પ્રાંતીય સરકાર મળીને તે નક્કી કરે જોકે, પ્રજા જવાબદાર સરકાર માટે લાયકાત ધરાવે છે એવો મહાસભાનો મત હતો, છતા સુધારાની યોજના આગળ ધપે તેવી સગવડ કરવા, બધા પ્રાંતોમા કાયદો, પોલીસ અને ન્યાયખાતુ (જેલ તંત્ર સિવાય) ૭ વર્ષ માટે કારોબારી સરકારના હાથમા રાખવા દેવા મહાસભા તૈયાર હતી કારોબારી અને ન્યાયખાતુ તો તરત જ જુદુ પાડવુ જોઈએ વડી ધારા-સભાની પેઠે પ્રાંતિક ધારાસભાઓ પણ પોતાના પ્રમુખ અને ઉપપ્રમુખો જાતે ચૂટે તથા પ્રાંતોમા પણ ચૂંટાયેલા સભ્યોનુ પ્રમાણ ⅘ હોય પ્રાંતિક ધારાસભાને કાયદો, ન્યાય અને પોલીસખાતા વિષે પણ ધારાઓ ઘડવાની સત્તા હોય, પરંતુ પ્રાંતિક સરકારને સતોષ ન થાય, તો તે એ બાબતને મધ્યસ્થ સરકાર સમક્ષ લઈ જાય અને મધ્યસ્થ સરકાર એ બાબતને વડી ધારાસભા સમક્ષ ચાલુ રીતિ પ્રમાણે રજૂ કરે

પાર્લામેંટ અને હિંદી વજીરની સત્તા ઘણી મર્યાદિત કરવામા આવે, અને હિંદી તેમજ પ્રાંતિક સરકારની પ્રજા પ્રત્યેની જવાબદારી વિશાળ બનાવવામા આવે લડનની ઇંડિયા કાઉન્સિલ

કાઢી નાખવામા આવે. હિંદી વજીરને મદદ કરવા બે નાયબવજીરો હોય જેમાનો એક હિંદી હોવો જોઈએ.

કોમી મતાધિકાર બાબત મહાસભાએ ઠરાવ્યું કે, હિંદુ અને મુસલમાનનું પ્રમાણ વડી તેમજ પ્રાંતિક ધારાસભાઓમાં કોંગ્રેસ-લીગની યોજનામા ઠરાવ્યા મુજબનું રાખવુ. સ્ત્રીઓને મતાધિકાર બાબત ઓછી લાયક ન ગણવી. હિંદી સરકારને આર્થિક બાબતોમાં પૂર્ણ સત્તા આપવી.

લશ્કરમાં હિંદીઓને અપાનાર અધિકારો બાબત અસંત અસંતોષ દર્શાવી મહાસભાએ જાહેર કર્યું, કે ઉપલા હોદ્દાઓનાં હિંદીઓનુ પ્રમાણ તરત જ ૨૫ ટકા જેટલુ કરી દેવુ તથા પંદર વર્ષમાં તેને વધારીને ૫૦ ટકા જેટલુ કરવુ.

હિંદી પ્રજાની માગણીઓ રજૂ કરવા ઇંગ્લંડ એક ડેપ્યુટેશન મોકલવાનુ પણ ઠરાવવામાં આવ્યુ.

ઉપર્યુક્ત વિગતોથી એટલુ તો સ્પષ્ટ સમજાશે કે, એક વેળા ભાગલા પડવાની જે બીક ઊભી થઈ હતી, તે દૂર થઈ હતી, અને મહાસભાએ જે મંતવ્ય જાહેર કર્યાં, તેને સૌ મહાસભાવાદીઓનો ટેકો હતો. મુસલમાનોએ પણ આ જ મતલબના ઠરાવો, મહમુદાબાદના રાજાના પ્રમુખપણા હેઠળ તે જ વખતે મળેલી મુસ્લિમ લીગની બેઠકમા પસાર કર્યા.

આ વિષય પૂરો કરતાં પહેલાં હવે બે કમિટીઓની નોંધ લેવાની રહે છે. પ્રાંતિક અને મધ્યસ્થ સરકાર હસ્તકના વિષયોની વહેંચણી કરવા ફેધામ–કમિશન ઇંગ્લંડથી મોકલવામાં આવ્યું હતુ અને મતદાર મંડળો વિષેની ગોઠવણ વિચારવા સાઉથબરો–કમિશન આવ્યું હતું. ૧૯૧૭ના ફેબ્રુઆરીમાં દક્ષિણ હિંદમાં અબ્રાહ્મણ ચળવળ શરૂ થઈ હતી. મિ. શાસ્ત્રી સાઉથબરો કમિટીના સભ્ય હતા. તે અબ્રાહ્મણોને જુદો મતાધિકાર મળે તેની વિરુદ્ધ હતા. એ બાબત કમિટીના પ્રમુખ પર તેમણે લાગવગ પહોંચાડી હતી એવી શંકા લાવી, અબ્રાહ્મણોએ 'તે કમિટીનો બહિષ્કાર કર્યો અને પોતાનો કેસ ઇંગ્લંડ જઈ રજૂ કરવાની ધમકી આપી. તેમ તેમણે કર્યું પણ ખરું, અને તેમાં તે સફળ પણ થયા.'

પરંતુ તેથી કંઈ હિંદનાં દુઃખ ટળ્યાં નહિ. હિંદસંરક્ષણનો કાયદો કે જેની સત્તા હેઠળ સરકાર ગમે તેને ગમે તે કરવાની ફરજ પાડી શકે, અથવા ગમે તે કામ કરતો અટકાવી શકે, તેનો અમલ જોરથી ચાલી રહ્યો હતો. અલીભાઈઓ અને અબુલ કલામ આઝાદ સામે લેવાયેલાં પગલાં વિષે આપણે આગળ ઉલ્લેખ કરી આવ્યા છીએ. અલીભાઈઓ ૧૯૧૯ની અમૃતસરની મહાસભા પહેલા મહાસભાવાદી નહોતા. મહમદઅલી તેમનું ઝમકદાર અને તીખું 'કોમરેડ' નામનુ અંગ્રેજી સાપ્તાહિક ચલાવતા, અને શૌકતઅલી 'હમદર્દ' નામે ઉર્દૂ દૈનિક કાઢતા. જ્યારે યુદ્ધ શરૂ થયું, અને નાની નાની પ્રજાઓના રક્ષણની સુફિયાણી વાતો થવા માડી, ત્યારે મહમદઅલીએ 'કોમરેડ'મા એક લેખ લખ્યો. તેનુ મથાળું 'ઇજીપ્ત ખાલી કરો' હતુ. પરિણામે અલીભાઈઓ અને મૌલાના અબુલ કલામને તરત જ ઝડપી લેવામાં આવ્યા. પછી જ્યારે ૧૯૧૯ના ડિસેમ્બરમાં શાહી ઢંઢેરા વેળા સામાન્ય માફી જાહેર થઈ, ત્યારે જ તેમને છોડવામા આવ્યા.

યુદ્ધ દરમિયાન સરકારે અખત્યાર કરેલી રંગરૂટોની ભરતી કરવાની તથા નાણાં ભરાવવાની પદ્ધતિ ખૂબ વાંધો લેવા જેવી હતી. લાર્ડ વિલિંગ્ડનની મશ્કરા આ પદ્ધતિને 'દબાણ અને સમજાવટ'ની નીતિ કહેતી. પરંતુ આ ઢોંગી ભાષા જ હતી. આ પદ્ધતિ હેઠળ જે ગેરવાજબી અત્યાચારો થયા, તેમાંથી પંજાબ અને બીજા પ્રાંતોનો હત્યાકાંડ ઊપજ્યો એમ કહી શકાય. સ્થાનિક અમલદારોને 'ઇન્ડેન્ટ'ની પદ્ધતિ મુજબ, પોતાની હકૂમતના જિલ્લાઓની રંગરૂટ અને નાણાં આપવાની શક્તિ દર્શાવનારાં પત્રકો ભરી મોકલવાં પડતાં. તેઓ પછી પોતાના હાથ નીચેના નાના નાના અમલદારોને પોતાનો ફાળો ભરપાઈ કરવા છૂટાદોર મૂકતા. પરિણામ એ આવ્યું કે, એક જગ્યાએ મામલતદારના બંગલાને રોષે ભરાયેલા ગામડિયાઓએ સળગાવી મૂક્યો. એના કુટુંબને તો તેમણે જીવતું જવા દીધું, પરંતુ તેને પોતાને તો તેના બંગલા સાથે રાખ કરી દીધો.

લોર્ડ ચેમ્સફર્ડના અમલ દરમ્યાન જે દમનનીતિ અખત્યાર કરવામાં આવી, તેમાં છાપાં ઉપરના અંકુશો ઉપર તરી આવે છે.

પ્રેમ એકનો વેળાકવેળાએ નિર્દય રીતે અમલ કરવામાં આવ્યો હિંદરક્ષણના કાયદા હેઠળ મિસિસ બિસેન્ટને મુંબઈ પ્રાંતમાં દાખલ થવાનો લૉર્ડ વિલિંગ્ડને પ્રતિબંધ કર્યો બંગાળામાં ત્રણ હજાર યુવકોને નજરકેદ કરવામાં આવ્યા ત્યાર બાદ મિસિસ બિસેન્ટને નજરકેદ કરવામાં આવ્યાં અને પછીને વર્ષે રૉલેટ બિલ આવ્યાં

આગલે વર્ષે રૉલેટ સાહેબના પ્રમુખપણા હેઠળ કુમારસ્વામી શાસ્ત્રી અને પ્રવાશચંદ્ર મિત્રની જે કમિટી નીમવામાં આવી હતી, તેનો ઉપર ઉલ્લેખ કરેલો છે તેનો હેતુ ક્રાંતિકારક ચળવળો, તેમનું બળ અને તેમને દબાવવા સરકારને આપવી જોઈતી વધુ સત્તાનો તપાસ કરવાનો હતો તે કમિટીએ કરેલી ભલામણ મુજબ શાહી કાઉન્સિલમાં એક ધારો રજૂ કરવામાં આવ્યો તેની ખબર પડતાં જ સમસ્ત દેશમાં અસંતોષ વિરોધની લાગણી ફેલાઈ મહાસભાની ખાસ બેઠક વખતે તો માત્ર રૉલેટ કમિટીનો રિપોર્ટ જ પ્રગટ થયો હતો તેટલા ઉપરથી પણ મહાસભાએ તે વેળા જાહેર કર્યું હતું કે 'રિપોર્ટ'ની સૂચનાઓથી શહેરીઓના પ્રાથમિક હકો ઉપર તરાપ પડે તેમ છે, તથા જાહેર પ્રજામતનો વિકાસ થવામાં અડચણ આવે એમ છે

મહાસભાની રીતસરની તેત્રીસમી બેઠક હવે પછી દિલ્હી ખાતે ડિસેમ્બરમાં મળનાર હતી લો૦ તિલકનું નામ પ્રમુખ તરીકે સ્વાગત સમિતિ તેમજ પ્રાંતિક સમિતિએ સૂચવ્યું હતું પરંતુ વેલેન્ટાઈન શિરોલ સાથેના પ્રખ્યાત મુકદ્દમા માટે તેમને ઇંગ્લંડ જવાનું હોવાથી, લો૦ તિલકે પ્રમુખ થવા માટે પોતાની અશક્તિ જાહેર કરી એટલે પંડિત મદનમોહન માલવિયાને એમની જગ્યાએ ચૂંટવામાં આવ્યા હકીમ અજમલખાન સ્વાગત સમિતિના પ્રમુખ હતા ૧૯૧૮ના નવેમ્બરમાં લડાઈ પૂરી થઈ હતી મિત્રરાજ્યો વિજયી નીવડ્યાં હતાં અને પ્રેસિડેન્ટ વિલ્સન, લૉઈડ જ્યૉર્જ અને મિત્રરાજ્યોના રાજનીતિજ્ઞોએ સ્વાત્મનિર્ણયના સિદ્ધાંતની ઘોષણા કરી હતી મહાસભા આ નવી ઘોષણાની દૃષ્ટિએ મૉંટેગ્યુ-ચેમ્સફર્ડ રિપોર્ટ ઉપર ફરી વિચાર કરે એ સ્વાભાવિક હતું દિલ્હીની બેઠકમાં પ્રતિનિધિઓની

સંખ્યા ૪૮૬૫ જેટલી હતી અને બીજા પ્રેક્ષકોની હાજરી પણ મોટી હતી.

મહાસભાએ રાજા પ્રત્યે પોતાની વફાદારી જાહેર કરી, તથા દુનિયાની સમસ્ત પ્રજાઓની સ્વતંત્રતા માટે લડાયેલા એ યુદ્ધનો વિજયી અંત લાવવા બદલ તેમને અભિનંદન આપ્યાં. હિંદી લશ્કરે સ્વાત્મનિર્ણય, ન્યાય અને સ્વાતંત્ર્ય માટે લડાયેલા આ યુદ્ધ દરમિયાન જે બહાદુરી બતાવી હતી તેની પણ પ્રશંસા કરવામાં આવી. બીજા ઠરાવથી સુલેહપરિષદને તથા બ્રિટિશ સરકારને હિંદના સ્વાત્મનિર્ણયના અધિકારને માન્ય કરવા આગ્રહ કરવામાં આવ્યો, અને તેની શરૂઆત તરીકે વ્યક્તિસ્વાતંત્ર્ય પર તરાપ મારનાર અને કારોબારીને અમર્યાદિત સત્તા બક્ષનાર કાયદાઓ રદ કરવા માગણી કરવામાં આવી. હિંદુસ્તાનમાં સંપૂર્ણ જવાબદાર સરકાર સ્થાપવા અને હિંદને નવી શાહીનીતિ મુજબ સૌ સંસ્થાનો જેટલા જ અધિકારો બક્ષવા માટે પાર્લામેન્ટમાં કાયદો પસાર કરવાની માગણી કરવામાં આવી. સુલેહપરિષદમાં પણ હિંદુસ્તાનની પ્રજાએ ચૂંટેલા પ્રતિનિધિઓ મોકલાય તેવી ઇચ્છા પ્રગટ કરવામાં આવી અને લો૦ તિલક, મહાત્મા ગાંધી અને મિ. હસન ઇમામનાં નામ તે માટે સૂચવવામાં આવ્યાં.

નવા સુધારા બાબત મુંબઈની ખાસ બેઠકમાં પસાર કરેલો ઠરાવ ફરી બહાલ રાખવામાં આવ્યો તથા વધારામાં જણાવવામાં આવ્યું કે, પ્રાંતોમાં તરત જ સંપૂર્ણ જવાબદાર સરકારની સ્થાપના કરવી જોઈએ તથા બ્રિટિશ રાજ્યના કોઈ પણ ભાગને બંધારણીય સુધારામાંથી બાતલ ન રાખવો જોઈએ. રૉલેટ કમિટીના રિપોર્ટ બાબત પણ મુંબઈની બેઠકવાળો ઠરાવ બહાલ રાખવામાં આવ્યો અને જાહેર કરવામાં આવ્યું કે, એ રિપોર્ટથી નવા સુધારાની અજમાયશ માટે વાતાવરણ કલુષિત થશે. મહાસભાએ વળી હિંદસંરક્ષણનો કાયદો, છાપખાનાનો કાયદો, રાજદ્રોહી સભાઓ માટેનો કાયદો તથા ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ ઍક્ટ વગેરે દમનનીતિના કાયદાઓ તરત જ પાછા ખેંચી લેવાની માગણી કરી.

ત્યારબાદ ઔદ્યોગિક કમિશનના રિપોર્ટ ઉપર વિચાર કરવામાં આવ્યો. પંડિત માલવિયા તે કમિશનના સભ્ય હતા. તે કમિશનની ભલામણોને આવકાર આપતો ઠરાવ મહાસભાએ પસાર કર્યો તથા જણાવ્યું કે, પરદેશી હરીફાઈમાંથી રક્ષણ આપી સાચા હિંદી ઉદ્યોગોને સરકારે ઉત્તેજન આપવું જોઈએ. ઔદ્યોગિક કમિશનને પરદેશથી આવતા માલ પર નાખવામાં આવતી જકાતના પ્રશ્ન ઉપર વિચાર ચલાવવાની છૂટ આપવામાં આવી નહોતી, તે બાબત અસંતોષ દર્શાવવામાં આવ્યો. હિંદી સરકારની કારોબારી સભામાં ઉદ્યોગોને ખાસ પ્રતિનિધિત્વ મળવું જોઈએ તથા પ્રાંતોમાં જુદું ઔદ્યોગિક ખાતું હોવું જોઈએ એ મુજબની કમિશનની ભલામણોને મહાસભાએ પોતાનો ટેકો આપ્યો. ઉપરાંત ઔદ્યોગિક કે વેપારી મંડળોએ ચૂંટેલા હિંદીઓના રાષ્ટ્રીય કે પ્રાંતિક સલાહકાર મંડળો સ્થાપવાની મહાસભાએ ભલામણ કરી તથા જણાવ્યું કે, ઇમ્પીરિયલ ઇન્ડસ્ટ્રિયલ અને કેમિકલ સર્વિસની માગ પગારથી સ્થાપના કરવી જોઈએ અને સરકારની મદદથી યુનિવર્સિટીઓએ વેપારી કોલેજો સ્થાપવી જોઈએ. રિપોર્ટમાં ઉદ્યોગોને નાણાં મળે તે માટે કોઈ વ્યવસ્થાની ભલામણ નહોતી, તે માટે મહાસભાએ ખેદ દર્શાવ્યો તથા ઔદ્યોગિક બેંકો સ્થાપવાનો આગ્રહ કર્યો. બીજા એક ઠરાવમાં મહાસભાએ અલીભાઈઓને મુક્ત કરવાની સરકારને વિનંતિ કરી તથા લડાઈ હવે પૂરી થઈ હોવાથી તથા અત્યાર આગમચ કદી જોવામાં ન આવેલી એવી આર્થિક તંગીને ધ્યાનમાં લઈ, હિંદુસ્તાનને યુદ્ધ માટે ભરવાના ૪॥ કરોડના ફાળામાંથી તેને મુક્તિ બક્ષવામાં આવે એવી માગણી કરી. ઉપરાંત આયુર્વેદિક અને યુનાની વૈદિકને પાશ્ચાત્ય વૈદક જેટલું જ ઉત્તેજન આપવાની વિનંતિ પણ સરકારને કરવામાં આવી.

મુંબઈની ખાસ મહાસભાના ઠરાવોથી મહાસભા અહીં એક પગલું આગળ ગઈ હતી. એટલે મુંબઈમાં જે એકમતી હતી તે અહીં રહી શકી નહિ. મદ્રાસ વિભાગ તેમજ બીજા વિનીતો મુંબઈના ઠરાવો જ કાયમ રાખવા એમ જણાવતા હતા, જ્યારે બહુમતી મુંબઈનું સમાધાન ઉડાવી મૂકવાની તરફેણમાં હતી. બધારણમાં

પ્રાંતોને સંપૂર્ણ સત્તાઓ બક્ષવી અને તરત જ બક્ષવી કે કેમ એ પ્રશ્ન પર મુખ્ય મતભેદ પડ્યો. જ્યારે ડેપ્યુટેશનનો સવાલ આવ્યો, ત્યારે એમ નક્કી કરવામાં આવ્યું કે 'ડેપ્યુટેશને' મુંબઈનું સમાધાન ન રજૂ કરતાં દિલ્લીના છેલ્લા ઠરાવ મુજબ પોતાની જુબાની આપવી. મિ. શાસ્ત્રીએ 'નિરાશાજનક અને અસંતોષકારક' એ શબ્દો અને પંદર સાલની મર્યાદા કાઢી નાખવા આગ્રહ રાખ્યો. પરંતુ બહુમતીએ મૂળ ઠરાવ પસાર કર્યો. પ્રિન્સ ઑફ વેલ્સનું સ્વાગત કરવા માટેનો ઠરાવ છેવટે પડતો મૂકવામાં આવ્યો.

## પ્રકરણ ૫ મું

## અહિંસાની સફળતા–૧૯૧૯

રોલેટ ખિલો—ગાંધીજી હવે સુકાન હાથમાં લે છે—સત્યાગ્રહની પ્રતિજ્ઞા—હિંદુમુસલમાન ઐક્ય—પંજાબનો હત્યાકાંડ—ગાંધીજીની ગિરફતારી—અમૃતસર—જનરલ ડાયર અને હંટર કમિટી—લાહોર અને કર્નલ જોનસન—ગુજરાનવાલા અને કર્નલ ઓબ્રાયન—ઓબ્રાયન, ડવટન અને બોસવર્થ સ્મિથ—કાસુર—સત્યાગ્રહ સંકેલાયો—કાયદો અને વ્યવસ્થા—ઇન્ડેમ્નિટી બીલ—મહાસમિતિની બેઠક—તપાસસમિતિની નિમણૂક—સત્યાગ્રહ સંકેલતી વેળા ગાંધીજીનું નિવેદન—ઇંગ્લંડ ગયેલ ડેપ્યુટેશનો—બ્રિટિશ કોંગ્રેસ કમિટી સાથે મતભેદોની બેવડી લડાઈ—આલ્બર્ટ હોલની સભા—મિ. લેન્સબરીની સેવા—રજૂ થયેલી ચાર યોજનાનો વિગતવાર અભ્યાસ—પંજાબ તપાસસમિતિ—હંટર કમિટી—ગંભીર સ્થિતિ—સુધારાનું બીલ—તિલકની સહકાર માટેની મર્યાદાઓ—અમૃતસરની મહાસભા—મુખ્ય ઠરાવ—સમાધાની—ટોળાંની ગુંડાશાહી વખોડી કાઢવામાં આવે છે—ગાંધીજીનું આ વિષય પર ભાષણ—બીજા ઠરાવો—ચેમ્સફર્ડને પાછા બોલાવવા માટે માગણી—શર્મા વિરોધ કરે છે—કેદીઓની સામાન્ય મુક્તિ—મિ. નેવીલ પર હુમલો.

દિલ્હીની મહાસભા પછી દેશમાં શાંતિ કાયમ રહી શકી નહિ. ૧૯૧૯ના ફેબ્રુઆરીના આરંભમાં બે રોલેટ બિલ રજૂ કરવામાં આવ્યાં. તેમાં પહેલું તાત્કાલિક જરૂરિયાત પૂરતું હતું. સુલેહ જાહેર થયા બાદ

૭ મહિને હિંદસંરક્ષણના કાયદાની મુદત પૂરી થતી હોવાથી, ઊભી થતી પરિસ્થિતિને પહોંચી વળવા તેને રજૂ કરવામાં આવ્યું હતું. જે વિભાગોમાં ક્રાંતિકારક ચળવળો અને ગુનાઓ પ્રચારમાં હોય, ત્યાં તેવા ગુનાઓનો હાઇકોર્ટના ત્રણ ન્યાયાધીશો મળી તરત નિકાલ કરી નાખે અને તે ઉપર કોઈ પણ જાતની અપીલ સ્વીકારવામાં ન આવે, એવો એ બિલનો મુદ્દો હતો. ઉપરાંત અમુક માણસ રાજ્ય વિરુદ્ધના ગુનાઓને ઉત્તેજન મળે એવી ચળવળોમાં ભાગ લે છે એવો સરકારને શક જાય, તો તેની પાસેથી જામીન માગવાની, તેને અમુક નિયત જગાએ જ રહેવાની ફરજ પાડવાની તથા અમુક દર્શાવેલું કાર્ય કરતા અટકાવવાની ફરજ પાડવાની સત્તાઓ તેમાં આપવામાં આવી હતી. આ સત્તાઓનો દુરુપયોગ ન થાય તે માટે અમુક માણસ સામે તેવા હુકમો કાઢવા માટેનાં કારણો તપાસવા એક જજ અને એક બિનસરકારી સભ્યની નિમણૂક કરવાની સૂચના હતી. પ્રાંતિક સરકારોને પણ જાહેર સલામતીને જોખમમાં નાખે એવા કેટલાક ગુનાઓ સાથે સંબંધ રાખતા દેખાતા માણસને કેદ પકડવાની, તથા તેને અમુક નિયત જગાએ રાખવાની સત્તા તે બિલમાં આપવામાં આવી હતી. ઉપરાંત તે બિલમાં આપવામાં આવેલી સત્તાઓ હેઠળ, જોખમ ભરેલી લાગતી વ્યક્તિઓને સરકાર સતત કેદમાં પૂરી નાખી શકે તેમ પણ હતું. આખા બિલનો ઉદ્દેશ ફોજદારી કાયદામાં કાયમની સુધારણા કરવાનો હતો. કોઈ પણ માણસ પાસે પ્રગટ કરવાના અગર વહેંચવાના ઉદ્દેશથી રાજદ્રોહી સાહિત્ય રાખેલું મળી આવે, તો તેને કેદની સજા કરવાની હતી.

જો કોઈ પણ ગુનેગાર 'તાજનો સાક્ષી' થવા કબૂલ થાય, તો તેને સરકારી સંરક્ષણ આપવાની ખાતરી આપવાની સત્તા બિલમાં આપવામાં આવી હતી. અમુક ગુનાઓની બાબતમાં સ્થાનિક સરકારની મંજૂરી વિના કેસ ચલાવી શકાય તેમ ન હોય, તો તેવે ઠેકાણે પોલીસ મારફતે પ્રાથમિક તપાસ ચલાવવાની જિલ્લા મૅજિસ્ટ્રેટોને સત્તા મળવાની હતી. રાજ્ય સામે ગુનો કરવા માટે જેને સજા થઈ હોય, તેની પાસે બે વર્ષની મુદત માટે સારી ચાલચલગતના જામીન લેવાની સત્તા પણ આ બિલ મુજબ મળવાની હતી.

રોલેટ રિપોર્ટ ૧૯૧૭–૧૯૧૯ને નિમિત્તે બહાર પડ્યો અને ૧૯૧૯ ની ફેબ્રુઆરીએ મિ૦ વિલિયમ વિન્સેન્ટે બન્ને રોલેટ બિલો વડી ધારાસભામાં રજૂ કર્યાં. એમાંનું બીજું પડતું મુકાયું અને પહેલું ૧૯૧૯ના માર્ચના બીજા અઠવાડિયામાં પસાર થયું. જો આ ખરડાની ભલામણો કાયદાના રૂપમાં પસાર થાય, તો તેની વિરુદ્ધ સત્યાગ્રહની હિલચાલ ઉપાડવા માટે ગાંધીજીએ નોટિસ આપી દીધી હતી, અને તે માટે આખા દેશમાં ઘૂમી પ્રજામત તૈયાર કરી દીધો હતો. ગાંધીજી આ દેશમાં લગભગ અજાણ્યા જ હતા. તેમ છતાં તેમનો અને તેમના સત્યાગ્રહના કાર્યક્રમનો બધા પ્રાંતોએ સ્વીકાર કર્યો એનું શું કારણ? સરકારના શબ્દોમાં જ આ પ્રશ્નનો જવાબ આપીએ (ઇંડિયા–૧૯૧૯):

મિ૦ ગાંધી સામાન્ય રીતે ઊંચા ચારિત્ર્યવાળા અને પૂર્ણ નિઃસ્વાર્થી એવા ટૉલ્સ્ટૉયના અનુયાયી ગણાય છે. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ વતી લડત લડ્યા બાદ, તેમના દેશબંધુઓમાં તેમણે, પૂર્વ તરફના દેશોમાં સામાન્ય રીતે ઉગ્ર તપશ્ચર્યાવાળા ધર્મપુરુષોને જે માન આપવામાં આવે છે તે પ્રાપ્ત કર્યું હતું. અમદાવાદમાં પોતાનું નિવાસસ્થાન બનાવ્યા પછી તેમણે અનેક જાતના સમાજસેવાના કાર્ય કર્યાં હતાં. પોતાને દલિત તથા પીડિત માલૂમ પડતી કોઈ પણ વ્યક્તિ કે વર્ગની મદદે આવવાની તેમની વૃત્તિને લીધે તેમના દેશના લોકોનાં દિલ તેમણે જલદી હરી લીધાં. મુંબઈ ઇલાકાના ઘણા ગામડાઓમાં તથા શહેરોમાં તેમની લાગવગ વિષે બે મત છે જ નહિ. તેમના પ્રત્યે લોકોને ભક્તિભાવ છે એમ કહીએ તો જરાય વધારે પડતું નથી. ગાંધીજી પોતે આત્મબળને પશુબળ કરતાં વધુ બળવત્તર માને છે. તેમને લાગ્યું કે દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહનું જે શસ્ત્ર તેમણે અસરકારક રીતે અજમાવી જોયું હતું, તેનો જ ઉપયોગ રૉલેટ બિલ સામે કરવાની તેમની ફરજ છે. જો બિલ પસાર થાય, તો ૨૪મી ફેબ્રુઆરીના રોજ તે સત્યાગ્રહ શરૂ કરવાના હતા. તેમની તે જાહેરાત સરકારે અને મોટા ભાગના હિંદી રાજદ્વારીઓએ ગંભીર પ્રકારની માની. ધારાસભાના કેટલાક વિનીત સભ્યોએ સત્યાગ્રહનાં અનિષ્ટ પરિણામો વિષે પોતાની બીક જાહેરમાં પ્રગટ કરી. મિસિસ બિસેન્ટને હિંદી પ્રજાના માનસનો નિકટનો પરિચય હતો. તેમણે મિ૦ ગાંધીને ગંભીર ચેતવણી આપી કે સત્યાગ્રહને પરિણામે એવાં વિનાશક બળો પેદા થશે કે જેમનું ભૂંડું કરવાની શક્તિની મર્યાદા અકલ્પનીય છે. ગાંધીજીની જાહેરાતમાં કાંઈ પણ એવું ભારે નહોતું જેથી સત્યાગ્રહની હિલચાલ શરૂ કરતાં પહેલાં તેમના ઉપર હાથ

નાખવાની સરકારને જરૂર પડે. સત્યાગ્રહ એ તો નકારાત્મક ક્રિયા છે. લોકો હિંસા ગ્રહણ ન કરે તે માટે ગાંધીજીએ હિંસાને પ્રથમથી વખોડી કાઢી હતી. સત્યાગ્રહનો અમલ થયે સરકાર ઉપર દબાણ લાવી નકારો અને રૉલેટ ઍક્ટને પડતો મુકાવાશે, એવી ગાંધીજીને ખાતરી હતી. તેમણે રૉલેટ બિલ વિષે ૧૮મી માર્ચે જે પ્રતિજ્ઞાપત્ર પ્રસિદ્ધ કર્યું તે આ મુજબ હતું.

'અમે અંતઃકરણપૂર્વક માનીએ છીએ કે, ઇંડિયન ક્રિમિનલ લૉ અમેન્ડમેન્ટ બિલ નં ૧ સને ૧૯૧૯ તથા ક્રિમિનલ લૉ ઇમર્જન્સી પાવર્સ બિલનં ૨, ૧૯૧૯ ના નામથી ઓળખાતા બિલો ગેરવાજબી, ન્યાય અને સ્વાતંત્ર્યના સિદ્ધાંતોને ઊંધા વાળનારા, તથા દેશના પ્રજાજન કે જેના ઉપર આખા હિંદુસ્તાનની અને સરકારની સહીસલામતી આધાર રાખે છે, તેના પ્રાથમિક હકોનો ભંગ કરનારા છે. તેથી અમે પ્રતિજ્ઞા લઈ જણાવીએ છીએ કે, અમે તે કાયદાનો તેમજ કમિટી ઠરાવે તેવા બીજા કાયદાઓનો પણ વિનયપૂર્વક ભંગ કરીશું, તથા તેમ કરવામાં સત્ય અને અહિંસાને સંપૂર્ણ રીતે વળગી રહીશું.' "

ઘણા માણસોને થશે કે, સ્વરાજના મૂળ પ્રશ્નને બાજુએ મૂકી આવા એક કાયદાનો સવાલ મોટો બનાવી તે સામે સત્યાગ્રહ આદરવાનું ગાંધીજીએ કેમ યોગ્ય ધાર્યું હશે આવો જ સવાલ અમહકારના યુદ્ધ વેળા પણ થયો હતો. તે વેળા પંજાબ અને ખિલાફતના પ્રશ્નો હાથ ધરવામાં આવ્યા હતા આ મુદ્દાની ચર્ચા હવે પછી કરીશું આખા દેશમાંથી (શરૂઆતમાં બંગાળ સિવાય) પ્રત્યુત્તર સારો મળ્યો દક્ષિણ હિંદે પણ સારો સાથ આપ્યો. સત્યાગ્રહી પોતાની માલમિલકત સરકારના હાથમાંથી બચાવવા બીજા કોઈને નામે ચડાવી શકે કે કેમ, એ પ્રશ્ન તે વેળા થયેલો. પરંતુ દરેક જણ પોતાના આપભોગની મર્યાદા બાંધી શકે છે, એમ માની ગાંધીજીનો તે સામે વિરોધ નથી એવી વાત બહાર આવી હતી. ગાંધીજીએ ઉપવાસ કરી હિલચાલની શુભ શરૂઆત કરી. ૩૦મી માર્ચ ૧૯૧૯નો દિવસ હડતાળ, ઉપવાસ અને પ્રાર્થનાનો દિવસ ઠરાવવામાં આવ્યો. પછીથી આ તારીખ બદલી છઠ્ઠી એપ્રિલ કરવામાં આવી. તે સબંધી જાહેરાત દિલ્હીમાં વખતસર પહોંચી ન વળવાથી, ત્યાં ૩૦મી માર્ચે હડતાળ પડી અને સરઘસ નીકળ્યાં. દુર્ભાગ્યે ત્યાં ગોળીબાર થયો. સ્વામી શ્રદ્ધાનંદના

નેતૃત્વ નીચે સરઘસ ચાલતુ હતુ યુરોપિયન સિપાઈઓએ ગોળીમાર કરવા ધમકી આપી તેની સામે તેમણે ખુલ્લી છાતી ધરી, અને સિપાઈઓ પાછા હઠયા પરંતુ દિલ્હી સ્ટેશન ઉપર રમખાણ થયુ અને તેમા પાચ જણ મરણ પામ્યા અને ઘણા ઘાયલ થયા છઠ્ઠી એપ્રિલનો દિવસ આખા હિંદમા પળાયો ૧૯૧૯ના 'ઇંડિયા મા મકારે લખ્યુ છે જે વ્યાપક ખળભળાટ મચ્યો તેનુ એક લક્ષણ નોધવા જેવુ છે હિંદુ અને મુસલમાનોએ એકબીજા પ્રત્યે નહિ સાભળેલો ભ્રાતૃભાવ દર્શાવ્યો હિંદુ મુસલમાન ઐક્ય રાષ્ટ્રીય હિલચાલના કાર્યક્રમનો એક મુખ્ય સ્તભ બની ગયુ અસ્પૃશ્ય વર્ગ પણ પોતાના મતભેદો ભૂલી ગયો મુસલમાનના હાથે હિંદુઓએ પીવાનુ પાણી સ્વીકાર્યુ અને હિંદુઓના હાથે મુસલમાનોએ પાણી પીધુ સરઘસો અને જાહેરસભાઓમા પણ હિંદુમુસલમાન ઐક્ય તરી આવતુ મસ્જિદોમા હિંદુઓને વ્યાખ્યાન કરવા દેવાની છૂટ મળી' આ ઐક્યનુ તાત્કાલિક કારણ એ હતુ કે, તુર્કસ્તાનને યુદ્ધ બાદ જે અન્યાય થયો હતો અને ખિલાફત જે જોખમમા મુકાઈ હતી, તે પ્રત્યે હિંદુઓની સાચી દિલસોજી હતી

દેશે ગાધીજીના નવા સિદ્ધાતને પૂરા અતરથી અપનાવ્યો ગાધીજી દેશ તેમજ મહાસભાને માન્ય થઈ રહ્યા ૧૯૧૮ની દિલ્હી મહાસભા વખતે ચૂટવાના સુનેહપરિષદના હિંદી સભ્યોમાથી તેમનુ નામ પડતુ મૂકવામા આવ્યુ હતુ તે મિ બી ચક્રવર્તીની સૂચનાથી તરત જ ઉમેરી લેવામા આવ્યુ અને ઠરાવ મૂકનાર શ્રી સી આર દાસે પણ તે સુધારો સન્માનપૂર્વક સ્વીકારી લીધો ઇગ્લડ જનાર ડેપ્યુટેશનમા પણ તેમને સ્થાન મળ્યુ આમ ૧૯૧૯ના એપ્રિલથી હિંદુસ્તાનના ઇતિહાસમા નવુ પ્રકરણ શરૂ થયુ

હવે દેશની લડતનુ અને સરકારની દમનનીતિનુ કેન્દ્ર પજાબ બને છે પજાબ દ્વારા જ પરદેશી ઔદ્યોગિક તેમજ વેપારી ચડાઈઓ હિંદ પર થયેલી છે પજાબ એ શીખો તેમજ બીજી લડાયક જાતોનુ વતન છે જો પજાબની લડાયક પ્રજામા રાજકીય આકાક્ષાઓ ફેલાય, તો બ્રિટિશ સરકારનુ આવી જ બન્યુ સમજવુ

એમ સરકારને લાગ્યું. હિંદી લશ્કર ફ્રાંસ અને ફ્લેન્ડર્સનાં રણમેદાનોમાંથી તુરતમાં જ પાછું આવ્યું હતું. તેણે યુરોપનાં અતિ કેળવાયેલાં જર્મન, ઑસ્ટ્રિયન, રશિયન અને તુર્કી સૈન્યોને શિકસ્ત આપવામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો. રશિયા સાથેના યુદ્ધમાં ગોરાં લશ્કરને જાપાને પણ પોતાની શક્તિનો પરચો બતાવ્યો હતો. રણમેદાનમાં ગોરા લોકો કાળા લોકોથી ચડી જાય એવી કલ્પનાનો પડદો તદ્દન ચિરાઈ ગયો હતો. દેશી સિપાઈઓ પોતાના અદ્દભુત પરાક્રમ અને આત્મત્યાગથી સૌની પ્રશંસા પામ્યા હતા. તેથી પંજાબનો ગવર્નર સર માઈકલ ઓડવાયર પોતાના પ્રાંતની પ્રજાને મહાસભાનો ચેપ ન લાગે તે માટે કટિબદ્ધ થયો હતો. ૧૯૧૯મા મહાસભા અમૃતસર ખાતે ભરવાની હતી. એટલે તેની અને મહાસભા વચ્ચે તે બાબત હોડ મંડાઈ. પંજાબના મહાસભાવાદી આગેવાન ડૉ. કિચલુ અને ડૉ. સત્યપાલને અમૃતસરના ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટે હુકમ કાઢી બોલાવ્યા અને ૧૦–૪–૧૯૧૯ની સવારે તેમને અજાણ્યે સ્થળે ઉપાડી જવામાં આવ્યા. લોકોમાં આ વાત વીજળીની ઝડપે ફેલાઈ અને તેમના નેતાઓને ક્યાં લઈ જવામાં આવ્યા છે તે જાણવા તેઓ ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટના મકાન આગળ એકઠા થયા. સિવિલ લાઈન્સથી આગળ તેઓ ન વધે તે માટે લશ્કરી પહેરો મૂકવામાં આવ્યો. પોલીસ પર પથરા ફેંકવાનું બહાનું ગમે ત્યારે તૈયાર હોય છે જ. એટલે તરત લોકોનાં ટોળાં પર ગોળીબાર શરૂ કરવામાં આવ્યો. એક બે માણસો મરણ પામ્યા અને કેટલાક ઘાયલ થયા. ઘવાયેલાનું સરઘસ નીકળ્યું અને રસ્તામાં ટોળાંએ નેશનલ બેંકનું મકાન સળગાવી તેના ગોરા મેનેજરને કતલ કર્યો. આ ગુંડાશાહી દરમ્યાન પાંચ અંગ્રેજોનાં ખૂન થયાં તેમજ બેંક, રેલવેનો ગુડસ શેડ, અને કેટલાંક જાહેર મકાનો સળગાવી મૂકવામાં આવ્યાં. સ્વાભાવિક રીતે જ શહેરના અમલદારો રોષે ભરાયા. સ્થાનિક અમલદારોની સૂચના અને ઉપરીઓની મંજૂરીની અપેક્ષાએ ૧૦મી એપ્રિલે લશ્કરને શહેરનો કબજો સોંપાયો.

ગુજરાનવાલા અને કાસુરમાં વધારે ગંભીર પ્રકારનાં તોફાન થયાં. કાસુરમાં ટોળાંએ રેલવેસ્ટેશનને નુકસાન કર્યું. એક નાની

તેનની ટાકી મગાવી મૂકી, સિગ્નલ અને તારના દોરડાને નુકસાન પહોંચાડ્યુ, કેટલાક યુરોપિયનોવાળી એક ટ્રેન ઉપર હુમલો કરી બે સાર્જન્ટોને મારી નાખ્યા પોસ્ટ ઑફિસની શાખા લૂંટી, મુખ્ય પોસ્ટ ઑફિસ બાળી નાખી, મુનસફની કોર્ટને દેવતા મૂક્યો અને બીજુ પણ ઘણુ નુકસાન કર્યું આ સરકારનો હેવાલ છે પ્રજાકીય માન્યતા એવી છે કે, અહી પણ સરકારે પ્રથમ રોષનુ કારણ આપ્યુ હતુ

ગુજરાનવાલામા ૧૪મી એપ્રિલે ટોળાએ ટ્રેનની ચારે બાજુ વીંટળાઈ તેના પર પથ્થર માર્યા એક નાના રેલવેના પુલને આગ લગાડી, તથા બીજા એક પુલ ઉપર પોલીસે હિંદુઓની પવિત્ર લાગણીઓ દુભવવા ગાયને મારી નાખી લટકાવી હતી, તેને પણ આગ લગાડી અહીં પણ તાર અને પોસ્ટ ઑફિસ, અને રેલવેસ્ટેશનને આગ લગાડવામા આવી હતી વળી, ડાકબંગલો, કચેરી, દેવળ, નિશાળ અને રલવેરોડને પણ બાળીને ભસ્મીભૂત કરવામા આવ્યા હતા

મુખ્ય બનાવો આટલા જ છે બીજી જગ્યાઓએ નાના નાના ઘણા બનાવો બન્યા તેમા ટ્રેનો ઉપર પથ્થર મારવાના, તાર તોડી નાખવાના અને રેલવેસ્ટેશનોને આગ લગાડવાના બનાવો મુખ્ય છે

દરમિયાન દેશમા બીજે પણ કેટલેકાણે આવા તોફાનો થયા લાહોરમા પોલીસ અને લોકો વચ્ચે અથડામણ થઈ અને ગોળીબાર થયા દૂરદૂર કલકત્તાથી પણ માઠા સમાચાર આવ્યા પંજાબના રમખાણોના સમાચાર સાભળીને તથા ડૉ સત્યપાલ અને સ્વામી શ્રદ્ધાનદના બોલાવવાથી ગાધીજી ૮મી એપ્રિલ દિલ્હી જવા ઊપડ્યા રસ્તામા જ તેમને પંજાબ અગર દિલ્હીમા દાખલ ન થવાનો મનાઈ હુકમ આપવામા આવ્યો અને પલવલ સ્ટેશનેથી તેમને ગિરફતાર કરી, સ્પેશિયલ ટ્રેન મારફતે મુબઈ લઈ જવામા આવ્યા

ગાધીજીની ગિરફતારીના સમાચાર સાભળી, અમદાવાદમા તોફાન થયુ અને કેટલાક અગ્રેજ તેમજ દેશી અમલદારોના ખૂન થયા વિરમગામ અને નડિયાદમા પણ ૧૨મી એપ્રિલના રોજ કમનસીબ બનાવો બનવા પામ્યા કલકત્તામા રમખાણ થયુ તે દરમિયાન પાચ છ માણસોના ખૂન થયા અને ગોળીબારને લીધે

મારેક માણસ ઘાયલ થયા મુંબઈ પહોંચ્યા બાદ ગાંધીજીએ શાંતિ સ્થાપવા યત્ન કર્યું. અમદાવાદમાં પણ તેમની ખૂબ જરૂર હતી, તેથી તેઓ અમદાવાદ પહોંચ્યા અને પાછી શાંતિ સ્થપાઈ આ બધા હિંસાના બનાવો બનવાથી ગાંધીજીએ સત્યાગ્રહને મોકૂફ રાખ્યો અને એક નિવેદન બહાર પાડયું

અમૃતસરમાં દુઃખજનક બનાવો બની ગયા હતા ૧૩મી એપ્રિલ સુધી માર્શલ લૉ જાહેર નહોતો કરવામાં આવ્યા, જો કે ૧૦મી એપ્રિલથી માર્શલ લૉ જેવી જ સ્થિતિ પ્રવર્તતી હતી, એમ સરકારી રિપોર્ટ કબૂલ કરે છે માર્શલ લૉની રીતસર જાહેરાત લાહોરમાં ૧૫મી એપ્રિલે કરવામાં આવી અને પછીથી બે ત્રણ જિલ્લાઓમાં પણ થઈ ૧૩મી એપ્રિલે હિંદુઓનું બેસતું વર્ષ હતું અને જલિયાનવાલા બાગમાં જાહેર સભા ભરવાની જાહેરાત કરવામાં આવી હતી જલિયાનવાલા બાગ શહેરના મધ્ય ભાગમાં આવેલો છે તેની ચારે દિશાએ ઘરો આવેલા છે પ્રવેશ માટે માત્ર એક નાનો રસ્તો છે તે એક ગાડી પણ પસાર થઈ શકે નહિ એટલો સાંકડો છે આ ચોગાનમાં બાળકો, સ્ત્રીઓ અને પુરુષો મળી વીસ હજારની જંગી મેદની એકઠી થઈ હતી જનરલ ડાયર સો હિંદી સિપાઈઓ અને ૫૦ ગોરાઓ લઈ આ રસ્તેથી દાખલ થયો તે વેળા હંસરાજ નામે ગૃહસ્થ વ્યાખ્યાન કરતા હતા ડાયરે તરત જ ગોળીબાર કરવાનો હુકમ આપ્યો હંટર કમિશન સમક્ષ જુબાનીમાં એણે જણાવ્યું છે કે, લોકોને વિખેરાઈ જવાનો હુકમ આપ્યા બાદ તેણે ગોળીબાર કર્યો હતો પણ એણે કબૂલ કર્યું કે, હુકમ આપ્યા બાદ બે ત્રણ મિનિટમાં જ એણે ગોળીઓ છોડવા માંડી આ સાંકડા રસ્તામાં થઈને વીસ હજાર માણસોનો સમુદાય બે ત્રણ મિનિટમાં વિખેરાય એમ બને એમ હતું જ નહિ દારૂગોળો ખૂટી ગયો ત્યાં સુધી તેણે ગોળી ચલાવ્યે રાખી. કુલ ૧૬૦૦ ગોળી છોડવામાં આવી અને સરકારી આંકડા મુજબ ૪૦૦ માણસોના જાન ગયા તથા એકથી બે હજાર ઘાયલ થયા ઊંચી જગ્યાએ ગોઠવાયેલા હિંદી સિપાઈઓ જેમની પછવાડે બ્રિટિશ લશ્કરની હાર કરવામાં આવી હતી, તેમણે આ હત્યાકાંડ કર્યો વધારે દુઃખજનક તો એ

બીના હતી કે, મરણ પામેલા અને ઘવાયેલાઓને આખી રાત પાણી કે દવા વગર બાગમાં પડી રહેવા દેવામાં આવ્યા. ડાયરની દલીલ એ હતી — આ દલીલ તેણે વળી મોડી કરી — કે શહેરમાં લશ્કરી કાયદો દાંડી પીટીને જાહેર કરવામાં આવ્યો હતો અને રૈયતે તેનો ભંગ બેધડક કર્યો, તેથી પોતાની ટેકરી ન થાય તે માટે, લોકોને પાઠ શીખવવા આ ગોળીબાર તેણે કર્યો હતો. 'મારી પાસે વધુ દારૂગોળો હોત, તો હું ગોળીબાર ચાલુ રાખત. પણ મારી પાસે દારૂગોળો ખૂટી ગયો તેથી ૧૬૦૦ ગોળી જ હું છોડી શક્યો.' 'મેં તો હથિયારબંધ લશ્કરી મોટર સાથે લીધી હતી, પણ સાંકડા રસ્તાને લીધે તે અંદર લાવી ન શક્યો.'

જનરલ ડાયરના અમલમાં કલ્પનામાં પણ ન આવે એવી સજાઓ શોધી કઢાઈ. અમૃતસરની વીજળીની બત્તી તથા પાણી બંધ કરવામાં આવ્યાં. જાહેર ફટકા મારવાનું સામાન્ય હતું. પરંતુ એણે જે પેટે ચાલવાનો હુકમ કર્યો, તે બધા ઉપર કળશ ચડાવે એવો હતો. મિસ શેરવુડ નામની એક મિશનરી બાઈ એક ગલીમાં સાઈકલ પર જતી હતી. તેના ઉપર લોકોએ હુમલો કર્યો. અમૃતસરની આ ગોઝારી ગલીમાં લોકોને પેટે ચલાવવામાં આવ્યા. જે આ ગલીમાં થઈને પસાર થાય, તેને આ શિક્ષા સહન કરવાની હતી. જોકે કેટલાક સરકારી નોકરી-ઓએ આ જ ગલીમાં કુમારી શેરવુડનું રક્ષણ કર્યું હતું. વળી ધારાસભામાં જનરલ હડસન માટે આ વર્તન માત્ર ગમ્મત અને મજાકનો થઈ પડ્યો.

રેલવેના ત્રીજા વર્ગના ઉતારુઓની મુસાફરી માટે ટિકિટો બંધ કરવામાં આવી. એટલે કે હિંદી પ્રજાજનોની મુસાફરી મોકૂફ રહી. ફૂટપાથ ઉપર થઈને ચાલવાની બે કરતાં વધારે માણસોને મનાઈ કરવામાં આવી. યુરોપિયનો સિવાયની બાઇસિકલો કબજે કરવામાં આવી. હડતાળ જબરદસ્તીથી ખોલાવવામાં આવી. અનાજના ગાડાં લશ્કરે કબજે લીધાં. વાહનના કેટલાક ફટકા માટે ઘોડીઓ છીની લેવામાં આવી.

હવે આપણે અમૃતસરની આ જાતના ચાલેલા કેસોના થોડીક સંખ્યા અહીં ટાંકીએ. ભારે ગુના માટે માર્શલ-લૉ કમિશન સમક્ષ

જ કાઢયા હતા. કારણ કે ચળવળિયાઓ એ વર્ગોમાંથી જ જન્મે છે એમ તેનું માનવું હતું. માર્શલ-લૉનાં જાહેરનામાં પોલીસના જ માણસો આવીને ફાડી ન નાખે તે માટે ઘરધણીઓને નોકર રાખવા પડતા. એક તેવો દાખલો પકડાયો પણ હતો. ઘરમાલિકોએ તે જાહેરનામા સાચવવા આઠ વાગ્યા બાદ નોકરોને બહાર રાખવાનો પરવાનો માગ્યો, તો તેમને જણાવવામાં આવ્યું કે, એ પરવાનો તો ઘરધણીઓને જ અપાય ! લાહોર યુનિવર્સિટીનુ મથક છે. ત્યાંની ઘણી કૉલેજોના વિદ્યાર્થીઓને ચાર ચાર માઈલ દૂર જઈ હાજરી આપવાનો હુકમ આપવામાં આવ્યો. લાહોરની એપ્રિલ માસની ભયંકર ગરમીમા, જ્યારે પારો ૧૦૮ ઉપર ચડે છે, ત્યારે આ જુવાનોને સખત તડકામાં ૧૬ માઈલ દરરોજ હાજરી આપવા જવું પડતું. રસ્તામાં કેટલાક મૂર્છા ખાઈ પડી જતા. કર્નલ જૉનસનના મત મુજબ એ તેમના ફાયદાની વાત હતી. કારણ કે, તેથી તેઓ તોફાનમાં જતા અટકી શકતા હતા. એક કૉલેજની દીવાલ ઉપરથી માર્શલ-લૉનું જાહેરનામું કોઈએ ફાડી નાખ્યું. એટલે પ્રિન્સિપાલ સુધ્ધાં બધા અધ્યાપકોને લશ્કરના પહેરા નીચે લઈ જવામાં આવ્યા અને ત્રણ દિવસ કિલ્લાના એક ખૂણામાં પૂરી રાખવામાં આવ્યા.

એક ગામડામાં મુખીને 'સમરી' કે બીજી અદાલતમાં કશો કેસ ચલાવ્યા વિના જ ઝાડ સાથે બાંધી ફટકારવામાં આવ્યો, જેથી ગામડાના લોકો પર અસર થાય. કર્નલ જૉનસન પોતે કરેલાં કૃત્યો માટે પોતાની જ ઉપર આફરીન થઈ ગયો હતો અને લાહોરના યુરોપિયનોએ પણ વિદાય વેળા તેને આપેલા ખાણામાં તેને 'ગરીબોના બેલી'નું બિરદ આપ્યું. ગુજરાનવાલામાં કર્નલ ઓબ્રાયને, કાસુરમાં કેપ્ટન ડવટને, અને શેખપુરમાં મિ. બોસ્વર્થ સ્મિથે એવાં ગોઝારાં કૃત્યોથી એવી જ નામના મેળવી હતી. ગુજરાનવાલામાં ચલાવેલા બૉંબના મારાથી અને ટોળાની નજીક આવીને એક મશીનગનમાંથી છોડેલી ૨૫૫ ગોળીઓથી માત્ર નવ જણા માર્યા ગયા અને આશરે સોએક ઘાયલ થયા, એમ સરકાર આપણને માનવાનું કહે છે.'

હંટર કમિટી સમક્ષ જુબાનીમાં ઓબ્રાયને કહ્યું ' જ્યાં જ્યાં ટોળું દેખાતું ત્યાં ત્યાં તેના ઉપર ગોળી છોડવામાં આવતી આ તો વિમાન દ્વારા છોડેલી ગોળીઓની વાત છે. લેફ્ટેનન્ટ ડોડકીને એક વાર વિમાનમાંથી એકાદ ખેતર ઉપર વીસેક ખેડૂતોને દેખ્યા તરત જ તેણે મશીનગન ચલાવી અને તેના શબ્દોમાં ' તે નાસી શક્યા ત્યાં સુધી તેણે ગોળીઓ છોડયે રાખી ' તેણે એક ઘર આગળ એક ટોળું દેખ્યું અને તરત તેના ઉપર બોંબ ફેંક્યો. કારણ કે, ' એ લોકો કાંઈ જાનૈયા કે ડાઘુ જેવા લાગતા નહોતા ' મેજર કાબીએ બોમનો વરસાદ શા કારણસર વરસાવ્યો તે તેના શબ્દોમાં જ સાંભળો

“ટોળું નાસવા માંડ્યું હતું અને વિખેરી દેવા માટે મેં બોંબ ફેંકવા માંડ્યા લોકો વિખેરાયા એટલે મે મશીનગનનો મારો ગામ ઉપર જ ચલાવ્યો કેટલીક ગોળીઓ ઘરો ઉપર પડી હતી. દોષિત અને નિર્દોષનો ભેદ પાડી શકાય એમ હતું જ નહિ પોતે શું કરી રહ્યો હતો તે તો તેને ૨૦૦ ફૂટની ઊંચાઈથી સ્પષ્ટ જણાતું હતું પરંતુ તેનો ઉદ્દેશ માત્ર બોંબ ફેંકવાથી સરે એમ ન હતું ગોળીબાર કરવાનો હેતુ માત્ર નુકસાન કરવાનો નહોતો એ ગોળીબાર તો ગામડિયાઓના હિતમાં જ હતો કારણ થોડાક ભલે મરે પણ ફરીથી ટોળે તો ન મળે! અને તે ગોળીબારની ધારેલી નૈતિક અસર થઈ પણ ખરી પછીથી હું ગામમાં બોંબ ફેંકતો ગયો અને જે લોકો ભેગા થવા મથતા હતા તેમના ઉપર મશીનગન ચલાવી ”

અમૃતસર અને લાહોર માફક ગુજરાનવાલા અને કાસુરમાં પણ કર્ફ્યૂ ઑર્ડર, ફટકાની ઘોડીઓ, અને જાહેરમાં કે ખાનગીમાં ફટકામાર હિંદીઓને મુસાફરી કરવાનો પ્રતિબંધ તથા ' સમરી ' તેમજ ખાસ કોર્ટો દ્વારા જેલ અને દંડની સજાઓ હતાં જ

કર્નલ ઓબ્રાયને એક એવો હુકમ કાઢેલો કે, યુરોપિયન જતો હોય ત્યારે દેશીએ તેને સલામ કરવી કોઈ દેશી ગાડીમાં બેસીને જતો હોય, અગર ઘોડે બેઠેલો હોય તો તેણે ઊતરીને અને છત્રી નમાવીને સલામ કરવી! ' લોકોને ખાતરી થાય કે, તેમને માથે નવા સત્તાધીશો આવ્યા છે, તે માટે આ હુકમ જરૂરી હતો ' એમ ઓબ્રાયને કમિટી સમક્ષ કહ્યું કોઈ જાતનો કેસ કર્યા

વગર ૭ ૭ અઠવાડિયાં સુધી માણસોને પૂરી રાખવાનો હુકમ કરનારો પણ આ ઓ'ડ્વાયર જ હતો. એક વખત કેટલાક શહેરીઓને અચાનક પકડી, અડધાં કપડાં પહેરેલી દશામાં તાપમાં ખૂબ ચલાવી, પાછા એક ગુડસ વેગનમાં બેસાડી લાહોર મોકલી આપવામાં આવ્યા! અડતાળીસ કલાક સુધી તેમને કુદરતી હાજતે પણ જવા દીધા નહિ. એમની દશાનું વર્ણન શું કરાય! રસ્તામાં ગિરફતારી ચાલુ જ હતી અને કેદીઓની સંખ્યા વધતી જતી હતી. તેમને હાથકડી કરવામાં આવતી અને કેટલીક વેળા હિંદુ અને મુસલમાનને ભેગાં દોરડાં બાંધવામાં આવતાં. આમ હિંદુમુસલમાન ઐક્યની ઠેકડી કરવામાં આવતી. જોકે કર્નલ કહે છે કે, આ તો એક અજાણતાં બનેલો બનાવ હતો! આ કેદીઓમાં કેવા સામાજિક દરજ્જાના લોકો હતા, તે જણાવવા એક જ દાખલો આપીશું. તેઓમાંના એક બુજરગે રાજાના આગમનના સ્મરણાર્થે કિંગ જ્યૉર્જ સ્કૂલ કાઢવા એક લાખનું દાન કર્યું હતું અને રાહતફંડ તેમજ વૉર લોનમાં અઢળક પૈસા આપેલા હતા.

ઓ'ડ્વાયરે શિક્ષા માટે અનેક નવા પ્રકારો શોધ્યા હતા. તેમાં તેણે એક લંબરદારને જે જાતની સજા કરી તે નોંધવાજેવી છે. આ લંબરદારનો કોઈ ગુનો નહોતો એવું તો ઓ'ડ્વાયરે પોતે કબૂલ કર્યું છે. પરંતુ પોલીસને તેના બે છોકરા જોઈતા હતા, તે મળતા નહોતા. દીકરાને બદલે તેને ગિરફતાર કરવામાં આવ્યો અને છોકરાઓ જડે ત્યાં સુધી એની મિલકત જપ્તીમાં રાખવાનો હુકમ કરવામાં આવ્યો. જે કોઈ તેની મિલકતને અડકે અથવા તેનો પાક ઉતારે તેને પણ ગોળીબાર કરવાનો હુકમ થયો.

કર્નલ ઓ'બ્રાયનની કારકિર્દીના લાંબા અહેવાલમાં આ તો છૂટીછવાઈ બીનાઓ છે. સમરી કોર્ટ મારફતે ૨૦૦ માણસને ફટકાની અને એક માસથી માંડીને બે વર્ષ સુધીની સખત સજાઓ કરવામાં આવી હતી. કમિશને ૧૪૯ માણસને ગુનેગાર ઠરાવ્યા હતા. જેમાંથી ૨૨ને દેહાંતદંડ, ૧૦૩ને જન્મદેશનિકાલ અને બીજાઓને દસ વર્ષ અને તેથી ઓછી સજાઓ કરવામાં આવી હતી. માર્શલ-લૉ પૂરો થવાનો હતો તેને આગલે દિવસે જ

ઓબ્રાયને સંખ્યાબંધ કેસો ચલાવી દીધા. કેટલાક કેસની મુદતો તો મોડી હતી, પરંતુ ઓબ્રાયન સજામાંથી કોઈ છટકી જાય એવું ઇચ્છતો નહોતો.

કર્નલ ડવટન કાસુર વિભાગનો સત્તાધીશ હતો. કોઈના પર કામ ચાલ્યું અને કોઈને કંઈ શિક્ષા કરવામાં આવી તેની અગાઉ તો એણે કાસુર શહેરના મધ્યમાં ફાંસી રોપાવી દીધી. વળી રેલવે સ્ટેશન ઉપર લોકોને પૂરવા માટે એક પાંજરું તૈયાર કરવામાં આવ્યું. પછી ગુનેગારો ઓળખી કાઢવા માટે આખા શહેરના મરદોને — છોકરા અને પુરુષો મળીને ૨૦,૦૦૦ જણને પરેડમાં હાજર કરવામાં આવ્યા અને તેમાંથી ૧૫૦ જણને પકડી પેલા પાંજરામાં પૂરવામાં આવ્યા.

લોકોને જાહેરમાં ફટકાની સજા કરવામાં આવી. તેમને ખુલ્લા કરીને તારને થાંભલે અગર ઘોડી ઉપર બાંધીને ફટકાવવામાં આવતા. ફટકા મારતી વખતે જાણીજોઈને શહેરના લોકોને હાજર રાખવામાં આવતા. એક વાર તો વેશ્યાઓને પણ હાજર રાખવામાં આવી હતી. કર્નલ જોનસનની કારકિર્દીમાં 'ભૂલથી' જાનૈયાઓને ફટકારવાનો એક જ 'કમનસીબ બનાવ' બન્યો હતો. તેમ કર્નલ ડવટનનાં પરાક્રમો દરમિયાન એ એક જ બનાવ જરા 'વાંધાભરેલો' લાગે એવો બન્યો હતો. જો કે તેણે બહાનું તો કાઢ્યું કે, "એ તો સબઇન્સ્પેક્ટરની ભૂલ હતી. અને હું તો તેમને પાછી કાઢવા માગતો હતો, પણ તેમને પાછી કોની જોડે મોકલું?"

કેપ્ટન ડવટન નવી નવી જાતની 'નાની શિક્ષાઓ' શોધવામાં બહુ બાહોશ હતો. તે શિક્ષાઓ શોધવામાં, "સજાને" બને તેટલી હળવી કરવાનો મારો ઇરાદો હતો," એમ તે કહે છે. માર્શલ-લૉના ગુનેગારો પાસે સ્ટેશન ઉપરથી વેગનોનો માલ ચડાવવા-ઉતારવાનું કામ લેવામાં આવતું. નાકલીટી ઘસવાની શિક્ષા પણ એણે શોધી કાઢી હતી.

શેખપુરામાં માર્શલ-લૉનો અમલ કરનાર મિ. બોસ્વર્થ સ્મિથ મુલકી ખાતાનો નોકર હતો. તેણે કબૂલ કર્યું છે કે, માર્શલ-લૉ 'આવશ્યક' નહોતો, પણ તે 'ઇચ્છવાજોગ' જરૂર હતો. મે માસની પાંચમીથી વીસમી તારીખ સુધીમાં એણે ૪૭૭ કેસ જાતે ચલાવ્યા હતા.

લોકોને ફટકાની સજાઓ પણ કરવામાં આવી હતી અને તેનો અમલ કોર્ટ પૂરી થયે કરવામાં આવતો.

લશ્કરી સત્તાવાળાઓએ યુનિયન જેકને સલામી ભરવા દિવસમાં ત્રણ વાર વિદ્યાર્થીઓની 'પરેડ' કરવાનો હુકમ કાઢ્યો હતો. તે હુકમ બાળમંદિરોને પણ લાગુ પાડવામાં આવ્યો હતો અને પાંચ કે ૭ વર્ષની ઉમરનાં બાળકોને પણ અસહ્ય ગરમીમાં હાજર રહેવું પડતું. કેટલાક બાળકો લૂ લાગવાથી મરણ પામ્યાના પણ દાખલા બનેલા છે. વિદ્યાર્થીઓ પાસે આ શબ્દોનો પાઠ વારંવાર કરાવવામાં આવતો: "મેં ગુનો કર્યો નથી, હું ગુનો કરીશ નહિ, હું પશ્ચાત્તાપ કરું છું, હું પશ્ચાત્તાપ કરું છું, હું પશ્ચાત્તાપ કરું છું."

હંટર કમિશનના એક સભ્ય સર ચિમનલાલ સેતલવાડે મેજર સ્મિથ કે જેની હકૂમત હેઠળ માર્શલ-લૉ વખતે ગુજરાનવાલા, ગુજરાત અને લાયલપુર વિભાગો હતા, તેને પૂછ્યું, "તમે આ હુકમનો અમલ બાળવર્ગો માટે પણ કર્યો હતો?" મેજર સ્મિથે તેના જવાબમાં કબૂલ કર્યું છે કે, 'પાંચ ૭ વર્ષમાં બાળકો માટે પણ આ હુકમ હતો; જોકે કોઈ વાર સાંજની પરેડમાંથી તેમને મુક્તિ આપવામાં આવતી.'

કર્નલ ઓબ્રાયને એની જુબાનીમાં જણાવ્યું છે કે, "એક વાર વઝીરાબાદમાં હું હતો ત્યારે મેં જોયું હતું કે, એક છોકરો વાવટાને નમન કરવા આવતાં લૂ લાગવાથી મૂર્છિત થઈ ગયો હતો. તે બાબત મેં લશ્કરી સત્તાવાળાઓને લખ્યું હતું." પરંતુ બીજે દિવસે તો દિવસમાં બેને બદલે ત્રણ વાર પરેડ કરાવવામાં આવી. "જો આમ કર્યું હોય તો બાળકો ઉપર વધારે પડતો જુલમ થાય, એ વાત ખરી કે નહિ" તેના જવાબમાં ઓબ્રાયને કહ્યું કે, "ના."

મિ. બૉસ્વર્થ સ્મિથના મગજમાં તો લોકોની પાસે પશ્ચાત્તાપ કરાવવો એ જ ઘૂમતું હતું; અને તેથી તેણે તે માટે એક પ્રાયશ્ચિત્ત-ગૃહ બનાવવાનો હુકમ આપ્યો હતો. જોકે તે માટે રૂ. ૧૦,૦૦૦નું ખરચ થયું હતું તેની તેને જાણ નહોતી! માર્શલ-લૉની વધુ

વિગતો અત્રે ટાંકવી શક્ય નથી. તે માટે મહાસભાની સમિતિ સમક્ષ રજૂ થયેલી જુબાનીઓ અને તેનો રિપોર્ટ વાંચવા વાચકને ભલામણ છે.

ગાંધીજીને અલબત્ત આ બધાં તોફાનોથી સખત આઘાત લાગ્યો, અને 'મેં હિમાલય જેવડી ભૂલ કરી છે' એમ તેમણે જાહેર કર્યું. તેમણે શાંતિ સ્થાપવાના કામમાં મદદ કરવા ઇચ્છા દર્શાવી તથા સત્યાગ્રહ મોકૂફ રાખ્યો. પરંતુ હવે તો શાંતિ સ્થાપવાનો સરકારનો વારો આવ્યો હતો. ૧૯૧૯ના ઍપ્રિલની ૧૪મી તારીખે સરકારે એવો હુકમ બહાર પાડ્યો કે, અવ્યવસ્થા ઉપર અંકુશ લાવવા ગમે તેવા સખત ઉપાયો યોજવા. દરમ્યાન ત્રીજી અફઘાન લડાઈ શરૂ થઈ અને તેને કારણે પંજાબની પરિસ્થિતિ વધુ બગડી. મે માસની ચોથી તારીખે લશ્કર ભેગું કરવાના હુકમો અપાયા અને માર્શલ-લૉનો કાળો કેર છેક ૧૧મી જૂન સુધી લંબાયો. સર શંકરન નાયર તે વેળા વાઇસરૉયની કારોબારી સભાના સભ્ય હતા; તેમણે માર્શલ-લૉ વધુ પડતો લંબાવવામાં આવ્યો તે કારણે ૧૯મી જુલાઈને રોજ રાજીનામું આપ્યું. આ લાંબા સમય દરમિયાન પંજાબની ખબરો અને લોકોની આવજા ઉપર સખત અંકુશ હતો. રેવરંડ ઍન્ડ્રૂઝને મે માસની શરૂઆતમાં જ પંજાબમાં પગ મૂકતાંવેંત પકડીને અટકમાં લેવામાં આવ્યા હતા અને પછીથી અમૃતસરમાં કેદ પૂરવામાં આવ્યા હતા. મિ. નૉર્ટન બારિસ્ટર કેદીઓને કાયદાની મદદ મળે તે માટે પંજાબ જવા માગતા હતા, તેમને પણ અટકાવવામાં આવ્યા. પંજાબના અત્યાચારોની તપાસ માટે ચારે બાજુ માગણી થઈ રહી હતી, અને માર્શલ-લૉની અદાલતો જે જંગલી અને ઘાતકી સજાઓ ફરમાવી રહી હતી તેમાં ઘટાડો કરવા લોકો ઘુમરાણ મચાવી રહ્યા હતા. લાલા હરકિશનલાલ નામે જાણીતા મહાસભાવાદીને દેશનિકાલની સજા ફરમાવવામાં આવી. અને તેમની મિલકત જપ્ત કરવામાં આવી. તેની કિંમત ૪૦ લાખ રૂપિયા જેટલી હતી. છેક ૧૯૧૯ના સપ્ટેમ્બરમાં સરકારે પંજાબનાં રમખાણો બાબત તપાસ કરવા હંટર કમિશન નીમ્યું. પરંતુ સાથે સાથે જ ૧૮મી સપ્ટેમ્બરે માર્શલ-લૉના અમલદારોને સર્વ કૃત્યો બદલ માફી બક્ષતું ઇન્ડેમ્નિટી બિલ

ધારાસભામાં રજૂ કર્યું. પંડિત માલવિયાએ ૪૮ કલાક ભાષણ કરી આ બિલને મોકૂફ રાખવાનો સખત આગ્રહ કર્યો. સરકારી બચાવ એ હતો કે, જે કામ અમલદારોએ સાચે-સાચા દિલથી, કોઈ જાતનું વેર વાળવા કે પોતાની કાંઈ બદદાનતથી ન કર્યાં હોય, તે બદલ તેમના ઉપર કોર્ટમાં કામ ન ચાલે, એટલો જ આ બિલનો હેતુ છે; પરંતુ સરકાર પોતે પોતાની મેળે યોગ્ય લાગતાં પગલાં તેમની સામે જરૂર લેશે.

સર દિનશા વાચ્છાએ જાહેર કર્યું કે, માફી આરનું બિલ રજૂ કરવામાં સરકારનો ઇરાદો કાંઈ ખોટો નથી. મિસિસ બિસેન્ટે કે જે અત્યાર સુધી ગાંધીજી સાથે લડતાં જ આવ્યાં હતાં, તેમણે લખ્યુ કેઃ 'રોલેટ બિલમા એવું તે શું છે જે પ્રામાણિક શહેરી માટે વાંધા જેવુ હોય. જો લોકાનું ટોળું સોલ્જરો ઉપર પથરા ફેંકવા માંડે, તો સોલ્જરો થોડીક ગોળીઓ છોડે, તો તેમાં લોકો ઉપર દયા જ રહેલી છે.' 'પથરાનો પ્રત્યુત્તર ગોળી' એ કથન આ વાક્યમાંથી નીકળ્યું અને મિસિસ બિસેન્ટે લોકોની પ્રીતિ ગુમાવી. આ પ્રમાણે દિલ્હીમાં મતભેદનાં જે બીજ નંખાયાં હતા, તે ૧૯૧૯ના એપ્રિલથી સ્પષ્ટ જુદા પક્ષો પડી જવામાં પરિણમ્યાં.

મહાસમિતિની બેઠક ૨૦મી એપ્રિલને દિવસે મળી. ગાંધીજીને પંજાબ તથા દિલ્હી પ્રાંતોમાં જતાં રોકવા માટે વિરોધનો ઠરાવ કરવામાં આવ્યો તથા દેશની ગંભીર રાજકીય પરિસ્થિતિને ધ્યાનમાં લઈ, વિઠ્ઠલભાઈ પટેલ અને કેલકરનું એક ડેપ્યુટેશન ઇંગ્લંડ તરતોતરત મોકલવા નક્કી કરવામાં આવ્યું. આ ડેપ્યુટેશન ૧૯૧૯ની ૨૯મી એપ્રિલે ઇંગ્લંડ જવા નીકળ્યું પણ ખરું. ૮મી જૂનને દિવસે મહાસમિતિની બીજી બેઠક અલ્હાબાદમાં મળી. તેનું ખાસ કારણ એ હતું કે, ૨૧મી એપ્રિલે ગવર્નર જનરલે એક ઑર્ડિનન્સ કાઢી, ૩૦મી માર્ચ તથા તે પછીના ગુનાઓની તપાસ માર્શલ્લૉની કચેરીને સોંપવાની પંજાબની સરકારને સત્તા આપી હતી. કેદીઓ પોતાની પસંદગીના વકીલો પણ રોકી શકે એમ રહ્યું નહિ. મિસિસ બિસેન્ટ, સુરેન્દ્રનાથ બેનરજી અને હિંદુસ્તાનનાં સઘળાં વર્તમાનપત્રોના તંત્રીઓએ સી. એફ. ઍન્ડ્રુઝને પંજાબની

વસ્તુસ્થિતિની સ્વતંત્ર તપાસ કરવા જવાનો આગ્રહ કર્યો. પરંતુ ઉપર આપણે જોયું તેમ, તેમને ત્યાં જવા દેવામાં આવ્યા નહીં અને માર્શલ-લૉ જારી રાખવામાં આવ્યો. આ તથા બીજા મનાઈ હુકમોનો વિચાર ૮મી જૂને મળેલી મહાસમિતિએ કર્યો. મહાસમિતિએ પંજાબના અત્યાચારોની તપાસ કરવા એક સમિતિ નીમી. તે સમિતિની કાર્યમર્યાદામાં સર માઈકલ ઓડવાયરની રંગરૂટ અને વૉર લોનમાં પૈસા ભરાવવાની રીતો તથા માર્શલ-લૉના અમલનો સમાવેશ થતો હતો. 'બૉમ્બે-ક્રૉનિકલ'માં બી. જી. હૉર્નિમેને પંજાબમાં સરકારે લીધેલાં અત્યાચારી પગલાંને વખોડી નાખતા સખત લેખો લખ્યા હતા, તેથી તેમને હિંદમાંથી ઉપાડી જવામાં આવ્યા હતા. તે સામે પણ મહાસમિતિએ પોતાનો રોષ પ્રગટ કર્યો.

મિ. હૉર્નિમેનના ગયા પછી એક રાષ્ટ્રીય મુખપત્રની ખોટ લોકોને પડી. અને તે 'યંગ ઇંડિયા'થી કેવી રીતે પૂરી થઈ તેની અહીં નોંધ લઈએ. 'યંગ ઇંડિયા' મૂળ તો હોમરૂલના દિવસોમાં જમનાદાસ દ્વારકાદાસે શરૂ કર્યું હતું. પછીથી તે શંકરલાલ બેંકરવાળી સિન્ડિકેટના કબજામાં આવ્યું. મિ. બી. જી. હૉર્નિમેનને દેશ પાર કરવામાં આવ્યા અને 'ક્રૉનિકલ' ઉપર કાબૂ મૂકવામાં આવ્યો, એટલે 'યંગ ઇંડિયા'નું તંત્રીપદ ગાંધીજીએ હાથમાં લીધું.

હવે વળી આ ઇતિહાસ આગળ ચલાવીએ. પંજાબના બનાવોની તપાસ માટે જે ખાસ સમિતિ નીમવામાં આવી, તેનું એક કાર્ય એ સંબંધી સઘળાં ઘટતાં કાયદેસર પગલાં ઇંગ્લંડમાં તેમજ હિંદમાં લેવાનું તથા તે માટે જરૂરી પૈસા એકઠા કરવાનું હતું. ગાંધીજી, ઍન્ડ્રૂઝ અને સ્વામી શ્રદ્ધાનંદને આ કમિટીમાં પછીથી ૧૬ મી ઑક્ટોબરે ઉમેરી લેવામાં આવ્યા. મિ. ઍન્ડ્રૂઝે કેટલીક માહિતી એકઠી કરી, પરંતુ દક્ષિણ આફ્રિકામાં અચાનક તેમની જરૂર પડવાથી તેમને અધવચ ચાલ્યા જવું પડ્યું. પોતે ભેગી કરેલી બધી માહિતી તેમણે મહાસભાની સમિતિને સુપરત કરી. લંડનના મિ. નેવિલ અને મુંબઈના મિ. કેપ્ટન એ બે સૉલિસિટરોને તપાસ-સમિતિના કામમાં મદદ કરવા રોકવાનો ઠરાવ કરવામાં આવ્યો.

દરમિયાન મહાસમિતિ વતી પંડિત માલવિયાએ વડા પ્રધાનને, હિંદી વજીરને તથા લોર્ડ સિંહાને તાર કરી માર્શલ-લૉ હેઠળ થયેલી શિક્ષાઓ મોકૂફ રાખવા વિનંતિ કરી. અત્યાર આગમચ સર સત્યેન્દ્રપ્રસાદ સિંહાને રાયપુરના લૉર્ડ સિંહા બનાવવામાં આવ્યા હતા અને પ્રિવી કાઉન્સિલમાં તેમની નિમણૂક થઈ હતી. આ પછી તેમની નિમણૂક નાયબ વજીર તરીકે કરવામાં આવી અને થોડા વખત બાદ તેમણે જ ઉમરાવોની સભામાં ગવર્નમેંટ ઑફ ઇંડિયા બિલ રજૂ કર્યું હતું મહાસમિતિની બીજી બેઠક મહાસભાનુ સ્થળ વગેરે નક્કી કરવા ૧૯મી અને ૨૦મી જુલાઈએ મળી. તેણે અમૃતસર ખાતે મહાસભા ભરવી એવુ છેવટે નક્કી કર્યુ પંજાબના બનાવો માટે તપાસસમિતિ નીમવા સરકારને વિનંતી કરતો ઠરાવ તથા પંજાબના માર્શલ-લૉના 'ગુનેગારો'ને કાયદાની મદદ મળે તે સારુ ઠરાવ ફરી કરવામાં આવ્યા સર શંકરન નાયરે ૧૯ મી તારીખે રાજીનામુ આપ્યું હતું, તેનો ઉલ્લેખ આગળ કર્યો છે. એમનો આભાર માની, તેમને પંજાબની પ્રજા માટે ન્યાય મેળવવામાં મદદ કરવાની વિનંતિ કરવામાં આવી. પંજાબની કમિટી માટે ૧૦,૦૦૦ રૂપિયા ઉઘરાવવામાં આવ્યા. તારીખ ૨૧મી જુલાઈના રોજ ગાંધીજીએ સત્યાગ્રહ મોકૂફ રાખવા વિષે નીચેનું નિવેદન બહાર પાડ્યું:

"મુંબઈના નામદાર ગવર્નર મારફતે મને હિંદી સરકારે એવી ગંભીર ચેતવણી આપી હતી કે, કાયદાનો સવિનય ભંગ શરૂ કરવામા આવશે તો જાહેર સલામતીને ગંભીર જોખમ પહોચશે. મારી મુલાકાત દરમિયાન પણ નામદાર ગવર્નરે આ જ ચેતવણી ફરી આપી હતી. આ ચેતવણી લક્ષમાં લઈને અને દીવાન બહાદુર ગોવિંદ રાઘવ આયર, સર નારાયણ ચંદાવરકર અને બીજા વર્તમાનપત્રોના તંત્રીઓની તાકીદની ઇચ્છાને વશ થઈને, મેં હાલ પૂરતો સત્યાગ્રહ ફરી ન શરૂ કરવાનો નિર્ણય કર્યો છે. કેટલાક ઉદ્દામ મતવાળા કહેવાય એવા મિત્રોએ પણ, સત્યાગ્રહનો મર્મ ન સમજ્યો હોય તેવો લોકસમુદાય હિંસાના કૃત્યો તરફ વળે તે ભયથી, મને આવી જ સલાહ આપી છે. મારા સત્યાગ્રહી સાથીઓની સહમતીથી જ્યારે હું સત્યાગ્રહ કરવાના નિર્ણય ઉપર આવ્યો હતો, ત્યારે મેં વાઇસરૉયને મારા ઇરાદાની ખબર આપી હતી અને રૉલેટ કાયદાને પાછો ખેંચી લેવા, પંજાબના બનાવો વિષે નિષ્પક્ષ સમિતિ નીમવા અને તે સંબધી શિક્ષાઓ

વિષે ફરીથી વિચાર કરવા તથા ટ્રિબ્યૂનના તંત્રી મિ. કાલીનાથ રૉય, જેમને અન્યાય ભરેલી રીતે શિક્ષા કરવામાં આવી છે, તેમને છોડી દેવા આગ્રહભરી વિનંતી કરી હતી. મિ રૉયની શિક્ષા ઘણી કમી કરી નાખીને તેમણે મિ. રૉયની બાબતમાં ઘણે અંશે ન્યાય કર્યો છે. વળી પંજાબના બનાવો વિષે તપાસસમિતિ નિમાઈ રહી છે એવી મને માહિતી મળી છે. આ સંજોગોમાં સત્યાગ્રહ શરૂ કરવો એ મને ડહાપણભરેલું લાગતું નથી. વસ્તુતઃ સરકારની સલાહ મંજૂર રાખીને, હું સત્યાગ્રહનો જ વધુ પાઠ પ્રજાને આપી રહ્યો છું. સરકારને કફોડી સ્થિતિમાં મૂકવાનો સત્યાગ્રહીનો ઇરાદો ન હોઈ શકે. મને લાગે છે કે, હાલ તુરત સત્યાગ્રહ મોકૂફ રાખીને હું દેશની, સરકારની તથા પંજાબમાં અન્યાયી રીતે ક્રૂર સજાઓ પામેલા નેતાઓની ઊંચા પ્રકારની સેવા કરી રહ્યો છું. ઘાસની ગંજીમાં એક સળગતી દીવાસળી નાખવાનો મારા ઉપર આરોપ છે. પરંતુ મારો અન્યાયી કાયદાઓનો વિરોધ જો સળગતી દીવાસળીરૂપ હોય, તો રોલેટ એક્ટ અને તેને કાયદાપોથીમાં રાખવાનો સરકારનો આગ્રહ એ દેશભરમાં ફેંકેલી હજારો દીવાસળીરૂપ છે. સવિનય ભંગને સમૂળગો બંધ રખાવવો હોય, તો તે કાયદાને દૂર કરવો એ જ એકમાત્ર માર્ગ છે. સરકારનાં અનેક નિવેદનો અને ખુલાસાઓ છતાં પ્રજામત રોલેટ કાયદાની સખત વિરુદ્ધ રહેલો છે."

ગાંધીજીએ આ નિવેદનના અંતમાં પોતાના સાથી સત્યાગ્રહીઓને શુદ્ધ સ્વદેશીનો પ્રચાર કરવા તથા હિંદુ-મુસલમાન ઐક્ય કાયમ થાય તે માટે સઘળા પ્રયત્નો કરવા આગ્રહ કર્યો હતો.

આ વખતે, લૉર્ડ સેલબોર્નના પ્રમુખપણા હેઠળ જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટીનું કામ ઇંગ્લંડમા ચાલી રહ્યું હતું. એટલે આપણે હિંદુસ્તાનથી ઇંગ્લંડ ગયેલાં ડેપ્યુટેશનોનાં કાર્યોની નોંધ લઈએ. જો કે અહીં તો આપણે મહાસભાના ડેપ્યુટેશન વિષે જ મુખ્ય ઉલ્લેખ કરવાનો છે. મિ. વિઠ્ઠલભાઈ પટેલ અને વી. પી. માધવરાવે મહાસભાનો કેસ મજબૂત રીતે રજૂ કર્યો. એ બે તથા લો૰ તિલક, બિપિનચંદ્ર પાલ, જી. એસ. ખાપરડે, મિ. પી. જે. મહેતા, એ. રંગાસ્વામી આયંગર, ચિંતામણી, કેલકર, સૈયદ હસન ઈમામ, ડૉ. સત્ય, મિ. બી. જી. હૉર્નિમૅન, તથા મિ. ચેનચૈયા મળીને બ્રિટિશ પ્રજા સમક્ષ હિંદુસ્તાનનો કેસ રજૂ કરનાર મહાસભાનું ડેલીગેશન બન્યું. મૈસુરના માજી દિવાન મિ. વી. પી.

માધવરાવે પોતાના પ્રભાવશાળી વ્યક્તિત્વથી તથા સ્વભાવની સરળતાથી બ્રિટિશ પ્રજામાં મહાસભાની પ્રતિષ્ઠા વધારી તથા બ્રિટિશ કોંગ્રેસ કમિટીના તે વેળાના મંત્રી અને કામદાર પક્ષના પાર્લામેન્ટના સભ્ય મિ બેનસ્પૂર અને બીજાઓની પ્રશંસા મેળવી. બીજાં ડેપ્યુટેશનોમાં એક વિનિત પક્ષનું પણ હતું જસ્ટીસ પક્ષે પણ એક ડેપ્યુટેશન મોકલ્યુ હતું હોમરૂલ લીગના બે ડેપ્યુટેશન હતા. એક, મહાસભાનો દિલ્હીનો ઠરાવ માનનારાઓનુ અને બીજુ, મુબઈની ખાસ બેઠકના ઠરાવને વરેનારાઓનુ મિ બી પી વાડિયાની આગેવાની નીચે ગયેલું લઘુમતીનો મત રજૂ કરવાના હતા જ્યારે મિસિસ બિસેંટ પોતે નવી રાષ્ટ્ર કરેલા નેશનલ હોમ રૂલ લીગ તરફથી લંડન ગયા હતા મહારાષ્ટ્ર હોમરૂલ લીગના ડેપ્યુટેશનને કોલબોથી પાછું વાળવામાં આવ્યુ અને ઇંગ્લંડ જવા દેવામાં આવ્યુ નહિ જો કે, પછીથી વેલેન્ટાઇન શિરોલ કેસને અંગે લોકમાન્યને ઇંગ્લંડ જવા પરવાનગી આપવી પડી હિંદી મહાસભાની લંડનની શાખાનું વલણ મુંબઈ મહાસભાના સમાધાની ભરેલા ઠરાવો તરફ હતુ આ કારણે શ્રી વિઠ્ઠલભાઈ પટેલ અને લંડનની મહાસભાની શાખા વચ્ચે ટપાટપી જામી, જેમાં છેવટે લંડનની સમિતિને નમતુ આપવુ પડ્યું. લંડનની મહાસભાની શાખાએ પહેલા તો એવુ નક્કી કર્યું હતુ કે, તે વેળા જે પાચ ડેપ્યુટેશનો લંડન ગયા હતા, તે દરેક પોતાનો એક પ્રતિનિધિ મોકલે એ બધા ભેગા મળી, કેવી રીતે કામ લેવુ તે નક્કી કરે શ્રી વિઠ્ઠલભાઈએ આ બાબે પોતાનો સખત વિરોધ પ્રદર્શિત કર્યો અને મહાસભા સિવાયના બીજા ડેપ્યુટેશનોને લંડનની શાખા માન્ય કરી શકે કે કેમ તે પ્રશ્ન ઊભો કર્યો તેમજ લંડનની શાખાના જે સભ્યો મહાસભાનો આદેશ માનવા તૈયાર ન હોય, તેમણે કમિટીમાથી નીકળી જવુ જોઈએ એમ પણ જણાવ્યુ. કમિટીને વળી પોતાનુ લેખિત મંતવ્ય વડી કાઢવાનુ જણાવવામાં આવ્યુ અને તેમ તેણે કર્યું પણ ખરુ લંડનમાં જે હિંદી ડેલીગેટો ગયા હતા, તેમની હાજરીનો લાભ લઈને ઇંગ્લંડમાં પ્રચારસભાઓ રાખવામાં આવી આમની સભાના કામદાર પક્ષે તેમને એક ખાણુ પણ આપ્યુ અને હિંદી રાષ્ટ્રીય મહાસભાને સંદેશો મોકલી આપ્યો સ્વતંત્ર કામદાર પક્ષે ગ્લાસગો પરિષદમાં ઇન્ડિયા

અને આયર્લૅંડની માફક હિંદને પણ આત્મનિર્ણયનો અધિકાર છે એમ જાહેર કર્યું. નેશનલ પીસ કાઉન્સિલે અને કામદાર પક્ષની સ્કૅરબરોમાં મળેલી વાર્ષિક પરિષદે પણ, આત્મનિર્ણયનો સિદ્ધાંત હિંદને લાગુ કરી, તે મુજબ લઘુમતીઓના પૂરતા સંરક્ષણવાળું હિંદનું નવું રાજ્યતંત્ર ઘડવાની માગણી કરી. પંજાબના અત્યાચારો સખત રીતે વખોડી નાખતા ઠરાવો તો બધી સંસ્થાઓએ કર્યા.

શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ અને મહાસભાના ડેપ્યુટશનને બેવડું કામ કરવાનું હતું. મહાસભાની બ્રિટિશ કમિટી સાથે લડવાનું તો હતું જ; તેમાં વળી મિસિસ બિસેંટ, જે પોતે પણ પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કરવા ખૂબ પરિશ્રમ કરી રહ્યાં હતાં, તેમના મહાસભાવિરોધી પ્રચાર સામે પણ લડવાનુ ઉમેરાયું. મહાસભાના ડેપ્યુટેશને દિલ્હીના ઠરાવ મુજબ આત્મનિર્ણયના સિદ્ધાંત અને સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર ઉપર ભાર મૂક્યો હતો. મિ. મૉંટેગ્યુનો વિચાર સ્ત્રીમતાધિકારના પ્રશ્નને સ્થાનિક ધારાસભા પર છોડવાનો હતો; જ્યારે મહાસભાના ડેપ્યુટેશને, સુધારાના કાયદાની અંદર જ સ્ત્રીઓ માટે મતાધિકારનો સ્વીકાર કરવામાં આવે એવી માગણી રજૂ કરી. ૨૫મી ઑક્ટોબરના રોજ આલ્બર્ટ હૉલમાં મિસિસ બિસેંટે સ્થાપેલી હોમરૂલ લીગની લંડનની શાખાના ઉપક્રમથી એક સભા ભરવામાં આવી. તેમાં મિસિસ બિસેંટ અને મહાસભા પક્ષ વચ્ચેના મતભેદોથી સભાના ચેરમેન મિ. લેન્સબરીની સ્થિતિ મૂંઝવણભરેલી થઈ પડી. જો કે તે સભામાં જે ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો, તે વાંધો લેવા જેવો ન હતો. આ ઠરાવ નીચે મુજબ હતો:

"બ્રિટિશ કૉમનવેલ્થની આ જાહેરસભા, કે જે બ્રિટિશ-સામ્રાજ્યમાં આવેલી સર્વ પ્રજાઓને સંપૂર્ણ આત્મનિર્ણયનો અધિકાર મળવો જોઈએ એવો આગ્રહ રાખે છે, તે આ ઠરાવથી જાહેર કરે છે કે, હિંદી પ્રજાને વહેલામાં વહેલી તકે સંપૂર્ણ આત્મનિર્ણયનો હક મળવો જોઈએ."

આ ઠરાવના મૂળ મુસદ્દામાં મૉંટેગ્યુના બિલને ટેકો આપવાનો વિચાર રજૂ કરવામાં આવેલો હતો; પરંતુ મિ. લેન્સબરીની

સૂચનાથી ઉપરનો ઠરાવ છેવટે રજૂ કરવામાં આવ્યો હતો. તેમ છતાં મિસિસ બિસેન્ટે પોતાના ભાષણમાં જ્યારે સ્પષ્ટ શબ્દોમાં મોન્ટેગ્યુના બિલને ટેકો આપ્યો, ત્યારે વિઠ્ઠલભાઈ પટેલને તેમનો સખત વિરોધ કરવો પડ્યો. મિસિસ બિસેન્ટ આટલા બધા આગ્રહપૂર્વક મોન્ટેગ્યુને શા માટે ટેકો આપતાં હતાં, તેનું કાંઈ કારણ જાણવામાં આવ્યું નથી.

## પંજાબ તપાસસમિતિ

મહાસમિમિતિના ઠરાવ મુજબ સ્વામી શ્રદ્ધાનંદ, પંડિત મોતીલાલ નેહરુ અને પંડિત માલવિયા જૂનના છેલ્લા અઠવાડિયામાં પંજાબ પહોંચ્યા દીનબંધુ એન્ડ્રૂઝ પણ થોડા વખત પછી ત્યાં ગયા. બંને પંડિતો તો પાછા ફર્યા; પરંતુ પછીથી મોતીલાલજી ફરીથી પંજાબ ગયા હતા. જવાહર અને પુરુષોત્તમદાસ ટંડન એન્ડ્રૂઝ સાથે ગયા. ગાંધીજી સામેનો મનાઈહુકમ પાછો ખેંચી લેવાયો એટલે તે પણ ૧૭મી ઑક્ટોબરે જોડાયા. પંજાબના લોકો તો ભયભીત હાલતમાં હતા. તેમ છતાં ગાંધીજી તેમની વચ્ચે આવતાં તેમનામાં કાંઈક ધીરજ આવી. દરમ્યાન સરકારી તપાસસમિતિ પણ જાહેર થઈ. તેની કાર્યમર્યાદા મહાસભાની માગણીઓ જેટલી વિશાળ નહોતી, છતાં પણ સરકારી સમિતિ સાથે સહકાર કરવાનું સલાહભરેલું મનાયું. ચિત્તરંજન દાસ મહાસભા વતી હંટર કમિશન સમક્ષ ઊભા રહ્યા. પરંતુ મહાસભાની તપાસસમિતિના કાર્યમાં નહિ ધારેલી મુશ્કેલીઓ આવીને ઊભી રહી. એટલે સરકારી તપાસસમિતિ સાથેનો સહકાર તેને ના છૂટકે છોડી દેવો પડ્યો. એ બાબત એક નિવેદન પણ બહાર પાડવામાં આવ્યું. મહાસભાસમિતિની એવી માગણી હતી કે, કેટલાક માર્શલ-લૉના કેદીઓને બોલાવી તપાસના કામમાં તેમની મદદ લેવામાં આવે; પણ પંજાબની સરકારે તેમ કરવા ના પાડી. એ બાબત હિંદી વજીરને પણ અપીલ કરવામાં આવી પરંતુ પંજાબ સરકારના નિર્ણય વચ્ચે પડવાની તેણે ના પાડી. જેલના કેદીઓએ પણ મહાસભાનો સરકારી સમિતિ સાથે સહકાર ન કરવાનો નિર્ણય બહાલ રાખ્યો. તેમજ પછીના અનુભવો ઉપરથી

પણ એ નિર્ણય ડહાપણભરેલો હતો એમ પુરવાર થયું. બીજાં કારણોમા એક કારણ એ પણ હતુ કે, હંટર કમિટીની મર્યાદિત તપાસમાં ૧૯૧૯ના એપ્રિલ માસના બનાવોની કક્ષાના કહી શકાય તેવા બનાવોને પણ ગેરવાજબી રીતે બાતલ રાખવામાં આવ્યા હતા. એટલે મહાસભાએ ગાંધીજી, મોતીલાલ નેહરુ, દાસબાબુ, ફજરુલ હક્ક, અબ્બાસ તૈયબજી અને સંતાનમ (મંત્રી)ની બનેલી સમિતિ મારફત સ્વતંત્ર તપાસ કરવાનું ઠરાવ્યું. મહાસભાના પ્રમુખ તરીકે પંડિત મોતીલાલ નેહરુ ચૂંટાવાથી, તેમણે તે સમિતિમાંથી રાજીનામુ આપ્યું અને તેમની જગ્યાએ મિ. જયકરને લેવામાં આવ્યા. લંડનના સોલિસિટર મિ. નેવિલ જેમને પ્રિવી કાઉન્સિલની અપીલો સોંપવામાં આવી હતી, તેઓ પણ સમિતિ સાથે હતા. જલિયાંવાલા બાગની પુનિત જમીન ખરીદી લેવા, અને ત્યાં સ્મારક ઊભું કરવા, પંડિત માલવિયાજીના પ્રમુખપણા હેઠળ એક કમિટી નીમવામાં આવી. આ બાગની જમીન તે પ્રમાણે રાષ્ટ્ર માટે ખરીદી લેવામાં આવેલી છે. અમૃતસરની મહાસભા સમક્ષ રજૂ કરવા માટે સમિતિનો રિપોર્ટ તૈયાર ન થઈ શક્યો. એટલે રિપોર્ટની વિગતવાર ચર્ચા માટે મહાસભાનું ખાસ અધિવેશન મેળવવુ એવો વિચાર કરવામાં આવ્યો. છતાં કમિટીએ એટલુ તો જાહેર કર્યું કે, "હંટર કમિશન સમક્ષ જનરલ ડાયરે જે જુબાની આપી અને જે ઉદ્‌ગાર કાઢ્યા, તે ઉપરથી એવુ સ્પષ્ટ સાબિત થાય છે કે, ૧૩મી એપ્રિલના રોજ જે હત્યાકાંડ તેણે કર્યો અને નિર્દોષ, નિઃશસ્ત્ર સ્ત્રીપુરુષ અને બાળકોની ખુનરેજી કરી, તેના જેવું નિર્દય અને હિચકારુ કૃત્ય આધુનિક સમયમાં બીજુ ભાગ્યે જ થયું હશે."

ગમે તેમ હો પણ ૧૯૧૯ના ઉત્તરાર્ધમાં હિંદુસ્તાનની સ્થિતિ સાચે જ અંધકારમય તથા દારુણ બની ગઈ હતી. તેનું દિગ્દર્શન મહાસભાના ઇંગ્લંડ ગયેલા પ્રતિનિધિઓએ અને મહાસભાની બ્રિટિશ કમિટીએ ૧૯૧૯ની શરદઋતુમા બહાર પાડેલા જાહેરનામામાં આ પ્રમાણે કરાવ્યું છે:-

"હિંદુસ્તાનની અત્યારની ગંભીર પરિસ્થિતિ વિષે બ્રિટિશ પ્રજા પૂરેપૂરી માહિતગાર થાય તે અતિ આવશ્યક છે. ત્યાં સરકારની

મૂર્ખાઈથી એવું વાદળું ઘેરાઈ રહ્યું છે કે, તે ક્યારે ફાટીને ભયંકર તોફાન ખડું કરશે, તેની કલ્પના આવી શકે એમ નથી.

"મહાયુદ્ધમાં ભાગ લેનારાં લશ્કરોને ધન્યવાદ આપતો ઠરાવ પાર્લામેન્ટમાં રજૂ કરતી વખતે મિ. લૉઈડ જ્યૉર્જે જણાવ્યું હતું કે, 'હિંદુસ્તાને તો આપણા વિજયમાં ધ્યાન ખેંચે તેવો ભાગ લઈને, આપણે વિચાર કરવો પડે તેવો નવો દાવો પ્રાપ્ત કર્યો છે. તે દાવો એવો છે કે, તેની આગળ હિંદુસ્તાનની પ્રગતિની આડે આવતા આપણા પૂર્વગ્રહો અને ભયોને આપણે દૂર કરવા પડશે'.

"એ 'નવા દાવા'ની બાબતમાં તો સુલેહ પછી હિંદી સરકારે હિંદુસ્તાનની ભવ્ય સેવાઓનો બદલો, કાયદાની અને વહીવટની દમનનીતિથી, છાપાંનું, ભાષણનું અને વ્યક્તિનું સ્વાતંત્ર્ય ઝૂંટવી લઈને, પંજાબમાં માર્શલ-લૉ ચલાવીને, નેતાઓને દેશનિકાલ કરીને, માલમિલકત જપ્ત કરીને, છાપાને કચડી નાખીને, ફાંસીઓ દઈને, જાહેર ફટકાની સજા કરીને, ગમે તેવા મનસ્વી આરોપોસર આગેવાન અને દેશપ્રેમી નાગરિકોને જેલમાં નાખીને, લશ્કરી કોર્ટો આગળ બચાવ કરવા વકીલની પસંદગી ના કરવા દઈને, તથા નિઃશસ્ત્ર સ્ત્રીઓ અને પુરુષો ઉપર વિમાનોમાંથી મશીનગનો અને બૉંબનો મારો ચલાવીને આપ્યો છે. એ ભયંકર અત્યાચારોની કથા એવી છે કે, જો જર્મનોએ તેમ કર્યું હોત તો, અંગ્રેજો ત્રાસ અને ક્રોધની લાગણીથી સળગી ઉઠત.

"વળી જાણે આટલું પૂરતું ન હોય, તેમ એ બધી બાબતોનો ઢાંકપિછોડો કરવા સરકારે એક તપાસસમિતિ નીમી છે; જેમાં હિંદી રાષ્ટ્રીય મહાસભાનું કે મુસ્લિમ લીગનું પ્રતિનિધિત્વ રાખવામાં આવ્યું નથી. તે ઉપરાંત સરકારે ગુનેગાર અમલદારોને રક્ષણ આપવા ઇન્ડેમ્નિટી બિલ અત્યાર અગાઉ પસાર કરી મૂકેલું છે. જર્મનોનું જંગલીપણું પણ આટલી હદે જઈ શકે કે કેમ તેની શંકા છે."

ઇગ્લંડમાં 'મહાસભાની બ્રિટિશ કમિટી ઉપર જો હિંદુસ્તાનની પરિસ્થિતિની આવી અસર થઈ હોય, તો ખુદ હિંદુસ્તાનના લોકોની શી દશા હશે તે સહેજે કલ્પી શકાશે. તેમાં વળી સુધારાના મોન્ટ-ફૉર્ડ બિલથી વળી વધારો થયો.

મૉંટેગ્યુ સુધારાનાં અનેક પ્રત્યાઘાતી લક્ષણોમાં તેની દ્વિમુખી તંત્રની પદ્ધતિ, વડીધારાસભામાં સરકાર નિયુક્ત સભ્યોનું પ્રમાણ, રાજસભાની રચના, સર્ટીફિકેશનની સત્તા, નામંજૂરીની સત્તા, તથા ઑર્ડિનન્સો કાઢવાનો અધિકાર વગેરે ગણાવી શકાય. ૧૯૩૫ના નવા સુધારામાં આ સર્વ પ્રત્યાઘાતી લક્ષણો વધુ પ્રત્યાઘાતી બનેલાં છે. અમૃતસરની મહાસભાને આ પ્રત્યાઘાતી બંધારણ સામે લડવાનું હતું. હિંદુસ્તાનના રાજકારણના અભ્યાસીને તો માલૂમ હશે કે, પરદેશી રાજતંત્ર નીચે સ્વાભાવિક રીતે પોષાતાં ફૂટનાં તત્ત્વો, હિંદી રાજકારણમાં હમેશાં પોતાનો હીન ભાગ ભજવ્યાં જ કરે છે. સ્વાભાવિક રીતે જ આવી કટોકટીની પળે તે તત્ત્વો વધુ જોરથી કામ કરવા લાગી જાય. હોમરૂલ લીગમાં પોતામાં જ પડેલા ભાગલા વિષે ઉપર ઉલ્લેખ કરેલો છે. અમૃતસરમાં પક્ષભેદોએ વધુ ઉગ્ર સ્વરૂપ પકડ્યું. લોકમાન્ય તિલક હમણાં જ વિલાયતથી વેલેન્ટાઈન શિરોલના મુકદ્દમામાં હારી પાછા ફર્યા હતા. પાર્લામેંટમાં સુધારાનું બિલ પસાર થયું તે સાંભળતાં જ તેમણે અમૃતસર જતાં રસ્તામાં ગંગપુર સ્ટેશનેથી, બાદશાહને હિંદી પ્રજા વતી તાર કરી મુબારકબાદી આપી જાહેર કર્યું કે, તે પોતે તે સુધારાઓનો અમલ કરવામાં 'પ્રતિયોગી સહકાર' આપવા તૈયાર હતા. એ નવા શબ્દના યોજક મિ. બેપ્ટિસ્ટા હતા અને આ તાર મિ. કેલકરે ઘડ્યો હતો. મહાસભાવાદીઓમાં આ તારને લીધે અત્યંત અચંબો ફેલાયો, અને અમૃતસરની બેઠક વિરોધી પક્ષોનું દારુણ રણક્ષેત્ર બની. અમૃતસરની બેઠકમાં ચિત્તરંજન દાસ ઠીક આગળ તરી આવ્યા. ૧૯૧૭ની સાલમાં પણ, મિસિસ બિસેન્ટને કલકત્તાના અધિવેશનનું પ્રમુખપદ આપવામાં આગળ પડતો ભાગ લઈને, તેમણે સહેલાઈથી ખ્યાતિ મેળવી હતી. ૧૯૧૮ની દિલ્લીની મહાસભામાં તેમણે મુંબઈના ખાસ અધિવેશનની સમાધાનીને ધૂળ ભેગી કરવામાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. અમૃતસરમાં જૂના પીઢ વક્તાઓ (જેઓમાં તે દરમિયાન મિસિસ બિસેન્ટનો ઉમેરો થયો હતો) અને નવા અદમ્ય રાષ્ટ્રવાદીઓ વચ્ચે 'પોતપોતાના બળનો ઠીક મુકાબલો' થયો. દાસબાબુ પોતાના ઠરાવો તૈયાર લઈને મહા-

મૂકવામાં આવ્યા હતા અને તેમણે ચાલાકી વાપરી પોતાના ઠરાવો પ્રથમ રજૂ કર્યા. અમૃતસરની બેઠકમાં રજૂ થયેલો નવા સુધારાઓ વિષેનો ઠરાવ મૂળ દાસે ઘડેલો હતો, અને વિષયવિચારિણી સમિતિએ તેને થોડા સુધારાવધારા સાથે મંજૂર રાખ્યો હતો. પરંતુ મહાસભાની ખુલ્લી બેઠકમાં દાસબાબુના ઠરાવમાં, "તેનું પૂર્ણ જવાબદાર રાજતંત્ર સ્થપાય તે દરમિયાન, દેશની પ્રજા આ સુધારાઓનો અમલ એવી રીતે કરશે કે, જેથી હિંદુસ્તાનમાં સંપૂર્ણ જવાબદાર તંત્ર જલદીથી સ્થપાય," એ શબ્દો ઉમેરી ગંભીર ફેરફાર કરવામાં આવ્યો.

'પ્રતિયોગી સહકાર' એટલે સરકાર પ્રજા સાથે જેટલો સહકાર કરે તે પ્રમાણમાં પ્રજા સામો સહકાર કરે. ૧૯૧૭ના ૨૦મી ઑગસ્ટના મૉન્ટેગ્યુએ કરેલા પ્રખ્યાત જાહેરનામામાં આવા અરસપરસના સહકારનો ઉલ્લેખ હતો. દાસબાબુએ આ પ્રતિયોગી સહકારનો ઉલ્લેખ પોતાના મૂળ ઠરાવમાં કર્યો ન હતો. પરંતુ ગાંધીજીએ એક જુદા ફકરામાં તેનો વિસ્તૃત ઉલ્લેખ સૂચવ્યો.

મૂળ ઠરાવ નીચે મુજબ હતો :

"૧. આ મહાસભા, હિંદુસ્તાન પૂર્ણ જવાબદારીવાળા રાજ્યતંત્ર માટે લાયક છે, એવી ગયા વર્ષે તેણે કરેલી પોતાની જાહેરાતને ફરી ઉદ્‌ઘોષિત કરે છે અને તેથી વિરુદ્ધનાં બધાં મંતવ્યોને ખોટાં જાહેર કરે છે.

"૨. બંધારણીય સુધારા બાબત દિલ્હી મહાસભાએ પસાર કરેલા ઠરાવને આ મહાસભા વળગી રહે છે, અને જાહેર કરે છે કે, નવા સુધારાનો કાયદો અધૂરો અસંતોષકારક અને નિરાશાજનક છે.

"૩. આ મહાસભા પાર્લમેન્ટને આગ્રહ કરે છે કે, આત્મનિર્ણયના સિદ્ધાંત મુજબ હિંદુસ્તાનમાં સંપૂર્ણ જવાબદાર તંત્ર સ્થાપવા તાત્કાલિક પગલાં તેણે ભરવાં."

ગાંધીજીએ 'નિરાશાજનક' શબ્દ કાઢી નાખીને, નીચેનો ૪થો ફકરો ઉમેર્યો :

"૪. તેવું રાજતંત્ર સ્થપાય તે દરમિયાન, બાદશાહી ઢંઢેરામાં જે ભાવના જાહેર કરવામાં આવી છે કે, 'મારી પ્રજા તથા મારા અમલદારો એક જ સમાન ધ્યેય સિદ્ધ કરવાના સમાન નિશ્ચયથી આ નવા યુગની શરૂઆત કરે,' તેનો વફાદારીપૂર્વક સ્વીકાર કરવાની આ મહાસભા રજા લે છે અને આશા રાખે છે કે, સત્તાધીશો તેમજ પ્રજા બંને એક

મળી નવા સુધારાનો અમલ એવી રીતે કરશે કે, જેથી હિંદુસ્તાનમાં સંપૂર્ણ જવાબદાર તંત્ર જલદીથી સ્થપાય. આ મહાસભા નામદાર ઈ. એસ. મોન્ટેગ્યુનો તેમણે લીધેલા શ્રમ માટે હાર્દિક આભાર માને છે."

છેવટે મહાસભાએ દાસનો મૂળ ઠરાવ ગાંધીજીએ ઉમેરેલા ફકરાની જગાએ નીચેનો ફકરો ઉમેરીને પસાર કર્યો :

"તેવું પૂર્ણ જવાબદાર રાજતંત્ર સ્થપાય તે દરમિયાન, આ મહાસભા આશા રાખે છે કે, દેશની પ્રજા આ સુધારાઓનો અમલ એવી રીતે કરશે કે, જેથી હિંદુસ્તાનમાં સંપૂર્ણ જવાબદાર તંત્ર જલદીથી સ્થપાય. આ મહાસભા નામદાર ઈ. ઈસ મોન્ટેગ્યુનો તેમણે લીધેલા શ્રમ માટે હાર્દિક આભાર માને છે."

મિસિસ બિસેન્ટે રજૂ કરેલો જુદો ઠરાવ ઊડી ગયો.

આ રીતે છેવટે પસાર થયેલો ઠરાવ પૂરેપૂરો સ્પષ્ટ તો નહોતો જ. દાસબાબુએ તો પોતાના વ્યાખ્યાનમાં જ જણાવ્યું હતું કે, જરૂર પડે તો સરકારને ડખલ કરવાનો અને શક્ય હોય તો સહકાર કરવાનો અધિકાર પ્રજા પાસે રહે છે જ. વિધિની ગતિ એવી ન્યારી હતી કે, દાસબાબુ બંધારણને ફગાવી દેવા અને આડખીલીઓ ઊભી કરવા — અસહકાર કરવા જ કહોને — ના વલણના હતા; ત્યારે ગાંધીજી સહકાર કરવાના પક્ષના હતા. એમાં તો શંકા જ નથી કે, મહાસભાની આખી બેઠકમાં વિજય તો ગાંધીજીનો જ થયો હતો. તેમના વ્યક્તિત્વની અને તેમના સિદ્ધાંતોની છાપ મહાસભા ઉપર અટલ રીતે પડી ચૂકી હતી. અમૃતસરની મહાસભાએ પચાસ જુદા જુદા વિષય ઉપર ઠરાવો કર્યા, જેમાં લૉર્ડ ચેમ્સફર્ડને પાછા બોલાવી લેવાની માગણીથી માંડીને જમીનમહેસૂલની પદ્ધતિની ફરી તપાસ કરાવવાની માગણી સુધીના વિવિધ વિષયોનો સમાવેશ થતો હતો. ત્રીજા વર્ગના ઉતારુઓનાં દુઃખો અને કામદારોની સ્થિતિ વિષેના પણ ઠરાવો હતા. મહાસભામાં ૩૬,૦૦૦ માણસોએ હાજરી આપી હતી જેમાં ૬૦૦૦ સામાન્ય પ્રતિનિધિઓ અને ૧૨૦૦ વધારાના ખેડૂત પ્રતિનિધિઓ હતા. મહાસભાનું વાતાવરણ ઉશ્કેરાઈ ગયેલી દશામાં હતું. પંજાબ અને તેના અત્યાચારો બધાનું ધ્યાન સ્વાભાવિક રીતે ખેંચી રહ્યા હતા. તેમ છતાં પંજાબ અને ગુજરાતમાં લોકોએ કરેલાં તોફાનને વખોડી કાઢવાં જોઈએ, એવો ગાંધીજીનો મત હતો. પરંતુ વિષયવિચારિણી સમિતિએ તેમનો

ઠરાવ ફેંકી દીધો. ગાંધીજી નિરાશ થયા. મોડી રાત્રે તેમણે વિનયપૂર્વક પણ દૃઢતાથી જાહેર કર્યું કે, મહાસભા તેમનું દષ્ટિબિંદુ સ્વીકારવા તૈયાર ન હોય, તો મહાસભામાં રહેવા તેઓ અશક્તિમાન છે. પરિણામે બીજી સવારે પ્રતિનિધિઓના કેટલાક સમુદાયના કચવાટ છતાં પાંચમો ઠરાવ પસાર થયો. તે નીચે મુજબ છે:

"લોકોનો રોષ ફાટી નીકળે તેવી તેમને ગંભીર પજવણી કરવામાં આવી હતી તે વાત માન્ય રાખવા છતાં, લોકોએ પંજાબ અને ગુજરાતમાં ગયા એપ્રિલ માસમા જાનમાલનું ગંભીર નુકસાન કરતાં જે તોફાનો કર્યાં, તે સામે આ મહાસભા પોતાનો ખેદ જાહેર કરે છે અને તે તોફાનોને વખોડી કાઢે છે."

આ ઠરાવ ઉપર ગાંધીજીનુ વ્યાખ્યાન અપ્રતિમ હતુ. તેમાં તેમણે પોતાની લડતની આખી યોજનાનુ અને ભાવી કાર્યનીતિનું ટૂંકમાં પરંતુ પૂરેપૂરુ આલેખન કર્યું હતું:

"આ સભા સમક્ષ અને આ વેદી ઉપર બિરાજતા આગેવાનો સમક્ષ હું જણાવવાની હિંમત કરું છું કે, આપણી આગળ આ વધારેમાં વધારે અગત્યનો ઠરાવ રજૂ થયો છે. ભવિષ્યમાં ફતેહ મેળવવાની ચાવી આ ઠરાવને અંતઃકરણપૂર્વક કબૂલ કરવામાં, ઠરાવની અંદર રહેલું સત્ય અંતઃકરણપૂર્વક સ્વીકારવામાં અને તે સત્ય જેટલે અંશે સ્વીકારીએ તેટલે અંશે તેનું પાલન કરવામાં રહેલી છે. અમદાવાદમાં, વીરમગામમાં અને મુંબઈમાં ઇરાદાપૂર્વક તોફાન કરવામાં આવ્યાં હતાં તેનો ચોક્કસ પુરાવો હું તમારી સમક્ષ રજૂ કરીશ. હું તેમ કબૂલ કરું છું કે, ડો. સત્યપાલને અને ડો. કીચલુને પકડીને, તેમજ તેમના કહેવાથી હું શાંતિ જાળવવા આવતો હતો તે વખતે મને પકડીને, સરકારે લોકોને ખૂબ ઉશ્કેરાવાને કારણ આપ્યું હતું. તે વખતે સરકાર ગાંડી થઈ અને આપણે પણ ગાંડા થયા, પણ સામો માણસ ગાંડો થાય, ત્યારે આપણે ગાંડા થવું નહિ પણ ડહાપણ રાખવું; અને તો જ આપણે આખી સૃષ્ટિ પર સામ્રાજ્ય ચલાવી શકીએ."

આ શબ્દોનું મહત્ત્વ શ્રોતાજનો તે વેળા પૂરેપૂરું સમજ્યા હશે કે નહિ એ પ્રશ્ન છે. પરંતુ આ ઠરાવે મહાસભાને પોતાની ફરજનો મર્મ સમજાવ્યો. ગાંધીજી સરકારથી જુદા પડવા તૈયાર ન હતા અને તેથી પ્રિન્સ ઓફ વેલ્સનું સ્વાગત કરતો એક ઠરાવ પસાર કરીને દિલ્લી મહાસભાની ક્ષતિ સુધારવામાં આવી. તેથી

જ મુખ્ય ઠરાવમાં સરકારને સહકાર બક્ષતો ઉમેરો અમૃતસરમાં પસાર કરવામાં આવ્યો; જોકે, સુધારીને તેને કેટલેક અંશે હળવો કરી દેવામાં આવ્યો હતો. સત્ય અને અહિંસાના આ સ્વીકારને અનુરૂપ અથવા તેને લગતા બીજા નીચેના ઠરાવો પણ પસાર કરવામાં આવ્યા :

(૧) સ્વદેશીનો : જેમાં હાથકાંતણ અને હાથવણાટના પ્રાચીન ઉદ્યોગના પુનરુદ્ધારની ભલામણ પણ હતી. (૨) દૂઝણી ગાયોની નિકાસનો પ્રતિબંધ સૂચવતો તથા બળદની ઓલાદ સુધારવા માટેનો. (૩) પ્રાંતિક સરકારોની દારૂને લગતી નીતિ વિષેનો. અને (૪) ત્રીજા અને ઇન્ટરમીજિયેટ વર્ગના ઉતારુઓની હાડમારીઓ દૂર કરવાની વિનંતિનો. તે ઉપરાંત, મુસલમાનોએ બકરીઈદને દિવસે ગાયોની કતલ ન કરવાની કરેલી ભલામણ માટે તેમનો આભાર માનવામાં આવ્યો તથા બ્રિટિશપ્રધાનોએ તુર્કસ્તાન અને ખિલાફતના પ્રશ્ન વિષે દાખવેલા વિરોધી વલણ સામે સખત વાંધો દર્શાવવામાં આવ્યો. અમૃતસરની મહાસભાએ વર્ષો પછી કિસાનોને પણ સંભાર્યા. કામદારોને પણ તે ભૂલી ન ગઈ. યુનાની અને આયુર્વેદિક પદ્ધતિઓને પણ ઉત્તેજન માટે સરકારના ધ્યાન ઉપર લાવવામાં આવી. બ્રિટિશ કમિટી, ઇગ્લંડનો મજૂરપક્ષ અને ખાસ કરીને મિ. બેનસ્પૂરની સેવાઓ માટે તેમનો આભાર માનવામાં આવ્યો. લોકમાન્ય તિલક બ્રિટિશ કામદારપક્ષની સહાનુભૂતિ મેળવીને પાછા આવ્યા હતા. તેમણે તેને ત્રણ હજાર પાઉંડની સખાવત પણ કરી હતી. તેમણે જ મહાસભાના પ્રચાર માટે ઇગ્લંડ અને બીજા દેશોમાં કાયમી મંડળો સ્થાપવાનો વિચાર ઘણુંખરું રજૂ કર્યો હતો. લાલા લજપતરાયે અમેરિકામાં કરેલી અને મહાસભાના ડેપ્યુટેશને ઇગ્લેંડમાં કરેલી દેશની સેવાઓની કદર બૂજવામાં આવી.

દરિયાપારનાં સંસ્થાનોમાં વસતા હિંદીઓને પણ ભૂલવામાં ન આવ્યા. ટ્રાન્સવાલમાં, હિંદીઓની મિલકતના અને વેપારના જૂના સમયથી ચાલતા આવેલા હકો ઉપર તરાપ મારવામાં આવી હતી, તેનો વિરોધ કરવામાં આવ્યો; તથા પૂર્વ આફ્રિકામાં પણ હિંદીઓ સામે ચાલતી ચળવળને વખોડી કાઢવામાં આવી.

મિ. ઍન્ડ્રુઝની પંજાબની સેવાઓ ઉપરાંત તેમણે દરિયાપારના હિંદીઓની કરેલી અમૂલ્ય સેવાઓ માટે પણ તેમનો આભાર માનવામાં આવ્યો. હંટર કમિશનનો બહિષ્કાર કેમ કરવો પડ્યો, તે વિસ્તૃત રીતે સમજાવીને મહાસભાએ જાહેર કર્યું કે, પંજાબના જે આગેવાનો તે વેળા કારાવાસ ભોગવતા હતા, તેમને પોલીસ પહેરા હેઠળ પણ કમિટીના ઓરડામાં આવી પોતાના વકીલને વિગતો પૂરી પાડવા કે સૂચનાઓ આપવા માટે આવવા દેવાની પરવાનગી પંજાબના લે૦ ગવર્નરે ન આપી. તેથી મહાસભાને માટે માનભર્યો બહિષ્કારનો જ માર્ગ રહ્યો અને પેટાસમિતિને સ્વતંત્ર તપાસ કરી જુદો રિપોર્ટ તૈયાર કરવાની ભલામણ કરવી પડી. સર શંકરન નાયરનો તેમના ગજીનામા માટે ઉપકાર માનવામાં આવ્યો. મહાસભાએ વળી લૉર્ડ ચેમ્સફર્ડને પાછા બોલાવી લેવાની, જનરલ ડાયરને તેના હોદ્દા ઉપરથી બરતરફ કરવાની અને સર માઈકલ ઓડવાયરને લશ્કરી સમિતિના સભાસદ તરીકેના હોદ્દા પરથી ઉતારી મૂકવાની માગણી કરી.

લૉર્ડ ચેમ્સફર્ડને પાછા બોલાવી લેવાના ઠરાવ વિષે એક બાબતનો ઉલ્લેખ અહીં કરવા જેવો છે. લૉર્ડ ચેમ્સફર્ડના મનમાં હતું કે, આવો કોઈ ઠરાવ મહાસભામાં લાવવામાં આવશે, તો ના૦ શાસ્ત્રી અને સર સી. પી. રામસ્વામી આયર તેનો વિરોધ કરશે. પરંતુ બીજે દિવસે તેઓ તો લિબરલ ફિડરેશનની પહેલી બેઠકમાં જોડાવા કલકત્તા જવા નીકળી ગયા હતા; એટલે ઠરાવ રજૂ થયો ત્યારે તે બેમાંથી કોઈ હાજર નહોતું. પરંતુ શ્રી. બી. એન. શર્માએ તેમની ખાલી જગા પૂરી લીધી. શ્રી. શર્મા લિબરલ ફિડરેશનમાં જોડાવા જેટલા 'વિનીત' નહોતા, તેમજ પૂરા રાષ્ટ્રવાદી થવા જેટલા કટ્ટર પણ નહોતા. તેમણે વાઈસરૉયને પાછા બોલાવી લેવાના ઠરાવનો વિરોધ કર્યો. થોડા વખત ઉપર જ તેમણે રોલેટ બિલ સામે વિરોધ તરીકે સુપ્રિમ કાઉન્સિલના સભ્ય તરીકેનું રાજીનામું આપ્યું હતું. પણ તે જ રાતે વાઈસરૉયની એક પાર્ટીમાં હાજરી આપ્યા પછી પાછું ખેંચી લીધું હતું. લૉર્ડ ચેમ્સફર્ડે પણ તેમની આ સેવાઓની કદર બૂજી, અને છ માસ બાદ તેમને પોતાની કારોબારી સભામાં લઈ લીધા.

પંજાબના પ્રશ્ન બાબતમાં કેટલીક જગાએ જાનમાલને ઈજા પહોંચાડવાને કારણે લોકો ઉપર બદલા તરીકે જે દંડ નાખવામાં આવ્યો હતો તથા માર્શલ-લૉ હેઠળ યુનિવર્સિટીના અને શાળાઓના વિદ્યાર્થીઓને જે ક્રૂર સજાઓ કરવામાં આવી હતી, તે રદ કરવાની માગણી અમૃતસરની મહાસભાએ કરી. પ્રેસ ઍક્ટ તથા રૉલેટ ઍક્ટ રદ કરવાનો તથા બાદશાહી ઢંઢેરા પછી પણ જે કેદીઓને હજી છોડવામાં નહોતા આવ્યા તેમને છોડી મૂકવાનો પણ સરકારને આગ્રહ કરવામાં આવ્યો. મિ. હોર્નિમેનને દેશ બહાર કાઢવામાં આવ્યા હતા તે માટે સખત વિરોધ જાહેર કરવામાં આવ્યો. બ્રહ્મદેશને પણ સુધારામાંથી બાતલ ન રાખવાની તથા દિલ્લી તેમજ અજમેર અને મેવાડને નવા સ્વતંત્ર પ્રાંત બનાવવાની માગણી કરવામાં આવી. મહાસભાના હિસાબોની તપાસ બાબત તથા જુદા જુદા લોકો પાસેનાં લેણાં ઉઘરાવી લેવા બાબત પણ બે ઠરાવો થયા. ત્યાર બાદ મહાસભાનું અધિવેશન પૂરું થયું. પ્રમુખ પંડિત મોતીલાલ નેહરુને આ બેઠકમાં અતિશય શ્રમ પડ્યો હતો. તેમનો ઘાંટો પણ બેસી ગયો હતો. પંજાબની સખત ઠંડીમાં સવાર થઈ જતાં સુધી રાતોની રાતો વિષયવિચારિણી સમિતિને ચર્ચાઓ ચલાવવી પડી હતી. અને પ્રતિનિધિઓની મુશ્કેલીઓમાં પણ પંજાબની ઠંડીએ સારી પેઠે ઉમેરો કર્યો હતો.

અહીં બે બનાવોનો ઉલ્લેખ કરી લેવો ઠીક થઈ પડશે. રાજકીય કેદીઓને માફી બક્ષતો શાહી ઢંઢેરો મહાસભાની બેઠક પહેલાં એક દિવસ અગાઉ અમૃતસર પહોંચ્યો; અને તેની સાથે જ હજારો લોકોના અદમ્ય ઉત્સાહ વચ્ચે અલીભાઈઓ પણ છૂટીને શહેરમાં આવ્યા. તેમનું ભવ્ય સરઘસ નીકળ્યું. મૌ. મહમદઅલીએ વ્યાસપીઠ ઉપર હાજર થઈને જણાવ્યું કે, તેઓ છિંદવારા જેલમાંથી 'રિટર્ન ટિકિટ' લઈને આવેલા છે. એ વાક્યપ્રયોગ ત્યારથી પ્રચારમાં આવ્યો છે. બીજો બનાવ લંડનથી આવેલા સૉલિસિટર મિ. રેજીનાલ્ડ નેવિલને લગતો છે. એમની ઓરડીમાં ૨૫મી ડિસેમ્બરની મોડી રાત્રે જલંધરની પલટણના વીસેક ગોરા સોલજરો

ઘૂસી ગયા. તેમણે મિ. નેવિલનું અપમાન કરીને તેમને પૂછ્યું કે, 'એક ગોરો થઈને તું ડાયર વિરુદ્ધ કામ કરવાની હિંમત શી રીતે કરી શકે છે?'

તેમાંના એકે વળી જણાવ્યું કે, "અમે ચીકણા, ગંધાતા 'નેટિવો'ના ખદબદતા આખા ટોળાને ઠાર કરી નાખ્યું છે અને હું પોતે ડાયરની તે ટુકડીમાં હતો."

પછીથી તે સોલજરો પાસે મિ. નેવિલની માફી મંગાવવામાં આવી હતી, એવું બહાર આવ્યું હતું.

# પ્રકરણ ૧૯ મું

## અસહકારનો જન્મ—૧૯૨૦

ખિલાફતનો અન્યાય—ગાંધીજીનું નિવેદન—તિલકનો અભિપ્રાય—તિલકનો અસહકાર વિષેના મત વિષે ગાંધીજી—ગિરમીટની પ્રથાનો અંત—હંટર કમિટીનો રિપોર્ટ—મહાસમિતિ મળે છે—નેતાઓ અને અસહકાર—તિલક મહારાજનું મૃત્યુ—મુસલમાનોની હિજરત—અસહકારનો પ્રારંભ—અસહકાર વિષે પ્રાંતિક સમિતિઓના અભિપ્રાયો—કલકત્તાની ખાસ બેઠક—અસહકારનો ઠરાવ—સરકારની નીતિ—ખાપરડે અસહકારનો વિરોધ કરે છે—બંગાળાનો અસહકાર સામે વિરોધ—દાસ અસહકારમાં ભળ્યા—ગાંધીજીને નાગપુરમા મળેલો સારો ટેકો—કર્નલ વેજવૂડની ચેતવણી—કર્નલ વેજવૂડને મહાસભાવાદીઓનો જવાબ—બીજા ઠરાવો—મહાસભાના બંધારણમાં ફેરફાર.

ઈ. સ. ૧૯૨૦ના વર્ષની શરૂઆતમાં હિંદી રાજકારણમાં ચોખ્ખા ભિન્ન પક્ષો પડી જાય છે. વિનીતોનું દળ તો મહાસભાથી નિશ્ચિત સ્વરૂપે છૂટું પડી જ ગયું હતું તથા તેણે ડિસેમ્બર ૧૯૧૯માં કલકત્તા મુકામે પોતાની અલગ બેઠક બોલાવી હતી. પરંતુ હવે તો બાકી રહેલા મહાસભાવાદીઓમાં પણ વધુ પક્ષ પડી જાય તેવી પરિસ્થિતિ ઊભી થઈ હતી.

અમૃતસરની બેઠક વખતે મુખ્ય મતભેદ સરકાર સાથે સહકાર કરવો કે તેના કામમાં ડખલ નાખવી એ બાબતમાં હતો. પરંતુ નવું વર્ષ શરૂ થયાને થોડા મહિના ગયા ન ગયા એટલામાં તો, અમૃતસરની બેઠક વખતના પક્ષોની સ્થિતિ, હતી તેનાથી ઊલટી જ બની ગઈ. કારણ કે, હવે તો ગાંધીજી જ અસહકાર કરવાના મતના બની ગયા અને જેમણે અમૃતસર વખતે ગાંધીજીના સહકારના ઠરાવનો વિરોધ કર્યો હતો, તેઓ પાછા તેમની સામા પડ્યા. આવો અચાનક ફેરફાર થવાનુ કારણ એ હતું કે, જનસમુદાયમાં પંજાબના અત્યાચારો તેમજ ખિલાફતના પ્રશ્ન વિષે ઉશ્કેરણી વધતી જતી હતી.

ઈ. સ. ૧૯૨૦ની સાલના બનાવો ખિલાફતની ચળવળની આસપાસ કેન્દ્રિત થતા હોવાથી, આપણે તે ચળવળ ઊભી થવાનાં મુખ્ય કારણો તપાસી લઈએ. યુરોપીય મહાયુદ્ધ વખતે ઇંગ્લંડના વડાપ્રધાન લૉઇડ જ્યૉર્જે હિંદુસ્તાનના મુસલમાનોને અમુક ચોક્કસ વચનો આપ્યાં હતાં. તે વચનો ઉપર આધાર રાખીને, હિંદી મુસલમાનોએ તુર્કસ્તાનના પોતાના ધર્મબંધુઓ સામે લડવા જવાનું કબૂલ કર્યું હતું. પરંતુ જ્યારે લડાઈ પૂરી થઈ, ત્યારે તેમને આપવામાં આવેલાં વચનોનો ખુલ્લો ભંગ કરવામાં આવ્યો. હિંદી મુસલમાનો અંગ્રેજ વડા પ્રધાનના આ વિશ્વાસઘાતથી ઉશ્કેરાઈ ગયા. લૉઇડ જ્યૉર્જે સ્પષ્ટ શબ્દોમાં વચન આપ્યું હતુ કે, "અમે તુર્કસ્તાનના એશિયા-માઇનોર અને થ્રેસ જેવા સમૃદ્ધ અને સુપ્રસિદ્ધ દેશો, કે જેમાં મુખ્યત્વે તુર્કી પ્રજાનો વાસ છે, તે તુર્કસ્તાનના હાથમાંથી ઝૂંટવી લેવા માટે લડતા નથી." મુસલમાનોની માગણી એ હતી કે, જઝિરત-ઉલ-અરબ કહેવાતો પ્રદેશ કે જેમાં મેસોપોટેમિયા, અરેબિયા, સીરિયા અને પેલેસ્ટાઈનનો સમાવેશ થાય છે, તે તેમાં આવેલાં બધાં ધાર્મિક સ્થળો સાથે ખલીફની સીધી હકૂમત નીચે રહેવો જોઈએ. પરંતુ લડાઈ બાદ જાહેર કરવામાં આવેલી સુલેહની શરતો અનુસાર, તુર્કસ્તાન પાસેથી તેના તે બધા વતનના મુલકો છીનવી લેવામાં આવ્યા. થ્રેસ ગ્રીસને સોંપી દેવામાં આવ્યું અને મેન્ડેટના બહાના હેઠળ ફ્રાંસ અને ઇંગ્લંડે તુર્કી સામ્રાજ્યના એશિયામાં આવેલા ભાગો વહેંચી લીધા. ઉપરાંત તુર્કસ્તાનને

માટે પણ મિત્રરાજ્યોએ એક હાઈ કમિશન નીમ્યું. તેના હાથમાં વસ્તુતાએ બધી રાજ્યસત્તા સોંપી દેવામાં આવી અને સુલતાન તો એક કેદી જેવો બની રહ્યો. હિંદુસ્તાનની સમગ્ર મુસલમાન જનતા તેમજ બીજી કોમો પણ અંગ્રેજ પ્રધાનના આ વિશ્વાસઘાતથી ઉશ્કેરાઈ ગઈ. પરિણામે, મહાસભાના તથા ખિલાફતના મુખ્ય આગેવાનો, લૉઇડ જ્યૉર્જના વચનભંગથી દેશમાં ઊભી થયેલી પરિસ્થિતિ વિષે વિચારણા કરવા, અમૃતસરમાં ભેગા થયા; અને અંતે તેમણે મહાત્મા ગાંધીની આગેવાની હેઠળ ખિલાફતની ચળવળ ઉપાડવાનું નક્કી કર્યું.

ઈ. સ. ૧૯૨૦ના જાન્યુઆરીના મધ્યમાં મૌ. મહમદઅલીએ પોતાના ભાઈની સહી સાથે દેશમાં એક નિવેદન બહાર પાડ્યું અને તેમાં જનસમુદાયની મહાનુભૂતિ અને મદદ માટે આભાર માની, ભવિષ્યમાં પોતાના કાર્યક્રમની રૂપરેખા રજૂ કરી. હિંદી મુસલમાનોની ખિલાફત કૉન્ફરન્સનું એક ડેપ્યુટેશન જાન્યુઆરી ૧૯૨૦ની ૧૯મી તારીખે ડૉ. અનસારીની આગેવાની હેઠળ વાઈસરૉયને મળ્યું. વાઈસરૉયના મન ઉપર, 'તુર્કી સામ્રાજ્યને અને સુલતાનની ખલીફ તરીકેની હકૂમતને કાયમ રાખવાની અગત્ય' ભારપૂર્વક ઠસાવી.

વાઈસરૉયનો જવાબ 'ઘણો જ નિરાશાજનક હતો. એટલે મુસલમાન આગેવાનોએ એક નિવેદન બહાર પાડી ચોખ્ખું જણાવી દીધું કે, 'જો સુલેહની શરતોનું પરિણામ મુસલમાનોના ધર્મ અને લાગણીઓને પ્રતિકૂળ હશે, તો મુસલમાનોની સરકાર પ્રત્યેની વફાદારી ટકી રહેવી મુશ્કેલ થઈ જશે.'

ફેબ્રુઆરી અને માર્ચ માસ દરમિયાન ખિલાફતનો પ્રશ્ન હિંદી રાજકારણમાં આગળ ને આગળ આવતો ગયો. ૧૯૨૦ના માર્ચ માસમાં મુસલમાનોનું ડેપ્યુટેશન મૌલાના મહમદઅલીની આગેવાની હેઠળ ઇંગ્લંડ જવા ઊપડ્યું. હિંદી વજીર તરફથી મિ. ફીશર તેને મળ્યા તથા ૧૭મી માર્ચે વડા પ્રધાને તેમને મુલાકાત આપી. ડેપ્યુટેશને 'સુલેહ' પરિષદની સુપ્રિમ કાઉન્સિલ આગળ પોતાના અભિપ્રાય રજૂ કરવાની પરવાનગી માગી, પણ તે તેને ન આપવામાં આવી.

ડેપ્યુટેશનને લૉર્ડ જ્યૉર્જે એવો જવાબ આપ્યો કે, ખ્રિસ્તી દેશોને જે સિદ્ધાંતો લાગુ પાડવામા આવતા હતા, તેનાથી જુદા જ સિદ્ધાંતો કાંઈ તુર્કસ્તાન માટે નવા ઊભા કરાય નહિ. તેમજ તેણે એ બાબત ઉપર પણ ભાર મૂક્યો કે, તુર્કસ્તાનને તુર્ક પ્રજાવાળા દેશો ઉપર રાજકીય સત્તા ચલાવવા દેવામા આવશે. પરંતુ જે દેશો એવા નથી, તે તેના હાથમા રાખવા દેવામા આવશે નહિ. આ જવાબે હિંદી મુસલમાનોની લાગણીના મૂળમા જ ઘા કર્યો એટલે ૧૯મી માર્ચનો દિવસ આખી પ્રજા માટે શોકનો દિવસ જાહેર કરવામા આવ્યો અને તે દિવસે ઉપવાસ, પ્રાર્થના અને હડતાળનો કાર્યક્રમ ગોઠવવામા આવ્યો સુલેહની શરતો છેવટે હિંદુમુસલમાનોને અનુકૂળ આવે તેવી ઘડવામા ન આવે, તો ગાંધીજીએ અસહકારની લડત ઉપાડવાનુ અને તેની આગેવાની લેવાનુ કબૂલ કર્યું અને ૧૦મી માર્ચે એક નિવેદન બહાર પાડ્યું. તેમા તેમણે પહેલી વાર પોતાના કાર્યક્રમની રૂપરેખા દોરી

જો આપણી માગણી કબૂલ ન થાય તો શુ કરવુ જોઈએ, એ વિચારીએ.

"છૂપી કે જાહેર લડાઈ કરવી એ જંગલી ઉપાય છે આવી લડાઈ કરવાની વાત આપણી ગણતરીમાથી આપણે કાઢી નાખવી જોઈએ લડાઈ કરીને જીતવુ અશક્ય છે, એટલુ જ કારણ લડાઈની વિરુદ્ધ બસ છે લડાઈ કરવી એ હમેશા ખરાબ છે, એવુ જો હુ બધાને સમજાવી શકું, તો આપણી બધી વાજબી ધારણાઓ આપણે વહેલા ખર લાવી શકીએ. ખુનામરકી નહિ કરવાની પ્રતિજ્ઞા લઈને એક વ્યક્તિ અથવા પ્રજા જે શક્તિ મેળવી શકે છે એ શક્તિને કોઈ હઠાવી શકતુ જ નથી પણ ખુનામરકી નહિ કરવાની સામે હાલ તો હું જે દલીલ કરુ છુ તે કેવળ તેની અયોગ્યતા જ છે અને ખુનામરકી અયોગ્ય છે, કેમકે તેથી ધારેલુ પરિણામ લાવવુ અશક્ય છે

'તેથી સરકારને મદદ ન કરવી એ જ હથિયાર આપણા હાથમા રહેલુ છે અને જ્યારે તેની સાથે ખુનામરકી ન હોય ત્યારે તેના જેવું બીજુ ચોખ્ખું હથિયાર કંઈ જ નથી. અને તે જેટલુ શુદ્ધ છે તેટલુ જ અસરકારક છે મદદ કરીને જ્યારે આપણે જ આપણુ પોતાનુ અપમાન, આપણી હલકાઈ કે આપણા ધર્મની નામોશી વહોરી લેતા હોઈએ ત્યારે મદદ ન કરવી એ ફરજ થઈ પડે છે જે હકો મુસલમાનોને સારુ જન્મ-

મરણ જેવા થઈ પડે, તે અયોગ્ય રીતે છીનવી લેવામાં આવે છતાં આપણે મૂંગા બેઠા રહીએ, એવી આશા ઇંગ્લંડ ન જ રાખી શકે. તેથી આપણે મથાળેથી અને પાયેથી શરૂઆત કરવી જોઈએ. જેઓ મોટા દરજ્જા ધરાવતા હોય, તેઓએ તે છોડી દેવા જોઈએ. જેઓ નાની નોકરીમાં હોય તેઓએ તે નોકરી છોડી દેવી જોઈએ. ખાનગી ગૃહસ્થોના નોકરોને આ નિયમ લાગુ પડતો નથી. જેઓ મદદ નહિ કરવાની સલાહ માન્ય ન રાખે, તેઓનો બહિષ્કાર કરવાની ધમકી હું પસંદ કરી શકતો નથી. જેઓ કંઈ પણ દાબ વિના પોતાની નોકરી છોડી દે તેની જ અસર થવાની છે; કેમકે આપણો અસંતોષ અને લોકલાગણીની કસોટી તો મરજિયાત રાજીનામામાં જ હોઈ શકે. સિપાઈઓને તેઓનાં હથિયાર છોડવાની સલાહનો હજુ સમય નથી આવ્યો. એ આપણું છેલ્લું પગલું હોય, પહેલું ન હોવું જોઈએ. જ્યારે વાઈસરૉય, હિંદી વજીર અને મુખ્ય પ્રધાન આપણો ત્યાગ કરશે, ત્યારે તે પગલું ભરવાનો પણ આપણને હક મળશે. વળી મદદ આપવાનું બંધ કરવાનું કામ અતિ વિચારપૂર્વક લેવાનું જોઈએ. આપણે ધીમારાથી વધવું જોઈએ કે જેથી સખત તાપને સમયે પણ આપણે આપણી પોતાની ઉપરનો કાબૂ છોડી ન દઈએ.

"કલકત્તાના ઠરાવોથી ઘણા ચમકી ગયા છે. તેઓને તેમાં ખુનામરકીની ગંધ આવે છે. હું એવો અર્થ નથી કાઢતો, જો કે તેમાંના કેટલાકની ભાષા હું પસંદ નથી કરતો. જે ઠરાવોનું વસ્તુ મને મુદ્દલ પસંદ નથી, તે હું ગણાવી ગયો છું. તેઓના બધા ઠરાવો હિંદુઓ કબૂલ કરી શકે? આ પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. હું તો મારે પોતાને વિષે કહી શકું. ઇસ્લામી ભાઈઓ જ્યાં સુધી મર્યાદામાં રહેશે અને ખુનામરકી નહિ કરે, અથવા ખુનામરકીને ઉત્તેજન નહિ આપે, ત્યાં સુધી તેઓની વાજબી માગણી પ્રમાણે મેળવવામાં હું તેઓની સાથે બરાબર ઊભો રહીશ. પણ ખુનામરકી થાય અથવા ખુનામરકીની સલાહ આપવામાં આવે, અથવા ખુનામરકીને ઉત્તેજન આપવામાં આવે, તે વખતે હું તેઓની સાથે નહિ ઊભો રહું અને દરેક હિંદુ અથવા તો દરેક જણને સાથે નહિ ઊભવાની સલાહ આપીશ. તેથી ભલે તેવું ગુસ્સો ચડવાનું કારણ મળે તે છતાં, પોતાની જીભ ઉપર સંપૂર્ણ અંકુશ રાખવાની હું દરેક બોલનારને પ્રાર્થના કરું છું. જો દૃઢતાની સાથે નમ્રતાનું મેળવણ હશે તો જીતની મને ખાતરી છે. જો ગુસ્સો, દ્વેષ, તિરસ્કાર અવિચાર અને છેવટે ખુનામરકીનું સામ્રાજ્ય થાય,' તો પરિણામે હાર જ મળે.' તેથી હું એકલો હોઉં છતાં ખુનામરકી આદિ શત્રુઓની સામે મારો જીવ જતાં સુધી લડીશ. આખી દુનિયાની સાથે મિત્રભાવે' રહેવું એ

તે નાંખતાં નહિ ડરે. હિન્દુમુસલમાન વચ્ચે એકતા ન હોય ત્યાં સુધી હું સ્વરાજ સ્વપ્નવત્ માનું છું. તેથી મુસલમાનોની ખિલાફતની ન્યાયી લડતમાં તેમને પૂરી મદદ દઈને તેઓને હંમેશને સારુ મારા કરી લઉં. તેથી લીગના દરેક સભાસદને હું ખિલાફતના કાર્યમાં રોકવા પ્રયત્ન કરું

"આપણે કરોડોની સાથે કાર્ય લેવાનું છે તેઓની ઉપર અસર પાડવાની છે. તેથી લીગમા ને લીગની બહાર આપણા કારભારમાં, પ્રાંતમા પ્રાંતની ભાષાનો, અને રાષ્ટ્રમા રાષ્ટ્રીય એટલે હિંદુસ્તાની ભાષાનો ઉપયોગ કરવાનો અને કરાવવાનો હું પ્રયત્ન કરીશ ધારાસભાના દરેક સભાસદ પાસેથી હું વચન લઉં કે તે ધારાસભામા પ્રાંતની અને વડી ધારાસભામાં રાષ્ટ્રીય ભાષાનો ઉપયોગ કરવાનો ને કરાવવાનો પ્રયત્ન કરશે.

"આ વિચારની સાથે જ એક બીજો વિચાર રહેલો છે. પ્રજાનું કામ જલદી કરવાને સારુ, પ્રજાના દરેક અંગને ખીલવવાને સારુ, હું હિંદુસ્તાનના ભાષાવાર વિભાગો કરવા મથીશ ને લીગને તે પ્રવૃત્તિમાં રોકવા પ્રયત્ન કરીશ. તેલગુ, સિંધી, મરાઠી, ઉરિયા, ગુજરાતી વગેરે ભાષા બોલનારના નોખા પ્રાંતો પાડવાની મહેનત કરી, તેઓનો સંપૂર્ણ વિકાસ થાય એવાં સાધનો રચવા ને સ્થાવવા લીગનો ઉપયોગ કરવા હું મથીશ.

"આમ આવી પ્રવૃત્તિઓમાં જો લીગને હું રોકી શકું, તો હું માનીશ કે આપણે સ્વરાજ અવશ્ય વહેલું મેળવવા સમર્થ થઈશું. આ દૃષ્ટિએ સુધારાની કિંમત હું ઉપલી વસ્તુઓના કરતાં ઓછી આંકું. સુધારા નાંખી દેવા જેવી વસ્તુ છે એમ કહેવાનો મારો આશય નથી. પણ તેને હું ઘટે તેના કરતાં ઉચ્ચ સ્થાન આપવા તૈયાર નથી. આપણે આજે બધી સત્તા મેળવીએ છતાં જો સ્વદેશીને ન સમજીએ, હિંદુમુસલમાનની એકતાની કિંમત ન જાણીએ ને આપણો કારભાર અંગ્રેજી મારફતે ચાલી શકે એવા મોહમાં રહીએ, તો સુધારાનો ઉપયોગ આપણી સ્વતંત્રતા છીનવી લેવામાં થઈ શકે એમ હું જોઉં છું. સુધારા સાધન છે, સાધ્ય નથી. સ્વદેશી ઇત્યાદિ સાધન અને સાધ્ય બન્ને છે.

"મારો વળી એવો પણ અભિપ્રાય છે કે, જે પદ્ધતિએ હું કામ કરું છું તે પદ્ધતિ વધારે ને વહેલી ફળ આપે છે. એ પદ્ધતિ એ કે, આપણા દરેક કાર્યમાં સત્યનો જ દૃઢતાપૂર્વક પ્રયોગ કરવો, સત્યની ઉપર પૂરી શ્રદ્ધા રાખવી ને જે સત્ય જાણ્યું તે તેવું મૂકતાં-આચરતાં કોઈથી ન ડરવું. આ વિચારનો સ્વીકાર આપણા જીવનમાં એવું પરિવર્તન કરે છે કે, આપણે તત્ક્ષણ સ્વાશ્રયી બનીએ છીએ. બીજાની ઉપર આધાર રાખવાને બદલે આપણી ઉપર આધાર રાખતાં તુરત થઈ જઈએ છીએ. એટલે હું

સત્યાગ્રહનું આ તત્ત્વ લીગમાં દાખલ કરવાનો ભારે પ્રયત્ન કરીશ એવી મારી ઉમેદ છે. કાયદાના સવિનયભંગની પ્રવૃત્તિમાં લીગને રોકવાનો મારો ઇરાદો નથી. એ તત્ત્વ હજુ વ્યાપક થયું નથી, અને કાયદાના સવિનયભંગની ઝીણી ખૂબી હજુ દેશ નથી સમજેલ એવું મને લાગે છે. તેથી મારા કાયદાના ભંગની બાબતના વિચારોથી કોઈ સભાસદ ન ગભરાય એવું ઇચ્છીશ.

"લીગના સભાસદો આગળ મારા વિચારો ખીલવવાની બીજી તકો હું શોધીશ. દરમિયાન દરેક સભાસદની ઉપરના વિષયો બાબત ટીકા હું માગું છું મારાં પગલાંની યોગ્યાયોગ્યતા વિષે પણ અભિપ્રાય સૌ સભાસદ આપશે એવી ઉમેદ રાખું છું"

## લોકમાન્ય તિલકનો કાર્યક્રમ

"કોંગ્રેસ ડેમોક્રેટિક પક્ષ પોતાના નામ મુજબ, મહાસભા પ્રત્યે અટલ વફાદારી તથા ડેમોક્રસી (પ્રજાતંત્ર)માં શ્રદ્ધાની લાગણીઓથી પ્રેરાયેલો પક્ષ છે. આ પક્ષને વિશ્વાસ છે કે, ડેમોક્રસીના સિદ્ધાંતો હિંદુસ્તાનના પ્રશ્નોનો ઉકેલ લાવી શકે તેમ છે. આ પક્ષ કેળવણી અને રાજકીય મતાધિકારના વિસ્તારને તેનાં બે મુખ્ય શસ્ત્રો માને છે. તે જ્ઞાતિ અને રૂઢિથી સ્થાપિત થયેલાં બધાં આર્થિક અને સામાજિક બંધનો દૂર કરવાના મતનો છે. આ પક્ષ સર્વધર્મસમભાવમાં, પોતપોતાના ધર્મની બાબતમાં દરેકની સ્વતંત્રતામા, તથા તેના ઉપર આક્રમણ થાય ત્યારે તેનું રક્ષણ કરવાના રાજાના હકમાં તથા ફરજમાં માને છે. તેથી ખિલાફતના પ્રશ્નનો, પોતાની ધાર્મિક રૂઢિઓ, માન્યતાઓ અને કુરાનના સિદ્ધાંતો અનુસાર ઉકેલ લાવવાની મુસલમાનોની માગણીને આ પક્ષ ટેકો આપે છે.

"માનવતા અને માનવબંધુત્વના વિકાસ અર્થે હિંદુસ્તાન બ્રિટિશ કોમનવેલ્થમાં એક અંગ તરીકે રહે, એમાં આ પક્ષ માને છે. પરંતુ તેની માગણી એ છે કે, હિંદુસ્તાનને પૂરેપૂરી સ્વતંત્રતા મળવી જોઈએ અને તેનો હોદ્દો ગ્રેટ બ્રિટન સહિત બ્રિટિશ સામ્રાજ્યના દરેક ભાગીદારની સમાન રહેવો જોઈએ. હિંદીઓને આખા કોમનવેલ્થમાં નાગરિકત્વના સમાન હક મળવા જોઈએ, અને જ્યાં જ્યાં તેનો ભંગ થાય, ત્યાં અસરકારક બદલો લેવો જોઈએ. વિશ્વમાં શાંતિ જાળવવા માટે, જુદાં જુદાં રાજ્યોની સહીસલામતી માટે, રાષ્ટ્રો અને પ્રજાઓની સ્વતંત્રતા અને સ્વમાનના રક્ષણ માટે તથા એક દેશની બીજા વડે થતી ચૂસણી અટકાવવા માટે, લીગ ઓફ નેશન્સની (રાષ્ટ્રસંઘની) સ્થાપનાને આ પક્ષ વધાવી લે છે.

"સંપૂર્ણ પ્રતિનિધિત્વ અને જવાબદારીવાળા રાજ્યતંત્ર માટે હિંદુસ્તાન લાયક છે, એવું આ પક્ષ ભારપૂર્વક જણાવે છે. વધા

આત્મનિર્ણયના સિદ્ધાંત અનુસાર હિંદુસ્તાનના લોકોને પોતાના રાજ્યતંત્રનું સ્વરૂપ તથા પોતાને અનુકૂળ એવું રાજ્યબંધારણ ઘડવાનો સંપૂર્ણ હક છે એવી તેની માગણી છે. આ પક્ષ મોંટેગ્યુએ સૂચવેલા સુધારાઓને અધૂરા તથા અસંતોષ અને નિરાશા ઊભી કરનારા માને છે. તેથી બ્રિટિશ પાર્લામેંટના મજૂરપક્ષ તેમજ બીજા સહાનુભૂતિ રાખનારાઓની મદદથી, વહેલામાં વહેલી તકે હિંદુસ્તાનમાં પૂરેપૂરી લશ્કરી હકૂમત, આર્થિક સ્વતંત્રતા અને રાજ્યબંધારણમાં જ પ્રજાકીય હકોની વિસ્તૃત જાહેરાતવાળું પૂર્ણ જવાબદારી સાથેનું રાજ્યતંત્ર સ્થાપવા માટે નવું સુધારાબિલ રજૂ કરી, એ અપૂર્ણતા દૂર કરવા આ પક્ષ સંપૂર્ણ પ્રયત્ન કરશે. એ લક્ષ્ય સિદ્ધ કરવા માટે આ પક્ષ હિંદુસ્તાનમાં તેમજ રાષ્ટ્રસંઘમાં સામેલ થયેલા બીજા દેશોમાં અડગ તેમજ પ્રબળ આંદોલન ચલાવવાનું ધારે છે તથા સૂચવે છે. આ બાબતમાં આ પક્ષનો ધ્યાનમંત્ર આ છે: 'કેળવો, ચળવળ ચલાવો અને સંગઠન કરો.'

"આ પક્ષ, મોંટેગ્યુ સુધારાઓમાંથી જે કાંઈ મળે તેવું છે તેટલું મેળવી લેવા, તેમજ પૂર્ણ જવાબદારીવાળું રાજ્યતંત્ર જલદી મળે તેટલા માટે, તેમનો અમલ કરવાનું યોગ્ય ધારે છે. અને એ હેતુથી, પ્રજાની ઇચ્છા જે રીતે વધુમાં વધુ પાર પાડી શકે એવું લાગે, તે રીતે આ પક્ષ જરા પણ અચકાયા વિના, કાં તો સરકારને પોતાનો સંપૂર્ણ સહકાર આપશે અથવા બંધારણ પુરઃસર તેનો વિરોધ કરશે.

"ઉપર જણાવેલાં ધ્યેયો અને સિદ્ધાંતો ઉપરાંત, આ પક્ષ નીચેની તેમજ બીજી પણ ઘટતી બાબતો માટે લડત ચલાવશે.

## મધ્યસ્થ સરકારને લગતી

૧. "બધા દમનનીતિના કાયદાઓ રદ કરાવવા. (જેવાકે રોલેટ એક્ટ, પ્રેસ એક્ટ અને શસ્ત્રબંધીનો કાયદો વગેરે.) ખાસ કરીને રાજ્યદ્રોહને લગતા ગુનાઓમાં, પોતાના જ દેશબંધુઓની બનેલી જ્યૂરીથી કેસ ચલાવવાનું દાખલ કરાવવું; એવા ગુનાઓ માટે સખત કેદની સજા રદ કરાવવી અને બધા પ્રકારના ગુનેગારોને ઇંગ્લંડમાં એ જાતના ગુનેગારોને મળતી સગવડો મળે એવો જેલતંત્રમાં પણ સુધારો દાખલ કરાવવો.

૨. ખેતી તેમજ ઉદ્યોગોમાં રોકાયેલા મજૂરવર્ગને પોતાની મજૂરીના પ્રમાણમાં યોગ્ય બદલો મળે તેમ કરવું; ઓછામાં ઓછો મજૂરીનો દર ઠરાવવો; મૂડીદાર અને મજૂર વચ્ચે ન્યાય્ય સંબંધ સ્થાપિત કરાવવો અને એ હેતુને પાર પાડવામાં મદદગાર થાય તેવા સંઘો સ્થાપવા.

૩. ધાન્ય તેમજ તેવી બીજી જીવનની જરૂરિયાતોની કિંમત ઓછી થાય તેમજ તેમનો જરૂરિયાત જેટલો સંગ્રહ દેશમાં રહે એ દૃષ્ટિથી, તેમની નિકાસ ઉપર જકાત તેમજ બીજી રીતો વડે નિયંત્રણ દાખલ કરવું.

૪. સ્વદેશીની ભાવનાનો પ્રચાર કરવો; તેમજ રાજ્ય તરફથી મદદ તેમજ સંરક્ષક જગાતો વગેરે ઉપાયોથી દેશના ઉદ્યોગોનો વિકાસ કરવો.'

૫. રેલવેઓને પ્રજાના કાબૂ તળે આણવી અને તેમના નૂરનો દર, દેશના ઔદ્યોગિક વિકાસને મદદગાર થાય તે રીતે, કાયદાથી નિયંત્રિત કરાવવો; અને તેમના વહીવટમાં અયોગ્ય હકો અને પક્ષપાતો દૂર કરાવવા.

૬. દરેક ખાતામાં અને તેમાંય ખાસ કરીને લશ્કરી ખર્ચમાં સૌથી પ્રથમ સખત કાપકૂપ અમલમાં મૂકવી. અને પછી આવશ્યક તેમજ ઇષ્ટ એટલા કરવેરા દાખલ કરવા. પરંતુ તે પણ જુદા જુદા વર્ગો, મંડળીઓ કે વ્યક્તિઓના બળ પ્રમાણે દાખલ કરવા, જેથી તેમનો બોજો પ્રમાણસર તેમજ કરભરનારાઓના સાધનો અને પૂંજી અનુસાર પડે.

૭. હિંદી અમલદારોવાળું એક નાગરિક-સૈન્ય ઊભું કરવું; નૌકા તથા વિમાનોને લગતી તેમજ બીજી લશ્કરી કેળવણી હિંદીઓને આપવી, તથા તમામ લશ્કરી નોકરીઓમાં નાતજાતના પક્ષપાત વિના હિંદીઓને ભરતી કરવા

૮. બધી નોકરીઓ માટે હિંદુસ્તાનમાં ખુલ્લી પરીક્ષાઓ વડે યોગ્યતા અનુસાર ભરતી કરવી.

૯. આખા હિંદુસ્તાન દેશ માટે એક સામાન્ય ભાષા ઠરાવીને, જુદા જુદા ધર્મના અનુયાયીઓઓ વચ્ચેના સંબંધો સુધારીને, અને ખાસ કરીને હિંદુમુસલમાન ઐક્ય સ્થાપીને તથા બીજા પણ યોગ્ય ઉપાયોથી રાષ્ટ્રીય ઐક્ય સ્થાપિત કરવું.

૧૦. ભાષાને ધોરણે પ્રાંતો ફરી નક્કી કરવા.

## પ્રાંતિક સરકારને લગતી

૧. વિના વિલંબે પ્રાંતિક સ્વરાજ્ય મેળવવું

૨. યોગ્ય ધોરણસર, કાયમી રૈયતવારી પદ્ધતિથી મહેસૂલ કરાવવું.

૩. અલગ કાઢેલાં અને સંરક્ષિત જંગલો ઉપર ઢોર ચરાવવાની બાબતમાં, બળતણ તથા બાંધકામ માટેનાં લાકડાંની બાબતમાં તેમજ બીજી સામાન્ય પેદાશોના ઉપયોગની બાબતમાં. ગામડાંના લોકોનો કાબૂ.

૪. વેઠ, બેગાર અને સરબરાઈની સંપૂર્ણ બંધી.

૫. શક્ય હોય ત્યાં સુધી સ્વભાષામાં જ શિક્ષણ.

૬. સ્ત્રીપુરુષના ભેદ વિના મફત અને ફરજિયાત કેળવણી. તેમજ એ હેતુ સિદ્ધ થવા અર્થે રાજ્યની તિજોરીમાંથી મ્યુનિસિપાલિટીઓ અને લોકલબોર્ડોને ખાસ મદદ.

૭. વહીવટી તેમજ ન્યાયને લગતી સત્તાઓ સાથે ગ્રામપંચાયતોની ફરી સ્થાપના.

૮. દારૂનિષેધ.

૯. સ્ત્રીપુરુષના ભેદ વિના મતાધિકારમાં વધારો.

૧૦. આરોગ્યખાતાના પ્રધાનના નિયંત્રણ હેઠળ વ્યવસ્થિત પદ્ધતિથી આરોગ્યસુધાર.

૧૧ પ્રજાએ અત્યાર આગમચ સૂચવેલા અને કબૂલ રાખેલા સુધારાઓ જુદાં જુદાં ખાતામાં દાખલ કરાવવા. જેમકે ખેતીસુધાર, નહેરો, સહાયકારી મંડળીઓ, દેશને અનુકૂળ એવી ઔદ્યોગિક અને ઇજનેરી કેળવણી, વ્યવસ્થિત વૈદકીય મદદ અને દેશી વૈદાને ઉત્તેજન.

"આ પક્ષ પોતાનો આ કાર્યક્રમ રજૂ કરીને, આ સિદ્ધાંતો કબૂલ રાખનારા ઉમેદવારોને મત અને મદદ આપવા પ્રજાને વિનંતિ કરે છે. અને તેને સંપૂર્ણ વિશ્વાસ છે કે, તેને પ્રજા તરફથી ઉત્સાહભર્યો જવાબ મળશે તથા પરિણામે આવતી ચૂંટણીઓમાં તેને જરૂર વિજય મળશે."

* * *

મુસલમાનોનું ડેપ્યુટેશન હજુ તો યુરોપમાં હતું, એવામાં તુર્કી સાથેની સુલેહની શરતો જાહેર થઈ. હિંદુસ્તાનમાં તે શરતો પ્રસિદ્ધ કરવાની સાથે સાથે જ વાઇસરોયે તે શરતો સમજાવતો હિંદી મુસલમાનો માટે પોતાનો એક સંદેશો પણ બહાર પાડ્યો. એ સંદેશામાં વાઇસરોયે કબૂલ કર્યું કે, એ શરતોથી હિંદી મુસલમાનોને જરૂર દુઃખ થશે. પરંતુ સાથેસાથે જણાવ્યું કે, હિંદી મુસલમાનોએ પોતાના તુર્કી ધર્મબંધુઓની આ કમનસીબી ધૈર્ય અને સમતાથી સહન કરી લેવી જોઈએ. પરંતુ એ શરતો બહાર પડતાંની સાથે હિંદુસ્તાનભરમાં ખળભળાટ મચી રહ્યો. અધૂરામાં પૂરું હંટર કમિટીનો રિપોર્ટ પણ તે અરસામાં જ બહાર પડ્યો, એટલે લોકોની ઉશ્કેરણીનો પાર ન રહ્યો. તરત જ ખિલાફત કમિટી ગાંધીજીના અસહકારના કાર્યક્રમ વિષે વિચાર કરવા મુંબઈમાં એકઠી થઈ અને તે કાર્યક્રમનો તેણે ૨૮મી મે ૧૯૨૦ને દિવસે સ્વીકાર કર્યો અને જાહેર કર્યું કે, મુસલમાનો માટે હવે એ એક જ માર્ગ ખુલ્લો રહે છે. ૩૦મી મેને

દિવસે મહાસમિતિ હંટર રિપોર્ટ અને તુર્કીને લગતી સુલેહની શરતો ઉપર વિચાર કરવા બનારસમા એકઠી મળી તેણે લાબી ચર્ચા પછી અસહકારના સ્વીકાર વિષે નિર્ણય કરવા, મહાસભાની ખાસ બેઠક બોલાવવાનુ નક્કી કર્યું

લો૦ તિલકના અસહકાર પ્રત્યેના વલણ વિષે પોતા ઉપર પડેલી છાપ, ગાધીજીએ પોતે જ પોતાના સસ્મરણોમા આ પ્રમાણે નોધી છે "અસહકાર વિષે તિલકે પહેલા મને જે કહ્યુ હતુ, તે ફરી કહી સભળાવ્યુ 'મને એ કાર્યક્રમ પૂરેપૂરો ગમે છે, પરન્તુ અસહકાર લોકો પાસેથી જે આપભોગ માગે છે, તે તેઓ આપી શકશે કે કેમ તે વિષે મને શકા છે હુ એ ચળવળની પ્રગતિમા વિઘ્ન આવે એવુ શુ નહિ કરુ હુ તમને સપૂર્ણ સફળતા ઇચ્છુ છુ અને જો તમે લોકોને તમારા પક્ષમા ખેચી શકો, તો તમને મારો હાર્દિક ટેકો હશે જ'"

અહીંથી આપણે આગળ વધીએ ત્યાર પહેલા, ૧૯૨૦ના જાન્યુઆરીની પહેલી તારીખનો દિવસ ધ્યાનમા લેતા જઈએ તે દિવસે જુદા જુદા સસ્થાનોમા સૈકાઓથી ચાલતી આવેલી ગિરમીટ પદ્ધતિનો અત આવ્યો નાતાલમા તો, વધુ મજૂરોની ભરતી કરવાની ના પાડીને હિંદી સરકારે એ પદ્ધતિનો પહેલેથી અત આણી દીધો હતો મોરિશ્યસમા વધુ મજૂરોની જરૂર નહોતી એટલે એ પદ્ધતિ ઈ સ ૧૯૧૧મા આપોઆપ બધ થઈ ગઈ હતી પરંતુ બીજા સસ્થાનોમા હજુ એ પદ્ધતિ ચાલ્યા કરતી હતી ૧૯૧૪–૧૫મા, જે પ્રાતોમાથી મજૂરોની ભરતી કરવામા આવતી હતી, તે પ્રાતોની સરકાર મારફત હિંદી સરકારે તપાસ કરાવી હતી, તેમા માલૂમ પડ્યુ હતુ કે, ગિરમીટ પદ્ધતિ સામે ગામડામા રોષની તીવ્ર લાગણી પ્રગટી ચૂકી હતી ઈ સ ૧૯૧૫મા રેવ૦ સી એફ ઍન્ડ્રૂઝ અને મિ ડબલ્યુ ડબલ્યુ પિયર્સન ફીજી ગયા અને ત્યાથી ઘણી ભયભરેલી ખબરો લેતા આવ્યા તે ખબરો એક રિપોર્ટના રૂપમા બહાર પાડવામા આવી આને પરિણામે, લૉર્ડ હાર્ડિંજે ઇમ્પીરિયલ કાઉન્સિલમા, તે પદ્ધતિ રદ કરવાનો પ ડિત મદનમોહન માલવિયાનો ઠરાવ કબૂલ રાખ્યો પરતુ સાથેસાથે કહ્યુ કે, પરસ્પર ગોઠવણ થઈ રહે તે દરમિયાન થોડોક

વખત જશે પરંતુ તે વર્ષના પછીના ભાગમા માલૂમ પડ્યું કે, તેમણે ખાનગી રીતે કોલોનિયલ ઑફિસ સાથે એવી ગોઠવણ કરી હતી કે, મજૂરાની ભરતીનુ કામ હિંદુસ્તાનમા પાચ વર્ષ વધુ ચાલ્યા કરે. મિ ઍન્ડ્રૂઝે સરકારને પડકાર કરીને પૂછ્યું કે, એ જાતની ગોઠવણ કરવામા આવી છે કે નહિ ? અને જ્યારે ખબર પડી કે, એ રીતની ગોઠવણ ઉપર હિંદી અને સામ્રાજ્યનિક ખાતા વચ્ચે લંડનમાં ઇંડિયા આફિસમા સહી પણ થઈ ગઈ છે, ત્યારે દેશભરમા રોષની તીવ્ર લાગણી ફેલાઈ ગઈ

ગાધીજીએ તરત જ ઉત્તર તથા પશ્ચિમ હિંદુસ્તાનમા ગિરમીટ પદ્ધતિની સામે લોકમત સગઠિત કરવાની ચળવળ ઉપાડી મિસિસ બિસેન્ટે પણ તે ચળવળ મદ્રાસ તરફ ઉપાડી આ ચળવળ ૧૯૧૭ના માર્ચ અને એપ્રિલ માસમા પૂર જોસમા હતી એમ કહી શકાય મિસિસ બિસેન્ટને ૧૯૧૭ની ૧૫મી જૂને પકડવામા આવ્યા તેનુ મુખ્ય કારણ તેમની આ ચળવળ પણ હોય લોર્ડ ચેમ્સફર્ડે ગાધીજીને બોલાવ્યા અને પરિસ્થિતિની ગભીરતા સમજી લીધી દરેક જાતની હિંદી સ્ત્રીઓનુ એક ડેપ્યુટેશન લોર્ડ ચેમ્સફર્ડને દેશની મજૂરબહેનો તરફથી મળ્યુ ગાધીજીએ ૧૯૧૭ની ૩૧મી મે સુધીમા આ પદ્ધતિનો અત આવવો જોઈએ એમ જાહેર કર્યું, અને જો તેમ ન થાય તો વધુ ભરતી થતી અટકાવવા સત્યાગ્રહની લડત ઉપાડવાની જાહેરાત કરી. લોર્ડ ચેમ્સફર્ડે ૧૯૧૭ની બારમી એપ્રિલે જાહેર કર્યું કે, હિંદરક્ષણના કાયદાની રૂએ યુરોપીય યુદ્ધ દરમિયાનના ખાસ પગલા તરીકે બધી ભરતી બધ કરવામા આવશે પરતુ એ સ્પષ્ટ હતુ કે, લડાઈ બધ થતા જ બધા સસ્થાનો ફરીથી એ પ્રશ્ન ઊભો કરવાના, કારણ કે તેમાં તેમના મોટા હાનિલાભનો સવાલ સમાયેલો હતો તેથી ગાધીજીની સલાહથી અને શ્રી રવીન્દ્રનાથ ટાગોરની હાર્દિક મજૂરીથી મિ ઍન્ડ્રૂઝ ફરીથી ફીજી ગયા અને તે પ્રશ્નને લગતી માહિતી એકઠી કરવા લાગ્યા, જેથી લડાઈને અતે ફરી એ પ્રશ્ન ઊભો થાય, ત્યારે તેનો ઉપયોગ કરી શકાય તેમણે ફીજીમા લગભગ એક વર્ષ ગાળ્યુ અને આ વખતે તો આગલા વખત કરતા પણ વધુ ભયંકર માહિતી એકઠી કરી તે ઉપરાત તેમણે

ઑસ્ટ્રેલિયાની સ્ત્રીઓને પણ આ પ્રશ્નમાં રસ લેતી કરી; અને આ પદ્ધતિ પાછળ રહેલા નૈતિક પ્રશ્નને કારણે તેને બંધ કરવાની બાબતમાં તેમનો મજબૂત ટેકો પ્રાપ્ત કર્યો. ઈ. સ. ૧૯૧૮ના માર્ચમાં તે મિ. મૉન્ટેગ્યુને દિલ્હીમાં મળ્યા અને તેમની આગળ પોતે ભેગી કરેલી બધી માહિતી રજૂ કરી; તથા તેમને આ પદ્ધતિની અમાનુષિકતા વિષે ખાતરી કરાવી. પરિણામે ઈ. સ. ૧૯૧૯માં હિંદી સરકારે જાહેર કર્યું કે, હવેથી ગિરમીટિયાઓની ભરતી બંધ કરવામાં આવશે અને જે મજૂરોની પાંચ વર્ષની મુદત હજુ પૂરી નહિ થઈ હોય, તેમને પણ મુક્ત કરવામાં આવશે. તેથી ઈ. સ. ૧૯૨૦ના જાન્યુઆરીની પહેલી તારીખનો દિવસ ફીજી, બ્રિટિશ ગિયાના, ત્રિનિડાડ, સુરિનમ, અને જમૈકા કે જ્યાં તે પદ્ધતિ ચાલુ હતી, ત્યાંના હિંદીઓ માટે આનંદનો દિવસ થઈ પડ્યો. અહીં એટલું નોંધતા જઈએ કે, ઈ. સ. ૧૮૩૩માં ગુલામીની પ્રથા રદ થઈ ત્યારથી, આફ્રિકાના ગુલામોની જગાએ જુદાં જુદાં સંસ્થાનોનાં શેરડીનાં ખેતરોમાં મજૂરો પૂરા પાડવા, આ પદ્ધતિ ઈ. સ. ૧૮૩૫ની સાલથી શરૂ કરવામાં આવી હતી. એક રીતે, - જૂની ગુલામીની પદ્ધતિ જેવી જ પદ્ધતિથી તે ખેતરોની ખેતી ચલાવવા માટે આ પ્રથા યોજી કાઢવામાં આવી હતી. પ્રસિદ્ધ ઇતિહાસકાર સર ડબલ્યુ. વિલ્સન હંટરે એ પદ્ધતિને અર્ધગુલામીની પદ્ધતિ તરીકે વર્ણવી હતી અને એ વર્ણન અક્ષરશઃ સાચું હતું.

હંટર-રિપોર્ટ ૨૮મી મે ૧૯૨૦ને દિવસે બહાર પડ્યો. તેમાં જણાવેલાં તપાસનાં પરિણામોથી આખા દેશમાં નિરાશા અને અસંતોષની લાગણી ફેલાઈ ગઈ. તે રિપોર્ટમાં બધા સભ્યોની એકમતી નહોતી. હિંદી સભ્યો અંગ્રેજ સભ્યોથી જુદા પડ્યા હતા. પંજાબમાં જે રમખાણ થયું હતું તે આગળથી યોજેલો બળવો હતો કે આકસ્મિક તોફાન હતું, એ બાબતમાં મુખ્ય મતભેદ હતો. અંગ્રેજ સભ્યોએ તેને બળવો ઠરાવ્યો ત્યારે હિંદી સભ્યોએ તેને આકસ્મિક તોફાન ઠરાવ્યું. એટલે તેમને મતે માર્શલ–લૉ જાહેર કરવાની જરૂર નહોતી. ઉપરાંત તેમણે તે રમખાણનું કારણ, ઑડવાયરે લડાઈ માટે પૈસા અને રંગરૂટો એકઠા કરવામાં કરેલો જુલમ જણાવ્યું. સાચા સમાચારો દબાવી રાખીને ગેરસમજૂત ઊભી .

થવા દેવા માટે, સરકારને પણ તેમણે દોષિત ઠરાવી. સરકારે કબૂલ કર્યું કે, "માર્શલ-લૉનો અમલ કેટલાક દાખલાઓમાં સત્તાના દુરુપયોગથી, તેમજ કેટલાંક ડહાપણ વિનાનાં તેમજ બિનજવાબદાર કૃત્યોથી દોષિત થયો હતો; જનરલ ડાયરે કોઈ ડાહ્યો માણસ આવશ્યક સમજે તેનાથી વધારે પડતી કડકાઈ વાપરી હતી તથા તે પ્રસંગમાં જેટલી માનવતા દાખવી શકાય તેમ હતી, તેટલી પણ દાખવી નહોતી." બ્રિટિશ સરકારે પણ કેટલાક ખાસ દાખલાઓમાં બતાવવામાં આવેલી વધારે પડતી કડકાઈ અને અયોગ્ય સજાઓ ભારપૂર્વક વખોડી કાઢી અને હિંદી સરકારને સૂચના કરી કે, એ કૃત્યો માટે જવાબદાર અમલદારોને ઉચિત ઠપકો આપીને કે બીજી કોઈ રીતે, બ્રિટિશ સરકારના આ અણગમાને અચૂક અસરકારક બનાવવામાં આવે. પરંતુ મિ. મૉંટેગ્યુએ એવો અભિપ્રાય આપ્યો કે, "જનરલ ડાયરે જે કાંઈ કર્યું હતું, તે પોતાની પૂરી સમજ અનુસાર તથા સાચા દિલથી કર્યું હતું, જો કે તેનો નિર્ણય ભૂલભરેલો હતો." બ્રિટિશ સરકારે ભવિષ્યના ઉપયોગ માટે માર્શલ-લૉના અમલના કાનૂનોનો ખરડો તૈયાર કરવા હિંદી સરકારને સૂચના કરી. પરંતુ તેથી હિંદુસ્તાનના લોકોને કાંઈ આશ્વાસન મળ્યું નહિ. તેમજ, 'જે અમલદારો એ કૃત્યો માટે જવાબદાર હતા તેમની તપાસ ભારે કાળજીથી કરવામાં આવી,' ત્યાં સુધીમાં તો તે અમલદારોનો મોટો ભાગ હિંદુસ્તાનમાંથી કે સરકારની નોકરીમાંથી છૂટો થઈ ચાલ્યો ગયો હતો. એટલે પંજાબ અને હિંદુસ્તાનભરના લોકોની અશાંતિ અને અસંતોષ બમણાં વધી ગયાં.

હંટર કમિશનનો રિપોર્ટ બહાર પડ્યા પછી થોડા જ વખતમાં મહાસમિતિની બેઠક ૩૦મી મેને દિવસે બનારસમાં મળી. તેણે બધા પ્રશ્નો ઉપર દેશમાં ફેલાઈ રહેલા રોષયુક્ત વિરોધની નોંધ કરીને, એ બાબત ઉપર વિચાર ચલાવવા મહાસભાની ખાસ બેઠક બોલાવવાનું નક્કી કર્યું. લોકમાન્ય તિલક તે વખતે બનારસ થઈને પસાર થયા, તોપણ તેમણે બનારસની બેઠકમાં હાજરી ન આપી. કારણકે ખિલાફતની ચળવળ તરફ તેમની સહાનુભૂતિ નહોતી. તેમ છતાં મહાસમિતિના હુકમોનું પાલન કરવાની પોતાની તૈયારી જાહેર કરીને, તેમણે પોતાની

મજ્જનતા અને દેશપ્રેમ પ્રગટ કયા લગભગ આ અરસામા જ, ખિલાફતની ચળવળના મમધમા અમહકારની લડત ઉપાડવાના પ્રશ્ન ઉપર વિચાર કરવા ગાધીજીએ બધા પક્ષોની એક બેઠક ભરવાનુ નક્કી કર્યું તે બેઠક ઈ સ ૧૯૨૦ની ૨૭ જૂને અલ્હાબાદમા મળી તે બેઠકમા અમહકારની લડત ઉપાડવાનુ ઠરાવવામા આવ્યુ તથા તેનો કાર્યક્રમ નક્કી કરવા ગાધીજી અને કેટલાક મુસલમાન આગેવાનોની કમિટી નીમવામા આવી આ કમિટીએ તે કાર્યક્રમ નક્કી કરી મહાર પાડ્યો તેમા શાળાઓ, કૉલેજો અને કોર્ટોના બહિષ્કારનો સમાવેશ થતો હતો વાસ્તવિક રીતે દિલ્લીમા ઈ સ ૧૯૧૮ના નવેમ્બરમા મળેલી અખિલ ભારતીય ખિલાફત પરિષદે ગાધીજીની સલાહ અનુસાર મરકાર સાથેનો સહકાર ખેચી લેવાનો ઠરાવ કરી દીધો હતો તથા તે ઠરાવને કલકત્તા તેમજ બીજે ઠેકાણે મળેલી મુસલમાનોની સભાઓએ તથા તા ૧૭-૪-૧૯૨૦ના રોજ મદ્રાસમા મળેલી ખિલાફત કૉન્ફરન્સે ટેકો પણ આપી દીધો હતો મદ્રાસની કૉન્ફરન્સ વખતે અસહકારની વ્યાખ્યા વધારે વિસ્તૃત કરીને, તેમા બધા ખિતાબો, સરકારી નોકરીઓ, સરકારે આપેલા માનદ' હોદ્દાઓ, ધારા-સભાની બેઠકો, પોલીસ અને લશ્કરની નોકરીઓ, તેમજ કરવેરાની બધીનો પણ સમાવેશ કરવામા આવ્યો હતો ઈ સ ૧૯૨૦ના ઉનાળા સુધીમા તો આખી પરિસ્થિતિ અતિ ઉત્કટ બની ગઈ ખિલાફત, પજાબના અત્યાચારો, અને અધૂરા સુધારાઓ એ ત્રણની બનેલી ત્રિવેણીએ એકત્રિત થઈ, રાષ્ટ્રીય અમતોષના પ્રવાહને તથા વેગને અસાધારણ વધારી મૂક્યો આમ અમહકાર માટે બધુ વાતાવરણ તૈયાર થઈ ગયુ લોકમાન્યે પણ મહાસમિતિના નિર્ણયોને માન્ય રાખવાનુ વચન આપ્યુ પરંતુ જુલાઈની ૩૧મી તારીખે મધરાતે, ગાધીજીને એક મજબૂત આધાર વિનાના કરી મૂકીને તે આ દુનિયાનો ત્યાગ કરી ગયા

દરમિયાન મુસલમાનોએ અફઘાનિસ્તાનમા હિજરત કરવાનુ શરૂ કર્યું કારણ કે તેમને ખાતરી થઈ કે, તુર્કસ્તાન વિરુદ્ધની સુલેહ પછી તેઓ અંગ્રેજોની હકૂમત હેઠળ હિદુસ્તાનમા રહી શકે નહિ તે ચળવળ સિંધમા

શરૂ થઈ અને સરહદી પ્રાંતો સુધી ફેલાઈ. હિજરતીઓ અને અંગ્રેજ લશ્કર વચ્ચે કચાગઢી આગળ દારુણ અથડામણ થઈ. પરિણામે લોકો વધુ ઉશ્કેરાઈ ગયા અને અડસટ્ટા પ્રમાણે ઑગસ્ટ માસમાં ૧૮,૦૦૦ જેટલા લોકો અફઘાનિસ્તાનને રસ્તે ચાલી નીકળ્યા.

પરંતુ થોડા જ વખતમાં અફઘાન સરકારે હિજરતીઓને અફઘાનિસ્તાનમાં દાખલ થવા સામે પ્રતિબંધ મૂકયો અને એ રીતે આ યોજના પુષ્કળ જાનમાલના નુકસાન પછી પડતી મુકાઈ. ઑગસ્ટ માસમાં જ્યારે વડી ધારાસભાની બેઠક મળી, ત્યારે અસહકારની લડત શરૂ થઈ ચૂકી હતી અને તે મુજબ કેટલાક સભાસદોએ પોતાનાં રાજીનામાં આપી દીધાં હતાં. વાઈસરૉયે ચેતવણી આપી કે, અસહકારની ચળવળનું પરિણામ વ્યાપક અવ્યવસ્થામાં જ આવશે. કારણ તેના જેવી વ્યર્થ અને ડહાપણ વિનાની બીજી કોઈ વસ્તુ જ નથી. વધારામાં તેમણે તે ચળવળને 'બધી મૂર્ખ યોજનાઓમાં સૌથી વધુ મૂર્ખ યોજના' તરીકે ઓળખાવી. તેમ છતાં, હિંદુસ્તાનની નવી ધારાસભા ખુલ્લી મૂકવા માટે સરકારે શાહજાદાને બોલાવવાનું નક્કી કર્યું હતું, તે પડતું મૂકવામાં આવ્યું અને તેને બદલે ડ્યૂક ઑફ કૉનોટ આવવાના થયા. શાહજાદાની મુલાકાતનો તો મુંબઈની વિનીતોની કૉન્ફરન્સમાં શાસ્ત્રીઆરે પણ વિરોધ કર્યો હતો. તે ઑગસ્ટ માસમાં જ ડૉ. સપ્રુને વાઈસરૉયની કારોબારી સમિતિના સભાસદ તરીકે નીમવામાં આવ્યા.

અસહકારની લડતનો પ્રારંભ પહેલી ઑગસ્ટને દિવસે કરવામાં આવ્યો. ગાંધીજી અને અલીભાઈઓએ આખા દેશની મુસાફરી શરૂ કરી. ગાંધીજીનો હેતુ લોકોને શિસ્ત હેઠળ લાવવાનો અને તેમના ઊભરાતા ઉત્સાહને સંગઠિત કરવાનો હતો. ગાંધીજી પોતાના અનુયાયીઓને કાંઈક ઠપકો આપતા તો સરકાર પોતાની ટેવ મુજબ તેને ટોળાશાહીના સ્વભાવના પ્રમાણ તરીકે ટાંકતી અને અસહકારને પરિણામે ઉત્પન્ન થનારી ગેરવ્યવસ્થા સાબિત કરવાનો પ્રયત્ન કરતી.

અત્યાર સુધી ચાલતી આવેલી બંધારણમાં રહીને લડત ચલાવવાની પદ્ધતિનો ત્યાગ કરી, મહાસભા હવે જે નવો માર્ગ અખત્યાર કરવા માગતી હતી, તે બાબતને મહાસભાની ખાસ બેઠક બોલાવવા જેટલી અગત્યની ગણવામાં આવી. ઈ. સ. ૧૯૨૦ના સપ્ટેંબરની નવમી તારીખે કલકત્તામાં તે ખાસ બેઠક બોલાવવાનું નક્કી થયું.

ત્યાં સુધીમાં જુદી જુદી પ્રાંતિક સમિતિઓએ અસહકાર બાબત પોતાનો અભિપ્રાય આપી દીધો હતો. તેની વિગતો નીચે મુજબ છે:

આંધ્ર સમિતિ અને પંજાબ સમિતિએ મહાસભાની ખાસ બેઠકને અસહકારની નીતિ અખત્યાર કરવાની ભલામણ કરી, પરંતુ તે બેઠક ભરાય ત્યાં સુધી અસહકારની લડત ઉપાડવાનું મોકૂફ રાખવાનું સૂચવ્યું. બંગાળે જણાવ્યું કે, અત્યારની પરિસ્થિતિમાં લોકો માટે અસહકારનું જ અસરકારક શસ્ત્ર બાકી રહ્યું છે. પરંતુ સંયુક્ત પ્રાંતોની સમિતિ સાથે સહમત થઈ તેણે એમ પણ જણાવ્યું કે, નવી ધારાસભાઓનો બહિષ્કાર કરવાની જરૂર નથી; ઊલટું ધારાસભામાં અસહકારીઓને મોટી સંખ્યામાં મોકલી આપવા જોઈએ. બિહાર અને ઓરિસાએ અસહકારનો સિદ્ધાંત કબૂલ રાખ્યો અને પોતાના પ્રાંતને અનુકૂળ એવો કાર્યક્રમ ઘડી કાઢવા એક કમિટી નીમી. બિહાર અને મુંબઈએ એ સિદ્ધાંતને સંપૂર્ણ રીતે વધાવી લીધો અને મહાસભાની ખાસ બેઠક એક કમિટી નીમી બધી વિગતો નક્કી કરે એમ સૂચવ્યું. બ્રહ્મદેશની સમિતિએ એ સિદ્ધાંત કબૂલ રાખ્યો, પરંતુ જણાવ્યું કે, તેનો અમલ તે પ્રાંતમાં થઈ શકે તેમ નથી. મદ્રાસ પ્રાંતિક સમિતિએ અસહકારની નીતિ મંજૂર રાખી, પરંતુ ગાંધીજીનો કાર્યક્રમ નામંજૂર રાખ્યો. સિંધે તરફેણમાં મત આપ્યો અને ચાર મજલવાળો કાર્યક્રમ પણ ઘડી કાઢ્યો. પરંતુ લશ્કરને રાજીનામું આપવાનું કહેવાની બાબતનો તેણે વિરોધ કર્યો. સંયુક્ત પ્રાંતે પણ બીજી રીતે તરફેણમાં મત આપ્યો અને એક વિગતવાર કાર્યક્રમ ઘડી કાઢ્યો. ઉપરાંતમાં તેણે ડ્યૂક ઑફ કૅનોટની મુલાકાતનો બહિષ્કાર કરવાનું ઉમેર્યું.

આમ બધા પ્રાંતોના અભિપ્રાયોથી સુસજ્જિત થઈ કલકત્તાની ખાસ બેઠક મળી. એ એક અગત્યની બેઠક હતી. બંગાળા ગાંધીજીના અભિપ્રાયનું નહોતું અને ચિત્તરંજન દાસ ગાંધીજીના કાર્યક્રમની તદ્દન વિરુદ્ધ હતા. ધારાસભાનો અને કોર્ટોનો બહિષ્કાર તેમને તેમજ મોટા ભાગના પ્રતિનિધિઓને રુચતો નહોતો. છતાં એક નાની પરંતુ નિર્ણાયક એવી સાત મતોની બહુમતીથી વિષયવિચારિણી સમિતિએ ગાંધીજીના ઠરાવને પસાર કર્યો. તે વખતનુ વાતાવરણ જ એવું હતુ કે, અસહકારની લડત ઉપાડ્યા વિના ચાલે તેમજ નહોતુ. હિંદી સરકારે હંટર કમિટીના અંગ્રેજ બહુમતીના રિપોર્ટના નિર્ણયો સ્વીકારી લીધા હતા અને અમલદારોનાં અપકૃત્યો ઉપર પડદો નાખી દેવાની વલણ બતાવી હતી. તેણે ડાયરની વર્તણૂકને, 'પ્રસંગની આવશ્યકતાની મર્યાદાને ઉલ્લંઘતી માત્ર નિર્ણયની ગંભીર ભૂલ' ગણી કાઢી, તથા ઠરાવ્યું કે, 'તે ભૂલ પ્રામાણિક પણ ભૂલભરેલા કર્તવ્યના ખ્યાલમાંથી' ઉત્પન્ન થઈ હતી. આમની સભામાં તો ડાયરને કરવામાં આવેલા 'અન્યાય' બાબત જોસભેર ચર્ચા ચાલી અને ઉમરાવોની સભાએ લૉર્ડ ફીનલેનો જે ઠરાવ પસાર કર્યો, તે તદ્દન ખોટો, એકપક્ષી તથા વસ્તુ અને હેતુની દૃષ્ટિએ જુઠ્ઠો હતો. તે બંને સભાઓમાં જે ચર્ચાઓ થઈ, તેમાં હિંદુસ્તાનના લોકોના હકો અને લાગણીઓ તરફ તો ખ્યાલ જ કરવામાં આવ્યો નહોતો. મહાસભાની ખાસ બેઠક ૪થી સપ્ટેમ્બરથી ૯મી સપ્ટેમ્બર ૧૯૨૦ સુધી મળી. લોકોના ઉત્સાહનો પાર નહોતો. મિ. બી. ચક્રવર્તી સ્વાગત સમિતિના ચેરમેન હતા અને તરતમાં જ અમેરિકાથી પાછા ફરેલા લાલા લજપતરાય મહાસભાના પ્રમુખ તરીકે ચૂંટાયા હતા. પહેલા ઠરાવથી મહાસભાએ બાલ ગંગાધર તિલકના મૃત્યુથી પોતાને થયેલો ઊંડો શોક વ્યક્ત કર્યો, તથા તેમણે દેશસેવા અર્થે સહન કરેલાં સંકટો તથા તેમના દેશપ્રેમની સ્તુતિ કરી. તે જ પ્રમાણે મહેન્દ્રનાથ ઓધેદારના મૃત્યુથી દેશને ગયેલી ખોટ બાબત પણ મહાસભાએ પોતાનો શોક પ્રદર્શિત કર્યો.

બીજો ઠરાવ તરતના નિવૃત્ત થયેલા કલકત્તા હાઈ કોર્ટના જજ સર આશુતોષ ચૌધરીએ રજૂ કર્યો હતો. તે આ પ્રમાણે હતો.

૧. (ક) પંજાબમાં થયેલા અત્યાચારોની તપાસ માટે આ મહાસભાએ નીમેલી કમિટીના સભ્યોએ જે ભારે ઉદ્યોગ અને સમતોલપણાપૂર્વક પુરાવો એકઠો કર્યો અને પોતાનો રિપોર્ટ તૈયાર કર્યો, તે માટે મહાસભા ઉક્ત સભ્યોનો આભાર માને છે. આ રિપોર્ટને તેમણે નોંધેલા પુરાવાનો જ ટેકો મળ્યો છે એમ નથી. ખુદ હંટર કમિટી આગળ રજૂ થયેલા પુરાવાએ પણ એ જ પુરાવાને મજબૂત કર્યો છે. પોતાના રિપોર્ટમાંની હકીકતો પરથી સદરહુ મહાસભાની પેટાસમિતિએ રજૂ કરેલા નિર્ણયો જોડે આ મહાસભા સહમત થાય છે.

(ખ) હંટર કમિટીની બહુમતીએ જે આગ્રહ, વલણ અને મનોવૃત્તિ દાખવ્યા છે, તે તરફ આ મહાસભા અત્યંત નિરાશા બતાવે છે. કારણ કે,

(૧) હંટર કમિટીનો બહુમતી રિપોર્ટ પક્ષપાત અને વર્ણદ્વેષથી ખરડાયેલો છે, રજૂ થયેલા પુરાવાનો તેમાં પૂરતો વિચાર કરવામાં નથી આવ્યો અને પંજાબ તેમજ હિંદી સરકારના પુરવાર થયેલા અને દેખીતા અપરાધો તરફ ઢાંકપિછોડો કરવાની દાનત તેમાં ચોખ્ખી દેખાઈ આવે છે.

(૨) આ બહુમતી રિપોર્ટ અપૂરા, એકતરફી અને સ્વાર્થબુદ્ધિથી આપેલા પુરાવા ઉપર રચાયો હોવાથી, તે અસ્વીકાર્ય અને અવિશ્વસનીય છે.

(૩) બહુમતીએ કરેલા નિર્ણયો પ્રત્યક્ષ રજૂ થયેલા પુરાવાની દૃષ્ટિએ પણ વાજબી નથી અને તેમણે કરેલી ભલામણો આ પ્રકરણની ઓછામાં ઓછી અને વાજબી જરૂરિયાતોને પણ સંતોષતી નથી.

(ગ) હંટર કમિટીના બે ભિન્ન રિપોર્ટ વિષે હિંદી સરકારે જે અભિપ્રાય વિલાયત સરકારને દર્શાવ્યો, તે સંબંધમાં આ મહાસભાનો એવો ચોક્કસ મત છે કે,

(૧) તેણે હંટર કમિટીના બહુમતી નિર્ણયોને ગાળી તપાસી જોયા વગર કે સારાસારવિવેક વગર માની લીધા.

(૨) વિરુદ્ધ પડેલા સભાસદોના નિર્ણયો રજૂ થયેલા પુરાવામાથી જ પાકી રીતે પુરવાર થઈ શકે તેવા હોવા છતાં, તે તરફ તેણે દુર્લક્ષ કર્યું.

(૩) એ અભિપ્રાયના મુદ્દાનો સાર જ એ છે કે, હકીકતોનો નિષ્પક્ષપાત નિવેડો ન લાવવો પણ અધિકારીઓનાં દુષ્કૃત્યોનો ઢાંકપિછોડો કરી, આખા પ્રકરણ ઉપર છાંદો દેવો.

(૪) તેમણે ગુનેગાર અધિકારીઓ સામે લેવા બલામણ કરેલું પગલું આ પ્રકરણની ગંભીરતા તરફ જોતાં તદ્દન નહિ જેવું હોઈ, બ્રિટિશ ન્યાયના નિષ્પક્ષપાતીપણા વિષેની બધી ભ્રામક કલ્પનાઓ તેણે નષ્ટ કરી છે.

ત્રીજો ઠરાવ પણ પંજાબને લગતો જ હતો :

"બ્રિટિશ પ્રજા પંજાબના અત્યાચારોની ભરપાઈ કરવા ઘટતું પગલું લેવાની બાબતમાં જે રીતે નિષ્ફળ નિવડી છે, હિંદી સરકારની એ વિષેની બલામણોમાં જે રીતે સંમત થઈ છે, અને પંજાબના અધિકારીઓના અપરાધોને તેણે જે રીતે જતા કર્યા છે, તે સામે આ મહાસભા પોતાની સખત નિરાશા જાહેર કરે છે વળી આ મહાસભા એમ પણ માને છે કે, બ્રિટિશ પ્રધાનમંડળે પોતાના ખરીતામાં સુંદર અને ઉચ્ચ ભાવનાઓની વાતો કરેલી હોવા છતાં, તે અનુસાર અમલ કરવામા તે નિષ્ફળ નીવડ્યું હોવાથી, તેણે હિંદી પ્રજાનો વિશ્વાસ ખોયો છે."

પરંતુ આ બેઠકનો ખાસ ઠરાવ તો અસહકાર વિષેનો હતો. તેને ગાંધીજીએ પોતે રજૂ કર્યો હતો અને તે ૧૮૮૬ વિ૦ ૮૮૪ મતે પસાર થયો હતો. તે આ પ્રમાણે હતો :

"ખિલાફતની બાબતમા હિંદી સરકાર તેમજ શાહી સરકાર બન્ને તેમની હિંદુસ્તાનની મુસલમાન પ્રજા પ્રત્યેની ફરજ અદા કરવામાં હડહડતી રીતે ખોટી નીવડી છે; મુખ્ય પ્રધાને પોતે આપેલા વચનનો જાણીજોઈને ભંગ કર્યો છે. આથી મુસલમાન ભાઈઓ ઉપર આ રીતે આવી પડેલા ધાર્મિક સંકટને ન્યાયી રીતે દૂર કરવામાં મદદ કરવાની બીજી દરેક હિંદી કોમની ફરજ થઈ પડી છે; વળી ૧૯૧૯ના એપ્રિલ મહિનાના બનાવો વખતે પંજાબની નિર્દોષ પ્રજાનું રક્ષણ ન કરીને, તથા જે અમલદારોએ સિપાઈને ન છાજે એવી જંગલી રીતો અખત્યાર કરી ગુના કરેલા, તેમને શિક્ષા ન કરીને તથા સીધી કે આડકતરી રીતે ઘણાખરા અમલદારોના ગુનાઓ માટે તથા પ્રજાનાં દુઃખો તરફ નિષ્ઠુર વર્તન માટે જેને જવાબદાર ગણી શકાય, એવા સર માઈકલ ઓડવાયરને નિર્દોષ ઠરાવીને, એ બન્ને સરકારે પ્રજા તરફ અત્યંત બેદરકારી અને કર્તવ્યભ્રષ્ટતા દર્શાવી છે; વળી એ જ બાબતમાં આમના—અને તેથીય વિશેષ • ઉમરાવોની—સભામાં જે ચર્ચા થઈ, તે ઉપરથી, (વિલાયતમાં) હિંદુસ્તાનની પ્રજા તરફ સમભાવનો અત્યંત અભાવ, અને પંજાબમાં ત્રાસ વર્તાવી પ્રજાને દાબી દેવાની રાજ્યનીતિની ખરેખરી પસંદગી જ ઉઘાડાં પડ્યાં છે; અને વાઈસરોયના છેલ્લા ભાષણ ઉપરથી

ખિલાફત અને પંજાબની બાબતમાં જરાયે પશ્ચાતાપની લાગણી નથી એમ પુરવાર થાય છે.

આ સર્વે હકીકતો ઉપરથી, આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, આ બે અન્યાયોના સંબંધમાં જ્યાં સુધી ન્યાય ન મળે, ત્યાં સુધી હિંદુસ્તાનમાં સંતોષ વર્તી શકે નહિ, અને પ્રજાનું સ્વત્વ દર્શાવવાનો તથા આવા અત્યાચારો ફરીથી થતા અટકાવવાનો સફળ થઈ શકે એવો એક જ માર્ગ રહ્યો છે—અને તે એ કે, હિંદુસ્તાનમાં સ્વરાજ્ય સ્થાપવું.

આ મહાસભાનો વળી એવો અભિપ્રાય છે કે, જ્યાં સુધી એ અન્યાયો દૂર થાય નહિ અને સ્વરાજ્ય સ્થપાય નહિ, ત્યાં સુધી ક્રમે ક્રમે વધતા અહિંસક અસહકારની નીતિ પસંદ કરી, તેનો અમલ કરવા સિવાય બીજો કોઈ પણ માર્ગ હિંદી પ્રજા પાસે રહ્યો નથી

આ વિષયમાં શરૂઆત કરવાની પહેલી ફરજ જે વર્ગ પ્રજામત કેળવી તેના પ્રતિનિધિરૂપે ઊભો છે તેની ઠરે છે તેથી, તથા માનચાંદ દ્વારા, શાળાઓ ઉપરના અંકુશ દ્વારા, અદાલતો અને ધારાસભાઓ દ્વારા, સરકારની સત્તા બંધાય છે તેથી, અને આ હિલચાલમાં ઓછામાં ઓછું જોખમ ખેડવું પડે, અને ધારેલી મુરાદો બર લાવવા માટે ઓછામાં ઓછો ભોગ આપવો પડે—એ સર્વે કારણોનો વિચાર કરી, આ મહાસભા પ્રજાને આગ્રહપૂર્વક એ મુજબ સલાહ આપે છે કે

(ક) ખિતાબો અને માનદ (ઓનરરી) હોદ્દાઓના તથા મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડોમાં સરકારે નીમેલી જગાના હોદ્દાઓના રાજીનામાં આપવાં

(ખ) સરકારના મેળાવડાઓ તથા દરબારોમાં તથા સરકારી અમલદારોએ ભરેલા કે એમના માનમાં ભરાયેલા સરકારી કે અર્ધસરકારી મેળાવડાઓમાં હાજરી આપવા ના પાડવી,

(ગ) સરકારની માલિકીની, એની મદદથી કે એના અંકુશ તળે ચાલતી શાળાઓમાંથી છોકરાઓને ધીમે ધીમે ઉઠાડી લેવા, અને તેને બદલે દરેક પ્રાંતમાં રાષ્ટ્રીય શાળાઓ અને કૉલેજો સ્થાપવી,

(ઘ) વકીલોએ અને પક્ષકારોએ ધીમે ધીમે સરકારી અદાલતોનો બહિષ્કાર કરવો, અને તેને બદલે પોતાની ખાનગી તકરારોનો નિકાલ કરવા ખાનગી પંચાયતો સ્થાપવી,

(ઙ) લશ્કરી વર્ગોએ તેમજ કારકૂની અને મજૂરી કરનારા વર્ગોએ મેસોપોટેમિયામાં ભરતી થવા ના પાડવી,

(ઘ) સુધારા મુજબની કાઉન્સિલોની ચૂંટણી માટે કોઈએ ઊભું ન રહેવું, અને મહાસભાની સલાહને ન ગણકારતાં કોઈ ધારાસભામાં જવા બહાર પડે લોકોએ તો તેને મત ન આપવા,

(૪) વિદેશી માલનો બહિષ્કાર કરવો.

અસહકારની હિલચાલની એક નેમ લોકોના સંયમ અને આત્મભોગની વૃત્તિ ઉપજાવવાની છે કારણકે એ બે ગુણો વિના કોઈ પણ પ્રજા ચાલી શકે નહિ આ બે ગુણ કેળવવા પ્રથમથી જ દરેક સ્ત્રીપુરુષ અને બાળકને તક મળે તેટલા માટે, અસહકારની શરૂઆતથી જ આ મહાસભા પ્રજાને માલ ના સ્વદેશીવ્રત પાળવાની સલાહ આપે છે, પણ હિંદુસ્તાનની હસ્તીના મિલો પોતાના સ્વદેશી મૂડી અને વ્યવસ્થાથી લોકોને જોઈએ તેટલું સૂતર અને કાપડ ઉત્પન્ન કરી શકતી ન હોવાથી અને લાંબો વખત સુધી તેમ કરવાના ગાસ્ત મેળવે એમ પણ ન હોવાથી, આ મહાસભા પ્રજાને નવી સલાહ આપે છે કે, દરેક ઘરમાં રેંટિયો દાખલ કરવો અને લાખો વણકરો જે પુરાણો ને ખાનદાન ધંધો ઉત્તેજનને અભાવે છોડી દીધો છે, તે પાછો શરૂ કરાવી સૂતર અને કાપડની મોટા પ્રમાણમા ઉત્પત્તિ કરવામા ભાગ લેવો

એ ઠરાવ ઉપર જોસભેર ચર્ચાઓ ચાલી અને બાબુ બિપિનચંદ્ર પાલે દેશબંધુ દાસના ટેકાથી એવો સુધારો રજૂ કર્યો કે

'(ક) આગેવાન હિંદીઓના મહાસમિતિએ ચૂંટી કાઢેલા તજ્ઞાસદાના એક મિશનને મુલાકાત આપવા વડા પ્રધાનને કહેવું અને એ મિશને વડા પ્રધાન સન્મુખ હિંદના લોકોની યાદી તેમજ તત્કાળ સ્વતંત્રતા બક્ષવાની માગણી રજૂ કરવી

(ખ) આ મિશનની મુલાકાત લેવાની અગર ૧૯૧૯ના સુધારાના કાયદાની અવધમાં સંપૂર્ણ સ્વરાજ્ય હિંદને આપવા એ ના પાડે તો હિંદ હવે પરાધીન દશા તરીકે રહેવા બિલકુલ તૈયાર નથી એ વિષે બ્રિટિશ પ્રજાને છાતાભાર શકા ન રહે એવા સક્રિય અસહકારની નીતિ પ્રજાએ અખત્યાર કરવી

(ગ) દરમિયાન હિંદી પ્રજાએ મહાત્મા ગાંધીજીના અસહકારના કાર્યક્રમની તરફેણમા વિચાર કરવા અને ગતે તેમાં જરૂર જણાય તેવા સુધારાવધારા કરીને આખા દેશમા અગર અમુક પ્રાંતો પૂરતા સંજોગો અનુસાર તે અખત્યાર કરવો, એ સંજોગોનો વિચાર એક સંયુક્ત કમિટી કરે જેમા (૧) મહાસભાના ૨૦ (૨) મુસ્લિમ લીગના ૫ (૩) સેંટ્રલ ખિલાફત કમિટીના ૫ (૪) અસહકારનો સિદ્ધાંત સ્વીકારનારી દરેક હોમરૂલ

લીગના ૫ એ મુજબ સભાસદો રહે. આ સંયુક્ત કમિટીના પ્રમુખ મહાત્મા ગાંધી થાય.''

લાંબી અને હાર્દિક ચર્ચા પછી ગાંધીજીનો ઠરાવ પસાર થયો.

સાથે સાથે એટલું જણાવતા જઈએ કે, ગાંધીજીએ પ્રથમ લોકલ બોર્ડો વગેરેના બહિષ્કારનો પણ પોતાના ઠરાવમાં સમાવેશ કર્યો હતો; પરંતુ પછીથી પોતાના મિત્રોની ઇચ્છાને માન આપી તે પાછો ખેંચી લીધો હતો. નેશનાલીસ્ટ પાર્ટીને આ કાર્યક્રમ બાબત થોડોક મતભેદ હોવા છતાં તે ફરીવાર મહાસભાને વફાદાર રહી. અમૃતસરની મહાસભાના ઠરાવ અનુસાર જે જે નેશનાલીસ્ટ પક્ષના સભ્યોએ નવા સુધારા મુજબની ધારાસભાઓની બેઠકો માટે ઉમેદવારી નોંધાવી હતી અને મત મેળવવા પુષ્કળ સમય, મહેનત અને પૈસાનુ ખર્ચ કર્યું હતું, તેઓએ તરત જ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી. મતદારોમાંથી પણ લગભગ ૮૦ ટકા જેટલાઓએ મહાસભાના નિર્ણયને બહાલ રાખી મત ન નોંધાવ્યા. કેટલીક જગાઓએથી તો ખાલી પેટીઓ જ રવાના થઈ હતી. સરકારને પણ કબૂલ કરવું પડયું કે, 'ગાંધીજીની અસહકારની ચળવળ, ખાસ કરીને નવી ધારાસભાઓના બહિષ્કારની બાબતમાં, ભવિષ્યનાં થોડાં વર્ષોના ઇતિહાસ ઉપર ખાસ અસર કરશે. કારણ કે તે ચળવળે પ્રજાના જાહેર જીવનમાં અગત્યનો ભાગ ભજવતા કેટલાક પીઢ વિચારકોને નવી ધારાસભાઓમાં આવતા રોક્યા છે અને વિનીતો માટે જગા ખાલી કરી મૂકી છે.'

નવેંબરની શરૂઆતમાં સરકારે આ ચળવળ પ્રત્યે પોતાની નીતિ સ્પષ્ટ કરવાનુ આવશ્યક માન્યું. 'જે લોકો આ ચળવળના મૂળ યોજકોએ નિયત કરેલી મર્યાદા ઓળંગી જાય, તેમજ જેઓ ભાષણો કે લેખોથી જનતાને હિંસા કરવા ખુલ્લી રીતે ઉશ્કેરે, તથા જેઓ લશ્કર કે પોલીસની વફાદારી તોડવા પ્રયત્ન કરે, તેઓ સામે જ પગલાં ભરવાની તેમણે સ્થાનિક સરકારને સૂચનાઓ મોકલી આપી.' ઉપરાંત, સરકારે પોતાનો એવો વિશ્વાસ અને

માન્યતા જાહેર કર્યાં કે, 'આમવર્ગના તેમજ ખાસ વર્ગના લોકો ડહાપણપૂર્વક આ ચળવળને શેખચલ્લીની યોજના જેવી કાલ્પનિક ગણીને, તેમજ તે સફળ નીવડે તો પણ અંતે વ્યાપક ગેરવ્યવસ્થા અને રાજકીય અંધાધૂંધીમાં પરિણમનારી સમજીને, તથા દેશમાં જેમને કાંઈ સાચી લેવાદેવા છે, તે બધાંની પાયમાલી લાવી મૂકનારી માનીને ફેંકી દેશે.' સરકારે વળી જણાવ્યું કે, 'આ ચળવળ દુરાગ્રહી અને મૂઢ લોકોને જ રુચિ શકે તેવી છે તથા તેના ધ્યેયમાં કાંઈ સર્જક તત્ત્વો રહેલાં નથી.'

પરંતુ હવે તો દેશભરમા એકદમ નવું જ વાતાવરણ વ્યાપી ગયું હતુ, અત્યાર સુધી ચાલતી આવેલી જુગજૂની રાજકીય ચળવળની પદ્ધતિ પ્રત્યે લોકોનુ વલણ બદલાઈ ગયું હતું. મહાસમિતિએ ઈ. સ. ૧૯૨૦ના મે માસમાં પંજાબના અત્યાચારો બાબત પાર્લામેન્ટમાં અરજી રજૂ કરવા જે ઉપસમિતિ નીમી હતી, તેનું કામ સ્થગિત કરી દેવામાં આવ્યું. સુધારાઓની બાબતમાં મતભેદ પડવાથી મહાસભાએ બ્રિટિશ કમિટીને ઈ. સ. ૧૯૧૮થી લવાજમ ભરવું બંધ કર્યું હતું. એ જ મતભેદને કારણે ઈ. સ. ૧૯૧૯માં ઇંગ્લંડમાં મહાસભાના ડેપ્યુટેશન અને મિસિસ બિસેન્ટ વચ્ચે કડવાશ ભરેલી ચકમક ઝરી હતી. અંતે બ્રિટિશ કમિટીને નમતું મૂકવું પડ્યું અને મહાસભાએ પોતાનો કાબૂ ફરી પ્રાપ્ત કર્યો. છતાં, બ્રિટિશ કમિટીએ પોતાના સ્ટાફ ઉપર મહાસમિતિએ ચૂંટેલો એક હિંદી નીમવાની પેલા ડેપ્યુટેશનને જે કબૂલાત આપી હતી, તેની અવગણના કરીને આપમેળે એક હિંદીને ચૂંટી લીધો. તેનો મહાસભાએ સખત વિરોધ કર્યો, પરંતુ તેણે માન્યું નહિ. એટલે નક્કી કરવામાં આવ્યું કે 'ઇંડિયા પત્ર' હવેથી બંધ કરવું.

મહાસમિતિ ઑક્ટોબર ૧૯૨૦ની ૨૭ તારીખે મળી અને અખિલ હિંદ તિલક સ્મારક ફંડ અને સ્વરાજ્ય ફંડ એમ બે ફંડો ઉઘરાવવાનો ઠરાવ કર્યો. પરંતુ ડિસેમ્બર ૧૯૨૦ સુધી તે ઠરાવ દફતર ઉપર જ રહ્યો. અસહકારના નવા ઠરાવ તરફ બંગાળ અને મહારાષ્ટ્રનું વલણ સહાનુભૂતિભર્યું નહોતું. લોકમાન્યના સાથી મિ. જી. એસ. ખાપરડેએ એક ટૂંક નિવેદન પ્રસિદ્ધ

કર્યું. તેમાં તેમણે કલકત્તાની ખાસ બેઠકવાળા ઠરાવો મહાસભાની શક્તિઓને આધ્યાત્મિક બળ તથા નૈતિક ઉત્કર્ષ પ્રાપ્ત કરવા તરફ ખેંચી જઈ, વસ્તુસ્થિતિના રાજકીય દૃષ્ટિબિંદુ તરફ કેટલું દુર્લક્ષ કરે છે, તે બતાવવાનો પ્રયત્ન કર્યો :

"ચાલુ રાજ્યતંત્ર સાથેનો સંપર્ક તજી દેવાથી મહાસભા હવે, શાંતિને છતાં દૃઢ અને નિશ્ચિત માર્ગે અસરકારક ચળવળ ચલાવવાને આવશ્યક એવી રાજકીય મનોદશા ખીલવવા માટે કશું શિક્ષણ આપી શકે તેવી રહી નથી. . . અત્યારે અસહકારનો જે ઉપદેશ આપવામાં આવે છે, તે પ્રજામાં સહનશક્તિનો ભલે વિકાસ કરે, પરંતુ પ્રજામાં રાજકીય ચળવળ ચલાવવા માટે જોઈતી શક્તિ, સમજણ અને વ્યાવહારિક ડહાપણ કદી પેદા કરી શકશે નહિ. અત્યારે સૂચવવામાં આવતા ત્રિવિધ બહિષ્કારો વ્યર્થ છે અને તેમનો અત્યારની રાજકીય પરિસ્થિતિ સાથે દૂરનો પણ કશો સંપર્ક દેખાતો નથી. ઑલ ઇંડિયા હોમરૂલ લીગ (કે, જેને હવે 'સ્વરાજ્ય સભા' એવું નવું નામ આપવામાં આવ્યું છે) તેનું ધ્યેય બદલવા માટે ચાલેલા કામકાજના અહેવાલ ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવે છે તેમ, આજની પરિસ્થિતિનું વલણ આપખુદી અને વ્યક્તિતંત્ર તરફ પાછા ફરવાનું જણાય છે. ભલેને એક અતિ ઉન્નત અને ધાર્મિક પુરુષના હાથમાં તે તંત્ર સોંપવામાં આવતું હોય, તો પણ, એ વસ્તુસ્થિતિ વાંધાભરેલી છે તેમજ આધુનિક યુગના પ્રવાહની વિરુદ્ધ જનારી છે."

આ નિવેદન ઉપર ૧૦મી ડિસેમ્બર ૧૯૨૦ની તારીખ હતી. અને તેને મહાસભાની નાગપુરની બેઠકના અરસામાં જ પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. તેમાં હોમરૂલ લીગના ધ્યેયમાં કરેલા ફેરફારનો અને ગાંધીજીએ કરેલી 'સ્વરાજ્ય સભા'ની સ્થાપનાનો ઉલ્લેખ છે. વાત એમ હતી કે, કલકત્તામાં અસહકારનું ભવિષ્ય ડામાડોળ હતું તે અરસામાં, ગાંધીજીએ જૂના હોમરૂલરો (કે જેમનાથી મિસિસ બિસેન્ટ વસ્તુતાએ છૂટાં થઈ ગયાં હતાં) તેમને એકઠા કર્યા અને તે લીગનું ધ્યેય બદલીને, થોડા સમય બાદ નાગપુર મહાસભાએ જે ધ્યેય સ્વીકાર્યું, તે કરી નાખ્યું; તથા તેનું નામ પણ બદલીને 'સ્વરાજ્ય સભા' કર્યું. પરંતુ તે સભાને કાંઈ કામકાજ કરવાનો પ્રસંગ આવ્યો જ નહિ. કારણકે કલકત્તાની બેઠકમાં અસહકારની નીતિ મંજૂર રાખવામાં આવી અને નાગપુરની બેઠકમાં તેને ટેકો આપવામાં આવ્યો. નસીબની

અને રાજકારણની એ પણ એક બલિહારી જ છે કે, જે પ્રાંતોએ અસહકારનો કટ્ટર વિરોધ કર્યો હતો, તે પ્રાંતોમાં ભરાયેલી બન્ને બેઠકોમાં જ અસહકારનો ઠરાવ સ્વીકારવામાં આવ્યો.

## નાગપુરની મહાસભા ૧૯૨૦

અસહકારના કાર્યક્રમની છેલ્લી ચર્ચા અને નિર્ણય નાગપુરની બેઠકમાં થવાનાં હતાં. એ બેઠકમા હાજરી આપનારા પ્રતિનિધિઓની સંખ્યા બહુ મોટી હતી. નાગપુર પહેલાની કે પછીની કોઈ બેઠકમાં તેટલી હાજરી નહોતી. તેમાં ૧૪,૫૮૨ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. તેમાંના ૧૦૫૦ મુસલમાનો હતા અને ૧૬૯ સ્ત્રીઓ હતી. તેને પ્રમુખસ્થાને મહાસભાના દક્ષિણના પીઢ આગેવાન સાલેમવાળા મિ. સી. વિજયરાઘવાચાર્ય હતા. કર્નલ વેજવૂડ, મિ. હોલફર્ડ નાઈટ અને મિ. બેનસ્પૂર ઇંગ્લંડના મજૂરપક્ષ તરફથી મિત્રપ્રતિનિધિઓ તરીકે હાજરી આપી હતી અને મજૂરપક્ષનાં અભિનંદન તથા સહાનુભૂતિનો સંદેશ મહાસભાને પહોંચાડ્યો હતો.

શ્રી. ચિત્તરંજન દાસ પોતાની સાથે પૂર્વ બંગાળા અને આસામના ૨૫૦ પ્રતિનિધિઓની ટુકડી પોતાને ખર્ચે લેતા આવ્યા હતા. આમ કલકત્તામાં થયેલા ઠરાવો રદ કરાવવા તેમણે પોતાના ખીસામાંથી ૩૬,૦૦૦ રૂપિયા ખર્ચ્યા હતા. તેમના માણસો અને તેમના સામાવાળિયા જિતેન્દ્રલાલ બેનરજીના માણસો વચ્ચે થોડીક ટપાટપી પણ થઈ હતી. મહારાષ્ટ્રનો વિરોધ પણ પ્રમાણની તેમજ સંગઠનની દૃષ્ટિએ ઊતરતો નહોતો. કર્નલ વેજવૂડ, બેનસ્પૂર અને હોલફર્ડ નાઈટે વિષયવિચારિણી સમિતિની બેઠકમાં હાજરી આપી હતી અને કર્નલ વેજવૂડે અસહકારની સામે દલીલો કરવામાં પોતાનું બધુ બળ વાપર્યું હતુ. પરંતુ કોઈનું કાંઈ વળ્યું નહિ. ખાદીની કલમ સખત કરવામાં આવી; અસહકારના ઠરાવને ફરી બહાલ રાખવામાં આવ્યો; અને સરકારના શબ્દોમાં કહીએ તો મહાસભાનું ધ્યેય, "એવી રીતે બદલી નાખવામાં આવ્યું કે, જેથી અત્યાર સુધીની તેની બ્રિટિશ સંબંધને વળગી રહેવાની, તેમજ બંધારણમાં રહીને ચળવળ ચલાવવાની નીતિ દૂર થઈ જાય." એ

બેઠક ગાંધીજી માટે વ્યક્તિગત જીતરૂપ હતી. મહાસભાના જૂના આગેવાનો, નેતાઓ અને વડીલો આભા જ બની ગયા.

આપણે હવે નાગપુર મહાસભાએ પસાર કરેલા ઠરાવો તેમજ ફેરફારોનો જરા વિગતવાર અભ્યાસ કરીએ. અસહકાર વિષેનો ઠરાવ એ બેઠકમાં મંજૂર રાખવામાં આવ્યો એ એક મહત્ત્વની બાબત તો છે જ; પરંતુ તેમાંય વિશેષતા એ છે કે, ઠરાવ રજૂ કરનાર ચિત્તરંજન દાસ હતા અને તેને ટેકો આપનાર લાલા લજપતરાય હતા. ગાંધીજીને નાગપુરમાં જે ટેકો મળ્યો, તે અલબત્ત કલકત્તા કરતાં પ્રમાણમાં વધુ મોટો હતો. કલકત્તામાં જાણીતા કહી શકાય તેવા આગેવાનોમાંથી કોઈએ જો ગાંધીજીને ટેકો આપ્યો હોય, તો તે પંડિત મોતીલાલ નેહરુએ. અને તે પણ બેઠકના છેવટના ભાગમાં જ્યારે ગાંધીજીએ કોર્ટો અને કોલેજોનો બહિષ્કાર ક્રમે ક્રમે કરવાનો તેમનો સુધારો કબૂલ રાખ્યો ત્યારે. મેજની ઉપમા આપીએ, તો ત્યાં સુધી અસહકારનું ટેબલ એક પાયા ઉપર જ ઊભું હતું. પરંતુ નાગપુરમાં તો તે ચારે પાયે બરાબર ઊભું હતું. નેહરુ, દાસ અને લાલાજી એમ બધાનો તેને ટેકો હતો. તે ઠરાવ પોતે લાંબો તેમજ વ્યાપક છે. અને તેમાં અસહકાર વિષેના ગાંધીજીના બધા ઠરાવોની તમામ ખાસિયતો સમાયેલી છે. ગાંધીજી સમાન્ય રીતે પોતાના ઠરાવમાં પછીથી નવા સુધારાઓ સ્વીકારવા તૈયાર નથી હોતા. તે વખતના તર્કપ્રિય પ્રતિનિધિઓમાં તમામ ઠરાવો ઉપર શાબ્દિક કે તેવા સુધારાઓ રજૂ કરવાની ફેશન પડેલી હતી. તે મુજબ તેઓ ગાંધીજીના ઠરાવો ઉપર પણ સુધારાઓ રજૂ કરવા જતા; પરંતુ તેમને તરત ખબર પડી જતી કે, વ્યાપકતા તેમજ સચોટતામાં એકસરખા એવા ગાંધીજીના ખરડાઓમાં સુધારાઓ કરવી શકાય તેવું ખાસ હોતું નથી. એનો અર્થ એ નથી કે, ગાંધીજી કોઈ પણ જરૂરી સુધારાય સ્વીકારવાની ના પાડતા. ઊલટું, કોઈ સુંદર સૂચના કરવામાં આવતી તો ગાંધીજીને અતિ આનંદ થતો અને તેને તે એકદમ સ્વીકારી લેતા. નાગપુરનો ઠરાવ કલકત્તાના ઠરાવ જેવો જ હતો અને તેમાં એક છેડે ખિતાબોના ત્યાગથી માંડીને બીજે છેડે કરબંધી

સુધીની બધી વિગતોનો સમાવેશ થતો હતો તે ઠરાવમા વેપારીઓને ધીમે ધીમે પરદેશી વેપાર છોડતા જવાનુ અને હાથકતામણ અને હાથવણાટને ઉત્તેજન આપવાનું કહેલુ હતુ દેશને શક્ય તેટલો તમામ આત્મભોગ આપવાની પ્રેરણા હતી મહાસભાને દેશસેવકોનો 'હિંદી રાષ્ટ્રીય સંઘ' તૈયાર કરવાની તથા આગલા ઑગસ્ટમા નક્કી કરેલ અખિલ હિંદ તિલક સ્મારક સ્વરાજ ફડ ઉઘરાવવાની સૂચના હતી ( મૂળ ધારણા તો તિલક સ્મારક ફડ અને સ્વરાજ્ય ફડ એમ બે જુદા ફડ ઉઘરાવવાની હતી તેને બદ્લે તે બને મળી એક ફડ ઉઘરાવવાનુ હવે ઠરાવવામા આવ્યુ હતુ ) ધારાસભામા ચૂટાયેલા સભ્યોને પોતાની બેઠકનુ રાજીનામુ આપવાની તથા મતદારોને તેમ ન કરનાના સભાસદો પાસેથી કોઈ પણ જાતની રાજદ્વારી સેવા લેવાનુ ના પાડવાની વિનતિ હતી. પોલીસ, લશ્કર અને લોકો વચ્ચે વધતા જતા ભાઈચારાની નોધ હતી તથા સરકારી નોકરોને પોતાની નોકરીને અગે દેશબધુઓની જોડે કરવા પડતા વહેવારોમા વધુ નમ્ર અને વધુ પ્રામાણિક બનવાની તથા નિર્ભયતાથી અને ખુલ્લી રીતે બધી જાહેર સભાઓ અને પ્રજાકીય મેળાવડાઓમા હાજરી આપવાની અપીલ હતી અહિંસાને અસહકારના પ્રધાન અંશ તરીકે ગણવા ઉપર ભાર મૂકવામા આવ્યો તથા હિંસાને સાચા પ્રજાજીવનના વિકાસની ઘાતક તથા અસહકારના બીજા અગોના અમલમા બાધક ગણી લોકોને મન, વાણી અને કાયાથી અહિંસક બનવાની સલાહ આપવામા આવી ઉપરાત તમામ જાહેર મડળોને સત્વર માથે અહિંસક અસહકાર અને પ્રજામા આપસમા સંપૂર્ણ મહત્તાની વૃત્તિ ઉત્તેજવા તરફ પોતાનુ તમામ લક્ષ એકત્રિત કરવાની સૂચના કરવામા આવી આ બદલાયેલા વાતાવરણમા હિંદ તેમજ પરદેશમા સાચી માહિતી પૂરી પાડવાની આવશ્યકતાની નોધ લઈને પણ ઇંગ્લડમા પ્રગટ કરવામા આવતા 'ઇંડિયા' સાપ્તાહિકને બધ કરવાનુ ઠરાવવામા આવ્યુ તથા આયર્લૅંડની સ્વતત્રતાને ખાતર ૬૫ દિવસના આ મરણાંત ઉપવાસ કરી મૃત્યુને ભેટનાર સ્વ૰ મેકિસ્વનીને અંજલિ અર્પવામા આવી

સાથે સાથે એટલું જણાવતા ગયા કે, આયર્લંડે પોતાની સ્વતંત્રતા માટે આદરેલી દારુણ લડતે, તથા ઇજિપ્તમાં મિલનર મિશનના થયેલા સંપૂર્ણ બહિષ્કારે હિંદુસ્તાનને તેની તેવી જ દારુણ પરંતુ અહિંસક લડતમાં ઝૂઝવામાં ઘણી પ્રેરણા આપી હતી. નાગપુરની વિષયવિચારિણી સમિતિમાં હાજર રહેલા કર્નલ વેજવૂડે સભામાં બોલવાની પરવાનગી મળતાં, મહાસભાને અસહકારની નીતિ અખત્યાર કરવા સામે ગંભીર ચેતવણી આપી. તેમણે કહ્યું કે:

"મહાસભાના બંધારણમાં કમિટીએ સૂચવેલા ફેરફાર કરવાથી હિંદુસ્તાનના વિલાયતમાંના મિત્રોને હિંદ માટે કામ કરવું અઘરું થઈ પડશે અને જે વકીલો અને સરકારી નોકરોએ સરકારને વફાદાર રહેવાના સોગન લીધેલા છે, તેમની સ્થિતિ પણ કફોડી થશે. એથી ફાયદો એ જ નીકળશે કે, પ્રજાના સેવકોને હેરાન કરવામાં છૂપી પોલીસને મદદ થશે. : તમે રચનાત્મક કાર્યક્રમ અનુસરવાને બદલે કોઈ અંધારી ગલીમાં પ્રવેશ કરો છો."

આ ઢબે તેમણે પા કલાક સુધી સ્પષ્ટ દેખાઈ આવતી હાર્દિકતા અને સહાનુભૂતિ સાથે ભાષણ કર્યું; પણ તે પોતાની જગાએ પાછા બેઠા પણ નહિ એટલામાં તો જવાબમાં એક અવાજ આવ્યો અને પાંચ મિનિટમાં તેમના બધા વાંધાઓનો જવાબ આપી દીધો:

"અમારે હિંદ બહાર કોઈ મિત્રો જ નથી એ વાતમાં કોઈ શંકા ન કરે. અમારી મુક્તિ અમારા પોતાના હાથમાં રહેલી છે. અમારું ભવિષ્ય સુધારવું કે બગાડવું એ અમારા ઉપર જ આધાર રાખે છે, એ વસ્તુ અમારા સમજવામાં આવી ગઈ છે અને તેથી અમે આ કાર્યક્રમ સ્વીકાર્યો છે. હિંદી રાજકારણમાં પોલીસ એ કાંઈ નવી વાત નથી. છેલ્લાં પંદર વર્ષથી અમે એકાદ નાની નિશાળ ઉઘાડી હશે કે કાંઈ ફંડ ઉઘરાવ્યું હશે, તો તે દરેક વખતે લાલ પાઘડીની છાયા અમારી પૂંઠે હશે જ. વકીલોને વફાદારીના સોગંદ લેવા પડે છે એ સાચી વાત છે, પરંતુ તેથી તો તેમની સનદો ફાડી નાખવાનું તેમને કહેવામાં આવે છે. અમે અંધારી ગલીમાં પ્રવેશ કરી રહ્યા છીએ એ વાતની અમને ખબર છે; પરંતુ અમારો કારાવાસમાંથી મુક્તિનો માર્ગ અંધારી ગલીમાં થઈને જ જાય છે. અમને અસત્યમાંથી સત્યમાં, અંધારામાંથી પ્રકાશમાં

અને મૃત્યુમાંથી જીવનમાં લઈ જનાર અમારા જોગિયામાં અમને વિશ્વાસ છે.”

હૂંડિયામણના ભાવમાં વધારો કરી, પરિણામે સોનાનું ચલણી નાણું દાખલ કરવા રાખેલા ભંડોળમાં તથા ચલણી નોટો માટેના ભંડોળમાં રિવર્સ કાઉન્સિલ બિલોથી સરકારે ચલાવેલી લૂંટ, નાગપુરની બેઠકમાં સખત ટીકાનો વિષય થઈ પડી તથા બ્રિટિશ સરકારને તે નુકસાન ભરપાઈ કરી આપવાની માગણી કરવાનો ઠરાવ કરવામાં આવ્યો; નવા હૂંડિયામણને ભાવે બ્રિટિશ માલ આયાત કરનાર વેપારીઓ પોતાના વાયદાઓ પૂરા કરવાની ના પાડવાને પૂરેપૂરા હકદાર છે એમ જાહેર કરવામાં આવ્યું. ડયૂક ઑફ કૅનૉટની મુલાકાત દરમિયાન તેમના માનમાં જે મેળાવડા કે ધામધૂમ કરવામાં આવે, તે કશામાં કોઈ પણ જાતનો ભાગ ન લેવાની પ્રજાને સૂચના કરવામાં આવી; મજૂરો મહાજનો બાંધીને તે મારફત પોતાના વાજબી હકો મેળવવા જે લડત ચલાવી રહ્યા હતા, તે પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ જાહેર કરવામાં આવી; ખોરાકના પદાર્થોની નિકાસને વખોડી કાઢવામાં આવી; જે કાર્યકર્તાઓને મુકદ્દમા ચલાવીને કે તેવું કશું કર્યા વગર સરકારે પકડ્યાં હતા કે સજા કરી હતી, તેમના તરફ સહાનુભૂતિ દર્શાવવામાં આવી; પંજાબ, દિલ્હી તથા બીજે સ્થળોએ ફરી શરૂ કરવામાં આવેલી દમનની નીતિની નોંધ લેવામાં આવી અને લોકોને તેનો ધીરજથી સામનો કરવાનું જણાવવામાં આવ્યું; બધા દેશી રાજાઓને પોતાનાં રાજ્યોમાં પૂર્ણ જવાબદારીવાળું રાજતંત્ર સ્થાપવા તાકીદથી પગલાં ભરવાની વિનંતિ કરવામાં આવી; મિ. હૉર્નિમેનને હજુ સુધી પ્રજાની વચ્ચેથી અળગા રાખનારી સરકારની નીતિને વખોડી કાઢવામાં આવી તથા તેમણે હિંદની કરેલી વિવિધ સેવાઓ પ્રત્યે કૃતજ્ઞતાની લાગણી જાહેર કરવામાં આવી. ઈશર કમિટી અને તેણે કરેલી ભલામણોને હિંદુસ્તાનની પરાધીનતા અને દુર્બળતા વધારનારી જણાવી વખોડી કાઢવામાં આવી તથા તેમને સરકાર સામે અસહકાર કરવાની તરફેણમાં એક વધુ કારણ તરીકે જણાવવામાં આવી; મુસલમાનોએ ગોવધ બંધ કરવા કરેલા ઠરાવ માટે તેમનો આભાર

માનવામાં આવ્યો અને દોર તથા ચામડાંની નિકાસ ઓછી કરવાનું લોકોને જણાવવામાં આવ્યું. બીજા બે ઠરાવોમાં મફત કેળવણી અને આયુર્વેદિક પદ્ધતિની હિમાયત કરવામાં આવી.

હવે આપણે મહાસભાના બંધારણમાં કરવામાં આવેલા ફેરફારો ઉપર આવીએ. તે અનુસાર, •મહાસભાનું ધ્યેય બદલીને, 'શાંતિનાં અને સભ્યાચારનાં બધા સાધનોથી સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવું' એ કરવામાં આવ્યું. ભાષાની દૃષ્ટિએ મહાસભાના પ્રાંતો ફરી નક્કી કરવામાં આવ્યા. ખાસ અગત્યનો ફેરફાર તો એ થયો કે, વિષયવિચારિણી સમિતિ મહાસભાની બેઠક મળે તે પહેલાં ઓછામાં ઓછા બે દિવસ પહેલાં મળે; તથા તે સમિતિ, મહાસમિતિના સભાસદોની જ બને એમ ઠરાવવામાં આવ્યું. તેના સભ્યોની સંખ્યા વધારીને ૩૫૦ કરવામાં આવી.

વળી ઠરાવવામાં આવ્યું કે, મહાસમિતિ પોતાની પહેલી જ સભામાં પ્રમુખ, મંત્રીઓ, ખજાનચીઓ અને બીજા નવ સભાસદો મળી ૧૫ સભ્યોની એક કારોબારી સમિતિ નીમે. એ નિમણૂકે મહાસભાના રોજિંદા ચાલુ કામમાં મહત્ત્વપૂર્ણ ફેરફાર કરી મૂક્યો છે અને મહાસભાને પ્રજાની આજ્ઞાઓનો અમલ કરનારી એક સતત ચાલુ રહેતી સંસ્થા કરી મૂકી છે. છેવટે ઉમેરતા જઈએ કે, મહાસભાએ પૂર્વ અને દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓએ પોતા ઉપર થતા અન્યાયો સામે આદરેલી ઉદાત્ત અને બહાદુરીભરી લડત માટે, તેમજ તેમણે અખત્યાર કરેલી શાંતિમય અસહકારની નીતિ માટે પોતાનો દિલોજાનીભર્યો ટેકો જાહેર કર્યો; તથા ફિજીથી જે હિંદીઓને ત્યાંની સરકાર અને બગીચાવાળાઓના અમાનુષી વર્તનને કારણે નિરુપાયે હિંદ પાછા ફરવું પડયું હતું, તેમની વહારે પોતે દોડી શકે એમ નથી તે વાતનું દુઃખ પણ પ્રગટ કર્યું. અને મિ. સી. એફ. એન્ડ્રૂઝે દેશાવરમાં વસતા હિંદીઓની કરેલી અમૂલ્ય સેવાઓ માટે તેમનો કૃતજ્ઞતાપૂર્વક આભાર માનવામાં આવ્યો.

## પ્રકરણ ૨ જું

# અસહકાર પૂર જોસમાં—૧૯૨૧

પંજાબના બનાવો માટે ડ્યૂકનો ખેદ—હિંદી સરકારનો ખેદ—અસહકારને લોકોનો જવાબ (૧) વકીલો (૨) વિદ્યાર્થીઓ—અસહકારીઓ માટે મદદની વ્યવસ્થા—બેઝવાડાનો કાર્યક્રમ—મનાઈ હુકમો—નાનખાનાની કતલ—ગાંધી રીડિંગ મુલાકાત—અલીભાઈઓનું 'માફીપત્ર'—બેઝવાડાના કાર્યક્રમની સફળતા—વિદેશી કાપડનો બહિષ્કાર—પિકેટિંગ—અસહ્ય પજવણી છતાં પણ શાંતિ—વારંવારનો ગોળીબાર—મોપલાઓનું તોફાન—કરાચી ખિલાફત કૉન્ફરન્સ—મહાસભા સમિતિઓએ પસાર કરવાના કારોબારી સમિતિના ઠરાવો—શાહજાદાની મુલાકાતનો બહિષ્કાર—પરદેશો સાથેની નીતિ—અલીભાઈઓ પકડાયા—ગાંધીજી કરાચીવાળું ભાષણ ફરી વાંચે છે—સવિનયભંગની પરવાનગી—તેની શરતો—ચિરલાપેરલા—મોપલા તોફાનની કેટલીક વિગતો—શાહજાદો આવે છે—પરદેશી કાપડની હોળી—સ્વયંસેવકોના સંગઠનની ચળવળ—૧૯૨૧ના ડિસેમ્બરના સમાધાનીના સંદેશા—માલવિયાજી દાસને જેલમાં મળે છે—દાસની શરતો—ગાંધીજીની શરતો—સંદેશાઓ પડી ભાંગે છે—શાહી સંદેશો—અમદાવાદ મહાસભાના ચૂંટાયેલા પ્રમુખ જેલમાં—હકીમ અજમલખાન પ્રમુખ બને છે—સામુદાયિક સવિનયભંગ માટે વિચારણા—અમદાવાદની બેઠકની વિશેષતાઓ—રેવ૦ સી એફ઼ ઍન્ડ્રૂઝ સંદેશો આપે છે—પરદેશી કાપડની હોળી સામે તેમનો વિરોધ—અમદાવાદની બેઠક—દાસનું ભાષણ સરોજિની દેવી વાંચે છે—મુખ્ય ઠરાવ અસહકાર ઉપરનો નિબંધ—ઠરાવ પોતે—હઝરત મોહાનીનો પૂર્ણ સ્વાતંત્ર્ય માટે સુધારો—ગાંધીજી વિરોધ કરે છે—મહાસભા અને ઉદ્દેશ.

નાગપુરની બેઠકથી હિંદુસ્તાનના આધુનિક ઇતિહાસમાં વસ્તુતાએ એક નવો યુગ શરૂ થાય છે. નિષ્ફળ ગુસ્સો અને કાકલૂદીભરી વિનંતિઓની જૂની લાગણીઓની જગાએ પ્રજામાં હવે જવાબદારીની અને સ્વાશ્રયની નવી લાગણીઓ પેદા થાય છે. આપણે ક્ષણ વાર ઈ. સ. ૧૯૨૦ના અંતમાં અને ઈ. સ. ૧૯૨૧ની શરૂઆતમાં હિંદુસ્તાન ક્યાં આવીને ઊભું હતું તેનું નિરીક્ષણ કરી લઈએ. ૧૯૨૦ની સાલના અંત સુધીમાં વિનીતપક્ષ મહાસભાથી હંમેશને માટે છૂટો પડી ગયો હતો. મિ. સી. વાય. ચિન્તામણિએ લીબરલ ફેડરેશનની વાર્ષિક બેઠક વખતે એક ઉત્તમ ભાષણ કર્યું હતું. સુરેન્દ્રનાથ બેનર્જીને નાઈટનો ખિતાબ મળ્યો હતો. લૉર્ડ સિંહા બિહાર અને ઓરિસાના પહેલા હિંદી ગવર્નર બન્યા હતા. ૧૯૨૧ની શરૂઆતના નવા પ્રધાનોમાં લાલા હરકિશનલાલ જેવાનો પણ સમાવેશ થતો હતો. થોડા જ મહિના અગાઉ પંજાબમાં તેમને જન્મભર દેશનિકાલની અને તેમની તમામ મિલકત જપ્ત કરી લેવાની સજા થઈ હતી. જ્યોર્જ રાજાના કાકા ડ્યૂક ઑફ કૉનોટને હિંદુસ્તાનમાં પ્રગટેલી વિરોધની લાગણીઓ શાંત કરવા અને નવા યુગનો આરંભ કરવા હિંદુસ્તાન મોકલવામાં આવ્યા હતા. તેમણે એક સુંદર ભાષણ કર્યું:

"હું અત્યારે મારા જીવનને એવે છેડે આવી પહોંચ્યો છું કે, જ્યારે થયેલા ઘા રૂઝવવાની અને છૂટા પડેલાઓને એકઠા કરવાની મને ઘણી ઇચ્છા થાય છે. હું હિંદુસ્તાનનો એક જૂનો મિત્ર હોઈ, અંગ્રેજો તેમજ હિંદીઓ બધાને, ભૂતકાળ સાથે ભૂતકાળની ભૂલો અને ગેરસમજો દાટી દઇ તથા જ્યાં ક્ષમા કરવા જેવું હોય ત્યાં ક્ષમા કરી, આજથી શરૂ થતી નવી આશાઓ સિદ્ધ કરવામાં હાથ મિલાવીને કામ કરવાની વિનંતિ કરું છું."

થોડા વખત બાદ વડી ધારાસભામાં એક ઠરાવ રજૂ કરીને પંજાબના અત્યાચારોની વાત ઉપાડવામાં આવી, ત્યારે સરકાર તરફથી આ પ્રશ્નની ચર્ચા શરૂ કરનાર સર વિલિયમ વિન્સેન્ટે જાહેર કર્યું કે, એ અપકૃત્યો સામે સરકારને ઊંડી ખેદની લાગણી થઈ છે, તેમજ મનુષ્યની નજર પહોંચી શકે ત્યાં સુધી તેવું ફરી થતું હંમેશ માટે અશક્ય કરી મૂકવાનો તેનો દૃઢ નિશ્ચય છે.

આટલું જાહેર કરી સરકારે ચાલાકીથી ઠરાવ રજૂ કરનાર પાસે ગુનેગાર અમલદારોને સખત સજા કરવાની ત્રીજી કલમ પાછી ખેંચી લેવડાવી. બીજી બાજુ, જો કે જનરલ ડાયરને નોકરીમાંથી છૂટો કરવામાં આવ્યો હતો અને એ રીતે તેનો પેન્શનનો હક રદ થયો હતો, તોપણ હિંદુસ્તાનની અંગ્રેજ સ્ત્રીઓ કે જેઓ તેને પોતાનો રક્ષણહાર માનતી હતી, તેમણે એક ફંડ ઉઘરાવી તેને ૨૦,૦૦૦ પાઉંડની રકમ ભેટ આપી હતી. તેમજ પૈસા કરતાંય વધારે તો, હિંદુસ્તાન અને ઇંગ્લંડમાં તેને એક તલવાર ભેટ આપી તેનું જે જાહેર સન્માન કરવામાં આવ્યું, તેનાથી તેને જે કાંઈ નુકસાન થયું હશે તે ઊલટું બમણું ભરપાઈ થઈ ગયું. બીજા ઘોર અપરાધી કર્નલ જોનસનને હિંદુસ્તાનમાં જ એક એક વ્યાપારી નોકરી મળી ગઈ હતી. એ રીતે તેનું 'નુકસાન' પણ ભરપાઈ થઈ ચૂક્યું હતું. પરિણામે ડ્યૂકની વિનંતિ કે ગૃહમંત્રી સર વિલિયમ વિન્સેન્ટે જાહેર કરેલી 'સરકારની ખેદની લાગણી' એ બેમાંથી કોઈ હિંદીઓની લાગણીને શાંત કરી શક્યાં નહિ. અસહકાર ચાલુ જ રહ્યો. એક જ વસ્તુ જરા આંખ ઠારે તેવી હતી. તે એ કે, વડી ધારાસભાએ ૧૯૨૧ના શરૂઆતમાં દમનનાં કાયદાઓની તપાસ માટે એક કમિટી નીમી અને પરિણામે 'ક્રિમિનલ લૉ અમેન્ડમેન્ટ ઍક્ટ સિવાયના તેવા બધા કાયદાઓ ૧૯૨૨ની શરૂઆતમાં પાછા ખેંચી લેવામાં આવ્યા. પરંતુ એવાં ઠીંગડાંથી મૂળ ઘા ઢંકાય તેવું નહોતું. એ ઘા તો દૂઝતો જ રહ્યો અને મહાસભાને તેના ઉપચાર શાહી ઢંઢેરાઓ કે ધારાસભાઓ ઉપર આધાર કે ભરોસો રાખ્યા વિના પોતાને હાથે જ કરવા પડ્યા.

નાગપુરની મહાસભાના ઠરાવોને પૂરતો જવાબ દેશ તરફથી મળ્યો. મત ન આપવાની ચળવળ તો અત્યંત ફતેહમંદ નીવડી. કોર્ટો અને કૉલેજોના બહિષ્કારને એટલી બધી ફતેહ ન મળી, પણ તે સંસ્થાઓની પ્રતિષ્ઠા તો ખૂબ જ ઘટી ગઈ. દેશભરમાં ઘણા વકીલોએ પોતાની વકીલાત છોડી દીધી અને તનમનથી આ ચળવળમાં ઝંપલાવ્યું. રાષ્ટ્રીય કેળવણીના ક્ષેત્રમાં પણ અણધાર્યા પ્રમાણમાં જવાબ મળ્યો. ગાંધીજીએ

દેશના નવજુવાનોને જે હાકલ કરી, તેનો તેમને ઉત્સાહભર્યો જવાબ મળ્યો. તેમજ એ વસ્તુ માત્ર બહિષ્કારથી અટકી નહિ. દેશમાં ઠેર ઠેર રાષ્ટ્રીય વિદ્યાપીઠો, રાષ્ટ્રીય મહાવિદ્યાલયો અને તમામ શ્રેણીની રાષ્ટ્રીય શાળાઓ સ્થાપિત કરવામાં આવી. આ રીતે એ વખતથી રાષ્ટ્રીય કેળવણીની બાબતમાં સ્થાયી તેમજ મચોટ પ્રયત્ન શરૂ થયા એમ કહી શકાય. વિદ્યાર્થીઓની ચળવળ સંયુક્ત પ્રાંતોમાં, પંજાબમાં અને મુંબઈ ઇલાકામાં પૂર જોસમાં હતી. બંગાળા પણ પાછળ પડ્યું નહિ અને પરિણામે તે ચિરસ્મરણીય દોઢ વર્ષ દરમિયાન જે જે ઉત્તેજનાભર્યાં સંખ્યાબંધ બનાવો બન્યા હતા તેમનો એક, કલકત્તાના લોકોને જોવા મળ્યો. જાન્યુઆરીના મધ્યમાં દેશબંધુ દાસે કરેલી અપીલના જવાબમાં હજારો વિદ્યાર્થીઓ ટોળાબંધ પોતપોતાની કૉલેજો અને પરીક્ષાઓ છોડીને ચાલી આવ્યા. ગાંધીજીએ કલકત્તાની મુલાકાત લઈ ૪થી ફેબ્રુઆરીએ રાષ્ટ્રીય મહાવિદ્યાલય ખુલ્લું મૂક્યું. વળી બીજી વાર પટણા જઈને ત્યાંનું રાષ્ટ્રીય મહાવિદ્યાલય પણ વિધિસર ખુલ્લું મૂક્યું તથા બિહાર વિદ્યાપીઠની સ્થાપના કરી. આ પ્રમાણે રાષ્ટ્રીય કેળવણીને મળેલી પ્રેરણાને પરિણામે ચાર મહિનાથી પણ ઓછા સમયમાં, અલીગઢનું રાષ્ટ્રીય મુસ્લિમ વિદ્યાપીઠ, ગૂજરાત વિદ્યાપીઠ, બિહાર વિદ્યાપીઠ, કાશી વિદ્યાપીઠ, બંગાળ રાષ્ટ્રીય વિદ્યાપીઠ, તિલક મહારાષ્ટ્ર વિદ્યાપીઠ તેમજ બધી શ્રેણીઓની હજારો વિદ્યાર્થીઓવાળી હજારો શાળાઓ શરૂ થઈ ગઈ. આંધ્રદેશમાં પણ ૧૯૦૭માં શરૂ થયેલી રાષ્ટ્રીય કેળવણીની હિલચાલ કે જે અત્યાર સુધી ગમે તેમ કરીને ટકી રહી હતી, તે ફરી પૂર જોસથી શરૂ થઈ. સરકારી શાળાઓ સાથે બહિષ્કાર કરનારા વિદ્યાર્થીઓની સંખ્યા ઘણી મોટી હતી. તથા એમ જરૂર કહી શકાય કે, પ્રાંત અથવા જિલ્લાના અત્યારના આગેવાનોમાંથી ઘણા ઈ. સ. ૧૯૨૦–૨૧માં બહિષ્કાર કરનારા વકીલો કે વિદ્યાર્થીઓમાંથી આવેલા છે.

નાગપુરમાં થયેલા ઠરાવ અનુસાર મહાસમિતિની કારોબારી સમિતિ ૧૯૨૧ના વર્ષ દરમ્યાન જુદે જુદે સ્થળે લગભગ દરેક મહિને મળતી હતી. મહાસમિતિની પહેલી બેઠક કારોબારી

સમિતિની નિમણૂક કરવા તથા નવા નક્કી થયેલા ૨૧ પ્રાંતોને મહાસમિતિની બેઠકો વહેંચી આપવા નાગપુરમાં મળી. ગાંધીજીએ હોમરૂલ લીગ તરફથી મુંબઈમાં પ્રસિદ્ધ થતા સુદર અંગ્રેજી સાપ્તાહિક 'યંગ ઇંડિયા'ને હોમરૂલરો પાસેથી પોતાના હાથમાં લઈ લીધું હતું અને તેઓએ પણ ચળવળને મદદ કરવાના ઇરાદાથી ગુજરાતીવી તેને તેમના હાથમાં મૂકી દીધું હતું. હોમરૂલ લીગ પોતે હવે લગભગ વિખરાઈ ગઈ હતી. શેઠ જમનાલાલ બજાજ, કે જે નાગપુર મહાસભાની સ્વાગત સમિતિના પ્રમુખ હતા, તથા જેમણે રાવ બહાદુરનો પોતાનો ખિતાબ છોડી દીધો હતો, તેમણે જાન્યુઆરી ૧૯૨૧માં અસહકાર કરનારા વકીલોને મદદ કરવા તિલક સ્વરાજ્ય ફંડમાં એક લાખ રૂપિયા આપ્યા. કારોબારી સમિતિ ૧૯૨૧ની ૩૧મી જાન્યુઆરીને દિવસે કલકત્તામાં મળી અને તિલક સ્વરાજ્ય ફંડ ફાળવવા માટેના નિયમો ઘડી કાઢ્યા તથા નક્કી કર્યું કે, દરેક પ્રાંતના ઉઘરાણામાંથી ૨૫ ટકા કારોબારી સમિતિને મોકલી આપવા. મદદ તરીકે કોઈ વકીલને મહિને ૧૦૦ રૂપિયાથી વધારે ન આપવા; તેમજ હિંદી રાષ્ટ્રીય સંઘના દેશસેવકમાંથી પણ કોઈને ૫૦ રૂપિયાથી વધારે ન આપવા. જે લોકોને માથે કરજ હોય તેમની સેવા સદંતર ન સ્વીકારવી એમ પણ નક્કી કરવામાં આવ્યું. રાષ્ટ્રીય કેળવણી માટે વિગતવાર ખરડો નક્કી ન થાય ત્યાં સુધી, રાષ્ટ્રીય શાળાઓમાં હિંદુસ્તાની અને કાંતણને ફરજિયાત કરવાનું તથા ગ્રામસેવક થવા ઇચ્છનારાઓને અમુક અભ્યાસક્રમ મુજબ તાલીમ આપવાનું ઠરાવવામાં આવ્યું.

ચિતરંજન દાસને મજૂર સંગઠનની સંભાળ રાખવાનું તથા મિ એલ. આર તેરસીને આર્થિક બહિષ્કાર સમિતિ બોલાવવાનું સોંપવામાં આવ્યું. કારોબારી સમિતિ બીજી વાર ૩૧મી માર્ચ અને ૧લી એપ્રિલ ૧૯૨૧ના દિવસોએ બેઝવાડામાં મળી મહાસમિતિની બેઠક પણ ત્યાં જ બોલાવવામાં આવી હતી. કારોબારી સમિતિએ સર્વાનુમતે નક્કી કર્યું કે, હજુ કરબંધીની લડત માટે સમય આવ્યો નથી. મહાસમિતિએ આ બેઠક દરમિયાન સ્વરાજ્ય ફંડમાં ૧ કરોડ રૂપિયા ઉઘરાવવાનું, મહાસભાના દફતરે એક કરોડ

સભાસદો નોંધાવવાનું અને ૨૦ લાખ રેંટિયા દાખલ કરવાનું કામ દેશને માટે નક્કી કર્યું, અને દરેક પ્રાંતની વસ્તીના પ્રમાણમાં તેના હિસ્સા ફાળવી આપવામાં આવ્યા. તે જ પ્રમાણે પંચાયતોની સ્થાપના તથા દારૂનિષેધની પણ ખાસ ભલામણ કરવામાં આવી. પ્રજા આવા નિર્દોષ કાર્યક્રમના અમલમાં લાગેલી હતી તો પણ, સરકારે તો ૧૪૪ મી તથા ૧૦૮ મી કલમ હેઠળ લોકોને ક્યારનાય મનાઈ હુકમો આપવા માંડ્યા હતા. મહાસમિતિએ નક્કી કર્યું કે, હજુ દેશ સવિનયભંગ માટે પૂરતો વ્યવસ્થિત, સંગઠિત તેમજ લાયક થયો નથી, માટે જેમને તેવા મનાઈ હુકમો મળે તેમણે તે કબૂલ રાખવા. નાનકાનાની કતલ સામે સમિતિએ પોતાની ત્રાસની લાગણી જાહેર કરી તથા શીખોએ સહન કરેલાં દુઃખો માટે તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી. વસ્તુસ્થિતિ એ હતી કે, માર્ચના બીજા અઠવાડિયા સુધીમાં દેશ ભારેમાં ઉશ્કેરણી વ્યાપી ગઈ હતી. દેશબંધુ દાસને મૈમનસિંગમાં ન દાખલ થવાનો હુકમ સરકાર તરફથી મળ્યો હતો તેમજ બાબુ રાજેન્દ્રપ્રસાદને અને મૌલાના મઝરુલહકને આરામાં દાખલ થતા રોકવામા આવ્યા હતા. તે જ પ્રમાણે યાકુબહુસેનને કલકત્તામાં અને લજપતરાયને પેશાવરમાં દાખલ ન થવાના હુકમો મળ્યા હતા. એ પ્રમાણે બીજાઓ સામે પણ સંખ્યાબંધ મનાઈ હુકમો નીકળ્યા હતા. લાહોરમાં ગેરકાયદેસર સભાઓની બંધીની કલમ લાગુ કરવામાં આવી હતી. પરંતુ આ બધા હુકમો નાનકાનાની કતલની તુલનામાં કાંઈ જ ન હતા. 'માર્ચ માસના પહેલા અઠવાડિયામાં શાંત યાત્રાળુઓ ગુરુદ્વારમાં ભેગા થયા હતા.' તેમના ઉપર અચાનક હુમલો કરી ગોળીબાર કરવામાં આવ્યો. લોકોની ગણતરી પ્રમાણે ૧૯૫ માણસો ઠાર થઈ ગયા, પણ સરકારી અંદાજ ૭૦નો હતો. સરકારના વફાદાર મહંતે ૪૦૦૦ કારતૂસો અને ૬૫ રિવોલ્વરો પોતાની પાસે એકઠી કરી રાખી હતી. એક મોટા ખાડામાં ભયંકર અગ્નિ સળગાવવામાં આવ્યો અને તેમાં મરેલા કે મરવાની અણી ઉપર આવેલા બધાને હડસેલી મૂકવામાં આવ્યા. આ દારુણ કતલમાં ઘણા બદમાશોનો હાથ હતો. મેજર કચૂરી અને મિ. કિંગને ફેરબદલી કરી બીજા જિલ્લામાં ખસેડવામાં આવ્યા. એ બનાવની આખી પરિસ્થિતિ

આવ્યું. તે અરસામાં અંગોરામાં તુર્કી સરકાર સામે ફરી યુદ્ધ શરૂ થાય એવો સંભવ હતો. એટલે કારોબારી સમિતિએ જાહેર કર્યું કે, મુસલમાનોની લાગણીની સીધી અવગણના કરીને એવું યુદ્ધ જો ચલાવવામાં આવે, તો બ્રિટિશ સરકારને એ યુદ્ધમાં મદદ આપતા અટકવાની દરેક હિંદીની ફરજ છે, અને તેથી ત્યાં લડવા જવાનું ના પાડવું એ દરેક હિંદી સૈનિકનું કર્તવ્ય છે.

મહાસમિતિની એક અગત્યની બેઠક મુંબઈમાં ૧૯૨૧ના જૂનમાં ૨૮, ૨૯ અને ૩૦ એ ત્રણ તારીખોએ મળી. બેઝવાડાનો કાર્યક્રમ સફળ થયો હોવાથી આખો દેશ આનંદમાં આવી ગયો હતો. તિલક સ્વરાજ ફંડમાં નક્કી કરેલી રકમ કરતાં ૧૫ લાખ રૂપિયા વધારે ભરાયા હતા. મહાસભાના સભાસદોની સંખ્યા ઠરાવેલી સંખ્યા કરતાં અર્ધાથી સહેજ વધારે જેટલી જ થઈ, પણ રેંટિયાઓની સંખ્યા ઠરાવેલી ૨૦ લાખની સંખ્યાની નજીક આવી પહોંચી હતી. એટલે સ્વાભાવિક રીતે આગળનું પગલુ, દેશનુ ધ્યાન હવે વણાટકામ અને તેને સહાયકારી એવા કાંતણપીંજણના ઉદ્યોગ તરફ ખેંચવુ જોઈએ. એ હેતુ પાર પાડવા માટે તેમજ પરદેશી કાપડના બહિષ્કાર ઉપર તથા ખાદીની ઉત્પત્તિ ઉપર ભાર મૂકવો જોઈએ. મહાસમિતિએ વળી સૂચવ્યું કે, મહાસભાના બધા માણસોએ આવતી ઑગસ્ટની પહેલી તારીખથી પરદેશી કાપડનો ઉપયોગ કરવાનું છોડી દેવો જોઈએ. મુંબઈ અને અમદાવાદના મિલ-માલેકોને વિનવવામાં આવ્યું કે તેમણે માલની કિંમત મિલમજૂરોના મજૂરીના દરના પ્રમાણમાં તથા ગરીબમાં ગરીબ માણસનો હાથ પહોંચી શકે તેટલી નક્કી કરવી, તથા કોઈ પણ કારણે ચાલુ ભાવમાં વધારો ન કરવો પરદેશી માલના વેપારીઓને નવો માલ મંગાવવાનું બંધ કરવાનું તથા પોતાનો ચાલુ જથ્થો હિંદુસ્તાન બહાર ઠેકાણે પાડી દેવાનું કહેવામાં આવ્યું.

મહાસમિતિએ વળી પોતાનો એવો અભિપ્રાય જાહેર કર્યો કે, સરકારી નોકરોએ પોતાની દીવાની કે લશ્કરી નોકરી છોડી દેવી એ એ સલાહભરેલું છે કે નહિ એ બાબત પોતાનો અભિપ્રાય જાહેર કરવાનો દરેક નાગરિકનો મૂળભૂત હક છે. તેમજ આ સરકારે

હિંદુસ્તાનની વસ્તીની મોટી બહુમતીનો વિશ્વાસ અને ટેકો ગુમાવી દીધો હોવાથી તેની સાથેનો પોતાનો બધો સંબંધ તોડી નાખવાનું દરેક સૈનિક કે નાગરિકને ખુલ્લી રીતે કહેવાનો દરેક હિંદીનો મૂળભૂત હક છે. પરદેશો સાથેની રાજનીતિને લગતો કારોબારી સમિતિએ રજૂ કરેલો ઠરાવ પણ મહાસમિતિએ મંજૂર રાખ્યો.

દારૂનિષેધની ચળવળને અંગે, નબળા મનના મનુષ્યોને દારૂની દુકાનોએ ન જવાનુ સમજાવવામાં સરકારી અમલદારોએ કરેલી અનુચિત અને ગેરવાજબી ડખલોને કારણે ઠેકઠેકાણે મુશ્કેલીઓ ઊભી થવા લાગી હતી. એટલે મહાસમિતિએ ચેતવણી આપી કે, પિકેટિંગ કરનારાઓને ગેરવાજબી રીતે અટકાવવાનું ધોરણ જો સરકાર ચાલુ રાખશે, તો તે છતાં પણ પહેરાનું કામ ચાલુ રાખવાની સલાહ મહાસમિતિ આપશે. થાણા ડિસ્ટ્રીક્ટ બોર્ડે પિકેટિંગ ચાલુ રાખવા કરેલા નિશ્ચય માટે તેને ધન્યવાદ આપવામાં આવ્યો. તેમજ બીજાં લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓને પણ થાણાનો ઉત્તમ દાખલો અનુસરવાની મહાસમિતિએ સલાહ આપી. અહીં એટલુ ધ્યાનમાં રાખવુ જોઈએ કે, મહાસભાએ તે સમય સુધી પિકેટિંગ વિષે કોઈ જાતનો ઠરાવ કર્યો નહોતો અને તે ત્યાં સુધી તે કામ જાહેર સંસ્થાઓ પૂરતું જ મર્યાદિત રહ્યું હતું. માદક ચીજોના વેપારીઓને પોતાનો વેપાર બંધ કરવાની અપીલ મહાસમિતિએ કરી. સંપૂર્ણ અહિંસક રહેવાની દેશની ફરજ બાબત મહાસભા પૂર્ણ જાગૃત હતી. અલીગઢ શહેરના કેટલાક ભાગોમાં થોડાક લોકોએ અમુક પજવણી થવાને કારણે કેટલાક અત્યાચારો કર્યાં એટલે મહાસમિતિએ લોકોને સંપૂર્ણ અહિંસક રહેવાની તાલીમ આપવાની મહાસભાની સર્વ સમિતિઓને ભલામણ કરી; તથા ધારવાર, માતિઆરી, ગંતુર, ચિગલા, પેરલા, કેરલ, સરહદી પ્રાંતો, કેઓનઝર વગેરે ઠેકાણે અનહદ પજવણી છતાં લોકોએ બતાવેલી ખામોશી અને સંયમ માટે તેમને ધન્યવાદ આપ્યા. ખાસ કરીને સંયુક્ત પ્રાંતોમાં ગંભીર તેમજ મોટા પાયા ઉપર દમન ચાલી રહ્યું હતું. ઘણે ઠેકાણે લોકો ઉપર ગોળીબાર કરવામાં આવ્યો હતો.

ઘણાખરા દેશભક્તોએ જામીન ન આપતાં અગર તો અદાલત આગળ બચાવ ન કરતાં જેલમાં જવાનું પસંદ કર્યું હતું, તે બાબત સમિતિએ પોતાનો સંતોષ જાહેર કર્યો તથા જણાવ્યું કે, સ્વેચ્છાપૂર્વક દુઃખ સહન કરવા તૈયાર થવું એ જ હિંદુસ્તાનને સારુ સ્વરાજ્ય મેળવવાનો માર્ગ છે. પરંતુ, સરકારની સખતી એટલી બધી વધી ગઈ હતી કે, દેશના જુદા જુદા ભાગોમાંથી સ્થાનિક સરકારની દમનનીતિ સામે જવાબમાં સવિનયભંગ શરૂ કરવાની પરવાનગી માટે માગણી આવવા લાગી હતી. સરહદી પ્રાંતની સરકારે તો સ્થાનિક અમલદારોએ બનુમાં કરેલા અત્યાચારોની તપાસ કરવા માટે નીમવામાં આવેલી સમિતિને તે પ્રાંતમાં દાખલ થવાની પણ મનાઈ કરી હતી. તેમ છતાં સમિતિએ જાહેર કર્યું કે, 'આખા દેશમાં શાંતિનું વાતાવરણ મજબૂત કરવા માટે, તેમજ મહાસભાએ લોકો ઉપર કેટલો કાબૂ મેળવ્યો છે તેનું માપ કાઢવા માટે, તથા સ્વદેશીના યોગ્ય અને ઝડપી પ્રચાર માટે આવશ્યક એવું ઉશ્કેરણી વિનાનું વાતાવરણ જળવાઈ રહે તે માટે, સ્વદેશીના ઠરાવમાં બતાવેલો કાર્યક્રમ પૂરો ન થાય ત્યાં સુધી સવિનયભંગની શરૂઆત ન કરવી.' શાહજાદાની આગામી મુલાકાત સંબંધે સમિતિએ એવો ઠરાવ કર્યો કે, તે મુલાકાતને અંગે સરકારે કે બીજાઓએ ગોઠવેલા કોઈ પ્રસંગોમાં પ્રજાએ ભાગ ન લેવો કે મદદ ન કરવી.

કારોબારી સમિતિએ શ્રીયુત ભવાનીશંકર નિયોગી (કે જેમણે નાગપુરમાં અસહકાર કરી વકીલાત છોડી હતી તથા જે હાલમાં મધ્ય પ્રાંતની હાઈકોર્ટના જજ છે,) તથા અબ્બાસ તયબજી (કે જે વડોદરા અને સેતલુરના રિટાયર્ડ જજ હતા તથા મૈસૂરમાં પણ થોડો વખત જજ હતા) તે બેને, ધારવારમાં ૧લી જુલાઈ ૧૯૨૧ને રોજ સરકારે લોકોના ટોળા ઉપર કરેલા ગોળીબારની તપાસ કરી રિપોર્ટ કરવા માટે નીમ્યા. મહાસભાએ ભાષાવાર નવા પ્રાંતો પાડ્યા હોવાથી, જે વિભાગોમાં બે ભાષાઓ ચાલતી હોય તે વિભાગોનો પ્રશ્ન બહુ તકરારી થઈ પડ્યો હતો. જેમકે કર્ણાટક અને આંધ્રની મધ્યમાં આવેલો બેલારી વિભાગ. એ તકરારનો ચુકાદો આપવા સમિતિએ એક લવાદી પંચ નીમ્યું.

થોડા વખત બાદ આંધ્ર અને ઉત્કલ વચ્ચે આવેલા ગંજામ માટે પણ તેમજ કરવામાં આવ્યું. મહાસભાના ફંડો માટે આવતી અરજીઓનો નિકાલ કરવા ગાંધીજી, મોતીલાલજી અને શેઠ જમનાલાલ બજાજ એ ત્રણની સમિતિ નીમવામાં આવી. કારોબારી સમિતિ ૧૬મી ઑગસ્ટે પટનામાં મળી ત્યારે, સંયુક્ત પ્રાંતના હારડોઈ જિલ્લા તરફથી ૧૪૪મી કલમ હેઠળના હુકમોનો સવિનય ભંગ કરવાની પરવાનગી માટે અરજી આવી હતી. તેનો નિકાલ સમિતિની બીજી બેઠક ઉપર મુલતવી રાખવામાં આવ્યો. ૩૦મી સપ્ટેમ્બર પહેલાં પરદેશી કાપડનો અસરકારક બહિષ્કાર કરવા માટે કારોબારી સમિતિએ દરેક ઘેરથી પરદેશી કાપડ ઉઘરાવવાની તથા તે માટે યોગ્ય નિમંત્રણ હેઠળ જુદા સ્વયંસેવકો રાખવાની જરૂર ઉપર ધ્યાન ખેંચ્યું. દરેક પ્રાંતમાં તિલક સ્વરાજ ફંડમાં ભેગી થયેલી રકમમાંથી ચોથા ભાગથી ઓછી નહિ તેટલી રકમ રેંટિયાના પ્રચાર માટે, હાથે કાંતેલું સૂતર ઉઘરાવવા માટે તેમજ ખાદી વણાવવા તથા વેચવા માટે જુદી રાખવાનું ઠરાવવામાં આવ્યું. કેટલાક પ્રાંતોએ તિલક સ્વરાજ ફંડમાંથી ૨૫ ટકા કારોબારી સમિતિને મોકલી આપ્યા ન હોવાથી તેવા પ્રાંતોને આપવામાં આવતી મદદ બંધ કરવામાં આવી. બીજી બેઠક થોડા વખત બાદ તા. ૬, ૭, ૮ અને ૧૧મી સપ્ટેમ્બર કલકત્તામાં મળી. તે એક અગત્યની બેઠક હતી. ધારવાડના ગોળીબાર અને મોપલાઓના તોફાન વિશેના રિપોર્ટો તેની આગળ રજૂ કરવામાં આવ્યા. તેમાંથી મોપલાબંડ વિષે કારોબારી સમિતિએ નીચે મુજબ ઠરાવ કર્યો:

'કારોબારી સમિતિ મલબારના કેટલાક ભાગોમાં મોપલાઓએ કરેલાં હિંસક કૃત્યોની ઊંડી ખેદની લાગણી સાથે નોંધ લે છે. એ કૃત્યો પુરવાર કરે છે કે હિંદુસ્તાનમાં હજુ એવા લોકો છે કે જેઓ મહાસભા અને સેંટ્રલ ખિલાફત કમિટીનો સંદેશો સમજ્યા નથી. તેથી આ સમિતિ મહાસભાના અને ખિલાફતના દરેક કાર્યકર્તાને, ગમે તેવી અસહ્ય પજવણી વખતે પણ અહિંસક રહેવાનો સંદેશો, હિંદુસ્તાનને ખૂણે ખૂણે ફેલાવવાની ભલામણ કરે છે.

'મોપલાઓએ કરેલા અત્યાચારોને આમ વખોડી કાઢીને પણ કારોબારી સમિતિ એટલું જાહેર કરવા ઇચ્છે છે કે, તેને મળેલા પુરાવાઓ

એમ બતાવે છે કે, મોપલાઓની અસહ્ય છેડતી કરવામાં આવી હતી તથા સરકાર તરફથી પ્રગટ થયેલા અહેવાલો એકપક્ષી છે તેમાં મોપલાઓએ કરેલા કૃત્યોનું અતિશયોક્તિભર્યું વર્ણન છે, અને સરકારે પોતે સુલેહ, શાંતિ અને વ્યવસ્થાને નામે કરેલી અનાવશ્યક ખૂનરેજી ઉપર ઢાંકપિછોડો છે.

'મોપલાઓમાંથી કેટલાક ધર્માંધોએ કેટલાક દાખલાઓમાં બળજબરીથી વટાળ કર્યાનું કારોબારી સમિતિને ખેદ સાથે માલૂમ પડયું છે છતાં કારોબારી સમિતિ આમ જનતાને સરકારે તથા બીજાઓએ ઉપજાવી કાઢેલા અહેવાલો માની લેવા સામે ગંભીર ચેતવણી આપે છે. સમિતિને મળેલા અહેવાલો ઉપરથી એમ જણાય છે કે જે કુટુંબોને બળજબરીથી વટાળવામાં આવ્યાં છે તે મંજેરીની પાસે રહેતાં હતાં. એ કામ ખિલાફત અને અસહકારની ચળવળથી હમેશ વિરુદ્ધ એવી ધર્માંધોની એક ટોળકીએ જ કર્યું છે એ વાત સ્પષ્ટ છે. અને સમિતિને મળેલી ખબર પ્રમાણે એવા ત્રણ જ દાખલાઓ છે.

"કારોબારી સમિતિને એવો રિપોર્ટ પણ મળ્યો છે કે, જે વિભાગોમાં મહાસભાની અને ખિલાફતની ચળવળની બંધી હતી, તે વિભાગોમાં જ આ બધું બન્યું છે, અને મહાસભા તથા ખિલાફતના કાર્યકર્તાઓએ પોતાના જાનને જોખમે એ ટોળાશાહી તથા હિંસા અટકાવવાને બનતો પ્રયાસ કર્યો છે"

બનાવો ઝપાટાબંધ બન્યા જતા હતા. ૧૯૨૧ની અખિલ ભારતીય ખિલાફત કૉન્ફરન્સ કરાંચીમાં આઠમી જુલાઈએ મૌ૦ મહમદઅલીના પ્રમુખપણા નીચે મળી. એ કૉન્ફરન્સમાં ચાલેલા કામકાજમાં ભાગ લેવાને કારણે થોડા સમય બાદ સરકારે અલીભાઈઓ, ડૉ. કિચલુ, શારદાપીઠના જગદ્ગુરુ શ્રી શંકરાચાર્ય, મૌલાના નિસાર અહમદ, પીર ગુલામ મજીદ અને મૌલવી હુસેન અહમદને પકડ્યા, તે કૉન્ફરન્સે મુસલમાનોની માગણી ફરી ભારપૂર્વક જણાવવા ઉપરાંત એવો ઠરાવ પસાર કર્યો હતો કે, 'આ દિવસથી માંડીને કોઈ પણ સાચા મુસલમાને લશ્કરમાં નોકરી કરવી કે લશ્કરની ભરતીમાં મદદ કરવી કે છૂપી અનુમતિ દર્શાવવી એ ગેરકાયદેસર છે.' તે કૉન્ફરન્સે વળી જાહેર કર્યું હતું કે, જો બ્રિટિશ સરકાર અંગોરાની સરકાર સામે લડશે, તો હિંદના મુસલમાનો સવિનયભંગની લડત શરૂ કરશે અને પોતાનું પૂર્ણ

સ્વાતંત્ર્ય જાહેર કરી રાષ્ટ્રીય મહાસભાની અમદાવાદની બેઠક વેળાએ હિંદની સ્વતંત્રતાનો વાવટો ચડાવશે.

પ્રમુખ મહમદઅલીએ ઠરાવ ઉપર એક બહાદુરીભર્યું ભાષણ કર્યું. તે ભાષણ પછીથી 'કરાંચીનું ભાષણ' એ નામથી સુપ્રસિદ્ધ થયું. કારણકે, અલીભાઈઓ વગેરે સામે સરકારે ચલાવેલા મુકરદમા સામે પડકાર તરીકે મહાસભાના હુકમથી તે ભાષણ ૧૬મી ઑક્ટોબરે હિંદભરમાં હજારો સભાઓમાં વાંચી જવામાં આવ્યું. જે ઠરાવને અંગે એ ભાષણ કરવામાં આવ્યું હતુ, તે ઠરાવ વસ્તુતાએ, કલકત્તા અને નાગપુરમા મહાસભાએ લશ્કરી તેમજ બીજી સરકારી નોકરીઓની બાબતમાં જે સિદ્ધાંત સ્થાપિત કર્યો હતો તેની પુનરુક્તિરૂપ જ હતો. મુંબઈમાં પમી ઑક્ટોબરે મળેલી કારોબારી સમિતિએ એક નિવેદન બહાર પાડ્યું. તેમાં તેણે જણાવ્યું કે:

"જે સરકારે પોતાના લશ્કરી સિપાઈઓનો અને પોલીસનો ઉપયોગ રોલેટ અક્ટ વગેરે પ્રસંગે કર્યો તે પ્રમાણે, પ્રજાની વાજબી અને સ્વાભાવિક રાષ્ટ્રભાવનાઓને કચડવામા અને ઇજિપ્ત, તુર્કસ્તાન તેમજ અરબસ્તાનની પ્રજાઓનો રાષ્ટ્રીય જુસ્સો છૂંદી નાખવામાં કરેલો છે, તે સરકારની કોઈ પણ નોકરીમા રહેવું કે જોડાવું એ દરેક હિંદીના પ્રજાકીય સ્વમાન અને મોભાને લાંછન લગાડનારું છે તથા રાષ્ટ્રના કલ્યાણનું વિરોધી છે."

અલીભાઈઓ અને તેમના સાથીદારો સામે સરકારે કામ ચલાવ્યું તે બદલ તેમને મુબારકબાદી આપીને કારોબારી સમિતિએ જાહેર કર્યું કે, 'આ મુકરદમો ચલાવવાનાં જે કારણો સરકાર તરફથી આપવામાં આવ્યાં છે, તે પ્રજાની ધાર્મિક સ્વતંત્રતામાં ગેરવાજબી ડખલ કરનારાં છે.' વધારામાં તેણે ઉમેર્યું કે:

"કારોબારી સમિતિ મુલકી તેમજ લશ્કરી ખાતાના સરકારી નોકરોને મહાસભાને નામે નોકરીઓ છોડી દેવાનું કહેતાં આજે એટલા માટે અચકાય છે કે, એવી રીતે નોકરીઓ છોડીને ચાલી આવનાર જે લોકોને આજીવિકાનાં બીજાં સાધન ન મળી શકે, તે બધાને નિભાવવાની મહાસભાની હજુ તૈયારી નથી. પરંતુ કારોબારી સમિતિનો એવો અભિપ્રાય જરૂર છે કે, જે કોઈ લશ્કરી કે મુલકી ખાતાનો સરકારી નોકર મહાસભાની મદદ વિના પોતાની આજીવિકા ચલાવી શકે તેમ હોય, તે

દરેકની મહાસભાના અસહકારના ઠરાવને અનુસરી નોકરી છોડી દેવાની ચોખ્ખી ફરજ છે"

ઉપરાંત સમિતિએ જણાવ્યું કે "આ સમિતિ હિંદી સિપાઈઓનું તેમજ પોલીસ ખાતાના નોકરોનું ધ્યાન ખેંચે છે કે, પીંજવા, કાતવા તેમજ વણવાના ધંધામાં ટૂંક મુદતની તાલીમ લીધાથી તેમને પોતાનું સ્વતંત્ર અને આબરૂદાર ગુજરાન ચલાવવા પૂરતી રોજી મળી રહે તેમ છે" સવી મહાસભાની સમિતિઓને ઉપરનો ઠરાવ કેમ કેમ સભાઓ ભરીને પસાર કરવાનું કહેવામાં આવ્યું તથા તે પ્રમાણે ૧૬મી આક્ટોબરે કરવામાં પણ આવ્યું પરદેશી કાપડનો બહિષ્કાર હજી અધૂરો હતો અને જ્યાં સુધી તે પૂરો અમલમાં ન આવે ત્યાં સુધી કારોબારી સમિતિના અભિપ્રાય મુજબ કોઈ પણ પ્રાંત કે જિલ્લામાં સવિનયભંગની વ્યાપક લડત ઉપાડવી અશક્ય હતી તેથી તેણે જાહેર કર્યું કે

"જે જે જિલ્લાઓ કે પ્રાંતોમાં પરદેશી કાપડના બહિષ્કારનો કાર્યક્રમ અસરકારક રીતે પાર ઉતરી શક્યો નથી તેમજ પોતાની કુલ જરૂરિયાતને પહોંચી વળવા જેટલી ખાદી પેદા કરી આપે એટલા પ્રમાણમાં જ્યાં હાથકતામણ અને હાથવણાટની ખિલવણી થઈ નથી તે જિલ્લાઓમાં કે પ્રાંતોમાં સામુદાયિક સવિનયભંગ શરૂ કરવાની કોઈ પણ યોજનાને કારોબારી સમિતિ મંજૂરી આપી શકતી નથી."

આમ છતાં, કોઈ કાર્યકર્તાને સ્વદેશીનો કાર્યક્રમ પાર ઉતારવાના કામમાં અટકાયત કરવામાં આવે, અને સ્થાનિક પ્રાંતિક સમિતિ પ્રાંતમાં સર્વત્ર શાંતિ જાળવશે એવી ખોળાધરી આપતી હોય, તો તેવી વ્યક્તિઓને સત્યાગ્રહ કરવાની પરવાનગી આપવાની કારોબારી સમિતિએ ખુશી બતાવી ત્યાર બાદ શાહજાદાની મુલાકાતના બહિષ્કાર માટે વિગતવાર કાર્યક્રમ તૈયાર કરવામાં આવ્યો અને જે દિવસે શાહજાદો હિંદુસ્તાનને કિનારે ઊતરે, તે દિવસે આખા હિંદુસ્તાનમાં હડતાલ પાડવાનું ઠરાવવામાં આવ્યું તેમજ શાહજાદો જે જે સ્થળોની મુલાકાત લે, તે તે સ્થળોએ તેના જાહેર સ્વાગતનો અમલ કાંક બહિષ્કાર કરવાની વ્યવસ્થા કરવાનું સ્થાનિક પ્રાંતિક સમિતિઓને સોંપવામાં આવ્યું બધા પરદેશી રાજ્યોને એક અગત્યની જાહેરાત કરીને જણાવવામાં આવ્યું કે,

અત્યારની હિંદી સરકાર હિંદુસ્તાનના લોકોના અભિપ્રાયની કોઈ પણ રીતે પ્રતિનિધિરૂપ નથી, તેમજ સ્વતંત્ર બનેલા હિંદુસ્તાનને પાડોશી રાજ્યો તરફથી કશું બીવા જેવું નથી કારણકે હિંદુસ્તાનના લોકોને પાડોશી રાજ્યો વિરુદ્ધના કે તે દેશોના લોકોને ન ગમતા એવા કોઈ વ્યાપારિક સંબંધો બાંધવાનો ઇરાદો નથી. તેથી હિંદુસ્તાન સાથે જેમને કાંઈ વિરોધ નથી તેવાં પાડોશી રાજ્યોને, બ્રિટિશ સામ્રાજ્ય સાથે કોઈ પણ પ્રકારના સુલેહના કરારો ન કરવા ચેતવણી આપવામાં આવી. સર્વ મુસલમાન રાજ્યોને ખાતરી આપવામાં આવી કે, જ્યારે હિંદુસ્તાન સ્વતંત્ર થશે ત્યારે તેની પરદેશો સાથેની નીતિ સ્વાભાવિક રીતે જ એવી હશે કે, તે મુસલમાનો ઉપર ઇસ્લામે નાખેલાં ધાર્મિક બંધનોને માન આપીને જ ચાલે. પરંતુ આ બધા અભિપ્રાયો માત્ર કારોબારી સમિતિના જ હતા. એટલે જ્યાં સુધી જનતા તે અભિપ્રાયોની પૂરેપૂરી ચર્ચા ન કરી, લે તથા મહાસમિતિ તેમનો સ્વીકાર ન કરે, ત્યાં સુધી એ અભિપ્રાયોને મહાસમિતિને નામે પ્રચલિત કરવાનો તેનો ઇરાદો નહોતો.

હવે આપણે અલીભાઈઓની ધરપકડ ઉપર પાછા આવીએ. મૌલાના મહમદઅલીને તે આસામથી મદ્રાસ આવતા હતા ત દરમિયાન વૉલટેર આગળ ૧૪મી સપ્ટેમ્બરે પકડવામાં આવ્યા. તેમને થોડા દિવસ મણજેલમાં નાખી છૂટકારાનો હુકમ વાંચી સંભળાવવામાં આવ્યો અને પાછા ફરી પકડવામાં આવ્યા. પછી તેમને કરાંચી આણ્યા. મૌ૦ મહમદઅલીની ધરપકડ પછી તરત જ મૌ૦ શૌકતઅલીને પણ મુંબઈમાં પકડવામાં આવ્યા. અલીભાઈઓ સામે કરાંચીના ભાષણ માટે કામ ચલાવવાનું છે એ વાત બહાર આવી, ત્યારે ગાંધીજી ત્રિચિનોપોલીમાં હતા. તેમણે જાહેર સભામાં તે આખું ભાષણ ફરી વાંચી સંભળાવ્યું. તેમને આ બાબત વિષે એટલું બધું લાગી આવ્યું હતું કે, તેમણે ઉપર જણાવ્યું તેમ, આખી પ્રજા કરાંચીવાળો ઠરાવ પસાર કરે એવો ઠરાવ કારોબારી સમિતિ પાસે કરાવ્યો. પરંતુ, વખત બહુ જલદી પસાર થતો તો અને સ્વરાજ્ય સ્થાપવા માટે પ્રજા પાસે હવે એક મહિનો જ બાકી રહ્યો હતો. ઉપરાંત અલીભાઈઓની

ધરપકડ વખતે પ્રજાએ અદ્‌ભુત આત્મસંયમ બતાવ્યો હતો. એ બધા પ્રસંગોથી પછી નવેંબર દિલ્હીમાં મળેલી કારોબારી સમિતિ તેમજ મહાસમિતિએ દરેક પ્રાંતની પ્રાંતિક સમિતિને પોતપોતાની જવાબદારી ઉપર અને પોતાને અનુકૂળ જણાય તેવી પદ્ધતિએ કરબંધી સુધીની સવિનયભંગની લડત ઉપાડવાની નીચેની શરતોએ સત્તા આપી

૧ વ્યક્તિગત સત્યાગ્રહ કરનાર દરેક જણને સારુ જરૂરી શરત એ છે કે, તેને કાંતતા આવડતું હોવું જોઈએ અને અસહકારના કાર્યક્રમનો જે ભાગ તેને લાગુ પડતો હોય તેનું તેણે સંપૂર્ણ પાલન કર્યું હોવું જોઈએ. દાખલા તરીકે તેણે પરદેશી કપડાંનો પૂરેપૂરો ત્યાગ કરીને હાથે કાંતેલા ને હાથે વણેલા કપડાંનો અંગીકાર કર્યો હોવો જોઈએ, તેને હિંદુમુસલમાનની એકતા ઉપર તેમજ હિંદમાંની જુદા જુદા ધર્મો પાળતી કોમોની એકદિલી વિષે શ્રદ્ધા હોવી જોઈએ, ખિલાફત અને પંજાબના અન્યાયો દૂર કરવા માટે અને સ્વરાજ્ય સ્થાપવા માટે અહિંસાનું પાલન અનિવાર્ય છે એવી તેની દૃઢ માન્યતા હોવી જોઈએ, અને જો તે હિંદુ હોય, તો તે પોતે અસ્પૃશ્યતાને હિંદી રાષ્ટ્રભાવના પરના એક કલંકરૂપ ગણે છે એમ તેણે પોતાના વર્તનથી સાબિત કરી આપવું જોઈએ

૨ સામુદાયિક સત્યાગ્રહને માટે એક એક જિલ્લો કે તાલુકો એક એકત્ર ગણાશે આવો જે કોઈ વિભાગ બહાર પડે, તે જિલ્લા કે તાલુકાની વસ્તીના ઘણા મોટા ભાગે પૂર્ણ સ્વદેશીનો સ્વીકાર કર્યો હોવો જોઈએ અને એ જિલ્લાની કે તાલુકાની કાપડને લગતી બધી જરૂરિયાત ત્યાંના જ લોકોને હાથે કંતાયેલા અને વણાયેલા કાપડમાંથી પૂરી પડતી હોવી જોઈએ વળી સદર જિલ્લા કે તાલુકાની વસ્તીના મોટા ભાગને અસહકારના બીજા અંગો પર પણ શ્રદ્ધા હોવી જોઈએ અને તેમનું પાલન તે લોકોને હાથે થતું હોવું જોઈએ

૩ કોઈ પણ સત્યાગ્રહી રાષ્ટ્રીય ફાળાઓના નાણામાંથી પોતાનો નિભાવ થશે એવી આશા ન રાખે કેદ ભોગવતા સત્યાગ્રહીઓનાં કુટુંબના માણસોએ પણ કશી જાહેર મદદની આશા ન રાખવા પીંજીને, કાંતીને કે વણીને અગર બીજી હરકોઈ રીતે પોતાનું ગુજરાન કરવાની તૈયારી રાખવી.

કોઈ પણ પ્રાંતિક સમિતિની અરજી પરથી આ શરતોમાંની કોઈ પણ શરત ઢીલી કરવી યોગ્ય એવી કારોબારી સમિતિને ખાતરી થાય

તો સત્યાગ્રહની શરતોમાં તેવી છૂટછાટ મૂકવાની સત્તા આ મહાસમિતિ કારોબારી સમિતિને આપે છે '

ત્યાર બાદ મનમાની વસ્તુસ્થિતિ — ત્યાં બળજબરીથી કરવામાં આવેલો વટાળ અને હિંદુ મંદિરોનો નાશ વગેરે — બાબત એક ઠરાવ કરવામાં આવ્યો

અહીં આપણે અહિંસક અસહકારની ચળવળના બે અગત્યના ફણગાઓનો ટૂંક ઉલ્લેખ કરી લઈએ ઈ સ ૧૯૨૧ દરમિયાન સરકારનો વિરોધ કરવાનો જુસ્સો પ્રજાના જાહેર જીવનમાં અગત્યનો ભાગ ભજવતો હતો દેશના જુદા જુદા ભાગોમાં લોકો પોતપોતાની પરિસ્થિતિ અને સ્થાનિક પ્રશ્નો અનુસાર તેને સક્રિય રીતે દાખવતા પણ હતા ૩૧મી માર્ચે બેઝવાડામાં મળેલી મહાસમિતિએ તેલુગુ જિલ્લાઓનું વાતાવરણ ઉત્તેજિત કરી મૂક્યું હતું ચિરલાના લોકોને થોડા જ વખતમાં તેમના ગામમાં મ્યુનિસિપાલિટી સ્થાપવા મળ ધમાં સરકારનો સામનો કરવામાં આવ્યો સ્થાનિક સ્વરાજ ખાતાનો પ્રધાન પનગલનો રાજા મહાસભાપક્ષનો કટ્ટર વિરોધી હતો એટલે મહાસભાપક્ષ પણ તેને હાથ દેખાડવા ઘણો આતુર હતો ચિરલાના લોકોને મ્યુનિસિપાલિટી જોઈતી નહોતી એ બાબત ગાંધીજીની સલાહ માગવામાં આવતા તેમણે સૂચવ્યું કે, લોકોને જો મ્યુનિસિપાલિટીની જરૂર ન લાગતી હોય તો તેઓ તેની હદ છોડીને બહાર રહેવા ચાલ્યા જાય ગાંધીજીએ ઉપરાંત એ ચેતવણી પણ આપી કે એ ચળવળ મહાસભાના નામથી ચાલવી ન જોઈએ લોકોને એ સૂચના રુચી ગઈ તેમજ તે વખતે તે કામને પહોંચી વળે એવો એક યોગ્ય આગેવાન પણ તેમની વચ્ચે હતો આંધ્રરત્ન ડી ગોપાલ કૃષ્ણય્યાએ એ વસ્તુ તનમનથી અપનાવી લીધી અને થોડા વખત ઉપર સિંધના મુસલમાનોએ અફઘાનિસ્તાનમાં કરેલી હિજરતને યાદ કરાવે એવી હિજરત ચિરલાના લોકોએ શરૂ કરી. તેઓ મ્યુનિસિપાલિટીની હદ બહાર ૧૦ મહિના રહ્યા દરમિયાન એક યા બીજે બહાને સરકારે તેમના આગેવાનોને ઉપાડી લીધા જે લોકો અસહકારીઓ નહોતા, તેમને લલચાવી પટાવીને ફોડવામાં આવ્યા

અને એ રીત લગભગ એક વર્ષના સંપૂર્ણ શૃહતાલ પછી, લોકો ની સામમા ચાગ લયો અને મ્યુનિસિપાલિટિને તાળાં થયા બીજી એવી મોટી લડત તે ચિતાગોંગની હડતાળ ચિતાગોંગ પૂર્વ બંગાળમાં છે ત્યાં તનખામાએ વધારેની મજૂરાની હડતાલમાં મહાત્માને એમ નાખ કરિયા હતા વધુ ખેચ થઈ ગયું આવી લડતાની એક મુશ્કેલી એ હોય છે કે સામાવાળાઓ હડતાલિયાઓની શક્તિ ખૂટી જાય ત્યાં સુધી આર્થિક દૃષ્ટિએ ટકી રહી શકે છે ઉપરાંત સર્વ બળવાનના આગેવાનો કોણ હોય છે તેની સરકારને પૂરેપૂરી માહિતી હોય છે એટલે એક વાર આગેવાનોને મજૂરામાંથી એક યા બીજા કાયદા હેઠળ જેલમાં પૂરી દીધા એટલે ફૂટ તથા નિરાશાન આર ખુલ્લું થઈ જાય છે અને લડત પડી ભાંગે છે

સાથે સાથે આપણે મલબારનું મોપલાબંડ કયા સંજોગોમાં જાગ્યું હતું, તેનું વર્ણન કરતા જઈએ મોપલાઓ નવમા સૈકામાં મલબાર કાંઠે આવી વસેલા આરબોના વંશજો છે તેઓ સામાન્ય રીતે ખેતી કરીને આજીવિકા ચલાવે છે તથા કેટલાક નાનો સ મો વેપાર પણ કરે છે તેઓની ધમાધમતા મશહૂર છે, તેમજ તેઓ તીખા અને ઝનૂની પણ છે એક વાર ગમે તે કારણે તેઓ ઉશ્કેરાયા એટલે પછી બધા જ કાંઈ કારણ કે ઉશ્કેરાની પરવા કર્યા વિના સામસામા તે તોફાનમાં જોડાય છે તેઓને મોતનો તો ડર જ હોતો નથી તેમના આ જમાડે વારંવાર થતા તોફાનોને કારણે તેમને માટે મોપલાના અત્યાચારોનો' જુદો કાયદો કરવામાં આવ્યો છે આવા ઝટ ઉશ્કેરાઈ જાય તેવા મોપલાઓમાં અસહકારની લડત ન ફેલાય તે માટે, સરકારે પહેલેથી જ જાપતો રાખ્યો હતો પરંતુ એ ચળવળ તો બધી જગાઓની પેઠે કેરળમાં પણ પસરી ઉપરાંત મહાસભાએ કેરળને નવો પ્રાંત ઠરાવ્યો હોવાથી ત્યાંના લોકો ખૂબ ઉત્સાહમાં પણ હતા ફેબ્રુઆરીમાં સી રાજગોપાલાચાર્ય અને એમ ડી યાકુબહુસેન જેવા પ્રતિષ્ઠિત આગેવાનોએ અહિંસાના સિદ્ધાંતના પ્રચારના સ્પષ્ટ ઇરાદાથી તે પ્રાંતમાં મુસાફરી કરવા માંડી યાકુબહુસેને તો ચોખ્ખું જણાવ્યું હતું કે, તે અસહકાર વિષે તો એક શબ્દ

પણ બોલવાના નથી તો પણ તેમની સામે મનાઈ હુકમો કાઢવામા આવ્યા અને ૧૬મી ફેબ્રુઆરીએ તો યાકુબહુસેન, માધવ નાયર, ગોપાલ મેનન અને મોઈદ્દીન કોયા એ ચાર આગેવાનોને પકડવામા આવ્યા પરંતુ આ બનાવથી મલબારમા અસહકારની ચળવળને વધુ પ્રેરણા મળી ઓટ્ટાપલમ નામના નાના શહેરમા કેરલ પ્રાંતિક પરિષદ બોલાવવામા આવી અને તેની સાથે સાથે બીજી પણ તેને લગતી ઘણી કાન્ફરન્સો ભરવાનુ નક્કી કરવામા આવ્યુ જ્યારે મુખ્ય કોન્ફરન્સ પૂરી થઈ અને વિદ્યાર્થીઓની પરિષદ શરૂ થઈ, તે વખતે અનામત પોલીસે અચાનક કેટલાક આગેવાન મહાસભાવાદીઓ, ખિલાફતીઓ અને બીજાના કેટલાક માણસોને પકડ્યા લોકોએ અદ્ભુત રીતે શાંતિ જાળવી

મોપલાઓ મુખ્યત્વે વાલ્લુવનદ અને એર્નાડ તાલુકાઓમાં વસેલા છે સરકારે તરત ત્યા ૧૪૪મી કલમ લાગુ કરી. મોપલાઓ અનેક કારણોથી ચૂંધવાઈ તો રહ્યા જ હતા તેમાં તેમના ધર્મગુરુ 'ટંગળ'ની મસ્જિદમાથી કરેલી ધરપકડ અને અપમાને ઉમેરો કર્યો મોપલાઓ એકદમ તોફાને ચડ્યા અને પછી તો બંદૂકો વગેરે હથિયારોથી વ્યવસ્થિત રીતે તેમણે લશ્કરનો સામનો કરવા માંડ્યો ઑગસ્ટની અધવચમા ત્યા માર્શલ લા જાહેર કરવામા આવ્યો ઉપર જણાવ્યુ તેમ, એક વાર મોપલાઓ તોફાને ચડ્યા એટલે પછી તેઓ કાઈ પણ હતુ કે ઉદ્દેશની પરવા કર્યા વિના, ગમે તેમ જાનમાલનુ નુકસાન કરવાના તે મુજબ તેમણે હિંદુઓને લૂટવાનુ, વટાળવાનુ, કતલ કરવાનુ તથા તેમના ઘરબાર સળગાવી મૂકવાનુ પણ શરૂ કર્યું. અંગ્રેજ લોકોની જિંદગી જોખમમા આવી પડી પરંતુ મિ એમ પી. નારાયણ મેનન કે જેમણે મલબારમા ચારે તરફ મહાસભા સમિતિઓ સ્થાપવા બાબતમા ઘણુ કામ કર્યું હતુ, તેમણે પોતાની લાગવગ મોપલાઓ ઉપર વાપરીને, તેમની જિંદગી બચાવી. પણ એ જ કાર્યકર્તાને થોડા વખત બાદ પકડવામા આવ્યા પ્રથમ તો તેમને નજરકેદી તરીકે રાખવામા આવ્યા પણ પછી ૧૯૨૨મા તેમના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી, તેમને જન્મભર

દેશનિકાલની સજા કરવામાં આવી. પોતાની સજા પૂરી કરીને તે ૧૯૩૪ના સપ્ટેમ્બરમાં જ છૂટ્યા. તેમણે વાલવનદ તાલુકામાં ત્રણ વર્ષ દાખલ ન થવાની માત્ર મૌખિક કબૂલાત આપી હોત, તો પણ તેમને સરકાર તરત છોડી મૂકત. પરંતુ તેમ ન કરતાં તેમણે પોતાની પૂરી સજા બહાદુરીપૂર્વક ખુશીખુશીથી ભોગવી. મોપલાઓના તોફાનની બીજી વિગતો સાથે આપણા ઇતિહાસને કાંઈ લેવા દેવા નથી. માત્ર એટલું જણાવી દઈએ કે, નવેમ્બરની બેઠક વખતે મહાસમિતિએ મોપલાઓએ કરેલા અત્યાચારો સામે પોતાનો વિરોધ જાહેર કર્યો હતો.

શાહજાદો ૧૭મી નવેમ્બરે હિંદુસ્તાનમાં આવ્યો. નવી ધારાસભા મૂળ તો તેને જ હાથે ખુલ્લી મુકાવવાની હતી. પરંતુ ઈ. સ. ૧૯૨૦ના ઓગસ્ટમાં હિંદુસ્તાનનું વાતાવરણ એટલું બધું ઉશ્કેરાઈ ગયેલું હતું કે તેને બદલે સરકારે ડયૂકને બોલાવ્યા હતા. પરંતુ બ્રિટિશ સત્તાની આબરૂ સાચવવા શાહજાદાને ફરી નવેમ્બર ૧૯૨૧માં હિંદુસ્તાન મોકલવામાં આવ્યા. મહાસભાએ શાહજાદાની મુલાકાત વખતના બધા પ્રસંગોનો બહિષ્કાર કરવાનો ઠરાવ ક્યારનો કરી દીધો હતો અને પરદેશી કાપડની હોળીઓ સાથે તેનો અમલ પણ બરાબર થયો હતો. જે દિવસે તે મુંબઈ ઊતર્યા, તે દિવસે ત્યાં સામાન્ય તોફાનો અને મારામારી થઈ એટલું જ નહિ પણ ત્રણ ચાર દિવસ સુધી ખુનામરકી અને તોફાન ચાલ્યાં. તેમાં આશરે ૫૩ માણસો માર્યા ગયા અને ૪૦૦ ઘાયલ થયા. સરોજિનીદેવી, ગાંધીજી અને બીજાઓ ટોળાઓની વચ્ચે ઘૂસીઘૂસીને લોકોને સમજાવવા લાગ્યા, છતાં લોકો વીખરાયા નહિ. ગાંધીજીએ ફરી શાંતિ અને વ્યવસ્થા સ્થપાય ત્યાં સુધી, તેમજ લોકોના અત્યાચારોના પ્રાયશ્ચિત્ત તરીકે, પાંચ દિવસના ઉપવાસ કર્યા. આ દિવસો દરમિયાન, ગાંધીજીએ, 'સ્વરાજ્યની મને સૂગ ચડી છે' એવા શબ્દો ઉચ્ચાર્યા હતા. શાહજાદાની મુલાકાત દરમિયાન હિંદુસ્તાનમાં સ્વયંસેવક દળો વ્યવસ્થિત રીતે અસ્તિત્વમાં આવ્યાં એમ કહી શકાય. ત્યાં સુધી મહાસભાના સ્વયંસેવકો મેળાઓ અને જાત્રાઓમાં મુસાફરોને મહામારી અને રોગચાળા વખતે દરદીઓને, તથા સ્થાનિક આફતોનો ભોગ થઈ પડેલાઓને મદદ

કરનારા તેમજ કૉન્ફરન્સો અને બીજા જાહેર રાષ્ટ્રીય પ્રસંગો વખતે કામકાજ કરનારા સમાજસેવકો જેવા હતા. ખિલાફતી સ્વયંસેવકો પ્રથમથી જ લશ્કરી ઢબના હતા. તેઓ લશ્કરી પોશાક પહેરી કવાયતો કરતા અને ટુકડીબંધ કૂચ કરતા. બંને પ્રકારના સ્વયંસેવકોએ શાહજાદાની મુલાકાત દરમિયાન હડતાળો તેમજ પરદેશી કાપડના બહિષ્કારની વ્યવસ્થા કરી. એ બંને દળોએ એકઠા મળી જઈ, મહાસમિતિએ ઠરાવેલી રસ્તો અનુસાર સવિનયભંગ પણ આદર્યો. તેઓ હજારોની સંખ્યામાં કેદ પકડાયા. શાહજાદો ૨૫મી ડિસેંબરે કલકત્તા જનાર હતો. બંગાળાની સરકારે મુંબઈની સરકારથી જુદો જ રસ્તો કાઢી, સ્વયંસેવકોની ભરતીને જ ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ ઍક્ટ હેઠળ ગેરકાયદેસર ઠરાવી. તથા શ્રી દાસ, તેમના પત્ની, પુત્ર તેમજ બીજાઓની મોટી સંખ્યામાં ધરપકડો શરૂ કરી. થોડા જ વખતમાં સંયુક્ત પ્રાંતો અને પંજાબની સરકારે પણ તે જ રસ્તો સ્વીકાર્યો. અમદાવાદની મહાસભા સુધીમાં તો લાલાજી, પંડિત મોતીલાલ નેહરુ, જવાહરલાલ, દેશબંધુ દાસ અને તેમનું કુટુંબ વગેરેને ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ ઍક્ટ હેઠળ અથવા ઇ. પિ. કોડની ૧૪૪ તથા ૧૦૮મી કલમ હેઠળ પકડી લેવામાં આવ્યા. એ કલમો શોધી કાઢીને તેમનો રાજદ્વારી ગુનાઓમાં ઉપયોગ કરવાની સલાહ સર તેજબહાદુર સપ્રુએ આપી હોવાય છે અને સરકારે પણ તેમને ૧૯૨૦ના ઑગસ્ટમાં વાઇસરૉયની એક્ઝિક્યુટીવ કાઉન્સિલમાં લૉ મેમ્બર બનાવ્યા.

વસ્તુસ્થિતિ આટલી હદે આવી તે વખતે, મહાસભા અને સરકાર વચ્ચે સંદેશાઓ શરૂ થયા. કલકત્તાથી રાજધાની ખસેડીને દિલ્હી લઈ જવામાં આવી ત્યારથી, દર વર્ષે વાઇસરૉય નાતાલ દરમિયાન કલકત્તામાં ત્રણથી ચાર અઠવાડિયાં રહે છે. શાહજાદો પણ પોતાની નાતાલ કલકત્તામાં કરવાનો હતો. આ વખતે લૉર્ડ રીડિંગના કલકત્તાવાસનો લાભ લઈ, પંડિત મદનમોહન માલવિયા વગેરેએ સરકાર અને લોકો વચ્ચે કંઈક સમજૂત કરાવવાનો પ્રયત્ન કર્યો. લૉર્ડ રીડિંગે પણ, કાંઈ નહિ તો કલકત્તામાં ૨૫મી ડિસેંબરનો બહિષ્કારનો કાર્યક્રમ બંધ રખાવવા પૂરતા, તે સંદેશાઓ ચાલવા દીધા. પંડિતજીની આગેવાની હેઠળ એક

ડેપ્યુટેશન વાઇસરૉયને ૨૧મી ડિસેંબરે મળ્યું. શ્રી. દાસ કલકત્તાની અલીપોર જેલમાં હતા. તેમની અને પંડિતજી વચ્ચે ટેલિફોન ઉપર વાતચીતો ચાલી. થોડી જ વારમાં ગાંધીજીની સલાહની જરૂર પડી. તે અમદાવાદમાં હતા. તેમની સાથે તારથી સંદેશા ચાલ્યા. સરકારે સવિનયભંગવાળા કેદીઓ છોડી મૂકવાનું તથા સુધારાની યોજના વિચારવા માટે મહાસભાના ૨૨ પ્રતિનિધિઓ વાળી ગોળમેજી પરિષદ માર્ચ માસમાં બોલાવવાનું કબૂલ કર્યું.

દાસની માગણી એવી હતી કે, નવા ક્રિમિનલ લૉ એમેન્ડમેંટ ઍક્ટ હેઠળના તમામ કેદીઓને છોડી મૂકવા. પરંતુ એમાં લાલાજી તથા મૌ૦ મહમદઅલી, શૌકતઅલી, ડૉ. કિચલુ અને એવા બીજા કરાંચીવાળા તથા ફતવાવાળા કેદીઓ રહી જતા હતા. કરાંચીવાળા કેદીઓને જુલાઈ ૧૯૨૧માં કરાંચીમાં ભરાયેલી અખિલ ભારત ખિલાફત કોન્ફરન્સમાં ભાગ લેવા માટે ૧૯૨૧ના નવેંબરની ૧લી તારીખે પકડવામાં આવ્યા હતા. તે કોન્ફરન્સમાં લશ્કરી નોકરીઓને લગતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. કેટલાક ઉલેમાઓએ એ ઠરાવને એક ફતવો બહાર પાડી બહાલી આપી હતી. ફતવો એટલે મુસલમાન ધર્મગુરુઓએ અમુક પરિસ્થિતિને ધ્યાનમાં લઈ વિધિનિષેધનું બહાર પાડેલું ફરમાન.

ગાંધીજીની માગણી કરાંચીના કેદીઓને પણ છોડી મૂકવાની હતી. તે થોડેઘણે અંશે કબૂલ રાખવામાં આવી. પરંતુ ફતવાવાળા કેદીઓને છોડી મૂકવાની તેમજ પિકેટિંગ કરવાનો હક કબૂલ રાખવાની તેમની માગણીઓ સ્વીકારવામાં ન આવી. એ વિષે તારથી ગાંધીજીનો જવાબ કલકત્તામાં પહોંચે ત્યાર પહેલાં, — અને તાર પહોંચાડવામાં મોડું કરવામાં આવવાથી — રીડિંગના સાથીદારો ૨૩મી ડિસેંબરે કલકત્તાથી ચાલ્યા ગયા અને સંદેશાઓ પડી ભાગ્યા.[1] આ સંદેશાઓ દરમિયાન વિષ્ટિનું કામ મિ. જિન્ના

[1] ૧. ૧૯૨૧ના ડિસેંબરના આ સુલેહના સંદેશાઓને લગતી સંપૂર્ણ વિગતો માટે વાચક શ્રી. કૃષ્ણદાસનું 'મહાત્મા ગાંધી સાથે સાત મહિના' નામનું રસિક પુસ્તક જુએ.

અને પંડિત માલવિયાજીએ કર્યું હતું. મંદેશાઓ પડી ભાગવાથી શાહજાદાની મુલાકાતના બહિષ્કારનો કાર્યક્રમ હિંદુસ્તાનના બીજા ભાગોમાં પૂરેપૂરી રીતે અમલમાં મૂકવામાં આવ્યો. કલકત્તાની હડતાલ સંપૂર્ણ હતી. કસાઈઓની દુકાનો પણ બંધ રહેવાથી યુરોપિયનો છેડાઈ પડ્યા હતા.

૧૯૨૧ના ડિસેંબરના છેલ્લા અઠવાડિયામાં તો આપણે મહાસભાની અમદાવાદની બેઠકની અધવચ જ આવી પહોંચીએ છીએ. નાગપુરની બેઠકથી માંડીને ત્યાં સુધી પરિસ્થિતિમાં કશો જ ફેર પડ્યો નહોતો. ડ્યૂક ઓફ કૉનૉટે મોન્ટ–ફર્ડ સુધારાઓ અમલમાં મૂકવાની ક્રિયા કરી તે વખતે, શહેનશાહ તરફથી એક સંદેશો બહાર પાડવામાં આવ્યો હતો. તેમાં જણાવ્યું હતું કેઃ

"વર્ષોથી અને પેઢીઓથી સ્વદેશાભિમાની અને વફાદાર હિંદીઓ પોતાની માતૃભૂમિ માટે સ્વરાજ્યનાં સ્વપ્નો સેવતા આવ્યા છે. આજે તમને મારા સામ્રાજ્યમાં તે સ્વરાજ્યની શરૂઆતની તથા બીજા સંસ્થાનો જે સ્વતંત્રતા ભોગવે છે તે તરફ પ્રગતિ કરવાની સૌથી ઉત્તમ સગવડ અને તક પ્રાપ્ત થાય છે."

પરંતુ આ પ્રમાણે હોઠ વડે ઉચ્ચારેલા 'સ્વરાજ' શબ્દથી કે ભૂતકાળને ભૂલી જઈ ક્ષમા આપવાની ડ્યૂકની અપીલથી કે પંજાબના અત્યાચારોને લગતી ધારાસભામાં ચાલેલી ચર્ચા દરમિયાન સરકારે જાહેર કરેલા ખેદથી, લોકોની લાગણી શાંત ન થઈ તેમજ પ્રજામાં ફરી વિશ્વાસ સ્થાપિત થયો નહિ.

બીજી બાજુ, દેશનું રાજકીય વાતાવરણ અતિ તીવ્ર બની ગયું હતું. 'એક વર્ષમાં સ્વરાજ્ય' એ વિચાર દરેકના મનમાં સર્વોપરી બન્યો હતો. ગાંધીજીએ, જો તેમના કાર્યક્રમને વળગી રહેવામાં આવે તેમજ તેનો પૂરો અમલ કરવામાં આવે, તો એક વર્ષમાં સ્વરાજ્ય મેળવી આપવાનું લોકોને વચન આપ્યું હતું. એ વર્ષ પૂરું થવા આવ્યું હતું અને દરેક જણ રાજદ્વારી આકાશ તરફ કોઈ ચમત્કારથી સ્વરાજને આવતું જોવા તાકી રહ્યું હતું. પરંતુ તે જ પ્રમાણે દરેક જણ તે દૈવી ઘટનાને જલદી લાવવા માટે પોતાનાથી બનતું કરવાને તેમજ ગમે તેવાં દુઃખ સહન કરવાને પણ તૈયાર થઈ ગયું હતું. લોકો સવિનયભંગનો

કાર્યક્રમ મેળવવા ઉત્સુક થઈ ગયા હતા વ્યક્તિગત સવિનયભંગ કરીને તો વીસ હજારથી પણ વધારે લોકો ક્યારનાય જેલમાં બેસી ગયા હતા અને થોડા જ વખતમાં તે સંખ્યા વધીને ૩૦,૦૦૦ થવાની હતી પરંતુ હવે તો લોકોને સામુદાયિક સવિનયભંગ આદર્શ લાગ્યો હતો એ સવિનયભંગ કેવો હતો? તેનું સ્વરૂપ શું હતું? ગાંધીજીએ પોતે જ હજુ સુધી તેની કશી વ્યાખ્યા આપી નહોતી તેમજ પોતાની જાતે પણ તેની કલ્પના કરી નહોતી તેનું દર્શન કોઈ સૂક્ષ્મ દૃષ્ટિવાળાને તથા પવિત્ર હૃદયને, જેમ જેમ તે એક એક પગલું આગળ વધતો જાય તેમ તેમ થતું જવાનું હતું એટલી વાત નક્કી હતી કે, સામુદાયિક સવિનયભંગની લડત, તેને લગતી શરતોનો જ્યાં સંપૂર્ણ અમલ થયો હોય તેવા યોગ્ય વિભાગમાં, અધીરા થયા વિના તથા થાક્યા વિના, કોઈ લાયક માણસથી જ ઉપાડી શકાય તેમ હતી તે પ્રમાણે ગાંધીજી ગુજરાતમાં નાકરની લડત ગોઠવવાનું વિચારી રહ્યા હતા. પરંતુ ગંતુરવાળાઓ તે જિલ્લામાં એટલી જ તત્પરતાથી તથા ઉત્સાહથી તેમજ આપભોગ આપવાની અને દુ:ખ સહન કરવાની તૈયારીથી એ લડત શરૂ કરવા માગતા હતા

તે સમયની દેશની સ્થિતિ તેમજ મહાસભાની ફરજ અમદાવાદની બેઠકમાં રજૂ થયેલા મુખ્ય ઠરાવની શરૂઆતમાં સ્પષ્ટતાથી વર્ણવવામાં આવ્યા છે

"લોકોએ ભય તજી દીધો હતો પ્રજામાં સ્વમાનની લાગણી ફેલાવા લાગી હતી. મહાસભાવાદીઓ સમજી ગયા હતા કે સેવા અને આપભોગ એ બે વડે જ લોકોનો વિશ્વાસ પ્રાપ્ત કરી શકાય તેમ હતું સરકારની પ્રતિષ્ઠા ખૂબ જ ઘટી ગઈ હતી અને લોકોને સ્વરાજ્યના ધ્યેયોને લગતા ઠીક ઠીક પાઠ શીખવા મળ્યા હતા"

અમદાવાદની બેઠક અનેક પ્રકારના સુધારાઓ અને ફેરફારો માટે જાણીતી થઈ છે પ્રતિનિધિઓ માટેની પાટલીઓ અને ખુરશીઓ કે, જેમની પાછળ નાગપુરની બેઠક વખતે ૭૦,૦૦૦ રૂપિયા ખર્ચ થયું હતું, તેમને તિલાંજલિ મળી. સ્વાગતસમિતિના પ્રમુખ વલ્લભભાઈનું ભાષણ ટૂંકામાં ટૂંકું હતું તેમ જ બેઠક દરમિયાન પણ થોડામાં થોડા—બધા મળીને નવ—

કરાવો જૂ વામાં આવ્યા મહાસભામાં મુખ્યત્વે હિંદી ભાષાનો જ ઉપયોગ થયો હતો અને મહાસભાના મંડપો માટે એ નાખ નતા વધારે રૂપિયાની ખાદી વાપરવામાં આવી હતી

ગાધીજીએ ૨૬ ની એક ઍન્ડ્રુઝને અમદાવાદની બેઠકમા ધાર્મિક સદેશો આપવા હાજર રહેવાનુ જણાવ્યુ હતુ તેમણે તેમ કરવાન મૂર કર્યું પણ ગાધીજીને પહેલેથી ચોખ્ખું જણાવી દીધુ કે તે પોતે પરદેશી કાપડ બાળવાની વિરુદ્ધ છે, કારણ કે તેમાથી હિંસાની હોળી પ્રગટશે એવી તેમને દહેશત છે પોતાનો તે વિરોધ સ્પષ્ટ કરવા બેઠકમા તે પોતાની હમેશાની રીત બાજુએ મૂકીને ખાસ યુરોપિયન પોશાકમા જ હાજર રહ્યા પોતાના ભાષણમા પણ તેમણે આ પ્રસગે ખાદી કેમ નથી પહેરી તેની સમજૂતી આપી કપડની હોળીના પ્રશ્ન બાબત તેમના અભિપ્રાય સાથે શ્રોતાવર્ગ મળતો આવે તેમ નહોતુ છતા શ્રોતાવર્ગે તેમને સપૂર્ણ માન અને પ્રેમ સાથે સાભળ્યા, એ વાત નોધવા જેવી છે. પોતાના ભાષણને અતે તેમણે જાહેર કર્યું કે ગાધીજીની વિનતિથી તે ગરે જ પોતે અમદાવાદ છોડી સુલેહનુ કામ કરવા મોપલાઓ તરફ ઊપડી જવાના છે

હવે બેઠક દરમિયાન બનેલા બનાવો તરફ આવીએ દેશબધુ દાસને પ્રમુખ તરીકે ચૂટવામા આવ્યા હતા પરતુ છતા તેમની ધરપકડ થવાથી તેમની જગાએ હિંદુમુસ્લિમ ઐક્યના પ્રતિનિધિ તરીકે હકીમ અજમલખાનને ચૂટવામા આવ્યા હતા દિલ્હીમા ભરાયેલી હિંદુ મહાસભાની એક કોન્ફરન્સમા પણ તેમને પ્રમુખ તરીકે ચૂટવામા આવ્યા હતા દેશબધુના પ્રતિનિધિને બ જે તેનુ સાદુ પણ સચોટ ભાષણ તેમણે કર્યું દેશબધુનુ પોતાનુ ભાષણ સરોજિની દેવીએ મધુરતાથી અને છટાથી વાચી સભળાવ્યુ દેશબધુ પાસેથી આશા રાખવામા આવે તે પ્રમાણે, તેમણે પોતાના ભાષણની શરૂઆતમા, હિંદી રાષ્ટ્રીયતા કે જેના મૂળ તેની પ્રાચીન સસ્કૃતિમા છે, તેનુ વ્યાપક દિગ્દર્શન કરાવ્યુ તથા તેના પુનરુદ્ધાર વિષે કહેતા જણાવ્યુ કે, કોઈ અતિથિનુ આપણે સ્વાગત કરી શકીએ ત્યાર પહેલા પ્રથમ તો આપણી પાસે આપણે પોતાનુ ઘર હોવુ જોઈએ પાશ્ચાત્ય સસ્કૃતિનુ

સંકલન કરતા પહેલા હિંદી સંસ્કૃતિએ પ્રથમ પોતાનો આત્માનુભવ કરી લેવો જોઈએ ત્યાર બાદ, તેમણે સુધારાના નવા કાયદાની ઝીણવટથી તપાસ કરીને નિરાશાને સ્વરે પૂછ્યું, ' આ કાયદાની પ્રસ્તાવનામા હિંદુસ્તાનને કોઈ પણ કાળે બ્રિટિશ સામ્રાજ્યના એક સ્વતંત્ર અને સમાન ભાગીદાર તરીકે ગણવાની બ્રિટિશ પાર્લામેન્ટને ફરજ પાડે એવુ કાઈ પણ છે?' તેમને પોતાને ઇગ્લંડ સાથે સહકાર કરવામા કોઈ વાધો નહોતો પરંતુ તે એક જ શરતે કે, ઇગ્લંડ હિંદુસ્તાનનો સ્વતંત્ર્ય બાબતનો પ્રાથમિક હક સ્વીકારે

' પરંતુ સુધારાની જે યોજના હિંદુસ્તાનને મળી છે, તેનાથી માની જઈને સરકાર સાથે સહકાર શરૂ કરવાની સલાહ હુ તમને આપી શકું તેમ નથી હુ સ્વમાન ગુમાવીને સુલેહ ખરીદી શકુ તેમ નથી. જ્યા સુધી આ કાયદાની પ્રસ્તાવનાનો ભાગ કાયમ છે, તથા જ્યા સુધી આપણો પોતાનો કારભાર આપણી મેળે ચલાવવાનો, આપણુ વ્યક્તિત્વ આપણી મેળે ખીલવવાનો તથા આપણુ ભવિષ્ય આપણી મેળે નિર્માણ કરવાનો આપણો મૂળભૂત હક કબૂલ રાખવામા નથી આવ્યો, ત્યા સુધી સુલેહની કોઈ પણ શરતો ઉપર વિચાર કરવાની હુ ના પાડુ છુ '

દેશબંધુના શિષ્ટ અને ખાનદાની ભરેલા ભાષણે, અમદાવાદની બેઠકમા રજૂ થનારા મહત્ત્વના ઠરાવો સારુ યોગ્ય ભૂમિકા તૈયાર કરી આપી બેઠકનો મુખ્ય ઠરાવ તો વસ્તુતાએ અસહકારની ફિલસૂફી અને તેના અમલ ઉપર એક સ્વતંત્ર નિબંધ જેવો જ હતો તે એટલે સુધી કે, ગાંધીજીએ તેને રજૂ કરતી વખતે જ જણાવ્યુ કે તે ઠરાવને અગ્રેજીમા તથા હિંદીમા ધીરજપૂર્વક વાચી જતા તેમને ૩૫ મિનિટ લાગી હતી તે ઠરાવ ઉપર આગળ બોલતા તેમણે કહ્યુ કે, 'તે ઠરાવમા જ તેની બધી સમજૂતી આવી જાય છે છેલ્લા ૧૫ મહિનાથી ચાલી રહેલી આપણી રાજકીય પ્રવૃત્તિઓનુ એ સ્વાભાવિક પરિણામ જ છે' વળી તેમણે જણાવ્યુ કે એ ઠરાવ સમાધાનીના સદેશાઓ માટેના બારણા બધ કરી દેતો નથી વાઈસરૉયની દાનત જો સાફ હોય અને તે ગોળમેજી પરિષદ બોલાવવા માગતા હોય તો તેમને માટે આ ઠરાવમા પણ પૂરતી તક છે પણ તે એક સાચી પરિષદ હોવી જોઈએ તથા તેમા બધાને સમાનતાના હકથી

એમવાનું હોય, કોઈને બીખ માગતા જવાન ન હોય ' વળી જો તેમનો ઇરાદો ભૂંડો હોય, તો આ ઠરાવથી તેમના મોં ઉપર સમાધાનીનું બારણું બંધ થાય છે પછી ભલે ગમે તેના નેતાને કબરમાં જવું પડે કે દમનનીતિ ગમે તેવું બીહામણું સ્વરૂપ ધારણ કરે ' વળી તેમણે જણાવ્યું કે આ ઠરાવમાં આપણે ઉદ્ધત બનીને યુદ્ધ માગી લેતા નથી પરંતુ જે સત્તા ઉદ્ધતાઈ ઉપર આરૂઢ થયેલી છે, તેને આપણે જવાબ પડકાર ફેંકીએ છીએ જે સત્તા પોતાનું રક્ષણ કરવા ખાતર વિચારવા અને મંડળો બાંધી એકત્રિત થવાનું સ્વાતંત્ર્ય — કે જે સ્વતંત્રતાનો પ્રાણવાયુ લેવા માટે ફેફસારૂપ છે — તેને કચરી નાખવા માગે છે તેવી સત્તાને આ ઠરાવ નમ્રતાપૂર્વક પરંતુ સ્પષ્ટ પડકાર આપે છે ' આપણે અહીં અસહકાર વિષેનો તે મૂળ ઠરાવ આખો જ ટાંકીએ

' છેલ્લી મહાસભાની બેઠક બાદ હિંદુસ્તાનના લોકોએ સ્વાનુભવ ઉપરથી જોયું છે કે, અહિંસાત્મક અસહકાર અખત્યાર કરવાને લીધે દેશે નિર્ભયતા, આપભોગ અને આત્મભાનમાં ભારે પ્રગતિ કરી છે તેથી, તથા એ પ્રવૃત્તિથી સરકારની પ્રતિષ્ઠાને ભારે ધક્કો પહોંચ્યો છે તેથી તથા દેશ આખો સ્વરાજ્યની દિશામાં ઝપાટાભેર પ્રગતિ કરી રહ્યો છે તેથી, આ મહાસભા કલકત્તાની મહાસભાની ખાસ બેઠકમાં પસાર થયેલો અને નાગપુરમાં ફરી મંજૂર થયેલો ઠરાવ કાયમ રાખે છે અને જ્યાં સુધી ખિલાફતના તથા પંજાબના ખોટું નિવારણ ન થાય તથા સ્વરાજ્ય ન સ્થપાય અને હિંદુસ્તાનના રાજ્યવહીવટનો કબજો બિનજવાબદાર સરકારના હાથમાંથી હિંદુસ્તાનના લોકોના હાથમાં ન આવે, ત્યાં સુધી અત્યાર કરતાં વધુ જોસથી અહિંસાત્મક અસહકારનો કાર્યક્રમ દરેક પ્રાંત પોતાને માટે જે રીતે ચલાવવાનું ઠરાવે, તે રીતે ચાલુ રાખવાનો પોતાનો મક્કમ નિશ્ચય જાહેર કરે છે

'વાઈસરોય સાહેબે તાજેતરના પોતાના ભાષણોમાં જે બધી ધમકીઓ આપી છે તેથી, તથા તેને પરિણામે હિંદની સરકારે જુદા જુદા પ્રાંતોમાં સ્વયંસેવકનાં દળો વિખેરી નાખીને, ગેરકાયદે અને આપખુદ રીતે જાહેર સભાઓની તથા સમિતિની સભાઓની પણ જબરદસ્તીથી બંધી કરીને અને કેટલાક પ્રાંતોમાં મહાસભાના કાર્યકર્તાઓને પકડીને દમનનીતિ અખત્યાર કરી છે તેથી તથા આ દમનનીતિનો સ્પષ્ટ ઉદ્દેશ મહાસભાના અને ખિલાફતની પ્રવૃત્તિને ગૂંગળાવી દેવાનો તથા લોકોને તેમની મદદ મળતી બંધ કરવાનો છે તેથી, આ મહાસભા ઠરાવ કરે છે કે મહાસભાની

તમામ પ્રવૃત્તિઓ જેટલે દરજ્જે જરૂરી હોય તેટલે દરજ્જે મુલતવી રાખવી, અને સહુ કોઈને મહાસભા અપીલ કરે છે કે તેમણે ગઈ ૨૩મી નવેમ્બરે મહાસભાની કાર્યવાહક સમાએ મુંબઈમાં નક્કી કરેલા ઠરાવમાં જણાવેલી શરતો પ્રમાણે આખા દેશભરમાં જે સ્વયંસેવક સૈન્યો તૈયાર કરવામાં આવે, તેમાં જોડાઈને શાન્તિપૂર્વક તથા કશી પણ હોદ્દા કર્યા વિના પકડાવા માટે પોતાની જાતને અર્પણ કરવી. વળી નીચે જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી ન કરે તેને સ્વયંસેવક તરીકે સ્વીકારવો નહિ:

"ઈશ્વર સાક્ષી રાખીને હું પ્રતિજ્ઞા કરું છું કે

(૧) હું રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યનો સૈનિક થવા ઇચ્છું છું.

(૨) જ્યાં સુધી હું તે સૈન્યમાં રહીશ ત્યાં સુધી હું વાચા અને કર્મણા અહિંસાપરાયણ રહીશ તથા મનસા પણ તેવા જ રહેવાનો ખરા દિલથી પ્રયત્ન કરીશ, કારણ હું માનું છું કે હિંદુસ્તાનના અત્યારના સંજોગોમાં કેવળ અહિંસા જ ખિલાફત તથા પંજાબને મદદ કરી શકે અને સ્વરાજ્યની સ્થાપના કરી શકે તથા હિંદુસ્તાનની તમામ કોમો તથા જાતો, હિંદુ મુસલમાન, શીખ પારસી, ખ્રિસ્તી તથા યહૂદી તેમાં એકતા જમાવી શકે.

(૩) હું આવી એકતામાં માનું છું અને તેવી એકતા વધે તે માટે સતત પ્રયત્ન કરીશ.

(૪) હિંદુસ્તાનના આર્થિક, રાજકીય તથા નૈતિક ઉદ્ધારને અર્થે સ્વદેશી ખાસ આવશ્યક છે એમ હું માનું છું અને બીજા તમામ કપડાંનો ત્યાગ કરી હાથે કાંતેલી તથા હાથે વણેલી ખાદીનો ઉપયોગ કરીશ.

(૫) હિંદુ તરીકે હું અસ્પૃશ્યતાનું કલંક દૂર કરવું જરૂરી તથા ન્યાયયુક્ત છે એમ માનું છું. જ્યારે જ્યારે બની શકે તેમ હોય ત્યારે ત્યારે તેમના અંગત સબંધમાં આવવાના પ્રસંગો હું શોધીશ તથા અંત્યજ જાતિઓની સેવા કરવાનો પ્રયત્ન કરીશ.

(૬) હું મારા ઉપરી અમલદારોની સૂચનાઓનું તથા સ્વયંસેવક સમિતિ અથવા કારોબારી સમિતિ અથવા તો મહાસભાએ સ્થાપેલી બીજી કોઈ સંસ્થા આ પ્રતિજ્ઞાના તત્ત્વથી વિરોધી ન હોય તેવા જે નિયમો રચશે, તે તમામનું પાલન કરીશ.

(૭) મારા ધર્મ તથા દેશને ખાતર ગુસ્સો કર્યા વિના હું જેલ, મારપીટ તથા મોતની પણ બરદાસ્ત કરી લેવા તૈયાર છું.

(૮) હું જેલમાં જાઉં ત્યારે મહાસભા પાસેથી મારા કુટુંબ માટે અથવા મારા ઉપર આધાર રાખનારાઓ માટે કોઈ પણ જાતની મદદ હું માગીશ નહિ.

"આ મહાસભાનો વિશ્વાસ છે કે, ૧૮ વર્ષનો અને તેની ઉપરનો દરેક શખસ સ્વયંસેવકસૈન્યમાં તરત જોડાઈ જશે.

"જાહેર સભાઓ ભરવાની બંધીનું જાહેરનામું નીકળ્યું હોવા છતાં અને સમિતિઓની સભાઓને પણ જાહેર સભાઓ ગણવાનો પ્રયત્ન થયેલો હોવાથી, આ મહાસભા સમિતિસભાઓ તથા જાહેર સભાઓ ભરવાની સલાહ આપે છે. જાહેર સભાઓ બંધ જગામાં ટિકિટો રાખીને તથા અગાઉથી જાહેર કરીને ભરાય; તેમાં બનતાં સુધી પહેલેથી જેમનાં નામો જાહેર કર્યાં હોય એવા વક્તાઓ પોતાનાં લખેલાં ભાષણો કરે તથા ઉશ્કેરણી અને તેને પરિણામે લોકો તરફથી તોફાન થવાનો સંભવ એ બન્ને ટાળવાની પૂરેપૂરી કાળજી રાખવામાં આવે.

"મહાસભાનો એવો અભિપ્રાય છે કે, કોઈ પણ વ્યક્તિ અથવા સંસ્થા તરફથી પોતાની સત્તાનો આપખુદી, જુલમી અને મર્દાની હરી લેનારો ઉપયોગ થતો અટકાવવા સારુ, બીજા બધા ઉપાયો અજમાવી લીધા પછી હથિયારબંધ બળવાની અવેજીમાં કાયદાનો સવિનયભંગ કરવો એ જ એકમાત્ર સુધરેલો અને અસરકારક ઉપાય છે. તેથી આ મહાસભા દરેક કાર્યકર્તાઓ તથા બીજાઓ જેમની શાન્તિમય સાધનોમાં શ્રદ્ધા હોય અને જેઓની ખાતરી થઈ ગઈ હોય કે ચાલુ સરકારને હિંદુસ્તાનના લોકો પ્રત્યેના કેવળ બિનજવાબદાર સ્થાનેથી ઉતારી પાડવાનો કોઈને કોઈ પ્રકારના આપભોગ સિવાય બીજો ઉપાય નથી, તેઓને સલાહ આપે છે કે તેમણે વ્યક્તિગત સવિનયભંગ આદરવો અને જ્યારે તેમને લાગે કે લોકસમૂહ અહિંસાનું તથા દિલ્હીમાં મળેલી છેલ્લી મહાસમિતિએ જણાવેલી તેને લગતી બીજી શરતોનું પાલન કરવા પૂરતો કેળવાયેલો છે ત્યારે સામુદાયિક સવિનયભંગ પણ આદરવો.

"આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, વ્યક્તિગત અથવા સામુદાયિક સવિનયભંગ (તે હુમલાના સ્વરૂપનો હોય કે બચાવના સ્વરૂપનો હોય) યોગ્ય સાવચેતી રાખીને તથા કારોબારી સમિતિ અથવા પોતાની પ્રાંતિક સમિતિ વખતોવખત જે સૂચનાઓ કાઢે તેને અનુસરીને ઉપાડવામાં આવે. તેમાં તમામ શક્તિ એકાગ્ર કરી શકાય એટલા માટે મહાસભાની બીજી તમામ પ્રવૃત્તિઓ જ્યારે જ્યાં અને જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તેટલે દરજ્જે મોકૂફ રાખવામાં આવે

"આ મહાસભા ૧૮ વર્ષના તથા તે ઉપરના તમામ વિદ્યાર્થીઓને તેમાંય ખાસ કરીને રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓમાં ભણતા હોય તેમને તથા તેની સંસ્થાઓના અધ્યાપકોને ઉપર જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર

તુરતાતુરત સહી કરવાનું અને રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યમાં જોડાઈ જવાનું નિમંત્રણ કરે છે.

"મહાસભાના કાર્ય કરનારાઓના મોટા ભાગનું પકડાઈ જવાનું હાથવેંતમાં હોવાથી, આ મહાસભા પોતાનું સામાન્ય તંત્ર જ્યારે જ્યારે બની શકે ત્યારે તેનો હમેશાની રીતે ઉપયોગ કરવાને માટે અકબંધ રહેવા દઈને, મહાત્મા ગાંધીને બીજી સૂચનાઓ નીકળે ત્યાં સુધી મહાસભાના સરમુખત્યાર નીમે છે અને મહાસમિતિની તમામ સત્તા તેમને આપે છે તે સત્તામાં મહાસભાની ખાસ બેઠક બોલાવવાની, મહાસમિતિની અથવા કારોબારી સમિતિની સભાઓ બોલાવવાની સત્તાનો સમાવેશ થાય છે. આવી સત્તા મહાસમિતિની કોઈ પણ બે બેઠકો થાય તેના વચલા ગાળામાં તેમને અખત્યાર કરવાનો હક રહેશે વળી આપધારે પ્રસંગે પોતાની પછીના સરમુખત્યાર નીમવાનો પણ તેમને અધિકાર છે.

"એવા ઉત્તરાધિકારી સરમુખત્યાર અથવા તેમના પછી ઉત્તરાધિકારીઓ જે જે બીજા સરમુખત્યારો નીમે તે બધા સરમુખત્યારોને આ મહાસભા ઉપર વર્ણવેલી સત્તા આપે છે.

"તેમાં એક શરત એવી છે કે, આ ઠરાવમાં જણાવેલી કોઈ બાબતથી મહાત્મા ગાંધીને કે ઉપર જણાવ્યા એવા તેમના કોઈ ઉત્તરાધિકારીને હિંદની સરકાર અથવા બ્રિટિશ સરકાર સાથે મહાસમિતિની મંજૂરી લીધા વિના તથા તે મંજૂરી તેને માટે બોલાવેલી ખાસ મહાસભા પાસે પસાર કરાવ્યા વિના સુલેહની શરતો નક્કી કરવાનો અધિકાર નથી. વળી બીજી શરત એ પણ છે કે, મહાત્મા ગાંધી અથવા તેમના ઉત્તરાધિકારીને મહાસભાની પ્રથમ પરવાનગી મેળવ્યા વિના મહાસભાના ધ્યેયમાં કોઈ પણ સંજોગમાં કશો ફેરફાર કરવાની સત્તા નથી.

"આ મહાસભા જે દેશભક્તો પોતાના અંતરાત્માના અવાજને ખાતર અથવા દેશને ખાતર જેલ ભોગવી રહ્યા છે, તેમને મુબારકબાદી આપે છે અને માને છે કે તેમના આપભોગથી સ્વરાજ્યનું આગમન બહુ ત્વરિત થયું છે."

## ઠરાવ ૨

"આ મહાસભા જેઓ સંપૂર્ણ અસહકારમાં અથવા તો અસહકારના સિદ્ધાન્તમાં ન માનતા હોય, પરંતુ રાષ્ટ્રીય સ્વમાનને સારુ ખિલાફત અને પંજાબના દુ:ખોના નિવારણની માગણી કરવાનું અને તે માટે આગ્રહ રાખવાનું તથા સંપૂર્ણ રાષ્ટ્રીય આત્મપ્રકટનને અર્થે સ્વરાજ્યની એકદમ સ્થાપના માટે આગ્રહ રાખવાનું જરૂરી ધારતા હોય, તેવા સહુને અપીલ કરે છે કે, તેઓ જુદા જુદા ધર્મની કોમો વચ્ચે એખલાસ વધારવામાં

પ્રજાને પૂરેપૂરી મદદ કરે, બીજાં હાથકંતામણ તથા હાથવણાટના કપડાનો ઉપયોગ કરે અને તેનો પ્રચાર કરે, સંપૂર્ણ દારૂનિષેધના કાર્યમા મદદ કરે અને જો તેઓ હિન્દુ હોય તો અસ્પૃશ્યતા દૂર કરવામા તથા અંત્યજ જાતિઓની સ્થિતિ સુધારવામા મદદ કરે"

હવે આપણે હજરત મોહાનીએ મહાસભાનુ ચાલુ ધ્યેય બદલીને 'સર્વ પ્રકારના પરદેશી કાબૂમાથી સંપૂર્ણ સ્વતંત્રતા' કરવાનુ સૂચવી જે ચર્ચા ઉપાડી, તે ઉપર આવીએ આટલા સમય બાદ તે સમયની પરિસ્થિતિ તપાસનારને એમ જરૂર લાગે કે, 'તે વખતના સંજોગોમા એ વસ્તુ જ સ્વાભાવિક રીતે આવીને ઊભી રહે તો પછી મહાસભાએ કે ગાંધીજીએ તેનો વિરોધ શા માટે કર્યો ?'

ગાંધીજીએ એ ઠરાવનો વિરોધ કરતા ભાષા પણ ખૂબ કડક વાપરી હતી પરંતુ આપણે જરા ઊંડા ઊતરી તપાસીશુ તો માલૂમ પડશે કે, તે સમયે ગાંધીજીએ એક નવી જ ચળવળ ઉપાડી હતી, એક નવુ જ ધ્યેય નક્કી કર્યું હતુ તેમજ રાજ્ય સામે એક જુદા જ પ્રકારનો હુમલો કરવા ધાર્યો હતો તે યુદ્ધનુ લક્ષ્ય તેમજ તેની વ્યૂહરચના તેમણે સ્પષ્ટતાથી યોજી નાખ્યા હતા લશ્કર પણ હુમલાઓ અને ઝપાઝપીની અધવચ પહોંચી ગયુ હતુ છેવટનો એક મોટો તેમજ નિર્ણાયક હુમલો થવાની તૈયારીમા હતો તે જ વખતે એક સૈનિક સેનાપતિ પાસે આવીને કહે કે, આ યુદ્ધનું લક્ષ્ય બદલો અને તેની ફરી વ્યાખ્યા કરો, તો તે યુદ્ધની વ્યૂહરચનાને પીંખી નાખવા જેવુ થાય આવા સંજોગોના સેનાપતિ કચવાય અને જરા ગુસ્સે પણ થાય તો તેમા નવાઈ પામવા જેવુ કશું નથી

ગાંધીજીએ વિરોધમા બોલતા જણાવ્યુ કે

"તનારામાના કેટલાકે જે બેજવાબદારીથી આ પ્રસ્તાવ રજૂ કર્યો છે, તે જોઈ મને દુખ થાય છે . આપણી તાકાત વિના જ આપણે તાજમહેલ ચણવા માગીએ છીએ કોઈ વાત કહીએ તે પહેલા આપણાના તેમ કરી બતાવવાની તાકાત હોવી જોઈએ. . પાણીમા પેસતા પહેલા પાણીના ઊંડાણનો ક્યાસ કાઢવો જોઈએ. મૌલાનાસાહેબની દરખાસ્ત આપણને તાગ વગરના પાણીમા ધકેલી જાય છે"

શ્રોતાઓ ઉપર ગાંધીજીની છેલ્લી દલીલે ખાસ અસર કરી. કારણ કે કોઈ પણ સેનાપતિ પોતે જ જેનો 'તાગ નથી જાણતો તે ઊંડાઈએ' લશ્કરને લઈ જઈ શકે નહિ. એટલે હજરત મોહાનીનો ઠરાવ ઊડી ગયો છેવટે. ૬ વર્ષે મહાસભામાં ફરી ફરી રજૂ થતો થતો તે ઠરાવ ૧૯૨૭માં મદ્રાસ મુકામે પસાર થયો અને લાહોરમાં ઈ સ ૧૯૨૯માં મહાસભાના ધ્યેય તરીકે નિર્ણીત થયો

બીજા ઠરાવોમાંથી એક બધારણને લગતો હતો અને બે હોદ્દાઓની નિમણૂકને લગતા હતા બાકીનામાંથી એક મોપલાઓના તોફાનને લગતો હતો. તેમાં સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે, તે તોફાનોને અસહકારની કે ખિલાફતની ચળવળ સાથે કશો સબંધ નહોતો, તેથી ઊલટું, અહિંસાના પ્રચારકોને તો એ તોફાન ફાટી નીકળતા પહેલાં ૭ મહિના અગાઉથી ત્યાં જવા દેવામાં આવ્યા નહોતા તેમજ યાકુબહસેન કે ગાંધીજી જેવા આગેવાન અસહકારીઓને તે ભાગમાં જવા દેવામાં આવ્યા હોત તો તે તોફાન લંબાત પણ નહિ છેવટે, સોએક મોપલા કેદીઓને માલગાડીના ડબામાં પૂરી બેલારી લઈ જતાં તેમાંથી ૭૦ જેટલા કેદીઓ ૧૯૨૧ના નવેમ્બરની ૧૯મી તારીખે ગતે ગૂંગળાઈને મરી ગયા, એ બાબત ઉપર મહાસભાએ સરકાર સામે પોતાનો ત્રાસ અને વિરોધ જાહેર કર્યો મુબઈના બનાવો માટે મહાસભાએ દિલગીરી પ્રદર્શિત કરી તથા તમામ પક્ષ અને કોમોને ખાતરી આપી કે, તેમના હકો પૂરેપૂરા જાળવવાની મહાસભાની પહેલેથી ઇચ્છા તેમજ નિશ્ચય હતા અને આજે પણ છે. મુસ્તફા કમાલ પાશા તથા તુર્કોને તેમના વિજય માટે મુબારકબાદી આપવામાં આવી તથા કામાગાટામારુવાળા બાબા ગુરુદત્તસિંગ ૭ વર્ષ સુધીની સરકારની નિષ્ફળ શોધ પછી, રાષ્ટ્રને ખાતર ભોગ આપવા પોતાની રાજીખુશીથી પકડાયા, તે માટે તેમને તેમજ તે પ્રસગે તથા પોલીસ અને લશ્કરની અસહ્ય પજવણીના અન્ય પ્રસગોએ જાળવેલી શાંતિ માટે શીખોને પણ ધન્યવાદ આપવામાં આવ્યા.

અમદાવાદની બેઠકની એક ધ્યાનમાં લેવા જેવી વિશેષતા એ હતી કે, મુસલમાન ઉલેમાઓએ મહાસભા સામેના રાજકીય પ્રશ્નોની ચર્ચામાં અગત્યનો ભાગ લીધો હતો. વ્યક્તિગત તેમજ સામુદાયિક સવિનયભંગ માટેની શરતોની બાબતમાં 'વિચારથી, વાણીથી અને કાયાથી' અહિંસક રહેવાના પ્રશ્ન ઉપર ખૂબ ચર્ચા ચાલી હતી. કલકત્તાના ઠરાવમાં 'વાણીથી અને કાયાથી' એટલા જ શબ્દો હતા. સ્વયંસેવકોની પ્રતિજ્ઞામાં 'વિચારથી' એ શબ્દ ઉમેરવા સામે મુસલમાનોએ વાંધો લીધો. કારણ કે તે વસ્તુ શરિયતથી વિરુદ્ધ હતી. તેથી તેને બદલે 'પનદાથી' એ શબ્દ ઉમેરવામાં આવ્યો. આમ ઘણી બાબતોમાં ઉલેમાઓએ કુરાન, શરિયત અને હદીસના દૃષ્ટિબિંદુથી રાજકીય વિચારોનો અર્થ કરવામાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો. તેમની મદદ ધારાસભાપ્રવેશના પ્રશ્નની બાબતમાં તેમજ તે પછીના પ્રસંગોએ પણ લેવામાં આવી હતી, એ વાત આગળ ઉપર કહીશું.

અંતે, મહાસભાના મુખ્ય ઠરાવમાં છેવટની પહેલાંના ફકરા ઉપર ધ્યાન ખેંચતા જઈએ. તેમાં, સરકારની ધરપકડની ચાલુ નીતિને કારણે મહાસભાનું તંત્ર ચાલુ પદ્ધતિએ ચલાવવાનું અશક્ય થઈ જાય એમ લાગવાથી ગાંધીજીને મહાસભાના સરમુખત્યાર નીમવાની વાત છે તેમજ દરેક સરમુખત્યારને પોતે પકડાઈ જાય એટલે પછીનો સરમુખત્યાર નીમવાની સત્તા આપવામાં આવી છે. તે સરમુખત્યારો માત્ર બે વસ્તુઓ ન કરી શકે: મહાસમિતિની પરવાનગી વિના સરકાર સાથે સુલેહ ન કરી શકે તથા મહાસભાનું ધ્યેય ન બદલી શકે.

અમદાવાદની બેઠક પૂરી થયા પછી પ્રતિનિધિઓ નવનવ વીખરાઈને ગયા. ગાંધીજી દરેક છાવણીમાં જઈને સવિનય ભંગની રીત સમજાવવા લાગ્યા. આપ્રછાવણીમાં દેખીતે સ્પષ્ટ કરી આપ્યું કે, જે જે ભાગમાં નાકરની લડત કરવાની હોય, તે તે ભાગમાં સ્વયંસેવકોએ ગામડામાં જઈને એ દરેક ખેડૂતની સહી લઈ લેવી જોઈએ અને સવિનયભંગની બીજી શરતોનું સંપૂર્ણ પાલન થયું હોવું જ જોઈએ.

# પ્રકરણ ૩ જું

## ગાંધીજી પકડાયા — ૧૯૨૨

મુંબઈની સર્વપક્ષી પરિષદ—ગાંધીજીનું ભાષણ—સર શંકર નાયર ચાલ્યા જાય છે—કારોબારી સમિતિ સર્વપક્ષી પરિષદનો ઠરાવ કબૂલ રાખે છે—આતુરની ના કરની લડત—બારડોલીનો સામુદાયિક સવિનયભંગ—ગાંધીજીનો વાઈસરૉય ઉપર પત્ર—ચૌરીચૌરા—મદ્રાસમાં ગોળીબાર—બારડોલીમાં લડતની મોકૂફી—મહાસમિતિ વ્યક્તિગત સવિનયભંગની પરવાનગી આપે છે—દિલ્હીના ઠરાવોની સરકાર ઉપર અસર—લડતની મોકૂફી વિષે જેલમાંના આગેવાનોનો અભિપ્રાય—'મહાન મુકદ્દમો'—સરોજિનીદેવીનું તે વિષે વર્ણન—ગાંધીજી અને બૅંકર ગુનો કબૂલ રાખે છે—ગાંધીજી બધી જવાબદારી પોતાને શિર લે છે—લેખિત નિવેદન—સજા—ગાંધીજીની સજા પછી—મોપલા અત્યાચાર તપાસસમિતિ—મહાસમિતિ લખનૌમાં મળે છે—અસહકારની પુનઃસમીક્ષા—સવિનયભંગ તપાસસમિતિ—તેના સભ્યો—મૉન્ટેગ્યુનું રાજીનામું—૧૦૮ અને ૧૪૪મી કલમો—લૉઈડ જ્યૉર્જનું 'પોલાદી ચોકઠા'વાળું ભાષણ—બોરસદ સત્યાગ્રહ—ગુરુકાબાગની ઘટના—સવિનયભંગ તપાસસમિતિની મુસાફરી—તેની ભલામણો—હિંદુ મુસલમાન અથડામણો—અસહકારના ધનુષ્યની બે કમાનો—રણક્ષેત્રમાંથી શેતરંજના પટ ઉપર—મહાસમિતિની કલકત્તાની ઐતિહાસિક બેઠક, નવેમ્બર ૧૯૨૨—ધારાસભાપ્રવેશનો પ્રશ્ન ગયાની મહાસભા ઉપર મુલતવી રહે છે—૧૮મી તારીખની ગાંધીદિન તરીકે ઉજવણી—જવાહરલાલને સજા—ગયાની બેઠક—ગાંધીવાદને પડકાર—દાસનું ભાષણ—ધારાસભાની અંદર જઈને અસહકાર—ઠરાવો—સવિનયભંગ વિષેનો

મહાસમિતિનો ઠરાવ કબૂલ રાખવામાં આવે છે—દાસ રાજીનામું આપી સ્વરાજપક્ષ સ્થાપે છે—સ્વયંસેવક દળો

૧૯૨૧નું વર્ષ પૂરું પણ થયું નહિ એટલામાં, મહાસભાના કેટલાક નામીચા મિત્રો કે જેમને મહાસભાનું નવું ધ્યેય કબૂલ નહોતું, તેઓ સરકાર અને મહાસભા વચ્ચે સમજૂતી કરાવવા ફરી ઉત્સુક થઈ ગયા. પરિણામે અમદાવાદના ઠરાવો ઉપરની શાહી પણ સુકાઈ નહોતી, એટલામાં તો મુંબઈમાં સર્વ પક્ષોની એક પરિષદ જાન્યુઆરીની ૧૪મી, ૧૫મી અને ૧૬મી તારીખે બોલાવવામાં આવી. તેમાં સઘળા પક્ષોના મળી ૩૦૦ જેટલા પ્રતિનિધિઓએ હાજરી આપી.

એ પરિષદ બોલાવનારાઓએ જે જે શરતો ઉપર સુલેહની માગણી કરી શકાય તેમ હતી, તે બધીનો સમાવેશ કરતો એક ખરડો તૈયાર કર્યો હતો. ગાંધીજીએ અસહકારીઓનું વલણ સ્પષ્ટ કરતાં કહ્યું કે, તે પોતે પરિષદમાં મહાસભાના પ્રતિનિધિ તરીકે ભાગ લઈ શકે તેમ નથી, પરંતુ બીજી રીતે આ પરિષદને થાય તેટલી મદદ કરવા તે તૈયાર છે. તેનું કારણ તેમણે એ જણાવ્યું કે સરકાર હજુ પોતાની દમનનીતિ પૂર જોસમાં ચલાવી રહી છે. એટલે જ્યાં સુધી તેને પશ્ચાત્તાપ થયો નથી ત્યાં સુધી આવી પરિષદ નકામી છે. તે પરિષદમાં અસહકારીઓ તરફથી માત્ર ગાંધીજી હાજર હતા. પરિષદની વિષયવિચારિણી સમિતિએ તૈયાર કરેલો ઠરાવનો ખરડો બીજે દિવસે પરિષદ આગળ રજૂ કરવામાં આવ્યો. તે દિવસે ગાંધીજીએ ફરીથી અસહકારીઓનું વલણ સ્પષ્ટ કરી બતાવ્યું. સર શંકરન નાયર પરિષદના ચેરમેન હતા. તેમને એ ખરડો પસંદ ન પડવાથી તે પરિષદ છોડી ચાલ્યા ગયા. એટલે પરિષદે સર એમ. વિશ્વેશ્વરૈયાને ચેરમેન બનાવી કામ આગળ ચલાવ્યું. પરિષદે એવો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો. તે ઠરાવમાં સરકારની દમનનીતિ વખોડી કાઢવામાં આવી હતી, તથા સમાધાનીના મદદા ચાલે તે દરમિયાન અમદાવાદના ઠરાવ મુજબ શરૂ કરવાની સવિનયભંગની

લડત મોકૂફ રાખવાની મહાસભાને બનાવવું કરવામાં આવી હતી. વળી તેમાં ખિલાફત, પંજાબ અને સ્વરાજના પ્રશ્નોનો નિકાલ લાવવાની સત્તા સાથે એક ગોળમેજી પરિષદ જલદી બોલાવવામાં આવે, તેમજ અનુકૂળ વાતાવરણ તૈયાર કરવા માટે ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ ઍક્ટ હેઠળના મંડળોને ગેરકાયદેસર જાહેર કરતા નોટીફીકેશનો તથા રાજદ્રોહી સભાઓનો કાયદો વગેરે કાયદાઓ પાછા ખેંચી લેવામાં આવે, તેમજ તે કાયદાઓ હેઠળ સજા પામેલા કે જેમના ઉપર હજુ કામ ચાલતુ હોય તે બધાને તેમજ ફતવાવાળા કેદીઓને પણ છોડી મૂકવામાં આવે તથા ચળવળને અંગે સામાન્ય કાયદા હેઠળ પણ જેમને સજા થઈ હોય તેવાઓની તપાસ માટે એક સમિતી નીમવામાં આવે — એવી સરકાર પાસે માગણી કરવામાં આવી હતી. પરિષદ પૂરી થયા બાદ સર શંકરન નાયરે છાપાઓ જોગ એક નિવેદન બહાર પાડ્યું. તેમાં ગાંધીજી સામે રોષભર્યા આક્ષેપો કરતી કેટલીક ખોટી વિગતો હતી. તેનો રદિયો પરિષદના મંત્રીઓ તરીકે મી. જિન્ના, જયકર અને નટરાજને તથા બીજાઓએ પણ આપ્યો.

એ સર્વપક્ષી પરિષદના મહાસભાને લગતા ઠરાવો ૧૭મી જાન્યુઆરીએ મળેલી કારોબારી સમિતિએ બહાલ રાખ્યા અને સવિનયભંગની શરૂઆત એ મહિનાના અંત સુધી મોકૂફ રાખવામાં આવી. પરંતુ લૉર્ડ રીડિંગે એ પરિષદ તરફથી મળેલી સમાધાનીની શરતોની અવગણના કરીને ફેંકી દીધી. આમ સમાધાની કરનારાઓના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. એ પણ એક રીતે સારુ જ થયું. કારણ કે તેથી, સરકારે કલકત્તામાં સમાધાની માટે બતાવેલી મરજી કેટલી પોકળ હતી, તેમ જ તેનો ઇરાદો શાહજાદાની કલકત્તાની મુલાકાત દરમિયાનના વિરોધી દેખાવો ટાળવાનો જ હતો એ ખુલ્લુ થઈ ગયુ.

આટલુ થયા બાદ ગાંધીજીએ વાઇસરૉયને તા. ૧–૨–૨૨ને રોજ બારડોલીમાં સવિનયભંગ શરૂ કરવાનો પોતાનો ઇરાદો જણાવતો પત્ર લખ્યો. સામુદાયિક સવિનયભંગનો પ્રથમ પ્રયોગ ગાંધીજીને પોતાની નજર હેઠળ જ કરવો હતો. એક રીતે બારડોલી ઘણું અનુકૂળ ક્ષેત્ર હતુ કારણ કે બારડોલી તાલુકામાં

દક્ષિણ આફ્રિકાથી પાછા આવેલા ઘણા માણસો હતા. તેમણે તે દેશમા ગાધીજીએ ચલાવેલી સત્યાગ્રહની લડત જોઈ હતી, એટલે તેઓ ગાધીજીની રીતોથી પરિચિત હતા ગાધીજીની એવી ઇચ્છા હતી કે આખુ હિન્દુસ્તાન તેમનો એ પ્રયોગ જુએ અને એ રીતે તેમનામા શક્તિ અને ઉત્સાહ પ્રેરે તેમનુ ધ્યાન તથા પ્રયત્નો બીજી બાજુ ખેચાય કે સક્ષુબ્ધ થાય એવુ કાઈ ન કરવામા આવે એવી પણ તેમની મરજી હતી ૩૧મી જાન્યુઆરી ૧૯૨૨ના રોજ કારોબારી સમિતિએ પણ એ જ મતલબનો ઠરાવ કર્યો હતો પરતુ અમદાવાદની બેઠક પૂરી થયા પછી તરત જ આન્ધ્ર પ્રાતિક સમિતિ ૯મી જાન્યુઆરીએ બેઝવાડામા મળી તેણે સવિનયભંગની લડત ઉપાડવાની દૃષ્ટિથી પોતપોતાના વિભાગોમા તપાસ કરવાની જિલ્લાસમિતિઓને સત્તા આપી તપાસને અતે ચાર જિલ્લાઓએ સવિનયભગ શરૂ કરવાની પરવાનગી માગી અને તે આપવામા આવી તે ચાર જિલ્લાઓ તે કિસ્ના, ગોદાવરી, ગંતુર અને કુડપ્પા આન્ધ્ર પ્રાતની કારોબારી સમિતિએ મહાસભાની બેઠકથી પંદર દિવસ પહેલા તા ૧૫ ડિસેમ્બર ૧૯૨૧ને દિવસે આન્ધ્રદેશને કર ભરવાનુ બંધ કરવાનુ જણાવતો ઠરાવ પસાર કર્યો હતો આ પગલુ મહાસભાના નિર્ણય પહેલા પરતુ તેની મંજૂરીની અપેક્ષાએ ભરવામા આવ્યુ હતુ હજુ બીજા જિલ્લાઓ તો સ્થાનિક પરિસ્થિતિની તપાસ ચલાવી રહ્યા હતા તેમજ ગાધીજીએ અમદાવાદની બેઠક પછી છાવણીઓની મુલાકાત દરમિયાન સૂચવ્યા મુજબ ખેડૂતોની સહીઓ લઈ રહ્યા હતા, એટલામાં ગંતુરે તો ૧૯૨૨ની ૧૨મી જાન્યુઆરીને દિવસે ના કરની લડત સીધી શરૂ જ કરી ગાધીજીએ સર્વપક્ષી પરિષદની બેઠક વેળા મુબઈમા આન્ધ્રના બે પ્રતિનિધિઓ સાથેની વાતચીત દરમિયાન તે તરફની વસ્તુસ્થિતિ સમજી લીધી હતી એટલે તેમણે તરત જ ૧૭મી જાન્યુઆરીએ આન્ધ્રપ્રાતના પ્રમુખને એક કાગળ લખ્યો, તેમજ વર્તમાનપત્રો જોગ એક નોધ લખી અને જાહેર કર્યું કે, '૨૫મી તારીખ પહેલા બધા કર ભરી દેવામા આવશે તો મને જરૂર આનંદ થશે' છાપાઓમા મોકલેલી નોધ કાઈક કારણથી પ્રસિદ્ધ ન થઈ પરંતુ તેમના

સરકારથી તેમની અને ગંતુરના મિત્રો વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો. બીજા જિલ્લાઓને ગાંધીજીના વચનની ખબર પડી એટલે તેમણે તરત જ તેમની ઇચ્છા મુજબ કરો ભરી દીધા પરંતુ ગંતુરમાં એ લડત ચાલુ રહી. ગાંધીજીને તે લડતની પરવાનગી માટે આગ્રહભરી વિનંતિઓ કરવામાં આવી અને ગાંધીજીએ તેમનો તારથી આ પ્રમાણે જવાબ આપ્યો

"જો સામુદાયિક સવિનયભંગ માટે દિલ્હીમાં નક્કી થયેલી શરતોનો અમલ થયો હોય અને તમને જીત મળવાના સંભવની ખાતરી હોય તો હું એટલું જ કહી શકું કે હું તમારા માર્ગમાં આડો આવવા માગતો નથી. ઈશ્વર તમને મદદ કરે."

આ તારને ગેરસમજથી મંજૂરીરૂપ ગણી લેવામાં આવ્યો. પરંતુ દિલ્હીની શરતોનું પૂર્ણ પાલન થયું છે કે નહિ તેની આખા જિલ્લામાં તપાસ કરીને રિપોર્ટ કરવા માટે એક કમિટી નીમવામાં આવી. લડતે ખેતરોવાળા વિભાગમાં મહેસૂલ ન ભરવાનું અને જંગલોવાળા વિભાગમાં ચરામણ ન ભરવાનું રૂપ લીધું. એવા એક વિભાગમાં એક મસ ઇન્સ્પેક્ટર એક ગામમાં કેટલાક ઢોર પકડવા ગયો. ત્યાં તેણે ઢોર પકડતી વખતે એક વાછડાને ગાયથી જુદો પાડ્યો એટલે લોકોએ કાંઈક વિરોધ કર્યો. એટલે પેલાએ તરત જ એક આગેવાન લાગતા ગામડિયા ઉપર ગોળી ચલાવી તેને ઠાર કર્યો. લશ્કરને તરત ગંતુર શહેરમાં ગોઠવી દેવામાં આવ્યું અને ગવર્નરના બોડીગાર્ડ ઘોડેસ્વારોએ પેલા ગામડામાં જઈ ત્યાંના બધા માણસોને ગામબહાર ભેગા કર્યા તથા ધમકાવીને મહેસૂલ ઉઘરાવવાનો પ્રયત્ન કર્યો. આ પરિસ્થિતિમાં લોકોની દશા કેવી થઈ હશે તેનું વર્ણન કરવા કરતાં કલ્પના કરી લેવી જ સુગમ થઈ પડશે.

આ દરમિયાન કારોબારી સમિતિને ૧૯૨૨ના જાન્યુઆરીની ૩૧મી તારીખે સવિનયભંગને લગતો બારડોલી તાલુકા પરિષદનો ઠરાવ મળ્યો હતો. તેના ઉપર વિચારણા ચલાવી તેણે તે તાલુકાના લોકોને સવિનયભંગની લડત ચલાવવાનો નિર્ણય કરી આપભોગ આપવાની તત્પરતા બતાવ્યા બદલ મુબારકબાદી આપી.

તથા દેશના બીજા ભાગોને મહાત્મા ગાધીની ચોખ્ખી રજા મેળવ્યા વિના કોઈ પણ પ્રકારનો સામુદાયિક કે વ્યક્તિગત સવિનયભગ ન આદરીને બારડોલી તાલુકાના લોકોને સાથ આપવાની મનાઈ આપી જે લોકોએ સામુદાયિક સવિનયભગની પૂર્વતૈયારીરૂપે મહેસૂલને સીધા કર ન ભરવાની ગાધીજી પાસેથી પરવાનગી મેળવી હોય તે સિવાયના બીજા બધા પ્રાતોના લોકોને મહેસૂલને સીધી રીતે ભરવાના કે જમીનદારો અને તાલુકદારો મારફતે ભરવાના બાકી રહેતા બધા કરો ભરી દેવાની પણ મનાઈ આવવામા આવી

હવે આપણે ક્ષણભર ગુજરાત તેમ જ બીજા પ્રાતો તરફ ન જોતા મુબઈની સર્વપક્ષી પરિષદ પછી ગુજરાતની તાલુકાની જે લડત ૩૧મી જાન્યુઆરી સુધી મોકૂફ રાખવામા આવી હતી તે ઉપાડવાનો હવે ગાધીજીએ નિશ્ચય કરી દીધો હતો તથા તદનુસાર ૧લી ફેબ્રુઆરીએ વાઈસરૉયને એક કાગળ પણ લખી દીધો હતો તે કાગળ ઉપર જિના વિગેરેએ ઘણી ટીકા કરી તે કાગળ આ પ્રમાણે હતો

સાહેબ,

મુબઈ ઇલાકામા સુરત જિલ્લામા બારડોલી એક નાનો તાલુકો છે. તેની વસ્તી બધી થઈને લગભગ ૮૭,૦૦૦ છે

ગયા માસની ૨૯મી તારીખે શ્રી. વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપણા નીચે ત્યા એક સભા ભરાઈ હતી અને તેણે સામુદાયિક સવિનયભગ કરવાનો ઠરાવ કર્યો મહાસમિતિએ ગયા નવેબર માસના પહેલા અઠવાડિયામા દિલ્લીમા કરેલા ઠરાવમા જણાવેલી શરતો પાલન કરવાની લાયકાત એ તાલુકાએ સિદ્ધ કરી છે કદાચ બારડોલીના ઠરાવને સારુ મુખ્યત્વે કરીને હુ જવાબદાર હોઈશ તેથી જે સ્થિતિની નીચે એ ઠરાવ કરવામા આવેલો છે, તેનો ખુલાસો આપની અને પ્રજાની પાસે કરવાની મારી ફરજ છે

મહાસમિતિના ઠરાવ પ્રમાણે સામુદાયિક સવિનયભગ કરવા સારુ બારડોલીને પ્રથમ પદ આપવાનો ઇરાદો હતો એમ સવિનયભગ કરીને, ખિલાફત પજાબ અને સ્વરાજ વિષેના હિંદુસ્તાનના નિશ્ચયને ન જ અનુસરવાની સરકારની પાકી હઠીલાઈથી પ્રજા સગળી ઊઠી છે એ બતાવવુ

• ત્યાર બાદ મુંબઈમાં ૧૭મી નવેંબરે હિંદુસ્તાનની કમનસીબીને લીધે દુઃખદાયક હુલ્લડ થયું અને તેને પરિણામે બારડોલીએ ધારેલું પગલું લેવાનું મુલતવી રહ્યું.

દરમિયાન હિંદુસ્તાનની સરકારની સંમતિથી બંગાલ, આસામ, સંયુક્ત પ્રાંત, પંજાબ, દિલ્હી અને એક રીતે બિહાર, ઓરિસ્સા વગેરે જગાઓમાં ઘોર પ્રકારની દમનનીતિ ચાલુ થઈ. તે તે પ્રાંતોમાં સત્તાધીશોએ લીધેલાં પગલાંને 'દમનનીતિ' કહેવામાં આવ્યા છે એ આપે નાપસંદ કર્યું છે એ હું જાણું છું. મારો અભિપ્રાય તો એવો છે કે જ્યારે જ્યારે અમુક સ્થિતિને પહોંચી વળવાને સારુ જોઈએ તે કરતાં વધારે વેગવાળાં પગલાં ભરવામાં આવે, ત્યારે તે અવશ્ય દમનનીતિ કહેવાય. લોકોનો માલ લૂંટવો, નિર્દોષ લોકો ઉપર હુમલા કરવા, કેદીઓની તરફ ઘાતકી રીતે વર્તવું, એમને ફટકા મારવા—એ કોઈ પણ રીતે કાયદેસર, સભ્ય અથવા આવશ્યક ન જ ગણી શકાય. આ પ્રમાણે સત્તાવાળા જ જ્યારે મર્યાદાનો ભંગ કરે, ત્યારે તેને નિરંકુશ દમનનીતિ એ જ વિશેષણ આપી શકાય. અસહકારીઓ અને તેમના સાથીઓએ કેટલેક દરજ્જે હડતાળોના સંબંધમાં અને ચોકીઓના સંબંધમાં લોકોને દબાવવવાની નીતિ ચલાવી છે એમ કબૂલ કરીએ તો પણ, તેથી કંઈ શાંત સ્વયંસેવક મંડળો અથવા તો તેવા જ શાન્તિમય જલસાઓને તોડી પાડવાની પદ્ધતિનો બચાવ ન થઈ શકે. વળી, તેમ કરવાને સારુ, જેમાં ઇરાદાપૂર્વક હિંસા કરવાને ચોખ્ખી રીતે સ્થાન હતું તેવી પ્રવૃત્તિને પહોંચી વળવા સારુ ઘડાયેલા સાધારણ કાયદાનો ગેરકાયદેસર ઉપયોગ નિર્દોષ માણસોને દબાવવાને સારુ થયેલો છે એમ અમારામાંના ઘણાનું માનવું છે. એવા દુરુપયોગને સારુ 'દમનનીતિ' વિશેષણ ન વાપરીએ તો બીજું કયું વિશેષણ વપરાય? વળી, જે કાયદો રદ કરવાનો ઇરાદો સરકારે જાહેર કરેલો છે, તે કાયદાની રૂએ તેમજ બિનઅદાલતી હુકમથી વર્તમાનપત્રોને બંધ કરવામાં આવ્યાં છે તે નીતિ પણ બીજા કયા વિશેષણથી ઓળખી શકાય.

તેથી પ્રજાની સામે તાત્કાલિક ફરજ આવી પડેલી છે તે તો એ છે કે, ભાષણનો, સંઘો બનાવવાનો અને વર્તમાનપત્રો ચલાવવાનો પ્રજાનો હક છે તેનો નાશ થતો અટકાવવો

સરકારની ચાલુ વૃત્તિ જોતા, અને ઉપદ્રવ કરનારી શકિતઓ ઉપર કાબૂ મેળવવામાં પ્રજા હજુ પૂરી તૈયાર નથી થયેલી તેવી સ્થિતિમાં, માલવિયાજીએ બોલાવેલી સભાની સાથે કંઈ પણ સંબંધ રાખવાની અસહકારીઓની ઇચ્છા ન હતી. સભાનો ઉદ્દેશ બધા પક્ષોનું એક સંમેલન બોલાવવાને આપને મનાવવાનો હતો. પણ જે દુઃખો ભોગવવાનું,

કરો. પછી ભલે તે પ્રવૃત્તિઓ ખિલાફત, પંજાબ કે સ્વરાજ સંબંધી હોય અથવા બીજા કોઈ કામને સારુ હોય, અને ભલે તે શાંત પ્રવૃત્તિઓ ગુનાઓને લગતા પણ દમનનીતિવાળા કોઈ પણ કાયદાની અંદર આવી જતી હોય તે જ પ્રમાણે વર્તમાનપત્રો ઉપરનો બિનઅદાલતી બધો અંકુશ નીકળી જવો જોઈએ અને જે દંડ અથવા તો જપ્તીઓ કરવામાં આવેલા છે તે પાછા મળવા જોઈએ આ પ્રમાણે માગણી કરવામાં, જ્યાં સભ્ય રાજનીતિ ચાલે છે તેવા ગણાતા દેશોમાં જે પ્રથા ચાલે છે, તેના કરતાં હું કંઈ વધારે માગણી કરતો નથી જો આ જાહેર પત્ર પ્રકટ થયા પછી સાત દિવસની અંદર મારી માગણીનો સ્વીકાર કરવાનું આપ જાહેર કરશો તો જે સેવકો કેદમાં છે તેઓ છૂટીને આખી વસ્તુસ્થિતિનો નવેસર વિચાર કરી શકે ત્યાં સુધી તીવ્ર સવિનયભંગ મોકૂફ રાખવાની સલાહ આપવા હું તૈયાર છું જો આ પ્રમાણે સરકાર મારી માગણીનો સ્વીકાર કરશે તો હું એમ માનીશ કે લોકમતને માન આપવાનો તેનો શુભ ઇરાદો છે, અને તેથી લોકોને હું એવી સલાહ આપીશ કે, તેઓએ કોઈ તરફથી અંકુશ મુકાયા વિના જાહેર મત વધારે કેળવવામાં રોકાઈ જવું અને એવો વિશ્વાસ રાખવો કે, દેશની નિશ્ચિત થયેલી માગણીઓનો સ્વીકાર તે વડે થઈ શકે, અને એમ થયા પછી સરકાર સંપૂર્ણ નિષ્પક્ષપાત નીતિનો ત્યાગ કરે અથવા હિંદુસ્તાનની પ્રજાના સ્પષ્ટ રીતે જણાઈ આવે તેવા બહુમતને માન ન આપે, તો જ તીવ્ર સવિનયભંગ શરૂ કરવામાં આવે

બારડોલી<br>
તા. ૧લી ફેબ્રુઆરી,<br>
૧૯૨૨

આપનો<br>
વિશ્વાસપાત્ર નોકર અને મિત્ર<br>
મોહનદાસ કરમચંદ ગાંધી

હિંદી સરકારે ગાંધીજીના પત્રનો જવાબ તરત જ બહાર પાડ્યો અને જણાવ્યું કે, સરકારી દમનનીતિ મુંબઈના તોફાનોનું, તેમજ બીજે પણ અનેક સ્થળે દેખાડવામાં આવેલા ગેરકાયદેસરપણાનું, સ્વયંસેવકદળોએ વ્યવસ્થિત રીતે ચલાવેલી મારપીટનું, ધમકીનું અને ડખલગીરીનું જ સ્વાભાવિક પરિણામ છે નામદાર વાઈસરૉયે અલીભાઈઓના માફીપત્ર વખતે સરકારની જે નીતિ જાહેર કરી હતી તેનાથી અત્યારની નીતિ જુદી નથી તે વખતે સ્પષ્ટ જણાવવામાં આવ્યું હતું કે, રાજ્ય સામેના ગુનાઓને લગતા કાયદાનો સરકાર યોગ્ય લાગશે ત્યારે જરૂરી હશે તેવો ઉપયોગ કરશે તે જવાબમાં વળી જણાવવામાં આવ્યું હતું કે, હિંદી

સરકારે ગોળમેજી પરિષદ બોલાવવાની માગણીને વગર વિચાર્યે અવગણી કાઢી નથી કારણ કે સર્વપક્ષી પરિષદે રજૂ કરેલી શરતોમાં અસહકારની ગેરકાયદેસર ચળવળો બંધ કરવાની મુખ્ય શરત નહોતી માત્ર હડતાળ, પિકેટિંગ અને સવિનયભંગ બંધ રહેવાના હતા, પરંતુ બીજી ગેરકાયદેસર ચળવળો (જેવી કે ગેરકાયદેસર ઠરાવેલી સંસ્થાઓમાં સ્વયંસેવકોની ભરતી, તેમ જ મહાસમિતિએ ઠરાવેલી સવિનયભંગની પૂર્વતૈયારીઓરૂપ પ્રવૃત્તિઓ) તો ચાલુ જ રહેવાની હતી તેમજ, ગાંધીજીએ જે ગોળમેજી પરિષદ બોલાવવાની સૂચના કરી હતી, તે તો માત્ર તે જે હુકમો કરે તે સ્વીકારવા માટે જ બોલાવવાની હતી ગાંધીજીની માગણીઓ પ્રમાણે તો જેમને અસહકારની ચળવળ ચલાવવા માટે સજા થઈ હોય, તેમજ જેમના ઉપર હજુ કામ ચાલતું હોય, તે બધા કેદીઓને સરકારે છોડી મૂકવા જોઈએ, તથા અસહકારીઓ અહિંસક રહેવાની જે કોઈ ચળવળો ચલાવતા હોય, તે પછી ભલેને ઇંડિયન પિનલ કોડની મર્યાદામાં આવી જતી હોય તો પણ, તેમાં ડખલ ન કરવાની બાંહેધરી આપવી જોઈએ

પરંતુ મહાસભા ઉપર એક જુદું જ અશુભ ઝઝૂમી રહ્યું હતું સંયુક્ત પ્રાંતોમાં ગોરખપુર નજીક આવેલા ચૌરીચૌરામાં ૫મી ફેબ્રુઆરીએ મહાસભાનું સરઘસ નીકળ્યું હતું તે વખતે ૨૧ કૉન્સ્ટેબલો અને એક સબ ઇન્સ્પેક્ટરને ટોળાએ પોલીસ-ચોકીમાં ઘેરી લીધા, અને તે ચોકી સળગાવી મૂકી તે બધા તે આગમાં નાશ પામ્યા ઉપરાંત મદ્રાસમાં શાહજાદાની મુલાકાત વખતે ૧૭મી નવેમ્બરે મુંબઈમાં થયેલા તોફાનો જેવા તોફાનો થયા જોકે મદ્રાસમાં મુંબઈ જેટલી ખુવારી થઈ નહોતી પરંતુ ૧૯૨૨ના ફેબ્રુઆરીની ૧૨મી તારીખે બારડોલીમાં મળેલી કારોબારી સમિતિએ એ બે બનાવોને સામુદાયિક સવિનયભંગ મોકૂફ રાખવા માટે પૂરતાં કારણો ગણ્યાં, અને કેદ પકડાવા માટેની બધી પ્રવૃત્તિઓ, સ્વયંસેવકોનાં સરઘસો, અને સરકારી હુકમોનો અનાદર કરવા ખાતર ભરેલી જાહેર સભાઓ વગેરે પ્રવૃત્તિઓ બંધ કરવા માટે તરત મહાસભાવાદીઓને ફરમાન કરવામાં આવ્યું તેને બદલે, મહાસભાના એક કરોડ સભાસદો

નોધાવવાનો, રેંટિયાના પ્રચારનો, દારૂનિષેધનો અને રાષ્ટ્રીય શાળાઓ તથા પંચાયતો સ્થાપવાનો રચનાત્મક કાર્યક્રમ વડી કાઢવામાં આવ્યો. તે જ અરસામાં, ગંતુર જિલ્લામાં પ્રવાસ કરી ત્યાંની સ્થિતિનો રિપોર્ટ કરવા નીમવામાં આવેલી સમિતિએ પણ પોતાની ભલામણો બહાર પાડી દીધી હતી તથા લોકોને પોતાના કરો ભરી દેવાની સલાહ આપી હતી તે પ્રમાણે ૧૦મી ફેબ્રુઆરી સુધીમાં બધા કરો ભરાઈ પણ ગયા હતા એટલું કબૂલ કરવું જોઈએ કે, જ્યાં સુધી મહાસભાની મનાઈ હતી ત્યાં સુધી આન્ધ્રદેશમાં પાંચ ટકા કર પણ ભરાયા નહોતા એ દૃષ્ટિએ ત્યાંની ના-કરની લડત સફળ નીવડી હતી

બારડોલીના ઠરાવોથી દેશભરમાં ભિન્ન ભિન્ન લાગણીઓ ફેલાઈ ગઈ મોટા ભાગના લોકોને તો ગાંધીજી અને તેમના નિર્ણયોમાં વિશ્વાસ હતો પરંતુ કેટલાક એવા પણ હતા કે, જેઓ ગાંધીજીના નિર્ણયો સામે વાંધા ઉઠાવવાની એક પણ તક જતી કરે તેમ નહોતા જ્યારે મહાસમિતિ દિલ્હીમાં તા ૨૪મી તથા ૨૫મી ફેબ્રુઆરીએ મળી, ત્યારે તેણે કારોબારી સમિતિના બારડોલીવાળા બધા ઠરાવો લગભગ કબૂલ રાખ્યા પરંતુ અમુક સ્થળોએ અમુક કાયદાઓ સામે ત્યાંની પ્રાંતિક સમિતિ પરવાનગી આપે તો મહાસભાએ ઠરાવેલી શરતો અનુસાર વ્યક્તિગત સવિનયભંગ કરવાની છૂટ રાખી તે જ પ્રમાણે બારડોલીના ઠરાવમાં જે શરતોએ દારૂના પિકેટિંગની છૂટ આપવામાં આવી હતી, તે જ શરતોએ પરદેશી કાપડના પિકેટિંગની પણ છૂટ આપવામાં આવી ઉપરાંતમાં મહાસમિતિએ સવિનયભંગની લડતમાં પોતાની શ્રદ્ધા ફરીથી જાહેર કરી, તેમજ જણાવ્યું કે, જો બધા કાર્યકર્તાઓ રચનાત્મક કાર્યક્રમ પાછળ મંડી પડે, તો અહિંસાનું આવશ્યક વાતાવરણ જરૂર સ્થાપી શકાય. મહાસમિતિએ વ્યક્તિગત સવિનયભંગની એવી વ્યાખ્યા કરી કે, 'એક વ્યક્તિ કે અગાઉથી નક્કી થયેલી વ્યક્તિઓના અમુક સમૂહે કરેલો સરકારી હુકમોનો કે કાયદાઓનો અનાદર' તે મુજબ જે જાહેરસભામાં હાજર રહેનારા ટિકિટ કાઢીને નક્કી થયેલા હોય, તે સભા છતી બધીએ ભરવી તે વ્યક્તિગત સવિનયભંગનું દૃષ્ટાંત જ

ગણાય. પરંતુ જે જાહેર સભામાં લોકો કોઈ પણ બંધન વગર આવી શકતા હોય, તેવી સભા છતી બંધીએ ભરવી એ સામુદાયિક સવિનયભંગ કહેવાય. વળી કોઈ સભા રોજની ચાલુ પ્રવૃત્તિને અંગે ભરવામાં આવી હોય અને તેની સરકાર તરફથી બંધી કરવામાં આવે અને છતાં તે ભરાય, તો તે રક્ષણાત્મક સવિનયભંગ કહેવાય. પરંતુ જો તે સભા પકડાવા અને જેલમાં જવાના ઉદ્દેશથી જ ભરવામાં આવી હોય, તો તે લડાયક સવિનયભંગ કહેવાય.

મહાસમિતિએ જ્યારે વ્યક્તિગત સવિનયભંગનો ઠરાવ પસાર કર્યો, ત્યારે દિલ્હીમાં સરકાર અને મહાસભા વચ્ચે સમાધાની કરાવવા ઇચ્છનારાઓમાં ધમાલ મચી રહી. તેઓને સમાધાનીની તો આશા જ નહોતી. પરંતુ તેઓ ગાંધીજીની ધરપકડ ન થાય તે માટે ઇંતેજાર હતા. તેમને મતે, મહાસમિતિએ જો સવિનયભંગને ઉત્કટના શસ્ત્ર તરીકે હજી ગાયા કર્યું ન હોત તથા વ્યક્તિગત સવિનયભંગને તાત્કાલિક કાર્યક્રમ તરીકે સ્વીકાર્યો ન હોત, તો કદાચ સરકાર કાંઈ પગલાં ન ભરત. બીજી બાજુ, વીજળીનો આખો પ્રવાહ એકદમ બંધ કરી લડતને સ્થગિત કરી દેવા માટે ગાંધીજી સામે પણ બુમરાણ શરૂ થયું. પંડિત મોતીલાલ નેહરુ અને લાલા લજપતરાયે કેદખાનામાંથી લાંબા લાંબા કાગળો લખ્યા. એક ગામના વાંકે આખા દેશને શિક્ષા કરવા બદલ તેઓએ ગાંધીજીનો જવાબ માગ્યો. પંડિતજીએ પૂછ્યું કે, 'કેપ કામોરિન પાસેનું કોઈ ગામડું અહિંસા જાળવી ન શક્યું તે માટે હિમાલયની તળેટી પાસેના ગામને શા સારુ શિક્ષા થવી જોઈએ? ચૌરીચૌરાને બાતલ કરી નાખો અને આવશ્યક હોય તો આખા ગોરખપુર વિભાગને બાતલ કરો. પરંતુ સામુદાયિક તથા વ્યક્તિગત સવિનયભંગ ચાલુ જ રાખો.' પંડિતજીની પેઠે લાલાજી અને બીજા બે જુવાન મિત્રોના કાગળોમાં પણ એ જ ભાવ વ્યક્ત કરવામાં આવ્યો હતો. તેઓએ ચળવળનો અંત આમ અચાનક આણવાથી પોતાને થયેલો અસંતોષ તેમજ નિરાશા છૂપાવ્યાં નહોતાં. આ કાગળો ડૉ. અનસારીને ઘેર ૧૯૨૨ની ૨૪મી ફેબ્રુઆરીએ મળેલી મહાસમિતિના સભ્યોની ખાનગી બેઠકમાં વાંચવામાં આવ્યા.

અલબત્ત, છૂપી પોલીસના માણસો શ્રોતાઓ જેગા ભળી જઈને તે કાગળોની લીટીએ લીટી સાંભળતા જ હતા. જવાબમાં ગાંધીજીએ એક જ વાત કહી કે, જેઓ જેલમાં ગયા છે તેઓ કાયદાની દૃષ્ટિએ મરી ગયેલા જેવા છે. એટલે તેઓ બહારના-ઓને દોરવાનો દાવો કરી શકે નહિ. પરંતુ જ્યારે મહાસમિતિની વિધિસરની બેઠક મળી, ત્યારે ખરું તોફાન શરૂ થયું. ગાંધીજી સામે બધી બાજુથી સામટો હુમલો કરવામાં આવ્યો. મુખ્ય હુમલો તેમણે ચળવળ પાછી ખેંચી લીધી તે સામે, તેમજ બારડોલીમાં થયેલા ઠરાવો સામે હતો. બંગાળ અને મહારાષ્ટ્રે તેમના ઉપર આક્ષેપોનો વરસાદ વરસાવ્યો. 'વ્યક્તિગત અવિનય-ભંગ શા માટે બંધ કરવો જોઈએ?' 'ગમે તેમ હો પણ બંગાળ ચોકીદારી વેરો ભરનાર નથી.' બાબુ હરદયાળ નાગ જેવા ગાંધીજી પ્રત્યે ભાવનાવાળા માણસે પણ વિરોધનો ઝંડો ઉઠાવ્યો. વળી, સવિનયભંગ કરનારાઓએ ખાદી શા માટે પહેરવી જ જોઈએ એ બાબત પણ વાંધો ઉઠાવવામાં આવ્યો. ડૉ. મુંજેએ તો ૧૧મી જાન્યુઆરીએ કારોબારી સમિતિ સામે જ નાગપુર જિલ્લા સમિતિએ પસાર કરેલો અસ્પૃશ્યતા અને સ્વદેશીની બાબતમાં અમુક છૂટો મૂકતો ઠરાવ રજૂ કર્યો હતો. બારડોલીના ઠરાવની દરેક લીટી ઉપર પ્રહારો થયા. ડૉ. મુંજેએ ગાંધીજી સામે અવિશ્વાસનો ઠરાવ આણ્યો. કેટલાકોએ તેના ટેકામાં ભાષણો પણ કર્યાં. પરંતુ જ્યારે મત લેવામાં આવ્યા, ત્યારે ઠરાવ ઉપર બોલનારાઓ સિવાય કોઈએ તેની તરફેણમાં મત આપ્યા નહિ. ગાંધીજીએ એ ઠરાવની સામે કોઈને બોલવા દીધા નહિ. છેવટે આખું તોફાન ઉપર થઈને પસાર થઈ ગયું અને ગાંધીજી ખડકની પેઠે અડગ જ રહ્યા.

## ગાંધીજીની ધરપકડ

પરંતુ હવે પાસો ફેંકાઈ ચૂક્યો હતો. ગાંધીજી ઉપર કૂદી પડવાનો દાવ હવે સરકારને મળ્યો હતો. દેશનો અમુક આગેવાન જ્યારે અસંત લોકપ્રિય બન્યો હોય છે, ત્યારે કોઈ સરકાર તેના ઉપર હાથ ઉઠાવતી નથી. તે ધીરજથી પોતાનો દાવ શોધ્યા

કરે છે. પરંતુ એક વાર સામાવાળિયાના લશ્કરે પીછેહઠ શરૂ કરી એટલે દુશ્મન તેના ઉપર ઘેટાં ઉપર વરુ તૂટી પડે તેમ પૂર જોસથી તૂટી પડે છે.

૧૦મી માર્ચે ગાંધીજીને પકડવામાં આવ્યા અને રાજદ્રોહના આરોપસર સેશન્સકમિટ કરવામાં આવ્યા. વસ્તુતાએ તો તેમને પકડવાનું ફેબ્રુઆરીના છેલ્લા અઠવાડિયામાં જ નક્કી થઈ ગયું હતું.

ગાંધીજી ઉપર ૧૮મી માર્ચે કામ શરૂ થયું. સરોજિની-દેવીએ એક નાની પુસ્તિકાની પ્રસ્તાવનામાં લખ્યું છે તે મુજબ, 'ગાંધીજી કાયદાની દૃષ્ટિએ તો અપરાધી અને ગુનેગાર હતા, પરંતુ જ્યારે લંગોટ પહેરેલા ગાંધીજીની સુકલકડી, ગંભીર અને નિડર મૂર્તિ પોતાના વફાદાર શિષ્ય અને સહકેદી શંકરલાલ બેંકર સાથે કોર્ટમાં દાખલ થઈ, ત્યારે આખી કોર્ટ આદરપૂર્વક સ્વાભાવિક રીતે જ ઊભી થઈ ગઈ.'

જ્યારે તમે કોઈ પ્રખ્યાત ઝવેરીબજારમાં કે કાપડની મોટી દુકાનમાં કાપડ કે ઝવેરાત ખરીદવા જાઓ છો, ત્યારે તમારી મુખ્ય મુશ્કેલી જ એ હોય છે કે ખિસ્સામાંના મર્યાદિત પૈસાથી શું ખરીદવું અને શું ન ખરીદવું. તે જ પ્રમાણે જ્યારે સરકારી કાયદાશાસ્ત્રીઓ દર અઠવાડિયે પ્રગટ થતા ગાંધીજીના લેખો તપાસવા બેઠા હશે ત્યારે કયો લેખ રાજદ્રોહી છે અને કયો નથી એ નક્કી કરતાં જરૂર મૂંઝાયા હશે. ગાંધીજી હમેશ કહેતા કે, રાજદ્રોહનો પ્રચાર કરવો એ તેમનું કર્તવ્ય છે, અને તેમના લેખો જો પૂરતા રાજદ્રોહી ન હોય તો તે તેમની નબળી કલમનો વાંક છે. છેવટે સરકારે 'યંગ ઇંડિયા'માં ગાંધીજીએ લખેલા ત્રણ લેખો પસંદ કર્યા. તે ત્રણનાં નામ આ પ્રમાણે છે: (૧) 'રાજદ્રોહ' તા. ૨-૧૦-૧૯૨૧; (૨) 'વાઇસ્રોયની મૂંઝવણ' તા. ૧૫-૧૨-૧૯૨૧ (૩) 'હુંકાર' તા. ૨૩-૨-૧૯૨૨.

ગાંધીજી સામેના આરોપો વાંચી સંભળાવવામાં આવ્યા કે તરત ગાંધીજી ઊભા થયા અને બોલ્યા: "મારી ઉપર મૂકેલા તહોમતનો હું સ્વીકાર કરું છું. નીચલી કોર્ટે

અંગત અપ્રીતિ ફેલાવવાનું તહોમત મારા ઉપર મૂકેલું તે આ તહોમતપત્રકમાં પણ મૂકવામાં આવ્યું છે એમ હું જોઉં છું. તે યોગ્ય થયું છે." શ્રી. બૅંકરે પણ ગુનો કબૂલ કર્યો. એટલે હવે સજા જાહેર કરવાનું જ બાકી રહેતું હતું; પરંતુ એડવોકેટ જનરલે મુકદ્દમાનો આખો વિધિ પૂરો કરવાની માગણી કરી. પરંતુ જજે તે નામંજૂર કરી અને સજા કેટલી કરવી એ જ નક્કી કરવાનુ રહે છે એમ જણાવ્યું. ગાંધીજીએ કોર્ટ સમક્ષ એક નિવેદન રજૂ કર્યું. તે આ પ્રમાણે છેઃ

"હિંદુસ્તાન પ્રત્યે તેમજ જે વિલાયતની પ્રજાને સંતોષવા ખાતર મુખ્યત્વે કરીને આ મુકદ્દમો માંડવામાં આવ્યો છે તે પ્રજાની પ્રત્યે રહેલો મારો ધર્મ વિચારતાં મને લાગે છે કે, એક ચુસ્ત રાજનિષ્ઠ અને સહકારી શહેરી મટીને આજે હું એક કટ્ટો રાજદ્રોહી અને અસહકારી શા સારુ બન્યો છું એનો ખુલાસો આપવાને હું બંધાયેલો છું. સિવાય, કોર્ટને પણ હિંદુસ્તાનમાં કાયદાથી સ્થપાયેલી સરકાર સામે અપ્રીતિ ફેલાવવાના આરોપને હું શા કારણે સ્વીકારી લઉં છું એ મારે જણાવવું જોઈએ.

મારા જાહેર જીવનની શરૂઆત સને ૧૮૯૩માં દક્ષિણ આફ્રિકામાં વિષમ સંજોગો વચ્ચે થઈ. એ દેશમાં અંગ્રેજી સત્તા જોડેનો મારો પહેલ-વહેલો સમાગમ ઝાઝો સુખદાયી ન કહેવાય. મને માલૂમ પડ્યું કે, માણસ તરીકે અને એક હિંદી તરીકે મને કશા જ હક નહોતા; ઊલટું મેં જોયું કે હું હિંદુસ્તાની હતો એટલા જ કારણસર માણસ તરીકેના પણ મારા હકો માર્યા જતા હતા

પણ આથી હું હાર્યો નહિ. હિંદીઓ પ્રત્યે ચલાવવામાં આવતું દુર્વર્તન એ એક મોટે ભાગે સારા એવા રાજતંત્ર ઉપર વળેલો બહારનો મેલ છે, મૂળ હાડે તો તંત્ર સારું છે એમ મેં મારા મનને મનાવ્યું અને જ્યાં મને એ સરકારના દોષ જણાયા ત્યાં તે સારુ તેને વખતોવખત વખોડવા છતા તેનો નાશ કદી પણ ન ઇચ્છતાં એ સરકાર જોડે હું સ્વેચ્છાપૂર્વક અને સાચા દિલથી સહકાર કરતો રહ્યો.

આથી સને ૧૮૯૯માં બોઅર યુદ્ધ વેળાએ જ્યારે સલ્તનતની હસ્તી જોખમમા આવી પડી, ત્યારે મેં તેને મારી સેવા અર્પણ કરી. મેં જખમીઓની માવજત કરનારી સ્વયંસેવકોની ટુકડી ઊભી કરી અને લેડી સ્મિથના બચાવને સારુ થયેલી સંખ્યાબંધ લડાઈઓ દરમિયાન મારાથી બનતું કર્યું. તે જ પ્રમાણે સને ૧૯૦૬માં ઝૂલુ બળવા દરમિયાન પણ મેં જખમીઓને ઉઠાવનારા ડોળીવાળાઓની એક ટુકડી ઊભી કરેલી

અને 'બળવો' શમતાં સુધી સેવા બજાવેલી. આ બન્ને પ્રસંગે મારી સેવાઓને માટે મને ચાંદ મળેલા અને સરકારી ખરીતાઓમાં મારા કામની ખાસ નોંધ લેવાયેલી. દક્ષિણ આફ્રિકામાંના મારા કામની કદરમાં લૉર્ડ હાર્ડિંજ તરફથી મને કૈસરેહિંદ સુવર્ણપદક મળેલો. સને ૧૯૧૪માં જ્યારે ઇંગ્લંડ અને જર્મની વચ્ચે લડાઈ લાગી, ત્યારે મેં લંડનમાં તે વખતે વસતા હિંદીઓની — મુખ્યત્વે વિદ્યાર્થીઓની — એક 'એમ્બ્યુલન્સ' ટુકડી ઊભી કરેલી. આ ટુકડીએ કીમતી સેવા બજાવ્યાની ત્યારના અમલદારોની કબૂલાતો છે. અને છેલ્લે હિંદમાં જ્યારે ૧૯૧૭ની સાલમાં દિલ્હીમાં મળેલી યુદ્ધપરિષદમાં લૉર્ડ ચેમ્સફર્ડે લશ્કરભરતીને સારુ આગ્રહભરી અરજ કરી, ત્યારે સુધા મારી તબિયત સામું પણ ન જોતાં ખેડા જિલ્લામાં લશ્કર ભરતીને સારુ હું મથ્યો, જો કે મારા પ્રયત્નનું ફળ આવવા માંડયું એટલામાં લડાઈ બંધ થઈ અને વધુ રંગરૂટોની જરૂર ન રહ્યા બાબતના હુકમો નીકળ્યા. આ બધા સેવાના પ્રયત્નો દરમિયાન હું એ જ આશાની હૂંફે જીવતો હતો કે, આવી સેવાઓ બજાવીને મારા દેશબંધુઓને સારુ સલતનતમાં સંપૂર્ણ સમાનતાનો દરજ્જો મેળવી શકાશે.

એ મારી આશા પર પહેલવહેલો ફટકો 'રોલેટ ઍક્ટના' રૂપમાં પડ્યો. એ કાયદા સામે મારે કડવી ઝુંબેશ ચલાવવી પડી ત્યાર બાદ પંજાબનો કાંડ શરૂ થયો, જેનો આરંભ જલિયાંવાલાની કતલથી થયો અને અવધિ પેટે ચલાવવાના હુકમોમાં, જાહેર રસ્તાઓ પર ફટકા મારવામાં અને એવાં જ બીજા અકથનીય અપમાનભર્યાં કૃત્યોમાં થઈ મેં એ પણ જોયુ કે, તુર્કી તેમજ ઇસ્લામમાં પવિત્ર સ્થળો પર હાથ ન નાખવાના સંબંધમાં હિંદી મુસલમાનોને વડા પ્રધાને આપેલો કૉલ પળાવવાનો ઝાઝો સંભવ ન હતો પણ એ બધાં લક્ષણ દેખાતા છતાં અને મિત્રોએ પણ મને ગંભીર ચેતવણીઓ આપ્યા છતાં, અમૃતસરની મહાસભા વેળાએ સરકાર જોડે સહકારની તેમજ મૉંટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા સ્વીકારવાની તરફેણમાં હું ઝૂઝ્યો, એવી આશાએ કે વડા પ્રધાન હિંદી મુસલમાનોને આપેલો પોતાનો કૉલ આખરે પાળશે, પંજાબનો જખમ રૂઝવવામાં આવશે અને સુધારા જોકે અપૂરા અને અસંતોષકારક હતા છતાં તે હિંદના જીવનમાં એક નવા અને આશાદાયી યુગના સૂચક નીવડશે.

પણ મારી આશાઓ બધી ધૂળ મળી. ખિલાફતને લગતો કૉલ પાળવાનો મેખ ન હતો. પંજાબના કાંડ પર સફેદો ફેરવવામાં આવ્યો અને ગુનેગારોને શિક્ષા કરવાનું તો કોરે રહ્યું, પણ ઊલટા તેઓ પોતાની નોકરીઓ પર કાયમ રહ્યા અગર તો તેમનાં પેનશનો હિંદી ખજાનામાંથી અપાવાં ચાલુ રહ્યાં અને વળી કેટલાક દાખલાઓમાં તો તેમને ઊલટા

ઇનામઅકરામો એનાયત કરવામાં આવ્યાં! મેં એ પણ જોયું કે, સુધારાઓથી જે દિલના પલટાની આશા બાંધવામાં આવી હતી, તેવો કશોયે પલટો ન થતાં માત્ર હિંદુસ્તાનનું ધન વધુ ચૂસવાની અને માત્ર તેની ગુલામીને લંબાવવાની જ તે એક નવી તદબીર હતી.

અફસોસપૂર્વક હું નિર્ણય ઉપર આવ્યો કે, બ્રિટિશ હકૂમતે રાજદ્વારી તેમજ આર્થિક બન્ને દૃષ્ટિએ હિંદને તે અગાઉ કદી ન હોઈ તેટલું લાચાર જ કરી મેલ્યું છે. નિઃશસ્ત્ર હિંદ આજે કોઈ પણ હુમલાખોર સામે શસ્ત્રની લડાઈમાં ઊતરવા માગે તો તેમ કરવાની આજે કશી જ તાકાત તેનામાં નથી. અને આ સ્થિતિ એટલી હદ સુધી વ્યાપેલી છે કે, અમારા કેટલાક સારામાં સારા માણસો પણ આજે એવું માને છે કે, હિંદે સંસ્થાનોની ઢબનું સ્વરાજ મેળવવાને પણ હજુ અનેક પેઢીઓ વિતાડવી જોઈએ. હિંદુસ્તાન આજે એટલું તો નાદાર બની ગયું છે કે, તેનામાં દુષ્કાળોની સામે ટકાવ ધરવાની બિલકુલ શક્તિ નથી. અંગ્રેજોએ અહીં પગલાં કર્યાં તે અગાઉ હિંદ પોતાનાં લાખો ઝૂંપડાંઓમાં કાંતવું તથા વણવું અને એનીમાંથી મળી રહેનારી પોતાની નાનીશી આજીવિકામાં રહેતી ખોટ ભરી કાઢતું. જીવાદોરીસમો આ હિંદનો ગૃહઉદ્યોગ માની ન શકાય એટલા નિષ્ઠુર અને અમાનુષી ઉપાયો વડે નષ્ટ કરવામાં આવ્યો, જેનાં બયાનો અંગ્રેજ સાક્ષીઓએ કરેલાં છે. હિંદની અધપેટે રહેનારી આમપ્રજા કેવી ધીમે ધીમે મૃતપ્રાય થતી જાય છે એની શહેરના રહેનારાઓને ભાગ્યે જ ભાળ છે. તેઓને ખબર નથી કે તેમને ભોગવવા મળતા ક્ષુદ્ર એશઆરામ તેઓ હિંદને ચૂસનારા પરદેશી મૂડીદારોનાં ઘર ભરવા જે મહેનત કરે છે તેની દલાલી સિવાય બીજું કશું નથી. અને પેલાઓનો બધો નફો તેમજ આમની દલાલી બન્ને હિંદની ગરીબ પ્રજાને નિચોવીને જ નિતારી કાઢેલાં હોય છે. તેમને ગમ નથી કે બ્રિટિશ હિંદમાં કાયદાથી સ્થપાયેલી સરકાર એ ગરીબ આમપ્રજાને આ રીતે ચૂસવાની ખાતર જ ચલાવવામાં આવે છે. ચાહે તેવા વિતંડાવાદથી કે આપણા અહેવાલોનાં ચાહે તેવાં માયાવી કોષ્ટકોથી આજે જ જે પુરાવો હિંદનાં ગામડાંઓ પોતાનાં ચાલતાં બોલતાં હાડપિંજરોથી નરી આંખને પણ આપી રહેલ છે, તેને ઉડાવી શકાય તેમ નથી.' મારા મનને તો છાંટાભાર શક નથી કે, ઈશ્વર જેવો કોઈ માલિક જો દુનિયાને માથે હોય, તો તેના દરબારમાં ઇંગ્લંડને તેમજ હિંદુસ્તાનનાં આ બધાં શહેરોમાં વસનારાઓને બેઉને આ ગુનાને માટે—ઇતિહાસમાં કદાચ જેની જોડ ન મળી શકે એવા આ માનવજાતિ સામેના ગુનાને માટે જવાબ દેવો પડશે. ખુદ કાયદો પણ આ દેશમાં હિંદને ચૂસી લેનાર પરદેશીઓની સેવાને અર્થે જ વપરાય છે.

પંજાબ માર્શલ-લૉના મુકરદમાઓની મારી તટસ્થ તપાસને પરિણામે મારા ઉપર એવી જ છાપ પડી કે સેંકડે આઠામાં ઓછી પંચાણું ટકા સજાઓ કેવળ દુષ્ટ હતી. હિંદમાંના રાજદ્વારી મુકરદમાઓના મારા અનુભવ ઉપરથી મેં જોયું છે કે તેમાં સજા પામેલા લોકોમાંના દરેક દસમાંથી નવ સાવ નિર્દોષ હતા. સ્વદેશપ્રીતિ એ જ એમનો ગુનો હિંદની અદાલતમાં યુરોપિયનોની સામે કામ માંડનારા સોમાંથી નવાણું હિંદીઓને ન્યાય મળતો નથી. આ ચિતારમાં રંગપૂરણી કે અતિશયોક્તિ ક્યાંયે નથી. આવા મુકરદમાઓ જોડે સંબંધ ધરાવવાનો જે કોઈ હિંદીઓને પ્રસંગ પડ્યો છે, તેવા લગભગ દરેક હિંદીનો અનુભવ આવો જ છે.

સૌથી મોટું દુર્ભાગ્ય એ છે કે, અંગ્રેજ લોકો તેમજ દેશનો કારભાર કરવામાં ભળનારા તેમના હિંદી સાથીઓ પોતે મેં ઉપર વર્ણવવાનો પ્રયત્ન કર્યો છે તેવો કયો ગુનો કરવામાં રોકાયેલા છે એ સમજી શકતા નથી. મને ખબર છે કે ઘણા અંગ્રેજ તેમજ હિંદી અમલદારો પ્રામાણિકપણે એવું માનનારા છે કે, પોતે દુનિયામાંનું એક સારામા સારું રાજતંત્ર ચલાવી રહ્યા છે, અને તે નીચે હિંદુસ્તાન ધીમે પગલે પણ સંગીન પ્રગતિ કરી રહેલ છે. તેમને ભાન નથી કે પ્રજાને થથરાવી મૂકવાની એક અદૃશ્ય પરંતુ અસરકારક કાર્યપદ્ધતિથી તથા પશુબળના વ્યવસ્થિત દેખાવથી એને બીજી બાજુએ પ્રતિકાર કરવાની અગર આત્મરક્ષણની સુધ્ધાં બધી શક્તિ પ્રજા પાસેથી ખૂંચવી લેવામા આવ્યાથી પ્રજા આખી નપુંસક બની ગઈ છે અને તેનામા દંભ અને પામરતા ફેલાયાં છે. અને આ ભયાનક કુટેવને પરિણામે કારભારીઓમાં અજ્ઞાન અને આત્મવંચન ભેવડા બન્યા છે. જે ૧૨૪ અ કલમનું સદ્ભાગ્યે મારા ઉપર તહોમત મેલવામાં આવ્યું છે, તે કલમ હિંદી નાગરિકની સ્વતંત્રતા કચરી નાંખવા સારુ ઘડવામા આવેલી રાજદ્વારી કલમોમા કદાચ સર્વોપરી છે. પ્રીતિ કંઈ કાયદાથી પેદા થનારી કે નિયમમાં રહેનારી વસ્તુ નથી. માણસને જો કોઈ શખસ કે વસ્તુ પ્રત્યે પ્રીતિ ન હોય, તો જ્યાં સુધી તે મારફાડ કે ખુનામરકીનો ઇરાદો ન રાખતો હોય અગર તો ખુનામરકીને ઉત્તેજન કે ઉશ્કેરણી ન કરતો હોય, ત્યા સુધી તેને પોતાની અપ્રીતિ દર્શાવવાનો પૂરેપૂરો અખત્યાર હોવો જોઈએ. પણ જે કલમમાંનો આરોપ ભાઈ શંકરલાલ ઉપર તેમજ મારા ઉપર મૂકવામાં આવ્યો છે, તે મુજબ તો માત્ર અપ્રીતિ ફેલાવવી એટલું પણ ગુનો છે. આ કલમ નીચે ચાલેલા કેટલાક મુકરદમાઓ મેં તપાસ્યા છે, અને હું જાણું છું કે, હિંદના કેટલાક મોટામા મોટા પ્રજામાન્ય પુરુષોને એ કલમ હેઠળ સજાઓ કરવામાં આવી છે અને તેથી આ કલમ હેઠળ મારા પર આરોપ

મુકાયો એમાં હું મારી મોટી ઇજ્જત થઈ સમજું છું. મારી અપ્રીતિના કારણોની ટૂંકામાં ટૂંકી રૂપરેખા આપી દેવા મેં ઉપર પ્રયત્ન કર્યો છે. કોઈ પણ અમલદાર કે કારભારી સામે મારે અંગત કે વ્યક્તિગત એવું કશું જ વેર નથી, તો રાજાની સામે તો મારે અપ્રીતિ હોઈ જ શી શકે? પણ જે સરકારે અગાઉના બીજા કોઈ પણ રાજતંત્રના કરતા સરવાળે હિંદુસ્તાનનું અહિત જ વધારે કર્યું છે, તેની સામે અપ્રીતિ થવી એને તો હું સદ્‌ગુણ જ સમજું છું. બ્રિટિશ હકૂમત હેઠળ, હિંદમાં અગાઉ કોઈ કાળે થયેલો એટલો મરદાનગીનો લોપ થયો છે. આવી માન્યતા હોવાથી એવા રાજ્યતંત્ર વિષે મનમા પ્રીતિ હોવી એને હું પાપ માનું છું. અને તેથી મારી સામે પુરાવા તરીકે રજૂ કરવામા આવેલા જુદા જુદા લેખોમાં મેં જે કંઈ લખ્યું છે, તે બધુ હું લખી શક્યો એ વાતને હું મારું અહોભાગ્ય ગણુ છુ.

ખરું જોતાં તો હું માનું છુ કે જે અસ્વાભાવિક સ્થિતિમાં અત્યારે ઇંગ્લંડ તેમજ હિંદુસ્તાન રહે છે, તેમાંથી ઉગરી જવાનો અસહકારનો માર્ગ બતાવ્યો તેમાં મેં બન્નેની સેવા જ બજાવી છે. મારા નમ્ર અભિપ્રાય મુજબ તો બૂરાઈની સામે અસહકાર કરવો એ નેકીની જોડે સહકાર કરવાના જેટલી જ માણસની ફરજ છે. પણ બૂરાઈ કરનાર સામે ઇરાદાપૂર્વક હિંસા અખત્યાર કરીને જ એવો અસહકાર પ્રદર્શિત કરવાની પ્રથા આટલા કાળથી દુનિયામાં ચાલતી આવી છે. હું મારા દેશવાસીઓને બતાવી આપવા મથી રહ્યો છું કે, હિંસાવૃત્તિથી ચલાવેલો અસહકાર સરવાળે દુનિયામાં બૂરાઈને ઘટાડવાને બદલે વધારવાનું જ હથિયાર બને છે અને બૂરાઈને નભાવવાનું એક માત્ર સાધન હિંસા હોવાથી પોતાના તરફથી તેને મળતો ટેકો ખેંચી લેવા માગનારે હિંસાનો નિઃશેષ ત્યાગ કરવો રહ્યો. એવી અહિંસાવૃત્તિમાં, બૂરાઈ જોડે અસહકાર કરવા જતાં ખમવાં પડનારાં દુઃખોને સ્વેચ્છાપૂર્વક માથે લેવાં જોઈએ એ આવી જાય છે. તેથી કાયદાની નજરે જે મારો ઇરાદાપૂર્વક કરેલો ગુનો ગણાય અને છતાં મારી પોતાની નજરમાં જે શહેરી તરીકેનો માણસનો સર્વોપરી ધર્મ છે, તેના સારુ અદાલતમાં આકરી સજા માગી લેવા અને તે સજા આનંદપૂર્વક માથે ચડાવવા હું અહીં ઊભો છું. જડજ સાહેબ! આપને તેમજ પંચના સાહેબો માટે પણ એટલો જ માર્ગ ખુલ્લો છે કે, જે કાયદાનાં અમલ કરવાનું તમને સોંપવામા આવ્યું છે તે કાયદો જ ખરું જોતાં દુષ્ટ છે અને હું વસ્તુતઃ નિર્દોષ છું એમ જો તમે માનતા હો, તો તમારે તમારી જગ્યાઓનાં રાજીનામા આપી દેવાં ને એ રીતે પાપની ભાગીદારીમાંથી નીકળી જવું. આથી ઊલટું જો તંત્ર અને જે કાયદો

ચલાવવામાં તમે અત્યારે મદદ કરી રહ્યા છો, તે હિંદની પ્રજાને સારુ હિતકર છે અને અને તેથી મારી પ્રવૃત્તિ જાહેર હિતને નુકસાન કરનારી છે એવો જો તમારો વિશ્વાસ હોય, તો તમને ઘટે છે કે તમારે મને સખતમાં સખત સજા દેવી.

જજે લોકમાન્ય તિલકના દાખલા અનુસાર ગાંધીજીને ૭ વર્ષની આસાન કેદની સજા કરી તથા શ્રી. શંકરલાલને એક વર્ષની આસાન કેદની સજા તથા ૧૦૦૦ રૂપિયા દંડ અને દંડ ન ભરે તો છ મહિનાની વધુ આસાન કેદની સજા કરી. ગાંધીજીએ ટૂંક જવાબમાં જણાવ્યું કે:

"મારી ઉપર સજા ફરમાવતાં સ્વ૦ લોકમાન્ય બાળગંગાધર તિલકના મુકરદમાની યાદ દેવડાવીને આપે મને મોટું માન આપ્યું છે. એ મહાપુરુષના નામ સાથે મારું નામ જોડાય તેને હું મારું મોટામાં મોટું ભાગ્ય અને મોટામાં મોટી ઇજ્જત સમજું છું. મને કરવામાં આવેલી સજાની બાબતમાં હું અલબત્ત માનું છું કે, કોઈ પણ જજ મારા ઉપર જે હળવામાં હળવી સજા ફરમાવી શકે તેટલી હળવી સજા મને કરવામાં આવી છે. તથા અહીં ચાલેલા કામકાજને વિષે પણ મારે એટલું કહેવું જોઈએ કે, અહીં જેટલો વિનય બતાવવામાં આવેલો જોયો એથી વધુની આશા રાખી શકાય નહિ."

ગાંધીજીને આમ સજા કરી પ્રજાની વચ્ચેથી ઉપાડી લેવામાં આવ્યા. એ કાંઈ અણધાર્યું બન્યું નહોતું. ૯મી માર્ચે 'યંગ ઇંડિયા'માં તેમણે 'જો હું પકડાઉં' એ મથાળાથી એક લેખ લખ્યો હતો. તેમાં તેમણે જણાવ્યું હતું કે: દેશમાં ચોમેર અશાંતિ અને હિંસાવૃત્તિ ફેલાઈ રહી હતી. પંડિત કુંઝરૂએ ચૌરીચૌરાના હત્યાકાંડ બાબત કરેલો રિપોર્ટ સમસમાવી મૂકે તેવો હતો; તેમજ બરેલીના મહાસભાસમિતિના મંત્રી પણ કબૂલ કરતા હતા કે, સ્વયંસેવકોના સરઘસમાં વિનય નહોતો. આ બધું જોઈને તેમણે સવિનયભંગ મોકૂફ રાખવાનું ઠરાવ્યું હતું. કારણ કે એ સંજોગોમાં કાયદાનો ભંગ 'સવિનય' રહી શકે નહિ. તેમ છતાં, જન્મથી લડવૈયા અંગ્રેજ લોકોને સવિનયભંગની લડતને વખોડતા જોઈ તેમને ઘણી નવાઈ લાગતી હતી. તેમને પકડવામાં આવે અને આખા દેશમાં તોફાન અને ખુનામરકી વ્યાપી રહે, તો

તે તેમની અહિંસાની લડત ઉપર પાણી ફેરવ્યા જેવું થાય. તેથી મહાસભાના તથા ખિલાફતના કાર્યકર્તાઓ સરકારની એ બીકને સદંતર જૂઠી પુરવાર કરી આપવા એકે પ્રયત્ન બાકી ન મૂકે. ક્યાંય હડતાળ ન પડે, સરઘસો, દેખાવો અને ધુમરાણો ન કરવામાં આવે, પરંતુ પ્રજા નમૂનેદાર શાંતિ જાળવે. તેથી ઊલટું, બારડોલીમાં ઘડેલા રચનાત્મક કાર્યક્રમને અમલમાં મૂકવામાં આવે, તો તે તથા બીજા બધા કેદીઓ પણ છૂટે એટલું જ નહિ પણ સ્વરાજની પણ સ્થાપના થઈ જાય. સરકાર તેમને પકડશે તો પણ લાભ જ થશે. કારણ કે તેથી જે લોકો તેમનામાં દૈવતાઈ શક્તિ માનનારા છે તેમનો ભ્રમ ટળશે તથા લોકોએ તેમના આગ્રહની ખાતર જ અસહકારનો કાર્યક્રમ સ્વીકાર્યો છે પરંતુ લોકોને પોતાને તેમાં આસ્થા નથી એ માન્યતા જૂઠી પડશે. તેથી સ્વરાજ માટેની લોકોની લાયકાત સિદ્ધ થશે તથા તેમને (ગાંધીજીને) પોતાને જે શારીરિક આરામની જરૂર છે તથા જેને માટે તે પોતે પ્રજા પાસે હવે પૂરા હકદાર પણ બન્યા છે, તે આરામ પણ તેમને મળશે.

દેશે પણ તેમની મરજી બરાબર સાચવી અને તેમની ધરપકડ તેમજ સજા વેળાએ સંપૂર્ણ શાંતિ જાળવી.

ગાંધીજીને પકડવામાં આવ્યા એ જ અરસામાં આંધ્રદેશમાંથી પણ ના-કરની લડતને અંગે મોટી સંખ્યામાં ધરપકડો કરવામાં આવી. જેમ જેમ મહાસભાએ સવિનયભંગની ચળવળ ઢીલી કરવા માંડી, તેમ તેમ સરકારે પોતાની દમનનીતિ વધુ કઠોર કરવા માંડી. તેની પાસેથી બીજી આશા પણ ન રાખી શકાય. કારણકે સેનાપતિને અલગ કર્યા પછી એકલા પડેલા લશ્કરને વિખેરી નાખવાનું કે નષ્ટ કરવાનું મન હરકોઈને થાય.

પરંતુ તે જ પ્રમાણે તે લશ્કર પણ સ્વાભાવિક રીતે બીજા આગેવાન હેઠળ એકઠું થવા ઇરાદો કરે. પરંતુ વસ્તુસ્થિતિ એ બની કે ગાંધીજી દૂર થતાં દેશના જાહેરજીવનમાં અચાનક એક ખાડો પડી ગયો. ગાંધીજીની છ વરસની ગેરહાજરીમાં તેમના જેવી મહાન તથા નવીન અખતરાની આગેવાની લેવાની હિંમત કરવા કોણ તૈયાર થાય?

ગાંધીજીને સજા થયા બાદ ત્રણ મહિના સુધી તો કારોબારી સમિતિ સામાન્ય લેવડદેવડ અને વ્યવસ્થાના કામમાં ગૂંથાઈ રહી. ખાદીખાતું શેઠ જમનાલાલજીને સોંપવામાં આવ્યું અને તેને માટે પાંચ લાખ રૂપિયા તેમને સોંપવાની માગણી કરવામાં આવી. મલબારમાં રાહત માટે સમિતિએ ૮૪,૦૦૦ રૂપિયા મંજૂર કર્યા. ખાદીના ફરજિયાત 'ઉપયોગ'નો અર્થ જાતે પહેરવાનાં કપડાં જેટલો કરવામાં આવ્યો. જમનાલાલ શેઠે ઉદારતાથી બીજા લાખ રૂપિયા અસહકારી વકીલોને મદદ માટે આપ્યા. અસહકારી વકીલોને કેસો વખતે કોર્ટમાં હાજર ન થવાની ફરી ચેતવણી આપવામાં આવી તથા અસહકારીઓએ પણ કોર્ટમાં પોતાનો બચાવ ન કરવો એમ જણાવવામાં આવ્યું. નીચેની બાબતોની તપાસ કરી રિપોર્ટ કરવા એક સમિતિ નીમવામાં આવી: (૧) મોપલાબંડ શાથી ફાટી નીકળ્યું તેનાં કારણો; (૨) તે બંડની વિગતો; (૩) સરકારે તેને દાબી દેવા માટે લીધેલાં માર્શલ-લૉ તેમજ બીજાં પગલાં; (૪) મોપલાઓએ બળજબરીથી કરેલો વટાળ; (૫) માલમિલકતનુ નુકસાન; (૬) તથા હિંદુમુસલમાન ઐક્યને પાછું સ્થાપવા અને મજબૂત કરવા માટે આવશ્યક હોય તો લેવાનાં પગલાં. મધ્ય પ્રાંતોની મરાઠી પ્રાંતિક સમિતિએ અસહકારના કાર્યક્રમમાં કેટલાક ફેરફારો ક્યારના સૂચવ્યા હતા. અસ્પૃશ્યતાનિવારણ માટે યોજના તૈયાર કરવા એક સમિતિ નીમવામાં આવી હતી. આ તેમજ બીજી ભલામણો ઉપર લખનૌમાં ૧૯૨૨ના જૂનની ૭મી, ૮મી અને ૯મી તારીખે મળેલી મહાસમિતિને તરત વિચાર ચલાવવો પડ્યો. જગતમાં સામાન્ય રીતે એવું બનતું જોવામાં આવે છે કે, વેપાર એકાએક પડી ભાગે કે ઘરનો વડીલ મરણ પામે, ત્યારે એકદમ તો લેવડદેવડની તેમજ બીજી વ્યવસ્થા પૂરતી તાત્કાલિક ધમાલ મચી રહે છે. અને પછી તરત જ એકાએક શૂન્યતા અને ખાલીપણાની લાગણી જન્મે છે. એ શૂન્યતાના અવકાશમાં જુદા જુદા અનેક વિચારો તથા વિરોધી અભિપ્રાયોની દોડધામ મચે છે અને અંતે પરિણામે ભારે ગૂંચવણ ઊભી થાય છે. તે જ પ્રમાણે ગાંધીજીની સજા બાદ ત્રણ મહિના સામાન્ય લેવડદેવડની વ્યવસ્થામાં, પૈસા ચૂકવવામાં, માગણું

ઉઘરાવવામાં, શબ્દોની વ્યાખ્યા કરવામાં, જુદી જુદી સમિતિઓ નીમવામાં, સિદ્ધાંતોની ફરી જાહેરાત કરવામાં, કાર્યનીતિ જાહેર કરવામાં, ખાલી પડેલી જગ્યા પૂરવામાં, કરવામાં આવેલી સેવાઓની નોંધ લેવામાં તથા એવા પરચૂરણ કામમાં ગયા ત્યાર બાદ જૂન મહિનામાં મૂળ સિદ્ધાંતોની ફરી તપાસ કરવાનો વખત આવ્યો વાસ્તવિક રીતે મહાસમિતિ આગળ, અસહકાર તથા સવિનયભંગનો સિદ્ધાંત તેમજ તેનો અમલ — તેનું શાસ્ત્ર અને કળા — તપાસવાનું કામ આવી પડ્યું દેશબંધુ દાસ અને વિઠ્ઠલભાઈ પટેલ જેવા આગેવાન રાજદ્વારી પુરુષો, કે જેઓ પ્રથમ ખચકાતા ખચકાતા અસહકારમાં જોડાયા હતા, પણ પછીથી તેના ઉત્સાહી કાર્યકર્તાઓ બની ગયા હતા, તેઓ મહાસભાનો ચાલુ માર્ગ બદલીને નવો રસ્તો પાડવા માગતા હતા તેઓનો ઇરાદો અસહકારને છેક સરકારના અંદરના ઓરડા સુધી — પ્રાંતિક સરકારોના કિલ્લાની અંદર — લઈ જવાનો હતો મહાસમિતિએ પ્રથમ ગાંધીજીએ પોતાના શાંતિ અને સત્યના સંદેશાથી જનતાની કરેલી સેવાની નોંધ લઈ, અહિંસક અસહકારના સિદ્ધાંતોમાં પોતાની શ્રદ્ધા ફરી જાહેર કરી. ત્યાર બાદ કેદમાંથી તરતમાં છૂટેલા પંડિત મોતીલાલ નેહરુએ રજૂ કરેલો તથા પંડિત માલવિયાએ સુધારેલો કારોબારી સમિતિનો ઠરાવ પસાર કરવામાં આવ્યો તે ઠરાવમાં સરકાર જે દમનનીતિ સતત ચલાવી રહી હતી તેને વખોડી કાઢવામાં આવી તથા રચનાત્મક કાર્યક્રમને સામુદાયિક સવિનયભંગ માટે પણ સર્વોત્તમ તૈયારીરૂપ જાહેર કરવામાં આવ્યો કોઈ પણ પ્રકારનો સવિનયભંગ ઉપાડવો કે એના જેવું બીજું કાંઈ પગલું ભરવું કે નહિ એ સવાલની વધુ ચર્ચા મહાસમિતિની કલકત્તાની ૧૫મી ઓગસ્ટે ભરાનારી બેઠક ઉપર મુલતવી નાખવામાં આવી દરમિયાન કેટલાક આગેવાનોને, દેશમાં ફરી દેશની વસ્તુસ્થિતિ વિષેનો રિપોર્ટ આવતી બેઠકમાં રજૂ કરવા માટે નીમવાની પ્રમુખને વિનંતિ કરવામાં આવી તે મુજબ પ્રમુખ હકીમ અજમલખાને પંડિત મોતીલાલ નેહરુ, ડૉ. અનસારી, શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, શેઠ જમનાલાલ બજાજ, ચક્રવર્તી રાજગોપાલાચાર્ય અને શેઠ છોટાનીની નિમણૂક કરી. એ સમિતિના ચેરમેન તરીકે પ્રમુખ પોતે રહેવાના હતા

શેઠ જમનાલાલ એ નિમણૂકનો સ્વીકાર કરી શકે તેમ ન હોવાથી, તેમની જગાએ શ્રી. કસ્તુરીરંગા આયંગરને નીમવામાં આવ્યા. શેઠ છોટાની એ સમિતિમાં કશો ભાગ લઈ શકયા નહિ.

એ સમિતિના કામકાજનો અને તેણે રજૂ કરેલા રિપોર્ટનો વિચાર કરીએ ત્યાર પહેલાં આપણે માર્ચ મહિના તરફ પાછા વળીએ. તુર્કસ્તાને તુરતમાં ગ્રીકો ઉપર વિજય મેળવ્યો હતો. તુર્કસ્તાન સાથેની સેવર્સવાળી સુલેહની શરતો ફરી તપાસવા બાબતના કાગળોની હકીકત બહાર પાડી દેવા બદલ મૉંટેગ્યુને ૨૩મી માર્ચ ૧૯૨૨ને દિવસે પોતાની જગાનું રાજીનામુ આપી દેવું પડયું હતું. હિંદુસ્તાનમાં ઠેરઠેર ધરપકડો અને સજાઓ ચાલુ હતાં. પંજાબમાં લૉરેન્સનું બાવલું લોકોના રોષનો વિષય બન્યું હતું. આંધ્રમાં ગોદાવરી નદીમાં રાષ્ટ્રધ્વજ ફરકાવવાની બાબત લોકોનું ધ્યાન ખેંચી રહી હતી. ના-કરની લડત તો ત્યાં હતી જ. કાયદાનું રાજ્ય ૧૦૮ અને ૧૪૪મી કલમના અમલમાં જ આવી રહ્યું હતું. સરકારની કારોબારી સભાના સભ્યોએ એ બાબતમાં પોતાની અસહાયતા જાહેર કરી હતી. કારણ કે એ બાબતમાં સર્વ સત્તા કલેકટરો અથવા ડેપ્યુટી કમિશ્નરોના હાથમાં હતી. એનો ઇલાજ હાઈકોર્ટમાં અપીલ કરવામાં આવે તો થાય, પરંતુ અસહકારીઓ એવી અપીલ કરતા નહિ; વધારામાં વડા પ્રધાન લૉઈડ જ્યૉર્જના 'પોલાદી ચોકઠા' વાળા ભાષણે હિંદુસ્તાનના લોકોને ઉશ્કેરી મૂકયા હતા. તે ભાષણ આપવાનું નિમિત્ત નીચે પ્રમાણે હતું. પ્રાંતિક સરકારને 'ઓ'ડોનેલ-સર્ક્યૂલર' નામનો એક પરિપત્ર મોકલવામાં આવ્યો હતો. તેમાં નોકરીઓ હિંદીમય કરવાની બાબતમાં હિંદી સરકાર વિચાર કરી શકે તે માટે, તેને લગતા મુદ્દાઓ ઉપર તેમનો અભિપ્રાય પૂછવામાં આવ્યો હતો. આ વાત બહાર પડતાં ઇંગ્લંડ અને હિંદુસ્તાનના ગોરા અમલદારો ચડભડી ઊઠયા. તેમને ઠંડા પાડવા લૉઈડ જ્યૉર્જે એક ભાષણ કર્યું અને તેમાં જણાવ્યું કે,

"સિવિલ સર્વિસના અમલદારો એ હિંદી રાજતંત્રનું 'પોલાદી ચોકઠું' છે. તેમજ મને પોતાને હિંદુસ્તાનમાં એવો કોઈ વખત દેખાતો નથી કે જ્યારે, હિંદુસ્તાનને સઘળાં કેન્દ્રસ્થાનોએ સિવિલ સર્વિસના બ્રિટિશ

અમલદારોની દોરવણી અને મદદની જરૂર ન રહે. હિંદુસ્તાનનું હિત એ બ્રિટનના હાથમાં એક મહાન થાપણરૂપ છે. અને એ ગંભીર જવાબદારી અદા કરવા માટે સિવિલ સર્વિસના અંગ્રેજ અમલદારોની મદદની હંમેશ જરૂર રહેવાની જ છે. નવા સુધારાઓ એ જવાબદારી અળગી કરવા નહિ પરંતુ તે અદા કરવામાં હિંદુસ્તાનના લોકોને ભાગીદાર બનાવવા માટે દાખલ કરવામાં આવ્યા છે."

વાઈસરોયે જો કે હિંદુસ્તાનના લોકોનો ડર શાંત કરવા લોર્ડ જ્યોર્જ તરફથી એવું જાહેર કરવાની સત્તા મેળવી કે, અગાઉ આપવામાં આવેલાં વચનો તથા કરવામાં આવેલી જાહેરાતો સાથે અથડામણમાં આવે એવું કાંઈ જ એ ભાષણમાં નથી. આમ એક પછી એક વસ્તુઓ એવી બનતી ગઈ કે જેથી લોકોની ઉશ્કેરણી ચાલુ જ રહે.

અહીં આપણે સત્યાગ્રહના એક બીજા પ્રયોગનો ઉલ્લેખ કરીએ. તેની સાથે બોરસદનું નામ જોડાયેલું છે.. એ સત્યાગ્રહ ૧૯૨૨માં કરવામાં આવ્યો હતો. કેટલોક વખત થયાં બાબર દેવા નામનો એક બહારવટીઓ બોરસદ તાલુકામાં ધાડો પાડ્યા કરતો હતો. તે દિવસે સામાન્ય પહેરવેશમાં નિશાળોમાં આવી છોકરાંને મીઠાઈ વહેંચતો. આ યુક્તિ તેણે ગામમાં કોણ કોણ પૈસાદાર છે તે દિવસે જાણી લેવા માટે યોજી હતી, જેથી રાત્રે તેને ત્યાં છાપો મારી, તેને ઉપાડી જવાય અને પછી તેને છોડવા માટે તેનાં સગાં પાસેથી ભારે કિંમત માગી શકાય. એક બાજુ તેનાં આવાં પરાક્રમ ચાલુ હતાં તે દરમિયાન તેનો એક મુસલમાન હરીફ ઉત્પન્ન થયો. એક વકીલ સાથે ઝઘડો પડતાં, તેનું ખૂન કરી તે ભાગી છૂટ્યો અને બહારવટું કરવા લાગ્યો. તેણે પણ એક ટોળી ભેગી કરી અને બાબર દેવાના હરીફ તરીકે ધાડો પાડવા માંડી. પોલીસ નિરુપાય બની ગઈ. સરકારે પોતાનો સારામાં સારો અમલદાર ત્યાં મૂક્યો પણ તેથી કાંઈ વળ્યું નહિ. પાસેના વડોદરા રાજ્યમાં પણ એવી જ ધાડો પડતી હોવાથી ત્યાંની પોલીસ પણ એ ગુનેગારોની તપાસમાં હતી. સરકારી તથા વડોદરા રાજ્યના પોલીસ તેમજ મહેસૂલખાતાના અમલદારોએ ભેગા થઈ, ગુનેગારોને સપડાવવા માટે એક યુક્તિ રચી તેઓએ પેલા

મુસલમાન બહારવટિયા સાથે એવી ગોઠવણ કરી કે, તે બાબર દેવાને પકડાવી આપે અને બદલામાં તેને પૂરતા હથિયારો-તેમજ રાઈફલો અને કારતૂસો સાથે ચાર પાચ કોન્સ્ટેબલોની મદદ આપવામા આવે. આમ એક ચોરને પકડવા બીજો ચોર મોકલવામા આવ્યો. પરંતુ પોલીસના નવા મળતિયાએ પોતાને મળેલી માણસો તથા હથિયારોની મદદનો ઉપયોગ તાલુકામા પોતાની ધાડો વધારવામાંજ કર્યો।

આમ ગુનાઓ વધતા ગયા એટલે સરકારે કેવટે માની લીધુ કે, ગામડાંના લોકો પોતે જ આ ગુનાઓમા સામેલ છે એટલે તે તાલુકામા સજા તરીકે વધારાની પોલીસ મૂકવામા આવી અને તેના ખર્ચ પેટે એક ભારે કર તાલુકા ઉપર નાખવામા આવ્યો, તથા તે કર પણ હંમેશ બને છે તેમ ભારે કડકાઈથી ઉઘરાવવાનુ શરૂ કરવામા આવ્યુ. દરમિયાન ગુજરાતના આગેવાનોને પોલીસે પોતાના મુસલમાન બહારવટિયા સાથે કરેલી ગોઠવણની ખબર પડી ગઈ એટલે શ્રી. વલ્લભભાઈ પટેલે સરકારને એ બાબત જાહેર પડકાર કર્યો. તે જાતે બોરસદ ગયા અને લોકોને તે કર ન ભરવાનુ જણાવી દીધુ. ધાડો વખતે ઘાયલ થયેલાઓના શરીરમાથી જે ગોળીઓ નીકળી તે સરકારની જ માલુમ પડી એટલે ધાડો વખતે પોલીસની જ રાઈફલો અને ગોળીઓ વપરાતી હતી તે સાબિત થઈ ગયુ. વલ્લભભાઈએ તાલુકામા ૨૦૦ સ્વયંસેવકો ગોઠવી દીધા અને તેઓ સવારસાંજ ચોકી રાખવા લાગ્યા. લોકોને સમીસાંજથી પોતાનાં ઘરના બારણાને તાળા મારી દેવાની જે ટેવ પડી હતી, તે છોડાવવામા પણ તે સફળ નીવડ્યા. ફોટોગ્રાફની મદદથી ગામના લોકોએ એ સાબિત કર્યું કે, વધારાની પોલીસના અમલદારો પોતે પોતાના બારણાં અંદરથી બધ કરી દેતા તથા બહારથી પણ તાળા મરાવી દેતા, જેથી બહારવટિયાઓને એમ લાગે કે ઘરમા તો કોઈ નથી. બહાર સહેજ અવાજ થતો કે પોલીસો ખાટલા નીચે ભરાઈ જતા. આ બધા આરોપો ફોટોગ્રાફની મદદથી પુરવાર કરવામા આવ્યા. એટલે સરકાર સામે બે જ માર્ગ રહ્યા —કાં તો એ આરોપો મૂકનાર સામે કામ ચલાવવુ કે ચૂપ રહીને પોતાનો ગુનો સાબિત થવા દેવો. જ્યારે

આ વિગતો બહાર પાડવામા આવી, ત્યારે વડોદરા રાજ્યે તરત પોતાની પોલીસને ગામડામાથી પાછી ખેંચી લીધી પરંતુ બ્રિટિશ પોલીસ તો કાયમ જ રહી અને પ્યુનિટિવ ટેક્સ ઉઘરાવવા આનંદથી લોકોની મિલકતો જપ્ત કરવા લાગી

દરમિયાન મુબઈના ગવર્નર લૉર્ડ લૉઈડ હિંદુસ્તાનથી વિદાય થયા અને તેમની જગાએ સર લેસ્લી વિલ્સન ગવર્નર થયા. બોરસદના બનાવોની જાણ થતા તરત જ તેમણે ગૃહમંત્રીને બોરસદ મોકલ્યા તેમણે બધા આરોપોની ખાતરી કરી જોઈ અને લા ને લા પોલીસને પાછી ખેંચી લીધી. બીજી બાજુ, વલ્લભભાઈ અને તેમના સ્વયસેવકો આવ્યા ત્યારથી બાબર દેવા પોતે પણ ત્યાથી ખસી ગયો હતો.

આ વર્ષ દરમિયાન બનેલી બીજી પણ બે ઘટનાઓ આપણું ધ્યાન ખેંચે તેવી છે એક તો સવિનયભગ સમિતિએ ઉનાળા દરમિયાન દેશમા કરેલી મુસાફરી, અને બીજી, ઑગસ્ટ માસમા શરૂ થયેલી ગુરુકાબાગવાળી લડત આપણે એ બીજી બીના પ્રથમ વર્ણવીશુ

શિરોમણી પ્રબંધક સમિતિ એ શીખ સુધારકોનુ એક મંડળ હતુ તે સુધારકો પોતાને અકાલી કહેવડાવતા જૂના રૂઢિચુસ્તો પોતાને ઉદાસી કહેવરાવતા ઉદાસીઓ ઉપર અલમસ્ત, શીખ મંદિરોના મહંતોની પૂરી મહેરબાની હતી

સુધારકો સત્યાગ્રહ કરીને ચારિત્રહીન બની ગયેલા મહંતો પાસેથી મંદિરોનો વહીવટ પોતાના હાથમા લેવા માગતા હતા. તે પ્રમાણે ગુરુકાબાગ મંદિર ઉપર પણ શિરોમણી સમિતિનો અંકુશ થઈ ચૂક્યો હતો. મહંતનુ હીન ચારિત્ર પુરવાર થયું હતું. તેણે શીખ ધર્મનો પણ ત્યાગ કર્યો હતો ત્યારબાદ તેણે ફરી દીક્ષા સ્વીકારી હતી અને તે મંદિરના સદાવ્રતના એક ભાગમા રહેતો હતો પરંતુ નાનકાના સાહેબવાળી કતલ પછી મહંતને સરકારની મદદની ખાતરી મળી ગઈ, એટલે તેણે ફરી માથુ ઊચક્યું એક દિવસ ધારા મુજબ મંદિરના 'લંગરખાના' માટે મંદિરના અકાલી સેવાદારો મંદિરના ખેતર ઉપર લાકડા કાપવા માટે ગયા ત્યા પોલીસ ટુકડીએ તેમને "મહંતના ખેતરમા પ્રવેશ કરવા માટે"

પકડયા. પરંતુ તે ખેતર પહેલેથી મંદિરની જ હદમાં હતું એટલે તે ઉપર લાકડાં કાપવાનો શીખોએ પોતાનો હક કાયમ રાખવા સત્યાગ્રહ આદર્યો. રોજ રોજ અહિંસક રહેવાની પ્રતિજ્ઞાવાળી સો સો અકાલીઓની ટુકડીઓ તે ખેતર ઉપર લાકડાં કાપવા જવા માંડી. સરકારે તેમને ગેરકાયદેસર મંડળ તરીકે જાહેર કર્યા પરંતુ તેમને કેદ પકડવાને બદલે લાઠીથી ઘાયલ કરવાનો રસ્તો યોજ્યો. બહાદુર શીખો લાઠીમાર તેમજ બીજા અસહ્ય અત્યાચારો શાંતિથી સહન કરવા લાગ્યા. આખો દેશ એ બહાદુર તેમજ લડાયક પ્રજાનો અહિંસક સત્યાગ્રહ જોઈ આશ્ચર્યચકિત થઈ ગયો. છેવટે પોલીસ પણ પોતાના ગોઝારા કામથી કંટાળી અને સરકારને ટૂંક સમયમાં જ અકાલી જથાઓને વિખેરવાનું છોડી, જુદી જુદી વ્યક્તિઓને પકડવાનું જ સ્વીકારવું પડ્યું. અંતે ૧૯૨૨ના નવેંબરમાં સર ગંગારામ નામના એક સદ્‌ગૃહસ્થે વચ્ચે પડી, મહંત પાસેથી તે તકરારી જમીન ખરીદી લીધી અને અકાલીઓને તેમાંથી લાકડાં કાપવાની છૂટ આપી. આ ગુરુકાબાગના અત્યાચારો દરમિયાન જ પોલીસે પોતાનું લાઠીનું શાસ્ત્ર સંપૂર્ણ કેળવ્યું એમ કહેવાય છે. એ લાઠી એક દશકા પછીના હિંદી રાજકારણમાં ઘણો અગત્યનો ભાગ ભજવવાની હતી.

સવિનયભંગ સમિતિએ હિંદુસ્તાનમાં પોતાની મુસાફરી શરૂ કરી. લોકોનો જુસ્સો મરી ગયો નહોતો. એટલે તે જ્યાં જ્યાં ગઈ ત્યાં ત્યાં તેને હાર્દિક આવકાર મળ્યો. સમિતિએ પોતાનું કામ પૂરું કરી પોતાનો અહેવાલ રજૂ કર્યો. પ્રથમ તો મહાસમિતિનો ઇરાદો ૧૫મી ઓગસ્ટે બેઠક બોલાવીને તે અહેવાલ ઉપર વિચાર ચલાવવાનો હતો. પરંતુ તેવી કોઈ બેઠક બોલાવી શકાઈ નહિ. એ અરસામાં દેશબંધુ દાસની બીજી પુત્રીના લગ્ન વખતે હિંદુસ્તાનના કેટલાક આગેવાનો કલકત્તામાં ભેગા થયા. તે વખતે ઘણી ખાનગી ચર્ચાઓ થઈ. તે ચર્ચાઓ દરમિયાન જ પંડિત મોતીલાલ નેહરુને સવિનયભંગવાળાઓના પક્ષમાંથી ધારાસભા-પ્રવેશવાળાઓના પક્ષમાં ખેંચી જવામાં આવ્યા એમ કહેવાય છે. જ્યારે રિપોર્ટ પ્રસિદ્ધ થયો ત્યારે બહાર આવ્યું કે, બધા સભ્યો ધારાસભા પ્રવેશની બાબતમાં એકમત નહોતા. થોડા વખત

બાદ ખિલાફત કમિટીએ નીમેલી તેવી જ સમિતિએ બહુમતીએ ધારાસભાનો બહિષ્કાર ચાલુ રાખવાની તરફેણમાં રિપોર્ટ કર્યો. સવિનયભંગ સમિતિનો રિપોર્ટ તૈયાર થવામાં કયાં કયાં બળો કામે લાગેલાં હશે — અને ઘણાં વાજબી બળો કામ કરી રહ્યાં હશે — તેની ઝીણવટમાં ઊતર્યા વિના તે સમિતિની ભલામણો આપણે નીચે ટાંકીએ :

## ૧. સવિનયભંગ

(ક) આજે દેશ મોટા પ્રમાણમાં સામુદાયિક સવિનયભંગને માટે તૈયાર નથી, પણ કદાચ દેશના કોઈક ભાગમાં મર્યાદિત સામુદાયિક સવિનયભંગની જરૂર પડે એવી પરિસ્થિતિ ઊભી થાય, દાખલા તરીકે અમુક એક કાયદો તોડવાની કે અમુક એક કર આપવાનો ઇનકાર કરવાની જરૂર ઊભી થાય અને લોકોની તેને માટે તૈયારી હોય, તો તેવો સંભવ ધ્યાનમાં રાખીને અમે ભલામણ કરીએ છીએ કે, આવા મર્યાદિત સામુદાયિક સવિનયભંગને, તેને સારુ મહાસમિતિએ મુકરર કરેલી શરતો પાર પડી છે કે નહિ તેનો વિચાર કરી, પોતાની જવાબદારી ઉપર મંજૂરી આપવાની પ્રાંતિક સમિતિઓને સત્તા આપવી.

(સર્વાનુમતે)

(ખ) અમારી ભલામણ છે કે, મહાસમિતિએ તા. ૪થી ૫મી નવેંબરે પસાર કરેલો ઠરાવ નં. ૨, કે જે પ્રાંતિક સમિતિઓને ગમે તે પ્રકારનો સવિનયભંગ કરવા ન કરવાનો નિર્ણય કરવાની આવશ્યક સત્તા આપે છે તેને, ફેબ્રુઆરીની ૨૪–૨૫મીએ પસાર કરેલા ઠરાવ નં. ૧ની કલમ ૧ જેટલે દરજ્જે તે ઠરાવથી વિરુદ્ધ જાય છે તેટલે દરજ્જે રદ કરીને, કાયમ કરવો; —શરત એટલી કે સર્વસામાન્ય સામુદાયિક સવિનયભંગની છૂટ નહિ જ.

(સર્વાનુમતે)

## ૨. ધારાસભાપ્રવેશ

(ક) ગયા ખાતે મળનારી મહાસભા તથા ખિલાફત પરિષદે જાહેર કરવું કે: ધારાસભા તેના પ્રથમ સત્રમાં જે રીતે ચાલી છે તેનાથી એક તો ખિલાફત અને પંજાબના અત્યાચારો વિષે ન્યાય મળવામાં અને સ્વરાજ્યની વહેલી પ્રાપ્તિ થવામાં તે મોટા વિઘ્નરૂપ થઈ પડી છે અને તે ઉપરાંત તેણે લોકોને મહામુસીબત અને સંકટમાં ઉતાર્યા છે; એ જોતાં તેની માઠી અસર થતી અટકાવવા સારુ નીચેના ઉપાયો અહિંસાત્મક

અસહકારના તત્ત્વને કડકપણે અનુસરીને ગ્રહણ કરવા એ ઇચ્છવા જોગ છે :

૧. અસહકારીઓએ પંજાબ અને ખિલાફતના ન્યાય મેળવવાના અને સ્વરાજ્યપ્રાપ્તિના હેતુથી ચૂંટણીની ચળવળમાં ઊતરવું અને બહુમતીમાં ચૂંટાઈ આવવાને સંપૂર્ણ પ્રયત્ન કરવો.

૨. જો અસહકારીઓ આટલા મોટા પ્રમાણમાં ચૂંટાઈને ગયા હોય કે તેમના વગર ધારાસભાની કાયદેસર ઓછામાં ઓછી સંખ્યા (કોરમ) પણ ન રહે તો ધારાસભામાં જઈને બેઠા પછી તરત સૌએ મળીને સભાસ્થાન છોડીને ઊઠી નીકળવું, અને આખા સત્ર દરમિયાન સભાના કામકાજમાં કશો જ ભાગ લેવો નહિ. એકસામટા ગેરહાજર રહેવાને કારણે નામ નીકળી ન જાય એટલા ખાતર માત્ર વચ્ચે વચ્ચે હાજરી આપતા રહેવી.

૩. જો અસહકારીઓ બહુમતીમાં હોય પણ તેમની બહુમતી ઓછામાં ઓછી સંખ્યા (કોરમ)માં બાધ થવા પૂરતી ન હોય તો, તેઓએ સરકારના દરેક ખરડાનો — બજેટનો સુધ્ધાં વિરોધ કરવો અને માત્ર પંજાબ ખિલાફતના ન્યાયના અને સ્વરાજ્યની શીઘ્ર પ્રાપ્તિના ઠરાવો જ લાવવા.

૪. જો ચૂંટાયેલ અસહકારીઓ અલ્પમતીમાં હોય તો, તેઓએ નં. ૨ ની કલમમાં બતાવ્યા પ્રમાણે વર્તવું અને તેમ કરી ધારાસભાનું તેટલું બળ કમી કરવું.

નવી ધારાસભાઓ ૧૯૨૪ના જાન્યુઆરી સુધીમાં ભરાનાર નહિ હોવાથી અમે દરખાસ્ત મૂકીએ છીએ કે ૧૯૨૩ની મહાસભાની બેઠક ડિસેમ્બરના છેલ્લાને બદલે પહેલા અઠવાડિયામાં ભરવી અને ચૂંટણીનાં પરિણામ જોઈને છેવટનો મહાસભાનો હુકમ લેવા સારુ તેની સામે આ સવાલ આણવો.

ભલામણ કરનાર:

હકીમ અજમલ ખાન
પંડિત મોતીલાલ નેહરુ
શ્રી. વિઠ્ઠલભાઈ ઝ. પટેલ

(ખ) ધારાસભાના બહિષ્કાર સંબંધમાં મહાસભાના કાર્યક્રમમાં કંઈ જ ફેરફાર ન કરવો.

ભલામણ કરનાર:

ડૉ. એમ. એ. અનસારી
શ્રી. સી. રાજગોપાલાચારી
શ્રી. એસ. કસ્તુરીરંગ આયંગર

### ૩. સ્થાનિક સંસ્થાઓ

આપણું વલણ સ્પષ્ટ થાય તેટલા માટે એવું જાહેર કરવાની અમે ભલામણ કરીએ છીએ કે, અસહકારીઓ મ્યુનિસિપાલિટીઓમાં અને જિલ્લા અથવા લોકલ બોર્ડોમાં, ત્યાં જઈને રચનાત્મક કાર્યક્રમના કામમાં સરળતા ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી પ્રવેશ કરે; પણ આમાં અસહકારીઓએ કેવી રીતે અને કેટલી હદમાં રહીને કામ કરવું એને માટે અત્યારે કાંઈ પણ નિયમોનાં બંધનો મેલવાની જરૂર નથી; ફક્ત એટલી જ સલાહ હમણાં તો આપવી કે તેઓનાં કાર્યો સ્થાનિક અથવા પ્રાંતિક મહાસભા સમિતિઓની જોડે સુસંગત રહેવા જોઈએ.

(સર્વાનુમતે)

### ૪. સરકારી શિક્ષણસંસ્થાઓનો બહિષ્કાર

આના સંબંધમાં અમે બારડોલીના ઠરાવને પૂરેપૂરું વળગી રહેવાની ભલામણ કરીએ છીએ, એટલે હાલ તુરત નિશાળો અને કૉલેજો આગળ જઈ વિદ્યાર્થીઓને તેનો ત્યાગ કરવાનો ઉપદેશ કરવાનું મોકૂફ રાખવું. તે ઠરાવમાં કહ્યું છે તેમ સરકારી સંસ્થાઓમાંથી વિદ્યાર્થીઓ મેળવવા સારુ શાળાઓની ચોકી ઉપર કે એવા બીજા હુમલાના રૂપના સાધન પર આધાર ન રાખતાં, રાષ્ટ્રીય શાળાઓ જ સરકારી કરતાં શ્રેષ્ઠ હોય તેની ઉપર આધાર રાખવો.

(સર્વાનુમતે)

### ૫. વકીલો અને અસીલોએ કરવાનો અદાલતનો બહિષ્કાર

પંચાયતોની સ્થાપના કરવાનો અને તેની તરફેણમાં લોકમત કેળવવાનો પ્રયત્ન કરવો. વધારામાં અમે એ પણ ભલામણ કરીએ છીએ કે, વકીલાત કરનારા વકીલો ઉપર આજે જેટલાં ગેરલાયકાતનાં કારણો છે તે બધાં દૂર કરવાં.

(સર્વાનુમતે)

### ૬. મજૂર મહાજનો

નાગપુર મહાસભાએ પસાર કરેલા ઠરાવ નં. ૮નો વગર વિલંબે અમલ શરૂ કરવો.

(સર્વાનુમતે)

### ૭. આત્મરક્ષાનો અધિકાર

(ક) માણસ મહાસભાનું કામ કરતો હોય તે સિવાયને વખતે અથવા મહાસભાના કામને અંગે ઊભા થયેલા પ્રસંગ સિવાયને પ્રસંગે કાયદાની મર્યાદામાં રહીને, હરેક જણને આ અધિકારનો ઉપયોગ કરવાની સંપૂર્ણ

છૂટ આપવી જોઈએ એવી અમારી ભલામણ છે. એમાં શરત એટલી કે લોકોમાં એક સામટી અશાન્તિ ફાટી નીકળવાનો સંભવ ન હોવો જોઈએ.

ધર્મનું અપમાન થતું હોય કે સ્ત્રીઓની લાજ પર અથવા બાળકો કે માણસો પર નીચપણે હુમલો થતો હોય તેવા ગંભીર મામલામાં આત્મરક્ષા તરીકે બળપ્રયોગની કોઈ પણ પ્રકારે મનાઈ નથી.

(શ્રી. વિઠ્ઠલભાઈ સિવાય બધા સંમત)

(ખ) કાયદાની હદમાં રહીને આ અધિકારનો ઉપભોગ કરવાની અસહકારીઓને પૂરેપૂરી છૂટ આપવી જોઈએ. તેના ઉપયોગથી લોકશાંતિનો એકસામટો ભંગ થવાનો સંભવ ન હોવો જોઈએ, એ સિવાય બીજી કંઈ શરત મૂકવી ન જોઈએ.

(શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ)

૮. બ્રિટિશ માલનો બહિષ્કાર

(ક) અમે આ સિદ્ધાંતનો સ્વીકાર કરીએ છીએ અને ભલામણ કરીએ છીએ કે, આ વિષયના તજ્ઞોની સમિતિ નીમી તેને આખો પ્રશ્ન સોંપવો અને આવતી મહાસભા મળે તે પહેલાં પોતાનો રિપોર્ટ તૈયાર કરવાનું તેને કહેવું.

(શ્રી. રાજગોપાલાચારી સિવાય સર્વ સંમત)

(ખ) તજ્જ્ઞ લોકો આ બાબતની હકીકત એકઠી કરે ને તપાસે તેમાં વાંધો નથી. પરંતુ મહાસમિતિ જો આ સિદ્ધાંતનો સ્વીકાર કરશે તો તેથી દેશ ભ્રમમાં પડી જશે અને લડતને હાનિ પહોંચશે.

(શ્રી. રાજગોપાલાચારી)

વાચક જોઈ શકશે કે, અસહકારીઓના જૂના અને નવા બન્ને પક્ષો આમ એકસરખા સામસામી પડ્યા હતા. પરંતુ બંને પક્ષો અસહકારીઓના જ હતા એ ભૂલવું ન જોઈએ. બેમાંથી એક પણ પક્ષ સરકાર સાથે સહકાર કરવા તો ઇચ્છતો જ નહોતો. નવો પક્ષ અસહકારના જ ધનુષ્યથી પરંતુ જુદી કમાનથી ધારાસભાના ઓરડામાં જઈ સરકારના કિલ્લા ઉપર સીધાં બાણ છોડવા માગતો હતો. લોકલબોર્ડો તથા મ્યુનિસિપાલિટીઓ વગેરે સ્થાનિક સંસ્થાઓ માટેની સર્વાનુમતે થયેલી ભલામણ તો પહેલેથી જ કલ્પી શકાય તેમ હતી. કારણ કે મહાસભાવાદીઓ અને અસહકારીઓએ મ્યુનિસિપાલિટી તેમજ લોકલબોર્ડની ચૂંટણીમાં ઊભા રહેવાનું ક્યારનુંય શરૂ કરી દીધું હતું.

જઈને હોસ્પીટલોમાં તથા નોકરોને આપવામાં આવતા પોશાકોમાં ખાદીનો ઉપયોગ દાખલ કરાવીને, ઑફિસો ઉપર રાષ્ટ્રધ્વજ ચડાવીને, શાળાઓમાં રેંટિયાનું તથા હિંદીનું શિક્ષણ દાખલ કરાવીને તથા ગવર્નરો કે પ્રધાનોની મુલાકાતોના બહિષ્કારો કરાવીને સરકારને 'શેચપરોણા' જરૂર કરી શકાતા. પરંતુ તેથી પોતાનું વિરોધી વલણ પ્રદર્શિત કરવા સિવાય બીજો ખાસ લાભ થતો નહોતો.

આમ પ્રજાનું માનસ — ભલે પછી તે એકાદ પલનું હો — આમ બહિષ્કાર તથા સવિનયભંગના લડાયક અને વિનાશક કાર્યક્રમમાંથી મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડો અને ધારાસભાપ્રવેશ જેવા હળવા કાર્યક્રમ તરફ વળ્યું હતું. તેને રણક્ષેત્રના ગોળાઓના વરસાદમાંથી ઘરના ઓરડામાં શેતરંજના પટ ઉપર આવવા સાથે જરૂર સરખાવી શકાય. એ વાત પણ કબૂલ કરવી જોઈએ કે, ૧૯૨૨ના શિયાળા સુધીમાં મહાસભામાં એક તડ અવશ્ય પડી ગયું હતું અને તે મહાસભાની બેઠક વખતે વધીને અલગ પક્ષમાં પરિણમવાનું હતું.

મહાસમિતિની બેઠક ફેરવે ૧૯૨૨ના નવેંબરમાં ૨૦, ૨૧, ૨૨, ૨૩ અને ૨૪મી તારીખોએ કલકત્તામાં મળી. તેને સાચે જ એક ઐતિહાસિક બેઠક કહી શકાય. તેમાં ચાલેલી ચર્ચાઓ મલ્લકુસ્તીની સાથે સરખાવી શકાય તેમ હતી. બંને પક્ષ તરફથી એકની સામે એક યોદ્ધો ચૂંટી કાઢવામાં આવ્યો હતો. પહેલા દિવસની બેઠક ઇંડિયન એસોસિયેશનના મકાનમાં મળી હતી, પરંતુ વાતાવરણ ગૂંગળાઈ મરાય તેવું થઈ જતું હોવાથી બીજા ચાર દિવસની બેઠક દેશબંધુ દાસના (૧૪૮, રસારોડ) ભવાનીપોરમાં આવેલા ભવ્ય મકાનમાં તેને માટે ખાસ ઊભા કરેલા મંડપમાં મળી. પંડિત મોતીલાલજી તથા દાસ જેવા જબરદસ્ત યોદ્ધાઓ ધારાસભાપ્રવેશની તરફેણમાં હતા. તથા તેમને તેમના જૂના મિત્રો મહારાષ્ટ્રપક્ષની સચોટ મદદ હતી. પરંતુ ગાંધીજીની હજુ તાજી ધરપકડ, ગાંધીજીના અનુયાયીઓની ગાંધીજી પ્રત્યે હંમેશની વફાદારી તથા ભક્તિ, જૂના કાર્યક્રમ જેવા બીજા આકર્ષક કાર્યક્રમનો અભાવ, ગમે તેટલી પક્ષાપક્ષી છતાં ગમે સારે જેનનું

તેડું આવી પહોંચવાની શક્યતા, અને તે બધાને ટપે એવું તો, અસહકારીઓમાંના ઘણાઓએ ધરબારની હોળી કરીને હંમેશને માટે આ લડતમાં યાહોમ કરેલું ઝંપલાણ — એ બધાં કારણો મળીને એવું બળ એકત્રિત થયું કે, તેને મોતીલાલજીની તીવ્રબુદ્ધિથી કે દેશબંધુના આંજી નાખે તેવા વ્યક્તિત્વથી પણ વિખેરાઈ શકાયું નહિ. આમ પાંચ દિવસની તુમુલ ચર્ચા, વિવેચન અને તકરારને અંતે સમિતિ એવો ઠરાવ કરી શકી કે, દેશ અત્યારે સામુદાયિક સવિનયભંગ માટે તૈયાર નથી; પરંતુ જુદી જુદી પ્રાંતિક સમિતિઓને અનિવાર્ય પ્રસંગ ઊભો થયે, પોતાની જવાબદારીથી તથા મહાસભાએ ઠરાવેલી શરતોના પૂર્ણ પાલનની અપેક્ષાએ મર્યાદિત સવિનયભંગની પરવાનગી આપવામાં આવે છે; ધારાસભાપ્રવેશનો તકરારી પ્રશ્ન, તેમજ બ્રિટિશ માલના બહિષ્કારનો, રચનાત્મક કાર્યક્રમને મદદ મળે એ દૃષ્ટિએ મ્યુનિસિપાલિટી તથા લોકલબોર્ડો વગેરે સ્થાનિક સંસ્થાઓમાં ઉમેદવારીનો, શાળાઓ, કૉલેજો અને કોર્ટોના બહિષ્કારનો, તેમજ કોઈ માણસ મહાસભાનું કામ કરતો હોય તે સિવાયને પ્રસંગે કાયદાની હદમાં રહીને બચાવ કરવાના તેના હકનો વગેરે પ્રશ્નોનો નિકાલ ગયાની બેઠક ઉપર મુલતવી રાખવામાં આવ્યો. આમ, મહાસભાને જેને માટે ૧૬,૦૦૦ રૂપિયાનું ખર્ચ થયું હતુ, તેવી સવિનયભંગ તપાસસમિતિની ચર્ચાઓનો અંત આવ્યો.

આપણે હવે ગયાની બેઠક સુધી જઈ પહોંચીએ ત્યાર પહેલાં ત્યાં સુધીના કારોબારી સમિતિના કામકાજનો અહેવાલ પૂરો કરી લઈએ. ૧૯૨૨માં સમિતિ જાન્યુઆરીમાં ત્રણ વાર, ફેબ્રુઆરીમાં ૨ વાર, માર્ચમાં ૧ વાર, એપ્રિલમાં ૧ વાર, મેમાં ૧ વાર, જૂનમાં ૨ વાર, જુલાઈમાં ૧ વાર, સપ્ટેમ્બરમાં ૧ વાર, નવેમ્બરમાં ૧ વાર અને ડિસેમ્બરમાં ૧ વાર મળી હતી. ગુરુકાબાગની ખીનાની તપાસ કરવા લાગવગવાળા માણસોની એક કમિટી નીમવામાં આવી. 'અમૃતબઝાર પત્રિકા'વાળા જૂના દેશપ્રેમી નાગરિક શ્રી. મોતીલાલ ઘોષના મૃત્યુ માટે ખેદ પ્રદર્શિત કરવામાં આવ્યો તથા હિંદુમુસલમાનો વચ્ચે મિત્રતાની લાગણી ફરી સ્થપાય તે માટે મુલતાન જવા એક કમિટી નીમવામાં આવી.

આગલાં બે વર્ષના ઇતિહાસમાં ખાસ ધ્યાન ખેંચે તેવી રીતે સ્થપાયેલી હિંદુમુસલમાન એકતા ૧૯૨૨ના મહોરમના તહેવારો દરમિયાન તૂટી ગઈ અને મુલતાનમાં જાનમાલનું ભયંકર નુકસાન થયુ. એ કોમો વચ્ચે શાંતિ સ્થાપવા અનેક પ્રયત્નો કરવામાં આવ્યા. પરંતુ તેનું કાંઈ ફળ આવ્યું નહિ. સરકારી 'ઇંડિયા, ૧૯૨૨–૨૩' પુસ્તકમાં જણાવ્યું છે કે, 'મિ. ગાંધીએ મહામહેનતે ઊભી કરેલી ઇમારત છેક ધૂળ ભેગી થઈ ગઈ.'

૧૮મી એપ્રિલથી માંડીને આખા દેશમાં દરેક મહિનાની ૧૮મી તારીખ 'ગાંધીદિન' તરીકે ઊજવવામાં આવતી હતી. (જેમ ૧૯૧૭માં દરેક મહિનાની ૧૫મી તારીખ, મિસિસ બિસેન્ટ જ્યાં સુધી તે વર્ષના સપ્ટેમ્બરમાં છૂટ્યાં નહિ ત્યાં સુધી 'બિસેન્ટદિન' તરીકે ઊજવવામાં આવતી હતી તેમ). બીજી અગત્યની બીના તે ૧૯૨૨ના મે માસમાં પંડિત જવાહરલાલજી પડેલી ધરપકડ હતી. શાહજાદાની મુલાકાતને અંગે મળેલી કેદમાંથી તે તાજા જ છૂટ્યા હતા. તેમને જાણીતી ૧૨૪–અ કલમ પ્રમાણે પકડવામાં આવ્યા હતા. પરંતુ તેમના ઉપર કામ તે કલમ પ્રમાણે ચલાવવામાં આવ્યું નહિ. તેમના ઉપર, લોકોને ગેરવાજબી ડર બતાવવાનો તથા તેમની પાસેથી તેવી રીતે પૈસા કઢાવવાનો આરોપ મૂકવામાં આવ્યો. વાસ્તવિક રીતે, એક જાહેર ભાષણમાં તેમણે પરદેશી દુકાનો ઉપર પિકેટિંગ કરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો હતો. તથા એક કમિટીની બેઠકમાં તે પ્રમુખ હતા ત્યારે, અમુક કાપડના વેપારીઓને તેમના પોતાના એસોશિયને પોતાના નિયમો અનુસાર કરેલા દંડની રકમ ભરી દેવા માટે કાગળો લખવાનું નક્કી કરવામાં આવ્યું હતું. તેમને સજા ઇંડિયન પિનલકોડની ૩૮૫મી કલમ પ્રમાણે, એટલે કે પરદેશી કાપડની દુકાન ઉપર પિકેટિંગ કરવા બદલ કરવામાં આવી. તેમણે ૧૭મી મે ૧૯૨૨ને દિવસે કોર્ટમાં એક સુંદર નિવેદન રજૂ કર્યું. તેમાં, પોતે દસ વરસ પહેલાં હેરો અને કેમ્બ્રિજના તમામ પૂર્વગ્રહોવાળા — વસ્તુતાએ એક અંગ્રેજ જેવા જ — હતા તેમાંથી દસ વરસ બાદ હિંદુસ્તાનની તે વખતની સરકારના કટ્ટર

વિરોધી કેવી રીતે બન્યા તે સમજાવ્યું હતું અંતમાં તેમણે જણાવ્યું કે

"હિંદુસ્તાનની સ્વતંત્રતાની લડતમાં ભાગ લેવાનો મળવો એ એક સુભાગ્ય જ છે. તેમાં વળી મહાત્માજી જેવા આગેવાન નીચે લડવું એ બમણું સુભાગ્ય છે, પરંતુ પોતાના વહાલા વતનને કાજે દુઃખ સહન કરવું એના કરતાં બીજું મોટું સુભાગ્ય એક હિંદી માટે બીજું શું હોઈ શકે? —સિવાય કે એ ભવ્ય સ્વપ્નની સંપૂર્ણ સિદ્ધિને માટે મૃત્યુ."

૧૯૨૨ની ગયાની બેઠક એ દરેક રીતે ધ્યાન ખેંચે તેવી હતી પ્રતિનિધિઓમાં વધારેમાં વધારે ઉત્તેજના લાવનાર તથા મતભેદ ઊભો કરનાર પ્રશ્ન ધારાસભાપ્રવેશનો હતો કેટલાક સાચા દિલથી એવું માનતા હતા કે, જો ધારાસભાપ્રવેશની છૂટ આપવામાં આવશે, તો અસહકારની આખી યોજના છિન્નવિચ્છિન્ન થઈ જશે જ્યારે બીજા, વફાદારીના સોગંદ લીધા વિના કે પ્રધાન-પદનો સ્વીકાર કર્યા વિના ધારાસભામાં જઈને શત્રુને બધી તરફથી હંફાવવા માગતા હતા. દેશબંધુ દાસે પોતાનું નમૂનેદાર ભાષણ કર્યું. પરંતુ અસહકારની નૌકાની દિશા બદલવા સામે વિરોધની લાગણી પ્રબળ હતી તેથી શ્રીનિવાસ આયંગર તેમજ પંડિત મોતીલાલ નેહરુની ઉત્તમ વકતૃતા છતાં વહાણ પોતાને જૂને માર્ગે જ વળ્યું. શ્રીનિવાસ આયંગરે તો એવો સુધારો પણ મૂક્યો કે, મહાસભાવાદીઓએ ઉમેદવારી જાહેર કરવી, પણ ધારાસભાની બેઠકોમાં હાજરી આપવી નહિ. પંડિત મોતીલાલજીએ પણ તેને અમુક અપવાદો સાથે પોતાનો ટેકો આપ્યો શ્રીનિવાસ આયંગરે મદ્રાસ ધારાસભામાંથી સભ્ય તરીકેનું, એડવોકેટ જનરલ તરીકેનું તથા પોતાના સી. આઈ. ઈ. ના ખિતાબનું રાજીનામું આપ્યું હતું તથા બધાની વાહ વાહ વચ્ચે એક વર્ષથી આ લડતમાં ઝંપલાવ્યું હતું. ખિલાફતવાળાઓ જમિયત-ઉલ ઉલેમાના ફતવાની અસર હેઠળ હતા તે ફતવામાં ધારાસભાપ્રવેશને મમ્નૂન ઠરાવવામાં આવ્યો હતો, હરામ નહિ પરંતુ ગયામાં કોઈનું કાંઈ વળ્યું નહિ ગાંધીજીનો પ્રભાવ સર્વત્ર વ્યાપી રહ્યો હતો. મહાસભામાંથી તે દૂર થતાંની સાથે તેમના તરફ પૂંઠ કરવી એ બધાને પોતાના સેનાપતિને બેવફા નીવડ્યા જેવું લાગ્યું. સ્વ૰ મોતીલાલ

ઘોષ અને શ્રી. મજુમદારને સ્મરણાંજલિ આપ્યા પછી ગાંધીજી અને તેમના સિદ્ધાંતોની પણ હાર્દિક પ્રશંસા કરવામાં આવી. અકાલી શહીદોએ બતાવેલી અનુપમ બહાદુરી તથા તેમણે તેમજ બીજા રાજકીય કેદીઓએ આપેલો અહિંસાનો પદાર્થપાઠ વખાણવામાં આવ્યો. કમાલ પાશાને તેના વિજયો બદલ મુબારકબાદી આપવામાં આવી. ધારાસભાનો બહિષ્કાર કરવાનું ઠરાવવામાં આવ્યું સરકારને વધુ દેવું કર્યાં ન કરવાની તથા પ્રજાને કહેવાતી ધારાસભાઓની સત્તાથી સરકારે કાઢેલી લોનોમાં પૈસા ન ભરવાની ચેતવણી આપવામાં આવી. મહાસમિતિએ નવેમ્બર માસમાં અવિનયભંગ બાબત કરેલો ઠરાવ ફરી બહાલ રાખવામાં આવ્યો અને લોકોને દરમિયાનમાં તે માટે પૈસા તેમજ માણસો તૈયાર કરવાનુ જણાવવામાં આવ્યું. કોલેજો અને કોર્ટોનો બહિષ્કાર ચાલુ રાખવામાં આવ્યો તથા નવેમ્બર માસમાં કરવામાં આવેલી હતી તે વ્યાખ્યા અનુસાર ખાનગી દાવાઓમાં બચાવ કરવાનો હક મંજૂર રાખવામાં આવ્યો. રેવરંડ મિ. ઍંડ્રૂઝ, સેનગુપ્તા અને બીજા ચાર જણની સમિતિને મજૂરોના સંગઠન પાછળ જોતા રહેવાનું કામ સોંપવામાં આવ્યું તથા દક્ષિણ આફ્રિકા અને કાબૂલની મહાસભાની સંસ્થાઓને મંજૂર રાખવામાં આવી તથા તેમને અનુક્રમે ૧૦ અને ૨ પ્રતિનિધિઓ મહાસભામાં મોકલવાનો હક આપવામાં આવ્યો.

દેશબંધુ ગયાની બેઠકમાં પ્રમુખપદે હાજર થયા ત્યારે તેમના ખિસ્સામાં બે અગત્યના કાગળો હતા. એક તો પ્રમુખ તરીકેના ભાષણનો અને બીજો પ્રમુખના રાજીનામાનો તથા સ્વરાજ્ય પક્ષની સ્થાપનાનો.

બંગાળની પ્રાંતિક સમિતિએ એવી જ કાંઈક યોજના ૧૯૨૦માં તૈયાર કરી હતી. કલકત્તાની ખાસ બેઠક વખતે બંગાળ અને મહારાષ્ટ્રના આગેવાનોએ ધારાસભાના બહિષ્કારનો વિરોધ કર્યો હતો. નાગપુરમાં દેશબંધુએ કલકત્તાના ઠરાવો રદ કરાવવા માટે ૩૬,૦૦૦ રૂપિયા ખર્ચ્યા હતા અને જ્યારે તે નિષ્ફળ નીવડ્યા ત્યારે સજ્જનતાથી તેમણે તે અસહકારનો ઠરાવ જ રજૂ કર્યો હતો. અમદાવાદમાં ને જાતે હાજર હણ્યા હોત તો શું કરત તે આપણે

મુલાકાતો લેવાની, અમુક મુદતે કાગળો લખવાની અને મજૂરી તથા હલકાં કામોમાંથી બાતલ રહેવાની છૂટ આપવામાં આવી. અમે આ વિગતો લંબાણથી અહીં નોંધી છે તે એમ બતાવવા કે, તે વખતે તેમજ પછીથી જેલના સત્તાવાળાઓએ મોટા ભાગના કેદીઓ માટે તેમનો જરા પણ અમલ કર્યો નહોતો. જોકે પછીથી તો સરકારે રાજદ્વારી કેદીઓ એવો જુદો વર્ગ જ સ્વીકારવાની ના પાડી.

## પ્રકરણ ૪ થું

# ધારાસભામાં રહીને અસહકાર—૧૯૨૩

ખિલાફતનો અણધાર્યો અંત—મહાસમિતિ ફેબ્રુઆરીમાં મળે છે—સ્વરાજપક્ષ સાથે સમાધાન—સવિનયભંગની તક—'નેશનલ કન્વેન્શન'—રચનાત્મક કાર્યક્રમનો પ્રચાર—ધારાસભાપ્રવેશની વિરુદ્ધ પ્રચાર કરવાનો મહાસભાસમિતિ નિષેધ કરે છે—નાગપુરમા મહાસભાનું ખાસ અધિવેશન ભરવાનું નક્કી થાય છે—તામિલ નાડુની ખંડખોરી—મહાસભાસમિતિની નાગપુરમાં બેઠક—મહાસભાની ખાસ બેઠક બોલાવવાની સૂચનાનો વિરોધ—મહાસમિતિની ખાસ બેઠક—મહાસભાનું ખાસ અધિવેશન દિલ્હીમાં ભરવાનું નક્કી થાય છે—નાગપુરનો ઝંડાસત્યાગ્રહ—પરદેશમાં હિંદીઓ—દિલ્હીની ખાસ બેઠક—દિલ્હીનો ઠરાવ ધારાપ્રવેશની રજા આપે છે—સ્વરાજપક્ષનું જાહેરનામું—કોકોનાડાની બેઠક પહેલાં—ગાંધીજીનો સંદેશો—મુખ્ય ઠરાવ—કોકોનાડાની બેઠક—બીજા ઠરાવો—મહાસભાનાં ખાતાંઓ—અકાલીઓની હિલચાલ—ગુરુદ્વારા (મંદિરો) માટેની લડત—ગુરુકાબાગનો કિસ્સો—મિ૦ મેકફરસનની જુબાની—અખંડ પાઠ પણ ગુનો.

૧૯૨૩ની શરૂઆતમાં દેશનું રાજકીય વાતાવરણ કોમી ઝઘડાઓથી ફરી પાછું કલુષિત થવા લાગ્યું. ૧૯૨૨માં મુલતાનમાં રમખાણ થયું હતું; ૧૯૨૩ની મહોરમ વખતે બંગાળ તથા પંજાબમાં ભારે રમખાણો થયાં. ૧૯૨૨માં ખિલાફતના સવાલનો અણધાર્યો અંત આવ્યો. અંગોરા સરકારના

પ્રતિનિધિઓએ શહેરનું મુલકી તંત્ર પોતાના હાથમાં લીધું અને તુર્કસ્તાનના સુલતાનને પોતાનો જીવ બચાવવા ખાતર બ્રિટિશ જહાજમાં બેસી માલ્ટા ભાગી જવું પડ્યું. તે નાઠો કે તરત જ તેને સુલતાન તરીકે તથા ખલીફા તરીકે ગાદી ઉપરથી પદભ્રષ્ટ થયેલો જાહેર કરવામાં આવ્યો. એની જગ્યાએ એના ભત્રીજા અબદુલ મજીદ એફેંડીને માત્ર ખલીફા તરીકે ચૂંટવામાં આવ્યો. આમ તુર્કસ્તાનમાં પ્રજાસત્તાક રાજ સ્થપાવાથી સુલતાન પદ જેવું રહ્યું નહિ અને ખિલાફતનું ક્ષેત્ર પોપના અધિકારની પેઠે મર્યાદિત થઈ ગયું.

નાફેરવાદીઓને ગયામાં મળેલો વિજય લાંબા વખત સુધી ટકે તેમ નહોતું. મહાસમિતિએ જાનેવારી ૧, ૧૯૨૩ને રોજ એવો ઠરાવ કર્યો કે, ૩૦મી એપ્રિલ ૧૯૨૩ પહેલાં ૨૫ લાખ રૂપિયા ભેગા કરવા અને ૫૦,૦૦૦ સ્વયંસેવકો નોંધાવવા. તે માટે જરૂરી પગલાં લેવાની કારોબારી સમિતિને સત્તા આપવામાં આવી. તુર્કસ્તાનની બદલાયેલી પરિસ્થિતિને લીધે દેશમાં કોઈ કટોકટીનો મામલો ઊભો થાય, તો તેને પહોંચી વળવા સારુ સવિનયભંગની શરતો ઢીલી કરવાની સત્તા પણ કારોબારી સમિતિને આપવામાં આવી. આગામી મહાસભામાં રજૂ કરવા માટે કોમી પ્રશ્નોના નિકાલ બાબત એક રાષ્ટ્રીય કરારનો ખરડો તૈયાર કરવાની ડૉ. અનસારીને વિનંતિ કરવામાં આવી. પણ સમિતિ આગળ સૌથી મહત્ત્વનો સવાલ તો પ્રમુખના રાજીનામાનો હતો. નવો સ્વરાજ્ય પક્ષ સ્થાપવા બાબત પોતાનો ઇરાદો તેમણે મસલત સમિતિ આગળ જાહેર કરી દીધો હતો, એટલે રાજીનામું અપરિહાર્ય થઈ પડ્યું હતું. મહાસમિતિએ રાજીનામા વિષેનો નિર્ણય ૨૭મી ફેબ્રુઆરી ૧૯૨૩ને રોજ અલ્હાબાદમાં મળનારી પોતાની બેઠક ઉપર મુલતવી રાખ્યો. તે બેઠકમાં બંને પક્ષ વચ્ચે એક સમાધાન કરવામાં આવ્યું. તે અનુસાર બંને પક્ષોએ ધારાસભાપ્રવેશ કે બહિષ્કાર બાબત પ્રચારકાર્ય કરવાનું ૩૦મી એપ્રિલ સુધી 'બંધ' રાખવાનું' ઠરાવ્યું. ત્યાં સુધી, તે સિવાયના પોતપોતાના બીજા કાર્યક્રમો એક બીજાના કામમાં ખલેલ પહોંચાડ્યા સિવાય પાર પાડવાની બંને પક્ષોને છૂટ

આપવામાં આવી; અને ૩૦મી એપ્રિલ પછી દરેક પક્ષને જેવી સૂચના આપવામાં આવે તેમ તેણે વર્તવું એમ નક્કી કરવામાં આવ્યું.

આ દરમિયાન મૌલાના અબુલ કલામ આઝાદ તથા પંડિત જવાહરલાલ નેહરુ જેલમાંથી છૂટીને આવ્યા હતા. બન્ને પક્ષો વચ્ચે સમાધાન કરાવવા ખાતર તેમણે કરેલા સફળ પ્રયત્નો માટે મહાસમિતિએ તેમનો કૃતજ્ઞતાપૂર્વક આભાર માન્યો.

સવિનયભંગનો કાર્યક્રમ દેશ ફરીથી ગંભીરતાથી હાથ ધરે એવો સંભવ બહુ ઓછો દેખાતો હતો. મહાસભાપક્ષમાં પડેલું ભંગાણ તે કાર્યક્રમ ન ઉપાડવા માટે પૂરતુ કારણ હતુ. તે અરસામાં કાયદાભંગ માટે એક સુન્દર તક મળી આવી. ૧૯૨૩નું અંદાજપત્ર રજૂ કરતી વખતે સરકારે મીઠાવેરો વધારવાની દરખાસ્ત ધારાસભામાં રજૂ કરી. ધારાસભાએ તે દરખાસ્ત ઉડાડી મૂકી. પરંતુ વાઈસરૉયે ખાસ અધિકાર વાપરી વધારેલા વેરાને મંજૂર કર્યો. આથી દેશમાં સર્વત્ર ઉશ્કેરણી વ્યાપી ગઈ. આ વખતે અસહકારી પક્ષમાં પહેલાનો કંઈ જુસ્સો બાકી રહ્યો હોત, તો તેઓ જરૂર આ તકનો લાભ લઈ સરકારને કાંઈક યુદ્ધ આપી શકત. પરંતુ તેઓએ કાંઈ જ કર્યું નહિ. પણ લૉર્ડ રીડિંગના આપખુદી કૃત્યનું એક બીજું આનુષંગિક પરિણામ તો આવ્યું જ. બધા બંધારણવાદીઓને એકત્ર આણવાના હેતુથી એક રાષ્ટ્રીય પરિષદ બોલાવવાની વાત મિસિસ બિસેન્ટ આ પૂર્વે કેટલાક દિવસથી કર્યા કરતાં હતાં. ડૉ. સપ્રુએ હિંદુસ્તાન સરકારના લૉ મેમ્બર તરીકેના પોતાના હોદ્દાનું રાજીનામું આ અરસામાં આપ્યું હતું. તેમના પ્રમુખપણા નીચે 'સામ્રાજ્યમાં રહીને સ્વરાજ્ય મેળવવાનો વ્યવહારુ કાર્યક્રમ' ઘડવા માટે એક પરિષદ બોલાવવામાં આવી. આ પરિષદે યોજનાની વિગતો નક્કી કરવા માટે કેટલીક સમિતિઓ નીમી.

આ જ અરસામાં બાબુ રાજેન્દ્રપ્રસાદ, રાજગોપાલાચારી, શેઠ જમનાલાલ બજાજ અને દેવીદાસ ગાંધીના બનેલા એક મંડળે દેશભરમાં પ્રવાસ કરી રચનાત્મક કાર્યક્રમનો પ્રચાર જોસભેર

ચલાવવા માંડ્યો હતો. તેમણે તિલક સ્વરાજ ફાળા માટે પણ સારા પ્રમાણમાં નાણાં મેળવ્યાં. આ મંડળે ૧૯૨૩ના મે માસમાં મુંબઈમાં ભરાયેલી કારોબારી સમિતિ આગળ પોતાના પ્રવાસનો અહેવાલ રજૂ કર્યો.

કારોબારી સમિતિની બેઠક સાથે જ મુંબઈમાં તા. ૨૫, ૨૬ અને ૨૭ મેને રોજ મહાસમિતિની એક મહત્ત્વની બેઠક પણ મળી. તેમાં ધારાસભાના બહિષ્કાર સંબંધે ગયાની મહાસભામાં જે ઠરાવ પસાર થયો હતો, તેને આગળ ધપાવવા સંબંધી મતદારોમાં કોઈ પણ જાતનો પ્રચાર ન કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. આના એક મહિના પૂર્વે જ દેશબંધુ દાસે એવી સૂચના કરી હતી કે, મહાસભાના કાર્યના જુદા જુદા વિભાગ પાડી, જેને જે વિભાગમાં ખાસ રસ હોય તેને તે વિભાગો સોંપવામાં આવે. તે મુજબ ધારાસભાપક્ષ ધારાસભાઓમાં જઈને કામ કરે. આ સૂચનામાં એ બધાં કામો માટે પાંચથી ૭ કરોડ રૂપિયા ભેગા કરવાની વાતનો પણ સમાવેશ થતો હતો. શ્રી. રાજગોપાલાચારી અને બાબુ રાજેન્દ્રપ્રસાદે આ સૂચના કારોબારી સમિતિ આગળ રજૂ કરી. પણ આખી યોજના અવ્યવહારુ અને ખાસ કરીને ગયા મહાસભાના ધારાસભા વિષેના ઠરાવને પ્રતિકૂળ હોવાને કારણે પડતી મુકાઈ. ઉપર મુજબનો ઠરાવ મહાસમિતિએ પસાર કર્યો કે તરત જ કારોબારી સમિતિના ૧૦ સભ્યોએ કમિટીમાંથી રાજીનામાં આપ્યાં. આ ૭ તે શ્રી. રાજાજી, શ્રી. વલ્લભભાઈ પટેલ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, બ્રિજકિશોરપ્રસાદ, ગંગાધરરાવ દેશપાંડે અને શ્રી. જમનાલાલ બજાજ હતા. પંડિત જવાહરલાલ નેહરુની દરમિયાનગિરીથી રાજીનામાં બાબત ફરીથી વિચાર કરવા માટે કેટલીક વાટાઘાટ ચાલ્યા પછી ઉપરનાં રાજીનામાં સ્વીકારવામાં આવ્યાં અને તેની સાથે પ્રમુખનું રાજીનામું પણ સ્વીકારાયું. કારોબારી સમિતિની પુનર્ઘટના થઈ અને ડૉ. અનસારીના પ્રમુખપણા નીચે કામ આગળ ચાલ્યુ. આ બેઠકમાં આ ઉપરાંત બીજું કોઈ મહત્ત્વનું કામકાજ થયું નહિ. માત્ર એક વાતનો ઉલ્લેખ અહીં કરવો જોઈએ. નાગપુરનો ઝંડાસત્યાગ્રહ ચલાવવા માટે મધ્યપ્રાંતના સ્વયંસેવકોને સમિતિએ આ વખતે

ધન્યવાદ આપ્યા; અને આખા હિંદુસ્તાનના તમામ સ્વયંસેવકોને જરૂર પડયે આ સત્યાગ્રહમાં સામેલ થવા તૈયાર રહેવા માટે તાકીદ આપી.

મુંબઈમાં થયેલું સમાધાન સ્વાભાવિક રીતે જ કેટલીક પ્રાંતિક સમિતિઓને ગમ્યું નહિ; અને નાગપુરમાં જ્યારે મહાસભા-સમિતિની બેઠક ફરી થઈ, ત્યારે મુંબઈના સમાધાનના ઠરાવને વળગીને તેનું આગ્રહપૂર્વક પાલન થવું જોઈએ એમ જાહેર કરવાની જરૂર જણાઈ. તેણે તે જાહેરાત કરી પણ ખરી. કેટલીક પ્રાંતિક સમિતિઓ એ ઠરાવથી વિરુદ્ધ વર્તતી હતી તે તરફ સમિતિએ નાપસંદગી જાહેર કરી અને હવે પછી આવી વર્તણૂક પ્રાંતિક સમિતિઓ ચાલુ નહિ રાખે એવી આશા વ્યક્ત કરી. શિસ્તના ભંગ માટે તામિલનાડુ સમિતિનુ નામ દઈ તેને વખોડી કાઢતો ઠરાવ પણ આ સભામાં રજૂ કરવામાં આવ્યો. પણ તે માટે જોઈતાં પૂરતાં કારણોને અભાવે સમિતિના એક પક્ષે તેનો વિરોધ કર્યો. સમિતિ એ વિરોધ સાથે સંમત થઈ. પરિણામે ઠરાવ મૂકનાર પંડિત જવાહરલાલ અને તેમના મતના ડૉ. અનસારી તેમજ બીજા સભ્યોએ કારોબારી સમિતિમાંથી રાજીનામાં આપ્યાં. મહાસભાસમિતિએ એ રાજીનામાં સ્વીકારી લીધાં અને તે જ વખતે નવી કારોબારી સમિતિ ચૂંટી લીધી.

પણ નાગપુરની બેઠકમાં અગાઉથી રીતસર નોટિસ પણ આપ્યા વિના એક તદ્દન અણધાર્યો ઠરાવ રજૂ થયો. એ ઠરાવની રૂએ ધારાસભાપ્રવેશના સવાલનો વિચાર કરવા માટે મહાસભાનું ખાસ અધિવેશન ભરવાનું નક્કી થયું. આ અધિવેશન મુંબઈમાં મૌલાના અબુલ કલામ આઝાદના પ્રમુખપણા નીચે ઑગસ્ટ માસમાં ભરવાનું હતું. તેને અંગે જરૂરી પગલાં લેવા કારોબારી સમિતિને સત્તા આપવામાં આવી.

એ અણધાર્યા નિર્ણય સામે સ્વાભાવિક રીતે જ થોડોઘણો વિરોધ થયો. અને તેમાં, ઉપર્યુક્ત ઠરાવ ઉપર મત લેવાયા તે વખતે બન્ને પક્ષ લગભગ તુલ્યબળ હતા તે કારણનો ઉમેરો થયો. એ બે કારણોને ટાંકી, વિઝાગાપટ્ટમમાં ઑગસ્ટ મહિનામાં

સમિતિની ખાસ બેઠક મળે એવી માગણી કરવામાં આવી. સમિતિની આ ખાસ બેઠક ૩૭ ઑગસ્ટને રોજ મળી. કોઈ સભ્ય નવો ઠરાવ રજૂ કરવા માગે છે કે કેમ એમ પ્રમુખે પૂછ્યું. પરંતુ કોઈ આગળ ન આવ્યું એટલે શ્રી. રાજગોપાલાચારીએ એક ઠરાવ મૂક્યો અને તે પસાર પણ થયો.

આ ઠરાવ મુજબ ઑગસ્ટને બદલે સપ્ટેંબરમાં ખાસ અધિવેશન ભરવાનું નક્કી થયું. અને જો અધિવેશનના સ્થળ સંબંધે કંઈ મુશ્કેલી આવી પડે, તો બીજા કોઈ પણ સ્થળે અધિવેશન ભરવાની વ્યવસ્થા કરવાની પ્રમુખને સત્તા આપવામાં આવી. આ ઠરાવ લાવનાર શ્રી. રાજગોપાલાચરી હતા એ ધ્યાન ખેંચે એવી વસ્તુ છે. અને સાથે સાથે એક બીજી વસ્તુની પણ નોંધ લેવી જોઈએ કે, પ્રમુખસ્થાને શ્રી. કોંડાવેંકટપૈય્યા જેવા એક જાણીતા નાફેરવાદી હતા.

પણ આ ખાસ અધિવેશન કે જે છેવટે મુંબઈને બદલે દિલ્લીમાં ભરવામાં આવ્યું, તે વિષે વાત કરતા પહેલાં તે વખતના કેટલાક બીજા બનાવોનું અવલોકન કરી લઈએ. આમાં આપણું ધ્યાન ખેંચે એવો પહેલો બનાવ તે નાગપુરનો ઝંડાસત્યાગ્રહ છે. આ સત્યાગ્રહનો ઉદ્ભવ, રાષ્ટ્ર ધ્વજ લઈને એક સરઘસ શહેરના સિવિલ લાઈન્સ નામના ભાગમાં જતું હતું તેને પોલીસે અટકાવ્યું અને ૧લી મે ૧૯૨૩ને રોજ ૧૪૪મી કલમ શહેરને લાગુ કરી, તેમાંથી થયો.

રાષ્ટ્રધ્વજ સાથે કોઈ પણ સ્થળે જવાનો અમારો હક છે એવો સ્વયંસેવકોએ આગ્રહ રાખ્યો. તેમને પકડીને સજા કરવામાં આવી. આમાંથી જે હિલચાલ જાગી તેને આપણે જોઈ ગયા તેપ્રમાણે કારોબારી સમિતિએ પોતાની આશીષ આપી. ૧૯૨૩ના જુલાઈની ૮, ૯, ૧૦ તારીખોએ નાગપુરમાં મળેલી મહાસમિતિએ તે લડતનો વિજયી અંત લાવવા માટે તેને બધી મદદ આપવાનો ઠરાવ કર્યો; તથા થોડાક વખત પછી આવતા ગાંધીદિન (૧૮મી જુલાઈ)ને ધ્વજદિન તરીકે દેશભરમાં ઊજવવાનું નક્કી કર્યું. તે મુજબ પ્રાંતિક સમિતિઓને રાષ્ટ્ર ધ્વજનાં સરઘસો ગોઠવવા તથા લોકો જાહેર રીતે ધ્વજ ફરકાવે તેની વ્યવસ્થા કરવા સૂચનાઓ

આપવામાં આવી. ઝંડાસત્યાગ્રહને અંગે શેઠ જમનાલાલ બજાજ પણ ગિરફતાર થયા હતા. તેમને પણ સમિતિએ પોતાના ધન્યવાદ પાઠવ્યા. શેઠજીને થયેલો રૂ. ૩૦૦૦નો દંડ વસૂલ કરવા માટે તેમની મોટર જપ્ત કરવામાં આવી. પણ નાગપુરમાં તે ગાડી ખરીદવા કોઈ તૈયાર ન થવાથી, તેને વેચવા માટે કાઠિયાવાડ મોકલવી પડી. મહાસમિતિ તથા કારોબારી સમિતિની હાકલને માન આપીને દેશભરમાથી સ્વયંસેવકોએ આવી નાગપુર સત્યાગ્રહમાં ભાગ લીધો. તેમને જેલમાં અનેક જાતની હાડમારીઓ વેઠવી પડી.

નાગપુરનો ઝંડાસત્યાગ્રહ થોડા જ સમયમાં એક અખિલ ભારતીય પ્રશ્ન થઈ પડયો, અને ૧૦મી જુલાઈથી શ્રી. વલ્લભભાઈ પટેલને તેને દોરવાનું કામ સોંપવામાં આવ્યું. આખા હિંદુસ્તાનમાથી સ્વયંસેવકો આવ્યે જ જતા હતા અને કેટલીક પ્રાંતિક સમિતિઓએ તે માટે નાણાં ઉઘરાવવાની પણ શરૂઆત કરી. ઑગસ્ટની શરૂઆતમાં વિઝાગાપટ્ટમમાં કારોબારી સમિતિની બેઠક મળી, ત્યારે તેમાં નાગપુરનો સત્યાગ્રહ ચલાવવામાં શ્રી. વિઠ્ઠલભાઈ પટેલે જે મદદ આપી હતી તેની સમિતિએ કૃતજ્ઞતાપૂર્વક નોંધ લીધી. અને તેમને નાગપુરમાં હાજર રહી, સત્યાગ્રહ સમિતિને લડતના કામમાં સલાહ આપવાની તથા તેને દોરવાની વિનંતિ કરી. એટલે વાસ્તવિક રીતે બંને પટેલબંધુઓ જ આ સત્યાગ્રહને દોરતા હતા; અને તેનો યશસ્વી અંત આણવાનુ શ્રેય પણ તેમને જ આપવું ઘટે. સરકારનુ કહેવુ એ હતું કે, સરઘસવાળાઓએ સિવિલ લાઈન્સમાં ઝંડા લઈ જવા માટે રજા લેવી જોઈએ. ત્યારે મહાસભાવાદીઓનો દાવો એ હતો કે, કોઈ પણ જાહેર રસ્તા ઉપર રજાની જરૂર વગર વિના હરકતે ધ્વજ લઈ જવાનો તેમનો હક છે. શ્રી. વલ્લભભાઈ એ ૧૮મી જુલાઈને રોજ એક જંગી સરઘસ કાઢવાનું નક્કી કરી તેનો માર્ગ તેમજ સમય પણ જાહેર કર્યો. સરઘસનો મનાઈહુકમ તો હતો જ, બલકે એની મુદત પૂરી થયાને કારણે એ જ અરસામાં તેને ફરી લંબાવવામાં આવ્યો હતો. પણ ૧૮મીના ઝંડાસરઘસને કોઈ પણ હરકત વગર પસાર થવા દેવામાં આવ્યું. એંગ્લોઇંડિયન છાપાંવાળાઓ,

મહાસભાએ રજા માટે અરજી કરી હતી એમ કહી સરકારની જય બોલાવવા લાગ્યા ત્યારે બીજી તરફથી મહાસભાએ એવું કશું કર્યું ન હતુ તેથી તેની જીત માનવામાં આવી. અને એ વાસ્તવિક પણ હતું. દિલ્હીની મહાસભાએ નાગપુરના ઝંડા સત્યાગ્રહના સંચાલકોને તથા માતૃભૂમિનું સ્વમાન ટકાવવા માટે વીરોચિત ત્યાગ કરી અસહ્ય હાડમારીઓ વેઠનારા સ્વયંસેવકોને હાર્દિક ધન્યવાદ આપ્યા.

હવે આપણે બીજા એક બનાવની નોંધ લેવી જોઈએ. પરદેશમાં રહેતા હિંદીઓને લગતો એક મહત્ત્વનો મામલો ઊભો થયો અને તેણે મહાસભાનું ધ્યાન જુલાઈ, ઑગસ્ટ અને સપ્ટેમ્બર એ ત્રણ માસ સુધી ખાસ રોક્યું. કેનિયામાંની પરિસ્થિતિ દહાડે દહાડે બગડતી જ જતી હતી અને વિઝાગાપટ્ટમમાં ઑગસ્ટમાં મળેલી મહાસમિતિએ તેને અનુલક્ષીને એક જાહેરાત પણ કરી હતી. સન ૧૯૨૨–૨૩ની પરદેશવાસી હિંદીઓની પરિસ્થિતિનું ટૂંકમાં અવલોકન કરવું અહીં અસ્થાને નહિ ગણાય. ન્યૂ ઝીલૅન્ડ અને ન્યૂ ફાઉન્ડલૅન્ડ સિવાયના બ્રિટિશ સામ્રાજ્યના બીજા ભાગોમાં વસતા હિંદીઓ ઉપર લાંબા વખતથી કેટલીક અપમાનકારક શરતો લાદવામાં આવી હતી. ૧૯૨૧માં મળેલી સામ્રાજ્ય પરિષદમાં ભેગા થયેલા દક્ષિણ આફ્રિકા સિવાયની બધી વસાહતોના પ્રતિનિધિઓએ હિંદીઓની માગણી ન્યાયી છે એમ કબૂલ કરતો ઠરાવ પસાર કર્યો હતો. તેમાં જણાવ્યું હતું કે, બ્રિટિશ કૉમનવેલ્થની એકતા સચવાય તે માટે, સામ્રાજ્યના જે જે ભાગમાં હિંદીઓ કાયદેસર રીતે વસાહત કરી રહ્યા હોય, ત્યાં ત્યાં તેમના હક અને અધિકાર માન્ય રાખવામાં આવે. તે વખતે એમ પણ નક્કી થયું હતું કે, હવે પછી હિંદીઓના હિતને લગતી કોઈ પણ બાબતમાં હિંદી સરકારે બ્રિટનની દરમિયાનગિરી વગર દક્ષિણ આફ્રિકા સાથે બારોબાર વાટાઘાટ કરવી. દક્ષિણ આફ્રિકામાં ગાંધી–સ્મટ્સ કરારની રૂએ હિંદીઓને જે હકો મળ્યા હતા, તે ટ્રાન્સવાલ પ્રોવિન્શિયલ કોર્ટના એક ચુકાદાથી ૧૯૨૦ની શરૂઆતમાં જોખમમાં આવી પડ્યા હતા. ટ્રાન્સવાલમાં હિંદીઓ રાજકીય દૃષ્ટિએ સાવ અસહાય હતા. નાતાલમાં તેમને

મ્યુનિસિપાલિટીમાં મત આપવાનો હક હતો ખરો, પણ થોડા વખતથી તેમના તે હક સામે ગંભીર હુમલાઓ થવા મંડ્યા હતા. ઑરેન્જ ફ્રી સ્ટેટમાં તો હિંદીઓને દાખલ જ થવા દેવામાં આવતા નહોતા. જ્યારે કેપ પ્રોવિન્સ સેસિલ રોડ્સમાં 'દરેક સુધરેલા આદમીને માટે સમાન હક'નું તત્ત્વ જારી હતું. ૧૯૨૦માં દક્ષિણ આફ્રિકાના જુદા જુદા પ્રાંતોમાં જમીન ધરાવનાર અને વેપાર કરનાર એશિયાવાસીઓના સવાલની તપાસ કરવા માટે દક્ષિણ આફ્રિકાની સરકારે એક કમિશન નીમ્યું. તેની આગળ હિંદુસ્તાન સરકારના પ્રતિનિધિ તરીકે સર બેન્જામિન રૉબર્ટ્સને જુબાની આપી. એ કમિશને, એશિયાવાસીઓ જમીનના માલિક ન થઈ શકે એવો જે કાયદો હતો તેને કાયમ રાખવાની ભલામણ કરી એ ખરુ, પણ તેમને જબરદસ્તીથી જુદી વસ્તી કરીને રહેવાની ફરજ પાડવાની ભલામણ કરવાની ચોખ્ખી ના પાડી. નાતાલમાં દરિયાકિનારાને લગતી જમીન જ હિન્દીઓ મેળવી કે ખરીદી શકે એવી રીતે તેમનો હક મર્યાદિત કરવામાં આવેલો; પણ હિન્દુસ્તાનની સરકારે વાંધો ઉઠાવ્યાથી યુનિયન સરકારે એ કાયદો પડતો મૂક્યો. થોડા જ સમય પછી હિન્દીઓના હકોને એથી પણ વધારે મર્યાદિત કરતા બે ઑર્ડિનન્સો નાતાલ સરકારે કાઢ્યા. પણ દક્ષિણ આફ્રિકાના ગવર્નર જનરલે પોતાના ખાસ અધિકારની રૂએ તે નામંજૂર કર્યા. આ બે અને તેની સાથે એક ત્રીજો ઑર્ડિનન્સ ૧૯૨૨-૨૩માં નાતાલ સરકારે પાછો ફરી રજૂ કર્યો પણ યુનિયન સરકારે ફરીથી પહેલા બે નામંજૂર કરી, ત્રીજામાં કેટલાક સુધારા કરવાનું દબાણ કર્યું. આ ત્રીજો ઑર્ડિનન્સ તે નાતાલમાં છૂટક વેપાર કરનારને લગતા પરવાનાનો કાયદો હતો. આ આખા વખત દરમિયાન લૉર્ડ રીડિંગની સરકારે યોગ્ય ને ન્યાય્ય વલણ અખત્યાર કર્યું હતું.' ૧૯૨૧ની સામ્રાજ્ય પરિષદમાં એક એવી સૂચના કરવામાં આવી હતી કે, હિન્દુસ્તાનનું એક પ્રતિનિધિમંડળ કૅનેડા, ન્યૂઝીલૅન્ડ અને ઑસ્ટ્રેલિયા મોકલવામાં આવે અને તે મંડળ હિન્દીઓના હકને મંજૂર રાખતા પરિષદના ઠરાવનો પૂરતો અમલ કેમ થઈ શકે તે બાબતમાં તે તે દેશની સરકારને સલાહ આપે. કેટલાંક સંસ્થાનોની સરકારોએ આ સૂચનાને રીતસર ટેકો આપ્યાથી

મન ૧૯૨૨ના મે માસમાં નામદાર શાસ્ત્રી શ્રી. જી. એસ. બાજપાઈને સાથે લઈ, ઉપરની ત્રણ વસાહતોની મુલાકાતે ઊપડી ગયા.

આ ત્રણ દેશમાં હિંદીઓને ભોગવવી પડતી નઠવી હાડમારીઓની તથા શ્રી. શાસ્ત્રીઆરના શુભ પ્રયત્નોને જે સફળતા મળી તેની વિગતમાં આપણે ઊતરવાની જરૂર નથી.

હવે આપણે કેનિયા તરફ વળીએ. ત્યાંના હિંદીઓની પરિસ્થિતિ લાંબા સમયથી બહુ જ કફોડી થઈ પડી હતી. આ વસાહતની આબાદી મોટે ભાગે હિંદીઓના શ્રમને આભારી છે. ઘણી બાબતોમાં હિંદીઓએ આગેવાની લઈને પહેલ કરી હતી. અને તેમની વસ્તી પણ યુરોપિયનો કરતાં વધારે હતી.

યુગાન્ડા જતા રસ્તાને લગતો વસાહતનો જે ઊંચો પ્રદેશ આવેલો છે, તેમાંનાં ખેતરો હિંદીઓને વેચાણ ન આપી શકાય એવો ત્યાંની સરકારે ઑર્ડિનન્સ કાઢ્યો. તે સામે હિંદીઓએ ઉગ્ર વિરોધ જાહેર કર્યો, કારણકે ત્યાંનાં કપાસનાં ખેતરોમાં હિંદીઓએ સારી પેઠે મૂડી રોકેલી હતી. આની જ રીતે ધીમે ધીમે ફરજિયાત વિભક્તીકરણ, મતાધિકારની તથા પ્રવેશની બંધી વગેરે પગલાં પણ હિંદીઓ સામે લેવામાં આવશે એવો ભય ત્યાં ઉત્પન્ન થયો, 'હિંદુસ્તાન, બ્રિટિશ સામ્રાજ્યનો એક સ્વતંત્ર અને સમાન હક ધરાવતો ઘટક છે; તેથી જ્યાં જ્યાં હિંદીઓ કાયદેસર રીતે વસાહત કરીને રહેલા છે, ત્યાં તેમના ઉપર પ્રતિબંધ મુકાય તે યોગ્ય નથી,' એવી સામ્રાજ્ય પરિષદની માન્યતાને સ્વીકારનાર ચર્ચિલ પોતે જ ૧૯૨૧માં વસાહત ખાતાનો મંત્રી હતો. ૧૯૨૩ની શરૂઆતમાં જ કેનિયાના ગવર્નરને લંડન બોલાવવામાં આવ્યો. તે યુરોપિયન અને હિંદી પ્રતિનિધિઓને સાથે લઈને સમાધાનીની છેવટની શરતો નક્કી કરવા માટે લંડન જવા ઊપડ્યો. હિંદુસ્તાનની વડી ધારાસભાએ પણ શ્રી. શાસ્ત્રીયરની આગેવાની નીચે એક પ્રતિનિધિમંડળ રવાના કર્યું. કેનિયાના હિંદી પ્રતિનિધિમંડળે શ્રી. ઍન્ડ્રૂઝને પોતાના સલાહકાર તરીકે સાથે આવવાની વિનંતિ કરી. તેમણે કેનિયાવાસી હિંદીઓના હિતરક્ષણાર્થે જે કીમતી

મદદ આપી, તેની મહાસભાની કારોબારી સમિતિએ ૧૯૨૩ના એપ્રિલ માસમાં કૃતજ્ઞતાપૂર્વક નોંધ લીધી.

દરમિયાન રોડેશિયા, ટાંગાનિકા, ન્યાસાલૅન્ડ, યુગાન્ડા અને કેનિયાનું એક સંયુક્ત તંત્ર ઊભું કરવા વિષેની યોજનાની વાત ચાલતાં, હિંદીઓના સવાલે વળી ગંભીર સ્વરૂપ લીધું અને તેનો તરત ઉકેલ લાવવાની આવશ્યકતા પેદા થઈ. યુગાન્ડામાંના હિંદીઓની સ્થિતિ કેનિયાના સવાલનો કેવો ઉકેલ આવે છે તેના ઉપર આધાર રાખતી હતી. વિભક્તીકરણનો ચેપ આ વસાહતને પણ લાગ્યો હતો. કંપાલા શહેરમાં એશિયાઈ લોકો માટે યુરોપિયનોની વસ્તીથી ખૂબ દૂર એવી જગ્યા મુકરર કરવામાં આવી હતી. હિંદુસ્તાન સરકારની બધી દલીલો વ્યર્થ ગઈ. ટાંગાનિકામાં લૉર્ડ મિલનરે ૧૯૨૧માં બાંહેધરી આપ્યાને કારણે હિંદીઓએ શત્રુઓની મિલકત વેચાતી લીધી હતી. પણ સમાન હકોનું જે વચન આપવામાં આવ્યું હતું તે હકો સરકારે ત્રણ ઑર્ડિનન્સો કાઢી 'આર્થિક કારણો'ના બહાના હેઠળ પાછા છીનવી લીધા. આના વિરોધમાં એક દેશવ્યાપી હડતાલ પાડવામાં આવી અને તે ૧૯૨૨ના એપ્રિલના મધ્ય સુધી ચાલુ રહી. રેલવેમાં પહેલા વર્ગમાં હિંદીઓ પ્રવાસ ન કરી શકે એવો પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો; પણ તે થોડા જ વખતમાં પાછો ખેંચી લેવામાં આવ્યો.

અહીં આટલી વિગતમાં ઊતરવાનું કારણ એ છે કે, મહાસભાએ આ બાબતમાં ઑગસ્ટ ૧૯૨૩માં પોતાની નીતિ જાહેર કરીને ચોક્કસ પગલાં લીધાં. આ બાબતમાં મહાસમિતિએ પસાર કરેલો ઠરાવ નીચે મુજબ છે:

"કેનિયાના પ્રશ્નને અંગે બ્રિટિશ સરકારે કરેલા ઠરાવથી એક વાત સ્પષ્ટ થાય છે કે, બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદને સમાન દરજ્જો અને પ્રતિષ્ઠા મળવાં શક્ય નથી. તેથી હિંદની રાષ્ટ્રીય મહાસભાની આ મહાસમિતિ એવા નિર્ણય ઉપર આવી છે કે, એ વાત ગંભીર રીતે એકી સમયે દેશમાં સ્થળે સ્થળે જાહેર કરવી. અને તે માટે ૨૬મી ઑગસ્ટને રોજ સર્વત્ર શાંત હડતાળ પાડી દરેક ઠેકાણે સભાઓ ભરવી. તથા તે વખતે બ્રિટિશ સામ્રાજ્ય પ્રદર્શનમાં, સામ્રાજ્ય પરિષદમાં, સામ્રાજ્ય દિનની ઊજવણીમાં

અને સામ્રાજ્યના બીજા કોઈ પણ સમારંભ કે ઉત્સવમાં ભાગ ન લેવાની લોકોને સલાહ આપનારા ઠરાવો કરવા."

## દિલ્હીની ખાસ બેઠક—૧૯૨૩

હવે આપણે ૧૯૨૩ના સપ્ટેંબરના ત્રીજા અઠવાડિયામાં ભરાયેલી મહાસભાની ખાસ બેઠક તરફ વળીએ. અધિવેશનના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદ એક મોટા મુસલમાન ઓલિયા હતા. બંગાળ અને દિલ્હી બેઉ ઠેકાણે તેમનું સારું માન હોઈ, તે સારી પેઠે જાણીતા હતા. તેમના નિષ્પક્ષપાતીપણા વિષે તથા ઠરેલ બુદ્ધિ વિષે બન્ને પક્ષને સરખો વિશ્વાસ હતો. ધારાસભાવાદી પક્ષને પોતાની ઇચ્છા મુજબ મહાસભાનો અનુમતિ-દર્શક ઠરાવ કરાવવામાં ખાસ મુશ્કેલી ન પડી. એ ઠરાવથી જે મહાસભાવાદીઓને ધારાસભાઓમાં દાખલ થવા સામે નૈતિક વાંધો ન હોય, તેમને ઉમેદવાર તરીકે ઊભા રહેવાની તેમજ થોડા જ વખતમાં તુરતમાં જ આવતી ચૂંટણીઓ વખતે પોતાનો મત નોંધાવવાનો હક બજાવવાની રજા મળી; અને ધારાસભાપ્રવેશ વિરુદ્ધનો બધો પ્રચાર બંધ કરવાનું ઠરાવવાનાં આવ્યું. અલબત્ત એની સાથે જ રચનાત્મક કાર્યક્રમ આગળ ધપાવવા માટે વધારે સંગીન પ્રયત્નનો પુરસ્કાર કરતી એક નોંધ પણ જોડી દેવામાં આવી. આ જ અધિવેશનમાં પંડિત રામભજદત્ત ચૌધરીનું મરણ, જાપાનનો ભૂકંપ, નાભા નરેશનો જબરદસ્તીથી કરાવવામાં આવેલો રાજસંન્યાસ, તથા બિહાર, કર્ણાટક અને બ્રહ્મદેશના જલપ્રલયને ઉદ્દેશીને આશ્વાસન અને સહાનુભૂતિના સમયોચિત ઠરાવો પસાર કરવામાં આવ્યા. પછી સવિનયભંગની લડત વધારે અસરકારક રીતે ચલાવવાની યોજના કરવા માટે તથા તેને અંગે પ્રાન્તિક સમિતિઓને સલાહ આપી તેમના કાર્યને નિયમિત કરવા માટે એક સમિતિ નીમવામાં આવી. બીજી એક સમિતિ મહાસભાનું બંધારણ ફરી તપાસવા માટે અને બીજી એક કોમી પ્રશ્નો બાબત રાષ્ટ્રીય કરારનો ખરડો તૈયાર કરવા માટે નીમવામાં આવી. કોમ કોમ વચ્ચેના સંબંધોને અનુલક્ષીને લખતાં ખૂબ સંયમ જાળવવાની છાપાવાળાઓને તાકીદ આપવામાં આવી. અને

જિલ્લા દીઠ સમાધાનસમિતિઓ સ્થાપવાની સલાહ આપવામાં આવી અકાલીઓ સિતમના કાંડા સામે હિંમતભેર અહિંસક લડત ચલાવી ટકી રહ્યા અને શિરોમણિ ગુરુદ્વાર પ્રબંધક કમિટિએ મોકલેલી તપાસસમિતિના બધા સભ્યો ગિરફતાર થયા તે માટે તેમને ફરી વાર ધન્યવાદ આપવામાં આવ્યા ખાદી મારફતે પરદેશી કાપડના બહિષ્કારનો ફરી પુનરુચ્ચાર કરવામાં આવ્યો અને દેશી ઉદ્યોગધંધાઓને ઉત્તેજન આપવા માટે વ્યવહારુ માર્ગ શોધી કાઢવા તેમજ ખાસ કરીને બ્રિટિશ માલનો બહિષ્કાર કેમ થઈ શકે તે સૂચવવા એક સમિતિ નીમવામાં આવી ઝંડા-સત્યાગ્રહનો યશસ્વી અંત આણવા માટે કાર્યકર્તાઓને ધન્યવાદ આપવામાં આવ્યો અને તાજેતરમાં જ બંધનમુક્ત થયેલા શ્રી લાલા લજપતરાય અને મૌલાના મહમદઅલી વગેરેને આવકાર આપતો ઠરાવ કરવામાં આવ્યો

બીજી બે સમિતિઓ પણ નીમવામાં આવી એક, તાજેતરમાં જે હિંદુમુસલમાન વિખવાદો પુનર્જીવિત થયા હતા, તે કેમ અટકાવવા તેના ઉપાયો સૂચવવા માટે અને બીજી, શુદ્ધિની અને શુદ્ધિવિરોધી હિલચાલને અંગે કે કરવામાં આવતા જોરજુલમના આરોપની તપાસ કરવા માટે ઠેરઠેર, શાંતિ અને વ્યવસ્થા જાળવવા માટે સિવિક ગાર્ડ્ઝના સંઘ સ્થાપવા તથા શારીરિક વ્યાયામની પ્રવૃત્તિ ઉપાડવા રાષ્ટ્રને આગ્રહભરી વિનંતિ કરવામાં આવી

આમ સભામાં જનતાનો બળવો હવે સફળ થયો હતો નવી ચૂંટણીઓમાં જેમને ભાગ લેવાની ઇચ્છા હોય, તેમને માટે હવે માર્ગ ખુલ્લો થયો હતો સ્વરાજ્યપક્ષના સિદ્ધાંતો અને નીતિ રજૂ કરતું એક જાહેરનામું બહાર પાડવામાં આવ્યું તે પરિશિષ્ટ ૪-બ માં આપેલું છે

આ પછીનું મહાસભાનું અધિવેશન કોકોનાડામાં ભરવાનું નક્કી થયું તે અધિવેશન પહેલાં ચૂંટણીઓ તો પૂરી થઈ જાય એટલે દિલ્હીએ જે કર્યું તે કોકોનાડામાં રદ થવાનો સંભવ જ ન હતો છતાં તે બેઠકના અનહમારનો ઝંડો ફરકતો રાખવાની કેટલાક

નાફેરવાદીઓના મનમાં આશા ટકી રહી હતી. મૌલાના મહમદઅલીને તે બેઠકના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા.

કોકોનાડામાં દિલ્હીના ઠરાવનો સખત વિરોધ થયો. બંગાળના શ્રી. શ્યામસુંદર ચક્રવર્તી, જેમણે વરસો સુધી કેદ અને દેશનિકાલની લાંબી સજાઓ ભોગવી હતી, તેમજ ગરીબીને કારણે ખૂબ વેઠયું હતુ, તેમણે ધારાસભાપ્રવેશની વિરુદ્ધમાં એક સખત ભાષણ કરીને કોકોનાડામાં મળેલી પ્રચંડ માનવમેદનીની આંખોમાં આંસુ વહેવરાવ્યા.

પરંતુ મોટા ભાગના આગેવાનોનું વલણ દિલ્હીનો ઠરાવ રદ કરીને ફરવાર ઊભી કરવા કરતાં, તે ઠરાવમાંની અહિષ્કારની મહત્તા જાળવી રાખી, મહાસભાનું ભવિષ્યનું કામ નિર્વિઘ્ને આરંભી શકાય એવું વાતાવરણ જમાવવાનું હતું. શ્રી. રાજગોપાલાચાર્ય, અલીબિરાદરો, દેશબંધુ વગેરે વચ્ચે વાટાઘાટો થયા પછી બંને પક્ષને સંતોષકારક એવો નીચેનો ઠરાવ રાજગોપાલાચાર્યે રજૂ કર્યો અને તે પસાર થયો.

"કલકત્તા, નાગપુર, અમદાવાદ, ગયા અને દિલ્હીની મહાસભાઓએ પસાર કરેલા અસહકારના ઠરાવોનો આ મહાસભા ફરીથી સ્વીકાર કરે છે.

"ધારાસભાપ્રવેશને લગતા દિલ્હીની મહાસભાએ પસાર કરેલા અસહકારના ઠરાવને લીધે ત્રિવિધ બહિષ્કારની મહાસભાની નીતિમાં કંઈ ફેરફાર થાય છે કે નહિ એવી શંકા ઊભી થયેલી હોવાથી, આ મહાસભા ઠરાવે છે કે, બહિષ્કારનાં સિદ્ધાંત અને નીતિ જેમના તેમ કાયમ જ રહે છે.

"વધુમાં આ મહાસભા જાહેર કરે છે કે, મજકૂર બહિષ્કારના સિદ્ધાંત ને નીતિ એ તો રચનાત્મક કાર્યક્રમના પાયારૂપ છે; તેથી બારડોલીમાં ઠરાવેલો રચનાત્મક કાર્યક્રમ પાર પાડવાનો તથા સવિનયભંગને માટે તૈયાર થવાનો આ મહાસભા આગ્રહ કરે છે.

"આપણા ધ્યેયને બનતી ઝડપથી પહોંચી શકાય એટલા માટે આ બાબત તાત્કાલિક પગલાં લેવાની આ મહાસભા પ્રત્યેક પ્રાંતિક સમિતિને સૂચના કરે છે." .

શ્રી. કસ્તુરીરંગ આયંગાર અને શ્રી. અશ્વિનીકુમાર દત્ત તથા બીજા કેટલાક નેતાઓના મૃત્યુ બદલ ખેદ પ્રદર્શિત કરવામાં આવ્યો. શ્રી. વિનાયક દામોદર સાવરકરને હજી પણ જેલમાં પૂરી

રાખવા માટે સરકાર સામે વિરોધ જાહેર કરવામાં આવ્યો. ડૉ. અનસારીએ ઘડેલી રાષ્ટ્રીય કરારની યોજના ઉપર લોકમત જાણી, તે વિષે મહાસમિતિને માર્ચ આખર સુધીમાં રિપોર્ટ કરવાનું ડૉ. અનસારીવાળી સમિતિને જ સોંપવામાં આવ્યું. અખિલ ભારતીય સ્વયંસેવક દળ ઊભું કરવાની જે યોજના ઘડાતી હતી, તેને મહાસભાએ આશીર્વાદ આપ્યા. સિવિક ગાર્ડ્સની યોજના પણ પાછળથી આમાં જ ભેળવી દેવામાં આવી.

મહાસભાનાં જુદાં જુદાં ખાતાં પાડી તે ચલાવવા માટે વેતન લેનાર કાર્યકર્તાઓનો એક સેવકસંઘ ઊભો કરવા માટે યોજના તૈયાર કરવાનું નક્કી કરવામાં આવ્યું. કેનિયા માટે મહાસભાએ પોતાની હાર્દિક — પરંતુ અસહાય — લાગણી વ્યક્ત કરી. અને શ્રી. જ્યોર્જ જોસેફ તથા શ્રીમતી સરોજિનીને કેનિયાવાસી હિન્દીઓની મહાસભા માટે પ્રતિનિધિઓ તરીકે રવાના કરવામાં આવ્યાં.

ખાદીકાર્યને વ્યવસ્થિત બનાવવા માટે જોઈતા અધિકારો સાથે એક અખિલ ભારતીય ખાદીમંડળ સ્થાપન કરવામાં આવ્યું. હિંદીઓને વસાહત માટે પરદેશ ન જવાની સલાહ આપવામાં આવી, અને સિલોનમાં હિન્દી મજૂરોની શી હાલત છે તે તપાસવા માટે એક સમિતિ નીમવામાં આવી. મહાસભાના બંધારણમાં કેટલાક સુધારાઓ સૂચવવામાં આવેલા, તેમાથી કેટલાક પસાર કરવામાં આવ્યા. શિરોમણિ ગુરુદ્વારા પ્રબંધક કમિટીના અકાલી દળ ઉપર પંજો ઉગામી, સરકારે શાન્તિમય પ્રવૃત્તિઓ માટે છૂટથી સંગઠન કરવાના દરેક હિન્દીવાનના મૂળભૂત હક ઉપર તરાપ મારી હતી; તેનો સામનો કરવાનો મહાસભાએ નિશ્ચય કર્યો. અને શીખોની 'હાલની' લડતમાં તેમની પડખે ઊભા રહી તેમને તન, મન, ધનથી સહાય કરવાનો ઠરાવ કર્યો.

આ સ્થળે થોડુંક વિષયાંતર કરી, શીખોમાં જે સુધારાની હિલચાલ ચાલી હતી, તેનો થોડોક સળંગ ઇતિહાસ ટૂંકમાં આપીએ તો અસ્થાને નહિ ગણાય. 'સત્ શ્રી અકાલ'ના જયનાદ કરતાં કાળી પાઘડીવાળા અકાલીઓનાં દલ અને દંભદ્રખાનું

(મફત રસોડું) એ હવે મહાસભાની બેઠકનાં કાયમનાં અંગ થઈ પડયાં હતાં. જ્યારે કોઈ પારકી સત્તા દેશનું તંત્ર પોતાના હાથમાં લે છે, ત્યારે સ્વાભાવિક રીતે જ તે દેશની આર્થિક, શૈક્ષણિક અને ધાર્મિક સંસ્થાઓને પણ પોતાના પંજામાં જકડી લેવાનો પ્રયત્ન કરે છે. અંગ્રેજોએ પંજાબ ૧૮૪૯માં ખાલસા કર્યું. વચગાળામાં શીખ ધર્મના કેન્દ્ર અને કિલ્લા સમા અમૃતસરના સુવર્ણમંદિરના વહીવટમાં કેટલીક અવ્યવસ્થા ઉત્પન્ન થઈ. તે વખતે દીક્ષિત શીખોની એક સમિતિને ટ્રસ્ટી તરીકે નીમવામાં આવી. તે સમિતિનો પ્રમુખ 'સરબરાહ' સરકાર નીમતી. પરંતુ, મંદિરના વ્યવસ્થાપકના હાથમાં લાખો રૂપિયાની લેવડદેવડ હતી એટલે આવી પરિસ્થિતિમાં હંમેશ બને છે તેમ, તે થોડા જ દિવસમાં સર્વસત્તાધીશ થઈ ગયો અને ૧૮૮૧ની સાલમાં કમિટી બરખાસ્ત કરવામાં આવી. નિયંત્રણને અભાવે બેજવાબદારી અને અનીતિ દાખલ થવા પામ્યાં અને પરિણામે, એક બાજુએ વ્યવસ્થાપક અને શીખ ધર્મગુરુઓ, બીજી બાજુએ શીખ જનતા અને ત્રીજી બાજુએ મૂંઝવણમાં પડેલી સરકાર એમ વારંવાર ત્રિરંગી ઝઘડા થવા લાગ્યા. ૧૯૨૦ની સાલમાં આખરે એક કમિટી સ્થાપન કરવામાં આવી. આ કમિટી તે શિરોમણિ ગુરુદ્વાર પ્રબંધક કમિટી. આ નવા સુધારકો અકાલી નામથી ઓળખાવા લાગ્યા. તેમણે બીજા પણ અનેક પ્રસિદ્ધ ગુરુદ્વારાઓનો વહીવટ ત્યાંના ચારિત્ર્યભ્રષ્ટ મહંતો પાસેથી હાથમાં લીધો અને મહંતોએ પણ નાછૂટકે અકાલીઓ સાથે સમાધાન કરી, તેમનો અંકુશ સ્વીકારી લીધો. પરંતુ દરેક ઠેકાણે ઝઘડો સહેલાઈથી પતી જતો નહિ. તારાતરણમાં જે અથડામણ થઈ, તેમાં કેટલાય શીખો ઘાયલ થયા અને બે મરણ પામ્યા. ૧૯૨૧નો નાનકાના સાહેબનો દુઃખદ બનાવ અને તેમાં થયેલ નિર્દોષ જાત્રાળુઓની કરપીણ કતલ વિષે અમે આગળ સવિસ્તર કહી ગયા છીએ. સુધારકોની આખી હિલચાલ તરફ સરકાર શંકાની નજરથી જ જોતી હતી. અને જેમ જેમ પદભ્રષ્ટ મહંતોને સરકારની મદદની ખાતરી થતી ગઈ, તેમ તેમ તેમણે અકાલીઓ સાથે સમાધાન કરેલાં હોવા છતાં, તેમની સામે માથું ઊંચકવા

માડ્યુ અને સરકારે પણ સુધારકોનુ બીજુ દમન આરંભ્યુ ૧૯૨૧ના મે માસમા મોડા શીખોને જેલમા પૂરવામા આવ્યા અપ્રતિષ્ઠિત થઈ ગયેલા મહંતોને સત્તા પાછી આપવામા આવી પરિણામે ૧૯૨૧ના ને માસમા શિ ગુ પ્ર કમિટીએ આ સુધારાની હિલચાલ પૂ તો સરકાર સાથે અસહકાર કરવાનો ઠરાવ કર્યો

સરકારે ચોજેલુ ગુરુદ્વારા બિલ છેવટે પડતુ મૂકવામા આવ્યુ કારણ કે નરમ ને ગરમ બધા પક્ષોને તે અમાન્ય હતુ અમુક પ્રમાણથી નામા નિશાણો રાખવા માટે શીખો ઉપર કામ ચલાવવામા આવ્યુ ૧૯૨૧ની જુલાઈની ૧૦મીએ પંજાબ પ્રાન્તિક સમિતિએ આ બાબે સખત વાંધો ઉઠાવ્યો અને તે બાબતની આખરે કેદ પકડેલા શીખોને છોડી મૂકવામા આવ્યા ઝબ્બરના ભાઈ કરતારસિંગ અને ભૂચરના ભાઈ ગજાસિંગને અનુક્રમે ૧૮ વર્ષ અને ૭ વરસની સખત કેદની અમાનુષી સજાઓ કરવામા આવી ૧૯૨૧ના ઑગસ્ટ માસની ૨૮મીએ પ્રાન્તિક ધારાસભાના શીખ સભ્યોને રાજીનામા આપવાનુ ફરમાન થયુ સરદાર બહાદુર સરદાર મહતાબસિંગ બાર ઍટ લૉ કે જેઓ સરકારના ઍડવોકેટ હતા અને પંજાબ પ્રાન્તિક ધારાસભાના ઉપપ્રમુખ હતા તેમણે ગુરુદ્વારાની હિલચાલ પ્રત્યેની સરકારની નીતિ સામે વિરોધ દર્શાવવા માટે પોતાના પદનુ રાજીનામુ આપ્યુ ઉપર કહેલા નામી સજાવાળા બે ભાઈઓ તથા બીજા ઘણા શીખોને ૧૯૨૧ની સપ્ટેમ્બરની શરૂઆતમા છોડી મૂકવામા આવ્યા. પણ પંજાબ પ્રાન્તિક સભાના મહામત્રી સરદાર શાર્દૂલસિંહ કવીશ્વર, જેમને ૧૯૨૧ના જૂનમા કલમ ૧૨૪ અ ની રૂએ પાચ વરસની સખત કેદની સજા થઈ હતી તેમને તથા બીજા ગુરુદ્વારાના કાર્યકર્તાઓને છોડી મૂકવામા આવ્યા નહિ ૭મી નવેમ્બરને રોજ સરકારે ઓચિંતી સુવર્ણ મંદિરના તોષખાનાની ચાવીઓ ઝૂટવી લીધી આને પરિણામે શ્રી ગુરુ નાનકદેવની જયંતીને દિવસે શણગાર વગેરેનો ઉત્સવ કરી શકાયો નહિ. સરકારે એક કામચલાઉ વ્યવસ્થાપક નીમ્યો, પણ શિ ગુ પ્ર સમિતિએ તેને કબજો લેવા દીધો નહિ ને તેણે રાજીનામુ આપ્યુ.

ત્યારથી આ ચાવીઓનો નવો ઝઘડો જાગ્યો અને ઠેકઠેકાણે તેને માટે વિરોધ દર્શાવવા જાહેર સભાઓ ભરાવા લાગી. સરકારે ૨૬મી નવેંબરથી રાજદ્રોહી સભાનો કાયદો લાગુ કર્યો ને સરદાર કરતારસિંગ તેમજ મહતાબસિંગને સખત કેદની સજાઓ કરવામાં આવી. શ્રી ગુરુ ગોવિંદસિંહની જયંતી ૫મી જાન્યુઆરીના દિને આવતી હતી તેથી અને કોરટમાં માંડેલા દાવાનો ચુકાદો થવાનો હતો તેથી, સરકારે તે પ્રસંગ પૂરતી ચાવીઓ આપવાની તૈયારી બતાવી. પણ શિ. ગુ. પ્ર. સમિતિએ તે લેવાની ના પાડી. બસો શીખ કાર્યકર્તાઓ ગિરફતાર થયા પછી સરકારે પોતાની નીતિ ફેરવી નાખી. ધરપકડનું સત્ર બંધ કર્યું અને બધા કેદીઓને વિના શરતે છોડી મૂક્યા; અને ૧૧-૧-'૨૨ને રોજ ચાવીઓ પણ પાછી સોંપી દીધી. પણ પંડિત દીનાનાથની સજા ચાલુ રહેવાથી શીખોની ચળવળ ફરી ચાલુ થઈ અને રાજદ્રોહી સભાના કાયદા સામે સત્યાગ્રહ ચાલુ રહ્યો. તા. ૮-૨-૨૨ની સભામાં તો શિ. ગુ. પ્ર. કમિટીની કાર્યવાહીના બધા જ સભ્યોએ ભાષણો કરી કાનૂનભંગ કર્યો. પછી પંડિત દીનાનાથ તેમજ કોમાગાટા મારુ (૧૯૧૪)વાળા જાણીતા બાબા ગુરુદત્તસિંગ બન્નેને છોડી મૂકવામાં આવ્યા. શિ. ગુ. પ્ર. સમિતિ એ કંઈ રાજકીય મંડળ ન હતું; પણ શીખ જેવી નાની કોમમાં રાજકીય, સામાજિક અને ધાર્મિક સુધારકો કે કાર્યકર્તાઓ સહેજે એક બીજામાં ભળી જાય છે અને કેટલીક વખતે તે ને તે જ માણસ બધાં મંડળોમાં દેખાય છે. અને મંડળોનું પૃથક્ત્વ તો સરકાર પોતે જ ટકવા દેતી નથી. જનરલ ડાયરનાં અપકૃત્યો ઉપર ઢાંકપિછોડા કરવા, પોતે નીમેલા સુવર્ણ મંદિરના વ્યવસ્થાપક દ્વારા સુવર્ણ મંદિરમાં ડાયરને સરકારે 'ખિલત' દીક્ષા અપાવી, અને દરબાર સાહેબની ધાર્મિક પ્રતિષ્ઠા ને વગનો ઉપયોગ કરવા ધાર્યું. પછી તરત જ લૉર્ડ ફિનલેએ ઉમરાવોની સભામાં જાહેર કર્યું કે, જનરલ ડાયરની વર્તણૂક તો શીખોને એટલી બધી પસંદ આવી છે કે, તેમણે તેનો શીખ તરીકે સ્વીકાર કર્યો છે! એ જ સુવર્ણ મંદિરના સરકારે નીમેલા વ્યવસ્થાપક પાસે બજબજના શહીદો શીખ નહોતા એમ જાહેર કરાવવામાં આવ્યું!

મહાયુદ્ધ વખતે સરકારે સુવર્ણ મંદિરના ફંડમાંથી ૫૦,૦૦૦ રૂપિયાની લોન પડાવી હતી.

અકાલીઓ કાળી પાઘડીઓ પહેરતા. ૧૯૨૨ના માર્ચ મહિનાના બીજા અઠવાડિયાથી એક નિશ્ચિત યોજનાનુસાર પંજાબના તેર જિલ્લાઓ તથા કપુરથલા અને પતિયાળાના દેશી રાજ્યોમાં અકાલીઓની એક સામટી જથાબંધ ધરપકડ શરૂ થઈ અને પખવાડિયાની અંદર લગભગ ૧૭૦૦ કાળી પાઘડીવાળા શીખોને ગિરફતાર કરવામાં આવ્યા. શિ. ગુ. પ્ર. સમિતિ તથા પંજાબ પ્રાંતિક સમિતિના પ્રમુખ સરદાર ખડકસિંહને ચાર વર્ષની સખત કેદની સજા કરવામાં આવી. ૧૯૨૨ના માર્ચમાં સરકારે જાહેર કર્યું કે, કિરપાણો એ તરવારો જ છે અને તેને બનાવવા માટે પરવાનો લેવો જોઈએ. સરકારે બતાવેલા પ્રમાણનાં જ કિરપાણ વાપરવાની લોકોને તાકીદ આપવામાં આવી. કેટલાક લશ્કરી શીખોને તો માત્ર કિરપાણ રાખવા ખાતર જ ચારથી અઢાર વર્ષની સખત કેદની સજાઓ કરવામાં આવી. કોમાગાટા મારુવાળા ભાઈ ગુરુદત્તસિંહને ફરીથી ગિરફતાર કરવામાં આવ્યા અને જુલાઈ માસમાં તેમને પાંચ વર્ષની દેશનિકાલની સજા કરવામાં આવી. 'તેવાલટ' કાયદાવિરોધી ચળવળવાળા માસ્તર મોટાસિંહને ૮ વરસની સજા કરવામાં આવી.

ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ ઍક્ટનો દોર બધે શરૂ થયો. જામીનની કલમોનો મનમાનતો ઉપયોગ કરવામાં આવ્યો. પોલીસ સર્વસત્તાધીશ થઈ બેઠી. પંડિત માલવિયાજી પંજાબની મુલાકાતે ગયા અને તેમણે પંજાબમાં 'અમલદારોએ જે અત્યાચારો, ગેરકાયદે કૃત્યો તેમજ હેવાનિયતભર્યા જુલમો કર્યા' હતા, તેની તપાસ કરવા માટે દીવાન બહાદુર રાજા નરેન્દ્રનાથના પ્રમુખપણા નીચે એક કમિટી નીમી. ૧૪મી મેને રોજ પંજાબ સરકારે એક જાહેરનામું બહાર પાડી, સાચા સુધારા સાથે જેમને કશી લેવાદેવા નથી એવા માણસોની તોફાની અને ગુનાયુક્ત પ્રવૃત્તિ સાથે સંબંધ ન રાખવાની બધા ધાર્મિક સુધારકોને ચેતવણી આપી. આ નિષેધ દેખીતી રીતે જ નહાસત્યાગ્રહીઓ સાથેના સંબંધને

હતો. ૧૬મી જૂન ૧૯૨૨ સુધીમાં તો ૧૫૦૦થી ૨૦૦૦ જેટલા શીખ કાર્યકર્તાઓ ગિરફતાર થયા.

અને પછી ૧૯૨૨ની સાલના બનાવો વખતે વર્ણવેલો ગુરુકાબાગનો કિસ્સો બન્યો. અહીં એટલુ જ કહેવુ પૂરતું છે કે, 'લાઠીના ફટકા કરતાં બંદૂકની ગોળી સહન કરવી વધારે સહેલુ છે' એ ગાંધીજીના ઉદ્દગારની મતલતા શીખોએ સાબિત કરી આપી. આ બનાવને અંગે જે અત્યાચારો થયા તેની તપાસ કરવા માટે પંજાબ સરકારે એક યુરોપિયન અમલદારની નિમણૂક કરી. મિ. ઍન્ડ્રૂઝ જેવાઓએ પણ તે અત્યાચારોની કરુણતા વિષે સાક્ષી પૂરી. તેમણે કહ્યુ.

"મેં મારી જિંદગીમાં જોયેલાં દૃશ્યોમાં સૌથી વધારે કરુણાજનક અને હૃદયને હચમચાવી નાખે એવું દૃશ્ય હતું . . . અન્નનો એક કણ પણ કાંટાળા તારની વાડની અંદર કેટલાય દિવસો સુધી જવા દેવામાં આવ્યો નહિ અને જે કોઈ લઈ જવાનો પ્રયત્ન કરતું તેને સખત માર મારવામા આવતો."

ઘવાયેલાની સારવાર કરવાનો પ્રયત્ન કરવા માટે એક સ્ત્રીને માર મારવામાં આવ્યો. બીજીના શરીર ઉપર ઘોડાની ખરીની નિશાનીઓ માલમ પડી અને એનુ મરણ નીપજ્યું. તે કરપીણ કૃત્ય કરનારાઓ ઉપર કેસ માંડવામાં આવ્યો ત્યારે તેમને નિર્દોષ ગણી છોડી મૂકવામાં આવ્યા. પ્રેક્ષકોમાંથી પણ કેટલાકને હેરાન કરવામાં આવ્યા. છાપાઓમાં ચોરી લૂંટફાટ અને ધાડ પાડવાના આરોપો પોલીસ સામે કરવામાં આવ્યા. પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ. મેકફર્સન કે જેમણે લાઠીના દાવ ઉપર એક ચોપડી લખી છે, તેમણે નીચે મુજબ જુબાની આપી હતી:

"હાડકાંને ઈજા થાય એવા જખમો થયા હોય એ બનવા જોગ છે. જથાઓ છેવટ સુધી અહિંસક રહ્યા. તેમણે કોઈ પણ વખતે પોલીસોનો પ્રતિકાર કર્યો જ નહિ. ઘવાયેલામાંથી કેટલાક બેભાન થયા હશે એ સંભવિત છે."

ઘવાયેલાઓના ૯૫૩ કેસોનું વર્ગીકરણ નીચે મુજબ કરવામાં આવ્યું હતુ. ૨૬૯ જખમો ધડની ઉપરના; ૩૦૦ શરીરની

આગલી બાજુએ; ૭૯ મગજના; ૬૦ ગુહ્યેન્દ્રિયના; ૧૯ ગુદાદ્વારના; ૭ દાંતના; ૧૫૮ લોહી નીકળ્યાં વગેરેના; ૮ ઊંડા ઘા; બે વીંધ જેવા જખમો; ૪૦ પેશાબનું દરદ ઉપજાવનાર; ૯ હાડકાંને ઇજા કરનારા; અને એ મંધિભ્રંશના હતા. કુલ ૨૧૦ માણસોને ગિરફતાર કરવામાં આવ્યા. ઑનરરી મૅજિસ્ટ્રેટે ચાર જ બેઠકોમાં ૧,૨૭,૦૦૦ રૂપિયા જેટલા દંડની સજાઓ કરી. સ્વામી શ્રદ્ધાનંદને ૧૮ માસની કેદની સજા કરવામાં આવી. ૨૨મી ઑક્ટોબરને રોજ જ્યારે ૧૦૧ લશ્કરી પેન્શનરોનો બનેલો જથો — જેમાંથી ૫૫ નોનકમિશન્ડ લશ્કરી અમલદારો અને બાકીના સિપાહીઓ હતા — લશ્કરી બૅન્ડ સાથે અમૃતસરથી ગુરુકાબાગ જવા ઊપડ્યો, ત્યારે ૫૦,૦૦૦ માણસોએ તેનો સાથ કર્યો. સજા પામેલા લશ્કરી પેન્શરોને લઈ જતી ગાડી જ્યારે પંજાસાહેબ નજીક આવતી હતી, ત્યારે કેદીઓ માટે ખાવાનું લઈ આવેલા કેટલાક માણસો તેમની રાહ જોતા ઊભા રહ્યા હતા. તેમણે જ્યારે જાણ્યું કે, ગાડી એ સ્ટેશને ઊભી રહેવાની નથી, ત્યારે તેઓ રેલવે લાઈન ઉપર જઈને બેઠા. પણ ગાડી ઊભી રાખવામાં આવી નહિ અને પરિણામે અગિયાર જણ ઘાયલ થયા અને બેનાં મરણ નીપજ્યાં.

થોડા વખત પછી માર મારવાનું બંધ કરવામાં આવ્યું અને ધરપકડ શરૂ થઈ. આગેવાનોને સખત સજાઓ કરવામાં આવી. પણ હજી તો એથી વધારે સિતમ થવાનો બાકી હતો. લોકોના દબાણને કારણે તેમજ પંજાબની ધારાસભાના ૮મી માર્ચ ૧૯૨૩ના ઠરાવને પરિણામે જ્યારે અકાલીઓને ટુકડીઓમાં થોડે થોડે છોડી મૂકવામાં આવ્યા, ત્યારે રાવળપિંડીમાંથી મુક્ત કરેલી ૧૭૦ અકાલીઓની એક ટુકડીને, તે રેલવે સ્ટેશનથી સરકારે જણાવેલા માર્ગે ગઈ નહિ, એટલા ખાતર તેના ઉપર ઘોડેસ્વારો, લશ્કરી સિપાઈઓ અને પોલીસ પલટણનો હુમલો કરી, તેને કૂટી નાખવામાં આવી. પરિણામે ૧૨૮ માણસોને ગંભીર ઇજાઓ થઈ. ૩જી મેને દિવસે આ કૃત્યના નિષેધ અર્થે રાવળપિંડીમાં હડતાળ પડી. આ આખા કરુણ કિસ્સાની તપાસ કરવા માટે સમિતિ નીમવાની સૂચના જ્યારે પંજાબની ધારાસભામાં

કરવામાં આવી, ત્યારે પંજાબ સરકારના મહામંત્રીએ ઠંડે પેટે જણાવ્યું કે:

"હવે જે થયું તે થયું, ભૂતકાળની વાત જવા દો. ગુરુકાબાગના દુઃખદ બનાવની સ્મૃતિ પોતાના મનમાંથી બને તેમ જલદી ભૂસી નાખો. હંટર કમિટીની જેમ જૂના જખમો ઉખેડવામાં કશો અર્થ નથી."

કોઈને ઠોકર મારવી અને તેને તરત જ તે ભૂલી જવાનું કહેવુ એમાં નથી મુત્સદ્દીગિરી કે નથી ખાનદાની. છતાં, પંજાબ ધારાસભાના મોટા ભાગના સભ્યોનુ આ ખુલાસાથી સમાધાન થયું અને શ્રી. કે. રળિયારામે રજૂ કરેલો ઠરાવ પસાર કરવાનો તેમણે આગ્રહ રાખ્યો નહિ. અકાલીઓની હાડમારીઓનો આટલેથી અંત આવ્યો ન હતો અને આ સ્થળે જ તેમનુ મળંગ ધ્યાન કરી લઈએ તો અસ્થાને નહિ ગણાય. જો કે એમ કરવામાં ૧૯૨૪ના બનાવો પણ ભેગેભેગા કહી દેવા પડશે. ૧૯૨૩ના મધ્યમાં નાભા નરેશે ગાદીનો ત્યાગ કર્યો. પણ તેને સરકારે ઉઠાડી મૂક્યો એવો જ એ ત્યાગનો અર્થ શિ. ગુ. પ્ર. સમિતિએ કર્યો અને તેને ફરીથી ગાદીએ બેસાડવાની હિલચાલ ઉપાડવામાં આવી. તેને અંગે નાભા રાજ્યના જૈતો વગેરે સ્થળોએ જાહેર સભાઓ ભરવામાં આવી. આ સભાઓમાં થયેલાં ભાષણો રાજદ્રોહી છે એમ કહી, વક્તાઓ જ્યારે અખંડ પાઠ (ગ્રંથ સાહેબનું પારાયણ) કરતા હતા તે જ વખતે તેમને ગિરફતાર કરવામાં આવ્યા.

એમ નાભામાં જૈતોના અખંડ પાઠનો ઝઘડો શરૂ થયો અને દરરોજ ૨૫ શીખોનો એક જથો તે પાઠ કરવા માટે મોકલાવા લાગ્યો. વખત જતાં ફેબ્રુઆરીમાં ૫૦૦ માણસોનો એક શહીદી જથો મોકલવામાં આવ્યો. ડૉ. કિચલુ અને આચાર્ય ગિડવાની, પ્રેક્ષક તરીકે આ જથા સાથે ગયા. જૈતો નજીક જથા ઉપર ગોળીબાર કરવામાં આવ્યો ને પરિણામે કેટલાંક મરણ નીપજ્યાં. ઘવાયેલાની સારવાર કરવાના ગુના માટે કિચલુ અને ગિડવાનીને નાભાની સરકારે ગિરફતાર કર્યા. કિચલુનો થોડા જ વખતમાં છુટકારો થયો પણ ગિડવાનીને વરસના અંત સુધી નાભાની મહેમાનગિરી ભોગવવી પડી. શહીદી જથાઓની કૂચ અને

તેમની ધરપકડનો ક્રમ ચાલુ જ રહ્યો. હજારો અકાલીઓ કેદમાં પુરાયા અને ત્યાં તેમની પ્રત્યે બહુ ખરાબ વર્તાવ હોવાના સમાચારો બહાર આવ્યા. અકાલી સહાયક મંડળમાં શ્રી. ગિડવાનીનું સ્થાન શ્રી. પાણ્ણીકરે લીધું. અકાલી કેદીઓ પ્રત્યે જેલમાં ગુજરાતા ત્રાસની તપાસ કરવા માટે કારોબારી સમિતિએ એક પેટા સમિતિ નીમી અને જેલવાસી અકાલીઓનાં કુટુંબોને સારા પ્રમાણમાં આર્થિક સહાય આપી. અંતે ગુરુદ્વારાની વ્યવસ્થા વિષે જ્યારે કાયદો પસાર થયો, ત્યારે આ આખા સવાલનો ઉકેલ આવ્યો.

# પ્રકરણ ૫ મું

## મહાસભામાં મતભેદો—૧૯૨૪

ગાંધીજીની બિમારી—જુહુની વાટાઘાટો—સ્વરાજ્ય પક્ષની ફતેહો—ગાંધીજી, દેશબંધુ અને મોતીલાલજીનાં નિવેદનો—અમદાવાદમાં મહાસમિતિની બેઠક—ચૂંટાયેલા સભ્યો માટે સુતરનો મતાધિકાર—મહાસમિતિના બીજા ઠરાવો—સર્વપક્ષી પરિષદ—બેલગામમાં મહાસભા—ગાંધીજી સામેનો બળવો છેલ્લી હદે—હિંસા અને પરદેશી કાપડ એ બે સિવાયના બહિષ્કારો ઉઠાવી લેવાય છે—સુતરનો મતાધિકાર—સ્વરાજ્યની યોજનાના મૂળ તત્ત્વો—પરદેશમાં હિંદીઓ.

એક રીતે કહીએ, તો ૧૯૨૪ના વર્ષની શરૂઆત વાતાવરણમાં વ્યાપેલી શોકની ઘેરી છાયા વચ્ચે થાય છે. ગાંધીજી જેલમાં એકાએક ગંભીર બિમારીથી પટકાઈ પડ્યા હતા. અને ૧૨મી જાન્યુઆરીના મોડી રાતે કર્નલ મૅડોકે તેમને એપેન્ડીસાઈટીસનું ઓપરેશન કર્યું હતું. એ સમાચારથી દેશભરમાં શોક અને ચિંતા વ્યાપી ગયાં હતાં. પણ ગાંધીજીને ધીરે ધીરે આરામ થતો ગયો અને તા. ૫મી ફેબ્રુઆરીએ તેમને બિનશરતે જેલમાંથી છૂટા કરવામાં આવ્યા એટલે પ્રજાના દિલને આશ્વાસન મળ્યું.

ગાંધીજી જેલમાંથી છૂટ્યા, પણ તેથી કાંઈ તેમને આરામ અને શાંતિ મળ્યાં જ એમ ન કહેવાય. કોકોનાડા ખાતે મહાસભાદળમાં જે ભાગલા પડ્યા હતા, તે દિવસે દિવસે વધારે દૃઢ થતા જતા હતા. એક બાજુ, નાફેરવાદીઓ આશા રાખી રહ્યા હતા કે ગાંધીજીના પુનરાગમનથી મહાસભાના રથને ફરી પાછો અસહકાર અને સવિનયભંગની દિશામાં વાળવાનું બનશે; તો બીજી બાજુએ, ધારાસભાપક્ષ દિલ્હી અને કોકોનાડા ખાતે પોતાને મળેલી ફતેહોને સ્વાભાવિક રીતે, મજબૂત કરવા ઇન્તેજાર હતો.

ગાંધીજી મુંબઈ પાસેના દરિયાકાંઠાના જુહુ મથકે થોડો વખત આરામ માટે રહ્યા હતા. ત્યાં જ ગાંધીજી, દેશબંધુ તથા પંડિતજી વચ્ચે મસલતો ચાલી. ૧૯૨૪ના મે માસમાં ગાંધીજીએ એક નિવેદન બહાર પાડ્યું. સાથે સાથે, દેશબંધુ અને પંડિતજીએ પોતાનું જોડિયું નિવેદન પણ બહાર પાડ્યું.

આ ઐતિહાસિક નિવેદનો રજૂ કરીએ તે પહેલાં ત્યાં સુધીમાં સ્વરાજ પક્ષવાળાઓએ વડી ધારાસભામાં પોતાનો કેવો પ્રભાવ જમાવ્યો હતો એ જોઈ જવું વાજબી છે.

ધારાસભામાં સ્વરાજ્યપક્ષ પોતાના કાર્યક્રમને (પરિશિષ્ટ ૧૫) વરેલા ૪૫ સભ્યો મોકલી આપવા ફતેહમંદ થયો હતો. અસહકારના સિદ્ધાંતને ન વરેલા પણ બીજી રીતે એટલી જ દેશદાઝવાળા રાષ્ટ્રવાદી સભ્યોની મદદથી સ્વરાજ્યપક્ષ ધારાસભામાં સહેજે બહુમતી મેળવી શકતો. પહેલો વિજય પંડિત મોતીલાલજીએ 'હિંદમાં જવાબદાર રાજ્યતંત્રની યોજના સૂચવવા માટે ગોળમેજી પરિષદ' બોલાવવા સંબંધમાં મૂકેલા સુધારાની બાબતમાં મળ્યો. મૂળ દરખાસ્ત શ્રી રંગાચાર્યે મૂકી હતી, અને તેમાં રાજ્ય બંધારણના યંત્રમાં તાત્કાલિક ફેરફાર કરવાની સૂચના હતી. સરકારને એક પછી એક એમ અનેક હારો મળી. તેમાં ખાસ નોંધવા જેવી નીચેના ઠરાવોની બાબતમાં હતી : અમુક રાજદ્વારી કેદીઓને છોડી મૂકવાનો ઠરાવ, ૧૮૧૮નો ત્રીજો રેગ્યુલેશન રદ કરવાનો ઠરાવ, દક્ષિણ આફ્રિકાથી આવતા કોલસા

ઉપર નમતોન જકાત નાખવાનો ઠરાવ અને શીખ મામલાની તપાસ કરવા માટે એક સમિતિ નીમવાનો ઠરાવ સરકારના પરાજયો એટલે સ્વરાજ્ય પક્ષના વિજયો આ વિજયોમા સ્વતંત્ર પક્ષના સભ્યોનો, નરમવાદીઓનો તેમજ પ્રસંગે પ્રસંગે સિવીલિયનોનો પણ તેમને સહકાર મળ્યા હતો

સ્વરાજીઓને બીજો મહાન વિજય મળ્યો હતો તે નાણાની માગણી માગના પડેલા ચાર મુદ્દાઓ ફરી દેવામા મળ્યો હતો એ વસ્તુને મહત્વ આપનારો જ આ મહાસભાની તા પાના જેવી ઠરાવ પણ પંડિત મોતીલાલ નેહરુએ સ્પષ્ટ કર્યું કે

'મારી આ દરખાસ્તને અસહકારની ભંજક કે વિનાશક નીતિ સાથે કશી જ નિસબત નથી આ દરખાસ્ત તો દેશના દુઃખો પ્રત્યે સરકારનુ ધ્યાન ખેંચવાના સંપૂર્ણ રીતે કાયદેસર ને બંધારણ મુજબના સાધનરૂપ છે

હવે આપણે ઉપર જણાવેલા ગાધીજીએ તેમજ પંડિતજી અને દેશબંધુ એમ મહાન પાડેલા નિવેદનો ટૂંકમા જોઈ જઈએ

## ગાધીજીનુ નિવેદન

મહાસભાના સભ્યોએ ધારાસભામા દાખલ થવુ કે નહિ એ વાદગ્રસ્ત પ્રશ્નની સ્વરાજપક્ષના મિત્રો જોડે પૂરી ચર્ચા કર્યા બાદ મને જણાવતા દિલગીરી થાય છે કે, સ્વરાજપક્ષના મિત્રો જોડે હુ એકમત થઈ શકતો નથી દેશના અત્યંત કીમતી અને માનવતા આગેવાનોની સાથે માત્ર વિચારોમા પણ મારે મતભેદ ઊભો થાય એ સ્થિતિ મને કોઈ દિવસ સુખકારી ન જ હોય પણ તેમની જોડે સહમત થવાની મારી બધી ઉત્સુકતા અને બધા પ્રયત્નો છતા તેમની દલીલો મારે ગળે ઊતરી નથી

મે કલ્પેલા અસહકારમા તો ધારાસભાપ્રવેશને સ્થાન નથી એ અભિપ્રાયને હુ હજી જેવો ને તેવો વળગી રહુ છુ અમારી વચ્ચેનો આ મતભેદ માત્ર અસહકારની વ્યાખ્યા કે અર્થ કરી બતાવવાના ભેદોનો છે એવુ પણ નથી અસહકારીએ સ્વીકારવાની દૃષ્ટિ અગર વૃત્તિને લગતો આ મતભેદ છે જેને પરિણામે આજે દેશ આગળ રહેલા મુદ્દાના પ્રશ્નોના ઉકેલમા ફેર પડે છે અસહકારની લડતના ત્રિવિધ બહિષ્કારની સફળતા નિષ્ફળતાનો ન્યાય પણ પ્રત્યક્ષ પરિણામો સામુ જોઈને નહિ પણ આ મનોવૃત્તિની દૃષ્ટિએ જ થવો ઘટે અને એ દૃષ્ટિએ જ મારુ કહેવુ છે કે, ધારાસભાઓમા જવુ તે કરતા ધારાસભાઓની બહાર રહેવુ એ દેશને

સારુ ઘણુ જ વધારે લાભકર્તા છે. આમ છતા હુ આ વાત સ્વરાજપક્ષના મિત્રોને ગળે ઉતારી શક્યો નથી. અને હું જોઈ શકુ છુ કે, જ્યા સુધી એઓ આથી ઊલટી માન્યતા ધરાવે છે, ત્યા સુધી તેઓનુ સ્થાન અવશ્ય ધારાસભાઓ છે, અને આપણે બધાને સારુ એ જ ઇષ્ટ છે. . .

તેથી દેશ આગળ અત્યારે એ સવાલ નથી કે સ્વરાજપક્ષના અને મારા દૃષ્ટિબિન્દુના ગુણદોષ તપાસીને તે ઉપર પ્રમાણપત્ર આપવા. સવાલ એ છે કે, ધારાસભાઓમા જનારા ગયા એ વાતને કાયમની ગણીને હવે આગળ શું કરવુ? શુ અસહકારીઓએ સ્વરાજપક્ષની નીતિનો વિરોધ કર્યા કરવો? તેમણે તેમના તરફ ઉદાસીન રહેવુ અને જ્યા શક્ય હોય અગર તો પોતાના સિદ્ધાંતને બાધ ન આવતો હોય ત્યા તેમને મદદ સુધ્ધા કરવી?

દિલ્હી અને કોકોનાડાની મહાસભાઓએ જે મહાસભાના સભ્યોને તેમનો અંતરાત્મા ન ડંખતો હોય તેમને ધારાસભાઓમા અને તેઓ ઇચ્છે તો વડી ધારાસભામા પણ જવાની છૂટ મેલી છે. આ સ્થિતિમા જો સ્વરાજવાદીઓ ધારાસભાઓમા ગયા હોય અને પોતાના તરફ અસહકારીઓ સંપૂર્ણ મૌન જાળવે એવી અપેક્ષા રાખતા હોય, તો મને લાગે છે કે તેમ કરવાનો તેમને પૂરો હક છે. વળી ધારાસભાઓમા જઈને જો તેઓ ત્યા વિરોધનીતિ અખત્યાર કરે તો તેમ કરવાનો પણ તેમને તેટલો જ હક છે, કારણ કે મહાસભાએ કંઈ તેમની પદ્ધતિઓને વિષે શરતો મૂકી નહોતી. જો ધારાસભાઓમા સ્વરાજપક્ષનુ કાર્ય જામશે અને દેશને તેમાથી પ્રત્યક્ષ લાભ થએલો પુરવાર થશે તો એવો પ્રત્યક્ષ દાખલો મારા જેવા અશ્રદ્ધાળુઓને પોતાની ભૂલ દેખાડશે. એથી ઊલટુ, જો સ્વરાજપક્ષને પ્રત્યક્ષ અનુભવ થયે પોતાનો ભ્રમ ભાગી ગયો એવુ માલૂમ પડે, તો નિખાલસપણે પાછા વળે એવા શુદ્ધ દેશભક્તિપ્રેરિત તેઓ છે એમ હુ માનુ છુ. તેથી હુ એમના માર્ગમા કશા વિઘ્નો નાખવાનુ અગર તો તેમના ધારાસભાપ્રવેશ સામે ચળવળ કરવાનુ ન જ કરુ, જો કે હુ જે વસ્તુમા માનતો ન હોઉં તેમા કશી પ્રત્યક્ષ મદદ કરવાનું મારાથી ન બને.

ધારાસભાઓમા કામ કરવાની પદ્ધતિને વિષે તો મારુ એમ માનવુ છે કે, હુ પોતે ધારાસભામા તો જ જાઉં જો મને એમ લાગે કે તેમાથી દેશને સારુ કંઈક પણ લાભ ઉપજાવી શકીશ. એટલે હું જો ધારાસભામા જાઉં, તો બધી જ બાબતોમા વિરોધની નીતિનુ અનુસરણ ન કરતા મહાસભાના રચનાત્મક કાર્યક્રમને મજબૂત કરવાનો પ્રયત્ન કરું. એટલે કે હું એવા ઠરાવ મૂકું કે, જેથી પ્રાંતિક અથવા વડી—જ્યા હોઉં ત્યાની—સરકાર પોતપોતાને ત્યા નીચેના કામ કરે.

૧. બધા સરકારી ખાતાંઓને સારુ જોઈતા તમામ કાપડમાં શુદ્ધ હાથકંતામણ અને હાથવણાટની ખાદી જ ખરીદ કરવામાં આવે.

૨. બધા પરદેશી કાપડ ઉપર તે આવતું અટકે એટલી હદ સુધીની જકાત નાંખવામાં આવે.

૩. દારૂ, અફીણ ઇ૦ કેફી ચીજોમાંથી કરવામાં આવતી ઉપજ સાવ બંધ પડે અને લશ્કરી ખરચમા તેટલી રકમનો ઘટાડો તો ઓછામાં ઓછો કરવામાં આવે જ.

આવા ઠરાવો ધારાસભાઓમાં પસાર થવા છતાં જો સરકાર તેનો અમલ કરવાની ના પાડે, તો હુ તેને ધારાસભાઓ બરખાસ્ત કરવાને કહું અને તે મુદ્દાઓ પર મતદારોના મત લેવા સૂચવું જો સરકાર ધારાસભા બરખાસ્ત ન કરે તો હું મારી જગ્યાનું રાજીનામું આપી દેશને સવિનયભંગને સારુ તૈયાર કરવા નીકળી પડું.

જ્યારે આવી સ્થિતિ આવી લાગે ત્યારે સ્વરાજપક્ષના મિત્રો જોશે કે હું તેમની સાથે અને તેમના હાથ નીચે કામ કરવા તૈયાર હોઈશ. સવિનયભંગની તૈયારીની મારી શરતો પહેલાં હતી તે જ આજે પણ કાયમ છે.

આ કસોટીની મુદત દરમિયાન નાફેરવાદીઓને મારી એવી સલાહ છે કે, સ્વરાજ્યપક્ષવાળા ધારાસભાઓમાં શું કરે છે અથવા બોલે છે તેની દુન્યામાં ન પડતાં તેમણે અખંડ પરિશ્રમ અને એકાગ્રપણે રચનાત્મક કાર્યક્રમને પાર પાડવામાં પરોવાઈ જવું ને પોતાની શ્રદ્ધા સાચી છે એમ સિદ્ધ કરી બતાવવું. . . .

એક રીતે જોતાં નાફેરવાદીઓની સ્થિતિ ચડિયાતી છે, કારણ તેઓ ફેરવાદીઓનો સહકાર મેળવી શકે એમ છે. ફેરવાદીઓ કહેતા આવ્યા છે કે, રચનાત્મક કાર્યક્રમમાં તેમનો વિશ્વાસ છે. માત્ર તેમનું કહેવું એ છે કે એકલા રચનાત્મક કાર્યથી દેશને તેના ધ્યેય સુધી આપણે પહોંચાડી શકીશું નહિ. આમ ધારાસભાઓની બહાર રચનાત્મક કાર્યક્રમ ચલાવવાના કામમાં તો નાફેરવાદીઓ ફેરવાદીઓ અને બીજા બધા જો ધારે તો પોતપોતાનાં મંડળો દ્વારા સંપૂર્ણ સહકારપૂર્વક એકસાથે મળીને કામ કરી શકે છે. . . .

## સ્વરાજ્ય પક્ષનું નિવેદન

દેશબંધુ દાસ અને પંડિત મોતિલાલજીએ પોતાના જોડિયા નિવેદનમાં જણાવ્યું હતું કે :

"અમે દિલગીર છીએ કે ધારાસભાપ્રવેશ બાબતમાં સ્વરાજ્યપક્ષવાળાઓની દલીલોની સંગીનતા અમે ગાંધીજીને ઠસાવી શકયા નથી.

આવો ધારાસભાપ્રવેશ નાગપુર મહાસભાએ પસાર કરેલા અસહકારના ઠરાવ સાથે કઈ રીતે અસગત છે, તે અમને સમજાતુ નથી. પણ અસહકાર એ જો આપણા રાષ્ટ્રજીવનની વર્તમાન પરિસ્થિતિમા વાપરવાના એક કાયમી સિદ્ધાંત કરતા માત્ર મનોહરતાનો જ પ્રશ્ન હોય, તો અમને લાગે છે કે દેશના સાચા હિતને અર્થે ખુદ અસહકારનો પણ ભોગ આપવો એ આપણી ફરજ છે અમારા મત પ્રમાણે એ સિદ્ધાન્તમા રાષ્ટ્રજીવનને અસર કરે એવી તમામ પ્રવૃત્તિઓમા સ્વાશ્રયી થવાનુ અને સ્વરાજ્ય તરફની પ્રગતિને આંતરની નોકરશાહીનો પ્રતિકાર કરવાનુ સમાયેલુ છે પરતુ અમે આ નકામી શાબ્દિક ચર્ચા કોરે મૂકી, એટલુ જ સ્પષ્ટ કરવા ઇચ્છીએ છીએ કે અમે અસહકારના સિદ્ધાન્તને જે રીતે સમજ્યા છીએ તે રીતે ધારાસભા પ્રવેશ તેની સાથે પૂરો સગત છે અને સગત રહી શકે છે

અમે એ સ્પષ્ટ કરવા ઇચ્છીએ છીએ કે, અમે અમારા કાર્યક્રમમા ‘અતરાયો’ શબ્દનો પ્રયોગ કર્યો છે તે ઇગ્લડની પાર્લમેન્ટના ઇતિહાસમા મળી આવતા ખાસ અર્થમા નથી જ એ અર્થમા અતરાયો નાખવા, એ આજના સુધારા હેઠળની વડી ધારાસભા અને પ્રાંતિક ધારાસભાઓ જેવી તાબેદાર તેમજ મર્યાદિત સત્તાવાળી ધારાસભાઓમા અશક્ય છે કદાચ અમારા કહેવાના ભાવાર્થ સૂચવવા માટે અમારે કોઈ બીજો શબ્દ શોધવો જોઈએ તો પણ અમે કહી દઈએ કે, અમારો ઇરાદો, નોકરશાહીએ આપણા સ્વરાજના પથમા નાખેલા અતરાયો સામે ઝીક ઝીલવાનો જેટલે અશે છે, તેટલે અશે અતરાયો નાખવાના નથી અમે ‘અતરાયો’ શબ્દપ્રયોગ આ જ અર્થમા કર્યો છે

આને એ એકસરખી અને સતત અતરાયની નીતિ કહી શકાય કે નહિ, તે વિષેની શાબ્દિક ચર્ચાનો પણ અમે અહી જ નિવેડો લાવી દેવા આતુર છીએ અમે અહી અમારી નીતિનુ વિગતવાર બ્યાન કરી દઈએ છીએ, પછી અમારા મિત્રો એને બીજુ નામ આપવા ચાહતા હોય તો તેઓ ભલે તેમ કરે

ધારાસભાઓની અદર આપણે નીચેની બાબતો સતત ચાલુ રાખવી પડશે

૧ જ્યા સુધી આપણા અધિકારોને માન્ય રાખીને અથવા તો આ દેશની પ્રજા તથા પાર્લમેન્ટની વચ્ચે થયેલા સમાધાનની રૂએ ચાલુ રાજતત્રમા ફેરફાર કરવામા ન આવે, ત્યા સુધી બધા અદાજપત્રો નામજૂર કરવા. આ પગલાના વાજબીપણા સબધમા અમે મધ્યસ્થ સરકારના અદાજપત્રને લગતા થોડાક મહત્ત્વના મુદ્દાઓ દર્શાવીશુ એ જ વાત પ્રાંતિક અદાજપત્રો વિષે પણ થોડેઘણે અશે કહી શકાય એમ છે.

૧૩૧ કરોડના (રિવાજના હિસાબના) ફક્ત અંદાજોમાં માત્ર ૧૬ કરોડની રકમ સંબંધમાં ધારાસભા પોતાનો મત આપી શકે તેમ છે. હવે જે રકમો વિષે ધારાસભાને મત આપવાનો અધિકાર નથી, તે રકમમાં ૬૭ કરોડ, એટલે કે અંદાજપત્રની અડધી કરતાં વધારે રકમ લશ્કરી ખરચ બાબતની છે. આથી સ્પષ્ટ થશે કે, આ દેશના પ્રજાજનોને અંદાજપત્રના માત્ર ૧૨ ટકા જેટલી રકમો વિષે જ મત આપવાનો અધિકાર છે, અને આ અતિમર્યાદિત હકનો પ્રજાજના ઉપયોગ કરે તો પણ ગવર્નર જનરલ પાસે એટલી ખાસ સત્તા રહી જ છે કે જેથી તે પ્રજાજનોનું કરેલું રદ કરી શકે. આમ, સ્પષ્ટ છે કે અંદાજપત્ર ઘડવામાં કે તે ઘડનારાઓ ઉપર પ્રજાનો કશો જ કાબૂ નથી તે જ રીતે મહેસૂલ ઉઘરાવવા ઉપર કે તેને ખર્ચવા ઉપર પણ તેનો કશો અંકુશ નથી ત્યારે અમે પૂછીએ છીએ, આવું અંદાજપત્ર પસાર કરવાનો અને એને સાથ આપી જવાબદારી વહોરવાનો આપણો ક્યા સિદ્ધાન્તની રૂએ ધર્મ છે? અમને જરાય શંકા નથી કે, સ્વમાન વહનનારા દેશના અનેક માણસો અમને આ મતમાં પુષ્ટિ આપશે કે જ્યાં સુધી આ ભૂંડી પદ્ધતિ બદલાઈ નથી ત્યાં સુધી બધી ધારાસભાઓમાં આવાં સઘળાં અંદાજપત્રો ફેંકી દેવાની આપણી સ્પષ્ટ ફરજ છે.

૨. નોકરશાહી જે કોઈ કાયદાની દરખાસ્તથી પોતાની સત્તા મજબૂત કરવા ઇચ્છતી હોય તે બધી દરખાસ્તોને ઉડાવી મૂકવી સુભગ છે કે આવી કોઈ કોઈ દરખાસ્તથી થોડુંક શુભ પરિણામ પણ આવતું હોય. પરંતુ અમે સ્પષ્ટ જોઈએ છીએ કે દેશના વિશાળ હિતને અર્થે આવા નાના ટુકડાઓનો ક્ષણગામી ભોગ આપવો એ બહેતર છે, પણ અત્યારેય નોકરશાહીની જે સત્તા અભેદ્ય જેવી થઈ પડી છે તેનો જરા સરખો પણ વધારો થવા દેવો એ ઇચ્છવાજોગ નથી

૩. પ્રજાજીવનના વિકાસને માટે આવશ્યક એવા અને પરિણામે નોકરશાહીને બરતરફ કરે એવા બધા ઠરાવો, દરખાસ્તો અને ખરડાઓ રજૂ કરવા ગાંધીજીએ તેમના નિવેદનમાં જે સૂચનાઓ આપી છે, તે અમે હૃદયપૂર્વક સ્વીકારીએ છીએ. અમે માનીએ છીએ કે, તેમણે મહાસભાના રચનાત્મક કાર્યક્રમને લગતા જે ઠરાવોનો ઉલ્લેખ કર્યો છે, તે સ્વરાજ્યપક્ષે અવશ્ય સ્વીકારી લેવા જોઈએ. અમે અત્યાર સુધી સ્વાશ્રયનો તેમજ નોકરશાહીની ડખલોના વિરોધનો જે સિદ્ધાંત અનુસર્યા છીએ, તે આ કાર્યક્રમનો સ્વીકાર માની જ લે છે અને મહાસભાનું રચનાત્મક કાર્ય જો અસહકારના સિદ્ધાંતમાં સમાઈ શકે છે, તો અમારા આ ઠરાવો પણ એમાં જરૂર સમાઈ શકે,

પછી સદૈ અમારી આ રચનાત્મક પ્રવૃત્તિ ધારાસભાઓની અંદર રહીને કરવાની હોય

૪ એ જ સિદ્ધાંતો ઉપર રચાયેલી એવી ચોક્કસ આર્થિક નીતિ અનુસરવી જેથી હિંદુસ્તાનનું ધન ચૂસતી બધી પ્રવૃત્તિઓ બંધ થઈને હિંદુસ્તાનનું ધન બહાર ઘસડાઈ જતું રોકી શકાય.

આ નીતિને અસરકારક બનાવવા માટે આપણે વડી અને પ્રાંતિક ધારાસભાઓના સભ્યોને ચૂંટણીથી જે જે જગાઓ મળી શકે તેમ છે, તે બધી કબજે કરવી જોઈએ અમારા અભિપ્રાય પ્રમાણે તો આપણે ચૂંટણીથી મળતી જગાઓ ઉપરાંત જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં દરેક સમિતિમાં પણ જઈને બેસવું અમે અમારા પક્ષના સભ્યોનું આ અગત્યના પ્રશ્ન પરત્વે ધ્યાન ખેંચીએ છીએ, અને તેમને આદેશ આપીએ છીએ કે, તેમણે આ બાબતનો જેમ બને તેમ જલદી નિર્ણય કરી લેવો.”

## ધારાસભા બહારની કાર્યનીતિ

મહાસભા બહાર અમારી કાર્યનીતિ નીચે મુજબ રહેશે.

પહેલાં તો, ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમને આપણે પૂરા દિલથી અનુમોદન આપવું જોઈશે, અને મહાસભાની સંસ્થાઓ દ્વારા એ કાર્યક્રમને એકત્રિત રીતે અમલમાં મૂકવો જોઈશે. અમે નિશ્ચિત રીતે માનીએ છીએ કે, બહારના રચનાત્મક કાર્યની પીઠ વિના આપણું ધારાસભાનું કાર્ય પાંગળું રહેશે કારણ કે, ધારાસભાની આપણી નીતિને સફળ તેમજ અસરકારક બનાવવા માટે આપણી પાછળ જે બળ જોઈએ, તે સારુ આપણે ધારાસભાની અંદર નહિ પણ બહાર જ નજર કરવી પડશે. એના વિના આપણું કામ અશક્ય જ થઈ પડશે આ સંબંધમાં, અમે ગાંધીજીએ સવિનયભંગ બાબત જે સૂચનાઓ કરી છે, તેનો નિઃસંકોચ સ્વીકાર કરીએ છીએ અમે એમને ખાતરી આપીએ છીએ કે, જે ક્ષણે અમને માલૂમ પડશે કે, સવિનયભંગ વિના નોકરશાહીની સ્વાર્થી જીદને પહોંચી વળાય એમ જ નથી, તે જ ક્ષણે અમે ધારાસભાઓમાંથી ચાલ્યા આવીશું, અને એ વખતે પણ જો દેશ સવિનયભંગને માટે તૈયાર થયો નહિ હોય, તો એને તૈયાર કરવામાં અમે એમને સાથ આપીશું. તે વખતે અમે નિઃસંકોચપણે અમારી જાતને એમની સરદારી હેઠળ સમર્પિત કરીશું તથા સવિનયભંગના કાર્યક્રમનો બધા એકઠા મળી સારા પ્રમાણમાં અમલ કરી શકીએ તે માટે, અમે એમના ઝંડા હેઠળ મહાસભાની સંસ્થાઓ વાટે કામ કરીશું. . .

મગરુઓને આ સભામાં તેમને જોઈતું હતું તે બધું નો ન મળી શક્યું. તેમજ તેમણે મહામુસીબતે મેળવેલી છૂટને સંગઠિત કરતા પહેલા પણ તેમને નવેમ્બર માસ સુધી ખમી જવું પડ્યું. નાફેરવાદીઓને સૂતરના લવાજમની બાબતમાં આશ્ચર્ય પમાડે તેવો જવાબ મળ્યો. સૂતરનો ફાળો આપનારા મળ્યા ઑગસ્ટમા ૨૭૮૦, સપ્ટેમ્બરમા ૬૩૦૧, ઑક્ટોબરમા ૭૭૪૧, અને નવેમ્બરમા ૭૯૦૫ નોધાયા.

પરંતુ આ વરસે ખાસ નિરાશ કરે એવું કાંઈ બન્યું હોય તો તે દિલ્લી, ગુલબર્ગા, નાગપુર, લખનૌ, શાહજહાપુર, અલ્હાબાદ, જબલપુર અને કોહાટ ખાતેના કોમી રમખાણો હતા. કોહાટના હુલ્લડે તો દેશના પગ જ કાપી નાખ્યા. આ હુલ્લડની પરિસ્થિતિની તપાસ કરવા માટે ગાંધીજી અને શૌકતઅલીની બનેલી એક સમિતિ નીમવામાં આવી. બંને સભ્યોએ અહેવાલ રજૂ કર્યો, પણ કમભાગ્યે હુલ્લડ માટેની જવાબદારી નક્કી કરવામાં એ બંને વચ્ચે મતભેદ પડયો. ૧૯૨૪ના સપ્ટેમ્બરની ૯મી અને ૧૦મી તારીખે આ હુલ્લડો થયા. આ બનાવને આજે તો દાયકો પણ થઈ ગયો છે. છતા ભ્રાતૃ સ્કૂલના હેડમાસ્તર લાલા નંદલાલે કોહાટના આશ્રિતો માટેની કારોબારી સમિતિ તરફથી જે અહેવાલો બહાર પાડયા છે, તે વાચતાં આજે પણ આપણને કંપારી છૂટે છે. આખા બનાવનું વર્ણન તો અહીં આપી શકાય એમ નથી; પરંતુ આપણે એટલુ નોધતા જઈશુ કે, ૯મી અને ૧૦મી સપ્ટેમ્બરના ગોળીબારો અને ભયંકર કત્લેઆમ પછી એક ખાસ આગગાડીમા ૪૦૦૦ હિંદુઓને કોહાટમાથી ખસેડવા પડયા હતા; જેમાના ૨૬૦૦ને એ મહિના સુધી રાવળપિંડી અને બીજી જગાઓની દયા ઉપર જીવવુ પડ્યું હતુ.

એ બનાવને અંગે ગાંધીજીએ એકવીસ દિવસનુ અનશનવ્રત લેવાનું નક્કી કર્યું. આ બધી ગાંડાઈ અને ખુનસ માટે એમણે પોતાને જ જવાબદાર ગણ્યા, અને તેનુ પ્રાયશ્ચિત્ત કરવાનો તેમણે નિર્ધાર કર્યો. એપેન્ડિસાઈટીસના જીવલેણ હુમલામાથી હજી હમણાં જ તેઓ ઊઠ્યા હતા, એટલે આ ઉપવાસો એમને માટે સાચે જ અગ્નિપરીક્ષારૂપ હતા.

ગાંધીજીએ દિલ્હીમાં મૌલાના મહમદઅલીને ત્યાં ઉપવાસના આરંભ કર્યો, પણ પછીથી તેઓ નહેર બહાર એક મકાનમાં ચાલ્યા ગયા. આ પ્રસંગે આગેવાન હિંદીઓએ દિલ્હી ખાતે એક ઐક્ય પરિષદ બોલાવી. એમાં કલકત્તાના ખ્રિસ્તી ધર્માધ્યક્ષ પણ હાજર રહ્યા હતા. પરિષદ ૨૬મી સપ્ટેમ્બરથી ૨૭ ઑક્ટોબર સુધી ચાલી. જુદી જુદી કોમો વચ્ચેની તકરારો પતાવવા માટે નક્કી એક મધ્યવર્તી 'કમી ટી' નીમવામાં આવી, તેના સભ્યો તરીકે, હકીમ અજમલખાન, લાલાજી, જી. કે. નરીમાન, ડૉ. એસ. કે. દત્ત અને નાયનપુરના માસ્તર સુન્દરસિંહને ચૂંટવામાં આવ્યા. ગાંધીજીને તેના પ્રમુખ નીમવામાં આવ્યા.

પરિષદે જાહેર કર્યું કે દરેક વ્યક્તિને પોતપોતાની માન્યતા રાખવાનો, અને જાહેર કરવાનો હક છે અને બીજાની લાગણીને માન આપી તથા બીજાના હકોની આડે આવ્યા વિના પોતપોતાના આચાર પાળવાનો હક છે. દરેક ધર્મના પ્રાર્થનાસ્થાનો પવિત્ર અને અખંડ છે. તેમને ભ્રષ્ટ તથા ખંડિત થતા અટકાવવાની દરેક નાગરિકની ફરજ છે. હિંદુમુસલમાનોએ ગોવધ તેમજ મસ્જિદ આગળ વાજાં વગાડવાના તથા બીજા પ્રશ્નોનો નિકાલ બળજોરીથી કે અદાલતથી લાવવાને બદલે કેવળ એકબીજાની સમજૂતીથી જ લાવવાનો છંદો રાખવો જોઈએ. ઉપરાંત છાપાંને ચેતવણી આપવામાં આવી કે, તેમણે તેમના લખાણોમાં સંયમ જાળવવો, અને કોમોમાં વીખવાદ ફેલાય તેવું લખાણ ન કરવું. ગાંધીજીના ઉપવાસના છેલ્લા સપ્તાહમાં લોકોને પ્રાર્થનાઓ કરવાની વિનતિ કરવામાં આવી અને ૮મી ઑક્ટોબરનો દિવસ ગાંધીજીના પારણા નિમિત્તે ઈશ્વરને ધન્યવાદ આપવાના પર્વ તરીકે નિયત કરવામાં આવ્યો.

ગાંધીજી આ અનશનવ્રતમાંથી હજુ તો પૂરા પાર ઊતર્યા ન ઊતર્યા, ત્યાં તો તેમને તા. ૨૧મી અને ૨૨મી નવેમ્બરે મુંબઈ ખાતે સર્વપક્ષોની એક પરિષદમાં હાજર થવાનું આવ્યું. આના જ અનુસંધાનમાં, વળી તેમને ૨૩મી ને ૨૪મી નવેમ્બરે મુંબઈ ખાતે મહાસમિતિની બેઠકમાં હાજર રહેવાનું થયું.

બંગાળ સરકારે દમનનીતિના આધારિયા માન્યા હતા એ આખો નોન્ચો સ્વરાજ્યપક્ષ તથા રાષ્ટ્રવાદના સત્યાનાશની દૃષ્ટિ સામે સ્પષ્ટ રીતે યોજવામાં આવ્યો હતો. આથી, બધા પક્ષો એકત્રિત થઈને આ દમનનીતિ સામે આખા દેશનો એકસૂરો વિરોધ રજૂ કરી શકે એ હેતુથી સર્વપક્ષી પરિષદની યોજના થઈ હતી. પરિષદે બંગાળ સરકારે અમલમાં મૂકેલા ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ ઑર્ડિનન્સને વખોડી કાઢ્યો અને એને તથા ૧૮૧૮ના ત્રીજા રેગ્યુલેશનને પાછો ખેંચી લેવાની આગ્રહભરી વિનંતિ કરી. પરિષદે પોતાનો એવો અભિપ્રાય જાહેર કર્યો કે, આ અશાંતિનું કારણ સ્વરાજ્યનો અભાવ જ છે. તેણે કોમી સમાધાન સમેત સ્વરાજની એક યોજના ઘડી કાઢવા માટે સર્વ રાજદ્વારી પક્ષોનું પ્રતિનિધિત્વ ધરાવતી એક સમિતિ નીમી અને એ સમિતિએ ૩૧મી માર્ચ ૧૯૨૫ પહેલાં પોતાનો અહેવાલ રજૂ કરવો એવો ઠરાવ કર્યો. આ પરિષદમાંથી ઝાઝી આશા રાખવામાં આવી જ નહોતી, પણ એને લીધે દેશબંધુ દાસની ગિરફતારી ટળી ગઈ એમ કહેવામાં હરકત નથી.

આ વર્ષનો મુખ્ય બનાવ તો ધારાસભાપ્રવેશ અને તેનો બહિષ્કાર ઉઠાવી લેવા બાબતમાં ગાંધીજીએ દેશબંધુ દાસ અને મોતીલાલજીને જે નમતું આપ્યું એ હતો. આ ત્રણ નામાંકિત મહાપુરુષોએ કલકત્તામાં ૬ઠ્ઠી નવેમ્બરે એક જોડિયું નિવેદન બહાર પાડ્યું તેને મહાસમિતિએ મંજૂર રાખ્યું. નવા નિવેદનનો સાર એ હતો કે બધા પક્ષોનો સહકાર મળે તે ઇરાદાથી, હિંદુસ્તાન બહારના કપડાં પહેરવા કે વાપરવાની અને હિંસાની મનાઈને લગતી બાબત સિવાયનો અસહકારનો આખો કાર્યક્રમ પ્રજાકીય કાર્યક્રમ તરીકે મહાસભાએ મુલતવી રાખવો. મહાસભાએ વિશેષમાં એમ ઠરાવવું કે મહાસભાના જુદા જુદા વિભાગોનું કામ જુદા જુદા પક્ષોએ યોગ્ય લાગે તે રીતે કરવું. કાંતવાવણવાનો, ખાદીનો, હિંદુમુસલમાન ઐક્યનો અને અસ્પૃશ્યતાનિવારણનો પ્રચાર તો દરેક પક્ષે કરવાનો જ હોય પણ મહાસભાના બંધારણના એક અંગ તરીકે મહાસભા તરફથી સ્વરાજપક્ષે વડી અને પ્રાંતિક ધારાસભાઓનું કામ કરવું-

આના બદલામાં ગાંધીજીએ સ્વરાજ્યપક્ષ તરફથી સૂતરના મતાધિકારની બાબતમાં ટેકો મેળવ્યો.

પરંતુ હવે તો વગ્ગ પૂરું થવા આવ્યું. બેલગામમાં ગાંધીજીના પ્રમુખપદ હેઠળ મહાસભાની બેઠક ભરાવાની તૈયારીઓ ચાલી રહી હતી. આપણે ત્યાં જ પહોંચી જઈએ.

## બેલગામ મહાસભા—૧૯૨૪

અસહકારની તવારીખમાં બેલગામથી નવો યુગ શરૂ થાય છે. ગાંધીજી સામેનો વિરોધ હવે લગભગ છેલ્લી ટોચે પહોંચ્યો હતો. હમણાં એકમેકને છેલ્લી સલામ ભરશે એવી દશા આવી ચૂકી હતી. મહાસભાવાદીઓના હવે ભાગલા જ પડી જશે કે કાઈક સમાધાન ઉપર આવી તેઓ પોતાના મતભેદો ઢાંકી દેશે? એવો પ્રશ્ન દરેકના મનમાં ઘોળાઈ રહ્યો હતો. જો સમાધાન ઉપર જ આવવું હોય, તો તેને માટે ગાંધીજી સિવાય બીજુ કોણ કંઈ કરી શકે તેમ હતુ? એક બાજુ સવિનયભંગ ખેંચી લેવો છતાં નાફેરવાદીઓને ટાઢા પાડવા ને બીજી બાજુ ધારાસભાપ્રવેશનો વિરોધ કરવો છતાં સ્વરાજીઓનાં દિલ મેળવવાં, એ ભગીરથ કામ ગાંધીજી સિવાય બીજો કોણ સાધી શકે? જો વિરાટ કાર્યક્રમો વિરાટ પુરુષો જ માંડી શકે, તો તે વિરાટ પુરુષો જ તેવા કાર્યક્રમોને મોકૂફ પણ રાખી શકે. બીજાઓ તેમ ન કરી શકે. આથી, ૧૯૨૪ની બેલગામની બેઠકમાં ગાંધીજી પ્રમુખ થયા એ સધી રીતે ઠીક જ હતુ.

તેમનું ભાષણ અદ્ભુત હતુ. તેમાં સ્વરાજીઓ માટે તહનામું કરવાનુ કારણ સમજાવતાં તેમણે જણાવ્યુ કે, અસહકાર કરનારાઓમાંના ઘણાઓ વિદેશી કાપડના બહિષ્કાર સિવાય બીજી બાબતોમાં પોતાની શ્રદ્ધા ખોઈ બેઠા છે. ઘણાઓ પસ્તાવો કરીને પોતાને મૂળ સ્થાને પાછા પણ ચાલ્યા ગયા છે. એટલે આ સ્થિતિમાં જો મહાસભા આ બહિષ્કારોમાં સમાવિષ્ટ થતા વર્ગો વિના જ પોતાનું કામ ચલાવવા તૈયાર ન હોય, તો પ્રજાકીય કાર્યક્રમ તરીકે હવે આ બહિષ્કારોને ન જ ચલાવી શકાય. તો પછી એ વર્ગોને પણ તેમણે અસહકારના કાર્યક્રમને છોડ્યો એટલા સારુ મહાસભા બહાર રાખી શકાય નહિ

એ તહનામાની રૂએ અસહકારની લડતના બહિષ્કારો મોકૂફ રહેતા હતા, પરંતુ પરદેશી કાપડનો બહિષ્કાર કાયમ રહેતો હતો. તેનું કારણ સમજાવતાં તેમણે જણાવ્યું કે, એ પરદેશી કાપડના વેપારે જ હિંદી ખેડૂતને તારાજ કરી મૂક્યો છે અને ખાલી મોસમમાં કરવાનો એકમાત્ર ઉદ્યમ તેની પાસેથી ખૂંચવી લઈ, તેને મહિનાઓ સુધી બેકાર કરી મૂક્યો છે. તેની પાસે બચતના વખતમાં ખાદી ઉત્પન્ન કરાવી પરદેશી કાપડનો બહિષ્કાર કર્યાથી હિંદી ખેડૂત બચી જશે.

આમ છતાં બધા બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાની જરૂર નથી. એ વાત સમજાવતાં તેમણે જણાવ્યું કે, બધી જાતનો બ્રિટિશ માલ આપણને નુકસાન કરે છે એમ ન કહી શકાય. અહીં તો કેવળ હિંદુસ્તાનના કલ્યાણની દૃષ્ટિએ કાપડના બહિષ્કારની વાત થાય છે અને તે પણ માત્ર બ્રિટિશ કાપડના નહિ પણ પરદેશી કાપડમાત્રના. રેંટિયો એ ૧૯૦૦ માઈલ લાંબા અને ૧૫૦૦ માઈલ પહોળા ભરતખંડનાં હજારો ઘરની છવાદોરી સમાન છે. તેનાથી કાર્યકર્તાઓને પ્રથમ પંક્તિની સમાજસેવા બજાવવાનો અવકાશ મળશે તથા તેની મારફતે ગામડાંના લોકોને સાચી રાજદ્વારી કેળવણી આપી શકાશે. તેથી તેમનામાં પડેલી સાચી શક્તિનું તેમને ભાન થશે અને હિંદુસ્તાનની સ્વતંત્રતાની લડતમાં તેઓ ભાગીદાર થશે. આટલા વિવેચનથી બધાને સમજાશે કે, મહાસભાના મતાધિકારમાં કાંતવાની શરત દાખલ કેમ કરવામાં આવી તથા સ્વરાજ્યપક્ષ સાથેના સમાધાનમાં બદલાની વસ્તુ તરીકે કેમ મૂકવામાં આવી અને સ્વીકારવામાં આવી.

આ પછી ગાંધીજીએ તેમના ભાષણમાં કોહાટનાં રમખાણો સંબંધમાં ખેદ દર્શાવ્યો, અકાલીઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી અને સ્વરાજની યોજના વિષે વિવેચન કર્યું. રેંટિયો, હિંદુ-મુસલમાન ઐક્ય અને અસ્પૃશ્યતાનિવારણ એ ત્રણને એમણે સ્વરાજનાં સાધન ગણાવ્યાં. તેમણે કહ્યું :

"મારે મન સાધનો જાણું એટલે બસ છે. કારણ કે મારા જીવનદર્શનમાં સાધન અને સાધ્ય એ બેઉ એકમેકના પર્યાય છે."

આ પ્રસ્તાવના સાથે ગાંધીજીએ સ્વરાજની રૂપરેખા નીચે પ્રમાણે દોરી. મતાધિકાર માટેની લાયકાત સારુ શારીરિક મહેનત એક શરતરૂપ હોય, લશ્કરી ખર્ચનો ઘટાડો હોય, ન્યાય મેળવવામાં ખર્ચ ઓછો થતો હોય, માદક પદાર્થોની સદંતર બંધી હોય ને તેમાંથી કશી આમદાની લેવાતી ન હોય, મુલકી અને લશ્કરી ખાતાના પગારોમાં ઘટાડો હોય, ભાષાવાર પ્રાંતોની વહેંચણી હોય, પરદેશીઓને અપાયેલા પટા તથા ખાસ હકદાવાઓની ફેરતપાસ થાય, રાજારજવાડાઓનો દરજ્જો મધ્યવર્તી સરકારની કશીયે ડખલ વિના કાયમ રહે, અમલદારવર્ગની બધી આપખુદ સત્તાઓ ખેંચી લેવાય, નોકરીમાંથી જાતિભેદની બધી વાડો દૂર કરવામાં આવે, જુદા જુદા ધર્મ સંપ્રદાયોને સ્વતંત્રતા અપાય, બધો રાજવહીવટ તે તે પ્રાંતની પ્રાંતિક ભાષામાં ચાલે અને હિંદી આખા દેશની રાષ્ટ્રભાષા થાય.

પૂર્ણસ્વાતંત્ર્ય વિષે પણ તેમણે પોતાનો અભિપ્રાય જણાવ્યો. એ વખતે તો એમને આશાઓ હતી કે, વસ્તુસ્થિતિ કાંઈ થાળે પડશે. એટલે અમદાવાદ પછી એમના આ વિષયના ઉદ્‌ગારોમાં જરા ઓછી ઉગ્રતા હતી:

"હું સામ્રાજ્યની અંદરના સ્વરાજ માટે ગુરીશ, પણ બ્રિટનના પોતાના જ વાંકને કારણે સામ્રાજ્યનો સંબંધ તોડી નાંખવાની જરૂરિયાત ઊભી જ થશે, તો હું એ બધા જ સંબંધો તોડી નાંખતાં જરાય આંચકો નહિ ખાઉં"

આ પછી ગાંધીજીએ સ્વરાજ્યપક્ષ અને રચનાત્મક કાર્યક્રમનો ઉલ્લેખ કર્યો, અને છેવટે બંગાળની પરિસ્થિતિ સંબંધમાં પોતાનો અભિપ્રાય આપી અહિંસા વિષેની પોતાની શ્રદ્ધા પુનઃ પ્રતિપાદિત કરી. બંગાળમાં શરૂ થયેલી દમનનીતિ સ્વરાજીઓ સામે તાકવામાં આવી છે, એ અભિપ્રાય સાથે પોતાની સંમતિ તેમણે જાહેર કરી.

મહાસભાએ બી અમ્મા, સર આશુતોષ મુકરજી અને બીજાઓનાં અવસાન બદલ શોક દર્શાવનારા ઠરાવો કર્યા. ગાંધીજી, દેશબન્ધુ અને પંડિત મોતીલાલજી વચ્ચેના જે સમાધાનને મહાસમિતિએ મંજૂર રાખ્યું હતું તે મહાસભાએ બહાલ રાખ્યું.

મહાસભાના મતાધિકારની કલમમાં એ પ્રમાણે ઘટતો ફેરફાર કરવામાં આવ્યો. કોહાટમાં રમખાણો વખતે હિન્દુઓની મોટી વસ્તીને હિજરત કરી જવી પડી, એ માટે મહાસભાએ પોતાનો ખેદ જાહેર કર્યો, અને ત્યાંના મુસ્લિમ રહેવાસીઓને વિનંતિ કરી કે તેમણે તેમના હિંદુભાઈઓને જાનમાલની સલામતીની પૂરી બાંહેધરી આપવી. હિંદુ હિજરતીઓને સલાહ આપવામાં આવી કે, કોહાટના તેમના મુસલમાન બિરાદરો તેમને માનભર્યું આમંત્રણ ન આપે ત્યાં સુધી તેમણે પાછું કોહાટ ન જવું. ગુલબર્ગનાં રમખાણોમાં ભોગ થઈ પડેલાઓ પ્રત્યે પણ મહાસભાએ પોતાની સમવેદના જાહેર કરી. વાઇકોમ સત્યાગ્રહ વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો. રાષ્ટ્રના કાર્યકર્તાઓ અમુક વેતન લે તેમાં કાંઈ નાનમ નથી એવું ઠરાવવામાં આવ્યું. અકાલી હિલચાલ વિષે તેમજ દારૂ, તાડી અને અફીણના વેપાર વિષે ઠરાવો કરવામાં આવ્યા. છેવટે, મહાસભાના બંધારણમાં ઘટતા ફેરફારો કરવામાં આવ્યા.

પરદેશોમાં વસતા હિંદીઓના પ્રશ્ન બાબતમાં શ્રી. વઝે અને પંડિત બનારસીદાસ ચતુર્વેદી તેમજ શ્રીમતી સરોજિની નાયડુની સેવાઓની કદર કરવામાં આવી. સરકાર પણ આ બાબતમાં કાંઈ નિષ્ક્રિય બેસી રહી નહોતી. હિંદી સરકારે કેનિયાના સવાલ બાબત કડક વલણ દાખવ્યું હતું. તેણે હિંદી વજીરને ચેતવણી આપી હતી કે :

"કેનિયામાં હિન્દીઓ વિરુદ્ધ ચુકાદો આપવામાં આવશે, તો કદાચ હિંદમાં બ્રિટિશ પ્રજાસંઘ સાથેનો સંબંધ તોડી નાંખવાની તેમજ સંસ્થાનો સામે વળતાં પગલાં ભરવાની પ્રબળ હિલચાલ મંડાશે."

આ સ્થળે એ યાદ રાખવું જોઈએ કે, ૧૯૨૩માં જ્યારે સામ્રાજ્ય પરિષદ મળી, ત્યારે તેમાં ૧૯૨૧ની પરિષદે મંજૂર રાખેલો હિંદનો સમાન પદનો હક કબૂલ રાખવામાં આવ્યો હતો; એટલું જ નહિ પણ ઠરાવવામાં આવ્યું હતું કે, હિંદી સરકાર એક સંસ્થાન-સમિતિ નીમે અને તેની સલાહ બીજાં સંસ્થાનો લે. દક્ષિણ આફ્રિકાએ એની વિરુદ્ધ મત આપ્યો હતો. સંસ્થાનસમિતિમાં મિ. હોપ સિમ્પસન, નામદાર આગાખાન, સર બેન્જામિન રૉબર્ટ્સન, દીવાન બહાદુર રંગાચાર્ય અને શ્રી. કે. સી. રૉય

મળ્યો હતો. તેઓએ ૧૯૨૪ના આરંભમા લંડન ખાતે બેઠક ભરી હતી, અને જુલાઈના અંતમા એ બેઠક વિખેરાઈ હતી તે સભામા કેનિયા, ફીજી અને ટાંગાનિકાના હિન્દીઓની ફરિયાદો વિષે વિચારણા કરવામા આવી હતી

સસ્થાન ખાતાના પ્રધાન મિ ટૉમસે ૧૮૨૪ના આગસ્ટમા દર્શાવ્યુ કે, કેનિયામા પ્રવેશ નિયત્રિત કરતો ઑર્ડિનન્સ કાયદાના રૂપમા ન મુકાવો જોઈએ પણ મતાધિકાર અને ઉચ્ચ પ્રદેશો સંબધી પરિસ્થિતિમા કશો ફેરફાર થયો નહિ હિંદથી આવતા ખેડુતો સારૂ (લો લૅન્ડ્ઝ) નીચાણમા આવેલા પ્રદેશોમા એક ભાગ અલગ કાઢવાની સૂચના કરવામા આવી ૧૯૨૪ના જૂન માસમા નામદાર શહેનશાહની સરકારે લૉર્ડ સાઉથબરોના પ્રમુખપદ હેઠળ ઇસ્ટ આફ્રિકન કમિટી નીમી, અને હિન્દીઓને જે કહેવાનુ હોય તે આ સમિતિએ સાભળવુ એવુ ઠરાવવામા આવ્યુ દક્ષિણ આફ્રિકામા સરકારની ફેરબદલી થવાથી જુદી જુદી જાતો માટે જુદા વિભાગો નક્કી કરવાનો ખરડો રદ થયો પણ નાતાલમા વધુ હિન્દીઓ શહેરી તરીકે ન નોંધાય એવી અટકાયત કરતો નાતાલ શહેરનો ઑર્ડિનન્સ તો પસાર થયો જ.

## પ્રકરણ ૬ ઠ્ઠું

# આ તે ભાગલા કે ભાગીદારી ?—૧૯૨૫

સ્વરાજીઓની સફળતાઓ—ગાંધીજીનો પ્રવાસ—દેશબંધુનું માનસ—દેશબંધુનું ફરીદપુર ખાતેનું ભાષણ—તેમનો બર્કનહેડ વિષેનો વિશ્વાસ—તેમનો છેલ્લો પત્ર—તેમની પછી બંગાળના નેતા સેનગુપ્તા—ગાંધીજીએ રાજીનામા માટે બતાવેલી તૈયારી—મુડિમેન સમિતિ—સ્વરાજ્યપક્ષને પટાવી લેવાના સરકારના પ્રયત્નો—મધ્યમ માર્ગની જરૂરિયાત—પટનામાં મહાસમિતિ—ભાગલા—ચર્ચા—મોતીલાલજીની કુમતા—સ્વમાનનો પ્રશ્ન—આ તે ભાગલા કે ભાગીદારી?—દેશબંધુની ગિરફતારીની ધમકીઓ—કાનપુર મહાસભાની તૈયારી—સરોજિની દેવીનો સંદેશ—મહાસભાના યંત્રમાં પ્રેરક બળની ઊણપ—સ્થાનિક સંસ્થાઓ વિષે રસ—સ્વરાજ્યપક્ષમાં આંતરિક વિપ્લવ—કેલકરની ટીકા—ત્રણ જણનાં રાજીનામાં—આંધ્રમાં બળવો—કાનપુરની મહાસભા—બેઠકની વિચારણાઓ—મુખ્ય ઠરાવ—પંડિત માલવિયાનો સુધારો—બીજા ઠરાવો—રેવ૰ હોમ્સની આ બેઠકમાં હાજરી—હિંદુમુસલમાન રમખાણો—ગુરુદ્વારાનો સવાલ.

૧૯૨૫ના રાજકારણનું મધ્યબિંદુ મોટે ભાગે ધારાસભાઓનું કાર્ય બન્યું હતું. સ્વરાજીઓને હવે નાફેરવાદીઓની કશી છેડ રહી નહોતી. ગાંધીજી બંને પક્ષોનાં ત્રાજવાં સ્થિર ને સરખાં રાખતા હતા. મધ્ય પ્રાંત અને બંગાળ એ બે પ્રાંતોમાં

સરકારના નવા દ્વિમુખી તંત્રને (Dyarchy) ધૂળભેગું કરવામાં આવ્યું હતું. બંગાળમાં લૉર્ડ લિટને દેશબંધુને પ્રધાનમંડળ રચવાનું આમંત્રણ આપ્યું. પણ તેમણે ન તો પ્રધાનમંડળ રચ્યું કે ન તો બીજા કોઈને તે રચવા દીધું. દેશબંધુ એ જ પરિસ્થિતિના સ્વામી અત્યાર સુધી રહેતા આવ્યા હતા. લૉર્ડ રીડિંગે ૧૯૨૪ના ઑર્ડિનન્સ નં. ૧ કાઢ્યો હતો. તેની મુદત પૂરી થઈ ગઈ, એટલે બંગાળ ધારાસભામાં એ ઑર્ડિનન્સને એક ખરડારૂપે દાખલ કરવામાં આવ્યો. પણ ૧૯૨૫ના જાન્યુઆરીમાં સ્વરાજ્યપક્ષે પોતાની લાગવગથી ધારાસભા પાસે એ નામંજૂર કરાવ્યો. આથી, લૉર્ડ લિટને પોતાની ખાસ સત્તા વાપરીને તે ખરડો મંજૂર કર્યો અને નામદાર શહેનશાહની સરકારની સહાની માટે લંડન મોકલ્યો. ૧૭મી ફેબ્રુઆરીએ બંગાળ ધારાસભાએ ઠરાવ કરી સરકારને ભલામણ કરી કે, તેણે અંદાજપત્રમાં પ્રધાનોના પગારની જોગવાઈ કરવી. આ ઠરાવ સ્વરાજીઓનો કાંટો પાછળ મૂકનારો ગણાય. પણ તરત જ બગડ્યું સુધારી લેવામાં આવ્યું. ૨૩મી માર્ચે ધારાસભામાં અંદાજપત્રની ચર્ચાઓ વખતે સે નિયુક્ત પ્રધાનોના પગારો નામંજૂર કરવામાં આવ્યા. બંગાળમાં આ રીતે સ્વરાજ્યપક્ષે જાહેર કરેલી નીતિ અનુસાર અસહકારને વળગી રહ્યું હતું, ત્યારે મધ્યપ્રાંતમાં 'પ્રધાનપદનો સ્વીકાર કરી બંધારણને અંદરથી કેમ ન તોડવું' એ પ્રશ્ન જાહેરમાં ચર્ચાઈ રહ્યો હતો. ૧૯૨૪માં તેમજ ૧૯૨૫માં વડી ધારાસભાનો સ્વરાજપક્ષ બંધારણ હેઠળના સામાન્ય વિરોધ પક્ષનું જ કામ કરી રહ્યો હતો. તે સિલેક્ટ કમિટીમાં ભાગ લેતો તથા, ઉપયોગી કાનૂનોને પસાર કરવામાં સહકાર આપતો. એમ તે કદી એક પક્ષ સાથે, તો કદી બીજા પક્ષ સાથે અને ક્વચિત્ સરકાર સાથે પણ ભળી જતો.

શ્રી દોરાસ્વામી આયંગરે બંગાળ ઑર્ડિનન્સને રદ કરવાનો ઠરાવ રજૂ કર્યો, તે ૫૮ વિરુદ્ધ ૪૫ મતે પસાર થયો. ૧૯૨૫ના ફેબ્રુઆરીની ૩જી તારીખે શ્રી વિઠ્ઠલભાઈએ ૧૮૫૦નો રાજકેદીઓનો કાયદો, ૧૮૬૭નો સરહદના અત્યાચારોનો કાયદો, ૧૯૧૧નો ફિતૂરી સભાઓની બંધીનો કાયદો એમ ત્રણ કાયદાઓ રદ કરવાનો ખરડો આપ્યો. તેનાથી સરહદના લગતા

કાયદા સિવાયનો ભાગ પસાર થયો. શ્રી. નિયોગીએ રેલવેમાં અમુક ખાસ કોમ માટે અલાયદા ડબાઓ રાખવામાં આવે છે તે રદ કરવા માટે રેલવેના કાયદામાં સુધારો મૂક્યો, પણ તે રદ ગયો. એજ દશા ડૉ. ગૌરની દરખાસ્તની થઈ. એ દરખાસ્તમાં સૂચવવામાં આવ્યુ હતુ કે હવેથી પ્રિવી કાઉન્સિલમાં અપીલો મોકલવાનું બંધ કરવું. આ દરખાસ્ત વેળાએ સ્વરાજીઓએ સરકારને ટેકો આપ્યો હતો. પંડિત મોતીલાલજીએ આ અવસરે જણાવ્યું હતુ કે, થોડોક વખત તો આપણને લંડનમા પ્રિવી કાઉન્સિલમાં અપીલો લઈ જવી પડશે. શ્રી. વેંકટપતિ રાજૂએ હિંદમાં લશ્કરી કૉલેજ સ્થાપવાનો ઠરાવ મૂક્યો, તેમાં પણ સરકારને હાર મળી. ૨૫–૨–૧૯૨૫ને દિવસે રેલવેના અંદાજપત્રની ચર્ચામાં સ્વરાજીઓ અને સ્વતંત્ર મતવાદીઓએ ભેગા મળીને સરકારનો સામનો કર્યો નહિ. તેમણે તો માંહોમાંહે એકમેક સામે જ તીર તાક્યાં. આથી રેલવેનું અંદાજપત્ર રદ કરવાનો પંડિત મોતીલાલજીનો સુધારો ૪૧ વિરુદ્ધ ૬૬ મતે રદ ગયો. આ રીતે વડી ધારાસભાનું કામ ચાલતુ હતુ. આમાં અગાઉ ધારવામાં આવી હતી, એવી 'સતત, અને એકધારી વિરોધનીતિ' નહોતી, પણ તે તે વિષયોની નગદ કિંમતની દૃષ્ટિ હતી. પંડિત મોતીલાલજીએ કારોબારી સભાના સભ્યોનાં મુસાફરીનાં ભથ્થાં રદ કરવાનો ઠરાવ રજૂ કર્યો હતો, તે ૬૫ વિરુદ્ધ ૪૮ મતે પસાર થયો હતો. કોહાટનાં રમખાણો, લશ્કરનું હિંદીકરણ, મુડિમેન અહેવાલ, ગોળમેજી પરિષદ અને દમનનીતિ એ બધા વિષયો ચર્ચાઓમાં અગ્રસ્થાને હતા.

બંગાળના સુધારેલા ફોજદારી કાયદા હેઠળના કિસ્સાઓમાં હાઈ કોર્ટને અપીલ કરી શકાય એવી જોગવાઈ કરનારો એક ખરડો વડી ધારાસભામાં આવ્યો. આ વખતે મામલો જરા કઢંગો થઈ ગયો. આ ખરડામાં ઉપલી હકીકત ઉપરાંત હેબિયસ કોર્પસ મોકૂફ રાખવાની અને આરોપીઓને બંગાળ બહાર જેલમાં રાખવાની વાત પણ હતી. સ્વરાજીઓ અને સ્વતંત્ર મતવાદીઓ હાઈ કોર્ટને અપીલ કરી શકાય એ બાબતને ટેકો આપવા માગતા હતા, ત્યારે પાછલી બાબતોને તેઓ રદ કરવા

ઇચ્છતા હતા  આમ થાય તો મન્દિર ની દૃષ્ટિએ ખરડો નકામો બની જાય, એટલે, રાજસભાએ એ ખરડો પસાર કર્યો તે પછી રીડિંગે તેને પોતાની ખાસ સત્તાથી મંજૂરી આપી

આ વખત દરમિયાન, દેશબંધુએ મહાસભામાં પોતાને માટે ગૌરવનું સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું વળી બેલગામ મહાસભાની પૂર્ણાહુતિના દિવસોમાં જાહેર કરવામાં આવ્યું હતું કે, દેશબન્ધુએ પોતાની સમગ્ર મિલકત દેશને ચરણે સમર્પિત કરી દીધી છે, અને તેનો ઉપયોગ કોઈ ભૂતદયાના કામમાં થશે  આ હકીકત બહાર પડતાં તો પ્રજાના હૃદયમાં દેશબંધુનું સ્થાન ઘણું દૃઢ થઈ ગયું  ડૉ બિસેન્ટની 'નૅશનલ કન્વેન્શન' 'કૉમનવેલ્થ ઑફ ઇંડિયા બિલ'નો મુસદ્દો બહાર પાડ્યો  ઐક્ય પરિષદે નીમેલી સમિતિ કોમી ગૂંચ ઉકેલવા માટે પોતાના મગજ ઘસી રહી હતી  ૨૫મી ફેબ્રુઆરીએ લાલાજીએ હિંદુ મહાસભા વતી એક પ્રશ્નમાળા પ્રગટ કરી  આગલે વરસે નવેમ્બર માસમાં મુંબઈમાં મળેલી સર્વપક્ષી પરિષદે સ્વરાજની યોજના ઘડવા માટે એક સમિતિ નીમી હતી પણ તે કશું તૈયાર કરી શકી નહિ અને માર્ચ માસમાં તો તેણે પોતાની બેઠકને અચોક્કસ મુદત માટે મુલતવી રાખી  ગાંધીજીએ ૧૯૨૫ના માર્ચ અને એપ્રિલ માસમાં દક્ષિણ ભારતમાં પ્રવાસ કર્યો  આ વખતે વાઈકોમ સત્યાગ્રહ પૂર જોસમાં ચાલતો હતો ગાંધીજીની હાજરીથી તે પ્રશ્નનું કાંઈક સમાધાન લાવી શકાયું

વાઈકોમની અમુક ગલીઓમાંથી અસ્પૃશ્યોને જવાની બંધી હતી  ત્રાવણકોર સરકારે સત્યાગ્રહીઓ આ મનાઈનો ભંગ કરે તે અટકાવવા માટે ચોકી મૂકી હતી  ત્રાવણકોર સરકારને સમજાવવામાં આવ્યું કે, તેના આ પગલાથી તે રૂઢિચુસ્ત હિંદુઓની માન્યતાને મદદ આપી રહી છે  પછી તેણે એ ચોકીઓ ઉઠાવી લીધી  હવે માત્ર લોકમત સામે જ ઝૂઝવાનું રહ્યું. એટલે સત્યાગ્રહનું ખાસ કારણ તે વખત પૂરતું તો દૂર થયું

દક્ષિણ ભારતમાંથી ગાંધીજી બંગાળના પ્રવાસે જવાના હતા, દેશબંધુ બીમાર પડતા જતા હતા  બંગાળના એમને તાવ ચડતો

અને તેથી તેમની સ્થિતિ ચિંતાજનક બની ગઈ હતી. સારવાર માટે તેમણે યુરોપ જવું એવું પણ સૂચન થતું હતું. એ વખતે દેશબંધુને એવી આશા હતી કે, તે પોતે બ્રિટિશ સરકાર સાથે સમાધાન કરાવી શકશે. વિજયની આ મનોવૃત્તિ મોટી હિલચાલો ગોઠવનાર લોકનેતાઓમાં સામાન્ય રીતે જોવામાં આવે છે. ૧૯૧૭માં મિ. મોન્ટેગ્યુએ હિંદની મુલાકાત લીધી, ત્યારે શ્રીમતી બિસેન્ટમાં પણ એ જ મનોવૃત્તિ વ્યાપી ગઈ હતી. તેમણે શું હિંદુસ્તાનમાં બ્રિટિશ સામ્રાજ્યને હલાવી નાખ્યું નહોતું? દેશબંધુની બાબતમાં પણ એમ જ હતું. એમણે ચિતાગોંગમાં ૧૯૨૧ની હડતાળ યોજી નહોતી? એમના પ્રાંતે શાહજાદાની મુલાકાતનો બીજે ક્યાંય જોવામાં ન આવેલો એવો બહિષ્કાર કર્યો નહોતો? એમણે બંગાળની ધારાસભાઓ કબજે કરી નહોતી? અને પ્રધાનમંડળની સ્થાપના અશક્ય કરી મૂકીને દ્વિમુખી તંત્રને ભાંગભેગું કરી મૂક્યું નહોતું? તો પછી એક સમાધાન કરાવતાં શી વાર?

બંગાળ પ્રાંતિક પરિષદની ફરિદપુર ખાતે મળેલી બેઠકમાં દેશબંધુએ અમુક શરતોએ સહકાર કરવા સારુ જે ઉદ્‌ગારો કાઢ્યા હતા, તેની પાછળ આ મનોદશા હતી. ગાંધીજી માનતા હતા કે, ત્યારના વ્યાપક અસંતોષને શમાવવા માટે સરકારમાં જે હૃદયપલટાની આવશ્યકતા હતી તેનો સાવ અભાવ હતો. ત્યારે દેશબંધુ એમ માનતા હતા કે, સરકારનો એવો હૃદયપલટો થયો છે. તેમણે 'સ્ટેટ્સમેન' પત્રના પ્રતિનિધિને ૧૯૨૫ના મે માસના પહેલા અઠવાડિયામાં કહ્યું હતું:

"હું સર્વત્ર સાચા હૃદયપલટાનાં ચિહ્નો જોઈ રહ્યો છું. બધે જ મને સમાધાનનાં ચિહ્નો જણાય છે. દુનિયા ઝઘડાઓથી કંટાળી ચૂકી છે, અને મને એનામાં સર્જન અને સંગઠનની સાચી ઇચ્છા પ્રતીત થતી જણાય છે."

લગભગ એ જ ગાળામાં ગાંધીજીએ એ જ પ્રતિનિધિને કહ્યું હતું:

"હું અંગ્રેજોનો મિત્ર છું એવો હું દાવો કરું છું; એટલે જ મારે તેમને કહેવું જોઈએ કે, મને જરાસરખું હૃદયપલટાનું નિશાન પણ જણાતું નથી."

દેશબંધુએ બ્રિટિશ મુત્સદ્દીઓને સલાહ આપતા જણાવ્યુ હતુ કે, 'તમને અને અમને માનભરી હોય એવી શરતોએ આજે જ સુલેહ થઈ શકે તેમ છે' આ સમય દરમિયાન ગાંધીજી દેશબંધુને પોતાના 'વકીલ' તરીકે ઓળખાવતા અને સ્વરાજ્યપક્ષ ધારાસભાઓમા મહાસભાનો પ્રતિનિધિ છે એમ હમેશા કહેતા ગાંધીજીનુ આત્મવિલોપન અદ્ભુત હતુ અને કેટલીક વાર તો તે, તેમના જૂના સાથીઓની વફાદારીની નહિ તોય ધીરજની તો તાવણી થાય એટલી હદે જતુ દેશબંધુએ ફરિદપુર ખાતે બોલતા જણાવ્યુ હતુ

"અમુક સાચી જવાબદારી પ્રજાને સુપરત કરવામા આવે, તો પછી આપણે શા માટે સરકાર સાથે સહકાર ન કરવો ? પણ તેને માટે બે વસ્તુઓ આવશ્યક છે એક તો સાચો દિલપલટો હોવો જોઈએ અને બીજુ, આપણને પૂર્ણ અર્થમા સ્વરાજ્યની એકદમ બાંહેધરી મળવી જોઈએ એ સ્વરાજ નજીકના ભવિષ્યમા આપોઆપ આવી જવુ જોઈએ. જો સ્વરાજ્યનો એકદમ પાયો નાખવામા આવતો હોય અને રાજા તથા પ્રજા વચ્ચે સાચે જ હૃદયપલટો થયો હોય, તો, મને લાગે છે કે, રાષ્ટ્રના ઇતિહાસમા અમુક ગણતર વર્ષો કશા લેખામા ન લઈ શકાય. તમે મને કહેશો કે હૃદયપલટો એ પદ તો મજાનુ છે પણ એ પલટાની ચોકસ પ્રતીતિ આપનારુ કંઈ વ્યવહારુ પગલુ તો જોઈએ ને ? હા કબૂલ છે પણ એ પગલાનો આધાર તો જે સમાધાન સૂચવવામા આવે તેના વાતાવરણ ઉપર આધાર રાખે છે વિશ્વાસનુ કે અવિશ્વાસનુ વાતાવરણ સહેજે જાણી શકાય છે અને સુલેહભર્યા કોઈ પણ સમાધાનમા તેની ચોકસ શરતો કરતા એ શરતો પાછળની ભાવના ઉપર મુખ્ય આધાર રહે છે"

આ વખતે લૉર્ડ રીડિંગ ઇંગ્લંડમા હતા અને તે દરમિયાન જ લૉર્ડ બર્કનહેડે સ્વરાજીઓને ધારાસભાઓમા અતગાયો નાખવાને બદલે સરકારને સહકાર આપવાની સલાહ આપી હતી આમ એ બે વસ્તુઓ ભેગી થવાથી દેશબંધુને આશા રાખવાનું વધુ નિમિત્ત મળ્યુ હતુ વધુમા કર્નલ વેજવૂડ અને મિ રામ્સે મેકડોનાલ્ડ હિંદમા કંઈ સમાધાન લાવવા માટુ પ્રયાસ કરી રહ્યા હતા ગાંધીજીએ દેશબંધુના અવસાન પછી એક સૂચક ઉદ્ગાર કાઢ્યો હતો કે, દેશબંધુને લૉર્ડ બર્કનહેડમાં

શ્રદ્ધા હતી અને તે હિંદ માટે કંઈ ભારે કરી નાંખશે એવું તેઓ વિશ્વાસપૂર્વક માનતા હતા.

પંડિત મોતીલાલજી ઉપર દેશબંધુએ જે છેલ્લો કાગળ લખ્યો હતો અને જેને પંડિતજી દેશબંધુનું રાજદ્વારી વસિયતનામુ કહે છે, તેમાં તેમણે લખ્યું હતું:

"આપણી તવારીખમા ભારે કટોકટીનો વખત આવી રહ્યો છે. આ વર્ષની આખરે આપણે સંગીન કામ કરવું જ જોઈશે. આવતા વર્ષની શરૂઆતમાં તો આપણાં સાધનમાત્રની જાણે કે કસોટી થવાની છે. ત્યાં આપણે બંને માંદગીને બિછાને પડ્યા છીએ. પ્રભુ જાણે શું થશે."

અને એ પછી લગભગ તરત જ ૧૬મી જૂન ૧૯૨૫ને દિવસે ઈશ્વરે દેશબંધુને તેમના દેશજનોની વચ્ચેથી ખસેડી લીધા. એમનું અવસાન દાર્જિલિંગમાં થયું.

દેશબંધુનુ જીવન એટલે આપણા રાષ્ટ્રીય ઇતિહાસનું એક પ્રકરણ. ગાંધીજીએ દેશબંધુના અવસાન સંબંધમાં ખૂલના ખાતે ગદ્ગદિત કંઠે કહ્યું હતુ:

"આપણે એમના સ્મારક સારુ શું કરીશુ? આંસુ પાડવા તો સહેલ છે. પણ એ આંસુ કંઈ એમના સગાંવહાલાને કંઈ મદદ કરવાનાં નથી. આપણે હિંદુઓ, મુસલમાનો, પારસીઓ અને ખ્રિસ્તીઓ— આપણે બધા જ હિંદીઓ—દેશબંધુ જાતે જે કાર્યક્ષેત્રમાં જીવ્યા અને ઝૂઝ્યા તે કાર્યક્ષેત્રમાં કાંઈ કરીશું, તો જ આપણે દેશબંધુની સ્મૃતિ તરીકે કંઈક કર્યું કહેવાશે"

દેશબંધુ વિષે સરકારનો શો અભિપ્રાય હતો તે હવે જોઈએ:

"મિ. દાસ વિરોધીનાં નબળાં પાસાં એકદમ પકડી પાડવાની અચૂક શક્તિવાળા હતા. એમનામાં પોતાની યોજનાઓને અમલમાં મૂકવાની દૃઢ આગ્રહશક્તિ હતી, અને તેથી પોતાના સર્વશ્રેષ્ઠ શક્તિશાળી સાથીઓ કરતાં પણ એમનું સ્થાન ઊંચું રહેતું"

ગાંધીજીની માફક એમને એમના વિરોધીઓ પણ આદર આપતા. અંગ્રેજો અને મોટા સરકારી અમલદારોએ પણ એમને અંજલિ આપી હતી. હિંદી વજીર અને વાઈસરોયે ખેદ દર્શાવનારા સંદેશાઓ મોકલ્યા હતા, અને વડી ધારાસભાએ ઑગસ્ટ માસની બેઠકમાં દેશબંધુ તથા બીજા પીઢ દેશભક્તો

સુરેન્દ્રનાથ બેનરજીનાં અવસાનથી દેશને પડેલી ખોટ વિષે યોગ્ય શબ્દોમાં ઠરાવ કર્યો હતો.

ગાંધીજીને દેશબંધુ પ્રત્યે ઘણો સ્નેહ હતો. તેમના વિદેહ થયા બાદ તે બંગાળમાં જ રહ્યા અને દેશબંધુનું એક મહાન્ સ્મારક શોભું કર્યું. તેમણે દેશમાંથી દશ લાખ રૂપિયા એકઠા કર્યા અને દેશબંધુએ બેલગામ મહાસભા વખતે જાહેર કરેલી ટ્રસ્ટની યોજનામાં જણાવ્યા પ્રમાણે તેમના રૂસા રોડ ઉપરના મકાનમાં સ્ત્રીઓ અને બાળકો માટે એક સેવાસદન સ્થાપ્યું. ગાંધીજીએ વધુમાં સ્વરાજ્યપક્ષને મજબૂત કરવા તથા બંગાળમાં એ પક્ષ ચિરસ્થાયી રહે તે માટે પોતાની સર્વશક્તિ ખરચી. તેમણે શ્રી. જતીન્દ્રમોહન સેનગુપ્તાને ધારાસભામાં સ્વરાજ્યપક્ષની સરદારી, કલકત્તા કોરપોરેશનનું મેયરપદ, અને બંગાળ પ્રાંતિક સમિતિનું સરનશીનપણું મળે તે માટે પ્રયત્ન કર્યો.

ગાંધીજી આમ સ્વરાજીઓને નિશ્ચિંત કરવા મથતા હતા, પણ સ્વરાજીઓ ગાંધીજીની આ ઉદારતાનો યોગ્ય જવાબ વાળી ન શક્યા. સ્વરાજ્યપક્ષે સૂતરના મતાધિકાર સામે ઉગ્રતર વિરોધ બતાવ્યા કર્યો. તા. ૧૫મી જુલાઈએ કલકત્તા ખાતે મહાસભાની કારોબારી સમિતિની બેઠક પૂરી થયા બાદ, ગાંધીજીએ પંડિત મોતીલાલજીને એક ચિઠ્ઠી લખીને જણાવ્યું કે, મહાસભામાં સ્વરાજીઓની બહુમતી છે, અને પંડિત મોતીલાલજી પોતે સ્વરાજ્યપક્ષના પ્રમુખ છે, એટલે પંડિતજીએ જ મહાસભાનું સરનશીનપણું પણ સંભાળી લેવું જોઈએ. ગાંધીજીએ વિશેષમાં જણાવ્યું હતું કે, તેઓ હવે વધુ વાર મહાસભાના પ્રમુખ રહેવા માગતા નથી. આ ચિઠ્ઠીને લીધે સ્વરાજીઓની છાવણીમાં એકદમ તો ખળભળાટ મચી ગયો.

છેવટે નક્કી કરવામાં આવ્યું કે, એ વર્ષના બાકીના વખત સુધી તો ગાંધીજીએ મહાસમિતિનું પ્રમુખપદ સંભાળવું જ. પરંતુ આગામી બેઠકમાં સૂતરનો મતાધિકાર રદ થાય, તો તે રાજીનામું આપે અને પછી રેંટિયા ને ખાદી માટે અલાયદું મંડળ સ્થાપે. કારોબારી સમિતિએ પોતે પણ સૂતરના મતાધિકાર વિષે લાંબી

વિચારણા કરી. અને છેવટે આ સવાલનો વિચાર કરવા માટે ૧લી ઑક્ટોબરે મહાસમિતિની બેઠક બોલાવવા નક્કી કર્યું.

ઑગસ્ટ માસમાં ગાંધીજીએ લખ્યું હતું :

"મારા જેવો આમ જનતાને જીવન આપી ચૂકેલો અને શિક્ષિત હિંદીઓના વર્ગ સાથે મૂળગત મતભેદોવાળો મહાસભાને દોરે, તે કરતાં મહાસભા શિક્ષિત હિંદીઓથી જ દોરાય અને ખીલે, એ વધારે સારું છે. આથી, મારે વધુ વાર મહાસભાની આડે ઊભા ન રહેવું જોઈએ. મારે એ શિક્ષિત વર્ગોને મારા તો કરવા જ છે પણ તે હું મહાસભા બહાર જઈને જ કરી શકું. એ પ્રવૃત્તિને મારે મદદ આપવી જ હોય, તો મારે તેના રસ્તા વચ્ચેથી ખસી જ જવું જોઈએ, અને શિક્ષિત હિંદીઓ મને જેટલે અંશે મહાસભાનું નામ વાપરવા દે, તેટલે અંશે તે નામે તેની મદદથી રચનાત્મક કાર્ય પાછળ મારું સમગ્ર ધ્યાન રોકવું જોઈએ."

વાત એમ હતી કે, એક બાજુ સ્વરાજીઓને ગાંધીજીના સિદ્ધાંતોને અવમાનિત કરવા હતા, છતાં બીજી બાજુએ તેમને ગાંધીજીની મદદારી જોઈતી હતી. તેમને તેમની શરતોએ ગાંધીજીનો સહકાર જોઈતો હતો. ગાંધીજીને તો એક જ સંદેશો આવડતો હતો, અને શ્રીમતી સરોજિનીએ તે વખતે ઘણાને કહ્યું હતું તેમ, તે વાસી થવા લાગ્યો હતો. લગભગ આ અરસામાં પંડિત મોતીલાલજીએ સ્કીન કમિટીમાં સભ્ય થવાનું કબૂલ કર્યું. પોતે સ્વરાજી હોઈને આ જગા તેમણે સ્વીકારી તેથી તેમના અનુયાયીઓ પણ તેમની સામે રોષે ભરાયા. તેમની સામે મોટામાં મોટો વાંધો એ હતો કે, તેમણે એ જગ્યા લેવી જ હતી તો વડી ધારાસભામાંના સ્વરાજીઓના પોણા ભાગની સંમતિ મેળવીને જ લેવી જોઈતી હતી. વિરોધી મંડળોમાં એ પગલાના એવા અર્થો થવા લાગ્યા કે, 'સ્વરાજપક્ષની આખી નીતિમાં પલટો થયો છે,' અને એ પલટો સાવ સહકારની દિશામાં છે. આના જવાબમાં જણાવવામાં આવ્યું કે, આ સમિતિના સભ્યને દેશના લશ્કરી પ્રશ્નોનો અંદરથી અભ્યાસ કરવાની વિરલ તક મળે છે. પણ આ દલીલથી ટીકાકારો કાંઈ શાંત થાય?

'પંડિતજીએ હિંદી સૅંડહર્સ્ટ' સમિતિને નામે ઓળખાયેલી આ સ્કીન કમિટીમાં સભ્યપદ લીધું, તે વખતે ૧૯૨૫-૨૬ની વડી ધારાસભાની સિમલા ખાતેની બેઠકને થોડી વાર હતી. આ સ્કીન

કમિટી વિષે થોડું કહેવું જરૂરી છે. ૧૯૨૫ પહેલાંનાં થોડાં વર્ષોથી હિંદી પ્રજામતનો અમુક ભાગ હિંદમાં સૅંડહર્સ્ટના જેની એક લશ્કરી કૉલેજ સ્થાપવાની માગણી કર્યા કરતો હતો. ૧૯૨૫માં વડી ધારાસભાએ એક ઠરાવ પસાર કરી સરકારને આગ્રહ કર્યો હતો કે, તેણે સૅંડહર્સ્ટ જેવી એકાદ સંસ્થા સ્થાપવી. આથી, હિંદી સરકારે એક સમિતિ નીમી, અને તેને 'કિંગ કમિશન'ના હોદ્દા માટે લાયક હિંદી ઉમેદવારો કેવી રીતે વધુ સંખ્યામાં મળી શકે તે તપાસવાનું તથા તે ઉમેદવારો મળી રહે તો તેમને કેવી રીતે સારામાં સારી તાલીમ આપી શકાય તે સંબંધમાં વિચારણા કરવાનું સોંપ્યું. આ સમિતિમાં પંડિત મોતીલાલજી, શ્રી. જિન્ના વગેરે મુખ્ય હિંદી સભ્યો હતા, અને તેનું પ્રમુખપદ જનરલ સ્ટાફના વડા સર ઍન્ડ્રુ સ્કીનને આપવામાં આવ્યું હતું. તે સમિતિને, સમિતિને હિંદમાં ત્યારે અથવા તે પછી લશ્કરી કૉલેજ સ્થાપવી એ ઇચ્છવાજોગ ને વ્યવહારુ છે કે કેમ તે તપાસવાનું હતું. વિશેષમાં આવી કૉલેજ સ્થાપવાનું જ ઠરે તો એ કૉલેજમાં જોઈતા ઉમેદવારો હિંદમાંથી જ મળી રહેશે કે ઇંગ્લંડથી ભરતી કરીને એમાં પૂર્તિ કરવી પડશે એ પણ એને જોવાનું હતું. સમિતિએ હિંદમાં અનેક બેઠકો ભરી, અને પછી ૧૯૨૬ના વસંતમાં સમિતિએ પોતાના સભ્યોની એક પેટા સમિતિને ઇંગ્લંડ, ફ્રાન્સ, કૅનેડા અને અમેરિકામાં અમલદારોને અપાતા લશ્કરી શિક્ષણની પદ્ધતિ તપાસવા સારુ દેશાવર મોકલી.

હવે અહીં મુડિમેન કમિટીના અહેવાલ ઉપર ચાલેલી એક અગત્યની ચર્ચાનો ઉલ્લેખ કરવાની જરૂર છે. મુડિમેન કમિટીની નિમણૂક ૧૯૨૪માં, મૉન્ટેગ્યુ સુધારાઓનો અમલ તપાસવા માટે થઈ હતી. આ કમિટીએ એક લઘુમતીનો અને બીજો બહુમતીનો એમ બે પ્રકારનો અહેવાલ રજૂ કર્યો હતો. બહુમતીનો અહેવાલ, સરકારી અહેવાલ હતો. તેની ભલામણોનો સાર એ હતો કે, સુધારાનો સાંચો જ્યાં જ્યાં ખટકાતો હોય, ત્યાં ત્યાં તેલ પૂરવું, અને તેના સાધાઓને સુંવાળા કરવા. જેથી, પ્રધાનોના પગારોને અંદાજપત્રોમાં મંજૂરી માટે રજૂ કર્યા વિના, પ્રધાનો નીમી શકાય, અને પથરા પડવા છતાં સરકારનો રથ ચાલ્યા કરે! મૉન્ટ-ફર્ડ સુધારાઓમાં આ

બનાવોની સંભાવના દૂર દૂરના ભાવિમાં દેખાતી હતી, પણ હવે તો તે ગઈ કાલની તાજી બીનાઓ બની ચૂકી હતી.

સ્વરાજ્યપક્ષે વડી ધારાસભામાં જતાં મૉન્ટ-ફર્ડ યોજનામાં રહેલી આ પ્રત્યાઘાતી શક્યતાઓ પૂરેપૂરી જોઈ લીધી હતી, અને ૧૯૨૪ના ફેબ્રુઆરીમાં નીચેની દરખાસ્ત ધારાસભામાં રજૂ કરી હતી :

"આ સભા ગવર્નર-જનરલ અને તેની કાઉન્સિલને ભલામણ કરે છે, કે તેણે હિંદમાં સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર સ્થાપવાના હેતુથી હિંદી સરકારના કાયદામાં સુધારા કરવાના પગલાં લેવાં અને એ અર્થે (અ) લઘુમતીઓના હકો તથા અધિકારોને ખ્યાલમાં રાખી, હિંદને માટે ઉપરના સિદ્ધાંતને અનુસરતા બંધારણની યોજના સૂચવવા માટે, યોગ્ય પ્રતિનિધિત્વવાળી ગોળમેજી પરિષદ તુરતમાં બોલાવવી, અને (બ) અત્યારની મધ્યસ્થ ધારાસભાને બરખાસ્ત કરી, ઉપરની સૂચવાયેલી યોજના નવી ચૂંટાયેલી ધારાસભા સમક્ષ બહાલી માટે રજૂ કરવી અને પછી એ યોજનાને કાયદાનું સ્વરૂપ અપાવવા બ્રિટિશ પાર્લામેન્ટમાં મોકલવી."

આ ઠરાવના પરિણામે જ મૂડિમેન કમિટી નિમાઈ હતી, અને તેના અહેવાલો ઉપર તા. ૭મી સપ્ટેમ્બર, ૧૯૨૫ને રોજ વડી ધારાસભામાં સર અલેકઝાંડર મૂડિમેને રજૂ કરેલી એક દરખાસ્તના રૂપમાં ચર્ચા ચાલી. તેના ઉપર પંડિત મોતીલાલજીએ એક લાંબો સુધારો મૂક્યો. આ સુધારાનો સાર એ હતો કે,

"૧. હિંદમાનું રાજતંત્ર સંપૂર્ણ રીતે જવાબદાર બને એવી રીતે બંધારણના તંત્રમાં તેમજ વહીવટમાં તલસ્પર્શી ફેરફારો કરવામાં આવશે એવું નામ૦ શહેનશાહની સરકારે પાર્લામેન્ટમાં જાહેર કરવું. વળી (૨) એ સિદ્ધાંતના પાયા ઉપર એક વિસ્તૃત યોજના તૈયાર કરવા એક ગોળમેજી પરિષદ કે એવી કોઈ યોગ્ય પરિષદ બોલાવવી. તેમાં હિંદી, યુરોપી તેમજ અંગ્લો-ઇંડિયન હિતોનું પૂરતું પ્રતિનિધિત્વ હોય. એ પરિષદ લઘુમતીઓના હિતહકોને ધ્યાનમાં રાખી, ઉપર જણાવેલી યોજના તૈયાર કરે. પછી તે યોજનાને વડી ધારાસભ[illegible] સંમતિ માટે રજૂ કરવી, અને છેવટે તે[illegible] કાયદાનું સ્વરૂપ અપા[illegible] પાર્લામેન્ટમાં મોકલી આપવી."

[illegible] તરફેણમાં [illegible] સુધી [illegible] વિરુદ્ધ ૪૫ મતે

પસાર થ[illegible] શકાશે [illegible] ફેબ્રુઆરીમાં જે

'દુઃખદ ને તંગ વાતાવરણ' હતું, તે ૧૯૨૫ના સપ્ટેમ્બરમાં ઘણું મૈત્રીભર્યું થઈ ગયું હતું અને ૧૯૨૪માં માત્ર 'ગોળમેજી પરિષદ જ માગણી હતી, તે ૧૯૨૫માં હળવી થઈને, ગોળમેજી પરિષદની કે એવી કોઈ યોગ્ય પરિષદ' એવો વિકલ્પ થયો હતો.

લૉર્ડ બર્કનહેડે સ્વરાજ્ય પક્ષને 'હિંદના સૌથી વિશેષ વ્યવસ્થિત રાજદ્વારી પક્ષ' તરીકે ઓળખાવ્યો હતો. કંઈક અંશે આ પ્રમાણપત્ર સંતોષકારક તો હતું. પરંતુ તે તો નવું રાજ્યબંધારણ અને તેનું વાહન સ્વીકારનારા સ્વરાજ્યપક્ષ માટે હતું. કારણ કે સ્વરાજ્ય-પક્ષ કાંઈ ધારાસભાઓમાં દાખલ થઈને જ અટક્યો નહોતો. તેણે અંદાજપત્રો પસાર કર્યાં હતાં તથા સિલેક્ટ કમિટીઓમાં કામ કર્યું હતું. જો કે મુડિમેન કમિટીમાં ભાગ લેવાની તેણે ના પાડી હતી, છતાં સ્કીન કમિટીમાં તો તે સામેલ થયો જ. સર બેસિલ બ્લૅકેટે ધારાસભામાં ચોખ્ખું જણાવ્યું હતું:

"પોતાના રક્ષણનો ખરડો પસાર કરીને, ગયા વર્ષનું અંદાજપત્રક પસાર કરીને, રેલવેનો નાણાંવહીવટ અલગ પાડીને, પંડિતજી સહકાર નહિ તો બીજું શું કરી રહ્યા છે ? અને મિ. પટેલ પણ આ સભાના સભાપતિ થઈ બીજું શું કરે છે ?"

આ પછી સર બેસિલે શ્રી. રંગાસ્વામી આયંગારે પબ્લિક એકાઉન્ટ્સ કમિટીને આપેલી અમૂલ્ય સેવાઓની કદર કરી હતી. આ બધાંની પાછળ વાત એ હતી કે, સરકાર સ્વરાજ્યપક્ષને સહકારના કોઈને કોઈ રસ્તે વાળવા પદામણાં કરી રહી હતી.

અહીંથી આગળ આપણે ૧૯૨૫ના સપ્ટેમ્બરમાં પટણા ખાતે મહાસમિતિની જે બેઠક મળી હતી તેના બનાવો વર્ણવીએ તે પહેલાં સ્વરાજીઓના પોતાના વિચારો ને કાર્યક્રમોની ભીતરમાં શાં ઊંડાં વહેણ વહેતાં હતાં તે જરા જોઈ લઈએ. ગાંધીજીએ મહાસભાનું આખું તંત્ર પંડિત મોતીલાલજીને સોંપી દેવાની પોતાની તૈયારી બતાવી હતી. તેની મોતીલાલજીએ ભારે કદર કરી. તેમણે ગાંધીજીને લખ્યું:

"દેશબંધુએ લંબાવેલો સહકારનો હાથ લૉર્ડ બર્કનહેડે તરછોડી કાઢ્યો લાગે છે. તથા આપણી સ્વરાજ્યની લડતમાં હજુ આપણે ઘણી બિનજરૂરી અટકાયતોનો ને ઘણા બંબેરાયેલા વિરોધીઓનો સામનો

કરવાનો રહે છે એમ સ્પષ્ટ બતાવી આપ્યું છે. આથી આ તબક્કે આપણે માટે એક જ ચોખ્ખી ફરજ રહે છે કે, આપણે માટે આંકી રાખેલી રેખાએ આપણે સીધા ચાલ્યા જ કરવું અને બેજવાબદાર તેમજ ઉદ્ધત સત્તાને પ્રબળ પડકાર આપવા માટે ભૂમિકા તૈયાર કરવી."

તા. ૨૫મી જુલાઈએ લાલાજીએ છાપાંજોગ નિવેદન બહાર પાડ્યું કે ;

"અત્યારે તો વચલો રસ્તો નક્કી કરવાની જરૂર છે. આપણે સહકાર માટે તૈયાર નથી, સંજોગો અનુસાર જે વ્યવહારુ ને શક્ય હોય તે જ આપણે કરવું જોઈએ એ માટે આપણે ઉગ્ર ચિંતન કરવું જોઈએ, વિગતવાર ચર્ચાઓ કરવી જોઈએ, બધા પક્ષો સાથે પ્રામાણિક મસલતો ચલાવવી જોઈએ અને અંતે નક્કી થાય તે કરી છૂટવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ."

બંગાળમાં સ્વરાજીઓએ પ્રધાનપદ સ્વીકારવાનું અશક્ય કરી મૂક્યું હતું, તે વસ્તુ હવે ઝપાટાબંધ ઢીલી પડતી જતી હતી. એક સ્વતંત્રપક્ષના સભ્યે સ્વરાજી ઉમેદવારને ૭ મતે હરાવી ધારાસભાનું પ્રમુખપદ સર કર્યું હતું. છેવટના મુકાબલા વખતે દેશબંધુને સ્ટ્રેચરમાં ઘાલી ધારાસભામાં લાવવા પડ્યા હતા. તે વખતે પણ વસ્તુસ્થિતિ શંકાભરેલી જ હતી.

ડૉ. સુહરાવર્દીએ સ્વરાજ્યપક્ષમાંથી ગજીનામું આપ્યું હતું. તેમણે પોતાના પક્ષની અગાઉથી પરવાનગી લીધા વિના બંગાળના ગવર્નરની મુલાકાત લીધી હતી. ગાંધીજીએ તેમના એ પગલા સામે વાંધો લઈ પ્રથમ તો જણાવ્યું કે, 'દાક્તરનું આ પગલું અયોગ્ય છે,' પણ પછી જણાવ્યું કે, 'એમ કરી તેમણે દેશની ઇજ્જત વેચી છે.' આ સાંભળી દાક્તરે સ્વરાજપક્ષમાંથી રાજીનામું આપ્યું, અને કહ્યું : "આ નવી જોહુકમી હેઠળ જીવ્યા કરતાં રાજકીય ગુલામી હું વધુ પસંદ કરું છું." ગાંધીજીનો અભિપ્રાય એવો હતો કે, પોતાના પક્ષની અગાઉથી મંજૂરી મેળવ્યા વિના કોઈ સભ્ય કોઈ પણ સરકારી અમલદારને મળે એ ધણી રીતે પ્રચ્છવાજોગ નથી,

તા. ૨૨મી ઑગસ્ટે શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ વડી ધારાસભાના પ્રથમ બિનસરકારી પ્રમુખ ચૂંટાયા.

૨૨મી સપ્ટેમ્બરે પટણા ખાતે આ જ અરસામા મહાસમિતિની બેઠક મળી ૧૯૨૪મા આ પટણામા જ મહાસમિતિએ સવિનયભંગ ખેંચી લેવાનો ઠરાવ કર્યો એ વસ્તુ આપણે યાદ કરીશુ, તો આ બેઠક પણ આપણને બોધક ને રસદાયી લાગશે કારણ કે, આ જ બેઠકમા મહાસભામા આગળપડતા ફેરફારો કરવામા આવ્યા ખાદી રાજદ્વારી અંગમાંથી અળગી કરવામા આવી, સૂતરના મતાધિકારની સાથેસાથે ચાર આનાનો મતાધિકાર મંજૂર રખાયો, અને રાજદ્વારી કાર્યક્રમ આખો સ્વરાજ્યપક્ષને સુપરત થયો હવે સ્વરાજ્યપક્ષ મહાસભાની માત્ર એક પાંખ ન રહ્યો, અથવા એક વિરોધપક્ષ કે કોઈ રીતે સહન કરી લેવામા આવેલો લઘુમતીપક્ષ ન રહ્યો, પરંતુ ખુદ મહાસભા જ બન્યો હવે ચૂંટણીની લડતો સ્વરાજપક્ષે નહિ પણ મહાસભાએ જ લડવાની રહી વડી ધારાસભામાના આ પક્ષના સભ્યો હવે સ્વરાજીઓ નહિ પણ મહાસભાવાદીઓ કહેવાયા સૂતરના મતાધિકારનો વિકલ્પ રાખવામા આવ્યો, તે કાંઈ એને પૂરતો જવાબ મળ્યો નહોતો એ કારણે નહિ તે વખતે દશ હજાર સભાસદો સૂતરનુ લવાજમ આપતા હતા પરંતુ તેનુ કારણ, માત્ર સ્વરાજીઓને એ ગમતો નહોતો એ જ હતુ લૉર્ડ બર્કનહેડને તથા લૉર્ડ રીડિંગને સામો જવાબ વાળવા સારુ, ગાંધીજી સ્વરાજીઓને ભેટવા અડધાથીયે વધુ રસ્તે આગળ ગયા ૧૯૨૪મા ગોપીનાથ સહા સંબંધી સિરાજગંજના ઠરાવથી જ્યારે દેશબન્ધુની સ્થિતિ તથા મુક્તિ જોખમમા આવી ગઈ હતી, તેમજ જ્યારે બંગાળના ઑર્ડિનન્સે કાયદાનુ રૂપ લીધુ હતુ, ત્યારે પણ ગાંધીજી દેશબન્ધુની કુમકે ઊભા રહ્યા હતા પરંતુ આ વર્ષે તો દેશબન્ધુ સ્વર્ગવાસી થયા હતા અને લૉર્ડ બર્કનહેડના બખાળા વાતાવરણમા સંભળાયા જ કરતા હતા એટલે ગાંધીજીએ અસહકારનો અવશેષમાત્ર પણ સંકેલવાનો અને ધારાસભાના મોરચાને બધી સહાય આપવાનો નિશ્ચય કર્યો હિંદી વજીરને તે પોતે કશો જવાબ આપે તેમ નહોતુ, એટલે એમણે ધારાસભાપક્ષને રાજદ્વારી મામલાને પહોંચી વળવા માટે મહાસભાની સર્વ સત્તા આપી દીધી પટણાના ઠરાવના જે પાછલા ભાગમા સ્વરાજપક્ષને બધુ રાજદ્વારી કાર્ય સોંપી દેવામા આવ્યુ તે આ પ્રમાણે છે

"બેલગામ ખાતે મળેલી ૩૯ મી મહાસભાએ એક પક્ષે મહાત્મા ગાંધી અને બીજે પક્ષે સ્વરાજ્યપક્ષની વતી કામ કરતા દેશબંધુદાસ તથા પં. મોતીલાલ નેહરુ વચ્ચે થયેલ એવા કરારનામાને સંમતિ આપી હતી કે, મહાસભા કરારનામામાં દર્શાવેલ રચનાત્મક કાર્યક્રમ પાછળ જ રોકાઈ જાય અને સ્વરાજ્ય પક્ષ પ્રાંતિક તેમજ વડી ધારાસભામાં મહાસભાના અંગ તરીકે રહીને મહાસભાની વતી કામ ચલાવે અને આ કાર્યને સારુ પોતે જ ઘટતા નિયમો ઘડી લે તેમજ પોતાના પૈસાટકાનો સ્વતંત્રપણે વહીવટ કરે; અને ત્યાર પછીના બનાવોએ દેખાડી આપ્યું છે કે, દેશની બદલાયેલી સ્થિતિમાં મજકૂર કરારનામામાં દોરેલી મર્યાદાઓ ચાલુ રાખવી યોગ્ય નથી અને મહાસભાએ હવે પછી પ્રધાનપણે રાજદ્વારી મંડળ બનવું જરૂરી છે, તેથી,

"એવો ઠરાવ કરવામાં આવે છે કે, મહાસભાએ હવે દેશની પરિસ્થિતિને અંગે જરૂરી જણાય તેવું બધું રાજદ્વારી કામ ઉપાડવું અને આને સારુ મહાસભાનું તંત્ર તેમજ અખિલ ભારત ખાદી બોર્ડને તથા પ્રાંતિક ખાદી બોર્ડોના અગર તો ખાસ કામોને અર્થે આપી મૂકવું ન હોય તેવું કુલ ભંડોળ તેમજ માલમિલકત ઉપયોગમાં લેવા. અખિલ ભારત ખાદી બોર્ડ તેમજ પ્રાંતિક ખાદીબોર્ડો તેમની કુલ લેણદેણ સહિત અખિલ ભારત ચરખાસંઘ કે જેને મહાત્મા ગાંધી સ્થાપનાર છે તેને સોંપી દેવાં. મજકૂર ચરખાસંઘ મહાસભાના જ અંગ તરીકે પણ તેના હેતુની સફળતાને ખાતર એ બધાં ફંડોનો સ્વતંત્રપણે અને કુલમુખત્યારીથી ઉપયોગ કરવાના અધિકાર સાથે કામ કરશે.

"શરત એ કે, વડી ધારાસભામાં તેમજ પ્રાંતિક ધારાસભાઓમાંનું કામ સ્વરાજ્ય પક્ષે ઘડી કાઢેલા બંધારણ મુજબ સ્વરાજ્ય પક્ષે દોરેલી નીતિ તેમજ કાર્યક્રમને અનુસરીને ચલાવવું. માત્ર તેના નિયમોમાં મજકૂર નીતિની સફળતાની દૃષ્ટિએ જરૂરી જણાય તેવા સુધારાવધારા મહાસભા કરે."

આ ઠરાવ ઉપર એક એવો સુધારો સૂચવવામાં આવ્યો હતો કે, વડી ધારાસભા અને પ્રાંતિક ધારાસભાઓને લગતું કામ મહાસભાએ વખતોવખત નક્કી કરેલી નીતિ અને કાર્યક્રમો અનુસાર કરવામાં આવે. એ સુધારો રજૂ કરતી વખતે એવી ટીકા કરવામાં આવી કે, સ્વરાજ્યપક્ષે તેનામાં મૂકવામાં આવેલો વિશ્વાસ અફળ કર્યો નથી. તે સાંભળતાં જ પંડિત મોતીલાલજી ગુસ્સે થઈ ગયા. પરંતુ 'સ્વરાજ્યપક્ષ સામે આજના જેવા

સંજોગોમાં તમારે તમામ તીખા ચાબખા મારવા બંધ કરવા જોઈએ,' એમ સુધારો મૂકનારને વારીને ગાંધીજીએ સભામાં ફરી શાંતિ ફેલાવી

આ વખતે ગાંધીજીની મનોદશા એવી હતી કે, પંડિત મોતીલાલજીએ માન માગવું જોઈએ, એટલે એ એમને મળવું જ છે મહાસમિતિના પ્રમુખ તરીકે ગાંધીજીએ સભાને સ્વરાજ્યપક્ષે ધારાસભાના કરેલા કામનો હિસાબ સુધ્ધાં ન માગવા દીધો કારણ તેમ કરવા જતાં નકામી કડવાશ ઊભી થાય અને નાજુકાઈથી બતાવેલી ઉદારતાની સુવાસ તથા કિંમત ઘટી જાય રાજેન્દ્રબાબુએ ગાંધીજીને પૂછ્યું કે, તમારે દાસ અને નેહરુ સાથે કાંઈ કૂવો કરવો થયો છે શું ' ત્યારે ગાંધીજીએ ના કહી પણ ઉમેર્યું કે, 'સામો પલ માગે તે આપવું એ મારે મન તો ઇજ્જતનો સવાલ છે'

પટણામાં અને તે પછી સવાલ આ હતો પટણાના ઠરાવોથી મહાસભામાં ભાગલા પડ્યા છે કે ભાગીદારી બંધાઈ છે? જુદુ ખાતે પરિસ્થિતિ અવ્યક્ત હતી ૧૯૨૪ના જૂનમાં અમદાવાદમાં ગાંધીજી હજુ પોતાના સિદ્ધાંતના મૂળતત્ત્વોને વળગી રહેવા પ્રયત્ન કરતા હતા ખાદીની કડકાઈ એમણે જરાક હળવી કરી હતી, પણ કારોબારી સભ્યોને એમણે બંધ જ કાંતવાની ફરજ પાડી હતી પરંતુ સિરાજગંજના ઠરાવો પછી નોકરશાહીએ દેશબંધુને ગિરફતાર કરવાની દાનત કરી એટલે ગાંધીજીને મહાસભાના બળોને એકત્રિત કરી લેવું પડ્યું પછી તો, આગળ આપો એટલે પહોંચો આપવો જ પડે, એ ન્યાયે બેનામની સમતુલા પલ્લા ખાતે રદ થઈ, કારણકે ધારાસભાએ મહાસભાની સમગ્ર પ્રતિષ્ઠા લઈ લીધી એટલું જ નહિ પણ સાથે સાથે સૂતરનો મતાધિકાર પણ લઈ લીધો આમ જોકે બહારથી એકતાનો ગમે તેટલો દેખાવ થયો, તો પણ ધારાસભાવાદીઓ અને ખાદીવાદીઓ વચ્ચે ભાગલા પડી ગયા છે એવું લોકોની નજરથી છાનું શું નહિ

લોકોને લાગવા માંડ્યું હતું કે, વકીલ અમીરની સૂચનાથી બહુ આગળ વધી ગયો છે કે પાછળ રહી ગયો છે પરંતુ,

ગાંધીજી આવાં ગણિતનાં લેખાં માટે એમ નહોતા. એ જ્યારે આપવા બેસે ત્યારે જરાય ખચકાયા વગર તથા સામામાં કે પોતામાં જરા પણ સંકોચની લાગણી ઊભી થવા દીધા વિના બધું જ આપી દે. પ્રાચીન કાળમાં બીજાં બધાં દાનની બાબતમાં એ જ નિયમ સ્થાપ્યો હતો. એટલે કાનપુરમાં તો પટણામાં તેમણે જે નિરધાર્યું હતું, તેને જ મંજૂર કરવાનું હતું.

કાનપુરની મહાસભા (૧૯૨૫) હવે નજીક આવી પહોંચી હતી. આપણે હજુ ઑક્ટોબર માસના બનાવો વર્ણવી રહ્યા છીએ. શ્રીમતી સરોજિની નાયડુ પ્રમુખપદે ચૂંટાયાં હતાં. ગાંધીજીએ બેલગામ વખતે જ કહ્યું હતું કે, જ્યાં સરોજિની હોવાં જોઈએ ત્યાં હું બેઠો છું. ઑક્ટોબરના આરંભમાં શ્રીમતી સરોજિનીએ નવા વર્ષ માટે પ્રજાજોગ સંદેશો પાઠવ્યો :

"મારો કાર્યક્રમ તો એક સ્ત્રીને છાજે તેવો આડંબર વિનાનો અને ઘરગથ્થુ છે. તે એ કે, હિંદ પોતાને ઘેર પોતાનું સાચું મહારાણીપદ પાછું પ્રાપ્ત કરે, પોતાની સર્વ વિશાળ સાધનસામગ્રીની એકમાત્ર અધિષ્ઠાત્રી બને અને કોનું કેવું આતિથ્ય કરવું તે બાબતમાં પૂરી સત્તાધીશ બને. ભારતમાતાની એક એકનિષ્ઠ પુત્રી તરીકે, આવતા વર્ષ દરમિયાન મારું એ એક જ સુંદર છતાં દુષ્કર કાર્ય રહેશે કે, મારી માતાનું મંદિર વ્યવસ્થિત કરવું; વિવિધ કોમો તેમજ વિવિધ ધર્મોવાળા એના મજિયારા જીવનની એકનિષ્ઠાને જે કરુણ વિખવાદો આજે ડોલાવવાની ધમકી આપી રહ્યા છે, તે શાંત પાડવા; એનાં નીચાતિનીચ તથા ઉચ્ચાતિઉચ્ચ સર્વ સંતાનો એને ત્યાં પોતપોતાનું યોગ્ય સ્થાન, કાર્ય અને મોભો પ્રાપ્ત કરે એમ કરવું; અને એના આંગણામાં બાળકો, મહેમાનો ને પરદેશીઓ એક સાથે પોષાય તે જોવું."

લોકો તો એના એ જ હતા. ગમે તે ક્ષણે તેઓ પહેલાંની પેઠે ફરી ગતિયુક્ત બને તેમ હતા. પરંતુ ખોટ તો કોઈ પ્રેરક બળની, જીવંત વિચારની અને ઉત્તેજક કાર્યક્રમની હતી. મોટરની પેટ્રોલની નળીમાં કાંઈ ભરાઈ જાય છે, ત્યારે માત્ર વીજળી ચાલુ કરવાથી એન્જિન ચાલુ થતું નથી. એમ થાય છે ત્યારે મોટરને પાછળથી ધકેલવાની યુક્તિ અજમાવવામાં આવે છે. થોડે દૂર જતાં એન્જિન ચાલુ થઈ જાય છે અને ફરી બંધ કરવામાં ન આવે

ત્યાં સુધી ચાલ્યાં કરે છે. બંધ કર્યા પછી ફરી ચાલુ કરવું હોય, તો મોટરને પહેલાંની પેઠે ફરી ધકેલવી પડે છે.

એ જ પ્રમાણે, સવિનય ભંગનો પ્રાણસંચારક કાર્યક્રમ મોકૂફ રહ્યો એટલે ઉત્તેજના માટે જુદી જુદી યુક્તિઓ આગળ આવવા લાગી. લોકલબોર્ડો, મ્યુનિસિપાલિટીઓ વગેરે સ્થાનિક સંસ્થાઓ કબજે કરવાનુ વધુને વધુ આકર્ષક થવા લાગ્યું. દેશબન્ધુએ અને તેમના પછી સેનગુપ્તાએ કલકત્તા કોરપોરેશનનુ મેયરપદ જે તેજસ્વિતાથી દીપાવ્યું હતુ, તે સહેજે દરેકની આંખે ચડે તેમ હતું. મહાસભાવાદીઓએ આ વખતે ચાર મોટી મ્યુનિસિપાલિટીઓ કબજે કરી હતી. શ્રી. વલ્લભભાઈ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ બન્યા હતા. વિઠ્ઠલભાઈ મુંબઈ મ્યુનિસિપાલિટીના મેયર હતા. જવાહરલાલ અલ્હાબાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ બન્યા હતા. પરંતુ થોડા જ વખતમાં તેમને માલૂમ પડી ગયું કે સ્થાનિક સંસ્થાઓનું કામ મહાસભાવાદીઓને માફક આવે તેમ નથી. રાજેન્દ્ર બાબુએ પટણા મ્યુનિસિપાલિટીનો મુગટ સ્વીકાર્યો, પરંતુ તેય પોતાના અનુભવોથી ખુશ થઈ શકયા નહિ અને ૧૫ મહિનામાં તો તે મુગટ ઉતારી બહાર ચાલ્યા આવ્યા. પરંતુ જીવનમાં બીજાના અનુભવો કામ આવતા નથી. દરેકને જાતે જ ઠોકર ખાવી પડે છે. એટલે મદ્રાસની મહાસભાસમિતિએ ૧૯૨૫ના અરસામાં મદ્રાસ કોરપોરેશનની બેઠકો સર કરવા જર અને જહેમત સામુ ખ્યાલ કર્યા વિના ઉગ્ર પ્રયત્ન આરંભ્યો. તેણે મદ્રાસ મ્યુનિસિપાલિટીની દશમાંથી સાત બેઠકો કબજે કરી. નવા કાર્યક્રમ સાથે નવા નેતાઓ આવે જ. એ મુજબ મ્યુનિસિપાલિટીના આગેવાન શ્રીનિવાસ આયંગર મહાસભાપક્ષના પણ આગેવાન થયા.

પરંતુ સરકારની ઘંટીનાં પૈડાં ધીરે ફરે છે, પણ અચૂક ફરે છે. એટલે થોડા જ વખતમાં સરકારે સ્થાનિક સંસ્થાઓ મારફતે રચનાત્મક કાર્યક્રમ આગળ ધપાવવાનો મહાસભાવાદીઓનો હેતુ પાર પાડવાનું અશક્ય કરી મૂક્યું : જેલ જઈ આવેલાઓને શિક્ષકની કે બીજી નોકરીએ રાખી શકાય નહિ, ખાદી પહેરે શકાય નહિ, હિંદી શીખવી શકાય નહિ, શાળાઓમાં રેંટિયે કાંત

પણ એમાં કોમી ઝઘડાની ગંધ મળતી નહોતી. આ વખતે પણ સરકાર તરફથી અર્ધલશ્કરી પગલાં લેવામાં આવ્યાં, પણ ૧૯૨૩ના અંત સુધી તો કશું જ પરિણામ આવ્યું નહિ. ૧૯૨૪માં પલટણને બોલાવવામાં આવી. તેમાં ૨૦૦ જેટલા તો અમલદારો હતા. આખરે લગભગ ત્રણ વર્ષના 'ગાંરિલા-યુદ્ધ' પછી બળવો દબાવી શકાયો. એક બાજુ બ્રિટિશ સરકારનું પ્રબળ લશ્કર હતું, અને બીજી બાજુ સીતારામ રાજૂ અને તેના ગણ્યા સાગરીતો હતા. પરંતુ એ આખા પ્રસંગનો સૌથી કરુણતમ બનાવ તો કેદ પૂરેલા સીતારામ રાજૂને નાસવાનો પ્રયત્ન કરવાના કારણસર ગોળીથી ઠાર કરી નાખવામાં આવ્યો તે હતો. આની વિગતો બહાર પાડવાને અને પંચક્યાસનો અહેવાલ રજૂ કરવાને સરકારને અનેકવાર પડકાર કરવામાં આવ્યો, પણ તેણે સાંભળ્યું જ નહિ.

હવે આપણે કાનપુરની મહાસભામાં જઈએ. શરૂઆતથી જ મુશ્કેલીઓ તો માથે હતી. કાનપુરમાં પટણાના ઠરાવને બહાલ રાખવાનો તો હતો જ, ઉપરાંત વડી ધારાસભામાં મુડિમેન કમિટીના અહેવાલ ઉપર સ્વરાજ્ય પક્ષે સુધારા મૂકી જે માગણીઓ રજૂ કરી હતી તેનો પણ મહાસભાએ વિચાર કરવાનો હતો.

આ બેઠકની એક નવીનતા એ હતી કે, નિવૃત્ત થતા પ્રમુખ ગાંધીજીએ નવા આવતા પ્રમુખ શ્રીમતી સરોજિનીને ગાદીનો રીતસર હવાલો સોંપ્યો. ગાંધીજી માત્ર પાંચ મિનિટ જ બોલ્યા. તેમણે જણાવ્યું કે, પાંચ વર્ષના કાર્યનું અવલોકન કર્યા પછી પણ તેમને એક પણ પગલું પાછું ફરવા જેવું લાગતું નથી, કે એક પણ નિવેદન પાછું ખેંચવા જેવું લાગતું નથી. વળી તેમણે ઉમેર્યું : "હું આજે જ સવિનયભંગ આદરું, પણ મને વળી જવું જોઈએ કે લોકોમાં જોઈએ તેટલી આગ છે, જોઈએ તેટલી તાલાવેલી છે. પણ આજે તે ક્યાં છે?"

શ્રીમતી સરોજિની દેવીએ ગાદીનો હવાલો થોડાક સુંદર પસંદ કરેલા શબ્દોથી લીધો. તેમનું પ્રમુખ તરીકેનું ભાષણ અત્યાર સુધી અપાયેલાં ભાષણોમાં ટૂંકામાં ટૂંકું હતું, તેમજ મધુર પણ હતું. તેમણે કોમી-એકતા ઉપર ભાર મૂક્યો, વડી ધારાસભામાં સ્વરાજીઓએ રજૂ કરેલી પ્રજાકીય માગણીનો ઉલ્લેખ કર્યો, અને બધાને નિર્ભય

ચવાનો આગ્રહ કર્યો તેમણે કહ્યું 'સ્વાતંત્ર્યના સંગ્રામમા ભય એ એક અક્ષમ્ય દ્રોહ છે, નિરાશા એ અક્ષમ્ય પાતક છે' આમ તેમનુ ભાષણ હિમ્મત અને આશાના સંદેશરૂપ હતુ તેમના મધુર અંકુશ તથા ક્ષમાશીલતા હેઠળ કાનપુર મહાસભાનુ કામ સરળતાથી પાર પડ્યુ માત્ર થોડાક મજૂરોના દેખાવો થયા, અને કેટનાક પ્રતિનિધિઓના છમકલા પણ થયા પણ તે જવાહરલાલજી જેવા ખડતલ પુરુષોએ કાબૂમા આણી લીધા

કાનપુર મહાસભાએ દેશબંધુ દાસ, સર સુરેન્દ્રનાથ બેનરજી, ડૉ સર ભાંડારકર અને બીજાઓના અવસાન બદલ શોકપ્રદર્શક ઠરાવો કર્યા આ વખતે દક્ષિણ આફ્રિકાથી પ્રતિનિધિમંડળ આવ્યુ હતુ તેને મહાસભાએ આવકાર આપ્યો, અને જાહેર કર્યું કે અનાયત વિસ્તાર પાડવાનો તથા પ્રવેશનોંધણીના નવા ખરડાઓથી ૧૯૧૪ના ગાંધી સ્મટસ કરારનો ભંગ થાય છે માટે એ કરારનો અર્થ કરવાનુ લવાદને સોંપવુ જોઈએ મહાસભાએ આ મુદ્દાની પતાવટ માટે ગોળમેજી પરિષદ ભરવાની સૂચનાને બહાલ રાખી અને શાહી સરકારને આગ્રહ કર્યો કે તેણે આ ખરડાને મંજૂરી ન આપવી

બંગાળના ઑર્ડિનન્સ વિરો અને ગુરુદ્વારાની લડતવાળા કેદીઓ વિશે યોગ્ય ઠરાવો થયા બ્રહ્મદેશમા રજૂ થયેલા બિન-બ્રહ્મી ગુનેગારોને દેશ બહાર કાઢી મૂકવાના ખરડાને તથા દરિયાઈ ઉતારુઓ ઉપર વેરો નાખનાર ખરડાને નાગરિક સ્વાતંત્ર્ય ઉપર તરાપ નાખનારા જાહેર કરવામા આવ્યા

આ પછી મહાસભાનો મતાધિકારને લગતો મુખ્ય ઠરાવ આવ્યો તેમા પટણાની મહાસમિતિમા તા ૨૨-૯-૧૯૨૫ને રોજ પસાર કરેલા ઠરાવનો ૧ વિભાગ બહાલ રાખવામા આવ્યો મહાસભાએ સવિનયભંગમા પોતાની શ્રદ્ધા પુનઃપ્રતિપાદિત કરી અને જણાવ્યુ કે, બધા જ રાજદ્વારી કામોમા સ્વાશ્રય એ આપણો મુદ્રાલેખ રહેવો જોઈએ મહાસભાએ ત્યારબાદ નીચેનો વિસ્તૃત કાર્યક્રમ સ્વીકાર્યો

"૧ દેશમા ચલાવવાની પ્રવૃત્તિનો હેતુ, લોકોને તેમના રાજદ્વારી હક્કો વિશે શિક્ષણ મળે અને મહાસભાના રચનાત્મક કાર્યક્રમ દ્વારા તે

હકો મેળવવા સારુ જરૂરી બળ અને તાકાત મેળવવાની તેમને તાલીમ મળે એ રહેશે. રચનાત્મક કાર્યક્રમમાં રેંટિયો અને ખાદીનો પ્રચાર, કોમકોમ વચ્ચેની એકતા, અસ્પૃશ્યતાનિવારણ, દલિત વર્ગોની સ્થિતિ-સુધારણા તથા દારૂ અને બીજાં વ્યસનોનો નિષેધ મુખ્ય રહેશે. ઉપરાંત તેનાં સ્થાનિક સ્વરાજની સંસ્થાઓનો કબજો, ગ્રામપંચાયતોની સ્થાપના, રાષ્ટ્રીય કેળવણીનો પ્રચાર, ખેતીમાં તેમજ ઉદ્યોગોમાં રોકાયેલા મજૂરવર્ગોનું સંગઠન, મૂડીદાર અને મજૂર વચ્ચેના તથા જમીનદાર અને ખેડૂત વચ્ચેના સંબંધોનો સુયોગ્ય મેળ અને દેશના રાષ્ટ્રીય, આર્થિક, ઔદ્યોગિક તથા વ્યાપારી હિતોના એકંદર વિકાસનો પણ સમાવેશ થશે.'

૨. દેશ બહાર કરવાના કામમાં હિંદ વિષે સાચી માહિતીઓનો ફેલાવો એ રહેશે.

૩. વડી ધારાસભામાં ૧૮મી ફેબ્રુઆરી, ૧૯૨૪ને દિવસે સ્વતંત્ર મતવાદીઓ અને સ્વરાજીઓએ મળીને દેશ વતી સરકાર સમક્ષ સમાધાનની જે શરતો રજૂ કરી છે, તે આ મહાસભા સ્વીકારે છે. હજુ સુધી સરકારે એ માગણીનો કશો ઉત્તર આપ્યો નથી એ હકીકત ધ્યાનમાં લઈ આ મહાસભા ઠરાવ કરે છે કે: '(અ) વડી ધારાસભામાં સ્વરાજ્યપક્ષે ઉપલી દરખાસ્ત વિષે પહેલી તકે સરકારનો છેવટનો અભિપ્રાય માગવો અને જો સરકાર, ફેબ્રુઆરીના અંત સુધીમાં કશો નિર્ણય જાહેર ન કરે, અથવા તો તેણે જાહેર કરેલો નિર્ણય મહાસભાની કાર્યવાહક સમિતિ તથા મહાસમિતિએ નીમેલા બીજા એવા સભ્યોની બનેલી ખાસ સમિતિને સંતોષકારક ન લાગે, તો સ્વરાજપક્ષે વિધિસર સભાગૃહમાં સરકારને ચેતવણી આપી દેવી કે, પોતે અત્યારના ધારામંડળોમાં હવે વધુ વાર રહી કામ કરશે નહિ પછી વડી ધારાસભા અને રાજસભાના સ્વરાજી સભ્યોએ નાણાબિલને ઉરાડી મૂકવાનો મત આપી, પોતાની બેઠકો છોડીને ચાલ્યા આવવું. તે વખતે જે જે પ્રાંતિક ધારાસભાઓની બેઠકો ચાલુ હોય, તેના સ્વરાજી સભ્યોએ પણ પોતાની બેઠકો છોડી ચાલી નીકળવું. જે ધારાસભાઓની બેઠક તે વખતે ચાલુ ન હોય, તેના સ્વરાજી સભ્યોએ ત્યાર પછીની એ સભાની બેઠકમાં હાજર રહેવું નહિ, અને એ બાબતમાં તેમણે પણ ખાસ સમિતિને રિપોર્ટ કરવો (આ) રાજસભા, વડી ધારાસભા કે પ્રાંતિક ધારાસભાના કોઈ પણ સ્વરાજી સભ્યે ત્યારબાદ તે તે ધારાસભાની બેઠકના કે તેની સમિતિઓમાં હાજરી આપવી નહિ સિવાય કે, તેમની જગ્યા ખાલી પડેલી જાહેર કરવામાં આવે તે અટકાવવા સારુ અથવા પ્રાંતિક અંદાજપત્રોને અને નવા કરવેરા નાખતી બીજી દરખાસ્તોને ઉરાડી દેવા સારુ તેમને હાજર રહેવું પડે. સ્વરાજી સભ્યોને પોતપોતાની ધારાસભાઓ

છોડવાનો આદેશ મળે તે પહેલાં તેઓ પક્ષના ચાલુ નિયમોની મર્યાદામાં તેમની ધારાસભાઓની પ્રવૃત્તિઓ કરી શકશે. તે ઉપરાંત ખાસ સમિતિને કોઈ અમુક ઓચિંતા હેતુસર આવશ્યક લાગે, તો કોઈ પણ ધારાસભાના સ્વરાજી સભ્યોને તે ધારાસભામાં હાજર રહેવા દેવાની છૂટ આપી શકશે. (ઈ) આગળ પેટા કલમ અ માં જણાવ્યા મુજબના અહેવાલો ખાસ સમિતિને મળી જશે, એટલે એ સમિતિ મહાસમિતિની બેઠક બોલાવશે, અને એમાં મહાસભા અને સ્વરાજપક્ષે મળીને ત્યાર પછી દેશ સમસ્તમાં અમલમાં મૂકવાનો કાર્યક્રમ ઘડી કાઢવામાં આવશે. (ફ) મજકૂર કાર્યક્રમમાં કલમ ૧ અને ૨ માં જણાવેલી સામાન્ય પ્રવૃત્તિના પસંદ કરેલા મુદ્દાઓ હશે, તે ઉપરાંત તેમાં મતદારોને અહીં નિર્દિષ્ટ કરેલી નીતિનું શિક્ષણ આપવાનું તેમજ ત્યાર પછીની ચૂંટણીની જે લડત મહાસભા તરફથી અને તેને નામે ઉપાડવામાં આવે તેમાં શી રીતે કામ લેવાનું છે તે બતાવવાનું, તેમજ મહાસભાવાદીઓ કયા મુદ્દાઓ ઉપર ચૂંટણીમાં ફરી ઊભા રહેશે તે મતદારોને સ્પષ્ટ સમજાવવાનું રહેશે. સરકાર તરફથી બક્ષિસરૂપે મળતા ઓધ્ધાઓ ન સ્વીકારવાની નીતિ ચાલુ રહેશે, સિવાય કે આગળ જણાવેલી સમાધાનની શરતોનો સરકારે સંતોષકારક જવાબ આપ્યો છે એવું મહાસભાને લાગે.

(ગ) આ મહાસભા જુદી જુદી પ્રાંતિક સમિતિઓની કારોબારીસભાઓને આવતા વર્ષની સામાન્ય ચૂંટણીમાં પ્રાંતિક ધારાસભાઓ અને વડી ધારાસભા સારુ પોતપોતાનાં મતદાર મંડળોમાંથી ઉમેદવારો જેમ બને તેમ જલદી પસંદ કરવાની સત્તા આપે છે.

(ઘ) વડી ધારાસભામાં રજૂ કરવામાં આવેલા સમાધાનની શરતોના ઠરાવ સંબંધમાં સરકારનો જે છેવટનો નિર્ણય આવશે, તે જો આગળ કહેલી ખાસ સમિતિને સંતોષકારક અને સ્વીકારવા જેવો લાગશે, તો મહાસમિતિની બેઠક બોલાવવામાં આવશે અને એ બેઠક ખાસ સમિતિના ઠરાવને સ્વીકારશે યા રદ કરશે તથા ભાવિ કાર્યક્રમનો નિર્ણય આપશે.

(ઙ) અહીં બતાવ્યા પ્રમાણે સ્વરાજીઓએ જ્યાં સુધી ધારાસભાઓ છોડી નથી, ત્યાં સુધી સ્વરાજ્ય પક્ષના બંધારણને અને તેના નિયમોને ધારાસભાઓમાં અનુસરવામાં આવશે, સિવાય કે મહાસભાએ અથવા મહાસમિતિએ એમાં વખતોવખત કંઈ ફેરફારો કર્યા હોય.

(ચ) ઇ અને ફ એ પેટાકલમોમાં જણાવેલા કાર્યના પ્રચાર માટે શરૂઆતના ખર્ચ પેટે મહાસમિતિ પૂરતી રકમ મંજૂર કરશે પણ એ પછીની જરૂરિયાત માટે કાર્યવાહક સમિતિ તરફથી કે તેની સૂચના મુજબ જાહેર પ્રજામાંથી ઉઘરાણું કરવામાં આવશે.''

કાનપુર મહાસભાનો આ મુખ્ય ઠરાવ પસાર તો થયો, પણ સારી પેઠે કચવાટ વિના તો નહિ જ. માલવિયાજીએ શ્રી. જયકરના ટેકાથી એ ઠરાવ ઉપર નીચેનો સુધારો રજૂ કર્યો હતો:

"ધારાસભાઓમાં એવી રીતે કામ ચાલે કે જેથી તે જવાબદાર શાસનની સત્વર સ્થાપના કરવાને મદદરૂપ થાય. રાષ્ટ્રના હિતને આગળ ધપાવવા માટે જ્યારે સહકારની જરૂર હોય ત્યારે સહકાર અને અટકાયતની જરૂર હોય ત્યારે અસહકાર કરવામાં આવે."

આ સુધારાને ટેકો આપતાં શ્રી. જયકરે જાહેર કર્યું કે, તેમણે પોતે, શ્રી. કેલકરે અને ડૉ. મુંજેએ વડી ધારાસભાના સભ્ય તરીકે રાજીનામા આપ્યા છે. આ ઠગવની ચર્ચા વખતે, પંડિત મોતીલાલજીએ સ્કીન કમિટીમા સભ્યપદ લીધું હતુ તે સારુ તેમને ઊધડા લેવામાં આવ્યા હતા.

પંડિતજીએ કહ્યું:

"વડી ધારાસભાએ હિન્દી સેન્ડહર્સ્ટ માટે માગણી કરી હતી. સરકારે કહ્યું કે, 'રસ્તો બતાવો.' અમે તો આપણી માગણીને કઈ રીતે પૂગી વળાય તેમ છે તેનો સરકારને રસ્તો બતાવવા તેની સાથે મસલત કરવા માગતા હતા. અને એ જ રીતે સરકાર રાજતંત્રમાં સુધારો કરવાનો રસ્તો માગે તો તેની સાથે અમે સહકાર કરવા તૈયાર છીએ."

છેવટે, મહાસભાનું અને મહાસમિતિનું કામકાજ સામાન્ય રીતે હિંદુસ્તાની ભાષામાં ચાલે એવો એક ઠરાવ કરવામાં આવ્યો. 'દરિયાપાર'ના હિન્દીઓની હિતરક્ષા સારુ મહાસમિતિને એક પરદેશખાતું ખોલવાની સત્તા આપવામાં આવી. મહાસભાની હવેની બેઠક આ સાલમાં ભરવાનું નક્કી થયું અને દાકતર અનસારી, શ્રી. રંગાસ્વામી આયંગાર અને શ્રી. સંતાનમને મંત્રીઓ તરીકે ચૂંટવામાં આવ્યા. કાનપુર મહાસભાની પૂર્ણાહુતિ થઈ એ પછી લગભગ તરત જ, ૧૯૨૬ના જાન્યુઆરીના બીજા અઠવાડિયામાં શ્રી. હોર્નિમેન હિંદ પાછા ફર્યા.

કાનપુર મહાસભાનું એક સુખદ દૃશ્ય તે રેવ૰ હોમ્સની હાજરી હતી. તેમણે અમેરિકન પોશાક પહેર્યો હતો, પણ માથે તો ગાંધીટોપી રાખી હતી. તેમણે કહ્યું:

"ગઈ કાલે ડૉ. અબ્દુલ રહેમાને ગાંધીજીને દક્ષિણ આફ્રિકાના કહ્યા. આજે હું એમને સમસ્ત જગતના કહું તો ખોટું છે? જે

"મિત્રોની મંડળી'નો હું અહીં પ્રતિનિધિ છું, તે ગાધીજી પ્રત્યે તમારા જેટલો જ પૂજ્યભાવ રાખે છે તથા તમારા જેટલો જ તેમને ગાધીજીના કાર્યમા વિશ્વાસ છે મારે કહેવુ જોઈએ કે અમારી પાશ્ચાત્ય સસ્કૃતિમા અમે ઘણે અવળે રસ્તે નીકળી ગયા છીએ અમે ધન અને સત્તાની પાછળ દોડવામા મર્યાદા વટાવી છે અમારા પશ્ચિમના સુધારાનુ એ ઊંડું અનિષ્ટ છે ધનની અમારી પ્રીતિએ પૈસાને એકહથ્થુ કર્યો છે સત્તાના અમારા શોખે ઉપરાઉપરી યુદ્ધો આણ્યા છે સભવ છે કે બીજા યુદ્ધો પણ આવશે ને છેવટે આખી સસ્કૃતિના પાયા ઊખડી જશે આથી તમે જે બીજો સારો રસ્તો બતાવી રહ્યા છો તે તરફ અમે સર્વે નજર કરી રહ્યા છીએ, તથા કુદરત અને શોધખોળોમાથી શુભ વસ્તુઓનો જ સ્વીકાર કરીને, તમારી વચ્ચે પ્રગટેલા પેગંબર જે ભ્રાતૃભાવની ભાવનાના પ્રતિનિધિ છે, તેને અનુસરવાની અમે આશા રાખીએ છીએ"

આ વર્ષનુ મન્વૈયુ બધ કરીએ તે પહેલા આ આખા વરસ દરમિયાન થયેલા હિંદુમુસ્લિમ હુલ્લડોનો ઉલ્લેખ કરવો જરૂરી છે ૧૯૨૬મા પણ એ હુલ્લડો ચાલુ રહ્યા હતા તે આપણે આગળ ઉપર જોઈશુ ગાધીજીએ કલકત્તાના મિર્ઝાપુર પાર્કમા હિંદુ મુસલમાન એકતા વિષે બોલતા કહ્યુ

"આ રોગને માટે ઇલાજ બતાવવામા વૈદ્ય તરીકેની મારી ઊણપ મેં કબૂલ કરી દીધી છે હિંદુઓ અને મુસલમાનો મારો ઇલાજ અપનાવવાને તૈયાર જ છે, એવુ મને લાગતુ નથી આથી મારે તો આ બાબતનો સહેજ ઇશારો કરીને જ અટકવાનુ છે આપણને દેશની મુક્તિ જોઈતી જ હશે, તો તો હિંદુ અને મુસલમાનોએ એક દિવસ હાથ મિલાવવા જ પડશે આપણે લલાટે એવુ જ લખાયુ હોય કે આપણે એકબીજાના હાથ મિલાવીએ તે પહેલા આપણે અકબીજાના લોહી રેડવા જ પડશે, તો તો હુ કહુ છુ કે જેટલુ વહેલુ તેટલુ સારુ આપણે એક બીજાના માથા ભાગવા જ માગતા હોઈએ, તો તો તે મર્દની જેમ ભાગીએ, પછી આપણે ખોટાખોટા આસુ ન સારવા બેસીએ"

૧૯૨૫ના જુલાઈમા દિલ્હી, કલકત્તા, અને અલ્હાબાદમા રમખાણો થયા હતાં બકરી ઈદના ઉત્સવમાં નિઝામ ગવર્નમેન્ટના હુમનાબાદમા પણ એક હુલ્લડ થયુ હતુ

આ પ્રકરણ બધ કરતા પહેલા આપણે સીખ લોકોના પ્રશ્નનો પણ ઉલ્લેખ કરતા જઈએ એ પ્રશ્નનું કાઈક નિરાકરણ ૧૯૨૫ના વર્ષ દરમિયાન આવી ગયુ ગુરુદ્વારાને લગતો ખરડો

વડી ધારાસભામાં દાખલ કરવામાં આવ્યો, અને તે પસાર થયો.' સર માલ્કમ હેલીએ એ વખતે જાહેર કર્યું કે,' આ કાયદામાં સમાયેલી શરતોને ગુરુદ્વારાની લડતવાળા કેદીઓ સ્વીકારશે અને હવે પછી એવી હિલચાલોમાં ન ભળવાની તેઓ કબૂલાત આપશે, તો તેમને છોડી મૂકવામાં આવશે. ઘણાઓએ આ સામે સખત વાંધો લીધો. પણ વખત જતાં લાગણીઓ ઠંડી પડતી ગઈ, અને ઘણા કેદીઓ એ કાયદાને સ્વીકારવાની કબૂલાત આપી છૂટી ગયા. ખુદ ગુરુદ્વાર શિરોમણિ પ્રબંધક સમિતિમાં પણ આ મુદ્દા ઉપર ભાગલા પડ્યા હતા. કેટલાક કેદીઓએ પોતાની સજા પૂરી કરવાનું જ પસંદ કર્યું.

# પ્રકરણ ૭ મું

## ધારાસભાનું કાર્ય — ૧૯૨૬

પ્રતિયોગી સહકાર—વડી ધારાસભામાંથી સ્વરાજ્યપક્ષનું ચાલી નીકળવું—સાબરમતીનું સમાધાન—સંદેશાઓ પડી ભાંગ્યા—કલકત્તાનાં રમખાણો—હુંડિયામણનો દર—લાલાજીનો વિરોધ—અબ્દુલ રહીમને ઇરવિનનો જવાબ—સામાન્ય ચૂંટણીઓ.

ગૌહત્તીની મહાસભા—સ્વામી શ્રદ્ધાનંદજીનું ખૂન—મહાસભાના પ્રમુખનું ભાષણ—ઠરાવો—શ્રદ્ધાનંદજીના ખૂન વિષે ગાંધીજી—મુખ્ય ઠરાવ—૧૯૨૬ની ચૂંટણીનો કાર્યક્રમ—ખાદીની પ્રગતિ.

ધારાસભાના કાર્યક્રમ માટે આ વર્ષનો આરંભ કંઈક અશુભ હતો. ૧૯૨૩ની એની નવીનતા હવે ઊડી ગઈ હતી. માત્ર લડવાને ખાતર જ લડ્યા કરવામાં સહેજે કંટાળો આવે. એટલે આ વરસની શરૂઆતમાં જ થાક તેમજ પ્રત્યાઘાતનાં લક્ષણો દેખાવા લાગ્યાં હતાં.

૧૯૨૫ના અંત ભાગમાં પ્રતિયોગી સહકાર વાતાવરણમાં સ્થાન જમાવી ચૂક્યો હતો. તા. ૨૦મી જાન્યુઆરી, (૧૯૨૬)ને દિવસે વડી ધારાસભા ફરીથી શરૂ થઈ, તે પહેલાં મુંબઈના સ્વરાજપક્ષે પ્રતિયોગી સહકારના પ્રચારને પૂરી મદદ આપવાનો ઠરાવ કરી દીધો હતો.

૧૯૨૬ના જાન્યુઆરીના બીજા અઠવાડિયામાં, સ્વરાજપક્ષની કારોબારી સમિતિની સંમતિથી પંડિત મોતીલાલજી વાઇસરોયને મળવા ગયા હતા. પંડિતજી સાથે લાલાજી અને બીજા ચાર આગેવાનો પણ હતા. આ મુલાકાત દક્ષિણ આફ્રિકાના સવાલ સંબંધમાં હતી. પરંતુ લોકોના દિલમા બીજી જ આશા બંધાઈ. તેનું એક કારણ એ હતું કે, લોર્ડ રીડિંગે તા. ૨૦-૧-'૨૬ને રોજ વડી ધારાસભા ખુલ્લી મૂકતાં પોતાના ભાષણમાં હિંદી વઝીર લૉર્ડ બર્કનહેડના તા. ૭મી જુલાઈ, ૧૯૨૫ના ભાષણમાંથી એક અવતરણ ટાંકયું હતું:

"અમે શુભેચ્છા ચાહીએ છીએ, અમે તેને માટે વિનવણી કરીએ છીએ. અમારા દિલમાં મહાન ને ઉદાર મૈત્રીની ઘણી ઘણી ઝંખના છે. તે અમને મળી રહેશે તો અમે કંજૂસ સાટું નહિ જ કરીએ."

પણ લોકોની આશા નિષ્ફળ જ નીવડી. મહાસમિતિની બેઠક માર્ચ માસમાં દિલ્લી ખાતે તા. ૬ઠ્ઠી અને ૭મીએ મળી. તેણે કાનપુર મહાસભાના ઠરાવને ફરી બહાલી આપી, તથા સ્વરાજ્યપ્રાપ્તિના માર્ગમાં આવતી હરકોઈ સરકારી કે બીજી અટકાયતોનો અડગતાથી સામનો તથા વિરોધ કરવાનો ફરીથી આદેશ જાહેર કર્યો. સરકારી હોદ્દાઓના સ્વીકાર સામેની બંધી પણ એણે કાયમ રાખી.

અહીં આટલું કહી દેવું જરૂરી છે કે તા. ૧૯મી માર્ચે કારોબારી સમિતિની જે બેઠક મળી હતી, તેણે હિંદુસ્તાની સેવાદળ માટે રૂા. ૨૦૦૦ અને પરદેશમાં પ્રચારકાર્ય સારુ રૂા. ૫૦૦૦ મંજૂર કર્યા હતા. સેવાદળ એ સ્વયંસેવકોની સંસ્થા હતી, અને તેની સ્થાપના કોકોનાડાની મહાસભાના ઠરાવ અનુસાર કરવામાં આવી હતી. તેનાં બે વાર્ષિક સંમેલનો પણ ભરાઈ ચૂક્યાં હતાં: એક બેલગામમાં મૌલાના શૌકતઅલીના પ્રમુખપદે, અને બીજું કાનપુરમાં શ્રી. તુલસીચરણ ગોસ્વામીના પ્રમુખપણા હેઠળ. પરદેશના પ્રચારકાર્યની તો અત્યાર સુધી વાતો જ થતી, પણ વખત જતો ગયો તેમ તેમ તેની અગત્યતા વધતી ગઈ. એની તેમજ સ્વયંસેવક દળની પ્રગતિ આપણે આગળ ઉપર જોઈશું.

વડી ધારાસભામાં તે અરસામાં અંદાજપત્ર ઉપર ચર્ચા ચાલવાની હતી. પંડિતજીએ પોતાના સાથીઓ સાથે વડી ધારાસભામાંથી ચાલી નીકળવાનું નક્કી કરી દીધું હતું. એટલે પ્રેક્ષકોથી ધારાસભાની ગેલેરીઓ ઊભરાઈ ગઈ હતી. પંડિતજીએ ઊભા થઈ સરકારને જણાવી દીધું કે, સરકારે દેશબંધુની માનભર્યા સહકારની શરતો તરછોડી કાઢી છે એટલે હવે તેણે સહકારની આશા રાખવાની નથી. ઉપરાંત તેમણે સરકારને ગંભીર ચેતવણી આપી કે, હવે ઘણી કાળજીથી કામ લે; નહિ તો આખા દેશમાં છૂપી મંડળીઓની જાળ ગૂંથાઈ જશે. આટલું કહી તે અને તેમના પક્ષના સાથીદારો વડી ધારાસભાની બેઠક છોડી ચાલ્યા ગયા.

આમ, પંડિતજી વગેરે સભા છોડી ગયા એટલે પ્રમુખ પટેલે જાહેર કર્યું કે, આ સભાનો એક પ્રબલતમ પક્ષ સભા છોડીને ચાલ્યો ગયો છે, એથી આ સભા હિંદી સરકારના કાયદા હેઠળ જોઈતું પોતાનું પ્રતિનિધિત્વ ગુમાવી બેસે છે. આથી, આ સભાએ હવે પોતાનું કામકાજ ચાલુ રાખવું કે નહિ, એ બાબત ઉપર સરકારે વિચાર કરવો જોઈએ. ઉપરાંત તેમણે સરકારને જણાવ્યું કે, તેણે હવે વિવાદગ્રસ્ત ખરડાઓ રજૂ ન કરવા. નહિ તો સભાને અચોક્કસ મુદત સુધી મુલતવી રાખવાના કાનૂન મુજબ પોતાને મળેલી ખાસ સત્તાઓનો ઉપયોગ કરવાની તેમને ફરજ પડશે. જો કે બીજે દિવસે તેમણે સજ્જનતાથી જાહેર કર્યું કે, નવું કાંઈ બને તેની રાહ જોયા વિના પોતે પોતાની સત્તાનો કરેલો ઉલ્લેખ તેમ જ વાપરેલી ભાષા માટે પોતે દિલગીર છે. એટલે સરકારપક્ષને જરા શાંતિ વળી.

ગયાની બેઠકથી માંડીને અસહકારની ચિતાએ નીચે ઊતરવાનું શરૂ કર્યું હતું તે ૧૯૨૬માં સાબરમતી મુકામે લગભગ પૂરું થયું. અત્યાર આગમચ પ્રતિયોગી સહકારીઓ, સ્વતંત્ર પક્ષવાળાઓ તથા રાષ્ટ્રવાદી પક્ષ વાળાઓની માન્યતાઓની છેક લગોલગ આવી જ પહોંચ્યા હતા. એટલે તેમણે તે તેમજ બીજા પક્ષવાળાઓ સાથે મુંબઈમાં ત્રીજી તારીખે ભેગા મળી નવા 'હિંદી રાષ્ટ્રીયપક્ષ'ની સ્થાપના કરી. તે પક્ષે પોતાનું ધ્યેય, "સામુદાયિક સવિનયભંગ અને કરબંધી સિવાયના બીજા બધા

શ્રદ્ધા, એમનો સમગ્ર ઉત્સાહ, એમની સંપૂર્ણ ધર્મભાવના તથા અભૂતદયાની લાગણી રેડ્યાં. તેમણે કહ્યું.

"અત્યારનાં હુલ્લડો ભારતના શુભ નામ ઉપર જે આઘાતો કરી રહ્યાં છે, તેમાંથી તેને હિંદી પ્રજાજીવન અને ધર્મને ખાતર ઉગારી લો."

ઑગસ્ટ માસમાં ચલણ અને હૂંડિયામણ સંબંધમાં હિલ્ટન-યંગ કમિશનનો અહેવાલ બહાર પડ્યો, અને સરકારે દોડધામ કરીને ૧૮ પેન્સનો દર ઠેરવનારો ખરડો ધારાસભામાં રજૂ કરી દીધો. સરકારની આ ઉતાવળની ભારે ટીકાઓ થઈ. છેવટે, હૂંડિયામણના દર ૧૮ પેન્સની આસપાસ સ્થિર થઈ રહ્યા છે કે કેમ તેનો પ્રજા તેમજ નેતાઓ નિર્ણય આપી શકે તે સારુ, સરકારે એ ખરડો ૧૯૨૭ના ફેબ્રુઆરી સુધી મોકૂફ રાખવાનું કારણ કબૂલ કર્યું.

લાલાજીને સ્વરાજીઓ ધારાસભા છોડી ગયા તે ગમ્યું નહોતું. તેમને તે પગલું હિંદુઓના હિતને સ્પષ્ટ નુકસાન કરનારું લાગ્યું. ઓદ્ધાઓના સ્વીકારની બાબતમાં પણ તે સાબરમતીના સમાધાનને મંજૂર રાખવાની તરફેણમાં હતા. એટલે લાલાજીએ વડી ધારાસભામાંના મહાસભાપક્ષમાંથી રાજીનામું આપ્યું.

પણ હવે તો વડી ધારાસભાની મુદત ખતમ થવા આવી હતી. નવી ચૂંટણીઓની તૈયારીઓ ચાલી રહી હતી. પ્રમુખ પટેલને દીવાન બહાદુર રંગાચાર્ય, સર શિવસ્વામી આયર, શ્રી. બાપ્ટિસ્ટા, પંડિત માલવિયાજી, અને સર મૂડિમેન વગેરેએ ભારે અભિનંદન આપ્યાં: બધાએ એમની તારીફ કરી, એમને માટે શુભેચ્છાઓ દર્શાવી, અને એવી આશા પ્રદર્શિત કરી કે, નવી ચૂંટણીમાં તેઓ વગર હરીફાઈએ ચૂંટાઈને આવે. સ્વરાજીઓ નવી ચૂંટણીમાં મોટી સંખ્યામાં પાછા આવશે કે કેમ તેની સરકારને ભારે ફિકર હતી. કર્નલ વેજવૂડ આ વખતે લાલાજી સાથે પત્રવ્યવહાર ચલાવી રહ્યા હતા, અને લાલાજી પ્રતિયોગી સહકારને જે ટેકો આપી રહ્યા હતા તેમાં તેમની અસર સ્પષ્ટ દેખાઈ આવતી હતી.

આ જ વખતે સર અબ્દુર રહીમ વાઈસરૉયના કારોબારી મંડળમાં એક મુસ્લિમની નિમણૂક માટે મથી રહ્યા હતા. લૉર્ડ ઇર્વિને એમને સીધો જવાબ આપી દીધો:

"લોકહિતની દૃષ્ટિએ કોઈ પણ નિમણૂક કરવાની ગવર્નર જનરલને પૂરી મુનસફી ને સ્વતંત્રતા છે."

લૉર્ડ ઈર્વીન દરેકમાં કોમી એકતાનો ચેપ વેગથી ફેલાવી રહ્યા હતા. આ જ અરસામા લંડનમાં સામ્રાજ્ય પરિષદની બેઠક ચાલી રહી હતી. તેમા સંસ્થાનની વ્યાખ્યાનો વિકાસ કરવામાં આવ્યો. ઑક્ટોબરના ત્રીજા અઠવાડિયામાં હિંદી સરકારના આમંત્રણથી દક્ષિણ આફ્રિકાથી આવેલા પ્રતિનિધિમંડળે હિંદી પરિસ્થિતિ અને સંસ્કૃતિનો જાતમાહિતીથી અભ્યાસ કરવા મદ્રાસથી પેશાવર સુધીનો પ્રવાસ કર્યો.

ધારાસભાઓની ચૂંટણીઓ ૧૯૨૬ ના નવેમ્બરમાં થઈ. મદ્રાસમાં તો સ્વરાજીઓએ—હવે તો મહાસભાવાદીઓએ—સંપૂર્ણ વિજય મેળવ્યો. લૉર્ડ બર્કનહેડ રાહ જોતા હતા કે ગૌહત્તી ખાતે મહાસભા સહકારનું વલણ અખત્યાર કરે છે કેમ. શ્રી. શ્રીનિવાસ આયંગારને ગૌહત્તીની મહાસભાના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા.

## ગૌહત્તીની મહાસભા

પ્રતિયોગી સહકાર અને ઓહાસ્વીકારના પ્રશ્નોને લીધે પ્રાગ્જ્યોતિષપુરનુ વાતાવરણ તંગ બન્યુ હતુ. આ દરમિયાન સરકાર પણ ખુલ્લાં વખાણો કરીને કે ઢાંકવાં આમંત્રણો આપીને ઢીલાપોચા મનવાળાઓને છીની લેવાનો પ્રયત્ન કર્યા કરતી હતી. લાગણીઓની આ ખેંચતાણ પૂરતી તાવનારી ન હોય તેમ એ જ અરસામા સ્વામી શ્રદ્ધાનંદજીને માંદગીને ખાટલે કોઈ એક મુસલમાને ગોળીથી મારી નાંખ્યા છે એવા સમાચાર આવી પહોંચ્યા. જે દિવસે આ સમાચાર મળ્યા તે જ દિવસે મહાસભાના પ્રમુખની હાથી ઉપર સવારી નીકળવાની હતી. આસામ એટલે હાથીઓનુ વતન. આસામના લોકો પ્રમુખને ભારેમાં ભારે બાદશાહી આવકાર આપવાને ઉત્કંઠ બની ગયા હતા. પણ આ કરુણ સમાચારને લીધે સવારી બંધ રાખવામાં આવી. હિંદુ અને મુસલમાન બધા શોકમાં ડૂબી ગયા. મહાસભાની આખી બેઠકમાં શોકની લાગણી વ્યાપી ગઈ.

શ્રી. શ્રીનિવાસ આયંગરે પ્રમુખપદેથી જે ભાષણ આપ્યું, તેમાં કશું અણધાર્યું નહોતુ. એમના વિચારો પહેલેથી જ

જાણીતા હતા. સ્વામી શ્રદ્ધાનંદજીને સુયોગ્ય અંજલિ અર્પીને તેમણે મહાસભાના એકવારના ખજાનચી શ્રી. ઉમર સોબાનીના અવસાનનો ઉલ્લેખ કર્યો. એ પછી તેમણે ચૂંટણીનો સવાલ છેડ્યો. તેમણે જણાવ્યું કે ધારાસભાઓમાં સ્વરાજ્યપક્ષે અખત્યાર કરેલી નીતિ લોકોને માન્ય હતી એ નવી ચૂંટણીનાં પરિણામોથી સિદ્ધ થયું છે. ત્યારબાદ દ્વિમુખી શાસનતંત્રની પોકળતા, દેશબંધુએ રજૂ કરેલી સમાધાનની શરતો, તથા લશ્કર અને નૌકાસૈન્યનો પ્રશ્ન વગેરે ચર્ચીને તેમણે ધારાસભાના કાર્યક્રમની ચર્ચા શરૂ કરી તેમણે કહ્યું:

"કાનપુરની મહાસભાએ જે મૂળ સિદ્ધાંત બાંધી આપ્યો છે કે, 'સ્વરાજ્યપ્રાપ્તિના માર્ગમાં આવતી હરકોઈ સરકારી કે બીજી અટકાયતોનો અડગતાથી સામનો તથા વિરોધ કરવો'—તેને લક્ષ્યમાં રાખીને જ ધારાસભાઓમાં ગયેલા મહાસભાવાદીઓએ પોતાનાં કર્તવ્યો નક્કી કરવાં જોઈએ."

પ્રમુખશ્રીએ પ્રધાનપદો સ્વીકારવા સામે સ્પષ્ટ ભાષામાં પોતાનો વિરોધ જાહેર કર્યો. તેમણે જણાવ્યું કે, પ્રધાનપદો સ્વીકારવા કરતાં વિરોધપક્ષ તરીકે ઊભા રહેવાથી જ સ્વરાજપક્ષ ધારાસભામાં વધુ અસરકારક થઈ શકશે.

ત્યાર બાદ તેમણે ચલણ અને હૂંડિયામણના તેમજ કોમીવાદના પ્રશ્નો ચર્ચ્યા. ખાદી, અસ્પૃશ્યતાનિવારણ અને દારૂનિષેધના સવાલોને પણ તે ભૂલ્યા નહોતા. છેવટે, તેમણે બધાને પરમતસહિષ્ણુ બનવાની અને ઐક્ય જાળવી રાખવાની દરદભરી વિનંતિ કરીને પોતાનું ભાષણ સમાપ્ત કર્યું.

ગૌહત્તીના ઠરાવો શિરસ્તા મુજબના હતા. સ્વામી શ્રદ્ધાનંદજીને લગતો ઠરાવ ગાંધીજીએ રજૂ કર્યો હતો, અને મૌલાના મહમદઅલીએ તેને અનુમોદન આપ્યું હતું. ગાંધીજીએ સાચા ધર્મનું રહસ્ય સમજાવી, એ ખૂનના કારણોની તપાસ કરતાં જણાવ્યું:

"હવે તમે સમજી શકશો કે હું અબ્દુલ રશિદને ભાઈ કેમ કહું છું. હું એને ભાઈ કહ્યાં જ કરીશ. હું તો એને સ્વામીજીના ખૂન માટે દોષિત પણ કહેતો નથી. સાચે જ, દોષિત તો તેઓ છે, જેઓએ એકબીજાની સામે ધિક્કારની લાગણીને ઉશ્કેરી છે."

આ પછી કેનિયાનો ઠરાવ આવ્યો. કેનિયાના હિન્દી વસાહતીઓ ઉપર પ્રતિબંધનો મૂકનાર કાયદાઓ વધ્યે જતા હતા. પહેલાં એક પાઉંડનો માથાવેરો લેવાતો, તે હૂંડિયામણનાં બહાનાં બતાવી દોઢ પાઉંડનો કરવામાં આવ્યો હતો, અને હવે તો તેને વધારી અઢી પાઉંડ કર્યો હતો.

ધારાસભામાંના કાર્યક્રમ વિષે નીચેની ચોકસ નીતિ ઠરાવવામાં આવી.

"(અ) જ્યાં સુધી મહાસભા કે મહાસમિતિને એમ ન લાગે કે સરકારે પ્રજાકીય માગણીનો સંતોષકારક જવાબ આપ્યો છે, ત્યાં સુધી મહાસભાવાદીઓએ સરકાર તરફથી બક્ષિસરૂપે મળતી પ્રધાનોની કે બીજી જગ્યાઓનો સ્વીકાર ન કરવો, તેમજ બીજા પક્ષો પ્રધાનમંડળો રચે તેનો વિરોધ કરવો.

(આ) સરકાર સંતોષકારક જવાબ ન આપે અથવા મહાસમિતિ બીજો આદેશ ન કરે ત્યાં સુધી આગળ (ઇ) કલમમાં જણાવેલા અપવાદો સિવાય મહાસભાવાદીઓએ અંદાજપત્રોની તમામ માગણીઓને નામંજૂર કરવી.

(ઇ) નોકરશાહી પોતાની સત્તાને મજબૂત કરવા જે કોઈ કાયદાના ખરડાઓ લાવે તે બધા ઉડાડી દેવા.

(ઈ) પ્રજાજીવનના યોગ્ય વિકાસ સારુ, દેશનાં આર્થિક, ખેતીવિષયક, ઓદ્યોગિક અને વ્યાપારી હિતોને આગળ ધપાવવા સારુ, તથા વ્યક્તિની, જાનમાલની, વાણીની, સભામાં એકઠા મળવાની તથા છાપાંની સ્વતંત્રતા સારુ, તથા પરિણામે નોકરશાહીને પદચ્યુત કરવા સારુ જરૂરી એવા ઠરાવો તથા ખરડાઓ મહાસભાવાદીઓએ રજૂ કરવા તથા તેમને ટેકો આપવો

(ઉ) ખેડૂતોની સ્થિતિ જલદી સુધરે તે માટે તેમની જમીનનો ભોગવટો સ્થિર થાય તેવાં તેમજ બીજાં જરૂરી પગલાં નવા કાયદા રજૂ કરીને કે તેમને ટેકો આપીને લેવાં.

(ઊ) ઉદ્યોગોમાં રોકાયેલા કે ખેતીના મજૂરોના હિતનું સંરક્ષણ કરવું તેમજ જમીનદાર અને ખેડૂત તથા મૂડીદાર અને મજૂર વચ્ચેના સંબંધો ન્યાયી ધોરણે સ્થાપવા પ્રયત્ન કરવો.

બંગાળના નજરકેદીઓની બાબતમાં સરકારે ખાસ કાયદાઓ કરવાની જે નીતિ અખત્યાર કરી હતી તેને મહાસભાએ વખોડી કાઢી. દેશમાં તેમજ દેશબહારના કામ બાબત, હિંદુમુસલમાન

એકતા બાબત, ગુરુદ્વાર પ્રકરણના કેદીઓ બાબત તેમજ હુડિયામણના દર બાબત યોગ્ય ઠરાવો કરવામા આવ્યા તથા આવતી મહાસભા માટે સ્થળ નક્કી કરવાનુ કામ મહાસમિતિ ઉપર નાખવામા આવ્યુ

ગાધીજીએ મહાસભાના કામકાજમા સક્રિય ભાગ લીધો હતો તે એટલે સુધી કે ખુદ વિષયવિચારિણી સમિતિએ પસાર કરેલા બે ઠરાવોને તેમના આગ્રહને માન આપી બીજે દિવસે ફેરવી નાખવા પડ્યા હતા આમાનો એક નાભાને લગતો હતો, અને બીજો ચલણને લગતો હતો. ગાધીજી નાભા પ્રકરણમા મહાસભા કોઈ ખાસ પક્ષ લે એવુ ઇચ્છતા નહોતા સ્વતંત્રતા બાબત એક બીજો ઠરાવ તો ગાધીજીના વચનાગ્નિમા ભસ્મીભૂત થઈ ગયો એમ જ કહેવુ જોઈએ

મહાસભામા ચલણ અને હુડિયામણના પ્રશ્નો ચર્ચાવાના હતા એ કારણે શેઠ નરોત્તમ મોરારજી અને બીજા કેટલાક અર્થશાસ્ત્રીઓ પણ બેઠકમા હાજર રહ્યા હતા જયકર ને કેલકર એ બેમાથી કોઈ આવ્યુ નહોતુ તેનુ એક કારણ તો બન્નેની બીમારી હતુ પરતુ બીજુ ખાસ કારણ એ હતુ કે, પ્રતિયોગી સહકારવાદીઓ અત્યાર આગમચ મહાસભાથી નિશ્ચિતરૂપે છૂટા પડી ગયા હતા મહાસભાની સમિતિઓમા ચૂટાનારને, ચૂટનારને તથા તેના કામ-કાજમા ભાગ લેનારને માટે ખાદીનો પહેરવેશ ફરજિયાત કરવામા આવ્યો તથા ગામડાના કામ ઉપર ખાસ ભાર મૂકવામા આવ્યો

પ્રમુખે પોતાના ભાષણમા ૧૯૨૬ની ચૂટણી સબધમા સ્વરાજીઓ વિષે ઉલ્લેખ કર્યો હતો આ પક્ષનો ચૂટણીનો કાર્યક્રમ ખૂબ ચોકસાઈથી આકવામા આવ્યો હતો અને તે પરિશિષ્ટ (૬) મા પાછળ આપવામાં આવ્યો છે મદ્રાસમાં એ પક્ષને સારી ફતેહ મળી પણ બગાળમાં સ્વરાજપક્ષ ઊડી જ ગયો એમ કહેવુ જોઈએ ત્યા કોમીવાદ અતિ હલકા સ્વરૂપમા વ્યાપેલો હતો, અને મહાસભાનો વિરોધ થવામા એ જ મુખ્ય કારણ હતુ જે પક્ષોને જીત મળી તે કઈ તેમના ભિન્ન કાર્યક્રમને લઈને નહિ પણ તેમના સભ્યો 'ધર્મનુ રક્ષણ' કરશે એવી માન્યતાથી ખુદ પડિત

મોતીલાલજી સામે હિંદુઓએ ગંદુ પ્રચારકાર્ય કર્યું અને તેમને ગોભક્ષક તથા ધર્મના ઉચ્છેદક તરીકે વર્ણવ્યા. મુસલમાનોનું પણ એમ જ હતું.

મહાસભાનો ઇતિહાસ હવે વાર્ષિક બેઠકોમાં શુભેચ્છાયુક્ત ઠરાવો પસાર કરવામાં અને ધારાસભાઓના સતત ઝઘડાઓમાં સમાઈ ગયો હતો.

ગૌહત્તી મહાસભાનું વર્તન પૂરું કરતાં પહેલાં એક બાબતનો ઉલ્લેખ કરવો જોઈએ. અખિલ ભારત ચરખા સંઘનીસ્થાપના થયા બાદ ખાદીના શાંત કાર્યક્રમને વરેલાં કેટલાંક સ્ત્રીપુરુષોએ ખાદીઉદ્યોગની સારી પ્રગતિ સાધી હતી. તેનું દર્શન વાર્ષિક પ્રદર્શનોમાં થતું. ગૌહત્તીના પ્રદર્શનમાં બિહારે છ સાત વર્ષમાં સાધેલી પ્રગતિ ખાસ ધ્યાન ખેંચતી હતી. આખાયે હિંદુસ્તાન માટે તે એક ઉત્તમ પદાર્થપાઠરૂપ હતી. આ પ્રદર્શનો મહાસભાનાં એક અંગરૂપ બન્યાં છે, અને એક બે વર્ષના અપવાદ સિવાય કાપડની બાબતમાં તો મહાસભાના પ્રદર્શનમાં ખાદીને જ સ્થાન મળે છે. આ પ્રદર્શનોએ દેશની રાજકીય, સામાજિક તેમજ સંસ્કૃતિવિષયક પુનર્રચનાની સાથે સાથે આર્થિક પુનર્રચના ઉપર પણ લોકોનું લક્ષ એકત્રિત કરવામાં મદદ કરી છે. એ પ્રદર્શનોએ પ્રજાને પ્રતીતિ આપી છે કે, સ્વરાજ્ય એટલે કંગાળોને અન્નવસ્ત્ર.

# પ્રકરણ ૮ મું

## મહાસભાની ધારાસભાની લડત—૧૯૨૭

શ્રી. સત્યેન્દ્રચરણ મિત્રના સંબંધમાં બેઠક મુલતવી રાખવાનો ઠરાવ—અપડામણોની પરંપરા—હૂંડિયામણના દરનો સવાલ—પ્રમુખ પટેલનું ટ્રસ્ટ—કેપટાઉન પરિષદ—દેશમાં નવું વાતાવરણ—મુંબઈમાં મહાસમિતિની બેઠક—તેના ઠરાવો—મદ્રાસના ધારાસભાપક્ષ સામે ઠપકાની દરખાસ્ત—શ્રી સુભાષચંદ્ર બોઝનો છુટકારો—કોમી રમખાણો—નવો કાયદો—ઑક્ટોબરની ઐક્ય પરિષદ—તેના ઠરાવો—ઑક્ટોબરની મહાસમિતિની બેઠક—ઐક્ય પરિષદના ઠરાવોને બહાલી—બીજા ઠરાવો—સાયમન કમિશનની જાહેરાત—તે સામે વિરોધની લાગણી—કમિશનનું કાર્ય—મદ્રાસની મહાસભા—ડૉક્ટર અનસારીનું પ્રમુખપદેથી ભાષણ—મહાસભાનો મુખ્ય ઠરાવ—સાયમન કમિશનનો બહિષ્કાર—કાકોરી કાવતરા કેસ—સ્વતંત્રતાનું ધ્યેય—ગુજરાતમાં રેલસંકટ.

મહાસભાના ધારાસભાપક્ષનું વિવિધ ધારાસભાઓમાં શું સ્થાન હતું તથા તેમણે ત્યાં શું કામ કર્યું હતું તે હવે આપણે જોઈએ. આગલાં ત્રણ વર્ષોમાં બંગાળ અને મધ્ય પ્રાંતમાં દ્વિમુખી શાસનને તોડી પાડવામાં આવ્યું હતું, તે તો આપણે આગળ જોઈ આવ્યા. ૧૯૨૭માં એ બન્ને પ્રાંતોમાં દ્વિમુખી શાસન ફરીવાર સ્થાપિત થયું. બંગાળમાં પ્રધાનોના પગારની

નાગપુરી ૯૪ વિરુદ્ધ ૮૮ મતે, અને મધ્ય પ્રાંતમાં ૫૫ વિરુદ્ધ ૧૧ મતે પસાર થઈ

વડી ધારાસભામાંથી ૨૬મી માર્ચ ૧૯૨૬ને દિવસે સ્વરાજીઓ ચાલી નીકળ્યા હતા અને નવી ચૂંટણી પહેલાં ફરી તેમાં દાખલ થવાનો તેમનો ઇરાદો નહોતો પણ સરકારે એ દરમિયાન હૂંડિયામણનો ૧૮ પેન્સનો દર ઠોકી બેસાડવાની યુક્તિ રચી એટલે એ ખરડાની વિચારણા નવી વડી ધારાસભા ઉપર મુલતવી રખાવવા પૂરતું પણ સ્વરાજીઓને ધારાસભામાં હાજર થવું પડ્યું. નવી ધારાસભા મળી ત્યારે પંડિત મોતીલાલજીએ પહેલો હલ્લો સત્યેન્દ્રચન્દ્ર મિત્રની ગેરહાજરીના પ્રશ્ન બાબત કર્યો શ્રી. સત્યેન્દ્રચન્દ્ર મિત્ર વડી ધારાસભાના સભ્ય તરીકે ચૂંટાયા ત્યારે કેદમાં હતા તેમજ બેઠક શરૂ થઈ ત્યારે પણ તે કેદમાં હોવાથી હાજર નહોતા ૧૯૩૫માં શ્રી શરતચંદ્ર બોઝની બાબતમાંયે આવો જ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો એ આપણે અહીં યાદ કરતા જઈએ તેઓ પણ નજરકેદી હતા ત્યારે વડી ધારાસભાના સભ્ય તરીકે ચૂંટાયા હતા

પંડિતજીએ પોતાના સમર્થનમાં જણાવ્યું કે, શ્રી મિત્રને સભામાં આવતા અટકાવવામાં આવ્યા છે તે આ વડી ધારાસભાના અધિકારો ઉપર અને તેમને ચૂંટી મોકલનાર મતદારમંડળના હક ઉપર આક્રમણરૂપ છે સર મૂડિમેને જણાવ્યું કે, બ્રિટિશ સામ્રાજ્યના બીજા ભાગોની ધારાસભાઓને પોતાની સત્તાઓ, અને હકો નક્કી કરવાની સત્તા તેમના બંધારણના કાયદાની રૂએ મળી છે તેની રૂએ તેમણે તે બાબત ધારાધોરણો નક્કી કરેલા છે. તેવા કોઈ ધારાધોરણો હિંદી ધારાસભા પાસે નથી છેવટે, પંડિતજીની દરખાસ્ત ઉપર મત લેવાયા, અને સરકારને અઢાર વધુમતે હાર ખાવી પડી આમ છતાં, શ્રી મિત્રને જેલમાંથી તો ન જ છોડવામાં આવ્યા અને તેમને વડી ધારાસભામાં હાજર ન જ રહેવા દેવામાં આવ્યા

આ દરખાસ્ત પછી પંડિત મોતીલાલજીએ બંગાળના નજરકેદીઓનો સવાલ ઉપાડ્યો તેમણે મૂળ ઠરાવ ઉપર સુધારાના રૂપમાં એવી માગણી કરી કે, એ બધા કેદીઓને એકદમ છોડી

એટલે તેમણે બીજાઓને પણ ટ્રસ્ટી તરીકે પોતાની સાથે લીધા ૩૧મી મે, ૧૯૩૫ને રોજ ગાંધીજીએ નરસ ખાન એન્ડ કંપની ફિનની ઉદ્ઘાટન ક્રિયા કરતાં જણાવ્યું કે

"આ ટ્રસ્ટની રૂા ૪૦,૦૦૦ જેટલી રકમ હજુ મારી પાસે છે, માત્ર એના વ્યાજના રૂા ૧,૦૦૦ વાપરવામાં આવ્યા છે"

કાનપુર ખાતે એક વરસને આશરે લીધેલા ક્ષેત્રસંન્યાસમાંથી ગાંધીજી હવે છૂટા થયા હતા. હાલમાં પણ ગાંધીજી રાજકારણમાંથી નિવૃત્ત થયા છે જ્યારે જ્યારે ગાંધીજીને માલૂમ પડ્યું છે કે તેમની સલાહની કે આગેવાનીની હવે મહાસભાના મોટા ભાગને જરૂર નથી ત્યારે ત્યારે તેઓ પોતાની જાતે તેમના માર્ગમાંથી ખસી ગયા છે અને સઘળાને પોતાને યોગ્ય લાગતે માર્ગે ચાલવાની મોકળાશ કરી આપી છે તેમણે હવે મિદનાપુરથી પોતાના પ્રવાસની શુભ શરૂઆત કરી આ પ્રવાસ દેશબંધુ સ્મારક ફાળા અર્થે હતો એ ઉઘરાણું ખાદી પાછળ વાપરવાનું હતું તેમને પોતાને ધારાસભાનો કાર્યક્રમ આકર્ષી શક્યો નહોતો મુહમ્મદઅલીને પણ હવે વડી ધારાસભાનું કામ વંધ્ય તેમજ રાષ્ટ્રની શક્તિના અપવ્યયરૂપ લાગતું હતું લાલાજીની પછી શ્રી શ્રીનિવાસ આયંગરનો વારો આવ્યો તેમણે પણ જાહેર કર્યું કે, દેશ સરકારના કામમાં અંતરાયો નાખવા ઇચ્છતો હોય, તો તેને માટે વડી ધારાસભા એ યોગ્ય જગા નથી, અને પ્રાંતિક ધારાસભાઓ તો તેથી પણ નકામી છે

આપણે આગળ શ્રીમતી સરોજિની નાયડુના દક્ષિણ આફ્રિકાના પ્રવાસ વિષે ઉલ્લેખ કરી ગયા છીએ ૧૯૨૪માં દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની દશા છેક જ બગડવા બેઠી હતી જનરલ સ્મટ્સ વસ્તીઓને અલગ પાડવાના ખરડાને પસાર કરવાની તૈયારીમાં હતા આ વખતે હિંદી રાષ્ટ્રીય મહાસભાની ઇચ્છાને માન આપી શ્રીમતી સરોજિની નાયડુ પૂર્વ આફ્રિકાથી દક્ષિણ આફ્રિકા ગયાં ત્યાં એમને અદ્ભુત આવકાર મળ્યો પેલો ખરડો તો લગભગ પસાર થઈ ગયા જેવો હતો, પણ બીજા મુદ્દાઓ ઉપર જનરલ સ્મટ્સની સરકારને રાજીનામું આપવું પડ્યું એટલે એ ખરડો આપોઆપ રદ થઈ ગયો પછી જનરલ

હર્ટ્ઝોગે નવી સરકાર રચી તેણે ૧૯૨૫મા પેલા ખરડાને પણ ટપી જાય એવો બીજો આકરો ખરડો તૈયાર કર્યો આ ખરડો યુનિયન પાર્લામેન્ટ આગળ રજૂ થાય, તો તેને તરત સરકારપક્ષ અને વિરોધપક્ષ એમ બન્નેની સમ્મતિ મળી જ જાય એમ હતુ આથી, ગાધીજીએ અને મહાસભાના બીજા નેતાઓએ દીનબધુ ઍન્ડ્રૂઝને આફ્રિકા જવા વીનવ્યા તેમણે ત્યા જઈ તરત પોકાર ઉઠાવ્યો કે આ ખરડો પસાર થશે તો તેથી ગાધી સ્મટસ કરારનો ભગ થયો ગણાશે આ પછી, હિંદી સરકારે પેડિસન કમિશનને દક્ષિણ આફ્રિકા મોકલ્યુ પણ યુનિયન સરકાર તરફથી તેને ઠડો આવકાર જ મળ્યો પરંતુ ધીરે ધીરે એવો અભિપ્રાય બધાવા લાગ્યો કે, હિંદી સરકાર તરફથી યુનિયન સરકાર સાથે વિધિસર સમાધાન કરવાની સત્તાવાળુ પ્રતિનિધિમડળ આવે ત્યા સુધી, આ ખરડાનો વિચાર મોકૂફ રાખવો

૧૬મી ઑક્ટોબર, ૧૯૨૬ને રોજ દક્ષિણ આફ્રિકા જવા માટે સર મહમદ હબિબુલ્લાની આગેવાની હેઠળ એક પ્રતિનિધિમંડળ હિંદી સરકારે જાહેર કર્યું દક્ષિણ આફ્રિકામા એક પરિષદ બોલાવવામા આવી, અને જનરલ હર્ટ્ઝોગે તા ૧૭મી ડિસેમ્બર, ૧૯૨૬ને રોજ તે ખુલ્લી મૂકી દીનબધુ ઍન્ડ્રૂઝને દક્ષિણ આફ્રિકાની રાષ્ટ્રીય મહાસભાના પ્રતિનિધિઓના સલાહકાર તરીકે જવા માટે વિનતિ કરવામા આવી અને તે મુજબ તેઓ ફરીથી ત્યા ગયા ૧૯૨૭ની ૨૩મી જાન્યુઆરી સુધી પરિષદની બેઠકો ચાલી, અને દક્ષિણ આફ્રિકાની યુનિયન સરકારના તેમજ હિંદી સરકારના પ્રતિનિધિમડળ વચ્ચે નીચેનુ કામચલાઉ સમાધાન થયુ

"જીવનના પાશ્ચાત્ય ધોરણને ટકાવવા સારુ દક્ષિણ આફ્રિકાને બધા ન્યાયી અને વાજબી સાધનો વાપરવાનો અધિકાર છે, એમ બને સરકારો સ્વીકારે છે, જે હિંદીઓ યુનિયનના વસાહતી થયા છે, તેઓ જો જીવનના પાશ્ચાત્ય ધોરણને અનુસરવા તૈયાર હશે, તો તેમને તેમ કરવાની છૂટ રહેશે પરતુ યુનિયનમા જે હિંદીઓ પાશ્ચાત્ય ધોરણ ન રાખનારા હિંદ કે કોઈ બીજા દેશમા જવા ઇચ્છા રાખશે, તો તેમને યુનિયન સરકાર ત્યા જવામા મદદ કરશે કોઈ હિંદી વસાહતી લાગલાગટ

ત્રણ વર્ષ સુધી યુનિયન બહાર ગેરહાજર રહેશે, તો વસાહતીને લગતા સુધારેલા કાયદા અનુસાર મજકૂર વ્યક્તિનો વસાહતી તરીકેનો હક નાબૂદ થશે. જે લોકો ઉપર જણાવેલી મદદની યોજનાનો લાભ લઈ યુનિયન બહાર ચાલ્યા જશે, તેઓ ત્રણ વર્ષમા ફરીથી યુનિયનમા આવવા ઇચ્છતા હશે, તો તેમને તેમ કરવા દેવામાં આવશે, પણ તે વખતે તેમણે યુનિયન સરકાર તરફથી મળેલી મદદની રકમ પાછી ભરપાઈ કરી આપવી પડશે દક્ષિણ આફ્રિકાથી એ પ્રમાણે જે હિંદીઓ હિંદમા પાછા જાય, તેમની સંભાળ લેવાની જવાબદારી હિંદી સરકાર સ્વીકારે. યુનિયનમા કાયમને માટે વસેલા હિંદીઓને પોતાની પત્ની તથા સગીર બાળકો યુનિયનમા લાવવા હશે તો તે ૧૯૧૮ની શાહી પરિષદના ઠરાવ નં. ૨૨ના ત્રીજા ફકરામા જણાવેલી શરતોએ લાવી શકશે. તે શરતો આ પ્રમાણે છે: (૧) આવો પ્રત્યેક હિંદી ફક્ત તેની એક જ સ્ત્રી અને તે સ્ત્રીનાં બાળકો લાવી શકશે. (૨) સદરહુ સ્ત્રી કે બાળક તે હિંદીની કાયદેસર પત્ની છે કે સંતાન છે એ બાબત હિંદી સરકારનું પ્રમાણપત્ર તેણે લાવવું પડશે

ઉપર જણાવેલા સમાધાનથી યુનિયન સરકાર સમક્ષ ઊભેલી મુશ્કેલીઓ ઘણે અંશે ઓછી થશે એવી ધારણા રહે છે. એટલે આ સમાધાનને અમલમા મૂકવા અનુકૂળ વાતાવરણ પેદા થાય તે માટે યુનિયન સરકાર હવે અલગ વિસ્તારોના, ઇમિગ્રેશનના તથા નોંધણીના સુધારાઓના ખરડાઓને પડતા મૂકશે.

આ થયેલા સમાધાનનો, અમલ તપાસતા રહેવાનું તથા અનુભવે એમા જે કાંઈ ફેરફારો કરવાની સૂચના મળે તે વિષે આપસમાં વખતોવખત વિચાર કરતા રહેવાનું બને સરકાર કબૂલ રાખે છે. તેમજ બંને સરકારો વચ્ચે સતત અને અસરકારક સહકાર ચાલુ રહે તે માટે, હિંદી સરકારને પોતાનો એક એજંટ આફ્રિકા ખાતે રાખવાની વિનંતિ કરવામા આવે છે”

પહેલી કેપટાઉન પરિષદ પૂરી થઈ એ અરસામા, ગાંધીજીએ દક્ષિણ આફ્રિકા માટેના હિંદી સરકારના એજન્ટ તરીકે શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીને નીમવાની જાહેર સૂચના કરી. લોકોએ અને હિંદી સરકારે તરત જ એ સૂચના વધાવી લીધી અને આપણે હવે પછી જોઈશું તેમ શ્રી. શાસ્ત્રીની નિમણુક ઘણી સફળ નીવડી.

કેપટાઉન પરિષદનાં પરિણામોથી બન્ને પક્ષોને ઘણો આનંદ થયો. ગાંધીજીએ પોતે એ સમાધાનને માનભર્યું ગણ્યું. જો કે

હિંદીઓને યુનિયન બહાર હિંદ સિવાયના બીજા બ્રિટિશ દેશોમા મોકલવાની સહાયકારી યોજના સંબંધમા ગાંધીજીને કંઈક બીતિ જણાઈ હતી. આ આખા સમાધાનનો વિગતવાર અહેવાલ 'હિંદ ૧૯૨૬-૨૭' એ પુસ્તકમાથી મળી રહેશે.

ગૌહત્તી મહાસભાના ઠરાવમા સવિનયભંગનો કશો જ ઉલ્લેખ કરવામા ન આવ્યો તેથી ૧૯૨૭ મા એક નવું જ વાતાવરણ ઊભુ થયુ. ગૌહત્તીમા સહકારનો જ બાધ ઠરાવ ન્વામા ન આવ્યો એથી સરકારને નિરાશા થઈ ખરી પરંતુ બીજી બાજુ પ્રાતોમા પ્રધાનમંડળો રચાવા લાગ્યા હતા અને દ્વિમુખી તંત્રનો અમલ શરૂ થઈ ગયો હતો.

ગાધીજીએ આખા દેશનો પ્રવાસ શરૂ કર્યો. હવે રાજામહારાજાઓ તેમનાથી ભડકતા બંધ થયા હતા. તેમણે પણ ગાધીજીને આમંત્રણો આપવા માડ્યા. જો કે ગાધીજીના રાજકીય વિચારો અને સાધનો બાબત તેમને સહાનુભૂતિ નહોતી, પરંતુ ગાધીજી પોતે એક સત્યનિષ્ઠ મહાપુરુષ છે તથા તેમના ખાદીના કાર્યક્રમમા દેશના આર્થિક પુનરુદ્ધારના બીજ રહેલા છે એવુ તેઓ માનતા થયા હતા. પરંતુ ગાધીજીનો આ પ્રવાસ થોડો ચાલ્યો ન ચાલ્યો ત્યા તો તે બીમાર પડ્યા. ૧૫ મી અને ૧૬ મી મેએ મળેલી મહાસમિતિની બેઠકે ગાધીજીને જલદી આરામ થાય એવી શુભેચ્છા વ્યક્ત કરી.

તા. ૧૫મી અને ૧૬મી મેએ મુંબઈ ખાતે મહાસમિતિની બેઠક મળી, ત્યારે તેની આગળ હિન્દુમુસ્લિમ સવાલના સંબંધમા કારોબારી સમિતિએ તૈયાર કરેલી એ યોજના રજૂ કરવામા આવી તે તેણે મંજૂર રાખી. આજે એ વાતને વર્ષો થયા છે અને એ સવાલના પણ અનેક રૂપાતર થઈ ગયા છે એટલે એ યોજના આજે તો નકામા જેવી જ છે. તેથી તેને આખી અહીં ઉતારવાની જરૂર નથી. આપણે માત્ર આટલું નોધતા જઈશુ કે, એમા સંયુક્ત મતદારમંડળની તથા વસ્તીના પ્રમાણમા અમુક બેઠકો અનામત રાખવાની વાત હતી.

મહાસમિતિમા આ ઉપરાત આતરરાષ્ટ્રીય પરિષદ, ચાહીવાદ વિરોધક સંઘ, તેમજ પૂર્ણસ્વાતંત્ર્યના સવાલ પણ ચર્ચાયા હતા.

પંડિત જવાહરલાલ આ વખતે યુરોપમાં હતા. તેમણે બ્રસેલ્સ ખાતેની આંતરરાષ્ટ્રીય પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી. પંડિતજીએ આ પરિષદનો વિગતવાર અહેવાલ મોકલ્યો હતો, અને મહાસમિતિએ તેમની સેવાઓની કદર કરી હતી. સામ્રાજ્યવાદ વિરોધક સંઘની પ્રવૃત્તિઓની મહાસમિતિએ કદર કરી, અને મહાસભાને ભલામણ કરી કે તેણે આ સંઘને પોતાના સાથી મંડળ તરીકે માન્ય રાખવો.

મહાસમિતિએ બીજા એક ઠરાવથી ચીનની પ્રજાને તેની સ્વતંત્રતાની લડતમાં હિંદી પ્રજાની સહાનુભૂતિ હોવાની ખાતરી આપી તથા ચીન ખાતે લશ્કર મોકલવા માટે હિંદી સરકાર સામે વિરોધ જાહેર કર્યો તથા એ લશ્કરને તુરતાતુરત પાછું બોલાવી લેવાની માગણી કરી. હિંદુસ્તાની સેવાદળે ચીનમાં પોતાની પરિચારક ટુકડી મોકલવાનો ઠરાવ કર્યો હતો, તેની મહાસમિતિએ કદર કરી. આ બાદ, બ્રિટિશ ટ્રેડ યુનિયન મિશન, બંગાળના મહાસભાવાદીઓના ઝઘડાઓ, મજૂર સંગઠન, નાગપુર સત્યાગ્રહ, અને બ્રિટિશ માલનો બહિષ્કાર એ વિષયો ઉપર મહાસમિતિએ સમયોચિત ઠરાવો કર્યા.

મહાસમિતિને એક બીજા ઝઘડાનો પણ નિવેડો લાવવાનો હતો. મદ્રાસની ધારાસભામાં મહાસભાપક્ષે ચૂંટણીથી મળતી ૧૦૪ બેઠકોમાંથી ૪૫ બેઠકો સર કરી હતી. સરકારના આંકડા સ્વીકારીએ તોયે તેણે ૩૮ બેઠકો તો જીતી જ હતી. ગવર્નરે મહાસભાપક્ષના આગેવાનને પ્રધાનમંડળ રચવાને આમંત્રણ આપ્યું, પણ તે તેણે ન સ્વીકાર્યું. પરંતુ ખાનગી રીતે મહાસભાપક્ષે 'સ્વતંત્રપક્ષ'ને પોતાની મદદની ખાતરી આપી હતી, તેથી જ એ લોકો પ્રધાન-મંડળ રચી શક્યા હતા. સ્વાભાવિક રીતે જ, આ વિષે સિદ્ધાન્તની દૃષ્ટિએ સખત વાંધો લેવામાં આવ્યો. સવિનયભંગનો કાર્યક્રમ ન હોવા છતાં, મહાસમિતિનું આખું વાતાવરણ અસહકારની દૃષ્ટિથી ને ભાવનાથી જ પ્રેરાયેલું હતું. શ્રી ગોપાલ મેનને મદ્રાસની ધારાસભાના મહાસભાવાદી સભ્યો સામે ઠપકાની દરખાસ્ત રજૂ કરી. શ્રી કેલકર આ દરખાસ્તનો વિરોધ કરશે એ તો જાણીતું જ હતું, પરંતુ તેમણે આ તકનો લાભ લઈ જોરથી લખી રાખેલા શબ્દોમાં

પંડિત મોતીલાલજી સામે ગંભીર આક્ષેપો કર્યા. છેવટે મૂળ દરખાસ્ત ઉપર એવો સુધારો સ્વીકારવામાં આવ્યો કે, એ આખા પ્રશ્નની કારોબારી સમિતિએ તપાસ કરવી અને પોતાનો અહેવાલ રજૂ કરવો.

આ અરસામાં એક ખુશીના સમાચાર આવ્યા. તે સુભાષચંદ્ર બોઝની મુક્તિના. તેમને ચાર વર્ષના કારાવાસ પછી મે માસના ચોથા અઠવાડિયામાં છોડી મૂકવામાં આવ્યા. લૉર્ડ લિટન તો છેક સુધી ગભરાયેલી દશામાં જ રહ્યા. એટલે બંગાળના નજરકેદીઓને કાઈક રાહત આપવાનું કામ સર સ્ટેનલી જૅક્સનને ભાગે આવ્યું. શ્રી સુભાષચંદ્રની તબિયત છેક નંખાઈ ગઈ હતી એટલે તે બાબત બધાના મનમાં ચિંતા રહેવા લાગી.

૧૯૨૭ નો ઉનાળો બીજા ઉનાળાઓની જેમ ધારાસભાઓના કામકાજની દૃષ્ટિએ સૂકો હતો પણ, એ અરસામાં આખા દેશમાં હિંદુમુસ્લિમ હુલ્લડો ફાટી નીકળ્યા. આ રમખાણોમાં સહુથી ભયંકર લાહોરનું રમખાણ હતું તે તા. ૩જી મેથી ૭મી મે સુધી ચાલ્યું, અને તેમાં ૨૭ જણ માર્યા ગયા તથા ૨૭૨ ઘાયલ થયા. બિહારમાં, મુલતાનમાં, બરેલીમાં અને નાગપુરમાં એવાં જ રમખાણો ફાટી નીકળ્યાં. નાગપુરમાં ૧૯ જણ માર્યા ગયા અને ૧૨૩ જખમી થયા. આપણે આ હુલ્લડો પાછળની ભૂમિકા જરા અહીં જોઈ લઈએ. ત્રણ વર્ષ ઉપર 'રંગીલા રસૂલ' નામનું એક ચોપાનિયું બહાર પડ્યું હતું. આ નામ પણ તેના વાંધાભર્યા લખાણનું સૂચક હતું. પછી એ લખાણ ઉપર અદાલતમાં એક દાવો મંડાયો. આ દાવો બે વર્ષથીયે વધુ મુદત સુધી ચાલ્યો, અને તેમાં અદાલતે આરોપીને તકસીરવાર ઠરાવ્યો. ઉપલી અદાલતમાં અપીલ થતાં આ ચુકાદો બહાલ રહ્યો, પરંતુ હાઈ કૉર્ટે આરોપીને છોડી મૂક્યો. આવું જ બીજું એક ચોપાનિયું 'રિસાલા વર્તમાન' નામે પ્રગટ થયું અને તેમાં આરોપીઓને સજા થઈ. આ રીતે, કાયદો અનિશ્ચિત માલૂમ પડ્યો, એટલે ૧૯૨૭ ના ઑગસ્ટમાં વડી ધારાસભામાં એક ખરડો દાખલ કરવામાં આવ્યો. તેમાં મુખ્ય કલમ નીચે મુજબ હતી

"નામદાર શહેનશાહની રૈયતના કોઈ પણ વર્ગની ધાર્મિક લાગણીઓ ઇરાદાપૂર્વક દુભવવાના હેતુથી જે કોઈ ઇસમ વાણીથી કે લખાણથી કે કોઈ આલેખનથી તે તે વર્ગના ધર્મનું કે ધર્મની માન્યતાઓનું અપમાન કરશે કે અપમાન કરવાનો પ્રયત્ન કરશે, તેને બે વર્ષની કેદ અથવા દંડ અથવા કેદ અને દંડ બેઉની સજા થશે."

બે દિવસની ચર્ચા પછી આ ખરડો પસાર થયો. કુલે ૨૫ રમખાણો ફાટી નીકળ્યાં હતાં. તેમાં સંયુક્ત પ્રાંતમાં ૧૦, મુંબઈમાં ૬, અને પંજાબ, મધ્યપ્રાંત, બંગાળ, બિહાર તથા દિલ્હી એ દરેકમાં ૨ રમખાણો થયાં હતાં. લોર્ડ ઇર્વિને વડી ધારાસભા સમક્ષ ભાષણ આપતાં ૨૯મી ઑગસ્ટ ૧૯૨૭ને રોજ કહ્યું હતું તેમ, દોઢ વરસથીયે ઓછા આ ગાળામાં કુલ ૨૫૦ જેટલા માણસો માર્યા ગયા હતા, અને ૧૫૦૦થીયે વધુ ઈજા પામ્યા હતા. વાઈસરૉયે એકતા માટે કરેલી વિનવણી બાદ એક ઐક્ય પરિષદ બોલાવવામાં આવી. પણ એ ઝાઝું કામ કરી શકી નહિ. એવી જ, બીજી ઐક્ય પરિષદ મહાસમિતિએ તા. ૨૭મી ઑક્ટોબર, ૧૯૨૭ને રોજ બોલાવી. મહાસભાના પ્રમુખ શ્રી. શ્રીનિવાસ આયંગારે તે પરિષદ ખુલ્લી મૂકી. તે વારંવાર જણાવતા તે મુજબ, હિંદુમુસલમાન ઐક્યની કોઈ યોજના તૈયાર કરવી, એ જ એમના જીવનની પ્રધાન અભિલાષા હતી. પરિષદે ઘણી ચર્ચાઓ પછી નીચેનો ઠરાવ મંજૂર રાખ્યો:

"હિંદની કોઈ પણ કોમે બીજી કોઈ પણ કોમ ઉપર પોતાની ધાર્મિક રૂઢિઓ કે માન્યતાઓ લાદવી ન જોઈએ કે લાદવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. જાહેર વ્યવસ્થા અને નીતિની મર્યાદામાં રહીને દરેક વ્યક્તિ અને દરેક કોમને પોતપોતાના ધર્મનું પાલન કરવાની છૂટ હોવી જોઈએ. તેથી હિંદુઓને ધાર્મિક કે સામાજિક પ્રસંગને કારણે કોઈ પણ વખતે મસ્જિદ આગળથી સરઘસ લઈ જવાની તથા વાજિંત્રો વગાડવાની છૂટ હોવી જોઈએ. પરંતુ તેમણે મસ્જિદ આગળ થોભવું ન જોઈએ કે ત્યાં ખાસ દેખાવો ન કરવા જોઈએ. તથા તે વાજિંત્રો કે કીર્તનો એવાં નડોવાં જોઈએ કે જેથી અંદરના નમાજ પઢનારાઓને ખાસ ડખલ થાય અથવા તેમની લાગણીઓ દૂભાય. મુસલમાનો પણ પોતાના અધિકારોની રૂએ કોઈ પણ શહેર કે ગામમાં ગોવધ કરી શકે. પણ એ ગોવધ તેમણે સરિયામ રસ્તા ઉપર કે હિંદુ મંદિરની નજીકમાં કે હિન્દુઓની નજરે પડે એવી રીતે ન કરવો જોઈએ; તેમજ કુરબાની

કે કતલ માટે લઈ જવાતી ગાયોના સરઘસ ન કાઢવા જોઈએ ગોવધના સબંધમા હિંદુઓની ધર્મભાવના બહુ ઉગ્ર છે એ હકીકત ધ્યાનમા લઈ, મુસલમાનોને હાર્દિક વિનતિ કરવામા આવે છે કે, તેમણે તે તે ગામ કે શહેરની હિંદુ વસ્તીને કોઈ પણ જાતના આઘાત ન લાગે તેવી રીતે જ ગોવધનુ કૃત્ય કરવુ ’

અમુક ખૂની હુમલાઓને પરિષદે વખોડી કાઢ્યા હતા, અને હિંદુ તેમજ મુસલમાન આગેવાનોને દેશભરમા શાંતિનુ વાતાવરણ પેદા કરવાની વિનતિ કરી હતી હિંદુમુસ્લિમ એકતા માટે રચનાકાર્ય કરવા માટે પરિષદે દરેક પ્રાંતમા એક એક સમિતિ નીમવાની મહાસમિતિને સત્તા આપી હતી

આ પરિષદ પછી તરત જ, એટલે કે તા ૨૮, ૨૯ અને ૩૦મી ઑક્ટોબર, ૧૯૨૭ને રોજ કલકત્તા ખાતે મહાસમિતિની બેઠક મળી કોમી સવાલ બાબત એકતા પરિષદે પસાર કરેલા ઠરાવો સમિતિએ મજૂર રાખ્યા એ પછી બગાળના નજરકેદીઓનો સવાલ મહુજે હાથમા લેવામા આવ્યો આ નજરકેદીઓમાના કેટલાક તો ચારથીયે વધુ વરસોથી જેલમા પડ્યા હતા આથી, એ લોકોનો જલદી છુટકારો કરાવી શકાય તે માટે યોગ્ય ઉપાયો વિચારી કાઢવા માટે મહાસમિતિએ એક પેટા સમિતિ નીમી આ બે અગત્યની બાબતોનો નિકાલ થઈ ગયો, એટલે સભાની હાજરી ઘટવા લાગી પ્રમુખ પણ તબિયત બગડી જવાથી સભા છોડી ચાલ્યા ગયા તે વખતે આંધ્રના શ્રી વિશ્વનાથે એવી દરખાસ્ત રજૂ કરી કે,

‘ ગૌહત્તી મહાસભાના આદેશ અનુસાર મહાસભાવાદીઓએ સરકાર તરફથી બક્ષિસમા મળતી જગાઓનો અસ્વીકાર કરવો જોઈએ એટલુ જ નહિ પરતુ તેમણે પ્રધાનમડળોને રચાતા પણ ખાળવા જોઈએ ”

પ્રમુખ તો સભામા નહોતા, એટલે મત્રીએ તેમની વતી જણાવ્યુ કે આ દરખાસ્ત નિયમ બહાર છે, કારણ કે મહાસમિતિએ શરૂઆતમા જ આ પ્રશ્ન મદ્રાસની મહાસભા ઉપર મુલતવી રાખ્યો છે આ નિર્ણય સામે વિરોધ બતાવતા કેટલાક બગાળી સભ્યોએ સભા અચોક્કસ મુદત સુધી મુલતવી રાખવાની દરખાસ્ત મૂકી, અને તે પસાર થઈ

કલકત્તાની આ મહાસભામા બીજા કેટલાક ઠરાવો પણ થયા હતા એમા અમેરિકામાના હિંદીઓ વિષેના, સેનેટર કોપલૅંડે હિન્દી લડતને આપેલા ટેકા બદલ તેમનો આભાર માનવા વિષેના, સરકાર તરફથી પાસપોર્ટની મનાઈ કરવામા આવી તે વિષેના, તેમજ નાભાના મહારાજાના 'સ્વેચ્છાએ ગાદીત્યાગ' વિષેના ઠરાવો મુખ્ય હતા છેલ્લી વિગત ગૌહાટીમાં ખાને પડતી મૂકવામાં આવી હતી, પણ કલકત્તામા તેને ફરી ઉપાડવામા આવી આ વખતે શ્રી હોર્નિમેને એ સવાલ ઉપાડ્યો હતો સમિતિએ નાભાના મહારાજાને ન્યાય મળવો જોઈએ એવી માગણી કરનારો ઠરાવ પસાર કર્યો

નવેમ્બરના પહેલા અઠવાડિયામા રાજદ્વારી વાતાવરણમા અચાનક ધમાલ મચી રહી વાઈસરૉયે પોતાનો પ્રવાસક્રમ રદ કરી એકદમ દિલ્હીનો રસ્તો લીધો અને હિંદના જુદા જુદા રાજદ્વારી આગેવાનોને આમ તરણા મોકલાવ્યા કે, "તા ૧મી નવેમ્બર અને એ પછીના દિવસોએ સગવડ પ્રમાણે વાઈસરૉયને મળો" ગાંધીજી આ વખતે ત્યાંથી હજારો માઈલ દૂર આવેલા મેંગલોર ખાતે હતા તેમને નિમંત્રણ મળ્યુ, તેમણે પણ પોતાનો પ્રવાસક્રમ રદ કરી દિલ્હીનો રસ્તો લીધો આ ઉપરથી સહેજે બધાને લાગ્યુ કે વાઈસરૉય કાંઈક અગત્યની ચર્ચા કરવા માગે છે

ગાંધીજી વાઈસરૉયને મળ્યા લૉર્ડ ઇર્વિને ગાંધીજીના હાથમાં સાયમન કમિશન બાબતની હિંદી વજીરની જાહેરાત મૂકી! ગાંધીજીએ પૂછ્યું, 'બસ, આજ કામ હતુ?' જવાબમા લૉર્ડ ઇર્વિને હા કહી

વાત એમ હતી કે, સાયમન કમિશનમા એક પણ હિંદીને નીમવામાં આવ્યો નહોતો એટલે લૉર્ડ ઇર્વિન સમજી જ ગયા હતા કે હિંદભરમા એથી ભારે વિરોધની લાગણી જાગવાની છે તેથી પહેલેથી દેશના રાજદ્વારી આગેવાનોની સહાનુભૂતિ મેળવવાનો પ્રયત્ન કરી જોવા તેમણે આ મુલાકાતો યોજી હતી

અને થયું પણ તેમજ. કમિશનમાં એક પણ હિંદીને લેવામાં આવ્યો નહોતો, તેથી મહાસભાપક્ષ સિવાયના પક્ષોને પણ વિરોધની એક સમાન ભૂમિકા મળી રહી. મહાસભાની માગણી તો તે કમિશનની નિમણૂકથી જરાય મંતાયાતી નહોતી જ. ઊલટું બિસેંટના શબ્દોમાં કહીએ તો, તેમને 'દાઝ્યા ઉપર ડામ' દેવાયો હતો. સર દીનશા વાચ્છા અને બીજા આગેવાનોએ એક સંયુક્ત નિવેદન બહાર પાડ્યું. તેમાં સહી કરનારા આગેવાનો બધા જ મહાસભા બહારના પક્ષોના હતા. મિસ વિલ્કિન્સને કહ્યું હતું તેમ, અમૃતસરના કરુણ હત્યાકાંડ પછી જો બ્રિટિશ સરકારના કોઈ પણ કૃત્ય માટે સાર્વત્રિક વિરોધ ઊઠ્યો હોય, તો તે આ સાયમન કમિશનની નિમણૂક હતી. મહાસભાના પ્રમુખે પણ કમિશનની નિમણૂકને વખોડી કાઢી, તથા કર્નલ વેજવૂડનો અભિપ્રાય ટાંકીને જણાવ્યું કે, આ કમિશનનો બહિષ્કાર કરવામાં આવશે તો તેથી હિંદુસ્તાન કશું જ ગુમાવશે નહિ.

ચારે બાજુથી વખોડી કાઢવામાં આવેલા આ કમિશનને શું કામ કરવાનું હતું તે હવે આપણે જોઈએ. કમિશને:

"ચાલુ રાજતંત્રના અમલની, શિક્ષણના વિકાસની, બ્રિટિશ હિંદમાં પ્રતિનિધિ સંસ્થાની ખિલવણીની તેમજ તે સાથે સંકળાયેલી બાબતોની તપાસ કરવાની હતી."

તથા નક્કી કરવાનું હતું કે:

"કેટલે અંશે જવાબદાર શાસનનો સિદ્ધાંત હિંદમાં સ્થાપિત કરવો ઇષ્ટ છે, તથા ચાલુ તંત્રમાં રહેલા જવાબદાર શાસનને કેટલે અંશે વિસ્તારવાની, અથવા સુધારવાની અથવા સંકુચિત કરવાની જરૂર છે."

કમિશન તપાસ કરી લે એટલે શું થવાનું હતું તે પણ જોતા જઈએ:

"કમિશન પોતાનો અહેવાલ રજૂ કરશે ત્યાર પછી હિંદી સરકાર તથા બ્રિટિશ સરકાર એના ઉપર વિચારણા કરશે; એ પછી, બ્રિટિશ સરકાર મજકૂર દરખાસ્તોને પાર્લામેન્ટ સમક્ષ રજૂ કરશે. પણ શહેનશાહની સરકારનો એવો આશય જ નથી કે હિંદી પ્રજાના જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓને પોતાનો મત જણાવવાની પૂરી તક આપ્યા વિના જ તે દરખાસ્તોને પાર્લામેન્ટ આગળ પસાર કરવા માટે રજૂ કરવી. . . . એ હેતુથી આ દરખાસ્તો ઉપર વિચાર ચલાવવા પાર્લામેન્ટની બંને

સભાઓની એક સંયુક્ત સમિતિ નીમવાનું પાર્લામેન્ટને સૂચવવામાં આવશે. એ સમિતિ આગળ હિંદી વડી ધારાસભાના પ્રતિનિધિઓ પોતાના વિચારો રજૂ કરી શકે એવી સગવડ રાખવામાં આવશે. આ સમિતિ બીજા કોઈ મંડળની સલાહસૂચના લેવાનું યોગ્ય ધારશે, તો તે તેમ કરી શકશે.

"શહેનશાહની સરકારે પસંદ કરેલી આ પદ્ધતિથી હિંદીઓને પોતાના વિચારો જણાવવાની તથા આખા કામકાજ ઉપર ચોક્કસ અસર પાડવાની બીજી કોઈ પદ્ધતિ કરતા વિશેષ તક મળશે, કારણ કે તેઓ હિંદી વડી ધારાસભામાંના પોતાના પ્રતિનિધિઓ દ્વારા મોકળાશથી પોતાના અભિપ્રાયો જણાવી શકશે, એટલું જ નહિ પણ સંયુક્ત સમિતિ આગળ શહેનશાહની સરકાર જે દરખાસ્તો રજૂ કરશે તેમને વિગતની કે સિદ્ધાંતની કોઈ પણ બાબતમાં પડકાર આપી શકશે. તથા તે વિષે પોતાના સ્વતંત્ર ઉકેલો પણ રજૂ કરી શકશે"

હવે આપણે ૧૯૨૭ ની મહાસભાની બેઠક તરફ જઈએ. બેઠક કયાં ભરવી તેનો નિર્ણય કરવાનું કામ ગૌહત્તી ખાતે મહાસમિતિને સોંપવામાં આવ્યું હતું. છેવટે મદ્રાસ ઉપર બધાની પસંદગી ઊતરી હતી. પરંતુ એ વર્ષના પ્રમુખ કોને ચૂંટવા? ૧૯૨૭ના વર્ષમાં હિંદુમુસ્લિમ હુલ્લડો દેશમાં થયા જ કર્યાં હતાં. બે ઐક્ય પરિષદો પણ ભરાઈ ચૂકી હતી અને એમાંની એકના ઠરાવોને મહાસમિતિએ બહાલી પણ આપી હતી. એટલે મદ્રાસની મહાસભાનો મુગટ મુસલમાન સિવાય બીજા કોને આપી શકાય? અને મુસલમાનોમાંયે દાક્તર અનસારી સિવાય બીજું કોણ તેને માટે વધુ લાયક હોય? ડૉ. અનસારી ૧૮૯૬ કે '૯૭માં મદ્રાસની જ મેડિકલ કૉલેજમાં એક વિદ્યાર્થી હતા. ૧૯૧૨માં બાલ્કન યુદ્ધ વખતે રેડ-ક્રોસ મિશન સાથે તે યુરોપ ગયા હતા. પોતાના ધંધામાં એમની ભારે ખ્યાતિ હતી. એમની દૃષ્ટિની અસંકુચિતતા તથા ખાનદાનીએ હિંદુમુસલમાન બંનેનાં દિલ જીતી લીધાં હતાં. એટલે તેમને જ એ વર્ષના પ્રમુખ ચૂંટવામાં આવે એ સ્વાભાવિક હતું.

ડૉ. અનસારીએ પોતાના પ્રમુખપદેથી આપેલા ભાષણમાં સ્વાભાવિક રીતે જ કોમી એકતાને જ મુખ્ય સ્થાન આપ્યું. પછી તેમણે મહાસભાના ત્યાં સુધીના કામકાજની નીચે મુજબ રૂપરેખા

દોરી : મહાસભાએ પાંત્રીસ વર્ષ સહકાર કર્યો, દોઢ વર્ષ અસહકાર કર્યો, અને ચાર વર્ષ ધારાસભાઓમાં વિરોધપક્ષ તરીકે કામ કર્યું. તેમણે જણાવ્યું કે, 'અસહકારને લીધે આપણે નિષ્ફળ નથી નીવડ્યા; પણ આપણે લીધે અસહકાર નિષ્ફળ નીવડ્યો છે.' ત્યાર પછી તેમણે સાયમન કમિશન, નજરકેદીઓ, હિંદ અને એશિયા, તેમજ રાષ્ટ્રનું આરોગ્ય એ પ્રશ્નો હાથ ઉપર લીધા.

પાર્લામેન્ટના મજૂર સભાસદ મિ. માર્ડી જોન્સે, મિ. પરકેસે અને મિ. સ્પ્રાટે આ મહાસભામાં હાજરી આપી હતી. આ વર્ષના ઠરાવોમા સાયમન કમિશનને લગતા ઠરાવ સિવાય બીજું કશું નોંધવા જેવુ નહોતું. ખેદ પ્રદર્શક ઠરાવો, શાહીવાદ વિરોધક સંઘને લગતા ઠરાવો, તથા ચીનને લગતા ઠરાવો, એ બધા તો પરિચિત વિષયો હતા.

'લડાઈના ઝઝૂમતા ભય' બાબતમાં મહાસભાએ જાહેર કર્યું કે, આવી લડાઈ જાહેર જ થાય તો પ્રજાએ તેમાં સરકાર સાથે કોઈ પણ જાતનો સહકાર ન કરવો અને તેમાં કોઈ પણ જાતનો ભાગ ન લેવાનો પોતાનો ધર્મ બજાવવો. આ અરસામાં સેનાપતિ અવારીની ભૂખમરાની હડતાળનો ૭૫મો દિવસ થયો હતો. તેમણે હથિયારબંધીના કાયદા સામે નિષિદ્ધ હથિયારો રાખી સરઘસ કાઢી 'સત્યાગ્રહ' કર્યો હતો. મહાસભાએ અવારી સંબંધમાં ધન્યવાદ તથા સહાનુભૂતિ દર્શાવનારો ઠરાવ કર્યો. બ્રહ્મદેશને હિંદથી અલગ પાડવાની દરખાસ્તને મહાસભાએ વખોડી કાઢી. અહીં એ યાદ કરાવવું જોઈએ કે, મહાસભાએ પોતાની પહેલી બેઠકમાં જ, એટલે કે ૧૮૮૫માં, બ્રહ્મદેશને હિંદ સાથે જોડવામાં આવે તે સામે વિરોધ ઉઠાવ્યો હતો; અને જાહેર કર્યું હતુ કે, બ્રહ્મદેશને હિંદ સાથે જોડવામાં જ આવે તો એ પ્રાંતને તાજ હેઠળનું સંસ્થાન બનાવવુ.

મહાસભાએ રાજકેદીઓને એકદમ છોડી મૂકવામાં આવે એવી માગણી કરી. પૂર્વ અને દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના સંબંધમાં મહાસભાએ બે ઠરાવો કર્યા. આ હિંદીઓની કફોડી વસ્તુસ્થિતિ વિષે આ પ્રકરણમાં અગાઉ કહેવાઈ ગયું છે.

હિંદુમુસલમાન એકતા તેમજ તે બન્ને કોમોના રાજદ્વારી હકોના સંબંધમાં મહાસમિતિએ આગળ કરેલા ઠરાવની રૂએ ઠરાવ કરવામાં આવ્યો. તે અરસામાં બ્રિટિશ માલના બહિષ્કારની વાત લોકોના મન પર વધુ આવવા લાગી હતી. સ્વરાજ્યની યોજનાના સંબંધમાં પણ મહાસભા સમક્ષ અનેક મુસદ્દાઓ આવી પડ્યા હતા. આથી, કારોબારી સમિતિને વધારાના સભ્યો ઉમેરી લઈને, તેમજ બીજી સંસ્થાઓ સાથે વાટાઘાટ ચલાવીને તે ઉપરથી એક બંધારણ ઘડી કાઢવાની સત્તા આપવામાં આવી. મહાસભાના બંધારણમાં પણ એકાદ ફેરફાર કરવામાં આવ્યો. પણ આ વર્ષના અધિવેશનનો મુખ્ય ઠરાવ તો સાયમન કમિશનને લગતો હતો. તે અહીં પૂરેપૂરો ઉતાર્યો છે:

## કમિશનનો બહિષ્કાર

૧. "હિંદના આત્મનિર્ણયના અધિકારની સદંતર અવગણના કરીને બ્રિટિશ સરકારે આ કમિશન નીમ્યું હોવાથી આ મહાસભા ઠરાવ કરે છે કે, આ કમિશનનો દરેક રૂપમાં અને દરેક પગલે બહિષ્કાર કરવો એ જ હિંદને માટે એકમાત્ર સ્વમાનભર્યો રસ્તો છે. ખાસ કરીને, (ક) આ મહાસભા હિંદ સમસ્તના પ્રજાજનોને તથા મહાસભાવાદી મંડળોને આદેશ આપે છે કે, આ કમિશન જે દિવસે હિંદને આરે ઊતરે તે દિવસે આખા દેશમાં તેમજ કમિશન જે જે જુદા જુદા શહેરોમાં જાય ત્યાં ત્યાં વિરોધદર્શક સામુદાયિક દેખાવો કરવા; (ખ) તેમણે જબરદસ્ત પ્રચારકાર્ય કરી પ્રજામતને એવી રીતે સંગઠિત કરવો કે, જેથી બધા રાજદ્વારી પક્ષોને આ કમિશનનો અસરકારક બહિષ્કાર કરવાનું સમજાવી શકાય.

૨. આ મહાસભા હિંદી ધારાસભાઓના બધા બિનસરકારી સભ્યોને, બધા પક્ષોના આગેવાનોને, તેમજ બધી કોમોને તથા બીજાઓને આગ્રહપૂર્વક જણાવે છે કે, તેમણે કમિશન સમક્ષ કશી પણ જુબાની આપવી નહિ તથા કમિશન સાથે કોઈ પણ જાતનો જાહેર કે ખાનગી સહકાર કરવો નહિ અને કમિશનને સારુ યોજાયેલા કોઈ પણ સામાજિક મેળાવડામાં હાજરી આપવી નહિ કે તેમાં ભાગ લેવો નહિ.

૩. આ મહાસભા હિંદી ધારાસભાઓના બિનસરકારી સભાસદોને આદેશ આપે છે કે, (ક) તેમણે આ કમિશનના સંબંધમાં જે કોઈ સિલેક્ટ કમિટીઓ યોજાય તેને માટે મત આપવો નહિ કે તેમાં ભાગ લેવો

નહિ, (ખ) કમિશનના સંબંધમાં નાણાંની મદદની જે કાંઈ માગણી કે સૂચના કરવામાં આવે તે તેમણે ફરાડી મૂકવી.

૪ આ મહાસભા હિંદી ધારાસભાઓના બિનસરકારી સભાસદોને આદેશ આપે છે કે, તેમણે ધારાસભાઓની બેઠકમાં હાજરી આપવી નહિ; સિવાય કે એવી હાજરી તેમની જગાઓ ખાલી પડેલી જાહેર થતી અટકાવવાને સારુ હોય, અથવા તો બહિષ્કારને વધારે અસરકારક અને સફળતાભર્યો કરવાના હેતુથી હોય, અથવા તો પ્રધાનમંડળને ઉથલાવી મૂકવા સારુ હોય, અથવા તો કોઈ એવા અગત્યના ઠરાવનો સામનો કરવાના હેતુથી હોય, જે ઠરાવ મહાસભાની કારોબારી સમિતિના અભિપ્રાય મુજબ દેશના હિતને નુકસાનકારક હોય.

૫ આ મહાસભા કારોબારી સમિતિને સત્તા આપે છે કે, બહિષ્કારને અસરકારક ને સંપૂર્ણ બનાવવાના હેતુથી શક્ય હોય તેટલે દરજ્જે તે બીજી સંસ્થાઓ અને બીજાં મંડળો સાથે મસલત કરે તેમજ તેમનો સહકાર મેળવે."

મહાસભાએ આ પછી કાંકોરી કેસના આરોપીઓના સંબંધમાં ઠરાવ કર્યો. તેમાં, પ્રજામતના સખત પોકાર છતાં આ આરોપીઓને કરવામાં આવેલી જંગલી સજાઓ સરકારે રદ ન કરી તે બદલ ખેદ દર્શાવવામાં આવ્યો, તથા તેમનાં કુટુંબો પ્રત્યે અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ જાહેર કરવામાં આવી.

છેવટે, એક જુદા ઠરાવ દ્વારા મહાસભાનું ધ્યેય બદલીને 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય' કરવામાં આવ્યું. કેટલાક સમયથી આ ઠરાવ વર્ષે વર્ષે રજૂ થતો આવ્યો હતો. આ વર્ષે પંડિત જવાહરલાલ યુરોપથી આવ્યા, અને એને નવો વેગ મળ્યો. ખુદ બિસેન્ટ જેવાંને પણ આ ઠરાવમાં કાંઈ વાંધાભર્યું ન લાગ્યું. તેમણે વિષયવિચારિણી સમિતિમાં કહ્યું કે, 'હિંદના ધ્યેયનો આ નિખાલસ એકરાર છે.' ગાંધીજી એ વખતે સમિતિમાં નહોતા, અને ઠરાવ પસાર થયા પછી તેમણે એ વિષે સાંભળ્યું.

૧૯૨૭ની સાલનો ઇતિહાસ પૂરો કરતાં પહેલાં ગુજરાતના રેલસંકટમાં ત્યાંના મહાસભાવાદીઓએ કરેલા સુંદર કાર્યની નોંધ લેવી જોઈએ. એ વરસના જુલાઈ માસના છેવટના ભાગમાં ગુજરાત ઉપર ભારે નૈસર્ગિક આપત્તિ આવી પડી. ચાર પાંચ દિવસના ગાળામાં લગભગ આખા ગુજરાત પ્રાંતમાં ૫૦ ઇંચ જેટલો વરસાદ

પડ્યો. ઢોરઢાંખર અને રાચરચીલાં સહિત ગામનાં ગામો ભોંય ભેગાં થઈ ગયાં. હજારો લોકો નિરાધાર બની ગયા, પાક નાશ પામ્યો અને તાર, ટપાલ તથા રેલવેનો વહેવાર તૂટી ગયો. બ્રિટિશ અને દેશી રાજ્યોનો પ્રદેશ મળીને ઓછામાં ઓછાં ૪૦૦૦ ગામો આફતમાં આવી પડ્યાં. એનાં ૫૦ થી ૬૦ ટકા જેટલાં અને કેટલાંક ગામોમાં તો ૯૦ ટકા જેટલાં ઘરો પડી ગયાં.

લોકો આ આપત્તિમાં ન્યાતજાતના અને કોમનીચનાં ભેદો ભૂલી ગયા અને તેને પહોંચી વળવા માટે સરદાર વલ્લભભાઈની આગેવાની નીચે સજ્જ થઈ ગયા. એક ગતભરમાં તો ૨૦૦૦ સેવકો રાહતકાર્ય માટે તૈયાર થઈ ગયા અને સરકારી અમલદારોને આપત્તિના વિસ્તાર અને ગંભીરતાનો ખ્યાલ આવે તથા તેને પહોંચી વળવાના ઉપાયો લેવાને તેઓ તેમના ઉપરી અમલદારોની સલાહ લે તે પહેલાં તો મહાસભાનું રાહતકાર્ય પૂર જોસમાં સર્વત્ર ચાલુ થઈ ગયું.

આ વખતે ગાંધીજી મૈસૂર રાજ્યમાં પોતાની તબિયત સુધારી રહ્યા હતા. દેશભરમાં સતત મુસાફરી કરવાને લીધે તેમનું શરીર લથડી ગયું હતું. ગાંધીજીએ રાહતકાર્ય માટે ગુજરાતમાં આવવા જણાવ્યું પરંતુ વલ્લભભાઈએ તેમની માગણી નામંજૂર કરી.

પાણીથી છલકાતા વિસ્તીર્ણ પ્રદેશ પાર કરી સ્વયંસેવકોએ સંકટગ્રસ્ત ગ્રામવાસીઓને ખોરાક, કપડાં વગેરે જીવનની પ્રાથમિક જરૂરિયાતો પહોંચાડી. આ મદદમાંથી તેમણે સરકારી અધિકારીઓને પણ બાદ ન રાખ્યા કારણ કે આફતમાં સપડાયેલાઓને મદદ આપવામાં રાજકારણના ભેદભાવને સ્થાન નથી. ખેડાના કલેકટરનો દિવસોથી દુનિયા સાથેનો સંબંધ તૂટી ગયો હતો. તેમને ખાસ સ્વયંસેવકો દ્વારા વલ્લભભાઈએ ખોરાક અને બીજી જરૂરી વસ્તુઓ પહોંચાડી તેનો તેમણે આભારપૂર્વક સ્વીકાર કર્યો હતો. એક અઠવાડિયા સુધી સરકારનું તંત્ર તૂટી ગયું હતું અને ઉપરી અધિકારીઓ પોતાના હાથ નીચેના અધિકારીઓ પાસેથી હેવાલની રાહ જોતા હતા તે વખતે મહાસભાના સ્વયંસેવકો આફતનાં સ્થળોએ પહોંચી જઈ સંકટગ્રસ્તોને મદદ પહોંચાડી રહ્યા હતા. સેવાની ભાવનાથી પ્રેરાયેલા બુદ્ધિશાળી અને સાધનસંપન્ન લોકસમુદાયના સ્વાશ્રય અને પરસ્પરાશ્રયનું આ વિરલ દૃષ્ટાંત છે.

પરંતુ આ આફતનો વિસ્તાર એટલો મોટો હતો કે પ્રજાકીય સંસ્થાઓ તેને પહોચી વળી શકે એમ નહોતુ ખોરાક વગેરેની તાકીદની જરૂરિયાતોની રાહત આપ્યા પછી, નાશ પામેલા પાકની જગ્યાએ બીજો પાક વાવવાનો તથા ભાગેલા ઘરો પાછા બાંધવાનો પ્રશ્ન સરકાર તથા પ્રજા સમક્ષ ખડો થયો બીજો પાક વાવવા માટે વધુ દિવસો જાય એ પાલવે એમ હતુ જ નહિ અને સરકાર તો રાહત આપવાની બાબતમા વિમાસણમા પડી હતી અને વિધિનિષેધના વાધા રજૂ કરતી હતી. પરંતુ ગુજરાતના પ્રબળ લોકમત તથા સરદાર વલ્લભભાઈની કુશળતાને વશ થઈ મુબઈની સરકારને બળદો, ખેતીના ઓજારો, ઘર બાંધવાનો સરસામાન તથા દાણા ખરીદવાને હલકી શરતોથી ખેડૂતોને લોન આપવા માટે દુકાળફંડમાથી ૧,૫૪,૦૦,૦૦૦ રૂપિયાની રકમ રાહત માટે આપવાની ફરજ પડી અને પ્રાતિક સમિતિએ 'બોમ્બે સેન્ટ્રલ રિલિફ કમિટી'ના સહકારથી ઘણા મહિનાઓ સુધી રાહત આપવાનુ કાર્ય કર્યું મહાસભાનુ સગઠન એટલું સુવ્યવસ્થિત હતુ કે, રાહત આપનારી બીજી સંસ્થાઓ અને સરકારને પણ રાહતકાર્ય માટે તેનો ઉપયોગ કરવો પડ્યો. તે વખતના મુબઈ સરકારના નાણામંત્રીએ આણંદ અને નડિયાદમા મળેલી 'રિલિફ પરિષદ'મા સરદાર વલ્લભભાઈ તથા બીજા કાર્યકર્તાઓને આમંત્રણ આપ્યુ અને મહાસભાની સંસ્થાઓની મારફતે રાહત આપવાનો સ્વીકાર કર્યો સરકારી મદદ ઉપરાત મહાસભા અને બીજી સસ્થાઓ મારફતે ૩૦,૦૦,૦૦૦ રૂપિયા એકઠા કરી રાહત માટે વાપરવામા આવ્યા હતા આમ સરકાર, વડોદરા રાજ્ય, મહાસભા તથા બીજી રાહત કાર્ય માટે ઊભી થયેલી રાહત સંસ્થાઓએ એકત્ર મળી મહાસભાની આગેવાની નીચે લગભગ એક વરસ સુધી રાહતનુ કાર્ય કર્યું આ બાબતમા મુબઈ સરકારના નાણામત્રી સર ચુનીલાલ મહેતાને એવો મોટો અનુભવ થયો કે, મુબઈની ધારાસભામા બજેટ રજૂ કરતી વખતે તેમણે મહાસભા તથા તેના મહાન નેતાની ખુલ્લા દિલથી પ્રશંસા કરી

"તાત્કાલિક રાહત આપવા માટે હિંમત, ઝડપ અને સાધનોની આવશ્યકતા હતી ઉત્સાહી સ્વયસેવકોની ટુકડીઓ સંકટમા સપડાયેલાઓની

મદદે જઈ પહોંચી અને કેટલાક લોકોને મરતા બચાવ્યા તથા ખોરાક કપડાં પહોંચાડ્યા એને માટે માન ઘટે છે.

"વણિકવૃત્તિ ગુજરાત થોડાં વરસ પહેલાં નિઃસ્વાર્થ જાહેર કાર્યની વાત કરી શકે એમ નહોતું. આમજનતાની સેવાને અર્થે ધાર્મિક વૃત્તિથી કાર્ય કરનાર સ્વયંસેવકો તૈયાર કરવામાં તેમણે લીધેલો શ્રમ સફળ થયો છે તથા મુખ્યત: ગુજરાત વિદ્યાપીઠના સ્વયંસેવકોએ પોતાના પ્રિય નેતાની ગેરહાજરીમાં પણ આવી આપત્તિને સમયે પોતાની ફરજ બહુ સારી રીતે અદા કરી છે તે જાણીને મહાત્મા ગાંધીને ભારે સમાધાન થયું હશે. રાહત કાર્યની જવાબદારી માથે લઈ શ્રી. વલ્લભભાઈએ તે કેવી કુશળતાથી પાર પાડ્યું એ જગજાહેર છે. આ બધા કાર્યકર્તાઓ નાફેરવાદી પક્ષના હતા પરંતુ તેમણે જોયું કે, આ સરકારથી અળગા રહેવાનો કે તેનો વિરોધ કરવાનો અવસર નથી એ બહુ સંતોષની વાત છે.

"મારી અંતરની અભિલાષા છે કે મહાત્મા ગાંધીએ ધાર્મિક વૃત્તિથી સેવા કરવાનું વાતાવરણ પેદા કર્યું છે તે કાયમ રહો."

# પ્રકરણ ૯ મું

## ભાવી લડતનાં બીજ—૧૯૨૮

સાયમન કમિશનનો બહિષ્કાર—બહિષ્કારની અસર—લાહોર, લખનૌ અને પટણા—સર્વપક્ષી પરિષદ—જૂન માસના ત્રણ મહત્ત્વના બનાવો—બારડોલીની લડત—જપ્તીઓનો, ઝપાટો—પ્રમુખ પટેલની ધમકી—સમાધાન—નેહરુ રિપોર્ટ—ફરી પાછી ધારાસભા—રિઝર્વ બેંક બિલ—જાહેર સલામતીનો ખરડો—કલકત્તાની મહાસભા—પ્રમુખશ્રીનું ભાષણ—ઠરાવો—રાજસ્થાનો વિષેનો ઠરાવ—મહાસભાનો મુખ્ય ઠરાવ—યુદ્ધનું કહેણ—મિ. જોનસનની દેશનિકાલી સામે, વિરોધ—યુવકપ્રવૃત્તિ—સર્વપક્ષી પરિષદનો અંત—મહાસમિતિની ધારાસભા પક્ષને ચેતવણી—ગાંધીજી યુરોપની મુસાફરી બંધ રાખે છે.

૧૯૨૮નું વર્ષ શરૂ થતાં જ દેશના રાજદ્વારી વાતાવરણમાં સાયમન કમિશનની નિમણૂક સામે તીવ્ર રોષ ફેલાઈ ગયેલો માલૂમ પડી આવે છે. ચારે તરફ તેનો બહિષ્કાર કરવાનું નક્કી થઈ ગયું છે.

કમિશનની નિમણૂક જાહેર કરતાં લૉર્ડ ઇર્વીને કહ્યું હતુ:

"ના શહેનશાહની સરકાર આ કમિશને કયી કાર્યપદ્ધતિ અનુસરવી તે વિષે તેને કશો આદેશ આપવા ઇચ્છતી નથી. તોપણ સરકાર માને છે કે જો કમિશન હિંદી વડી ધારાસભાએ ચૂંટેલી 'સંયુક્ત કમિટીને પોતાના અભિપ્રાયો રજૂ કરવાને નિમંત્રણ આપશે,- તો જુબાનીઓ લેવાનું

કમિશનનું કાર્ય ઘણું સરળ થશે. આ સંયુક્ત સમિતિ ધારાસભાઓના બિનસરકારી સભ્યોની બનેલી હશે, અને તે ધારાસભાઓ નક્કી કરે એ રીતે પોતાના અભિપ્રાયો કમિશન સમક્ષ રજૂ કરશે."

આમ, આ હિંદી કમિટીને તો માત્ર અભિપ્રાય જ રજૂ કરવાનો હતો; કમિશનના નિર્ણયોમાં તેનો કશો ઉપયોગ થવાનો નહોતો. એટલે સ્વાભાવિક રીતે હિંદીઓને એ વસ્તુસ્થિતિ અપમાનકારક લાગી. લૉર્ડ ઇર્વીને એમ બતાવવાનો ખાસ પ્રયત્ન કર્યો કે, શહેનશાહની સરકાર આમાં હિંદીઓની ઇજ્જતનું કે તેમના ગર્વનું કશુય ઇરાદાપૂર્વકનું અપમાન કરવા માંગતી નથી. પણ સાથે સાથે જ તેમણે જાહેર કર્યું કે, હિંદ તરફથી મદદ મળો યા ન મળો, પણ કમિશનનું કામ તો ચાલુ જ રહેશે, તથા એનો અહેવાલ પાર્લામેન્ટમાં રજૂ કરવામાં આવશે, અને પાર્લામેન્ટ એ વિષે પોતાને યોગ્ય લાગે તેવું પગલું લેશે.

તા. ૩જી ફેબ્રુઆરીએ સાયમન કમિશને મુંબઈના બારામાં પ્રવેશ કર્યો. આખા દેશમાં તે દિવસે હડતાળ પડી હતી. બીજે બધે તો તે દિવસે કાંઈ ન ઇચ્છવા જેવું કશું બન્યું નહિ; પણ મદ્રાસમાં હાઈકોર્ટ આગળ લોકોનાં ટોળાનો મિજાજ સરકારને તપેલો લાગ્યો એટલે પોલીસે તેના ઉપર ગોળીબાર કર્યો, અને તેમાં ઘણા જખમી થયા. એક માણસ તો ત્યાં ને ત્યાં જ ગબડી પડ્યો અને બીજા બે પાછળથી મરણ પામ્યા. આ ગોળીબાર ન કર્યો હોત, તો ન ચાલત એમ ન કહી શકાય. કલકત્તામાં પણ પોલીસો અને વિદ્યાર્થીઓ વચ્ચે ઝપાઝપી થઈ હતી. કમિશને પહેલી મુલાકાત દિલ્હી શહેરની લીધી. ત્યાં કાળા વાવટાઓથી તેનો સત્કાર થયો. 'સાયમન પાછો જા'નાં પાટિયાં જ્યાં ત્યાં લટકાવવામાં આવ્યાં હતાં. બહિષ્કારનો આખો કાર્યક્રમ સંપૂર્ણ રીતે સફળ નીવડ્યો હતો — માત્ર દક્ષિણ ભારતના લિબરલ ફેડરેશન (જસ્ટીસ પક્ષને) તથા કેટલાંક મુસલમાન મંડળોને આમાં અપવાદરૂપ ગણવાં જોઈએ.

સાયમન કમિશનનો બહિષ્કાર કરવામાં પ્રજાને ભારે સફળતા મળી એટલે સરકારે દબાણ અને ત્રાસની નીતિ અજમાવવાનું

શરૂ કર્યું. લાહોરમાં લાલાજીની સરદારી હેઠળ લોકોની પ્રચંડ મેદની કમિશનની વિરુદ્ધ દેખાવો કરવા ટોળે મળી હતી. પોલીસે આ ટોળા ઉપર મારઝૂડ ચલાવી, અને ઘણા માનનીય આગેવાનોને પણ બંદૂકનાં કુંદાથી તથા લાઠીથી ફટકારવામાં આવ્યા. ખુદ લાલાજીને પણ માર પડ્યો હતો, અને એવા એક હિચકારા ફટકાને પરિણામે જ તેમનું જલદી અવસાન થયું એમ માનવામાં આવે છે.

કમિશને લખનૌની મુલાકાત લીધી ત્યારે પોલીસે નિઃશસ્ત્ર ને અહિંસક લોકસમુદાયો ઉપર વગરકારણે જંગલી હુમલાઓ કર્યા. પંડિત જવાહરલાલને પણ સંયુક્ત પ્રાંતની પોલીસે બાકી રાખ્યા નહિ. ઘોડેસવારોએ અને પાયદળ ટુકડીએ બંદૂકો અને લાઠીઓ સાથે લોકો ઉપર હુમલો કર્યો અને તેમના સપાટામાંથી કોઈ પક્ષના આગેવાનો બચ્યા નહિ. કૂડીબંધ માણસો ઘાયલ થયાં. એ વખતે તો, લખનૌ જાણે કોઈ લશ્કરી છાવણી ન હોય એવું દૃશ્ય થઈ ગયું હતું. હજારો ઘોડેસવારો ને પાયદળ ટુકડીઓએ ચાર ચાર દિવસ સુધી શહેરમાં મારપીટ ચલાવ્યાં કરી. તેઓ લોકોનાં ઘરો ઉપર પણ હલ્લો કરતા. અનેક પ્રતિષ્ઠિત આગેવાનોને માર પડ્યો અને ઘણાને ગિરફતાર કરવામાં આવ્યા. જે કોઈ 'સાયમન પાછો જા', એમ બોલતું તેનું આવી બનતું. પોલીસોએ આટઆટલો જુલમાટ વર્તાવ્યો, છતાં લખનૌના નાગરિકો દબાયા નહિ. તેમણે તો પોતાના દેખાવો વધુ ઉગ્ર બનાવ્યા. કેટલાક તાલુકદારોએ સાયમન કમિશનના માનમાં એક જયાફત ગોઠવી હતી. કેસરબાગની આસપાસ હજારો પોલીસોની ખડી ચોકી મૂકવામાં આવી હતી. કોઈ જતો આવતો માણસ જરા સરખોયે બહિષ્કારવાળો જણાતો, તો તેને બાગ આગળના જાહેર રસ્તે પણ જવા દેવામાં આવતો નહિ. આટઆટલી સાવચેતીઓ લેવામાં આવી હતી છતાં, જયાફતના રસમાં ભંગાણ તો પડ્યું જ. કારણ કે આકાશમાં ચારે તરફ અસંખ્ય કાળાં બલૂનો અને પતંગો ઊભરાઈ ગયાં. તે દરેક ઉપર લખ્યું હતું કે, 'સાયમન પાછો જા.'

પટણામાં કમિશને પગ મૂક્યો, ત્યારે ૫૦,૧૦૦ માણસો વિરોધી દેખાવો કરવા જમા થયા હતા, બીજી બાજુ, બોશ જેટલા માણસો સાયમન સાહેબને આવકાર આપવાને આવ્યા હતા. તેમાં મોટે ભાગે સરકારી નોકરો તથા પટાવાળાઓ હતા. સરકારે મોટરો ભરી ભરીને ગામડેથી ખેડુતોને ખેંચી આણ્યા હતા. પરંતુ તેઓ આવકાર આપવાને બદલે બહિષ્કારવાળાઓના જૂથમા ભળી ગયા! રેલવે સ્ટેશન ઉપર આ જંગી ટોળાંઓની જમાવટનુ દશ્ય જોવા જેવુ હતુ. તેમના મોં ઉપર ક્યાંય હિંમાની રેખા સરખીયે નહોતી. એક બાજુ સરકાર અને બીજી બાજુ પ્રજા, એમ બેઉ પક્ષો વચ્ચે જે સ્પષ્ટ ભેદ માલૂમ પડતો હતો, તે સરકારની આખ ઉઘાડવા માટે પૂરતો હતો.

સાયમન કમિશનના બહિષ્કારના અનુસંધાનમાં, મદ્રાસની મહાસભાએ ધારાસભાઓમાંના કાર્યને ઘણું ઓછું કરી નાંખ્યું હતું. આ સૂચનાનો અમલ કરવામાં ઘણી મુશ્કેલીઓ આવવા લાગી. અને ખેદપૂર્વક કહેવુ પડે છે કે, એ સૂચનાનો અમલ થયો તેના કરતા ભંગ જ વધારે થયો. આથી, કારોબારી સમિતિએ મહાસમિતિને ભલામણ કરી કે, તેણે, વડી તેમજ પ્રાંતિક ધારાસભાઓના સભ્યોને વધારે સ્વતંત્રતા આપવી. મહાસમિતિએ કારોબારી સમિતિની આ ભલામણને માન્ય રાખી.

સર જોન સાયમનના શબ્દોમાં 'હિંદના જુદા જુદા ભાગોમાં જુદી જુદી કોમો અને જુદા જુદા વર્ગો સાથે અંગત સંપર્ક સ્થાપી' કમિશને તા. ૩૧ મી માર્ચે મુંબઈનો કિનારો છોડ્યો. આ 'અંગત સંપર્ક' શબ્દનો શો અર્થ કરવો તે કહી શકાય તેમ નથી. કારણકે, સરકારી અહેવાલ કબૂલ કરે છે કે વડી ધારાસભાના આગેવાનો 'કમિશનનો માત્ર સરકારી રીતે જ નહિ પરંતુ સામાજિક રીતેય બહિષ્કાર કરવાની પ્રતિજ્ઞાને વરેલા હતા,' એટલે સર જોન સાયમન અને તેમનાં સાથીઓ આ આગેવાનોના સંબંધમાં તો આવી જ નહોતા શક્યા.

કમિશન હિંદમાં ઊતર્યું એટલે તરત જ તા. ૬ ઠી ફેબ્રુઆરીએ સર જોન સાયમને વાઇસરોયને પત્ર લખ્યો હતો અને તેમાં જણાવ્યું

હતુ કે કમિશનના કામકાજમાં સાથે ભાગ લેવા હિંદી ધારાસભા સાત હિંદી સભ્યો ભલે ચૂંટી મોકલે. કમિશનના સાત અંગ્રેજ સભ્યો અને એ સાત હિંદી સભ્યો મળીને એક સંયુક્ત સ્વતંત્ર પરિષદ બને. એ આખી પરિષદને બધી સાધનસામગ્રી જોવાની છૂટ રહે તથા તેમાં બિરાજતા હિંદી સભ્યોનો દરજ્જો સમાન તેમજ સ્વતંત્ર રહે. પ્રાંતિક ધારાસભાઓને પણ આ મુજબની સલાહકારક સમિતિઓ ચૂંટી કાઢે, જેથી મધ્યસ્થ સરકારને લગતા વિષયોની ચર્ચા ચાલે ત્યારે વડી ધારાસભાએ ચૂંટેલી સમિતિ સાથે બેસે, અને જ્યારે પ્રાંતિક વિષયો ચર્ચાય ત્યારે તે તે પ્રાંતની ધારાસભાએ ચૂંટેલી સમિતિ બેસે. કમિશનના બ્રિટિશ સભ્યો પોતાના અહેવાલો શહેનશાહની સરકાર સમક્ષ રજૂ કરે, અને હિંદી સભ્યો તેમના અહેવાલો પોતાની ધારાસભા સમક્ષ રજૂ કરે.

આ જાહેરાતથી લોકો મનાયા નહિ. એ જાહેરાત બહાર પડ્યા બાદ બે ત્રણ કલાકમાં જ રાજદ્વારી આગેવાનોએ દિલ્લીમાં મંત્રણા ચલાવીને જાહેર કર્યું કે, કમિશન સામેનો વાંધો હજુ જેવો ને તેવો જ રહે છે. એટલે તેમને કમિશન સાથે કોઈ પણ રૂપમાં કે કોઈ પણ વખતે કશી લેવાદેવા નથી. વડી ધારાસભાએ મધ્યસ્થ સલાહકારક સમિતિ ચૂંટવાની તકલીફ જ ન લીધી. લાલાજીએ તા. ૧૬મી ફેબ્રુઆરીએ વડી ધારાસભામાં એવો ઠરાવ રજૂ કર્યો કે, કમિશનનું બંધારણ અને તેની યોજના આ વડી ધારાસભાને સર્વથા અમાન્ય છે, અને આ સભાને એ કમિશન સાથે કોઈ પણ રૂપમાં કે કોઈ પણ વખતે કશી લેવાદેવા નથી. પંડિત મોતીલાલજીએ જણાવ્યું:

"આ ઠરાવ કાંઈ નિષેધાત્મક નથી. તે તો એવું વિધેયાત્મક વિધાન કરે છે કે, હિંદીઓ આ કમિશન સાથે ત્યારે જ સહકાર કરી શકે, જ્યારે શહેનશાહ એ કમિશનમાં એટલી જ સંખ્યામાં હિંદીઓને નીમે."

ઠરાવ ૬૮ વિરુદ્ધ ૬૨ મતે પસાર થયો, એટલે સરકારને પોતાને વડી ધારાસભાના સભ્યોમાંથી સમિતિના સભ્યો નીમવા પડ્યા! અહીં એટલું નોંધતા જઈએ કે, કમિશને જ્યારે મુંબઈની મુલાકાત લીધી, ત્યારે એ શહેરના ૨૨ નાઇટોમાંથી એક પણ તેને

મળવાની તસ્દી લીધી નહિ. ધારાસભાઓના ઠરાવ કરતાં કે કોમોના સહકાર કરતાં આ વસ્તુ દેશમાં વ્યાપેલા બહિષ્કારના જુસ્સાને વધારે સારી રીતે વ્યક્ત કરે છે. આ પ્રસંગે આપણે એ પણ નોંધતા જઈએ કે, સાયમન કમિશનનું કામકાજ ચાલતું હતું તે દરમિયાન તેના કેટલાક સભ્યો હિંદી બજારનો અભ્યાસ કરવાના કામમાં જ લાગ્યા હતા. કારણકે એ સભ્યોને રાજકારણ કરતા વેપારમાં વધારે રસ હતો। તેમાંના એક લૉર્ડ બર્નહામને લાગ્યું કે, અંગ્રેજી માલના વેપાર માટે પંજાબમા સારામાં સારું ક્ષેત્ર છે. વળી તેમણે જણાવ્યું, હિંદમાં બ્રિટિશ મોટરો, ટ્રેક્ટરો અને લૉરીઓ આયાત કરવાને પણ ઘણું સારુ ક્ષેત્ર છે.

૧૯૨૮ ના વર્ષના મુખ્ય બનાવોમાં સાયમન કમિશનની દોડધામ ઉપરાંત સર્વપક્ષી પરિષદ અને બારડોલીની હિલચાલનો પણ સમાવેશ થાય છે. મહાસભાના ઠરાવ અનુસાર દિલ્લી ખાતે ફેબ્રુઆરી અને માર્ચ માસમાં સર્વપક્ષી પરિષદ બોલાવવામાં આવી. તેમાં મહાસભા તથા બીજાં હાજર રહેલાં મંડળો વચ્ચે નક્કી કરવામાં આવ્યું કે, 'સંપૂર્ણ જવાબદાર શાસનતંત્ર' ના પાયા ઉપર હિંદના રાજ્યબંધારણનો સવાલ ચર્ચવો. બીજો સવાલ કોમી મતદારમંડળોના અને કોમી પ્રતિનિધિત્વનાં પ્રમાણોનો હતો. એ માસમાં પરિષદની કુલ ૨૫ જેટલી બેઠકો મળી, અને પોણા ભાગના મુદ્દાઓનો સમાધાનીભર્યો ઉકેલ લાવવામાં આવ્યો. આ વર્ષની ત્રીજી પરિષદ મે માસની ૧૯મી તારીખે મળી. દાક્તર અનસારી તેના પ્રમુખ હતા. તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે, પંડિત મોતીલાલજીના પ્રમુખપદ હેઠળ એક સમિતિ નીમવી અને તેણે આ વર્ષના જુલાઈ માસની ૧લી તારીખ પહેલાં રાજ્યબંધારણના સિદ્ધાંતોનો મુસદ્દો તૈયાર કરવો તથા તેને દેશનાં જુદાં જુદાં મંડળોમાં ફેરવવો. ૨૯ રાજદ્વારી મંડળોએ આ ઠરાવની તરફેણમાં મત આપ્યો હતો. આપણે આ વિષે આગળ વધુ જોઈશું.

જૂન માસના વચગાળામાં ધ્યાન ખેંચે તેવા ત્રણ બનાવો બન્યા. આગામી મહાસભા કલકત્તા ખાતે ભરાવાની હતી, અને પ્રમુખપદ માટે પંડિત મોતીલાલજીનું નામ છૂટથી બોલાતું હતું. એમ થઈ

શકે તે માટે પંડિતજીએ સામ્રાજ્યના પાર્લામેન્ટરી પ્રતિનિધિ મંડળમાંની પોતાની જગ્યાનું રાજીનામું પણ આપ્યું હતું. આ જગાએ વડી ધારાસભાએ પંડિતજીને બીજા ત્રણ સાથે ગયા માર્ચમાં ચૂંટ્યા હતા. ગાંધીજીએ પોતે જણાવ્યું હતું:

"બંગાળને મોટા નેહરુ જોઈએ છે. એ માનભર્યું સમાધાન કરી શકે એવા પુરુષ છે. દેશને આજે એવા સમાધાનની જરૂર છે. આજે દેશ એ મનોવૃત્તિમાં છે એટલે એમને જ પ્રમુખ બનાવો."

બીજો બનાવ મહાસભાને અંગે ભરાનારા પ્રદર્શનના સ્વરૂપ વિષે થયેલા ઝઘડાનો હતો. પ્રદર્શન સમિતિના મંત્રી શ્રી. એન. આર. સરકારે જાહેર કર્યું કે, પ્રદર્શનમાં હિંદમાં બનેલી અથવા તૈયાર થયેલી હરકોઈ વસ્તુને સ્થાન રહેશે, અને તેવી ચીજોમાં ખાદીને અગ્રસ્થાન આપવામાં આવશે. કોઈ પણ પરદેશી માલ પ્રદર્શનમાં મૂકવામાં આવશે નહિ, સિવાય કે આપણી રાષ્ટ્રીય સાધનસામગ્રીઓના વિકાસમાં મદદરૂપ થઈ શકે એવાં ઓજારો, સાંચાઓ તથા બીજાં સાધનો. પ્રાંતિક ઔદ્યોગિક ખાતાંએ બનાવેલો સ્વદેશી માલ પણ પ્રદર્શનમાં મૂકી શકાશે. પણ સરકાર તરફથી કોઈ પણ જાતની નાણાંની મદદ લેવામાં આવશે નહિ. આ જાહેરાતનો ખાદી પ્રતિષ્ઠાનવાળા બાબુ સતીશચંદ્ર દાસગુપ્તા તેમજ તેમના તેજસ્વી ભાઈ ક્ષિતીશ બાબુ જેવા ચુસ્ત અસહકારીઓએ ભારે વિરોધ કર્યો. સદ્ભાગ્યે વિરોધ વખતસર કરવામાં આવ્યો એટલે મામલો બગડતો અટક્યો.

ત્રીજો બનાવ તે બારડોલીની લડત. બારડોલી તાલુકામાં નવી જમાબંધી થવાની હતી. આવી આકારણી દર ૨૦–૩૦ વર્ષે થાય છે, અને સામાન્ય રીતે એમાં ૨૫ ટકા જેટલી મહેસૂલ વધારવામાં આવે છે. બારડોલીના ખેડૂતોને લાગ્યું કે, તેમની મહેસૂલમાં વધારો થવો જોઈએ નહિ; કારણ કે સરકારને તેમની જમીનોમાં જે કાંઈ વધારો ઉત્પન્ન થતું દેખાતું હતું, તે તો મહેનત અને નાણાંનો ભોગ આપીને તેમણે કરેલી જમીનની સુધારણાનું પરિણામ હતું. જો કે તેમણે એવું તો કહ્યું જ નહોતું કે મહેસૂલ વધારવું જ ન જોઈએ. તેઓ માત્ર એટલું જ વીનવતા

હતા કે, એક નિષ્પક્ષ તપાસસમિતિ નીમવામાં આવે. તે સમિતિ મજૂરી, ભાવો, રસ્તાઓ, આર્થિક સ્થિતિ તેમજ કરવેરાની તપાસ કરે, અને પછી નક્કી કરે કે, મહેસૂલ વધારવું જોઈએ કે નહિ તથા વધારવું હોય તો કેટલું વધારવું. સરકાર સામાન્ય રીતે જ્યારે આર્થિક તપાસો કરે છે, ત્યારે લોકોને વિશ્વાસમાં લેતી જ નથી. સેટલમેન્ટ ઓફિસર રેવન્યુ-બોર્ડને જે પ્રાથમિક અહેવાલો રજૂ કરે છે, તે સરકાર પ્રગટ કરતી નથી. તેમજ રેવન્યૂ બોર્ડ સરકારને જે ભલામણો કરે છે, તે પણ સરકાર ખાનગી રાખે છે. ભોગજોગે આમાનુ કંઈ જાહેરમા મૂકવામા પણ આવે, તો તે અંગ્રેજીમાં હોય; એટલે આમજનતાને તો કશી ખબર પડે જ નહિ. સરકારે કરેલી નવી આકારણી પ્રમાણે બારડોલીના ખેડૂતોની મહેસૂલમાં ૨૫ ટકાનો વધારો કરવામાં આવ્યો હતો. સ્વતંત્ર તપાસસમિતિ નિમાવવા માટે ખેડૂતોએ બધા જ બંધારણપૂર્વકના પ્રયત્નો કરી જોયા, પણ એમનુ કાંઈ વળ્યું નહિ. છેવટે યુદ્ધનુ ટ્હેણુ આપવામાં આવ્યુ, અને 'ના-કર'ની લડત માંડવામાં આવી. આ લડત કંઈ સ્વરાજને અર્થે નહોતી, તેમજ એ સવિનયભંગના કાર્યક્રમના ભાગરૂપે નહોતી. એ તો માત્ર ખેડૂતોની દાદ મેળવવા પૂરતી હતી. પણ સરકાર જક્કી હતી, અને સામે ખેડૂતો પણ એવા જ આગ્રહી હતા.

લડતના પ્રારંભમાં મહાસભા વચ્ચે નહોતી પડી. લોકોએ તાલુકા પરિષદ ભરી મહેસૂલ ન આપવાની પ્રતિજ્ઞા લીધી, અને શ્રી. વલ્લભભાઈને સરદારી લેવાનુ નિમંત્રણ આપ્યું. તેમણે પણ તે સ્વીકાર્યું અને લડતની આખી યોજના છેવટ સુધી હાથમાં લીધી. સરકાર તરત જ પોતાની દમનનીતિ શરૂ કરી અને ખેડૂતોના ઢોરોને જપ્તીમા તાણી જવા માંડ્યા. જપ્તીઓનો હુમલો ચલાવવા ખાસ પઠાણોને રોકવામાં આવ્યા! આ પઠાણો લાવવાની કશી જ જરૂર નહોતી. લોકો કાંઈ જપ્તીનો વિરોધ કરતા નહોતા, તેમજ સરકાર પાસે બીજા માણસો નહોતા એમ પણ નહોતું. ત્યારે એવા ઝનૂની અને તોફાની માણસોને રોકવાની શી જરૂર હતી? પરંતુ સરકાર ખેડૂતોમાં ત્રાસ જ વર્તાવવા માગતી હતી. ગવર્નર સર લેસ્લી વિલ્સને જણાવ્યુ કે, માત્ર ૨૫ જ પઠાણોને રોકવામાં આવ્યા છે.

પરંતુ આ કંઈ સંખ્યાનો સવાલ નહોતો, આ તો પઠાણો રોકવાનો પ્રશ્ન હતો. પરિણામે,

દાહિને પઠાણ,
બાંયે, પઠાણ,
આગે પઠાણ,
પીછે પોલીસ,
ચલી પલટણ બેંસોફી.

એ જાહેર સભાઓમા છોકરાંનુ ગીત થઈ પડ્યું. ટૂંક મુદતમા જ મુંબઈની ધારાસભાના ચૂંટાયેલા સભ્યોએ વિરોધ દાખલ પોતાની જગ્યાઓના રાજીનામાં આપ્યા.

વડી ધારાસભાના પ્રમુખ શ્રી. વિઠ્ઠલભાઈએ વાઈસરૉયને એક કાગળ લખી ચેતવણી આપી કે, સરકાર જો પોતાનો માર્ગ બદલશે નહિ, તો તે પોતાની જગાનુ રાજીનામુ આપશે અને લડતનુ કામ ઉપાડી લેશે. છેવટે, સરકારનુ મો રાતુ રહે એવી એક યોજના યોજી કાઢવામાં આવી; તે અનુસાર એક ત્રીજા જ માણસે વધારાની મહેસૂલ જેટલી રકમ સરકારની તિજોરીમાં અનામત મૂકી, સરકારે પોતાનો મન સાથે માની લીધુ કે મહેસૂલ તો ભરાયુ, એટલે હવે તપાસપંચ નીમવામાં વાંધો નથી!

ત્યાર બાદ એક તપાસપંચ નીમવામાં આવ્યું. તેમાં એક ન્યાયખાતાનો અને બીજો કારોબારી ખાતાનો એમ બે સભ્યો હતા. ૧૯૨૨માં ગાંધીજીનો જેમણે મુકદ્દમો ચલાવ્યો હતો, તે મિ. બ્રુમફિલ્ડ ન્યાયખાતાના સભ્ય હતા, અને મિ. મૅક્સવેલ કારોબારી ખાતાના સભ્ય હતા. પંચે આખા પ્રશ્નનો અભ્યાસ કર્યો, અને જાહેર કર્યું કે, મહેસૂલનો વધારો ૬I ટકાથી વધારે ન થવો જોઈએ. ઑગસ્ટ માસમાં આ નિર્ણય કબૂલ રાખવામાં આવ્યો, અને ચોર્યાસી તાલુકાને પણ એનો લાભ મળ્યો. આ તાલુકાએ વધારાનુ મહેસૂલ પહેલેથી ભરી દીધુ હતું. એટલે સરકાર પણ એ તાલુકાનો દાખલો જ આગળ ધર્યા કરતી હતી કે, 'ચોર્યાસી ભરી' શકે છે, તો બારડોલી કા નહિ?' પણ

બારડોલીએ તો તે ન જ જાયું, અને ચોર્યાસીને પણ તેનો લાભ મળ્યો.

ગવર્નર સર લેસ્લી વિલ્સને મુંબઈ ધારાસભા સમક્ષ જાહેર કર્યું હતું કે, બારડોલીની 'નાકર' લડતને કચરી નાખવા માટે સામ્રાજ્યના સઘળાં સાધનોનો ઉપયોગ કરવામાં આવશે. ત્યાર બાદ થોડા જ વખતમાં ઉપર જણાવેલી સમાધાની થઈ. તે મુજબ ખાલસા થયેલી ને સરકારે બીજાને વેચી નાખેલી જમીનો પાછી મૂળ ધણીઓને સોંપવામાં આવી, તથા રાજીનામાં આપેલા પટેલ અને તલાટીઓને તેમની અસલ જગાઓએ લેવામાં આવ્યા, એ આ સમાધાનની એક ખાસ નોંધવાયોગ્ય હકીકત છે.

તા. ૨૮મી, ૨૯મી અને ૩૦મી ઓગસ્ટે લખનૌ ખાતે ફરી પાછી સર્વપક્ષીપરિષદ મળી. આ વખતે નેહરુ સમિતિના રિપોર્ટ ઉપર વિચારણા કરવાની હતી. નેહરુ સમિતિને તેના પરિશ્રમ બદલ ધન્યવાદો આપવામાં આવ્યા, અને પૂર્ણ સ્વરાજ્યના ધ્યેયવાળા પક્ષોની સ્વતંત્રતાને મર્યાદિત કર્યા વિના પરિષદે સંસ્થાનિક સ્વરાજ્યની તરફેણમાં પોતાનો અભિપ્રાય આપ્યો. જેઓ પૂર્ણ સ્વરાજ્યના હિમાયતીઓ હતા અને જેમને સંસ્થાનિક સ્વરાજ્યનું ધ્યેય નાકબૂલ હતું, તેમણે એક નિવેદન બહાર પાડ્યું. એ નિવેદન પરિષદમાં વાંચવામાં આવ્યું. તેમાં સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે, હિંદનું રાજ્યબંધારણ પૂર્ણ સ્વરાજ્યના પાયા ઉપર જ બંધાવું જોઈએ. પરંતુ ત્યાર બાદ તેઓએ પરિષદના કામકાજમાં ડખલ પણ ન કરી કે કશો ભાગ પણ ન લીધો. પરિષદે આ પછી સિંધ, પ્રાંતોની વહેંચણી, અને સંયુક્ત મતદાર મંડળોના સવાલ ચર્ચ્યા. એ અરસામાં પંડિત જવાહરલાલને મોંએથી એક એવું વાક્ય નીકળી પડ્યું કે, 'માંચડા ઉપર બેઠેલા સદ્‌ગૃહસ્થો (મહમૂદાબાદના 'રાજા' અને ગજા ગમપાલસિંહ જેવાઓ) સમાજને બિનજરૂરી છે.' એ ટીકાનો સખત વિરોધ થયો અને પરિણામે બીજે દિવસે નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યોઃ

"જે કોઈ ખાનગી કે અંગત મિલકત કોઈને કાયદેસર રીતે પ્રાપ્ત થઈ હશે તથા જેનો સ્વરાજ્યની સ્થાપના વખતે તે મિલકતનો ભોગવટો

ચાલુ હશે, તે મિલકત ઉપરનો તેનો હક આ ઠરાવથી મંજૂર રાખવામા આવે છે"

પરિષદમા બે નામાંકિત રાજાઓ ઉપરાત સર સપ્રુ, સર અલી ઇમામ, સર શંકરન નાયર, શ્રી સચ્ચિદાનંદ સિંહા, અને સર નમસ્વામી આયર જેવા એકવારના પ્રાતિક કે વડી સરકારની કારોબારી સભાના સભાસદો પણ હાજર હતા. લખનૌની યોજનામા લશ્કર બાબત દ્વિમુખી શાસન સ્વીકારવામા આવ્યું હતુ એ આપણે કબૂલ કરવુ જોઇએ 'રક્ષણખાતા'ની યોજનાને લગતો ભાગ સાતમા પ્રકરણની ૭૫મી તથા ૭૮મી કલમોમા તેમજ છઠ્ઠા પ્રકરણના છેલ્લા ફકરામા આવે છે તે આ પ્રમાણે છે

"ગવર્નર જનરલની સભા એક રક્ષણસમિતિ નીમશે, જેમા વડો પ્રધાન, રક્ષણખાતાનો પ્રધાન, વડો સેનાપતિ, હવાઈ અને દરિયાઈ નૌકાદળોના સેનાપતિઓ, મધ્યસ્થ સેનાદળના વડા અમલદાર અને બે બીજા નિષ્ણાતો સભ્યો તરીકે રહેશે આ સમિતિ સરકારને તેમજ લાગતાવળગતા ખાતાને રક્ષણ બાબતના તથા પોલીસ ખાતાના સામાન્ય સવાલો વિષે સલાહ આપવાનુ કામ કરશે આવકજાવકના અંદાજો આ સમિતિની ભલામણ અનુસાર જ સ્વીકારવામા આવશે . . . અને હિંદુસ્તાનના મુલકી, હવાઈ, તથા નૌકાસૈન્યના કોઈ પણ ભાગના શિસ્ત તથા વહીવટ સબંધી કોઈ પણ ઠરાવો ઉપર જણાવેલી સમિતિની ભલામણ વિના પાર્લામેન્ટમા રજૂ થઈ શકશે નહિ"

આ સમિતિમા સ્પષ્ટ રીતે સરકારી બહુમતી સ્વીકારવામા આવી હતી, તેમજ આવક-જાવકના અંદાજો ઉપર તેમજ રજૂ કરવાના ઠરાવો અને દરખાસ્તો ઉપર પણ તેને કાબૂ આપવામા આવ્યો હતો

દિલ્હી ખાતે તારીખ ચોથી અને પાચમી નવેમ્બરે મળેલી મહાસમિતિની બેઠકમા નેહરુ સમિતિના અહેવાલ ઉપર વિચારણા ચલાવવામા આવી મહાસમિતિએ પૂર્ણસ્વાતંત્ર્યનુ ધ્યેય પુન પ્રતિપાદિત કર્યું, અને નેહરુ સમિતિએ સૂચવેલો સામી ઉકેલ ખ્યાલ રાખ્યો વળી તેણે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો કે, નેહરુ-સમિતિની દરખાસ્તો

રાજકીય પ્રગતિના માર્ગમા એક મોટા પગલારૂપ છે તેથી મહાસમિતિ તેની પ્રત્યેક વિગત વિષે બધાયા વિના તેને સામાન્ય રીતે મજૂર રાખે છે

હવે આપણે ધારાસભાઓ તરફ વળીએ ત્યા હવે 'વિરોધ' અને 'અટકાયત'ના સિદ્ધાન્તો ઊડી જવા લાગ્યા હતા જો કે સાયમન કમિશનની બાબતમા તો બહિષ્કારનો સિદ્ધાંત વધુ ને વધુ દૃઢ થતો જતો હતો વડી ધારાસભામા આ વખતે પ્રમુખની કચેરીના બંધારણ વિષે તેમજ એ કચેરીને સરકારી ખાતાથી અલગ કરવા વિષે ઝઘડો ચાલી રહ્યો હતો કેટલાક જવાબદાર સભાસદો લોબીમા પ્રમુખ વિષે ગમે તેવી વાતો બોલતા હતા 'પાયોનિયર' પત્રે તો ખુલ્લે ખુલ્લો આક્ષેપ કર્યો કે, સિમલા સરકારનુ સ્વદેશ ખાતુ પ્રમુખ પટેલના કામને અને નિર્ણયોને ઉતારી પાડવાના કાવતરામા ઉઘાડેછોગ મદદ આપી રહ્યુ છે વિવિધ પક્ષોના આગેવાનોએ લોબીમા થતા આક્ષેપો જાતે સાભળ્યાની સાક્ષી પૂરીને 'પાયોનિયર'ના આક્ષેપને ટેકો આપ્યો પ્રમુખ પ્રત્યે અનાદર એટલે હિંદની પાર્લામેન્ટ પ્રત્યે અનાદર આથી જ્યારે લૉર્ડ ઇરવીનના જાણવામા આ વાત આવી, ત્યારે તેમણે તરત જ હિંદી સરકાર પાસે હિંદી પ્રજાની માફી મગાવી સ્વદેશ ખાતાના સભાસદે પણ માફી માગી અને પંડિત મોતીલાલજીએ તેને કબૂલ રાખી

વડી ધારાસભાના કાર્યક્રમમા બીજા બે મોટા કામો હતા— એક તો રિઝર્વ બેંકના ખરડાનુ અને બીજુ, જાહેર સલામતીના ખરડાનુ રિઝર્વ બેંકના ખરડા સામે મહાસભાએ સરકારને જે લડત આપી, તે ખરેખર બહુ ભારે હતી પણ તે લડત નિષ્ફળ નીવડી સરકારનો દાવો એ હતો કે, એ ખરડો હિંદની પ્રગતિમા એક 'આગેકદમ' જેવો છે એનાથી ચલણનીતિ ઉપરનો કાબૂ હિંદી વજીરના હાથમાથી નીકળી આ દેશની જ એક એકદિલ સસ્થાના હાથમા આવશે. પરંતુ સરકારની સુફિયાણી વાતો ઉપર વિશ્વાસ આવવો અશક્ય હતો જે હિંદી સરકારે જેવી તેવી પણ દ્વિમુખી શાસનની યોજનાનો અમલ કરવામા આવુ પ્રત્યાઘાતી વલણ દાખવ્યુ

હતુ, તે ચલણ અને નાણી ઉપરનો પોતાનો સર્વાંગ કાબૂ આપોઆપ જતો કરે એ કેમ માની શકાય? આથી, પ્રજાના પ્રતિનિધિઓને સરકારની દાનતમાં કાંઈ કાળું જણાયું. ચર્ચા જ્યારે ચાલતી ચાલતી મુદ્દાની વાત ઉપર આવી, ત્યારે મુખ્ય સવાલો ઊભા થયા કે, સરકાર ઇચ્છે છે તે પ્રમાણે એ બેંક શેરહોલ્ડરોની બેંક હોવી જોઈએ, કે, પ્રજા માગે છે તે પ્રમાણે તે રાજ્યની બેંક હોવી જોઈએ? તેમજ બેંકના ડાયરેક્ટરોને કોણ ચૂંટે? એમાંના કેટલા ડાયરેક્ટરો સરકાર નીમે, અને કેટલા ચૂંટાઈને આવે? તેમજ, તેમને ચૂંટવા માટે પણ કઈ રીત અખત્યાર કરવામાં આવે? જો એ શેરહોલ્ડરોની બેંક રહેવાની હોય, તો ડાયરેક્ટરોની ચૂંટણી શેરહોલ્ડરો જ કરે; પણ જો તે રાજ્યની બેંક રહે, તો વેપારી મહામંડળો, વેપારી ચેમ્બરો, પ્રાંતિક સહકારી બેંકો, તેમજ વડી તથા પ્રાંતિક ધારાસભાઓ જેવી અર્ધસરકારી સંસ્થાઓ એ બેંકના ડાયરેક્ટરોની ચૂંટણી કરે. સરકારે સોળ ડાયરેક્ટરોમાંથી માત્ર નવ જ ચૂંટાઈને આવે એવું રાખ્યુ હતુ. જો કે, આજના રિઝર્વ બેંકના કાયદા મુજબ તો સોળમાંથી માત્ર ૮ જ ડાયરેક્ટરો ચૂંટાઈને આવે છે.

આ ખરડામાં જુદે જુદે વખતે જુદા જુદા ફેરફારો થયા. આખરે શ્રી. શ્રીનિવાસ આયંગારની દરખાસ્ત કબૂલ રાખી સરકારે આ બેંકને સ્ટોક હોલ્ડરોની બેંક કરવાનું ઠરાવ્યુ. દરેક સ્ટોક હોલ્ડર વધારેમાં વધારે દશ હજાર રૂપિયાનો સ્ટોક ખરીદી શકે, અને તે ગમે તેટલો હોય તો પણ તેને એક જ મત મળે એમ નક્કી કરવામાં આવ્યુ. આમ જ્યારે બધાને કાંઈક સંતોષ થાય તેમ બધુ ગોઠવાઈ ગયું, ત્યારે સરકારે એ ખરડો પડતો મૂકી નવો ખરડો લાવવાનુ જાહેર કર્યું. પ્રમુખે આમ કરવા સામે વાંધો ઉઠાવ્યો. તે વાંધો આમની સભાના સભાપતિએ નિરધારેલા સિદ્ધાન્ત અનુસાર હતો. એ સિદ્ધાન્ત આ છે કે, જો કોઈ ખરડો સભા સમક્ષ રજૂ કરવામાં આવ્યા પછી તેમાં અગત્યના સુધારાઓ કરવા હોય, તો મૂળ ખરડો પાછો ખેંચી લેવાની સભા પાસે મંજૂરી મેળવવી જોઈએ અને ત્યારબાદ નવો સુધારેલો ખરડો ફરી રજૂ કરી શકાય. એટલે સરકારે જૂનો ખરડો જ

આગળ ચલાવવાનું નક્કી કર્યું. પરંતુ એક અગત્યની 'કલમ ઉપર સરકાર હારી ગઈ. એટલે પછી એ બિલની' વિચારણા અચોક્કસ મુદત સુધી મોકૂફ રાખવાનું ઠરાવવામાં આવ્યું.

જાહેર સલામતીના ખરડા ઉપર પણ ભારે ચર્ચા ચાલી અને મહાસભાપક્ષે એ સામે જબ્બર વિરોધ દર્શાવ્યો. ઉપર ઉપરથી તો આ ખરડો પરદેશીઓને લાગૂ પડતો હતો; પણ હિન્દી પ્રજાને પાકી ખાતરી થઈ ગઈ હતી. કે આ ખરડાનો ઉપયોગ હિન્દીઓ સામે જ કરવામાં આવશે. 'હિંદ સંરક્ષણના કાયદા'નો ઉપયોગ હિંદીઓ સામે ક્યાં નહોતો કરવામાં આવ્યો? લાલાજીએ વડી ધારાસભામાં બોલતા જણાવ્યું કે, એ ખરડો માત્ર પરદેશી સામ્યવાદીઓ સામે જ તાકવામાં આવ્યો નથી; સાચી હકીકત તો એ છે કે, આ ખરડો હિંદી રાષ્ટ્રવાદીઓ અને મજૂરપક્ષવાળાઓ સામે જ યોજવામાં આવ્યો છે. પરદેશી સામ્યવાદીઓને તો હિંદુસ્તાનને ખરચે પી. ઓ. કંપનીની આગબોટમાં સુખચેનથી ઇંગ્લેંડ કે બીજે ઠેકાણે પાછા લઈ જવામાં આવશે. પરંતુ આ ખરડાનો ખરો ઉપયોગ તો જે હિંદી રાષ્ટ્રવાદીઓ આર્થિક અને રાજકીય સ્વતંત્રતા માગી રહ્યા છે તેમને કોર્ટે ઘસડવામાં જ થશે. કારણ કે તે ખરડામાં જણાવ્યા પ્રમાણે, 'બ્રિટિશ હિંદમાં કાયદેસર સ્થાપિત થયેલી સરકારને જે કોઈ સીધી કે આડકતરી રીતે બળજોરી કે હિંસાથી ઉથલાવી પાડવાની હિમાયત કરે' તેને એ કલમ લાગૂ કરવાની હતી. 'એટલે કે સંપૂર્ણ સ્વરાજ્યની હિમાયત કરનારા પંડિત જવાહરલાલ અને શ્રીનિવાસ આયંગાર જેવા . પણ એ કલમના ઝપાટામાં આવી જશે.' ખરડા ઉપર મત લેવામાં આવ્યા ત્યારે બન્ને બાજુ સરખા મત પડ્યા. પરંતુ પ્રમુખે ખરડાની વિરુદ્ધ મત આપ્યો એટલે ખરડો ઊડી ગયો.

કલકત્તાની બેઠક મહાસભાની અગત્યની બેઠકોમાંની એક હતી. કારણ કે તેમાં ભાવિ પ્રગતિનો માર્ગ નિર્ણીત થવાનો હતો. એ કારણે જ પંડિત મોતીલાલજીને તેના પ્રમુખ ચૂંટવામાં આવ્યા હતા. વળી મહાસભાની સાથે સાથે સર્વપક્ષ પરિષદની પૂરી બેઠક

ભરાવાનીયે સંભાવના હતી. સાયમન કમિશન બીજી વાર હિંદને પ્રવાસે આવ્યું હતું. અને મહાસભાનુ અધિવેશન ચાલતુ હતુ, ત્યારે કમિશન પોતાની મુસાફરીએ જ હતું. પંડિત મોતીલાલજીએ એમના ભાષણમાં કમિશનના બહિષ્કારની લાગણી દેશમાં કેટલી તીવ્ર બની ગઈ હતી તેની વિગતો આપી હતી તથા કાનપુર, લાહોર અને લખનૌના પ્રસંગોનો ખાસ ઉલ્લેખ કર્યો હતો. બીજી બાજુ ઍંગ્લો ઇંડિયનોના માનસ અને દષ્ટિબિંદુમાં તેનો કેવો પ્રત્યાઘાત થયો હતો, તે પણ તેમણે દર્શાવ્યું હતુ. કલકત્તાનાં ઍંગ્લો ઇંડિયન છાપાં છડેચોક કહેતાં હતાં કે, હવે વીસ વર્ષ સુધી હિંદુસ્તાનમાં સખતાઈથી કામ લેવુ જોઈએ, અને હિંદીઓની સ્વરાજ્યની માગણી સામે દારૂગોળાની છેલ્લી જામગરી બાકી રહે ત્યાં સુધી ઝૂઝવુ જોઈએ! ખુદ લૉર્ડ ઇરવિને જાહેર કર્યું હતુ કે, આવા નામોશીભર્યા બનાવો ફરી ન બને તેટલા માટે આવશ્યક લાગતાં ગમે તે પગલા લેવાની સરકારની ફરજ છે.

પંડિતજીએ પણ જવાબમાં પૂછ્યું:

"કોઈ અંગ્રેજ પોતાનાં ઘરમાં ખાતર પાડવા દેશે શું? પોતાના મહેમાનોને લાઠીથી ઝૂડવા દેશે શું? તેમને ગિરફતાર થવા દેશે શું? અને પોતાની અગાશીમા રહી શાંત દેખાવો કરવા બદલ તેમને રાતના જેલમાં પુરાવા દેશે શું?"

પંડિતજીએ પોતાના ભાષણમાં સ્પષ્ટ કર્યું કે, આપણું નિર્ણીત ધ્યેય તો સ્વતંત્રતાનુ છે. માત્ર સમય અને સંજોગો ઉપર તેના રૂપ અને અંશોનો આધાર રહેશે. આ પછી પંડિતજીએ સર્વપક્ષી પરિષદ વિષે બોલતાં જણાવ્યું કે, સર્વપક્ષી પરિષદ અત્યારે જ્યાં આવીને અટકી છે, ત્યાથી હવે સરકારે આગળ શરૂઆત કરવી જોઈએ.

આ બેઠકમાં દેશપરદેશની અનેક સંસ્થાઓએ અને આગેવાનોએ સંદેશાઓ મોકલ્યા હતા. તેમાં મિસિસ સુન-યાત-સેન મોં. રોમાં રોલાં, ઈંગ્લાનનો સમાજવાદીપક્ષ, ન્યૂઝિલેંડનો સામ્યવાદી પક્ષ અને માનવઅધિકારની લીગના સંદેશાઓનો પણ સમાવેશ થતો હતો.

મહાસભાના આ વખતના ઠરાવો શિરસ્તા મુજબના જ હતા. પરદેશના મિત્રોએ મહાસભાને જે સ્નેહવંદનો પાઠવ્યાં, તેનો હૃદયભર્યો સ્વીકાર કરવામાં આવ્યો, અને મહાસમિતિને આદેશ આપવામાં આવ્યો કે, તેણે એક પરદેશખાતું ખોલી તેમની સાથેનો સંબંધ દૃઢ કરવો. આખા એશિયાનો એક સંઘ સ્થાપવાની યોજના પણ વિચારવામા આવી. ચીનને તની સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે અભિનંદનો આપવાના આવ્યા, અને સીરિયા, પેલેસ્ટાઇન, મિસર તથા ઇરાકને પણ અભિનંદનો પાઠવાયા. સાહીવાદ વિરોધક સંઘની બીજી વિશ્વપરિષદને આવકાર આપવામા આવ્યો. મહાસભા 'યુદ્ધના ઝઝૂમતા ભય' બાબત જે ઠરાવ કરવામાં આવ્યો હતો, તેનું ફરી પ્રતિપાદન કરવામા આવ્યુ અને બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાની લોકોને તાકીદ આપવામા આવી.

મહાસભાએ શ્રી વલ્લભભાઈ પટેલને બારડોલીની લડતમાં મળેલા વિજય માટે અભિનંદન આપ્યાં. વળી તેણે મહાસભાવાદીઓને ચેતવણી આપી કે, તેમણે સરકારી તેમજ અરકારી અમલદારો તરફથી અપાતી અને તેવા અમલદારોના માનમાં અપાતી કોઈ પણ મિજબાનીમા ભાગ ન લેવો. ત્યાર પછી મહાસભાએ દેશી રાજાઓને પોતાના રાજ્યોમાં જવાબદાર શાસન સ્થાપવાની આગ્રહભરી વિનંતિ કરી. આજે તો હિંદી રાજસ્થાનો વિષેનો કલકત્તાનો આ ઠરાવ એક ભારે વિવાદનું કારણ થઈ પડ્યો છે. તેને આપણે અહીં આખો ઉતારીએ.

"આ મહાસભા દેશીરાજ્યોના રાજકર્તાઓને તેમનાં રાજ્યોમાં પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓના પાયા ઉપર રચાયેલું જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવાનો આગ્રહ કરે છે; તથા નાગરિકોના પ્રાથમિક તથા મૂળભૂત હકોની ખાતરી આપતી જાહેરાતો તરત જ બહાર પાડવાની કે તે મુજબના કાયદા ઘડવાની વિનંતિ કરે છે"

મહાસભાએ નાભાના માજી મહારાજા તરફ સહાનુભૂતિ દર્શાવનારો ઠરાવ ફરીથી કર્યો. પાંચ બંગાળી નજરકેદીઓ જેલવાસ દરમિયાન અવસાન પામ્યા હતા, તેમનાં કુટુંબો પ્રત્યે મહાસભાએ સમવેદના જાહેર કરી. લાહોરમાં કેટલેક સ્થળે પોલીસોએ દરોડા

પાડી ઝડતીઓ લીધી હતી, તે પગલું વખોડી કાઢવામાં આવ્યું. સ્વ૦ લાલાજી, હકીમસાહેબ, ગોપાલકૃષ્ણૈયા, મંગનલાલ ગાંધી, ગોપબન્ધુદાસ અને લૉર્ડ સિંહાને સ્મરણાંજલિ અર્પવામાં આવી. પરંતુ આ બેઠકનો ચર્ચાસ્પદ ઠરાવ તો નીચે મુજબ હતો :

"સર્વપક્ષી સમિતિના રિપોર્ટમાં (નેહરુ રિપોર્ટમાં) જે બંધારણ સૂચવ્યું છે, તેનો પૂરો વિચાર કર્યા પછી આ મહાસભા તે બંધારણને હિંદુસ્તાનના રાજકીય અને કોમી પ્રશ્નોના નિવારણના એક મોટા ઉપાય તરીકે વધાવી લે છે. અને એ ભલામણો લગભગ એકમતે થઈ છે એ માટે સમિતિને મહાસભા ધન્યવાદ આપે છે; અને મદ્રાસ મહાસભાનો સ્વાતંત્ર્યનો ઠરાવ કાયમ રાખવા છતાં, એ બંધારણને દેશની રાજકીય ઉન્નતિમાં એક મહત્ત્વનું પગલું ગણે છે, કારણકે એ ઉપર દેશના અગત્યના પક્ષોનું વધારેમા વધારે ઐક્ય મેળવી શકાયું છે.

"દેશમાં કાંઈ અણધાર્યા સંજોગો ન ઉત્પન્ન થાય તો, મહાસભા આ બંધારણને, જો બ્રિટિશ પાર્લામેંટ ૩૧મી ડિસેમ્બર ૧૯૨૯ સુધીમા તેને પૂરેપૂરું સ્વીકારશે તો સ્વીકારી લેશે, પણ જો તે નહિ સ્વીકારે, તો અહિંસાત્મક અસહકાર જાહેર કરશે અને દેશને કર ન આપવાની અને એવી જ બીજી સલાહમણ કરશે"

"આ ઠરાવને બાધ ન આવે એવી રીતે મહાસભાને નામે સ્વાતંત્ર્યના ધ્યેયનો પ્રચાર કરવામાં કશો વાંધો નથી."

ઠરાવ આ સ્વરૂપમાં પસાર થયો હતો પરંતુ ગાંધીજીના મૂળ ઠરાવમાં ૩૧મી ડિસેમ્બર ૧૯૨૯ને બદલે ૩૧મી ડિસેમ્બર ૧૯૩૦ની મુદત હતી તેમજ વધારામાં નીચેનો ફકરો હતો, જે પછી પડતો મુકવામાં આવ્યો હતો :

"આ ઠરાવની તેમજ ઉપર જણાવેલા (નેહરુ) રિપોર્ટની નકલ નામદાર વાઈસરૉયને મોકલવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે, જેથી તે બાબતમા તેમને યોગ્ય લાગે તેવાં પગલાં તે લઈ શકે."

જવાહરલાલ તથા સુભાષ બોઝને સર્વપક્ષી પરિષદની યોજનામા સ્વીકારવામાં આવેલું ડુમિનિયન સ્ટેટસ તેમજ ઉપરની સંરક્ષણમર્યાદા મંજૂર નહોતાં. તેમનો વિચાર તો માત્ર એટલો જ ઠરાવ કરવાનો હતો કે, હિંદુસ્તાનના લોકોનું ધ્યેય પૂર્ણ સ્વાતંત્ર્ય છે, અને તે સઘળા પ્રકારનો બ્રિટિશ સંબંધ તોડી નાખ્યા વિના પ્રાપ્ત

થઈ શકે જ નહિ. તેમને નેહરુ રિપોર્ટમાં સૂચવેલો કોમી પ્રશ્નનો ઉકેલ મંજૂર હતો. પરંતુ રાજબંધારણને લગતી યોજના સંબંધી તેમને માત્ર એટલો જ ઠરાવ કરવો હતો કે, 'તે સમિતિએ લીધેલી દેશદાઝભરી મહેનત માટે તેનો આભાર માનવામાં આવે છે, અને તેની ભલામણો રાજકીય ઉન્નતિમાં એક મહત્ત્વના પગલા રૂપ છે.'

ગાંધીજીના ઠરાવમાં રહેલી વાઇસરોયને ઠરાવ મોકલી ખબર આપવાની વાત તેમને હીણપદ ભરેલી લાગી. કારણ કે તેમના મત મુજબ જે મહાસભા પૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયને વરેલી છે, તે હવે વાઇસરોયની પાસે વાત કરવા જાય જ શું કામ? તેમાં નાનમ નથી? ગાંધીજીએ જણાવ્યું કે,

"અસહકારી હોઈને પણ હું કહું છું કે વાઈસરોયને આમ જણાવવામાં જરાય નાનમ નથી. તમે નાનમના ભયથી ભડક્યા કેમ કરો છો? એ ભયને ખંખેરી કાઢો. . . . અસહકાર એટલે માણસો સાથે અસહકાર નહિ, પણ અનિષ્ટ સાથે અસહકાર. જે કૃત્યો મને કરવા યોગ્ય લાગે, જે શુભ લાગે તેમાં તો હું જરૂર વાઈસરોય સાથે સહકાર કરું."

તો પણ છેવટે 'પૂર્ણ સ્વાતંત્ર્ય' વાળા પક્ષને સંતોષવા ખાતર ગાંધીજીએ પોતાનો આગ્રહ પડતો મૂકયો અને સુધારેલો ઠરાવ રજૂ કર્યો. પરંતુ 'પૂર્ણ સ્વાતંત્ર્ય' પક્ષે મહાસભાની ખુલ્લી બેઠકમાં પોતે સ્વીકારેલું સમાધાન પડતું મૂકી, ગાંધીજીના ઠરાવ ઉપર સુધારો મૂકયો. ગાંધીજીને આથી બહુ દુઃખ થયું. જોકે મહાસભાએ તો ૧૩૦૦ વિરુદ્ધ ૯૦૦ મતે ગાંધીજીનો ઠરાવ પસાર કર્યો. ગાંધીજીએ પોતાની વેદના નીચેના ઉદ્‌ગારોમાં ઠાલવી હતી:

"તમે જીભેથી 'સ્વતંત્રતા'નું નામ ભલે લીધા કરો. મુસલમાનો અલ્લાહનો જાપ કરે છે; ધાર્મિક હિંદુઓ રામનામ કે કૃષ્ણનામ લે છે. તમેય ભલે એમ કરો. પણ તમારા બોલવા પાછળ જો સચ્ચાઈ નહિ હોય તો તે જપ શબ્દોનો ખાલી ખખડાટ જ રહેશે . . . જો તમે તમારાં બોલેલાં વચનો પાળવા પણ તૈયાર ન હો, તો તમારી 'સ્વતંત્રતા' ક્યાંથી આવવાની છે? સ્વતંત્રતા એ છેવટે નક્કર વસ્તુ છે. એ શબ્દોની વિતંડાથી પ્રાપ્ત થતી નથી."

પોતાના એક વર્ષના ક્ષેત્રસંન્યાસ પછી, ગાંધીજીએ ગૌહત્તીમા જ મહાસભાની બેઠકમા સક્રિય ભાગ લીધો હતો. ત્યાર પછી મદ્રાસની બેઠક વખતે તો તે વિષયવિચારણી સમિતિમા પણ હાજર નહોતા રહ્યા કલકત્તામા પણ તે મહાસભાના કામકાજમા કંઈ રસ લેશે કે નહિ તેની શંકા જ હતી થોડા વર્ષોથી તે મહાસભાની બેઠકના ગાળામા એક મહિનો વર્ધા આશ્રમમા ગાળતા હતા આ વર્ષે પણ તે વર્ધામા જ હતા પણ ૩૬ ઘોડાની ગાડીમા મોતીલાલજીનુ સન્માન થવા છતા મહાસભાના કામકાજ બાબત તેમની ગૂંચવણોનો પાર ન હતો પૂર્ણ સ્વાતંત્ર્યવાળાઓએ સર્વપક્ષી પરિષદે પોતાની યોજનાના પાયા તરીકે સ્વીકારેલા ડુમિનિયન સ્ટેટસનો વિરોધ કરતો લખનૌ ખાતેથી એક કાગળ લખ્યો હતો અને જુદી 'ઇંડિપેન્ડન્સ લીગ' સ્થાપી હતી તેઓ આ વખતે વિરોધ કરશે જ એ સ્પષ્ટ હતુ બગાળમા પણ એવી સ્વતત્ર લીગ સ્થપાઈ હતી અને સુભાષ બોઝ તેના આગેવાન હતા

કલકત્તાની મહાસભાએ પોતાના ભાવિ કાર્યક્રમ બાબત નીચેનો ઠરાવ કર્યો

"૧ ધારાસભામા અને બીજે બધે દારૂનિષેધ અને બીજી નશાની ચીજોનો નિષેધ કરવાને દરેક પ્રયત્ન કરવો, દારૂની અને બીજી નશાની ચીજોની દુકાનોનુ પિકેટિંગ થઈ શકે ત્યા અને ઇષ્ટ હોય ત્યા કરવુ

૨ ધારાસભામા અને બહાર યથાસ્થળે શુદ્ધ ખાદીની ઉત્પત્તિ અને વપરાશને ઉત્તેજન આપીને પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનો ભગીરથ પ્રયત્ન કરવો.

૩ જ્યા જ્યા અન્યાયના કૃત્ય થતા હોય, ત્યા ત્યા બારડોલીમા સત્યાગ્રહ કરવામા આવ્યો તેવો, સત્યાગ્રહ કરીને તેના ઉપાય કરવા

૪ મહાસભા તરફથી ચૂંટાયેલા જે સભ્યો ધારાસભામા ગયા હોય તેમણે રચનાત્મક કાર્યમા પોતાનો ઘણોખરો વખત આપવો.

૫ મહાસભાનુ તંત્ર સભ્યો નોંધીને અને સખત નિયમપાલનથી શુદ્ધ કરવુ

૬ સ્ત્રીઓને જે હકો નથી તે અપાવવાના ઉપાય લેવા અને રાષ્ટ્રકાર્યમા તેમને પૂરો હિસ્સો આપવાનુ ઉત્તેજન આપવુ

૭ સામાજિક બદીઓ દૂર કરવાના ઉપાય કરવા

૮. હિંદુ મહાસભાવાદીઓએ અસ્પૃશ્યતાનિવારણને ધર્મ સમજવો અને કહેવાતા અસ્પૃશ્યોને દરેક રીતે મદદ કરી, તેમની સ્થિતિ સુધારવાનો દરેક પ્રયત્ન કરવો.

૯. ખાદી ઉપરાંત ગ્રામસુધારનું કાર્ય કરવા માટે સ્વયંસેવકો નોંધવા.

૧૦. બીજું કામ કરનારા લોકો રાષ્ટ્રકાર્યમાં મદદ આપે એ હેતુથી જે પગલાં લેવા યોગ્ય જણાય તે લેવાં.

ઉપરના કાર્યનો પૂરેપૂરો અમલ થાય એટલા માટે દરેક રૂ. ૧૦૦ની માસિક આવકવાળા મહાસભાવાદીએ પોતાની આવકના પાંચ ટકા મહાસભાને આપવા, મહાસભાની કાર્યવાહક સમિતિને કોઈના સંજોગો જોઈને આમાથી છૂટ આપવાનો અધિકાર રહેશે."

મહાસભાના એક બીજા અગત્યના ઠરાવોમાંનો એક મિ. ડબલ્યુ જે. જોનસ્ટન વિષે હતો એ ગૃહસ્થ શાહીવાદ વિરોધક સંઘના પ્રતિનિધિ તરીકે હિન્દમાં આવ્યા હતા. તેમને કોર્ટમાં કેસ ચલાવ્યા વિના જ દેશપાર કરવામાં આવ્યા હતા. સરકારનું આ પગલું મહાસભાને આંતરરાષ્ટ્રીય સંબંધોની ખિલવણીમાં અટકાયતરૂપ લાગ્યું.

મહાસભાની આ બેઠક વખતે લગભગ અડધો લાખ જેટલા કામદારો પાસેના મિલ વિસ્તારમાંથી કૂચ કરતા આવ્યા હતા. તેમણે મહાસભાના ચોકમાં રોપેલા રાષ્ટ્રધ્વજને વંદન કર્યું અને મંડળમાં બે કલાક સભા ભરી સ્વતંત્રતાનો ઠરાવ પસાર કર્યો, અને પાછા વ્યવસ્થિત રીતે ચાલ્યા ગયા.

આ વર્ષ દરમિયાન દેશભરમાં યુવકપ્રવૃત્તિનાં મંડાણ મંડાયાં હતાં. આખા દેશમાં જુવાનો અને વિદ્યાર્થીઓના સંઘો સ્થપાયા હતા. ખાસ કરીને મુંબઈ તથા બંગાળના ભાગોમાં તેમની પ્રવૃત્તિ વધુ હતી. આમાંનાં કેટલાંક મંડળોએ તો આગલા ઑગસ્ટ માસમાં હોલેંડમાં યૂડ ખાતે યુવકોની જે વિશ્વપરિષદ મળી હતી, તેમાં પોતાના પ્રતિનિધિઓ પણ મોકલ્યા હતા. લખનૌમાં પોલીસોએ ચલાવેલી લાઠી અને બંદૂકના કૂંદાઓનો મુખ્ય ભોગ યુવકો જ બન્યા હતા.

આ વર્ષના આરંભમાં કારોબારી સમિતિએ મહાસભાની વતી સંશોધનકાર્ય ચલાવવા સારૂ કેટલાક વિદ્વાનોની નિમણૂક કરવાનો

ઠરાવ કર્યો હતો. આ ઠરાવ બારે અગત્યનો કહી શકાય. કારણ કે એથી પ્રજાકીય પ્રશ્નો ઉપર ઉપયોગી માહિતી ભેગી થાય અને સાથે સાથે જુવાન કાર્યકર્તાઓને રાષ્ટ્રસેવા માટે તાલીમ આપી શકાય, પણ આવા સંશોધન કાર્ય માટે તો એક કાયમનું કાર્યાલય જોઈએ તથા તેની સાથે એક સારું પુસ્તકાલય જોઈએ, અને તેનું વાતાવરણ ગજબાગી ઉશ્કેરણીથી મુક્ત હોવું જોઈએ

હિન્દુસ્તાની સેવાદળે આ અરસામાં કર્ણાટકમાં બાગલકોટ ખાતે એક વ્યાયામ સંસ્થા સ્થાપી હતી, તથા દેશના જુદા જુદા ભાગોમાં તાલીમના વર્ગો પણ ચલાવ્યા હતા એ વસ્તુની અહીં નોંધ લેતા જઈએ.

અહીં સર્વપક્ષી પરિષદની પોતાની બાબતમાં થોડુંક કહેતા જઈએ. તેનો બહુ કરુણ તેમજ નિષ્ફળ અંત આવ્યો. મુસલમાન સિવાય બીજી બધી લઘુમતી કોમોએ તેમાં જણાવેલું કોમી પ્રતિનિધિત્વ નાકબૂલ રાખ્યું બીજી બાજુએ, શ્રી. ઝીણા વિલાયતથી તરત જ પાછા ફર્યા હતા, તેમણે નેહરુ રિપોર્ટ સામે વિરોધ જગાવ્યો બીજા પણ કેટલાક મુસલમાનોએ અત્યાર આગમચ વિરોધના સૂર કાઢવા શરૂ તો કર્યા જ હતા.

સર્વપક્ષી પરિષદના અહેવાલના પછી પ્રસિદ્ધ થયેલા વધાનમાં આપણે વાંચીએ છીએ કે

"પરિષદના અહેવાલ ઉપર જાત જાતની ટીકાઓ થઈ છે આ ટીકાઓ કરનારામાં હવે આગાખાન જોડાય છે એ જોઈ અમને ખેદ થાય છે. આગાખાન જણાવે છે કે, 'બ્રિટિશ પ્રજા માનભરી રીતે કદી પણ, જે દેશના રાજવહીવટ માટે પોતે જવાબદાર ન હોય, તેના હાથમાં પોતાનું સુસજ્જ લશ્કર, અરે! મુલકી વહીવટદારોને પણ મૂકવા તૈયાર થાય નહિ. . . જો ઘેલછામાં આવી જઈને તેઓ એમ કરી બેસે — કે જેનો જોટો ઇતિહાસમાં છે જ નહિ — તો તેઓ દુનિયાની નજરમાં છેક નીચા પડી જાય એટલું જ નહિ પણ હંમેશને માટે ઇતિહાસમાં પણ નીચા પડી જાય"

આગાખાન દરેક પ્રાંતને સારુ સ્વરાજની હિમાયત કરતા હતા. અને તે સ્વરાજ પણ યુનાઇટેડ સ્ટેટ્સ કે સ્વીટ્ઝર્લૅન્ડના પ્રાંતોને

હોય છે તેવું નહિ પણ જૂના જર્મન ફેડરેશનમાં બાવેરિયાને હતું તેવું. સર્વપક્ષી પરિષદ હવે વસ્તુતાએ કલકત્તામાં માંદગીને બિછાને જ પડી હતી, અથવા કહો કે મરણપથારીએ પડી હતી. જેમ જેમ તેનો અંત લંબાતો જતો હતો, તેમ તેમ એના ગરીબ સગાસંબંધીઓની માંગણીઓ પણ વધતી જ જતી હતી। સાબરમતીના પેલા પ્રસિદ્ધ વાછરડાની જેમ, ન તો એ જીવી શકે એમ હતુ, કે ન તો એ મરી શકે એમ હતુ અને એથી, એને માટે સ્વર્ગગમનનો માર્ગ શોધવાની જરૂર હતી. પરંતુ એવો માર્ગ શોધવાની હિમ્મત ગાંધીજી સિવાય બીજા કોનામાં હોય? એમણે પરિષદને અચોક્કસ મુદત સુધી મુલતવી રાખવાની દરખાસ્ત મૂકી, અને તે પસાર થઈ.

આ વખતે મહાસભા ફરીથી ગાંધીજી તરફ વળવા લાગી હતી, પરંતુ તે તેના નવા બોજાઓથી લદાઈને જ પાછી વળતી હતી. ધારાસભામાં ગયેલા મહાસભાપક્ષનું શું કરાય તે જ કોઈને હવે સમજાતુ નહોતું. આ જ વર્ષના ઑક્ટોબર માસમાં મહાસમિતિને દિલ્લી ખાતે નીચેનો ઠરાવ પસાર કરવો પડ્યો હતો:

"આ સમિતિ ખેદપૂર્વક નોંધ લે છે કે, મહાસભાના જુદા જુદા ધારાસભાપક્ષો મદ્રાસ મહાસભાએ ધારાસભાના કાર્યક્રમ વિષે પસાર કરેલા ઠરાવોમાં રહેલી સૂચનાઓનું અનુકરણ કરતા નથી. પરિસ્થિતિની મુશ્કેલી ધ્યાનમાં લઈ, આ પક્ષોને વિશેષ છૂટ આપવામાં આવે છે, છતાં સમિતિ આશા રાખે છે કે, એ પક્ષો મહાસભાના ઠરાવની ભાવનાને તો વળગી રહેશે."

આમ આ ઠરાવમાં ચાર જાતની પરસ્પર વિરોધી વસ્તુઓ ભેગી કરવામાં આવી હતી: પહેલાં વગોવણી, પછી માફી, પછી અમુક છૂટ અને છેવટે અમુક મર્યાદા ન ઓળંગવાની વિનંતિ।

ગાંધીજીએ કલકત્તા જઈ મહાસભાની વિચારણાઓમાં સક્રિય ભાગ લીધો હતો; તેનો મુખ્ય ઠરાવ ઘડ્યો હતો, અને તેને પસાર કરાવ્યો હતો. દેશના રાજદ્વારી વાતાવરણમાં

આ વખતે ઘોર અંધાર વ્યાપી ગયો હતો. સ્વતંત્રતાવાદીઓને હમણાં જેલમાં ધકેલી દેવામાં આવશે એવી પરિસ્થિતિ ઊભી થઈ ગઈ હતી: વાઈસરૉયનું કલકત્તા ખાતેનું ભાષણ ચીડવી મૂકે તેવું હતું; 'ફૉરવર્ડ'ના તંત્રીને સજા કરવામાં આવી હતી; અને મદ્રાસમાં કાર્યકર્તાઓ સામે કેસોની પરંપરા જ ચાલુ થઈ હતી. આ બધા બનાવોએ ગાંધીજીના મન ઉપર ઊંડી અસર કરી. આ અરસામાં જ ગાંધીજીને યુરોપ આવવાનું નિમંત્રણ મળ્યું હતું અને સંજોગો અનુકૂળ હોય, તો ૧૯૨૯ની શરૂઆતમાં એમણે એ પ્રવાસ કરવાનો ઇરાદો પણ કર્યો હતો. પંડિત મોતીલાલજીએ પણ તેમને તેમ કરવાની મંજૂરી આપી હતી. પણ ખૂબ કાળજીભરી વિચારણા અને મિત્રો સાથેની મસલતો પછી ગાંધીજીએ, કંઈ નહિ તો આ વર્ષે તો યુરોપ ન જવું એમ નક્કી કર્યું. તેમણે લખ્યું હતું :

"ઊંડે ઊતરી વિચાર કરતાં હું જોઉં છું કે મારાથી આ વર્ષે તો હિંદુસ્તાન બહાર જવાય જ નહિ. એક યુરોપી મિત્ર તો કહે છે કે, મારે પશ્ચિમમાં જવું તો સ્વતંત્ર હિંદુસ્તાનના પ્રતિનિધિ તરીકે જ જવું, નહિ તો નહિ જ. આ કથનમાં બહુ અંશે સત્ય છે એમ હું માનું છું. પણ એને એક બાજુ મૂકીએ

"મહાસભામાં રચનાત્મક કાર્યનો ઠરાવ મેં રજૂ કર્યો અને મહાસભાએ તે ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો. તે પસાર કરવામાં પ્રતિનિધિઓ તેને દિલથી માનતા હતા કે નહિ એ વિષે વિચાર કરવાનો મને અધિકાર નથી. મારે તો એમ જ માનવું જોઈએ કે, જેવું તેમના મનમાં હતું તેવું તેમણે કર્યું છે. પ્રજાના કાર્યો બીજી રીતે ચાલી જ ન શકે. એટલે મને મારો ધર્મ એ જ લાગે છે કે, એ કાર્યક્રમને અંગે મારી જે સેવા મહાસમિતિ લે, તે મારે આપવી જોઈએ. તેમજ તે પાર પાડવાને સારુ જે સૂચનાઓ મને યોગ્ય લાગે, તે મારે દેશ આગળ રજૂ કરવી જોઈએ. આમ ન કરું તો હું કર્તવ્યવિમુખ થાઉં એમ મને લાગે. એટલે મારાથી યુરોપ આ વર્ષે ન જ જવાય એમ અંતર્નાદ કહે છે.

"જો આપણે આ વર્ષ દરમિયાન શક્તિ પેદા કરીએ, તો નેહરુ યોજના સફળ થાય એવો મારો દૃઢ વિશ્વાસ છે. પણ એ સફળ નહિ

# પ્રકરણ ૧ લું

## પૂર્વતૈયારીઓ—૧૯૨૯

શરૂઆતની પરિસ્થિતિ—જાહેર સલામતીનો ખરડો ફરી રજૂ થાય છે—પ્રમુખ પટેલનું નિવેદન—કારોબારી સમિતિની પેટા સમિતિઓ—મહાસભાનું સંગઠન—ગાંધીજી ઉપર કેસ—મુંબઈમાં મહાસમિતિ મળે છે—કારોબારી સમિતિની સૂચનાઓ—મીરતના કેદીઓને મદદ—કારોબારી સમિતિ દિલ્લીમાં મળે છે—ધારાસભા પક્ષને રાજીનામું આપવા સૂચના—મહાસભાવાદીઓએ મહાસભાને આપવાનો ફાળો—પરચૂરણ વિગતો—ફરીથી દમનનીતિ—જતીન્દ્રનાથની ભૂખમરાની હડતાળ—લાહોર મહાસભાનું પ્રમુખપદ—ફૂંગી વિઝયા અને જતીનનું મૃત્યુ—લખનૌમાં મહાસમિતિ મળે છે—આફ્રિકાની સ્થિતિ—સુધારાઓ બાબત લૉર્ડ ઇર્વીનનું જાહેરનામું—નેતાઓનું નિવેદન—શરતો—ગાંધીજીનો જવાબ—પાર્લમેન્ટમાં ઘુમરાણ—નીતિમાં ફેરફાર—સર્વપક્ષી પરિષદ—પંડિત મોતીલાલ નમતું નથી મૂકતા—વાઈસરૉય સાથે નેતાઓની મુલાકાત ગોઠવાય છે—વાઈસરૉયની ટ્રેનની નીચે બૉંબ—મુલાકાત—દેશનો પ્રતિનિધિ ખાલી હાથે પાછો ફરે છે—લાહોરની મહાસભા—સખત ઠંડી—મહાસભાના પ્રમુખનું ભાષણ—પૂર્ણ સ્વાતંત્ર્ય અને મહાસભાનું ધ્યેય—મુખ્ય ઠરાવ—મહાસભાની તારીખો ફેરવાય છે—બીજા ઠરાવો—પૂર્વ આફ્રિકા—દેશી રાજ્યો—કોમી પ્રશ્ન—આર્થિક બોજો—ગાંધીજીનો ત્રણ કાયમી કમિટીઓ સ્થાપવાનો અને પ્રતિનિધિઓ ઘટાડવાનો ઠરાવ ઊડી જાય છે—મજૂર હડતાળો—પરદેશમાં પ્રચારકાર્ય—પરદેશ ખાતું—બૃહદ્ એશિયાનું સંગઠન—મજૂર સંશોધન

ખાતું—સ્વયંસેવકો—એક વરસ પૂરું થાય છે—પૂર્ણ સ્વાતંત્ર્યનો વાવટો ફરકાવવામાં આવે છે—નવી કારોબારી સમિતિની નિમણૂક—કોમેસ ડેમોક્રેટિક પક્ષની સ્થાપના.

•

૧૯૨૯ના આરંભમાં દેશની પરિસ્થિતિ વિષમ હતી. મધ્યસ્થ સમિતિ, જેમાં રાજસભાના ચૂંટાયેલા ચાર સભ્યો તથા વડી ધારાસભાના સરકાર નિયુક્ત પાંચ સભ્યો હતા, તે દેશભરમાં સાયમન કમિશન સાથે ઘૂમી રહી હતી. બીજી પેટા સમિતિઓ પણ કામ કરી રહી હતી. દેશીરાજ્યોના પ્રશ્ન વિચારવા નિમાયેલી બટલર કમિટીએ ૧૯૨૯ના એપ્રિલમાં પોતાનો રિપોર્ટ રજૂ કર્યો. કેળવણીવિષયક પ્રશ્નોની વિચારણા માટે નિમાયેલી હાર્ટોગ કમિટીએ પણ દેશમાં પ્રવાસ શરૂ કર્યો હતો. તે પોતાનો રિપોર્ટ સપ્ટેંબરમાં રજૂ કરવાની હતી. સાયમન કમિશને ૧૪મી એપ્રિલે પોતાનું કામ ખતમ કર્યું. તેના સભ્યો ઇંગ્લંડ પહોંચ્યા તેવામાં જ ૧૯૨૯ના મે માસની સામાન્ય ચૂંટણીમાં કોન્ઝરવેટીવ સરકાર હારી અને નામદારપક્ષ સત્તા પર આવ્યો. મેકડોનાલ્ડ વડા પ્રધાન બન્યા અને વેજવૂડ બેન હિંદી વજીર બન્યા. લૉર્ડ ઇર્વીન ચાર મહિનાની રજા પર ઇંગ્લંડ ગયા હતા. તેમનો ઉદ્દેશ, સાયમન કમિશન સુધારાની યોજના પાર્લામેન્ટ સમક્ષ રજૂ કરે ત્યારે પહેલાં હિંદના બધા રાજદ્વારી પક્ષોનો વધારે પ્રમાણમાં સહકાર મળી શકે તેવા કાંઈક ઉપાયો યોજવાનો હતો.

વાઈસરોયે હિંદ પાછા ફર્યા બાદ જે નિવેદન કર્યું તે વિષે લખતા પહેલાં, આપણે વડી ધારાસભાના બનાવો જોઈ લઈએ. ૧૯૨૮ના સપ્ટેંબરમાં જાહેર સલામતીનો જે ખરડો વડી ધારાસભાએ પ્રમુખના વધારાના મતથી ફેંકી દીધો હતો, તે ૧૯૨૯ના જાન્યુઆરીમાં ફરી રજૂ કરવામાં આવ્યો.

પ્રમુખ પટેલે તે ખરડાને ધારાસભામાં ફરીથી રજૂ કરવાની પરવાનગી ન આપી અને તે સંબંધી નીચેનું નિવેદન કર્યું :

"જાહેર સલામતીના ખરડા ઉપર વિચાર ચલાવવાની દરખાસ્ત ઉપર ચર્ચા શરૂ કરવાનું હું આ સભાને જણાવું ત્યાર પહેલાં હું બે શબ્દો

કહેવા માગુ છુ આપણે ગયે વખતે મળ્યા હતા ત્યાર બાદ મે આ બિલ વિષે ધારાસભાના સરકારી આગેવાનના વ્યાખ્યાનોનુ તથા હાલમા મિરતની કોર્ટમા ૩૧ માણસો સામે સરકારે જે આરોપ મૂક્યો છે, તેનુ બારીકાઈથી નિરીક્ષણ કર્યું છે તે ઉપરથી મને લાગ્યુ છે કે, મિરતના એ મુકદ્દમાની તથા આ ખરડાની મૂળભૂત વિગતો સમાન છે હવે આપ સૌને માલૂમ હશે કે, આ સભાના કાનૂનો અનુસાર શહેનશાહના મુલકના કોઈ પણ ભાગમા ન્યાયની અદાલત સમક્ષ જે કેસ ચાલી રહ્યો હોય, તેને લગતો કોઈ પ્રશ્ન પૂછી ન શકાય કે તેને લગતો ઠરાવ લાવી ન શકાય તેથી સવાલ એ ઊભો થાય છે કે, મિરત મુકદ્દમાને લગતી કોઈ પણ બાબતનો ઉલ્લેખ કર્યા વગર આ ખરડાની ચર્ચા થઈ શકે એમ છે કે નહિ મને એમ લાગે છે કે, એમ કર્યા વિના આ ખરડા ઉપર ખરેખરી ચર્ચા ભાગ્યે જ થઈ શકે ઉપરાત આ ખરડો પસાર કરીએ તો મિરત કેસના મૂળમા રહેલી વસ્તુનો પણ આપોઆપ સ્વીકાર થઈ જાય અને આ ખરડાને રદ કરીએ તો કેસની વસ્તુ પણ આપોઆપ રદ થઈ જાય એટલે બંને રીતે આ બાબત મિરત કેસના બચાવપક્ષને કે તહોમતદારોને ખોટી રીતે અસર કરે તેમ છે એટલે આ સજોગોમા હુ સરકારને આ બિલનુ કામ આગળ ચલાવવાની રજા કેમ કરીને આપી શકુ એ મને સમજાતુ નથી પરતુ મે નક્કી કર્યું છે કે, હુ કાઈ પણ નિર્ણય આપુ તે પહેલા સરકાર પોતે જ મે ઊભા કરેલા મુદ્દાઓ ઉપર વિચાર કરી જુએ અને મિરત કેસ ચાલી રહ્યો છે ત્યા સુધી એ બિલને મોકૂફ રાખે અથવા મિરત કેસ પડતો મૂકી આ બિલનુ કામ હાથ ઉપર લે"

સરકારે એ બે વિકલ્પોમાથી એક પણ સ્વીકારવાની પોતાની અશક્તિ જાહેર કરી એટલે પ્રમુખે પોતાનો નિર્ણય જાહેર કર્યો કે, એ બિલ ધારાસભાના કામકાજના નિયમો અને રૂઢિઓનો ભગ કરે તેવુ હોવાથી તેને રજૂ કરવાની રજા આપવામા આવતી નથી બીજા દિવસે વાઇસરોયે બને સભાઓને ઉદ્દેશીને ભાષણ કર્યું અને તેમા જણાવ્યુ કે જાહેર સલામતીના ખરડામા માગવામા આવેલી સત્તાઓ વિનાવિલબે કારોબારીને આપવાની અત્યત આવશ્યકતા છે તે અનુસાર બીજે દિવસે તેમણે એક ઓર્ડિનન્સ કાઢી એ સત્તાઓ કારોબારીને આપી શ્રી પટેલે પત્ર લખી વાઇસરોયને જણાવ્યુ કે, તેમણે જે વ્યાખ્યાન આપ્યુ હતુ તેમા પ્રમુખના નિર્ણય સામે જે ટીકાઓ કરેલી છે એ સામે તેમનો સખત વાધો છે પરતુ વાઇસરોયના ખાનગી મત્રીએ

લખી જણાવ્યું કે, તમારા નિર્ણય સામે કે તમારા પોતા સામે ટીકા કરવાનો વાઈસરૉયનો મુદ્દલ ઇરાદો નહોતો. તેમજ ધારાસભાની તેમજ તેના પ્રમુખની પ્રતિષ્ઠા અખંડિત રાખવાની તમારી કાળજીમાં વાઈસરૉય પોતે પણ ભાગીદાર છે.

ત્યાર બાદ ટ્રેડ ડિસ્પ્યૂટ્સ (ઉદ્યોગો અને વેપારોમાં પડતા ઝઘડાઓને લગતું) બિલ ૮મી એપ્રિલે પસાર કરવામાં આવ્યું. પરંતુ તે પ્રસંગ એક બીજા બનાવને કારણે યાદગાર બન્યો છે. જ્યારે એ બિલ ઉપર મત લેવાઈ રહ્યા અને પ્રમુખ બીજું કામ હાથ લેવાની જાહેરાત કરતા હતા, ત્યારે પ્રેક્ષકોની ગેલેરીમાંથી સરકારી સભ્યોની બેઠક ઉપર બે બૉમ્બ ફેંકવામાં આવ્યા અને તેને પરિણામે કેટલાકને થોડીઘણી ઈજા થઈ.

કલકત્તાની મહાસભા પછી, કારોબારી સમિતિએ મહાસભાના કાર્યક્રમને અમલમાં મૂકવા ખાતર કેટલીક પેટા સમિતિઓ નીમી હતી. તેમના કામકાજનો ઉલ્લેખ અહીં કરી લઈએ.

સ્વયંસેવકદળ સમિતિએ જુદી જુદી અનેક ભલામણો કરી હતી. તેમાં હિંદુસ્તાની સેવાદળને વધુ સંગઠિત કરવાની અને રાષ્ટ્રીય કાર્ય માટે સ્વયંસેવકોને તાલીમ આપવામાં તેનો પૂરતો ઉપયોગ કરવાની સૂચના મુખ્ય હતી.

પરદેશી કાપડ બહિષ્કાર સમિતિના પ્રમુખ ગાંધીજી હતા અને મંત્રી શ્રી. જયરામદાસ દોલતરામ હતા. તે સમિતિએ આખું વર્ષ બહિષ્કારની બાબતમાં સુંદર કામ કર્યું. શ્રી. જયરામદાસે તે કામ ઉપર પૂરતું ધ્યાન આપી શકાય તે માટે મુંબઈ ધારાસભામાંથી રાજીનામું આપ્યું હતું. સમિતિની મુખ્ય ઑફિસ મુંબઈમાં રાખવામાં આવી હતી.

દારૂનિષેધ સમિતિ શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચાર્યના હસ્તક હતી. એમણે પોતાની સર્વ શક્તિઓ આ કામ પાછળ એકત્રિત કરી હતી અને તેને ખૂબ આગળ ધપાવ્યું હતું. દારૂનિષેધની આ હિલચાલે દેશાવરના કાર્યકર્તાઓનું પણ ધ્યાન ખેંચ્યું હતું અને મદ્રાસ સરકારે પણ પોતા તરફથી દારૂનિષેધના પ્રચાર માટે ચાર લાખ રૂપિયા મંજૂર કર્યા હતા. શ્રી. રાજગોપાલાચાર્ય

હિંદુસ્તાનની 'પ્રોહિબિશન લીગ'ના પણ મંત્રી બન્યા હતા અને તેના તરફથી 'પ્રોહિબિશન' નામનું ત્રૈમાસિક ચલાવતા હતા.

અસ્પૃશ્યતાનિવારણ સમિતિના પ્રમુખ શ્રી. જમનાલાલ બજાજ હતા. તેમના અવિરત પરિશ્રમને પરિણામે કેટલાંક જાણીતાં મંદિરોએ અસ્પૃશ્યોને માટે પોતાનાં બારણાં ખુલ્લાં મૂક્યાં. વળી અનેક કૂવાઓ અને નિશાળો પણ દલિત કોમો માટે ખુલ્લાં મુકાયાં. શ્રી. જમનાલાલ બજાજે મદ્રાસ, મધ્યપ્રાંત, રાજપુતાના, સિંધ, કાશ્મીર, પંજાબ અને સરહદી પ્રાંતમાં આ કાર્યને અંગે મુસાફરી કરી હતી.

મહાસભાની પુનર્રચના માટે નિમાયેલી સમિતિએ પોતાનો અહેવાલ વર્ષની શરૂઆતમાં રજૂ કર્યો હતો. બીજે વર્ષે જે પગલું ભરવાનું હતું, તેને કારણે મહાસભાના સંગઠનના પ્રશ્નને સ્વાભાવિક રીતે જ ઘણો મહત્ત્વનો માનવામાં આવ્યો હતો. અને મહાસમિતિએ તેમજ કારોબારી સમિતિએ એ બાબત સંપૂર્ણ રીતે વિચાર ચલાવ્યો હતો.

વડી ધારાસભાની સપ્ટેમ્બરની બેઠક વિષે લખતા પહેલાં ગાંધીજીને લગતા બેએક બનાવો અહીં નોંધતા જઈએ. બ્રહ્મદેશ જતાં રસ્તામાં ગાંધીજીએ કલકત્તા ખાતે એક વિદેશી કાપડની હોળી કરી. કલકત્તાના પોલીસ કમિશ્નર મિ. ટેગાર્ટે કલકત્તાના પોલીસ કાયદા હેઠળ રાજમાર્ગમાં ઘાસ અગર બીજી વસ્તુઓ બાળવાની મનાઈને લગતી કલમનો ભંગ કરવા બદલ કેસ કર્યો. પોલીસનો ઇરાદો એ પગલાને સવિનય કાનૂનભંગ ઠરાવવાનો હતો પરંતુ તેમાં તે નિષ્ફળ નીવડી અને ગાંધીજીને એક રૂપિયો દંડ થયો. ત્યાર બાદ તેમણે આંધ્રદેશનો પ્રવાસ શરૂ કર્યો. તેમાં ખાદીકામ માટે ૭ અઠવાડિયામાં તેમણે બે લાખ અને સિત્તેર હજાર રૂપિયા એકઠા કર્યા. ત્યાર બાદ થોડા વખતમાં ૧૯૨૯ના મે માસમાં મુંબઈ મુકામે મહાસમિતિની બેઠક મળી. તે બેઠક બહુ અગત્યની હતી. સરકારે વડી ધારાસભાની મુદત લંબાવવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો હતો. એ એક જ બાબત મહાસભાને જાગૃત કરવા માટે પૂરતી હતી. આખા દેશમાં સંખ્યાબંધ

ધરપકડો થઈ હતી. કારોબારી સમિતિના સભ્ય શ્રી. સાંબમૂર્તિ પણ પકડાયા હતા. પંજાબમાં સખત દમનનીતિ શરૂ થઈ હતી. તે ઉપરથી એવો પણ શક જતો હતો કે, સરકારનો ઇરાદો લાહોરમાં મહાસભા માટે ચાલતી તૈયારીમાં અડચણ નાંખવાનો હતો. આ બધાં કારણે દરેક પ્રાંતમાં મહાસભાની સંસ્થાઓ કામ કરતી થઈ જાય એ જરૂરનું હતું. મુંબઈની બેઠકમાં નક્કી કરવામાં આવ્યું કે, દરેક પ્રાંતમાં વસ્તીનો ઓછામાં ઓછો ½ ટકા જેટલો ભાગ મહાસભાને ચોપડે સભ્ય તરીકે નોંધાવો જ જોઈએ. તેમજ પ્રાંતના ઓછામાં ઓછા અડધોઅડધ જિલ્લાઓમાં સમિતિઓની સ્થાપના થઈ હોવી જોઈએ. વળી જિલ્લા અને તાલુકા સમિતિઓમા વસ્તીનો ½ ટકા જેટલો ભાગ મહાસભાના સભ્ય તરીકે નોંધાવો જોઈએ અને ગ્રામસમિતિમાં વસ્તીનો એક ટકા જેટલો ભાગ સભ્ય તરીકે હોવો જોઈએ. પ્રાંતિક ધારાસભામાં મહાસભાવાદી સભ્યોએ લેવાનાં પગલાં બાબત દેશના હિતની દૃષ્ટિએ યોગ્ય જણાય તેવી સૂચનાઓ આપવાની કારોબારી સમિતિને સત્તા આપવામાં આવી. 'પૂર્વ આફ્રિકાના હિંદીઓની રાજકીય તેમજ આર્થિક હકો માટેની હિલચાલને મહાસમિતિએ ટેકો આપ્યો. વળી એક 'કોંગ્રેસ મૅન્યુઅલ' પ્રગટ કરવાનું નક્કી કરવામાં આવ્યું, જેમાં સ્વરાજની ચળવળમાં જે જે રાજકીય, વહીવટી, આર્થિક અને સંસ્કૃતિવિષયક પ્રશ્નોનો સમાવેશ થતો હોય, તે દરેક ઉપર પ્રામાણિક માહિતી આપવામાં આવે.

કારોબારી સમિતિએ ડૉ. સુન-યાત-સેનની બાદશાહી સ્મશાનયાત્રામાં મહાસભાવતી રેવરંડ ઑત્તામા હાજર રહે તેવી પ્રમુખની સૂચનાને બહાલ રાખી. તથા સાઈમન વિરોધક સંઘની બેઠકમાં શ્રી. શિવપ્રસાદ ગુપ્તાને હિંદુસ્તાન વતી હાજરી આપવા ચૂંટી કાઢ્યા. બીજી સૂચનાઓ અપાય ત્યાં સુધી ધારાસભાઓના મહાસભાવાદી સભ્યોને વડી ધારાસભા તેમજ બંગાળ અને આસામ સિવાયની બીજી પ્રાંતિક ધારાસભાઓ કે તેની કોઈ પણ કમિટીઓમાં કાંઈ જ ભાગ ન લેવાનું જણાવવામાં આવ્યું. અને બંગાળ અને આસામની ધારાસભાના સભ્યોને પણ ચૂંટાયા બાદ

પોતાનાં નામ નોંધાવવા પૂરતા એક જ બેઠકમાં હાજરી આપવાનું જણાવવામાં આવ્યુ. મહાસમિતિની ઉપર જણાવેલી મે માસની બેઠકમાં જ તેણે સમાજના આજના આર્થિક તેમજ સામાજિક બંધારણમાં ક્રાંતિકારી ફેરફારો કરવાની તથા આમપ્રજાનું દુઃખ અને દારિદ્ર મિટાવવા અત્યારની ઘોર અસમાનતાઓ દૂર કરવાની ખૂબ જરૂર છે એવું જાહેર કર્યું હતુ. કારોબારી સમિતિએ મિરત કેસના કેદીઓને મદદ તરીકે રૂ. ૧,૫૦૦ની રકમ મંજૂર કરી.

૨૦મી માર્ચ ૧૯૨૯ના રોજ મુબઈ, પંજાબ અને યુક્ત પ્રાંતમાં ફોજદારી કાયદાની ૧૨૧અ કલમ મુજબ એકી સાથે સેંકડો ઘરોની જડતી લઈને મોટી સંખ્યામાં ધરપકડો કરવામાં આવી હતી. તેમા આઠ તો મહાસમિતિના સભ્યો હતા. તે બધાને મિરત લાવવામાં આવ્યા. ત્યા તેમના ઉપર સામ્યવાદી સિદ્ધાંતોનો પ્રચાર કરવાનો આરોપ મૂકવામા આવ્યો. એ મુકરદમો મિરત કાવતરા કેસ તરીકે ઓળખાયો 'ન્યૂ સ્પાર્ક'ના તંત્રી મિ. એચ. એલ. હચિન્સનને પણ પછીથી પકડવામાં આવ્યા. આ આરોપીઓને મદદ કરવા મુખ્યત્વે આગેવાન મહાસભાવાદીઓની મધ્યસ્થ સમિતિ નિમાઈ. સામાન્ય પ્રણાલિકાની ઉપરવટ જઈને કારોબારી સમિતિએ આ સમિતિને રૂ. ૧,૫૦૦ની મદદ કરી હતી એ આપણે ઉપર જોઈ આવ્યા. આ મિરત કેસની પ્રાથમિક તપાસ ઘણા મહિનાઓ સુધી ચાલી અને વર્ષ આખરે લગભગ પૂરી થઈ. આ મુકરદમાએ ઇંગ્લંડ તેમજ હિંદનું ખૂબ ધ્યાન ખેંચ્યું. આ કેસને લગતી જાહેરાત અને પ્રચારની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવા સરકારે આખો વખત પોતાના ડિરેક્ટર ઓફ પબ્લિસિટીને કેસમાં હાજર રાખ્યો હતો.

કારોબારી સમિતિ થોડા જ વખત બાદ ફરીથી જુલાઈની પંદરમીએ દિલ્લી મુકામે મળી. તેણે જાહેર કર્યું કે, જુદી જુદી ધારાસભાના સભ્યોને હવે ધારાસભાઓમાંથી રાજીનામાં આપવાનું કહેવું એ સ્વરાજની હિલચાલના હિતની દૃષ્ટિએ આવશ્યક છે. છતાં એ વસ્તુ બહુ મહત્ત્વની હોવાથી એ બાબત છેવટનો નિર્ણય મહાસમિતિ આપે એમ ઠરાવવામાં આવ્યું અને તે માટે

૨૬મી જુલાઈએ મહાસમિતિની ખાસ બેઠક અલ્હાબાદ ખાતે બોલાવવામાં આવી. કલકત્તાના ઠરાવના છેલ્લા ભાગમાં લોકોને મહાસભાની હિલચાલને મદદ કરવા માટે પોતાની આવકમાંથી અમુક ભાગ મહાસભાને આપી દેવાનું સૂચવવામાં આવ્યું હતુ. પ્રથમ પાંચ ટકા સૂચવવામાં આવ્યા હતા પછી ૨½ ટકા સૂચવવામાં આવ્યા. પરંતુ છેવટે, આવકનો કેટલો ભાગ આપવો એ દરેકની મુનસફી ઉપર છોડવામાં આવ્યું. જેમણે તેવી મદદ કરી હતી તેમની બહાર પાડવામાં આવેલી યાદી જોતા જણાય છે કે, લોકોનો જવાબ નહિ જેવો જ મળ્યો હતો.

આ આખા ગાળામાં દમનનીતિ જોરથી ચાલી રહી હતી. આ અરસામાં સરકારે ડૉ. સન્ડરલેન્ડના 'ઇંડિયા ઇન બૉન્ડેજ' નામના પુસ્તકની સામે હિંદમાં પ્રતિબંધ મૂકયો હતો અને તેને પ્રસિદ્ધ કરવા માટે 'મૉર્ડન રિવ્યૂ'ના તંત્રી શ્રી. રામાનન્દ ચેટરજીને પકડવામાં આવ્યા હતા.

દિલ્લી (ધારાસભામાં) બૉમ્બ ફેંકવા બદલ પકડાયેલા ભગતસિંહ અને દત્તને દેશનિકાલની સજા કરવામાં આવી હતી. એમણે જાહેર કર્યું હતું કે, તેમણે દેખાવ કરવા ખાતર જ એ બૉંબ ફેંક્યો હતો.

લાહોર કાવતરા કેસના કેદીઓના ભૂખમરાની હડતાળ વિષે વિગતવાર આગળ ઉપર જણાવીશું.

કલકત્તામાં પણ એક 'ગ્રૂપ-કેમ્પ' ચાલતો હતો અને તેમાં કેટલાક મહામભાવાદીઓ અને સુભાષચંદ્ર બોઝ આરોપીઓ હતા.

શાંગહાઈ અને મલાયા રાજ્યોમાંથી પણ રાજકીય ગુનાઓ માટે હિંદીઓને પકડવામાં આવ્યા હતા.

આ બધી સંખ્યાબંધ ગિરફતારીઓ અને મુકદમાઓની વાત બાજુએ રાખીએ. પરંતુ, પોલીસે તે ઉપરાંત દમનનીતિની અનેક 'જંગલી' રીતો અખત્યાર કરી હતી. લાહોર કાવતરા કેસના કેદીઓ માટે ફંડ ઉઘરાવનાર સાત જુવાનિયાઓને પોલીસોએ ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટની સમક્ષ બેભાન થઈ ગયા ત્યાં સુધી માર માર્યો હતો. એમનો ગુનો એ હતો કે, તેમણે "શાહીવાદ મુર્દાબાદ" "ઇન્કિલાબ-

ઝિંદાબાદ"ના પોકારો કર્યા હતા. કાવતરા કેસના કેદીઓને પોતાને તો તેથી પણ વધુ જંગલી રીતે ઉઘાડી કોર્ટમાં મૅજિસ્ટ્રેટની સમક્ષ માર મારવામાં આવ્યો હતો અને કોર્ટ બહાર લઈ જઈને તો બીજા પણ વધુ અત્યાચાર કરવામાં આવ્યા હતા.

આ ઉપરાંત હિંદુસ્તાન અને આંદામાનની જેલોમાં બીજા પણ સંખ્યાબંધ કેદીઓ લાંબી સજાઓ ભોગવતા હતા. તેમાના કેટલાક ૧૮૧૮નો ત્રીજા રેગ્યુલેશન મુજબ પકડવામાં આવેલા તથા ૧૯૧૯ના માર્શલ-લૉ વખતે સજા પામેલા કેદીઓ પણ હતા. આ ઉપરાંત ૧૯૧૪–૧૫માં યુરોપીય યુદ્ધ દરમિયાન દેશનિકાલની સજા પામેલા ૨૭ કેદીઓ હતા. એમને સામાન્ય અદાલતોને બદલે સ્પેશિયલ કમિશનો દ્વારા સજા કરવામાં આવી હતી અને તે વખત સુધીમાં તેમને જેલમાં ૧૫ વર્ષ થઈ ગયાં હતાં.

આ વર્ષ દરમિયાન ઔદ્યોગિક તકરારો અને હડતાળો પણ ઘણી થઈ હતી. મુંબઈની મિલોમાં દોઢ લાખ કામદારોએ હડતાળ પાડી હતી. આ હડતાળ પરથી સ્પષ્ટ દેખાઈ આવતું હતું કે, હિંદી મજૂરના દૃષ્ટિબિંદુમાં હવે ફેરફાર થયો છે આ હડતાળ આરંભમાં તો ઘણી ફતેહમંદ નીવડી અને તેની પાછળ ઉત્તમ સંગઠન છે એમ તેણે બતાવી આપ્યું. પરંતુ ૭ માસ બાદ તે ભાંગી પડી. બીજી હડતાળ બંગાળના શણ ઉદ્યોગમાં પડી. તેમાં ૨૫,૦૦૦ કામદારો જોડાયા હતા. તેમનુ સંગઠન બરાબર નહોતું છતાં અંતે તેમની જીત થઈ. પરંતુ પછીની છૂટક છૂટક હડતાળોમાં તેઓ મુખ્ય હડતાળ દરમિયાન મેળવેલું ઘણું ગુમાવી બેઠા.

જમશેદપુર પાસેની ગોલપુરીમાં ટિનપ્લેટ ઉદ્યોગના કામદારોએ પાડેલી હડતાળે પણ દેશનું ખૂબ ધ્યાન ખેંચ્યું. આ હડતાળમાં ૩૦૦૦ કામદારો જોડાયા હતા. આ હડતાળ સાડાઆઠ માસ ચાલી. હડતાળિયાઓની માગણીઓ ઘણી વાજબી હતી પણ માલિકોએ અને બિહારની સરકારે તપાસસમિતિ નીમવાની પણ ઘસીને ના પાડી. વડી ધારાસભાએ સરકારનું આ વલણ વખોડી કાઢ્યું અને આ ઉદ્યોગને સંરક્ષણ અપાતું હતું તે બંધ કરવાનો ઠરાવ કર્યો. પરંતુ હંમેશા બને છે તેમ, સરકારે એ ઠરાવની કશી

દરકાર કરી નહિ. તપાસસમિતિ ન જ નિમાઈ અને હડતાળ ચાલુ રહી. બજબજ અને બીજા સ્થળોએ સહાનુભૂતિદર્શક હડતાળો પણ પડી.

૧૯૨૮ની સાઉથ ઇંડિયન રેલવેની હડતાળને પરિણામે કેટલાક માણસો પર કાવતરાના ગુનાસર મુકદ્દમો ચલાવવામાં આવ્યો અને ત્રિચિનાપલ્લીના જજે એપ્રિલ મહિનામાં એમાંના પંદર જણને ૧૦ વર્ષની સખત સજા કરી.

આ વર્ષે કારોબારી સમિતિના બે સભ્યો વર્ષના મોટા ભાગ દરમિયાન પરદેશમાં હોવાને લીધે ગેરહાજર રહ્યા હતા. મિસિસ સરોજિની નાયડુ ઓગસ્ટ માસમાં અમેરિકાના સફળ પ્રવાસ બાદ પાછાં ફર્યાં. નવે'બરમાં તેઓ પૂર્વ આફ્રિકાની હિંદી મહાસભાનું પ્રમુખસ્થાન લેવા પૂર્વ આફ્રિકા ગયાં હતાં. મહાસભાના એક કોષાધ્યક્ષ શ્રી. શિવપ્રસાદ ગુપ્તા ઘણા માસ સુધી યુરોપમાં રહ્યા હતા. તેમણે શાહીવાદ વિરોધક સંઘની જુલાઈ માસમાં ફ્રેન્કફર્ટ ખાતે ભરાયેલી બીજી વિશ્વપરિષદમાં હિંદી મહાસભા વતી હાજરી આપી હતી અને તે સંબંધી પોતાનું નિવેદન કારોબારી સમિતિ સમક્ષ રજૂ કર્યું હતું.

કલકત્તાની મહાસભા બાદ તરત જ કારોબારી સમિતિએ બર્લિનમાં સ્ટુડન્ટ્સ ઇનફર્મેશન બુરો સ્થાપવા માસિક ૩૦ પાઉંડ મંજૂર કર્યા હતા. શ્રી. નમ્બિયરની દેખરેખ હેઠળ આ બુરોએ સારું કામ કરી બતાવ્યું અને હિંદી વિદ્યાર્થીઓ અને પ્રવાસીઓને સારી મદદ કરી. શ્રી. શિવપ્રસાદ ગુપ્તાએ યુરોપના પ્રવાસ દરમિયાન આ બુરોની મુલાકાત લીધી હતી અને તેની પ્રશંસા કરી હતી. એમની ભલામણ મુજબ કારોબારી સમિતિએ એ રકમમાં માસિક બે પાઉંડનો વધારો એક વાચનાલય ખોલવા માટે કર્યો. આ બુરોએ માસિક હિસાબો અને રિપોર્ટો વિધિસર આપ્યા હતા.

કલકત્તાની મહાસભાએ પરદેશખાતું ખોલવા મહાસમિતિને સૂચવ્યું હતું. કારોબારી સમિતિએ આ બાબતમાં યોગ્ય પગલાં લેવા મંત્રીને જણાવ્યું હતું. તેમણે બીજા દેશોની સંસ્થાઓ અને

કેટલીક વ્યક્તિઓ સાથે ઠીક સંબંધ બાંધ્યો હતો. સરકારની સેન્સરશીપને લીધે વિદેશ સાથેના પત્રવ્યવહારનું કામ ઘણું મુશ્કેલ બન્યું હતું.

'પેન એશિયાટીક ફેડરેશન'ની બેઠક હિંદુસ્તાનમાં ૧૯૩૦માં બોલાવવા માટે કલકત્તાની મહાસભાએ કારોબારી સમિતિને સૂચવ્યું હતું. સમિતિએ તે માટે જરૂરી પગલાં ભરવા તથા તે બાબત રિપોર્ટ રજૂ કરવા મિ. સત્યમૂર્તિને અને મહાસભાના મંત્રીને જણાવ્યું હતુ. તેમણે પોતાના રિપોર્ટમાં જણાવ્યુ કે, એ ફેડરેશનની બેઠક જો હિંદુસ્તાનમાં ભરવી હોય, તો તેને ૧૯૩૦ના ડિસેમ્બરમાં મહાસભાની બેઠક વેળા ભરવી. આ બાબતની કેટલીક મુશ્કેલીઓ પણ તેમણે આ નિવેદનમાં રજૂ કરી હતી.

મહાસમિતિના નિર્ણય મુજબ મહાસમિતિના કાર્યાલયની એક શાખારૂપે મજૂરસંશોધનખાતું ખોલવામાં આવ્યું હતું.

હિંદુસ્તાની સેવાદળે દેશના જુદા જુદા ભાગોમાં સૈનિકોને તાલીમ આપવાની પ્રવૃત્તિ કરી હતી. મહાસભાના સભ્યો નોંધવાના કામમાં તથા વિદેશી કાપડના બહિષ્કારમાં દળે સારી મદદ આપી હતી લાહોરની મહાસભા વેળા સ્વયંસેવક સેના ઊભી કરવામાં પણ દળે સારો ફાળો આપ્યો હતો.

દર મહિને રાષ્ટ્રધ્વજવંદન-દિન માટે ગોઠવણ કરવામાં હિંદુસ્તાની સેવાદળને સારી સફળતા મળી. દરેક મહિનાના છેલ્લા રવિવારે આવો દિન ઊજવવા માટે કલકત્તામાં ઠરાવ કરવામાં આવ્યો હતો. આ વિચાર ઘણો લોકપ્રિય થયો અને ઘણી મ્યુનિસિપાલિટીઓ તેમજ મકાનો ઉપર રાષ્ટ્રધ્વજ વિધિસર ફરકાવવાની ગોઠવણ થઈ શકી. હિંદુસ્તાની સેવાદળનું નવું બંધારણ પરિશિષ્ટ ૯માં આપેલુ છે.

આગલા મહિનાઓ માફક ઓગસ્ટમાં પણ સર્વ જગ્યાએ પ્રપકડ ચાલુ રહી. સરદાર મંગળસિંહ, મૌલાના જાફરઅલીખાન, તુરતમાં જ સાત વર્ષની સજા ભોગવી આવેલા માસ્તર મોટાસિંગ, પંજાબના ડૉ. સત્યપાલ તથા આંધ્રના મિ. અન્નેપૂર્ણેયાને ગિરફતાર કરવામાં આવ્યા. ડૉ. સત્યપાલને બે વર્ષની સખત કેદની સજા

કરવામાં આવી. પંજાબમાં દમનનીતિ વધુ ઉગ્ર હતી. જેલની અંદર પણ કેદીઓ પ્રત્યે વધારે પડતી સખતાઈ ચલાવવામાં આવતી હતી. ભગતસિંહ અને દત્ત અને બીજા કેદીઓ ૭ અઠવાડિયાંથી ભૂખમરા ઉપર ગયા હતા. ભગતસિંહ અને દત્ત ઉપર હવે 'લાહોર કાવતરા કેસ' ચાલતો હતો. જો કે દત્તને પછીથી એ કેસમાંથી બાતલ કરવામાં આવ્યા હતા. મિ. સૉન્ડર્સ નામના લાહોરના એક પોલીસ અમલદારને ૧૯૨૮ના સપ્ટેમ્બરની ૧૭મીએ સાંજે ચાર વાગ્યે ઠાર કરવા બદલ આ કેસ ઊભો થયો હતો. પોતાની ફરિયાદોના નિકાલ માટે અને દેશની જેલોના કેદીઓ પ્રત્યે માનવતાભર્યું વર્તન અખત્યાર કરવામાં આવે તે માટે જતીનદાસ અને બીજાઓએ ઉપવાસ આદર્યા હતા. જતીનને કોઈ ખાસ સગવડો જોઈતી નહોતી. તેની ફરિયાદ તો એ હતી કે, જેલમાં યુરોપિયન કરતાં હિંદીઓ તરફ જુદા જ પ્રકારે વર્તવામાં આવે છે. મૅકિસ્વનીની માફક જતીનદાસે પણ મરણપર્યંત ઉપવાસ ચાલુ રાખી ૬૪મા દિવસે દેહ છોડ્યો એ વાત આપણે આગળ જોઈશું.

આ વર્ષે મુંબઈમાં કૉંગ્રેસ મુસ્લિમ પાર્ટી સ્થપાઈ અને અલ્હાબાદમાં મહાસમિતિની બેઠક વેળા અખિલ ભારત રાષ્ટ્રીય મુસ્લિમપક્ષની સ્થાપના થઈ. અલ્હાબાદની બેઠકમાં મહાસમિતિએ ધારાસભાની બેઠકનાં રાજીનામાં આપવાની મહાસભાપક્ષને કારોબારી સમિતિએ આપેલી સૂચના બહાલ રાખી પરંતુ એ વિષે આવેલા પત્રોને ધ્યાનમાં લઈ એ બાબતને લાહોરની મહાસભા સુધી મોકૂફ રાખવાનું ઠરાવ્યું. જો કે તેનો અર્થ એ નહોતો કે, જે ધારાસભાના સભ્યોને રાજીનામું આપવું હોય તેમણે વિલંબ કરવો.

ઉપર આપણે પંજાબની જેલોમાં શરૂ થયેલી ભૂખમરાની હડતાળ વિષે ઉલ્લેખ કરેલો છે. સરકારને લાહોર કાવતરા કેસમાં અડચણો નાંખવા માટે આ ભૂખમરાનું હથિયાર અજમાવવામાં આવે છે, એવી ગંધ આવી. તેથી તેણે વડી ધારાસભામાં ૧૨મી સપ્ટેમ્બર ૧૯૨૯ના રોજ એક બિલ રજૂ કર્યું. આ બિલમાં આરોપીઓ પોતાના કોઈ કૃત્યને પરિણામે મુકરદમા વખતે

ગેરહાજર રહે તો પણ મુકદ્દમો ચાલુ રહી શકે એવી વ્યવસ્થા કરવાનો સરકારનો ઇરાદો હતો. બિલ વિવાદાસ્પદ હોવાથી અભિપ્રાય અર્થે ફેરવવાનું સરકારે ૧૬મી સપ્ટેમ્બરે કબૂલ રાખ્યું પરંતુ નજીકના ભવિષ્યમાં ખાસ પ્રસંગો ઉત્પન્ન થાય તો પોતાની ખાસ સત્તાની રૂએ જરૂરી પગલાં ભરવાનો હક કાયમ રાખ્યો. અને બન્યું પણ તેમજ. વાઇસરોયે તરત જ 'લાહોર કાવતરા કેસ ઑર્ડિનન્સ' જાહેર કર્યો.

આમ ચારે બાજુથી મામલો ગંભીર બનવા લાગ્યો હતો. લાહોરની મહાસભાની બેઠક માટે યોગ્ય પ્રમુખ ચૂંટવાની જરૂર ઊભી થઈ હતી. પ્રાંતોની ચૂંટણીમાં ગાંધીજીને ૧૦, વલ્લભભાઈને પાંચ અને જવાહરલાલને ૩ મત મળ્યા. આમ ગાંધીજી રીતસર ચૂંટાયા તોપણ તેમણે પ્રમુખ થવા ના પાડી. એટલે બંધારણ મુજબ મહાસમિતિની લખનૌની બેઠકમાં આ પ્રશ્ન આવ્યો. પરંતુ બધાની નજર ગાંધીજી ઉપર જ હતી. ધારાસભાઓ તરફ બધાને હવે અણગમો થયો હતો. મોતીલાલજી પણ હવે ત્રાસ્યા હતા. કારોબારી સમિતિ અને મહાસમિતિએ ધારાસભામાંથી મહાસભાવાદીઓ ખસી જાય એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો. પણ પછી શું? ધારાસભાઓ નહિ, તો પછી સવિનયભંગ સિવાય બીજો કયો માર્ગ રહે? પણ તે માર્ગે દોરવા માટે ગાંધીજી વિના બીજા કોણ લાયક હતા? તેથી જ ગાંધીજીનો વિચાર સૌને આવતો હતો. પરંતુ ગાંધીજીએ તો જુવાનોનો વિશ્વાસ મેળવી શકે એવા યુવાન જવાહરલાલને ગાદી ઉપર બેસાડવાનું ઉચિત ધાર્યું. જુવાનિયાઓને હવે મહાસભાની નીતિરીતિ ઢંગા વેગવાળી લાગતી હતી. મહાસભાની વિજયયાત્રાને જો આગળ ધપાવવી હોય, તો હવે સુકાન જુવાનિયાઓના હાથમાં જ સોંપવું જોઈએ. ગાંધીજીએ આવી કંઈક વિચારમાળાને અનુસરીને પોતાનો નિર્ણય જાહેર કર્યો હતો. વલ્લભભાઈને પણ ગાંધીજી અને જવાહરલાલની વચ્ચે ઊભા રહેવાનું યોગ્ય ન લાગ્યું એટલે જવાહરલાલ જ પ્રમુખ તરીકે ચૂંટાયા.

મહાસમિતિમાં બીજો ધ્યાન ખેંચતો પ્રશ્ન પંજાબ જેલમાં જતીન્દ્રનાથદાસે ૬૪ દિવસના ઉપવાસ બાદ અને બ્રહ્મદેશમાં

રેવરેન્ડ વિઝયાએ ૧૬૪ દિવસના ઉપવાસ બાદ કરેલા પ્રાણત્યાગનો હતો. અહીં ફુંગી વિઝયાના દેહત્યાગ વિષે એક શબ્દ ઉમેરવો જોઈએ. રાજદ્રોહ માટે ૨૧ મહિનાની સખત સજા ભોગવ્યા પછી આ બૌદ્ધ પરિવ્રાજકને ૨૮મી ફેબ્રુઆરીએ સરકારે છોડયા હતા. પરંતુ ફરીથી તેમને પાંચ અઠવાડિયામાં જ ફિતૂરી ભાષણ માટે પકડવામાં આવ્યા અને ૭ વર્ષની દેશનિકાલની સજા કરવામાં આવી, જે પાછળથી ઘટાડી ત્રણ વર્ષની કરવામાં આવી. એમણે પોતાની ધરપકડ પછી વધુ સારી વર્તણૂક માટે અને ખાસ દિવસોએ પીળું ચીવર પહેરવાના હક માટે ઉપવાસ આદર્યા અને ૧૬૪ દિવસ પછી તા. ૧૯-૯-૧૯૨૯ના રોજ પ્રાણત્યાગ કર્યો. જતીન્દ્રદાસનું મરણ ૭ દિવસ પહેલાં જ થયું હતું. રાષ્ટ્રીય સ્વમાન માટે આ બન્ને દેશભક્તોએ સ્વેચ્છાથી માતૃભૂમિની વેદિ ઉપર પોતાનુ બલિદાન આપ્યુ હતું. જતીન્દ્રના મરણને કારણે દેશભરમાં અત્યંત દુઃખની લાગણી વ્યાપી ગઈ અને એ દેશભક્ત માટે પૂજ્યભાવ દાખવતા દેખાવો અને સરઘસો કલકત્તામાં થયાં. વિદેશથી પણ સંખ્યાબંધ સહાનુભૂતિના સંદેશા મળ્યા જેમાં આયર્લૅન્ડના મેકિસ્વનીના કુટુંબે મોકલેલો સંદેશો પણ હતો.

મહાસમિતિએ આ ભૂખમરાની હડતાળો વિષે કેદીઓન હેતુની ઊંડી કદર બૂઝી અને અભિપ્રાય દર્શાવ્યો કે, ગંભીર પ્રસંગો સિવાય આવા ઉપવાસો આદરવા નહિ જોઈએ. મહાસમિતિએ જે કેદીઓ હજી ઉપવાસ પર હતા તેમને, સરકારે ઘણીખરી માગણીઓ કબૂલ રાખ્યાથી અને દાસ અને વિઝયાનો આત્મભોગ પૂરતો હોવાથી, ઉપવાસ છોડી દેવાનો આગ્રહ કર્યો.

પૂર્વ આફ્રિકાની સ્થિતિ વિષે પણ લખનૌની બેઠકમાં એક ઠરાવ થયો. હિંદી સરકારે જાહેર કર્યું હતુ કે, તેઓ તો આ બાબતમાં હિંદુસ્તાનનો કેસ રજૂ કરનારા માત્ર વકીલો છે, તેઓ પોતે કંઈ સમાધાન કરનાર પક્ષરૂપ નથી. તેનો ખૂબ વિરોધ થયો. આ અરસામાં દક્ષિણ આફ્રિકામાં પ્રવાસ કરવા ઇચ્છતા અલીભાઈઓ ઉપર દક્ષિણ આફ્રિકાની સરકારે જે ગેરવાજબી પ્રતિબંધ મૂકયા હતા તેનો પણ વિરોધ કરવામાં આવ્યો.

ઑક્ટોબર મહિનામાં ઘણા અગત્યના બનાવો બન્યા ઇંગ્લંડથી પાછા ફરી લૉર્ડ અર્વીને એક જાહેરાત કરી મોતીલાલજીએ તે વિષે વિચાર કરવા કારોબારી સમિતિની તાકીદની બેઠક પહેલી નવેમ્બરે દિલ્હી ખાતે બોલાવી ત્યાં હાજર રહેવા બીજા રાજકીય પક્ષોના નેતાઓને પણ આમંત્રણ આપવામાં આવ્યું, જેથી એ બાબતમાં કાંઈ સામાન્ય પગનું વિચારી શકાય ૧૯૨૯ના જૂન મહિનાના અંતમાં ઇંગ્લંડ જતા અર્વીને કહ્યું હતું કે

"હું ઇંગ્લંડ જઈને ત્યાં શહેનશાહની સરકાર સાથે આ ગંભીર બાબતો વિષે ચર્ચા કરીશ તથા હિંદુસ્તાનના રાજકીય નેતાઓના જુદા જુદા મંતવ્યો વિષે સરકારને માહિતગાર કરીશ"

ત્યાર બાદ તેમણે ૧૯૧૭ના ઑગસ્ટ માસની બે મુખ્ય જાહેરાતોનો તેમજ તેમને પોતાને શહેનશાહ તરફથી મળેલા ખરીતાનો ઉલ્લેખ કર્યો હતો તેમાં શહેનશાહે ભારપૂર્વક જાહેર કર્યું હતું કે

"બ્રિટિશ પાર્લામેંટે ઠરાવેલી ક્રમશ પ્રગતિની યોજના પૂરી થતા બ્રિટિશ હિંદુસ્તાન અમારા સામ્રાજ્યના બીજા સંસ્થાનોમાં તેનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે એવી અમારી મરજી તેમજ નિશ્ચય છે"

૩૧મી ઑક્ટોબરે કરેલા નિવેદનમાં લૉર્ડ અર્વીને જણાવ્યું કે

"કમિશનના ચેરમેન સર સાઈમને વડા પ્રધાન સાથેના પત્રવ્યવહારમાં જણાવ્યું છે કે, બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોનો સંબંધ સુધારાની યોજના પરત્વે મહત્ત્વનો છે તેથી તે વિષે વિગતવાર તપાસ કરવી જરૂરી થઈ પડશે જો કમિશનનો રિપોર્ટ અને તે વિષે સરકારે કરેલી દરખાસ્તોની બાબતમાં આ દૃષ્ટિબિંદુ સ્વીકારવામાં આવે, તો અત્યારની યોજના સરકારે ફરીથી વિચારવી જોઈશે તેથી કમિશન અને હિંદી મધ્યસ્થ સમિતિના રિપોર્ટ પ્રગટ થયા બાદ બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓની ગોળમેજી પરિષદ બોલાવવાની સૂચના થયેલી છે આ પરિષદનો હેતુ છેવટની દરખાસ્તો ઉપર બનતા વધુ એકમત મેળવીને પાર્લામેંટ સમક્ષ તે દરખાસ્તો રજૂ કરવી તે છે અલબત્ત જૉઈન્ટ પાર્લામેંટરી કમિટીની જરૂરિયાત તો રહેશે જ, પરંતુ તે પહેલાં આવી એક ગોળમેજી પરિષદ આવશ્યક છે

"શહેનશાહની સરકાર આ વિચારો સાથે સંમત છે

"બ્રિટિશ હિંદના રાજકીય વિકાસ માટે યોગ્ય વાતાવરણમાં અને તેટલાં લાભદાયક પગલાં ભરવાની તેમની ઇચ્છા હોવા છતાં આ આખોય પ્રશ્ન વિશાળ દૃષ્ટિએ છણવામાં આવે એવા કમિશનના વિચાર સાથે શહેનશાહની સરકાર મળતી થાય છે

"બ્રિટિશ નીતિનું ધ્યેય ઓગસ્ટ ૧૯૧૭ના જાહેરનામામાં જણાવેલું છે, અને તે, હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યના અંગભૂત ક્રમશઃ જવાબદાર સરકારની સ્થાપના કરવા માટે સ્વરાજની કેળવણી મળે તેવી સંસ્થાઓનો ધીરે ધીરે વિકાસ કરવાનું છે મે હમણાં જ જણાવ્યું તે મુજબ મને શહેનશાહે જે ખરીતો મોકલ્યો હતો, તેમાં સ્પષ્ટ જણાવવામાં આવેલું છે કે, બ્રિટિશ હિંદને સંસ્થાનોમાં યોગ્ય દરજ્જો મળે તે રીતે ૧૯૧૯ના કાયદાનો અમલ કરવાનો છે શહેનશાહના પ્રધાનોએ પણ જાહેર કરેલું છે કે, સંસ્થાનોની સાથે સમાન દરજ્જો મળે તેવી બ્રિટિશ સરકારની ઇચ્છા છે પરંતુ ગ્રેટ બ્રિટન અને હિંદમાં ૧૯૧૯ના કાયદામાં ગર્ભિત બ્રિટીશ નીતિના અર્થ વિષે શંકાઓ ઉત્પન્ન થયેલી છે એટલે હુ શહેનશાહની સરકાર વતી સત્તાવાર રીતે જણાવું છું કે, ૧૯૧૭ના જાહેરનામાં મુજબ હિંદુસ્તાનની રાજકીય પ્રગતિ એવી રીતે કરવાનો હેતુ રહેલો છે જેથી તેને ડુમિનિયન સ્ટેટસની પ્રાપ્તિ થાય"

૩૧મી ઓક્ટોબરે આ જાહેરાત કરવામાં આવી અને ચોવીસ કલાકથી પણ ઓછા વખતમાં તો દિલ્હીમાં દેશના આગેવાનો પં૦ માલવિયાજી, સર તેજ બહાદુર સપ્રુ, ડૉ. બિસેન્ટ વગેરે ભેગા મળ્યા. કારોબારી સમિતિ તો ત્યાં હાજર હતી જ પુખ્ત વિચાર પછી ભેગા મળેલા બધાએ એક નિવેદન જાહેર કર્યું જેમાં વાઇસરૉયની જાહેરાત પાછળની સહૃદયતાની અને બ્રિટિશ સરકારની હિંદના પ્રજામતને સંતોષવાની લાગણીની કદર પિછાનવામાં આવી

"હિંદુસ્તાનની જરૂરિયાતોને ઉચિત એવું ડુમિનિયન સ્ટેટસનું બંધારણ ઘડવાના કામમાં અમે શહેનશાહની સરકારને સહકાર આપવા આશા રાખીએ છીએ પરંતુ અમને લાગે છે કે, તેમાં દેશની બધી રાજકીય સંસ્થાઓનો સહકાર મેળવી શકાય તે માટે તેમજ બધામાં વિશ્વાસ ઉત્પન્ન થાય તે માટે પ્રથમ સરકારે કેટલાક પગલાં ભરવાં જોઈએ તથા અમુક મુદ્દાઓની ચોખવટ કરવી જોઈએ

"જે પરિષદ સરકાર બોલાવવા માગે છે તેની સફળતા માટે નીચેની વસ્તુઓ અમને આવશ્યક લાગે છે.

(અ) સરકાર પ્રથમ સમાધાનીની નીતિ અખત્યાર કરી શાંત વાતાવરણ ઉત્પન્ન કરવુ.

(આ) રાજકીય કેદીઓને માફી આપવી

(ઇ) પરિષદમા દેશની બધી મુખ્ય રાજકીય સંસ્થાઓને યોગ્ય પ્રતિનિધિત્વ મળવુ જોઈએ અને હિંદી રાષ્ટ્રીય મહાસભા દેશની મોટામા મોટી રાજકીય સંસ્થા હોવાથી તેને મહત્ત્વનુ પ્રતિનિધિત્વ મળવુ જોઈએ.

(ઈ) વાઈસરોયના નિવેદનમાના ડુમિનિયન સ્ટેટસને લગતા ફકરાના અર્થ વિષે કેટલીક શકાઓ ઉઠાવવામા આવી છે. પરતુ અમે માનીએ છીએ કે, આ પરિષદનો હેતુ સસ્થાનિક સ્વરાજ ક્યારે સ્થાપવુ એ નક્કી કરવાનો નથી પરતુ સંસ્થાનિક સ્વરાજનુ બધારણ ઘડવાનો છે. નામદાર વાઈસરોયના જાહેરનામાનો આ અર્થ કરવામા અમે ભૂલતા નથી એમ અમે માનીએ છીએ નવુ બંધારણ અમલમા આવે ત્યા સુધીમા પણ સરકારના ચાલુ અમલમા ઉદારતા દાખવવામા આવે, તથા કારોબારી અને ધારાસભા વચ્ચેના સંબંધોને પરિષદના હેતુ સાથે વધુ સંગત બનાવવામા આવે અને બંધારણ મુજબની જ રીતિનીતિઓને વધુ પ્રમાણમા સ્વીકારવામા આવે એ આવશ્યક છે તેથી આજથી જ જાણે નવા યુગનો આરંભ થયો એવુ વાતાવરણ પ્રસરે અને નવુ બંધારણ તો એ વસ્તુસ્થિતિની માત્ર નોંધ જ લે એવુ સરકારે કરવુ અતિ આવશ્યક છે.

"એ પરિષદ જેમ બને તેમ જલદી બોલાવવામા આવે, એ વસ્તુ, પરિષદની સફળતા માટે આવશ્યક છે એમ અમે માનીએ છીએ"

નામદાર પદના વિશાળ દષ્ટિબિંદુને લીધે આ નવી નીતિ જાહેર કરવામા આવી હતી એ વિષે શંકા નથી

દરમિયાન અગ્રેજ મિત્રો ગાધીજીને તાર ઉપર તાર કરીને મંજૂર સમારે હિંદુસ્તાનને મદદ કરવા કરેલા પ્રયત્નનો યોગ્ય જવાબ વાળવાનો આગ્રહ કર્યા કરતા હતા જવાબમા ગાધીજીએ જણાવ્યુ કે, તે પોતે તો મહત્વ માટે મરી ગયા છે, તેથી જ પોતાને મળેલી પહેલી તકનો જ તેમણે સ્વીકાર કરી લીધો છે પરંતુ સયુક્ત નિવેદનમા જણાવેલા દરેક અક્ષરને તે વળગી રહેવા માગે છે, જેમ કલકત્તાની મહાસભાના ઠરાવના દરેક અક્ષરને પણ તે વળગી રહેવા માગે છે કારણકે એ બંને જરાય વિરોધી નથી. કોઈ પણ લખાણની પાછળ રહેલો ભાવ જો જળવાતો હોય, તો શબ્દને વળગી રહેવાની કઈ જરૂર નથી એટલે જો સાચા

ડુમિનિયન સ્ટેટમનો અમલ શરૂ થાય, તો તેના બંધારણ માટે ગાઢ જોવા તે પોતે તૈયાર છે.

"પરંતુ તે માટે સાચો હૃદયપલટો થવો જોઈએ, અંગ્રેજ લોકોના મનમા હિંદુસ્તાનને એક સ્વતંત્ર પ્રજા થયેલી જોવાની ભાવના જાગવી જોઈએ અને હિંદુસ્તાનના અંગ્રેજ અમલદારોમા સેવાનો સાચો ભાવ જાગવો જોઈએ અંગ્રેજ સ્ત્રીપુરુષો પોતાની સલામતી માટે તોપોવાળા કિલ્લાઓને બદલે લોકોના સદ્‌ભાવ ઉપર આધાર રાખવા તૈયાર છે? જો તેમ ન હોય તો મને સંતોષી શકે તેવું ડુમિનિયન સ્ટેટસ મને નથી જ મળ્યુ એમ હું માનું. . ડુમિનિયન સ્ટેટસની મારી કલ્પના એવી છે કે, મને મરજી થાય ત્યારે હું બ્રિટિશ સબંધ છોડી શકું એટલે ઇગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચેના સબંધોમા દબાણ જેવું કાંઈ રહેવું જ ન જોઈએ . . . . . હું બ્રિટિશ સામ્રાજ્યમા રહેવા તૈયાર થાઉં તો પણ તે જગતમા શાંતિ અને સદ્‌ભાવની લાગણીઓ ફેલાવવામાં ભાગીદાર બનવા ખાતર, નહિ કે અંગ્રેજોની શાહીવાદી ભૂખમા ભાગીદાર તરીકે . . . . એવું બની શકે કે મેં જણાવેલા ભાવો મજકૂર સરકારના ખ્યાલમા જ ન હોય . . તેમજ હિંદુસ્તાને હજુ અહીં જણાવેલી વસ્તુ મેળવવા માટે જોઈતું બળ કેળવ્યુ છે એમ પણ હું નથી માનતો . . એટલે જો ઉપર જણાવેલી વસ્તુ અમને મળે તો તે મોટે ભાગે અંગ્રેજોના સદ્‌ભાવથી જ મળી એમ હું તો માનું. જોકે તેઓ આ તબક્કે એ સદ્‌ભાવ બતાવે તો તેમા તેમણે કાંઈ અદ્‌ભુત કરી નાખ્યું એમ પણ હું ન માનું, કારણ કે હું તો તેને તેમણે હિંદુસ્તાનને ભૂતકાળમાં કરેલા અસંખ્ય અન્યાયોનું થોડું ઘણુ પ્રાયશ્ચિત્ત જ માનું."

વાઈસરૉયના નિવેદનમા તો હિંદુસ્તાનના લોકોને ખાસ કાંઈ આપી દેવામાં આવ્યું જ નહોતું પરંતુ તેટલા માત્રથી પણ પાર્લામેન્ટમા ધુમનાણ મચી ગયું ઉમરાવોની સભાના તેનો સખત વિરોધ થયો.

લૉર્ડ બર્કનહેડે પ્રશ્ન કર્યો કે, હિંદી નેતાઓના સંયુક્ત નિવેદનમાં સરકારી જાહેરાતનો જે અર્થ કરવામા આવેલો છે તે કેપ્ટન બેનને કબૂલ છે કે નહિ મિ. લેન્સબરીએ વાઈસરૉયનુ નિવેદન તેના દેખીતા અર્થ મુજબ સમજવા આગ્રહ કર્યો અલબત્ત હિંદીઓ તો તેનો સાચો અર્થ કરવા માગતા હતા! વિનીતોએ તો એ પરિષદને ગોળમેજી પરિષદ કહેવા માંડી હતી,

જોકે લૉર્ડ ઇરવીન તેને લંડન કૉન્ફરન્સ તરીકે જ વર્ણવતા હતા મહાસભાવાદીઓને મન સંયુક્ત નિવેદનની બાબત કંઈક અગત્યની હતી કપ્તાન બેન દ્વિઅર્થી ભાષા વાપરતો હતો હિંદુસ્તાનને તે રાજ્યનીતિના પલટાની વાત કરતો હતો, જ્યારે બ્રિટિશ પાર્લામેન્ટના સભ્યોની ભીતિ વારવા માટે તે તેમને સમજાવતો હતો કે 'નીતિ બદલવામાં આવી જ નથી કારણ કે તેનો ઉલ્લેખ પ્રસ્તાવનામાં છે અને પ્રસ્તાવના કાયદામાં છે અને કાયદો ઇંગ્લંડના ધારાઓમાં છે' આ જાતની ભાવનાથી મહાસભાવાદીઓમાં ઉકળાટ વધતો જતો હતો ૧૬મી નવેમ્બરે સર્વપક્ષી પરિષદની નવી બેઠક અલ્હાબાદમાં બોલાવવામાં આવી અને કારોબારી સમિતિ પણ તે વખતે જ મળી ઐક્ય જાળવી રાખવા અને તેને માટે પ્રયાસો કરવામાં આવ્યા 'દુશ્મનોને ગૂંચવણમાં નાખી દેવાનું' તથા મિત્રોને સંગઠિત કરવાનું કામ એકી સાથે કરવાનું હતું કારોબારી સમિતિએ પોતાનો અભિપ્રાય જાહેર કર્યો તે પહેલાં તો સુભાષબાબુ અને જવાહરલાલે તેમાંથી રાજીનામાં આપી દીધાં હતાં પંડિત મોતીલાલજીની ઉગ્રતા જુવાન સાથીઓ કરતાં પણ વધારે હતી સર્વપક્ષી પરિષદના મતને તેઓ વળગી રહે તે માટે તેમને ખૂબ સમજાવવા પડ્યા, કારણ કે બ્રિટિશ અમલદારીઓની દ્વિઅર્થી વાણી સાંભળીને તેમના ક્રોધનો પાર રહ્યો નહોતો કેબીનેટ એક બાજુ હિંદુસ્તાનને સ્વરાજનું ચિત્ર બતાવતી હતી જ્યારે ઇંગ્લંડને બ્રિટિશ સામ્રાજ્યનું ચિત્ર બતાવતી હતી પરંતુ 'પાયોનિયર'ના ભૂતપૂર્વ તંત્રી મિ. વિલ્સન આ વેળા છાપાજોગ પત્રો લખી લાહોરની મહાસભા પહેલાં સમાધાનીનું કાંઈક પગલું ભરવા લૉર્ડ ઇરવીનને આગ્રહ કરી રહ્યા હતા તે સપ્રુ મારફતે લૉર્ડ ઇરવીને પંડિત મોતીલાલજીને કહેવડાવ્યું હતું કે '૧૫મી તારીખે મળો' પરંતુ પંડિતજી ૧૫મી તારીખે તેમના ધંધાના કામકાજમાંથી છૂટા થઈ શક્યા નહિ મિ. વિલ્સને છાપાઓમાં લખ્યું કે, વાઇસરૉય થોડા જ વખતમાં ગાંધીજી, નેહરુ અને માલવિયાજીને મળશે વાઇસરૉયે ડૉ. સપ્રુને લખ્યું હતું કે, તેઓ ૨૩મી ડિસેમ્બરે દિલ્હી ખાતે ગાંધીજી અને નેહરુને મળશે લૉર્ડ ઇરવીન ૨૩મીએ દિલ્હી

પાછા ફરતા હતા તે વેળા દિલ્લીના જૂના કિલ્લા આગળ ટ્રેન પહોંચતાં તેને બોંબનો અકસ્માત નડ્યો. વાઇસરૉય પોતે બચી ગયા અને એમના 'ડાઇનીંગ સલુન'—જમવાના ડબ્બાને નુકસાન થયું તથા એક નોકરને ઈજા થઈ, આ જ દિવસે વાઇસરીગલ લૉજમાં ગાંધીજી અને મોતીલાલજીની મુલાકાત થવાની હતી. જિન્ના, સપ્રુ અને વિઠ્ઠલભાઈ પણ પોતાના અભિપ્રાયો દર્શાવવા હાજર હતા. મિત્રો વચ્ચે હૃદયની ગોષ્ટિ થવાને બદલે આ તો એક વિધિસરનું પ્રતિનિધિમંડળ જ થઈ ગયું. લૉર્ડ ઇર્વીન સવારે થયેલા અકસ્માત છતાં પ્રસન્નચિત્તમાં હતા. એમની ધીરજ અને એમણે મહેમાનો પ્રત્યે બતાવેલી સન્માનયુક્ત લાગણી ધ્યાન ખેંચે તેવા હતા. નવેમ્બર ૧૯૨૭માં સાયમન કમિશન વિષે ગાંધીજીને તેમણે મુલાકાત આપી તે વેળા તેમને જે લૂખો આવકાર આપ્યો હતો તેવું આ વેળા ન હતું. પોણા કલાક સુધી બોંબ અને તેના પરિણામો વિષે વાતચીત ચાલી. ત્યારબાદ લૉર્ડ ઇર્વીન વિષય પર આવ્યા. 'આપણે કેમ શરૂઆત કરીશું? રાજકીય કેદીનો પ્રશ્ન પહેલો લઈશું? કે તમારું જાહેરનામું તો અહીં પડ્યું જ છે!' સદ્ભાવ બતાવવાની પહેલ કરવા માટે રાજકીય કેદીઓનો પ્રશ્ન તેમને પ્રથમ લેવો હતો. પરંતુ ગાંધીજીને તો ડુમિનિયન સ્ટેટસનો પ્રશ્ન પૂર્ણ રીતે ચર્ચવો હતો. પૂર્ણ સાંસ્થાનિક સ્વરાજ્યની ભૂમિકા ઉપર ગોળમેજી પરિષદ ભરવામાં આવે એવી ખાતરી ગાંધીજીને જોઈતી હતી. વાઇસરૉયનો જવાબ એ હતો કે, સરકારે પોતાના જાહેરનામામાં બધો ખુલાસો કર્યો હતો અને એનાથી આગળ તેઓ કશી ખાતરી આપી શકે એમ નથી. સાંસ્થાનિક સ્વરાજ્યના ચોક્કસ વચન સાથે તેઓ ગોળમેજી પરિષદ બોલાવી શકે તેમ નહોતું.

•

લાહોર મહાસભામાં જતા રસ્તામાં જ બધાને ખબરો પડી કે વાઇસરૉયની ટ્રેનની નીચે બોંબના ચૂરા થઈ ગયા હતા અને વાઇસરીગલ લૉજમાં પ્રજાની આશાઓના ચૂરા થઈ ગયા હતા. ઉત્તર હિંદુસ્તાનની સખત ઠંડીના સુસવાતા પવનની અંદર શિયાળાની અધવચ મહાસભાની આ છેલ્લી બેઠક મળી.

તંબુઓમાં પ્રતિનિધિઓની મુશ્કેલીઓનો પાર ન હતો. બહાર અસહ્ય ઠંડી વાઈ રહી હતી, પરંતુ તીવ્ર લાગણીનો તાપ બધાના અંતરમાં આરી પેઠે તપતો હતો. વાઈસરૉય સાથેની વિષ્ટિ નિષ્ફળ નીવડવાથી બધા અમમમી રહ્યા હતા. તથા યુદ્ધની નોબત દૂર દૂર સંભળાવાથી બધાનાં દિલ ઊકળતાં હતાં. બાહ્ય વાતાવરણ અને અંતરની લાગણીઓ વચ્ચે કેટલી બધી વિષમતા!

રાષ્ટ્રપતિ જવાહરલાલનું વ્યાખ્યાન અંતરના ઉદ્‌ગારોથી ભરેલું હતું. હિંદુસ્તાન ઉપર જે અપમાનો લદાઈ રહ્યાં હતાં તે પ્રત્યે તેમાં આરી પેઠે પુણ્યપ્રકોપ ભરેલો હતો. દેશની મુક્તિ માટેની તેમની યોજનામાં સમાજવાદી આદર્શો અને વિજય મેળવવાનો અડગ નિશ્ચય તરવરી રહ્યા હતા.

ડુમિનિયન સ્ટેટસની બાબતમાં મિ. બેન જગતને જણાવી રહ્યા હતા કે, છેલ્લા એક દાયકાથી હિંદુસ્તાનમાં ડુમિનિયન સ્ટેટસનો અમલ શરૂ થઈ જ ગયો છે અને તેના દાખલા તરીકે તેમણે, વર્સેલ્સની સંધિના દસ્તાવેજમાં હિંદુસ્તાને કરેલી સહી, હિંદુસ્તાનના હાઈકમિશ્નરની નિમણૂક, લીગમાંના હિંદી પ્રતિનિધિ મંડળના આગેવાન તરીકે હિંદીની નિમણૂક, આંતરરાષ્ટ્રીય નૌકાસૈન્યની તપાસસમિતિમાં હિંદને મળેલો જુદો મત, ડુમિનિયન્સ લેજિસ્લેટરોની પરિષદમાં તેમજ પાંચ રાજ્યોની નૌકાપરિષદમાં હિંદુસ્તાનની સામેલગીરી, તથા આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદના અધિકારીમંડળમાં હિંદુસ્તાનને મળેલી બેઠક વગેરે ગણાવ્યાં!

પરંતુ પ્રજા આવા રમકડાંથી કંઈ ઓછી છેતરાય? પ્રજાને તો નક્કર વસ્તુસ્થિતિનો સામનો કરવાનો હતો.

પંડિત જવાહરલાલે પોતાના ભાષણ દરમિયાન જણાવ્યું કે, વાઈસરૉયની જાહેરાતમાં દેખીતી સમાધાનની માગણી છે. વાઈસરૉયનો ઇરાદો સારો છે, પરંતુ કપરી વસ્તુસ્થિતિ મીઠા શબ્દોથી દૂર થઈ શકે નહિ. આપણે જાણીબૂજીને ભયંકર યુદ્ધ નોતરવા માગતા નથી. સમાધાનના માર્ગો આપણે તદ્દન ખુલ્લા રાખ્યા છે. બેનસાહેબ ડુમિનિયન સ્ટેટસનો જે અમલ વર્ણવી રહ્યા છે, તે આપણને ભોગવી શકે તેમ નથી. આપણે તો કલકત્તાના ઠરાવને જ વળગી રહેવાનું છે. સ્વાતંત્ર્ય એ જ

આપ્યું. એમાં રાષ્ટ્રપતિએ બ્રિટિશ સામ્રાજ્ય વિષે પૂરેપૂરું વિવેચન કર્યું અને જણાવ્યું કે, તેઓ પોતે પ્રજાસત્તાક અને સમાજવાદી સિદ્ધાંતમાં માનનારા છે. તેમને રાજા મહારાજાઓમાં વિશ્વાસ નથી. લઘુમતીનો પ્રશ્ન, દેશી રાજ્યોનો સવાલ અને કામદાર તેમજ કિસાન વર્ગના સવાલો વિષે એમણે પોતાના વ્યાખ્યાનમાં સારી પેઠે વર્ણન કર્યું. અહિંસા વિષે બોલતાં તેમણે કહ્યું કે, હિંસાને પરિણામે ભૂંડા પ્રત્યાઘાતી પરિણામો આવે છે, અને આપણા દેશની બાબતમાં તો તેનાથી પરિણામે વિનાશ જ વળે એમ છે. આજે જગતમાં વ્યવસ્થિત હિંસાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે એ વાત સાચી છે. તેમજ કદાચ હિંસાથી આપણે પણ કંઈક લાભ મેળવી શકીએ. પરંતુ તેને માટે જે કામેનિયત અગર સાધનો જોઈએ તે આપણી પાસે નથી. આ સ્થિતિમાં વ્યક્તિગત હિંસા અગર તોફાનો એ તો નિરાશાની કબૂલાત જેવા છે. હિંસાનો માર્ગ આપણામાંના ઘણા ગ્રહણ કરતા નથી તેના કારણો આધ્યાત્મિક નથી પણ વ્યવહારુ છે. હિંસાથી કાંઈ વળે એમ નથી તેથી જ આપણે આ માર્ગને તરછોડ્યો છે. મુક્તિની મહાન હિલચાલો હમેશાં સમુદાયની હિલચાલો હોય છે અને સમુદાયની હિલચાલો વ્યવસ્થિત બળવાના પ્રસંગ સિવાય હંમેશાં અહિંસક હોવી જોઈએ. ત્યાર બાદ પ્રમુખે ધારાસભાનો બહિષ્કાર, રાષ્ટ્રીય હેતુ, મહાસભાનું બંધારણ વગેરે બાબતો વિષે વિવેચન કર્યું. અંતે તેમણે દેશને ભારેમાં ભારે પ્રયત્ન આદરવા આગ્રહ કર્યો.

"આપણે ક્યારે અને કેવી રીતે સિદ્ધિ મેળવી શકીશું એ આજે કહી શકીએ એમ નથી. વિજયની આપણને ખાતરી નથી. પરંતુ જેઓ સાહસ કરે છે, તેને જ વિજય વરે છે, બીકણને વિજયની દેવી વરમાળા પહેરાવતી નથી."

લાહોરમાં મહાસભા સમક્ષ મુખ્ય પ્રશ્ન એ હતો કે, ૧૯૨૭ની મદ્રાસની મહાસભા વેળા સ્વાતંત્ર્યનો જે ઠરાવ થયો હતો, તેને ધ્યેયમાં દાખલ કરવો કે નહિ. આ વિષય પરત્વે પ્રમુખે પોતાના વ્યાખ્યાનમાં રસમય વિવેચન કરેલું છે:

"સ્વાતંત્ર્યનો અર્થ બ્રિટિશ હકૂમત અને બ્રિટિશ શાહીવાદમાંથી સંપૂર્ણ મુક્તિ એ છે. આપણે આવી મુક્તિ મેળવીશું એટલે હિંદ દુનિયા

સાથેના સહકાર અને સમવાયતંત્ર માટેના પ્રયાસોને આવકાર આપશે. પોતાની સ્વતંત્રતાને પણ થોડે અંશે જતી કરી પોતાના સમોવડિયાં રાજ્યો સાથે તે ખુશીની સાથે જોડાશે. પરંતુ જ્યાં સુધી બ્રિટિશ શાહીવાદ છે અને બ્રિટિશ શાહીવાદનાં સર્વ અનિષ્ટો તેની સાથે છે, ત્યાં સુધી હિંદને રાષ્ટ્રોના સમૂહ સાથે સરખે દરજ્જે બેસવાની વાત મિથ્યા છે.

"સત્તા પ્રાપ્ત કરવી એ મુખ્ય વસ્તુ છે. પછી એને ગમે તે નામ આપો. કોઈ પણ જાતનું સાસ્થાનિક સ્વરાજ્ય આપણને આવી સત્તા આપશે એમ હું માનતો નથી. સત્તા તો ત્યારે જ મળી કહેવાય જ્યારે હિંદમાંથી બ્રિટિશ લશ્કર સમૂળગું ખસેડી લેવામાં આવે અને આર્થિક અંકુશ દેશના હાથમાં રહે. આટલું મળે તો બીજું તો સહેજે આવી મળશે."

ગાંધીજી અને જવાહરલાલ—રાષ્ટ્રપિતા અને રાષ્ટ્રપતિ—આ વિચારોમાં સંમત હતા. તેથી લાહોરની મહાસભાનું કામ સરળ બન્યું. જતીન, નિઝયા, ગોકર્ણનાથ મિશ્ર, એસ. એમ. પરાંજપે, ભક્તવત્સલ નાયડુ, રોહિણીકાન્ત, આર. કે. લાહિરી, વ્યોમકેશ ચક્રવર્તી વગેરેના અવસાન બાબત દિલસોજીની લાગણી જાહેર કર્યા બાદ નીચેનો અગત્યનો ઠરાવ મહામભાએ પસાર કર્યો:

"વાઈસરૉયની ટ્રેન ઉપર બૉમ્બ નાખવાનો અત્યાચાર આ મહાસભા ધિક્કારી કાઢે છે અને આવું પગલું મહાસભાના ધ્યેયની વિરુદ્ધ છે એટલું જ નહિ પણ રાષ્ટ્રહિતને નુકસાનકર્તા છે એમ મહાસભા જાહેર કરે છે. વાઈસરૉય અને લેડી ઇરવીન અને તેમની મંડળી જેમાં ગરીબ નોકરોનો પણ સમાવેશ થઈ જાય છે, તેઓ સર્વે બચી ગયા તે માટે મહાસભા તેમને મુબારકબાદી આપે છે."

સ્વાતંત્ર્ય વિષેનો ઠરાવ નીચે મુજબ છે:

"આ મહાસભા વાઈસરૉયસાહેબના ૩૧મી ઑક્ટોબરના જાહેરનામાના જવાબમાં મહાસભાવાદીઓ અને બીજા નેતાઓએ કરેલા નિવેદન વિશે કાર્યવાહક સમિતિએ લીધેલા પગલાને બહાલ રાખે છે, અને વાઈસરૉયસાહેબે સ્વરાજની રાષ્ટ્રીય હિલચાલને સંતોષવા માટે કરેલા પ્રયત્નોની કદર કરે છે.

પણ આ મહાસભા ઉપર કહેલી ઘટનાઓ પછી બનેલી બધી ઘટના ધ્યાનમાં લઈને, અને ગાંધીજી, પંડિત મોતીલાલ નેહરુ અને બીજા નેતાઓને વાઈસરૉયસાહેબ સાથે થયેલી વાતચીતનું પરિણામ ધ્યાનમાં લઈને, એવા અભિપ્રાય ઉપર આવે છે કે, હાલના સંજોગોમાં મહાસભાના

પ્રતિનિધિઓ 'રાઉંડ ટેબલ કૉન્ફરન્સ'મા જાય તેથી કશો લાભ થવાનો નથી.

એટલે આ મહાસભા, ગયે વર્ષે કલકત્તાની બેઠકમાં થયેલા ઠરાવ મુજબ, જાહેર કરે છે કે, મહાસભાના ધ્યેયમાં 'સ્વરાજ' શબ્દનો અર્થ 'સંપૂર્ણ સ્વાતંત્ર્ય' કરવો, અને વધારેમાં જાહેર કરે છે કે, નેહરુ રિપોર્ટમાં આલેખેલું બંધારણ આખું હવે રદ થયું છે એટલે તે આશા રાખે છે કે હવે પછી બધા મહાસભાવાદીઓ હિંદુસ્તાનને માટે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવામા જ પોતાની બધી શક્તિ અને સમય અર્પણ કરશે.

સ્વાતંત્ર્યની લડતનો વ્યૂહ રચવાના પ્રારંભિક પગલા તરીકે અને મહાસભાની નીતિ મહાસભાના બદલાયેલા ધ્યેયને બની શકે તેટલી અનુરૂપ બનાવવાના હેતુથી આ મહાસભા ઠરાવે છે કે, વડી અને પ્રાંતિક ધારાસભાઓનો અને સરકારે નીમેલી કમિટીઓનો સંપૂર્ણ બહિષ્કાર કરવો, અને આ મહાસભા મહાસભાવાદીઓને અને બીજા જેઓ રાષ્ટ્રીય પ્રવૃત્તિમા ભાગ લેતા હોય તેમને સીધી અથવા આડકતરી રીતે ભાવી ચૂંટણીઓમા ભાગ લેવામાંથી અલગ રહેવાનું ફરમાન કરે છે, અને આજે જે મહાસભાવાદીઓ એ ધારાસભા અને કમિટીઓમા કામ કરે છે, તેમને તેમની જગ્યાનું રાજીનામું આપવાનું ફરમાવે છે.

આ મહાસભા પ્રજાને વીનવે છે કે, તેણે મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ અતિશય વેગથી ચાલુ રાખવો, અને મહાસમિતિને, જ્યારે તેને યોગ્ય લાગે ત્યારે, અમુક પસંદ કરેલા કે બીજાં ક્ષેત્રોમાં, અને અમુક શરતો રાખીને, સવિનયભંગ અને કર ન ભરવાની હિલચાલ શરૂ કરવાનો અધિકાર આપે છે"

બીજો ઠરાવ મહાસભાના વાર્ષિક અધિવેશનની તારીખો બદલવા વિષે હતો :

"મહાસભામા ગરીબ જનતાનું પ્રતિનિધિત્વ જળવાય તે માટે એ જરૂરી છે કે, કારોબારી સમિતિ ઠરાવે તે મુજબ ફેબ્રુઆરી કે માર્ચ માસમાં મહાસભાનું અધિવેશન રાખવું. કારણકે ડિસેમ્બર માસની સખત ઠંડીમાં પોતાને માટે વધારે કપડા વગેરેનું મોટું ખર્ચ પ્રતિનિધિઓને ભોગવવું પડે છે અને બીજી રીતે પણ ડિસેમ્બર માસ અનુકૂળ નથી."

એ માટે બંધારણમાં યોગ્ય ફેરફારો કરવાની કારોબારી સમિતિને સત્તા આપવામાં આવી.

પૂર્વ આફ્રિકા વિષે ઠરાવ હંમેશ મુજબ હતો જ. શ્રીમતી સરોજિની નાયડુ, કે જે અગવડો વેઠીને પૂર્વ આફ્રિકા જઈ

આવ્યાં, તેમને મહાસભાએ અભિનંદન આપ્યાં અને પૂર્વ આફ્રિકાના હિંદીઓએ આખા પ્રશ્નની બાબતમા રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ દાખવ્યુ હતુ ને બદલ તેમને પણ મહાસભાએ મુબારકબાદી આપી. કોમી પ્રશ્ન વિષે મહાસભાએ સ્પષ્ટ કર્યું કે, કોમી મતાધિકારો મહાસભાને કબૂલ નથી વળી મતાધિકાર બાબતમાં બંધારણમા જે ભેદભાવ રાખવામા આવેલ છે, તે પણ મહાસભાને કબૂલ નથી.

દેશી રાજાઓ પોતાની પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર બક્ષે અને પ્રજાના પ્રાથમિક હકો, જેવા કે વાણીસ્વાતંત્ર્ય, સભાસ્વાતંત્ર્ય માલમિલકત અને જાનની સહીસલામતી વિષે જાહેરાત હવે વખતસર કરે એમ પણ મહાસભાએ જાહેર કર્યું.

નેહરુ રિપોર્ટની ભલામણો હવે રદ થઈ હોવાથી કોમી પ્રશ્નને પણ ફરીથી ઉકેલવો પડ્યો. સ્વતંત્ર હિંદમા કોમી પ્રશ્નને માત્ર રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચારવામાં આવશે એવુ મહાસભાનુ મંતવ્ય સ્પષ્ટ કરવામા આવ્યુ. પરંતુ શીખ કોમ ખાસ કરીને અને મુસલમાનો તેમજ બીજી લઘુમતીઓ સામાન્ય રીતે નેહરુ રિપોર્ટની આ વિષયની ભલામણો કબૂલ રાખતી ન હોવાથી મહાસભાએ તે તે કોમોને ખાતરી આપી કે ભાવિ બંધારણમાં સૌ પક્ષને પૂર્ણ સતોષ ન થાય તેવો કોઈ નિર્ણય મહાસભા માન્ય રાખશે નહિ. આપુત્રજી મકલાતવાલા અને વિદેશમા રહેતા હિંદીઓને દેશ પાછા ફરવા માટે પાસપોર્ટ ન આપવાની સરકારી નીતિને વખોડી કાઢવામા આવી.

૧૯૨૨ની ગયાની મહાસભા પછી પહેલી જ વાર રાષ્ટ્રીય દેવાના પ્રશ્ન વિષે મહાસભાએ મહત્ત્વનો ઠરાવ કર્યો

"આ મહાસભા એવા મતની છે કે પરદેશી સત્તાએ જે પરોક્ષ કે પ્રત્યક્ષ આર્થિક બોજા હિંદ પર લાદેલા છે, તેને સ્વતંત્ર હિંદ સહન કરી શકે એમ નથી, અને હિંદ પાસે એવી અપેક્ષા કોઈએ રાખવી પણ ન જોઈએ. ગયાની મહાસભામા આ વિષે થયેલા ઠરાવને બહાલી આપી સર્વની જાણ માટે જાહેર કરવામા આવે છે કે હિંદુસ્તાનના દેવા વિષેની સઘળી રકમો સ્વતંત્ર હિંદ નિષ્પક્ષપાત અદાલત મારફતે તપાસાવશે અને આવી અદાલત જો એ દેવાને વાજબી અને ન્યાયી નહિ લેખે તો તે દેવા નાકબૂલ કરવામાં આવશે."

ભાગ વિષેનો ઠરાવ પસાર થતાં ખૂબ મુશ્કેલી પડી. પ્રતિનિધિઓના એક વર્ગે તેનો સખત વિરોધ કર્યો અને બહુ જ થોડી બહુમતીએ તે પસાર થયો. મુખ્ય ઠરાવ વિષે પણ કેટલોક વાંધો લેવામાં આવ્યો હતો અને 'સ્વરાજ્યની રાષ્ટ્રીય હિલચાલની સમાધાની લાવવાના સાર્વજનિક પ્રયત્નોની કદર બૂઝના' વિષેનો ઠરાવનો જે ભાગ હતો, તે ઉપર ખૂબ ખળભળાટ મચ્યો. વળી "ગોળમેજી પરિષદમાં મહાસભા 'અસાધારણ સંજોગોમાં' જાય તેમાં કાંઈ પણ વાંધો નથી,' એ ભાગ સામે પણ ઘણો વિરોધ થયો. કારણ કે સંજોગો બદલાવાના બહાના નીચે આ ગોળમેજીની વાત ફરી ને ફરી લાવવામાં આવશે એવી બીતિ દર્શાવવામાં આવી. પરંતુ એ સ્પષ્ટ હતું અને ગાંધીજીએ પણ વારંવાર સમજાવ્યું છે, તેમ અસહકાર એ છેવટે તો સહકાર માટે જ છે અને બધી લડત છેવટે સમાધાની માટે જ હોય છે. પરદેશી કાપડ બહિષ્કાર સમિતિ, મદ્યનિષેધ સમિતિ અને અસ્પૃશ્યતાનિવારણ સમિતિને સ્વતંત્ર સત્તા આપીને મહાસભાના કામને છૂટું પાડી દેવા વિષેનો ગાંધીજીનો ઠરાવ પસાર ન થયો. વળી મહાસભાના પ્રતિનિધિઓની સંખ્યા ઘટાડવાનો ગાંધીજીનો વિચાર પણ મહાસભાએ કબૂલ રાખ્યો નહિ.

અહીં એટલું જણાવવું જરૂરી છે કે, ૧૯૨૯ના ફેબ્રુઆરીથી ઉપર જણાવેલી સ્વતંત્ર કમિટીઓનું કામકાજ નિષ્ણાતો મારફતે ચાલતું હતું, જવાહરલાલ અને સુભાષબાબુને સ્વયંસેવક સેનાનું કામ સોંપવામાં આવ્યું હતું. તે જ પ્રમાણે મહાસભાના બીજા કાર્યને જુદા જુદા ખાતામાં વહેંચી નાખવામાં આવ્યું હતું અને તે દરેક ખાતું કારોબારી સમિતિના જુદા જુદા સભ્યોને સોંપવામાં આવ્યું હતું. પરંતુ ગાંધીજીનો વિચાર અખિલ ભારત ચરખા સંઘની માફક તે બધા ખાતા સ્વતંત્ર રીતે ચલાવવાનો હતો. પરંતુ એ દરખાસ્ત તરફ શંકાની નજરે જોવામાં આવ્યું. નેતા હમેશા પોતાના અનુયાયીઓથી એક ડગલું આગળ હોય છે, અને તેની ગઈ કાલની દરખાસ્તો આજે સ્વીકાર્ય મનાય છે. આવું જ આ વિષે બન્યું છે. આજે ૧૯૩૫માં અસ્પૃશ્યતાનું કામ રાજકારણના ઝંઝાવાતોથી દૂર રહી હરિજન સેવકસંઘ

મારફત બનાવવામાં આવે છે વળી મુસ્લિમ મહાસભાએ પસાર કરેલા મસાણુ મુસ્લિમ પ્રતિનિધિઓની સંખ્યા ત્રીજા ભાગની થયેલી છે એટલે ગાંધીજી જે લાહોરમાં ન કરાવી શક્યા, તે તેમણે કાનપુર દરમિયાન કરાવ્યું અને બાકી ગયું તે ઝૂલતા પડી રહેવામાં આવ્યું

કલકત્તામાં સરકારને રાષ્ટ્રીય માગણી મંતવ્યના એક સાલની મહેતલ આપવામાં આવી હતી તે ૩૧મી ડિસેમ્બરની મધરાતે પૂરી થઈ તે જ સમયે ઠરાવનો વિવાદાસ્પદ ભાગ પણ મંજૂર થયો અને મહાસભાના પ્રતિનિધિઓએ સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કર્યો તેની સાથે જ જયનાદો અને ખુશાલી વચ્ચે પૂર્ણ સ્વાતંત્ર્યનો વાવટો ફરકાવવામાં આવ્યો

લાહોરની મહાસભાની બેઠકનું કામ બહુ કપરું તેમજ મુશ્કેલ હતું ગાંધીજીના ઠરાવ સામે જે વિરોધો રજૂ કરવામાં આવ્યા તે બધા નિષેધાત્મક હતા અગર પ્રસ્તાવિયા હતા જે લોકો 'પૂર્ણ સ્વાતંત્ર્ય'ને વળગી રહેવા માગતા હતા તેમને મહાસભાની ખુરશીઓ છોડવી ન હતી એમનો યત્ન મૂળ ઠરાવને છિન્નભિન્ન કરવાનો હતો ગાંધીજીના વિરોધપક્ષમાં કેવળ સ્વાતંત્ર્યના જ વિરોધીઓ હતા અને તેઓ ગોળમેજી માટે આતુર નયને વાટ જોઈ રહ્યા હતા જ્યારે બીજાઓને 'પૂર્ણ સ્વાતંત્ર્ય' જોઈતું હતું પરંતુ તેઓ કારોબારી સમિતિનો કે વાઇસરૉયનો શિષ્ટાચાર સહન કરી શકતા નહોતા આ બધા કારણોને લીધે મુખ્ય ઠરાવ પરની ચર્ચા નમાલી બની ગઈ હતી દરેક વક્તાને પોતાનું ટટ્ટુ આગળ કરવું હતું ઉઘાડી બેઠકમાં માત્ર ૫૬૨ મત જ મૂળ ઠરાવ સામે પડ્યા વાઇસરૉયના પ્રયત્નોની કદર બૂજતા ઠરાવના ભાગ વિશે મતગણતરી કરવી પડી અને ૧૮૦ મતનો તફાવત રહ્યો બોંબના અત્યાચારને વખોડી નાખવામાં બહુમતી માત્ર ૮૪ જેટલી મળી

બંગાળાના આંતરિક મતભેદો જેને કારણે ચૂંટણીના ચાલુ ઝઘડાઓ ચાલ્યા કરતા હતા, તેને લીધે સુભાષબાબુ અને મોતીલાલજી વચ્ચે બોલાચાલી થઈ અને લાહોરના મહાસભા

સપ્તાહ દરમિયાન એ તકરારો ખૂબ બહાર આવી શ્રી સેનગુપ્તા અને સુભાષચંદ્ર બોઝ વચ્ચેની નેતાગીરીની પસંદગી એ આ તકરારોનું મૂળ હતું ધારાસભાપ્રવેશના પ્રશ્ન વેળા આ મતભેદો તીવ્રરૂપે દેખાઈ આવ્યા રાષ્ટ્રીય દેશો વિષે સ્વતંત્ર તપાસ માગતો ઠરાવ વિચારવંત નાજરદારીઓએ રજૂ કર્યો હતો ત્યારે એક ઉદ્દામવાદી વર્ગે દેવામાત્રને નાકબૂલ કરવાનો મત રજૂ કર્યો મહાસભાના ધ્યેયમાં 'શાન્તિમય અને વાજબી માર્ગે' ને બદલે 'અહિંસા અને સત્યને માર્ગે' એ શબ્દો દાખલ કરવા ગાંધીજીએ પ્રયાસ કર્યો, પરંતુ તેમાં તેમને નિષ્ફળતા મળી

આ પ્રશ્ન હજીય અણઉકલ્યો છે મુંબઈ મહાસભાએ (૧૯૩૪) તેને મુલતવી રાખ્યો છે ગમે તેમ હો, લાહોરમાં ગાંધીજી અને જવાહરલાલનો વિજય થયો, જો કે મહાસભા પછી તરત જ શ્રી શ્રીનીવાસ આયંગર અને સુભાષ બોઝે કારોબારી સમિતિમાંથી રાજીનામું આપ્યું કારોબારી સમિતિની રચના ચૂંટણીની રીતે થવી જોઈએ એમ તેઓ માગતા હતા અને તેમ ન થવાથી તેમણે છૂટા પડી કોંગ્રેસ ડેમોક્રેટિક પક્ષ સ્થાપ્યો. તેને લીધે સરકારને એમ ઘડીભર લાગ્યું કે ઉદ્દામવાદીઓને નેતાઓ સમજાવી શક્યા નથી અને મહાસભામાં ભાગના પડવાનો સંભવ છે. કારોબારી સમિતિમાંથી કોને નીકળી જવાની ઇચ્છા છે તે જાણી લઈ નવી કારોબારી સમિતિની રચના કરવાની ગાંધીજીની પ્રથા હતી લાહોરમાં નવી કારોબારી સમિતિની રચના માટે પંડિત મોતીલાલજીએ અને શેઠ જમનાલાલ બજાજે બે યાદીઓ તૈયાર કરી હતી તે બંને યાદીઓમાં એક જ નામનો ફરક પડતો હતો એ વિષે નિકાલ કરી લઈ નવી કારોબારી સમિતિ રચવામાં આવી પરંતુ આ મિત્રોને ચૂંટણી જોઈતી હતી પણ એમનો ઠરાવ ઊડી જવાથી તેઓ સભા છોડી ચાલ્યા ગયા દશ મિનિટમાં બીજા પક્ષની સ્થાપના થઈ સુભાષે શ્રીમતી વાસંતીદેવી દાસને તાર કરી જણાવ્યું કે

"બહુમતીની આપખુદી અને સંજોગોને લીધે અમારે ગયાની માફક જુદો પક્ષ સ્થાપવો પડ્યો છે જેને અમે કોંગ્રેસ ડેમોક્રેટિક પક્ષ કહીશું

અમે દેશબંધુની ભાવનાઓને અનુસરીશુ. આપના આશીર્વાદથી અમોને પ્રોત્સાહન મળશે'

નવા દલના મંત્રીઓએ પોતાની મત્તાવાર જાહેરાતમા જણાવ્યુ કે

'સંપૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયને વાધો ન આવે એવી રીતે નવો પક્ષ દેશના બીજા પક્ષો સાથે તેમના કાર્યક્રમ, નીતિ અને કામકાજમા પોતાના ઉદ્દેશને આગળ ધપાવવા સહકાર કરવા બનતુ કરશે'

મૂળ દલના વિનાધીઓ ધારાસભાના રાજીનામાને અવસત્ત બહાની આપતા હતા પરંતુ ધારાસભાની ચૂટણીમા પુન ઊભા રહેવુ અને ફરી દાખલ થવુ, એવી તેમની માગણી હતી

યાત્રા વસમી હતી નાવ નાની હતુ દરિયા તોફાની હતો, વાદળી ઘેરાયેલા હતા, ચારે બાજુએ ધુમ્મસ ફેલાયેલુ હતુ, અને ખલાસીઓ શીખાઉ અને હિમ્મત વગરના હતા ઘનઘોર વાતાવરણમા એક જ રૂપેરી રેખા હતી સુકાની નિષ્ણાત હતો, અને એનુ હોકાયંત્ર સ્પષ્ટ દિશાસૂચન કરતુ હતુ જે યાત્રીઓ એના આદેશને માથે ચડાવે તો વિજય નક્કી હતો નહિ તો નાવ્ય દેહાતની શિક્ષા ભજાવે એ પણ દૃષ્ટિ સમક્ષ દેખાતુ હતુ

૨

# પ્રકરણ ૨જું

## આખરી લડત—૧૯૩૦

કાર્યનું વરસ—ચાવી કોના હાથમાં?—પૂર્ણ સ્વરાજનું જાહેરનામું—પૂર્ણ સ્વરાજ દિન—ગોળમેજીનો હેતુ—વડી ધારાસભા સમક્ષ વાઈસરૉયનું ભાષણ—ગાંધીજીનો જવાબ—ગાંધીજીના અગિયાર મુદ્દાઓ—ટેક્ષટાઈલ ઇન્ડસ્ટ્રિયલ બિલ—સવિનયભંગ—રાજીનામાં—કાર્યવાહક સમિતિ સાબરમતીમાં મળે છે—સવિનયભંગનો ઠરાવ—સવિનયભંગની શરૂઆત—ગાંધીજીનો વાઈસરૉયને પત્ર—વાઈસરૉયનો જવાબ—ગાંધીજીનો પ્રત્યુત્તર—કૂચની તૈયારી વલ્લભભાઈની ધરપકડ—સાબરમતીમાં સભા—દાંડીકૂચનો આરંભ—સત્યાગ્રહીની પ્રતિજ્ઞા—'જો હું પકડાઉં તો'—સ્વરાજ્ય ભવન—લડતની પ્રગતિ—મહાસમિતિ સત્યાગ્રહની લડતને મંજૂરી આપે છે—ગાંધીજી દાંડી પહોંચ્યા—ગાંધીજીનું નિવેદન—મીઠાના સત્યાગ્રહનો ૬ઠ્ઠી એપ્રિલે આરંભ—કરાચીનો ગોળીબાર—બંગાળ ઑર્ડિનન્સ—પ્રેસ ઑર્ડિનન્સ—નવજીવન મુદ્રણાલય જપ્ત થયું—ગાંધીજીનો વાઈસરૉયને બીજો પત્ર—ગાંધીજીની ધરપકડ—દેશભરમાં હડતાલ—ગાંધીજીની ધરપકડની દુનિયાભરમાં અસર—કાર્યવાહક સમિતિના ઠરાવો—અબ્બાસ તૈયબજીની ધરપકડ—સરોજિની દેવી મીઠાના સત્યાગ્રહની આગેવાની લે છે—મીઠાના અગરો ઉપર હલ્લો—લાઠીમાર—સ્લોકૉમ્બનો હેવાલ—હિલચાલ વિસ્તારવામાં આવી—પરદેશી કાપડનો બહિષ્કાર—કારોબારી સમિતિના ઠરાવો—મિલો ઉપર મહાસભાનો કાબૂ—મેન્સફિલ્ડનો પત્ર—સોલાપુર—પેશાવરના ૨૩મી એપ્રિલના બનાવો—કાર્યવાહક સમિતિ મુંબઈમાં મળે છે—લોકમાન્યની

**પુર્વસ્મૃતિ—કાર્યવાહક સમિતિના કેટલાક સભ્યોની ધરપકડ—૧૦૦ સ્ત્રીઓ પકડાઈ—ગુજરાતમા નાકરની લડત—ઠેરઠેર લાઠીમાર—ગુજરાતના ખેડૂતોની દશાનુ બ્રેલ્સફર્ડે આપેલુ બ્યાન—ધારીવાલ સિપાઈઓ—બોરસદની સ્ત્રીઓની બહાદુરી—સમાધાન માટે પ્રથમ મસલત—તેની નિષ્ફળતા—પહેલી ગોળમેજી પરિષદ—વડા પ્રધાનનું નિવેદન—કાર્યવાહક સમિતિના ઠરાવ—શાસ્ત્રી અને સપ્રુના તાર—કાર્યવાહક સમિતિના સભ્યોને છોડી દેવાનો વાઈસરાયનો હુકમ.**

વિમાસણનુ કામ પૂરું થયુ હતુ અને કાર્યના કામનો આરંભ થયો હતો. એવામા મહારાષ્ટ્રે વિસંવાદી સૂર કાઢ્યો. આપણે આગળ જોઈ ગયા છીએ કે, આરંભકાળમા મહારાષ્ટ્ર અને બંગાળ અમદાવાદની ચળવળની વિરુદ્ધ હતા. આ વખતે મહારાષ્ટ્ર પ્રાંતિક સમિતિએ ધારાસભાનો બહિષ્કાર ન કરવાની તેમજ દિલ્હીની શરતો પ્રમાણે ગોળમેજી પરિષદમા જઈ પૂર્ણ સ્વરાજ્યનો દાવો રજૂ કરવાની દેશને હાકલ કરી, જોકે આ સવાલોનો નિર્ણય કાયમને માટે થઈ ગયો હતો. રાજદ્વારી કેદીઓની મુક્તિ અને તે જ દિવસથી સાંસ્થાનિક દરજ્જાના અમલ દ્વારા દિલ્હીની શરતો હૃદયપલટો ન સૂચવતી હોય તો તે શરતોનો કંઈ અર્થ નહોતો. ૧૯૨૯ની ૨૩મી ડિસેમ્બરે વાઈસરૉયની મુલાકાત દરમિયાન ગાંધીજીએ રાજદ્વારી કેદીઓની મુક્તિનો પ્રશ્ન તો ઉપસ્થિત કર્યો જ નહોતો. તેમણે જણાવ્યુ કે, કેદીઓ તો થોડા વધારે દિવસો કેદમા રહી શકશે. એટલે તેમણે સઘળો ભાર સાંસ્થાનિક દરજ્જા ઉપર મૂક્યો. પરંતુ વાઈસરૉયે એ બાબતમા ખાતરી આપવાની ચોખ્ખી ના પાડી. ગાંધીજીએ વાઈસરૉય પાસે એ ખાતરી શા માટે માગી એ જાણવુ જરૂરી છે. ૧૯૨૫મા લૅન્સબરીએ અર્લ વિન્ટરટન (નાયબ હિંદી વજીર)ને સવાલ પૂછ્યો હતો કે, બર્કનહેડ (હિંદી વજીર) ગાંધીજી તથા દેશબંધુ દાસ તથા બીજા આગેવાન હિંદીઓને મસલત માટે વાટાઘાટ કરવાને લંડન બોલાવવા ઇચ્છે છે કે નહિ. આ સવાલનો નકારમા જવાબ વાળતા તેમણે જણાવ્યુ હતુ કે, 'હિંદના રાજતંત્ર તથા

રાજવહીવટના મથાળાનું કાર્ય હિંદી સરકાર તેમજ પ્રાંતિક સરકારોને સોંપવામાં આવ્યું છે એટલે આવી વાટાઘાટ તેમની સાથે થવી જોઈએ વળી, છેવટે જે વસ્તુ ચર્ચા માટે પાર્લામેન્ટ સમક્ષ આવવાની છે તથા જેના નિર્ણય માટે તેઓ પાર્લામેન્ટને જવાબદાર છે, તેમાં શહેનશાહની સરકાર આ ઘડીએ માથું મારે એવી કંઈ અર્થ સરે એમ નથી. આ ઉપરાંત જ્યારે વાઈસરૉય હિંદની રાજકીય પરિસ્થિતિ વિષે વાતચીત કરવા અહીં આવે છે તે સમયે હિંદના રાજકીય પક્ષો સાથે મસલત ચાલતી હોય એ તેમને તથા હિંદી સરકારને કફોડી પરિસ્થિતિમાં મૂકવા જેવું થાય' આમ આખી પરિસ્થિતિની ચાવી વાઈસરૉયના હાથમાં હતી ગાંધીજી વાઈસરૉય સાથેની મુલાકાત વેળાએ આ ચાવી મેળવવા માગતા હતા

ની કાર્યવાહક સમિતિ ૨૭ જાન્યુઆરી ૧૯૩૦ને દિવસે મળી એમાં પહેલું કાર્ય મહાસભાના ધારાસભા બહિષ્કારના ઠરાવનો અમલ કરવાનું હાથ પર લેવામાં આવ્યું કાર્યવાહક સમિતિએ મહાસભાના ઠરાવને માન આપી જે સભ્યો રાજીનામાં ન આપે તેમને તેમ કરવાને ફરજ પાડવાને તથા પછીથી થતી ધારાસભાની ચૂંટણીમાં ભાગ ન લેવાને મતદારોને સૂચના આપી. આને પરિણામે વડીધારાસભાના ૨૭ સભ્યોએ રાજીનામાં આપ્યાં આ વખતે આખા હિંદમાં પૂર્ણ સ્વરાજ દિન ઊજવવાનું પણ નક્કી કરવામાં આવ્યું અને તે માટે ૨૬મી જાન્યુઆરી ૧૯૩૦નો દિવસ નક્કી કરવામાં આવ્યો એ દિવસે દેશભરના પ્રત્યેક ગામ તેમજ શહેરમાં સભામાં હાજર રહેલી પ્રજા સમક્ષ વાંચવા માટે જે જાહેરાત બહાર પાડવામાં આવે તે વાંચી તેના ઉપર મત લેવાનું નક્કી કરવામાં આવ્યું હતું એ દિવસે જે જાહેરાત વાંચવાની હતી તે નીચે મુજબ છે

'અમે માનીએ છીએ કે, જેમ બીજી કોઈ પણ પ્રજાનો તેમ હિંદુસ્તાનની પ્રજાનો, પોતાનું તંત્ર પોતે ચલાવવાનો, પોતાની મહેનતનાં ફળ ભોગવવાનો, અને સામાન્ય સુખશાંતિમાં રહેવાનાં સાધન પ્રાપ્ત કરવાનો અને તેમ કરીને પોતાનો સંપૂર્ણ વિકાસ કરવાનો જન્મસિદ્ધ હક છે અમે એમ પણ માનીએ છીએ કે, જો કોઈ પણ રાજ્ય

કોઈ પણ પ્રજાના આ જન્મસિદ્ધ હકો છીનવી લઈને તેમના ઉપર જુલમ કરે, તો તે પ્રજાને તે રાજ્ય બદલવાનો અથવા તેનો નાશ કરવાનો પણ જન્મસિદ્ધ હક છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ સરકારે હિંદી પ્રજાનું સ્વાતંત્ર્ય હરી લીધું છે એટલું જ નહિ, પણ દેશના કરોડો ગરીબને ચૂસીને પોતાનું રાજ્ય ચલાવ્યું છે અને દેશનું આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક સત્યાનાશ વાળ્યું છે. એટલે અમે માનીએ છીએ કે, હવે હિંદી પ્રજાએ એ રાજ્યની સાથેનો સંબંધ તોડી પૂર્ણ સ્વરાજ્ય અથવા સંપૂર્ણ સ્વાતંત્ર્ય લીધે જ છૂટકો છે.

દેશનું આર્થિક સત્યાનાશ કેટલું વળ્યું છે તે જોઈએ. આપણી પાસે જેટલું મહેસૂલ ઉઘરાવવામાં આવે છે તે આપણી આવકની સાથે સરખાવતાં ઘણું હદ ઉપરાંત છે. આપણી સરાસરી આવક રોજની સાત પૈસા છે, અને આપણે જે ભારે કર ભરીએ છીએ તેના ૨૦ ટકા જમીન-મહેસૂલ પેટે ભરીએ છીએ, જે ગરીબ ખેડૂતોને ભરવા પડે છે, અને ત્રણ ટકા મીઠાના કર પેટે છે, જે પણ ગરીબના જ પેટમાંથી નીકળે છે.

કાંતણ જેવા ગૃહઉદ્યોગો ગામડામાંથી નાશ પામ્યા છે, જેને પરિણામે ખેડૂતવર્ગને વર્ષમાં ઓછામાં ઓછા ચાર મહિના બેકાર રહેવું પડે છે. કારીગરીના નાશને લીધે તેમની બુદ્ધિ જડ થઈ ગઈ છે, અને જે ઉદ્યોગો નાશ થયા છે તેને બદલે બીજા કશા ઉદ્યોગ, બીજા દેશોમાં થયું છે તેમ, દાખલ કરવામાં આવ્યા નથી.

જકાત અને નાણા વિષે એવો પ્રપંચ રચવામાં આવ્યો છે કે, ખેડૂતો ઉપરનો બોજો વધતો જ ગયો છે. વિલાયતમાં બનેલો માલ જ મુખ્યત્વે આપણા દેશમાં આયાત થાય છે. જકાતની ગોઠવણ જોઈશું તો જણાશે કે, બ્રિટિશ માલ ઉપર ઓછામાં ઓછી જકાત છે. વળી જકાત-માંથી આવતું મહેસૂલ ગરીબની ઉપરનો બોજો ઓછો કરવાને માટે વાપરવામાં આવતું નથી, પણ અતિશય ખર્ચાળ રાજ્યતંત્રને ચલાવવાને માટે જ તેનો ઉપયોગ થાય છે. હૂંડિયામણનો દર એથી પણ વધારે મનસ્વી છે. એમાં એવી યુક્તિપ્રયુક્તિ થઈ છે કે, પરિણામે કરોડો રૂપિયા દેશમાંથી તણાઈ ગયા છે.

રાજકીય દૃષ્ટિએ હિંદુસ્તાનની સ્થિતિ આજે બ્રિટિશ સત્તા તળે જેવી થઈ પડી છે તેવી અગાઉ કદી નહોતી. સુધારાઓને નામે જે ઓળખાય છે તેથી પ્રજાને ખરી રાજ્યસત્તા કશી મળી નથી. પરદેશી સત્તા આગળ આપણામાંના મોટા માથાતાને પણ માથું નમાવવું પડે છે. છૂટથી વિચાર દર્શાવવાના અને છૂટથી સભાઓ ભરવાના હક આપણી પાસેથી છીનવી લેવામાં આવ્યા છે, અને આપણા દેશબંધુઓમાંના ઘણાને

દેશવટો ભોગવવો પડે છે અને પોતાને દેશ આવવાની છૂટ રહી નથી. રાજ્યકાર્યશક્તિનો આપણામાંથી સંપૂર્ણ રીતે હ્રાસ થયો છે અને પ્રજાના સામાન્ય વર્ગને કારકૂની અને પટેલતલાટી કે મહેતાગીરીની નોકરી સિવાય બીજી નોકરી રહી નથી

સંસ્કૃતિની દૃષ્ટિએ બ્રિટિશ રાજ્યની અસર વિચારીએ આપણા દેશની સંસ્કૃતિ કેવી હતી તેનું ભાન ભુલી આપણને નવી કેળવણીએ પશ્ચિમ તરફ જોતા કરી દીધા છે અને આપણને તાલીમ જ એવા પ્રકારની મળી છે કે આપણી બેડીઓ કંગન બદલે આપણને તે ભાવી ગઈ છે

આધ્યાત્મિક રીતે જોતાં આ રાજ્યે બળાત્કારે આપણી પાસેથી હથિયાર છીનવી લીધા છે તેથી આપણે નામર્દ બની ગયા છીએ, અને આપણા દેશમાં પરદેશી લશ્કર ભારે જમાવીને પડ્યું છે તેણે અન્યાય અને અત્યાચારની સામે થવાની આપણી શક્તિનો નાશ કર્યો છે, અને આપણામાં એવી ભીરુતા દાખલ કરી છે કે, આપણે એમ માનતા થઈ ગયા છીએ કે પરદેશીઓના વિના આપણાથી આપણો પરસ્પર વ્યવહાર ન ચલાવી શકાય, પરદેશી પ્રજાના હુમલા સામે બચાવ ન કરી શકાય, એટલું જ નહિ પણ આપણા ઘર અને કુટુંબનું ચોર, લૂંટારા અને દુષ્ટ માણસોની સામે રક્ષણ પણ ન કરી શકાય

આપણા દેશનું આવું ચતુર્વિધ સત્યાનાશ જે રાજ્યે વાળ્યું છે તે જાણ્યા પછી તે રાજ્યને વધારે વાર ટાળી રહેવાના મનુષ્ય અને ઈશ્વરનો આપણે ગુનો કરશું એમ અમારો સ્પષ્ટ અભિપ્રાય છે. પણ અમે એ પણ માનીએ છીએ કે, અમારો સ્વાતંત્ર્ય મેળવવાનો અતિશય કાર્યસાધક માર્ગ હિંસાનો નથી પણ અહિંસાનો છે. એટલે અમે અમારાથી બને તેટલી હદ સુધી બ્રિટિશ સરકારનો આપણી ઇચ્છાએ ચાલતો સહકાર છોડીને એ રાજ્યમાંથી છૂટવાની તૈયારી કરશું અને સવિનય કાનૂનભંગ (જેમાં કર ન ભરવાનો સમાવેશ થાય છે તે)ને માટે પણ તૈયારી કરીશું. અમને ખાતરી છે કે જો આપણે આ રાજ્યને સ્વેચ્છાએ જેટલી મદદ આપીએ છીએ તે ખેંચી લઈએ અને અમે તેટલી ઉશ્કેરણી છતાં હિંસા કર્યા વિના કર ભરવાનું બંધ કરીએ તો આ અમાનુષી રાજ્યનો અંત આપણે અવશ્ય આણી શકીશું

એટલે અમે આજે હૃદયપૂર્વક પ્રતિજ્ઞા કરીએ છીએ કે, પૂર્ણ સ્વરાજ્ય સ્થાપવાને માટે મહાસભા વખતોવખત જે સૂચનાઓ બહાર પાડશે, તેનો અમે અમલ કરીશું"

સ્વાતંત્ર્યદિનની ઉજવણી ઉપરથી માલુમ પડ્યું કે, પ્રજામાં ઉપર ઉપરથી દેખાતી નિરાશા અને પ્રમાદની નીચે ભારે ઉત્સાહ

અને આપભોગની ભાવના જાગ્રત હતી. રાખથી ઢંકાયેલા અંગારને માત્ર એક ફૂંકની જરૂર હતી. સ્વાતંત્ર્યદિનની ઊજવણી પૂર્ણ થતાંવેંત તા. ૨૫ ની જાન્યુઆરીએ વાઈસરોયે વડી ધારાસભા સમક્ષ આપેલું ભાષણ દેશની જાણમાં આવ્યું. આ ભાષણે હજી પણ વિશ્વાસ ધારણ કરી બેઠેલા હિંદના રાજદ્વારી વર્ગની આશા નષ્ટ કરી. વાઈસરોયે પોતાના ભાષણમાં જણાવ્યું:

"શહેનશાહની સરકાર જે પરિષદ ભરવા ઇચ્છે છે તે કેટલાક લોકોની માગણી પ્રમાણેની પરિષદ નથી કે જેમા બહુમતીથી હિંદ માટે જે બંધારણ નક્કી થાય તે કોઈ પણ જાતના સુધારા વિના પાર્લામેન્ટ પસાર કરવું જોઈએ

* * *

"પરિષદ બોલાવવાનો હેતુ લોકોનો અભિપ્રાય જાણી તેનો સુમેળ સાધવાનો છે જેથી શહેનશાહની સરકારને દોરવણી મળે. હિંદનુ રાજબંધારણ ઘડી તેને પાર્લામેન્ટ સમક્ષ, રજૂ કરવાની છેવટની જવાબદારી તો શહેનશાહની સરકારની જ છે."

વાઈસરોયના આ ભાષણનો જવાબ આપતાં ગાંધીજીએ 'યંગ ઇન્ડિયા'માં જણાવ્યું કે પરિસ્થિતિની ચોખવટ કરવા માટે તથા આપણે અને પોતે ક્યાં ઊભા છીએ તે જણાવવા માટે પ્રત્યેક મહાસભાવાદીએ નામદાર વાઈસરોયનો આભાર માનવો ઘટે છે. આગળ ચાલતા ગાંધીજીએ નીચે જણાવેલા અગિયાર મુદ્દાઓ વાઈસરોય આગળ હાજર કર્યા.

૧ સંપૂર્ણ મદ્યનિષેધ.

૨. હુંડિયામણના ૧૬ પેનીના ભાવની પુનઃસ્થાપના.

૩. જમીનમહેસૂલમાં ૫૦ ટકા ઘટાડો.

૪. મીઠાવેરો નાબૂદ કરવો.

૫ પ્રારંભથી જ લશ્કરી ખર્ચ અર્ધોઃ કરવો.

૬. ઊંચી પદવીના અમલદારોના પગારમા ૫૦ ટકા જેટલો એકદમ ઘટાડો કરવો, જેથી આવક કમી થવાને લીધે મુશ્કેલી ન ઊપજે.

૭. પરદેશી કાપડ ઉપર રક્ષક જકાત મૂકવી.

૮. દેશી વહાણવટા માટે જ હિંદના કિનારાનો વેપાર રાખવાનો કાયદો પસાર કરવો.

૯. ખૂન કે ખૂન જેવા ગુના માટે, સાધારણ અદાલતોમા ગુનેગાર ઠરેલા કેદી સિવાય તમામ રાજદ્વારી કેદીઓને બિનશરતે મુક્ત કરવા,

રાજદ્વારી ચળવળ માટે આરોપી ઠરેલા તમામ સામેથી આરોપ ખેંચી લઈ મુકરદમા બંધ કરવા, હિંદી ફોજદારી કાયદાની કલમ ૧૨૪અ રદ કરવી, ૧૮૧૮નો અને તેના જેવા બીજા કાયદાઓ રદ કરવા, અને દેશપાર થયેલા તમામ હિંદીઓને પુનઃ દેશમાં આવવાની પરવાનગી આપવી

૧૦. છૂપી પોલીસ બંધ કરવી અથવા તેને પ્રજાકીય કાબૂ તળે મૂકવી.

૧૧. પ્રજાકીય અંકુશ હેઠળ આત્મરક્ષણ માટે બંદૂક વગેરે હથિયારો રાખવા માટે છૂટથી પરવાના આપવા."

એમ જણાય છે કે ૧૯૩૦ની જાન્યુઆરીના આરંભમાં શ્રી. બમનજી આગળ આ શરતો ગાંધીજીએ રજૂ કરી હતી. તેમણે વડા પ્રધાન રામ્સે મૅકડોનાલ્ડ જોડે મસલત કરવાનું માથે લીધું હતું

આ બાબતમાં ગાંધીજીએ જણાવ્યું કે,

"આજે તુરત કરી નાખવા જોઈએ એવા સુધારાઓ બધા આમાં આવી જાય છે એમ નથી, પણ નામદાર વાઈસરૉયે સીધી સાદી પણ મહત્ત્વની દેશની આટલી જરૂરિયાત પૂરી પાડવી જોઈએ. આમ થાય તો એમને ખાતરી આપી શકાય કે, સવિનય કાનૂનભંગની વાત કદી તેમને કાને પડવાની નથી, અને પછી મત અને માગણી રજૂ કરવાની સંપૂર્ણ છૂટ હશે તેવી કોઈ પણ પરિષદમાં મહાસભા ખરા દિલથી ભાગ લેશે"

વડી ધારાસભાની જે બેઠક સમક્ષ વાઈસરૉયે એ ભાષણ આપ્યું હતું, તેનું વાતાવરણ મિલ ઉદ્યોગનો કાયદો પસાર થવાથી પ્રસન્ન નહોતું. એ કાયદાના વિરોધીઓનો એવો અભિપ્રાય હતો કે, આ કાયદો પ્રિન્સિપિયલ પ્રેફરન્સ ઠોકી બેસાડવાનો આશય સૂચવે છે. આને લીધે પંડિત માલવિયા અને તેમના મતના ધારાસભાના સભ્યોએ પોતાના રાજીનામાં આપ્યાં અને આ રીતે મહાસભાની ચળવળને અણધારી દિશામાંથી મદદ મળી

હવે આપણે ૧૯૩૦માં આરંભાયેલી મહાન લડત તરફ વળીએ. સ્વાતંત્ર્યદિન દેશભરમાં અનન્ય ઉત્સાહથી ઊજવાયો હતો તે આપણે જોઈ ગયા. આખા દેશમાં ઠેર ઠેર એક યા બીજા કારણે ધરપકડો થઈ રહી હતી. મિરત કાવતરા કેસના ૩૨ આરોપીઓ પૈકી એક સિવાય બીજા બધાઓને સેશન કમિટ કરવામાં આવ્યા

હતા. કલકત્તામાં સુભાષચંદ્ર બોઝ અને બીજા અગિયાર જણાને એક વરસની સજા થઈ. ૧૯૩૦ના ફેબ્રુઆરી સુધીમાં મહાસભાની હાકલને માન આપી ૧૭૨ ધારાસભાના સભ્યોએ પોતાની બેઠકનાં રાજીનામાં આપ્યાં. એમાં વડી ધારાસભાના ૨૧ અને કાઉન્સિલ ઑફ સ્ટેટના ૯ સભ્યો હતા. પ્રાંતિની ધારાસભાઓ પૈકી બંગાળમાં ૩૪, બિહાર ઓરિસામાં ૩૧, મધ્યપ્રાંતોમાં ૨૦, યુક્ત પ્રાંતોમાં ૧૨, મુંબઈમાં ૬, પંજાબમાં ૨ અને બ્રહ્મદેશમાં ૧ સભ્યોએ રાજીનામાં આપ્યાં.

ફેબ્રુઆરીની ૧૪, ૧૫, ૧૬ તારીખે સાબરમતી આશ્રમમાં કાર્યવાહક સમિતિ મળી. એમાં ધારાસભાના જે સભ્યોએ રાજીનામાં આપ્યાં ન હોય અથવા રાજીનામું આપ્યા છતાં ફરીથી ચૂંટણીમાં ઊભા રહેલાના હોય, તેમને મહાસભાની ચૂંટણીથી બનેલી કોઈ પણ સમિતિના તેઓ સભ્ય હોય તો પોતાની જગ્યાનું રાજીનામું આપવાની સૂચના કરવામાં આવી. વળી રાજદ્વારી કેદીઓ પ્રત્યે સારો વર્તાવ રાખવા માટે સરકારે ખાતરી આપી હતી તેનો અમલ ન કરવા માટે ખેદ દર્શાવવામાં આવ્યો હતો. પરંતુ કારોબારી સમિતિની સાબરમતીની બેઠકનો મહત્ત્વનો ઠરાવ તો સવિનયભંગને અંગેનો હતો. તે નીચે મુજબ છે:

“ મહાસભાની કાર્યવાહક સમિતિના અભિપ્રાય પ્રમાણે સવિનય કાનૂનભંગનો આરંભ અને અંકુશ એવી વ્યક્તિના હાથમાં હોવો જોઈએ કે જેને માટે પણ સ્વરાજપ્રાપ્તિને માટે અહિંસા એ ધર્મરૂપ હોય; અને મહાસભાની સંસ્થામાં આવી રીતે અહિંસાને ધર્મ માનનારા સ્ત્રીપુરુષો ઉપરાંત દેશની વર્તમાન હાલતમાં અહિંસાને એક અનિવાર્ય યુક્તિ માનનારા પણ છે તેથી કાર્યવાહક સમિતિ મહાત્મા ગાંધીજીની સવિનય કાનૂનભંગ કરવાની દરખાસ્તને વધાવી લે છે, અને મહાત્મા ગાંધીજીને તથા તેમની સાથે કામ કરનારા જેઓ સ્વરાજ્યપ્રાપ્તિને માટે અહિંસાને ધર્મ માનતા હોય તેમને, તેઓ ઇચ્છે ત્યા અને તેવી રીતે અને તેઓ ઠરાવે તે મર્યાદાની અંદર સવિનય કાનૂનભંગ શરૂ કરવાનો કાર્યવાહક સમિતિ અધિકાર આપે છે.

કાર્યવાહક સમિતિ આશા રાખે છે કે, જ્યારે સત્યાગ્રહની લડત ચાલુ હશે ત્યારે મહાસભાવાદીઓ અને બીજા બધા સત્યાગ્રહીઓને દરેક

રીતે પૂર્ણ સહકાર આપશે અને એમ તેટલી કરકેશરી છતાં પણ તેઓ સંપૂર્ણ શાંતિ પાળશે અને જાળવશે.

કાર્યવાહક સમિતિ વળી આશા રાખે છે કે, સત્યાગ્રહ વ્યાપક સ્વરૂપ લે તો જેઓ સરકારને ઇચ્છાપૂર્વક સહકાર આપી રહ્યા છે, (જેવા કે વકીલો) અને જેઓ સરકાર પાસેથી કહેવાતા લાભ લઈ રહ્યા છે (જેવા કે વિદ્યાર્થીઓ) તેઓ પોતાના સહકાર અને લાભનો ત્યાગ કરશે અને સ્વરાજની આ આખરી લડતમાં ઝંપલાવશે.

કાર્યવાહક સમિતિ વિશ્વાસ રાખે છે કે, નેતાઓ પકડાય અને કેદમાં જાય તો ત્યાગશક્તિ હોય અને સેવાની ભાવના હોય તેઓ મહાસભાની સંસ્થા ચલાવશે અને પોતાની શક્તિ પ્રમાણે લડતને રૂપ આપશે''

આ ઠરાવમાં ગાંધીજી તથા તેમના સિદ્ધાંતોમાં શ્રદ્ધા રાખનાર અનુયાયીઓને સવિનય ભંગ આરંભવાની પરવાનગી આપવામાં આવી છે. પાછળથી અમદાવાદમાં મળેલી મહાસમિતિએ આ મર્યાદા વિસ્તૃત કરી સવિનય ભંગની હિલચાલનો આરંભ કર્યો. અહીં આ મુદ્દો એટલા માટે સ્પષ્ટ કરવો પડે છે કે ૧૯૩૪ના મે માસમાં સવિનય ભંગની હિલચાલ પાછી ખેંચી લેવામાં આવી ત્યારે પણ ગાંધીજીને અપવાદ તરીકે તે આદરવાની છૂટ આપવામાં આવી હતી. એટલે કે ગાંધીજીને સવિનય ભંગ આદરવાની છૂટ આપ્યા પછી સવિનય ભંગની જે હિલચાલ શરૂ કરવામાં આવી હતી તે હિલચાલ ગાંધીજી માટે તે છૂટ કાયમ રાખી પાછી ખેંચી લેવામાં આવી. આ વખતે કારોબારી સમિતિએ પસાર કરેલા ઠરાવો કરતાં આ પ્રસંગે આમંત્રેલા તેમના મિત્રવર્ગ જોડે ગાંધીજીએ જે વાતચીત કરી હતી તે વધારે મહત્ત્વની છે. આ વાતો મીઠાનો કાયદો કેવી રીતે તોડવો—મીઠું બનાવીને કે જ્યાં મીઠું બાઝ્યું હોય ત્યાંથી ઉપાડીને કે પછી મીઠાના સરકારી સંગ્રહ ઉપર હલ્લો કરીને—એ બાબતોને અંગેની હતી.

આ સભામાં કેટલાક લોકોએ એવો ભય પ્રદર્શિત કર્યો કે, દેશ સામુદાયિક સવિનય ભંગ માટે તૈયાર નથી. આ ભય પ્રદર્શિત કરનારાઓમાં કેટલાક સમભાવી મિત્રો હતા. પરંતુ તેમને દસ વરસ આગળથી સામુદાયિક સવિનય ભંગની નોટિસ મળી ચૂકી હતી. વળી, જો સામુદાયિક સવિનય ભંગ મોકૂફ રાખવામાં આવે તો

અમુક નિશ્ચિત દિવસે દેશ એને માટે તૈયાર થશે એવી ખાતરી તેઓ આપી શકે એમ હતુ ? સાચે જ લડવા માટેની ખરી તૈયારી લડવુ એ જ છે.

સાબરમતીની મહાસમિતિની બેઠક પછી દેશનુ વાતાવરણ મીઠામય બની ગયું લોકો બધે પૂછવા લાગ્યા કે આપણે જાતે મીઠું પકવવુ પાલવશે કે કેમ સરકારી અધિકારીઓ પણ દરિયા કાંઠે પહોંચી ગયા અને મીઠું બનાવવાનો પ્રયોગ કરવા મંડી પડ્યા. અને પ્રયોગને અંતે મહેનતાણ મજૂરી વગેરેનો ખરચ ગણી જાહેર કર્યું કે સરકારી મીઠા કરતા હાથે બનાવેલુ મીઠું ત્રણ ઘણુ મોઘું પડશે અંકગણિતની વાત એ છે કે લડાઈનો મુદ્દો આર્થિક નહિ પણ નૈતિક હતો એની તેમને ખબર નહોતી

સાબરમતીમા એકઠા મળેલા બધા ગાધીજીની યોજના વિષે પૂછપરછ કરવા લાગ્યા એ સ્વાભાવિક હતુ જોકે લોર્ડ કિચનર, માર્શલ ફોશ કે હિન્ડનબર્ગને યુદ્ધને ટાકણે કોઈએ પણ તેમની યોજના બહાર પાડવા પૂછ્યું ન હોત કારણ કે તેઓ તેમની યોજના ખુલી કરી શકે એમ નહોતુ. સત્યાગ્રહની બાબતમાં એવુ નથી એમા ગુપ્તતાને અવકાશ જ નથી. પરંતુ એવી કોઈ ચોક્કસ યોજના તૈયાર હતી જ નહિ સત્યાગ્રહી તો હાથમા દીવો લઈને ચાલે છે અને તેની મદદથી જ આગળનું પગલુ ભરે છે

ગાધીજી મીઠાના કાયદાનો ભંગ કરે ત્યાર પછી જ બીજાઓએ તે કાયદાનો ભંગ કરવાનો હતો. સાબરમતી આશ્રમના ગાધીજીના સાથીઓનો તેમનામા જ સમાવેશ થતો હતો. વલ્લભભાઈને પણ તેમની સાથે કૂચ કરવાની નહોતી વર્ધા આશ્રમના માણસોએ પણ ગાધીજી પકડાય ત્યા સુધી થોભી જઈ તૈયાર રહેવાનું હતુ પોતાના પકડાયા પછી લડત સમગ્ર દેશમાં ફેલાઈ જાય અને ઠેર ઠેર લોકસમુદાય પોતાની મતિ પ્રમાણે વિજય મેળવવો કે ધરતીના પડ ઉપરથી ઊખડી જવુ એવા નિશ્ચયથી તીવ્ર સ્વરૂપમા લડત ચલાવે એવી ગાધીજીની ધારણા હતી. પરંતુ જે પ્રજાએ કદી અંગ્રેજનુ બૂરુ ધાર્યું નથી તેને ઉખેડી નાખવી એ દુશ્મનોને માટે શક્ય ન હતુ જો એવી પ્રજાને

ફેંકી નાખવામાં આવે તો એ કૃત્યથી જ આપ્રાજ્યના પાયા ગગડી જાય અહિંસાના અમલનું એ જ પરિણામ હોય

ગાંધીજીની એવી માન્યતા હતી કે આપણી સમક્ષ વાતાવરણમાં હિંસા વ્યાપી રહી છે એ હિંસા વધતી જાય છે એનું કારણ આપણે તેનો પ્રતિકાર કરતા નથી આથી હિંસા દૂર કરવા અહિંસાથી આપણે તેનો પ્રતિકાર કરવો જોઈએ

ગાંધીજીની યોજનાનો આધાર બૌદ્ધિક ગણતરી ઉપર નહોતો પણ તે તેમના અંતરમાં સ્ફુરતો પોતાનો અંતર્નાદ એ જ તેમનો સહાયક મિત્ર અને સલાહકાર હતો ગાંધીજીના શુદ્ધ આશયને વિષે તેમના વિરોધીઓને પણ શંકા નહોતી મીઠાના સત્યાગ્રહને વિનીતો વિચિત્ર પ્રકારનો અને ભયંકર ગણતા છતાં તેની પાછળના આશય વિષે તેઓ કદી શંકા ઉઠાવતા નહિ તરત જ ગાંધીજીએ પોતાની યોજના વાઈસરૉયને એક પત્રદ્વારા જણાવી એ પત્રનો અનુવાદ નીચે આપ્યો છે

**પ્રિય મિત્ર,**

વિનંતિ કે સવિનયભંગની શરૂઆત કરવામાં રહેલું જે જોખમ ખેડતાં હું આટલાં વર્ષો સુધી અચકાયા કર્યો છું, તેમાં હું ઊતરું તે પહેલાં જો કાંઈ સમાધાનીનો માર્ગ મળે એમ હોય તો તે શોધવાની ઉમેદથી હું આપને આ લખવાને પ્રેરાઉં છું

અહિંસા વિષેની મારી નિષ્ઠા સાવ સાફ છે જાણીજોઈને હું કોઈ પણ જીવની હિંસા કરી શકું એમ નથી, તો મનુષ્યહિંસાની તો વાત જ શી? પછી ભલેને, તે માણસોએ મારું કે જેમને હું મારાં સમજું તેમનું ભારેમાં ભારે અહિત કર્યું હોય! આથી જો કે અંગ્રેજી રાજ્યને હું એક બલા માનું છું, છતાં એક પણ અંગ્રેજને, કે તેણે હિંદમાં મેળવેલા એક પણ ધર્મ્ય હિતસંબંધને, નુકસાન પહોંચાડવાનો મારો ઇરાદો નથી

ગેરસમજ ન થાય તે માટે ફરીથી સ્પષ્ટ કરું છું હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો અમલ એક બલા છે એમ હું માનું છું ખરો, પણ, તેથી અંગ્રેજમાત્ર દુનિયાના બીજા લોકો કરતાં વધારે દુષ્ટ છે એવું મેં કદી માન્યું નથી ઘણા અંગ્રેજો સાથે ગાઢ મિત્રતા બાંધવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે, એટલું જ નહિ પણ, અંગ્રેજી રાજ્યે હિંદુસ્તાનને કરેલા નુકસાન વિષેની ઘણી હકીકતો તો કઠોર સત્યને નિખાલસ અને

નીડર રીતે ખુલ્લું પાડનારા ઘણા અંગ્રેજોના લખાણોમાંથી જ મેં જાણી છે, એ પણ મારે આભારપૂર્વક સ્વીકારવું જોઈએ

ત્યારે હું શા માટે અંગ્રેજી રાજ્યને એક બલારૂપ માનું છું?

કારણો આ છે: આ રાજ્યે એક એવા પ્રકારનું તંત્ર ગોઠવી દીધું છે કે એથી દેશ સદૈવ વધતા પ્રમાણમાં ચુસાયા જ કરે, વળી એ તંત્રનો લશ્કરી અને દીવાની ખર્ચ એટલો તો સત્યાનાશ વાળનારો છે કે દેશને એ કદી પોસાઈ શકે એમ નથી આને પરિણામે, હિંદુસ્તાનની રાંકડી કોટયવધિ પ્રજા ભિખારી થઈ ગઈ છે.

રાજકીય દૃષ્ટિએ આ રાજ્યે અમને લગભગ ગુલામ બનાવી દીધા છે. અમારી સંસ્કૃતિના પાયા જ એણે ઉખેડવા માંડયા છે. અને, પ્રજાને નિઃશસ્ત્ર કરવાની એની નીતિએ અમારી માનવતાને હણી નાખી છે. સંસ્કૃતિના નાશથી થયેલી આધ્યાત્મિક હાનિનો નિઃશસ્ત્ર દશામાં ઉમેરો થવાથી કાયર, અસહાય અધીનતાના જેવી મનોદશા અમારી પ્રજામાં કેળવાઈ છે

મારા બીજા કેટલાક દેશબંધુઓની માફક હું પણ આશા બાંધીને બેઠો હતો કે, આપે સૂચવેલી ગોળમેજી પરિષદમાં આનો કાંઈ ફેંસલો નીકળશે પણ, જ્યારે આપે મને ચોખ્ખું જણાવી દીધું કે પૂર્ણ 'ડુમિનિયન સ્ટેટસ'ની કોઈ પણ યોજનાને ટેકો આપવાની આપ અથવા બ્રિટિશ પ્રધાનમંડળ બાંહેધરી આપવા તૈયાર નથી, ત્યારે મને લાગ્યું કે હિંદુસ્તાનનો સમજણો વર્ગ સ્પષ્ટ જ્ઞાનથી, અને અજ્ઞાનને લીધે મૂંગો રહેલો કરોડો લોકોનો વર્ગ અસ્પષ્ટ ભાનથી, જે દુઃખો દૂર કરવા તલસે છે તેનો ઉપાય ગોળમેજી પરિષદ લાવી શકે એમ નથી અંતિમ નિર્ણય આપવાના પાર્લમેન્ટના અધિકારને લઈ લેવાનો આમાં સવાલ જ નહોતો, એમ કહેવાની જરૂર ભાગ્યે જ હોય. પાર્લમેન્ટની અનુમતિ મળશે જ એવી અપેક્ષા રાખી પ્રધાનમંડળ રાજનીતિ નક્કી કરી નાખે એવા દાખલા આજ પહેલાં અનેકવાર બન્યા છે.

આમ દિલ્લીની વિષ્ટિ નિષ્ફળ જવાથી, ઈ સ. ૧૯૨૮માં કલકત્તાની મહાસભાએ જે ગંભીર ઠરાવ કર્યો હતો તેને અમલમાં મૂકવાની પેરવી કરવી એ સિવાય પંડિત મોતીલાલ નેહરુની અને મારી આગળ બીજો કાંઈ માર્ગ જ રહ્યો નહિ

પણ આપના જાહેર નિવેદનમાં વપરાયેલો 'ડુમિનિયન સ્ટેટસ' શબ્દ એના સાચા અર્થમાં જ વપરાયો હોત તો 'પૂર્ણ સ્વરાજ્ય'ના ઠરાવથી કશુંયે ભડકવાપણું નહોત. કારણ, 'ડુમિનિયન સ્ટેટસ' એ લગભગ પૂર્ણ સ્વતંત્રતા જ છે, એમ પ્રતિષ્ઠિત બ્રિટિશ રાજદ્વારી પુરુષો કબૂલ કરી ચૂકયા

નથી શું ? પણ હિંદુસ્તાનને તુરતમાં જ 'ડુમિનિયન સ્ટેટસ' આપવાની બ્રિટિશ રાજપુરૂષોની દાનત જ કદી નહોતી એવું મને લાગે છે

પણ આ તો બધી ગઈ ગુજરી આપના નિવેદન બાદ તો બ્રિટિશ રાજનીતિનું વલણ સ્પષ્ટ થઇ જાય એવા ઘણા બનાવો બની ચૂક્યા.

જે રાજકીય ફેરફારોથી ઇન્ગ્લંડના હિંદ સાથેના વેપારને જરાય આંચ આવે તથા હિંદ સાથે તેણે કરેલા આર્થિક વ્યવહારોની યોગ્યાયોગ્યતાની તટસ્થ પંચ પાસે ઊંડી તપાસ કરાવવાની જરૂર પડે, એવા રાજકીય ફેરફારો કરવાની નીતિ અખત્યાર કરવાની બ્રિટિશ રાજપુરુષોની મુદ્દલ વૃત્તિ નથી એમ દીવા જેવું સ્પષ્ટ જણાય છે. પણ, હિંદને ચૂસવાની આ પદ્ધતિનો અંત આણવા માટે કાંઈ ઇલાજ ન લેવામા આવે તો હિંદની પાયમાલીનો વેગ દિનપ્રતિદિન વધતો જ જવાનો છે. આપના નાણાંખાતાના મંત્રી કહે છે કે ૧ શિ ૬ પે. નો હુંડિયામણનો ભાવ તો છઠ્ઠીના લેખ જેવો છે. આમ માત્ર એક કલમના ગોદાથી હિંદના કેટલાક કરોડ રૂપિયા તાણી જવામા આવે છે. અને જ્યારે આ અને એવા બીજા અનેક છઠ્ઠીના લેખને ટાળવા સત્યાગ્રહ અથવા સવિનય કાનૂનભંગ અજમાવવાનો ગંભીર પ્રયત્ન કરવાની વાત થાય છે, ત્યારે આપ પણ શ્રીમંતવર્ગને વીનવો છો કે વ્યવસ્થાના હિતાર્થે આવી હિલચાલો દાબી દેવામા અમને મદદ કરજો. પણ, આ તમારી 'વ્યવસ્થા'નો તળે તો હિંદના ચૂરેચૂરા થઈ રહ્યા છે.

પ્રજાને નામે જેઓ કામ કરી રહ્યા છે તેઓ જો સ્વતંત્રતાના ઝંખના પાછળ રહેલા ઉદ્દેશો સ્પષ્ટપણે ન સમજે અને સર્વની દૃષ્ટિ સમક્ષ તેને ન રાખે તો એવી ધાસ્તી છે કે જેમને માટે એ સ્વતંત્રતા ઇચ્છાય છે અને મેળવવા જેવી છે, તે રાતદિન શ્રમ કરતા છતા મૂંગા રહેલા કરોડોને એ સ્વતંત્રતા એટલા બોજા તળે કચડાયેલી મળે કે તે કશી વિસાતની ન રહે આ કારણથી, સ્વતંત્રતાનો સાચો અર્થ શું એ હું કેટલાક દિવસથી પ્રજાને સમજાવી રહ્યો છું.

એનાંના કેટલાક મુખ્ય મુદ્દાઓ આપની આગળ રજૂ કરવા છૂટ લઉં છું.

રાજની આવકમાં ભારે ફાળો આપનાર જમીનમહેસૂલનો બોજો રૈયતને કચડી નાખનારો છે. સ્વતંત્ર ભારતમા એમા ભારે ફેરફાર થવો જ જોઈએ. બહુ વખણાયેલી કાયમી મહેસૂલની પદ્ધતિથી પણ માત્ર મૂઠીભર શ્રીમંત જમીનદારોને જ લાભ થાય છે; રૈયતને નહિ. એટલે જમીનમહેસૂલને ખૂબ ઘટાડવાની જરૂર છે એટલું જ નહિ, પણ રૈયતના કલ્યાણને જ મુખ્ય ધ્યેય બનાવી આખી મહેસૂલપદ્ધતિ ફરી રચવાની જરૂર છે. પણ બ્રિટિશ પદ્ધતિ તો રૈયતના પ્રાણનેયે ખેંચી કાઢવા માગતી હોય

તેમ રચાયેલી લાગે છે. રૈયતને જેના વિના ચાલે નહિ એવી રોજની જરૂરિયાતની ચીજ નિમક ઉપર પણ કરનો બોજો એવી રીતે લદાયેલો છે કે એનો ભાર મુખ્યત્વે ગરીબ રૈયત ઉપર જ પડે છે. એ કરના નિષ્પક્ષપાતપણામાં જ એની નિર્દયતા સમાઈ છે. મીઠું જ એક એવી વસ્તુ છે કે જે શ્રીમંત વ્યક્તિ તેમજ સમુદાય કરતાં ગરીબે વધારે ખાવું જોઈએ એ જો ખ્યાલમાં લઈએ તો તે પરનો કર ગરીબને કેટલો ભારરૂપ છે તે જણાઈ આવે છે. દારૂ તથા કેફી ચીજોની આવક પણ ગરીબ વર્ગ પાસેથી જ મળે છે. એ પ્રજાના આરોગ્ય અને નીતિ બન્નેનો જડમૂળથી નાશ કરે છે. વ્યક્તિગત સ્વાતંત્ર્યના જૂઠા બહાના તળે તેનો બચાવ કરવામાં આવે છે, પણ સાચી વાત તો એ છે કે એમાંથી ઊપજતી આવક માટે જ એ ખાતાં નિભાવેલાં છે. ઈ. સ. ૧૯૧૯ના સુધારા દાખલ કરનારાઓએ ચતુરાઈથી આ કરની આવક ચૂંટાયેલા ગણાતા મંત્રીઓના ખાતામાં નાખી દીધી, જેથી કરીને સંપૂર્ણ દારૂનિષેધ કરવાથી થનારું આર્થિક નુકસાન તેમને જ ખમવું પડે, અને એ રીતે દેશનું હિત કરવાનું શરૂઆતથી જ તેમને અશક્ય થઈ પડે. જો કમનસીબ મંત્રી આ આવક જતી કરે તો તેને કેળવણીખાતું પણ બંધ કરવું પડે, કારણ કે હાલના સંજોગોમાં દારૂને બદલે આવકનું બીજું સાધન નિર્માણ કરવું તેને માટે શક્ય નથી. આમ ઉપરથી કરનો બોજો ગરીબને કચડે છે એટલું જ દુઃખ નથી પણ પોતાની આવકના પૂર્તિ કરનારો જે મુખ્ય ધંધો (રેંટિયાનો) તેની પાસે રહ્યો હતો તેનો નાશ કરી, તેની ધનોત્પાદનની શક્તિને ચૂસી લેવામાં આવી છે.

હિંદની પાયમાલીની કરુણ કથા હિંદને નામે જે કરજો કાઢવામાં આવ્યાં છે તેનો ઉલ્લેખ કર્યા વિના પૂરી ન થાય. પણ તે વિષે હાલમાં જ વર્તમાનપત્રોમાં પૂરો ઊહાપોહ થયેલો છે, તેથી તેનો વિસ્તાર કરતો નથી. એટલું જ કહેવું બસ છે કે એવાં બધાં દેવાંની નિષ્પક્ષ પંચ પાસે પૂરેપૂરી તપાસ કરાવી, એમાંથી જે દેવાં અન્યાયી અને ગેરવાજબી ઠરાવવામાં આવે તે પતાવવાનો ઇનકાર કરવાની સ્વતંત્ર ભારતની ચોખ્ખી ફરજ થઈ પડશે.

દેખીતી રીતે જગતમાં સૌથી વધારે ખર્ચાળ એવા પરદેશી રાજતંત્રને નિભાવવાને માટે આ બધાં પાપો ચાલુ રાખવામાં આવે છે. આપનો જ પગાર લો. એ માસિક રૂ. ૨૧,૦૦૦થી વધુ છે. એ ઉપરાંત તેમાં બથ્થા અને બીજા આડાઅવળા ઉમેરા જુદા. આ સામે ઇંગ્લંડના મુખ્ય પ્રધાનનો પગાર સરખાવો. એને વર્ષે ૫,૦૦૦ પાઉંડ, એટલે આજના ભાવે, મહિને રૂ. ૫,૪૦૦થી કાંઈક વધુ મળે છે. જે દેશમાં દરેક માણસની સરેરાશ દૈનિક

આવક ૨ આનાથી ઓછી છે, ત્યાં આપને રૂ ૭૦૦થી વધારેનો રોજ મળે છે, જ્યારે ઇંગ્લંડના વતનીની સરેરાસ દૈનિક આવક લગભગ રૂ ૭ની ગણાય છે, ત્યારે તેના મુખ્ય પ્રધાનને માત્ર રૂ ૧૮૦નો રોજ મળે છે આ રીતે આપ પગારરૂપે ૫૦૦૦થી વધુ હિંદીઓની સરેરાશ કમાણી ઉપાડો છો, જ્યારે ઇંગ્લંડનો મુખ્ય પ્રધાન માત્ર ૯૦ અંગ્રેજોની કમાણી ઉપાડે છે! હુ આ અજબ વિષમતા ઉપર જરા ધ્યાનપૂર્વક વિચારી જોવા આપને હાથ જોડીને વિનંતિ કરુ છુ એક મ્હોર પણ સાચી હકીકત બરાબર સમજાય તે માટે મારે આપનો અંગત દાખલો જ ટાંકવો પડ્યો છે, નહિ તો અંગત રીતે મારા મનમા આપને વિષે એટલો આદરભાવ છે કે આપની લાગણી દુભાય એવુ કહેવા હુ ન ચાહુ હુ જાણુ છુ કે આવડો પગાર આપને મળે એમ આપ ઇચ્છતા નથી કદાચ આપનો આખોયે પગાર આપ સખાવતમા આપી દેતા હશો, પણ જે રાજ્યપદ્ધતિ આવી ઉડાઉ વ્યવસ્થા યોજે છે, તેને તાબડતોબ તિલાંજલિ આપવી ઘટે છે જે દલીલ આપના પગારને લાગુ પડે છે, તે આખા રાજતંત્રને લાગુ પડે છે

મારાશ કે, જો રાજ્યતંત્રના ખર્ચમા બહોળો ઘટાડો કરવામા આવે તો જ રાજ્યની આવકમાયે બહોળો ઘટાડો કરી શકાશે આનો અર્થ એ કે રાજ્ય ચલાવવાની પદ્ધતિમા જ પરિવર્તન થવુ જોઈએ આવું પરિવર્તન સ્વતંત્રતા વિના શક્ય નથી મારા મત પ્રમાણે આ જ ભાવનાથી લાખો ગામડિયાઓ તા ૨૬મી જાન્યુઆરીએ આપોઆપ થયેલી સભાઓમા સહેજે જોડાયા હતા એમને મન સ્વતંત્રતા એટલે ઉપર વર્ણવેલો ચગદી નાખનારા ભારમાથી મુક્તિ

ઇંગ્લંડ જે લૂંટ ચલાવી રહ્યું છે તેનો હિંદ એકમતે વિરોધ કરી રહ્યુ છે, છતા ઇંગ્લંડનો એક મોટો રાજકીય પક્ષ તે લૂંટ છોડી દેવા તૈયાર નથી એમ મને લાગ્યુ છે

પણ હિંદી પ્રજાને જીવતી રાખવા અને ધીમેધીમે ભૂખમરાથી થતો તેનો વિનાશ અટકાવવા કાંઈક પણ તાત્કાલિક ઇલાજ શોધ્યે જ છૂટકો છે આપે સૂચવેલી પરિષદ એવો ઇલાજ નથી. દલીલોથી બુદ્ધિને ખાતરી કરાવી આપવાપણુ હવે રહ્યું નથી પણ એ પરસ્પર વિરોધી શક્તિઓનો મુકાબલો કરવાનુ જ હવે બાકી રહે છે વાજબી હોય કે ગેરવાજબી હોય, હિંદનો વેપાર અને હિંદમા રહેલા સર્વે લાભો પોતામા રહેલા બળના જોર પર ઇંગ્લંડ ઝાલી રાખવા ચાહે છે આ ચમપાશથી છૂટવા માટે જેટલુ બળ આવશ્યક છે તેટલુ હિંદે સપાદન કરવુ જ રહ્યુ

આટલુ તો બન્ને પક્ષે નિર્વિવાદ છે કે, હિંદમા રહેલો હિંસક પક્ષ અને અવ્યવસ્થિત અને આજે નજીવો હોય, છતા તે દિવસે દિવસે બળવાન થતો જાય છે, અને અસરકારક બનતો જાય છે એનુ ધ્યેય અને મારુ ધ્યેય એક જ છે, પણ મારી ખાતરી છે કે હિંદના કરોડોને જે મુક્તિ જોઈએ છે તે એ નહિ અપાવી શકે. વળી મારી દિવસે દિવસે દૃઢ પ્રતીતિ થતી જાય છે કે શુદ્ધ અહિંસા સિવાય બીજા કશાથી બ્રિટિશ સરકારની વ્યવસ્થિત હિંસા અટકાવી શકાશે નહિ ઘણા માને છે કે અહિંસામા કાર્યસાધક શક્તિ નથી જો કે મારો અનુભવ પરિમિત છે, છતા તે એવો છે કે અહિંસામા તીવ્ર કાર્યસાધક શક્તિ રહેલી છે અંગ્રેજી સત્તાની વ્યવસ્થિત હિંસાશક્તિ સામે તેમજ દેશના હિંસક પક્ષની અવ્યવસ્થિત હિંસાશક્તિ સામે એ તીવ્ર શક્તિને યોજવાનો મારો ઇરાદો છે જો હુ મૂગો બેસી રહુ તો એ બન્ને હિંસક શક્તિઓને છૂટી લગામ આપ્યા જેવુ થશે. મારી સમજ પ્રમાણેની અહિંસાની અમોઘ શક્તિમા મારી નિઃશક અને અડગ શ્રદ્ધા હોવાથી તેનો પ્રયોગ કરવાને બદલે હુ માથે હાથ જોડી બેસી રહુ તો મને લાગે છે કે હુ પાપમા પડુ

આ અહિંસાશક્તિ સવિનય ભંગ દ્વારા વ્યક્ત થશે હાલ તુરત તો માત્ર સત્યાગ્રહાશ્રમના વાસીઓ દ્વારા જ એના અમલ થશે, પણ આગળ ઉપર તો એ પદ્ધતિની સ્પષ્ટ મર્યાદાઓને જેઓ સ્વીકારે તે સર્વે તેમા સામેલ થઈ શકે એવી તેની યોજના છે

હુ જાણુ છુ કે અહિંસાત્મક લડત ઉપાડવામા ગાડુ સાહસ કહી શકાય એવું જોખમ હુ ખેડી રહ્યો છુ પણ ગભીરમા ગભીર જોખમો ખેડ્યા વિના સત્યનો જય થયો નથી જે પ્રજા પોતાના કરતા વધારે મોટી અને પ્રાચીન, અને પોતાના જેટલી જ સસ્કારી પ્રજાનો જાણીજાણી નાશ કરી રહી છે, તે પ્રજાનો હૃદયપલટો કરવા માટે જેટલુ જોખમ ખેડવું પડે તેટલુ ઓછુ

'હૃદયપલટો' એ પ્રયોગ હુ જાણીજોઈને વાપરુ છુ કારણ, અહિંસા દ્વારા મારી ઉમેદ બ્રિટિશ પ્રજાનો એવો હૃદયપલટો કરવાની છે કે જેથી એણે હિંદને કરેલા નુકસાનને તે સ્પષ્ટપણે જોઈ શકે હુ આપના દેશબધુઓનુ અહિત શોધતો નથી મારા દેશબધુઓની જેમ જ તેમનીયે હુ સેવા કરવા ચાહું છું. હું માનુ છું કે મે હમેશા તેમની સેવા જ કરી છે ઈ સ ૧૯૧૯ સુધી મેં આખ મીંચીને તેમની સેવા કરી પણ જ્યારે મારી આખો ખૂલી અને મેં અસહકાર પોકાર્યો, ત્યારેયે મારો ઉદ્દેશ તેમની સેવાનો જ હતો જે શસ્ત્ર મેં નમ્રતાથી પણ સફળતાપૂર્વક મારા પ્રિયમા

પ્રિય સગા સામે ઉપાડેલુ તે જ શસ્ત્ર મે સરકાર સામે પણ ઉપાડ્યું હુ હિંદીઓના જેટલા જ અંગ્રેજોને ચાહુ છુ એ વાત જો સત્ય હોય, તો તો તે લાંબો વખત છૂપી રહેશે નહિ વરસો સુધી મારી કસોટી કર્યા બાદ જેમ મારા કુટુંબીઓએ મારા પ્રેમનો દાવો કબૂલ રાખ્યો, તેમ અંગ્રેજો પણ કબૂલ રાખશે મને ઉમેદ છે કે પ્રજા મને સાથ દેશે, અને જો તેમ થશે—સિવાય કે બ્રિટિશ પ્રજા વહેલી સમજી જાય—તો તેનના પર તૂટી પડનારા દુખના પૂર વજ્રમા વજ્ર હૃદયને પણ પિગળાવવા પૂરતા થશે

સવિનયભંગ દ્વારા સત્યાગ્રહ કરવાની યોજના ઉપર સૂચવ્યા છે તેવા અન્યાયો સામે લડવાની રહેશે બ્રિટિશ પ્રજા સાથેનો સબંધ તોડી નાખવાના અમને ઇચ્છા થાય છે, તેનું કારણ ઉપલા અન્યાયો જ છે. એ દૂર થતા રસ્તો સરળ થશે પછી સુલેહનો માર્ગ ખુલ્લો થશે હિંદ સાથેના બ્રિટિશ વેપારમાથી લોભનુ પાપ નીકળી જાય તો અમારી સ્વતંત્રતા સ્વીકારવામા મુશ્કેલી નહિ રહે હુ આપને આદરપૂર્વક વીનવું છુ કે આ અન્યાયોને સ્વીકારો, તેને તત્કાળ દૂર કરવાનો માર્ગ કાઢો, અને આ રીતે સર્વ માનવજાતિનું કલ્યાણ શોધવાના જ આશયથી જ બે સરખા દરજ્જાના પક્ષો સલાહ માટે ભેગા થાય એવો માર્ગ લો, આથી સ્વેચ્છાપૂર્વક મિત્રતા બાંધશો બને દેશો એકબીજાની મદદમા ઊભા રહેવાની અને બંને અનુકૂળ થાય તેવો વેપાર ખેડવાની રીતો નક્કી કરી શકશો કમભાગ્યે દેશને પીડતા કોમી ઝઘડાઓને આપે નિષ્કારણ જ વધારે પડતુ મહત્ત્વ આપ્યુ છે. રાજબંધારણની કોઈ પણ યોજના નક્કી કરવામા એ બાબતો મહત્ત્વની છે ખરી, પણ સર્વે કોમોને સમાનપણે લાગુ પડતા, કોમોથી પર એવા મહાન પ્રશ્નોને આ ઝઘડાઓ સાથે શું લાગતુવળગતુ નથી.

પરંતુ ઉપરના અનિષ્ટો દૂર કરવાનો આપ કોઈ ઉપાય શોધો નહિ, અને મારા કાગળની આપની ઉપર અસર ન થાય, તો આ મહિનાની ૧૧મી તારીખે હુ આશ્રમના શક્ય હશે તેટલા સાથીઓ સાથે મીઠાને લગતા કાયદાઓનો અનાદર કરવાનુ પગલુ ભરીશ ગરીબ વર્ગના દષ્ટિબિંદુથી આ કાયદો મને સૌથી વધુ અન્યાયી લાગ્યો છે સ્વાતંત્ર્યની લડત દેશના ગરીબમા ગરીબ વર્ગ માટે મુખ્યત્વે હોવાથી, આ અનિષ્ટ સામેની લડતથી શરૂઆત કરવામા આવશે આશ્ચર્ય તો એ છે કે, અમે આટલા વર્ષો સુધી આ દુષ્ટ ઇજારાને વશ રહ્યા મને કેદ કરીને મારી યોજના નિષ્ફળ કરવાનુ આપના હાથમા છે એ હું જાણુ છુ હુ આશા રાખું છુ કે મારી પાછળ લાખો માણસ વ્યવસ્થિત રીતે કામ ઉપાડી લેશે, અને જે મીઠાના કાયદા

ક્રદી થવા જ જોઈતા નહોતા એનો ભંગ કરી કાયદાની રૂએ થનારી સજાને ભોગવવા તૈયાર થશે

શક્ય હોય તો તો આપને નકામી—અથવા જરાયે—મૂંઝવણમા નાખવાની મારી ઇચ્છા નથી. જો આપને મારા કાગળમા કાંઈ વજૂદ લાગતી હોય, અને મારી સાથે ચર્ચા કરવા જેટલુ આપ એને મહત્ત્વ આપતા હો, અને તે કારણસર જો આપ આ કાગળની પ્રસિદ્ધિ અટકાવવા ચાહતા હો તો આ કાગળ મળતા જ આપ મને તારથી ખબર આપશો તો હું ખુશીથી તેમ કરતો અટકીશ. પણ જો મારા કાગળના મુખ્ય મુદ્દાઓને સ્વીકારવાનું આપને અશક્ય લાગતુ હોય તો તો મને મારે માર્ગેથી પાછો ફેરવવાનો પ્રયત્ન કરશો નહિ એવી વિનતિ કરું છુ

આ કાગળ ધમકીરૂપે લખાયેલો નથી, પણ સત્યાગ્રહીના સરળ અને પવિત્ર ધર્મના પાલનને અગે છે. આથી આ પત્ર હું એક અંગ્રેજ યુવક દ્વારા આપને પહોંચાડવાનો ખાસ માર્ગ લઉં છું. એ યુવક હિંદની લડત ન્યાયી છે એમ માને છે, અહિંસામા એને પૂર્ણ શ્રદ્ધા છે, અને જાણે ઈશ્વરે જ એને આ પત્ર માટે મારી પાસે મોકલી આપ્યો હોય તેમ મારી પાસે આવ્યો છે. એ જ વિનતિ

લિ૰ આપનો સાચો મિત્ર,
**મોહનદાસ કરમચંદ ગાંધી**

આ પત્ર થોડા વખતથી આશ્રમમા રહેતા રેજીનાલ્ડ રેનોલ્ડસ્ નામના એક યુવાન અંગ્રેજ મારફતે વાઇસરૉયને પહોંચાડવામા આવ્યો હતો. આનો વાઈસરૉયે તરત જ ટૂંકમાં સ્પષ્ટ જવાબ વાળ્યો. તે યુદ્ધના પડકારે રૂપ હતો. તેમણે ગાંધીજીએ લેવા ધારેલા પગલા માટે ખેદ દર્શાવી જણાવ્યુ કે, 'તમે (ગાંધીજી) એવુ કાર્ય ઉપાડવા ધારો છો કે જેને પરિણામે સુલેહશાંતિનો ભંગ થવાનો તથા કાયદાનો અનાદર થવાનો ભય ચોખ્ખો રહેલો છે.' આનો ગાંધીજીએ સાચા સત્યાગ્રહીને છાજે એવો નમ્રતા અને હિંમતભર્યો જવાબ વાળ્યો. તેમણે જણાવ્યુ, 'પગે પડીને જ્યાં મેં ખાવાનુ માગ્યું ત્યા ભાણામા પથરા મળ્યા. બ્રિટિશ પ્રજા શરીરબળમા જ માને છે એટલે વાઈસરૉયના જવાબમા મને કશુ આશ્ચર્ય પામવા જેવું લાગતુ નથી. પ્રજાએ એક જ સુલેહશાંતિ અનુભવી છે, અને તે પોતાના જ દેશમા કેદી જેવી સ્થિતિમાં રહેવાની. આખો હિંદુસ્તાન દેશ એક મોટુ કેદખાનુ થઈ ગયો છે. હું આના કાયદાને

ગણકારતો નથી, અને જે કુદરતિયાત જાતિ પ્રજાના હક અને મોકળાશને અભાવે ગૂંગળાઈ રહી છે તેના સમાનતત્ત્ એકરસનો નાશ કરવાની હું મારી પવિત્ર ફરજ સમજું છું"

આમ ગાંધીજીની કૂચ અનિવાર્ય થઈ તેને માટે જરૂરી બધી તૈયારી થઈ ગઈ હતી આશ્રમવાસીઓ અને વિદ્યાપીઠના વિદ્યાર્થીઓમાંથી કૂચ માટે તેમણે પોતાના ૭૧ અનુયાયીઓ ચૂંટી કાઢ્યા મીઠાના કાયદાનો ભંગ કરવાના નિયત સ્થાન દાંડી જતા રસ્તામાં આવતા દરિયાકાંઠાના ગામોને સ્વાતંત્ર્યના આ યાત્રાળુઓનું જરાપણ ખર્ચાળ સ્વાગત ન કરવાની સૂચના ગાંધીજીએ મોકલી દીધી ગાંધીજી આમ કૂચની ગોઠવણ કરવામાં ગૂંથાયા હતા એવામાં વલ્લભભાઈ ખેડા જિલ્લાના રાસ ગામમાં સૌની આગળ ઝડપાઈ ગયા તેમની ધરપકડ પછી આખું ગુજરાત એક વ્યક્તિની જેમ સરકારની સામે ઊભું થયું સાબરમતીની રેતમાં ૭૫,૦૦૦ માણસો ભેગા થયા અને તેમણે નીચેનો ઠરાવ કર્યો

"અમે અમદાવાદના શહેરીઓ વલ્લભભાઈને માર્ગે જઈશું અને તેમ કરીને પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત કરીશું. અમારા દેશ માટે પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત કર્યા વિના અમે જંપીશું નહિ અને સરકારને પણ જંપવા નહિ દઈએ. અમે ગંભીરતાપૂર્વક જાહેર કરીએ છીએ કે હિંદની મુક્તિ સત્ય અને અહિંસામાં જ રહેલી છે"

ગાંધીજીએ પોતાના ૭૧ સાથીઓ સહિત ૧૯૩૦ના માર્ચની ૧૨મી તારીખે ઐતિહાસિક દાંડી કૂચ આરંભી એ રામ કે પાંડવોના વનવાસગમન જેવી મહાકાવ્યની ઘટના હતી ગાંધીજીની આ કૂચ ચાલતી હતી તે દરમિયાન ગુજરાતના ગામોના લગભગ ૩૦૦ પટેલોએ રાજીનામા આપ્યા જેમ જેમ કૂચ આગળ ચાલતી ગઈ તેમ તેમ આખા દેશમાં અલૌકિક જાગૃતિ આવી લોકો ગાંધીજીના ઉપદેશનું રહસ્ય સમજી ગયા અને આપમેળે લડતની યોજના સમજી તેના સૂત્રધાર બન્યા ગાંધીજીની યોજના પ્રત્યે નિરાશાની નજરથી જોતા બુદ્ધિશાળી વર્ગને ખાતરી થઈ કે લોકોત્તરના દર્શન આગળ તેમની પામર બુદ્ધિના લેખા લાગે એમ નહોતું ગાંધીજીની આ કૂચ સરકારી મીઠાના સુરક્ષિત સંગ્રહો ઉપર ધાડ પાડવા કે નિરવધિ મહાસાગર ઉપર ચડાઈ કરવા માટે

નહોતી એ તો ૩૧ કરોડ હિંદી પ્રજાના, તેમની સંમતિ વિનાના તથા નીતિ કે સૌજન્યના અચળ નિયમોના આલંબન વિનાના, બ્રિટિશ કાયદાના વિરોધના પ્રતિક રૂપે હતી

આ હિલચાલની સુધરેલી દુનિયા ઉપર ત્વરિત અને સચોટ અસર થઈ તે વર્ણવવાને ભાષા હારી જાય એમ છે ગાંધીજીની કૂચથી દુનિયાએ જાણ્યું કે હિંદે બ્રિટિશ સલ્તનત સામે અહિંસક યુદ્ધ આરંભ્યું છે અને જો અસત્ય સામે સત્ય, અંધકાર સામે પ્રકાશ મરણ સામે આત્માના અમરત્વનો વિજય થાય છે એ વિધિના અચળ નિયમો સાચા હોય, તો હિંદને આ લડતમાં અવશ્ય વિજય મળવો જ જોઈએ

માર્ચ માસ દરમિયાન મહાસમિતિની બેઠક અમદાવાદમાં મળી તેણે આગળ જણાવેલો કાર્યવાહક સમિતિનો ઠરાવ મંજૂર કર્યો અને દેશને પોતાનું સમગ્ર લક્ષ મીઠાના કાયદાના ભંગ ઉપર જ એકત્રિત કરવાની તથા દાંડી પહોંચી ગાંધીજી તે કાયદાનો ભંગ ન કરે ત્યાં સુધી તે કાયદાનો ભંગ ન કરવાની સૂચના આપી વળી વલ્લભભાઈ પટેલ તથા સેનગુપ્તાને તેમની ધરપકડ માટે તથા ગુજરાતના પટેલોને તેમણે પોતાની જગ્યાના રાજીનામા આપ્યાં તે માટે અભિનંદન આપ્યું આ વખતે ગાંધીજીની સંમતિથી સત્યાગ્રહી માટે એક પ્રતિજ્ઞા પણ ઘડી કાઢવામાં આવી તે નીચે આપી છે

૧ મહાસભાએ પૂર્ણ સ્વરાજ્યને અર્થે આરંભેલા સત્યાગ્રહમાં હું જોડાવા ઇચ્છું છું

૨ સત્ય અને અહિંસાને માર્ગે હિંદને માટે પૂર્ણ સ્વરાજ્ય મેળવવાના મહાસભાના ધ્યેયને હું સ્વીકારું છું

૩ જેલમાં જવાને હું તૈયાર છું, અને લડત દરમિયાન મારા ઉપર બીજાં જે જે સંકટો આવી પડે કે મને જે જે સજા થાય તે સહન કરવાને હું તૈયાર છું

૪ હું જેલમાં જઈશ તો મહાસભાના ફંડમાંથી મારા કુટુંબના ભરણપોષણને માટે હું કશી મદદની આશા રાખીશ નહિ.

૫. લડતની લગામ જેમના હાથમાં હશે તેમના હુકમનું હું અક્ષરશઃ પાલન કરીશ "

પોતાના પકડાયા પછી પ્રજાની શી ફરજ છે તે જણાવવા ગાંધીજીએ કૂચનો આરંભ કરતા પહેલા એક લેખ લખ્યો હતો તે નીચે મુજબ છે

"આપણે માની જ લઈએ કે જ્યારે સવિનય ભંગનો આરંભ હું કરીશ ત્યારે સરકાર મને કેદ કર્યા વિના નહિ રહે તેથી જેમ પૂર્વે કર્યો હતો તેમ આ વેળા પણ તે વિષે વિચાર કરી લઈએ

"૧૯૨૨ની સાલમા હુ કેદ થયો ત્યારે બધા સાથીઓને વીનવીવીનવીને લખાણથી ને મોઢે કહી ગયો હતો કે, ન હડતાલ પાડવી, ન કઈ ધાંધલ કરવી, પણ રચનાત્મક કાર્ય કર્યે જવું. ધાંધલ ન કરવાની સૂચનાનુ પાલન આખી પ્રજાએ કરી અહિંસાધર્મનુ પાલન કર્યું, કહો કે મારા પ્રત્યેનો પ્રેમ સિદ્ધ કર્યો રચનાત્મક કાર્ય પ્રજા બહુ ન કરી શકી

"આ વેળા રચનાત્મક કાર્ય તો અને ત્યાં લગી ચલાવવાનુ છે જ પણ આ વેળા પ્રત્યેક અહિંસાને ધર્મ માનનારનો યથાશક્તિ સવિનયભંગ કરવાનો ધર્મ છે સહુ સ્વેચ્છાએ પોતાને અહિંસાવાદી માની સવિનય ભંગ ચલાવી નહિ શકે પણ પોતાના જિલ્લાના કે પોતાના સૂબાના મુખીની પાસે પોતાના વિચારો રજૂ અવશ્ય કરે, અને જો મુખી પોતે કઈ હિલચાલ આદરે તો તેમા પૂરો ભાગ અને ભોગ આપે જ્યાં લગી હુ બહાર છું ત્યાં લગી તો જે હુ કર્યા કરુ તે સત્યાગ્રહી જોયા કરે ને હુ નોતરુ તો મદદ કરે નોતર્યા વિના કોઈએ કશો આરંભ કરવાની આવશ્યકતા નથી.

"આ વેળા મારો ઇરાદો કેવળ આશ્રમવાસી અથવા આશ્રમની તાલીમને વશ રહી ચૂક્યા છે ને તેને માને છે તેવાઓની મારફતે જ આરંભ કરવાનો છે મુખ્ય સત્યાગ્રહીઓને પણ હાલ તુરતને સારુ બહાર રાખવાનો ઇરાદો છે આ યુદ્ધમા હું મારી પોતાની અને આશ્રમની પરીક્ષા પહેલી કરવા ઇચ્છુ છુ મારી ઉપર અને આશ્રમની ઉપર મિત્રો અને પ્રજાએ જે વિશ્વાસ રાખ્યો છે, અમને જે લાડ લડાવ્યા છે તેને સારુ અમે લાયક છીએ કે નહિ એની પરીક્ષાનો સમય હવે આવ્યો છે નાના સગો

તે ભોગરૂપ થયા છે અમે પેદા કરી લીધેલી સગવડોનો પાર નથી. તેની પાછળ કલ્પના બલિદાનની યોગ્યતા મેળવવાની રહેલી છે. એ યોગ્યતા જો પંદર વર્ષના પ્રયોગ પછી પણ સિદ્ધ ન કરી શકાય તો આશ્રમે ને મારે મરી જવામા આશ્રમનુ, પ્રજાનુ ને મારુ શ્રેય છે. એટલે આરંભ આશ્રમવાસીઓથી જ કરવાનો નિશ્ચય છે તેમાં હું હોઈશ કે નહિ એ તો કોણ કહી શકે ?

"મારા જેલ જવા પછી મોટામા મોટી સંભાળવાની વસ્તુ ખુનામરકી છે ખુનામરકી થાય ત્યા સત્યાગ્રહીએ તે અટકાવતાં ખપી જવાનુ રહ્યુ છે આ મર્યાદાનુ પૂર્ણપણે પાલન કરીને લડત ચાલુ રહેવી જોઈએ તે સમયે પાળવાના નિયમો આ સાથે જ આપ્યા છે મારે મન આ આખરી ફેંસલો છે. લડત લાબી ચાલે કે ટૂંકી, એ ઈશ્વરઆધીન છે પણ હવે કશું મુલતવી રાખવાપણુ નથી સત્યાગ્રહી ત્રણ સ્થિતિમા હોય

૧ એ જેલમા કે એને લગતી સ્થિતિમા હોય, અથવા

૨ લડતમા કનાયે રોકાયેલ હોય, અથવા

૩ રેંટિયો ચલાવતો હોય કે તેને લગતી કે તેના જેવી સ્વરાજને આગળ લઈ જતી કોઈ પણ પ્રવૃત્તિમા રોકાયેલ હોય.

"આ યજ્ઞમા આખા હિંદુસ્તાન પાસેથી મેં મોટા બલિદાનની આશા બાધી છે પણ મોટામા મોટી આશા ગુજરાતની પાસે છે.

"૧૯૨૨ની સાલમા તોફાન ન કરવાની મારી મનાઈનું લોકોએ એટલુ તો અક્ષરશ પાલન કર્યું કે, એક અગ્રેજ ઉમરાવને તિરસ્કારથી એટલે સુધી બોલવાનુ સૂઝ્યું 'ગાધી પકડાયો ત્યારે એક કૂતરુયે ન ભસ્યુ.' દેશમા કનાય તોફાન નથી થયુ એમ મેં જેલમા સાભળ્યુ ત્યારે મને તો એ ખબરથી એમ સિદ્ધ થતું લાગેલુ કે અહિંસાનો ઉપદેશ લોકો બરાબર સમજ્યા છે, બારડોલીનો ઠરાવ યોગ્ય જ થયો છે પણ જો મારા પકડાયા પછી 'કૂતરા' ભસ્યા હોત અને ખુનામરકી ફાટી નીકળી હોત તો શુ થાત એની કલ્પના કરવી એ મૂર્ખાઈ છે છતા એક વાત તો જરૂર કહી શકાય એમ છે કે, જો તેમ થયુ હોત તો લાહોરમાં પૂર્ણ સ્વરાજનો ઠરાવ તો ન જ થયો હોત, અને અહિંસાની

અમોઘ શક્તિ વિષે અવિચળ શ્રદ્ધા રાખનાર નાથી ભયંકરમાં ભયંકર જોખમ ખેડીને મોટા ઘમસાણનો વિચાર કરવાને માટે આજે હોત જ નહિ

"પણ આ વેળા શું કરવાનુ છે તેનો વિચાર કરીએ આ વેળા મારા પકડાયા પછી જે શાંતિ નાખવામાં આવે તે મૂગી, નિષ્ક્રિય શાંતિ ન હોય, પણ દાવાનળ જેવી સક્રિય શાંતિ હોય એવી આશા રાખીને, જેથી કરીને અહિંસાને ધર્મ માનનાર એક પણ સત્યાગ્રહી ગુનાની ભોગવવાને માટે તો છૂટો અથવા જીવતો ન રહેલો હશે એટલે મારા પછી સત્યાગ્રહની લગામ જેના હાથમાં આવે તેના હુકમ દરેક સત્યાગ્રહીએ પાળવા જોઈશે, પછી ભલે એ લગામ કોઈ વ્યક્તિના હાથમા હોય કે મહાસભાના હાથમા હોય આ ઘડીએ આખા બાન્તના સત્યાગ્રહયુદ્ધની લગામ મારા પછી કોણ ચલાવશે તે હું કહી શકતો નથી પણ જેના હાથમા એ લગામ આવે તે એક વાત તો પાળતો હશે જ કે સ્વરાજ માટે અહિંસાને જ ધર્મ માનનાર તે હોવો જોઈશે કારણ એવી જાગૃત શ્રદ્ધા વિના આખરીની ઘડીએ એને અહિંસક ઉપાય ન સૂઝે

"આ સાથેસાથે સમજી લેવું જોઈએ કે અહીં જે કહેવામા આવે છે તેથી કોઈ પણ રીતે મહાસભાની કુલમુખત્યારી કે સત્તા ઉપર જરાય અંકુશ મૂકવામા આવતો નથી અહીં જે લખવામા આવે છે તેમાની એટલી જ વસ્તુ મહાસભા ગ્રહણ કરશે જેટલી મહાસભાવાદીઓને પસંદ પડે મારી સૂચના બરાબર સમજવી હોય તો મહાસભાની કાર્યવાહક સમિતિએ મને આપેલી કુલસત્તાનો મર્મ પૂરેપૂરો સમજવો જોઈએ અહિંસા જેમ પોતાની સ્વતંત્રતા ઉપર કોઈ પણ પ્રકારનો અંકુશ સહન નથી કરી શકતી તેમ કોઈ વ્યક્તિ કે સંસ્થા ઉપર તે કોઈ પણ પ્રકારનો અંકુશ મૂકતી નથી, સિવાય કે જે અંકુશ તે વ્યક્તિ અથવા સંસ્થા સ્વેચ્છાએ પોતા ઉપર મૂકવા ઇચ્છે જ્યાં સુધી મહાસભાવાદીઓનો મોટો ભાગ વર્તમાન સંજોગોમા અહિંસાને એકમાત્ર શસ્ત્ર તરીકે માનતો રહેશે, અને મારા પછી સત્યાગ્રહની લગામ લેનારાની અને અહિંસાને ધર્મ માનનારા બીજાની પ્રામાણિકતા

વિષે વિશ્વાસ રાખતો હશે એટલુ જ નહિ પણ મારા પછી આવનાની સત્યાગ્રહ ચલાવવાની શક્તિ વિષે પણ વિશ્વાસ રાખતો હશે ત્યા સુધી મહાસભા તે વ્યક્તિને અને બીજા અહિંસાવાદીઓને પોતાના આશીર્વાદ આપશે અને મારી સૂચના તથા તે વ્યક્તિની સૂચનાને માન આપતી રહેશે

"જો લડત વ્યાપક સ્વરૂપ લેશે — અને મને આશા છે કે લેશે — તો તે સ્વત અંકુશિત રહેશે એવો મને વિશ્વાસ છે મણ અહિંસાને ધર્મ માનનાર કે એક સાધન માનનાર દરેક જણે સત્યાગ્રહને મદદ કરવી જોઈશે વ્યાપક સ્વરૂપની લડતો જ્યા જ્યા ચાલી છે ત્યા અણધાર્યા પ્રણેતાઓ નીકળી જ આવ્યા છે આ લડત એ નિયમનો અપવાદ ન જ હોય એટલે ખુનામરકીને અટકાવતાં ખપી જવાની સંપૂર્ણ તૈયારી રાખીને આ સવિનય ભંગની લડત એક પણ સત્યાગ્રહી જીવતો રહે અથવા સ્વરાજ ન મળે ત્યા સુધી બધ રાખવાની જ નથી "

આ અરસામા પંડિત મોતીલાલ નેહરુએ આનંદભવન નામનુ પોતાનું આલેશાન મકાન દેશને અર્પણ કર્યું એ વર્ષના મહાસભાના પ્રમુખ પંડિત જવાહરલાલ હતા એટલે તેમણે દેશના પ્રતિનિધિ તરીકે એ ભેટનો સ્વીકાર કર્યો અને તેનું નામ સ્વરાજભુવન રાખવામા આવ્યું

ધીરે ધીરે ગાધીજીએ આરંભેલી હિલચાલ દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ફરી વળી અને ઉત્તરોત્તર બળ, વિસ્તાર અને તીવ્રતામા વધતી જ ગઈ સરકારે પણ પ્રથમ એ હિલચાલને તુચ્છ ગણી હસી કાઢી હતી પણ હવે તે વધારે વખત સમતા ધારણ કરી શકી નહિ થોડા જ વખતમા મુબઈ, મદ્રાસ, યુક્ત પ્રાતો અને મદ્રાસની સરકારે ગાધીજીની કૂચની ફિલમ બતાવવાની મનાઈ કરી

દરેક જમાનાની એકાદ અદ્ભુત ઘટના હોય છે ૧૨ મી માર્ચ ૧૯૩૦ ને દિવસે વહેલી સવારે ગાધીજીએ પોતાના સાથીઓ સાથે દાડી કૂચ શરૂ કરી ત્યારે સાબરમતી આશ્રમ આગળ ભેગી થયેલી માનવમેદની એ એક અદ્ભુત ઘટના હતી ગાધીજીના આ મહા

પ્રસ્થાનનું દર્શન કરવાને અગણિત માણસો આખી રાત આશ્રમ-ભૂમિ અને સાબરમતીની રેતમાં બેસી રહી હતી. તેમાં દેશપરદેશના વર્તમાનપત્રોના ખબરપત્રીઓ તથા સિનેમાવાળાઓ પણ હતા. સવારમાં ગાંધીજી ચાલતા તેની પાછળ 'ગાંધીજી કી જય' ના ગગનભેદી પોકાર કરતો પરંતુ સહુ જ વ્યવસ્થિત રીતે આખો માનવસમુદાય ચાલતો. ગાંધીજીના દર્શન કરવાને આખું અમદાવાદ શહેર ઊભરાયું હતું અને અપંગ તથા બાળકો સિવાય ભાગ્યે જ બીજું કોઈ ઘરમાં બેસી રહ્યું હશે. અમદાવાદથી દશ માઈલ દૂર આવેલા અસલાલી ગામ સુધી ગાંધીજી જ્યાંથી પસાર થવાના હતા તે રસ્તા ઉપર હિંદના ઉદ્ધારકને નમન કરવા કીડીઓ લોક ઊભરાયા હતા.

માર્ગમાં ગાંધીજી જ્યાં જ્યાં રોકાવાના હતા ત્યાં ત્યાં પહેલાં કદી ન જોવામાં આવેલી એટલી મોટી માનવમેદની એકઠી થતી. તેમને ગાંધીજી ખાદી પહેરવાનો, અસ્પૃશ્યતાનિવારણનો તથા મદ્યપાનનિષેધનો તથા સત્યાગ્રહની લડતમાં સાથ આપવાનો ઉપદેશ આપતા. રસ્તામાં તેમણે જાહેર કર્યું હતું કે, પૂર્ણસ્વરાજની પ્રાપ્તિ વિના આશ્રમમાં કદી પગ ન મૂકીશ. એક ઠેકાણે તેમણે જણાવ્યું કે, "હિંદના બ્રિટિશ અમલે આ મહાન દેશનો નૈતિક, આર્થિક, સાંસ્કૃતિક તેમજ આધ્યાત્મિક વિનાશ કર્યો છે. એ અમલને હું શાપરૂપ લેખું છું. આ શાસનપદ્ધતિનો નાશ કરવાને હું બહાર પડ્યો છું. મેં 'ગૉડ સેવ ધિ કિંગ' નું ગીત ગાયું છે અને બીજાઓ પાસે એ ગવડાવ્યું છે. હું અરજી કરવામાં, ડેપ્યુટેશન મોકલવામાં અને મિત્રતાભરી મસલત કરવામાં માનતો હતો. આજે આમાંની એકે બાબતમાં મને વિશ્વાસ નથી."

જંબુસરમાં ભાષણ કરતાં તેમણે પોલીસ અમલદારોનો સામાજિક બહિષ્કાર વખોડી કાઢ્યો. તેમણે જણાવ્યું કે, સરકારી અમલદારોને ભૂખે મારવા એ ધર્મ નથી. હું તો મારા દુશ્મનને સાપ કરડે તો તેની જિંદગી બચાવવા મરતા માણસનું ઝેર ચૂસી લઉં.

આપણે આગળ જણાવી ગયા છીએ કે ૧૯૩૦ ના માર્ચની ૨૧ મી તારીખે અમદાવાદમાં મહાસમિતિની બેઠક મળી હતી.

અને તેણે સાબરમતી આશ્રમમાં મળેલી કાર્યવાહક સભાનો મીઠાના સત્યાગ્રહનો ઠરાવ મંજૂર કર્યો હતો તે ઠરાવ નીચે આપવામાં આવ્યો છે.

"મહાત્મા ગાંધીને સવિનય ભંગ શરૂ કરવાની અને ચલાવવાની સત્તા આપવાનો જે ઠરાવ કારોબારી સમિતિએ કરેલો છે, તેને મહાસમિતિની આ બેઠક મંજૂર રાખી ટેકો આપે છે, અને મહાત્મા ગાંધીએ પોતાની સવિનયભંગની યોજના અનુસાર તા ૧૨મી માર્ચે શરૂ કરેલી કૂચ માટે તેમને તથા તેમના સાથીઓને અભિનંદન આપે છે. આ મહાસમિતિ આશા રાખે છે કે ગાંધીજીએ લીધેલા પગલાને આખો દેશ એવો સારો જવાબ આપશે જેથી પૂર્ણ સ્વરાજ્યની આ લડતને જલદી ફતેહ મળે

મહાસમિતિ આ ઠરાવથી પ્રાંતિક સમિતિઓને — કારોબારી સમિતિ તરફથી વખતોવખત જે સૂચનાઓ બહાર પાડવામાં આવે તેને અનુસરવાની શરતે — પોતાને યોગ્ય લાગે તે મુદ્દા પર અને સૌથી અનુકૂળ જણાય એવી પદ્ધતિએ સવિનય ભંગની લડત ગોઠવવાની અને ઉપાડવાની સત્તા આપે છે. પણ આ મહાસમિતિ આશા રાખે છે કે, સૌ પ્રાંતો બનતા સુધી મીઠાવેરાનો ભંગ કરવામાં પોતાની શક્તિ એકાગ્ર કરશે. આ સમિતિ વિશ્વાસ રાખે છે કે, સરકાર તરફથી ગમે તેવી દખલ થાય છતાં લડતની પૂરેપૂરી તૈયારી કરવામાં આવશે, તોપણ જ્યાં સુધી ગાંધીજી તેમને મુકામે પહોંચીને મીઠાવેરાનો ભંગ ન કરે અને હુકમ ન આપે ત્યાં સુધી સવિનયભંગ શરૂ કરવામાં નહિ આવે. પણ જો ગાંધીજીને વહેલા પકડવામાં આવે તો પ્રાંતોને સવિનયભંગ શરૂ કરવાની પૂરેપૂરી છૂટ રહેશે"

ગાંધીજીની કૂચ ૨૪ દિવસ સુધી ચાલુ રહી હતી. એ બધા દિવસોમાં તેઓ પોતાના સાથીઓને સંયમપૂર્વક રહેવાને તથા નિત્ય આત્મપરીક્ષણ કરવાને કહેતા હતા. સુરતમાં તેમને ઉદ્દેશીને તેમણે જણાવ્યું

"મારી સાથે સંઘ ચાલી રહ્યો છે તેને મેં કહી દીધું છે કે, આપણી કૂચનું આ છેલ્લું અઠવાડિયું છે. આવતા શનિવારે ધારેલા સ્થળે પહોંચી જઈશું એટલે કૂચ કરવાની નહિ હોય. પણ બીજો કાર્યક્રમ આપણી સામે હશે. આ છેલ્લા અઠવાડિયામાં આપણે સુરત જિલ્લામાંથી પસાર થવાનું છે. જ્યાં આપણા નિકટવર્તી સાથીઓ વેરાયેલા છે ત્યાં સાવધાન થઈ જવું ને

આત્મશુદ્ધિનો વિશેષ પ્રયત્ન કરવો જોઈએ. આપણે કાંઈ ફિરસ્તા નથી, અનેક ખોડાથી ને અનેક લાલચોથી ભરેલા છીએ, અને આપણે તે બધા ધોવાના છે. આટલી સાવચેતી આપ્યા પછી વધારે કહેવાનું નહોતું એમ મેં માન્યું. પણ ઈશ્વર મારા ઉપર કૃપા કરતો આવ્યો છે. મેં એક જ દિવસમાં એક પછી એક અમારા પોતાના દોષો જોયા. એ માટે મારે સાથીઓને કહેવું પડ્યું, મારી જીભથી નીકળે તેટલાં કડવાં વચન કહેવાં પડ્યાં. તોયે મારો ઉકળાટ શાંત પડ્યો નથી, પણ વધતો જ જાય છે. મારી સાથેના મનના દોષો મને ખટક્યા કરે છે.

“હું કોણ વાઈસરૉય ઉપર પત્ર લખનારો? ના જોય હિંદુસ્તાનની સરાસરી આવકનો પાંચહજારગણો પગાર લે છે એની મેં એમાં સખત ટીકા કરી છે. એ પગાર એમને કેમ પચે? અને આપણે પચવા પણ કેમ દઈએ? એમનો વ્યક્તિગત દોષ નથી. ઈશ્વરે તેમને ઢગલો પૈસા આપ્યા છે. પગારની તેમને ગરજ નથી. પત્રમાં મેં લખેલું કે તમે બધાય પૈસા પરોપકારના વાપરી દેતા હશો, અને પાછળથી મેં સાંભળ્યું કે એમ જ હોવાનો સંભવ છે. પરંતુ એ એમ કરતા હોય તોયે એ પગાર આપવો મને ખૂંચે. હું ૨૧,૦૦૦ તો ન જ આપું. ૨,૧૦૦ પણ ન આપું. પણ આ વિરોધ ક્યારે કરી શકાય? હું ગરીબ થઈને રહેતો હોઉં ત્યારે ને? ગરીબને નામે નીકળીએ અને કૂનમાંના દરેક માણસદીઠ ગરીબની કમાણીથી પચાસગણું લેતા હોઈએ, તો એ કહેવાનો મને અધિકાર છે શું? મેં અમારા પર થતા ખર્ચનો હિસાબ સાથીઓ પાસે માગ્યો અને હું તે લેવાનો છું. હિંદુસ્તાનની દૈનિક આવક ૭ પૈસાની, તેનું પચાસગણું ખાતા હોઈએ એ અસંભવિત નથી. દેશમાં જ્યાંથી મળતી હોય ત્યાંથી તમે સારામાં સારી દ્રાક્ષ લઈ આવો, નારંગી લઈ આવો, બાર જોઈએ ત્યાં ૧૨૦ લાવીને ઢગલો કરો. દૂધ ૧ શેર જોઈએ ત્યાં ૩ શેર લાવી મૂકો. ઘીદૂધ તમે આપો તેટલું તમને દુઃખ લાગશે કરી અમે લઈ લઈએ. જમરૂખ અને દ્રાક્ષ ભેટ આવ્યાં તો તેની કંઈ ના કહેવાય, એમ કરી ખાઈ લઈએ. અને પછી ટાઢુ બોળ

પેટ કરી વાઈસરૉયને વિલાયતી છ પેનથી કાગળ લખીએ કે તને પાંચ હજાર પગાર તો છો, તો એ કેવું શોભે ?

'કાગો પારો ખાવો અન, તેવુ છે ચોરીનુ ધન.'

એ અખાની દિવ્ય વાણી છે આપણી ગરીબીને છાજે તે કરતાં વધારે ખર્ચ કરવું એ ચોરી જ છે — અને ચોરી કરીને આ લડત નહિ જિતાય આમ લડત જીતવા હું નીકળ્યો પણ નથી હવે તો હજારો સ્વયંસેવકો નીકળશે એ સૌને ખોટા ખર્ચ કરીએ તો કેમ પહોંચી શકીએ ? મારી તો એવી દીન દશા છે કે મારી સાથેના આ એશોને પણ ઓળખાવી ન શકું આવી સ્થિતિમાં જાહેરમાં મેન ધોઈને જ મારે મનમાં સંતોષ માનવો રહ્યો આ જો સાનમાં નહિ સમજી જાઓ તો સ્વરાજ્ય મળવાની આશા ન રાખશો "

આ ભાષણની બહુ ભારે અસર થઈ એ જણાવવાની ભાગ્યે જ જરૂર હોય નવસારીની સભામાં તેમણે પારસીઓને દારૂ–તાડીનો વેપાર કરવાનો છોડી દેવાનો આગ્રહ કર્યો અહીં સ્ત્રીઓને ઉદ્દેશીને તેમણે જણાવ્યું કે હાલ તમારે પુરુષો સાથે મીઠાના કાયદાના ભંગમાં ભળવું નહિ કારણ એમ થાય તો કોઈ કહેશે કે પુરુષોએ બાઈનોની પાછળ સંરક્ષણ મેળવ્યું તમારે માટેના કાર્યની પણ હું વિચારણા કરી રહ્યો છું જેમાં તમને પૂરતા પ્રમાણમાં સાહસ અને જોખમ ભર્યું કામ કરવાની તક મળી રહેશે

૫મી એપ્રિલ ૧૯૩૦ને સવારે ગાંધીજી દાંડી પહોંચ્યા શ્રીમતી સરોજિની નાયડુ પણ તેમને મળવા ત્યાં આવ્યાં હતાં અહીં તેમણે એસોસિયેટેડ પ્રેસના પ્રતિનિધિને મુલાકાત આપતાં જણાવ્યું કે –

' મારી કૂચ તો સરકારે સાંખી લીધી પણ ભારતની ઠાકરી ઠેકઠેકાણે અસંખ્ય લોકો મીઠાનો કાયદો તોડશે તે સરકાર જાણી લેશે કે કેમ તે હવે જોવાનું છે મને આશા છે કે કાર્યવાહક સમિતિના ઠરાવને બહુ સારો જવાબ મળશે દેશભરની મહાસભાની સંસ્થાઓને જ્યાં જ્યાં તેઓ માટે પૂરતી તૈયારી હોય ત્યાં ત્યાં મીઠાના કાયદાનો ભંગ કરવાની હાકલ કરી છે તે પાછી ખેંચી લેવાનું કંઈ પણ કારણ મને દેખાતું નથી ઈશ્વરેચ્છા હશે તો હું મારા સાથીઓ

માથે આવતી કાલે સવારે સાડા ૭ વાગે મીઠાના કાયદાનો ભંગ કરીશ. જલિયાનવાલા બાગના કત્લેઆમ પછી છઠ્ઠી એપ્રિલનો દિવસ આપણે માટે તપશ્ચર્યા અને આત્મશુદ્ધિનો દિવસ બન્યો છે. આથી, અમે ઉપવાસ અને પ્રાર્થના પછી તેનો આરંભ કરીશું. હું આશા રાખું છું કે આવતી કાલથી શરૂ થતું રાષ્ટ્રીય સપ્તાહ એની પાછળ રહેલી ભાવના અનુસાર આખો દેશ પાળશે. મને દૃઢ વિશ્વાસ છે કે દેશના ધ્યેય માટે આપણે જેટલું વધારે સ્વાર્પણ અને જેટલી વધારે આત્મશુદ્ધિ કરીશું તેટલું જલદી, કરોડો હિન્દવાસીઓ જાણ્યે અજાણ્યે પણ જેને માટે મથી રહ્યા છે તે અમૂલ્ય સિદ્ધિ આપણે પ્રાપ્ત કરીશું."

બીજે દિવસે સવારમાં પ્રાર્થના પછી ગાંધીજી અને તેમના સાથીઓએ દરિયા કિનારે બાઝેલું મીઠું ઉપાડીને મીઠાના કાયદાનો ભંગ કર્યો. આ પછી ગાંધીજીએ નીચેનું નિવેદન બહાર પાડ્યું.

"હવે મીઠાના કાયદાનો વિધિપૂર્વક ભંગ થયો છે એટલે જે મીઠાના કાયદાના ભંગ માટેની સજાનું જોખમ ખેડવા તૈયાર હોય તેણે પોતાની ઇચ્છા અનુસાર જ્યાં સગવડ હોય ત્યાં મીઠું બનાવવું, મારી એવી સલાહ છે કે કાર્યકર્તાઓએ સર્વ જગ્યાએ મીઠું બનાવવું. જ્યાં તેઓ ચોખ્ખું મીઠું બનાવી શકે એમ હોય ત્યાં તેમણે તે વાપરવું તથા તેનાં જોખમો જણાવી ગ્રામવાસીઓને પણ તેમ કરવા કહેવું. એટલે કે ગ્રામવાસીઓને મીઠાના વેરા વિષે સમજ આપવી તથા તે રદ કરાવવાને અર્થે મીઠાના કાયદાનો કેવી રીતે ભંગ કરવો તે તેમને સમજાવવું.

"ગ્રામવાસીઓને સ્પષ્ટપણે જણાવવું કે તેમણે ચોરીછૂપીથી નહિ પણ છડેચોક મીઠાના કાયદાનો ભંગ કરવાનો છે. દરિયાકાંઠે ક્યારા તથા ખાડાઓમાં કુદરતે નિર્માણ કરેલું મીઠું તેમણે પોતાને માટે તથા તેમનાં ઢોરો માટે ઉપયોગમાં લેવું જોઈએ તથા જેઓ તે ખરીદવા તૈયાર હોય તેમને વેચવું પણ જોઈએ. પરંતુ આમ કરતાં પોતે મીઠાના કાયદાનો ભંગ કરી જેલ જવાનું કે મીઠાના અધિકારીઓની કનડગત વેઠવાનું જોખમ વહોરી લે છે એની તેમને માહિતી હોવી જોઈએ.

"મીઠાના કર સામેની આ લડાઈ રાષ્ટ્રીય સપ્તાહ દરમિયાન એટલે કે ૧૩મી એપ્રિલ સુધી ચાલુ રહેવી જોઈએ જેઓ આ પવિત્ર કાર્યમા ન જોડાયા હોય તેમણે પરદેશી કાપડ વિરુદ્ધ અને ખાદીના વપરાશ માટે પ્રબળ પ્રચાર કરવો જોઈએ તેમણે મને એટલી વધારે ખાદી પેદા કરવાનો પણ પ્રયત્ન કરવો જોઈએ આ કાર્ય માટે તથા મદ્યનિષેધ માટે ભારતની મહિલાઓને આદેશ આપવા હુ તૈયારી કરી રહ્યો છુ મારી ખાતરી ઉત્તરોત્તર વધતી જાય છે કે તેઓ હિન્દ માટે પૂર્ણ સ્વતન્ત્ર્ય પ્રાપ્ત કરવામા પુરુષો કરતા વધારે ફાળો આપશે મને લાગે છે કે તેઓ પુરુષો કરતા અહિંસાના વધાર યોગ્ય પ્રચારકા નીવડશે એનુ કારણ ગર્વમા આવી જઈ પુરુષોએ તેમનામા આરોપેલી દુર્બળતા નથી પરતુ પુરુષો કરતા તેમનામા વધારે પ્રમાણમા સાચી હિંમત અને બહુ જ વધારે પ્રમાણમા આત્મભોગની ભાવના છે તે છે"

બીજા એક નિવેદનમા તેમણે જણાવ્યુ કે

"કોર્ટમા કેમ ચાલતો હોય તે સામે કે તે પછી સજા થાય તેની સામે કઈ વાંધો ન લઈ શકાય એ તો અવિનયભંગનુ સીધુ પરિણામ છે

"કેદ તથા એવી બીજી કમોતીમાથી સત્યાગ્રહીને પસાર થવાનુ હોય છે જ એવે વખતે પોતે જરા પણ ન ડગે અને જેના તે પ્રતિનિધિ છે તેઓ પણ અસ્વસ્થ ન થાય એટલે જાણવુ કે તેણે પ્રાપ્ત કરવાનુ સિદ્ધ કર્યુ આજે દરેક એકી વખતે આગેવાન તેમજ અનુયાયી બનવાનો અવસર છે

'આવી ધરપકડો પછી પણ સરકારી તથા સરકારના નિયમનથી ચાલતી શાળા અને કોલેજોના વિદ્યાર્થીઓ પોતાની શાળા તથા કોલેજોનો ત્યાગ કરી સાથ ન આપે તો મને બહુ દુખ થશે"

તારીખ ૬ઠ્ઠી એપ્રિલ પછી મીઠાનો સત્યાગ્રહ કરવાની રજાનગી આપવામા આવી તેથી આખા દેશમાં ભારે ચેતન આવ્યુ હતુ દેશના બધા શહેરોમા મોટી મોટી સભાઓ થઈ, નગરી, પૂના, પટના, પેશાવર, કલકત્તા, મદ્રાસ અને સોલાપુરના બનાવોથી આ ઘુમ્રેલી સરકારની પાછળ કેવી હિંસા રહેલી છે તેની પ્રતીતિ

થઈ પેશાવરમાં લશ્કરે કરેલા ગોળીબારથી ઘણાં માણસોના જાન ગયા. મદ્રાસમાં પણ ગોળીબાર થયો હતો.

કરાચીની દુઃખદ ઘટના વિષે ગાંધીજીએ લખ્યું:

"વીર યુવક દત્તાત્રેય જેમને સત્યાગ્રહનો કાંઈ પણ પરિચય નહોતો, અને જે કસરતી જુવાન હોઈ વ્યવસ્થા રાખવા માટે જ પડોશી ગયા હતા તેમના ગોળીથી પ્રાણ ગયા. મેઘરાજ રેવાચંદ, ઉમર વરસ ૧૮, તેઓ પણ ગોળીથી ગુજરી ગયા. આમ ભાઈ જેરામદાસ સાથે સાતને ગોળી વાગી."

એપ્રિલની ૨૩મી તારીખે મેગાન ઑર્ડિનન્સ ફરીથી ચાલુ કરવામાં આવ્યો. અને ૨૭મી એપ્રિલે પ્રેસ ઑર્ડિનન્સ કાઢવામાં આવ્યો. એમાં ૧૯૧૦ના પ્રેસ ઍક્ટની સત્તાનો કેટલાક સુધારા સાથે સમાવેશ કરવામાં આવ્યો.

એ વિષે ગાંધીજીએ છાપાજોગું એક નિવેદન બહાર પાડ્યું તેમાં તેમણે જણાવ્યું કે:

"માનો કે ન માનો પણ કેટલાક દિવસોથી આપણે આચ્છાદિત લશ્કરી કાયદાના અમલ નીચે જીવીએ છીએ. આખરે લશ્કરી કાયદો એટલે સેનાપતિની મરજી સિવાય બીજું શું છે? આજે એ જગ્યા વાઈસરૉયે લીધી છે એટલે મરજી મુજબ કાયદાને ટેકો વિના વિરોધે તાબે થનાર પ્રજા ઉપર તેઓ ઑર્ડિનન્સો લાદે છે.

× × *

"આથી હું છાપખાનાવાળાઓ અને વર્તમાનપત્રોના માલિકોને જામીનગીરી ન આપવા આગ્રહ કરું છું. જો તેમની પાસે જામીનગીરી માગવામાં આવે તો તે ન આપતાં છાપાનું પ્રકાશન બંધ કરવું અથવા તો સરકારનો હુકમ અમાન્ય કરી બધું જપ્ત થવા દેવું. જ્યારે સ્વાતંત્ર્ય આપણા બારણાં ઠોકી રહ્યું હોય અને હજારો લોકો તેને ભેટવાને દમન વેઠી રહ્યા હોય ત્યારે છાપાવાળાઓ માટે એમ ન કહેવાવું જોઈએ કે કસોટી વખતે તેઓ ન ટકી શક્યા."

આ પછી ગાંધીજીએ નવજીવન મુદ્રણાલયના વ્યવસ્થાપકને 'સરકાર જામીનગીરી માગે તો તે ન આપતાં છાપખાનું જપ્ત થવા દેવાની' સૂચના આપી. થોડા જ વખતમાં નવજીવન મુદ્રણાલય

જપ્ત થયુ અને 'યંગ ઇન્ડિયા' તથા 'નવજીવન' સાઇક્લોસ્ટાઇલથી નીકળવા લાગ્યા ઘણાખરા છાપાવાળાઓએ તેમની પાસે જામીનગીરી માગવામા આવી ત્યારે તે આપી

આ અરસામા ગાધીજીએ લોકોને ખજૂરીના બધા ઝાડ કાપી નાખવાની સલાહ આપી અને પોતે તે ઝાડ કાપવાની ક્રિયા કરી નવસારીમા તેમણે સરકારી નોકરોનો સામાજિક બહિષ્કાર ન કરવાની સલાહ આપી હતી આ વખતે ખેડા જિલ્લામા તેમની સામે તીવ્ર સામાજિક બહિષ્કાર આદરવામા આવ્યો હતો તે વિષે લખતા ગાધીજી જણાવે છે

"લોકોએ શાતિ સારી રીતે જાળવી કહેવાય પણ તેમના તીવ્ર બહિષ્કારમા ક્રોધ છે, દ્વેષ છે અને તેથી હિંસા છે તેઓ અમલદારોને ઝીણી ઝીણી બાબતોમા પજવે છે, તેમને નિંદે છે આમ તેઓ જીતવાના નથી મામલતદારી ફોજદારી ઇત્યાદિના દોષો બતાવીએ, પણ મામલતદાર ફોજદાર ઉપર ક્રોધ ન કરીએ આપણા તીવ્ર બહિષ્કારમા પણ મીઠાશ અને વિનય હોવા જોઈએ એમ નહિ થાય તો કોઈ દિવસ હુલ્લડ પણ થવાનુ મામલતદાર ફોજદાર વગેરે મર્યાદા મેલશે ફોજદારે તો મર્યાદા મેલી જ કહેવાય અને એ જ પ્રમાણે લોકો પણ મર્યાદા મેલે તો શી નવાઈ? કેટલાક ગાળ દેવા પૂરતી મર્યાદા જાળવી તો બીજા હાથચાલાકી કરે તો તેનો દોષ કેમ કાઢી શકાશે

'ખેડાનિવાસીઓ સત્વર ચેતી જાય અને મે બતાવેલી મર્યાદામા રહી બહિષ્કાર સુખેથી કરે પટેલ ગામનો જ હોય તો તેના ધનમાન ન લેવાય, તેનુ સીધુસામાન બધ ન થાય તેનો બહિષ્કાર માત્ર તેના હોદ્દા પરત્વે જ હોય એટલે તેના હુકમો ન મનાય આટલુ આપણે કરી શકીએ એમ ન હોય તો આપણે બહિષ્કાર તજી દેવો જોઈએ"

આ પછી ગાધીજીએ વાઇસરૉયને બીજો પત્ર લખ્યો તથા સુરત જિલ્લામા આવેલા ધારાસણા અને છરવાડાના મીઠાના સરકારી સંગ્રહો ઉપર ધાડ લઈ જવાનો ઇરાદો જાહેર કર્યો પરતુ લોકોને ખબર પડે તે પહેલા સરકારે ગાધીજીને પકડી ૫મી મેને મધરાતે

યરોડામા મૂકી દીધા તેમણે વાઇસરોયને લખેલો બીજો પત્ર નીચે આપ્યો છે

**પ્રિય મિત્ર,**

ઈશ્વરેચ્છા હશે તો મારો ઇરાદો મારા સાથીઓ સાથે ત્યા પહોચી મીઠાના અગરના કબજા માટે માગણી કરવાનો છે એવુ જાહેર કરવામા આવ્યુ છે કે ધારાસણાના અગર ખાનગી માલકીના છે આ તો માત્ર ધોખો દેવાની વાત થઈ વાઇસરોયસાહેબનુ મકાન જેટલુ સરકારના કબજામા છે એટલા જ આ અગર પણ સરકારના કબજામા છે સત્તાવાળાની પ્રથમ પરવાનગી સિવાય એક ચપટી મીઠુ ત્યાથી ઉપાડી શકાય એમ નથી

વિનોદમા અને મસ્તીમા કહેવામા આવ્યુ છે તેમ આ હુમલાને આપ ત્રણ રીતે રોકી શકો છો

૧ મીઠાવેરો રદ કરીને,

૨ મને તથા મારી ટુકડીને પકડીને, સિવાય કે દેશ, હુ આશા રાખુ છુ તેમ, અમારી સઘળાની જગ્યા પૂરી લે,

૩ કેવળ ગુંડાશાહી ચલાવીને, સિવાય કે જેટલાના માથા ફૂટે એટલા બીજા, હુ આશા રાખુ છુ તેમ, ત્યા આવીને ખડા થાય

આ પગલુ લેવાનો નિર્ણય મે કશો આચકો ખાધા વિના કર્યો છે એમ નથી મે આશા રાખી હતી કે સરકાર સત્યાગ્રહીઓ સાથે સભ્યતાપૂર્વક લડશે સત્યાગ્રહીઓને પહોચી વળવા સાધારણ રીતે પ્રચલિત છે તે કાયદાનો અમલ કરીને સરકારે સતોષ માન્યો હોત તો મારે કાઈ કહેવાપણુ નહોતુ તેને બદલે જાણીતા આગેવાનો સાથે વધતે ઓછે અશે કાયદા મુજબનો વર્તાવ ચલાવીને, બીજા સાધારણ સત્યાગ્રહીઓ પ્રત્યે તો જગલી અને કેટલીક વાર બીભત્સ અત્યાચારો કરવામા આવ્યા છે આવુ છૂટુછવાયુ બન્યુ હોત તો તો જોયુ ન જોયુ કરી શકાત પરતુ મારી પાસે તો બગાળ, બિહાર ઉત્કલ, યુક્ત પ્રાતો, દિલ્હી અને મુબઇથી ખબરો આવી છે, જે ગુજરાતમા મળેલા અનુભવોનુ સમર્થન કરે છે અને ગુજરાત વિષે તો મારી પાસે પારવિનાનો પુરાવો પડેલો છે કરાચી, પેશાવર તથા મદ્રાસમા વિનાકારણે અને વિનાઉશ્કેરણી ગોળીબાર થયેલા

જણાય છે. સરકારની દૃષ્ટિએ કિંમતવિનાનું અને સત્યાગ્રહીની દૃષ્ટિએ ભારે કીમતી એવું મીઠું સ્વયંસેવકો પાસેથી ઝૂંટાવી લેવા માટે તેમનાં હાડકાં ભાંગવામાં આવ્યાં છે અને ગુહ્ય ભાગો દબાવવામાં આવ્યા છે. મથુરામાં એક આસિસ્ટન્ટ મૅજિસ્ટ્રેટે દશ વરસના બાળક પાસેથી રાષ્ટ્રીય વાવટો ઝૂંટવી લીધાનું કહેવાય છે. અને આવી રીતે ગેરકાયદે પડાવી લીધેલો વાવટો પાછો માગનાર ટોળાને ઘાતકી રીતે માર મારવામાં આવ્યાના અહેવાલો મળ્યા છે. એ વાવટો પાછળથી આપી દેવામાં આવ્યો એ જ સૂચવે છે કે, અંતઃકરણ ગુનેગાર હતું. બંગાળમાં મીઠાને અંગે ઓછા માણસોને પકડવામાં આવ્યા છે, તેમ અત્યાચારો પણ ઓછા થયા છે. પરંતુ સ્વયંસેવકો પાસેથી વાવટા ઝૂંટવી લેવામાં અકથ્ય જુલમો થયેલા કહેવાય છે, ડાંગરનાં ખેતરો બાળી મૂકવામાં આવ્યાનું કહેવાય છે, ખાવાનું પણ જબરાઈથી લઈ લેવામાં આવ્યું છે. અમલદારોને શાક નહિ આપવા માટે ગુજરાતમાં એક સ્થળે આખું શાકબજાર લૂંટી લેવામાં આવ્યું હતું. આ બનાવો મોટાં ટોળાંની સામે બનેલા છે. મહાસભાના હુકમને લીધે જ આ ટોળાંએ સામે થયા વિના આ બધું સહન કર્યું છે. સત્યને વરેલા માણસો આ અહેવાલો મોકલી આપે છે તે માનવાનું હું આપને કહું છું. બારડોલીની બાબતમાં બન્યું હતું એમ મોટા અમલદારોએ આવા અહેવાલોની બાબતમાં કરેલા ઇનકારો ઘણી વાર ખોટા પડેલા છે. મને કહેતાં દિલગીરી થાય છે કે છેલ્લાં પાંચ અઠવાડિયાંમાં પણ અમલદારો લોકો આગળ ખોટી વાતો જાહેર કરતાં અચકાયા નથી. ગુજરાતમાં એક કલેક્ટરની ઑફિસમાંથી નીકળેલી સરકારી પત્રિકાઓમાંથી થોડા નમૂના હું આપું છું :

૧. "પુખ્ત વયના માણસો વરસદહાડે પાંચ શેર મીઠું વાપરે છે, એટલે તમને વર્ષે ત્રણ આનાનો કર આપવો પડે છે. . . . જો સરકાર મીઠાનો ઇજારો કાઢી નાંખે તો વધારે કિંમત આપવી પડે. અને તે ઉપરાંત ઇજારો રદ થાય એટલે સરકારને આવક ઓછી થાય તે કોઈ ને કોઈ રૂપમાં સરપાઈ તો કરવી જ પડે. . . . તમે જે મીઠું દરિયાકિનારેથી લો છો તે ખાવાલાયક નથી હોતું તેથી સરકાર તેનો નાશ કરે છે."

૨. "મિ. ગાંધી કહે છે કે, 'સરકારે આ દેશમાંથી હાથકંતામણનો નાશ કર્યો છે. પરંતુ સૌ કોઈ જાણે છે કે આ વાત ખરી નથી. કારણ આખા દેશમાં એકે ગામડું એવું નથી જ્યાં હાથકંતામણ ન ચાલતું હોય. વળી દરેક પ્રાન્તમાં સૂતર કાંતનારાને વિશેષ સારી રીતો શીખવવામાં આવે છે અને ઓછી કિંમતે સારાં સાધનો પૂરાં પાડવામાં આવે છે, આમ સરકાર તેમને મદદ કરે છે"

૩. "સરકાર જે દેવું કરે છે તેમાંથી પાંચ રૂપિયે ચાર રૂપિયા તો લોકહિતને અર્થે જ ખરચાય છે."

ત્રણ જુદી જુદી પત્રિકાઓમાંથી ત્રણ કથનોના આ નમૂના મેં લીધા છે. હું એમ સૂચવવા હિંમત કરું છું કે, ઉપરના એકેએક કથનને જૂઠું પુરવાર કરી શકાય એમ છે. પુખ્ત ઉંમરના માણસને પત્રિકામાં જણાવ્યું છે તે કરતાં ત્રણગણું મીઠું જોઈએ છે તેથી માથાવેરો દર વરસે નવ આના જેટલો આવે છે, અને મીઠાવેરો એ માથાવેરો જ છે. આ વેરો તો પુરુષ, સ્ત્રી, બાળક અને ઢોર પાસેથી પણ ઉંમર કે તબિયતના ભેદ વિના લેવામાં આવે છે.

દરેક ગામમાં રેંટિયા ચાલે છે અને સરકાર કાંતણની પ્રવૃત્તિને કોઈ પણ રીતે અથવા કોઈ પણ રૂપમાં ઉત્તેજન આપે છે અથવા મદદ આપે છે એમ કહેવું એ તો હડહડતું જૂઠાણું છે. સરકારના કરેલા દેવાના પાંચ રૂપિયામાંથી ચાર લોકહિતાર્થે થયેલા છે એ જૂઠાણાનો જવાબ તો નાણાંશાસ્ત્રીઓ વધારે સારી રીતે આપી શકે. પરંતુ સરકાર સાથેના રોજના સંબંધમાં બનતું લોકો જુએ છે તેનાં આ જૂઠાણાં માત્ર નમૂના જ છે, થોડા જ દિવસ ઉપર એક ગુજરાતી કવિ જે ખરો વીર છે તેને અમલદારોએ જૂઠા ઊભા કરેલા પુરાવાને બળે સજા કરવામાં આવી, જોકે તેણે આગ્રહપૂર્વક જણાવ્યું કે જે સમયે તેણે ગુનો કર્યાનું કહેવાય છે તે સમયે તો તે બીજે જ સ્થળે ઘસઘસાટ ઊંઘતો હતો.

હવે અમલદારોની નિષ્ક્રિયતાના દાખલા આપીશ. પીઠાં ઉપર ચોકી કરનાર સ્વયંસેવકો, જેઓ શાન્તિમય હોવાનું અમલદારો પણ સ્વીકારે છે તેમને પીઠાવાળાએ માર્યા. વળી પીઠાવાળાએ નિયમનું ઉલ્લંઘન કરી દારૂ વેચ્યો. છતાં અમલદારો આ મારપીટ

વિષે તેમજ દારૂના ગેરકાયદે વેચાણ વિષે કશા જ પગલા લેતા નથી. મારપીટની હકીકત જગજાહેર છે છતા અમલદારો એવી દલીલનો આશ્રય લે છે કે તે બાબત અમારી પાસે કશી ફરિયાદ આવી નથી અને હવે આપે દેશ ઉપર છાપાનો કાયદો હિંદુસ્તાનમા આજ સુધી નહિ જાણવામા આવેલા એવા ઑર્ડિનન્સથી ઝીંક્યો છે. ભગતસિંગ અને બીજાઓના મુકદ્દમાની બાબતમા સામાન્ય વિધિ ઊંચે મૂકીને કાયદાનો અમલ કરતા થતી ઢીલનો આપે નિકાલ આણી દીધો છે. અત્યારે ચાલી રહેલી અમલદારોની પ્રવૃત્તિ તેમજ તેમની નિષ્ક્રિયતા એને હુ લશ્કરી કાયદાનુ બુરખાવાળુ સ્વરૂપ કહુ તો તેમા કશી નવાઈ છે? હજી તો લડતનુ આ પાચમુ જ અઠવાડિયુ છે.

તેથી અત્યારે શરૂ થયેલી કચડી દેવાની નીતિનો અમલ આખા દેશને આકરી રીતે પહેલા મને લાગે છે કે, મારે વિશેષ ઉગ્ર પગલુ લેવુ અને આપના ક્રોધને વધારે જલદ પણ વધારે સાફ માર્ગે વાળવો. મે વર્ણવી છે તે બધી વાતો આપ નહિ જાણતા હો. હજી પણ આપના માન્યામા એ આવશે નહિ. મારે તો એ વસ્તુ તરફ આપનુ ચોક્કસ ધ્યાન ખેચવુ જ રહ્યુ.

અસ્તુ. મને તો એમ લાગે જ છે કે સત્તાનો તીક્ષ્ણ પજો પૂરેપૂરો ખુલ્લો કરવાનુ આપને આમંત્રણ ન આપુ તો કાયર ગણાઉં. જે લોકો અત્યારે સકટો સહન કરી રહ્યા છે અને જેમની માનમિલકત ફના થઈ રહી છે તેમને એમ ન જ લાગવુ જોઈએ કે તેમની પાસે આ લડત કે જેને પરિણામે સરકારનુ ખરુ પોત પ્રકાશ્યુ છે, તે ઉપાડવામા જેનો મુખ્ય હાથ હતો તેણે મે, ચાલુ પરિસ્થિતિમાં સત્યાગ્રહનો કાર્યક્રમ જેટલો અમલમા મૂકી શકાય તેટલો અમલમા મૂકવા માટે કશુ કસુર બાકી રાખ્યુ નથી.

કારણ સત્યાગ્રહના શાસ્ત્ર પ્રમાણે તો, સરકાર જેમ જેમ વિશેષ દમનનીતિ વાપરે અને જેમ જેમ વિશેષ બેકાયદે બને, તેમ તેમ સત્યાગ્રહીઓએ વિશેષ ને વિશેષ સકટો વહોરવા જોઈએ. સ્વેચ્છાએ ખમેલા તીવ્રમા તીવ્ર સકટોને પરિણામે ચોક્કસ વિજય જ છે. હુ જે કાર્ય ઉપાડવા ધારુ છુ તેમા રહેલા જોખમોનું મને

ભાન છે પરંતુ દેશ મારી વાત સમજવામાં ભૂલ કરે એવો સંભવ
નથી. હું જે વિચારું છું અને કરવા ધારું છું તે જ કહું છું.
હિંદુસ્તાનમાં પંદર વરસથી હું કહેતો આવ્યો છું અને પરદેશમાં
વીસ વરસ સુધી મેં એ જ વાત કહી છે અને તે જ વાત
હું ફરી કહું છું કે, હિંસાને જીતવાનો ઉપાય શુદ્ધ અને નિષ્કલંક
અહિંસા જ છે. મેં એ પણ કહ્યું છે કે, દરેક હિંસામય કૃત્ય,
વાણી અને વિચાર પણ અહિંસાની પ્રગતિને આડે આવે જ
છે. વારંવાર આટલી ચેતવણી આપ્યા છતાં લોકો હિંસાનો
આશ્રય લેશે તો હરકોઈ મનુષ્યના કૃત્યને માટે બીજા
મનુષ્યની જેટલી જવાબદારી અનિવાર્ય રીતે ગણાય છે તે
સિવાયની બીજી કોઈ જવાબદારી મારે શિર નથી. પરંતુ આ
જવાબદારીનો પ્રશ્ન બાજુએ નાખતાં પણ જો અહિંસા એ
ઋષિમુનિઓએ કહ્યું છે તેવું અમોઘ બળ હોય અને તેના
પ્રયોગનો મારો વિનમ્ર અનુભવ મારે એમ ન ક્હેવા દેતો
હોય તો, કોઈ પણ કારણસર મારે નિશ્ચિત પગલાં લેવાનું
મુલતવી નાખવું જોઈએ નહિ.

પરંતુ આવું આગળનું પગલું લેવાનું ટાળી શકાય તો હું
ખુશી થાઉં. તેથી હું આપને કહું છું કે જેને આપના
નામાંકિત દેશબંધુઓએ નિર્મર્યાદ ભાષામાં વગોવ્યો છે અને
જેની સામે સવિનય ભંગ દ્વારા વ્યક્ત થતો સાર્વત્રિક વિરોધ
અને ક્રોધ પ્રગટ્યો છે જે આપ જોયા વિના રહી શકો એમ નથી,
તે કર આપ નાબૂદ કરો. આ સવિનય ભંગને જેટલો
વગોવવો હોય તેટલો ભલે વગોવો. સવિનય ભંગને બદલે લોકો
હિંસક બંડ કરે તે આપ વધારે પસંદ કરશો? જેમ આપે કહ્યું
છે તેમ જ આપ કહેશો કે સવિનય ભંગમાંથી ચોક્કસ ખૂનામરકી
જ પેદા થવાની છે, તો ઇતિહાસ ચુકાદો આપશે કે બ્રિટિશ
સરકાર અહિંસા સમજી શકી નહિ અને તેથી સહન કરી
શકી નહિ, અને તેથી પોતે જે વસ્તુને સમજી શક્તી હતી અને
જે વસ્તુનો ઉપાય કરી શકતી હતી તેવી હિંસા કરવાની લોકોને
ઘોંચપરોણા કરીને તેણે ફરજ પાડી. પરંતુ આટલા ઘોંચ
પરોણા છતાં હું તો આશા રાખું છું કે, હિંદુસ્તાનના લોકોને

હિંસામય થવાની લાલચ અને ઉશ્કેરણીની સામે ટકી રહેવાનું ઈશ્વર બળ અને બુદ્ધિ આપશે.

એટલે, જો આપ મીઠાનો કાયદો રદ કરી ન શકો અને ખાનગી રીતે મીઠું પકવવા સામેનો પ્રતિબંધ ન કાઢી નાંખી શકો, તો મારે નાછૂટકે આ કાગળની શરૂઆતના ફકરામાં જે કૂચનો ઉલ્લેખ છે તે કૂચ કરવી પડશે.

હું છું,
આપનો સાચો મિત્ર,
**મોહનદાસ કરમચંદ ગાંધી**

ગાંધીજીની ધરપકડ સામે આખા દેશમાં ઠેર ઠેર દેખાવો થયા. મુંબઈ, કલકત્તા અને બીજાં મોટાં શહેરોમાં તથા કસબાઓમાં પૂર્ણ હડતાલો પડી. મુંબઈમાં મોટું સરઘસ નીકળ્યું અને ત્યાંની જાહેર સભા એટલી મોટી થઈ કે તેની સમક્ષ ભાષણ આપવાને ઘણા વ્યાસપીઠો કરવાં પડ્યાં. બી. બી. ઍન્ડ સી. આઈ. તથા જી. આઈ. પી. રેલવેનાં કારખાનાંના મજૂરો પણ પોતાનું કામ છોડી હડતાલમાં જોડાયા, કાપડના વેપારીઓએ તો ગાંધીજીની ધરપકડ સામે વિરોધ દર્શાવવાને ૭ દિવસની હડતાળ પાડવાનું નક્કી કર્યું. ૮૦ મિલોમાંથી ૪૦ બંધ પડી અને ૫૦,૦૦૦ માણસોએ કામ છોડ્યું. પૂનામાં પણ સંપૂર્ણ હડતાલ પડી. એકબે જગ્યાએ ચકમક ઝરી તે બાદ કરતાં સમસ્ત દેશમાં આશ્ચર્યકારક શાંતિ જળવાઈ. સોલાપુરમાં એક છમકલું થવા પામ્યું. ત્યાં ૭ પોલીસ ચોકીઓ બાળવામાં આવી એને અંગે પોલીસોએ ગોળીબાર કર્યો જેથી ૨૫ના જાન ગયા અને લગભગ ૧૦૦ માણસો ઘાયલ થયા. કલકત્તા શહેરમાં હડતાલ શાંત હતી પણ હાવરા આગળ છમકલાં થયાં અને પોલીસોએ ગોળીબાર કર્યો. ત્યાં ૧૪૪મી કલમ અનુસાર પાંચથી વધારે માણસો ભેગા થવાની મનાઈ કરવામાં આવી.

ગાંધીજીની ધરપકડની ખબર દુનિયાભરમાં થઈ. એને અંગે પનામાના હિંદીઓએ હડતાલ પાડી; સુમાત્રાના પૂર્વ કિનારાના હિંદીઓએ પણ હડતાલ પાડી અને ગાંધીજીની ધરપકડ માટે ખેદ

પ્રદર્શિત કરતો તાર વાઈસરૉય અને મહાસભા ઉપર મોકલ્યો. ફ્રેંચ પત્રોએ ગાંધીજી અને તેમના કાર્ય વિષે વિસ્તારથી માહિતી આપી. નૈરોબીમાં વસતા હિંદીઓએ પણ હડતાલ પાડી હતી. અમેરિકામાં ભારે લાગવગવાળા ૧૦૨ પાદરીઓએ પોતાની સહીથી તાર મારફતે વડા પ્રધાન ઉપર સંદેશો મોકલ્યો અને ગાંધીજી સાથે સમાધાન ઉપર આવવાનો આગ્રહ કર્યો.

હિંદી સરકાર પણ દેશની ગંભીર પરિસ્થિતિ વિષે પૂરેપૂરી સાવચેત હતી. નામદાર વાઈસરૉયે વિનીત આગેવાનો સર તેજબહાદુર સપ્રુ તથા સર ચિમનલાલ સેતલવડની લંબાણથી મુલાકાત લીધી. તે સમયની દેશની રાજકીય પરિસ્થિતિ ઉપર વિચાર કરવા મુંબઈમાં લિબરલ ફેડરેશનની કાઉન્સિલ મળી અને તેણે ગોળમેજી પરિષદ મળવાની વધારે નજીકની તારીખ નક્કી કરતી જાહેરાત વાઈસરૉય તરફથી તત્કાળ થવી જોઈએ એવો અભિપ્રાય વ્યક્ત કર્યો. પરંતુ સર્વપક્ષી પરિષદ અને લિબરલ ફેડરેશનની કાઉન્સિલ મળી તેને આગલે દિવસે વાઈસરૉયે બીજી અગત્યની જાહેરાત કરી અને વડા પ્રધાન સાથેનો પોતાનો પત્રવહેવાર પ્રસિદ્ધ કર્યો. લિબરલ ફેડરેશનની કાઉન્સિલે ચાલુ રાજકીય પરિસ્થિતિ ઉપર નિવેદન બહાર પાડ્યું. તેમાં સવિનયભંગની હિલચાલને વખોડી કાઢવામાં આવી. વાઈસરૉયને હિંદ માટે સાંસ્થાનિક સ્વરાજની ચર્ચા કરવાને ગોળમેજી પરિષદ તત્કાળ મળે એવી ગોઠવણ કરવા જણાવ્યું. વળી તેમાં જે લોકો ગોળમેજીમાં જવાની બાબતમાં અલગ રહ્યા હતા, તે લોકો પણ વિનીતો સાથે તેમાં જઈ શકે તે અર્થે ગોળમેજીનો કાર્યપ્રદેશ નક્કી કરવા ઉપર પણ ભાર મૂકવામાં આવ્યો. આ ઉપરાંત એકી સાથે સવિનયભંગ બંધ રાખવામાં આવે તથા સરકાર સહાનુભૂતિભર્યું વલણ બતાવવા રાજકીય કારણોથી જેમને કેદ કરવામાં આવ્યા હોય તેમને મુક્ત કરી હિંદના બધા પક્ષોનો વિશ્વાસ સંપાદન કરે એ પણ તે નિવેદનમાં ભારપૂર્વક જણાવ્યું હતું.

અબ્બાસ તૈયબજી જેમણે ગાંધીજીના પકડાયા પછી તેમની ટુકડીની આગેવાની લીધી હતી તેમની પણ ૧૨મી મેએ ધરપકડ

કરવામાં આવી. ધરપકડો, લાઠીપ્રહાર અને દમન શરૂ થયાં. સ્વયંસેવકોની ટુકડીઓએ મીઠાના અગર ઉપર હલ્લો કર્યો. તેમને પોલીસોએ લાઠીથી સખત માર માર્યો અને પરિણામે કેટલાકને ગંભીર ઈજા થઈ.

ગાંધીજીની ધરપકડ પછી બે માસમાં અલ્હાબાદમાં કારોબારી સમિતિની બેઠક મળી. તેમાં સવિનયભંગનો પ્રદેશ વધારવામાં આવ્યો અને ગાંધીજી તથા ધરાસણા ઉપર હલ્લો લઈ જનાર તેમના સાથીઓને અભિનંદન આપવામાં આવ્યું તથા ધરાસણાના પ્રશ્નને આખા હિંદનો પ્રશ્ન બનાવવામાં આવ્યો અને સ્વયંસેવકોની અનેક ટુકડીઓ ત્યાં પહોંચી જાય એવી આશા પ્રદર્શિત કરવામાં આવી; ગાંધીજીએ આરંભેલી સવિનયભંગની લડત તેમના કારાવાસ દરમિયાન બેવડા જોરથી ચલાવવાની તેણે શને હાકલ કરી; વિદ્યાર્થીઓ, વકીલો, મજૂરો, ખેડૂતો, સરકારી ાકરો તથા વેપારીઓને લડતમાં જોડાઈ દેશની સ્વાધીનતા માટે ાત્મભોગ આપવાની હાકલ કરી; વિનાવિલંબે પરદેશી કાપડનો પૂર્ણ બહિષ્કાર કરી તેને સચોટ બનાવવા માટે 'પરદેશી કાપડનું ચાણ બંધ કરવાની, પરદેશી કાપડના મૂકેલા ઑર્ડરો રદ રવાની તથા પરદેશી કાપડની દુકાનોએ પિકેટિંગ કરવાની ૂચના કરી; ખાદીની માગણી વધી હોવાથી તેની ઉત્પત્તિ ધારવાની તથા દરેક જણને કાંતવાની ભલામણ કરવામાં આવી; ાકરની લડતનો અનુકૂળતા પ્રમાણે આરંભ કરવાની પરવાનગી ોપવામાં આવી; દરેક પ્રાંતિક સમિતિને બેવડા જોરથી ગેરકાયદેસર ીઠું પકવવાની સૂચના કરી અને પરિસ્થિતિ અનુકૂળ હોય ત્યાં ંગલના કાયદા ભંગ કરવાની છૂટ આપી; મહાસભાના ામચલાઉ પ્રમુખને હિંદી મિલમાલેકો સાથે મસલત કરી તેઓ રવાજબી નફો ન લે તથા બનાવટી ખાદી તૈયાર ન કરે એવા પાયો યોજવાની સત્તા આપવામાં આવી; બ્રિટિશ માલનો તાકીદે પૂર્ણ બહિષ્કાર કરવાની તથા બ્રિટિશ બેંકો, વીમા કંપનીઓ ાા વહાણવટાનો, પણ બહિષ્કાર કરવાની સલાહ આપી; મદ્યનિષેધનો ીવ્ર પ્રચાર કરવાની તથા દારૂતાડીની દુકાનો આગળ પિકેટિંગની ્યવસ્થા કરવાની પ્રાંતિક સમિતિઓને સૂચના આપી; કેટલીક જગ્યાએ

રોદાંઓએ કરેલી હિંમાને વખોડી કાઢવામાં આવી, તથા દેશને સંપૂર્ણ અહિંસક રહેવાની હાકલ કરવામાં આવી; તથા પ્રેસ ઑર્ડિનન્સને ધિક્કારી કાઢવામાં આવ્યો અને તેને તાબે ન થનાર છાપાંઓને અભિનંદન આપવામાં આવ્યું તથા જે હિંદી છાપાંઓનું પ્રકાશન બંધ ન થયુ હોય તે બંધ કરવાની અને ઍંગ્લો ઇન્ડિયન છાપાંઓનો બહિષ્કાર કરવાની હાકલ કરી

સરોજિનીદેવી કાર્યવાહક સમિતિની બેઠકમાં ભાગ લેવા અલ્હાબાદ ગયા હતાં તેમને અબ્બાસ તૈયબજીની ધરપકડના સમાચાર મળતાં જ ધરાસણા દોડી ગયાં, કારણકે તેમણે ગાંધીજીને મીઠાના અગર ઉપર હલ્લો લઈ જવાની ટુકડીની આગેવાની લેવાનું વચન આપ્યું હતુ. તેમને તથા તેમની ટુકડીની તા. ૧૬મીએ ધરપકડ કરવામાં આવી પરંતુ થોડા સમય બાદ તેમને છોડી મૂકવામાં આવ્યાં.

૨૧મી મેને સવારે ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના સાથી ઇમામસાહેબની આગેવાની નીચે ૨૫૦૦ સ્વયંસેવકોએ ધરાસણાના અગરો ઉપર હલ્લો કર્યો. તેમના ઉપર સખત લાઠીનો મારો ચલાવી તેમને અટકાવવામાં આવ્યા અને ઇમામસાહેબ, પ્યારેલાલ, મણિલાલ ગાંધી તથા સરોજિનીદેવીની ધરપકડ કરવામાં આવી. એ દિવસે ૨૭૦ સ્વયંસેવકો ઘાયલ થયા હતા. તેમાંથી ભાઈલાલભાઈ નામના એક સ્વયંસેવકનો જાન પણ ગયો. પહેલી જૂનની સવારે મુંબઈ નજીકના વડાલાના અગરો ઉપર ૧૫૦૦૦ માણસોએ હલ્લો કર્યો હતો. તેમને પોલીસોએ કોર્ડન કરી અટકાવ્યા. પરંતુ આ કોર્ડન તોડી તેઓ આગળ ચાલ્યા અને અગરો ઉપર દોડીને પહોંચી ગયા. એમાં સ્ત્રી અને બાળકો પણ હતાં. આ હુમલામાં ૧૫૦ જણાને ઇજા થઈ હતી.

ધરાસણામાં પોલીસોએ ચલાવેલી લાઠીના સંબંધમાં મિ. વેબ મિલર ન્યૂ ફ્રીમેન'માં લખતાં જણાવે છે કે:

"ખબરપત્રી તરીકેની મારી જિંદગીનાં બાવીસ વરસો દરમિયાન મેં ઘણાં રમખાણો જોયાં છે પરંતુ ધરાસણા જેવાં કમકમાટી ઉપજાવે એવાં દૃશ્યો મેં ક્યાંય જોયા નથી: કેટલીક વખતે તો એ દૃશ્યો એવાં દુઃખદાયક હતાં કે ક્ષણ વાર મારે આડું જોઈ જવું પડતું. સ્વયંસેવકોની શિસ્ત

આશ્ચર્યકારક હતી, તેઓએ ગાંધીજીનો અહિંસાનો ઉપદેશ બરાબર પચાવ્યો હોય એમ લાગતું હતું"

આ વિકટ પરિસ્થિતિમાંથી કંઈક માર્ગ કાઢવાને માટે લંડનના 'ડેઈલી હેરલ્ડ' નામના છાપાના ખબરપત્રી મિ. જ્યોર્જ સ્લોકોમ્બે ૨૦મી મેને દિવસ યરોડા જેલમાં ગાંધીજીની મુલાકાત લીધી અને તેનો હેવાલ પોતાના પત્ર ઉપર મોકલી આપ્યો. આ હેવાલ વાંચી આમની સભાની ઊંઘ ઊડી ગઈ અને 'ટોરી' છાપાંઓ ઊકળી ઊઠ્યાં. એ હેવાલમાં સ્લોકોમ્બે જાહેર કર્યું કે આ કરોકરીને પ્રસંગે પણ સમાધાન શક્ય છે અને ગાંધીજી સવિનયભંગ મોકૂફ રાખી નીચે જણાવેલી શરતે ગોળમેજીમાં સહકાર કરવા તૈયાર છે. ગાંધીજીની શરતો નીચે મુજબ હતી:

૧. ગોળમેજીના કાર્યપ્રદેશમાં હિંદને માટે સ્વાતંત્ર્ય અર્પતું બંધારણ ઘડવાનો સમાવેશ કરવો.

૨. મીઠાનો કાયદો રદ કરવાની, દારૂબંધીની અને પરદેશી કાપડની બંધીની ગાંધીજીની માગણીઓનો સંતોષકારક ઉકેલ આપવો જોઈએ.

૩. સવિનયભંગ સંબંધ પકડાયેલા રાજદ્વારી કેદીઓને મુક્ત કરવા જોઈએ.

૪. વાઈસરૉયના પત્રમાં ગાંધીજીએ ઉપસ્થિત કરેલા મુદ્દાઓ પૈકી સાત મુદ્દાઓની ચર્ચા ભવિષ્ય ઉપર મુલતવી રાખવી.

અહીં તે વખતના બનાવોનું વિગતવાર બ્યાન આપવું શક્ય નથી. લૉર્ડ ઈરવિને પોતાનો દોર ધીરે ધીરે સખત કર્યો. આરંભમાં તેમણે ગાંધીજીને પકડવા ન દીધા, પણ તેમની કૂચે તો દેશના એક છેડાથી બીજા છેડા સુધી અપૂર્વ ચેતન પ્રગટાવ્યું. ઠેરઠેર તેમની કૂચનું અનુકરણ કરવામાં આવ્યું. તેમણે દેશની સ્ત્રીઓને કરેલી હાકલના જવાબમાં હજારો સ્ત્રીઓ દેશસેવાર્થે બહાર પડી. તેમણે દારૂની તથા પરદેશી કાપડની દુકાનો આગળ પિકેટિંગ કરવાનું કાર્ય ઉપાડી લીધું. આથી સરકાર ગૂંચવણમાં પડી. પોલીસ તો તેમની સામે અસહાય બની ગઈ. એટલે સ્ત્રીસન્માનવૃત્તિ ઠોકી આપખુદ બની ગાંધીજીને ન પકડવા એ તેમને નવાનવા આપનો ઊભાં કરવાની તક આપવા

જેવું હતું. તેમની પાસે જાદુઈ દંડ હતો જે હલાવતાં જ પૈસા અને માણસો આવી પડે. આમ ગાંધીજીને પકડવાનો વખત આવી રહ્યો હતો. ૧૪મી એપ્રિલે જવાહરલાલને પકડ્યા અને સજા કરવામાં આવી. એમને કેદ કર્યા એ આખી મહાસભાને કેદ કર્યા સમાન હતુ. પરંતુ એ મોટી જેલમાંથી નાની જેલમાં ફેરવવાનો જ સવાલ હતો. પિકેટિંગ, તથા કરબંધી અને સામાજિક બહિષ્કાર સામે ઑર્ડિનન્સ કાઢવામાં આવ્યા. સજાઓ વધારે સખત થવા લાગી. અને તેમાં દંડનો ઉમેરો કરવામાં આવ્યો. ઠેર ઠેર લાઠી ચલાવવામાં આવી. દેશના કાયદાની મદદથી સભાઓ વિખેરી નાખવામાં આવતી. આ સભાઓ વિખેરવાનું લાઠીઓના ફટકાથી જ શક્ય બનતુ. લાંબી સજાઓ કરવાને માટે મીઠાના કાયદા ઉપરાંત પિનલ કોડની પણ મદદ લેવામાં આવી. ૧૯૩૦ના ફેબ્રુઆરીમાં રાજદ્વારી કેદીઓના વર્ગીકરણના નિયમો પ્રસિદ્ધ કરવામાં આવ્યા. એ નિયમો અનુસાર ભાગ્યે જ કોઈને અ વર્ગ આપવામાં આવ્યો. થોડાને કોચવાઈને વ વર્ગમાં મૂકવામાં આવ્યા. મોટી માલ મિલકતવાળા અને શિષ્ટ વર્ગના માણસોને — જેમને સરકારી વર્ગીકરણના નિયમો અનુસાર પણ અ વર્ગમાં મૂકવા જોઈએ તેમને — ક વર્ગમાં મૂકવામાં આવ્યા અને તેમની પાસેથી પથ્થર ફોડવાનું, તેલની ઘાણી ચલાવવાનું તથા પંપ ચલાવવાનું કામ લેવામાં આવ્યું. પરંતુ સ્વયંસેવકોએ આની સામે કશી ફરિયાદ કરી નહિ અને જેલ જનારાઓની સંખ્યા વધતી ગઈ. ઘણાઓ ઉપર તો પકડવાને બદલે તેમના ઉપર લાઠી ચલાવવામાં આવી. આમાંથી સદ્‌ભાગ્યે તેઓ પકડાય તો કેટલીક વખત જેલમાં પણ તેમને લાઠીપ્રહારનો અનુભવ થતો. લડતના આરંભમાં યુક્ત પ્રાંતો અને બંગાળમાં દમન વધારે સખત હતું. લડતના પાછળના ભાગમાં દક્ષિણ હિંદને જલદ દમનનો અનુભવ થયો.

દક્ષિણ હિંદમાં પ્રથમ ધરપકડ અને ભારે દંડની નીતિ અખત્યાર કરવામાં આવી પરંતુ પાછળથી મારફાડે તેનું સ્થાન લીધું. જેમણે ખાદી કે ગાંધીટોપી પહેરી હોય તેમને બજારમાં ખરીદી કરતી વખતે માર મારવામાં આવ્યો.

દમનનાં વિવિધ સ્વરૂપોનું વર્ણન કરવું મુશ્કેલ છે. સવિનય ભંગની હિલચાલ — જે દમનનીતિના નિવારણ અર્થે યોજવામાં આવી હતી — ની પેઠે એનાં અનેક સ્વરૂપો છે એ વર્ણન બાજુએ રાખી આપણે ૧૯૩૦–૩૧ના મહત્ત્વના બનાવોની નોંધ લઈએ. એ સમયે પરદેશી કાપડના બહિષ્કારનો પ્રશ્ન બહુ અગત્યનો હતો. મિલમાલિકોને પણ લડતમાં સીધો નહિ તો આડકતરો સ્વાર્થ હતો. આ વખતે સદ્‌ભાગ્યે મોતીલાલ નેહરુ બહાર હતા. તેઓ મુંબઈ આવ્યા અને મિલમાલિકો જોડે મસલત શરૂ કરી. અમદાવાદના મિલમાલિકો જોડે કામ લેવું સહેલું પરંતુ મુંબઈમાં તો કેટલીક મિલના માલિકો યુરોપિયનો હતા. તેમની પાસેથી મહાસભાના પ્રમાણપત્રની શરતો કબૂલ કરાવવી એ મુશ્કેલ કામ હતું. પરંતુ એ મુશ્કેલ કાર્ય પંડિતજીએ પાર પાડ્યું. તે વખતે વાતાવરણ બહિષ્કારની અસરથી વ્યાપ્ત થઈ ગયું હતું. પરદેશી કાપડની ગાંસડીઓ ડૉકયાર્ડમાં પડી રહી હતી પણ વેપારીઓએ તેનો કબજો લીધો નહિ. આયાત કરનારાઓએ ભેગા થઈ તેનો સ્વીકાર ન કરવાનો ઠરાવ કર્યો.

આ અરસામાં અલ્હાબાદમાં કારોબારી સમિતિની બેઠક મળી અને તેમાં નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યા :

૧. (અ) અમદાવાદના મિલમાલિકો સાથે કામચલાઉ પ્રમુખે જે ગોઠવણ કરી છે અને જે પરિશિષ્ટ 'અ'માં આપેલી છે તેને આ સમિતિ બહાલી આપે છે. એ ગોઠવણ પ્રમાણે મિલમાલિકોએ કબૂલ કર્યું છે કે ખાદી તરીકે ખપે એવા કાપડની પેદાશ બંધ કરવા તેઓ અસરકારક પગલાં લેશે, અને ખાદીની તંગી પૂરી કરવા સારુ ઘરાકને માટે હિંદી સૂતરનું તેમણે પોતે અથવા બીજા હિંદી માલિકોની અને હિંદી વ્યવસ્થાપકોવાળી મિલોએ વણેલું કાપડ પૂરું પાડશે, અને બજારભાવમાં વધારો થાય તો પણ ઑક્ટોબર ૧૯૩૦ સુધી એ કાપડ ૧૨ મી માર્ચ ૧૯૩૦ કે એની આસપાસ જે ભાવો ચાલતા હોય તેટલે ભાવે મળે એવી વ્યવસ્થા કરશે.

(બ) ઉપર કહેલી ગોઠવણ પ્રમાણે જે સંયુક્ત સમિતિ નિમાવાની છે તેમાં મહાસભાના પ્રતિનિધિ તરીકે બેસવાની આ સમિતિ કામચલાઉ પ્રમુખને સત્તા આપે છે.

(ક) મુંબઈના કેટલાક મિલમાલિકોએ પણ પોતાના બનાવેલા એ જ જાતના કાપડના ભાવ ઉપરની ઢબે નક્કી કરવાનું કબૂલ્યું છે તેની આ

સમિતિ સંતોષપૂર્વક નોંધ લે છે, અને તેમને તથા દેશની બીજી મિલોને વિનંતિ કરે છે કે તેઓ અમદાવાદે કબૂલેલી બીજી વિગતોને પણ કબૂલ રાખે

૨. સંખ્યાબંધ શહેરો, કસબા અને ગામડાંમા વિદેશી કાપડના બહિષ્કારે જે પ્રગતિ કરી છે તેની આ સમિતિ સંતોષપૂર્વક નોંધ લે છે, અને જે વેપારીઓએ આ સમિતિના ઠરાવને અનુસરીને વિદેશી કાપડ વેચવું બંધ કર્યું છે એટલું જ નહિ પણ આજ પહેલાં અપાઈ ચૂકેલા ઓર્ડર રદ કરવાની તેમજ નવા ઓર્ડરો ન આપવાની કબૂલાત આપી છે, અને એમ કરીને તમામ પરદેશી કાપડની આયાતમા ઘણો મોટો ઘટાડો કરી નાંખ્યો છે, તે વેપારીઓના દેશપ્રેમની આ સમિતિ કદર કરે છે. જે ગામોમાં વિદેશી કાપડના વેપારીઓએ વિદેશી કાપડ વેચવું હજી બંધ કર્યું નથી ત્યા એ વેપારીઓને તે હવે પછી વેચવું બંધ કરવાની આ સમિતિ વિનંતિ કરે છે, અને તેઓ તેમ ન કરે તો એવા વેપારીઓની દુકાનો પર જોસભેર કડક ચોકી ચલાવવા તે તે મહાસભાસમિતિને ફરમાન કરવામાં આવે છે. હિંદુસ્તાનમા બધે ઠેકાણે વિદેશી કાપડનું વેચાણ તા. ૧૫ મી જુલાઈ ૧૯૩૦ પહેલા બંધ થઈ જશે એવી આ સમિતિ અપેક્ષા રાખે છે, અને તે દિવસે આ બાબતનો સંપૂર્ણ અહેવાલ મોકલવા પ્રાંતિક સમિતિઓને વિનંતિ કરે છે. મહાસભાસમિતિઓને આથી યાદ કરાવવામાં આવે છે કે આ સમિતિએ તા . . . એ પસાર કરેલા ઠરાવ નં. . . . મુજબ વિદેશી કાપડના વેપારીઓને કોઈ પણ મુદ્દત સુધી વિદેશી કાપડ વેચવાની પરવાનગી આપવાનો કોઈ પણ કરાર કરવાની તેમને મનાઈ છે.

૩. આ સમિતિ સૌ મહાસભાસમિતિઓને તેમજ દેશ સમસ્તને વિનંતિ કરે છે કે તેઓ જ્યાં જ્યા સ્વદેશી માલ ન મળતો હોય ત્યાં ત્યાં બ્રિટિશ માલને બદલે બ્રિટિશ સિવાયના દેશોના માલને પસંદગી આપીને સામાન્ય બ્રિટિશ માલનો સંપૂર્ણ બહિષ્કાર કરવા માટે વધારે સખત પગલાં લે.

૪. રાષ્ટ્રીય હિલચાલને દબાવી દેવા માટે પ્રજા પર કરવામાં આવતા અત્યાચારોમાં સીધી કે આડકતરી રીતે ભાગ લેનારા તમામ સરકારી અમલદારો તેમજ બીજાઓને કડક સામાજિક બહિષ્કાર કરવાની આ સમિતિ પ્રજાને ભલામણ કરે છે.

૫. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ ૧૯૨૨માં ગયામાં અને ૧૯૨૯માં લાહોરમાં ઠરાવો કરીને હિંદુસ્તાન પર પરદેશી રાજ્યસત્તાએ જે દેવાંનો બોજ સીધી કે આડકતરી રીતે લાદ્યા હોય તેમાથી જેને નિષ્પક્ષ તપાસસમિતિ વાજબી ઠરાવે તે સિવાયનાં તમામ દેવાનાં બોજાનો મહાસભાએ અસ્વીકાર

કરેલો છે, તે તરફ આ સમિતિ પ્રજાનું ધ્યાન ખેંચે છે, અને હિંદી પ્રજાને હિંદી સરકારની નોનો નવેસર ન ખરીદવાની તેમજ જૂનીના બદલામાં નવી ન લેવાની સલાહ આપે છે

૬ હિંદમાં રૂપાના રૂપિયાની અત્યારની હૂંડિયામણની કાયદેસર કિંમત બ્રિટિશ સરકારે પ્રબળ લોકમતનો વિરોધ છતાં આપખુદીથી ઠરાવેલી છે, જ્યારે રૂપિયાની ખરી કિંમત એ ઠરાવેલી કાયદેસર કિંમતના ત્રીજા ભાગની પણ નથી, અને રૂપિયાની કિંમતમાં હજુ પણ નજીકના ભવિષ્યમાં ઘટાડો થવાનો સંભવ છે તેથી કારોબારી સમિતિ હિંદુસ્તાનના પ્રજાજનોને ભારપૂર્વક સલાહ આપે છે કે તેઓ સરકાર પાસેથી લેવાના લેણા પેટે રૂપિયા કે ચલણી નોટો ન સ્વીકારે પણ જ્યાં જ્યાં બની શકે ત્યાં સોનાનાણું લેવાનો જ આગ્રહ રાખે વળી આ સમિતિ લોકોને સલાહ આપે છે કે તેઓ વહેલામાં વહેલી તકે પોતા પાસેનું રૂપાનું કે નોટોનું ચલણી નાણું બદલીને સોનાનાણું કરી લે અને પોતે પરદેશ મોકલેલા માલની કિંમત પેટે સોનાનાણું જ લેવાનો આગ્રહ રાખે

૭ આ સમિતિના અભિપ્રાય પ્રમાણે એવો સમય આવી પહોંચ્યો છે જ્યારે હિંદની કૉલેજોના વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની આ હિલચાલમાં પૂરેપૂરો ફાળો આપે, અને તેથી આ સમિતિ સૌ પ્રાંતિક સમિતિઓને ફરમાન કરે છે કે તેઓ પોતપોતાની હદમાંના વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય હિલચાલને જરૂર હોય તે રીતની અને તેટલી સેવા, વખત આવ્યે અભ્યાસ પૂરેપૂરો છોડી દઈને પણ, મહાસભાને આપવા માટે વીનવે આ સમિતિને વિશ્વાસ છે કે સૌ વિદ્યાર્થીઓ આ હાકલનો તત્કાળ જવાબ આપશે

૮ સરકારે પોતાની દમનનીતિ અનુસાર કેટલીક પ્રાંતિક અને જિલ્લા સમિતિઓને તથા તેમના તાબા નીચેની તથા સહકારી બીજી સંસ્થાઓને ગેરકાયદેસર મંડળીઓ જાહેર કરી છે, અને બીજી મહાસભાસમિતિઓ અને સંસ્થાઓ એ જ પ્રમાણે નજીકના ભવિષ્યમાં ગેરકાયદેસર જાહેર થાય એવો સંભવ છે, તેથી જે સમિતિઓ તથા સંસ્થાઓને વિષે આવાં જાહેરનામાં નીકળ્યાં છે તેમજ જેમને વિષે હવે પછી જાહેરનામાં નીકળે તેમને આ સમિતિ ફરમાન કરે છે કે તેમણે પોતાનું કામ પહેલાંની જેમ ચાલુ રાખવું અને એવાં જાહેરનામાંને ગણકાર્યા વિના મહાસભાના કાર્યક્રમનો અમલ કરવો

૯ આ સમિતિએ પોતાની તા. ૭ મી જૂનની બેઠકના ઠરાવ અને પોલીસની ફરજ વિષે પસાર કરેલ ઠરાવ નં ૬ ની નકલો જપ્ત કરવાનું જે સારે અંગ્રેજો પ્રમાદનાનું જાહેરનામું યુક્ત પ્રાવના અવર્ન - કર્યું છે તેની આ સમિતિ નોંધ લે છે આ સમિતિનો એવો દૃઢ અભિપ્રાય છે

કલકત્તા નારી સત્યાગ્રહ સઘના પ્રમુખ શ્રીમતી ઊર્મિલાદેવી અને તેમના સાથીઓ તથા દેશના બધા ભાગોમા બીજી જે બહેનો ચોકી તેમજ મહાસભાનુ બીજું કામ કરીને દેશસેવા કરતા પકડાઈ છે અને જેલ ગઈ છે તેમને આ સમિતિ આદરપૂર્વક અભિનંદન આપે છે

૧૩. કાલાકાંકરના કુંવર સુરેશસિંહ અને માણેકપુરના કુવરસાહેબે લખનૌના મેજિસ્ટ્રેટના હુકમનો ભગ કરીને દેશપ્રેમનુ જે કાર્ય કર્યું છે અને જેને સારુ જેનમા ગયા છે તેની આ સમિતિ ભારે કદર સાથે નોધ લે છે. આ સમિતિ અવધના બીજા તાલુકદાર કુટુંબોના નબીરાઓને તથા હિંદના બીજા મોટા જમીનદારોને તેમના ઉમદા દૃષ્ટાતનું અનુકરણ કરવાને અને પરિણામની દરકાર કર્યા વિના રાષ્ટ્રીય હિલચાલમા ખુલ્લો ભાગ લેવાને વિનતિ કરે છે

૧૪ શ્રી. પુરુષોત્તમદાસ ટડન, શ્રી શિવપ્રસાદ ગુપ્ત, શાર્દૂલસિંહ કવીશ્વર અને શ્રી કૃષ્ણરાવ, જેઓ આ સમિતિના સભ્યો છે તેઓ સવિનય ભગની લડત ચલાવીને દેશસેવા કરવા માટે પકડાયા છે ને સજા પામ્યા છે તેમને આ સમિતિ અભિનંદન આપે છે

૧૫ શેઠ રેવાશંકર જગજીવન ઝવેરી જેઓ અનેક વરસ સુધી મહાસભાના સેવાર્થી કોષાધ્યક્ષ હતા તેમના અવસાનને સારુ આ સમિતિ પોતાનો ઊંડો ખેદ પ્રદર્શિત કરે છે, અને તેમણે મહાસભાની અને રાષ્ટ્રની જે અનેકવિધ સેવાઓ કરી તેની આભારપૂર્વક નોધ લે છે.

આ સમિતિ મરહૂમના કુટુંબીઓ પ્રત્યે આદરપૂર્વક દિલસોજી પ્રગટ કરે છે

૧૬ મહાસભાના વાર્ષિક અધિવેશનની તારીખો બદલવા વિષેના લાહોર મહાસભાના ઠરાવ ન. ૫ તરફ તથા કારોબારી સમિતિની તા ૧૫ મી મે ૧૯૩૦ની બેઠકે કરેલા મહાસમિતિની વાર્ષિક ચૂટણી જાન્યુઆરીમાં રાખવા વિષેના ઠરાવ ન ૯ તરફ આ સમિતિ પ્રાતિક સમિતિઓનું ધ્યાન ખેંચે છે, અને તેમને વિનતિ કરે છે કે તેઓ એ પ્રમાણે પ્રાતિક સમિતિઓની તથા તેના હાથ નીચેની સમિતિઓની ચૂંટણીઓના નિયમોના ફેરફાર કરે

પણ આજની પરિસ્થિતિમા પ્રાતિક સમિતિઓની બેઠકો ભરવી અશક્ય નહિ તો મુશ્કેલ છે એ જોતા, આ સમિતિ પ્રાતિક સમિતિઓની કાર્યવાહક સમિતિઓને ચૂંટણીના નિયમોમા જરૂરી ફેરફાર કરવાની સત્તા આપે છે

પરદેશી કાપડનો બહિષ્કાર વધુને વધુ મચોટ થતો જતો હતો અને ખાદીની માગ પૂરી પડે એ શક્ય નહોતું. આથી

સ્વદેશાભિમાની લોકોને મિલના સૂતરનાં હાથે વણેલા કાપડનો સ્વીકાર કરવો પડ્યો. આ કારણે દેશકાર્યને અનુકૂળ અને તેની વિરોધી એવા મિલોના ભાગ પાડવાની જરૂર પડી. એટલે અમુક શરતો કબૂલ કરાવી મિલોને પ્રમાણપત્રો આપવામાં આવ્યાં તથા તેના ઉપર મહાસભાનો કાબૂ મૂકવામાં આવ્યો. મહાસભાની માન્યતા મેળવવા મિલોને બ્રિટિશ મશીનરી ન મંગાવવાની, પોતાના નોકરોને હિલચલમાં જોડાવવાની બાબતમાં દખલ ન કરવાની, તથા મળેલી તકનો દુરુપયોગ કરી માલની કિંમત ન વધારવાની શરતો કબૂલ રાખવાની હતી. થોડા જ વખતમાં ઘણીખરી મિલો ઉપરની શરતો સ્વીકારી મહાસભાના કાબૂ નીચે આવી. જે થોડી અલગ રહી તેને તરત જ ખબર પડી કે તે વખતે મહાસભાનું કેટલું બળ હતું.

આ અરસામાં મહાસભાની કાર્યવાહક સમિતિને ગેરકાયદેસર ઠેરવવામાં આવી, અને મોતીલાલજીની ધરપકડ કરી તેમને ૭ માસની સજા કરવામાં આવી. દમનનીતિની બાબતમાં ટૂંકમાં એટલું કહી શકાય કે બહિષ્કારની ચળવળની તીવ્રતાના પ્રમાણમાં તેની તીવ્રતા પણ વધી. મુંબઈમાં સ્ત્રીઓ કેસરી સાડી પહેરી પિકેટિંગ કરવા નીકળી પડી અને નમ્ર વિનવણીથી લોકોનાં હૃદય જીતી લીધાં. જો કોઈ વેપારી પોતાની દુકાન સીલ કરવાની ના પાડે તો બીજા દિવસે તેની પત્નીને પિકેટિંગ માટે ત્યાં લાવવામાં આવતી. આ અરસામાં ઇંગ્લંડની પાર્લામેન્ટના મજૂર પક્ષના સભ્ય મિ. બ્રેલ્સફર્ડ હિંદની મુલાકાતે આવ્યા હતા. તેઓ આખા દેશમાં ફર્યા હતા અને પોલીસોની પાશવલીલા પોતાની નજરે નિહાળી હતી. તેઓ પોતાનો હેવાલ 'મેંચેસ્ટર ગાર્ડિયન'માં લખતાં જણાવે છે કે:

"મનાઈ કરેલી સભાઓ વિખેરવામાં પોલીસોએ બતાવેલી પાશવતાની વાતો બધે સાંભળવામાં આવી. આ વિષેની ઘણીખરી માહિતી મને ઘાયલ થયેલાઓની સારવાર કરનાર ડાક્ટરો તથા એવા બનાવો નજરે જોનાર અંગ્રેજો પાસેથી મળી . . .

"કલકત્તામાં કેટલાક વિદ્યાર્થીઓએ યુનિવર્સિટીના ઝરૂખામાં ઊભા રહી શાંત સરઘસનાં માણસોને પોલીસો માર મારતા હતા તે વખતે 'બાયલાઓ' એવી બૂમ પાડી. બે કલાક પછી અંગ્રેજ અમલદાર સહિત

યુનિવર્સીટીમા દાખલ થઈ વર્ગોમા પેસી ગઈ અને વિદ્યાર્થીઓને મારવા મંડી. તે એટલે સુધી કે વર્ગની દીવાલો ઉપર લોહીના ડાઘ પડી ગયા યુનિવર્સીટીએ એનો વિરોધ કર્યો પણ કોઈને કઈ શિક્ષા ન કરવામા આવી. આ બનાવની વિગતવાર હકીકત મેં એક પ્રોફેસર પાસેથી જાણી છે એમની યુરોપના વૈજ્ઞાનિકોમા ભારે નામના છે

"ગુજરાતના ગામોમા પોલીસના જુલમોની માર્રી પાસે ઠીક ઠીક માહિતી છે કારણકે હુ તે ગામોમા પાચ દિવસ સુધી ફર્યો હતો ત્યા આગળ કાયદેસરનુ દમન પણ પૂરતા પ્રમાણમા કઠોર હતુ બારડોલી તાલુકામા અને ખેડા જિલ્લામા લગભગ બધા જ જમીનમહેસૂલ ભરવાની ના પાડતા હતા એ વસ્તુ ગાધીજી પ્રત્યેની ત્યાના લોકોની અગત વફાદારી, સ્વરાજની ભાવના, માલના ભાવ ઘટી જવાને લીધે નાણાની મુશ્કેલી વગેરે અનેક કારણને આભારી હતુ આનો જવાબ ખેતરો, પાણીના પપો, ભેસો વગેરે જપ્ત કરી તેને નામના કિંમતથી વેચી દઈ વાળવામા આવ્યો તે એટલે સુધી કે ૪૦ રૂપિયાના મહેસૂલ માટે માણસને પોતાનુ સર્વસ્વ ગુમાવવુ પડે આ ઉપરાત ખેડૂતો ઉપર શારીરિક જુલમ કરવામા આવ્યો પોલીસો બંદૂક અને લાઠી સહિત કર ન ભરનારા ગામોમા ફરતી અને લોકોને કશા ભેદભાવ વિના લાઠી તથા બદૂકના કુદા વતી માર મારતી ઘાયલ થયલાઓએ પોતે ગારી આગળ રજૂ કરેલા ૪૫ હેવાલો મારી પાસે મોજૂદ છે એમાના બે સિવાય બધાના ઘા અને ઉઝરડા મે જાતે જોયા છે એમાના કેટલાકને તો ગભીર પ્રકારની ઈજા થઈ હતી . મારી પાસે કેટલાક એવા માણસોના નિવેદનો છે જેઓ જાતે કર ભરનારા ન હતા પરતુ જેમને માર ખાવા પછી પોતાના ગેરહાજર પાડોશીને બદલે કર આપવાની ફરજ પડી હતી ...એક ગામમા ઘરો ઉપરથી તથા ઝાડ ઉપરથી રાષ્ટ્રધ્વજ ઉતારી ફાડી નાખવામા આવ્યો હતો અને આઠ ખેડૂતોને માર મારવામા આવ્યો કારણકે તેમના ઘરો એ રાષ્ટ્ર ચિહ્નની નજીક હતા બે દાખલાઓમા માણસે નાની ટોપી ઉતારી ત્યા સુધી માર મારવામા આવ્યો એક દાખલામા તો માણસે સાત વખત પોલીસોને સાત વાર સલામ કરી ત્યા સુધી તેને લાઠીથી મારવામા આવ્યો (બાર ફટકા) પોલીસો મનકમા પૂછતા, 'તમારે સ્વરાજ જોઈએ છે ? તો આ લો' એમ કહી લાઠીનો ફટકો મારતા"

ગાધીજીની પકડ પછી મોનાપુરમા એક ખેદજનક ઘટના બની શહેરના મહોલ્લાઓમા સ્વયંસેવકો વ્યવસ્થા જાળવતા હતા. આમ ઘણા દિવસ ચાલ્યુ તેઓ લગભગ પોલીસોનું કાર્ય પાર પાડવા લાગ્યા આ બિના અમલદારોથી નાખી જાય એમ નહોતી

આવી પરિસ્થિતિમાં સ્વયંસેવકો અને પોલીસ વચ્ચે અથડામણ થવાનો પૂરો સંભવ હતો. કમનસીબે તેમની વચ્ચે આવી અથડામણ થઈ અને ચાર કે પાંચ પોલીસોના જાન ગયા. પરિણામે ત્યાં માર્શલ લૉ તેની સર્વ ભૂંડી સામગ્રી સહિત જાહેર કરવામાં આવ્યો. એક શ્રીમંત સહિત ચાર માણસોને ફાંસીએ લટકાવવામાં આવ્યા અને ઘણાને લાંબી મુદત માટે કેદ કરવામાં આવ્યા. આ કેદીઓને છોડી દેવાનો પ્રશ્ન સુલેહની મસલત દરમિયાન બહુ તકરારી થઈ પડ્યો અને પરિણામે તેમને છોડવામાં ન આવ્યા એ આપણે પાછળ જોઈશું.

હવે આપણે ૧૯૩૦ના એપ્રિલની ૨૩ મી તારીખે પેશાવરમાં બનેલા બનાવોની ટૂંક નોંધ લઈએ. હિંદના બીજા ભાગોની પેઠે વાયવ્ય સરહદના પ્રાંતમાં પણ સવિનયભંગની હિલચાલ ચાલતી હતી. મહાસભાની સમિતિએ જાહેર કર્યું કે ૨૩ મી તારીખથી દારૂનું પિકેટિંગ શરૂ કરવામાં આવશે. ૨૨ મી તારીખે સરહદ પ્રાંતના રેગ્યુલેશનના અમલની તપાસ કરવાને મહાસમિતિનું ડેપ્યુટેશન પેશાવર જતું હતું તેને અટકે આગળ અટકાવવામાં આવ્યું, અને તેને સરહદ પ્રાંતમાં દાખલ થવાની મનાઈ કરવામાં આવી. આ ખબર જાણી પેશાવરમાં સરઘસ કાઢવામાં આવ્યું અને શાહજીબાગ આગળ સભા ભરવામાં આવી. બીજે દિવસે વહેલી સવારે ૯ આગેવાનોને પકડવામાં આવ્યા અને ૯ વાગ્યે બીજા બે આગેવાનોને પકડવામાં આવ્યા. એમને જે મોટર લૉરીમાં લઈ જવામાં આવતા હતા તે અટકી પડી એટલે તેમણે થાણામાં હાજર થવાનું વચન આપ્યું અને તેમને તેમ કરવાની રજા આપવામાં આવી. આ મુજબ તે આગેવાનો સાથે એક સરઘસ થાણા આગળ જવા નીકળ્યું. અને કાબુલી દરવાજાના થાણા આગળ પહોંચ્યું. પરંતુ તે થાણું બંધ હતું. એ અરસામાં એક પોલીસ અમલદાર ઘોડે બેસી ત્યાં આવ્યો ત્યારે લોકોએ બૂમ પાડી અને રાષ્ટ્રીય ગીતો ગાયાં. તે પાછો ફર્યો અને તરત જ બે ત્રણ લશ્કરી મોટરો ત્યાં આવી અને ટોળામાં દાખલ થઈ. તે વખતે એક અંગ્રેજ મોટર સાઈકલ ઉપર દોડતો આવતો હતો તે મોટર સાથે અથડાયો અને ચગદાઈ ગયો. મોટરગાડીમાંથી એકાદ જણે

ગોળીબાર કર્યો અને એક લૉરીને અચાનક આગ લાગી. પોલીસ કમિશનર મોટરમાંથી બહાર આવી થાણામાં પ્રવેશ કરતાં દાદર ઉપરથી પડી ગયા અને બેભાન થયા પરંતુ તરત તેમને ચેતન આવ્યું. આ પછી ગોળીબાર કરવામાં આવ્યો. લોકોએ મરેલાઓને લઈ જવા પ્રયાસ કર્યો. લશ્કર અને લૉરીઓ ખસેડવામાં આવ્યાં. આ વખતે ૩૦ માર્યા ગયા અને ૩૩ ઘાયલ થયા એવું સરકારી નિવેદન છે. લોકોના મત પ્રમાણે એ સંખ્યા સરકારની સંખ્યાથી લગભગ સાતથી દસ ગણી હતી. સાંજે લશ્કરે મહાસભાની ઑફિસ ઉપર છાપો માર્યો અને રાષ્ટ્રધ્વજ દૂર કર્યો. ૨૫ મી તારીખે એકાએક મિલીટરી પોલીસ તેમજ સામાન્ય પોલીસને ખસેડી લેવામાં આવી. ૨૮ મી તારીખે પોલીસ ફરીથી રજૂ થઈ અને તેમણે ખિલાફતના તથા મહાસભાના સ્વયંસેવકો પાસેથી શહેરનો કબજો લીધો. આ ટૂંકા ગાળામાં મહાસભા અને ખિલાફતના સ્વયંસેવકો શહેરના દરવાજા આગળ ચોકી કરતા હતા. ૪ થી મેને દિવસે મિલીટરીએ શહેરનો કબજો લીધો. આ બનાવો વિષે ૬ ઠ્ઠી મેને દિવસે સરકારે બહાર પાડેલો હેવાલ આપવો ન્યાય્ય ગણાય. એ હેવાલમાં જે બે આગેવાનોએ થાણામાં હાજર થવાનું વચન આપ્યું હતું તેમને લોકોએ પોલીસના કબજામાંથી છોડવ્યા હતા એમ જણાવવામાં આવ્યું છે. જે પોલીસ અમલદારે બૂમ તથા રાષ્ટ્રીય ગીતો સાંભળ્યા હતા તેણે પોલીસ કમિશનરને એમ જણાવ્યું કહેવાય છે કે તેને ઈંટ વાગવાથી ઈજા થઈ હતી, થાણા આગળ હિંસક ટોળું એકઠું થયું હતું અને પરિસ્થિતિ એવી છે કે પોલીસો તેને પહોંચી વળી શકે એમ નથી. ડેપ્યુટી કમિશનર દરવાજા આગળ પહોંચ્યા ત્યારે તેની મોટર ઉપર ઈંટ અને પથ્થરો ફેંકવામાં આવ્યા. તેણે પાછા ફરી જોયું તો એક સંદેશો લાવનારને આર્મર્ડકારના પૈડા નીચે ચગદાયેલો જોયો. એ વિષે એવું જણાવવામાં આવ્યું છે કે મોટર સાઈકલ ઉપરથી તે ટોળામાંથી કોઈએ મારેલો પથ્થર વાગવાથી પડી ગયો અને મોટર લૉરી નીચે ચગદાઈ ગયો. ડેપ્યુટી કમિશનર ટોળા સાથે વાતો કરવા પ્રયાસ કરતા હતા ત્યાં તેને પથ્થરો મારવામાં આવ્યા. આર્મર્ડકારના અમલદાર ઉપર પણ હુમલો કરી તેની પાસેથી બંદૂક ખૂંચવી લેવાને પ્રયત્ન કરવામાં

આવ્યો ડેપ્યુટી કમિશનરને ફટકો વાગવાથી બેભાન થઈ પડતાં તેને પોલીસ મથકની અંદર લઈ જવામાં આવ્યો અને ટોળામાંથી કોઈએ આર્મર્ડકારને આગ લગાડી આ પછી ડેપ્યુટી કમિશનરે ગોળીબાર કરવાનો હુકમ આપ્યો

૧૯૩૦ના જુલાઈની ૩૧મી તારીખે મુંબઈમાં લોકમાન્યની પુણ્યતિથિ ઊજવવામાં આવી હતી એને અંગે મુંબઈના તે વખતના સરમુખત્યાર શ્રીમતી હંસા મહેતાની આગેવાની હેઠળ એક સરઘસ કાઢવામાં આવ્યું હતું આ અરસામાં મુંબઈમાં કારોબારી સમિતિની બેઠક પણ મળી હતી આ સાંજના સરઘસમાં કાર્યવાહક સમિતિના કેટલાક સભ્યો ભળ્યા એ સરઘસમાં અસંખ્ય લોકોએ ભાગ લીધો હતો સરઘસ આગળ ચાલતું હતું એવામાં ૧૪૪મી કલમ પ્રમાણે સરઘસને મનાઈહુકમ આપવામાં આવ્યો મનાઈહુકમ મળતાંની સાથે એ વિશાળ માનવસમુદાય રસ્તા ઉપર બેસી ગયો અને માથા ઉપર ધોધમાર વરસાદ પડતો હોવા છતાં કોઈ એક ઇંચ પણ ખસ્યું નહિ આગલા એક એવા પ્રસંગની પેઠે મધરાત પછી સરઘસને જવા દેવામાં આવશે એવી અપેક્ષા રાખવામાં આવતી હતી પણ આ વખતે એમ બન્યું નહિ ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ વિષે ચીફ પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટે પ્રાંતના ગૃહમંત્રીને તાર કર્યો મિ હૉટસને પોતે આવી પહોંચે ત્યાં સુધી કંઈ ન કરવાનું સૂચવ્યું તે મળસ્કે મુંબઈ આવી પહોંચ્યા અને વિક્ટોરિયા ટર્મિનસના મકાનના ઝરૂખામાંથી સરઘસને જોયું. પછી સરઘસમાંથી ચૂંટી કાઢી થોડા માણસોને અને ૧૦૦ સ્ત્રીઓને પકડવામાં આવ્યા અને પછી લાઠીચાર્જ કરી સરઘસને વિખેરવાનો હુકમ આપવામાં આવ્યો. કારોબારી સમિતિના સભ્યો પૈકી પંડિત માલવિયા, વલ્લભભાઈ પટેલ, જયરામદાસ દોલતરામ અને શ્રીમતી કમલા નેહરુ પકડાયા સરમુખત્યાર હંસા મહેતા પણ પકડાયાં

મુંબઈમાં પરદેશી કાપડ સામે કડક ચોકી ચાલી રહી હતી, અને એવી દુકાનોના માલ ઉપર કડકાઈથી સીલો મારવામાં આવતાં હતાં આ બધું એટલી ઝડપ અને નિશ્ચયથી કરવામાં આવતું હતું કે એક વાર કોઈ લારીમાં પરદેશી કાપડ ચોરીછૂપીથી ખસેડવામાં આવે છે એવી ભાળ મળી એટલે બાબુ ગેનુ નામના

એક છોકરાએ એ લારીની આડે પોતાની કાયા પાથરી દીધી. આ પ્રસંગ કાલબાદેવીના રસ્તા ઉપર બન્યો હતો. લારી હાંકનારો ગમે તે હશે, પણ એના શરીર ઉપર લારી ફરી ગઈ, અને એ દિવસથી મહાસભાનાં માસિક પર્વોમાં એની મૃત્યુતિથિએ એક નવીન ઉત્સવનું સ્વરૂપ લીધું.

આ વખતે વલ્લભભાઈ પટેલ પોતાનો પ્રથમ કારાવાસ સેવી જેલમુક્ત થયા. પંડિત મોતીલાલજીએ એમને મહાસભાના કામચાઉ પ્રમુખ નીમ્યા હતા. સરદારે મુંબઈ અને ગુજરાતમાં સંગઠન શરૂ કર્યાં, અને લડાઈમાં નવો વેગ પૂર્યો. એમની હાકલે કાર્યકર્તાઓમાં નવો જુસ્સો રેડ્યો. તા. ૯મી જુલાઈએ લૉર્ડ ઇર્વીને વડી ધારાસભામાં એક પ્રત્યાઘાતી ભાષણ આપી સવિનય ભંગ સામે લાંબી ડાંગ ઉગામી હતી. તા. ૧૩મી જુલાઈએ વલ્લભભાઈએ જણાવ્યું હતું: 'હવે તો સરકાર દેશભરમાં મહાસભાની લગભગ બધી કચેરીઓને ગેરકાયદેસર સંસ્થાઓ ઠેરવશે. એ કચેરીઓને તેઓ જપ્તીમાં બેસાડશે. ભલે એમ થતું. પણ આપણે તો ઘેરેઘેર પ્રાંતિક સમિતિઓ બનાવીએ; આપણે એકેએક જણ મહાસભા થઈ જઈએ.' આ એમનો ઇર્વીનસાહેબને આપેલો સમુચિત જવાબ હતો.

આ હિલચાલનો મહાન પ્રસંગ તો ગુજરાતના બોરસદ અને બારડોલી તાલુકાઓમાં ના-કરની જે વિજયી લડત ચાલી તે હતો. સત્તાવાળાઓએ ગજબ જુલમ વર્તાવ્યો હતો, એટલે લગભગ ૮૦,૦૦૦ જેટલા માણસોને બ્રિટિશ હદમાંથી ગાયકવાડી ગામોમાં હિજરત કરવી પડી હતી. આમ છતાં, ખેડૂતોનું સંગઠન અદ્ભુત હતું, અને એવું જ અદ્ભુત એમનું અહિંસા વિષેનું શબ્દ અને અર્થમાં પાલન હતું.

ટૂંકમાં, આ રાષ્ટ્રયુદ્ધમાં ભારતવર્ષના એકેએક પ્રાંતે આપભોગમાં પોતાનો ફાળો આપ્યો હતો. હા, સ્થાનિક પરિસ્થિતિને લીધે તેમજ તે તે ભાગના અમલદારોની અંગત ખાસિયતને કારણે તથા જમીનના પટાની મુદત ને બીજી બાબતોને લીધે લડતે વિવિધ સ્વરૂપ લીધાં હતાં. દક્ષિણ ભારતને એક રીતે, ઝૂંડામાં

'શૂંડું' વીત્યું હતું. લડતની આખરે નહિ પણ શરૂઆતમાં જ એ પ્રાંતમાં લાઠીમારો ચાલ્યા, ભારે દંડો ઠોકાયા અને લાંબી સજાઓ અપાઈ જેલભરતીમાં બંગાળે પ્રથમપદ મેળવ્યું. બ્રિટિશ કાપડના બહિષ્કારમાયે એનો આકડો ઊંચામાં ઊંચો હતો. બિહાર અને ઓરિસ્સામાં, આગલા વર્ષના આકડા સાથે સરખાવતાં, ૧૯૩૦ના નવેમ્બરમાં આયાતની રકમ ૯૫ ટકા જેટલી ઘટી ગઈ હતી. રાષ્ટ્રના આ સ્વાતંત્ર્યજંગમાં ગુજરાતે જે અદ્દભુત ભાગ ભજવ્યો હતો તે તો આપણે અગાઉ જોઈ ગયા છીએ. ના-કરની બીજી લડત એકમાત્ર જોડિયા પ્રાંતમા જ શરૂ થઈ હતી. ત્યાં ૧૯૩૦ના ઓકટોબરમા ખેડૂતો તેમજ જમીનદારોને મહેસૂલ અને ગણોત આપવાનુ મોકૂફ રાખવાનો આદેશ અપાયો હતો. પંજાબ પણ પાછળ પડ્યુ નહિ. સરહદ પ્રાંતોએ અહિંસાને હૃદયવત્ અપનાવી એ રાજદ્વારી લાભ તો છે જ, પણ એથી નૈતિક લાભ પણ ઓછો થતો નથી

બિહારમા ઘણા ભાગોમાં ચોકીદારી વેરો ભરવાનું લોકોએ મોકૂફ રાખ્યું હતુ. આથી તેમના ઉપર દંડની પોલીસો ઠોકવામાં આવી, એટલુ જ નહિ પણ નજીવાં લેણાં માટે ભારે ભારે મિલકતો જપ્ત કરવામાં આવી. મધ્યપ્રાંતમાં જંગલ સત્યાગ્રહ આદરવામાં આવ્યો. પોલીસોએ ભારે જુલમ કર્યો અને આકરા દંડો કરવામાં આવ્યા, તો પણ એ હિલચાલ અટકી નહિ અને અને સફળ થઈ. કર્ણાટકે ના-કરની લડત ઉપાડીને પોતાના પ્રાંતને ભારે યશભાગી કર્યો. સિરસી તાલુકામાં ૧૩૦માંથી ૯૬, સીદપુર તાલુકામાં ૨૫, અને અંકોલા તાલુકામાં ૬૩માંથી ૪૩ પટેલોએ પોતાની પટલાઈનાં રાજીનામાં આપ્યાં. આ બધા તાલુકાઓ ઉત્તર કાનડાના છે.

કર્ણાટકની ના-કરની લડતમાં કાનડા જિલ્લામાં ૮૦૦થી પણ વધારે કુટુંબો ભળ્યાં. એમાં સીદપુર અને અંકોલા તાલુકાએ બહુ વેઠ્યું. ત્યાં ૮૦૦ માણસો જેલ ગયાં તેમાં ૧૦૦ સ્ત્રીઓ પણ હતી. વળી જપ્ત થયેલી જમીન, માલ, ઘરો તથા પાકની કિંમત ગણીએ તો લગભગ ૧૫ લાખ રૂપિયા થાય. નીચે જે યાદી આપી છે તેમાં જેમણે ઘર અને જમીન ગુમાવી તેમનો જ સમાવેશ થાય

છે જેમણે જંગમ મિલ્કત ગુમાવી, તેમને એમા ગણવામા' આવ્યા નથી

અકોલા અને સીદપુરમા ૩૩૦ કુટુબોની જમીન જપ્ત થઈ જપ્ત થયેલી જમીન ૨૦૦૦ એકર છે અને તેની કિંમત ૬ લાખ કરતા પણ વધી જાય ૧૬૬ ઘરો પણ જપ્ત થયા જેની કિંમત દોઢ લાખ રૂપિયા થાય ૨૧૮ માણસોને સજા થઈ અને જપ્ત થયેલી મિલ્કતની કિંમત ૨૦,૦૦૦ રૂપિયા થાય

અકોલા તાલુકાની ના કરની લડત મૂળે ને સ્વરૂપે રાજદ્વારી હતી, ત્યારે સિરસી અને સીદપુર તાલુકાઓની લડતના મૂળમા આર્થિક કારણોયે હતા હિંદના નાનામા નાના કેરલ પ્રાતમા સત્યાગ્રહ યુદ્ધનો ધ્વજ ઊંચો જ ઊડતો રહ્યો હતો, લડતની ઠેઠ પૂર્ણાહુતિ સુધી તે ફરકતો રહ્યો ત્યારે પેલે ખૂણે આસામમા કચર અને સિલ્હટે પણ મહાસભાના આદેશનો સુંદર જવાબ આપ્યો હતો આ પ્રાતોમાંના કેટલાક ઉપર તરી આવતા બનાવો તરફ આપણે અહીં જરા ધ્યાન આપીશુ બધા પ્રાતોમા આટલુ સામાન્ય હતુ

મહાસભાની કચેરીઓએ તાળા લટકયા મહાસભાના પત્રકો, દફતરો, હિસાબ, નોંધો અને રાષ્ટ્રધ્વજો જપ્ત કરવામાં આવ્યા લાઠીમારો થયા, જાહેર સભાઓને બળાત્કારે વિખેરી નાખવામા આવી, આખા જિલ્લાઓને ૧૪૪મી કલમ લાગુ પાડવામા આવી, ૧૦૮મી કલમ અનુસાર 'સારી ચાલચલગત'ની નોટિસો નીકળી, ઘરો ઉપર દરોડાઓ પડ્યા તેમની અને છાપખાનાની ઝડતીઓ લેવામા આવી છેવટે ધાપાઓ અને છાપખાના પાસે જામીનગીરીઓ મગાઈ પણ સૌથી આશ્ચર્યકારક તો એ છે કે જાણે દેશનો રાજવહીવટ પરદેશી કાપડ અને દારૂની દુકાનોના હિતને અર્થે જ ચલાવવામા આવતો હોય એમ લાગતું મિદનાપુરમા દમનનીતિના જે કોરડાઓ ચાલ્યા, તે ખેદજનક હતા બગાળ અને આસામા કોઈ માણસ મહાસભાના સ્વયસેવકોને આશરો આપતું, અથવા ખાવા આપતુ, અરે પાણી આપતુ, તો તે માણસને જેલમા જ બીડી દેવામા આવતો આટલુ જ નહિ, પણ જે સ્વયસેવકોને માર પડ્યો હોય, અથવા જેઓ નોધારા પડ્યા

હોય, તેમના પ્રત્યેયે કોઈ માણસ ઉપર જુલમ કરતો તો તેને જેલ મળતી બંગાળ ઇલાકાના ખેરમાર્ડમાં તદ્દન નજીવા કારણસર ગોળીમાર કરવાના હુકમ આપવામા આવ્યો હતો એ ખેરમાર્ડમાં કોઈ એક જનના નિનદનને ટાયવામા આવતી હતી, એટલે નોકોનુ ટોળુ ભેગુ થયુ હતુ આ ટોળા ઉપર ગોળીમાર કરવામા આવ્યો અને પરિણામે એક માણસ મરી ગયા તથા કેટલાક ઘાયલ થયા એચના ગામમા લોકો બીચાન પૂરે કરતા હતા, ત્યારે તેમના ઉપર ગોળીમાર કરવામા આવ્યો આમા ૬ માણસો મરી ગયા અને ૧૮ને ઈજા થઈ કોન્ટાઈમા લોકોનુ ટોળુ નિમક બનતુ હતુ તે જોતુ હતુ એ ટોળા ઉપર ૧૯૩૦ના જૂનમાં ગોળી ઠોકવામા આવી અને તેમા ૨૫ માણસો જખમી થયા ખેરસાઈ ગામમા એક બીજી વાર કોઈ માણસને ગિરફતાર કરવામા આવ્યો, ત્યારે લોકોનુ ટોળુ ભેગુ થયુ હતું ટોળાને ચેતવણી આપવામા આવી, તો પણ તે વિખરાયુ નહોતુ, એટલે તેના ઉપર ગોળીમાર કરવામા આવ્યો પરિણામે અગિયાર માણસો માર્યા ગયા કલકત્તામા તા ૨૨મી જૂને પોલીસે દેશબધુ દાસની સવત્સરી ઊજવવાનીય મનાઈ કરી આમ છતાં સરઘસ તો નીકળ્યુ જ, એટલે સરઘસમાના માણસો ઉપર આખ મીચીને માર ઝૂડવામા આવ્યો જખમી થયેનાઓને ઘોડાઓના પગ નીચે છૂદાતા અટકાવવા માટે આ વખતે સ્ત્રીઓએ પડદા છોડી મોરચો સભાળી લીધો હતો

પોલીસોએ કોલેજના મકાનોમા ઘૂસી વર્ગોમા બેઠેલા વિદ્યાર્થીઓને પણ માર્યા, બારીસાલમા એક દિવસના લાઠીમારમા પાચસો જેટલા માણસોને ઈજા થઈ હતી કહેવાય છે કે તામલુકમા પોલીસોએ સત્યાગ્રહીઓની અને તેમના શુભેચ્છકોની મિલકતને આગ લગાડી હતી ઘણે સ્થળેથી અસખ્ય હુમલાઓ થયાના અહેવાલ મળ્યા હતા ગોપીનાથપુરમા મહાસભાના સ્વયંસેવકોને નિર્દય રીતે માર મારવામા આવ્યો હતો અને આમ મારનો ભોગ થઈ પડેલાઓમા એક મુસલમાન છોકરો પણ હતો આ બનાવને લીધે ગામલોકો નાલચીડ થઈ ગયા તેમણે પોલીસોને પકડીપકડીને એક નિશાળમા પૂરી દીધા અને તે પછી

નિશાળના મકાનને આગ લગાડી. આ વખતે મહાસભાના સ્વયંસેવકોએ મકાનનાં તાળાં તોડ્યાં અને બળતી ઝાળમાં સપડાયેલા પોલીસોને પોતાના જીવ સોંઘા કરી બચાવી લીધા. તા. ૩૧મી ડિસેમ્બર, ૧૯૩૧ને રોજ, શ્રી. સુભાષચંદ્ર બોઝ એક સરઘસમાં કૂચ કરતા હતા, ત્યારે તેમને સખત મારવામાં આવ્યા. તે વખતે સુભાષબાબુ તાજા જ એક વર્ષની જેલ ભોગવીને છૂટ્યા હતા. આ જેલ ફિતૂરી ભાષણ કરવા બદલ તેમને આપવામાં આવી હતી.

લાહોરના સત્તાવાળાઓ તો એટલા બધા ચમકેલા રહેતા હતા કે તેમણે એક ચિત્રને સુધ્ધાં જપ્ત કર્યું હતું — કારણ કે એ ચિત્રમાં; અમલદારને એક વૃક્ષરૂપે ચીતરવામાં આવ્યો હતો! લુધિયાણામાં એક પડદાનશીન બાનુ પિકેટરને ગિરફતાર કરવામાં આવ્યાં હતાં. એ શહેરમાં પરદેશી કાપડ વેચનારાઓને ઘેર મરસિયા ગવાયા હતા. રાવળપિંડીમાં કેદીઓએ ખરાબ ખોરાક ખાવાની ના પાડી, એટલા ખાતર તેમના ઉપર ખટલો કરવામાં આવ્યો. મોન્ટેગોમરી જેલમાં લાલા લખીરામ નામના કેદી ઘણા દિવસના ઉપવાસ પછી ગુજરી ગયા.

બિહારમાં લડત શાંત અને ધીર પગલે ગતિ કરતી હતી. બિહારમાં સમષ્ટિપુર નામે એક મહાલ છે. એમાં શાહપુર પટોરિયા કરીને એક હાટનું ગામ છે. જવાહર સપ્તાહ ઉજવાયાને ચાર દિવસ થયા, પછી સવાસો પોલીસોએ આ ગામ ઉપર હલ્લો કર્યો. આ હલ્લાની સરદારી પોલીસ સુપરિન્ટેન્ડન્ટ પાસે હતી. તેમણે ૪૬ જણાઓને ગિરફતાર કર્યા અને જેઓ ઘેર ન મળ્યા તેવાઓની બાર બળદગાડી ભરીને માલમતા ઉપાડી ગયા! બીજા ભાગોમાંય આવું બન્યાના સમાચાર આવ્યા હતા. મોંઘીર અને ભાગલપુર આ લડતને મોખરે હતાં. દારૂનાં પીઠાં ઉપર અહીં જે ચોકી ચાલી, તેથી સરકારને ૪૦ લાખ રૂપિયા જેટલી મહેસૂલની ખાધ પડી. મોતીહારી ભાગના ફૂલવાડી ગામમાં લશ્કરી પોલીસ અને ગુરખાઓને ડાંગરનાં ખેતરોમાં ફેરવવામાં આવ્યા હતા. પરિણામે ડાંગરના છોડ કચડાઈ ગયા. આ બધું લોકોમાં ધાક ફેલાવવા સારુ કરવામાં આવ્યું હતું. અહીં પોલીસોએ અસંખ્ય

માણસોની ધરપકડ કરી હતી. ચંપારણ્ય, સારણ, મુઝફ્ફરપુર, મોંઘીર, પટણા અને શાહબાદ જિલ્લાઓમાં ચોકીદારી વેરો ન આપવાની લડત સંગઠિત રીતે ચાલી હતી.

મધ્યપ્રાંતના દારૂની દુકાનોનાં લીલામમાં સરકારને ૬૦ ટકા ઓછા મળ્યા હતા. અમરાવતીમાં 'ગઢવાલ દિન'ની ઊજવણીના પ્રસંગે પોલીસોએ લાઠીમાર ચલાવ્યો હતો. કેરલ પ્રાંતમાં તાડીનું વેચાણ ૭૦ ટકા જેટલુ ઘટી ગયું હતું, ત્યારે તામિલ પ્રાંતમાં તાડીના વેચાણ સામે ચોકી ભરવામાં આવતી હતી એટલે એક પ્રસંગે ગોળીબાર તથા અનેક પ્રસંગોએ લાઠીમાર ચાલ્યા હતા. દિલ્હીમાં એક રાયસાહેબ વિલાયતી દારૂના વેપારી હતા. તેમણે ૮૦ બહેનો ને સેંકડો સ્વયંસેવકોને ગિરફતાર કરાવી ભારે નામ કાઢ્યું હતું.

અહીં આપણે ગુજરાતના હિજરતીઓનાં ફરી વાર દર્શન કરીએ. મિ. બ્રેઈલ્સફર્ડ એ હિજરતનું નીચે પ્રમાણે વર્ણન કરે છે:

"અને પછી, ઇતિહાસમાં એક તાજુબીભરી એવી હિજરત થઈ. પોતાની ન્યાતજાતનાં કડક બંધારણને લીધે જ હિંદીઓમાં બની શકે એવી એકમતીએ આ ગામલોકોએ એક પછી એક પોતાનાં ગાંસડાપોટલાં ગાડામાં ચડાવ્યાં ને તે ગાયકવાડી સીમમાં હંકારી મૂક્યાં. કેટલાક પોતાનો કીમતી પાક ખસેડી શક્યા નહિ, એટલે તેમણે તેના ઉપર દીવાસળી ચાંપી દીધી. હું આવી એક છાવણીમાં ગયો હતો. આ લોકોએ પોતાને માટે કામચલાઉ ઝૂંપડાં ઊભાં કર્યાં છે. ભીંતો માટે તેમણે સાદડીઓ બાંધી છે અને છાપરા માટે તેમણે ખજૂરીનાં પાન છાયાં છે. હવે વરસાદ તો વસૂકી ગયો છે, એટલે બે માસ સુધી તેમને ખાસ કંઈ મુશ્કેલીઓ આવે એમ નથી. અહીં તેઓ ટાઢે વળીને પડ્યા છે. તેમની સાથે તેમના જીવનધન જેવાં પશુઓ છે. નાની સાંકડી પટીમાં તેમણે રાચરચીલું ગોઠવ્યું છે. મોટીમોટી કોઠીઓ છે, અને તેમાં તેમણે અનાજ ભર્યું છે. વળી ત્યાં ઘડિયાળો છે, રવૈયા છે, ચકચકતાં વાસણો છે ને પેટીઓ તથા ખાટલાઓ છે. આ બધાં ઉપર, ત્યાં આ છાવણીની અધિષ્ઠાતા વિભૂતિ–ગાંધીજી–ની છબી છે. મેં આ લોકોમાંથી એક મોટા સમૂહને પૂછ્યું: 'તમે આ હિજરત કેમ કરી?' ઓઓએ તો ઝટ દઈને સીધો–ને સરલ જવાબ આપ્યો: 'મહાત્માજી જેલમાં છે એટલે. પુરુષવર્ગને

આર્થિક પરિસ્થિતિની કઈ વધારે ખબર હતી એટલે તે કહે તો ખેતીમા આજે કશો કસ નથી રહ્યો, ને તેમા મહેસૂલનો અન્યાય તો છે જ, એક બે જણે મને કહ્યુ 'આ હિજરત સ્વરાજપ્રાપ્તિ માટે છે '

આ તળાયેલા ગામોમા મને બે દિવસ પ્રવાસ કરવાનો મળ્યો હતો સુરત જિલ્લા સમિતિના પ્રમુખ મારી સાથે હતા મારા આ દિવસો યાદગાર રહી જાય એમ છે તમે ગામમા ચાલી નીકળો—બસ ઘરોની હારોહારે તાળા લાગેલા બારીના સળિયામાથી તમે અદર જુઓ તો માત્ર તડકાનુ શાત તળાવ ! બધે નીરવતા, માત્ર છાપરા ઉપર કોઈ કોઈ વાર વાનરો કૂદકા મારે !

આમાના કેટલાક ગામોમા પુરુષો કામે આવતા, પણ તેમનુ કુટુંબ અને સરસામાન તો ગાયકવાડી હદમા જ રહેતા આમનામાથી કેટલાકે મારી આગળ પોલીસોના જુલમ વિષે રાવ ખાધી હતી. પણ આ વાત સાચી હતી, એનો પુરાવો મેળવવા માટે ઝાઝી વાર ન લાગી અમારી મોટર આવા એક તળાયેલા ગામમાથી બહાર નીકળતી હતી, એટલે એક બદૂકધારી પોલીસે ખરાબ ચાપ ચડાવી અમને અટકાવ્યા. તેણે અમને કહ્યુ 'તમારે ગામ છોડવુ જ હોય તો તે માટે પોલીસ પાસેથી લેખિત પરવાનગી લાવવી જોઈએ.' પણ પછી તો, મારો અગ્રેજ પોશાક જોઈ ને એ ભાઈસાહેબના હોશ ગડી ગયા તેણે ભાગ્યાતૂટયા અગ્રેજીમા હાકવા માડયુ 'સાહેબ, મે અચ્છા પોલીસ હૂં ' આ પોલીસની ઉપર ક્યાય તેનો નંબર નહોતો એ જોઈ મને આશ્ચર્ય થયુ મે એનો નંબર માગ્યો, એટલે તેણે મને ભરોસો આપ્યો કે દરેક પોલીસના નબર છૂપા છે આ તો ખાસ તાકીદની પલટણનો માણસ હતો, અને એ પલટણની આખરૂ આયર્લેડના બ્લૅક અને ટૅન જેવી ભૂંડી હતી ! આ પલટણનો યોજનાર પોતાના માણસોના ઘર નંબર જ ન નાખવા જેટલી શરતચૂક કરે એમ ભાગ્યે જ બને

<u>એક ભેઠો બળવો હોય,</u> અને તે પોતાના બળો કાયદાની મર્યાદામા જ સામે વાપરતો હોય, તો સરકાર તેનો સામનો કરે તેમા તેને ઠપકો આપી શકાય નહિ સરકારે મહાસભાને ગેરકાયદેસર સસ્થા જાહેર કરી છે બારડોલી તાલુકાના એક સુદર આશ્રમને તેણે જપ્ત કર્યો છે તેણે સુરત જિલ્લા સમિતિના પ્રમુખ અને મારા યજમાનને અમે છૂટા પડ્યા તેને બીજે જ દિવસે જેલમા મૂક્યા છે તેણે બારડોલીના હિજરતીઓની માલમિલકત જપ્તીમા લીધી છે, અને તે તેમની જમીનો લેનારો કોઈ નીકળી આવશે તો તે જમીનો વેચી નાખશે આમ છતા ખેડૂતો તો શાંત નિશ્ચય બેઠા રહેશે

આ બધું કાયદાની રમતમાં આવી શકે છે પણ જુલમ ગુજારવો એ કાયદાની બહાર છે. અને જુલમ ગુજારવામાં આવે છે પણ ખરો. આ પ્રવાસ દરમિયાન અને જે ખેડૂતો સાથે વાતો કરી છે, તેમની ફરિયાદોથી મારી નોંધપોથી ભરચક ભરી છે. હું તેમની ફરિયાદોની શોધતપાસ કરી શક્યો નથી. છતાં, મેં એમને કાળજીથી સવાલો પૂછ્યા છે અને મને એમનાં વચન વિષે શંકા નથી.”

આ દુઃખકથા સમાપ્ત કરતાં પહેલાં અમે પેશાવર અને ત્યાંના પઠાણો વિષે બે બોલ કહીશું જે પઠાણોને વિષે આજ લગી મનાતું કે તેઓ તો ક્રૂરતા અને હિંસાના અવતાર જેવા છે, તે પઠાણો હવે ગાય જેવા નમ્ર ને અહિંસાના જીવંત ઉપાસક બન્યા. ખાન અબ્દુલ ગફ્ફારખાને પોતાના ખુદાઈ ખિદમતગારોના મંડળમાં એવી તાલીમ અને એવી એકનિષ્ઠા રેડી કે હિંદનો એ સહુથી વિશેષ ભયકારી વિભાગ અહિંસાત્મક અસહકારના પ્રયોગને માટે સહુથી સલામત કેન્દ્ર બન્યો. સરહદ પ્રાંત ઉપર વરસેલા સિતમો બહાર પ્રજાની જાણમાં આવવા દેવામાં આવ્યા નહોતા, અને શ્રી વિઠ્ઠલભાઈનો એ ઉપરનો અહેવાલ સરકારે જપ્ત કર્યો હતો. પણ કેટલાક દાખલાઓ તો સારી પેઠે જાણીતા છે, અને તેનો ઇનકાર કરી શકાય એમ નથી.

સરહદ પ્રાંતમાં એક બીજો અગત્યનો પ્રસંગ બન્યો હતો. તેની નોંધ લેવી ઘટે છે. એ પ્રાંતમાં દમનનીતિના ઘોડા છૂટા મૂકવામાં આવ્યા ત્યારે કેટલાક ગઢવાલી સિપાઈઓને એક સભા ઉપર ગોળીબાર કરવાનું ફરમાન આપવામાં આવ્યું હતું. સિપાઈઓને એક લારીમાં બેસી સભાને સ્થાને જઈ ગોળીબાર કરવાનો હતો. પણ તેમણે તો શાંત અને નિઃશસ્ત્ર લોકો ઉપર ગોળી છોડવાને સારુ લારીમાં બેસવાની ના પાડી. આથી, આ સિપાઈઓ ઉપર લશ્કરી અદાલતમાં કેસ ચાલ્યો, અને દશથી ચૌદ વર્ષ સુધીની લાંબી સજાઓ તેમને ઠોકવામાં આવી. ૧૯૩૧ના માર્ચમાં મહાસભા અને સરકાર વચ્ચે સમાધાનના છેલ્લા સંદેશાઓ ચાલ્યા, ત્યારે આ સિપાહીઓના છુટકારાનો પ્રશ્ન એક વિવાદનો મુદ્દો બન્યો હતો. ગાંધી-ઇર્વીન સમાધાન થયું ત્યારે પણ આ સિપાઈઓને છોડવામાં નહોતા આવ્યા. માત્ર

પાછળથી કેટનાકની નજાએ ઓછી કરવામા આવી હતી, અને કેટનાકને અમુક મુદતીમા છોડવામા આવ્યા હતા બીજા કેટલાક હજુ જેલમા જ છે

આ દિન કંપાવનારી કથા પૂરી કરીએ એ પહેલા બોરસદની વીરાગનાઓનુ અહી સ્મરણ કરીશુ ૧૯૩૧ના જાન્યુઆરીની પહેલી તારીખે લડતનુ એક માસિક પર્વ હતુ પોલીસો આ ઊજવણી રોકવાને કટિબદ્ધ થયા હતા બહેનોએ પોતાની તરસ છિપાવવા માટે જુદા જુદા સ્થળે પાણીના મોટા માટલા મૂક્યા હતા આથી પોલીસોએ સહુથી પ્રથમ આ માટલા ભાગી નાખ્યા, અને પછી નળજોગી વાપરી બહેનોને વિખેરી નાખી પોલીસો સામે ખાસ આક્ષેપ એ હતો કે બહેનોને જ્યારે નીચે હડસેલી મૂક્વામા આવી ત્યારે તે લોકો પોતાના જોડા સાથે તેમની છાતી ઉપર ચાલ્યા હતા પોલીસની ગુડાશાહીનો આ છેલ્લો નમૂનો કહી શકાય, કારણ ૨૬ મી જાન્યુઆરીએ તો ગાધીજી અને તેમના ૨૬* સાથીઓને બિનશરતે છોડી મૂકવામા આવ્યા

આપણે ફરી જૂન, જુલાઈ અને ઑગસ્ટના ગાળામા જઈએ ૨૦મી જૂન, ૧૯૩૦ને રોજ પંડિત મોતીલાલજીને 'ડેઈલી હેરલ્ડ' પત્રના ખબરપત્રી મિ સ્લોકામ્બ સાથે મુબઈમા વાતચીત થઈ હતી પંડિતજી ત્યારે છૂટા હતા, અને વાતચીતનો વિષય એ હતો કે મહાસભા કઈ શરતે ગોળમેજી પરિષદમા ભાગ લેવા રાજી થાય મિ સ્લોકામ્બે એ શરતોના કેટલાક મુસદ્દાઓ ઘડ્યા તે ઉપર ચર્ચાઓ ચાલી, અને એક સભામા તે મજૂર નાખવામા આવ્યા. આ સભામા પંડિતજી, શ્રી જયકર અને મિ સ્લોકામ્બ એટલા જ હાજર હતા મિ સ્લોકામ્બે ડૉ સપ્રુને પણ કાગળ લખ્યો પરિણામે આ શરતોના મુદ્દા ઉપર વાટાઘાટ કરવા મળવા માટે સપ્રુ જયકર દૂત બન્યા પંડિત મોતીલાલજીએ રાષ્ટ્રપતિ જવાહરલાલને તથા ગાંધીજીને આ દરખાસ્તો સંબંધમા મળવાને કબૂલ્યુ પણ તે આ શરતે પ્રથમ તો, બ્રિટિશ સરકારે તેમજ હિંદી સરકારે ખાનગીમા એવી ખાતરી આપવી કે ગોળમેજી પરિષદ ગમે તે ભલામણો કરે અથવા તો પાર્લામેન્ટ

એ બલાનવેણા પ્રત્યે ગમે તે વલણ રાખે, તો પણ હિંદી સરકાર હિંદની પૂર્ણ સ્વરાજની માગણીને પોતાનો ટેકો આપશે—સિવાય કે, સોંપણની તેમજ મેળ સંબંધની અમુક શરતો ગોળમેજી પરિષદ ઠરાવશે. આ મુદ્દા ઉપર દૂતોએ વાઇસરૉયને કાગળ લખ્યો, અને ગાંધીજી, મોતીલાલજી તથા પંડિત જવાહરલાલને જેલમાં મળવા દેવાની પરવાનગી આપવા વિનંતિ કરી. આ ૧૩મી જુલાઈએ થયું. એ વખત સુધીમાં પંડિત મોતીલાલજી જેલમાં આવી ગયા હતા. વાઇસરૉયે તો જવાબમાં 'સ્વરાજ'ના સ્વરૂપને વધારે ઝાંખું કરી બતાવ્યું, અને હિંદીઓ પોતાનો વહીવટ જેમ બને તેમ વધુમાં વધુ અંશે સંભાળી લે તેવી રીતે તેમને મદદ કરવાનું તેમણે વચન આપ્યું.

આ બે ખરીતાઓ લઈને સપ્રુજયકર તા. ૨૩મી અને ૨૪મી જુલાઈએ ગાંધીજીને યરોડા સેન્ટ્રલ જેલમાં મળ્યા. ગાંધીજીએ તેમને પંડિત મોતીલાલજી તથા પંડિત જવાહરલાલ ઉપર અલ્હાબાદની નૈની જેલમાં પહોંચાડવાનો કાગળ સોંપ્યો. ગાંધીજીની માગણી આ હતી: ગોળમેજી પરિષદમાં માત્ર સલામતીઓની જ ચર્ચા થાય; વચગાળાના વખતમાં સ્વાધીનતા (ઇંડિપેન્ડન્સ)નો સવાલ વિષય બહાર ન કહેવાય; પરિષદની રચના સંતોષકારક હોય; સરકાર દારૂબંધી અને વિદેશી કાપડની બંધી ન કરે ત્યાં સુધી, સવિનયભંગ પાછો ખેંચી લેવામાં આવ્યો હોય તો પણ દારૂતાડીની તથા વિદેશી કાપડની દુકાનો ઉપર ચોકી ચાલુ જ રહે; અને નિમક પકવવાનું ચાલુ રહે.

આ સાથે રાજદ્વારી કેદીઓના છુટકારા વિષે, જપ્ત કરવામાં આવેલી મિલકતો પાછી સોંપવા વિષે, વસૂલ કરવામાં આવેલા દંડો પાછા આપવા વિષે, લેવામાં આવેલી જામીનગીરીઓ ફરી સુપરત કરવા વિષે, અને રાજીનામાં આપનાર અમલદારોને ફરી નોકરીએ લેવા વિષે તેમજ ઑર્ડિનન્સો પાછા ખેંચી લેવા વિષે ગાંધીજીએ ઉલ્લેખ કર્યો હતો. તેમણે સપ્રુજયકરને ચેતવી પણ દીધા હતા કે હું પોતે એક કેદી છું, એટલે રાજદ્વારી પ્રવૃત્તિઓ વિષે કશો પણ અભિપ્રાય આપવાનો મને હક નથી. એથી આ સૂચનો એ મારાં પોતાનાં અંગત જ માનવાં, અને કોઈ પણ

સ્વરાજની યોજનાને મારા આગેવાન મુદ્દાઓની કસોટીએ ચડાવી જેવાનો મને અધિકાર રહે જ છે. પંડિત મોતીલાલજી તથા જવાહરલાલને તેમણે જે પત્ર લખ્યો તેમાં સમાધાનના સંદેશાઓ ચલાવવાનો વખત પાકી જ ગયો છે કે કેમ તે વિષે તેમણે શંકા પ્રદર્શિત કરી હતી.

આ બધા કાગળો લઈને જયકર-સપ્રુએ તા. ૨૭ મી તથા ૨૮મી જુલાઈએ બન્ને પંડિતોની જેલમાં મુલાકાત લીધી, અને તેમની સાથે સંપૂર્ણતાએ વિચારણા ચલાવી. બન્ને નેહરુઓએ તા. ૨૮ મી જુલાઈ, ૧૯૩૦ના પોતાના પત્રમાં જણાવ્યું કે મહત્ત્વના મુદ્દાઓ ઉપર જ્યાં સુધી સમજૂતી થાય નહિ, ત્યાં સુધી કોઈ પણ પરિષદમાં કશી સિદ્ધિ સાધી શકાશે નહિ. એક જુદી નોંધમાં પંડિત જવાહરલાલે જણાવ્યું કે ગાંધીજીનું બંધારણવિષયક દૃષ્ટિબિન્દુ મારા પિતાને કે મારા ગળે ઊતરતું નથી; કારણ કે મહાસભાનાં પદ અને પ્રતિજ્ઞા સાથે અથવા આજની વસ્તુસ્થિતિ સાથે તેનો મેળ બેસે એમ નથી. ૩૧ મી જુલાઈએ તથા તા. ૧લી અને ૨ જી ઓગસ્ટે શ્રી. જયકરે ગાંધીજીની ફરીથી મુલાકાત લીધી. ગાંધીજીએ સ્પષ્ટ રીતે તેમને કહી દીધું કે, રાજબંધારણની એવી કોઈ પણ યોજના મને સ્વીકાર્ય રહેશે નહિ, જેમાં હિંદ પોતાની મુનસફીએ સામ્રાજ્ય બહાર જઈ શકે એવો નિયમ ન હોય, તેમજ જેમાં મારા અગિયાર મુદ્દાનો સંતોષકારક રીતે ઉકેલ આણવાની હિંદને હક તથા સત્તા ન હોય. બ્રિટિશરોના બધા દાવાઓની તેમજ ભૂતકાળમાં તેમને આપવામાં આવેલી બધી છૂટછાટોની તપાસ કરવા માટે એક પંચ નીમવાની ગાંધીજીએ માગણી કરી હતી. તેમણે આ દૂતોને કહ્યું કે તમારે મારા આ વિચારોથી વાયસરૉયને વાકેફ કરવા, કારણ કે રખેને તેમને કહેવું પડે કે ગાંધીજીના આ વિચારોથી તેમને તાજુબી થઈ છે! આ પછી ટૂંક વખતમાં બન્ને પંડિતો તથા ડૉ. સૈયદ મહમૂદ જેલમાં ગાંધીજી અને બીજા મિત્રો સાથે વિચારણા કરી શકે, તેટલા ખાતર તેઓને યરોડા જેલમાં લઈ જવામાં આવ્યા હતા.

. . . તા. ૧૪મી ઓગસ્ટે યરોડા જેલમાં મંત્રણાઓ ચાલી. એક બાજુ, જયકર સપ્રુ હતા, અને બીજી બાજુ ગાંધીજી, પંડિત મોતીલાલજી, પંડિત જવાહરલાલ, સરદાર વલ્લભભાઈ, શ્રીમતી સરોજિની નાયડુ, શ્રી. જયરામદાસ તથા ડૉ. સૈયદ મહમૂદ હતા. તા. ૧૫મી ઓગસ્ટે ત્યાં હાજર રહેલા મહાસભાના નેતાઓએ પોતાની સહી સાથે એક પત્ર આપ્યો, તેમાં આ પરિષદની મંત્રણાઓ સમાઈ જાય છે. આ પત્રમાં નેતાઓએ આગળ કરેલી શરતોમાં હિંદનો સામ્રાજ્ય બહાર જવાના હકની તથા બ્રિટિશરોના અધિકારો તેમજ ખાસ લાભો તપાસવા માટે પંચ નીમવાની માગણી પણ હતી. સંદેશાઓની સમાપ્તિમાં ગાંધીજી, સરદાર વલ્લભભાઈ, શ્રી. જયરામદાસ તથા શ્રીમતી સરોજિની નાયડુએ શ્રી. જયકરસપ્રુએ સમાધાન આણવા માટે જે તકલીફ ઉઠાવી હતી તે બદલ આભાર માન્યો હતો અને સૂચવ્યું હતું: ‘સ્વાભાવિક રીતે જ, મહાસભાની લગામ અત્યારે જેમના હાથમાં છે તેઓ અમારામાંના ગમે તેને મળી શકે એમ હોવું જોઈએ. સરકાર પોતે પણ સુલેહશાંતિ માટે ઇચ્છી રહી છે, તો એ રીતે આ લોકોને અમને મળવા દેવામાં કશી મુશ્કેલી ન હોવી જોઈએ.’

વાઈસરૉયે તા. ૨૮મી ઓગસ્ટના પોતાના પત્રમાં જણાવ્યું કે રાજદ્વારી કેદીઓના ઉદાર ધોરણના છુટકારા સંબંધમાં તેઓ બહુ બહુ તો પ્રાંતિક સરકારોને સૂચના કરી શકે, અને એ સરકારો તે તે કેસના અંગત ગુણદોષો જોઈ નિર્ણય કરશે. હવે પંડિત મોતીલાલજી તથા પંડિત જવાહરલાલને ફરી નૈની જેલમાં લઈ જવામાં આવ્યા હતા. તેમણે તા. ૩૧મી ઓગસ્ટે ગાંધીજીને લખ્યું: ‘લૉર્ડ અર્વીન પોતાના પત્રમાં પ્રારંભિક સમજૂતીને પણ અશક્ય ગણે છે, અને તેમના પત્રનો મિજાજ જોતાં જણાય છે કે સરકાર સુલેહની ઇચ્છા રાખતી નથી.’ આ પછી પત્રવ્યવહાર તો ચાલ્યો, છતાં સમાધાનના સંદેશાઓ પડી ભાગ્યા એમ નોંધી આપણે એ વાત અહીં પૂરી કરીશું.

આ અફળ સંદેશાઓની સંપૂર્ણ વિગતો પરિશિષ્ટ ૮ અમાં પ્રગટ કરવામાં આવી છે. જયકરસપ્રુના આ વિષ્ટિ તૂટી પડી

તેથી કંઈ હિંદના હિતેચ્છુઓના હૈયામાં હાય નહોતી પડી. ફરી વિષ્ટિના પ્રયત્નો ચાલ્યા, અને એ કરનાર અધ્યાપક હોરેસ જી. અલેક્ઝાંડર હતા. તેઓ સેલી ઓક કૉલેજમાં આંતરરાષ્ટ્રીય સંબંધોના અધ્યાપક હતા. તેમણે ગાંધીજી તથા વાઈસરૉયની મુલાકાતો લીધી. તેઓ ગાંધીજીની માંગણીની કરેલી સ્પષ્ટતા જોઈને તાજુબ થયા. એ માગણીમાં લાંબાંચોડાં નામોનાં ગૂંચળાં પડતાં નહોતાં, તેમાં તો હિંદની ગરીબાઈના સાદા પ્રશ્નોની છણાવટ હતી.

આ સુધીમાં લૉર્ડ ઇર્વીને ગેરકાયદેસર ઉશ્કેરણીને લગતો, છાપાને લગતો તેમજ ગેરકાયદેસર મંડળીને લગતો એવા એવા ડઝનેક ઑર્ડિનન્સો બહાર પાડ્યા હતા. લૉર્ડ ઇર્વીન પૂરી વફાદારીથી બેઉ બાજુનાં ઢોલ પીટવાની બેધારી નીતિ અજમાવી રહ્યા હતા. એક બાજુ, તેઓ આ ફતવાઓની આવશ્યકતાનું પ્રતિપાદન કરતા તો બીજી બાજુ હિંદી રાષ્ટ્રવાદની ટાઢી કદર કરતા. કલકત્તાના યુરોપિયન એસોસિયેશન સમક્ષ તેમણે કહ્યું હતું: 'આપણે સવિનયભંગની હિલચાલને ગમે તેવા ભારપૂર્વક વખોડી કાઢીએ છતાં આજે હિંદી વિચારક્ષેત્રમાં જે રાષ્ટ્રવાદનો તરવરાટ છે તેના શુદ્ધ અને શક્તિશાળી અર્થની આપણે ઓછી આંકણી કરીએ તો આપણે થાપ ખાધી ગણાય.' આ બેધારી ચાલ હતી; કારણ કે એક બાજુ હિંદી વજીરને ગોળમેજી પરિષદ બોલાવવાનુ કાર્ય હતું, તો બીજી બાજુ વાઈસરૉયે હિંદમાં લાંબી ડાંગ ઉગામવી હતી.

ગોળમેજી પરિષદ તા. ૧૨ મી નવેમ્બર, ૧૯૩૦ ને રોજ મળી. ઉમરાવોની સભાના શાહી રંગભવનમાં ભારે દબદબા સાથે એનુ મંગળાચરણ થયું. એમાં ૮૫ પ્રતિનિધિઓ હતા; તેમાંના ૧૬ દેશી રાજ્યોમાંના હતા, ૫૭ બ્રિટિશ હિન્દમાંના હતા. બાકીના ૧૩ ઇંગ્લંડના જુદા જુદા પક્ષોના પ્રતિનિધિઓ હતા. પરિષદ આંતરેઆંતરે સેંટજેમ્સ પ્રાસાદમાં મળી હતી, અને એમાં અપાયેલાં આરંભનાં ભાષણોમાં દરેક જણે સાંસ્થાનિક સ્વરાજ્યની વાત કરી હતી. પતિયાળા, બિકાનેર, અલવર, અને ભોપાળ એ દેશી રાજાઓના પ્રતિનિધિઓ સમૂહતંત્રના અનુમોદક હતા.

શ્રી.શ્રીનિવાસ શાસ્ત્રીએ હિંદના સ્વાતંત્ર્યનો દાવો છટાથી રજૂ કર્યો હતો. તેઓ શરૂઆતમાં તો સમૂહતંત્રને વિષે અનુત્સાહી હતા, પણ પાછળથી તેઓ તેના એકનિષ્ઠ અનુમોદક થયા. વડા પ્રધાને રાજ્યબંધારણની સફળતા માટે નીચેની બે મૂળ આવશ્યકતાઓ રજૂ કરી હતી: એક તો એ બંધારણ અમલ થઈ શકે એવું હોવું જોઈએ, અને બીજું એ વિકાસશીલ રહેવું જોઈએ. વિકાસશીલ બંધારણ વિષે તેમણે કહ્યું કે, એ બંધારણમાં ઉત્તરોત્તર વિકાસ થાય છે, અને પછીની પેઢી એને પોતાનો પવિત્ર વારસો ગણે છે. આ પછી વિવિધ પેટાસમિતિઓ નીમવામાં આવી, અને તેમણે રક્ષણ, મતાધિકાર, સરહદ, લઘુમતી કોમો, બ્રહ્મદેશ, હિંદી તથા પ્રાંતિક સનદી નોકરીઓ, અને સમૂહતંત્રનું કલેવર એ વિષયો સંબંધમાં પોતાના અહેવાલો રજૂ કર્યા. પરિષદને પોતાની બેઠક સમેટી લેવાની ઉતાવળ હતી. એથી, તા. ૧૯મી જાન્યુઆરીએ એની પૂરી બેઠક મળી, અને તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે જે અહેવાલો અને યાદીઓ આ પરિષદ સમક્ષ મૂકવામાં આવ્યાં છે તે હિંદના રાજ્યબંધારણની યોજનામાં ભારે મૂલ્યનાં સાધન થઈ પડશે, અને તેથી એ કાર્ય આગળ ચાલુ રાખવું.

વડા પ્રધાને સાફ રીતે કહ્યું હતું કે સમૂહતંત્રના પાયા ઉપર બંધાયેલી ધારાસભામાં પ્રાંતોની સાથે દેશી રાજ્યોનું પણ પ્રતિનિધિત્વ રહેશે, અને સરકાર પોતાનું કારોબારી મંડળ ધારાસભાને જવાબદાર રહે એવો સિદ્ધાન્ત સ્વીકારવા તૈયાર રહેશે. પોતાની ખાસ જવાબદારીઓ અદા કરવાને સારુ તેમજ રાજ્યમાં શાંતિ જાળવવા સારુ અને સાંપત્તિક સ્થિરતા સુરક્ષિત રાખવા સારુ ગવર્નર જનરલને ખાસ સત્તાઓ સોંપવામાં આવશે. વડા પ્રધાને બીજી કેટલીક વિગતો આપી, અને છેવટે તેમણે શહેનશાહની સરકાર હિંદના ભાવિ તંત્રના વિષયમાં શી નીતિ અને શા આશયો સેવવા ઇચ્છે છે તેની જાહેરાત કરી.

તેમણે કહ્યું:

"શહેનશાહની સરકાર માને છે કે, હિંદી સરકારની તંત્રવ્યવસ્થાની જવાબદારી પ્રાંતિક તેમજ વડી ધારાસભાઓને સોંપાશે—સિવાય કે, વચગાળાના વખત દરમિયાન અમુક ફરજોના પાલન સારુ તેમજ બીજા

સંજોગોને પહોંચી વળવા સારુ તથા લઘુમતી કોમોના રાજદ્વારી હક-અધિકારોના રક્ષણ સારુ તેમાં આવશ્યક ખોળાધરીની શરતો રહેશે.

"વચગાળાના વખતને પહોંચી વળવા સારુ કાયદાની જે સલામતીઓ મૂકવામાં આવશે તેમાં શાહેનશાહની સરકાર ધ્યાન રાખશે કે આવી રીતે ઘડવામાં આવતી અનામત સત્તાઓ હિંદના પોતાના નવા સંપૂર્ણ જવાબદાર તંત્રવિકાસમાં બાધારૂપ ન નીવડે."

છેવટમાં, વડા પ્રધાને કહ્યું ;

"આજે જેઓ સવિનયભંગની હિલચાલમાં રોકાયેલા છે તેઓ જો આ દરમિયાન વાઈસરોયની અપીલનો જવાબ આપશે, તો એમની સેવાઓ મેળવવાનાં પગલાં લેવામાં આવશે"

ગોળમેજી પરિષદ સાથે મહાસભાને કશું લાગતુંવળગતું નહોતું, પણ વડા પ્રધાનનાં છેવટના વાક્યોને લીધે આપણે તેનું આ ટાંચણ કર્યું. આ પરિષદની બેઠક પૂરી થઈ, પછી ભાગ્યે જ એક અઠવાડિયું ગયું હશે એટલામાં એક મહત્ત્વનો પ્રસંગ ઊભો થયો અને ગાંધીજી તથા તેમના ૧૯ સાથીઓને બિનશરતે જેલમાંથી છોડવામાં આવ્યા. પાછળથી આ છૂટનારાઓમાં સાત નવા વધ્યા. આ જેલમુક્તિનો હુકમ આપતું વાઈસરૉયે જે નિવેદન બહાર પાડ્યું તે તેની ભાષાની અને ભાવનાની એમ બન્ને રીતે સુંદર હતું. એ નિવેદન અહીં ઉતારીએ તે પહેલાં તા. ૨૧મી જાન્યુઆરી ૧૯૩૧ને રોજ સાંજે ચાર વાગ્યે, કારોબારી સમિતિએ અલ્હાબાદ ખાતે સ્વરાજભુવનમાં જે ઠરાવ પસાર કર્યો હતો તે અહીં અમે રજૂ કરીશું :

"બ્રિટિશ પાર્લમેન્ટના અમુક સભાસદોની તથા દેશી રાજાઓની અને પ્રજાના પ્રતિનિધિ નહિ પણ પોતાના મળતિયા હિંદીઓમાંથી સરકારે પસંદ કરેલા કેટલાક હિંદીઓની બનેલી ગોળમેજી પરિષદની કાર્યવાહીને હિંદી રાષ્ટ્રીય મહાસભાની આ કારોબારી સમિતિ કોઈ પણ રીતે માન્યતા આપી શકે એમ નથી. આ સમિતિ માને છે કે એક બાજુ બ્રિટિશ સરકાર મહાત્મા ગાંધી અને પંડિત જવાહરલાલ જેવા પ્રજાના સાચા નેતાઓને જેલમાં પૂરી ઑર્ડિનન્સો કાઢી, ધરપકડો કરી અને હજારો શાંત, નિ:શસ્ત્ર તથા અવિરોધી પ્રજાજનો — જે આ સમિતિના મત પ્રમાણે સર્વ પીડિત પ્રજાઓ માટે એક શુદ્ધ સાધનરૂપ છે એવા સવિનયભંગ દ્વારા પોતાના દેશની મુક્તિસાધના માટે મથે છે — તેમના ઉપર

આવા દાખલાઓમાં હમેશાં બને છે તેમ સરકારને તો આ ઠરાવની ખબર લગભગ તરત જ પડી ગઈ હતી.

આગળ આપણે લૉર્ડ ઈર્વીનના નિવેદનનો ઉલ્લેખ કરી ગયા છીએ. તા. ૨૫મી જાન્યુઆરી, ૧૯૩૧ને રોજ બહાર પડેલું તે નિવેદન આ પ્રમાણે હતું:

"વડા પ્રધાને તા. ૧૯મી જાન્યુઆરીએ જે નિવેદન કર્યું છે, તેના ઉપર વિચારણા કરવાની તક આપવા માટે મારી સરકારે પ્રાંતિક સરકારોની સલાહ લઈ નિર્ણય કર્યો છે કે મહાસમિતિની કારોબારી સમિતિના સભ્યોને એ સમિતિ ઉપર તા ૧લી જાન્યુઆરી, ૧૯૩૦થી કામ કરનારાઓ સાથે પૂરી ચર્ચા કરવાની છૂટ મળવી ઘટે છે.

"આ નિર્ણયને અનુસરીને તથા આ હેતુને અર્થે તેમજ આ સભ્યો કોઈ સભા કરવા ઇચ્છે તો તેમાં કાયદાની કશી આડ ન રહે તેટલા ખાતર, એ સમિતિને ગેરકાયદેસર મંડળી જાહેર કરનારું જે જાહેરનામું સુધારેલા ફોજદારી કાયદાની હેઠળ બહાર પાડવામાં આવ્યું હતું તે બધી પ્રાંતિક સરકારો પાછું ખેંચી લેશે, અને મિ. ગાંધી અને બીજાઓ જેઓ એ સમિતિના સભ્યો છે તથા ૧લી જાન્યુઆરી ૧૯૩૦થી જેમણે એ સમિતિનું સભ્યપદ ભોગવ્યું છે, તે બધાને જેલમાંથી છૂટા કરવાનાં પગલાં લેવામાં આવશે.

"મારી સરકાર આ છુટકારાઓ ઉપર કશી પણ શરતો મૂકશે નહિ; કારણ કે અમે માનીએ છીએ કે સુલેહસંપભરી સ્થિતિ સ્થાપિત કરવી હોય તો તે લાગતાવળગતાઓને પોતાની ચર્ચાઓને માટે બિનશરતી સ્વતંત્રતા હોય તો જ બની શકે. આ અમારા પગલાંની પાછળ એ નિખાલસ ઇચ્છા રહી છે કે સુલેહસંપભર્યું વાતાવરણ પેદા થાય જેથી કરીને વડા પ્રધાને મુલકમાં શાંતિ સ્થપાય તો સરકાર પોતે તેનો ઉત્તર વાળવામાં જરાય પછાત નહિ પડે એવી જે કબૂલાત આપી હતી, તેનો હિંદી સરકાર અમલ કરી શકે.

"હું વિશ્વાસ રાખું છું કે અમારા નિર્ણયની સાથે લાગતાવળગતાઓ, એ નિર્ણયની પાછળ રહેલી ભાવનાએ જ પોતાનાં કર્તવ્યો કરશે. અને મને શ્રદ્ધા છે કે તેઓ આ ગંભીર પ્રશ્નોની શાંત અને તટસ્થ વિચારણા કરવાની અગત્યને સ્વીકારશે."

# પ્રકરણ ૧ લું

## ગાંધી-ઈરવીન કરારનામું—૧૯૩૧

ગાંધીજીનો સંદેશો—પંડિત મોતીલાલની છેવટની માંદગી—પંડિતજીનું અવસાન—પંડિતજીના અવસાન વિષે ગાંધીજી—વાઈસરોય સાથે મુલાકાત નક્કી થઈ—તે પ્રસિદ્ધ મુલાકાત—બન્નેનો વિજય—કરાચીની મહાસભા—પ્રમુખનું ભાષણ—ભગતસિંહ વિષે ઠરાવ—ગાંધીજીનું કાળા વાવટાથી સ્વાગત—કરાચી પર છવાયેલી ગમગીની—ગણેશશંકર વિદ્યાર્થીનું ખૂન—મુખ્ય ઠરાવ—હિંદ બહારના હિંદીઓ—પૂર્વ આફ્રિકા—મૂળ હકોમાં યોગ્ય ફેરફાર કરી લેવાનો મહાસમિતિને અધિકાર—રાષ્ટ્રીય ધ્વજ સમિતિ—ભગતસિંહના અગ્નિસંસ્કારના વિષયમાં સમિતિ—મૂળ હકો વિષે સમિતિ—જાહેર સરકારી કરજ વિષે સમિતિ—કોમી ઐક્ય માટે પ્રતિનિધિમંડળ—ગોળમેજીમાં ગાંધીજીએ એકલા જ જવા વિષે.

*

૨૬મીની મધ્યરાત્રિ પૂર્વે જ આગેવાનોની મુક્તિ થાય એવી યોજના હતી. કાર્યવાહક સમિતિના સભ્યોની પત્નીઓ જેલમાં હોય તો તેમને તરત મુક્ત કરવાના હુકમો નીકળી ચૂક્યા હતા. મુક્ત થનાર આગેવાનોની સંખ્યા ૨૬ સુધી પહોંચી ગઈ, કેમકે મૂળ સભ્યોને જેલ મળ્યા પછી વચગાળામાં નિમાયેલા સભ્યોને પણ આ છુટકારામાં સમાવી લેવામાં આવ્યા હતા. ગાંધીજીને

મુક્ત કરવામાં આવ્યા કે તરત જ તેમણે હિંદી પ્રજાને એક સંદેશો આપ્યો. વિજયથી ફુલાઈ ન જવાનો તેમજ નિષ્ફળતાથી હારી ન જવાનો ગાંધીજીનો સ્વભાવ આ સંદેશામાં બરાબર વ્યક્ત થયો છે:

"જેલમાંથી હું તદ્દન સ્વચ્છ હૃદયે બહાર આવ્યો છું મારા હૃદયમાં કોઈ પ્રત્યે દુશ્મનાવટ નથી, ચર્ચાને માટે મેં કોઈ પૂર્વગ્રહ બાંધી લીધો નથી અને આખી પરિસ્થિતિનો દરેક બાજુથી અભ્યાસ કરવાને તેમજ સર તેજબહાદુર સપ્રુ અને બીજા ગોળમેજી પરિષદના પ્રતિનિધિઓ પાછા ફરે તેમની સાથે વડા પ્રધાનના નિવેદન વિષે ચર્ચા કરવાને હું તૈયાર છું. આ પ્રતિનિધિઓ પૈકી કેટલાકે લંડનથી તાર કરીને આમહભરી ઇચ્છા વ્યક્ત કરી હતી તેને માન્ય રાખીને મેં આ નિવેદન કર્યું છે."

છાપાંના પ્રતિનિધિઓ સમક્ષ સમાધાનીની પોતાની શરતો કેવીક રહેશે એનું કંઈક સૂચન ગાંધીજીએ કર્યું પરંતુ તે સાથે તેમણે તરત જ જાહેર કર્યું કે:

'ચોકી કરવાનો હક છોડી શકાય એમ નથી કે કરોડો ભૂખે મરતા લોકોને મીઠું પકવી લેવાનો હક પણ જતો કરી શકાય એમ નથી.' આ ઉપરાંત એમણે ઉમેર્યું કે, 'જેને પરિણામે લગભગ બધા ઓર્ડિનન્સો કાઢવામાં આવ્યા છે તે મીઠું પકવવાની હિલચાલનો, અથવા પરદેશી કાપડ અને દારૂના બહિષ્કારનો આશય પ્રચલિત સરકારી ગેરવહીવટ તેમજ અંધેર સામે પ્રજાનો વિરોધ નોંધાવવાનો નથી, પરંતુ એ વસ્તુઓ કાયમને માટે સિદ્ધ કરવાનો છે. તેમણે વિશેષમાં જાહેર કર્યું કે, માનભરેલી રીતે સમાધાન થઈ શકતું હોય અથવા શાંતિ સ્થાપી શકાતી હોય તો તે માટે મારું હૃદય તલસે છે; પરંતુ મેં જણાવેલા ત્રણ પ્રશ્નોનું યોગ્ય નિરાકરણ ન કરતું હોય એવા કોઈ પણ સમાધાનને માટે મારે એકલા ઊભા રહેવું પડે તો પણ હું મારો સાથ આપી શકું એમ નથી."

'એટલે હું તે ગોળમેજી વૃક્ષની તેના ફળ ઉપરથી જ પરીક્ષા કરીશ' એમ આખરે જણાવીને ગાંધીજી રોગશય્યા પર પડેલા પંડિત નેહરુને મળવાને અલ્હાબાદ ઊપડી ગયા. મહાસભાની કાર્યવાહક સમિતિના બધા મુક્ત થયેલા સભ્યોને પણ ત્યાં જ બોલાવી લેવામાં આવ્યા અને તે બધા સ્વરાજભવનમાં ભેગા મળ્યા. ૧૯૩૧ના જાન્યુઆરીની ૩૧મી અને ફેબ્રુઆરીની ૧લી

તારીખે થયેલી કાર્યવાહક સમિતિની સભામા નીચેનો ઠરાવ કરવામા આવ્યો

"શ્રી. શાસ્ત્રી, સપ્રુ અને જયકરની ઇચ્છાને માન્ય રાખી કાર્યવાહક સમિતિએ પોતાનો તા ૨૧-૧-૩૧નો ઠરાવ પ્રસિદ્ધ ન કરવાનું ઠરાવવાથી જાહેરમા એવો ખ્યાલ ફેલાયો છે કે 'સવિનયભંગ' તરતને માટે બંધ કરીને મોકૂફ રાખવામા આવ્યો છે તેથી સમિતિને પોતાનો આગલો નિર્ણય ફરી જાહેર કરવાની જરૂર ઊભી થઈ છે કે, જ્યા સુધી સ્પષ્ટ સૂચનાઓ જાહેર કરવામા ન આવે ત્યા સુધી 'સવિનયભંગ' જરા પણ મંદ પડે નહિ એ રીતે સતત ચાલુ રાખવાનો છે. આ સમિતિ પ્રજાને યાદ આપે છે કે વિદેશી કાપડની તેમજ દારૂ તથા બીજા કેફી પદાર્થોની દુકાનો પર ચોકી કરવી એ કઈ 'સવિનયભંગ'ના કાર્યક્રમના અંગો નથી, પરંતુ પૂરેપૂરી શાંતિ અને અહિંસક ચોકી કરવાનો પ્રજાજનોનો હંમેશનો સામાન્ય અધિકાર છે.

"વળી આ સમિતિ વિદેશી કાપડના તેમજ વિદેશી સૂતરના વેપારીઓને અને મહાસભાના કાર્યકર્તાઓને યાદ દેવડાવે છે કે વિદેશી કાપડનો બહિષ્કાર એ આમવર્ગના હિતને માટે અત્યંત જરૂરની વસ્તુ હોઈ રાષ્ટ્રીય પ્રવૃત્તિનુ એક કાયમનુ અંગ છે, અને જ્યા સુધી સદંતર બંધી વડે કે અટકાયતી જકાતો વડે વિદેશી કાપડ અને વિદેશી સૂતરને હિંદમા આવતુ અટકાવવાની સત્તા મહાસભાના હાથમા આવી નથી ત્યા સુધી એ બહિષ્કાર કાયમ રહેવાનો છે.

'વળી વિદેશી કાપડનો બહિષ્કાર સફળ કરવાની મહાસભાની વિનંતિને વિદેશી કાપડસૂતરના વેપારીઓએ જે જવાબ આપ્યો છે તેની આ સમિતિ કદર કરે છે, પરંતુ સાથે સાથે તેમને યાદ આપે છે કે તેમનો અત્યારનો હિંદમા આવી પડેલો માલ વેચાતી આપવાની આશા આપવાનો કોઈ પણ મહાસભાસમિતિને અધિકાર નથી"

મહાસભાની કાર્યવાહક સમિતિના બધા — મૂળ તેમજ લડત દરમિયાન નિમાયેલા — સભ્યો ૩ જી ફેબ્રુઆરી સુધી અલ્હાબાદમા રોકાયા પંડિતજીની પ્રકૃતિ દિવસે દિવસે વધારે વધારે બગડતી જતી હતી. અને એક્સ-રેથી તેમની ચિકિત્સા કરાવવાને તેમને લખનૌ લઈ જવાની જરૂર જણાઈ ગાંધીજી સાથે થોડાક આગેવાનો આ કારણે અલ્હાબાદમા રોકાયા અને બાકીના તરતને માટે વિખેરાઈ ગયા ગાંધીજી જાતે મોતીલાલજીની સાથે લખનૌ

ગયા ત્યાં મૃત્યુ સાથે ઠેઠ સુધી યુદ્ધ કરીને આખરે પંડિતજીએ દેહ છોડ્યો. મૃત્યુ સમયના તેમના છેલ્લા શબ્દો આ હતા:

'સ્વરાજભવનમાં જ હિન્દનું ભાવી નક્કી કરો. મારી હાજરીમાં જ તે વિષે નિર્ણય કરો. મારી જન્મભૂમિના ભાવીના નિર્ણયને અંગે છેવટનું જે માનભર્યું સમાધાન થાય તેમાં મને પણ સાથ આપવા દો. મારે માટે આ સમયે મરણ નિર્માણ થયું હોય તો સ્વતંત્ર હિન્દને ખોળે હું મરણને ભેટી શકું એટલું કરજો. મારી છેવટની નિદ્રા મારે પરાધીન નહિ પરંતુ મુક્ત ભૂમિમાં લેવી છે.'

જન્મભૂમિની મુક્તિને માટે છેવટની ક્ષણ સુધી ઝંખના કરનાર આ મહાન પંડિત સાચે જ બધી રીતે અમીર હતા— બુદ્ધિબળથી, સંસ્કારની સમૃદ્ધિથી અને ચારિત્ર્યની સંપત્તિથી. પોતાના સ્પષ્ટ દર્શનથી તેમજ તીક્ષ્ણ બુદ્ધિથી પ્રજા સમક્ષ ખડા થયેલા અનેક જટિલ પ્રશ્નોનું સ્પષ્ટ નિરાકરણ કરવામાં જ્યારે તેઓ હિંદને ભારે સહાય કરી રહ્યા હોત તે જ ક્ષણે તેમનું મૃત્યુ થવાથી દેશને જે ખોટ ગઈ તે કોઈ રીતે પૂરી શકાય એમ નહોતું, કેમકે તેમની બુદ્ધિ વિચારના ગમે તેટલા વિશાળ ક્ષેત્રને આવરી શકતી એટલું જ નહિ પરંતુ તે સમયે આપણી સમક્ષ આવી પડેલા રાજકીય પ્રશ્નોની આંટીઘૂંટીભરી વિગતોમાં ઊતરીને ઝપાટાથી સાચા નિર્ણયો કરવા જેટલી ઝીણી નજર પણ તેમણે કેળવી હતી.

અલ્હાબાદથી ગાંધીજીએ ૭મી ફેબ્રુઆરીએ પંડિતજીના અવસાન વિષે નીચેનું નિવેદન બહાર પાડ્યું:

"મોતીલાલજીના મૃત્યુથી દરેક દેશસેવકને અદેખાઈ ઉપજવી જોઈએ. પોતાનું સર્વસ્વ દેશને ચરણે ધરીને છેવટની ક્ષણ સુધી દેશનો જ વિચાર કરતાં કરતાં તેમણે દેહ છોડ્યો. જેને માટે મોતીલાલ ઝંખતા હતા અને જેની પ્રાપ્તિ હવે પાસે દેખાય છે તે મેળવવાને માટે આપણું સર્વસ્વ નહિ તો પણ જરૂર જેટલું ત્યાગીને આપણે એ વીરના મહાન ત્યાગને લાયક બનવું રહ્યું."

ચાલુ રાજકીય પરિસ્થિતિમાં જે દુઃખકર બીના હતી અને ગાંધીજીને જેનાથી ચિંતા રહ્યા કરતી હતી તે એ કે, હિંદને ઇંગ્લંડે સ્વાતંત્ર્યની બક્ષિસ કરી છે એવી ચારે તરફ ગાજી રહેલી

જાહેરાતની હિંદના અધિકારી વર્ગ ઉપર કશી જ અસર જણાતી નહોતી ગાંધીજીએ 'ન્યૂસ ક્રોનિકલ' ઉપર કરેલા તારમા જણાવ્યું હતુ કે,

'ચારે બાજુ દમનનો કાળો કેર જેવો ને તેવો વરતી રહ્યો છે, નિર્દોષ માણસો પર વગર કારણે હુમલાઓ થયા જ કરે છે, પ્રતિષ્ઠિત માણસોની જંગમ અને સ્થાવર મિલકત, કોઈ પણ દેખીતા કારણ વિના માત્ર વટીવટી હુકમોથી, તેમને દાદ ફરિયાદનો અવકાશ આપ્યા વિના, તેમની પાસેથી ખૂચવી લેવામા આવે છે, સ્ત્રીઓના એક સરઘસને હમણા જ જબરદસ્તીથી વિખેરવામા આવ્યું છે, એટલુ જ નહિ, તેમનાં વાળ પકડીને ખેંચીને તેમને ભારે બૂટોથી લાતો મારવામા આવી છે બીજી અડચણો દૂર થાય તો પણ આવુ દમન ચાલુ રહે તો મહાસભાને માટે સહકાર કરવો અશક્ય થઈ પડશે.'

એવી ખાનગી સૂચનાઓ બધે મોકલી દેવામા આવી કે હિલચાલ જેમની તેમ ચાલુ રાખવી પરંતુ નવી લડતો શરૂ ન કરવી, તેમજ નવી પરિસ્થિતિ જાણી જોઈને ઊભી ન કરવી. બરાબર આ જ સમયે એટલે ૧૯૩૧ના ફેબ્રુઆરીની ૬ ઠ્ઠી તારીખે ગોળમેજીમાથી પાછા ફરેલા ૨૬ પ્રતિનિધિઓએ હિંદને કિનારે ઊતરતાની સાથે મહાસભાને નીચેના શબ્દોમા સંબોધન કર્યું.

"ગોળમેજીમા ચર્ચાયેલી યોજના હજી તદ્દન રૂપરેખા જેવી જ છે; તેની વિગતો નક્કી કરવાની હજી બાકી છે એ વિગતો પૈકી કેટલીક અતિશય મહત્વની અને દૂરના પરિણામો નિપજાવનારી છે. આ યોજનાને પૂર્ણ કરવામા પોતાનો સંગીન ફાળો આપવાને મહાસભા તેમજ બીજા પક્ષોના આગેવાનો હવે આગળ પડશે એવી અમારી અંતરની આકાક્ષા છે અમે એવી આશા રાખીએ છીએ કે આ અતિ મહત્વના પ્રશ્નોની ચર્ચાને માટે આવશ્યક એવું પૂર્ણ શાતિનુ વાતાવરણ તૈયાર થશે અને તેને પરિણામે પોતાની શ્રદ્ધાને માટે જેલ સહેતા બીજા રાજકીય કેદીઓને પણ છોડી મૂકવામા આવશે."

છેક ૧૯૩૧ના ફેબ્રુઆરીમા કાનપુરમાં દુકાનો પર ચોકી કરવાના આરોપસર ૧૩૬ ધરપકડો કરવામાં આવી હતી. જેલના ખોરાક અને કપડા તેમજ વ્યવહાર અને શિક્ષાઓની બાબતમાં કેદીઓ પ્રત્યેનુ ખરાબ વર્તન પહેલાંના જેવુ જ ચાલુ હતુ. આવા વાતાવરણમાં ૧૩મી ફેબ્રુઆરીએ કાર્યવાહક સમિતિએ

અલ્હાબાદમાં ફરી પોતાની બેઠક ભરી. આ જ અરસામાં ડૉક્ટર સપ્રુ અને શાસ્ત્રી હિંદ આવી પહોંચ્યા અને તે બન્ને ગાંધીજી તેમજ કાર્યવાહક સમિતિને મળવાને એકદમ અલ્હાબાદ જવા ઊપડી ગયા. તેમની અને કાર્યવાહક સમિતિની વચ્ચે લંબાણુ ચર્ચાઓ ચાલી. સમિતિના સભ્યોએ એ બન્ને મહાનુભાવોની આકરામાં આકરી ઊલટતપાસ કરી. એ તપાસમાં મહાસભાના આગેવાનોએ તેમના પર જરા પણ દયા ન બતાવી કેમકે શાસ્ત્રીઆરે વિલાયતમાં ઉચ્ચારેલી કેટલીક ટીકાઓથી પ્રજાનું માનસ ઊકળ્યુ હતુ એટલુ જ નહિ પણ તેમની સામે કડવાશ પણ ફેલાઈ હતી. એ ગમે તેમ હો. ગાંધીજીએ લૉર્ડ ઇર્વીનને પત્ર લખીને દેશમાં ચાલતા પોલીસના જુલમ પ્રત્યે અને ખાસ કરીને તા. ૨૬મી જાન્યુઆરીએ બોરસદમાં સ્ત્રીઓ પર થયેલા હુમલા પ્રત્યે તેમનું લક્ષ ખેંચ્યું, અને પોલીસના વર્તન વિષે તપાસ કરાવવાની માગણી કરી. આ માગણીને એકદમ નકારવામાં આવી અને તત્કાળને માટે તો એમ થઈ ગયું કે સમાધાનીની વાતચીતો આટલેથી જ પૂરી થાય છે. તેમ છતાં બધાને એમ લાગ્યું કે મહાસભા અને સરકાર એક વાર મળે એ જ જરૂરનું હોય તો એમાંથી એક પક્ષ શરૂઆત ન કરે ત્યાં સુધી એ મેળ શક્ય નથી. એટલે ગાંધીજીએ લૉર્ડ ઇર્વીનને એક ટૂંકો કાગળ લખ્યો અને તેમની સાથે હૃદયથી હૃદય મેળવીને વાત કરવાની પોતાની ઇચ્છા દર્શાવી. ૧૪મી એ આ કાગળ ગયો. ૧૫મીની રાત્રે મળસકામાં તારથી તેનો જવાબ આવ્યો. ૧૬મી ફેબ્રુઆરીએ ગાંધીજી દિલ્લી જવા ઊપડ્યા, અને થોડા જ સમયમાં મૂળ કાર્યવાહક સમિતિના સભ્યો પણ ત્યાં પહોંચી ગયા. મહાસભાની કાર્યવાહક સમિતિએ મહાસભાને નામે સમાધાનીના સંદેશા ચલાવવાને ગાંધીજીને કુલ મુખત્યારી સોંપવાનો ઠરાવ કરી રાખ્યો હતો. ગાંધીજી વાઇસરૉયને ૧૭મી ફેબ્રુઆરીને દિવસે પહેલા વહેલા મળ્યા, અને તેમણે લગભગ ચાર કલાક વાતચીત કરી. ત્યાર પછી ત્રણ દિવસ સુધી એ વાતચીત ચાલુ રહી.

એ વાતચીત દરમિયાન સમાધાનીની સામાન્ય શરતોમાં રાજદ્વારી કેદીઓની સામાન્ય મુક્તિ, ઑર્ડિનન્સો રદ કરવા,

જપ્ત થયેલી મિલકતો પાછી આપવી અને જે અધિકારીઓએ તથા નોકરોએ રાજીનામાં આપ્યાં હોય અથવા જેમને રજા આપવામાં આવી હોય તેમને નોકરી પર પાછા લેવા, એટલી વસ્તુઓનો સમાવેશ તો થવો જ જોઈએ એવી માગણી કરવા ઉપરાંત પોલીસના જુલમોની તપાસ માટેની પોતાની માગણી તેમજ ચોકી કરવાના હક ઉપર ગાંધીજીએ ખાસ ભાર મૂકયો. આ વાતચીત દરમિયાન રજૂ થયેલા મુદ્દાઓ, અને ખાસ કરીને છેલ્લા બે એટલા બધા વિવાદાસ્પદ હતા કે તેમને વિષે તરત જ બન્ને પક્ષોનો મેળ બેસી જાય એવી અપેક્ષા રાખવી નકામી હતી. વાઈસરોયના મહેલમાંથી ૧૯મી ફેબ્રુઆરીએ પ્રસિદ્ધ કરવામાં આવેલી સરકારી જાહેરાતમાં જણાવવામાં આવ્યુ કે ચર્ચા દરમિયાન ઉપસ્થિત થયેલી બાબતોનું પરીક્ષણ ચાલે છે અને ચર્ચા આગળ વધે તે પહેલાં કેટલાક દિવસો નીકળી જાય એવો સંભવ છે.

દિલ્લીમાં ગાંધીજીનો મુકામ ડૉકટર અનસારીને ત્યાં હતો. પહેલે દિવસે વાઈસરોયની મુલાકાત પછી ગાધીજી બહુ ઉત્સાહમાં એ મુકામે પાછા ફર્યા હતા. પહેલા દિવસની ચર્ચાઓનો સૂર તો ચોક્કસ આશાભર્યો હતો. બીજે દિવસે એ સ્પષ્ટ થયું કે વાઈસરોય ગાંધીજીની રજૂઆત સ્વીકારીને ચાલતા નહોતા પરંતુ તેને સમજી લેતા હતા. આ પછી ચર્ચામાં થોડોક ગાળો પડશે એવી ગણતરી રાખવામાં આવતી હતી કેમકે વિલાયતથી કંઈક તારનો સંદેશો આવશે એવી અપેક્ષા હતી અને વાઈસરોયે પોતે ગાંધીજીને શનિવારે ૨૧મીએ પાછા બોલાવવાને જણાવ્યું હતું. પરંતુ ૧૯મીએ પાછું એકાએક તેડું આવ્યું. મહાસભા અને સરકાર વચ્ચે ઉપસ્થિત થયેલા મુદ્દાઓની ચર્ચા કરવા માટે બાર જણની એક પરિષદની દરખાસ્ત કરવામાં આવી. એ બારની સંખ્યા આખરે વીસ સુધી પહોંચી. આ વિષયમાં વાઈસરોય લંડનથી તારની વાટ જોતા હતા અને પરિષદની બેઠક ૨૮મી સુધી મુલતવી રાખવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો.

૨૧મીએ આખરે અપેક્ષિત નિમંત્રણ આવ્યું. ૨૭મીએ ગાંધીજીએ વાઈસરોયની મુલાકાત લીધી. તેમણે તેની સાથે સાત

ત્રણ કલાક સુધી વાતચીત કરી. આ વાતચીત છૂટથી, નિખાલસપણે અને મિત્રતાભર્યા વાતાવરણમાં થઈ. એકે કડવુ વચન કોઈએ ન ઉચ્ચાર્યું અને ગાંધીજી સંદેશાઓ બંધ ન કરે એવી વાઈસરોયે આકાંક્ષા બતાવી.

૨૮મીએ, ગાંધીજીએ વાત થઈ હતી તે મુજબ ચોકી વિષે એક નોંધ મોકલી આપી અને વાઈસરોયે વિચારાયેલી સમાધાની વિષે નોંધો મોકલી.

વાઈસરોયે ગાંધીજી પાસે ઉપસ્થિત થયેલા મુદ્દાઓ પર સ્પષ્ટ નિર્ણયો માગ્યા હતા અને પહેલેથી નક્કી કર્યું હતુ તે મુજબ તેમને પોતાના મહેલ પર ૧લી માર્ચને દિવસે અઢી વાગ્યે મળવાને બોલાવ્યા. તે દિવસે બાજી હાથથી જતી લાગી. યુદ્ધની શરૂઆત પાછી થવાની જ એવુ ચોક્કસ જણાયું. સંદેશાઓ બંધ કરો એ જ ઉચ્ચાર સમિતિના હરેક સભ્યના મુખમાથી બહાર પડયો. એ આગ્રહ કરનારાઓમાં કોઈ અપવાદ નહોતો. આ સમાચાર વાયુવેગે બહાર ફેલાયા. ચારે તરફ ભયનુ વાતાવરણ છવાઈ ગયું અને બધે સ્થળે ગભરાટ મચી ગયો.

ગાંધીજી નિયત કરેલે સમયે વાઈસરોયને મળવા ગયા અને વાઈસરોયના મહેલમાથી સાંજે ૭ વાગે પાછા ફર્યા. વાઈસરોય સાથે તેમણે ગાળેલા આટલા ટૂંકા સમય પરથી અનેક આફતની અટકળ કરી, પરંતુ ટૂંક સમયમાં જ જણાયું કે સમાધાનીની આશાઓને હજી અવકાશ છે. પહેલી માર્ચને પાછલે પહોરે ગાંધીજીએ મુલાકાત કરી ત્યારે વાઈસરોયનું વલણ બહુ મિત્રતાભર્યું હતું. ગૃહમંત્રી મિ. એમર્સને પણ એટલી જ મૈત્રી દાખવી હતી. વાઈસરોયે ગાંધીજીને એમર્સન સાથે મળીને પિકેટિંગ વિષે કંઈક સ્પષ્ટ નિયમ ખોળી કાઢવાનું સૂચન કર્યું. ચોકીની બાબતમાં એક મુદ્દો એ હતો કે તેનો ઉપયોગ 'પરદેશી માલની સામે કરવો કે બ્રિટિશ માલની સામે.' બીજો મુદ્દો ચોકીની પદ્ધતિ વિષે હતો. એટલુ તો સ્પષ્ટ જ હતુ હતુ કે બ્રિટિશ માલનો બહિષ્કાર મૂળથી મહાસભાના કાર્યક્રમનું એક અંગ નહોતો, પાછળથી અને ખાસ કરીને લડતના વરસ દરમિયાન તેને મહાસભાના કાર્યક્રમમાં સ્થાન

મંજૂર્યું હતું; એ પણ નિર્વિવાદ હતું કે યુદ્ધના એક ઉપાય તરીકે તેની યોજના થઈ હતી અને રાજકીય પ્રશ્નોનુ નિરાકરણ કરાવવાને માટે સરકાર પર દબાણ લાવવાને તેનો રાજકીય શસ્ત્ર તરીકે ઉપયોગ કરવાનો આશય હતો. એટલે ચોકીનો ઉપયોગ હમેશ તો પરદેશી માલ સામે જ કરવાનો હતો. આ વિષયની સામાન્ય ચર્ચા કર્યા પછી વાઈસરોયે ઈમર્સન અને ગાંધીજીને ચોકી વિષે કોઈક સ્પષ્ટ નિયમ રચી કાઢવાની સૂચના કરી અને તે પ્રમાણે ચોકીનો સિદ્ધાંત વિશિષ્ટ શબ્દોમાં બાંધી લેવામાં આવ્યો.

ત્યાર પછી વાતચીત દંડ વસૂલ કરવાના હેતુથી મૂકવામાં આવેલી વધારાની પોલીસના વિષય તરફ વળી, અને તે બન્ને પક્ષે સંતોષજનક નીવડી. નિર્ણય એવો કરવામાં આવ્યો કે હવે પછી દંડની વસૂલાત કરવામાં નહિ આવે પરંતુ જમા થઈ ગયેલા દંડો પાછા પણ નહિ અપાય.

કેદીઓના છુટકારાની બાબતમા વાઈસરોયે ઉદાર અને છૂટની નીતિ ગ્રહણ થશે એવી મતલબનું વચન આપ્યું. જેલના ગુનાઓ, હુલ્લડ, તોફાન, ચોરી, એ બધા જ વિષયોની ૧લી માર્ચની રાત્રે ચર્ચા થઈ હતી. એ જણાવી લેવું જરૂરનું છે કે, આ ચર્ચાઓ મોડી રાત સુધી ચાલી હતી કેમકે ગાંધીજી સાંજનું ભોજન લીધા પછી પાછા વાઈસરોયને મુકામે ગયા હતા અને સાંજે અધૂરી રહેલી વાતચીત તેમણે આગળ ચલાવી હતી. ગાંધીજીએ અટકમાં રાખવામાં આવેલા કેદીઓનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો હતો અને વાઈસરોયે તેમના દરેકના વ્યક્તિગત કેસ તપાસવાનું સ્પષ્ટ વચન આપ્યું હતુ.

જપ્ત થયેલી મિલકતની બાબતમાં એવું ઠરાવવામાં આવ્યું કે, વેચાઈ ગયેલી મિલકતો પાછી નહિ આપી શકાય. એ વિષયમાં ગાંધીજીને પ્રાન્તિક સરકારોને મળી લેવાની સૂચના કરવામાં આવી, અને હિન્દી સરકારે સ્થાનિક સરકારો સાથે એ વિષયમાં સંદેશા ચલાવવાની ના પાડી. તેમ છતાં ખાલસા થયેલી જમીનની બાબતમાં મુંબઈ સરકાર પર એક સ્પષ્ટ નોંધ લખીને ગાંધીજીને આપવાનું વાઈસરોયે વચન આપ્યું.

ગાંધીજીએ રજૂ કરેલો વાતચીતનો હેવાલ સાંભળીને ગુજરાતમાંથી રાજીનામા આપનાર બે ડેપ્યુટી કલેકટરોનો પ્રશ્ન ઉપસ્થિત કરવો જોઈએ એવી વલ્લભભાઈએ માગણી કરી.

મીઠાને વિષેની પ્રજાકીય માગણી વિષે પ્રજાના હકમાં બહુ સારી પ્રગતિ થઈ હતી. વાઈસરૉયે કુદરતી રીતે જામેલાં મીઠામાંથી મફત મીઠું એકઠું કરવા દેવાની છૂટ આપવાનું વચન આપ્યું હતું. આટલી છૂટથી ગાંધીજી ઘણા પ્રસન્ન થયા હતા.

પોલીસના જુલમના મુદ્દા પર સરકાર તરફથી કશું નહિ થઈ શકે એવું વલણ ધારણ કરવામાં આવ્યું. ગાંધીજીએ મહાસભાની કાર્યવાહક સમિતિને આ વિષયમાં માત્ર તેના વકીલ તરીકે પોતે રજૂઆત કરશે એમ જણાવ્યું અને કહ્યું કે હું સમિતિની ઇચ્છા પ્રમાણે આનંદથી વર્તીશ. તેમણે આગળ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે, 'તમારે સંદેશા તોડી નાખવા હોય તો વાઈસરૉયને મુકામે તેટલા માટે જઈશ.' તેઓ આખરે વાઈસરૉયને મહેલે ગયા અને રાત્રે એક વાગ્યે પાછા ફર્યા. ત્યાર પછી સવા બે વાગ્યા સુધી તેમણે સમિતિના સભ્યો અને બીજા મિત્રોને સંબોધન કર્યું. વાઈસરૉય અને ઇમર્સન બન્ને તેમને બહુ સજ્જન લાગ્યા. ચોકી વિષે તે જ રાત્રે એક સિદ્ધાન્ત તૈયાર કરવામાં આવ્યો. પરંતુ આગળની વિચારણા સંગળવાને ૩જી માર્ચ પર મુલતવી રાખવામાં આવી, કેમકે બીજે દિવસે સોમવારે ગાંધીજીનો મૌનવાર હતો. તે ઉપરાંત ગાંધીજી અને સર જ્યોર્જ શુસ્ટર વચ્ચે મીઠા વિષેના સિદ્ધાન્તની ચર્ચા પણ બાકી હતી. ૧લીની રાત્રે આ વિષયે ઘણો સમય લીધો હતો, પરંતુ કશો નિર્ણય થઈ શક્યો નહોતો. માત્ર જે કેટલીક ગેરસમજો ઊભી થઈ હતી તે દૂર થઈ હતી.

ગુજરાતના બે ડેપ્યુટી કલેકટરોને નોકરી પર પાછા લેવાનું વાઈસરૉય વચન આપી શક્યા નહિ, પરંતુ તેમને પેનશન અથવા ઊચક રકમ અપાવવાની વ્યવસ્થા કરવાનું તેમણે માથે લીધું. વાતચીતનો પૂરો હેવાલ રજૂ કરતાં રાતના સવા બે વાગી ગયા.

ત્રાજી માર્ચે ૧૧ વાગ્યે સર જ્યોર્જ શુસ્ટર સાથે મીઠા વિષે કઈક સિદ્ધાત ખોળી કાઢવાને મુલાકાત નક્કી કરવામા આવી હતી, કેમકે તે પછી બાકુ વાઇસિરોયને બે વાગ્યે મળવાનુ હતુ

અપેક્ષિત સમાધાનના માર્ગમા ૩ જી માર્ચે વળી એક ભારે અડચણ આવી બારડોલીના ખેડુતોની જમીનો પાછી આપવાનો સવાલ પહેલાં ચર્ચાયો હતો તેને પાછો હાથ ધરવામા આવ્યો આ વિષયમા જે કઈ માર્ગ નક્કી કરવામા આવે તેને વલ્લભભાઈની અનુમતિ મળે એ જરૂરનુ હતુ તેથી ચર્ચા દરમિયાન દિવસે ગાધીજીએ જણાવ્યુ કે પોતે વલ્લભભાઈને માન્ય હોય એવો કોઈ સિદ્ધાન્ત ખોળી કાઢીને રાત્રે વાઇસરાયને મળશે આમ એ વિષયની આગળ ચર્ચા ન કરવાની ગાધીજીએ વાઇસરૉયને વિનતિ કરી બીજે પક્ષે વાઇસરૉયની પોતાની પણ કેટલીક મુશ્કેલીઓ હતી એમ માનવામા આવતુ હતુ કે બારડોલીની ના ગની હિલચાલ પૂર જોશથી ચાલતી હતી ત્યારે તેમણે મુબઈ સરકારને એક કાગળ મોકલ્યો હતો કે, ખેડુતોને તેમની ખાલસા થયેલી જમીનો પાછી આપવાને પોતે કોઈ પણ સજોગોમા માગણી કરશે નહિ એટલે હવે મુબઈ સરકારને પોતે કરેલી વાતથી તદ્દન ઊલટી વાત લખવાને વાઇસરૉય તદ્દન નારાજ હોય એ સ્વાભાવિક હતુ તેમણે ગાધીજી, સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસને અને સર ઈબ્રાહીમ રહીમતુલ્લાને દરમિયાનગીરી કરવાને વીનવે એવી ઇચ્છા બતાવી હતી અને એવી આશા રાખી હતી કે બધુ સરળતાથી પાર ઊતરી જશે પરતુ હકીકતમા એવુ બન્યુ કે, આ મત્રણાઓ દરમિયાન આ જ વિષયની ચર્ચા કરવાને માટે મુબઈ સરકારનો મહેસૂલ ખાતાનો મત્રી દિલ્હી આવી ગયો હતો સપ્રુ, જયકર અને શાસ્ત્રીઆરે પણ કોઈક અડચણ ઊભી થાય ત્યારે માર્ગ સરળ કરી આપવામા ભારે પરિશ્રમ ઉઠાવ્યો હતો

સમાધાનીની મત્રણાઓને તદ્દન બધ કરી નાખે એટલી હદ સુધી આ મુદ્દા પરની ચર્ચા પહોચ્યા પછી આખરે ૩ જી માર્ચની રાત્રી માડ્જે કાઠક સમાધાન ઉપર આવી શકાયુ અને

કરારનામાની ૧૭ (ગ) કલમ મંજૂર રાખવામાં આવી. અને તે ઉપરાંત એટલી સ્પષ્ટતા કરવામાં આવી કે ૧૭ (ગ) કલમમાંના 'સરકારને સંબંધ છે ત્યાં સુધી' એ શબ્દોનો આશય સર ઇબ્રાહીમ રહીમતુલ્લા અને સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ જેવી વ્યક્તિઓની દરમિયાનગીરીને માટે છૂટ રાખવાનો છે, કે જેથી તેઓ ખેડૂતોને જમીન પાછી મેળવી આપવાને મંત્રણાઓ સહેલાઈથી કરી શકે.

આ તત્પૂરતું સમાધાન ગાંધીજી અને વાઇસરૉયે ઘડયું હતું. ગાંધીજી તે કાર્યવાહક સમિતિ પાસે તેનો સ્વીકાર અથવા અસ્વીકાર જે કરવું હોય તે કરાવવાને લઈ આવ્યા.

વલ્લભભાઈને જમીન વિષેની સમાધાનની કલમથી સંતોષ નહોતો. જવાહરલાલને બંધારણ વિષેની કલમથી સંતોષ નહોતો. કેદીઓના પ્રશ્ન વિષેની કલમથી કોઈને જ સમાધાન નહોતું. પરંતુ જો બધા જ લોકોને બધા જ પ્રશ્નો વિષે બરાબર સંતોષ થાત, તો તે સમાધાન નહિ પણ મહાસભાને માટે વિજય કહી શકાત. મહાસભા જ્યારે સમાધાનને માટે, કંઈક માંડવાળને માટે તૈયાર થઈ હતી એટલે તેનું ધારેલું બધું જ થાય એવો સંભવ નહોતો. પરંતુ કાર્યવાહક સમિતિ રજૂ કરવામાં આવેલા સમાધાનની બધી અથવા કોઈ પણ કલમનો અસ્વીકાર કરી શકતી હતી. ગાંધીજીએ સમિતિના દરેક સભ્યને વારાફરતી પૂછ્યું કે મારે કેદીઓના, ચોકીના, જમીનોના, કોઈ પણ એક પ્રશ્ન પર કે એ બધા પ્રશ્નો પર કે આખા સમાધાનના પ્રશ્ન પર સમાધાન તોડી નાખવું કે કેમ ?

છેવટે ૧૫ દિવસના સખત પરિશ્રમ અને સરકાર તેમજ મહાસભા વચ્ચેની સતત ચર્ચાને પરિણામે આ કરાર ઘડાયો. માનવજાતમાં જણાઈ આવતા કેટલાક ઉચ્ચ અને ઉદાર સદ્ગુણો ગાંધીજી અને લૉર્ડ ઇર્વીને પૂર્ણપણે બતાવવાથી આ પરિણામ શક્ય બન્યું હતું. એ કરારનો આખો દસ્તાવેજ અક્ષરશઃ નીચે આપવામાં આવે છે.

"એસ. ૪૮-૧-૩૧-રાજકીય
હિંદી સરકાર,
સ્વદેશ ખાતું
ન્યૂ દિલ્હી, ૫મી માર્ચ, ૧૯૩૧

"જાહેર પ્રજાની જાણ માટે ગવર્નર જનરલ અને કાઉન્સિલ તરફથી નીચેનું નિવેદન પ્રસિદ્ધ કરવામા આવે છે:

૧. વાઈસરોય અને ગાંધીજી વચ્ચે જે વાતચીતો થઈ છે તેને પરિણામે એમ નક્કી કરવામા આવ્યું છે કે, સવિનયભંગની હિલચાલ બંધ કરવામા આવે, અને નામદાર શહેનશાહની સરકારની મંજૂરી લઈને હિંદી સરકાર અને પ્રાંતિક સરકારો અમુક પગલા લે.

૨. બંધારણના સવાલોની બાબતમા, નામદાર શહેનશાહની સરકારની સંમતિથી એમ કહેવામાં આવ્યું છે કે હવે પછીની ચર્ચા ગોળમેજી પરિષદમાં ચર્ચાયેલી હિંદી સરકારના બંધારણની યોજનાનો વિચાર આગળ ચલાવવાના હેતુથી કરવામાં આવશે જે યોજનાની રૂપરેખા ત્યાં આંકવામાં આવી છે તેનું સમૂહતંત્ર (ફેડરેશન) એ એક અનિવાર્ય અંગ છે. એ જ પ્રમાણે હિંદીઓની જવાબદારી, તથા હિંદુસ્તાનના હિતને માટે કેટલીક બાબતોમાં, દાખલા તરીકે રક્ષણ, બાહ્ય સંબંધો, લઘુમતીવાળી કોમોની સ્થિતિ, હિંદની નાણા સંબંધની શાખ, અને કરજોની ભરપાઈ, વગેરેમાં સલામતીઓ, એ પણ એના અનિવાર્ય અંગો છે.

૩. વડા પ્રધાને ૧૯મી જાન્યુઆરી ૧૯૩૧ના તેમના ભાષણમાં કહેલું તે પ્રમાણે બંધારણના સુધારાની યોજના વિષે હવે પછી જે ચર્ચાઓ થવાની છે તેમા મહાસભાના પ્રતિનિધિઓ ભાગ લે તે માટે પગલાં લેવામાં આવશે.

૪. આ સમાધાની સવિનયભંગ સાથે સીધો સંબંધ ધરાવનારી પ્રવૃત્તિઓને વિષે છે.

૫. સવિનય ભંગ અસરકારક રીતે બંધ કરવામાં આવશે, અને એના જવાબ તરીકે સરકાર પગલાં લેશે. સવિનયભંગની હિલચાલ અસરકારક રીતે બંધ કરવાનો અર્થ એ છે કે, ગમે તે પદ્ધતિ અને ખાસ કરીને નીચેની પદ્ધતિથી એ હિલચાલને આગળ વધારનારી તમામ પ્રવૃત્તિઓ બંધ કરવી:

(૧) કોઈ પણ કાયદાની કલમોનો સામુદાયિક ભંગ.

(૨) જમીનમહેસૂલ અને બીજાં કાયદેસર દેવાં ન આપવાની હિલચાલ.

(૩) સવિનય ભંગની હિલચાલને મદદ કરનારા વર્તમાનપત્રોનું પ્રકાશન.

(૪) મુલકી અને લશ્કરી નોકરોને કે પટેલતલાટીઓને સરકાર સામે થવા પ્રેરવાના કે રાજીનામા આપવા સમજાવવાનાં પ્રયત્નો

૬. પરદેશી માલના બહિષ્કારની બાબતમા બે મુદ્દાઓ સમાયેલા છે: (૧) બહિષ્કારનું સ્વરૂપ, અને (૨) એને સફળ કરવામા વપરાતાં સાધનો. આમા સરકારની સ્થિતિ આ પ્રમાણે છે. હિંદની આર્થિક સ્થિતિ સુધારવા માટેની આર્થિક અને ઔદ્યોગિક હિલચાલના અંગ તરીકે હિંદી ઉદ્યોગોને ઉત્તેજન આપવા વિષે તેની સમ્મતિ છે, અને આ ઉદ્દેશથી વાપરેલા પ્રચાર, સમજાવટ અને જાહેરાતના સાધનો, જે વ્યક્તિઓના સ્વાતંત્ર્યની આડે ન આવતા હોય અથવા કાયદા અને વ્યવસ્થાના અમલમા વિઘ્નરૂપ ન હોય, તેમને રોકવાની સરકારની જરાયે ઇચ્છા નથી. પણ હિંદ બહારના માલનો બહિષ્કાર (સિવાય કે કાપડ, જેનો બહિષ્કાર બધા પરદેશી કાપડને વિષે કરવામા આવ્યો છે) સવિનયભંગની હિલચાલ દરમિયાન સર્વાંશે નહિ તો મુખ્યત્વે બ્રિટિશ માલ સામે તાકવામા આવ્યો છે, અને એને વિષે પણ એ રાજદ્વારી હેતુથી દબાણ લાવવાના હેતુથી બહિષ્કાર કરવામા આવેલો છે એમ કબૂલ કરવામા આવેલું છે

હવે આ સમાધાનીના ઉદ્દેશ અનુસાર બ્રિટિશ હિંદ, દેશી રાજ્યો, અને નામદાર શાહેનશાહની સરકાર તથા ઇંગ્લંડના રાજદ્વારી પક્ષોના પ્રતિનિધિઓ સાથે મહાસભાના પ્રતિનિધિઓ બંધારણના સવાલોની નિખાલસ અને મિત્રાચારીભરી ચર્ચા માટે ભેગા થાય એની જોડે આ જાતનો અને આવા ઉદ્દેશથી કરેલો બહિષ્કાર ભળી ન શકે એ કબૂલ કરવામા આવ્યું છે. તેથી એમ ઠરાવવામા આવે છે કે, સવિનય ભંગની હિલચાલ બંધ કરવાનો અર્થ એ છે કે બ્રિટિશ માલના બહિષ્કારનો રાજદ્વારી હથિયાર તરીકેનો ઉપયોગ ચોક્કસપણે બંધ કરવો, અને તેથી જેમણે રાજદ્વારી આવેશના કાળમા બ્રિટિશ માલ વેચવો કે ખરીદવો બંધ કર્યો હોય તેઓ જો ઇચ્છે તો તેમને પોતાનું વલણ બદલવાની કોઈ પણ જાતના અંકુશ વિનાની છૂટ અપાવી જોઈએ.

૭ હિંદ બહારના માલને બદલે હિંદી માલના વાપરની અથવા દારૂ અને કેફી ચીજોના વાપર સામેની પ્રવૃત્તિને આગળ વધારવાના સાધનોની બાબતમા, સામાન્ય કાયદાએ છૂટ આપેલી મર્યાદાની બહાર ચોકીમા ગણાય એવા સાધનોનો આશ્રય લેવામાં નહિ આવે. એવી ચોકી શાંત હશે, અને એમાં બળજબરી, ધમકી, રોકાણ, વિરોધી દેખાવો, પ્રજાવર્ગને નડતર, અથવા સામાન્ય કાયદા પ્રમાણેના કોઈ પણ ગુનાનો સમાવેશ નહિ

થાય. કોઈ પણ સ્થળે જ્યારે આવા સાધનોનો ઉપયોગ થાય ત્યારે ત્યા ચોકીનું કામ મોકૂફ રાખવામા આવશે.

૮. ગાધીજીએ પોલીસની વર્તણૂક સામેના ચોકસ આરોપો તરફ સરકારનું ધ્યાન ખેંચ્યું છે અને તેને વિષે જાહેર તપાસની જરૂર જણાવી છે. આજના સંજોગોમા સરકાર આ પગલામા ભારે મુશ્કેલી રહેલી જુએ છે અને માને છે કે એથી સામસામા આક્ષેપો થયા વિના રહે જ નહિ અને તેથી શાતિની પુનઃસ્થાપનામા વિઘ્ન આવ્યા વિના રહે નહિ. આ વસ્તુનો વિચાર કરીને ગાધીજીએ આ બાબતનો આગ્રહ ન રાખવાનુ કબૂલ કર્યું છે.

૯ સવિનય ભગની હિલચાલ બધ થતા સરકાર જે પગલા લેશે તે નીચેની કલમોમા જણાવવામા આવ્યા છે.

૧૦. સવિનય ભગની હિલચાલના સબંધમા કાઢેલા ઓર્ડિનન્સો ખેંચી લેવામા આવશે

૧૯૩૧ ના હિંસક હિલચાલને લગતા ઑર્ડિનન્સ નં ૧ નો આ કલમમા સમાવેશ થતો નથી.

૧૧ ૧૯૦૮ ના ક્રિમિનલ લૉ એમેડમેટ ઍક્ટની રૂએ મંડળોને ગેરકાયદેસર જાહેર કરનારા જાહેરનામા જે સવિનય ભંગની હિલચાલને અગે કાઢવામા આવ્યા હોય તે ખેચી લેવામા આવશે.

બ્રહ્મદેશની સરકારે થોડા જ વખત પર ક્રિમિનલ લૉ એમેડમેંટ ઍક્ટની રૂએ કાઢેલા જાહેરનામાનો આ કલમમા સમાવેશ થતો નથી.

૧૨. (૧) અધૂરા રહેલા મુકદ્દમા જે સવિનય ભંગની હિલચાલને અગે નોધાયા હોય અને જેમા કાયદાના શબ્દાર્થ પ્રમાણેની હિસા સિવાયની હિંસાનો અથવા એવી હિસાની ઉશ્કેરણીનો આરોપ ન હોય તે પાછા ખેચી લેવામા આવશે.

(૨) એ જ સિદ્ધાત ક્રિમિનલ પ્રોસિજર કોડની જામીનગીરીને લગતી કલમો પ્રમાણેના મુદ્દાઓને લાગુ પડશે.

(૩) જ્યા કોઈ સ્થાનિક સરકારે સવિનય ભંગની હિલચાલ સંબંધમા વકીલોના વર્તન વિષે કોઈ હાઈકોર્ટનો ચુકાદો માગ્યો હશે અથવા વકીલાતના કાયદાની રૂએ મુકદ્દમો માડ્યો હશે ત્યા, જો તે માણસોના વર્તનને હિસા અથવા હિંસાની ઉશ્કેરણી સાથે સંબંધ નહિ હોય તો, તે સરકાર એવો મુકદ્દમો ખેંચી લેવા માટે અદાલતને અરજી કરશે

(૪) સોલ્જરો અને પોલીસોની સામે હુકમના ભંગને સારુ જે મુકદ્દમા મંડાયા હશે તો તેનો આ કલમમા સમાવેશ થશે નહિ.

૧૩. (૧) સવિનયભંગની હિલચાલના સંબંધમા કાયદાના શબ્દાર્થ પ્રમાણેની હિંસા કે એવી હિંસાની ઉશ્કેરણી જેમા નહિ હોય એવા ગુનાઓ માટે જેઓ કેદ ભોગવતા હોય તેવા કેદીઓને છોડી મૂકવામાં આવશે

(૨) જે ઉપરના (૧)મા આવતા કોઈ કેદીને કાયદાના શબ્દાર્થ પ્રમાણેની હિંસા સિવાયની હિંસા અથવા એવી હિંસાની ઉશ્કેરણી જેમા નહિ હોય એવા જેલના ગુનાસર વધારાની સજા થઈ હશે તો એ પાછલી સજા પણ રદ થશે, અથવા આવા કેદી સામે આ જાતના ગુનાને સારુ મુકદ્દમો ચાલતો હશે તો તે ખેંચી લેવામા આવશે

(૩) હુકમોના ભંગના—જે થોડાક જ કિસ્સા બન્યા છે તેમા—આરોપસર સજા પામેલા સોલ્જરો અને પોલીસોનો આ માફીમા સમાવેશ થશે નહિ

૧૪ જે દંડ વસૂલ થયા નથી તે માફ કરવામા આવશે એ જ પ્રમાણે જ્યા ક્રિમિનલ પ્રોસિજર કોડની જામીનગીરીની કલમો પ્રમાણે જામીનગીરી જપ્ત કરવાનો હુકમ થયો હોય છતા જામીનગીરી વસૂલ ન થઈ હોય, ત્યા તે માફ કરવામા આવશે

કોઈ પર કાયદાની રૂએ થયેલા જે દંડ વસૂલ થયા હશે અને જામીનગીરી જપ્ત થઈને વસૂલ થઈ હશે તે દંડ અને જામીનગીરી પાછા આપવામા આવશે નહિ

૧૫ સવિનયભંગની હિલચાલના સંબંધમા કોઈ ખાસ સ્થળના રહીશોને ખર્ચે વધારાની પોલીસ મૂકવામા આવી હશે તે સ્થાનિક સરકારોની સ્વેચ્છાએ ઉઠાવી લેવામા આવશે ખર્ચાયેલી રકમ કરતા વધુ નહિ એવી કોઈ પણ રકમ જે વસૂલ થઈ હશે તે સ્થાનિક સરકારો પાછી નહિ આપે, પણ જે રકમ વસૂલ નહિ થઈ હોય તે માફ કરશે

૧૬ (ક) જે જંગમ મિલકત ગેરકાયદે મેળવેલી નહિ હોય અને જે સવિનયભંગની હિલચાલના સંબંધમા ઓર્ડિનન્સોની રૂએ કે ક્રિમિનલ લૉની કલમોની રૂએ જપ્ત કરવામા આવી હશે, તે જો હજુ સરકારના કબજામા હશે તો પાછી આપવામા આવશે

(ખ) જમીનમહેસૂલની કે બીજા કોઈ દેવાની વસૂલાતના સંબંધમા ખાલસા કે જપ્ત થયેલી જંગમ મિલકત પાછી આપવામા આવશે, સિવાય કે જિલ્લાના કલેક્ટરને એમ માનવાને કારણ હોય કે કર ન આપનાર માણસ તેની પાસેથી લેવાનુ લેણું યોગ્ય મુદતમા આપવાની અનાદરપૂર્વક ના પાડશે યોગ્ય મુદત કેટલી તે નક્કી કરવામા કર ન ભરનારા જે લોકોને પૈસા ભરવાની મરજી છતા તે માટે ખરેખર મુદતની

જરૂર હશે તેવાઓને વિષે ખાસ વિચાર કરવામા આવશે, અને જરૂર હશે તો જમીનમહેસૂલના વહીવટ સામાન્ય ધારાધોરણ પ્રમાણે મહેમૂલ મુલતવી રાખવામા આવશે

(ગ) બગાડને માટે વળતર આપવામા નહિ આવે

(ઘ) જ્યા જંગમ મિલકતને સરકારે વેચી દીધી હશે કે બીજી રીતે તેનો છેવટનો નિકાલ કર્યો હશે ત્યા વળતર આપવામા નહિ આવે તેમજ વેચાણની ઊપજ પાછી આપવામા નહિ આવે, સિવાય કે જે કાયદેસર લેણાને માટે તે મિલકત વેચવામા આવી હોય તેના કરતા તે ઊપજેલી રકમ વધારે હોય

(ક) મિલકતની જપ્તી કાયદેસર નથી થઈ એ મુદ્દાસર કોઈ પણ માણસને કાયદેસર ઇલાજ લેવો હોય તો તે લેવાની છૂટ રહેશે

૧૭ (ક) ૧૯૩૦ના ઑર્ડિનન્સની રૂએ જે સ્થાવર મિલકતનો કબજો લેવામા આવ્યો હશે, તે ઑર્ડિનન્સની કલમો પ્રમાણે પાછી આપવામા આવશે

(ખ) જમીનમહેસૂલની કે બીજા કોઈ દેવાની વસૂલાતના સબંધમા ખાલસા કે જપ્ત થયેલી જમીન અને બીજી સ્થાવર મિલકત જે સરકારના કબજામા હશે તે પાછી આપવામા આવશે, સિવાય કે જિલ્લાના કલેક્ટરને એમ માનવાને કારણ હોય કે કર ન આપનાર માણસ તેની પાસેથી લેવાનું લેણુ યોગ્ય મુદતમા આપવાની અનાદરપૂર્વક ના પાડશે. યોગ્ય મુદત કેટલી તે નક્કી કરવામાં, કર ન ભરનારા જે લોકોને પૈસા ભરવાની મરજી છતા તે માટે ખરેખર મુદતની જરૂર હશે તેવાઓને વિષે ખાસ વિચાર કરવામા આવશે, અને જરૂર હશે તો જમીનમહેસૂલના વહીવટના સામાન્ય ધારાધોરણ પ્રમાણે મહેસૂલ મુલતવી રાખવામા આવશે.

(ગ) જ્યા સ્થાવર મિલકત ત્રીજા પક્ષને વેચી દેવામા આવી છે ત્યા સરકારને સંબંધ છે ત્યા સુધી એને છેવટનો ગણાવો જોઈએ

નોંધ—ગાંધીજીએ સરકારને જણાવ્યુ છે કે પોતાની માહિતી અને માન્યતા પ્રમાણે કેટલાક વેચાણ તો ગેરકાયદે અને ગેરવાજબી રીતે થયેલા છે સરકાર પોતાને મળેલી ખબર પરથી આ વાતો સ્વીકારી શકે એમ નથી

(ઘ) મિલકતની જપ્તી કાયદેસર નથી થઈ એ મુદ્દાસર કોઈ પણ માણસને કાયદેસર ઇલાજ લેવો હોય તો તે લેવાની છૂટ રહેશે

૧૮ સરકાર માને છે કે બહુ જ જૂજ કિસ્સા એવા હશે જ્યા લેણાની વસૂલાત કાયદાની કલમો પ્રમાણે ન થઈ હોય એવા કિસ્સા હોય તો તેને પહોંચી વળવા સારુ સ્થાનિક સરકારો જિલ્લા અમલદારોને

આ જાતની કંઈ ખાસ ફરિયાદ હોય તેની તાકીદે તપાસ કરવાની, અને જ્યાં ગેરકાયદેસરપણું સાબિત થાય ત્યાં વિનાવિલંબે ન્યાય આપવાની સૂચનાઓ મોકલશે.

૧૯. જ્યાં રાજીનામાથી ખાલી પડેલી જગ્યાઓ કાયમની પુરાઈ ગઈ હશે ત્યાં સરકાર પહેલાના હોદ્દેદારોને ફરી તે જગ્યાઓએ લઈ નહિ શકે. બીજાં રાજીનામાની બાબતમા સ્થાનિક સરકારો પ્રત્યેકના ગુણદોષનો વિચાર કરશે. જે સરકારી નોકરો અને પટેલ તલાટીઓ ફરી નોકરી મેળવવાને માટે અરજી કરશે તેમને ફરી નીમવાની બાબતમા સ્થાનિક સરકારો ઉદાર નીતિ રાખશે.

૨૦. મીઠાના વહીવટને લગતા અત્યારે હસ્તી ધરાવતા કાયદાના ભંગ વિષે સરકાર ઉપેક્ષા કરી શકે એમ નથી, તેમજ દેશની આજની આર્થિક સ્થિતિમા મીઠાના કાયદાના તે મહત્ત્વના ફેરફારો પણ કરી શકે એમ નથી.

છતાં કેટલાક ગરીબ વર્ગોને રાહત આપવા સારુ, તે આજે કેટલીક જગાએ ચાલતા રિવાજ પ્રમાણે, પોતાનો વહીવટી કલમોને વિશાળ બનાવવા તૈયાર છે, જેથી મીઠું ભેગું થઈ શકે કે પકવી શકાય એવાં ક્ષેત્રોની લગોલગ આવેલાં ગામડાઓના રહીશોને બહારના લોકોને વેચવા માટે કે વેપાર કરવા માટે નહિ પણ ગામડાંની અંદર જ ઘરના વાપરને સારુ મીઠું ભેગું કરવાની કે પકવવાની છૂટ રહેશે.

૨૧. મહાસભા આ સમાધાનીની શરતોનો પૂરો અમલ કરવાનું ચૂકશે તો પરિણામે સરકાર પ્રજા અને વ્યક્તિઓના રક્ષણને સારુ અને કાયદા અને વ્યવસ્થાના યોગ્ય પાલનને સારુ જરૂરી લાગશે એવાં પગલાં લેશે.

એચ. ડબલ્યુ. ઈમર્સન
સેક્રેટરી ટુ ધિ ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા

આ સમાધાનીના સંદેશાઓ ચાલતા હતા તે દરમિયાન વાઈસરૉય અને ગાંધીજી વચ્ચે, ૧૩ મી સપ્ટેમ્બર ૧૯૨૮ને દિવસે મિ. સોન્ડર્સનું ખૂન કરવાને માટે લાહોર કાવતરા કેસમાં ફાંસીની સજા પામેલા ભગતસિંગ અને તેના સાથીઓ રાજગુરુ તથા સુખદેવની સજાઓ માફ કરવા વિષે વારંવાર લંબાણ વાતચીતો થઈ હતી. આ સજાઓનો અમલ થાય તે સામે દેશમાં ભારે ક્ષોભ ઉત્પન્ન થયો હતો. સજા પામેલા યુવાનો પ્રત્યેની પ્રજાની ચોતરફની શુભેચ્છાનો લાભ લઈ તેમની સજા માફ કરવાને ખૂદ મહાસભાવાદીઓ

પણ આતુર હતા. વાતચીત દરમિયાન વાઈસરોય ખુલ્લા દિલથી વાત કરી શકતા નહોતા. પંજાબ સરકાર પર પોતાની લાગવગ ચલાવીને આ વિષયમાં કંઈક કરવાની ગાંધીજીને ખાતરી આપવા ઉપરાંત લૉર્ડ ઈરવીને વિશેષ કશું વચન આપ્યું નહોતું. વાઈસરૉયને પોતાને આ સજાઓ ઓછી કરવાનો અધિકાર હતો, પરંતુ એ અધિકારનો ઉપયોગ રાજકીય કારણોને લીધે થઈ શકે એમ નહોતું. ઊલટું એ રાજકીય કારણો જ પંજાબ સરકાર આ વિષયમાં નમતું આપે તેની આડે આવે એમ હતું.

અને હકીકતમાં એ કારણો આડે આવ્યાં પણ ખરાં. ગમે તેમ પણ આખરે લૉર્ડ ઈરવીન આ બાબતમાં કશી મદદ ન કરી શકયા પરંતુ એ સજાઓ કરાંચીની મહાસભા પછી અમલમાં મુકાય એટલી વ્યવસ્થા કરવાનું માથે લેવાની તેમણે તૈયારી બતાવી. કરાંચીની બેઠક માર્ચના છેલ્લા અઠવાડિયામાં મળવાની હતી. પરંતુ ગાંધીજીએ પોતે સ્પષ્ટપણે જણાવ્યું કે, એ છોકરાઓને ફાંસીએ ચડાવવાના જ હોય તો કરાંચી પછી તેમ થાય તેના કરતાં આગળથી તેમ બને એ જ વધારે ઠીક છે. એથી પ્રજાનાં હૃદય ફોકટની આશા પર લટકી નહિ રહે. ગાંધી-ઈરવીન કરાર પોતાના ગુણદોષ પર જ અને વધારામાં આ ત્રણ છોકરાઓ ફાંસીએ ચડયા હતા એ હકીકતની સામે રહીને જ મહાસભામાં ટકવાનો હોય તો ટકે અથવા ભલે રદ થાય. કરાર ઉપર ૫ મી માર્ચ ૧૯૩૧ ને દિવસે લડતની જાહેરાત પછી બરાબર એક વર્ષે સહીઓ થઈ. તે પછી તરત જ ઈમર્સને ગાંધીજી પર એક સુંદર કાગળ લખ્યો. તેમાં તેણે છેલ્લા દશ મહિનાના અમલ માટેના જવાબદાર અધિકારી તરીકે પોતાની ઓળખ કરાવી. વધારામાં તેણે ઉમેર્યું કે સ્વરાજ ભોગવતા હિન્દમાં રહીને તેની સેવા કરવામાં તેને ઘણો આનંદ થશે. લૉર્ડ ઈરવીને પણ ગાંધીજીને એવો જ સુંદર કાગળ લખીને એવી આશા પ્રદર્શિત કરી કે, આપણે ટૂંક સમયમાં જ વિલાયતમાં પાછા ભેગા મળીશું.

સમાધાનીનો કરાર બરાબર થઈ ગયા પછી તરત જ ગાંધીજીએ ૫ મી માર્ચની સાંજે અમેરિકન, અંગ્રેજ અને હિન્દી પત્રકારોના સંમેલન સમક્ષ એક નિવેદન કર્યું. આગળથી

જરા પણ નોંધ કરી રાખ્યા વિના અને પાછળથી જરા પણ સુધારોવધારો કર્યા વિના ગાંધીજીએ લગભગ દોઢ કલાકમાં પોતાનું એ નિવેદન પત્રકારોને પૂરું લખાવી કાઢ્યું. તેમાં તેમણે જણાવ્યું કે :

“સૌથી પ્રથમ હું એ કહેવા ઇચ્છું છું કે આ સમાધાની, જેવી છે તેવી પણ, વાઇસ્રૉયસાહેબની અખૂટ ધીરજ અને એટલા જ અખૂટ પરિશ્રમ અને અચૂક વિવેક વિના થવી અશક્ય હતી. હું જાણું છું કે સાવ અજાણતા છતાં મેં એમને ચિડાવાના કારણો આપ્યા હશે. એમની ધીરજ પર મેં તાણ મૂકી હશે પણ મને એક પણ પ્રસંગ એવો યાદ નથી જ્યારે તેમણે ચીડ કે અધીરાઈની નિશાની દેખાવા દીધી હોય વળી મારે એ પણ કહેવું જોઈએ કે, આ અતિશય નાજુક વાટાઘાટનાં અથથી ઇતિ સુધી તેમણે ખુલ્લા દિલથી વાતો કરી હતી, અને હું માનું છું કે બનતાં સુધી સમાધાની કરવાનો તેમણે નિશ્ચય જ કરેલો હતો. હું કબૂલ કરું છું કે, હું બીતો અને થથરતો વાટાઘાટમાં ઊતર્યો હતો. મારા મનમા અવિશ્વાસ પણ ભરેલો હતો. પણ આરંભમાં જ તેમણે મારી શંકા દૂર કરી અને મને સ્વસ્થ બનાવ્યો. મારે વિષે તો હું ખોટું પડવાના ભય વિના કહી શકું છું કે, જ્યારે એમના મુલાકાતના આમંત્રણનો સ્વીકાર કરનારો કાગળ મેં લખ્યો, ત્યારે સમાધાની પર આવવાની શરતમા પાછળ ન પડવાનો મારો સંકલ્પ હતો. ઈશ્વરકૃપાએ સમાધાની થઈ છે, અને હાલ તરતને માટે — અને, હું આશા રાખું છું કે હમેશને માટે — દેશને કષ્ટો સહેવાં મટી ગયાં છે. સમાધાની જો તૂટી ગઈ હોત તો વેઠ્યાં એથી સોગણા કષ્ટો વેઠવાનાં આવત.

આ જાતની સમાધાનીમાં વિજય કયા પક્ષનો છે એ કહેવું શક્ય નથી, અને ડહાપણભરેલું પણ નથી. જો વિજય જેવું કંઈ હોય તો હું કહું કે એ બંનેનો વિજય છે. મહાસભાએ વિજય મેળવવાનો પ્રયત્ન કર્યો જ નહોતો. પરિસ્થિતિ જ એવી છે કે મહાસભાએ એક નિશ્ચિત ધ્યેયને પહોંચવાનું છે; એ ધ્યેયને પહોચ્યા વિના વિજયનો સવાલ જ ક્યાથી હોઈ શકે? તેથી હું મારા સૌ દેશભાઈઓને તેમજ બહેનોને વિનંતિ કરું છું કે સમાધાનીની શરતોમા તમને ફુલાવાનું કંઈ કારણ દેખાય તો પણ ફુલાઈ જવાને બદલે તમે ઈશ્વર આગળ નમ્ર થજો, અને હાલ તુરત તમારે જે માર્ગે ચાલવાનું નિર્મેલું છે તે માર્ગ કષ્ટસહનનો હોય કે ધીરજપૂર્વક વાટાઘાટ, ચર્ચા અને મસલતનો હોય, તે માર્ગે ચાલવાનું બળ અને ડહાપણ તમે તેની પાસે માગજો.

એટલે હું આશા રાખું છું કે, જે કરોડોએ છેલ્લા બાર મહિનામાં લડતમાં ભાગ લીધો છે ને કષ્ટો વેઠ્યા છે તેમણે જેને હું 'ભારતવર્ષના આધુનિક ઇતિહાસનો વીરયુગ' એ નામ આપું એ કાળમાં જે એકતા જાળવી છે, જે સંગઠન પેદા કર્યું છે, જે પુરુષાર્થ કર્યો છે ને જે ડહાપણ બતાવ્યું છે તે જ તેઓ હવે પછીના ચર્ચા અને રચનાના કાળમાં પણ કાયમ રાખશે

આવી સમાધાની કામચલાઉ જ હોઈ શકે જે સુલેહ થઈ છે તે બીજી અનેક વસ્તુઓના બનવા પર આધાર રાખે છે સમાધાનીના લેખી કરારનો મોટો ભાગ તો 'યુદ્ધવિરામની શરતો'એ રોકેલો છે એમ બને એ સ્વાભાવિક હતું મહાસભા ગોળમેજી પરિષદની ચર્ચાઓમાં ભાગ લે તે પહેલાં ઘણી વસ્તુઓ થવી જરૂરની હતી એ બધીને ગણાવી જવી અત્યંત આવશ્યક હતી પણ ભૂતકાળના અન્યાયો જો કે મહત્ત્વના છે, છતાં તેને દૂર કરાવવા એ કંઈ મહાસભાનું ધ્યેય નથી તેનું ધ્યેય તો 'પૂર્ણ સ્વરાજ' છે એને માટે અંગ્રેજીમાં 'કમ્પ્લીટ ઇન્ડિપેન્ડન્સ' શબ્દ વાપરવામાં આવે છે, પણ તેમાં મૂળનો પૂરો ભાવ સમાતો નથી એ 'પૂર્ણ સ્વરાજ' બીજા કોઈ પણ રાષ્ટ્રની જેમ હિંદુસ્તાનનો જન્મસિદ્ધ હક છે, અને હિંદુસ્તાન એથી જરાયે ઓછું લઈને સંતોષ પામનાર નથી સમાધાનીના આખા લેખમાં એ નવું શબ્દ આપણે ક્યાંયે જોતા નથી એ આપણને સાલે એવું છે

જે વાક્યમાં એ શબ્દ સંભાળપૂર્વક છુપાવવામાં આવ્યો છે એ વાક્ય દ્વિઅર્થી છે, જાણીજોઈને દ્વિઅર્થી રાખવામાં આવ્યું છે સમૂહતંત્ર (ફેડરેશન) એ મૃગજળ સમાન પણ હોય, અથવા આખા રાષ્ટ્રદેહને બળ આપે એવી રીતે બે અંગો જેમાં કામ કરી શકે એવી જીવંત પ્રાણદાયક અવસ્થા પણ હોઈ શકે જવાબદારી, જે આ ઇમારતનો બીજો મેરુ જેવી છે, તે માત્ર છાયાવત્ હોય અથવા સુદૃઢ અને અણનમ એવું ઊંચું ભવ્ય વૃક્ષ પણ હોય હિંદુસ્તાનના હિતને અર્થેની સલામતીઓ કેવળ ઇંદ્રજાળરૂપ હોય, દેશના હાથપગ જકડનાર ને તેને ગળે ફાંસો દેનાર દોરડા જેવી પણ હોય, અથવા તો અતિશય સંભાળ અને ધ્યાનથી ઉછરનારા કુમળા છોડનું રક્ષણ કરનારી વાડ જેવી પણ હોય. આ લખાણ મોઘમનો એક પક્ષ એક અર્થ કરશે, બીજો પક્ષ બીજો અર્થ કરશે એ વાક્ય અનુસાર બંને પક્ષને પોતપોતાને રસ્તે કામ કરવાની છૂટ છે. મહાસભાએ જો પરિષદની ચર્ચામાં ભાગ લેવાની તત્પરતા બતાવી હોય તો તેનું કારણ એ છે કે, મહાસભા સમૂહતંત્રને જવાબદારીવાળું બનાવવા માગે છે અને સલામતીઓને — અથવા તેનું

જે કંઈ બીજું નામ આપવામાં આવે તે—દેઈને રાજકીય, સામાજિક, આર્થિક અને નૈતિક માર્ગે સાચી પ્રગતિ કરવામાં મદદગાર નીવડનારી બનાવવા માગે છે, તો મહાસભા પરિષદ પાસે આ સ્થિતિ કબૂલ કરાવવાના પ્રયત્નમાં સફળ થાય તો મારો દાવો છે કે એ પ્રયત્નનું ફળ પૂર્ણ સ્વરાજ હશે.

પણ હું જાણું છું કે એ વાટ વસમી છે. એની આડે અનેક ખડકો અને ખાઈઓ પડેલા છે પણ જો મહાસભાવાદીઓ તેમને માથે આવી પડેલા આ નવા કાનન સંપૂર્ણ આત્મવિશ્વાસ અને હિંમતથી ઉપાડી લેશે તો પરિણામ વિષે મને લવલેશ શંકા નથી. એટલે તેમને મળેલી આ નવી તકમાથી કંઈક ભવ્ય મનોહર વસ્તુ ઉપજાવવી કે આત્મવિશ્વાસ અને હિંમતને અભાવે તકને વેડફી નાખવી એ તેમના પોતાના હાથની વાત છે. પણ હું જાણું છું કે મહાસભાવાદીઓને બીજા પક્ષોની, હિંદના રાજામહારાજાઓની, અને અંગ્રેજો સુધ્ધાંની મદદની જરૂર રહેશે જ.

આ પ્રસંગે મારે જુદાજુદા પક્ષોને વિનંતિ કરવાની જરૂર નથી. દેશની સાચી સ્વતંત્રતા માટેની તેમની આતુરતા મહાસભાવાદીઓ કરતાં જરાય ઓછી નથી એ વિષે મને લેશ પણ શંકા નથી. પણ રાજાઓનો સવાલ જુદો છે. તેમણે ફેડરેશનની કલ્પના સ્વીકારી એથી મને ખરેખર આશ્ચર્ય થયું હતું. પણ જો ફેડરલ હિંદમાં તેઓ સમાન દરજ્જાના ભાગીદાર થવા માગતા હોય તો જે સ્થિતિને પહોંચવા માટે 'બ્રિટિશ હિંદ' આટલા વરસથી મથી રહ્યું છે તે સ્થિતિ તરફ રાજાઓએ આગળ વધવું ઘટે છે. શુદ્ધ આપખુદી ગમે તેટલી પરગજુ હોય તો પણ તે લગભગ શુદ્ધ એવી લોકસત્તા સાથે ન ભળે એવી વસ્તુ છે, અને એ બેનું મિશ્રણ થતાં ધડાકો થયા વિના રહે જ નહિ. એટલે હું માગું છું કે તેઓ અક્કડાઈ ધારણ ન કરે અને ભવિષ્યના ભાગીદારે કરેલી કે તેના વતી થયેલી વિનંતિ પ્રત્યે અધીરાઈથી કાન બંધ ન કરે એ જરૂરનું છે. તેઓ આવી કશી વિનંતિ કાને ધરવાની ના પાડે તો તેઓ મહાસભાની સ્થિતિ નબળી એટલું જ નહિ પણ અતિશય વસમી બનાવી મૂકશે. . .

એવી જ વિનંતિ હું અંગ્રેજોને કરવા માગું છું. જો હિંદુસ્તાનને પરિષદ અને ચર્ચાસલત દ્વારા પોતાની સ્વાધીનતા મળવાની હોય તો અંગ્રેજોની શુભેચ્છાની તેમજ સક્રિય સહાયતાની જરૂર અવશ્ય રહેશે જ. મારે કબૂલ કરવું જોઈએ કે તેમણે 'લંડનની પરિષદમાં જે જર્યું કર્યું જણાય છે' તે હિંદુસ્તાનના ધ્યેયનો પૂરો અડધો ભાગ પણ નથી. તેઓ જો સાચેસાચી મદદ કરવા માગતા હોય તો જેને ભોગવવાને માટે તેઓ પોતે મરી ફીટે તે સ્વતંત્રતાનો પ્રકાશ હિંદુસ્તાનને પણ ભોગવવા દેવાને

તેમણે તૈયાર થવું જોઈએ. અંગ્રેજ મુત્સદીઓએ હિંદુસ્તાનને ભૂલોના અરણ્યમાં ભમવા દેવાને તૈયાર થવું પડશે. સ્વતંત્રતાનો અર્થ ભૂલો કરવાની એટલું જ નહિ પણ પાપ કરવાની પણ સ્વતંત્રતા ન હોય તો સ્વતંત્રતાની કશી કિંમત નથી. . . .

મારી છેલ્લી વિનંતિ પોલીસ અને સિવિલ સર્વિસ ખાતાને છે. સમાધાનીના એક વાક્યમાં સૂચવેલું છે કે મેં પોલીસોનાં કેટલાક અત્યાચારો વિષે તપાસની માગણી કરી હતી. એ તપાસ જતી કરવાનું કારણ પણ સમાધાનીમાં જ બતાવેલું છે. પોલીસ ખાતું જે તંત્રને ચાલતું રાખે છે તેનું જ સિવિલ સર્વિસ એક અંગ છે. તેમને જો ખરેખર લાગતું હોય કે હિંદુસ્તાન થોડા જ વખતમાં પોતાના ઘરનું માલિક થવાનું છે અને પોતે તેના નોકરો તરીકે એકનિષ્ઠાથી અને વફાદારીથી તેની સેવા કરવાની છે, તો તેમણે લોકોમાં અત્યારથી જ એ લાગણી ઉત્પન્ન કરવી જોઈએ કે સિવિલ સર્વિસ અને પોલીસખાતાની જોડે કામ પાડવામાં તેઓ ખરેખર નોકરો જોડે કામ પાડે છે. તેઓ આતપાત્ર અને ડાહ્યા ભલે હોય, પણ છતાં તેઓ નોકરો છે, શેઠ નથી.

જેમની સાથે હું થોડા જ વખત પર કારાવાસ ભોગવતો હતો, અને છેલ્લા બાર મહિનામાં સજા પામેલા સત્યાગ્રહી કેદીઓ છૂટી જશે છતાં જેઓ જેલોમાં ઝૂરતા રહેશે એવા હજારો નહિ તો સેંકડો કેદી બધુઓને મારે એક શબ્દ કહેવો જોઈએ. હું પોતે તો કોઈને, હિંસા કરનારાઓને પણ, સજા તરીકે કેદમાં પૂરવામાં માનતો નથી. હું જાણું છું કે જેમણે રાજદ્વારી હેતુથી પ્રેરાઈને હિંસા કરી છે તેઓ મારા જેટલા જ ડહાપણનો નહિ તો મારા જેટલા જ પ્રેમભાવ અને આપભોગનો દાવો તો અવશ્ય કરી શકે છે, અને તેથી જો હું તેમને ન્યાયપૂર્વક મારે કે સત્યાગ્રહીઓને બદલે છોડવી શક્યો હોત તો હું સાથે જ કહું છું કે તેમ કરત. પણ છોડાવવાની માગણી કરવામાં ન્યાય નહોતો એમ તેઓ જોઈ શકશે એવો મારો વિશ્વાસ છે. પણ એનો અર્થ એ નથી કે તેઓ મારા કે કારોબારી સમિતિના સભ્યોના ધ્યાન બહાર છે. . .

હિંદુસ્તાનમાં એક નાનું પણ સક્રિય મંડળ એવું જરૂર છે જે હિંસામાર્ગે હિંદને સ્વતંત્રતા અપાવવા માગે છે. એ મંડળને મેં અગાઉ કરી છે તેમ અત્યારે વિનંતિ કરું છું કે તેઓ હૃદયની પ્રતીતિથી નહિ તો તાત્કાલિક નીતિને ખાતર પણ પોતાની પ્રવૃત્તિને રોકે. અહિંસામાં કેટલી પ્રચંડ શક્તિ છે તેનો કંઈક સાક્ષાત્કાર તો કદાચ તેમને થયો હશે. જનસમુદાયમાં ઉજ્જવળ ચમત્કારિક એવી જાગૃતિ આવી શકી તેનું કારણ અહિંસાની ગૂઢ અને છતાં અમોઘ એવી શક્તિ હોય એ સંભવિત છે,

એ વાતની તેઓ ના નહિ પાડે હું ઇચ્છું છું કે તેઓ ધીરજ રાખે, અને મહાસભાને અથવા તેઓ ઇચ્છે તો મને સત્ય અને અહિંસાની યોજના અજમાવી જોવાની તક આપે. . . ."

ગાંધીજીએ જેમ લૉર્ડ અર્વીન ઉપર પ્રશંસાની વૃષ્ટિ કરી હતી તેમ લૉર્ડ અર્વીને પણ ગાંધીજીની ભારે સ્તુતિ કરી. વાઇમિંગેયને આપવામાં આવેલા ખાણાના એક મેળાવડા સમક્ષ ભાષણ કરતાં તેમણે જણાવ્યું કે, "ગાંધીજીની સાથે કામ કરવું એ એક મહાન આનંદ અને વિરલ અધિકાર છે. તે જ સમયે તેમણે ગાંધીજીનું પ્રામાણિકપણું, તેમની મન્યાર્થ અને તેમના ઉચ્ચ સ્વદેશ પ્રેમની ભારે તારીફ કરી વવાનામા તેમણે જણાવ્યું કે પોતાને પક્ષે મહાત્મા ગાંધી પોતાના દેશ બાંધવોને સમજાવવાનો જેટલો બની શકે તેટલો પરિશ્રમ ઉઠાવી રહ્યા છે, તેમજ શાન્તિની સ્થાપનાને અનુકૂળ વાતાવરણ તૈયાર કરવાને પોતાનાથી બનતુ કરે છે, અને હુ હિન્દ અને ઇંગ્લંડ વચ્ચે શાન્તિભર્યું સમાધાન થાય તે માટે મારે પક્ષે મારાથી બની શકે તે બધુ કરવાની આશા રાખું છુ."

પંદરમી મેને દિવસે લંડનમા, હાઇડ પાર્ક હોટેલમાં બ્રિટિશ ઇન્ડિયન યુનિયનના મેળાવડા સમક્ષ લૉર્ડ અર્વીને નીચેનાં વચનો ઉચ્ચાર્યાં હતાઃ

"હિન્દના મારા અનુભવ પરથી મારી એવી માન્યતા થઈ છે કે મિ ગાંધી જો લંડન આવશે તો આ મસલામતીઓ તેમજ ચર્ચાને અંગે ઉપસ્થિત થશે તે બધા વિષયોમાં સમાધાન શક્ય કરવાને તેઓ તનતોડ પ્રયત્ન કરશે."

હવે યુદ્ધ બંધ થયું હતું એટલે અને તેમની સામેનો પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવ્યો હતો એટલે મહાસભાનાં મંડળો પાછાં કામ કરતાં થઈ ગયાં. કરાગ પર સુદીઓ થઈ કે તરત જ મહાસમિતિના સામાન્ય મંત્રીએ મહાસભાની આગામી બેઠક માટે પ્રતિનિધિઓની ચૂંટણી કેમ ચલાવવી તે વિષેની સૂચનાઓ મહાસભાવાદીઓને રવાના કરી દીધી. કાર્યવાહક સમિતિએ દરેક જિલ્લાને ફાળે આવતા પ્રતિનિધિઓની સંખ્યાના બે વિભાગ કરી

નાખ્યા. એક વિભાગની ચૂંટણી નડત દરમિયાન જેલ ભોગવી આવેલા લોકોએ કરવાની હતી અને બીજા વિભાગની હમેશ મુજબ સામાન્ય રીતે આ નવી પદ્ધતિના અમલને મહેરો કરવાને બીજી અનેક વિગતવાર સૂચનાઓ પણ જાહેર કરવામા આવી. જેલ જઈ આવેનાઓની ચૂંટણી તે કામ માટેની એક ખાસ સભા ભરીને કરવાની હતી બંગાળના પ્રતિનિધિઓની ચૂંટણી માટે શ્રી અણેને લવાદ નીમવામા આવ્યા એ જ દિવસે મહાસભા-વાદીઓને 'સવિનય ભંગ' તેમ જ નાકરની નડત બંધ કરવાની તેમજ માત્ર બ્રિટિશ માલના બહિષ્કારની હિલચાલ અટકાવવાની સૂચનાઓ મોકલી આપવામા આવી ચોકી વિષે એવી સ્પષ્ટ સૂચના થઈ કે તે આક્રમણ વિનાની હોવી જોઈએ અને તેના સંચાલનમા જબરજસ્તી, ધમકી વિરોધી દેખાવો, જાહેર પ્રજાને અવરોધ અથવા સામાન્ય કાયદા પ્રમાણે ગુનો ગણાતુ કોઈ પણ કૃત્ય ન હોવા જોઈએ પરવાનગી વિનાના સભાસરઘસો બંધ કરવાની સૂચના આપવામા આવી હકીકતમા ઉપરની સૂચનાઓમા કરારની બધી વિગતો આવી જતી હતી ગાંધીજીએ પોતે, સ્વયંસેવકો પરદેશી કાપડ અથવા દારૂની દુકાનો ઉપર ચોકી કરે ત્યારે નીચેની શરતોનું સખત પાલન કરે એવી સૂચના એ સામાન્ય સૂચનાઓમા ઉમેરી

૧ માલ વેચનાર અથવા ખરીદ કરનાર પ્રત્યે જરા પણ અસભ્ય વર્તન ન બતાવવું

૨ સ્વયંસેવકોએ દુકાનો આગળ અથવા વાહનો આગળ સૂઈ ન જવુ

૩ શોક વખતે પાડવામા આવતી બૂમો ચોકી કરતી વખતે ન પાડવી (જેવી કે 'હાય હાય')

૪ કોઈના પૂતળાઓ કરીને બાળવા કે દાટવા નહિ

૫ કોઈ દુકાનદારનો કે ખરીદનારનો બહિષ્કાર કરવામા આવે તો પણ તેની ખાવાની વસ્તુઓ તેમજ બીજી જરૂરિયાતોમા અટકાયત ન કરવી. પરંતુ તેને ઘેર ભોજન માટે ન જવું અથવા તેની કોઈ પણ સેવા ન સ્વીકારવી

૬ કોઈ પણ સંજોગોમા ઉપવાસ પર ન જવુ કે ખોરાક ન છોડવો. ઉપવાસ ત્યારે જ થઈ શકે જ્યારે કોઈ વચનનો ભંગ થયો હોય અને બન્ને પક્ષો વચ્ચે આદર અને પ્રેમનો સંબંધ હોય

પાછલા આખા વર્ષ દરમિયાન ચાલુ રહેલી અસાધારણ પરિસ્થિતિને લીધે મહાસભાની બેઠકના પ્રમુખની ચૂંટણી હમેશના રિવાજ મુજબ સામાન્ય રીતે કરવાનું શક્ય ન હોવાથી કરાચીની મહાસભાને માટે કાર્યવાહક સમિતિએ પ્રમુખની ચૂંટણી પણ કરી લીધી અને તે સ્થાન માટે વલ્લભભાઈને પસંદ કર્યા

કરાચીની મહાસભાને માટે જરૂરી વ્યવસ્થા કરવામાં અનેક મુશ્કેલીઓ હતી ૧ લી માર્ચે કાર્યવાહક સમિતિના સભ્યોને મુક્ત કરવામાં આવ્યા ત્યારથી જ એ અધિવેશન વિશે વિચારણા ચાલતી હતી પરંતુ સમાધાનીના સંદેશાઓનું પરિણામ અચોક્કસ હોવાથી કરાચીના મિત્રોની દશા બહુ કફોડી થઈ પડી હતી. આમ છતાં એક મોટી સગવડ અનાયાસે થઈ ગઈ હતી અને તે એ કે, લાહોરમાં કરવામાં આવેલા નિર્ણય મુજબ કરાચીની બેઠક મહાસભાના ઇતિહાસમાં પ્રથમ જ શિયાળાની આકરી ઠંડી પૂરી થયા પછી થવાની હતી લાહોરમાં એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે, મહાસભાની બેઠક ડિસેમ્બરમાં ન ભરાતા ફેબ્રુઆરીની આખરે અથવા માર્ચની શરૂઆતમા ભરવી, અને કંઈક વિચિત્ર સંયોગથી માર્ચની શરૂઆતમા જ યુદ્ધ-વિરામ ચોક્કસ થવાથી આ જ વખતે મહાસભાનુ વાર્ષિક અધિવેશન માર્ચમા કરવાનુ શક્ય બન્યુ ઋતુના ફેરફારને લીધે મહાસભાની બેઠકને માટે મોટા મંડપની આવશ્યકતા નહી રહેતી હવે આખુ સંમેલન ખુશીથી આકાશના છત્ર તળે બેસી શકે એમ હતુ અને માત્ર એક વ્યાસપીઠની, એક મંચની તથા સભાસ્થાનને ચાર તરફથી બંધ કરી લેવાની જ જરૂર હતી

કરાચીના અધિવેશનની વ્યવસ્થા શ્રી જમશેદ મહેતાની પ્રેરણા તેમજ આગેવાની હેઠળ ત્યાંની શહેરસુધરાઈએ આપેલા સહકારથી સફળ નીવડી. મહાસભાની ખુલ્લી બેઠક શરૂ થાય તે પહેલા નિયમિત કામકાજની પ્રસ્તાવનારૂપે ૨૫ મી માર્ચે એક વિશાળ જાહેર સભા કરાચીમા ગોઠવવામાં આવી હતી. એ સભામા માત્ર ચાર આનાની પ્રવેશ ફી રાખી હતી એકલી આ સભાની જ આવક રૂપિયા દસ હજારની થઈ આ જ સભામા ગાંધીજીએ ત્યાર પછી પ્રસિદ્ધ

ચયેનુ વચન ઉચ્ચાર્યુ કે 'ગાધી મૃત્યુ પામશે તો પણ ગાધીવાદ અમર રહેશે '

કરાચી મહાસભાના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલે પોતાના પ્રમુખ તરીકેના ટૂકા સંબોધનમાં પોતાના જેવા એક ખેડૂતને પ્રમુખ નીમવામા પોતાની નહિ પણ મુક્તિની લડતમા મોટો ભાગ લેનાર ગૂજરાતની દેશે કદર કરી છે એ વાતનો ઉલ્લેખ કર્યો. વળી તેમણે એવો નિર્દેશ કર્યો કે મહાસભાએ ગાધી-ઈરવીન કરાર ન કર્યો હોત તો તેની મોટી ભૂલ થાત આગળ ચાલતા તેમણે સધિનુ મહત્ત્વ સમજાવ્યુ અને કરારની દૃષ્ટિથી મહાસભાવાદીઓની ફરજો સ્પષ્ટ કરી બતાવી

કરાચીની મહાસભા સાર્વત્રિક હર્ષના વાતાવરણમા મળવી જોઈતી હતી પરન્તુ વસ્તુત ભગતસિહ, રાજગુરુ, અને સુખદેવ એ ત્રણ યુવાનોને મળેલી ફાસીના સમાચારથી છવાયેલી ઊડી ગમગીનીના વાતાવરણમા તેની બેઠક શરૂ થઈ

પોતાના પૂરેપૂરા પ્રયત્ન છતા ગાધીજી એ ત્રણ યુવાનોની ફાસીની સજામાં ઘટાડો કરાવી શક્યા નહોતા એટલેથી જ એ વાત પતી નહોતી આ ત્રણ શહીદોના જીવન બચાવવાને માટે પરિશ્રમ કરવાને સારુ ગાધીજીની સ્તુતિ કરનારા લોકો જ એ યુવાનોને વિષે મહાસભામા રજૂ થનારા ઠરાવની ભાષા ઉપર ક્રોધની ઝડીઓ વરસાવતા થઈ ગયા હતા આટલો સમય વહી ગયા પછી આજે પણ એ એક વિવાદાસ્પદ બાબત જ રહી ગઈ છે કે, કરાચી મહાસભાના બે મુખ્ય ઠરાવોમાથી કયાએ લોકમાનસ પર વિશેષ અધિકાર જમાવ્યો હતો—ભગતસિગ વિષેના ઠરાવે કે ગાધી-ઈરવીન કરારને મજૂરી આપવા વિષેના ઠરાવે ગોળમેજી પરિષદને માટે જઈને લડનમા જ અવસાન પામેલા અને જેરુસાલેમમા જેમની દફનક્રિયા થઈ હતી તે મૌલાના મહમદઅલી, પડિત મોતીલાલ નેહરુ મૌલવી મઝહર ઉલ હક, શ્રી રેવાશકર જગજીવન ઝવેરી, શાહ મહમદ ઝુમર અને ગુરુનન્દા મુડલિયાર એ બધાના અવસાન માટે શોકપ્રદર્શન અને આશ્વાસનનો ઠરાવ કર્યા પછી કાર્યક્રમમા પહેલો જ ઠરાવ ભગતસિંગ વિષેનો રાખવામા આવ્યો હતો ભગતસિંગ વિષેના ઠરાવની બાબતમા

ચર્ચાનો મુદ્દો એ હતો કે તેની અને તેના સાથીઓની બહાદુરી તેમજ બલિદાનને માટે પ્રશંસા વ્યક્ત કરતા, 'કોઈ પણ પ્રકારની અથવા કોઈ પણ સ્વરૂપની રાજકીય હિંસાથી અલગ રહીને તેમજ તેને નાપસંદગી દર્શાવીને' એ વાક્ય ઠરાવમાં દાખલ કરવું કે ન કરવું. અમે એ ઠરાવ નીચે આપીએ છીએ

"આ મહાસભા, કોઈ પણ પ્રકારની અથવા કોઈ પણ સ્વરૂપની રાજકીય હિંસાથી અલગ રહીને તેમજ તેના વિષે નાપસંદગી દર્શાવીને, સ્વર્ગસ્થ સરદાર ભગતસિંગ અને તેમના સાથીઓ શ્રી. સુખદેવ અને શ્રી. રાજગુરુના શૌર્ય તેમજ બલિદાનને માટે પોતાની પ્રશંસા વ્યક્ત કરે છે અને તેમના નિરાધાર થયેલા કુટુંબોની સાથે એ જનોના અવસાનથી નીપજેલી ખોટને માટે શોક કરે છે. આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે આ ત્રણ જણને આપવામાં આવેલી ફાંસી એ સ્વચ્છંદ વેરવૃત્તિનું કૃત્ય છે અને એ કૃત્યથી તેમની સજામાં ઘટાડો કરવાની સમસ્ત પ્રજાની એકમતે કરવામાં આવેલી માગણીને જાણીબૂજીને ઠોકરે ઉડાવવામાં આવી છે. વળી આ મહાસભાનો એવો પણ અભિપ્રાય છે કે, આ ઘડીએ બન્ને પ્રજાઓ વચ્ચે શુભેચ્છાની લાગણી વધે એ આવશ્યક છે એ વાતનો ચોતરફથી સ્વીકાર કરવામાં આવેલો હોવા છતાં તે માટેની, તેમજ હતાશ થઈને રાજકીય હિંસાનો માર્ગ ગ્રહણ કરનાર પક્ષનું હૃદય જીતીને તેને શાન્તિને માર્ગે વાળી લેવાની સોનેરી તક સરકારે ગુમાવી છે."

પોતાના અહિંસાના વ્રતની સાથે સંગત રહીને ઓછામાં ઓછી નાખી શકાય તેટલી મર્યાદા આ ઠરાવમાં મહાસભાએ દાખલ કરી હતી. પરંતુ એટલું જણાવવાનું જરૂરનું છે કે ગાંધીવાદ તરફ અણગમાની દૃષ્ટિથી જોતા યુવાનવર્ગને એ મર્યાદાને લીધે મૂળ ઠરાવમાંથી તેના શબ્દો કાઢી નાખવાના સુધારાઓ રજૂ કરવાની તક મળી. સ્વયંસેવકોની પરિષદે એ મર્યાદાનું વાક્ય કાઢી નાખીને બાકીનો ઠરાવ પસાર કર્યો અને ત્યારથી પ્રાન્તિક પરિષદોમાં પણ એ શબ્દ-સમૂહની આસપાસ ચર્ચાઓ જાગી. મહાસભાનું કામકાજ ચાલતું હતું ત્યારે કેટલાક યુવાન મિત્રોએ મહાસભાના સભાસ્થાનની બહાર ધાંધલ અને ધુમરાણ મચાવી મૂક્યું હતું. આગલી સવારે કરાંચીથી ૧૨ માઈલ દૂર ગાંધીજી અને વલ્લભભાઈ ગાડીમાંથી ઊતર્યા ત્યારે રેલવે સ્ટેશન ઉપર તેમનું કાળા વાવટાથી સ્વાગત કરવાની પણ એ જ મિત્રોએ યોજના

કરી હતી. પોતાના હમેશના ખુશમિજાજથી ગાંધીજીએ એ યુવકમંડળને નમસ્કાર કર્યા અને તેમણે ધરેલાં કાળાં પુષ્પોનો વિવેકપૂર્વક સ્વીકાર કર્યો. અને આખરે જે મંડળ હુમલો કરવા આવ્યુ હતુ તે ગાંધીજીની રક્ષા કરવાને રોકાયું. તેઓ ગાંધીજી અને તેમની મંડળીને સ્ટેશનથી થોડે દૂર સુધી વળાવી આવ્યા.

આ પછી મહાસભાએ કેદીઓના છુટકારા વિષેના ઠરાવની ચર્ચા કરી તે સમય દરમિયાન એટલું સ્પષ્ટ થઈ ગયુ હતુ કે, કેદીઓને છોડવાની બાબતમાં સરકાર કૃપણ નીતિથી ચાલતી હતી એટલું જ નહિ પણ આપેલાં વચનોનો તેમજ એ બાબતમાં થયેલી શરતોનો ભંગ કરતી હતી. એટલે મહાસભાએ પોતાનો ભારપૂર્વકનો અભિપ્રાય જાહેર કર્યો કે, સરકાર અને મહાસભા વચ્ચેના સમાધાનનો ઉદ્દેશ જો હિન્દ અને બ્રિટન વચ્ચે શુભેચ્છાની લાગણી વધારવાનો હોય તથા એ સમાધાન જો હિન્દને બધી સત્તાઓ સોંપી દેવાના બ્રિટનના નિશ્ચયના અમલનાં પ્રથમ પગથિયાંરૂપ હોય, તો સરકારે બધા રાજદ્વારી કેદીઓને અને સંધિના કરારમાં જેમનો સમાવેશ થતો ન હોય તેવા અટકમા રાખવામાં આવેલા તથા જેમના મુકરદમાઓ હજી ચાલતા હોય તેવા કેદીઓને છોડી દેવા જોઈએ અને રાજકીય અભિપ્રાયો અથવા કૃત્યોને માટે હિન્દ બહાર અથવા હિન્દમાં વસતા હિન્દીઓ પર મુકાયેલા રાજકીય પ્રતિબંધો દૂર કરવા જોઈએ.

" વળી આ મહાસભા સરકારને યાદ આપે છે કે, તે જો આ ઠરાવનો બરાબર જવાબ વાળશે તો થોડા જ સમય પર આપવામાં આવેલી ફાંસીની સજાઓથી પ્રજાના હૃદયમા ઉત્પન્ન થયેલો ઊંડો રોષ કંઈક અંશે શાન્ત થશે. "

કરાંચીની મહામભા ઉપર છવાયેલી ગમગીનીનું એક બીજું પણ કારણ હતું. મહાસભાની બેઠક ચાલતી હતી તે દરમિયાન જ કાનપુરમાં ગંભીર હિન્દુમુસલમાન હુલ્લડ શરૂ થયું હતુ. એ હુલ્લડ દરમિયાન બન્ને કોમ વચ્ચે શાન્તિ અને શુભેચ્છાને માટે પ્રયત્ન કરતાં કરતાં અને હિન્દુઓના ઝનુની હુમલાઓમાંથી મુસલમાનોને બચાવવા જતાં શ્રી. ગણેશશંકર વિદ્યાર્થીનું ખુન થયું. ૧૯૨૬માં ગૌહત્તીની બેઠકની શરૂઆત પહેલાં જ સ્વામી શ્રદ્ધાનંદના ખૂનથી

સમસ્ત દેશ અને મહાસભા જેમ અપાર શોકમાં ડૂબી ગયા હતા, તેમ આ બનાવથી પણ બન્યું. કાનપુરના હુલ્લડ વિષે થોડુંક અહીં જણાવવું વાજબી થશે. કોમી તોફાનને માટે કાનપુર તે સમય સુધી ખાસ બદનામ થયું નહોતું. પહેલાં એક વાર ૧૯૦૭માં અને ત્યાર પછી ૧૯૨૮ અને ૧૯૨૯માં કંઇક છૂટાં છવાયાં છમકલાં ત્યાં થયેલાં ખરાં. કાનપુરની મુખ્ય વસ્તી હિંદુઓની છે. છમાંથી પાંચ ભાગની વસ્તી તેમની હોઈ બાકીના છઠ્ઠા ભાગમાં બીજી લઘુમતી કોમો સમાઈ જાય છે. લાહોરમાં ૨૩મી માર્ચે ભગતસિંહ અને તેના સાથીઓને ફાંસી દેવાઈ એને કારણે દેશમાં બધે હડતાળો પડી. મુંબઈ, કરાંચી, લાહોર, કલકત્તા, મદ્રાસ તથા દિલ્હીની હડતાળો શાંતિથી પસાર થઈ ગઈ. કાનપુરમાં પણ કંઈક એવી હડતાળ પડી હતી અને ફાંસીએ ચડેલા ત્રણ શહીદોની છબીઓ તથા કાળા વાવટાઓ સાથે શોકનું એક મોટું સરઘસ કાઢવામાં આવ્યું હતું. હિંદુઓએ પોતાની દુકાનો બંધ કરી હતી પણ મુસલમાનોએ નહોતી કરી. થોડા સમય પૂર્વે મહમદઅલીના અવસાન નિમિત્તે મુસલમાનોએ હડતાળની યોજના કરી હતી ત્યારે હિંદુઓએ તેમાં ભાગ નહોતો લીધો. આવી પરિસ્થિતિનું વધારે વિગતથી વર્ણન કરવાની જરૂર નથી. દારૂ અને દીવાસળી બન્ને તૈયાર હતાં. માર્ચની ૨૪મીએ હિંદુ દુકાનોની લૂંટ શરૂ થઈ. ૨૩મી માર્ચની આગલી રાતે જ પચાસ માણસોને ઈજા પહોંચી હતી. ૨૫મીએ બધું એકદમ ભભૂકી ઊઠયું. દુકાનો અને મંદિરો સળગાવી દેવામાં આવ્યાં અને તેમની બળીને રાખ થઈ ગઈ. પોલીસે કશી મદદ ન કરી. અંધેર, આગ, લૂંટ, ખૂન બધાં દાવાનળની જેમ ફેલાઈ ગયાં. પાંચસો કુટુંબો પોતાનાં ઘરબાર છોડીને ગામડાંમાં જઈને સંતાયાં. ડૉ. રામચંદ્રને વધારેમાં વધારે ખમવું પડયું. સ્ત્રી અને વૃદ્ધ માતપિતા સમેત તેમના કુટુંબના બધા માણસોને મારી નાખીને તેમનાં શરીરો ગટરમાં ફેંકી દેવામાં આવ્યાં હતાં. સરકારી અંદાજ પ્રમાણે એકંદરે ૧૬૬ માણસો મરાયા હતા અને ૪૮૦ને ઈજા થઈ હતી. મહાસભાએ બાબુ પુરુષોત્તમદાસ ટંડન અને બીજા કેટલાક મિત્રોને હુલ્લડના સ્થળ ઉપર કાનપુર તરત જ

મોકલી આપ્યા પરંતુ શાંતિની સ્થાપનાની દિશામાં ઝાઝું બની ન શક્યું. ગણેશશંકરનો ૨૫મીથી જ પત્તો લાગતો નહોતો. છેક ૨૯મીએ શુદ્ધ ખાદીના પોશાકવાળું એક શબ મળી આવ્યું. ખાદીના પોશાકવાળું એટલું એક જ શબ હોવાથી, એક હાથ પર છૂંદણાંથી કાઢેલી ગજેન્દ્રની છબી પરથી, તેમજ ગજવામાંથી મળી આવેલા કરાંચી મહાસભા વિષેના એક લેખ પરથી શરીર ગણેશશંકરનું જ છે એવી ખાતરી થઈ. તે દિવસે તેમણે ઘણાં મુસ્લિમ કુટુંબોને બચાવ્યાં હતાં અને એમ લાગે છે કે એકાદ લત્તામાં તેમને જાણી જોઈને ફસાવીને લઈ જવામાં આવ્યા હતા. ગણેશશંકર વિદ્યાર્થીએ તે લત્તામાં નિર્ભયપણે પ્રવેશ કરીને સાચા સત્યાગ્રહીની માફક ઝનૂનથી ગાંડાં બનેલાં ટોળા સમક્ષ પોતાની ગરદન ઝુકાવી હતી. આ અતિ કરુણ પ્રસંગ વિષે મહાસભાએ નીચેનો ઠરાવ પસાર કર્યો :

"સંયુક્ત પ્રજાની પ્રાન્તિક મહાસભા સમિતિના પ્રમુખ, નિઃસ્વાર્થમાં નિઃસ્વાર્થ રાષ્ટ્રસેવકો પૈકી એક, અને કોઈ પણ પ્રકારના કોમી રાગદ્વેષથી મુક્ત હોવાથી બધા જ પક્ષો અને બધી કોમોમાં પ્રિય થઈ પડેલા ગણેશ શંકર વિદ્યાર્થીના હુલ્લડ દરમ્યાન થયેલા મરણના સમાચાર સાંભળીને મહાસભા પોતાને થયેલું ઊંડું દુઃખ પ્રદર્શિત કરે છે. સ્વર્ગસ્થના કુટુમ્બને આશ્વાસન આપતાં મહાસભા અભિમાનપૂર્વક નોંધ કરે છે કે, પોતાના પ્રથમ પંક્તિના એક આગેવાન સેવકે ભયમાંથી બીજા લોકોને બચાવવાનો તેમજ ચોતરફ ફેલાયેલાં તોફાન અને ગાંડપણની વચ્ચે રહીને શાન્તિ અને સમજ સ્થાપવાનો પ્રયત્ન કરતાં પોતાના અમૂલ્ય જીવનનું બલિદાન આપ્યું છે. દેશના હિતમાં રસ લેતા બધા લોકોને આ ઉચ્ચ બલિદાનનો વેર વધારવામાં નહિ પણ બે કોમો વચ્ચેનું સમાધાન વધારવામાં ઉપયોગ કરવાને આ મહાસભા વિનંતિ કરે છે તથા આ ઝઘડાનું કારણ શોધી કાઢવાને અને બે કોમો વચ્ચે પડેલાં તડ સાંધવાને જરૂરી જણાય તે તેમજ બાકીના પ્રદેશોમાં અને જિલ્લાઓમાં કોમી વિખવાદનું ઝેર ફેલાય તે અટકાવવાને માટે જરૂરી પગલાં લેવાને એક સમિતિની નિમણૂક કરે છે."

આ ઠરાવથી નિમાયેલી સમિતિના ૭ સભ્યો હતા અને ડૉ. ભગવાનદાસ તેના અધ્યક્ષ નિમાયા હતા. અહીં કેટલાક બનાવોનું આગળથી વર્ણન કરી લેવું જરૂરનું છે. આ સમિતિએ એક મોટો હેવાલ તૈયાર કરીને મહાસભાની કાર્યવાહક સમિતિ સમક્ષ

રજૂ કર્યો હતો. ઘણા વખત પછી પાછળથી તે છપાયો હતો પરંતુ સરકારે તેના પ્રચાર સામે પ્રતિબંધ મૂક્યો હતો.

ત્યાર પછી કામચલાઉ સમાધાન વિષેનો ઠરાવ રજૂ થયો. કરાચી મહાસભાનો આ મુખ્ય ઠરાવ એક પરિપૂર્ણ દસ્તાવેજ છે. તેમાં મહાસભાનુ દૃષ્ટિબિન્દુ બરાબર સમાવીને વ્યક્ત કરવામાં આવેલું છે. અને તે વડે ગાંધી–ઈર્વીન કરારમાં જે કંઈ મોઘમ અથવા સંદિગ્ધ ગણાઈ જાય તે સ્પષ્ટ પણે રજૂ કરવાનો સફળ પ્રયત્ન થયો છે

તે ઠરાવ નીચે પ્રમાણે છે.

"મહાસભાની કાર્યવાહક સમિતિ અને હિંદી સરકાર વચ્ચે થયેલી કામચલાઉ સમાધાની પર વિચાર ચલાવ્યા પછી આ મહાસભા તેને મંજૂર રાખે છે, અને સ્પષ્ટ કરવા માગે છે કે મહાસભાનું પૂર્ણ સ્વરાજ (કમ્પ્લિટ ઇન્ડિપેન્ડન્સ)નું ધ્યેય અખંડિત રહે છે.

"બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ જોડે કોઈ પણ પરિષદમાં પ્રતિનિધિઓ મોકલવાનો માર્ગ બીજી રીતે મહાસભા માટે ખુલ્લો હશે, તો મહાસભાના પ્રતિનિધિઓ એવો પ્રયત્ન કરશે કે, જેથી આ ધ્યેયની સિદ્ધિ થાય અને પ્રજાને લશ્કર, પરદેશ સાથેનો વહેવાર, નાણાં તથા નાણાં વિષેની અને આર્થિક નીતિ ઉપર કાબૂ મળે, હિંદમાં બ્રિટિશ સરકારે કરેલા નાણાના વહેવારો નિષ્પક્ષ ન્યાયમંડળ દ્વારા તપાસાય અને હિંદે કે ઇંગ્લંડે ઉપાડવાના બોજાની તપાસ થયે રકમ નક્કી થાય, અને બન્ને પક્ષને સ્વેચ્છાએ ભાગીદારીમાંથી નીકળી જવાનો હક મળે. પણ હિંદુસ્તાનના હિતને અર્થે દેખીતી રીતે આવશ્યક હોય એવી ધારછોડ કરવાની મહાસભાના પ્રતિનિધિઓને છૂટ રહેશે એ શરતે આ મહાસભા મહાત્મા ગાંધીને તેમની આગેવાની નીચે કામ કરવા કાર્યવાહક સમિતિ જેમને નીમે એવા બીજા પ્રતિનિધિઓ સાથે એવી પરિષદમાં મહાસભાનો પક્ષ રજૂ કરવાને નીમે છે અને સત્તા આપે છે."

મહાસભાએ આ પછી છેલ્લી અવિનયભંગની લડતમાં ભારે કષ્ટ સહન કરનાર લોકોનું, ખાસ કરીને સ્ત્રીઓનું અભિનંદન કર્યું અને ઠરાવ કર્યો કે, મતાધિકારની બાબતમાં સ્ત્રીઓની સામેનો કોઈ પણ ભેદ મહાસભા સ્વીકારશે નહિ.

ત્યાર બાદ, બનારસ, મિરઝાપુર, આગ્રા, કાનપુર અને બીજા સ્થળોનાં કોમી હુલ્લડોને વખોડી કાઢવામાં આવ્યાં તથા તે

કુટુંબોના ભોગ થઈ પડેલાના સગાવહાલા પ્રત્યે મહાનુભૂતિ વ્યક્ત કરવામા આવી

મદ્યપાનનિષેધ વિષેના ઠરાવમા પ્રજાએ ' છેલ્લા બાર માસ ' દરમિયાન તે માર્ગે કરેલી પ્રગતિની નોધ લેવામા આવી તથા તે પ્રવૃત્તિને વધુ વેગથી ચાલુ રાખવાની પ્રજાને તેમજ ખાસ કરીને સ્ત્રીઓને ભલામણ કરવામા આવી

ખાદી વિષેના ઠરાવમા, રેંટિયાને ખેડૂતોની ફરજિયાત બેકારીના સમયમા મહાયક ઉદ્યોગની જરૂરિયાત સાર્વત્રિક રીતે પૂરી પાડી શકે એવા એકમાત્ર સાધન તરીકે ઓળખાવવામા આવ્યો, પ્રજાને પરદેશી કાપડ ન ખરીદવાની અને વેપારીઓને પરદેશી કાપડ ન વેચવાની તથા તે વેપાર છોડી દેવાની વિનતિ કરવામા આવી, મહાસભાનાં તેમજ બીજા મહાયક મડળોને ખાદીનો પ્રચાર કરી પરદેશી કાપડનો બહિષ્કાર વેગથી કરવાનો આગ્રહ કરવામા આવ્યો, દેશી રાજ્યોને પણ આ બાબતમા મદદગાર થવાની વિનતિ કરવામા આવી, મિલમાલિકોને પોતાના પહેરવેશમા ખાદી વાપરવાનો, ખાદી જેવું કાપડ તૈયાર ન કરવાનો, મિલોમા તૈયાર થતા કાપડની કિંમત બને તેટલી ઓછી રાખવાનો, પરદેશી કાપડના વેપારીઓ પાસેનો જથ્થો લઈ લઈ બદલામા સ્વદેશી કાપડ આપવાનો અને એના જથાને પરદેશ નિકાસ કરી દેવાનો, તથા મિલમજૂરોની સ્થિતિમા સુધારો કરવાનો આગ્રહ કરવામા આવ્યો, તથા પરદેશી વેપારીઓને પણ હિંદને હાનિ પહોચાડતો પોતાનો વેપાર બધ કરીને આંતર-રાષ્ટ્રીય બધુત્વની ભાવનાને અનુસરવાનુ સૂચવવામા આવ્યુ

પિકેટિંગ વિષેના ઠરાવમા તે પ્રવૃત્તિને મળેલી સફળતાની નોધ લેવામા આવી તથા હવેથી ગાધી-ઈર્વીન કરારમા જણાવેલી શરતોને ચુસ્તપણે અનુસરવાનો મહાસભાની સસ્થાઓને આગ્રહ કરવામા આવ્યો

સરહદ પરના લોકો વિષેના ઠરાવમા જાહેર કરવામાં આવ્યુ કે, હિંદુસ્તાનની પ્રજા તેમની સાથે મૈત્રીનો જ સબધ રાખવા ઇચ્છે છે ઉપરાત તે ઠરાવમા સરકારની સરહદની પ્રજાઓ ઉપર આક્રમણ કરવાની નીતિને વખોડી કાઢવામા આવી

વાયવ્ય સરહદના પ્રાંતો વિષે ઠરાવ કરી જાહેર કરવામાં આવ્યું કે, રાજબંધારણની કોઈ પણ યોજનામાં તે પ્રાંતને બીજા પ્રાંતો જેવી જ શાસનપદ્ધતિ મળે એવો મહાસભા આગ્રહ રાખશે.

બ્રહ્મદેશ વિષેના ઠરાવમાં બ્રહ્મદેશનો હિંદુસ્તાન સાથે ભાગીદાર તરીકે રહેવાનો કે હિંદથી છૂટા પડવાનો અધિકાર સ્વીકારવામાં આવ્યો અને તેની પ્રજાની મરજી જાણ્યા વિના પોતાના સામ્રાજ્યના રક્ષણની દૃષ્ટિએ તેને હિંદથી છૂટી પાડવાના બ્રિટિશ સરકારના પ્રયત્નોને વખોડી કાઢવામાં આવ્યા.

દક્ષિણ અને પૂર્વ આફ્રિકા વિષે પણ સમયોચિત ઠરાવો કરવામાં આવ્યા અને તે બંને દેશોની સરકારને વિનંતિ કરવામાં આવી કે, સ્વતંત્ર હિંદમાં પોતાના પ્રજાજનો માટે તેઓ જેવો ન્યાય મેળવવાની અપેક્ષા રાખે, તેવો જ ન્યાય હિંદીઓને તે દેશોમાં આપવામાં આવે.

કરાચીમાં પસાર કરેલા પ્રજાના મૂળ હકો વિષેનો ઠરાવ અહીં આપતા પહેલાં થોડી પ્રસ્તાવના કરી લેવાની જરૂર છે. પંજાબની આફતી ઠંડીમાં મધ્ય રાત્રિ પછી ૧૯૧૯ની અમૃતસરની મહાસભામાં શ્રી સી. વિજયરાઘવાચાર્યે પ્રજાના મૂળ હકોનો પ્રશ્ન પ્રથમ હાથ ધર્યો હતો. ત્યાર પછી તેઓ જાતે નાગપુરની મહાસભાને પ્રમુખપદે આવ્યા ત્યારે એ વિષયને વધારે મહત્ત્વ પ્રાપ્ત થયું. કરાચીની મહાસભા વખતે યુવાન વર્ગ અને વૃદ્ધો વચ્ચે એક પ્રકારનો ભેદ જણાઈ આવતો હતો. મહાસભા ડમિનિયન સ્ટેટસ એટલે કે સંસ્થાનોના જેવી શાસન પદ્ધતિ, બ્રિટિશ સામ્રાજ્યવાદ અને તામ્રવર્ણી નોકરશાહીના જૂના પ્રવાહોમાં પાછી ઘસડાતી જાય છે અને મજૂરોના પ્રશ્નોને ખેડૂતો અને કામદારોને તેમજ સમાજવાદી આદર્શોને ફગાવી દેવામાં આવ્યા છે એવી શંકા કરનારા લોકોની વાણ નહોતી. આ વિષયમાં દેશને ભરોસો આપવાની આવશ્યકતા ઊભી થઈ હતી. સત્ય અને અહિંસાના પાયા પર રચાયેલા તેમજ ગામડાં તથા ગરીબ પ્રજાના પ્રશ્નોને સ્પર્શ કરતા કોઈ પણ મુદ્દાને સ્વીકારવાને ગાંધીજી તો તૈયાર જ હતા.

પરંતુ સાથે સાથે એમ પણ લાગતુ હતુ કે દૂરના ભવિષ્ય સુધી અસર પહોંચાડનારા આવા મહત્ત્વના ઠરાવનો વિચાર વધારે શાંતિથી અને વધારે વખત આપીને કરવો જોઈએ, અને મહાસમિતિના તેમજ કાર્યવાહક સમિતિના સભ્યોએ તેની પૂરતી વિચારણા અને પૂરતો અભ્યાસ કરવો જોઈએ આ વાતનો સ્વીકાર કરવામા આવ્યો અને મૂળ ઠરાવના સિદ્ધાન્તો તેમજ નીતિને હાનિ પહોંચાડ્યા વિના તેમા ફેરફાર, સુધારો અથવા ઉમેરો કરવાની મહાસમિતિને સત્તા આપવામા આવી મુંબઈમા ૧૯૩૧ ના ઑગસ્ટ માસમા મહાસમિતિએ કરેલા સુધારા સાથેનો એ ઠરાવ નીચે આપ્યો છે

"આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે, મહાસભાએ કલ્પેલા સ્વરાજનો આમવર્ગને માટે શો અર્થ છે એનો તેમને ચોક્કસ ખ્યાલ આવી શકે એટલા માટે તેઓ સહેલાઈથી સમજી શકે એવી રીતે મહાસભાની કલ્પના અથવા ધારણાનુ બ્યાન કરવુ જરૂરનુ છે આમવર્ગના શોષણનો અંત આણવા માટે, દેશના રાજકીય સ્વાતંત્ર્યમા ભૂખે મરતા કરોડોના આર્થિક સ્વાતંત્ર્યનો સમાવેશ થવો જ જોઈએ તેથી મહાસભા જાહેર કરે છે કે, તેના તરફથી જે કોઈ બંધારણ કબૂલ કરવામા આવે તેમા નીચેની બાબતોનો સમાવેશ થવો જોઈએ અથવા તે અમલમા મૂકવાની સ્વરાજ સરકારને સત્તા મળવી જોઈએ

પ્રજાના મૂળ હકો અને ફરજો

૧ (ક) હિંદુસ્તાનના દરેક પ્રજાજનને પોતાના વિચારો દર્શાવવાની સ્વતંત્રતાનો, સભા અને સંગઠનની સ્વતંત્રતાનો તથા નીતિ અને કાયદાથી વિરુદ્ધ ન હોય તેવા કાર્યો માટે શાન્તિપૂર્વક અને શસ્ત્ર વિના એકત્રિત થવાનો હક છે

(ખ) હિંદુસ્તાનનો દરેક પ્રજાજન, પોતાની ધર્મબુદ્ધિને અનુસરવાની તથા પ્રજાની સુલેહશાન્તિ અને સદાચારની આડે ન આવે એવી રીતે પોતાનો ધર્મ માનવાની અને આચરવાની સ્વતંત્રતા ભોગવશે

(ગ) નાની કોમોની તથા ભિન્ન ભિન્ન ભાષા બોલનારા પ્રદેશોની સંસ્કૃતિ, ભાષા અને લિપિ સુરક્ષિત રહેશે

(ઘ) હિંદુસ્તાનના સૌ પ્રજાજનો કાયદાની દૃષ્ટિએ ધર્મના, ન્યાતજાતના, કોમના અથવા તો સ્ત્રીપુરુષના ભેદભાવ વિના સમાન છે

(ઙ) કોઈ પણ દેશજનની તેના ધર્મ, નાતજાત, માન્યતા અથવા લિંગભેદને કારણે સરકારી નોકરીમા, સત્તા કે માનના હોદ્દામા તથા કોઈ

પણ વેપાર કે ધંધો કરવામાં કોઈ પણ જાતની અધિકારહીનતા ગણવામાં આવશે નહિ.

(ચ) કૂવા, સરિયામ રસ્તા, નિશાળો તથા જાહેર વાપરની બીજી તમામ જગાઓ જે રાજ્યને અથવા સ્થાનિક સંસ્થાઓને ખર્ચે બાંધવામાં આવેલાં હશે અથવા કોઈ ખાનગી વ્યક્તિએ જાહેર પ્રજાના ઉપયોગને અર્થે અર્પણ કર્યાં હશે તેની બાબતમા સૌ દેશજનોના સમાન હક્ક અને ફરજો ગણાશે.

(છ) હથિયાર રાખવાની અને વાપરવાની બાબતમાં જે નિયમો અને પ્રતિબંધો કરવામા આવે તેને અનુસરીને દરેક દેશજન હથિયાર રાખવાનો અને ધારણ કરવાનો હક છે

(જ) કાયદાના અમલની રૂએ કરવામા આવે તે સિવાય બીજી કોઈ પણ રીતે કોઈ પણ માણસની સ્વતંત્રતા છીનવી લેવામાં નહિ આવે, તેમજ તેના ઘરમા કે માલિકીની જગામા પ્રવેશ નહિ કરવામા આવે કે તે જપ્ત કે ખાલસા નહિ કરવામાં આવે.

(ઝ) સઘળા ધર્મોની બાબતમાં સરકાર નિષ્પક્ષતા જાળવશે.

(ઞ) પુખ્ત વયના તમામ માણસોને મતાધિકાર રહેશે.

(ટ) મફત અને ફરજિયાત પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા સરકાર કરશે.

(ઠ) સરકાર કોઈને ઇલકાબો નહિ આપે.

(ડ) મોતની સજા નાબૂદ કરવામાં આવશે

(ઢ) હિંદુસ્તાનનો દરેક દેશજન હિંદુસ્તાનમા કોઈ પણ સ્થળે જઈ શકશે, અને દેશના કોઈ પણ ભાગમાં વસવાટ કરી શકશે, મિલકત ધારણ કરી શકશે, કોઈ પણ વેપારધંધો કરી શકશે તથા દેશના બધા ભાગોમાં કાયદાના રક્ષણની તથા કાયદેસર મુકદ્દમાની બાબતમાં સમાનતા ભોગવશે

### મજૂરવર્ગ

૨. (ક) સમાજની આર્થિક રચના ન્યાયી ધોરણ ઉપર રચાયેલી હશે જેથી સમાજમાં દરેક જણ સારી અને સુઘડ ઢબે પોતાનું જીવન ગુજારી શકે.

(ખ) સરકાર કારખાનામાં કામ કરતા મજૂરોના હિતની રક્ષા કરશે અને યોગ્ય કાયદાથી તથા બીજી રીતે તેમને સારી ઢબે જીવન ગાળી શકે તેટલો દરમાયો મળે, કામ કરવાની જગ્યા આરોગ્યપ્રદ હોય, મજૂરીના કલાક મર્યાદિત હોય, માલિકો અને મજૂરો વચ્ચેની તકરારનો નિવેડો

લાવવા માટે યોગ્ય વ્યવસ્થા હોય, તથા ઘડપણ, માંદગી કે બેકારીને લીધે જે આર્થિક હાડમારી આવી પડે તેની સામે રક્ષણ મળે, એવી વ્યવસ્થા કરશે.

૩. દાસત્વમાંથી અથવા લગભગ દાસત્વ જેવી સ્થિતિમાંથી મજૂરોની મુક્તિ.

૪ મજૂર સ્ત્રીઓનું રક્ષણ અને ખાસ કરીને સુવાવડ દરમિયાન રજાનો પૂરતો બંદોબસ્ત.

૫ નિશાળે જવા યોગ્ય ઉંમરના બાળકોને ખાણોમાં કે કારખાનામાં રોકવાની બંધી થશે

૬. પોતાના હિતની રક્ષાને અર્થે ખેડૂતો અને મજૂરોને મહાજનો બાંધવાનો હક રહેશે.

## કરભાર અને સરકારી ખર્ચ

૭ જમીનભોગવટાની, જમીનમહેસૂલની તથા ગણોતની પ્રથામાં સુધારા કરવામાં આવશે ખેતીની જમીન ઉપરના બોજાની વાજબી વ્યવસ્થા કરવામાં આવશે, જે અનુસાર નાના ખેડૂતો અત્યારે જે જમીન-મહેસૂલ તથા ગણોત ભરે છે તેમાં ઠીકઠીક ઘટાડો કરીને તેમને તત્કાળ રાહત આપવામાં આવશે, આર્થિક દૃષ્ટિએ ન પોષાઈ શકે એવી ખેતીની બાબતમાં જરૂરી જણાય તેટલી મુદત માટે ગણોતમાંથી મુક્તિ આપવામાં આવશે, અને આવી રીતે ગણોતમાંથી મુક્તિ આપવાને અથવા ગણોતના દરમાં ઘટાડો કરવાને કારણે જરૂરી જણાય ત્યાં નાના જમીનદારોને જરૂરી રાહત આપવામાં આવશે, તથા ઉપર જણાવેલો હેતુ બર લાવવા માટે ઓછામાં ઓછી ઠરાવેલી એવી વાજબી રકમ ઉપરાંતની જમીનમાંથી થતી ચોખ્ખી આવક ઉપર ક્રમસર વધતો જતો એવો આવકવેરો નાખવામાં આવશે.

૮ ઓછામાં ઓછી અમુક ઠરાવેલી મિલકત ઉપરાંતની મિલકત ઉપર ક્રમિક દરને ધોરણે વારસાવેરો નાખવાના આવશે.

૯ લશ્કરી ખર્ચમાં પુષ્કળ ઘટાડો કરવામાં આવશે, જેથી આજના પ્રમાણ કરતાં ઓછામાં ઓછા અર્ધા ભાગનો ઘટાડો થાય

૧૦. મુલકી ખાતામાં ખર્ચ અને પગારોમાં મોટો ઘટાડો કરવામાં આવશે. ખાસ નીમેલા શાસ્ત્રજ્ઞો તથા એવા લોકો સિવાયના કોઈ પણ સરકારી નોકરને અમુક ચોક્કસ રકમ, જે સામાન્ય રીતે માસિક રૂ. ૫૦૦થી વધારે ન હોય, તે કરતાં વધારે પગાર આપવામાં આવશે નહિ.

૧૧. હિંદુસ્તાનમાં બનાવવામા આવતા મીઠા ઉપર વેરો નહિ નાખવામા આવે.

## આર્થિક અને સામાજિક કાર્યક્રમ

૧૨ દેશી કાપડને સરકાર રક્ષણ આપશે, અને એ હેતુથી પરદેશી કાપડ અને પરદેશી સૂતરનો બહિષ્કાર કરવાની તથા એવાં બીજા જરૂરી જણાય તે ઉપાયો લેવાની નીતિ સરકાર અખત્યાર કરશે. સરકાર બીજા દેશી ઉદ્યોગોને પણ જ્યા જરૂર જણાય ત્યા પરદેશીની હરીફાઈ સામે રક્ષણ આપશે

૧૩. કેફી પીણા અને પદાર્થોનો દવાના ઉપયોગ સિવાય સદંતર બધી કરવામા આવશે

૧૪. નાણાચલણ અને હૂંડિયામણનું નિયમન રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ કરવામા આવશે.

૧૫. ચાવીરૂપ ઉદ્યોગો અને ખાતા, ખનિજ દ્રવ્યો, રેલવે, જળમાર્ગો, વહાણવટું તથા વ્યવહારના બીજા સાધનો ઉપર સરકારી માલકી અથવા કાબૂ રહેશે.

૧૬ ખેડૂતોને દેવાદારીમાથી રાહત, તથા સીધી કે આડકતરી વ્યાજખોરી ઉપર અંકુશ.

૧૭. દેશીઓને લશ્કરી તાલીમ મળે એવી વ્યવસ્થા સરકાર કરશે, જેથી પગારદાર લશ્કર ઉપરાત રાષ્ટ્રના રક્ષણ્ માટે બીજી વ્યવસ્થા ઊભી થઈ શકે.

ગાધી–ઇર્વીન કરારની સફળતાથી અને કરાચી મહાસભાના ઠરાવોને મળેલી તેનાથી પણ મોટી સફળતાથી ગાધીજી અને મહાસભા ઉપરના મોટા બોજામાં એક પછી એક નવા બોજાઓનો ઉમેરો થતો ગયો. કરાચી મહાસભામાં એક બે મહત્ત્વની બાબતોની વિચારણા બાકી રહી ગઈ હતી. તેને માટે જોઈતું કરીને તે વિષયો પૂરા કરી લેવાનુ કાર્યવાહક સમિતિ અને મહાસમિતિને સોંપવામા આવ્યું. શીખ લોકોએ રાષ્ટ્રીય ધ્વજનો પ્રશ્ન ઉપસ્થિત કરીને તેમાં તેમને સ્વીકાર્ય કોઈક રંગ દાખલ કરાવવાનો મુદ્દો રજૂ કર્યો હતો. આ બાબત પૂર્વે લાહોરમાં પણ રજૂ થઈ હતી. કરાચીમાં માત્ર તેને વધારે મહત્ત્વ મળ્યુ સામાન્ય મહાસભાની બેઠકમા શીખોની માગણીના જેવી ઝીણી વિગતોના ફેરફારો તરફ એકાએક લક્ષ

આપવું મુશ્કેલ હતું. તેથી કાર્યવાહક સમિતિને એ વિષય પર ધ્યાન આપવું પડ્યું. એટલે હરચન્દ્રનગર, કરાંચીમાં તા. ૧લી અને ૨જી એપ્રિલે મળેલી કાર્યવાહક સમિતિની સભામાં ધ્વજને વિષે એક સમિતિ નીમવામાં આવી. સમિતિને બે કામો કરવાનાં હતાં: એક, ધ્વજના રંગોની પસંદગી કોમી તત્ત્વને ધોરણે થયેલી હોવાથી તેમની સામે રજૂ કરવામાં આવેલા વાંધાઓની તપાસ કરવાનું અને બીજું મહાસભાને સ્વીકાર કરવા માટે એક ધ્વજની ભલામણ કરવાનુ. સમિતિને સાક્ષીઓને સાભળીને પોતાનો હેવાલ ૧૯૩૧ના જુલાઈ પહેલાં રજૂ કરવાની સૂચના કરવામાં આવી હતી. કરાચીમાં બીજી એક બાબતને લીધે પણ મહાસભાવાદીઓમાં ભારે ક્ષોભ ઉત્પન્ન થયો હતો. એવા એક ભળતા જ અને મોઘમ સમાચાર ઊડતા ઊડતા આવ્યા હતા કે સ્વર્ગસ્થ સરદાર ભગતસિંગ, રાજગુરુ અને સુખદેવના અવશેષોને છિન્નવિચ્છિન્ન કર્યાં છે તથા તેમનો યથાવિધિ અગ્નિસંસ્કાર કરવામા આવ્યો નથી અને બીજી રીતે પણ તેમને અપમાન પહોંચાડવામાં આવ્યું છે. એટલે કાર્યવાહક સમિતિએ તરત જ આ આક્ષેપોની તપાસ કરી ૩૦મી એપ્રિલ પહેલા તે વિષે નિવેદન રજૂ કરવાને માટે એક સમિતિ નીમી. અહીં એટલુ તરત જ જણાવી લેવુ જરૂરનુ છે કે, ભગતસિંગના પિતા જે આ પગલાને માટે મુખ્યત્વે જવાબદાર હતા તેઓ સમિતિ સમક્ષ કોઈ પણ પ્રકારની જુબાની રજૂ કરી શક્યા નહોતા તેમજ તેને સહાય કરવાને માટે હાજર પણ થયા નહોતા, એટલે આનું કશું પરિણામ ન આવ્યું. ત્રીજુ, મૂળ હક્કો અને આર્થિક કાર્યક્રમ વિષેનો ઠરાવ કયા સંજોગોમાં મહાસભાની ખુલ્લી બેઠકે પસાર કર્યો હતો તેનું વર્ણન ઉપર કરેલું જ છે. તેથી એ ઠરાવ પર પ્રાન્તિક સમિતિઓ, બીજાં મંડળો અને વ્યક્તિઓના અભિપ્રાયો ભેગા કરી ૩૧મી મે પહેલાં હેવાલ રજૂ કરવાને, તેમજ મૂળ ઠરાવને સર્વાંગ સંપૂર્ણ બનાવવાને માટે તેમા પોતાને જે સુધારાવધારા કરવા યોગ્ય લાગે તેની ભલામણો કાર્યવાહક સમિતિ સમક્ષ રજૂ કરવાને માટે એક સમિતિ નીમવામાં આવી. ચોથું, આપણે જોયું છે કે એક નિષ્પક્ષપાત પંચ મારફતે બ્રિટિશ લોકોએ હિંદમાં કરેલા આર્થિક વહેવારોની સ્વતંત્ર તપાસ કરાવવાને મહાસભા ઘણા વખતથી

આગ્રહ રાખતી આવી હતી. આ વિષયની આસપાસ ભારે લડત જામે એ તો નિશ્ચિત જ હતુ. તેને માટે મહાસભાએ પોતાના હથિયાર સજ્જ કરી રાખવાની જરૂર હતી. એટલે ઈસ્ટ ઇન્ડિયા કંપની તેમજ બ્રિટિશ સરકારે હિન્દમાં કરેલા નાણાના વહેવારમા ઊડા ઊતરીને તેની વિગતો તપાસવાને માટે તથા હિન્દના રાષ્ટ્રીય દેવાને નામે ઓળખાતા સરકારી કરજની તપાસ કરવાને માટે, અને ભવિષ્યમા એ કરજમાંથી હિન્દ અને ઇગ્લડ દરેકે કેટલી જવાબદારી માથે લેવી તે વિષે નિવેદન તૈયાર કરવાને માટે બીજી એક સમિતિ નીમવામા આવી. સમિતિને પોતાનુ નિવેદન મે માસની આખર પહેલા તૈયાર કરવાની સૂચના કરવામા આવી હતી. આ ઉપરાન્ત બીજી એક સમિતિ નીમવામા આવી હતી — અથવા સાચુ જોતા એ મુસ્લિમ આગેવાનોને મળી કોમી પ્રશ્નનુ નિરાકરણ કરવાને માટે ગાધીજી, વલ્લભભાઈ અને જમનાલાલ બજાજનુ બનેલુ એક પ્રતિનિધિ મંડળ હતુ. હવે માત્ર મુક્ત થાય એવા કેદીઓનો પ્રશ્ન બાકી રહ્યો હતો. તેટલા માટે દરેક પ્રાંતમાથી મુક્ત થઈ શકે એવા અને કેવળ બીજી રીતે રખાઈ જતા કેદીઓ વિષેની વિગતવાર માહિતી બધા પ્રાન્તોમાથી એકઠી કરવાનુ કામ શ્રી નરીમાનને સોંપવામા આવ્યુ. કાર્યવાહક સમિતિએ છેવટે, ગોળમેજી પરિષદ માટેના મહાસભાના પ્રતિનિધિમંડળ વિષેના રાવમાથી ઉપસ્થિત થતા એક પ્રશ્નનો નિકાલ કર્યો. કાર્યવાહક સમિતિના વણાખરા સભ્યોનો એવો અભિપ્રાય હતો કે, એ પ્રતિનિધિમંડળ માત્ર એક જ વ્યક્તિનુ ન રાખતા તેમા લગભગ પંદર સભ્યો રાખવા. સરકાર વીસ સુધીની સખ્યાને માટે સગવડ કરવાને તદ્દન ખુશી હતી. તેને તો એમને બદલે ૧૫થી ૨૦ ચેકો મહાસભા તરફથી જાય એમા વ્યૂહરચનાની દૃષ્ટિથી મોટો લાભ હતો. આ પ્રશ્નને અગે થયેલી ચર્ચામા એટલુ સ્પષ્ટ થયું કે, ગાધીજી કોઈ બધારણની વિગતો ઘડવાને માટે નહિ પરંતુ બે પ્રજા વચ્ચેની સુલેહના મૂળ સિદ્ધાન્તો વિષે મંત્રણા કરવાને લંડન જાય છે. આ મુદ્દાની સ્પષ્ટતા થતા જ આ પ્રશ્નને અગે મતભેદ ન રહ્યો અને ગાધીજી એકલા જ હિન્દના પ્રતિનિધિ થાય એ વિષે સર્વે એકમત થયા. આ અભિપ્રાય સર્વનો હતો. એટલુ જ નહિ પરંતુ તે માટે સૌના હૃદયમા જનાયે વસવસો

રહ્યો નહોતો. ઘણા માણસોના કરતાં એક જ માણસ હિન્દનો દાવો વધારે સારી રીતે રજૂ કરી શકે એમ હતું. કાર્યવાહક સમિતિનો આ ઉદાર નિર્ણય મહાસભાનો એક ભારે નૈતિક વિજય હતો.

આમ, દિલ્હીમાં વાઇસરૉયના મહેલનાં પગથિયાં પર વારંવાર ચડઊતર કરીને જ નહિ પરંતુ ખુદ બ્રિટિશ શહેનશાહના સેન્ટ જેમ્સ મહાલયના દીવાનખાનામાં સમાનતાના હકથી સુલેહની મંત્રણા ચલાવીને 'હિન્દનો અર્ધનગ્ન ફકીર' પોતાના પરિશ્રમથી બ્રિટનની પ્રતિષ્ઠાને ભયમાં મૂકે એવું ભાવી નિર્માણ થયું.

## પ્રકરણ ૨ જું

# સંધિનો ભંગ

હથિયાર હેઠે મુકાયા—ચોકી વિષે સમિતિ—સંધિના કરારની સામે અમલદારોનો રોષ—ગોળમેજીમાં ભાગ લેવાના ઠરાવને કાર્યવાહક સમિતિની મંજૂરી—ગાંધીજી દેશને આક્રમણકારી લડત ન કરવાને સાવધાન કરે છે—લૉર્ડ વિલિંગ્ડનનું સહાનુભૂતિભર્યું વલણ—યુદ્ધવિરામ નહિ પણ સુલેહ—સંધિની શરતોનો ભંગ—ઈમર્સનને ગાંધીજીના કાગળો અને તેના જવાબો—ગોળમેજીમાં જવાની ગાંધીજીની ના—કોમી પ્રશ્નો વિષે કાર્યવાહક સમિતિ—સૂચવાયેલું નિરાકરણ—પરદેશી કાપડનો બહિષ્કાર—રોષ સત્તાઓ—એક ખુલાસો—મહાસમિતિની સભા—રાષ્ટ્રીય ધ્વજમાં થયેલા ફેરફાર—ગાંધીજીના ગોળમેજીમાં ન જવાના વિચારને કાર્યવાહક સમિતિનો ટેકો—ચિંતા કરાવનારો મુદ્દો—મહેસૂલની ઉઘરાણીમાં મહાસભાને છેવટનો નિર્ણય આપવાનો અધિકાર હોઈ શકે ખરો?—ડૉ. અનસારીને ગોળમેજીમાં નિમંત્રણ ન મળ્યું—પંડિત માલવિયા અને સરોજિની નાઈડુ પોતાની ટિકિટો રદ કરે છે—શાંતિના દ્વાર હજુ છેક બંધ નહોતા થયા—ગાંધીજીનો વાઈસરૉયને પત્ર—સિમલાની પરિષદ—ગાંધીજીનું લંડન જવાનું ઠર્યું—સરકારી યાદી—બારડોલીની મહેસૂલની ઉઘરાણી વિશે તપાસ કરવાનો હુકમ—બીજા પ્રશ્નો પર આત્મસંરક્ષણને માટે સીધી લડત આપવાનો અધિકાર મહાસભા અનામત રાખી લે છે—પરંતુ ગાંધી ઈરવીન કરારનો અમલ ચાલુ—ગાંધીજી લંડન જવાને ઊપડે છે—કાર્યવાહક સમિતિની મંજૂરી—ગાંધીજીની મુસાફરી—એડનમાં સ્વાગત—શાહનું

ચેચાણ—હજિસનું અભિવાદન—માર્સેલ્સમાં સ્વાગત—ગાંધીજી લંડનમાં 'વેસ્ટ એન્ડ' ને બદલે 'ઈસ્ટ એન્ડ'ને પસંદગી આપે છે—ગોળમેજી પરિષદમાં ગાંધીજી—મહાસભા વિષે ગાંધીજી—લઘુમતી કોમોની સમિતિમાં ગાંધીજી—ગોળમેજીથી પ્રધાનમંડળ ઘરાઈ ગયું—લશ્કરના પ્રશ્ન વિષે ગાંધીજી—મહાસભા બધા પક્ષો પૈકી એક હતી ખરી?—મહાસભાના સિદ્ધાંતો પ્રજાકીય છે—પરસ્પર લાભાર્થે ભાગીદારી—'ઈશ્વરને ઓળખીને મને હજી થોડીક તક આપો'—હિંદમાંની પરિસ્થિતિ: ૧. ગુજરાત, ૨. સંયુક્ત પ્રાંતો ૩. બંગાળ અને ૪. સરહદી પ્રાંતો

સંગ્રામ અને ઝઘડાનો સમય હવે પૂરો થઈ ગયો હતો. પરિણામે, ગઈ કાલ સુધી જેમની હસ્તી જણાતી નહોતી તે મહાસભા-સમિતિઓ ફરી પાછી પોતાના પૂર બહારમાં ખીલી ઊઠવા લાગી. મહાસભાની કચેરીઓ અને મહાસભાવાદીઓનાં ઘરો ઉપર મહાસભાનો ધ્વજ પાછો ગર્વથી આકાશમાં ઊંચે ઊડવા લાગ્યો. ઘડી પહેલાં તો જેમની સામે પ્રતિબંધ હતો તેવા સ્વયંસેવકો રાષ્ટ્રીય ગીતો ગાતા ગાતા, પોતાના અર્ધ લશ્કરી પોશાકો અથવા રાષ્ટ્રીય પહેરવેશો સાથે સરઘસો કાઢીને કૂચ કરતા થઈ ગયા.

છેક ગઈ કાલ સુધી ઘેટાંના ટોળાં પર વરુ તૂટી પડે તેમ પિકેટિંગ કરનારાં જે સ્ત્રીઓ અને બાળકો, પુરુષો અને સ્વયંસેવકો પર પોલીસો તૂટી પડ્યા હતા, તેમનું પિકેટિંગ પણ કોઈ પણ જાતની સજા કે પ્રતિબંધના ભય વિના ચાલતું થઈ ગયું.

પરંતુ આવો પરાજય ખમી લેવાને નોકરશાહીનું મન માનતું નહોતું. તેને થઈ ગયું કે પોતે બધું જ ગુમાવી દીધું; કાયદો અને વ્યવસ્થાના ખેરખાંઓએ ભારે નિરાશા અને પરાજય અનુભવ્યાં. રોજ ને રોજ કેદીઓ જેલોમાંથી છૂટતા હતા, રોજ તેમનાં સરઘસો કાઢવામાં આવતાં, રોજ તેઓને હારતોરા થતા, રોજ તેઓ ભાષણો કરતા. ઉપરાંત કોઈ દહાડો કોઈ ઠેકાણે મહાસભાના અધિકારીઓ એકાદ કેદીને છોડવાની માંગણી કરતા અથવા બીજે દહાડે બીજે ઠેકાણે જપ્ત થયેલી મિલકત પાછી આપવાને કહેતા તો ત્રીજે દહાડે વળી કોઈ ઠેકાણે કોઈ સરકારી

નોકરને તેને અસલ સ્થાને પાછો લેવાની માગણી કરતા આવતા. આવા વાતાવરણમાં અઢારમી એપ્રિલને દિવસે લોર્ડ ઇર્વીને હિન્દનો કિનારો છોડ્યો અને ગાંધીજીએ મુંબઈમાં તેમને વિદાય આપવાને તેમની છેલ્લી મુલાકાત લીધી.

જૂની મૈત્રી અને જૂના વચનો નવા વાઇસરૉયને મન અજાણ્યા વિષયો હતા. સોલાપુરના કેદીઓને છોડાવી આપવાનું લોર્ડ ઇર્વીને વચન આપ્યું હતું. અટકમાં રાખવામાં આવેલા કેદીઓનો દરેકનો વ્યક્તિગત કેસ તપાસવાની તેમણે બાંહેધરી આપી હતી; ગુજરાતમાં રાજીનામું આપનાર બે ડેપ્યુટી કલેક્ટરોના પેન્શનો અને પ્રોવિડન્ટ ફંડ અપાવવાનો તેમણે ભરોસો આપ્યો હતો; અને તેઓ બારડોલીમાં ત્રીજા પક્ષોને વેચાણ કરી દીધેલી મિલકતો પાછી મેળવી આપવા બાબત સ્થાનિક સરકાર પર લખાણ કરવાને વચનથી બંધાયા હતા. છેવટમાં લોર્ડ ઇર્વીને મીરતના આરોપીઓનો મુકદ્દમો ચાલતો હતો તે દરમિયાન તેમણે કેદમાં ગાળેલો સમય તેમની સજાની મુદતમાં ગણી લેવાનું માથે લીધું હતું પરંતુ નવા વાઇસરૉય લોર્ડ વિલિંગ્ડન એ વચનો વિષે કશું જાણતા નહોતા, તેમને એ વિષે કશું બંધન નહોતું, એ બધી બાબતો વિષે તેમને કશી પડી નહોતી.

ઉપર જણાવ્યું જ છે કે લોર્ડ ઇર્વીને ૧૮મી એપ્રિલે હિન્દ છોડયું. તેને આગલે દિવસે—૧૭મી એપ્રિલે લોર્ડ વિલિંગ્ડને વાઇસરૉયના પદનો અધિકાર સંભાળી લીધો હતો. હિન્દના વાઇસરૉયો આવે છે ને જાય છે પણ તેમની કચેરી અને મંત્રીમંડળો જેમના તે રહે છે. સાચા વાઇસરૉયો તો જિલ્લાઓ પર રાજ કરનાર સિવિલિયનો જ હોય છે.

દેશમાંની એ નોકરશાહીને, ગાંધી–ઇર્વીન કરાર પોતાની પ્રતિષ્ઠાની અવજ્ઞારૂપ લાગ્યો હતો. વસ્તુતઃ તેની સામે તેણે જ્યાં ત્યાં બંડ શરૂ કરી દીધું હતું. રોજ ને રોજ મહાસભાની કચેરીઓમાં ઢગલાબંધ ફરિયાદો આવવા લાગી કે, કરારની શરતોનો સરકારપક્ષે બરાબર અમલ થતો નથી. પોતાને પક્ષે મહાસભા કરારથી પોતાના પર નાખવામાં આવેલી શરતોનો અમલ કરવાને બહુ કાળજી રાખતી હતી. આ શરતોનો મુખ્ય સંબંધ દુકાનોની ચોકી સાથે અને અહિંસાત્મક ઉપદેશ કરતી વખતે બ્રિટિશ માલને જુદો પાડીને ઉલ્લેખ

ન થાય તેની સાથે હતો. આ વિષયમાં કયાંક સ્ખલનો થતાં તો મહાસભાવાદીઓને નિયમમાં રાખવાને સરકારના ચોકીદારો તૈયાર જ બેઠા હતા.

મહાસભાએ જ્યારે યુદ્ધવિરામ કરવાનું નક્કી કર્યું ત્યારે તેણે એવી ભારે આશા સેવી હતી કે, હિન્દની બધી કોમો વચ્ચે જરૂરી સમાધાન થઈ શકશે એટલું જ નહિ પણ તે માટે સરકાર પણ સહાય કરશે. પરંતુ એ બધી આશાઓ નકામી નીવડી. ગાંધીજીને બરાબર ખબર હતી કે હિન્દુ-મુસલમાન સમાધાનનો કંઈક પણ કરાર હાથમાં લીધા વિના લંડન જવા કરતાં ઘેર બેસી રહેવું એ અનેક રીતે બહેતર હતું. તેમ છતાં ૧૯૩૧ના જૂનની ૯, ૧૦ અને ૧૧ તારીખોએ કાર્યવાહક સમિતિ મુંબઈમાં મળી તેમાં મુસલમાન મિત્રોના આગ્રહથી અને ગાંધીજીની ભારે નામરજી છતાં નીચેની મતલબનો ઠરાવ કરવામાં આવ્યો :

"આ સમિતિનો એવો અભિપ્રાય છે કે કોમી સમાધાનના પ્રયત્નો નિષ્ફળ જાય તો પણ, મહાસભાના વલણ વિષે કોઈ પણ પ્રકારની અથવા કોઈ સ્વરૂપની ગેરસમજ ઉત્પન્ન થાય તેની શક્યતા દૂર કરવાને માટે, બીજી બધી પરિસ્થિતિ અનુકૂળ હોય તો, ગોળમેજી પરિષદમાં મહાસભાની સ્થિતિની રજૂઆત કરવાની જરૂર જણાય તો તે માટે મહાત્મા ગાંધીએ મહાસભાના પ્રતિનિધિ તરીકે ત્યાં હાજરી આપવી જોઈએ."

કાર્યવાહક સમિતિને એવી આશા હતી કે આગળથી નહિ તો પણ ઇંગ્લંડમાં તો કંઈક સમાધાન થઈ શકશે જ.

સંધિનો કરારની શરતોના પાલનનો વિષય આપણે આગળ ચલાવીએ તે પહેલાં જૂન માસમાં મળેલી કાર્યવાહક સમિતિના કામકાજ પર નજર નાખી લઈશું. મૂળ હકોના ઠરાવ વિષે તેમજ સરકારી દેવાં વિષે નિમાયેલી સમિતિઓની મુદત વધારવામાં આવી. મહાસભાનાં મંડળોએ તાજેતરમાં શરૂ કરેલો, હાથે કાંતેલા સૂતર સિવાયના બીજા સૂતરમાંથી વણાયેલું કાપડ તૈયાર કરતી હાથસાળો અને તે કાપડનો વેપાર કરતી દુકાનોને પ્રમાણપત્રો આપવાનો રિવાજ બંધ કર્યો. કેટલીક મહાસભા સમિતિઓ પરદેશી કાપડના એકઠા થયેલા ચાલુ જથ્થાને વેચવાની પરવાનગી આપતી હતી; આ પ્રથાનો અમલ બંધ કરવામાં આવ્યો. સંધિના કરારની શરતોમાં

જેમનો સમાવેશ થતો ન હતો એવા કેદીઓની એક યાદી શ્રી. નરીમાને તૈયાર કરી હતી. સમિતિએ તે ગાંધીજી સમક્ષ રજૂ કરવાની સૂચના કરી. કાપડ સિવાયના બીજા સ્વદેશી માલને પ્રમાણપત્ર આપવાને માટે એક 'સ્વદેશી મંડળ'ની યોજના કરવામાં આવી. કેટલીક ચૂંટણીની તકરારો (બંગાળ અને દિલ્હીની) પર વિચાર કરવામાં આવ્યો. ૧૮૮૫ થી તે દિવસ સુધી થયેલા મહાસભાના ઠરાવોના હિન્દી ભાષાન્તરને માટે ૨૫૦ રૂપિયાની રકમ મંજૂર કરવામાં આવી.

હવે આપણે સમાધાની અને તેની શરતોનો અમલ કેવી રીતે થતો હતો તેની વાત આગળ ચલાવીએ. મહાસભાની નીતિનું ધોરણ તદ્દન આત્મસંરક્ષણનુ હતું. ગાંધીજીએ દેશના મહાસભાવાદીઓને કોઈ પણ નવી લડત ન ઉપાડવા વિષે સખત રીતે સાવધાન કર્યા હતા. પરંતુ સાથે સાથે દેશના સ્વમાનને અપાતાં અપમાનને સૂતા રહીને ગળી ન જવાની તાકીદ કરી હતી.

તેમણે આપેલી સૂચનાઓનો સાર નીચે આપ્યો છે:

"માનભરી રીતે સમાધાનનો અમલ કરવાનું જો આપણે માટે તેઓ અશક્ય કરી મૂકે, આપણને સત્યાગ્રહીઓને જે વસ્તુઓની છૂટ હોવી જોઈએ તેની સામે જો પ્રતિબંધો મુકાય તો આપણે તરત જ સાવધ થઈને યાદ કરવું જોઈએ કે આપણને સંરક્ષણનાં પગલાંઓ લેવાનો અધિકાર છે, પરંતુ હવે તો આપણે એથી પણ આગળ વધી જવાના છીએ. મદ્રાસમાં તેઓ આપણને કહે છે કે પાંચથી વધારે માણસોને ચોકી માટે ન મૂકશો. પહેલાં મેં તરતને માટે એ બાબતમાં 'નમી જવાની' સલાહ આપી હતી, પરંતુ હવે પછી આપણે નમીને ચાલવાના નથી; આપણે દુકાનોને દરવાજે દરવાજે પાંચ પાંચ ચોકીદારો મૂકીશું. પરંતુ એટલી ખાતરી રાખજો કે આ ખેલ ઝાઝા દહાડા નહિ નભે; કાં તો તેઓને પોતાની સૂચનાઓ પાછી ખેંચી લેવી પડશે અથવા તેઓ આગળ ચાલશે. આપણે જાણીજોઈને લડતના સંજોગો ઊભા નથી કરવા, પરંતુ આત્મસંરક્ષણ તો આપણે જરૂર કરીશું. દાખલા તરીકે ધ્વજવંદનની ક્રિયા સામે પ્રતિબંધ

મૂકવામાં આવે તો આપણે તે ચલાવી નહિ લઈએ, આપણે આપણા હકનો આગ્રહ રાખવો જ રહ્યો. સરઘસોની સામે અટકાયત થાય તો આપણે પરવાનગી માગીશું પણ પરવાનગી ન મળે તો અટકાયતના હુકમનો ભંગ આપણે કરવો જ રહ્યો. પરંતુ માસિક ધ્વજવંદનોની ક્રિયાઓની બાબતમાં તેમજ સામાન્ય જાહેર સભાઓની બાબતમાં આપણે પરવાનગીની રાહ જોવાની કશી જરૂર નથી; આપણે એવી પરવાનગીની વાટ નહિ જોઈએ, તેને માટે અરજ પણ નહિ કરીએ. આવા પ્રસંગોએ નિરાધાર ન બની જતાં તેમાંથી નીપજતા હૃદયદૌર્બલ્યમાંથી આપણે મુક્ત થવું જ જોઇએ.

"નાકરની લડતની બાબતમાં તમે સંજોગો જોઈને તે માટે લોકોને સલાહ આપી શકો, તમે તેને મહાસભાના કાર્યક્રમ તરીકે ઉપાડી નહિ શકો. લોકોએ તે જાતે જ ઉપાડી લેવી જોઈએ અને પોતાના સાથીઓને તેમા ખેંચવા જોઈએ. એમ થતાં જ એ આખો પ્રશ્ન આર્થિક બની જશે. અને આર્થિક મુદ્દા ઉપરની લડત મારફતે આમવર્ગ આપણી લડતમાં ખેંચાઈ આવશે."

સરકાર તરફથી પુષ્કળ સહાનુભૂતિ બતાવવામાં આવતી હતી અને લૉર્ડ વિલિંગ્ડન મધુર વચનોની વૃષ્ટિ કરતા હતા. શુભ-નિષ્ઠાના આ તેમના અંગીકારની સચ્ચાઈ વિષે શંકા કરવાનું કારણ નહોતું.

પરંતુ એ વસ્તુની ખાતરી થતાં ઝાઝો વખત ન લાગ્યો કે વાઈસરૉયનાં પોકળ ભાષણોથી ઉત્પન્ન થયેલી આશાઓ પાર પડે એમ નહોતું. જુલાઈના પહેલા અઠવાડિયા સુધીમાં બધું કકડી પડશે કે શું એવી શંકાએ ગાંધીજીના હૃદયને વ્યાકુળ કરી મૂક્યું.

દેશમાં ઠેરઠેર ક્રિમિનલ પ્રોસિજર કોડની કલમો મુજબ મોટી સંખ્યામાં સજા થતી હતી; રાષ્ટ્રધ્વજો ઉતારાવવામાં આવતા હતા, અને ન ઉતારનારને અટકમાં લેવામાં આવતા હતા; જાહેર સભાઓ જબરજસ્તીથી વિખેરવામાં આવતી હતી; લડતમાં ભાગ લેવા માટે જે શિક્ષકો અને નોકરોને બરતરફ કરવામાં આવ્યા હતા અથવા જેમણે રાજીનામાં આપ્યાં હતાં તેમને પાછા નોકરી

ઉપર લેવામાં આવ્યા ન હતા; વિદ્યાર્થીઓ પાસે ભવિષ્યમાં રાજકીય ચળવળમાં ન ભળવાની બાંહેધરી માગવામાં આવતી હતી; મહાસભાના કાર્યકર્તાઓનાં ઘરો ઉપર દરોડા પડતા હતા; ગાંધી ટોપી ઉતારવામાં આવતી હતી અને ફરી ન પહેરવાની તાકીદ કલેક્ટર પોતે આપતા હતા; (સંયુક્ત પ્રાંતોમાં) સરકારની હૂંફ મળવાથી તાલુકદારો અને હથિયારબંધ પોલીસો ગામડાંના લોકોમાં ત્રાસ ગુજારી રહ્યા હતા; વધારાની પોલીસ ખસેડવામાં આવી નહોતી; સરઘસો ઉપર લાઠીથી હુમલા થતા હતા; દારૂની દુકાનો ઉપર ચોકી કરવાની બંધી કરવામાં આવતી હતી; કેદીઓને છોડવામાં આવ્યા નહોતા; કેટલાય વિદ્યાર્થીઓને સરકારી શાળામાં દાખલ કરવાની કાયમની મનાઈ કરવામાં આવી હતી; વકીલાત કરતા વકીલો પાસેથી બાંહેધરી માગવામાં આવતી હતી; કેટલાય આશ્રમો અને સંસ્થાઓ પાછાં સોંપવામાં આવ્યાં નહોતાં; મદ્રાસમાં તો દારૂની દુકાનો ઉપર ચોકી કરવા માટે તાંજોર વકીલ-મંડળના સભ્યો ઉપર ૧૪૪ કલમ પ્રમાણે નોટીસો બજાવવામાં આવી, સ્વયંસેવકોને દુકાનેથી ૧૦૦ વાર અંદર ઊભા રહેવાની મનાઈ કરવામાં આવી, ગમે તેવા આરોપો અને બહાનાં હેઠળ તેમના ઉપર હુમલા કરવામાં આવ્યા, તેમને છત્રીઓ અને રાષ્ટ્રીય ધ્વજો ન રાખવાનો હુકમ કરવામાં આવ્યો, જાહેરપ્રજાને તેમને પાણી ન આપવાની ચેતવણી આપવામાં આવી, એલોરમાં દુકાન ઉપર પિકેટિંગ કરનારની સંખ્યા એક કે બેથી વધારે ન રાખવાનો હુકમ થયો, તથા કોઈમ્પટ્ટીમાં પાંચની સંખ્યા ઠરાવવામાં આવી, કોઇમ્બતુરમાં ૬ ઠરાવવામાં આવી; લડતમાં ભાગ લેવાને કારણે રદ કરવામાં આવેલા બંદૂકના પરવાના ફરી મંજૂર કરવામાં ન આવ્યા તથા લોર્ડ ઇર્વિને જેમના છુટકારા માટે સ્પષ્ટ વચન આપ્યું હતું તે સોલાપુરના માર્શલ-લૉ વાળા કેદીઓને છોડવામાં ન આવ્યા. આ બધી ફરિયાદોની પ્રાંતવાર પ્રામાણિક તથા વિગતવાર યાદી મહાસભા પાસે તૈયાર હતી.

પરંતુ સરકારે બારડોલીમાં કરેલા સમાધાનીના હડહડતા ભંગની સરખામણીમાં આ બધી વિગતો ઝાંખી પડી જતી હતી. વાચકોને યાદ હશે કે બારડોલીમાં સવિનય ભંગને અંગે ના-કરની

લડત ચાલી હતી. સરકારનું ચાલુ મહેસૂલનું માગણું રૂ. ૨૨ લાખનું હતું તે પૈકી ૨૧ લાખ તો ભરાઈ ગયા હતા! અહીં નીચે એ વિષે ગાંધીજીની ફરિયાદમાંથી તેમજ સરકારના જવાબમાંથી જરૂરના ઉતારાઓ આપ્યા છે:

"**ફરિયાદ:** (૧) બારડોલીમાં ચાલુ મહેસૂલના ૨૨ લાખ રૂપિયામાંથી ૨૧ લાખ રૂપિયા ભરી દેવામાં આવ્યા છે. આ વસૂલાતનો યશ મહાસભાના કાર્યકર્તાઓને છે. જ્યારે મહાસભાના કાર્યકર્તાઓએ વસૂલાતનું કામ શરૂ કર્યું, ત્યારે તેમણે ખાતેદારોને ચાલુ સાલના તેમજ પાછલી બાકીના પૈસા જેટલા ભરી શકે તેટલા ભરવા કહેલું એ સર્વવિદિત છે. ઘણાખરા ખેડૂતોએ તો ચાલુ સાલનું મહેસૂલ ભરવાની પણ પોતાની અશક્તિ બતાવેલી. સરકારી અમલદારોએ આ પ્રમાણે પૈસા લેતાં પ્રથમ તો થોડા વખત સુધી આનાકાની કરી અને કેટલીક જગ્યાએ તો ચોખ્ખી ના પાડી; પણ આખરે પૈસા લઈને ચાલુ સાલને ખાતે પહોંચો આપી. હવે જેઓ વધુ ભરવા પોતાની અશક્તિ જાહેર કરે છે તેમની પાસે ચાલુ સાલના તેમજ બાકીના મહેસૂલની માગણી કરવી એ લોકો તેમજ કાર્યકર્તાઓનો વિશ્વાસઘાત કરવા બરાબર છે. જો ઘટી ગયેલા ભાવોને લીધે હુકમી બાકીનું મહેસૂલ મુલતવી રાખવામાં આવી શકતું હોય, તો બિનહુકમી બાકી પણ મુલતવી રાખવાનું વિશેષ કારણ છે. કેમકે આ ખાતેદારોએ સત્યાગ્રહી હોઈ હિજરત કરેલી અને તેમાં પણ તેમણે પારાવાર નુકસાન વેઠ્યું હતું. આ નુકસાનીના આંકડા મેળવીને અમલદારોને આપવામાં આવ્યા છે. તે છતાં જો આંકડા વિષે સરકારને શંકા હોય તેની ફરી તપાસ કરવા મહાસભાના કાર્યકર્તાઓએ તૈયારી બતાવી છે. પણ તેમ ન થવા દેતાં દબાણનાં પગલાં લેવાઈ રહ્યાં છે, દંડો કરવામાં આવે છે, લોકોને ડરાવવા સારુ પોલીસ ચડાઈ લઈ જવામાં આવે છે અને ખેડૂતોના ઘરો પર ઘેરો પણ ઘાલવામાં આવે છે.

**સ્થાનિક સરકારનો જવાબ:** (મુંબઈ)

"(૧) જે ખાતેદારો પોતાની અશક્તિ જાહેર કરે છે તેમની પાસેથી પાછલી બાકી અથવા ચાલુ સાલના મહેસૂલની ઉઘરાણી

કરવામાં લોકોને અથવા કાર્યકર્તાઓનો વિશ્વાસઘાત થાય છે એ વાતનો સ્વીકાર થઈ શકે એમ નથી; અશક્તિ પુરવાર થવી જોઈએ, તે વિષેની માત્ર રજૂઆત ચાલી ન શકે. આ સાલના હુકમી મહેસૂલની બાબતમાં જે રીતે કામ લેવામાં આવે છે તે જ રીતે બિન હુકમી મહેસૂલની બાબતમા પણ કામ લેવાનું જોઈએ એ દલીલમાં કશું વજૂદ નથી કાયદેસરની બાકી ત્યારે જ ગણાય જ્યારે જે પાકને અંગે મહેમૂલનું લેણું ઊભું થયુ હોય તે કેટલેક અંશે અથવા સમૂળગા નિષ્ફળ જાય, અને તેને પરિણામે ખાતેદારો મુદતસર મહેસૂલની રકમ ન ભરી શકે બારડોલીમાં કાયદા બહારની અથવા બિનહુકમી બાકી પાક નિષ્ફળ નીવડવાથી નહિ પરંતુ ખાતેદારોએ 'અવિનય ભંગ' ની લડતને અંગે પોતાનું જમીન મહેસૂલ ભરવાની ના પાડી તેથી હસ્તીમાં આવી છે. કોઈ પણ પ્રકારના નુકસાનને કારણે અમુક માણસ પૈસા ભરી શકે એમ છે કે નહિ એ સવાલનો દરેક દાખલામાં તપાસ કરીને જ નિકાલ થઈ શકે. જમીન મહેસૂલની વસૂલાતના અંગે બારડોલીમાં એક જ દાખલામાં મિલકતની જપ્તી કરવામાં આવી છે. કલેક્ટરે રૂ. ૧૮૦૦૦ની મહેસૂલ મુલતવી રાખી છે અને લગભગ રૂ. ૧૫૦૦ની બાકી માફ કરી છે એ હકીકત પરથી એટલુ સ્પષ્ટ પુરવાર થાય છે કે તેણે યોગ્ય પ્રસંગોમાં વિચારપૂર્વક કામ લીધું છે. મહેસૂલની વસૂલાત માટે પોલીસનો સીધો ઉપયોગ કરવામાં આવ્યો નથી.

પરંતુ જે થોડાક ગામોએ મહેસૂલની વસૂલાત કરવાને જતાં મહેસૂલી અધિકારીઓ ડરતા હતા ત્યાં કંઈક તોફાન થાય તો સહાય થઈ શકે એટલા માટે પોલીસ લઈ જવામાં આવી હતી. ત્યાં પણ પોલીસને તો માત્ર મામલતદાર અથવા ગામના મુખ્ય મહેસૂલી અધિકારીનુ અંગત રક્ષણ કરવાનું, જપ્તી કરવી પડે તો જપ્ત થયેલી મિલકત પર ચોકી કરવાનું, અને કોઈ બાકીવાળા ખાતેદારને બોલાવવાને ગામના વેઠિયાઓ જાય તો તેમની સાથે જવાનુ એટલાં જ કામો કરવાનાં હતાં."

જુલાઈ માસની અધવચમાં ગાંધીજી સિમલા ગયા ત્યારે આ બધી ફરિયાદો હિન્દી સરકાર સમક્ષ તેમણે રજૂ કરી હતી. તે પછીના દશ દિવસો દરમિયાન જે પરિસ્થિતિ ઊભી થઈ તે તદ્દન

અનપેક્ષિત હતી બારડોલીના વિષયમાં પોતે કેવો લાગણી ધરાવતા હતા તે વિષે ગાંધીજીએ બારડોલીથી જ બારોનાન સુરતના કલેક્ટરને એક કાગળ લખ્યો અને તે કાગળની એક નકલ મુંબઈ સરકારને રવાના કરી

મુંબઈના ગવર્નરનો જવાબ તદ્દન નિરાશાજનક આવ્યો, અને સિમલાના અધિકારીઓએ મુંબઈ સરકારને ટેકો આપ્યો

આ ઉપરાંત ગાંધીજીએ ઉપસ્થિત કરેલો લવાદનો પ્રશ્ન તો ઊભો જ હતો

ગાંધીજીએ હિંદી સરકારના ગૃહમંત્રી મિ. ઈમર્સન ઉપર બોરસદથી તા. ૧૪–૬–૩૧ને રોજ તથા તા. ૨૦–૬–૩૧ને રોજ લખેલા કાગળોમાં સંધિની કલમોના અર્થનો નિર્ણય કરવા માટે તથા બન્ને પક્ષ સંધિનું પૂરેપૂરું પાલન કરે છે કે કેમ તે નક્કી કરવા માટે એક સરકાર તરફના અને એક મહાસભા તરફના માણસનું બનેલું કાયમી લવાદી પંચ નીમવાનો આગ્રહ કર્યો હતો

મિ. ઈમર્સને તા. ૪–૭–૩૧ ના જવાબમાં જણાવ્યું કે, લવાદી પંચની સૂચના સ્વીકારાય તેવી નથી; કારણ કે, "સંધિના વ્યાપક ભંગથી જે કાયદો અને વ્યવસ્થાને લગતા અથવા રાજ્ય વહીવટના નિર્વાહને લગતા પ્રશ્નો ઉપસ્થિત થાય, ત્યારે લવાદી પંચને એ બાબત સોંપી દઈ સરકાર પોતાના કાર્યસ્વાતંત્ર્ય ઉપર અંકુશ મૂકે એ ઉઘાડી રીતે અશક્ય છે" ઉપરાંતમાં તેમણે જણાવ્યું કે, "સ્થાનિક સરકારો સંધિનું પાલન આગ્રહપૂર્વક કરે છે જેને વિષે શંકાને અવકાશ હોય એવા કેસો અવશ્ય અનિવાર્ય છે, પરંતુ સ્થાનિક સરકારો અતિશય કાળજીપૂર્વક તેની તપાસ કરવા તૈયાર છે અને હિંદી સરકારની બાબુ ઉપર જે કેસો *ધ્યાનમાં આવશે તે તરફ સ્થાનિક સરકારોનું ધ્યાન ખેંચવાનું હિંદી* સરકાર ચાલુ રાખશે"

ગાંધીજીએ ૨૧–૭–૩૧ ના રોજ વાઇસરૉયની મુલાકાત લીધા બાદ વાઇસરૉયની માગણીથી જે મુદ્દાઓના નિર્ણય માટે ગાંધીજી લવાદ પંચની માગણી કરી રહ્યા હતા તે મિ. ઈમર્સનને તે જ દિવસે લખી જણાવ્યા. તેનો જવાબ તેમને ૩૦–૭–૩૧ના રોજ મળ્યો તેના નોખ્ખું

જણાવવામાં આવ્યું કે, "સરકાર એવી કોઈ યોજના તો કબૂલ ન જ કરી શકે કે જે યોજનાને પરિણામે સામાન્ય કાયદો અથવા રાજકારભારનું નિયમિત તંત્ર ઉત્થું મુકાય; અથવા તો જેને કારણે સરકારને કોઈ બહારની સત્તા નીમી તેને રાજકારભારની સાથે ગાઢ સંબંધ ધરાવતી બાબતોનો નિર્ણય કરવાની જવાબદારી સોંપી દેવી પડે; અથવા તો જેનું સીધું કે આડકતરું પરિણામ એ આવે કે એવું ખાસ ન્યાયતંત્ર ઊભું થાય કે જેનો લાભ મહાસભાના સભ્યો લઈ શકે અને બીજા પ્રજાજનો ન લઈ શકે; તેમજ જે ન્યાયની અદાલતોની સત્તા અને નિર્ણયશક્તિની આડે આવે."

"લવાદને દેખીતી રીતે ફક્ત અર્થના સવાલો જ સોંપવાના હોય તો પણ અમુક બાબત અર્થને લગતી છે કે નહિ એને વિષે હંમેશાં ઝઘડા ચાલ્યા કરે અને એ ગોઠવણથી જૂની મુશ્કેલીઓ દૂર થવાને બદલે નવી ઊભી થવા પામે."

સંધિભંગના જે દાખલા ગાંધીજીએ ટાંક્યા હતા તેને વિષે હિંદી તેમજ પ્રાંતિક સરકાર તપાસ કરશે એવી એ કાગળમાં ખાતરી આપવામાં આવી.

સંયુક્ત પ્રાન્તોમાં ખેડૂતો ઉપર જપ્તીનાં પગલાંઓ ચાલુ જ હતાં. જમીન પરથી કબજો છોડાવીને કાઢી મૂકવામાં આવેલા ખેડૂતોની સ્થિતિથી પંડિત મદનમોહન માલવિયા અને બીજા સંયુક્ત પ્રાન્તોના આગેવાનોને ચિન્તા ઉત્પન્ન થઈ. ગાંધીજીએ સંયુક્ત પ્રાન્તોના ગવર્નર સર માલ્કમ હેલી પર આ વિષયમાં એક તાર મોકલ્યો. પરંતુ તેનો જવાબ છેક જ નિરાશાજનક આવ્યો. આમ જ્યારે ચારે તરફથી ફરિયાદોનો ધોધ વહી રહ્યો હતો ત્યારે અતિશય નિરાશાજનક સંજોગોમાં ગાંધીજીને તા. ૧૧ ઑગસ્ટ ૧૯૩૧ ને દિવસે વાઈસરૉયને નીચે આપેલો તાર કરવાની ફરજ પડી:

'તમને જણાવવાને અત્યંત દિલગીર છું કે, હમણાં જ મળેલા મુંબઈ સરકારના કાગળથી મારું લંડન જવાનું અશક્ય બને છે. એ કાગળમાં હકીકતના તેમજ કાયદાના બહુ જ મહત્વના સવાલ ઉઠાવ્યા છે, ને લખ્યું છે, કે બેય વિષે સરકાર છેવટનો ન્યાય આપે. સ્પષ્ટ શબ્દમાં આનો અર્થ એમ, કે સરકાર

અને ફરિયાદી વચ્ચે થયેલા કરારમાંથી ઉપસ્થિત થયેલા ઝઘડામાં સરકાર ફરિયાદી અને ન્યાયાધીશ બંને બને આ સ્થિતિ મહાસભાને અસ્વીકાર્ય છે. મુંબઈ સરકારનો કાગળ, મારી પૂછપરછના જવાબમાં આવેલો સર માલ્કમ હેલીનો તાર, અને યુ. પી., મા, સરહદ પ્રાંતમાં તથા બીજે ચાલુ રહેલા જુલમના હેવાલ એ બધા સાથે હું વાચું છું, તો મારે વહાણે ન ચડવું એમ સ્પષ્ટ ભાસે છે છેવટનો નિર્ણય કરતા પહેલા તમને જણાવવાનું મેં વચન આપ્યું હતું, એટલે ઉપલી હકીકત તમારા ધ્યાન ઉપર આણી છે નિર્ણય જાહેર કરતા પહેલા તમારા જવાબની વાટ જોઈશ'

વાઈસરૉયનો જવાબ, ૧૩મી ઑગસ્ટ, ૧૯૩૧

"તમે આપેલા કારણ સારુ પરિષદમાં પોતાના પ્રતિનિધિ મોકલવાની બૂલાતનો અમલ કરવા મહાસભા ન ઇચ્છતી હોય તો મને ઘણો ખેદ થાય. આ કારણ હું સમજ શકતો નથી, અને મને લાગ્યા વિના નથી રહેતું કે સરકારની નીતિ તથા ધોરણ વિષે ઊલટી સમજ થઈ જવાને લીધે તમને શંકા થાય છે વિશેષે કરીને મને લાગે છે કે યુ પી વિષે તમને શંકા હતી તો તે છઠ્ઠી ઑગસ્ટના સર માલ્કમ હેલીના તમારા ઉપરના તારથી તે દૂર થવી જોઈતી હતી, અને ગુજરાત વિષે હતી તે ઑગસ્ટની દસમીએ નામદાર ગવર્નરના ખાનગી મંત્રીએ તમારા ઉપર લખેલા કાગળના ચોથા ફકરાથી નીકળી જવી જોઈતી હતી. સંધિ સંબંધી દરેક વાતમાં હું અંગત રસ લઉં છું એમ તા ૩૧ જુલાઈના મારા કાગળમાં તમને મેં પૂરી ખાતરી આપી હતી, તે તમને યાદ કરાવું છું, અને એટલે હું આશા રાખતો હતો કે, ભવિષ્યના બંધારણની જે મહત્ત્વની ચર્ચાથી તમારા કે મારા આયુષ્યથી કયાય આઘે લગી દેશનું ભવિષ્ય ઘડાવાનું છે એવી ચર્ચામાં ભાગ લઈને દેશસેવા કરવામાં ચાલુ ઝીણી વિગતના ઝઘડાને તમે અંતરાયરૂપ નહિ બનવા દો. પણ જો તમારો તાર છેવટનો શબ્દ જ હોય તો પરિષદમાં આવવાની તમારી અશક્તિ હું તરત જ વડા પ્રધાનને જણાવી દઈશ."

ગાંધીજીની છેવટની "ના", ૧૩મી ઑગસ્ટ, ૧૯૩૧

'આપના સંપૂર્ણ તારને સારુ ધન્યવાદ. ચાલુ બનાવોને ધ્યાનમાં લઈને જ મારે આપની ખાતરીનો અર્થ કરવો રહ્યો અને એ બનાવોમાં સંધિથી અસંગત તમે કંઈ ન જોતા હો તો એમ જણાય છે કે સંધિ વિષે મારે ને આપને મૂલગત દૃષ્ટિભેદ છે. આ સ્થિતિમાં જણાવવાને દિલગીર છું કે આપને પ્રથમ જણાવેલા નિર્ણયને વળગી રહેવા વિના મારી પાસે બીજો માર્ગ નથી. માત્ર એટલું ઉમેરું, કે લંડન જવાને મેં મારાથી બનતું કર્યું પણ મારો પ્રયત્ન અફળ ગયો. કૃપા કરીને વડા પ્રધાનને આપ જણાવશો? માનું છું કે પત્રવ્યવહાર તથા તારો પ્રગટ કરવા સામે આપને વાંધો નહિ હોય.'

જવાબમાં સિમલાથી તા. ૧૪મી ઓગસ્ટ ૧૯૩૧ને દિને વાઈસરાય સાહેબે ગાંધીજી ઉપર નીચેનો તાર કર્યો :

"તમારો નિર્ણય મેં વડા પ્રધાનને જણાવ્યો છે. આજ બપોર પછી ચાર વાગે પ્રસ્તુત પત્રવ્યવહાર હું છાપામાં આપું છું, તમે પણ અલબત તેમ કરવાને સ્વતંત્ર છો."

આમ જ્યારે વાઈસરૉય તેમજ મુંબઈ અને સંયુક્ત પ્રાન્તોની સરકારો સાથે ગાંધીજી વાતાનો પત્રવહેવાર ચલાવી રહ્યા હતા, ત્યારે તે દરમિયાન મહાસભાનું કાર્યવાહક મંડળ પોતાનું સામાન્ય કામકાજ ચલાવતું હતું. આપણે તે તરફ જરા નજર કરીએ. મહાસભાની કાર્યવાહક સમિતિ ૨૦મી જુલાઈને દિવસે મળી અને તેણે હિન્દ અને બ્રિટન વચ્ચેના આર્થિક વહેવાર વિષે તૈયાર થયેલો અહેવાલ પ્રસિદ્ધ કરવાની મંત્રીઓને સત્તા આપી. મૂળ હકોના ઠરાવ વિષે નીમવામાં આવેલી સમિતિ મસ્તીપટમમાં મળી હતી અને તેણે પોતાની ભલામણો તૈયાર કરી નાખી હતી. કાર્યવાહક સમિતિએ તે ભલામણો મહાસમિતિ સમક્ષ રજૂ કરવાનો ઠરાવ કર્યો. હિન્દુસ્તાની સેવાદળના મહાસભા સાથેના સંબંધની બાબતના કેટલીક વાંધાઓ ઉપસ્થિત કરવામાં આવતી હતી. એટલે દળને મહાસભાના મધ્યસ્થ સ્વયંસેવક મંડળ તરીકે સ્વીકારવામાં આવ્યું હવેથી કાર્યવાહક સમિતિના અથવા તે સમિતિ એ કામને માટે જે કાર્યની નિમણૂક કરે તેના અધિકાર નીચે રહીને તેને કામ કરવાનું હતું. સેવાદળના કાર્યોનો સ્પષ્ટપણે નિર્દેશ કરવામાં આવ્યો. પ્રાન્તિક સમિતિઓને મહાસભા તરફથી યોગ્ય રીતે માન્ય કરેલા પ્રાન્તિક સ્વયંસેવક દળો રચવાની સૂચના કરવામાં આવી અને તે કામને માટે તેમને જોઈતો અધિકાર આપવામાં આવ્યો. આ પ્રાન્તિક દળોમાં દાખલ થનાર બધા સ્વયંસેવકોએ મહાસભાના સભ્ય થવું જોઈએ તેમજ મધ્યસ્થ સ્વયંસેવક મંડળના નિયમોને ચુસ્તપણે પાળવા જોઈએ. હિન્દુસ્તાની સેવાદળ પોતાની પ્રથમ અખિલ હિન્દ પરિષદ કોકોનાડામાં ભરી હતી ત્યારથી જ ડૉ. હર્ડીકરની આગેવાની અને સંચાલન હેઠળ તે સુંદર કામગીરી બજાવતું આવ્યું હતું. હવે વાજબી અને શાન્તિના સાધનોથી, સ્વરાજ મેળવવાના ધ્યેયનો સ્વીકાર કરવાથી મહાસભાએ તેને

માન્ય રાખીને પોતાના તંત્રમાં ભેળી દીધું. તે પછી સમિતિએ મહાસભાનું ઉત્તમમાં ઉત્તમ અને વધારેમાં વધારે યશસ્વી કાર્ય પાર પાડ્યું — કોમી સવાલ પર સમાધાનીથી એક યોજના તૈયાર કરી. તે અહીં શબ્દશઃ ઉતારવામાં આવી છે

"આદર્શની સિદ્ધિમાં ગમે એટલી નિષ્ફળતા હોય, પણ મહાસભાએ તેના જન્મકાળથી જ શુદ્ધ રાષ્ટ્રીયતાનો આદર્શ રાખેલો છે. તેણે કોમી બંધનો તોડી નાખવાનો પ્રયાસ કરેલો છે. લાહોરનો નીચેનો ઠરાવ એ રાષ્ટ્રીયતા પ્રતિના પ્રગતિની સીમા હતી:

'નેહરુ રિપોર્ટ ઊંચો મૂકવામાં આવ્યો છે એ જોતા કોમી સવાલો વિષે મહાસભાની નીતિ જાહેર કરવાની જરૂર રહેતી નથી, કેમકે મહાસભા તો માને છે કે સ્વતંત્ર ભારતમાં કોમી સવાલોનો ઉકેલ કેવળ રાષ્ટ્રીય ધોરણે જ આવી શકે. પણ ખાસ કરીને શીખોએ, અને સામાન્ય રીતે મુસલમાનો તથા બીજી નાની કોમોએ નેહરુ રિપોર્ટમાં સૂચવેલા કોમી સવાલોના ઉકેલ વિષે અસંતોષ દર્શાવ્યો છે, તેથી આ મહાસભા શીખો, મુસલમાનો તથા બીજી નાની કોમોને ખાતરી આપે છે કે તે તે પક્ષને સંપૂર્ણ સંતોષ ન આપે એવા એ સવાલના કોઈ પણ ઉકેલને મહાસભા ભાવિ બંધારણમાં સ્થાન નહિ આપે'

"એટલે કોમી સવાલનો કોઈ પણ ઉકેલ રજૂ કરવાને મહાસભા માટે દ્વાર બંધ થઈ ગયેલા છે. પણ રાષ્ટ્રના ઇતિહાસમાં આ આણીની ઘડીએ એમ લાગે છે કે, કાર્યવાહક સમિતિએ દેશના સ્વીકાર માટે એવો કોઈ ઉકેલ રજૂ કરવો જોઈએ, જે દેખાવમાં કોમી હોય તોપણ બને એટલો રાષ્ટ્રીયતાની નજીક હોય અને સૌ કોમો સામાન્ય રીતે કબૂલ રાખે એવો હોય. તેથી કાર્યવાહક સમિતિએ છૂટથી પૂરેપૂરી ચર્ચા પછી સર્વાનુમતે નીચેની યોજના પસાર કરી છે:

૧. (ક) બંધારણની મૂળ હકો વિષેની કલમમાં તે તે કોમોને તેમની સંસ્કૃતિ, ભાષા, લિપિ, કેળવણી, ધાર્મિક માન્યતા અને આચરણ, અને ધાર્મિક દાન વિષે બાહેંધરી આપવામાં આવશે.

(ખ) અંગત કાયદાઓ વિષે બંધારણમાં ખાસ કલમો મૂકીને તેનું રક્ષણ કરવામાં આવશે.

(ગ) જુદા જુદા પ્રાન્તોમાં નાની કોમોના રાજકીય અને બીજા હકોના રક્ષણનો ભાર અને અધિકાર મધ્યવર્તી સમૂહતંત્રનો રહેશે.

૨. પુખ્ત ઉમરના તમામ સ્ત્રીપુરુષોને મતાધિકાર આપવામાં આવશે.

(નોંધ: કાર્યવાહક સમિતિ મહાસભાના કરાચીના ઠરાવથી પુખ્ત માણસોના મતાધિકાર માટે બંધાઈ ચૂકેલી હોઈ તેનાથી બીજા કોઈ મતાધિકારનો વિચાર થઈ ન શકે છતાં કેટલીક જગાએ ગેરસમજ થયેલી છે તે જોતાં આ સમિતિ સ્પષ્ટ કરવા ઇચ્છે છે કે, ગમે તેમ બને તોયે મતાધિકાર એકધારો રહેશે અને દેશની વસ્તીમાં દરેક કોમનું પ્રમાણ હોય તે ચૂંટણીના પત્રકોમાં જળવાય એવો વિશાળ રહેશે.)

૩. (ક) હિંદુસ્તાનના ભાવિ બંધારણમાં સંયુક્ત મતદાર મંડળો પર જ પ્રતિનિધિત્વની યોજના થશે.

(ખ) સિંધમાં હિંદુઓ માટે, આસામમાં મુસલમાનો માટે, અને પંજાબ તથા વાયવ્ય સરહદના પ્રાંતમાં શીખો માટે, અને હિંદુઓ અને મુસલમાનો જે કોઈ પ્રાંતમાં વસ્તીના ૨૫ ટકા કરતાં ઓછા હોય ત્યાં તેમને માટે મધ્યવર્તી તેમજ પ્રાંતિક ધારાસભાઓમાં વસ્તીને ધોરણે બેઠકો અલગ રાખવામાં આવશે, તે ઉપરાંત વધારાની બેઠકો માટે હરીફાઈ કરવાનો તેમનો હક રહેશે.

૪. નોકરીઓ માટે નિમણૂકો કરનાર નિષ્પક્ષ સેવાધિકારી મંડળો (પબ્લિક સર્વિસ કમિશન) હશે.

૫. મધ્યવર્તી તેમજ પ્રાંતિક પ્રધાનમંડળો રચવામાં નાની કોમોના હકનો સ્વીકાર કરવાની પ્રથા રહેવી જોઈએ.

૬. વાયવ્ય સરહદના પ્રાંતને તથા બલુચિસ્તાનને બીજા પ્રાંતો જેવું જ રાજ્ય અને કારભારનું તંત્ર મળશે.

૭. સિંધને એક જુદો પ્રાંત બનાવવામાં આવશે—એ શરતે કે સિંધના લોકો જુદા પડેલા પ્રાંતનો આર્થિક બોજો ઉપાડવા તૈયાર હોય.

૮. દેશનું ભાવિ બંધારણ સમૂહતંત્રનું રહેશે. શેષ અધિકારો સમૂહના અવયવોની પાસે રહેશે, સિવાય કે વધુ તપાસ કરતાં તે હિંદના હિતના વિરોધી જણાય.

"શુદ્ધ કોમીપણું અને શુદ્ધ રાષ્ટ્રીયતા પર રચાયેલી રચનાઓ વચ્ચેની માંડવાળ તરીકે કાર્યવાહક સમિતિએ ઉપલી યોજના સ્વીકારી છે. એક બાજુ કાર્યવાહક સમિતિ આશા રાખે છે કે આખું રાષ્ટ્ર આ યોજનાને ટેકો આપશે, અને બીજી બાજુ જેઓ અંતિમ અભિપ્રાયોવાળા હોઈ આને કબૂલ ન રાખી શકે તેમને આ સમિતિ ખાતરી આપે છે કે લાહોરના ઠરાવમાં માગી લીધું છે તે પ્રમાણે સૌ પક્ષોને કબૂલ હોય એવી બીજી કોઈ પણ યોજનાને આ સમિતિ રાજીખુશીથી કબૂલ રાખશે."

તે પછી વિદેશી કાપડ અને મતરના બહિષ્કારને સફળ બનાવવાને માટેની પ્રતિજ્ઞા સમિતિએ ઘડી કાઢી:

"ઠરાવ કરવામાં આવે છે કે નીચેની પ્રતિજ્ઞાથી અસંગત એવી વિદેશી કાપડ તથા સૂતરના બહિષ્કાર વિષેની કોઈ પણ પ્રતિજ્ઞા રદ થયેલી ગણવામાં આવશે :

અમે પ્રતિજ્ઞા લઈએ છીએ કે નીચેની શરતોનું પાલન જ્યાં સુધી મહાસભાની કાર્યવાહક સમિતિ એથી ઊલટું કરવાની સ્પષ્ટ પરવાનગી ઠરાવ કરીને ન આપે ત્યાં સુધી કરીશું :

૧. રૂ, ઊન કે રેશમમાંથી બનેલું કંઈ પણ વિદેશી સૂતર અથવા એવા સૂતરમાંથી બનેલું કાપડ ન ખરીદવા કે વેચવાને અમે બંધાઈએ છીએ.

૨. મહાસભાની શરતો જેણે ન સ્વીકારી હોય એવી મિલોનું બનાવેલું કંઈ પણ સૂતર કે કાપડ ન ખરીદવા કે વેચવાને અમે બંધાઈએ છીએ.

૩. અમારી પાસે પડયું હોય એવું કંઈ પણ વિદેશી સૂતર કે રેશમ કે ઊન અથવા એવા સૂતર કે રેશમ કે ઊનમાંથી બનેલું કાપડ આ દેશમાં ન વેચવાને અમે બંધાઈએ છીએ."

આ પછી એક ઠરાવ એ કરવામાં આવ્યો કે, ગયા વર્ષની લડતમાં ડૂબી ગયેલી 'અસ્પૃશ્યતા–નિવારણ સમિતિ'ને ફરી સજીવન કરવી. તે પ્રમાણે, શ્રી. જમનાલાલ બજાજને તે માટે જરૂરી પગલાં લેવાને સૂચના કરવામાં આવી. એ સમિતિને બંને સ્થળેથી સહકાર લેવાને માટે તથા એવી જ બીજી બાબતોને માટે યોગ્ય સત્તા અપાઈ.

અમુક મિલોને બહિષ્કારમાંથી બાદ રાખવાના પ્રશ્ન પર તેમજ ત્યાંના મજૂરોની સ્થિતિને અંગે સમિતિએ નીચેનો ઠરાવ કર્યો–

"કાર્યવાહક સમિતિનો એવો અભિપ્રાય છે કે, જ્યાં જ્યાં શક્ય હોય અને જરૂરનું હોય ત્યાં ત્યાં મહાસભાના પ્રતિજ્ઞાપત્રમાં જે મિલોએ સહી કરી છે તે મિલોમાં મજૂરોને દંડાતા કે ભોગ બનતા અટકાવવાનો પ્રયત્ન સમાધાનીથી કરવો, અને આ મિલોમાં મજૂરોની સ્થિતિ સુધારવામાં મહાસભાની મિલ સમિતિએ મદદ કરવી."

વાચકો એ જોઈ શકશે કે કોમી સમાધાનની યોજનામાં શેષ સત્તાઓ સમૂહતંત્રનાં જોડાનાર પ્રાન્તો તથા રાજ્યોના હાથમાં છોડી દેવામાં આવી છે. આ શેષ સત્તાઓ વિષે વાતો કરવાની આજકાલ એક ફૅશન થઈ પડી છે. શેષ સત્તાઓનો સિદ્ધાન્ત એક પંડિતાઈભરી ચોકમાઈનો વિષય છે પરંતુ વહેવારમાં તે વિષે સ્પષ્ટ વ્યાખ્યા કોઈ કરી શક્તું નથી. જે પ્રાન્તો એકએકને

અગત્યના હોઈને નવેસરથી સમૂહતંત્રમાં જોડાતા હોય તેમની બાબતમાં એ પ્રશ્ન ઊઠી શકે ખરો. પરંતુ હિન્દ જેવા દેશમાં કે જ્યાં પ્રાન્તિક અને મધ્યસ્થ સરકારને વહીવટ કરવાના વિષયોની પહેલેથી જ ચોક્કસ મર્યાદાઓ આંકવામાં આવી છે, ત્યાં તો શેષ સત્તાઓના પ્રશ્નની ચર્ચા પંડિતોના તાત્ત્વિક વાદાવાદના વિલાસ જેવો જ બની જાય છે. એ ગમે તેમ હોય પરંતુ એ પ્રશ્નનું છેવટનું નિરાકરણ ગાંધીજીએ જ સૂચવ્યુ. તેમણે પોતાની દીર્ઘદૃષ્ટિ અને હમેશની સૂઝ મુજબ એક શરતી કલમ નીચેના શબ્દોમાં દાખલ કરાવી :

"વધારે પરીક્ષણને પરિણામે હિન્દનાં અંતિમ હિતને વિરોધી ન જણાય તો" હકીકત એ છે કે મુસ્લીમોને પોતાના હાથમા કંઈક સત્તા અનામત રાખવી હતી — દરેક પ્રાન્તને કાંઈક એવી સત્તા અપાવવી હતી કે જેથી હિન્દુઓની વધુમતીવાળા પ્રાન્તોમાં તેમના તરફ યોગ્ય વર્તાવ ન રાખવામાં આવે તો તેની સામે કંઈક અસરકારક પગલાં લઈ શકાય. જ્યાં કોઈ ભાગીદારને કંઈક શંકા રહેતી હોય ત્યાં તેને માટે સલામતી યોજવી એ ભાગીદારીની સફળતા માટે સૌથી સારો ઉપાય છે. પરંતુ કોમી સમાધાનની યોજનામાં એ સલામતીને ફરી તપાસવાની શરત ઉમેરવામાં આવી તેથી બાકીના બીજા પક્ષોને પણ પૂરતું સમાધાન થયું.

૧૯૩૧ના ઓગસ્ટની ૬, ૭ અને ૮ તારીખોએ મહાસમિતિની ફરીથી સભા થઈ, તેમાં ઘણા મહત્ત્વના ઠરાવો કરવામાં આવ્યા. પહેલો ઠરાવ મુંબઈના કામચલાઉ ગવર્નર સર અર્નેસ્ટ હોટસનના ખૂનના પ્રયાસ વિષે તેમજ બંગાળમાં જજ ગારલીકના થયેલા ખૂન વિષે હતો. આ અત્યાચારો વિષે ઊંડો શોક પ્રદર્શિત કરીને તેમજ તેમને વખોડી કાઢીને મહાસમિતિએ મુંબઈના ગવર્નરના જાન પરના ખૂની હુમલામાં સમાયેલી હીનતાનો ખાસ નિર્દેશ કર્યો, કેમકે જ્યાં એ હુમલો થયો હતો ત્યાં ફર્ગ્યુસન કૉલેજમાં સર અર્નેસ્ટ હોટસનને માનવંત પરોણા તરીકે નોતરવામાં આવ્યા હતા.

આ ઉપરાંત મહાસમિતિએ રાષ્ટ્રીયધ્વજ સમિતિની ભલામણો પર વિચાર ચલાવીને એવો ઠરાવ કર્યો કે,

"રાષ્ટ્રીયધ્વજ પહેલાની માફક જ આડા ગોઠવેલા ત્રિરંગી પટાનો રહેશે પરંતુ રંગોની ગોઠવણી સૌથી ઉપર કેસરી, તેની નીચે સફેદ અને નીચે લીલો એ પ્રમાણે રહેશે. વચમાંના સફેદ રંગ ઉપર ઘેરા વાદળી રંગમાં રેંટિયાનું નિશાન આવશે. આ રંગો કોઈ પણ કોમના સૂચક નહિ ગણાય, પરંતુ કેસરી રંગ ધૈર્ય અને ત્યાગનો સૂચક, સફેદ શાન્તિ અને સત્યનો, તથા લીલો શ્રદ્ધા અને શૌર્યનો સૂચક ગણાશે. રેંટિયો એ આમવર્ગની આશાનું પ્રતીક છે. ધ્વજનું માપ લંબાઈ ૩ અને પહોળાઈ ૨ એ પ્રમાણમાં રહેશે."

આ ઉપરાંત મહાસમિતિએ બધી પ્રાન્તિક સમિતિઓને ઑગસ્ટની ૩૦મી એટલે એ માસના છેલા રવિવારને ધ્વજદિન તરીકે ઊજવવાની અને તે દિવસે નવો ધ્વજ ચડાવવાની સૂચના કરી. મૂળ હકના ઠરાવ વિષેની સમિતિની ભલામણો પર વિચાર ચલાવી પાછલા પ્રકરણમાં જણાવવામાં આવ્યો છે તે અધિકારો અને ફરજોનો તથા આર્થિક કાર્યક્રમનો ઠરાવ તેના છેવટના સ્વરૂપમા કાયમ કરવામાં આવ્યો

આ જ અરસામા કાર્યવાહક સમિતિ મુંબઈમાં મળી. પ્રથમ કામ તેણે ભગતસિંહના અગ્નિસંસ્કાર બાબતનુ પતાવ્યું. પાછળના પ્રકરણમાં જણાવ્યુ છે તે પ્રમાણે આ વિષયમાં સમિતિએ એવો નિર્ણય આપ્યો કે, "રજૂ કરવામાં આવેલા ગંભીર આક્ષેપો થઈ શકે એવો કોઈ પણ પુરાવો મળ્યો નથી." આ પછી વાયવ્ય સરહદના પ્રાતની પ્રાન્તિક મહાસભા સમિતિ, અફઘાન જિરગા અને ખુદાઈ ખિદમતગારોનુ મંડળ એ બધાના સંબંધમાં મહત્ત્વનો નિર્ણય કરવામા આવ્યો, અને તેને નીચેના ઠરાવમા સમાવવામાં આવ્યોઃ

"વાયવ્ય સરહદના પ્રાન્તના પ્રતિનિધિઓ સાથે મસલત ચલાવ્યા પછી આ સમિતિ તે પ્રાન્તને માટે એક પ્રાન્તિક મહાસભા સમિતિ રચી તેમાં અફઘાન જિરગાને ભેળવી લેવાનો ઠરાવ કરે છે. વળી વધારામાં ઠરાવવામાં આવે છે કે ખુદાઈ ખિદમતગારોના મંડળને મહાસભાના સ્વયંસેવક દળમા સમાવી લેવું."

વળી કાર્યવાહક સમિતિએ એવી મતલબનો ઠરાવ પસાર કર્યો, કે, 'સમિતિની અત્યંત નાખુશી છતા તે એવા નિર્ણય પર

આવી છે કે સમાધાનીના કરારની શરતો તથા રાષ્ટ્રીય હિત સાથે સંગત રહીને, મહાસભા ગોળમેજી પરિષદમાં પોતાનો પ્રતિનિધિ નહિ મોકલી શકે, બલકે તેણે મોકલવો ન જોઈએ. પરંતુ સાથે સાથે સમિતિએ જાહેર કર્યું કે,

"દિલ્હીની સમાધાનીનો હવેથી અંત આવે છે એવો એ ઠરાવનો અર્થ કરવાનો નથી. તેથી સમિતિની મહાસભાના મંડળોને તેમજ મહાસભાવાદીઓને એવી સલાહ છે કે, બીજી નવી સૂચનાઓ ન મળે ત્યાં સુધી તેમણે મહાસભાને લાગેવળગે છે ત્યા સુધી સમાધાનીના કરારની શરતો પ્રમાણે પોતાનું વર્તન રાખવું."

પરંતુ કાર્યવાહક સમિતિની સભા બોલાવવાનો વખત ન રહે એવી કોઈ અણધારેલી પરિસ્થિતિ ઉત્પન્ન થાય તો તે સમયે યોગ્ય પગલા લેવાને પ્રમુખને અસાધારણ સત્તા આપવામાં આવી.

ગોળમેજી પરિષદના મહાસભા અંકનો પ્રથમ પ્રવેશ આમ પૂરો થયો. ૧૫મી ઓગસ્ટે ગાંધીજીને એક બે વખત મળી ગયા પછી સર તેજ બહાદુર સપ્રુ, મિ. જયકર અને શ્રી. રંગાસ્વામી આયંગારે મુંબઈ છોડયું. કરારની શરતોના પ્રત્યક્ષ ભંગોની કલમવાર યાદી મહાસભાએ રજૂ કરી હતી. ૨૪મી ઓગસ્ટે ગાંધીજીના દરેક આક્ષેપના જવાબો સરકારે પ્રસિદ્ધ કર્યા. આક્રોણગ્રમાં મહાસભાએ એ જવાબોનો વિગતવાર પ્રત્યુત્તર વાળ્યો હતો. ગોળમેજી પરિષદમાં હાજરી આપવાની ગાંધીજીએ ના પાડી તેનું અને ૧૩મી ઓગસ્ટે મહાસભાની કાર્યવાહક સમિતિએ મંજૂર રાખેલા તેમના નિર્ણયની ખબર વાઈસરોયને તારથી તેમણે આપી તેનું એક પ્રત્યક્ષ કારણ શરતોના આ ભંગો જ હતા એ નિર્વિવાદ છે.

પરંતુ મહેસૂલની વસૂલાતને માટે બારડોલીમાં લેવાયેલાં જાલમાતાં પગલાં એ ગાંધીજીના નિર્ણયનું સૌથી મોટું કારણ હતું. ૨૨ લાખની બાકીમાંથી ૨૧ લાખ તો ત્યાં વસૂલ થઈ ગયા હતા. મહાસભાની રજૂઆત એ હતી કે બાકી ન ભરનારા ખાતેદારો મીડમાં હતા અને તેમને વખંત આપવાની જરૂર હતી. સરકારી લેણાના લગભગ બે લાખ રૂપિઆ પૈકી ઘણીખરી રકમ પાછલાં વર્ષોની ચાલતી આવેલી બાકી હતી. અને તે પૈકીની મોટી રકમ પણ ગુજરાતમાં પડેલી આફતને 'કારણે' કાયદેસરની' બાકી' હતી.

સરકારી અમલદારોએ ચાલુ સાલનું મહેસૂલ અને પાછલી સાલોની બાકી પોલીસની ધમકીઓ અને તેમના ત્રાસની મદદથી વસૂલ કરવાની શરૂઆત કરી જેની ફરમાયશથી સરકારી મહેસૂલ ભરાય કે બાકી રહે એવું મંડળ મહાસભા ન હોતું, તેઓ એ એ તેમની દલીલ હતી. પોતાના કાગળોમાં તેમણે સ્પષ્ટપણે લખી જણાવ્યું હતું કે, સમાધાનીના કરારમાં આવા અર્થનો સમાવેશ થતો નહોતો! અને એવો દાવો ચલાવી લઈ શકાય એમ તો નથી જ. વધારાની મહેસૂલની વસૂલાતને માટે લોકોને ડરાવી દેવા સારુ તેમજ કેટલાક દાખલાઓમાં તેમના પર ગેરવાજબી દબાણ કરવાને સારુ પોલીસનો ઉપયોગ થયો હતો એ પુરવાર કરવાને મહાસભા તૈયાર હતી. આખરે તો આમ વસૂલ થયેલા વધારાના મહેસૂલનો આંકડો એક લાખથી પણ ઓછો હતો. પરંતુ મુખ્ય મુદ્દો એ હતો કે કર ભરવાના વિષયમાં છેવટનો નિર્ણય મહાસભાને આપવાનો હોઈ જ ન શકે. સરકાર, તેની સત્તા, બ્રિટને સ્થાપેલી સુલેહશાન્તિ, અને અંગ્રેજનું રાજ એ બધું હિન્દમાં હજી પ્રવર્તમાન છે! અમલદારોને આ બધું પુરવાર કરવું હતું, લોકોની આંખ ઊઘડી જાય એ રીતે પ્રતિપાદન કરવું હતું. વસૂલ કરવામાં આવેલું થોડું મહેસૂલ તો સરકારની સત્તાનું પ્રતીક માત્ર હતું. તેમને આવકની ઝાઝી પડી નહોતી. તેમને પોતાની પ્રતિષ્ઠા સાચવી રાખવી હતી — તે જ પ્રતિષ્ઠા જેને સંબોધીને ૧૯૧૨ માં મોન્ટેગ્યુએ પોતાના પ્રસિદ્ધ શબ્દો ઉચ્ચાર્યા હતા.

ગાંધીજીએ ઇંગ્લંડ જવાનું નમાંડ્યું તેનું ઘણું જ મહત્ત્વનું એક બીજું પણ કારણ હતું. સરકારે ગોળમેજી પરિષદમાં પ્રતિનિધિ તરીકે જવાને ડૉ. અનસારીને નિમંત્રણ ન આપ્યું. ગાંધીજીના સૂચનાથી ત્રણ જણને — પંડિત માલવિયા, સરોજિની નાયડુ અને ડૉ. અનસારીને — ગોળમેજીના પ્રતિનિધિ તરીકે નીમવાનું લૉર્ડ ઇર્વીને સ્પષ્ટ વચન આપ્યું હતું એ વાત સુવિદિત હતી. પહેલા બેની નિમણૂક થઈ પરંતુ ડૉ. અનસારીને બાદ રાખવામાં આવ્યા. લૉર્ડ ઇર્વીન કંઈ નઈ બાબતોને માટે બંધાયા હતા તે લૉર્ડ વિલિંગ્ડન નહોતા જાણતા એમ તો નહોતું જ. પરંતુ મુસ્લિમ હિન્દ સ્વરાજની વિરુદ્ધ છે એવો દેખાવ ગોળમેજી

આધાર છે. જો કે તેમણે પોતાનો ભય પ્રગટ કર્યો જ કે, નોકરશાહીની ઇચ્છા મહાસભાના કાર્યકર્તાઓને અને મહાસભાની સામાન્ય પ્રવૃત્તિઓને કચડી જ નાખવાની જણાય છે.

વાઇસરૉયે ગાંધીજીના પત્રના જવાબમાં "છેલ્લા પાંચ માસ દરમિયાનની મહાસભાની પ્રવૃત્તિઓ"નો ઉલ્લેખ કરીને જણાવ્યું કે, "આ પ્રવૃત્તિઓ દિલ્હીની સમાધાનીના શબ્દો અને આશયોથી તદ્દન વિરુદ્ધ દિશામાં જાય છે તેમજ દેશમાં, ખાસ કરીને સંયુક્ત પ્રાન્તોમાં અને વાયવ્ય સરહદના પ્રાન્તમાં શાન્તિ જાળવવાના માર્ગમાં મોટા ભયરૂપ થઈ પડી છે" વાઇસરૉયે એવો અભિપ્રાય પણ વ્યક્ત કર્યો કે, "મહાસભાએ ગોળમેજી પરિષદમાં જવાની ના પાડવાથી સમાધાનીનો એક મુખ્ય ઉદ્દેશ માર્યો ગયો છે" પરંતુ સાથે સાથે ઉમેર્યું કે, "બની શકશે ત્યાં સુધી સરકાર કોઈ પણ જાતનાં ખાસ પગલાં ન લેતાં કોઈ વિશિષ્ટ પરિસ્થિતિમાં જે કંઈ કરવા જેવું જરૂરનું હશે તેટલું જ કરશે." સમાધાનીના કરારપ્રમાણે હજી પણ કામ લેવાની વાઇસરૉયની ઇચ્છાનો ગાંધીજીએ ઉત્સાહપૂર્વક જવાબ વાળ્યો, અને મહાસભાવાદીઓને કરારનું અણીશુદ્ધ પાલન કરવાની સૂચનાઓ આપી. આ ઉપરાંત બધી બાબતો વિષે રૂબરૂ વાતચીત કરી શકાય તે માટે તેમણે તારથી વાઇસરૉય પાસે મુલાકાતની માગણી કરી. એ બાબતમાં સંમતિ મળવાથી ગાંધીજી, વલ્લભભાઈ પટેલ, જવાહરલાલ નેહરુ અને 'મુલતાન' મારફતે લંડન દોડી ન જનારા એક પૂરા મિત્ર સર પ્રભાશંકર પટ્ટણી ૧૫મી ઑગસ્ટે સિમલા પહોંચ્યા અને ત્યાં તેમણે વાઇસરૉયની મુલાકાત કરી. વાઇસરૉયે પોતાની કારોબારી સભાની એક સભા પણ કરી લીધી. આખરે અનેક અંતરાયોમાંથી પાર ઊતરીને બધી બાબતોનો મેળ બેસાડવામાં આવ્યો અને ગાંધીજીએ ૨૯મી ઑગસ્ટે આગબોટમાં બેસી શકાય તે માટેની મુખ્ય રેલવે પરની છેલ્લી ગાડી પકડવાને માટે સ્પેશિયલ ટ્રેનમાં સિમલા છોડ્યું.

આમ સિમલામાં ગાંધીજી અને સરકારના પ્રતિનિધિઓ વચ્ચે થયેલી વાતચીતોને પરિણામે બધા પક્ષો મળીને એટલું નક્કી કરવામાં આવ્યું કે મહાસભા તરફથી ગોળમેજી પરિષદમાં હાજરી આપવાને

માટે ગાંધીજીએ લંડન જવું જોઈએ અને તે મુજબ ૨૯મી ઑગસ્ટે તેઓ મુંબઈથી આગબોટમાં બેઠા

* *

હિન્દી સરકારે એક સરકારી યાદી દ્વારા સિમલામાં થયેલી સમજૂતી પ્રગટ કરી એ યાદીની સાથે ગાંધીજીએ હિન્દી સરકારના સ્વદેશ ખાતાના મંત્રી મિ. ઈમર્સન પર અને મિ. ઈમર્સને ગાંધીજી પર લખેલા પત્રો જોડવામાં આવ્યા આ પત્રો બન્ને પક્ષો વચ્ચે થયેલી સમજૂતીના એક સંપૂર્ણ અંગરૂપ જ હતા. યાદી તથા એ પત્રો નીચે આપવામાં આવ્યા છે

પ્રજાની જાણ માટે નીચેનું પ્રગટ કરવામાં આવે છે

૧ નામદાર વાઈસરૉય અને ગાંધીજી વચ્ચે થયેલી વાતચીતને પરિણામે હવે ગોળમેજી પરિષદમાં મહાસભાના પ્રતિનિધિ તરીકે ગાંધીજી હાજરી આપશે

૨ ૫મી માર્ચ ૧૯૩૧નું કરારનામું ચાલુ રહેશે જે બાબતોમાં — જો કોઈ એવી બાબતો હોય તો — એનો ભંગ પુરવાર થશે તે બાબતોમાં હિંદી સરકાર અને પ્રાન્તિક સરકારો એ જોશે કે કરારનામાની ચોક્કસ શરતોનું પાલન થાય અને એ વિષે જે કંઈ અરજી કરવામાં આવશે તેનો તેઓ કાળજીપૂર્વક વિચાર કરશે કરારનામાની રૂએ પોતાને ભાગે આવતી જવાબદારીઓનું મહાસભા પાલન કરશે

૩ સુરત જિલ્લામાં જમીનમહેસૂલ વસૂલ કરવા બાબતમાં મૂળ મુદ્દો એ છે કે, બારડોલી તાલુકા અને વાલોડ મહાલના જે ગામડાઓમાં વસૂલી અમલદારો પોલીસ લઈને તા. ૧૯૩૧ના જુલાઈ મહિનામાં ગયા હતા, તે ગામોમાં ખાતેદારો પાસેથી તેમની આર્થિક સ્થિતિ જોતા, બારડોલી તાલુકાના બીજા ખાતેદારો પાસેથી માગવામાં આવે છે અને ભરાવવામાં આવે છે તેના કરતા વધારે માગણી કરી, તેમની પાસેથી પોલીસ મદદથી સખતાઈના પગલા લઈને તે ભરાવી છે કે નહિ મુંબઈ સરકારની સલાહ અને સંપૂર્ણ સંમતિથી હિંદી સરકારે ઠરાવ્યું છે કે, એ મુદ્દા વિષે નીચે જણાવેલા મુદ્દાઓ ઉપર તપાસ કરવામાં આવશે

(૧) બારડોલી તાલુકાના બીજા ગામોમાં જ્યાં ૫મી માર્ચ ૧૯૩૧ પછી પોલીસમદદ વિના મહેસૂલ વસૂલ કરવામાં આવ્યું છે તે ગામોના ધોરણ પ્રમાણે જે મહેસૂલ માગવું જોઈએ તેના કરતા આ ગામોમાં પોલીસની મદદથી સખતાઈ કરીને ખાતેદારો પાસેથી જબરદસ્તીથી વધારે મહેસૂલ વસૂલ કરવામાં આવ્યું છે એ આક્ષેપની તપાસ કરવી જો કંઈ વધારે રકમ આ

રીતે વસૂલ થઈ હોય તો તે કેટલી છે તે ખોળી કાઢવું. આ તપાસમાં કોઈ પણ તકરારી પ્રશ્ન પર પુરાવા આપી શકાશે. મુંબઈ સરકારે આ તપાસ કરવા સારુ નાશિકના કલેક્ટર મિ. આર. જી. ગોરડન આઈ. સી. એસ.ની નિમણૂક કરી છે.

૪. મહાસભાએ અત્યાર સુધી ઉઠાવેલા બીજા મુદ્દાઓની બાબતમાં હિંદી સરકાર કે પ્રાન્તિક સરકારો તપાસ આપવા તૈયાર નથી.

૫. કરારનામામાં જણાવેલી શરતોના જે આવી ન શકે એવી કંઈ ફરિયાદ મહાસભા તરફથી કરવામાં આવે, તો તેવી ફરિયાદોનો નિકાલ કારોબારી તંત્રના સામાન્ય ધારાધોરણ પ્રમાણે કરવામાં આવશે. અને જો તપાસનો કંઈ પ્રશ્ન ઊઠે તો તપાસ કરવી કે નહિ અને જો કરવી તો તે કેવા પ્રકારની કરવી એનો નિર્ણય તે સાથે સંબંધ ધરાવતી પ્રાન્તિક સરકાર એ ધારાધોરણ પ્રમાણે કરશે.

ગાંધીજીનો કાગળ

તા૦ ૨૭ ઓગસ્ટ, '૩૧

પ્રિય મિ. ઈમરસન,

આજની તારીખના આપના કાગળની જેની સાથે નવો મુસદ્દો બીડેલો છે તેની પહોંચ હું આભાર સાથે સ્વીકારું છું. સર કાવસજીએ તમે સૂચવેલ સુધારા પણ મને જણાવવાની કૃપા કરી છે. સુધારેલા મુસદ્દા ઉપર મેં અને મારા સાથીઓએ બહુ કાળજીપૂર્વક વિચાર કર્યો છે અને તે અમે નીચે જણાવેલી નોંધ સાથે સ્વીકારવાને તૈયાર છીએ.

ચોથા પેરેગ્રાફમાં સરકારે જે શરત મૂકી છે તેને હું મહાસભાની વતી સ્વીકારી શકું એમ નથી. કેમકે અમને એમ લાગે છે કે જ્યાં મહાસભાના મત પ્રમાણે સંધિના અમલને કારણે ઊભી થયેલી ફરિયાદ દૂર કરવામાં ન આવી હોય, ત્યાં એ મુદ્દાના વિષે તપાસ આવશ્યક થઈ પડે છે અને તે એ જ કારણે કે દિલ્લીનું કરારનામું ચાલે છે ત્યાં સુધી સવિનય ભંગ મુલતવી રહેલો છે. પરંતુ જો હિંદી સરકાર અને પ્રાંતિક સરકારો તપાસ આપવા તૈયાર ન હોય તો મને અને મારા સાથીઓને એ વાક્ય રહે તેની સામે વાંધો નથી. પરિણામ એ થશે કે મહાસભા પોતા તરફથી 'અત્યાર સુધીમાં ઉઠાવેલી બીજી બાબતો' ની તપાસ માટે દબાણ નહિ કરે. પણ જો કોઈ ફરિયાદ એટલી બધી અસહ્ય થઈ પડે કે તપાસને અભાવે તેને દૂર કરવા સારુ આત્મરક્ષાનો કોઈ લડતનો ઉપાય શોધવાનો મહાસભાનો ધર્મ થઈ પડે તો, સવિનયભંગ મુલતવી હોવા છતાં પણ તે તેવો ઉપાય લેવાને સ્વતંત્ર હોવી જોઈએ. મારે સરકારને ભાગ્યે જ ખાતરી આપવાની જરૂર હોય કે મહાસભા લડતનો ઉપાય ટાળીને ચર્ચા સમજાવટ અને એવા બીજા ઉપાયોથી

રાહત મેળવવાનો સતત પ્રયત્ન કરશે. ભવિષ્યમાં કોઈ ગેરસમજૂતી ઊભી થાય તો તે અને મહાસભા ઉપર વિશ્વાસભંગનો આક્ષેપ આવે તો તે ટાળવા સારુ મહાસભાની સ્થિતિ વિષેનું આ નિવેદન અહીં આપવું આવશ્યક થયું છે. આપણી હાલની ચર્ચા સફળ થાય તો હું આપને ખાતરી આપું છું કે સરકારી યાદી, આ કાગળ અને આપનો જવાબ એક સાથે પ્રગટ કરવામાં આવશે.

આપનો
મો૦ ક૦ ગાંધી

### ઈમરસનનો કાગળ

હિન્દ સરકારનું હોમ ડિપાર્ટમેન્ટ
સિમલા, તા. ૨૭મી ઓગસ્ટ, ૧૯૩૧

પ્રિય ગાંધીજી,

આજના આપના કાગળને સારુ હું આપનો આભાર માનું છું કે જેમાં આપે આપના કાગળમાં જણાવેલી નોંધ સાથે સરકારી યાદીના મુસદ્દાનો સ્વીકાર કર્યો છે. ગવર્નર જનરલ અને કાઉન્સિલ એ વસ્તુની નોંધ લે છે કે અત્યાર સુધી ઉઠાવવામાં આવેલા મુદ્દાઓને વિષે મહાસભા તપાસ ઉપર જો કે ભાર નહિ મૂકે પરંતુ આપ ખાતરી આપો છો કે લડતનો ઉપાય ટાળીને ચર્ચા, સમજાવટ અને એવા બીજા ઉપાયોથી રાહત મેળવવાનો મહાસભાનો સતત પ્રયત્ન હશે, છતાં આપ મહાસભા ભવિષ્યમાં જે ઠરાવે તે પગલું લઈ શકે એ વાતની ચોખવટ કરવા ઇચ્છો છો. ગવર્નર જનરલ અને કાઉન્સિલ આપની માફક આશા રાખે છે કે કોઈ પણ લડતના ઉપાયનો આશરો લેવામાં નહિ આવે. આ બાબતમાં સરકારની સામાન્ય નીતિ વિષે હું ના. વાઈસરૉયે તા. ૧૯મી ઓગસ્ટે આપને લખેલા કાગળનો હવાલો આપું છું. હું આપને જણાવું કે સરકારી યાદી, આજની તારીખનો આપનો કાગળ અને આ જવાબ એકસાથે સરકાર તરફથી પ્રગટ કરવામાં આવશે.

આપનો
એચ. ડબલ્યુ. ઈમરસન

આ યાદી ઉપરથી વાચકો જોઈ શકશે કે બારડોલીમાં તપાસ કરવાનું મંજૂર કરવામાં આવ્યું. બાકીની બીજી ચાલુ ફરિયાદોની બાબતમાં દિલ્હીની સમાધાનીનો અમલ ચાલુ હોય તે છતાં, જે ફરિયાદોની દાદ ન મળી શકે ત્યાં આત્મરક્ષણને માટે બાંધી લડત આપવાનો પોતાનો હક મહાસભાએ અનામત રાખી લીધો. ભવિષ્યમાં બીજી ફરિયાદો ઉપસ્થિત થાય તે માટે તપાસ થાય કે

ન પણ થાય જે બાબતોમા તપાસ ન થાય અને દાદ ન આપવામા આવે, ત્યા મહાસભા પોતાની ઇચ્છા પ્રમાણે લોકોના હકોના સંરક્ષણને માટે સીધી લડત ઉપાડવાને સ્વતંત્ર હતી

મહાસભાની સમિતિઓએ અને મહાસભાવાદીઓએ તેમ છતા એટલુ યાદ રાખવાનું હતું કે, કે તેઓ સમાધાનીનો અમલ ચાલુ રહેતો હતા અને મહાસભાના પ્રમુખની પરવાનગી વિના તેની શરતોનો ભંગ કરી શકાય એમ નહોતુ જ્યા જ્યા સરકાર અગર તેના અમલદારો સામે ફરિયાદના કારણો મળે, ત્યા ત્યા શાતિપૂર્વકની મસલતના ઉપાયોથી તે કારણો દૂર કરાવવાનો પૂરેપૂરો પ્રયત્ન કરવાનો રહેતો હતો જ્યા એ પ્રયત્ન નિષ્ફળ નીવડે ત્યા મહાસભાના પ્રમુખની સલાહ અને સૂચનાઓ માટે તેમને પુછાવવાનુ રહેતુ હતુ

સરકાર સામે ગાધીજીએ તૈયાર કરેલા તહોમતનામામા કેટલીક ચાલુ ફરિયાદો તેમણે ગણાવી હતી, અને તેનો સરકારે જવાબ વાળ્યો હતો મહાસભાની જે જે સમિતિઓએ ફરિયાદો નોધાવી હતી તે તે સમિતિઓને સરકાર સામેના આરોપો અને તે માટેના સરકારના જવાબ પર બરાબર વિચાર કરી યોગ્ય પ્રત્યુત્તર વાળવાની સૂચનાઓ મોકલવામા આવી એ બધા પ્રત્યુત્તરો મહાસમિતિની અમદાવાદની કચેરીને મોકલી આપવાના હતા સમિતિની શરતોના બીજા ભગ અને આ ઉપરાતના ભગોના તથા બીજી ફરિયાદોના સમાચાર તરત જ પ્રમુખને મોકલી આપવાની પણ સૂચના કરવામા આવી

ગાધીજી લડન જવાને નીકળ્યા તો ખરા પરંતુ પોતાના હમેશના આશાવાદી વલણ છતા આ વખતે તેમને સફળતાની આશા નહોતી પરતુ તેઓ એવી આશા રાખતા હતા ખરા કે મહાસભાનુ કાર્ય પાર પાડવામાં પ્રાન્તિક સરકારો, સિવિલ સર્વિસના અમલદારો અને હિન્દમાંની અગ્રેજ વેપારી પેઢીઓ સહાય કરશે સપ્ટેમ્બરની ૧૧મી તારીખે અમદાવાદમા આ પછી મળેલી મહાસભાની કાર્યવાહક સમિતિની સભાએ સિમલામાં ૨૭ ઓગસ્ટને દિવસે સરકાર સાથે નવી સમાધાની કરવાનાં ગાધીજી

અને પ્રમુખનાં પગલાંને યોગ્ય મંજૂરી આપી. હિન્દી કોલસાની ખાણોને લગતા બીજા એક મહત્ત્વના કામનો આ જ સભામાં નિકાલ કરવામાં આવ્યો. સમિતિએ હિન્દી ખાણોનો કોલસો વાપરવાની હિન્દની બધી ઔદ્યોગિક પેઢીઓને ભલામણ કરી અને તેને અંગે ખાણોના માલિકો સાથે એવી શરતો કરી કે, તેમણે કાપડસૂતરની મિલોએ જેવા પ્રકારનાં પ્રતિજ્ઞાપત્ર પર સહીઓ કરી છે, તેના જેવા પ્રતિજ્ઞાપત્રો પર સહી કરવી જોઈએ; હિંદી પ્રજાની આકાંક્ષાઓ પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ રાખવી જોઈએ; તેમની શેરોથી ઉઘરાવેલી મૂડી પૈકી પોણોસો ટકા મૂડી હિન્દીઓની હોવી જોઈએ અને તેમના સંચાલકો પણ એટલા જ ટકા હિન્દીઓ હોવા જોઈએ. ખાણોની વ્યવસ્થા કરનારી પેઢીઓમાં કોઈ પણ પ્રકારનું પરદેશી હિત ન હોવું જોઈએ; પોતાના કોલસાની કિંમત તેમજ જાત નિયમિત રાખીને તેમણે સ્વદેશીના પ્રચારને સહાય કરવી જોઈએ; રાષ્ટ્રીય હિલચાલની વિરુદ્ધના કોઈ પણ પ્રકારના પ્રચારકાર્યમાં વ્યવસ્થાપકોએ ભાગ ન લેવો જોઈએ; જેને માટે ખાસ જરૂર હોય તે સિવાયની બાકીની જગ્યાઓ પર હિન્દીઓને જ રાખવા જોઈએ; પોતાનું વીમાનું, નાણાંનું, અને વહાણવટાને અંગેનું બધું કામકાજ તેમણે હિન્દી કંપનીઓને જ આપવું જોઈએ; તે જ પ્રમાણે હિસાબનીસો, વકીલો અને સોલિસિટરો, વહાણોમાં માલ લઈ જનારા આડતિયાઓ, બીજા દલાલો અને કંટ્રાક્ટરો પણ હિન્દીઓને જ રાખવા જોઈએ; ધંધાને અંગે કરવાની ખરીદી બની શકે ત્યાં સુધી હિન્દમાં તૈયાર થયેલા માલમાંથી કરવી જોઈએ; ખાણોની વ્યવસ્થા સંભાળનાર બધા લોકોએ સ્વદેશી કાપડ વાપરવું જોઈએ; ખાણોમાં કામ કરનાર મજૂરોને આપવાના પગારોનું, તેમજ તેમને કામ કરવાની તથા જીવનને અંગેની જરૂરિયાતોનું ધોરણ સંતોષજનક રાખવું જોઈએ અને દર વરસે યોગ્ય હિસાબનીસોએ તપાસેલાં ખાણોના હિસાબનાં સરવૈયાં મહાસભાને પહોંચાડવાં જોઈએ.

ઇંગ્લંડ અને હિન્દમાં ઑક્ટોબર અને નવેમ્બરમાં બનેલી ભારે ફેરફારો કરાવનારી ઘટનાઓનું વર્ણન કરતાં પહેલાં ગાંધીજી અને તેમના મંડળની મુસાફરીનો ઉલ્લેખ કરી લઈશું. ગાંધીજીના

મંડળમાં - મહાદેવ દેસાઈ, દેવદાસ ગાંધી, પ્યારેલાલ અને મીરાંબેન હતાં; સરોજિની નાઇડુ પણ મુસાફરીમાં તેમની સાથે જ હતાં. નીકળતા પહેલાં પૂરતા સમયને અભાવે અને મુસાફરીની અનિશ્ચિતતાને લીધે સરસામાન જોઇતો લઈ શકાયો નહોતો. પરંતુ ગાંધીજીના ઉગ્ર આગ્રહને પરિણામે તો તેને છેક જ નજીવો કરી નાખવો પડ્યો. એડનમા તેમનુ ભાવપૂર્વક સ્વાગત કરવામાં આવ્યુ. ત્યાંના આરબો અને હિન્દીઓએ મળીને ગાંધીજીને માનપત્ર આપ્યું. આમાં પ્રથમ થોડી મુશ્કેલી પડી હતી. માનપત્ર માટેની સભામા રાષ્ટ્રીય ધ્વજ ચડાવવાને એડનનો રેસિડન્ટ, પરવાનગી આપતો નહોતો. ત્યાંના લોકો તે માટે આગ્રહપૂર્વક દબાણ ન કરી શક્યા. એટલે આખરે ગાંધીજીએ મુશ્કેલીમાંથી સોંસરો રસ્તો કાઢ્યો. ત્યાંની સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી. ફરામરોજ કાવસજી દિનશાને ગાંધીજીએ સૂચના કરી કે, તમે રેસિડન્ટ પર ટેલિફોન કરીને તેને જણાવો કે હું એવા સંજોગોમાં માનપત્ર સ્વીકારવાનો વિચાર પણ કરી શકતો નથી. હમણાં હિન્દી સરકાર અને હિંદી મહાસભા વચ્ચે યુદ્ધવિરામ જાહેર થયેલો છે, અને કંઈનહિ તો એ યુદ્ધવિરામની શરતોના અમલને ખાતર પણ સરકારે મહાસભાના ધ્વજનો વિરોધ કરવો ન જોઈએ. આ દલીલ રેસિડંટને ગળે ઊતરી અને ગાંધીજીએ જે સ્થળે એડનના શહેરીઓ તરફનું માનપત્ર સ્વીકાર્યું, ત્યાં રાષ્ટ્રીય ધ્વજ ફરકાવવાની સંમતિ આપીને તેણે એક કઢંગી પરિસ્થિતિમાંથી સૌને ઉગારી લીધા. ગાંધીજીને સભામાં ૩૨૮ ગીનીની થેલી અર્પણ કરવામાં આવી..

સ્ટીમર ઉપર ગાંધીજી પ્રાર્થના, કાંતણ, અને બાળકો સાથેની રમતગમતનો પોતાનો આશ્રમનો હમેશનો જીવનક્રમ ચલાવતા હતા. ગાંધીજી આખરે કુશળ વેપારી તો ખરા જ એટલે એક સાંજે ભેળા થયેલા મિત્રોને તેમણે ખબર આપી કે, પોતે ૭૦૦ રૂપિયાની એક શાલ ૭૦૦૦માં સ્ટીમર પર એક મિત્રને વેચી છે, ત્યારે થોડું આશ્ચર્ય ફેલાઈ ગયું. ગાંધીજીને મેડમ ઝઘલૂલ પાશા અને વફદ પક્ષના પ્રમુખ નહાસપાશા તરફથી પણ અભિનંદન અને શુભેચ્છાના સંદેશા મળ્યા. એ પૈકી મેડમ ઝગલૂલનો સંદેશો સ્વાભાવિક રીતે

જ ઘણો હૃદયસ્પર્શી હતો અને નહાસપાશાના સંદેશામાં ન્હેલા ઉમળકાનો ખ્યાલ તો તેના અસલ શબ્દો પરથી જ આવી શકશે

મહાન નેતા અલ મહાત્મા ગાંધી,
'રાજપૂતાના'

"પોતાની મુક્તિ અને સ્વતંત્રતાને માટે લડત ચલાવી રહેલા મિસર તરફથી તે જ ધ્યેયને માટે લડત ચલાવી રહેલા હિંદના અગ્રગણ્ય નેતાનું હું સ્વાગત કરું છું, અને આપની મુસાફરી સુખદ નીવડે તેમજ આપ સુખેથી પાછા ફરો તે માટે મારી હૃદયપૂર્વકની શુભેચ્છા વ્યક્ત કરું છું. આપનો નિશ્ચય જેટલો મહાન છે તેટલો જ મહાન વિજય આપને આપના ધ્યેયની ખોજમાં પ્રાપ્ત થાય એવી ઈશ્વર પાસે મારી માગણી છે. આપ આપના વતન તરફ પાછા ફરો ત્યારે આપની મુલાકાતનો આનંદ પ્રાપ્ત કરવાની હું આશા રાખું છું"

પોર્ટ સૈદમાં ઇજિપ્તના પ્રતિનિધિમંડળને ગાંધીજીની મુલાકાત કરવાને માટે પરવાનગી આપવામાં ન આવી, પરંતુ કૈરોમાં હિંદી પ્રતિનિધિમંડળ તેમને મળી શક્યું નહાસ પાશાના એક જ પ્રતિનિધિને અનેક મુશ્કેલીઓ પછી ગાંધીજીને મળવાની પરવાનગી મળી શકી

માર્સેલ્સ બંદરની નજીક પહોંચતા પહેલાં ગાંધીજીએ પોતાનું 'એકને માર્ગનું' નહિ પણ અનેકો માર્ગનું અદાજપત્ર તૈયાર કર્યું.

ગાંધીજી માર્સેલ્સ પહોંચ્યા ત્યાં માંદગીને કારણે હાજર ન રહી શકેલા શ્રી રોમેરોલા તરફથી તેમનું ઉમળકાભર્યું સ્વાગત કરવાને તેમના બેન એમ.ઝેલ ઍંડેલીન રોલાં તત્પર થઈ રહ્યા હતા અનેક ફ્રેંચ વિદ્યાર્થીઓએ પણ ત્યાં તેમનું સ્વાગત કર્યું. ગાંધીજીએ લંડનમાં મિસ મુરિયેલ લિસ્ટર સાથે 'ઈસ્ટ એન્ડ'માં શોષાવાગી પીઠાઓ અને હીન તથા ગંદા ઘરોની વચ્ચે આવેલા 'કિંગ્ઝલી હોલ'માં રહેવાનું પસંદ કર્યું લંડનમાં તેમને માટે બીજા અનેક નિમંત્રણો તૈયાર હતા અને દેશમાં ખુલ્લા પ્રદેશમાં આવેલા મહાલયોમાં અઠવાડિયાને છેડે શાંતિથી એકાદ દિવસ ગાળવાને માટે તો તેથી પણ વધારે નિમંત્રણો તેમને આપવામાં આવ્યા હતા પરંતુ તેમણે તો બ્રિટિશ સરકારની મહેમાનગીરી છોડીને અને શ્રીમંતોની સોબત ત્યાગીને ગરીબોની સોબતને

પસંદગી આપી. પોતાનાં હિન્દી ચંપલ સિવાય બીજી રીતે ખુલ્લા પગવાળા, અને પોતાની સાદી ચાદર સિવાય ખુલ્લા શરીરવાળા 'ગાંધી કાકા', ની લોકપ્રિય મૂર્તિની આસપાસ 'ઈસ્ટ એન્ડ' નાં બાળકો રોજ સવારે ભેગાં મળતા.

હવે આપણો રસ અને આપણું ધ્યાન ગોળમેજી પરિષદમાં હાજરી આપતા ગાંધીજીની આસપાસ એકાગ્ર થાય છે. સમૂહતંત્ર બંધારણ સમિતિ સમક્ષ ગાંધીજીએ કરેલું પહેલું ભાષણ, ગોળમેજી પરિષદના મેજ આગળ બેસીને તેમણે આપેલા બાકીના ભાષણોની સમુચિત પ્રસ્તાવના જેવું છે. એ ભાષણમાં પ્રથમ તેમણે મહાસભા, તેનો ઇતિહાસ, તેની રચના, તેનું બંધારણ, તેનું ઘડતર, તેનું દર્શન, તેની દૃષ્ટિ, તેની પદ્ધતિ અને તેના ઉદ્દેશો તથા આશયો એ બધાનો સંક્ષેપમાં પરંતુ સમગ્રપણે સાર આપ્યો. આગળ ચાલતાં તેમણે સરકાર અને મહાસભા વચ્ચેનો મૂળગત ભેદ સ્પષ્ટ કરી બતાવ્યો. તેમણે કરાંચી મહાસભાનો ઠરાવ વાંચી બતાવીને ટૂંકમાં તેની સમજ આપી તથા એ બતાવી આપ્યું કે મધ્યસ્થ સરકારમાં જવાબદારી,-સમૂહતંત્ર અને હિન્દના હિતમાં સલામતીઓ એ ત્રણ મુખ્ય મોભ ઉપર રચાયેલી રાજ્યબંધારણની ઇમારતના હિંદના આદર્શ કલ્પનાની સરખામણીમાં વડાપ્રધાનનું નિવેદન બહુ ઓછું ઊતરે છે. આ અવસરે સૌથી મોટી આવશ્યકતા નવું રાજકીય બંધારણ ઘડવાની નહિ પરંતુ બે સમાન પ્રજાઓ વચ્ચેના ભાગીદારીની કોઈક યોજના તૈયાર કરવાની છે એ વાત પર તેમણે ખાસ ભાર મૂક્યો. પૂર્વેના પોતાની 'બ્રિટિશ પ્રજાજન' તરીકેની સ્થિતિ અને 'બંડખોર' તરીકેની 'આજની' સ્થિતિ વચ્ચે રહેલા ભેદનો અર્થ સમજાવ્યો — સાચું જોતા તેમણે સામ્રાજ્યનો આદર્શ, અને સ્વેચ્છાએ એક તંત્રમાં ભેળા થયેલાં સમાન રાજ્યોના 'કૉમનવેલ્થ'નો આદર્શ, એ બે આદર્શો વચ્ચે રહેલો વિરોધ સ્પષ્ટ કરી બતાવ્યો. વેપારની પેઢીની માલકી બદલાય ત્યારે જે બધું બને છે તેનું સમાન ઉદાહરણ તેમણે ટાંકી બતાવ્યું, ધંધો છોડનાર અને ધંધો કરવાનું કરવાનું માથે લેનાર ભાગીદારો વચ્ચે જે હિસાબની ચોખવટ થાય છે, તેની વાત કરી અને છેવટે તેમણે પરિષદને અને ખાસ કરીને બ્રિટિશ પ્રધાનોને ખાતરી આપી કે, ઇંગ્લંડનો

ધર્મનો મામનો જ્યારે ભારે ગૂચવાડામાંથી પમાર થાય છે ત્યારે ઘૂસી જનાર મહાન્‌ના લોકો પૈકીના અમે નથી. કેમકે જો હિન્દને ઇંગ્લંડ તન્વાન્જો જોરથી નહિ પરંતુ કાચા સૂતરના પ્રેમના તાતણાથી પોતાની સાથે બાધી નાખશે તો હિન્દ પોતે પણ ઇંગ્લંડના અદાજપત્રના બન્ને પાસા સરખા કરવાના તેને મદદ કરી શકશે.

લઘુમતી કોમો વિષેની સમિતિ સમક્ષ ભાષણ કરતા ગાધીજીએ કેટલીક સીધી વાતો સમજાવી. હિન્દની જુદી જુદી કોમોને બની શકે તેટલા આવેશથી પોતપોતાના વિચારો અને માગણીઓ રજૂ કરવાને માટે ઉત્તેજન આપવામા આવે છે એ વાતની તદ્દન સ્પષ્ટ અને અસંદિગ્ધ ભાષામા જાહેરાત કરીને તેમણે વાતાવરણમા છવાયેલા ધુમ્મસને એકે સપાટે દૂર કરીને પરિસ્થિતિની સાફસાફ ચોખવટ કરી. તેમણે એ પણ સ્પષ્ટ કર્યું કે, આ લઘુમતી કોમોની માગણીઓ એ કઈ પરિષદની આગળ પડેલા પ્રશ્નનુ કેન્દ્ર નથી, પરંતુ રાજ્યબંધારણની યોજના ઘડવાનુ કામ એ પરિષદનુ મુખ્ય કાર્ય છે. તેમણે પ્રશ્ન કર્યો કે 'શુ કોમી સવાલનો ઉકેલ લાવવાને માટે આ બધા પ્રતિનિધિઓને તેમના ઘરેથી ૬૦૦૦ માઈલ દૂર આ રીતે ભેગા કરવામા આવ્યા છે? મારે તમે અને તમારા સાથીઓ જે મતો અનુભવતા દેખાઓ છો તે ચીજની તેવો નથી. પરંતુ મારે મતે તમે જે કર્યું છે તે મૃત શરીરના ચીરીને વહેચી ખાવા બરાબર છે.' એવા આકરા શબ્દો સર હ્યુબર્ટ કારને સમજાવીને તેમણે તેની લઘુમતી કોમો માટેની યોજનાને ઠીક ઠીક ઉઘાડી પાડી ગાધીજીએ આગળ ચાલતા જણાવી દીધુ કે

'હુ તમને સફળતા ઇચ્છુ છુ પરન્તુ મહાસભા તેમાથી તદ્દન બહાર રહેશે મહાસભાને ભલે ગમે તેટલા વરસો સુધી અરણ્યમા ભટકવુ પડે પરંતુ જેની ભૂડી છાયા નીચે સ્વતંત્રતા અને જવાબદાર રાજતંત્રનુ સુદૃઢ વૃક્ષ કદી પણ ઊગી ન શકે એવી કોઈ પણ દરખાસ્ત સાથે મહાસભા બંધાવાને તૈયાર નથી.'

છેવટ થોડા સમય પછી જેના પાલનને અર્થે ગાધીજી સઘળભંગ સહુને કાઢે જઈને પાછા આવ્યા તે ભીષ્મ પ્રતિજ્ઞાથી તેમણે પોતાનુ ભાષણ પૂરુ કર્યું.

"હવે એક શબ્દ અંત્યજો વિષે બીજી નાની કોમોની માગણી હું સમજી શકું છું પરંતુ અંત્યજો વતી કરવામાં આવેલી માગણી એ મારે મન 'ચોપી નિર્દય ઘા છે. એનો અર્થ એ છે કે અસ્પૃશ્યતાનુ કલંક કાયમ રહેવાનું છે: . . . . અમારા પત્રક પર અને અમારા વસ્તીપત્રકમા અંત્યજોનો જુદો વર્ગ ગણાય એમ અમે ઇચ્છતા નથી. શીખો હમેશા શીખ રહે, મુસલમાનો હમેશા મુસલમાન રહે, યુરોપિયનો હમેશા યુરોપિયન રહે પણ અંત્યજો હમેશા અસ્પૃશ્ય રહેશે? અસ્પૃશ્યતા રહે એના કરતા તો હિંદુધર્મ રસાતાળ જાય એ હું બહુ વધારે ઇચ્છું જે લોકો અંત્યજોના રાજદ્વારી હકોની વાત કરે છે તેઓ હિંદુસ્તાનને ઓળખતા નથી અને હિંદુસમાજ આજે કેવી રીતે રચાયેલો છે તે જાણતા નથી તેથી હું પૂરેપૂરા ભારપૂર્વક કહું છું કે, આ વસ્તુનો વિરોધ કરનાર હું એકલો હોઉં તો પણ હું એનો જીવના જોખમે પણ વિરોધ કરીશ"

વડા પ્રધાન લવાદ બનીને આ પ્રશ્નનો નિકાલ કરે એ સૂચનાની બાબતમા જો માત્ર શીખો અને મુસલમાનોને અંગે જ એનો ઉપયોગ થવાનો હોય તો ગાંધીજી એ માર્ગ લેવાને નાગજ નહોતા બીજી કોમોને અલગ પ્રતિનિધિત્વ આપવામા પોતાનો સાથ તેઓ આપવો માગતા નહોતા. વડા પ્રધાને આ વિષયમાં સ્પષ્ટ પ્રશ્ન કર્યો, "તમે, દરેક જણ, સમિતિનો દરેક સભ્ય મારે કોમી સવાલનુ સમાધાન કરવુ એવી વિનંતિ પર સહી કરશો અને મારો નિર્ણય સ્વીકારવાને બંધાશો? આ મને લાગે છે કે તદ્દન વાજબી દરખાસ્ત છે." વાચકોને એ યાદ હશે કે ૧૯૩૨ના જૂન દરમિયાન વડા પ્રધાનનો નિર્ણય આખરે પ્રસિદ્ધ થયો ત્યારે એવો સવાલ ઊઠયો હતો કે, 'શ્વેત પત્ર'ની બીજી ભલામણો જેવો જ એ એક સરકારી નિર્ણય છે કે તેણે લવાદ તરીકે આપેલો ચુકાદો છે. ગોળમેજી પરિષદના સભ્યોએ વડા પ્રધાનના પ્રશ્નમાં જણાવેલી વિનંતિ પર સહીઓ કરી નહોતી એટલે તેના તરફથી લવાદી ચુકાદો મળ્યો છે એમ ન કહી શકાય; અને તેથી એ નિર્ણયને સરકારી ભલામણ જ ગણવી જોઈએ.

૧૮મી નવેમ્બર સુધીમા ઇંગ્લંડનુ પ્રધાનમંડળ ગોળમેજી પરિષદથી ધરાઈ ગયું. તે દિવસના ભાષણો પછી સમિતિને સમેટી લઈને બીજે અઠવાડિયે સમસ્ત પરિષદની બેઠક ભરવાનો

વડા પ્રધાનનો ઇરાદો લોર્ડ મેકડોએ સમૂહતંત્ર બંધારણ સમિતિ આગળ જાહેર કર્યો તે દિવસે સમિતિ લશ્કરના સવાલની ચર્ચા લઈ બેઠી હતી, અને તે દરમિયાન ગાંધીજીએ એ વિષય પર વળી કેટલીક સારું વાતો સંભળાવી તેમણે ભારપૂર્વક જણાવ્યું કે, જવાબદાર રાજતંત્ર અથવા સ્વરાજ એટલે કે લશ્કર પરના અને બાહ્ય સંબંધો ઉપરના કાબૂ — બેશક જરૂરની છૂટછાટ સાથેનો — માથી નીપજતી બધી જવાબદારીઓ ઉપાડવાને મહાસભા સમર્થ છે તેમણે એ સ્પષ્ટ રીતે જાહેર કર્યું કે, હાલનું લશ્કર એ હિંદને કબજે રાખવા માટેની ફોજ છે, અને તેના સિપાઈઓ અને અધિકારીઓ ગમે તે જાતિના હોય તો પણ બધા જ પરદેશીઓ છે, કેમકે હું આજે તેમની સાથે વાત પણ કરી શકતો નથી, મહાસભા તેમને જાહેર રીતે મળી શકતી નથી, અને તેમને એવું સમજાવવામાં આવે છે કે, મહાસભાવાદીઓ તમારા દેશબાંધવો નથી, પારકા લોકો છે ગાંધીજીએ કહ્યું, "એ લશ્કર મારો હુકમ નહિ ઉઠાવે, અંગ્રેજ સેનાપતિ મારો હુકમ નહિ ઉઠાવે, તેમજ શીખ કે ગર્વિષ્ઠ રજપૂત એમાથી કોઈ મારો હુકમ નહિ ઉઠાવે એ બધું હું બહુ સારી પેઠે જાણું છું તોં પણ અંગ્રેજ પ્રજાના સદ્‌ભાવથી હું એમને મારો હુકમ ઉઠાવતા કરી શકું એવી મારી અપેક્ષા છે મારી એ પણ અપેક્ષા છે કે અંગ્રેજ સૈનિકોને કહેવામાં આવે છે કે, 'હવે તમે અહીં અંગ્રેજોના સ્વાર્થની રક્ષાને માટે નથી પરંતુ પરદેશના હુમલામાથી હિંદનું સંરક્ષણ કરવાને માટે છો' આ બધું મારું સ્વપ્ન છે, મારી અપેક્ષા છે મને ઠીક ઠીક ખબર છે કે અંગ્રેજ રાજપુરુષોને અથવા અંગ્રેજ પ્રજાને હું એ વિચાર કે એ આદર્શનો ચેપ નહિ લગાડી શકું કે આ વસ્તુને તેમણે પણ જીવનકાર્ય તરીકે સેવવી જોઈએ એ મારી ખરી મહેચ્છા છે અને તેથી હું કહું છું કે, મને જો લશ્કર પર કાબૂ ન મળે તો હું અનંત કાળ સુધી રાહ જોતો રહીશ પોતાનું સંરક્ષણ કરતા હિંદને આવડે છે મુસલમાનો અને ગુરખાઓ, શીખો અને રજપૂતો હિંદનું બરાબર રક્ષણ કરી શકશે રજપૂતોએ તો એક નહિ પણ હજારો વિજયો રણક્ષેત્ર ઉપર મેળવ્યા છે '

પછી તેમણે સલામતીઓનો વિષય છેડીને જણાવ્યું "જો આ એક વાત કબૂલ રાખવામાં આવે તો કોઈ પણ નિષ્પક્ષ માણસને પસંદ પડે એવી એક પછી એક સલામતી ઘડીને રજૂ કરવા જેટલી સૂઝ મારામાં છે, માત્ર એ સલામતીઓ હિન્દને હિતકર્તા હોય એટલી વાત બન્ને પક્ષને કબૂલ હોવી જોઈએ પણ હું તો એથી આગળ જવા માગું છું અને લૉર્ડ ઇર્વીને કહેલું તેને ટેકો આપું છું કે ઇંગ્લંડ સલામતીઓ હિન્દને હિતાર્થે હોય એમ લખેલું છે પણ મને લાગે છે કે લૉર્ડ ઇર્વીને મારું નામ વાપરીને કહેલું કે, 'ગાંધીએ પણ કહ્યું હતું કે એ હિંદ અને ઇંગ્લંડ પરસ્પરને હિતકર્તા હોવી જોઈએ' એને હું ટેકો આપું છું એવી એક પણ સલામતી કલ્પી શકાતી નથી જે એકલા હિન્દને હિતકર્તા હોય, એવી એક પણ સલામતી નથી જે ગ્રેટબ્રિટનને પણ હિતકર્તા નહિ હોય માત્ર શરત એ છે કે આપણે ભાગીદારીની, ઐચ્છિક ભાગીદારીની, પૂરેપૂરા સમોવડિયાની ભાગીદારીની કલ્પના કરવી જોઈએ."

છેવટે સમસ્ત ગોળમેજી પરિષદની બેઠક સમક્ષ બોલતાં માર્મિક વાતોથી ભરેલું એક લાંબું ભાષણ ગાંધીજીએ કર્યું. અહીં એ ભાષણનો સાર જ રજૂ કરીશું. તમને ત્યાં ભેગા મળેલા બધા લોકોને ઉદ્દેશીને જણાવ્યું કે, "સ્વતંત્રતા અથવા સ્વરાજની પ્રાપ્તિ દલીલો કરવાથી કે વિષ્ટિ કરવાથી થઈ શકે એવો મને જરા પણ ભ્રમ નથી પરંતુ મને આટલું જણાવી લેવું જરૂરનું લાગે છે કે, ગોળમેજી પરિષદમાં અગર તેની સમિતિઓમાં વધુમતીને ધોરણે નિર્ણયો કરવામાં નહિ આવે એમ જાહેર કર્યા પછી પરિષદ બોલાવનારાઓ પરિષદ સમક્ષ રજૂ થતા સમિતિ વિષેના એક પછી એક નિવેદનોમાં નોંધ કરે છે કે, 'ઘણી મોટી બહુમતીઓનો આ અભિપ્રાય છે, અને છતાં જેનો એ અભિપ્રાય નથી તે 'એક' વિરોધી અભિપ્રાય રજૂ કરનાર કોણ છે તેની નોંધ સરખી પણ કરતા નથી તો ભલા એ 'એક' કોણ છે? શું પરિષદ બોલાવનારાઓનો એવો ખ્યાલ છે કે આ પરિષદમાં ટોળે વળેલા અનેક પક્ષો જેવી આ મહાસભા પણ એક 'પક્ષ' છે? મે તો

પહેલેથી મહાસભાનો દાવો જાહેર કર્યો છે કે, તે હિન્દની ૮૫ ટકા વસ્તીનું પ્રતિનિધિત્વ ધરાવે છે. હવે આગળ વધી હું જણાવું છું કે, પોતે બજાવેલી સેવાના હકથી મહાસભા રાજાઓની, જમીનદારોની અને શિક્ષિત વર્ગોની પણ પ્રતિનિધિ છે. અહીં આવેલા બીજા પ્રતિનિધિઓ માત્ર કોઈક કોમ, કોઈક પક્ષનું હિત સંભાળવા આવેલા છે. મહાસભા એ જ એક એવી સંસ્થા છે જેને કોમી સ્વાર્થનો સ્પર્શ નથી. તેના સિદ્ધાન્તો સાર્વત્રિક છે, તેના વ્યાસપીઠ પર ગમે તે ચડી શકે છે, તે જાતિના, વર્ણના, ધર્મના કોઈ ભેદને ઓળખતી નથી. તેણે પોતાને માટે સર્વોચ્ચ ધર્મ સ્વીકારેલો છે. એમ કદાચ કોઈ કહી શકે કે, લોકો એ ઉચ્ચ ધર્મ સુધી પહોંચી શકતા નથી, પરંતુ મહાસભા દિનપ્રતિદિન વિકાસ પામતી સંસ્થા છે, તે દૂરમાં દૂર આવેલા ગામડાઓને પહોંચતી જાય છે. આમ છતાં જાણે બધા પક્ષો પૈકીનો એકાદ પક્ષ હોય તેવી રીતે તેની ગણના થાય છે, પરંતુ એટલું યાદ રાખજો કે કોઈ પણ પ્રકારના કોમી પક્ષપાતથી મુક્ત હોવાથી તે જ એક એવી સંસ્થા છે કે જે સંપૂર્ણ જવાબદારી ઉઠાવી શકશે." ગાંધીજીએ આગળ ચાલતાં વિનંતિ કરી કે, "સમય માપવાની શીશીના ખાનામાં હજી થોડી રેતી બાકી રહી છે તે પૂરી થાય તે પહેલાં મહાસભાનો આશય શો છે તે સમજો. મહાસભાનો ઉદ્દેશ હિન્દની મુક્તિનો છે, સ્વરાજનો છે; પછી તમારે તેનું જે નામ પાડવું હોય તે પાડો." ગાંધીજીએ આગળ ચાલતાં જણાવ્યું કે, "મારી મુશ્કેલી એ છે કે, પરિષદે સ્વીકારેલા કોઈ પણ વિચાર વિષે સઘળાનો એક ખ્યાલ નથી, દરેકની એક વ્યાખ્યા નથી. જ્યારે જુદા જુદા લોકો શબ્દોનો જુદો જુદો અર્થ કરે છે, તેમાંથી જુદા જુદા ધ્વનિ તારવે છે ત્યારે સમાધાનની શક્યતા નથી રહેતી. એક મિત્રે પાર્લામેન્ટના 'વેસ્ટમિન્સ્ટર' ઍક્ટ તરફ મારું લક્ષ ખેંચીને મને પૂછ્યું છે કે, તમે તેમાં કરેલી 'ડુમિનિયન' શબ્દની વ્યાખ્યા જોઈ છે? મેં કહ્યું 'હા', મેં જોઈ છે. ત્યાં 'ડુમિનિયન' શબ્દની વ્યાખ્યા નથી કરવામાં આવી, પરંતુ બધા 'ડુમિનિયનો'ને નામવાર ગણાવેલાં છે. એ કાયદો કરતી વખતે પૂર્વે ૧૯૨૬માં કરેલી વ્યાખ્યાને પણ પડતી મૂકવામાં આવી છે. તે વ્યાખ્યા નીચેની મતલબની હતી:

"ડુમિનિયનો એ બ્રિટિશ સામ્રાજ્યમાં સરખા દરજ્જાની સ્વરાજ ભોગવતી પ્રજાઓ છે, તાજ પ્રત્યેની સર્વસાધારણ નિષ્ઠાથી સંયુક્ત હોવા છતાં પોતાના બાહ્ય અથવા આંતરવહેવારની કોઈ પણ બાબતમાં તેઓ એકબીજાની તાબેદાર નથી અને સ્વતંત્ર પ્રજાઓના બનેલા 'બ્રિટિશ કોમનવેલ્થ'માં સ્વેચ્છાએ સભ્ય તરીકે જોડાયેલી છે."

પરંતુ વેસ્ટમિનિસ્ટરના કાયદામાં તો ઉપર જણાવ્યું છે તેમ 'ડુમિનિયનો'ની આવી કોઈ વ્યાખ્યા નથી, પરંતુ દરેકને નામ લઈને ગણાવેલાં છે એ નામોમાં મિસરનું નામ નથી. મને પોતાને હિંદ એ યાદીમાં નથી તેનો ઉદ્વેગ નથી. મારે તો 'પૂર્ણ સ્વરાજ' જોઈએ છે. એક અંગ્રેજ રાજપુરુષે મને કહ્યું કે, તમે 'કમ્પ્લીટ ઇન્ડિપેન્ડન્સ'નો શો અર્થ કરો છો તે હું સમજતો નથી પછી તેમણે પૂછ્યું, એનો ઇંગ્લંડ સાથે ભાગીદારી એવો અર્થ થાય છે? હું જવાબ આપું છું કે, હા, પરસ્પર હિતાર્થે ભાગીદારી એવો અર્થ થાય છે. હું તો માત્ર મૈત્રીને માટે ઝંખના કરું છું. ૩૫ કરોડની પ્રજાને ખૂનીના ખંજરની, વિષની પ્યાલીની, તરવારની, ભાલાની, બંદૂકની, ગોળીની કે હિંસાના કોઈ પણ સાધનની જરૂર નથી. તેને માત્ર સંકલ્પ કરવાની જરૂર છે, 'ના' કહેવાની શક્તિની જરૂર છે, અને આજે પ્રજા દૃઢતાથી 'ના' કહેવાનું શીખતી જાય છે." આ પછી તેમણે સલામતીઓ વિષે વાત ચલાવી અને જણાવ્યું કે, "ત્રણ નિષ્ણાતોએ મને ખબર આપી છે કે દેશની ૮૦ ટકા આવક પાછી ન મળે એવી રીતે ગીરો મુકાઈ ગયા પછી કોઈ પણ જવાબદાર પ્રધાન રાજવહીવટ ચલાવી નહિ શકે. હિન્દના ગેરવાજબી સ્વાર્થના સંરક્ષણની મારી માગણી નથી. હિન્દના હિત માટેની સલામતીઓ બ્રિટનના સાચા હિતને નુકસાન કરે એ મારે નથી જોઈતું હું અને જયકર પણ આ સલામતીઓ વિષે એકમત નથી થઈ શકતા તો હું અને સર સેમ્યુએલ હોર તો શેના જ થઈ શકીએ?"

પછી ગાંધીજીએ ઉમેર્યું",

"હિંદ અનેક જટિલ સમસ્યાઓમાંથી રસ્તો કાઢીને હજી જીવન્ત ઊભું છે. હિંદે મરકીના, મેલેરિયાના, સર્પોના, વીંછીઓના અને વાઘવરુનાં સવાલોનો નિકાલ કરેલો છે. એ હિંદ હારવાનું નથી પ્રભુને ખાતર

અને ૬૨ વરસના ડોસાને એક જરા જેટલી તક આપો. એને માટે અને જે સંસ્થાનો એ પ્રતિનિધિ છે તેને માટે તમારા હૃદયમાં એક નાનકડો ખૂણો ખોળી કાઢો. તમે મારો વિશ્વાસ કરતા જણાઓ છો છતાં એ સંસ્થા પર અવિશ્વાસ રાખો છો. એક ક્ષણ પણ મને એ સંસ્થાથી જુદો નહિ ગણતા. હું તો તેની આગળ મહાસાગરના બિંદુ જેવો છું. જે સંસ્થાનો હું સભ્ય છું તેના કરતા હું જરાયે મોટો નથી. એ સંસ્થા કરતાં હું અનંતગણો નાનો છું. અને જો તમે મારે માટે સ્થાન રાખતા હો, તમે મારો વિશ્વાસ રાખતા હો, તો હું તમને મહાસભાનો પણ વિશ્વાસ રાખવા નોતરું છું; નહિ તો તમારો મારા પરનો વિશ્વાસ નકામો છે, મને મહાસભાએ આપેલી સત્તા સિવાય મારી પાસે બીજી કશી સત્તા નથી. મહાસભા જેવી છે તેવી પણ એની પાસેથી તમે કામ લેશો તો તમે હિંસાવાદને વિદાય આપી શકશો; પછી તમારે તમારા હિંસાવાદની પણ જરૂર નહિ રહે. આજે તો તમારા તાલીમબાજ અને સંગઠિત હિંસાવાદથી, હિંસાવાદીઓના એક વર્ગ સામે તમારે લડવું પડે છે, કેમકે તમે ખરી હકીકત જોવા અને દેવવાણી ઉકેલવા જ નથી માગતા. જે લેખ આ હિંસાવાદીઓ પોતાના રક્ત વડે લખી રહ્યા છે તે તમે નહિ જુઓ? તમે નહિ જુઓ કે અમારે ઘઉંની રોટી નથી જોઈતી પણ સ્વતંત્રતાની રોટી જોઈએ છે; અને આજે હજારો માણસો એવા પડ્યા છે જે સ્વતંત્રતા ન મળતાં સુધી પોતે ન જંપવા અથવા દેશને ન જંપવા દેવા પ્રતિજ્ઞાથી બંધાયેલા છે."

૧લી ડિસેંબરે જ્યારે પરિષદની પૂર્ણાહુતિ થઈ ત્યારે ગાંધીજીએ પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત રજૂ કરી; તે રજૂ કરતાં તેમણે જણાવ્યું કે,

"આપણા માર્ગો હવે જુદા થયા છે, અને આપણે હવે જુદી જુદી દિશાએ પ્રયાણ કરીશું — મનુષ્યસ્વભાવનું ગૌરવ એમ માગે છે કે જીવનના પ્રવાહમાં વહેતાં જે વાવાઝોડાં ઊઠે તેની સામે આપણે ટક્કર ઝીલવી જોઈએ. . . . મારો રસ્તો કઈ દિશા પકડશે એની આજે મને ખબર નથી; પરંતુ મને એની કશી ફિકર નથી. તેથી મારે તમારી દિશાથી તદ્દન ઊલટી દિશામાં જવાનું થાય તો પણ તમે મારા હાર્દિક અને ઊંડા અંતરના આભારના અધિકારી છો."

આવા બીષણ આગાહી કરતા શબ્દો ઉચ્ચારીને ગાંધીજીએ ગોળમેજી પરિષદની વિદાય લીધી. આ વખતે પરિસ્થિતિ એ હતી કે ગોળમેજી પરિષદમાં ભાગ લેવાને મહાસભા તૈયાર થઈ ત્યારે દમનનીતિ છોડી દેવાની સરકારે જે શરત કરી હતી તેનો સંપૂર્ણ ભંગ

થઈ ચૂક્યો હતો. ગાધીજી એમ માનતા હતા કે લંડનમા સત્તા છોડી દેવાની અને હિન્દને મુક્તિ આપવાની વાતો થાય છે તેની સાથે હિન્દમા દમન ચલાવવાની નીતિને મંજૂરી આપવામા આવે એ તદ્દન અસંગત છે એટલે ગાધીજી બંગાળ અને સંયુક્ત પ્રાન્તોમાં જે વિપરીત અને કઢંગી પરિસ્થિતિ ઊભી થતી હતી તેનાથી ઘણા ચિંતાતુર બન્યા હતા.

વાચકોને યાદ હશે કે, ગાધીજી ગોળમેજી પરિષદમા જવાને નીકળ્યા ત્યારે બારડોલીમા જમીનમહેસૂલની વસૂલાતને અંગે પોલીસજૂલમ થયો છે એ આક્ષેપની તપાસ કરવી એવી સરકાર સાથે સમજૂતી થઈ હતી આ તપાસને માટે મિ. આર. જી. ગોર્ડન, આઈ સી એસ ની ખાસ અધિકારી તરીકે નિમણૂક કરવામાં આવી હતી તા ૫ મી ઑક્ટોબર ૧૯૩૧ ને દિવસે એ તપાસ શરૂ થઈ. મહાસભાના પ્રતિનિધિ તરીકે શ્રી ભૂલાભાઈ દેસાઈ અને મહાસભાના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલ હાજર રહ્યા હતા. બન્ને પક્ષો એ વિષે સંમત થયા કે, લોકોએ પોતાની શક્તિ પ્રમાણેનુ બધુ મહેસૂલ ભરી દેવુ જોઈએ, અને સત્યાગ્રહમા ભાગ લઈ ખરેખર નુકસાન વેઠનારા ખાતેદારો ન હોય તો તેમણે ઊછીના નાણાં કાઢીને પણ મહેસૂલ ભરવુ જોઈએ શ્રી દેસાઈએ અનેક પત્રો, છાપાના લેખો અને તારો ટાકી બતાવ્યા. એમાથી બારડોલીથી કરવામા આવેલા એક તારમા જણાવવામા આવ્યુ હતુ કે સુરતના કલેક્ટરે ૧૫ પોલીસ સિપાઈઓ સાથે ગયમ ગામ ઉપર દરોડો પાડ્યો હતો. ટીંબરવા, રાજપુરા, લાલા, માણેકપોર, વાલોડ કસ્બાનુ નેવા ફળિયા, ગોધા, અલગઢ, અને બામણિયા એ બધા ગામોએ પણ એવા જ દરોડા પાડવામા આવ્યા હતા તપાસ જરા લંબાણથી ચાલી. એ પછી મહાસભાએ તા. ૫ મી માર્ચ અને તા. ૨૮ મી ઑગસ્ટ વચ્ચે હિન્દી સરકારે અને મુંબઈ સરકારે કાઢેલા બધા હુકમો રજૂ કરવાની માગણી કરી કેમકે તે હુકમોથી 'સરકાર અને મહાસભા વચ્ચે થયેલી સમજૂતીમા જે ધોરણનો ઉલ્લેખ થયો છે તે બાબતમા પુષ્કળ પ્રકાશ પડશે અને પડવો જોઈએ' મહાસભાનો કેસ પુરવાર કરવાને માટે પુરાવો પૂરો પાડવાને સરકારને

શા માટે ફરજ પાડવી જોઈએ એ વસ્તુ મિ. ગોરડનના ખ્યાલમાં ન આવી. તેમણે જણાવ્યું :

"એટલું તો સહેજે ધારી લેવાય કે મહાસભાએ આ આક્ષેપો કર્યા તે પહેલાં જે પુરાવા પર આધાર રાખીને એ આક્ષેપો થઈ શકે તે મહાસભાના કબજામાં હોવા જ જોઈએ અને પોતાનો દાવો પુરવાર કરવાને ફરિયાદીએ જાતે અને નહિ કે પ્રતિપક્ષે બધું સાહિત્ય રજૂ કરવું જોઈએ."

એટલું તપાસ અમલદારે સ્વીકાર્યું ખરું કે મહાસભાને કોઈ ચોક્કસ સરકારી હુકમ જોવો હોય તો તે બાબત જુદી છે. આ ઉપરથી મહાસભાએ એ કાગળિયાંની માગણી શા માટે કરવામાં આવી છે તેનાં કારણો દર્શાવ્યાં અને પ્રતિપક્ષના કબજામાંના દસ્તાવેજો કેવા પ્રકારના હતા તેનું દિગ્દર્શન કરાવ્યું. છેવટે મિ. ગોરડને તા. ૧૨-૧૧-૩૧ને દિવસે પોતાનો નિર્ણય જણાવતો હુકમ કર્યો કે, 'આ પ્રશ્નને અંગે જે મોઘમ અને ગેરવાજમી માગણી કરવામાં આવી છે તેને મંજૂરી આપવાનું બની શકે એમ નથી.' શ્રી. દેશાઈએ આ હુકમની સામે વાંધો લઈને જણાવ્યું કે :

"આ હુકમમા એમ માની લેવામાં આવ્યું છે કે પોતાના પુરાવામાં જડી આવેલી મોટી ખામી પૂરી કાઢવાને માટે આટલી મોડી હદે જઈને મહાસભાએ સરકારી દફતરમાંથી કાગળિયાંઓ રજૂ કરવાની માગણી કરવાનો નિર્ણય કર્યો છે. વળી મને લાગે છે કે જરૂરી હકીકતો વિષે ચોક્કસ નિર્ણય બાંધવાના આશયથી જે તપાસ ચલાવવામાં આવે છે તેમાં કેવા પ્રકારની ભાવનાથી પ્રતિપક્ષ સહકાર કરવા માગે છે તેનું અને 'જાહેર હિત'માં જ કાર્ય કરવાની તેમની કેવા પ્રકારની ઇચ્છા છે તેનું સ્પષ્ટ સૂચન આ હુકમમાંથી મળી રહે છે. પ્રતિપક્ષની એ ભાવના જોઈને ખેદપૂર્વક જે નિર્ણય પર હું આવ્યો છું તેમાં મને વધારે ટેકો મળ્યો છે."

સરદાર વલ્લભભાઈએ ખેડૂતોને ઉદ્દેશીને પ્રસિદ્ધ કરેલાં જાહેરનામામાં લખ્યું કે, 'તપાસનું વલણ એકપક્ષી અને વિરોધી જણાયું છે. હું તો છેવટ સુધી જવાને તૈયાર હતો પરંતુ આપણા વકીલોની ખાતરી થઈ છે કે તપાસ આગળ ચલાવવાથી કશો અર્થ સરે એમ નથી.' સાચું જોતાં સરકારના કબજામાંનાં કાગળિયાં રજૂ કરવાની ના પાડવામાં આવી એટલે સરકારી સાક્ષીઓની ઊલટતપાસ પરનું એકમાત્ર ઉપયોગી નિયમન દૂર થયું અને એ

વાતની પ્રતીતિ થઈ કે, 'આવી પાંગળી તપાસ નિરુપયોગી છે એટલું જ નહિ પણ નુકસાનકારક છે.' એટલે વલ્લભભાઈએ તપાસમાંથી નીકળી જવાનો નિર્ણય કર્યો અને ૨૩મી નવેમ્બરે ગાંધીજીને લંડન નીચેનો તાર કર્યો :

"જેમને વિષે પરવાનગી મળી હતી તે અગિયાર ગામો પૈકી સાત ગામોમાંથી ૬૨ ખાતેદારો અને ૭૧ સાક્ષીઓને તપાસ્યા. તપાસના મુદ્દાની બહારનાં ગણીને પાંચ ગામોને બાદ રાખવામાં આવ્યાં. પહેલા સરકારી સાક્ષી, મામલતદારની થોડી ઊલટતપાસમાં મહત્ત્વની વાતોનો સ્વીકાર થયા પછી તપાસઅમલદારે નિર્ણય આપ્યો કે તપાસના મુદ્દાઓને અંગેના દસ્તાવેજો સરકાર પાસે રજૂ કરાવવાનો અને તપાસવાનો આપણને અધિકાર નથી. તપાસનું વલણ સ્પષ્ટ રીતે એકપક્ષી અને વિરોધી જણાયું. ભૂલાભાઈની સંમતિથી આજે તપાસમાંથી નીકળી ગયા છીએ."

વલ્લભભાઈ

સંયુક્ત પ્રાંતોમાં પ્રથમ પંક્તિની મહત્ત્વની પરિસ્થિતિ ઊભી થતી હતી અને એમ કહી શકાય કે આખરે એ પરિસ્થિતિથી જ ભવિષ્યનાં થોડાં વરસોને માટે હિન્દનાં રાજકારણનું ભાવિ નક્કી થયું. સંયુક્ત પ્રાન્તોમાંના ખેડૂતોની અને વિશેષે કરીને જમીનદારો અને તાલુકદારોના ગણોતિયાઓની ખેતીને અંગેની સ્થિતિ ભારે દયાજનક થઈ પડી હતી. તેમની આફત હૃદય ચીરી નાખે એવી હતી. ગણોત ઉઘરાવવાની પદ્ધતિમાં કોઈ જાતની છૂટછાટ કે રહેમ નહોતી.

દિલ્હીની સમાધાની થયા પછી તરત જ સંયુક્ત પ્રાન્તોની પ્રાન્તિક મહાસભા સમિતિએ સ્થાનિક સરકારની સાથે પત્રવહેવાર શરૂ કર્યો અને બન્ને વચ્ચે અનેક પત્રો લખાયા. પ્રાન્તિક સમિતિએ લોકોની બધી જાતની ફરિયાદો તેમજ મહાસભાનું દૃષ્ટિબિન્દુ રજૂ કરવાને માટે પંડિત ગોવિન્દ વલ્લભ પંતની ખાસ નિમણૂક કરી. પંડિત જવાહરલાલ નેહરુ પણ સ્થાનિક સરકારને આ વિષયમાં વારંવાર લખાણ કરતા હતા. એ બન્ને પંડિતોએ સરકારના મુખ્ય મંત્રી અને બીજા અમલદારો સાથે અનેક વખત મુલાકાતો પણ કરી. પંડિત જવાહરલાલ નેહરુએ બે પ્રસંગોએ

ગવર્નર સર માલ્કમ હેલી સાથે મુલાકાતની માગણી કરી પણ તેની વ્યવસ્થા ન થઈ શકી ખુદ ગાંધીજીએ પણ યુક્ત પ્રાન્તોના ખેડૂતોની સ્થિતિમાં ધ્યાન પરોવીને હિન્દી સરકારના અમલદારોને લખાણો કરવા ઉપરાંત સર માલકમ હેલીની મુલાકાત લીધી

દિલ્લીની સમાધાનીના પછીના મહિનાઓમાં સંયુક્ત પ્રાંતોના ખેડૂતવર્ગની સ્થિતિ ઉત્તરોત્તર બગડતી ગઈ માલના ભાવોમાં અતિશય મંદી આવવા છતાં જમીનમહેસૂલની પૂરતી માફી ન મળવાથી ખેડૂતોને ભારે હાડમારી ભોગવવી પડતી હતી અને જમીન પરથી તેમને હાંકી કાઢવામાં આવતા હતા તેથી તેમજ બીજાં જાપ્તાના પગલાંઓથી તેમાં અનેકગણો ઉમેરો થતો ગયો અનેક ગ્રામ વિભાગોમાં જમીનદારોના ગણોતિયાઓને ત્રાસ આપવામાં આવ્યો તથા તેમના પર અનેક અત્યાચારો ગુજારવામાં આવ્યા યુક્ત પ્રાંતોની મહાસભા સમિતિએ આ ઉપરથી દમનનો ભોગ થઈ પડેલા વિભાગમાં જઈને ખેડૂતોની ચાલુ સ્થિતિની તથા તેમની આફત વિષે તપાસ કરીને નિવેદનો તૈયાર કરવાને અનેક તપાસ સમિતિઓ નીમી અમલ સ્થળોએ લેવાયેલી જુબાનીથી પુરવાર થયેલી હકીકતોવાળા આ નિવેદનો પર એક ખાસ પ્રાંતિક ખેડૂત તપાસ સમિતિએ વિચાર ચલાવ્યો પંત સમિતિને નામે ઓળખાયેલી આ ખાસ સમિતિના નિવેદનો ૧૯૩૧ના સપ્ટેમ્બર માસમાં પ્રગટ કરવામાં આવ્યા

દરમિયાન આ દુ ખી અને કષ્ટ સહન કરતા ખેડૂતોને રાહત મેળવી આપવાને ગાંધીજી તેમજ યુક્ત પ્રાંતની પ્રાંતિક મહાસભા સમિતિના પ્રયાસો ચાલુ હતા, ઓગસ્ટ ૧૯૩૧માં ગાંધીજી અને હિંદી સરકાર વચ્ચે સિમલામાં થયેલી વાતચીતોમાં યુક્ત પ્રાંતના ખેડૂતોની સ્થિતિનો ખાસ વિચાર કરવામાં આવ્યો હતો અને તે વખતે ગાંધીજીએ જણાવ્યું હતું કે ખેડૂતોને રાહત નહિ મળે તો તેમને આત્મસંરક્ષણને માટે સીધી લડત આપવાનો એટલે કે સત્યાગ્રહ કરવાનો અધિકાર રહેશે.

આગલી મોસમમાં કબજો છોડાવીને કાઢી મૂકેલા ગણોતિયાઓના તથા બીજી મુશ્કેલીઓના સવાલનો સમાધાનસરક ઉકેલ

થાય તે પહેલાં ૧૯૩૪નું નવું રમતી વર્ન દાખલ થયું એટલે તે વર્ગને અંગેની નવી વધલાતનો સવાલ વિચારવાનો હોવાથી વળી નવી જ પરિસ્થિતિ ઊભી થઈ. અતિશય વિકટ પરિસ્થિતિની સામે ઝગડી ઝગડીને ખેડુતવર્ગ થાકીને ઘભરાઈ ગયો હતો ત્યાં તેની જ બીજી પરિસ્થિતિ સામી આવીને ઊભી રહી આ વર્ગને માટે સ્થાનિક સરકારે જાહેર કરેલી જમીનમહેસૂલની માફી તદ્દન અધૂરી જણાઈ અને જમીન પરથી કાઢી મૂકવા ગણોતિયાઓની બાબતમાં, કે પાછલી બાકીની બાબતમાં કે બીજી સ્થાનિક આફતોની બાબતોના રાહતની કશી જ વ્યવસ્થા કરવામાં ન આવી. આ બધું તો ચાલુ જ હતું ત્યાં વળી એવી સરકારી જાહેરાત પ્રસિદ્ધ થઈ કે માગવામાં આવેલું પૂરેપૂરું ગણોત એક માસની અંદર ભરી દેવામાં નહિ આવે તો મજૂર થયેલી માફી પણ પાછી ખેંચી લેવામાં આવશે વળી એમ પણ જણાવવામાં આવ્યું કે ગણોતિયાઓને જે કંઈ વાંધા ઉઠાવવા હોય કે અરજ કરવાની હોય તે માગણી પ્રમાણેનું પૂરું ગણોત ભરી દીધા પછી જ થઈ શકશે

અલ્હાબાદ જિલ્લાની મહાસભા સમિતિએ સરકારી જાહેરાતો બહાર પડ્યા પછી તરત જ મુદ્દો ઉપાડી લીધો અને જાહેર કર્યું કે, માગણી કરવામાં આવેલી રકમ ભરવાની ખેડુતવર્ગની જરા પણ શક્તિ નથી. બાકીના ઘણાખરા જિલ્લાની દશા એવી જ અથવા એથી પણ ખરાબ હતી વળી પાછી સ્થાનિક સરકારને અરજ કરવામાં આવી અને તેમાં દર્શાવવામાં આવ્યું કે માફીની, જમીનનો કબજો છોડાવી દેવાની, પાછલી બાકીની અને સ્થાનિક આફતોની બાબતોમાં ગણોતિયાઓને ભારે અન્યાય કરવામાં આવે છે.

છેવટના મહિનાઓ દરમિયાન, આખા પ્રશ્નની બધી બાજુથી ચર્ચા કરી શકે એવા સ્થાનિક સરકારના પ્રતિનિધિઓ સાથે મસલત કરવા માટે એક પરિષદ ગોઠવવાને યુક્ત પ્રાંતની પ્રાંતિક મહાસભા સમિતિએ વારંવાર પ્રયત્નો કર્યા. પ્રાંતિક સમિતિએ આટલા ખાતર સરકાર સાથે મસલત ચલાવવાનો પૂરેપૂરો અધિકાર આપીને એક ખાસ સમિતિ પણ નીમી રાખી. પરંતુ આ પ્રયાસોનું કશું સફળ પરિણામ ન આવ્યું.

પ્રાન્તિક સમિતિને ખાતરી હતી કે ગણોતની જે માગણી કરવામાં આવે છે તે હડહડતા અન્યાયથી ભરેલી છે અને તે ભરપાઈ કરવાથી જેમની વતી તે મંત્રણા ચલાવતી હતી તે ખેડૂતવર્ગને પાયમાલ કરે એવી છે, એટલે ગણોત ભરી દેવાની સલાહ પણ તેનાથી આપી શકાય એમ નહોતું. તેથી મહાસભાના કાર્યકર્તાઓએ, મહાસમિતિના પ્રમુખની પરવાનગી મેળવીને મંત્રણા ચાલે તે દરમિયાન મહેસૂલ અને ગણોત ભરવાનું તાત્કાલિક મુલતવી રાખવાની ખેડૂતોને સલાહ આપી. પરંતુ એ સલાહ આપતી વખતે તેમણે એટલું પણ જાહેર કર્યું કે, અમે હજી આ વિષય પર વાતચીત ચલાવવાને તૈયાર છીએ અને રાહત આપવામાં આવે કે તરત જ અમારી સલાહમાં ફેરફાર કરવાને તૈયાર છીએ. આ ઉપરાંત સરકારને તેમણે એવી પણ સૂચના કરી કે, મસલત ચાલતી હોય તે દરમિયાન જો વસૂલાતનું કામ મુલતવી રાખવામાં આવે તો તેઓ મહેસૂલ ભરવાનું મુલતવી રાખવાની સલાહ પાછી ખેંચી લેશે. સરકારે એ સૂચનાનો અસ્વીકાર કર્યો અને એવો આગ્રહ રાખ્યો કે આ સલાહ પ્રથમ પાછી ખેંચી લેવાની જોઈએ. આ સંજોગોમાં ખેડૂતોને આપેલી સલાહને કાયમ રાખવા સિવાય યુક્ત પ્રાન્તની સમિતિને માટે બીજો માર્ગ નહોતો. બનાવો આટલી હદે પહોંચ્યા છતાં, પ્રાતિક સમિતિ પોતાની અસલ વાતને વળગી રહી કે સમાધાનના બધા માર્ગો ખોળી જોવાને પોતે તૈયાર છે, તેમજ પૂરતી રાહતના ચિહ્નો દેખાય અથવા વસૂલાત મુલતવી રાખવામાં આવે કે તરત જ પોતાની મહેસૂલ ન ભરવાની સલાહ ખેંચી લેવાને પણ તત્પર છે. સરકાર મહાસભાના કાર્યકર્તાઓની સલાહને ના કરની ચળવળ તરીકે ઓળખાવતી હતી અને તે પાછી ખેંચી લેવાય તો જ પ્રજાકીય પ્રતિનિધિઓ સાથે પરિષદ થઈ શકે એવો આગ્રહ લઈ બેઠી હતી. અને તેમ છતાં પોતાને પક્ષે સરકારે સેંકડો મહાસભાવાદીઓને જેલમાં પૂરી દીધા. બધા પ્રથમ પંક્તિના આગેવાનોને અને સાદા દિલના કાર્યકર્તાઓને આત્મસંરક્ષણની તક આપ્યા વિના, યુદ્ધની શરૂઆત પહેલાં જ 'છૂટક છૂટક વીણી નાખવાની' નીતિ ધારણ કરી અને આખર ગાંધીજી ઇંગ્લંડથી પાછા ફર્યા તે પહેલાં પાંચ દિવસ આગળ જ

જવાહરલાલ, શેરવાણી અને પુરુષોત્તમદાસ ટંડનને કેદ પકડીને સરકારે એ નીતિને પરાકાષ્ઠાએ પહોંચાડી. વાત એમ બની હતી કે, જવાહરલાલ અને શેરવાણીને પોતપોતાનાં સ્થળો ન છોડવાની નોટિસ બજાવવામાં આવી હતી. તે પછી તરત જ ગાંધીજી મુંબઈ પાછા ફર્યા તે પહેલાં થયેલી મહાસભાની કાર્યવાહક સમિતિની બેઠકમાં જવાહરલાલે હાજરી આપી હતી. જાહેર સેવાની સર્વોચ્ચ ફરજને અંગે અનેક અગત્યની મસલતોમાં જાતે હાજર રહેવાનું માંડી વાળી આ હુકમને તાબે થવાનું જવાહરલાલને માટે અશક્ય હતું. એટલે જ્યારે તેમણે એ હુકમનો ભંગ કર્યો ત્યારે તેમને પકડવામાં આવ્યા. તેમની સાથે શેરવાણીને પણ પકડવામાં આવ્યા અને પાછળથી બન્નેને અટકના હુકમનો ભંગ કરવાના ગુના માટે સજા કરવામાં આવી.

ગુજરાત અને યુક્ત પ્રાન્તો ઉપરાંત ઝઘડાનું ત્રીજું ક્ષેત્ર બંગાળમાં હતું. ત્યાં સંધિ દરમિયાન સરકારી અત્યાચારના અનેક બનાવો બન્યા. હિંસાવાદીઓએ બંગાળમાં કરેલા અત્યાચારોનું વેર લેવાનો પણ એમાં આશય હશે. ઑગસ્ટની ૩૧મી અને તે પછીના ત્રણ દિવસો દરમિયાન ચિતાગૉંગ શહેર અને જિલ્લામાં બનેલા બનાવોની તપાસ કરવાને માટે એક બિનસરકારી સમિતિ નિમાઈ. ત્યાં કેટલાક બિનઅધિકારી યુરોપિયનો અને ગુંડાઓએ એક છાપખાનાના મકાનમાં રાત્રે ધાડ પાડી મોટા મોટા હથોડાઓ તથા લોઢાના સળિયાઓથી બધા સંચાઓના ભાંગી તોડીને કટકા કરી નાખ્યા અને છાપખાનાના વ્યવસ્થાપકને તેમજ બીજા કામદારોને મરણતોલ માર માર્યો. આ અને આવા જ બનાવો પરના ઉપર જણાવેલી સમિતિના નિવેદન પર, તા. ૨૭, ૨૮ અને ૨૯મીએ દિલ્હીમાં મળેલી કાર્યવાહક સમિતિએ વિચાર ચલાવીને પોતાના *અભિપ્રાયની નોંધ કરી કે:*

"લોકો પર ત્રાસ બેસાડી દેવાની નીતિને અનુસરીને, કેટલાક બિનઅધિકારી યુરોપિયનો અને ગુંડાઓની સહાયથી નિર્દોષ લોકોને ભયાનક નુકસાન પહોંચાડવા માટે તેમજ તેમના પર ભયાનક અપમાનો વરસાવવા માટે આ સમિતિ સ્થાનિક પોલીસ અને મેજિસ્ટ્રેટોને સખત તિરસ્કારને પાત્ર ગણે છે. આ બનાવને માટે જે ગુંડાઓને

રોકવામાં આવ્યા હતા તેમની પ્રવૃત્તિઓનો આશય આ બનાવને કોમી વલણ આપવાનો હતો; આમ ચિતાગોંગમાં કોમી ઝઘડો ઊભો કરવાના જાણીબૂજીને કરવામાં આવેલા પ્રયત્નો છતાં ત્યાં કોમી તોફાન થવા ન પામ્યું તેથી આ સમિતિને સંતોષ ઊપજ્યો છે. સમિતિનો એ અભિપ્રાય છે કે, આ બનાવોને અંગે જેમને વેઠવું પડ્યું હોય તેમને યોગ્ય વળતર આપવું, તેમજ આ બનાવોને માટે જે લોકો જવાબદાર પુરવાર થાય તે બધાને યોગ્ય સજા કરવી. એટલું તો ઓછામાં ઓછું બંગાળ સરકારે કરવું જ જોઈએ."

બંગાળની 'બ્લૅક ઍન્ડ ટૅન'* પદ્ધતિઓથી જેલ બહારના લોકો પર જ્યારે આમ વેરબુદ્ધિથી ત્રાસ વર્તાવવામાં આવતો હતો ત્યારે જેલની અંદરના તેમજ અટકમાં રાખવામાં આવેલા કેદીઓની છાવણીઓમાંના લોકો સાથે એથી પણ સખત વર્તન ચલાવવામાં આવતું હતું. અટકના કેદીઓ માટેની હિજલી છાવણીમાં જે કરુણ બનાવ બન્યો તેમાં બે કેદીઓ માર્યા ગયા અને ૨૦ ઘાયલ થયા. આ બનાવ વિષે કાર્યવાહક સમિતિએ પોતાની માન્યતા નીચેના શબ્દોમાં વ્યક્ત કરી:

"સરકારે નીમેલ તપાસ કમિશનના હેવાલની આ સમિતિ વાટ જુએ છે, પરંતુ તેનો એવો અભિપ્રાય છે કે, જેમની અટકાયતની સામે સમસ્ત પ્રજા લાંબા સમયથી વિરોધ જાહેર કરે છે અને જેમને સરકારે કેસ ચલાવ્યાં વિના જ કેદ રાખ્યા છે, એવા હથિયાર વિનાના લોકોનાં જીવન સાચવવાની તેમજ તેમની સંભાળ રાખવાની સરકારની ખાસ જવાબદારી છે. અને સરકારની આ પ્રાથમિક ફરજના નિષ્ઠુર ભંગને માટે જેઓ ગુનેગાર હોય તેઓ સજાને પાત્ર ગણાવા જોઈએ."

કાર્યવાહક સમિતિની આ જ સભામાં યુક્ત પ્રાંતિની પરિસ્થિતિનો પણ વિચાર કરવામાં આવ્યો. તે વિષે સમિતિએ એવો અભિપ્રાય આપ્યો કે:

"યુક્ત પ્રાંતોની સરકારની ખેડૂતોને અંગેની નીતિ સામે, અને ખાસ કરીને અસહ્ય આર્થિક મંદીને કારણે ખેતી કરનારાઓ પૈસા ભરવાની

---

* આયર્લૅન્ડની સ્વતંત્રતાની લડત વખતે પ્રજા પર અત્યાચારો કરી ત્રાસ વર્તાવવા ઇંગ્લંડે મોકલેલી ટુકડીઓ. તેનાં માણસો લોકોના ઘરમાં પેસી જઈ તેમનાં ખૂન સુધ્ધાં કરતા. તેમણે બે મોટાં શહેરો પણ સળગાવી મૂકેલાં.

સ્થિતિમાં નથી તે 'વખતે જે જબરદસ્તીથી મહેસુલ તથા ગણોતની વસુલાત થાય છે તેની સામે સત્યાગ્રહ કરવાને અલ્હાબાદ જિલ્લા મહાસભા સમિતિએ જે પરવાનગી માગી છે તે આપી શકાય તે પહેલાં યુક્ત પ્રાંતની પ્રાંતિક સમિતિએ પ્રથમ આત્મસંરક્ષણની લડત ઉપાડવા વિષેના સમગ્ર પ્રશ્નનો વિચાર કરવો જોઈએ."

આ અભિપ્રાય અનુસાર કાર્યવાહક સમિતિએ અલ્હાબાદ જિલ્લા સમિતિની અરજી યુક્ત પ્રાન્તની પ્રાન્તિક સમિતિને મોકલી આપી, અને ૨૭ ઑગસ્ટ ૧૯૩૧ની સિમલાની સમજૂતીના શબ્દોની અંદર રહીને સંરક્ષણને માટે ખેડૂતોએ સત્યાગ્રહ કરવા જેવો આ યોગ્ય પ્રસંગ છે એવો પ્રાન્તિક સમિતિનો અભિપ્રાય થાય, તો પરવાનગીની અરજી પર વિચાર કરીને તેને અને પોતાને જે આવશ્યક લાગે તે નિર્ણય આપવાની મહાસભાના પ્રમુખને સત્તા આપી.

પ્રસંગોપાત્ત અહીં એ પણ જણાવી લઈશું કે, આ જ સભામાં કાર્યવાહક સમિતિએ મીઠા પર વધારાનો કર નાખવાની સરકારની દરખાસ્ત સામે વિરોધ જાહેર કર્યો, એવું જણાવીને કે એ દરખાસ્તથી દિલ્લીની સમાધાનીના ગર્ભમાં રહેલી શરતનો ભંગ કરીને સરકાર વિશ્વાસઘાત કરે છે. ચલણ અને હૂંડિયામણની સરકારની નીતિ વિષે પણ આ જ સભાએ એક ઠરાવ કર્યો. વાચકોને યાદ હશે કે સપ્ટેમ્બરની ૨૧મી તારીખે પોતાની પાસેનું સોનું ખૂટી જવાથી બૅંક ઑફ ઇંગ્લંડે ચલણનું સોનાનું ધોરણ છોડી દીધું. આમાંથી એ મુદ્દો ઉપસ્થિત થયો કે, હિંદી રૂપિયાને બ્રિટિશ પાઉંડને પૂંછડે બાંધી રાખવો કે તેને સોનાને ધોરણે પોતાની કિંમતની વાજબી હદે પહોંચવા દેવા માટે છૂટો રાખવો. સરકારે આ બેમાંથી પ્રથમ ગણાવેલો માર્ગ લીધો. એ માર્ગ લેવામાં માત્ર ઇંગ્લંડના હિતનો જ વિચાર કરવામાં આવ્યો હતો કેમકે તે માર્ગે હિંદમાંની બ્રિટનના માલની આયાતને આડકતરી રીતે પસંદગી મળતી હતી અને હિન્દનું સોનું બહાર ઘસડાઈ જઈને ઇંગ્લંડમાં ભેળું થઈ શકતું હતું. સમિતિએ એ જ મતલબનો ઠરાવ કર્યો.

હિન્દના ઉત્તર દ્વાર પર સરકારે વળી ચોથી આગ સળગાવી હતી. ખુદાઈ ખિદમતદારોનો પ્રવેશ આ પૂર્વે '૭૮ હિન્દના ઇતિહાસમાં થઈ ચૂકયો હતો. 'ખુદાઈ ખિદમતગાર' એ સરહદી પઠાણોનું એક સુંદર મંડળ છે. અબદુલ ગફ્ફારખાનની આગેવાની અને પ્રેરણા હેઠળ એવા એક લાખ ખુદાઈ ખિદમતદારો કામ કરતા હતા. છેક ઓગસ્ટ માસ સુધી મહાસભા સાથે તેમનો સીધો સંબંધ નહોતો. એ મંડળે લડતમાં પોતાને ફાળે અતિ યશસ્વી કાર્ય નોંધાવ્યું હતું. તે મંડળનો અભ્યાસ કરવાને સરહદના પ્રાન્તમા જવાને છેક સંધિ થઈ ત્યારથી ગાંધીજી પરવાનગી મેળવવાનો પ્રયાસ કરતા હતા. આ માટે તેમણે લૉર્ડ ઇર્વીનની પરવાનગી માગી હતી. પરંતુ સરકાર તરફથી જવાબ મળ્યો હતો કે, 'હજી હમણાં નહિ.' આખા વરસ દરમિયાન ગાંધીજીને વારંવાર એનો એ જ જવાબ મળ્યા કરતો હતો. એટલે તેમણે દેવદાસ ગાંધીને સરહદના પ્રાન્તમાં મોકલી આપ્યા. તેમણે કરેલા નિવેદન ઉપર કાર્યવાહક સમિતિએ વિચાર ચલાવ્યો. પરિણામે ખુદાઈ ખિદમતદારોને પોતાના તંત્રનું એક અંગ બનાવીને મહાસભાએ એક મહાન સિદ્ધિ પ્રાપ્ત કરી. આ છેવટના પગલાથી આ મંડળ કોઈ પણ શંકાથી પર થઈ જવું જોઈતું હતું. પરંતુ, પઠાણોના આ મંડળનો વિશ્વાસ કરવાને અથવા તેને સાંખી લેવાને સરકાર તૈયાર નહોતી. કોને ખબર છે, ખાં અબદુલ ગફ્ફારખાંના સાત્ત્વિક સત્યાગ્રહી દેખાવની નીચે સરહદ પર હિન્દ અને અફઘાનિસ્તાન વચ્ચે એક સ્વતંત્ર 'બફર' રાજ્ય સ્થાપવાનો, અમીર સાથે મૈત્રીની સંધિ કરવાનો, સરહદની જાતિઓના મિત્ર થઈને તેમને સંગઠિત કરવાનો, અને હિન્દ પર ચડાઈ કરવાનો કોઈ ઊંડો આશય અથવા યોજના છુપાઈ ન હોય? એક લાખનું લાલ લશ્કર — અને તે પણ બધા પઠાણો! એમનો વિશ્વાસ ન જ થઈ શકે. તેથી આખરે વાયવ્ય સરહદના પ્રાન્તના ચીફ કમિશ્નરે ભરેલા દરબારમાં ખાન અબદુલ ગફ્ફારખાને હાજરી આપવાની દરકાર ન જ કરી એટલે તે સરકાર સાથે સહકાર કરતા નથી તેમજ પૂર્ણ સ્વતંત્રતાનો પ્રચાર કરે છે એવું બહાનું કાઢીને, ગાંધીજી હિન્દ પાછા ફરે તે પહેલાં થોડા જ દિવસ આગળ નિર્દોષ ખાન સાહેબને અને

એટલા જ નિર્દોષ તેમના બંધુ ડૉ. ખાન સાહેબને જેલમાં બેસાડી દેવામાં આવ્યા.

આમ ગાંધીજી હિંદ પાછા ફર્યા તે પહેલાં ખાસો જબરદો વળી ગયો હતો. આવી વિકટ પરિસ્થિતિની વચ્ચે ગાંધીજી ૧૯૩૧ના ડિસેમ્બર તા. ૨૮મી તારીખની સવારે મુંબઈ બંદરે ઊતર્યા.

# પ્રકરણ ૧ લું

## લડત ફરી શરૂ થાય છે

આઝાદ મેદાનમા સભા—ગાધીજી લીધેલુ પ્રતિજ્ઞા પુન. લે છે—દેશની પરિસ્થિતિની તપાસ—ગાધી અને વાઈસરોય વચ્ચે તારના સદેશાઓ—કારોબારી સમિતિના ઠરાવો—એંગલનો 'સરક્યૂલર—ફરીથી યુદ્ધ માટે સરકારની તૈયારીઓ—ઓર્ડિનન્સ રાજ—ઉગ્ર યુદ્ધ—રાજકીય પરિષદો—આશ્રમોના હાલ—બિહાર—આંધ્ર—બંગાળ—મુબઈ—મધ્યપ્રાતો—દિલ્લી—ગુજરાત—કર્ણાટક—કેરલ—સરહદ પ્રાત—સિંધ—તામિલનાડુ—૧૯૩૩ની સાલના બગાળ, ગુજરાત અને કર્ણાટકના બનાવો.

ગાધીજીનુ સ્વાગત કરવા સર્વ પ્રાતોમાથી પ્રતિનિધિઓ મુબઈ ખાતે આવ્યા હતા કસ્ટમ હાઉસના ઓરડામા ગાંધીજીનું વિધિપૂર્વક સ્વાગત થયુ ત્યાર બાદ મુબઈમા જે ભવ્ય સરઘસ નીકળ્યુ તે બાદશાહને પણ ઈર્ષ્યા કરાવે એવુ હતું મુબઈના નગરવાસીઓ ગાધીજીને આવકાર આપવા ઘેલા થયા હતા મુબઈ નગરીના વિશાળ રસ્તાઓ ઉપર પુરુષોની મેદની જામી હતી, અને બંને બાજુના મકાનોના ઝરૂખાઓ સ્ત્રીઓથી ઊભરાઈ ગયા હતા ગાધીજીએ મુબઈના નગરવાસીઓ સમક્ષ આઝાદ મેદાનમા પોતાનુ હૃદય ઠાલવ્યુ, અને શાંતિ માટેની પોતાની

ઝંખના પ્રગટ કરી. આ જ સભામાં તેમણે ગોળમેજની બેઠક વેળા જે બીજણ પ્રતિજ્ઞા જાહેર કરી હતી તે ફરીથી કહી સંભળાવી : અસ્પૃશ્યતા હિંદુ જાતિનું કલંક છે અને તેને ભૂંસી નાખવા તથા હિંદુસમાજને છિન્નભિન્ન થતો અટકાવવા તે પોતાનો પ્રાણ પણ પાથરશે. આ વેળા કોઈને ખ્યાલ પણ નહોતો કે ગાંધીજી અનશન વ્રત કરી આ દૃઢ નિશ્ચયને અમલમાં મૂકશે. સૌને તો માત્ર એમ જ લાગ્યું હતું કે આ તો માત્ર ભાષણમાં હોય એવા શિરસ્તા મુજબના શબ્દો છે.

શરૂઆતના ત્રણ દિવસો ગાંધીજીએ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોની સ્થિતિથી વાકેફ થવામાં ગાળ્યા. બંગાળથી સુભાષબાબુ તેમજ બીજા ચાર જણ આવ્યા હતા. તેમણે ઑર્ડિનન્સ પછીની બંગાળની દમનનીતિનો હેવાલ આપ્યો. યુક્ત પ્રાંત અને સીમા પ્રાંતને પણ સંધિ દરમિયાન ચાલેલા ઑર્ડિનન્સ રાજનો અહેવાલ આપવાનો હતો. સવારથી સાંજ લગી ડેપ્યુટેશનો આવ્યે જ જતાં હતાં. દેશમાં ભયંકર દુઃખ અને મંદી વ્યાપી રહ્યાં હતાં. કર્ણાટકે રાહત માટે ખૂબ જહેમત ઉઠાવી હતી પરંતુ તેને જરાય રાહત ન મળી. આંધ્રમાં ૧૮$\frac{3}{4}$ ટકા જેટલું જમીનમહેસૂલ વધારવાનું હતું, અને જો પ્રજા તે સામો એક શબ્દ પણ બોલવા જાય તો ઑર્ડિનન્સ કાઢવા મદ્રાસના ગવર્નર ખડે પગે તયાર થઈ રહ્યા હતા.

ગાંધીજીએ દેશની આ વીતકકથા મિત્રો પાસેથી સાંભળી. પરંતુ એમને પોતાને પણ પોતાની લંડનની વીતકકથા કહેવાની હતી. તેમને ગોળમેજીમાં જવાની મરજી જ નહોતી. પરંતુ કારોબારી સમિતિના આગ્રહને વશ થઈ તેમને જવું પડ્યું હતું. સરકારે સંધિનો ભંગ કરેલો હતો એટલે લંડન જવાનું ન કહેવાનો તેમને હક હતો. પરંતુ ગમે તેમ કરીને તેમને સ્ટીમરમાં ચડાવી દેવાનો કામદાર સરકારનો વિચાર હતો. આખરે તે લંડન ગયા અને બધી સ્થિતિ જાતે નિહાળી. હિંદુસ્તાનના વિનીતોની મનોદશાથી તે પરિચિત હતા પરંતુ લંડનમાં જે દેખાવો તેમને જોવા મળ્યા તે માટે તે તૈયાર નહોતા. મુસલમાનોના પ્રત્યાઘાતી

માનસનો પણ તેમને પરિચય હતો પરંતુ ગોળમેજીમાં તેમણે જે કર્યું તેને માટે તે તૈયાર નહોતા. તે ઉપરથી જ તેમણે દૃઢ નિશ્ચય કરી લીધો હતો કે, મહાસભાએ હવે કોઈ પણ પ્રકારના કોમીવાદને આશરો આપવો નહિ, પરંતુ નિર્ભેળ રાષ્ટ્રવાદી વલણ જ અખત્યાર કરવું. આ સઘળા વિચારો અને દુઃખદ અનુભવો તેમના મનમાં ઘોળાયા કરતા હતા. પરંતુ તેમને પોતાના દેશવાસીઓમાં અને પોતાની જાતમાં પૂર્ણ શ્રદ્ધા હતી. એટલે તે નાહિંમત થયા નહિ. પોતાની સમક્ષ તેમણે ભયંકર ખાડો આવેલો જોયો. પોતે તેના ઉપર પુલ બાંધી શકશે કે તે ખાડો જીવતા અને મરેલા મનુષ્યોથી જ પૂરવો પડશે? આવી આવી લાગણીઓથી તેમનું હૃદય ભગ્નપ્રાય હતું. તેમણે તા. ૨૯–૧૨–૩૧ને રોજ વાઈસરૉયને એક તાર કર્યો:

"બંગાળના ઑર્ડિનન્સનો ફેંટો મારે કરવાનો જ હતો પણ તે ઉપરાત, હિંદને કિનારે ઊતરતા જ સરહદ પ્રાન્ત અને યુક્ત પ્રાન્તોના ઑર્ડિનન્સો વિષે, સરહદ પ્રાન્તમાં થયેલા ગોળીબાર વિષે, તથા બન્ને પ્રાન્તોમાં મારા કીમતી સાથીઓની ગિરફતારી વિષે સાંભળવા હું તૈયાર નહોતો. આ બધું આપણી વચ્ચેના મૈત્રીસંબંધના અંતનું સૂચક છે એમ માનવાનું કે કેમ તે હું જાણતો નથી અથવા હજી હું આપને મળું અને મહાસભાને મારે શી સલાહ આપવી એ બાબતમાં આપની પાસેથી કાંઈ માર્ગદર્શન મેળવું એવું આપ ઇચ્છો છો કે કેમ તે પણ હું નથી જાણતો. આપ તારથી જવાબ આપશો તો આભારી થઈશ.

## સરકારી ખુલાસો

આપના તા. ૨૯મીના તાર માટે નામદાર વાઈસરૉય આપનો આભાર માનવાનું મને સૂચવે છે. તેમાં આપે બંગાળ, યુક્ત પ્રાન્તો અને સરહદ પ્રાન્તના ઑર્ડિનન્સોનો ઉલ્લેખ કર્યો છે. બંગાળમાં તો સરકારી અમલદારોનાં તેમજ લોકોનાં હિચકારી રીતે ખૂનો થઈ રહ્યાં છે. તે અટકાવવા શક્ય તેટલા બધા ઉપાયો લેવાનું સરકારને આવશ્યક લાગ્યું અને એ આવશ્યકતા હજી પણ છે જ.

નામદાર વાઈસરૉય જણાવે છે કે, તેઓ તેમજ સરકાર, તમામ રાજદ્વારી પક્ષો સાથે, તેમજ દેશની તમામ કોમો સાથે મૈત્રીસંબંધ રાખવા ઇચ્છે છે. ખાસ કરીને રાજ્યબંધારણના સુધારાનું મહાન કાર્ય વગર-વિલંબે આગળ ધપાવવાનું છે તેમાં સૌનો સહકાર તેઓ તેમજ સરકાર

ઇચ્છે છે. પરંતુ સહકાર તો પરસ્પર હોવો જોઈએ અને નામદાર વાઈસરૉયને તેમજ સરકારને લાગે છે કે દેશના હિતને અર્થે જે નિખાલસ સહકારવૃત્તિ આવશ્યક છે તે વૃત્તિ સાથે સરહદ પ્રાન્તમાંની તથા યુક્ત પ્રાન્તોમાંની મહાસભાની પ્રવૃત્તિ સંગત નથી.

યુક્ત પ્રાન્તોની બાબતમાં તો આપ જરૂર જાણતા હશો કે વર્તમાન પરિસ્થિતિમાં શક્ય તેટલી બધી રાહત આપવાની વ્યવસ્થા જે વખતે સ્થાનિક સરકાર કરી રહી હતી, તે વખતે પ્રાન્તિક સમિતિએ ના-કરની લડતને મંજૂરી આપી અને આજે મહાસભા તરફથી એ લડત જોસભેર ચાલી રહી છે. મહાસભાનાં સંસ્થાઓએ લીધેલા આ માર્ગથી, જો એ બિનઅટકાવ ચાલે તો, પ્રાન્તમાં અંધાધૂંધી અને કોમી વેરઝેર નીપજ્યા વિના રહે જ નહિ, માટે તે ફેલાતા અટકાવવા માટે પગલાં લેવાની સરકારને ફરજ પડી છે.

સરહદના પ્રાન્તમાં અબ્દુલ ગફ્ફારખાન તથા તેમના હાથ નીચેની સંસ્થાઓ સરકાર સામે ચળવળ ચલાવવામાં તથા કોમી દ્વેષ ઉત્પન્ન કરવામાં સતત રોકાયલાં હતાં. ચીફ કમિશ્નરે તેમનો સહકાર મેળવવા કરેલી તમામ સૂચનાનો તેમણે અને તેમના મિત્રોએ હઠપૂર્વક અસ્વીકાર કર્યો છે અને વડા પ્રધાનના જાહેરનામાની અવગણના કરીને તેમણે પૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા કરી છે. અબ્દુલ ગફ્ફારખાનનાં અનેક ભાષણોનો અર્થ ક્રાન્તિ માટેની ઉશ્કેરણી સિવાય બીજો થઈ શકે એમ છે જ નહિ. વળી તેમના સાથીઓએ જિરગા પ્રદેશમાં તોફાન ઊભાં કરવાના પ્રયત્નો કર્યા છે. નામદાર વાઈસરૉયની સંમતિથી ચીફ કમિશ્નરે પુષ્કળ સબૂરી રાખી છે અને એ પ્રાન્તમાં સુધારા દાખલ કરવાનો નામદાર શહેનશાહની સરકારનો જે ઇરાદો છે તેનો ઓછામાં ઓછી ઢીલે અમલ થાય તે માટે અબ્દુલ ગફ્ફારખાનની મદદ મેળવવા છેલ્લી ઘડી સુધી તેમણે પ્રયત્નો કર્યા છે. . . .

નામદાર વાઈસરૉય એ વસ્તુ સ્પષ્ટ કરવા ઇચ્છે છે કે, ઉપર જણાવી તેવી પ્રવૃત્તિઓને માટે જે વ્યક્તિ અથવા સંસ્થા જવાબદાર હોય તેમની સાથે કોઈ પણ જાતનો સંબંધ રાખવો એ સુલેહશાંતિને માટે પોતે જવાબદાર હોઈને તેમને માટે અશક્ય છે. આપ પોતે ગોળમેજી પરિષદમાં ગયેલા હોઈ હિંદુસ્તાનમાં નહોતા અને આપ જે વલણ અખત્યાર કરો છો તે જોતાં, યુક્ત પ્રાતોમાં તથા સરહદ પ્રાંતમાં ચાલી રહેલી મહાસભાની પ્રવૃત્તિ માટે આપ જવાબદાર છો અથવા તો તે પ્રવૃત્તિને આપની પસંદગી છે એવું માનવા નામદાર વાઈસરૉય રાજી નથી. અને જો હકીકત એ જ પ્રમાણે હોય તો વાઈસરૉયસાહેબ આપને મળવા રાજી છે. . . . પરંતુ નામદાર વાઈસરૉય એ વસ્તુ તો ભાર દઈને કહેવા માગે છે કે,

અંબાળ, યુક્ત પ્રાંતો તથા સરહદ પ્રાંતમાં નામદાર શહેનશાહની સરકારની સંપૂર્ણ મંજૂરીથી હિંદી સરકારને જે ઇલાજો લેવા પડ્યા છે, તે બાબત તેઓ આપની સાથે ચર્ચા કરવા તૈયાર નથી. સુરાજ્યને માટે કાયદા અને શાન્તિનું સંરક્ષણ આવશ્યક છે અને તે હેતુથી જ આ ઇલાજો લેવામાં આવ્યા છે અને એ હેતુ સધાય ત્યાં સુધી કોઈ પણ સંજોગોમાં એ અમલમાં રહેશે. આપનો જવાબ મળ્યે નામદાર વાઈસરૉય આ સંદેશા પ્રસિદ્ધ કરવા ઇરાદો રાખે છે.

## ગાંધીજીનો વિષ્ટિનો છેલ્લો તાર

મારા તા. ૨૯મીના તારનો જવાબ વાઈસરૉયસાહેબે તારથી આપ્યો તે માટે તેમનો હું આભાર માનું છું. અતિશય મિત્રભાવે જે, હાથ મેં લંબાવ્યો હતો તે નામદાર વાઈસરૉયે પોતાના મોટા હોદ્દાને ભાગ્યે જ શોભે એવી રીતે તરછોડ્યો છે તેથી મને દુઃખ થયું છે. સરકારે જે ગંભીર અને વિલક્ષણ ઇલાજો અખત્યાર કર્યા છે તે બાબત સરકારને શું કહેવું છે તે હું સમજવા માગતો હતો અને તેને લગતા પ્રશ્નો ઉપર પ્રકાશ મેળવવા ઇચ્છના શોધક તરીકે હું વાઈસરૉયસાહેબને મળવા ઇચ્છતો હતો. પરંતુ મારી એ વિનંતિની કદર કરવાને બદલે મારા મોંઘા સાથીઓનો અગાઉથી જ ત્યાગ કરવાની માગણી કરીને વાઈસરૉયસાહેબે તેનો અસ્વીકાર કર્યો છે. વળી આવા હીન આચરણનો અપરાધી બનીને હું મુલાકાત લેવા આવું તો પણ મને કહેવામાં આવે છે કે, રાષ્ટ્રને માટે જીવનમરણ જેવી મહત્ત્વની આ બધી બાબતો ઉપર હું ચર્ચા પણ ન કરી શકું! આ ઑર્ડિનન્સો અને તેની રૂએ થયેલાં કૃત્યનો જબરો વિરોધ ન કરવામાં આવે તો પ્રજા વદન નિર્માલ્ય થઈ જાય. મારે મને તો આ ઑર્ડિનન્સો વગેરે આગળ રાજ્યબંધારણના સુધારાનો પ્રશ્ન કશી વિસાતનો રહેતો નથી. સુધારાના લોભમાં પડીને કોઈ પણ સ્વમાનવાળો હિંદી આવી રીતે પ્રજાનો જુસ્સો મારી નાખવાનું જોખમ નહિ ખેડે એવી મારી આશા છે, કારણ પછી તો પ્રજામાં એ બંધારણ ચલાવવા માટે જોઈતું હીર જ ન રહે. વળી હું એ પણ કહેવા ઇચ્છું છું કે, સરહદ પ્રાન્તને વિષે તમારા તારમાં જે હકીકતો આપેલી છે તે ઉપરથી પણ લોકનેતાઓને પકડવા માટે, કાયદાને ઊંચે મૂકનારા ઑર્ડિનન્સો કે જેમાં જાનમાલની સલામતી બિલકુલ નથી, તે પસાર કરવા માટે તથા તેઓ પોતાના નેતાઓની ધરપકડ સામે લાગણી પ્રદર્શિત કરવાનું સાહસ કરે છે, એટલા ખાતર નિઃશસ્ત્ર અને શાન્ત ટોળાં ઉપર કરેલા ગોળીબાર માટે કશું સમગ્ર કારણ જણાતું નથી. ખાન સાહેબ અબ્દુલ ગફ્ફારે તો પૂર્ણ સ્વાતંત્ર્યનો જન્મસિદ્ધ હક જાહેર

કર્યો હોય, તો તે જન્મસિદ્ધ હક છે અને મને ૧૯૨૯ની લાહોરની મહા-મહાસભાએ તે હક બિનરુકાવટ જાહેર કર્યો છે અને લંડનમાં બ્રિટિશ સરકાર સમક્ષ મેં પણ તે ભારપૂર્વક રજૂ કર્યો છે. વળી મહાસભાના ફરમાનમાં હકનો આ સમાવેશ થતો હતો તે સરકારની જાણમાં હોવા છતાં મહાસભાના પ્રતિનિધિ તરીકે લંડનની પરિષદમાં મને આમંત્રણ આપવામાં આવ્યું હતું તે હું વાઈસરૉયસાહેબને યાદ દેવરાવું છું. વળી દરબારમાં હાજર રહેવાની ના પાડવી એમાં તાબડતોબ નિરફતારીને યોગ્ય કરશે એને હું જોઈ શકતો નથી. ખાન સાહેબે કોમી ઝેરવેર ઊભાં કર્યાં હોય તો જરૂર એ વસ્તુ ખેદજનક છે. મારી પાસે તો એથી વિરુદ્ધના તેમના પોતાના એકરારો છે. પણ ધારો કે તેમણે કોમી ઝેરવેર ઊભાં કર્યાં હતાં તોપણ તેને માટે જુદી તપાસના તેઓ હકદાર હતા, જ્યાં પોતાના ઉપરના આરોપો સામે તેઓ બચાવ કરી શકત.

યુક્ત પ્રાન્તોની બાબતમાં તો વાઈસરૉયસાહેબને જરૂર ખોટા જ ખબર મળેલા છે, કારણ મહાસભાએ મંજૂર કરેલી એવી ના-કરની લડત ત્યાં હતી જ નહિ. પરંતુ સરકાર ને મહાસભાના પ્રતિનિધિઓ વચ્ચે વાટાઘાટ ચાલતી હતી ત્યારે સાથ વસૂલ કરવાનો હુમલો બેઠો. અને સાથની વસૂલાત ધૂંટેદોર ચાલી રહી એટલે વાટાઘાટનું પરિણામ આવે ત્યાં સુધી સાથ આપવાનું મુલતવી રાખવાની કિસાનોને સલાહ આપવાની મહાસભાને ફરજ પડી હતી, અને વાટાઘાટનો છેવટનો નિકાલ ન આવે ત્યાં સુધી સરકાર પોતાની મેળે વસૂલાતનું કામ મુલતવી રાખે તો એ સલાહ પાછી ખેંચી લેવાની સૂચના પણ શ્રી. શેરવાણીએ કરી હતી. . .

બંગાળમાં ચાલી રહેલી ખૂનામરકીને વખોડી કાઢવામાં મહાસભા સરકારની સાથે સંમત છે, અને એવા ગુનાની જડ કાઢી નાખવા માટે જે ઇલાજો લેવા આવશ્યક જણાય તે લેવામાં મહાસભા સરકારને હૃદયથી સહકાર આપે. પરંતુ ખૂનામરકીની રીતને સખત શબ્દમાં વખોડી કાઢતી હોવા છતાં બંગાળ ઑર્ડિનન્સ અને તેની રૂએ થયેલા કૃત્યોથી સરકારે જે અત્યાચારો ચલાવ્યા છે તેમાં મહાસભા તેને સાથ આપી શકે નહિ, પરંતુ જેને કાયદાનું રૂપ આપવામાં આવ્યું છે એવા સરકારી અત્યાચારોનો મહાસભાએ પોતાના અહિંસાના સિદ્ધાન્તની હદમાં રહીને બને તેટલો વિરોધ કરવો જ જોઈએ. તમારા તારમાં તમે કહો છો કે સહકાર પરસ્પર હોવો જોઈએ એ વસ્તુ હું હૃદયથી સ્વીકારું છું, પરંતુ તમારો તાર તો અચૂક રીતે મને એ નિર્ણય ઉપર લઈ જાય છે કે, વાઈસરૉયસાહેબ સરકાર તરફથી સામો સહકાર આપ્યા વિના મહાસભાનો સહકાર ઇચ્છે છે. . . .

તમારા તારની છેલ્લી કંડિકાના સંબંધમા જણાવવાનું કે સરહદ પ્રાન્તમા અથવા તો યુક્ત પ્રાન્તોમા મારા સાથીઓના કાર્યો માટે નીતિની દૃષ્ટિએ મારી જે જવાબદારી છે તેનો હુ ઇનકાર કરવા તૈયાર નથી, જોકે મારે એટલુ કબૂલ કરવુ જોઈએ કે હિંદુસ્તાનમાંની મારી ગેરહાજરી દરમિયાન મારા સાથીઓના કાર્યો અને પ્રવૃત્તિઓની વિગતોથી હું અજાણ હતો અને મહાસભાની કાર્યવાહક સમિતિને મારે સલાહ આપવાની તથા રસ્તો દેખાડવાનો હોવાથી, મારી માહિતી સંપૂર્ણ કરવાને અર્થે તદ્દન શુભ ઇરાદાથી અને કોઈ પણ જાતના નિર્ણયો કરી નાખ્યા વિના નામદાર વાઈસરોયની મુલાકાતની મેં માગણી કરી હતી તથા ઇરાદાપૂર્વક તેમની પાસેથી પ્રકાશ શોધ્યો હતો . . .

સરકાર સાથે સહકાર કરવાની મારી ઇચ્છા અને ખુશી છે, પણ તેની સાથે મારી મર્યાદાઓ પણ વાઈસરોયસાહેબને મારે જણાવી દેવી જોઈએ અહિંસા એ મારો પરમ સિદ્ધાન્ત છે. સવિનય ભંગને હુ લોકોનો જન્મસિદ્ધ હક માનુ છુ, ખાસ કરીને જ્યારે પોતાના દેશના રાજ્યતંત્રમા અસર પાડે એવો પોતાનો અવાજ ન હોય ત્યારે વિશેષે કરીને વળી ખુનામરકી અને સશસ્ત્ર બંડની અસરકારક અવેજી તરીકે પણ હુ તેને ગણુ છુ એટલે હુ મારા સિદ્ધાન્તનો કદી ઇનકાર કરવાનો નથી એ સિદ્ધાંતને અનુસરીને તથા લોકોને દોરવાની બીજી તક હવે મને નથી મળવાની એવા ખબર, જેનો નિષેધ નથી કરવામા આવ્યો અને જેને હિંદી સરકારની તાજેતરની પ્રવૃત્તિઓથી ટેકો મળે છે, તે ઉપર આધાર રાખીને કાર્યવાહક સમિતિએ મારી સલાહ સ્વીકારી છે અને જરૂર પડયે અમલ કરવા માટે ઠરાવ ઘડી રાખ્યો છે અને તેમા સવિનયભંગની રૂપરેખા આપી રાખી છે, એ ઠરાવની નકલ આ સાથે મોકલુ છુ. જો મને મળવામા સાર છે એમ વાઈસરૉયસાહેબ માને તો ચર્ચા ચાલુ હશે તે દરમિયાન ઠરાવનો અમલ મુલતવી રહેશે, એવી આશાએ કે ચર્ચાને પરિણામે ઠરાવને છેવટને માટે પડતો મૂકવાનો વખત આવે હુ સ્વીકારુ છુ કે નામદાર વાઈસરોય અને મારી વચ્ચેના સંદેશા એટલા બધા મહત્ત્વના છે કે પ્રસિદ્ધ કરવામા વિલંબ થાય એ યોગ્ય નથી. એટલે મારો તાર, તેનો જવાબ, તેનો વળતો જવાબ તેમજ કાર્યવાહક સમિતિનો ઠરાવ પ્રસિદ્ધિ માટે હું મોકલી દઉં છુ

ગાધીજીએ પોતાના પત્રમા છેવટના ભાગમા જેનો ઉલ્લેખ કર્યો છે, તે કારોબારી સમિતિનો તા ૩૧–૧–૩૧નો ઠરાવ આ પ્રમાણે છે

"કાર્યવાહક સમિતિએ મહાત્મા ગાધી પાસેથી તેમની યુરોપની મુલાકાતનો અહેવાલ સાભળ્યો છે અને બંગાળ, યુક્ત પ્રાત તથા

મદદ પ્રાંતમાં જે અસાધારણ ઑર્ડિનન્સો કાઢવામાં આવ્યા છે, અને અધિકારીઓએ જે પગલાં ભર્યાં છે તથા ખાન અબદુલ ગફ્ફારખાન, શ્રી શેરવાણી અને પંડિત જવાહરલાલ નેહરુ ઉપરાંત સંખ્યાબંધ માણસોને પકડ્યા છે તેમજ સરહદ પ્રાંતમાં નિરપરાધી માણસો પર ગોળી ચલાવવામાં આવી છે તેને પરિણામે ઘણા માણસો મરણ પામ્યા છે અને ઘણા વધારે ઘાયલ થયા છે, એ બનાવથી ઊભી થતી પરિસ્થિતિનો કાર્યવાહક સમિતિએ વિચાર કર્યો છે વળી મહાત્મા ગાંધીએ નામદાર વાઇસરૉયને મોકલેલા તારના જવાબના વાઇસરૉય તરફથી આવેલ તાર પણ કાર્યવાહક સમિતિએ જોયા છે

કાર્યવાહક સમિતિનો એવો અભિપ્રાય છે કે આ કૃત્યો તથા બીજા કેટલાક પ્રાંતમાં થયેલાં એવાં જ ગંભીર કૃત્યો તેમજ વાઇસરૉયના તારને લીધે મહાસભાને સરકારની નીતિ ધરમૂળથી પલટાય નહિ ત્યાં સુધી સરકાર સાથે વધુ સહકાર કરવો તદ્દન અશક્ય બનતો જણાય છે આ કૃત્યો તથા આ તાર પરથી જણાય છે કે પ્રજાના હાથમાં સત્તા સોંપવાનો નોકરશાહીનો બિલકુલ ઇરાદો નથી પણ તેનો ઇરાદો રાષ્ટ્રના આત્માને હણવાનો છે એ પરથી એમ પણ જણાય છે કે જે મહાસભાની પાસેથી સરકાર સહકારની અપેક્ષા રાખે છે તેના પર તેનો વિશ્વાસ નથી

, કાર્યવાહક સમિતિ હિંદી સરકારને વિનંતિ કરે છે કે, જે બનાવોને લીધે આ ઑર્ડિનન્સો કરવામાં આવ્યા છે તેની તથા સામાન્ય અદાલતોને અને કાયદાના તંત્રને કોરે મૂકવાં પડ્યાં છે તેમજ એ ઑર્ડિનન્સની રૂએ અને ત્યાર પછી જે અનેક કૃત્યો કરવામાં આવ્યાં છે તે જરૂરી હતાં કે કેમ તેની જાહેર અને નિષ્પક્ષ તપાસ કરાવે જો યોગ્ય તપાસસમિતિ નીમવામાં આવે અને કાર્યવાહક સમિતિને પુરાવા રજૂ કરવાની તમામ સગવડો આપવામાં આવે તો સમિતિ એ તપાસસમિતિ સમક્ષ પુરાવો રજૂ કરી તેને મદદ કરવા તૈયાર રહેશે

ગોળમેજી પરિષદ આગળ વડા પ્રધાને કરેલા ભાષણ પર તેમજ પાર્લમેન્ટમાં આમની તથા ઉમરાવોની સભામાં થયેલી

ચર્ચા પર કાર્યવાહક સમિતિએ વિચાર કર્યો છે; એને આ સમિતિ મહાસભાની માગણીની દૃષ્ટિએ સાવ અસંતોષકારક અને અધૂરાં ગણે છે, અને પોતાનો અભિપ્રાય નોંધે છે કે પૂર્ણ સ્વરાજ — જેમાં રાષ્ટ્રના હિત માટે જરૂરી સિદ્ધ થાય એવી ખોળાધરીઓ સાથેના લશ્કર અને પરદેશ જોડેના સંબંધો તથા નાણાવ્યવહાર પર પૂરેપૂરા કાબૂનો સમાવેશ થાય છે, એવા પૂર્ણ સ્વરાજ કરતાં લવલેશ ઓછું લઈને મહાસભા મંજૂર માની શકવાની નથી.

ગોળમેજી પરિષદમાં મહાસભાને રાષ્ટ્રની એકમાત્ર ગજાદારી પ્રતિનિધિ ગણવાને, તથા જાતિ, ધર્મ કે વર્ણના ભેદ વિના સમસ્ત રાષ્ટ્રની વતી બોલવાનો મહાસભાનો હક સ્વીકારવાને બ્રિટિશ સરકાર તૈયાર નહોતી એમ કાર્યવાહક સમિતિના જોવામાં આવ્યુ છે. સાથેસાથે, એ પરિષદમાં કોમી એકતા સિદ્ધ ન થઈ શકી એનો આ સમિતિ દુઃખપૂર્વક સ્વીકાર કરે છે.

તેથી કાર્યવાહક સમિતિ રાષ્ટ્રને સમસ્ત પ્રજાની પ્રતિનિધિ થવાની મહાસભાની શક્તિ સિદ્ધ કરી બતાવવાનો અવિશ્રાંત પ્રયત્ન કરવાને, અને કેવળ રાષ્ટ્રીયતાને ધોરણે ઘડાયેલું બંધારણ રાષ્ટ્રની વિવિધ કોમો કબૂલ રાખે એવુ વાતાવરણ વધારવાને નોતરે છે.

દરમિયાન જો નામદાર વાઈસરૉય તેમના તાર પર ફરી વિચાર કરે, ઑર્ડિનન્સો તથા દમણનાં કૃત્યાની બાબતમાં પૂરતી રાહત આપવામાં આવે, હવે પછી ભવિષ્યમાં થનારી વિષ્ટિ અને વાટાઘાટમાં મહાસભાને પૂર્ણ સ્વરાજની માગણી રજૂ કરવાની પૂરેપૂરી છૂટ રાખવામાં આવે, અને એવું સ્વરાજ પ્રાપ્ત થતાં સુધી દેશનો કારભાર લોકનિયુક્ત પ્રતિનિધિઓને પૂછીને ચલાવવામાં આવે, તો એ શરતે કાર્યવાહક સમિતિ સરકારને સહકાર આપવા તૈયાર છે.

ઉપલી કંડિકામાં જણાવેલી શરતોનો સરકાર તરફથી કશો સંતોષકારક જવાબ ન મળે તો કાર્યવાહક સમિતિ માનશે કે સરકારે દિલ્હીની સંધિ રદ કરી છે. સંતોષકારક જવાબ ન મળે તો કાર્યવાહક સમિતિ નીચેની શરતો પ્રમાણે અને અનેકમાંની

નીચેની રીતે કરબંધી સહિત સવિનય ભંગ ફરી ચલાવવા રાષ્ટ્રને હાકલ કરે છે :

૧. કોઈ પણ પ્રાંત, જિલ્લા, તાલુકા કે ગામના લોકો જ્યાં સુધી લડતનું અહિંસક સ્વરૂપ તથા એનો પૂરેપૂરો ગર્ભિત અર્થ ન સમજ્યા હોય અને કષ્ટ સહેવાને તથા જાનમાલ જતાં કરવાને તૈયાર ન હોય, ત્યાં સુધી તે પ્રાંત, જિલ્લો, તાલુકો કે ગામ લડત ઉપાડવાને બંધાયેલાં નથી.

૨. ભારેમા ભારે ઉશ્કેરણી થવા છતાં મન, વાણી અને કર્મથી અહિંસાનું પાલન થવું જોઈએ, કેમકે આ લડત જાલિમ પર વેર વાળવાની અથવા તેને ઈજા કરવાની નથી, પણ પોતે કષ્ટ વેઠીને અને આત્મશુદ્ધિ કરીને તેનો હૃદયપલટો કરાવવાની છે.

૩. સરકારી અમલદારો, પોલીસો અથવા રાષ્ટ્રવિરોધીઓને ઈજા કરવાના ઇરાદાથી સામાજિક બહિષ્કાર કદી ન કરી શકાય; એ અહિંસાવૃત્તિને સર્વથા વિરોધી છે.

૪. એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે, અહિંસક લડતનો આધાર આર્થિક મદદ પર જરાયે નથી, તેથી ભાડૂતી સ્વયંસેવકો ન જ રાખી શકાય. એમને કેવળ પેટપૂરતું તથા બની શકે ત્યાં લડતમાં જેલ જનાર કે મરણ પામનાર ગરીબ સ્ત્રીપુરુષોનાં આશ્રિતોને ગુજરાન જેટલું જ આપવાની છૂટ છે. પણ સ્વરાજ-સેવકો પાસેથી એ અપેક્ષા રાખવામાં આવે છે કે તેઓ હાડમારીઓ વેઠવી પડે તોપણ લડત ચાલુ રાખશે.

૫. ગમે તેવા સંજોગોમાં પણ બ્રિટનના તેમજ બીજા દેશના તમામ વિદેશી કાપડનો બહિષ્કાર કર્યે જ છૂટકો છે.

૬. સૌ મહાસભાવાદી સ્ત્રીપુરુષો હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદી જ વાપરે. તેઓ દેશી મિલોમાં બનેલું કાપડ પણ ન વાપરે.

૭. દારૂની અને વિદેશી કાપડની દુકાનો પર મુખ્યત્વે બહેનો જોશભેર પણ હમેશાં સંપૂર્ણ અહિંસા જળવાય એવી જ રીતે ચોકી કરે.

૮. ગેરકાયદે મીઠું બનાવવાનું અને ઉપાડવાનું કામ ફરી શરૂ કરવામાં આવે.

૯. મજલિસો ભરવામાં આવે તો તેમાં એવા જ લોકો જોડાય જેઓ પોતાની જગાએથી ચસ્યા વિના લાઠી કે ગોળીનો મારો ઝીલી શકે.

૧૦. અહિંસક યુદ્ધમાં પણ જુલમગારે બનાવેલા માલનો બહિષ્કાર સંપૂર્ણપણે ધર્મ્ય છે, કેમકે જુલમગાર જોડે વેપારનો સંબંધ વધારવા કે ટકાવવાનો જુલમનો બોજ થઈ પડવાનો ધર્મ કદી હોવો જ નથી. તેથી બ્રિટિશ માલનો તથા વેપારી પેઢીઓનો બહિષ્કાર ફરી શરૂ કરીને જોરશોર ચલાવવામાં આવે.

૧૧. જેમાં નીતિઅનીતિનો સવાલ ન હોય એવા કાયદાઓનો અને પ્રજાને નુકસાનકારક એવા હુકમોનો સવિનય ભંગ જ્યાં જ્યાં શક્ય અને યોગ્ય લાગે ત્યાં ત્યાં તેવો સવિનય ભંગ કરવામાં આવે.

૧૨. ઑર્ડિનન્સની રૂએ કરેલા તમામ અન્યાયી હુકમોનો સવિનય ભંગ કરવામાં આવે.

## વાઈસરૉયનો જવાબ ૨-૧-૩૨

વાઈસરૉય અને તેમની સરકારે તમારા પહેલી જાન્યુઆરીના તાર પર વિચાર કર્યો છે. તેમને એ જોઈને ઘણી દિલગીરી થાય છે કે કાર્યવાહક સમિતિએ તમારી સલાહથી ઠરાવ કર્યો છે કે, તમારા તારમાં અને ઠરાવમા જણાવેલી કેટલીક ચોક્કસ શરતો પૂરી ન થાય તો હિંદુસ્તાનમાં વ્યાપક સવિનય ભંગ ફરી શરૂ થશે. વડા પ્રધાનના જાહેરનામામાં જણાવેલી રાજ્યતંત્રમાં સુધારા દાખલ કરવાની નીતિનો જલદી અમલ કરવાનો શાહી સરકાર તેમજ હિંદી સરકારનો ઇરાદો જોતાં તો એ વસ્તુ વધારે દિલગીરી ઉપજાવે એવી છે.

કોઈ પણ સરકાર; જે પોતાની જવાબદારી બજાવવા ઇચ્છે છે, તેના ઉપર કોઈ પણ રાજનૈતિક પક્ષ ગેરકાયદે કાર્ય કરવાની ધમકી આપીને શરતો લાદી ન શકે, અને સરકારે સંધિનો પૂરો વિચાર કરીને અને બધા ઉપાયો કરી લીધા પછી જે પગલાં લીધા છે, તેની આવશ્યકતા વિષેના તમારા નિર્ણય ઉપર તેની નીતિનો આધાર રહેવો જોઈએ એ તમારા તારમાં અભિપ્રેત રહેલી સ્થિતિ પણ હિંદી સરકાર સ્વીકારી શકે એમ નથી. વાઈસરૉય અથવા સરકાર એમ ભાગ્યે જ માની શકે છે કે તમે અથવા કાર્યવાહક સમિતિ એમ ધારો છો કે સવિનય ભંગની ધમકી હેઠળ વાઈસરૉય કશા પણ લાભની આશાથી તમને મુલાકાતને સારુ બોલાવશે. મહાસભાએ જે પગલું લેવાનો ઇરાદો જાહેર કર્યો છે, તેનાં પરિણામો જે કંઈ આવે તેને

સારુ વાઈસરોય અને સરકાર તમને અને મહાસભાને જવાબદાર ગણશે અને તેને પહોંચી વળવાને સરકાર બધા આવશ્યક પગલા લેશે.

ગાંધીજીનો જવાબ તા ૩-૧-'૩૨

તમારા આજના તાર માટે ધન્યવાદ. વાઈસરોય અને તેમની સરકારના નિર્ણય માટે હું દિલગીરી જાહેર કર્યા વિના રહી શકતો નથી. પ્રામાણિક અભિપ્રાય જાહેર કરવાને ધમકી ગણવી એ ખોટું છે. હું સરકારને યાદ આપુ કે, દિલ્હીની વાટાઘાટ સવિનય ભંગ ચાલુ હતો ત્યારે શરૂ થઈ અને ચાલી હતી અને જ્યારે સંધિ થઈ ત્યારે સવિનય ભંગ છોડી દેવામા નહોતો આવ્યો, પરંતુ માત્ર મુલતવી રાખવામા આવ્યો હતો. અને હું લંડન ગયો તે પહેલા ગયા સપ્ટેમ્બર મહિનામા આ સ્થિતિ સિમલામાં ફરી સ્પષ્ટ કરવામા આવી હતી અને વાઈસરોયે અને સરકારે તે કબૂલ રાખી હતી તે વખતે મેં એ સ્પષ્ટ કર્યું હતુ કે, મહાસભાને સવિનય ભંગ કદાચ ફરી શરૂ કરવો પડે, છતા સરકારે વાટાઘાટ તોડી ન પાડી. સરકારે એ સ્પષ્ટ કર્યું કે, સવિનય ભંગની સાથે હુકમના ભંગની સજા પણ આવવાની, પણ તેથી મારી દલીલ પર તેની કશી અસર નથી થતી, અને માત્ર સત્યાગ્રહીઓ બદલામા જે મેળવવાના છે તેની જ એ સાબિતી આપે છે. મારું આ વલણ સરકારને ન ગમ્યુ હોત તો તે મને લંડન ન મોકલત. પરંતુ અહીંથી લંડન જતી વખતે વાઈસરોયે તો મને આશીર્વાદ મોકલી આપ્યો હતો.

સરકારની કોઈ પણ નીતિ મારા નિર્ણય પર આધાર રાખે એવો મેં દાવો કર્યો છે એ કહેવું સાચુ નથી, મને ન્યાય કરનારું નથી. પણ એ જરૂર કહું છું કે, કોઈ પણ લોકપ્રિય અને બંધારણવાળી સરકાર જાહેર સસ્થાઓ અને તેમના પ્રતિનિધિઓની સૂચનાઓને આવકારલાયક ગણશે અને તેના ઉપર સહાનુભૂતિપૂર્વક વિચાર ચલાવશે અને તેમનાં કામો અથવા ઓર્ડિનન્સો જેને વિષે પ્રજામત વિરુદ્ધ હશે તેને વિષે બધી મળી શકે એટલી ખબરો આપી મદદ કરશે મારા તારનો બીજો કશો અર્થ નથી થતો એવો મારો દાવો છે. કોની સ્થિતિ વાજબી હતી તે એક્લો સમય જ નક્કી કરી શકશે.

દરમિયાન હું સરકારને ખાતરી આપવા ઇચ્છુ છુ કે, લડત દ્વેષ વિના અને સંપૂર્ણ અહિંસક ચાલે તે માટે મહાસભા તરફથી દરેક રીતે પ્રયત્ન કરવામાં આવશે મને, અને મહાસભાને કે જેનો હું એક નમ્ર પ્રતિનિધિ છું. એ યાદ આપવાની ભાગ્યે જ જરૂર હતી કે અમે અમારા કાર્યનાં બધા પરિણામોને માટે જવાબદાર છીએ.

ભગવડને ખાતર બધા તાર અહીં એક સાથે આપી દીધા છે. બાકી તે તારોની આવજામાં છ દિવસ જેટલો સમય ગયો હતો ૩૦મી ડિસેંબરે ગોળમેજી પરિષદમાં વેપારી હિતોના પ્રતિનિધિ તરિકે ગયેલા મિ. બેન્થોલે ગાંધીજીની મુલાકાત લીધી. ગાંધીજીના વચનથી વેપારીઓને સ્વાભાવિક રીતે જ ભય ઉપજ્યો હતો અને પછીના બનાવોથી પુરવાર પણ થયું કે પ્રજાના હાથમાં બહિષ્કારનું શસ્ત્ર કેવું બળવાન છે પરંતુ એ જ મિ. બેન્થોલ અને વફાદાર વર્ગના એમના બીજા સાથીઓએ ગોળમેજી પરિષદમાંથી પાછા ફર્યા બાદ એક 'ખાનગી પત્રિકા'માં પોતાના અભિપ્રાયો જે ભાષામાં વ્યકત કર્યા હતા, તે આજે પણ ડંખ્યા વિના રહે તેમ નથી. તે ખાનગી પત્રિકામાંથી આપણે અહીં કેટલાક ઉતારા ટૂંકમાં ટાંકીશું.

" અમે લંડન અલબત્ત સમાધાની કરવા માટે ગયા હતા, પરંતુ યુરોપિયન વેપારી મહામંડળે આર્થિક અને વેપારી સલામતીઓ વિષે જે નીતિ નક્કી કરી આપી હતી તેને તત્ત્વમાં પૂરેપૂરી રીતે વળગી રહેવાનો અમારો નિર્ણય એટલો જ દૃઢ હતો . . . એ તો ચોકસ જ હતું કે મહાસભા, હિંદુ સભા અને હિંદી વેપારી મહામંડળ ભેગા થઈને આ સલામતીઓની દરખાસ્તોને મોળી કરવાનો પ્રયાસ કરશે જ.

"જો તમે પરિષદની છેલ્લી બેઠકનાં પરિણામો ધ્યાનપૂર્વક તપાસશો તો તમને સ્પષ્ટ જણાશે કે ગાંધી તેમજ હિંદી વેપારી મહામંડળ સેંટ જેમ્સ પેલેસની તેમની મુલાકાતથી બ્રિટિશ સરકાર પાસેથી જરા સરખી પણ છૂટ સુદ્ધાં મેળવી શક્યા નથી. વાસ્તવિક રીતે ગાંધી હિંદુસ્તાનમાં ખાલી હાથે જ પાછા આવ્યા છે.

"બીજી પણ એક બાબત છે. તેમણે કોમી પ્રશ્નનો નિકાલ લાવવાનું માથે લીધું હતું, પરંતુ તેમાંય તે નિષ્ફળ નીવડ્યા.

' મુસલમાનોની ટુકડી મજબૂત તથા ખંતીલી હતી. રાષ્ટ્રીય મુસ્લિમ પક્ષના અલી ઇમામ પણ સીધા જ ઊતર્યા. બધા મુસલમાનો ઉસ્તાદીથી બાજી રમ્યા. તેમણે અમને ટેકો આપવાનું વચન આપ્યું

હતું અને તેમણે તે આપ્યા પણ ખરા. ગનામા તેનણે અમને કહ્યું કે ગંગાગમા તેમના ભાઈઓની આર્થિક હાલત અમારે જૂની જાછએ નહિ અને યુરોપિયન પેઢીઓમા તમને જ્યાંઆ મળે તે માટે બનતુ કરવુ જોઈએ, જેથી તમની આર્થિક દશા સુધરે અને લોકમા તેમની પ્રતિષ્ઠા જામે

"સરકારે, ઇંગ્લંડની બ્રિટિશ પ્રજાની અને હિંદુસ્તાનની અંગ્રેજ કોમની નીતિ એક હતી અને ત એ કે (ઇંગ્લંડની દૃષ્ટિએ) રાષ્ટ્રીય નીતિ નક્કી કરી તન વળગી રહવુ પરંતુ સામાન્ય ચૂંટણી બાદ સત્તા ઉપર આવતા સ્થિર સરકારના મુખ્ય કૉન્ઝર્વેટીવ પક્ષે પરિષદ તોડી નાખવાનો તથા તે પરિષદ તેમજ મહાસભા સાથે લડી લેવાનો નિર્ણય કરી દીધો મુસલમાનો કે જેમને મધ્યસ્થ સરકારમા જવાબદાર તંત્ર જોઈતું ન હતુ, તેઓ ખુશી થયા સરકાર પોતાની નીતિમા ચોખ્ખો પલટો ખાધો. અને માત્ર પ્રાંતિક સ્વરાજ આપીને મધ્યસ્થ સરકારમા સુધારાના વચનોથી જ પતવવાનું નક્કી કર્યું અમે તો એ નક્કી કરી દીધું હતું કે મહાસભા સાથે લડાઈ થવાની જ, તો પછી તે જેમ બને તેમ જલદી થાય તે વધારે સારું પરંતુ એ પણ નક્કી કે આપણે પૂરેપૂરી જીત મેળવવી હોય તો હિંદી પ્રજામાંથી બને તેટલા લોકોને આપણા પક્ષમા મેળવી લેવા જોઈએ

"મુસલમાનો તો હતા જ લઘુમતી કોમોનો કરાર અને સરકારનુ સામાન્ય વલણ જ એવુ હતુ કે તેઓ તો સરકારના પક્ષમા રહે જ તે જ પ્રમાણે રાજામહારાજાઓ અને બીજી લઘુમતી નમોનું પણ હતું

"પરંતુ અગત્યની બાબત તો સપ્રુ, જયકર, અને એવાઓને પક્ષમા લઈ શેરીમાના સામાન્ય હિંદુને પક્ષમા લઈ લેવો એ હતી તેઓને મહાસભા સામે લડતા ન કરી શકીએ તો કાંઈ નહિ, પણ તેઓ મહાસભાના પક્ષમા તો ન જ ભળવા જોઈએ તેટલું કરવા માટે એક માત્ર જ ઉપાય હતો અને તે એ કે, તેમના દિલમા એવી ખાતરી ઊભી કરવી કે ફેડરેશનની યોજના હવે પડતી નહિ જ મુકવામા આવે અને હિંદુસ્તાનના યુરોપિયનોનો પણ તે બાબતમા

ટેકા જ છે. એટલે અમે એ પ્રમાણે જ વર્ત્યાં. અમે સરકારને ભારપૂર્વક ઠસાવ્યું કે આ લોકોને આપણી શુભનિષ્ઠાની ખાતરી થાય તેનો એક જ ઇલાજ છે. અને તે એ કે પ્રાંતિક અને મધ્યસ્થ બંધારણો એકઠાં જ રજૂ કરવા.

"એકલુ પ્રાંતિક સ્વરાજ હિંદ પર ઠોકી નહિ બેસાડી શકાય કારણ કે એકલા મુસલમાનો તેનો અમલ નહિ કરી શકે. એક બાજુ મહાસભાના હાથમાં આવેલા પ્રાંતો હોય અને બીજી બાજુ વિરોધી મધ્યસ્થ સરકાર હોય, એમાં ભારે ઝઘડા ઊભા થવાનો સંભવ છે. કારણ કે દરેક પ્રાંત કલકત્તા કોરપોરેશન જેવો બની જાય. તેથી અમે વિચિત્ર દોસ્તીઓ કરી. સરકારને અમારી દલીલ ગળે ઊતરી અને પરિણામે, આખું હિંદુ હિંદ વિરોધી બનીને પરિષદ આખરે તૂટી પડે તેવી સ્થિતિ હતી તેને બદલે તેને માલવિયા જેવા માણસો સાથે ૯૯ ટકા ભાગનાં સહકારનાં વચનો મળ્યાં, અને ગાંધીજી સ્ટેન્ડિંગ કમિટીમાં જોડાવાની નામરજી બતાવતા રહી ગયા.

"મુસલમાનો યુરોપિયનોના પાકા દોસ્તદાર બન્યા છે. પોતાને મળેલા અધિકારોથી તેમને સંતોષ થયો છે અને આપણી સાથે રહી કામ કરવા તેઓ તૈયાર છે."

આ થોડાક ફકરાઓથી બ્રિટીશ કોન્ઝરવેટીવ સરકાર અને તેમના ગોઠિયાઓએ કામદાર સરકારે આપેલાં વચનો ઉપર પાણી ફેરવવા કેવી બાજી રચી હતી તેનો ખ્યાલ આવે છે. પરંતુ એમ ન માની લેવું જોઈએ કે મુસલમાન પ્રત્યાઘાતીઓ કે જેઓ પોતાના હીન સ્વાર્થને માટે દેશને વેચવા તૈયાર થયા હતા, અને બ્રિટિશ પ્રત્યાઘાતીઓ કે જેમને હિંદને શાશ્વત ગુલામ રાખવું હતું, તેઓ અચાનક જ એકબીજા સાથે મળી ગયા. ખરી વાત એ છે કે ગોળમેજીની બીજી બેઠકની અગાઉ જ હિંદ અને ઇંગ્લંડમાં તેના પાયા નંખાઈ ચૂક્યા હતા. વસ્તુતઃ ગાંધીજી અને ઇરવીને સંધિ કરી તે જ વેળા દેશમાંનાં જે પ્રત્યાઘાતી બળોને એવી સંધિ ગમતી નહોતી તેઓએ તરત જ એકત્રિત થઈ હિંદી રાષ્ટ્રવાદીઓને

ઠરાવવા બળ એકઠું કરવા માંડ્યુ હતુ* અને આ કાવતરાનો મુખ્ય ભાગ હિંદી સરકારના કેન્દ્ર સિમલા ખાતે જ રચાયો હતો

કારોબારી સમિતિએ યુદ્ધનું કહેણુ મોકલ્યું કે તરત જ સવા સભ્યો પોતપોતાના પ્રાંતમા ગયા પરંતુ તેમને બહુ કામ કરવાપણુ રહ્યું નહિ ૪ થી માર્ચ ૧૯૩૧ના રોજ જ્યાથી યુદ્ધ પડતુ મૂકવામા આવ્યું હતુ, ત્યાંથી સરકારે જ યુદ્ધ શરૂ કર્યું-સધિ દરમિયાન હજારો લાઠી માટે ઓર્ડરો અપાઈ ચૂક્યા હતા જ આ સધિના સમયમા સરકાર પૂર્ણ તૈયારીઓ કરી રહી હતી કારણ કે કોઈ પણ સમયે અને ગાધી પાછા ફરતા તો ચોક્કસ યુદ્ધ શરૂ થાય એવુ તેણે માન્યુ જ હતુ નવ ઓર્ડિનન્સો તો પ્રગટ કરી દેવામા આવ્યા હતા અને બીજા વાઈસરોયના ખિસ્સામા તૈયાર હતા સરકારનો હુમલો તરત જ ૪થી જાન્યુઆરી ૧૯૩૨ના રોજ શરૂ થયો બધી મહાસભાની સસ્થાઓ અને મહાસભાને સાથ આપનારી સસ્થાઓ પર પ્રતિબધ જાહેર થયો અને મહાસભાવાદીઓને ગુનો કર્યો હોય કે ન કર્યો હોય છતા પકડવામા આવ્યા મહાસભાને તો નવેસરથી બધી રચના કરવાની હતી ૧૯૩૦મા તો લાઠીરાજ્ય મોડુ શરૂ થયુ હતુ પરતુ ૧૯૩૨મા સત્યાગ્રહીઓને લાઠીએ આરભમા જ નવાજ્યા ૭ જ અઠવાડિયામા બધુ ખતમ કરવાનો લોર્ડ વિલિંગડનનો ઇરાદો હતો ૧૯૩૦મા ગુજરાતના જે તાલુકાઓ ખેદાનમેદાન થયા હતા ત્યા જવાનો ગાધીજીનો ઇરાદો હતો, પરંતુ તેમ થવુ શક્ય જ ન હતુ ગાધીજી અને સરદાર વલ્લભભાઈને તુરત જ ૪થી જાન્યુઆરીએ સવારમા જ ઉપાડી લેવામા આવ્યા ખાન સાહેબ અને જવાહરલાલ તો આગળથી ગયા હતા બીજા હિંદી

* હાલમા આગાખાને ગોળમેજી પરિષદમા પોતે કરેલા કામ બદલ હિંદુસ્તાનના કોઈ ભાગમા પોતાને રાજા બનાવવા કરેલી માગણી બાબત ધારાસભામા જાહેર થયેલી વસ્તુઓથી આ કાવતરા ઉપર વધુ પ્રકાશ પડે તેમ છે

આગેવાનો પણ ગયા ૧૯૨૧મા તીસ હજાર સત્યાગ્રહીઓ પકડાયા હતા તેની જગ્યાએ ૧૯૩૦-૩૧મા થોડા જ માસમા નેવુ હજાર સ્ત્રીપુરુષ અને બાળકો ગિરફતાર થયા ઉપરાત કેટલાકને નાસી પડી તેનો તો હિસાબ જ નથી, પરતુ આનાથી ચાર ગણી સખ્યા તો હશે જ નેતાઓની તમામ પ્રવૃત્તિઓ મારીપીટીને સબંધ કરવી દેવામા આવી કેદીઓને મારવાની જૂની રીત પણ તરત જ અખત્યાર કરવામા આવી ખાનગી માહિતી કઢાવવા માટે અસહ્ય માર મારવામા આવતો વર્ણવતા પણ કપારી છૂટે એવા અત્યાચારો શોધવામા આવ્યા અને અમલમાં મૂકવામા આવ્યા હાઈ કોર્ટના એક એડવોકેટ પાસેથી તેનુ નામ અને સિરનામુ કઢાવવા માથાના વાળ એક પછી એક ખેંચી કાઢવામા આવ્યા હતા એ ઉપરથી ગામડામા તો શુ થયુ હશે તેની કલ્પના જ કરી લેવી

નવી પરિસ્થિતિને અનુકૂળ એવા નવા આર્ડિનન્સો કાઢવામા આવ્યા આ બધા ઑર્ડિનન્સો જુદે જુદે સમયે કાઢવામા આવ્યા હતા પરતુ તે બધાનો સામટો ખ્યાલ આવે તે માટે તેમને ભેગા જ અહીં વર્ણવીશ ગાધીજી લડનમા હતા ત્યારે બગાળામા ઑર્ડિનન્સ કાઢવામા આવ્યો હતો તેનો ઉલ્લેખ આગળ કર્યો છે ક્રાતિકારી ચળવળને દબાવી દેવા અને ક્રાતિકારી ગુનાઓનો જલદીથી નિકાલ કરવા આ આર્ડિનન્સ કાઢવામા આવ્યો હતો એમ જાહેર કરવામા આવ્યુ હતુ

આ ઑર્ડિનન્સ મુજબ, સ્થાનિક સરકારની પરવાનગીથી કોઈ પણ સરકારી અધિકારી ગમે ત્યારે કોઈ પણ માણસને તેનુ નામ ઇત્યાદિ પૂરુ પાડવા તેમજ તેની હિલચાલ જણાવવા ફરજ પાડી શકે, તથા તેણે આપેલી ખબર સાચી છે કે નહિ તેની ખાતરી કરવા તેને એક દિવસ પકડી રાખી શકે તથા તેને પકડવામા, તે આવશ્યક એવા ગમે તે પગલાં લઈ શકે વળી સ્થાનિક સરકાર કોઈ પણ માણસને તેનુ મકાન અસ્બાબ સરસામાન સાથે ગમે તેટલા વખત માટે સરકારને સોપી દેવાની ફરજ પાડી શકે તથા બદલામા તેને કાંઈ

કિંમત આપે યા ન પણ આપે તે જ પ્રમાણે કોઈ પણ ડિસ્ટ્રીક્ટ મૅજિસ્ટ્રેટ કોઈ પણ માણસ પાસેથી તેની વસ્તુ કાંઈ બદલો આપીને કે આપ્યા વિના લઈ શકે, કોઈ પણ મકાન કે સ્થાનમા તેમજ રેલવેમા પણ પ્રવેશ કરવાની મનાઈ કરી શકે કોઈ પણ વાહનના માલિક પાસેથી તેનું વાહન માગી લઈ શકે, હથિયારો અને દારૂગોળાના વેચાણ ઉપર પ્રતિબંધ મૂકી શકે તથા તેનો કબજે લઈ શકે, કોઈ પણ જમીનદારને કે રિક્ષકને કાયદો અને વ્યવસ્થા જાળવવાના કામમા વેઠે પકડી શકે તથા કોઈ પણ મકાનમા તપાસ કરવાનું વૉરંટ કાઢી શકે સ્થાનિક સરકાર અમુક વિભાગની સમગ્ર વસ્તી પર સામટો દંડ નાખી શકે તેમાથી કોઈ પણ વ્યક્તિ કે વર્ગને બાતલ રાખી શકે તથા દરેકને ભાગે આવતી રકમ દંડ તરીકે કે સરકારની મહેસૂલના લહેણા તરીકે વસૂલ કરી શકે આનો ભંગ કરનારને છ માસની સજા કે દંડ અગર બેઉ થઈ શકે નાસતા ફરતા આરોપીઓ સાથે કોઈ સંબંધ ન રાખવામા આવે તે માટે, તેમની માહિતી મેળવવા માટે, સરકારની પ્રજાના જાનમાલ ઉપર હુમલા થતા અટકાવવા માટે, શહેનશાહના લશ્કર અને પોલીસોની સહીસલામતી માટે તથા કેદીઓને સુરક્ષિત રાખવા માટે કાયદા કરવાની સ્થાનિક સરકારને સત્તા આપવામા આવી તથા ઑર્ડિનન્સ મુજબ લેવાયેલા કોઈ પણ પગલા વિરુદ્ધ દીવાની કોર્ટમા કામ ન ચાલી શકે તેમ ઠરાવવામા આવ્યુ સ્થાનિક સરકારને યોગ્ય લાગે તે કેસો ચલાવવા માટે ખાસ અદાલતો અને મૅજિસ્ટ્રેટો નીમવાની પણ સત્તા આપવામા આવી અને તેના કામકાજના પણ ખાસ નિયમો ઘડવામા આવ્યા તે ખાસ અદાલતો અમુક પ્રસંગોએ આરોપીની ગેરહાજરીમા પણ કામ ચલાવી શકે એમ ઠરાવવામા આવ્યુ સંયુક્ત પ્રાંતનો ઑર્ડિનન્સ ૧૪મી ડિસેમ્બરના ગેજ બહાર પાડવામાં આવ્યો હતો આ ઑર્ડિનન્સ મુજબ સરકારને, સ્થાનિક અમલદારને કે જમીનદારને ભરવાની રકમો જમીનમહેસૂલની બાકી રકમ તરીકે વસૂલ કરવાની સ્થાનિક સરકારને સત્તા આપવામાં આવી સ્થાનિક સરકારને જે કોઈ માણસ જાહેર સલામતીને જોખમ પહોંચે એવી રીતે વર્તતો લાગે

તો તે તેને અમુક ચોક્કસ હદમાં ન રહેવાનો, અગર અમુક વિભાગમાંથી ચાલ્યા જવાનો, અગર અમુક પ્રકારનું વર્તન રાખવાનો હુકમ આપી શકે અને એ હુકમ એક મહિના સુધી કાયમ રહી શકે. સ્થાનિક સરકાર કોઈ પણ મકાન અગર જમીનો તેના રાચરચીલા સાથે તેના માલિક પાસેથી બદલો આપીને કે આપ્યા વિના કબજે લઈ શકે. ડિસ્ટ્રીક્ટ મૅજિસ્ટ્રેટ કોઈ પણ મકાન અગર જગ્યામાં દાખલ થવા સામે પ્રતિબંધ મૂકી શકે તથા વાહનના માલિકને તેના વાહન બાબત ગમે તે હુકમ આપી શકે. કાયદો અને વ્યવસ્થા જાળવવામાં મદદ કરવા કોઈ પણ જમીનદાર, સ્થાનિક સ્વરાજ્યના અમલદાર અગર શિક્ષકને ફરજ પાડી શકાય. જે માણસ જમીનમહેસૂલ અગર સરકારનું બીજું લહેણું ન ભરવાની લોકોમાં હિલચાલ કરે તેને ૨ વર્ષની સજા કે દંડ અથવા બેઉ કરવામાં આવે. જે માણસ સરકારી નોકરને પોતાની ફરજ ન બજાવવાનું સમજાવે અગર કોઈને પોલીસની કે લશ્કરની નોકરીમાં ન જોડાવાનું કહે તેને એક વર્ષની કે દંડની સજા થાય.

સ્થાનિક સરકાર અમુક પ્રદેશના સઘળા રહેવાસીઓ ઉપર સામુદાયિક દંડ નાખી શકે. અને તેને સરકારની મહેસૂલબાકી તરીકે વસૂલ કરી શકે. જે કોઈ માણસ જપ્ત થયેલા પુસ્તકનું લખાણ વાંચી બતાવે તેને ૭ મહિનાની કે દંડની સજા થાય. ૧૬ વર્ષથી નીચેની ઉંમરના છોકરાઓનો જે કંઈ દંડ થાય તે તેના પિતા કે વાલી પાસેથી વસૂલ કરી શકાય તથા તે ન ભરે તો તેણે પોતે જ તે ગુનો કર્યો હોય એવી રીતની તેને સજા થાય. દીવાની કોર્ટમાં આ હુકમ સામે કેસ ચલાવી શકાય નહિ.

સરહદ પ્રાંતના ત્રણ ઑર્ડિનન્સો ૨૪મી ડિસેમ્બરે બહાર પડ્યા હતા તેમાંનો એક તો સરકારનું માગતું ન ભરવામાં આવે તે બાબતનો યુક્ત પ્રાંતના ઉપર વર્ણવેલા ઑર્ડિનન્સ જેવો જ હતો.

બીજા ઑર્ડિનન્સ નીચે પ્રમાણે હતો :

વૉરન્ટ વગર કોઈ પણ માણસને પકડી શકાય અને બે માસ સુધી તેને અટકમાં રાખી શકાય તથા સ્થાનિક સરકારની

પરવાનગીથી તે મુદત વધારી શકાય. સ્થાનિક સરકાર કોઈ પણ માણસને અમુક વિભાગમાં દાખલ થવા કે રહેવા અથવા તેમ ન કરવા અથવા અમુક પ્રકારે વર્તવા હુકમ આપી શકે. આ હુકમ પ્રમાણે ન વર્તનારને બે વર્ષની સજા થઈ શકે. સ્થાનિક સરકાર કોઈ પણ ખાનગી મકાનનો કબજો લઈ શકે. ડિસ્ટ્રીકટ મૅજિસ્ટ્રેટ કોઈ પણ મકાનમાં કે કોઈ પણ રસ્તે થઇને અવરજવર કરવાની બંધી કે નિયમન કરી શકે. સ્થાનિક સરકાર કોઈ પણ વેપારી અગર માલ બનાવનાર ઉપર માલની લેવડદેવડ બાબત અંકુશ મૂકી શકે તથા તેનો બધો કે થોડો માલ પોતાને કબજે લઈ શકે. તે જ પ્રમાણે કોઈ પણ વસ્તુના માલિક પાસેથી તે વસ્તુનો કબજો માગી શકે. ડિસ્ટ્રીકટ મૅજિસ્ટ્રેટ વાહનોના માલિક ઉપર અંકુશ મૂકી શકે તથા વાહનોનો કબજો માગી શકે. શસ્ત્રો અગર દારૂગોળાના વેચાણ ઉપર ડિસ્ટ્રીક્ટ મૅજિસ્ટ્રેટ નિયમન મૂકી શકે. સ્થાનિક સરકાર કાયદો અને વ્યવસ્થાની જાળવણી માટે કોઈ પણ માણસને ખાસ પોલીસ અમલદાર તરીકે નીમી શકે તથા કોઈ પણ જમીનદાર અગર શિક્ષકને વેઠે પકડી શકે. ડિસ્ટ્રીકટ મૅજિસ્ટ્રેટ પોસ્ટ, તાર, ટપાલ, ટેલિફોન અને વાયરલેસના વ્યવહારો ઉપર સંપૂર્ણ અંકુશ રાખી શકે અને રેલવેટ્રેન અથવા વહાણમાં ગમે ત્યારે જગા ખાલી કરાવી શકે અગર ચોક્કસ માણસ અથવા સામાનને એક જગાએથી બીજી જગ્યાએ લઈ જવાનું ના પાડી શકે. કોઈ પણ ખાનગી જગ્યાએ જાહેર સભા હોય અને પ્રવેશ માટે ટિકિટો રાખી હોય છતાં પણ કોઈ પણ પોલીસ અમલદારને ડિસ્ટ્રીકટ મૅજિસ્ટ્રેટ તેમાં હાજર રાખી શકે.

સરકારી નોકરોમાં બેદિલી ફેલાવવાની તથા લશ્કરમાં કે પોલીસ ટુકડીમાં ભરતી ન થવા સમજાવવાની, તથા અમુક વિભાગો ઉપર સમુદાયિક દંડ નાખવાની, સરકારના ખાનગી કાગળો જાહેર કરવાની, સગીરના ગુના માટે વાલીને જવાબદાર ગણવાની તથા ખાસ કોર્ટો નીમવાની વિગતો લગભગ સંયુક્તપ્રાંતના ઑર્ડિનન્સમાં જણાવ્યા મુજબની જ હતી.

ત્રીજા ઑર્ડિનન્સ પ્રમાણે સ્થાનિક સરકાર, કોઈ પણ સ્થાનને ગેરકાયદેસર મંડળના ઉપયોગ માટે વપરાતું

જાહેર કરી તેના માલિકને બહાર કાઢી તેનો કબજો લઈ શકે. મેજિસ્ટ્રેટ તેમાંની જંગમ મિલકતનો પણ કબજો લઈ શકે અને સ્થાનિક સરકાર તેને જપ્ત થયેલી જાહેર કરી શકે. આવી રીતે 'નોટિફાય' કરેલી જગ્યાઓમાં દાખલ થનાર ઉપર અનધિકારપ્રવેશના ગુનાસર કામ ચલાવવામાં આવે. ગેરકાયદેસર મંડળોના પૈસા જપ્ત કરવામાં આવે તથા અમુક માણસને ત્યાં એ પૈસા જમા મૂકવામાં આવ્યા છે તેવો સરકારને શક જાય તો તેને તે બાબતના હિસાબો તપાસવા દેવાની તથા પૂરા પાડવાની તેમજ સરકારના હુકમ સિવાય તે રકમોની લેવડદેવડ ન કરવાની સ્થાનિક સરકાર ફરજ પાડી શકે.

3થી જાન્યુઆરીએ ચાર નવા ઑર્ડિનન્સો જાહેર કરવામાં આવ્યા.

(૧) ખાસ સત્તાઓ બાબતનો ઑર્ડિનન્સ.
(૨) ગેરકાયદેસર ઉશ્કેરણીનો ઑર્ડિનન્સ.
(૩) ગેરકાયદેસર મંડળોનો ઑર્ડિનન્સ.
(૪) પજવણી અને બહિષ્કારનો ઑર્ડિનન્સ.

પહેલા ત્રણ ઑર્ડિનન્સોની વિગતોની સામાન્ય માહિતી ઉપર વર્ણવેલા ઑર્ડિનન્સોમાંથી મળી રહે છે. ચોથા બોયકૉટ ઑર્ડિનન્સ પ્રમાણે:

કોઈ પણ માણસને હેરાનગતિ અગર તો એનો બહિષ્કાર કરવા માટે ૭ માસ અગર દંડની સજા થઈ શકે. કોઈ માણસ બીજાના કામમાં અડચણ નાખે અથવા તેના ઉપર બળ વાપરે અથવા તેને ધમકી આપે અથવા તેના લાગતાવળગતાને એ પ્રમાણે કરે અથવા તેના ઘર આગળ આંટા મારે અથવા તેની પાછળ પાછળ ફર્યા કરે અથવા તેની માલમિલકતને હરકત કરે અથવા બીજા માણસને તેને ત્યાં ન જવાનું અથવા તેની પાસે ન જવાનું અથવા તેની સાથે વ્યવહાર ન કરવાનું સમજાવે અથવા તેની પાસે અમુક કામ બળજબરીથી કરાવે અથવા તેને નુકસાન પહોંચાડે તો તે 'પજવણી' કરી કહેવાય. બહિષ્કારની વ્યાખ્યા પણ વિશાળ હતી. કોઈ માણસ સાથે કશી લેવડદેવડ કરવાની ના

પાડવી, કે તેને માલ આપવાની ના પાડવી અથવા તેને ઘર કે જમીન ભાડે ન આપવા અથવા તેનું રોજનું કામકાજ કરવા ના પાડવી, અથવા તેના લાગતાવળગતાને તેમ કરવા ના પાડવી અથવા ઉપરની વસ્તુઓ રોજની વાતુ રાજતોએ કે રિવાજ મુજબ કરવા ના પાડવી અથવા તેની સાથે વેપારધંધાનો સંબંધ રાખવા ના પાડવી, એ તેનો 'બહિષ્કાર' કર્યો ગણાય કોઈ પણ માણસને ચીડવવા માટે તેની હાડી કાઢનારને ૭ માસની સજા અગર દંડ થાય

આ ઉપરથી જણાશે કે આ ઓર્ડિનન્સો મુજબ ઘણી વિશાળ સત્તાઓ આપવાના આવી હતી અને લગભગ આખા દેશને તે લાગુ કરવામા આવ્યા હતા

આ આર્ડિનન્સોનો સમય પૂરો થતા આ સઘળી સત્તાઓને એક જ ઓર્ડિનન્સમા મૂકી દઈ ફરીથી ૭ માસ માટે તેવો ઓર્ડિનન્સ જાહેર કરવામા આવ્યો હતો અને નવેમ્બર ૧૯૩૨ મા તેનો રીતસર કાયદો કરવામા આવ્યો હતો

લગભગ શરૂઆતમા જ ૧૯૩૨ની ૨૬ માર્ચના રોજ સર સેમ્યુઅલ હોરે આમની સભામા કબૂલ કર્યું હતુ કે, 'આ ઓર્ડિનન્સો ઘણા સખત અને કડક હતા હિંદીઓના જીવનની લગભગ દરેક પ્રવૃત્તિને તે વ્યાપતા હતા સરકાર તેમને જાણી જોઈને તેટલા વ્યાપક બનાવ્યા હતા, કારણકે તેને ખાતરી થઈ હતી કે સંગ્રામને મૂળથી ઉખેડી નાખવાનો જ પ્રયાસ દેશમા થઈ રહ્યો હતો અને જો હિંદુસ્તાનને અરાજકતા તરફ જતો રાકવો હોય તો તે ઓર્ડિનન્સો તદ્દન જરૂરી હતા '

તહકૂબી દરમ્યાન જે છાપા વિષેનો કાયદો પસાર કરવામા આવ્યો હતો (નં ૨૩–૧૯૩૧) તે ૧૯૩૧ ના ઓક્ટોબરની નવમી તારીખે પૂરો થયે, પરતુ ૧૯૩૨ ના ક્રિમિનલ લૉ એમેન્ડમેંટ એકટમાં છાપા વિષેના કાયદાનો સમાવેશ કરી લઈ તેને કાયમનો કરવામા આવ્યો ૧૯૧૦ ના કાયદાના જેવી જ કલમો એ કાયદામા હતી આ ઉપર જણાવેલા હિંદી સરકારના ઓર્ડિનન્સો ઉપરાત મુંબઈ સરકારે ૧૯૩૨ ના નવેમ્બરમા પ્રોવિન્શિયલ ઓર્ડિનન્સનુ

એક મિને મંજૂર કર્યું હતુ તેમા ના કની હિલચાલ સામે પણ પૂરતી સત્તાઓ લઈ લેવામા આવી હતી

વસ્તુત આ બધા ઑર્ડિનન્સો અને દમનનીતિના પગલા વિષે તહકૂબીના વર્ષ (૧૯૩૧) દરમ્યાન જ બધુ નક્કી કરી રાખવામા આવ્યુ હતુ ખરી વાત એ છે કે, યુરેપિયન એસોશિયેશનના મુબઈ શાખાના મત્રીએ ગવર્નરની મુલાકાત પછી તરત જ ઑકટોબર મહિનામા આ સબધી એક પત્ર મુબઈ સરકારને લખ્યો હતો, અને અવિનય ભંગની હિલચાલને દાબી દેવા માટે સખત અને તાત્કાલિક પગલા લેવા સૂચવ્યુ હતુ આ બધુ લડનમા મહાસભાને રીઝવવાનો ડોળ ચાલી રહ્યો હતો તથા ગોળમેજી બેઠી હતી તે વેળા બન્યુ હતુ યુરોપિયન એસોસિયેશનના મત્રીએ તો એવી પણ સૂચના કરી હતી કે, મહાસભાના ફડો એક ખાસ ઑર્ડિનન્સ કાઢી શોધી કાઢવા અને જપ્ત કરવા વળી જે મિલોએ મહાસભાની શરતો કબૂલમજૂર રાખેલી હોય તેમને તે વચનો પાછા ખેચી લેવાનુ જણાવવુ અગર તેમનો માલ રેલવે મારફત લઈ જવો બધ કરવો રાજકીય હિલચાલ અને બહિષ્કારથી કોઈ પણ માણસ કાઈ લાભ ન ઉઠાવી શકે તે માટે પૂરતા અકુશો મૂકવાની પણ યુરોપિયનોએ સૂચના કરી હતી

૧૯૩૨–૩૩ ના બનાવો ૧૯૩૦–૩૧ ના જેવા જ હતા ફરક એટલો જ હતો કે આ વખતનુ યુદ્ધ વધારે ઉગ્ર તેમજ વધારે નિશ્ચિત હતુ દમનનીતિ પણ વધુ નિર્દય હતી અને પ્રજાના દુ ખનો પાર નહોતો

સરકારે પોતાનો હલ્લો ૪ થી જાન્યુઆરીની વહેલી સવારે મહાત્મા ગાંધી અને મહાસભાના પ્રમુખ સરદાર વલ્લભભાઈને પકડવાથી શરૂ કર્યો ઉપર જણાવેલા ૧૯૩૨ ના ઑર્ડિનન્સો તે જ સવારે બહાર પાડવામા આવ્યા અને કેટલાય પ્રાતોને લાગુ કરી દેવામા આવ્યા થોડા જ દિવસમા તો લગભગ આખા દેશને તે ઑર્ડિનન્સો લાગુ થઈ ગયા

મહાસભાની પ્રાતિક સમિતિઓ તથા પેટા સમિતિઓ, આશ્રમો, રાષ્ટ્રીય શાળાઓ અને બીજી રાષ્ટ્રીય સસ્થાઓ ગેરકાયદે

જાહેર થઈ, અને તેમનાં મકાનો, ફર્નીચર, ફંડ અને જંગમ મિલકત સૌ જપ્ત થયાં ઘણાખરા આગેવાન મહાસભાવાદીઓને પકડી લેવામાં આવ્યા આ પ્રમાણે મહાસભાને ટૂંક સમયમાં નેતા, ફંડ અને મકાનો વિનાની કરી મૂકવામાં આવી છતાં જે મહાસભાવાદીઓ બાકી રહ્યા તેમણે ગમે ત્યાંથી સાધનો મેળવીને કામ ચાલુ રાખ્યું કારોબારી સમિતિએ ઠરાવ્યું હતું કે, તેના સભ્યો પકડાઈ જાય એટલે તેમની જગ્યાઓ પૂરવી નહિ કારોબારી સમિતિએ સઘળી સત્તા પ્રમુખને સોંપી દીધી હતી અને પ્રમુખે તે સત્તા પોતાની પછી પ્રમુખપદે આવનારાઓને પણ આપી રાખી હતી પ્રમુખ વલ્લભભાઈએ પોતાની પાછળ પ્રમુખપદ કોને આપવું તેની લાંબી યાદી તૈયાર કરી રાખી હતી.

પ્રાંતોમાં, જિલ્લાઓમાં, તાલુકાઓમાં અને ગ્રામ સમિતિઓમાં પણ બધી સત્તા તે જ પ્રમાણે સરમુખત્યારોને સોંપી દેવામાં આવી હતી દરેક સરમુખત્યાર પોતાની પાછળનો માણસ નક્કી કરી તેને વિધિસર તે સત્તા સોંપતો જતો કયા કાયદાઓનો ભંગ કરવો તેની પસંદગી કરવી મુશ્કેલ હતી જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા કાયદાઓનો ભંગ કરવામાં આવ્યો.

મહાસભાના કામચલાઉ પ્રમુખ પણ આ વિષે આદેશો વખતોવખત બહાર પાડતા દારૂની દુકાનો ઉપર પિકેટીંગ, વિદેશી કાપડ અને બ્રિટિશ માલનો બહિષ્કાર આ વસ્તુઓ તો હતી જ ઉપરાંત યુક્ત પ્રાંતમાં અને બંગાળમાં થોડે અંશે નાકરની હિલચાલ પણ ઉપાડવામાં આવી બિહાર અને બંગાળના કેટલાક સ્થળોએ ચોકીદારી કર ન ભરવાની હિલચાલ પણ હતી મધ્યપ્રાંતો, વરાડ, કર્ણાટક, યુક્તપ્રાંતના કેટલાક ભાગો તથા બિહાર અને મદ્રાસમાં જંગલના કાયદાનો ભંગ કરવાની લડત પણ હતી ઘણી જગાએ મીઠાનો કાયદો તોડવા માટે મીઠું પકવવાની અને બિનજકાતી મીઠું વેચવાની હિલચાલ પણ હતી જ્યાં જ્યાં સભાઓ અને સરઘસો સામે પ્રતિબંધ હતો ત્યાં અવશ્ય તેનો ભંગ કરવામાં આવતો વખતોવખત કેટલાક દિનની ઉજવણી પણ કરવામાં આવતી અને તેમાં લોકોને ખૂબ રસ પડતો તે પ્રમાણે ગાંધી દિન, મોતીલાલ દિન, સીમાપ્રાંત દિન, શહીદ દિન,

ધ્વજ દિન, વગેરે ઊજવવામાં આવતા. સરકારે મહાસભાનાં કાર્યાલયો અને આશ્રમોનો કબજો લીધો હતો. આ સ્થાનોનો વિધિસર કબજો લેવાની લડત પણ હતી. આને 'દરોડા' નું નામ આપવામાં આવતુ. ઑર્ડિનન્સો મુજબ છાપખાનાનો ઉપયોગ મહાસભા કરી શકે એમ નહતું, તેથી ગેરકાયદે પત્રિકા, સમાચાર-પત્રો રિપોર્ટો વગેરે સાઇક્લોસ્ટાઇલથી કાઢવાનાં આવતાં, અને કેટલીક વાર પ્રેમ લાઈન વગર તે છપાત પણ ખરાં. પોલીસની તકેદારી છતાં આ પત્રિકાઓ નિયમિત કાઢવામાં આવતી અને આખા દેશમાં ખબા સમાચારો પહોંચતા. પોસ્ટ અને તારનો ઉપયોગ ન થઈ શકે તેમ હોવાથી મહાસભાએ પોતાની ટપાલ લઈ જવા લાવવાની અને મધ્યસ્થ ઑફિસથી પ્રાંતોમાં ટપાલ પહોંચાડવાની વ્યવસ્થા કરી હતી. કોઈ કોઈ વાર આ કામ કરતા સ્વયંસેવકો પકડાતા અને તેમને સજાઓ થતી. આ બધી વ્યવસ્થા ૧૯૩૦ ના પાછલા ગાળામાં શરૂ થઈ હતી. પરંતુ ૧૯૩૨ માં તે પૂરેપૂરી જામી હતી. સરકારને મૂંઝવનાર અને લોકોમાં ઉત્સાહ રેડનાર બીજી વસ્તુ તે મહાસભાનું વાર્ષિક અધિવેશન હતું. તે જ પ્રમાણે પ્રાંત પ્રાંતમાં અને જિલ્લે જિલ્લે મનાઈ હોવા છતાં પણ પરિષદો ભરવામાં આવતી. કેટલાંક સ્થળોએ રેલવેટ્રેનને સાંકળ ખેંચી અટકાવવાના પ્રયાસ પણ કરવામાં આવ્યા હતા. પરંતુ જવાબદાર લોકોએ એ તથા વગર ટિકિટે પ્રવાસ કરવાના કાર્યક્રમને વખોડી કાઢવાથી એને બંધ કરી દેવામાં આવ્યો.

પરંતુ આરંભમાં જ સરકારને માલૂમ પડી ગયું કે, નવી કૅમ્પ જેલો અને કામચલાઉ જેલો ખોલવામાં આવ્યા છતાં પકડાનારની સંખ્યાને પહોંચી વળાશે નહિ. તેથી જે લોકો લડતના આગેવાનો હોય કે જાણીતા હોય તેમને જ ચૂંટીને પકડવાનું સરકારે નક્કી કર્યું. જેલનો વહીવટ પણ હદપાર મુશ્કેલ બન્યો હતો. પંચાણું ટકાને 'ક' વર્ગમાં મૂકવામાં આવ્યા હતા. નામની સંખ્યાને 'બ' વર્ગમાં મૂકવામાં આવી હતી. 'અ' વર્ગમાં તો કોઈકને ભાગ્યે જ મૂકવામાં આવતા. વાચકને યાદ હશે કે ૧૯૩૦માં કેદીઓનું વર્ગીકરણ કરવાની પ્રથા દાખલ કરવામાં આવી હતી અને જો કે સરકારે કેદીઓમાં નાતજાતી કે બીજા એવા ભેદ પાડવાની સ્પષ્ટ ના પાડી હતી, તોપણ સરકારના શબ્દો ઉપરથી જ એમ લાગતું હતું કે સત્યાગ્રહી કેદીઓમાંના ઘણાને તેમના સામાજિક તેમજ આર્થિક મોભાને ધ્યાનમાં લઈ તે અવશ્ય 'બ' વર્ગમાં તો મૂકશે જ. પરંતુ ગ્રેજ્યુએટો, પ્રોફેસરો, વકીલો, તબીબો, વેપારીઓ, ઊંચી સ્થાના ખેડૂતો, સેવાભાવી કાર્યકરો, તેમજ જેમનો હજારો રૂપિયાનો દંડ કરવામાં આવ્યો હતો તેવા ધનિકોને પણ સામાન્ય ગુનેગારોની સાથે 'ક' વર્ગમાં જ મૂકી દેવામાં આવ્યા. જેમણે પોતાના દેશની મુક્તિ માટે તથા પોતાના અભિપ્રાયો માટે જેલનિવાસ સ્વીકાર્યો હતો તેઓ જેલના ગમે તેવા અપમાનજનક કાયદાઓ પાળવાની ના પાડે એ સ્વાભાવિક જ હતું. આને લીધે સત્યાગ્રહી કેદીઓને જેલ સત્તાધીશો સાથે ઘણી અથડામણો થતી અને કેટલીકવાર તેમને સજાઓ પણ થતી. જેલમાં કેદીઓને માર મારવાના અને તેમના પર બીજા સિતમો ગુજારવાના બનાવો પણ બન્યા. નાસિક જેલમાં બનેલા એક બનાવની અહીં ખાસ નોંધ લેવા જેવી છે. પગના અંગૂઠા પકડી બેસવાનો એક અપમાનજનક જેલનિયમ નહિ પાળવા માટે એક કેદી પર સિતમ ગુજારવામાં આવ્યો અને આ બનાવ બહાર આવતાં તપાસ થઈ જેને પરિણામે જેલર અને તેના આસિસ્ટંટને સજા થઈ. જેલોમાં કેદીઓ ઉપર લાઠી-ચાર્જ કરવાના પ્રસંગો અસામાન્ય નહોતા. કામચલાઉ જેલો પતરાના છાપરા ઊભા કરી ખોલવામાં આવી હતી. તેમાં શિયાળો, ઉનાળો કે ચોમાસામાં ભાગ્યે જ રક્ષણ મળતું.

અને ત્યાની અનારોગ્ય સ્થિતિ પણ અમલ હતી અલબત્ત કોઈક જેલોમા કેદીઓ પ્રત્યેનુ વર્તન મહન થઈ શકે એવુ હતુ, પરંતુ એ તો અપવાદરૂપે જ ગણાય કાયમી જેલોમાની કેટલીક પણ એવી જ ખરાબ હતી કેટલીક જેલોમા, ખાસ કરીને કૅપ જેલોમા સત્યાગ્રહી કેદીઓની શારીરિક સ્થિતિ સારી રહેતી નહિ મરડો સામાન્ય રોગ હતો અને ફેફસાના દરદો પણ જોવામા આવતા કેટલાકના મરણ જેલોમા જ થયા જેલોના અધિકારીઓના મિજાજ અને સ્વભાવ ઉપર જ જેલ વહીવટનો સામાન્ય આધાર રહેતો અને ભાગ્યે જ તેમનુ વર્તન ન્યાયી અગર સતોષકારક હોતું

સભાઓ અને સરઘસોને લાઠીચાર્જ કરી વિખેરી નાખવાનુ શરૂઆતથી જ અખત્યાર કરવામા આવ્યુ હતુ ઘણી જગ્યાએ આ લાઠીચાર્જથી ગભીર પ્રકારની ઈજાઓ થતી સભા કે સરઘસ જેવા અગર "દરોડા" નિહાળતા લોકોનુ મોટુ ટોળુ સામાન્ય રીતે ભાગતુ અને લાઠીચાર્જ કરવામા પ્રેક્ષકો કે સત્યાગ્રહીઓ કોઈનો ભેદભાવ ગણવામા આવતો નહિ સ્ત્રીઓ અને બાળકોને પણ છોડવામા આવતા નહિ

સરકારને ખબર પડી હતી કે સત્યાગ્રહીઓ ઉપર જેલ, અને બીજા ત્રાસ ગમે તેવા ગુજારવામા આવશે અગર તેમના ઉપર ગોળી ચલાવવામા આવશે તો પણ તેઓ નમતુ આપે એવા નથી પરંતુ જો તેમની માલમિલકત ઉપર હુમલો કરવામા આવશે તો તેઓ કદાચ નરમ પડશે. તેથી તેમણે ભારે દંડની સજાઓ ઠોકવા માંડી કેટલીક વાર હજારોની રકમનો દંડ કરવામા આવતો નાદાર માટે માત્ર ખાતેદારની મિલકત જપ્ત કરવામા આવતી એટલુજ નહિ પરંતુ તેનુ કુટુબ સયુક્ત હોય તો તેના કુટુબની અને કેટલીક વાર સગા-વહાલાની મિલકત જપ્ત કરવામા આવતી અને દંડાએ સુનાતી હજારોની માલમિલકત પાણીના મૂલે વેચી દેવામા આવતી કાયદા મુજબ ગમે તેટલી મિલકત કે માલમત્તા લઈ લેવામા આવે તેનો વાધો નહિ, પરંતુ કાયદા ઉપરવટ જઈને ગેરકાયદે કરજ ઉપર પણ અનેકગણી થતી અને બધી માલમિલકત નાગરિકો જ લૂટાઈ

જતી. જંગમ મિલકત ઉપરાંત ખેડૂતની પ્રાણથી પ્યારી જમીન અને ઘરબાર પણ છોડવામાં આવતાં નહિ. ગુજરાત, યુક્ત પ્રાંત અને કર્ણાટકમાં એવા અનેક ખેડૂતો છે જેમણે પોતાની જમીન હંમેશને માટે સત્યાગ્રહ યુદ્ધ દરમિયાન ખોઈ છે અને જેઓ હમેશને માટે ખુવાર થઈ ગયા છે. તેઓની જે ખાનાખરાબી થઈ છે તેનુ વર્ણન લોહીનાં આંસુ લાવે એમ છે. કેટલીક જગ્યાએ વધારાની પોલીસ મૂકી તેનુ ખરચખૂટણ તે તે ગામની વસ્તી ઉપર નાખવામા આવ્યુ હતુ. માત્ર બિહારમાં ચાર પાંચ સ્થળોનો જ હિસાબ ગણીએ તોપણ આ દંડ માટેની વસૂલાતમાથી સરકારને ૪ લાખ અને સિત્તેર હજાર મળ્યા હતા. આ વધારાની પોલીસથી જે ત્રાસ અને ભયનુ વાતાવરણ ફેલાતુ હતુ તેનુ વર્ણન અહીં શક્ય નથી. બંગાળના મિદનાપોર જિલ્લામાં આ પોલીસનો એવો ત્રાસ પ્રવર્ત્યો હતો કે વસ્તીએ પોતાની મિલકત ખાલી કરી હિજરત કરી હતી અને પાસેનાં પરગણાઓમા વસવાટ કર્યો હતો. તેમ કરવામાં તેમને અસહ્ય દુઃખો અને મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો હતો અને અનેક સ્ત્રીઓએ કષ્ટથી જ મરણ પામી હતી. કેટલીક જગ્યાએ ગોળીબારના બનાવો પણ બન્યા હતા. સીમા પ્રાંતને એ બાબતમાં વધુમાં વધુ વેઠવું પડ્યું હતુ.

આ વર્ણનમાં વિગતો પૂરવાની જરૂર નથી. વળી માણસો અગર જગ્યાઓનાં નામો અહીં આપવાં તે પણ ઉચિત નથી. આપણે સરકારની દમનનીતિ,—જેમાં ઑર્ડિનન્સ અને લાઠી-ગજનો સમાવેશ થાય છે, તથા આ કાયદાઓથી ઉપરવટ સરકાર અને અમલદારોએ કરેલા ગેરકાયદેસર અમાનુષી જુલમો, અને પ્રજાનાં દુઃખો પૂરેપૂરાં વર્ણવવા બેસીએ તો એક આખું પુસ્તક જ થાય.

સત્યાગ્રહની હિલચાલ દેશ સમસ્તમાં ફેલાઈ હતી અને પ્રાન્ત પ્રાન્ત વચ્ચે આ આપભોગના ઉત્સવનાં હોડ જામી હતી. આ લડતમાં માત્ર બ્રિટિશ હિંદની પ્રજાએ જ ભાગ લીધો હતો એમ નહોતું. દેશી રાજ્યના કેટલાક કાર્યકર્તાઓએ અને સૈનિકોએ આ લડતમાં પોતાનાં બલિદાન આપ્યાં હતાં.

કેટલા જપ્ત થયેલા મહાસભાના કાર્યાલયો અને આશ્રમોને તોડીને જમીનદોસ્ત કરવામા આવ્યા હતા અગર બાળી મૂકવામા આવ્યા હતા

આ લડતમા છાપાઓને ખૂબ જ નુકસાન પહોચ્યુ. કેટલાય છાપાઓ પાસે જામીનગીરી માગવામા આવી હતી અને તેમાથી ઘણાની જામીનગીરી જપ્ત થઈ હતી કેટલાકને આ જામીનગીરી નહિ ભરી શકાવાથી અગર પોલીસે છાપખાનુ કબજે લેવાથી અગર સરકારના કોઈ ફરમાનના બીકને લીધે કામકાજ બધ કરવુ પડયુ હતુ

આ બધી ભયંકર પરિસ્થિતિમા એક બાબત ખાસ ધ્યાન પર આવે એમ છે કોઈ પણ સ્થળે કોઈ પણ વેળા ગંભીર પ્રકારના હિસાના બનાવ બન્યા નહોતા અહિંસાનો પાઠ પ્રજાએ પચાવ્યો હતો અને તેને લીધે મહિનાઓ સુધી લડત ચલાવી શકાઈ હતી. સરકાર પોતાના જ કાયદાઓ અને ઓર્ડિનન્સોથી પણ ઉપરવટ જઈને ગેરકાયદેસર નીતિરીતિઓ તથા જુલમોનો આશરો ન લીધો હોત અને કોઈ પણ સુધરેલી સરકાર અગર સરકારનાતંત્રના સામાન્ય શિષ્ટાચારને નેવે ન મૂકયો હોત તો આ સત્યાગ્રહના સંગ્રામને અકુશમા લાવત કે કેમ તે શકા છે, એવુ અતિશયોક્તિ વગર કહી શકાય મહાસભાવાદી કાર્યકર્તાઓ માટે પ્રવૃત્તિઓના સઘળા ખુલ્લા માર્ગો બધ થતા તેમણે અજબ કલ્પનાશક્તિ ચલાવી પોલીસને હંફાવી હતી સત્યાગ્રહની લડતમા પૈસાની મ , જરૂર હોતી નથી છતા કોઈ પણ જગાએ ફડના અભાવને લીધે કામ અટકયુ હોય એમ બન્યુ નહોતુ પૈસા તો વરસ્યે જ જતા હતા, કયાથી તે કોણ જાણે નનામા દાતાઓએ પૂર્ણ શ્રદ્ધાથી પોતાના નાણા આપ્યા હતા વળી એ પણ નોધવા જેવુ છે કે આવા સંજોગોમા પણ પૈસાનો હિસાબ સભાળપૂર્વક રાખવામા આવતો અને આવા ઉશ્કેરણીના સમયમા પણ જગમ કાર્યાલય નિરંતર ચાલતુ જ

આ વર્ણન પૂરું કરતા પહેલા દિલ્હી અને કલકત્તામા એપ્રિલ ૧૯૩૨ અને ૧૯૩૩મા મહાસભાના જે બે અધિવેશન થયા તેની નોધ લઈએ દિલ્હી ખાતેનુ અધિવેશન પોલીસની જાપ્તામા

છતાં ચંદની ચોકમાં ક્લોક-ટાવર હેઠળ ભરવામાં આવ્યું હતું. પોલીસનો ચાંપતો બંદોબસ્ત હોવા છતાં પાંચસો પ્રતિનિધિઓ અધિવેશનના સ્થાને જઈ પહોંચ્યા હતા. અમદાવાદના શેઠ રણછોડલાલ અમૃતલાલ પ્રમુખસ્થાને હતા. વાર્ષિક રિપોર્ટ વંચાયા બાદ ચાર ઠરાવો પસાર થયા હતા. પહેલો ઠરાવ મહાસભાના પૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેયને લગતો હતો બીજા ઠરાવમાં સત્યાગ્રહનો સંગ્રામ ફરીથી શરૂ કરવા માટે સંમતિ આપવામા આવી હતી. ત્રીજા ઠરાવથી મહાત્માજીની નેતાગીરીમા વફાદારી જાહેર કરવામાં આવી હતી તથા દેશે મહાત્માજીના આદેશનો સુંદર જવાબ આપ્યો હતો તે માટે તેને અભિનંદન આપવામા આવ્યુ હતું. ચોથા ઠરાવમાં અહિંસા વિષે વિશ્વાસ પ્રગટ કરવામાં આવ્યો હતો અને તીવ્ર રોષનાં કારણ હોવા છતાં પણ પઠાણભાઈઓએ જે નમૂનેદાર અહિંસા બતાવી હતી તે માટે તેમને મુબારકબાદી આપવામાં આવી હતી.

પંડિત માલવિયાજી જેઓ મહાસભાના વરાયેલા પ્રમુખ હતા, તેઓ રસ્તામાં પકડાઈ ગયા હતા. આ આખા સમય દરમિયાન, મહાસભાવાળાઓમાં જાણીતા નેતા તેઓ એકલા જ હતા જે જેલ બહાર હતા અને જેમણે ગોળમેજીમાથી પાછા ફર્યા બાદ અવિશ્રાંત પરિશ્રમ કરી પોતાની નાદુરસ્ત તબિયતમાં પણ અમલદારોના ઉદ્ધત વર્તન સંબંધી જાહેર નિવેદનો વખતોવખત કર્યા હતાં, તથા પોતાની હિંમત અને અથાગ શક્તિથી મહાસભાના કાર્યકર્તાઓને પ્રોત્સાહન આપ્યુ હતુ. કોઈ પણ શંકા કે મુશ્કેલી પડતી, કે મહાસભાના કાર્યકર્તાઓ તેમની પાસે દોડી જતા અને તેમાં તેમને કદી નિરાશા મળતી નહિ.

કલકત્તાના અધિવેશનની હકીકત યથાસ્થાને વિગતથી આપીશું.

# પ્રકરણું ૨ જું

## લડત પાછી ખેંચાય છે

લઘુમતી સમિતિમાં ગાંધીજીએ કરેલી પ્રતિજ્ઞા—સર સેમ્યુઅલ હોરને ગાંધીજીનો પત્ર—જુદા મતદારમંડળ હાનિકારક છે—મરણપર્યંતનો ઉપવાસ કરીશ—ગાંધીજીનો વડા પ્રધાનને કાગળ—ઉપવાસનો નિર્ણય—વડા પ્રધાનનો જવાબ, સરકારી નિર્ણયનો ખુલાસો—સલામતીઓ કાયમી નથી—અનામત બેઠકો બની શકે તેટલી ઓછી—સરકારનો નિર્ણય કાયમ રહે છે—ગાંધીજીનો છેલ્લો જવાબ—નિર્ણય કાયમ રહે છે—ગાંધીજીનું પ્રાયોપવેશન—પૂનાનો કરાર—ઉપવાસનું રહસ્ય—ગાંધીજી લગામ ખેંચે છે—હરિજનોના ઉદ્ધાર માટે ગાંધીજીની હાકલને દેશભરમાં જવાબ—ગાંધીજી ફરી વાર જેલમા—અસ્પૃશ્યતાનિવારણનો પ્રચાર ચાલુ રાખવાની ગાંધીજીને છૂટ—સરકારના અત્યાચારો—સર સેમ્યુઅલ હોરનો જવાબ—દમનનીતિ આવશ્યક છે—બીજા ઉપવાસો—કલકત્તાનુ અધિવેશન ગેરકાયદે જાહેર થવા છતા ભરાય છે—ઠરાવો—ગાંધીજીનો ૨૧ દિવસનો ઉપવાસ—ગાંધીજીનો છુટકારો અને નિવેદન—લડત મોકૂફ—પૂના કૉન્ફરન્સ—વ્યક્તિગત સત્યાગ્રહ—ગાંધીજી રાસ તરફ કૂચ કરવાનો વિચાર કરે છે—ગિરફતારી અને છુટકારો—બિહારનો ભૂકંપ—જવાહરલાલની ધરપકડ અને જેલયાત્રા—ગાંધીજીની હરિજનયાત્રા—ગાંધીજી લડત પાછી ખેંચે છે—નિવેદન—ગાંધીજી ધારાસભા પ્રવેશને બહાલી આપે છે—ડૉ. અનસારીને પત્ર—ધારાસભા-પ્રવેશનો કાર્યક્રમ.

વાચકોને યાદ હશે કે, બીજી ગોળમેજી પરિષદ વખતે અસ્પૃશ્યોને હિન્દુ જાતિમાંથી જુદા પાડવાની કોશિશ કે કારવાઈ થાય તો તેની સામે થવા પોતે પોતાના પ્રાણ આપશે એવો પોતાનો દૃઢ સંકલ્પ ગાંધીજીએ જાહેર કર્યો હતો. ગાંધીજીની એ ભયાનક પ્રતિજ્ઞાની કસોટીનો સમય હવે આવ્યો હતો. જાન્યુઆરી ૧૭ની તારીખે મતદારમંડળો અને બેઠકો નક્કી કરવા લોધિયન કમિટી હિન્દુસ્તાનમાં આવી. વખત ઝડપથી પસાર થતો હતો. એ કમિટીનો અહેવાલ તો તૈયાર થઈ જશે અને આપણે હજુ વિચાર કરતા હોઈશું તેટલામાં તો અંગ્રેજોની રીત પ્રમાણે કામ પતાવી દેવામાં આવશે એમ જાણી, તીવ્ર વિચાર, ધ્યાન અને ચિંતવન બાદ ગાંધીજીએ ૧૧મી માર્ચ ૧૯૩૨ ને રોજ સર સેમ્યુઅલ હોરને એક કાગળ લખ્યો અને અસ્પૃશ્યોનાં કે દલિત કોમાંનાં જુદાં મતદાર મંડળો સ્થાપવાનો સરકાર નિર્ણય કરે; તો પોતે તેના વિરોધમાં મરણપર્યંતના ઉપવાસ કરવાની પ્રતિજ્ઞા લીધી છે તે વાત તેમને જણાવી. સર સેમ્યુઅલ હોરે ૧૩ મી એપ્રિલે જવાબ વાળ્યો. રૂઢિની જડતાનો એ એક નમૂનો જ હતો: તમારે હજી લોધિયન કમિટીની ભલામણોની રાહ જોવી જોઈએ; અલબત્ત યોગ્ય વખતે તમારા અભિપ્રાયો ઉપર વિચાર કરવામાં આવશે ઇત્યાદિ. મિ. મેકડોનાલ્ડનો નિર્ણય—જેને પંચના ચુકાદા તરીકે ઓળખવામાં આવે છે તે—૧૭ મી ઓગસ્ટે જાહેર થયો (જુઓ પરિશિષ્ટ ૧૧). દલિત વર્ગોને એમાં જુદાં મતદારમંડળો આપવામાં આવ્યાં હતાં એટલું જ નહિ પણ સામાન્ય મતદારમંડળમાં પણ ઉમેદવાર તરીકે ઊભા રહેવાની તથા તે માટે વધારાના મતની તેમને છૂટ આપવામાં આવી હતી. હિંદુઓની કૃપણતાનું સાટું વાળવા માટે જ જાણે આ ઔદાર્ય ન બતાવ્યું હોય ! ૧૮મી ઓગસ્ટે શું કરવું તેનો ગાંધીજીએ નિશ્ચય કરી લીધો અને તે વડા પ્રધાનને જણાવી દીધો. તેની સાથે જ પોતાના ઉપવાસ ૨૦મી સપ્ટેમ્બરે શરૂ થશે તે પણ જણાવી દીધું. મિ. મેકડોનાલ્ડે કંઈક નિરાંતે ૮મી સપ્ટેમ્બરને રોજ જવાબ વાળ્યો. તેમણે સરકારના ચુકાદાનો બચાવ કરતાં જણાવ્યું કે,

"દલિત વર્ગોનાં જુદાં જુદાં મંડળો તરફથી અમને મળેલી સંખ્યાબંધ અરજીઓ જોતાં અને જે સામાજિક જુલમો નીચે તેઓ કચરાઈ રહ્યા છે...

તેનો વિચાર કરતા, દલિત વર્ગોને ધારાસભાઓમા યોગ્ય પ્રમાણમા પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો હક હોવો જોઈએ અને તે હક સલામત રાખવો એ અમારી ફરજ છે એમ અમને લાગે છે છતા હિંદુ સંસારથી તેમની કોમ સદાને માટે જુદી પડે એવુ કશુ ન કરવાની અમે પૂરતી કાળજી લીધી છે દલિત વર્ગોને ધારાસભામા પ્રતિનિધિત્વ મળે તેની વિરુદ્ધ પોતે નથી એમ ૧૧ મી માર્ચના કાગળમા તમે પણ જણાવ્યું જ છે

"સરકારી યોજના મુજબ પણ દલિત વર્ગો હિન્દુ સમાજના એક અંગ તરીકે જ રહેશે અને હિંદુ મતદારમંડળ સાથે જ સમાન હકથી મત આપશે પણ પહેલા વીસ વરસ સુધી મતદાર મંડળમા હિંદુ કોમના એક ભાગ તરીકે રહેવા છતા, તેમના હક અને હિતસબંધોની સલામતી ખાતર થોડાક ખાસ મતદારમંડળો તેમને માટે જુદા આપવામા આવશે અત્યારની પરિસ્થિતિમા આ જરૂરનુ છે એમ અમે માનીએ છીએ

"જ્યા આવા ખાસ મતદારમંડળો નિર્માણ કરવામા આવે, ત્યા પણ દલિત કોમના સભ્યો સામાન્ય કે હિંદુ કોમના મતદારમંડળમાથી પોતાનો મત આપવાનો હક ગુમાવશે નહિ પરંતુ હિન્દુ સમાજમા તેમનુ સ્થળ કાયમ રહે તેટલા માટે તેમને બે મત આપવાનો હક રહેશે ."

ઉપરાતમા વડા પ્રધાને ગાધીજી ઉપર એવો આક્ષેપ કર્યો કે,

'અમારી નજરે તમારુ વલણ મને એવુ દેખાય છે કે, તમે જે મૃત્યુ પર્યંતના ઉપવાસ કરવાનો અંતિમ ઉપાય લેવા માગો છો, તે બીજા હિંદુઓ સાથે સામાન્ય મતદાર મંડળમા દલિત વર્ગોને સ્થાન મળે તેટલા માટે નહિ, કારણ કે તે અમારી યોજના પ્રમાણે મળી રહે છે, તે હિંદુસમાજની એકતા માટે પણ નથી, કારણકે તે પણ અમારી યોજનામા અબાધિત રાખવામા આવી છે પણ ધારાસભાઓમા પોતાની વતી બોલનારા અને પોતે પસંદ કરેલા પ્રતિનિધિઓની મર્યાદિત સંખ્યા પણ ભયંકર હાડમારીઓના ભોગ થઈ પડેલા દલિત વર્ગના લોકો ધારાસભામા મોકલે અને તે દ્વારા પોતાનુ ભાવિ ઘડે તે અટકાવવા તમે આ અંતિમ પગલુ લીધુ હોય એમ લાગે છે "

વળી તેમણે એ પણ ચોખ્ખુ જણાવી દીધુ કે

"અંદર અંદર સમજૂતી પર આવવાના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા પછી હિંદીઓએ ભેગા મળી અમને આગ્રહપૂર્વક વિનંતિ કરી ત્યારે જ સરકારે પોતાની અનિચ્છા હોવા છતા લઘુમતીના સવાલ ઉપર ચુકાદો આપવાનુ સ્વીકાર્યું હવે તેમણે પોતાનો ચુકાદો આપી દીધો છે, એટલે તેમા જણાવેલી શરતો સિવાય બીજી કોઈ રીતે તેઓ તેમા ફેરફાર ન કરી શકે તેથી મારે ઘણી જ દિલગીરી સાથે તમને જવાબ આપવો પડે છે

કે, સરકારનો ચુકાદો કાયમ રહે છે અને તે તે કોમો અંદર અંદર મળીને કોઈ સમજૂતી પર આવે તો જ . . . તેનાં ફેરફાર કરી તેઓ સૂચવે તે યોજના સરકાર સ્વીકારી શકશે."

જવાબમાં ગાંધીજીએ ૯ મી સપ્ટેમ્બરે વડા પ્રધાનને છેલ્લો કાગળ લખ્યો અને જણાવ્યુ કે:

"મારા સંકલ્પિત ઉપવાસનો, મારા મનમા જેની કલ્પના સરખી પણ આવી ન હતી તેવો અર્થ તમે કરો છો, તેથી મને દુઃખ થાય છે. જે પતિત વર્ગના પ્રતિનિધિ તરીકે હું બોલવાનો દાવો કરુ છું, તેમના જ હિતનો ભોગ લેવા માટે હું પ્રાયોપવેશન કરવા તૈયાર થયો છુ એવો તમે મારા ઉપર આરોપ કરો છો. મારું આ અન્તિમ પગલુ લેવાનો નિર્ણય જ એવો સ્વાર્થપરાયણ અર્થ થતો અટકાવશે એવી મને આશા હતી. વધારે દલીલમા ન ઊતરતાં હું ફરી જણાવી દઉં કે, મારે માટે તો આ કેવળ ધાર્મિક સવાલ છે. દલિત વર્ગોને બેવડો મત આપવાનો હક મળે એટલા-થી જ કંઈ તેમનું રક્ષણ થઈ શકે નહિ, તેમજ સામાન્ય હિન્દુ સમાજ છિન્નભિન્ન થતા અટકે નહિ. દલિત વર્ગો માટે કોઈ પણ રીતે જુદા મતદારમંડળો સ્થપાય તેથી દલિત વર્ગોનું કશુ સધાવાનું નથી. અને મને તો તેમા હિન્દુધર્મને વિનાશક એવા ઝેરની ગધ આવે છે. તમે ગમે તેટલી સહાનુભૂતિ ધરાવતા હો તો પણ હું જણાવવા માગું છું કે, બન્ને પક્ષ માટે આવી પ્રાણભૂત અને ધાર્મિક મહત્ત્વની બાબતમાં તમે યોગ્ય નિર્ણય ઉપર ન જ આવી શકો.

"દલિત વર્ગોને વધારે પડતુ પ્રતિનિધિત્વ મળે તેનો પણ હું તો વિરોધ ન કરુ. જ્યાં સુધી તેઓ પોતાને હિન્દુ ગણાવે છે, હિન્દુસમાજમાં રહેવા ઇચ્છે છે, ત્યા સુધી તેમને તે સમાજમાથી જુદા પાડવાની, મર્યાદિત સ્વરૂપમા પણ બંધારણમાં ગોઠવાઈ કરવામાં આવે તેની વિરુદ્ધ હું તો છું. જો તમારો નિર્ણય કાયમ રહે અને તે અનુસાર નવું બંધારણ ઘડાય, તો હિન્દુ સુધારકોએ પોતાના દલિત બંધુઓના જીવનના દરેક ક્ષેત્રમા ઉન્નતિ સાધવા માટે પોતાનું જીવન અર્પણ કરી જે સુંદર કામ કરી બતાવ્યું છે, તેની પ્રગતિ એકદમ અટકી પડશે એની તમને કલ્પના છે?...

"તેથી તમને જણાવી દીધેલા નિર્ણયને અનિચ્છાએ નાખુશીથી પણ મારે વળગી રહે જ છૂટકો છે."

આ પછી તા. ૧૨મી સપ્ટેમ્બરને રોજ આખો પત્રવ્યવહાર પ્રસિદ્ધ કરવામાં આવ્યો. ગાંધીજી ૨૦મી સપ્ટેમ્બરને રોજ ઉપવાસ

શરૂ કરવાના હતા. પત્રવ્યવહાર પ્રસિદ્ધ થયો ત્યારથી ઉપવાસ શરૂ થયા ત્યાં સુધીનો સમય આખા રાષ્ટ્ર માટે, બલ્કે આખી દુનિયા માટે કટોકટીનો હતો. એ ઉશ્કેરણીના સમયમાં આખી દુનિયાના લોકો, સંસ્થાઓ અને રાષ્ટ્રોએ તેમને તરત જે કંઈ સૂઝી આવ્યું તે કરી નાખવાના પ્રયત્ન કર્યા. મુલાકાતોની માગણીઓ કરવામાં આવી પણ તે નામંજૂર કરવામાં આવી. દુનિયાના બધા છેડેથી પૂના તરફ કેબલો ચાલ્યા. ગાંધીજીને પોતાના નિશ્ચયથી પરાવૃત્ત કરવા માટે દલીલો તેમજ વિનંતિઓ કરવામાં આવી. આમ મિત્રો જ્યારે તેમની જિંદગી બચાવવા ચિન્તાતુર થઈ ગયા હતા, ત્યારે દુશ્મનો એ આખી ઘટના તરફ ઉપહાસની અને કુતૂહલની નજરે જોઈ રહ્યા હતા. જ્યારે રશિયાના મોટા દેવળને આગ લાગી હતી, ત્યારે મોટા મોટા થાંભલા અને મોભ બળીને તૂટી પડે તે વખતે થતા કડાકા સારી રીતે સાંભળી શકાય તે માટે ત્યાંના લોકો પાસે દોડી ગયા હતા!

પરંતુ દેશના લોકોની વાત જુદી હતી. ગાંધીજી આ વખતે આઠ વરસ પહેલાંની જેમ એ જ જેલમાં એપેન્ડિસાઇટિસના રોગથી અચાનક માંદા પડ્યા ન હતા, પણ પ્રાયોપવેશનનો સંકલ્પ કરી સ્વેચ્છાએ મૃત્યુશય્યા ઉપર પડ્યા હતા. આવી સ્થિતિમાં આખો દેશ કિંકર્તવ્યતામૂઢ બની, જડ જેવો થઈ જાય તેમાં નવાઈ નથી. વડા પ્રધાનનો નિર્ણય (ચુકાદો) તો રદ થવો જ જોઈએ. તે પોતાની મેળે તો એમ ન જ કરે. હિન્દુઓમાં જ આપસમાં જો સમજૂતી થાય તો જ એ રદ કરાવી શકાય. તે માટે એક પરિષદ જરૂર તો ખરી જ. એ ૧૯મીએ બોલાવવી કે ૨૦મીએ એ સવાલ હતો. ગાંધીજીની જિંદગી તો બચાવવી જ જોઈએ. આ બાબતમાં દલિત વર્ગના જ એક આગેવાને પ્રથમ હિલચાલ કરી એ તેમને માટે ગૌરવની વસ્તુ હતી. મિ. રાજા જે પોતે એક રાવ બહાદુર છે, તેમણે જ દલિતો માટેનાં જુદાં મતદારમંડળોનો નિષેધ જાહેર કર્યો. ગાંધીજીને છોડી મૂકવાની સૌએ માગણી કરી. મહાસભાવાદીઓ સ્વાભાવિક રીતે જ લોકમત અનુકૂળ કરી સમજૂતી કરાવવાના ઉદ્યોગમાં પડ્યા. પણ હંમેશ સમયના વહેણ સાથે ચાલનાર પંડિત માલવિયાજીએ તરત જ

નેતાઓની એક પરિષદ બોલાવવાનો વિચાર કર્યો. ઇંગ્લંડમાં એન્ડ્રુઝ, મિ. પોલક, અને મિ. લૅન્સબરીએ આ પ્રકરણના ગંભીર સ્વરૂપ તરફ બ્રિટિશ પ્રજાનું ધ્યાન ખેંચ્યું; અને દેશભરમાં ગાંધીજી માટે ખાસ પ્રાર્થના કરવા માટે અનેક પ્રતિષ્ઠિત માણસોની સહીઓથી એક જાહેર વિનંતિ કરવામાં આવી. ૨૦ નો સપ્ટેમ્બરનો દિવસ આખા હિન્દમાં ઉપવાસ અને પ્રાર્થનામાં ગાળવામાં આવ્યો. શાન્તિનિકેતને પણ તેમાં ભાગ લીધો. વડા પ્રધાનના ચુકાદામાં જોઈતા ફેરફારો કરાવવા માટે શરૂ થયેલી હિલચાલ થોડા જ વખતમાં અસ્પૃશ્યતા સમૂળ નાબૂદ કરવાની વ્યાપક હિલચાલમાં પરિણમી. કલકત્તા, દિલ્લી વગેરે સ્થળોએ મંદિરો અસ્પૃશ્યો માટે ખુલ્લાં મુકાવા લાગ્યાં. ગાંધીજીના ઉપવાસ શરૂ થાય કે તરત તેમને છોડી મૂકવામાં આવશે એવી આશા રાખવામાં આવતી હતી. પણ પછી માલૂમ પડ્યું કે ગાંધીજીને છોડી મૂકવામાં આવે તોપણ, તેમને અનુકૂળ આવે એવા કોઈ ખાનગી સ્થળે તેમના ઉપર અમુક નિયંત્રણો મૂકી નજરકેદીની જેમ જ તેમને રાખવામાં આવશે. ગાંધીજીએ સરકારને લખી જણાવ્યું કે, તમને બીજી જગ્યાએ લઈ જવાની તકલીફ કે ખરચ ઉઠાવવાની જરૂર નથી. અને પોતે કોઈ પણ જાતની શરતોને આધીન થઈ શકશે નહિ.

કયા કયા પ્રસંગો પૂના કરારની ઘટનાના કારણભૂત થયા તેનો વિસ્તારપૂર્વક ઇતિહાસ વાચકો આગળ રજૂ કરવો અહીં શક્ય નથી. પંડિત માલવિયાજીએ બોલાવેલી પરિષદ પ્રથમ મુંબઈમાં મળી, પણ તેના કાર્યનું કેન્દ્ર થોડા જ વખતમાં પૂના બન્યું. આ બધી વિગતો જાણવાની તેમને ઇંતેજારી હોય, તેમને ગાંધીજીના ખાનગી મંત્રી શ્રી. પ્યારેલાલે લખેલી 'એપિક ફાસ્ટ' નામની સુંદર સ્ફૂર્તિદાયક ચોપડી વાંચી જવાની અમે ભલામણ કરીએ છીએ. અહીં તો આટલું કહેવું બસ થશે કે, ડૉ. આંબેડકર પણ આ વાટાઘાટમાં તરત જોડાયા અને શ્રી. અમૃતલાલ ઠક્કર, રાજાજી, સર ચુનીલાલ મહેતા, પંડિત માલવિયાજી, બિરલા, શ્રી. વલ્લભભાઈ, શ્રીમતી સરોજિની નાયડુ, શ્રી. જયકર, રાવબહાદુર રાજા, બાબુ રાજેન્દ્રપ્રસાદ, પંડિત હૃદયનાથ કુંઝરુ વગેરેના પ્રયત્નથી બધા પક્ષોને માન્ય એવી એક યોજના ઉપવાસને પાંચમે દિવસે

ઘડી કાઢવામાં આવી. આ સમજૂતીને પરિણામે દલિતવર્ગો તેમને મળેલા જુદા મતદારમંડળો જતા કરી, કેટલીક ખોળાધરીઓ સાથે સામાન્ય મતદારમંડળમા જોડાવાને તૈયાર થયા. હિન્દુઓએ આપેલી ખોળાધરીઓમાં પહેલી એ હતી કે, જુદી જુદી ધારાસભાઓમા સામાન્ય મતદાર મંડળને જેટલી બેઠકો બ્રિટિશ નિર્ણયની રૂએ મળે તેમાથી ચોક્કસ સંખ્યા (૧૪૮) ની બેઠકો અસ્પૃશ્યો માટે જુદી રાખવી બીજી એ હતી કે, અસ્પૃશ્યો માટે રાખવામા આવેલી ઉપર જણાવેલી બેઠકોમાથી દરેક બેઠક માટે અસ્પૃશ્યો પ્રથમ ચાર ઉમેદવાર ચૂંટે અને એમાથી જ એકને સામાન્ય મતદારમંડળ ચૂંટી કાઢે. બધા પક્ષો મળીને બીજી કોઈ સમજૂતી કરે નહિ ત્યા સુધી આ કરાર અમલમા રહે એમ નક્કી થયુ. દલિત વર્ગોની પ્રાથમિક ચૂંટણીઓ વધારેમા વધારે દશ વર્ષ સુધી ચાલુ રહે એમ નક્કી થયુ

તે આખો કરાર નીચે પ્રમાણે છે.—

૧. સામાન્ય મતદાર સંઘોમાથી દલિત વર્ગો માટે પ્રાન્તિક ધારાસભાઓમા નીચે પ્રમાણે બેઠકો અનામત રાખવામા આવશે.

| | |
|---|---|
| મદ્રાસ | ૩૦ |
| મુબઈ ( સિંધ સાથે ) | ૧૫ |
| પંજાબ | ૮ |
| બિહાર અને ઓરિસ્સા | ૧૮ |
| મધ્ય પ્રાન્તો | ૨૦ |
| આસામ | ૭ |
| બંગાળ | ૩૦ |
| સંયુક્ત પ્રાન્તો | ૨૦ |
| કુલ. | ૧૪૮ |

વડા પ્રધાનના ચુકાદામાં પ્રાન્તિક ધારાસભાઓ માટે સભ્યોની જે કુલ સંખ્યા નક્કી કરવામા આવી છે, તેને આધારે ઉપરની સંખ્યાઓ ઠરાવવામા આવી છે.

૨. આ બેઠકો માટેની ચૂંટણી સંયુક્ત મતદારમંડળો દ્વારા થશે પણ તેમા નીચેની પદ્ધતિ હાવ અનુસરવામા આવશે.

કોઈ પણ વિભાગના સામાન્ય મતદારમંડળમાં નોંધાયેલા દલિત વર્ગોના સઘળા મતદારોનું એક સ્વતંત્ર મતદારમંડળ બનશે આ મતદારમંડળનો

દરેક મતદાર એક એક મત આપી દલિત વર્ગ માટે અનામત રાખેલી દર એક બેઠક માટે ચાર ઉમેદવારોની ચૂંટણી કરશે. જે ચાર ઉમેદવારોને આ પ્રાથમિક ચૂંટણીમા સૌથી વધારે મત મળ્યા હશે, તે સામાન્ય ચૂંટણીમાં ચૂંટાવા માટે ઉમેદવારી કરી શકશે.

૩. મધ્યસ્થ ધારાસભામાં દલિત વર્ગોના પ્રતિનિધિત્વ માટે પણ પ્રાન્તિક ધારાસભામા તેમના પ્રતિનિધિત્વ માટે ઉપરની કલમ (૨)માં જણાવેલી પદ્ધતિ મુજબની પ્રાથમિક ચૂંટણી અનુસાર અનામત બેઠકો રાખી, સંયુક્ત મતદારીના સિદ્ધાન્ત મુજબ ચૂંટણી થશે.

૪. વડીધારાસભામાં બ્રિટિશ હિન્દુસ્તાનના સામાન્ય મતદારમંડળો માટે જેટલી બેઠકો રાખવામા આવે તેમાથી ૧૮ ટકા જેટલી બેઠકો (તે ધારાસભામાં) દલિત વર્ગો માટે અનામત રાખવામા આવશે.

૫. પ્રાન્તિક તેમજ વડી ધારાસભાની ચૂંટણી માટે બેઠક દીઠ ચાર ચાર ઉમેદવારોની પ્રાથમિક ચૂંટણીની ઉપર જણાવેલી પદ્ધતિ દશ વર્ષને અંતે બંધ થશે. પણ કલમ (૬)માં જણાવ્યા મુજબ બન્ને પક્ષ આપસમા સમજૂતી કરી તે વહેલી બંધ કરી શકશે.

૬. આ કરાર સાથે સંબંધ ધરાવતા વર્ગો અરસપરસની સમજૂતી અનુસાર ફેરફાર ન કરે ત્યાં સુધી પ્રાન્તિક અને વડી ધારાસભાઓમાં દલિત વર્ગના પ્રતિનિધિત્વની પદ્ધતિ કલમ (૧)થી (૪)માં જણાવ્યા મુજબની રહેશે.

૭. પ્રાન્તિક તેમજ વડી ધારાસભા માટે દલિત વર્ગોની મત આપવાની લાયકાત લોથિયન કમિટીના અહેવાલમાં જણાવ્યા મુજબની રહેશે.

૮. સ્થાનિક સંસ્થાઓ માટેની ચૂંટણી કે જાહેર નોકરીઓ માટેની નિમણુક કરવામાં કોઈ પણ વ્યક્તિને તે દલિત વર્ગની હોવાને કારણે નાલાયક ગણવામાં નહિ આવે.

જાહેર નોકરીઓ માટે ઠરાવેલું કેળવણીની લાયકાતનું ધોરણ ધ્યાનમાં રાખી દલિત વર્ગોનું યોગ્ય પ્રમાણ જાળવવા માટે પૂરેપૂરો પ્રયત્ન કરવામાં આવશે.

૯. દરેક પ્રાન્તમાં કેળવણીને માટે ખરચવાની રકમમાંથી દલિત વર્ગના લોકોને કેળવણીના સગવડો પૂરી પાડવા માટે જરૂર જેટલી રકમ અલગ કાઢવામાં આવશે.

પૂના કરારને બ્રિટિશ સરકારે વડા પ્રધાનના નિર્ણય સાથે સંબંધ ધરાવતા ભાગ પૂરતી માન્યતા આપી, અને કોમી નિર્ણયની કક્ષામાં ન આવતી બાબતો સાથે સંબંધ

ધરાવતી પૂના કરારની કલમો વિષે કોઈ પણ મત બાંધવાની પોતાને માટે છૂટ રાખી. દલિત વર્ગોના નેતાઓએ પૂના કરારનો આભાર માનવો ઘટે, કારણ કે વડા પ્રધાનના નિર્ણય પ્રમાણે તેમને જેટલી બેઠકો મળત તે કરતાં બમણી બેઠકો તથા તેમની વસ્તીના પ્રમાણમાં કંઈક વધારે પ્રતિનિધિત્વ તેમને પૂના કરારને લીધે મળ્યાં. દસ વરસને અન્તે શું કરવું તે બાબત મત લઈને નક્કી કરવામાં આવે એ વિષે છેક છેવટની ઘડીએ પાછો ઝઘડો ઊભો થયો. પણ એમ મત લેવાનું જો રાખવું જ હોય તો તે માટે દસને બદલે પાંચ વર્ષની મર્યાદા ગાંધીજીએ મુકરર કરી. કારણ, 'એ મુદ્દત લંબાવવામાં આંબેડકરનો હેતુ સવર્ણોની નિખાલસતા તપાસવાનો નથી પણ વિરુદ્ધ લોકમત કેળવવા માટે પૂરતો અવકાશ મેળવવાનો છે' એમ જ લોકોને શંકા આવે એમ હતું. "મારી જિંદગીનાં પાંચ જ વરસ," ગાંધીજીએ છેવટનો જવાબ આપ્યો. છેવટે એ આખો સવાલ ભવિષ્યમાં બન્ને પક્ષની સમજૂતી ઉપર છોડવામાં આવે એવી એક યોજના રાજાજીએ રજૂ કરી અને ગાંધીજીએ તેને કબૂલ રાખી. ૨૬મીએ કૅબિનેટે પૂના કરારને માન્યતા આપી છે એવા સમાચાર મળ્યા. તે જ વખતે શ્રી. રવીન્દ્રનાથ ઠાકુર ગાંધીજીની મુલાકાતે આવ્યા. પૂના કરારને માન્યતા આપતાં નિવેદનો ૨૬મીની સવારે ઇંગ્લંડ અને હિન્દુસ્તાનમાં એકી વખતે બહાર પાડવામાં આવ્યાં.

વડી ધારાસભામાં મિ. હેગે જે નિવેદન કર્યું તેમાં નીચેના મુદ્દા સમાયેલા હતા:

૧. પ્રાન્તિક ધારાસભાઓમાં દલિત વર્ગો માટે જુદાં મતદારમંડળોની વડા પ્રધાનના નિર્ણયમાં જે યોજના કરવામાં આવી છે, તેના બદલામાં યરોડા કરારમાં સૂચવેલી દલિત વર્ગોના પ્રતિનિધિત્વની યોજનાની ભલામણ પાર્લમેન્ટ આગળ કરવાની સરકાર કબૂલાત આપે છે.

૨. યરોડા કરારમાં દલિત કોમોને પ્રાન્તિક ધારાસભામાં આપવામાં આવેલી બેઠકોની સંખ્યા સરકાર કબૂલ રાખે છે.

૩. દલિત વર્ગોનું હિત જાળવવા માટે જે ખોળાધરીની કલમો યરોડા કરારમાં છે, તે તેમના પ્રત્યેના સદ્ભાવથી પ્રેરિત થઈ સવર્ણ હિન્દુઓએ તેમને આપેલું વચન છે એમ સરકાર માને છે.

૪. વડી ધારાસભા માટે દલિત વર્ગોના પ્રતિનિધિઓની ચૂંટણીની પદ્ધતિ વિષે તથા મતદાનના હક વિષે એમ જાહેર કરવામાં આવ્યું કે, એ આખા સવાલની તપાસ ચાલી રહી છે તેથી યરોડા કરારની શરતોને સરકાર ચોક્કસ માન્યતા આપી શકે તેમ નથી પણ તે તેની વિરુદ્ધ નથી એમ હાલ જાહેર કરવામાં આવે છે.

૫. બ્રિટિશ હિન્દની સામાન્ય બેઠકોમાંથી ૧૮ ટકા જેટલી બેઠકો દલિત વર્ગો માટે અનામત રાખવાનું નક્કી કરવામાં આવ્યું છે, તે તેમની અને સવર્ણ હિન્દુઓ વચ્ચે થયેલા કરારનો જ એક ભાગ છે એમ સરકાર માને છે.

સરકારનું આ નિવેદન પૂરતું સંતોષકારક છે કે નહિ તેનો નિર્ણય કરતા ગાંધીજીને કંઈક મુશ્કેલી જણાઈ. દલિત વર્ગોના આગેવાનોનું પણ સમાધાન થવું જોઈએ એમ તેમને લાગ્યું. તેમની આગળ કંઈ પોતાનું ઐહિક જીવન બચાવવાનો સવાલ નહતો. પણ જેમને માટે તેમણે ઉપવાસ આદરેલા તે કરોડોને તેમની નૈતિક અધોગતિમાંથી ઉગારવાનો સવાલ હતો. પણ આખરે પંડિત હૃદયનાથ કુંઝરુ અને રાજાજીએ તે મુદ્દાની બાબતમાં ગાંધીજીનું સમાધાન કર્યું એટલે ગાંધીજીએ ૨૬મી સપ્ટેમ્બરને રોજ ૫–૧૫ વાગતાં પ્રાર્થના અને ભજનો ગવાયા બાદ પોતાના ઉપવાસ છોડ્યા. ગાંધીજીના પ્રાણ તે વખત પૂરતા બચ્યા ખરા; પણ ઉપવાસ છોડવાનું કબૂલ કર્યું તેની સાથે અસ્પૃશ્યતાનિવારણનો સુધારો કોઈ મર્યાદિત કાળમાં સિદ્ધ ન થાય તો પોતે ફરી પાછા ઉપવાસ શરૂ કરશે એની તેમણે આગાહી કરી.

ઉપવાસની પરિણામકારકતા અને ઔચિત્ય વિષે લોકોએ શંકાઓ વ્યક્ત કરી હતી. ગાંધીજીએ પોતાનું મંતવ્ય ૧૫ મી અને ૨૦ મી સપ્ટેમ્બરનાં પોતાનાં નિવેદનોમાં જાહેર કર્યું.

"જ્ઞાન અને તપ માટે ઉપવાસ કરવાની પ્રથા અતિ પ્રાચીન છે. ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામમાં એ સામાન્ય વસ્તુ છે, જ્યારે હિન્દુધર્મમાં ચિત્તશુદ્ધિ માટે ઉપવાસ આદર્યાના કેટલાય દાખલાઓ મળી શકે.

"આત્મશુદ્ધિનો તનતોડ પ્રયત્ન કરીને અન્તરના સૂક્ષ્મ અવાજને સ્પષ્ટ અને બરાબર સાંભળવાની થોડીક શક્તિ મેં મેળવી છે.

આ સૂક્ષ્મ અવાજની આજ્ઞાને આધીન થઈને મે આ ઉપવાસ કરવાનુ નક્કી કર્યું છે "

ઉપવાસ એ પણ જબરદસ્તીનો જ એક પ્રકાર છે એમ માનનારને ગાધીજીનો જવાબ એ છે કે,

"સત્ય અને ન્યાયની જેમ જ પ્રેમ ફરજ પાડે છે, જબરદસ્તી કરતો નથી ન્યાયના પલ્લામા જ મારો ઉપવાસ હું તોલવા માગુ છુ *બીજાને આમા બાલિશતા લાગશે પણ મને તેમ લાગતુ નથી* અસ્પૃશ્યતાનો શાપ દૂર કરવા મારી પાસે વધારે કીમતી કશુ હોત તો તે પણ હુ હોમી દેત પણ મારા પ્રાણ કરતા વધારે કીમતી બીજું કશુ મારી પાસે નથી મારો આગામી ઉપવાસ હિંદીઓ કે પરદેશી જેમને મારામા શ્રદ્ધા છે તેમને માટે છે અને જેમને તે નથી તેમને માટે નથી '

આમ તેમણે બતાવી આપ્યુ કે, તેમનો ઉપવાસ બ્રિટિશ અમલદારવર્ગ કે પોતાના હિંદુ અગર મુસલમાન વિરોધીઓ સામે ન હતો, પણ તેમનો પક્ષ ન્યાયનો છે એમ માનનાર અસંખ્ય હિંદીઓ સામે હતો. ગાધીજીએ જણાવ્યુ કે, ઉપવાસનો સૌથી મહત્ત્વનો હેતુ તો હિંદુઓના અંતઃકરણને ધક્કો મારી તેમને અસ્પૃશ્યતાનિવારણની ધાર્મિક પ્રવૃત્તિમા પ્રેરવાનો હતો

વડા પ્રધાને યરોડા કરારને માન્ય કર્યો અને ગાધીજીએ ઉપવાસ છોડ્યા કે તરત જ હિંદુઓની પરિષદ મુંબઈમા ફરી વાર મળી અને તેણે આખા હિંદુ સમાજવતી અસ્પૃશ્યતા દૂર કરવાની પ્રતિજ્ઞા લીધી આજે હરિજન સેવકસંઘને નામે ઓળખાતી સંસ્થા આ પ્રતિજ્ઞાને કારણે જ અસ્તિત્વમા આવી

૨૫મી સપ્ટેમ્બર ૧૯૩૨ની મુંબઈની સભાએ પંડિત માલવિયાજીના પ્રમુખપણા નીચે સર્વાનુમતિથી પસાર કરેલો ઠરાવ અમે નીચે આપીએ છીએ આ ઠરાવ 'હરિજન' પત્રનુ સિદ્ધ બન્યો છે

' આ પરિષદ ઠરાવ કરે છે ', હિંદુસમાજમા હવે પછી કોઈને પણ તેના જન્મને કારણે અસ્પૃશ્ય ગણવામા નહિ આવે, અને જેમને અત્યાર સુધી અસ્પૃશ્ય ગણવામા આવ્યા છે તેમને જાહેર કૂવા, જાહેર નિશાળો, જાહેર રસ્તા અને બીજી બધી જાહેર સસ્થાઓનો વાપર કરવાનો બીજા હિંદુઓ જેટલો જ હક રહેશે આ હકને પહેલી તકે

દ્રોહ એને જ સદ્‌ગુણ માનતી સરકારની નીતિ વડે મોટા તેમજ નાના હિન્દી અમલદારો નીતિહીન થતા જાય છે. નાના અમલદારો ડરપોક થતા જાય છે. બાપણસ્વાતંત્ર્યને ગૂંગળાવી દેવામાં આવ્યુ છે. કાયદો અને વ્યવસ્થાને નામે ગુંડાશાહી ચાલી રહી છે. લોકસેવા માટે બહાર પડેલી બહેનોની આબરૂ ઉપર ગમે ત્યારે હુમલો થવાની બીક ઊભી થઈ છે.

"અને આ બધું મહાસભાએ જે સ્વતંત્રતાની ધગશ જગાવી છે તે સ્વતંત્રતાની ભાવના કચડી નાખવા માટે કરવામા આવે છે એમ મને લાગે છે સામાન્ય કાયદાના સવિનયભંગ માટે સજા કરીને જ આ દમન અટકતુ નથી, લોકોની માહાનિ કરી તેમને નમાવવા માટે જ આપખુદ સત્તાધારીઓએ કાઢેલા નવા નવા ફતવાઓનો ભંગ કરવા તે લોકોને પ્રેરે છે

"આ બધાં, કામોમા મને ક્યાય લોકસત્તાનું તત્વ દેખાતુ નથી. ખરેખર, મારી ઇંગ્લંડની છેલ્લી મુસાફરોથી તમારું લોકતંત્ર (ડેમોક્રસી) એક ઉપરચોટિયા અને અનેક ખોડવાળી વસ્તુ છે એવો મારો અભિપ્રાય વધારે દૃઢ થયો છે અગત્યની બાબતોમાં પણ પાર્લામેન્ટને પૂછ્યા વગર થોડીક વ્યક્તિઓ કે મંડળો નિર્ણયો કરી નાખે છે અને આ નિર્ણયોને જેમને પોતે શું કરે છે તેનો ભાગ્યે જ પૂરતો ખ્યાલ હોય છે એવા સભ્યો બહાલી આપે છે. ઇજિપ્તની બાબતમા તેમજ ૧૯૧૪ના મહાયુદ્ધની બાબતમા આમ જ બન્યુ હતુ અને હિંદની બાબતમાં પણ અત્યારે આમ જ, બની રહ્યું છે પ્રજાતંત્રને નામે ઓળખાતા રાજતંત્રમા ત્રીસ કરોડની અતિ પ્રાચીન પ્રજાના ભાવિમા ગમે તેવા ફેરફારો કરવાની અનિયન્ત્રિત સત્તા કોઈ એક વ્યક્તિના હાથમા હોય અને તેણે કરેલા નિર્ણયોનો અતિભયાનક અને વિનાશક બળો ભેગાં કરી તે દ્વારા જબરદસ્તીથી અમલ કરવામાં આવે એની કલ્પનાથી પણ મારો આત્મા ઊકળી ઊઠે છે. પ્રજાતંત્રનો આમાં કેવળ નિષેધ જ મને દેખાય છે

'અને આ દમન વધારે વખત ચાલુ રહે તો તેથી બે પ્રજા વચ્ચે જે કડવાશ પેદા થઈ ચૂકી છે તે વધારે તીવ્ર થયા સિવાય નહિ રહે. તેને અંગેની મારી જવાબદારીનો વિચાર કરતાં, આ બધું અટકાવવા માટે હું શુ કરી શકું તેમ છુ? સવિનય કાનૂનભંગ બંધ કરીને તો નહિ જ. તે તો મારે માટે, એક ધાર્મિક શ્રદ્ધાની વસ્તુ છે. સ્વાભાવથી મને લોકતંત્રમાં શ્રદ્ધા છે. પોતાની ઇચ્છાનો અમલ કરાવવા માટે શારીરિક બળનો ઉપયોગ કરવો તે મારી લોકસત્તાની કલ્પના સાથે અસંગત છે. તેથી જ જ્યા જ્યાં શારીરિક બળ વાપરવું આવશ્યક અથવા વાજબી મનાય છે, ત્યા ત્યાં તેને બદલે વાપરી શકાય એ દૃષ્ટિથી જ સત્યાગ્રહની યોજના કરવામાં આવેલી

છે સત્યાગ્રહ એ એક તપ છે અને અમુક પરિસ્થિતિમા સત્યાગ્રહીએ મૃત્યુ પર્યંત ઉપવાસ આદરીને પણ બલિદાન આપવુ જોઈએ એ વસ્તુ તેની અંગભૂત છે મારે માટે એ સમય હજી આવ્યો નથી આવુ પગલુ લેવા માટે મારા અન્તરમાથી મને આદેશ મળ્યો નથી. પણ બહાર બનાવો, બની રહ્યા છે તે મારા આત્માને પ્રક્ષુબ્ધ કરવા પૂરતા ભયંકર છે અને તેટલા માટે દલિત વર્ગોના સબંધમા મારે ઉપવાસ કરવા પડશે તે જણાવવાની સાથે જ એવો ઉપવાસ મારે બીજા એક કારણે પણ કરવો પડે એ તમને વખતસર ન જણાવી દઉં, તો તમને છેતર્યાનો દોષ મારે માથે આવે એમ મને લાગ્યુ"

તેના જવાબમા હોરે પોતાની રીત પ્રમાણે સરકારના અને અમલદારોના પગલાનો આ રીતે બચાવ કર્યો

"ઓર્ડિનન્સો વિષે તો મે જે કઈ જાહેરમા કે ખાનગીમા કહી નાખ્યુ છે તે જ ફરી કહી શકુ વ્યવસ્થિત રાજ્યતન્ત્રના પાયા ઉપર જ જ્યારે હેતુપૂર્વક પ્રહાર કરવામા આવતો હોય ત્યારે ઓર્ડિનન્સોની અનિવાર્ય જરૂર હોય એ વિષે મારી ખાતરી છે હિન્દુસ્તાન સરકાર અને પ્રાન્તીય સરકારો પોતાની વિશાળ સત્તાઓનો દુરુપયોગ કરતી નથી તેમજ વૈરવૃત્તિથી કે વધારે પડતુ દમન જ્યા થતુ હોય ત્યા તે અટકાવવા પોતાનાથી બનતુ કરે છે, તે વિષે પણ મારી ખાતરી થઈ છે કાયદો ને વ્યવસ્થા જાળવવા તેમજ ત્રાસવાદીઓના અત્યાચારોથી અમારા અમલદારો અને પ્રજાના બીજા વર્ગોનુ રક્ષણ કરવા માટે પ્રસગવશાત્ અમે જે કડક ઉપાયો યોજ્યા છે, તે જરૂર હશે તેથી એક ક્ષણ પણ વધારે ચાલુ રાખીશુ નહિ"

આ અરસામા જે બીજા એક બનાવે આખા દેશનુ ધ્યાન ખેચ્યુ તે વિષે પણ થોડુ ક કહેતા જઈએ મલબારમા સાર્વજનિક કામ—ખાસ કરીને હરિજનોદ્ધારનુ કર્યા કરતા શ્રી, કેલાપ્પને અન્તરના અવાજના આદેશને વશ થઈ લગભગ ગાધીજીના ઐતિહાસિક ઉપવાસ વખતે જ મરણપર્યંતના ઉપવાસ કરવાનો નિશ્ચય કર્યો. તેમનો ઉદ્દેશ ગુરુવાયુર મન્દિરના દ્વાર અત્યજો માટે ખુલ્લા કરવા ટ્રસ્ટીઓને મનાવવાનો હતો ગાધીજીએ જ્યારે આ પ્રકરણની બધી વિગતોનો વિચાર કર્યો, ત્યારે ટ્રસ્ટીઓને અગાઉથી પૂરતી સૂચના આપવામા આવી નથી એમ તેમને લાગ્યુ આ પ્રકરણમા તત્કાળ યશ મળશે એમ ગાધીજીને દેખાડવામા આવ્યુ પણ ગાધીજીએ

કર્યું કે આમા તરત યશ મળવાના સંભવથી આપણે દોરાવુ ન જોઈએ આપણે તો તેનો નૈતિક દૃષ્ટિથી વિચાર કરવો જોઈએ.

એટલે ગાંધીજીએ કેલાપ્પનને ઉપવાસ મોકૂફ રાખવાનુ તથા ટ્રસ્ટીઓને અગાઉથી ચેતવણી આપ્યા માત્ર જ યોગ્ય પ્રસંગે ફરી ઉપવાસ શરૂ કરવાનુ ભારપૂર્વક જણાવ્યુ તથા સાથે સાથે ખાતરી આપી કે, 'પરમેશ્વરની અનુકૂળતા હશે તો એ ભાર ઉપાડવામા હુ તમારો ભાગીદાર થઈશ' ત્યાર બાદ કેલાપ્પને ઉપવાસ મોકૂફ રાખ્યા

આ જગાએ આપણે રત્નાગિરિના શ્રી. પટવર્ધનના ઉપવાસ પ્રત્યે સહાનુભૂતિ ખાતર ગાંધીજીએ તા ૨૭ ડિસેમ્બર ૧૯૩૨ના રોજ કરેલા ઉપવાસનો ઉલ્લેખ કરતા જઈએ શ્રી પટવર્ધને જેલમા ભંગીનુ કામ માગ્યુ હતુ, પણ જેલના અધિકારીઓએ તેની ના પાડી હતી મહાત્મા ગાંધીએ એ બાબતમા મુંબઈ સરકારને લખ્યું હતુ. પણ તેમનું કાંઈ વળ્યુ નહિ પરિણામે શ્રી પટવર્ધને ખોરાક ઓછો કરી ભૂખમરો શરૂ કર્યો ગાંધીજીએ પણ સહાનુભૂતિનો ઉપવાસ શરૂ કર્યો પરંતુ બે દિવસમા જ સરકારે શ્રી પટવર્ધનની માગણી ઉપર વિચાર ચલાવવાની ખાતરી આપી એટલે ઉપવાસ છોડી દેવામા આવ્યો એકાદ અઠવાડિયામા હિંદી વગેરે જેલના કાનૂનોમા જોઈતો ફેરફાર કરીને સવર્ણ હિંદુઓને ભંગીનું કામ આપવા સામેનો પ્રતિબંધ ઉઠાવી લીધો એટલે એ સત્યાગ્રહનો સફળ અંત આવી ગયો

હવે આપણે આગળ ચાલીએ અસ્પૃશ્યતાનિવારણ માટે ગાંધીજીએ કરેલી હાકલને પ્રજાએ જે જવાબ આપ્યો તેથી સવિનય કાનૂનભંગની લડત ઉપર ચોક્કસ અસર થઈ એમ થવા છતા પણ મહાસભાનો કાર્યક્રમ ચાલુ જ રહ્યો સવિનય કાનૂનભંગની લડત ઢીલી પડવાનું બીજું એક કારણ હતું અમે અગાઉ કહી ગયા છીએ તેમ પરિસ્થિતિ એવી આવી હતી કે અનેક ગુપ્ત યોજનાઓ વડે જ લડત હવે ચાલી શકતી હતી આવી ગુપ્ત રીતિનીતિઓ નિંદ્ય છે એટલુ જ નહિ પણ તે સત્યાગ્રહના મૂળભૂત સિદ્ધાન્તોથી વિપરીત હોઈ તેને મારી નાખનારી છે ગાંધીજીના ઉપવાસને કારણે તે વખતે જેલની બહાર

રહેલા મુખ્ય મહાસભાવાદીઓને તેમને મળવાનું થયું તેથી આ બાબત વિષે અરસપરસ વિચારની આપલે કરવાની તેમને સારી તક મળી. અને તે અનુસાર બે પરિપત્રો કાઢવામાં આવ્યા. પહેલા પરિપત્રમાં, સવિનય કાનૂનભંગની લડતમાં ભાગ લેવો એ મહાસભાવાદીઓનું પ્રધાન કાર્ય છે અને અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય જેઓ મહાસભાવાદીઓ નથી અથવા તો એક કે બીજે કારણે જેઓ જેલમાં જઈ શકે તેમ નથી અથવા જવા માગતા નથી એવા મહાસભાવાદીઓને પ્રથમથી જ સોંપવામાં આવેલું છે, એ વાતની ચોખવટ કરવામાં આવી બીજા પરિપત્રમાં લડત દરમિયાન જે ગુપ્ત પદ્ધતિઓ દાખલ થવા પામી હતી તે બંધ કરવાની ઇષ્ટતા આગ્રહપૂર્વક જણાવવામાં આવી.

૧૯૩૨માં જે દિવસે સરકારે આક્રમણ શરૂ કર્યું તે ૪થ જાન્યુઆરીનો દિવસ આવ્યો; અને રાજાજી પછી થયેલા કામચલાઉ પ્રમુખ બાબુ રાજેન્દ્રપ્રસાદે તે દિવસે લડતના આરંભની જયંતી ઊજવવાની બધી પ્રાન્તિક સમિતિઓને સૂચનાઓ આપી. ઉજવણીનો મુખ્ય કાર્યક્રમ, તેમણે મોકલાવેલા એક ખાસ નિવેદનનું જાહેર વાંચન ઠેરઠેર કરવાનો હતો. તે નિવેદનમાં લડતના કાર્યની પ્રગતિ તેમજ તે વખતે રાષ્ટ્રની નજર આગળ જે મહત્ત્વના સવાલો ખડા હતા તેમનુ ટૂંકમાં અવલોકન કરવામાં આવ્યું હતુ. ઠેક ઠેકાણે સભાઓ ભરવામાં આવી અને ધરપકડ અને લાઠીના માર વચ્ચે નિવેદન વાંચવામાં આવ્યું. ૬ઠ્ઠી જાન્યુઆરીને દિવસે પ્રમુખ પણ ગિરફતાર થયા. તેમની પછી શ્રી. અણે કામચલાઉ પ્રમુખ થયા.

૧૯૩૨માં લડત શરૂ થઈ ત્યારે શ્રી. વલ્લભાઈ પટેલ મહાસભાના પ્રમુખ હતા. તેમણે પોતાની પાછળ પ્રમુખનું કામ એક પછી એક કોણ કરે તેની એક યાદી કરી મૂકી હતી. તે અનુસાર ૧૯૩૨ના જાન્યુઆરીથી ૧૯૩૩ના જુલાઈ માસ સુધીમાં બાબુ રાજેન્દ્રપ્રસાદ, ડૉ. અનસારી, સરદાર શાર્દૂલસિંગ, શ્રી. ગંગાધરરાવ દેશપાંડે, ડૉ. કિચલુ, રાજગોપાલાચારીઅર, ફરી રાજેન્દ્ર બાબુ, અને અણેએ કામચલાઉ પ્રમુખ તરીકે કામ કર્યું. આ સમય દરમિયાન જેમણે મંત્રીનું કામ કર્યું અને ભારે મુશ્કેલીઓ વચ્ચે મહાસભાના કાર્યાલયનું કામ ચલાવવાનો ભાર ઉપાડ્યો, તેઓમાં, શ્રી. જયપ્રકાશ

નારાયણ, લાલજી મેહેરોત્રા, ગિરધારી કૃપાલાની, આનન્દ ચૌધરી, અને જુગલ કિશોર અગરવાલનો ઉલ્લેખ કરી શકાય.

૧૯૩૩ના બનાવો ટૂંકમાં જ કહી જવાય તેવા છે. એમાં મહાસભાનું કલકત્તાનું અધિવેશન ખાસ નોંધવા જેવુ છે.

દિલ્લીમાં ભરાયેલા મહાસભાના અધિવેશનની જેમ મહાસભાનું કલકત્તાનું અધિવેશન પણ કાયદાનો નિષેધ હોવા છતા ૩૧મી માર્ચને દિવસે ભરાયું. દેશના જુદા જુદા ભાગોમાંથી બધા મળીને ૨૨૦૦ પ્રતિનિધિઓ મોકલવામા આવ્યા હતા. પંડિત માલવિયાજીએ આ બેઠકનુ પ્રમુખપદ સ્વીકાર્યું હતુ અને પોતાનું નબળું શરીર અને ક્ષીણ તબિયત હોવા છતાં શ્રીમતી સ્વરૂપરાણી નેહરુએ મહાસભાની બેઠકમા હાજર રહેવાનો નિર્ણય કર્યો હતો. ડૉ. પ્રફુલ્લ ઘોષ સ્વાગત સમિતિના પ્રમુખ હતા. બેઠક ભરાતી અટકાવવાના બધા પ્રયત્નો સરકારે કર્યા. પંડિત માલવિયાજીને કલકત્તા પહોચવા દેવામાં આવ્યા નહિ. રસ્તામાં જ તેમને તથા તેમની સાથેની ટોળીનાં શ્રીમતી નેહરુ, ડૉ. સય્યદ મહમુદ વગેરેને પણ પકડવામાં આવ્યા, બધાંયને આસનસોલની જેલમાં લઈ જવામાં આવ્યાં, મહાસભાના કામચલાઉ પ્રમુખ શ્રી. અણેની પણ કલકત્તાને રસ્તે જ ધરપકડ થઈ. સ્વાગત સમિતિના કાર્યવાહકોને અટકાયતમાં લેવામાં આવ્યા અને કલકત્તાના કેટલાક મહાસભાના આગેવાનોને પ્રતિબંધક હુકમો આપવામાં આવ્યા. આ બધામા શ્રીમતી સેનગુપ્તા અને ડૉ. મહમદ આલમ મુખ્ય હતાં. એક હજાર જેટલા પ્રતિનિધિઓની ધરપકડ તો પોતાના પ્રાન્તમાંથી નીકળતા પહેલાં કે નીકળ્યા પછી કલકત્તાને માર્ગે જ થઈ હતી. બાકીના કલકત્તા પહોંચવા પામ્યા. સરકારનો પ્રતિબંધ હોવા છતાં પણ અગિયારસો પ્રતિનિધિઓ બેઠક માટે નક્કી કરેલે સ્થળે ભેગા થયા, તરત જ પોલીસ તે જગ્યાએ આવી પહોંચી અને મહાસભાવાદીઓના શાન્ત સમૂહ પર લાઠીઓનો વર્ષાદ શરૂ થયો. કેટલાય પ્રતિનિધિઓને ગંભીર ઇજાઓ થઈ; શ્રીમતી સેનગુપ્તા અને બીજા મુખ્ય મહાસભાવાદીઓને ગિરફતાર કરવામાં આવ્યા. બેઠક નહિ ભરાવા દેવાના પોલીસના પ્રયત્નો નિષ્ફળ ગયા. કારણ લાઠીમાર શરૂ થયો તો પણ અંદરના ભાગના પ્રતિનિધિઓ, રજૂ કરાયેલા સાતેય ઠરાવો વંચાઈને પસાર

ચયા ત્યાં સુધી પોતાના સ્થાનને વળગી રહ્યા. કલકત્તાની મહાસભાને અંગે જેમને ગિરફતાર કરવામાં આવ્યા હતા તેમાથી ઘણાને બેઠક પૂરી થતાં જ છોડી મૂકવામાં આવ્યા. બાકીનાઓ ઉપર કામ ચલાવી તેમને સજાઓ કરવામાં આવી. તેમા શ્રીમતી સેનગુપ્તાને છ માસની કેદની સજા થઈ. અટકાયતમાંથી છૂટા થયા પછી પંડિત માલવિયાજી સીધા કલકત્તે ગયાં અને પોલીસે કેવી હેવાનિયત વાપરી મહાસભાની બેઠક વિખેરવાનો પ્રયત્ન કર્યો, તે બાબતમાં કોઈ પણ આક્ષેપ ન મૂકી શકે એવો સબળ પુરાવો તેમણે દેશ આગળ રજૂ કર્યો. એ બાબતમાં કોઈ સમિતિ મારફત તપાસ કરાવવાનુ તેમણે સરકારને આહ્વાન આપ્યુ પણ સરકારે તેનો સ્વીકાર કરવાની હિંમત બતાવી નહીં.

કલકત્તાની બેઠકમાં પસાર કરવામાં આવેલા ઠરાવોમાં ૧૯૨૯ની લાહોરની બેઠકમાં સ્વીકારવામાં આવેલું પૂર્ણ સ્વાતંત્ર્યનુ ધ્યેય ફરી સ્વીકારવામાં આવ્યું; રાષ્ટ્રીય સ્વમાન અને પ્રજાના હકોના સંરક્ષણને અર્થે સત્યાગ્રહને જ એકમાત્ર ન્યાય્ય શસ્ત્ર તરીકે જાહેર કરવામાં આવ્યું; તે લડતમાં વધારે પ્રમાણમાં જોડાવાની દેશને હાકલ કરવામાં આવી, બહિષ્કારને કડક કરી ખાદીનો ઉપયોગ વધારવાનું જણાવવામાં આવ્યું; ભયંકર દમનીતિથી પ્રજામાંથી રાષ્ટ્રીય જુસ્સો ઉન્મૂલ કરવા ઇચ્છતી બ્રિટિશ સરકારે યોજેલી શ્વેતપત્રની કે બીજી કોઈ પણ યોજનાનો અસ્વીકાર કરવાનું કહેવામાં આવ્યું, તથા તે યોજના બ્રિટિશ સરકારની હકૂમત દેશમાં ચિરસ્થાયી કરવાના હેતુથી તથા હિંદુસ્તાનને ભોગે બ્રિટિશ હિતોને જ આગળ ધપાવવા સારુ યોજવામાં આવેલી છે એમ જાહેર કરવામાં આવ્યું. ગાંધીજીના સફળ ઉપવાસ તથા કરાંચીમાં કરેલી પ્રાથમિક હકોની જાહેરાત વિષે પણ છેવટે બે ઠરાવો કરવામાં આવ્યા.

કલકત્તાની મહાસભા પછી દેશમાં પાછો એક તદ્દન અણધાર્યો બનાવ બન્યો. હરિજન પ્રવૃત્તિમાં વધારે ને વધારે માણસો પડવા લાગ્યા હતાં; તેમનું કામ તેઓ વધારે શુદ્ધ અને સાચા સેવાભાવથી કરતા થાય એ હેતુથી તેમને સહાયભૂત થવા માટે જરૂરી આત્મશુદ્ધિ મેળવવા ૮મી મે ૧૯૩૩ના રોજ મહાત્માં

ગાંધીએ ૨૧ દિવસના ઉપવાસ શરૂ કર્યા. એમના જ શબ્દોમાં કહીએ તો :

"હરિજન કાર્યને અંગે અમે વધારે જાગરૂક અને દક્ષ બનીએ તેટલા માટે આ ઉપવાસ મારી અને મારા સાથીઓની ચિત્તશુદ્ધિ સાધવા અંતઃકરણની પ્રાર્થનારૂપ હતા. અને તેથી હિંદુસ્તાનમાંના અને બહારના સૌ મિત્રોને હું આ કસોટીમાંથી પસાર થઈ શકું અને હું ઇચ્છું કે મનુ પણ જે કાર્ય માટે મે ઉપવાસનો આરંભ કર્યો છે તે આગળ વધે એવી મારી સાથે અને મારે માટે પ્રાર્થના કરવા વિનંતિ કરુ છું. ઉપવાસનું મારા ઉપર ગમે તે પરિણામ નીપજે તો પણ સત્યને ઢાંકી રાખતું હિરણ્મય પાત્ર દૂર થાય એવી પ્રાર્થના કરવાને હું મારા સનાતની મિત્રોને વીનવું છું."

છાપાજોગ મુલાકાતમાં તેમણે જણાવ્યું કે, ધાર્મિક હિલચાલ તેના હિમાયતીઓની બૌદ્ધિક કે આર્થિક સાધનસંપત્તિ ઉપર આધાર રાખતી નથી; પણ તે તેમની આધ્યાત્મિક સંપત્તિ કે આધ્યાત્મિકતા ઉપર આધાર રાખે છે. અને આ બીજી સંપત્તિ સમૃદ્ધ કરવાનુ ઉપવાસ એ જાણીતું સાધન છે.

સરકારે પણ તે જ દિવસે એક જાહેરનામુ બહાર પાડી જણાવ્યું કે, ઉપવાસનું સ્વરૂપ અને તે વિષેની ગાંધીજીની દૃષ્ટિ લક્ષમાં લેતાં સરકારે તેમને છોડી મૂકવાનો નિર્ણય કર્યો છે. અને તે અનુસાર ગાંધીજીને સાંજે છોડી મૂકવામાં આવ્યા. છોડી મુકાયા પછી તરત જ ગાંધીજીએ એક નિવેદન બહાર પાડી સત્યાગ્રહની લડત છ અઠવાડિયાં મોકૂફ રાખવાની મહાસભાના કામચલાઉ પ્રમુખને ભલામણ કરી.

ગાંધીજીએ જણાવ્યુ :

"હું મારા છુટકારાને જરા પણ હર્ષથી વધાવી શકતો નથી. અને સરદાર વલ્લભભાઈએ ગઈ કાલે મને કહ્યું તેમ સવિનય કાનૂન ભંગની લડતને આગળ ધપાવવા કે દોરવા માટે તો હું આ છુટકારાનો ઉપયોગ કેમ જ કરી શકું ?

"તેથી સત્યના એક સાધક તરીકે, આ છુટકારાથી મારા ઉપર એક જબરદસ્ત ભાર આવી પડ્યો છે; અને તેથી હું અકળાઉં છું. ઉપવાસ તો ચાલુ રહેવાના જ. કોઈ પણ જાતની ચર્ચામાં

ભાગ ન લેતાં મનઃસ્વાસ્થ્ય ટકાવી રાખવાની મારી ઇચ્છા હતી અને છે. હરિજન કાર્ય સાથે સંબંધ ન ધરાવનાર એવી કોઈ પણ બાહ્ય વસ્તુને મારા મનમાં હું સ્થાન આપું તો ઉપવાસનો આખો હેતુ જ માર્યો જશે.

"તેની સાથે મારો છુટકારો થયો જ છે તો સત્યાગ્રહની ચાલતી પ્રવૃત્તિનું પરીક્ષણ કરવામાં મારી થોડીક શક્તિનો ઉપયોગ કરવો તે પણ મારી ફરજ થઈ પડે છે.

"અલબત્ત, અત્યારે તો હું એટલું જ કહી શકું કે, સત્યાગ્રહ વિષેના મારા મતમાં કોઈ પણ જાતનો ફેર પડ્યો નથી. જે અનેક સત્યાગ્રહીઓએ બહાદુરી દાખવી અને બલિદાન આપ્યું તેમને હું ધન્યવાદ જ આપું. પણ તેની સાથે મારે એટલું કહેવું પડે છે કે, આપણી લડતમાં જે ગુપ્તતા દાખલ થવા પામી છે તે તેના યશમાં અન્તરાયરૂપ છે. માટે જો ચળવળ પાછી ચાલુ રાખવી જ પડે તો દેશના જુદા જુદા ભાગોમા, જેઓ આ લડતને દોરી રહ્યા છે તેમને આ ગુપ્તતાનો ત્યાગ કરવા, હું આગ્રહપૂર્વક કહું છું. તેથી કદાચ એક પણ સત્યાગ્રહી મેળવવો મુશ્કેલ થાય તો તેની ચિન્તા હું ન કરું.

"આમપ્રજા ભયભીત દશામાં પડી છે તેમાં શક નથી સરકારના ઑર્ડિનન્સોથી તેઓ દબાઈ ગયા છે; અને મને એમ લાગે છે કે લડતમાં દાખલ થયેલી ગુપ્ત નીતિરીતિઓ જ આ પતનનાં મોટે ભાગે કારણ છે. . . .

"એક વાત હું જણાવી દઉં. મને ગમે કે ન ગમે આ ત્રણ અઠવાડિયાં દરમિયાન બધા સત્યાગ્રહીઓ ભારે સંશયમાં પડેલા હશે. જો મહાસભાના પ્રમુખ શ્રી. બાપુજી અણે એક મહિના કે છ અઠવાડિયા માટે પણ લડત મોકૂફ રાખવાનું જાહેર કરે તો સારું થાય.

"હવે હું સરકારને વિનંતિ કરું. જો દેશમાં તેઓ સાચી શાન્તિ માગતા હોય, અને તે અત્યારે નથી એમ તેમને લાગતું હોય, જો ઑર્ડિનન્સરાજ એ રાજ નથી એમ તેમને લાગતું હોય તો તેમણે આ મોકૂફીનો લાભ લઈ બધા સત્યાગ્રહી કેદીઓને વિના શરતે છોડી મૂકવા.

"આ કસોટીમાંથી હું જીવતો બહાર પડું તો પરિસ્થિતિનું અવલોકન કરી મહાસભાના આગેવાનોને તેમજ — કહેવાની હિંમત કરું તો — સરકારને પણ સલાહ આપવા પૂરતા વખત મને મળશે એવી આશા રાખું છું ઇંગ્લંડથી પાછા આવ્યા પછી જ્યાં વાટાઘાટ ભાંગી પડી હતી ત્યાંથી ફરી શરૂ કરવાનો મારો વિચાર છે

"જો મારા પ્રયત્નથી સરકાર અને મહાસભા વચ્ચે કોઈ પણ સમજૂતી ન થાય અને સત્યાગ્રહ પાછો શરૂ થાય તો સરકાર પણ પોતાની મરજીમાં આવે તો ઑર્ડિનન્સરાજ પાછું સજીવન કરી શકે છે સરકાર જો સમજૂતી કરવા માગતી હોય તો કોઈ મધ્યમ માર્ગ નીકળી શકે એમાં મને જરા પણ શંકા નથી, મારા વિષે કહું તો આ વિષે મને સંપૂર્ણ ખાતરી છે ."

ગાંધીજીનું નિવેદન બહાર પડ્યું કે તરત જ મહાસભાના કામચલાઉ પ્રમુખ અણેએ એવું જ એક નિવેદન બહાર પાડી, ૭ અઠવાડિયાં લડત મોકૂફ રાખ્યાનું જાહેર કર્યું સરકારે પણ પોતાનો જવાબ બહાર પાડવામાં ઢીલ કરી નહિ (૯મી મે). તેણે એમ જાહેર કર્યું કે, કેદીઓને છોડી મૂકવા માટે અમે જે શરતો જણાવેલી છે તે માત્ર સવિનય કાનૂન ભંગ મોકૂફ રાખવાથી સંતોષાતી નથી, અને આવી સ્થિતિમાં મહાસભા સાથે સંદેશા ચલાવવા માટે સરકાર તૈયાર નથી,

હિંદી વજીરના શબ્દોમાં સરકારે જણાવ્યું કે,

"તેમને (રાજદ્વારી કેદીઓને) છોડી મૂકવાથી સવિનય કાનૂનભંગની લડત ફરી શરૂ ન થાય એવી અમારી પ્રથમ ખાતરી થવી જોઈએ. મહાસભાના નેતાઓ સાથે વાટાઘાટ ચલાવી શકાય એ હેતુથી સત્યાગ્રહની લડત થોડા વખત પૂરતી મોકૂફ રાખવાથી હિંદી સરકારની તે વિષેની શરતો સંતોષાતી નથી સવિનય કાનૂનભંગની લડત ચોક્કસ રીતે પડતી મૂકવામાં આવી છે એમ તેઓ જાણવા માગે છે તે લડત બંધ કરાવવા માટે મહાસભા સાથે મંત્રણા ચલાવવાનો અગર તો તેમની આ ગેરકાયદે પ્રવૃત્તિઓને અંગે તેમની સાથે સમાધાન કરવાના હેતુથી કેદીઓને છોડી મૂકવાનો સરકારનો ઇરાદો નથી."

મિમલાના આ નિષેધાત્મક જવાબ માથે જ વિયેનાથી શ્રી વિઠ્ઠલભાઈ પટેલ તથા સુભાષચદ્ર બોઝનુ સયુક્ત નિવેદન રૂટર મારફતે બહાર પડ્યું તેનો મહત્ત્વનો ભાગ નીચે ઉતારીએ છીએ

"સવિનય કાનૂન ભગની લડત મોકૂફ રાખવાનું ગાધીજીનું છેલ્લું કૃત્ય તેમની હારની કબૂલાત જ છે એવો અમારો ચોકસ મત છે હવે તો કોઈ નવા તત્ત્વોઅનુસાર નવી પદ્ધતિથી મહાસભાની નવેસર પુનર્ઘટના કરવાનો સમય આવી પહોંચ્યો છે પણ તે માટે કોઈ નવા નેતાની જરૂર છે કારણ પોતાના જીવનસિદ્ધાતોથી વિસગત એવા કોઈ કાર્યક્રમમા ગાધીજીની દોરવણીની અપેક્ષા રાખવી તે ગેરવાજબી છે. જો આખી મહાસભામા આવુ પરિવર્તન થાય તો તે સૌથી વધારે ઇષ્ટ છે પણ જો તેમ ન બની શકે તો મહાસભાની અદર જ ક્રાન્તવાદીઓનો એક જુદો પક્ષ સ્થાપવાની જરૂર છે"

લડત દરમિયાન તબિયતને કારણે જેમને પરદેશમા રોકાવુ પડ્યું હતું તેવા આ બે વિખ્યાત પુરુષોની વિરોધી ટીકા ગાધીજીને આ કઈ પહેલવહેલી જ સહન કરવી પડી નહોતી પોતાનાં અતરના દુઃખોની જેમજ તેઓ દુનિયાની ટીકા ધીરજ, શ્રદ્ધા અને હિંમતથી સહન કરતા આવ્યા છે એ વાત જવા દઈએ ગાધીજીની ઉપવાસની પ્રતિજ્ઞા રીતસર પાર પડી અને તેમણે ૨૯મી મેને દિવસે ઉપવાસનુ પારણુ કર્યું

દરમિયાન મહાસભાવાદીઓના મંડળોમા એવો મત જામવા લાગ્યો કે, ગાધીજીના છુટકારાથી મળેલી તકનો લાભ લઈ મુખ્ય મહાસભાવાદીઓ દેશની 'વર્તમાન' સ્થિતિ વિષે વિચાર કરવા માટે એકત્ર થાય તો સારુ ગાધીજી તેમા ભાગ લઈ શકે એવી તેમની તબિયત હોય તે વખતે જ આવુ સમેલન ભરવુ ઇષ્ટ હોવાથી, મહાસભાના કામચલાઉ પ્રમુખે લડતની મોકૂફીનો સમય બીજાં ૭ અઠવાડિયા વધાર્યો

અંતે, મહાસભાવાદીઓની એક ખાનગી પરિષદ ૧૯૩૩ના જુલાઈની ૧૨મીએ પૂનામા મળી. શ્રી અણેએ પ્રાસ્તાવિક ભાષણ કરી સભાના કામનો આરંભ કર્યો. ગાધીજીએ પોતાના વિચારો

ટૂંકમાં પરિષદ આગળ રજૂ કર્યા. કેટલીક સામાન્ય ચર્ચા ચાલ્યા પછી પરિષદની બેઠક બીજા દિવસ પર મુલતવી રહી. બીજે દિવસે શરૂઆતમાં જ ગાંધીજીએ એક વિસ્તૃત નિવેદન કરી પરિષદના સભ્યોએ આગલે દિવસે ઉઠાવેલા મુદ્દાઓનુ સમીક્ષણ કર્યું અને અંતમા પોતાની સૂચનાઓ રજૂ કરી. તે પછી પરિષદે પોતાની ભલામણો રજૂ કરી. સવિનય કાનૂનભંગની લડત વિનાશરત પાછી ખેંચી લેવાની સૂચના તેણે અમાન્ય કરી; પણ તે સાથે જ વ્યક્તિગત સત્યાગ્રહની સૂચના પણ તેણે ફગાવી દીધી. છેવટે સરકાર સાથે સમાધાની કરવા ખાતર વાઇસરૉયની મુલાકાત માગવાને તેણે ગાંધીજીને અધિકાર આપ્યો. આ નિર્ણય અનુસાર ગાંધીજીએ વાઇસરૉયને તાર કરી સુલેહનો માર્ગ ખોળી કાઢવા માટે તેમની મુલાકાત માગી. જવાબમાં પૂનાની પરિષદમાંની ચર્ચાના વલણ વિષે છાપાંઓમા જે ખરાખોટા સમાચાર પ્રગટ થયા હતા તેનો વાઇસરૉયે વિગતે ઉલ્લેખ કર્યો. અને એ સમાચાર ઉપર આધાર રાખીને મહાસભા પ્રથમ સવિનય કાનૂનભંગની લડત બંધ ન કરે ત્યાં સુધી તેમણે મુલાકાત આપવાની ના પાડી. ગાંધીજીએ પ્રત્યુત્તર આપી જણાવ્યુ કે, એક ખાનગી પરિષદની ગુપ્ત કાર્યવાહી વિષેના અનધિકૃત અહેવાલ ઉપરથી સરકારે પોતાનો નિર્ણય કર્યો હતો અને જો તેમને મુલાકાત આપવામાં આવે તો પરિષદની આખી ચર્ચાનુ વલણ ધ્યાનમા લેતા તે સ્વમાનને હાનિ ન પહોંચાડે એવા કોઈ પણ સમાધાન માટે અનુકૂળ હતી એ તેઓ બતાવી આપે. સુલેહ માટેના ગાંધીજીના પ્રયત્નો સરકાર તરફથી અનુકૂળ જવાબ મેળવવા નિષ્ફળ નીવડ્યા અને આખરે પોતાના સ્વમાનની રક્ષા ખાતર રાષ્ટ્રને લડત આગળ ચાલુ રાખવાની ફરજ પડી. સામુદાયિક સવિનયભંગ જો કે મોકૂફ રાખવામાં આવ્યો, અને જેઓ સત્યાગ્રહ કરી શકે અથવા કરવા તૈયાર હતા તેમને બધાને વ્યક્તિગત કાયદાભંગ કરવાની સલાહ આપવામાં આવી. સામુદાયિક સવિનયભંગ મોકૂફ રાખવામાં આવ્યાથી સંગ્રામ સમિતિઓ જેવી મહાસભાની બધી સંસ્થાઓનું મહાસભાના કામચલાઉ પ્રમુખના હુકમથી વિસર્જન કરવામાં આવ્યું.

લડત દરમિયાન હજારો ખેડૂતોને જે દુઃખો વેઠવાં પડ્યાં હતાં તેમાં પોતે પણ એક ભાગીદાર થવા માટે ગાંધીજીએ પોતાની કીમતીમાં કીમતી વસ્તુનું બલિદાન આપવાનો નિર્ણય કરી વ્યક્તિગત સત્યાગ્રહનું મંગલાચરણ કર્યું. તેમણે સત્યાગ્રહ આશ્રમનું વિસર્જન કરી બીજી બધી પ્રવૃત્તિઓ છોડી દઈને લડતમાં ભાગ લેવા આશ્રમવાસીઓને આમંત્રણ કર્યું. તેમણે આખો આશ્રમ ખાલી કર્યો, આશ્રમની જંગમ મિલકત બીજી સાર્વજનિક સંસ્થાઓને આપી દીધી અને સરકારનું મહેસૂલ ભરવાનું બીજા કોઈને ભાગે ન આવે તેટલા માટે સરકારને જ જમીન, મકાન અને પાકનો કબજો લઈ લેવા અરજ કરી. તેના જવાબમાં સરકારે માત્ર એક લીટી લખી તેમના કાગળની પહોંચ સ્વીકારી.

આશ્રમનો કબજો લેવાની સરકારે ના પાડી એટલે ગાંધીજીએ હરિજન પ્રવૃત્તિને અંગે તેનો ઉપયોગ થાય તે માટે તે આપી દીધો. આ સ્થળે ગાંધીજીએ દાંડીકૂચ કરતી વખતે એક નિવેદન કરેલું તે યાદ કરવું ઘટે. સ્વરાજ મળે નહિ ત્યાં સુધી આશ્રમમાં પાછા ન આવવાની તેમણે પ્રતિજ્ઞા કરેલી. આ પ્રતિજ્ઞા અનુસાર તેઓ ૧૨મી માર્ચ ૧૯૩૦ પછી એકાદ માંદા મિત્રની મુલાકાતના પ્રસંગ સિવાય આશ્રમમાં કોઈ વખતે પાછા ગયા નથી.

૧૯૩૩ની ૧લી ઑગસ્ટને દિવસે ગાંધીજીએ રાસ ગામ, કે જે ૧૯૩૦ના ફેબ્રુઆરીમાં વલ્લભભાઈની ત્યાં ધરપકડ થઈ ત્યારથી આખા હિન્દમાં જાણીતું થઈ પડ્યું છે, તે તરફ પગપાળા કૂચ કરી જવાનું નક્કી કર્યું. પણ આગલી મધરાતે જ તેમને તથા તેમના આશ્રમવાસી ૩૪ સાથીઓને ગિરફતાર કરવામાં આવ્યા. ગાંધીજીને જથીને રોજ છોડી મૂકી યરોડા ગામની હદ છોડી જઈ પૂનામાં રહેવાનો હુકમ આપવામાં આવ્યો. હુકમ સ્વાભાવિકપણે જ પાળવામાં આવ્યો નહિ, અને છુટકારા પછી અર્ધા કલાકમાં જ ગાંધીજીને પાછા ગિરફતાર કરી એક વરસની સજા કરવામાં આવી.

ગાંધીજીને કેદની સજા થયા પછી વ્યક્તિગત સત્યાગ્રહની લડત બધા પ્રાંતોમાં શરૂ થઈ; અને પહેલા જ અઠવાડિયામાં સેંકડો

સત્યાગ્રહીઓ જેલભેગા થઈ ગયા અકોનાથી દૂર કરી નીકળી પડેલા કામચલાઉ પ્રમુખ શ્રી અણેની તેમના તેર સાથીઓ સાથે ધરપકડ થઈ તેમના પછીના પ્રમુખ સરદાર શાર્દૂલસિંહ પણ થોડા જ વખતમા જેલમા પહોચી ગયા પણ કેદમા જતા પહેલા તેમણે લડત સાચેમાચ વ્યક્તિગત સત્યાગ્રહની થઈ જાય તે માટે, કામચલાઉ પ્રમુખના પદનું પણ વિસર્જન કરી જુદા જુદા પ્રાંતોમા ચાલતી જિલ્લા સરમુખત્યારોની પરંપરાનો અંત આણ્યો. ગાધીજીએ બતાવેલા માર્ગનુ દેશભરમા મહાસભાવાદીઓએ અનુસરણ કર્યું અને તે વખતના સંજોગોમા સ્વરાજના કાર્યમા ફાળો આપવામા દરેક પ્રાંતે પોતાનાથી બનતુ કર્યું.

મે મહિનામાં ગાંધીજીને છોડી મૂકવામા આવ્યા તે પહેલા જેલમા હરિજનપ્રવૃત્તિને અંગે જે છૂટો કે સગવડો સરકારે તેમને આપી હતી, તે આ વખતે આપવાની ના પાડવાથી ગાધીજીએ જેલમા ગયા પછી થોડા જ વખતમા ઉપવાસ શરૂ કર્યો સરકાર મક્કમ રહી પણ ઉપવાસને પાંચમે દિવસે એટલે ૨૦ મી ઑગસ્ટને રોજ તેમની તબિયત એટલી લથડી કે તેમને પૂનાની સાસૂન હૉસ્પિટલમા — અલબત્ત કેદી તરીકે જ — ખસેડવા પડ્યા ૨૩મીએ તેમના જીવને તાત્કાલિક જોખમ છે એમ સરકારને લાગવાથી તેમણે ગાધીજીને તે જ દિવસે વિના શરતે છોડી મૂક્યા. આ અનપેક્ષિત ઘટનાથી ગાંધીજી ભારે અકળામણમા પડ્યા પણ જે સંજોગોમા તેમને જેલમાંથી છોડી મૂકવામા આવ્યા તે લક્ષમાં લેતાં અને ધરપકડ, ઉપવાસ અને છુટકારાની ઉંદરબિલાડીની ક્ષુદ્ર રમતમાં સ્વેચ્છાથી ભાગ લેવાની તેમની જરાય ઇચ્છા ન હતી તેથી, તેમણે પોતાને હજી એક કેદી જ માની લઈ સજાની મુદત ૧૯૩૪ ના ઑગસ્ટની ૩ જીએ પૂરી થાય ત્યા સુધી પોતાની પ્રવૃત્તિઓ ઉપર સ્વેચ્છાએ અમુક નિયંત્રણ મૂકવાનો અને ત્યા સુધી સવિનય કાનૂનભંગમાં ભાગ ન લેવાનો નિશ્ચય કર્યો. પણ તેની સાથે તેમણે એક વાત સ્પષ્ટ કરી કે,

"હું પોતે સવિનય કાનૂનભંગ ન કરું તોય મારી સલાહ જેઓ માગવા આવે તેમને રાષ્ટ્રીય ચળવળ અવળે રસ્તે ન ચડે તેટલા ખાતર સલાહ આપી દોરવણી આપ્યાં સિવાય હું રહી શકું તેમ નથી."

અને આ વચગાળાનો સમય મોટે ભાગે હરિજન પ્રવૃત્તિની પાછળ આપવાનું તેમણે નક્કી કર્યું

શ્રીમતી સ્વરૂપરાણી નેહરુની તબિયત કેટલાક વખતથી વધારે ને વધારે બગડતી જતી હતી, અને આ વખતે તે ઘણી ચિન્તાસ્પદ થઈ હતી તેથી સંયુક્ત પ્રાન્તની સરકારે પંડિત જવાહરલાલને પોતાની માતાની ગંભીર માંદગી વખતે તેમની પાસે હાજર રહી શકે તેટલા માટે તેમની સજાની મુદત પૂરી થાય તે પહેલાં થોડાક દિવસ અગાઉ છોડી મૂકવાનો નિર્ણય કર્યો અને ૩૦મી ઓગસ્ટને રોજ છોડી પણ દીધા

શ્રીમતી નેહરુની તબિયતમાં કંઈક સુધારો થતાં જ પંડિતજી મહાત્મા ગાંધી આ વખતે પૂનામાં પોતાની તબિયતને કારણે આરામ લેતા હતા ત્યાં તેમને મળવા ગયા ૧૯૩૧માં ગાંધીજી ગોળમેજી પરિષદમાં હાજરી આપવા ઇંગ્લંડ જવા ઊપડ્યા તે વખત પછી પહેલી જ વાર બન્ને જણ એક બીજાને મળ્યા. ત્યાં સ્વાભાવિક રીતે જ દેશની પરિસ્થિતિ અને પ્રજા આગળના કાર્યક્રમ વિષે બન્ને વચ્ચે વાતચીત અને ચર્ચા ચાલી ચર્ચાને પરિણામે દેશના કાર્યક્રમ વિષે પોતપોતાના વિચારો નિશ્ચિત સ્વરૂપમાં દર્શાવવા બન્નેનો કેટલોક પત્રવ્યવહાર ચાલ્યો અને મહાસભાવાદીઓની દોરવણી તથા પ્રજાની જાણ માટે આ પત્રવ્યવહાર પ્રસિદ્ધ કરવામાં આવ્યો

સજાની મુદત દરમિયાન કેવળ રાજકીય ક્ષેત્રમાં પ્રત્યક્ષ ભાગ ન લેવાનું નક્કી કર્યા પછી, તે સમય હરિજન પ્રવૃત્તિ પાછળ વાપરવાનો ગાંધીજીએ નિર્ણય કરેલો અને તે અનુસાર ૧૯૩૩ના નવેંબરમાં તેમણે દેશભરમાં હરિજનકાર્ય માટે પ્રવાસ શરૂ કર્યો દસ મહિનામાં લગભગ બધા પ્રાન્તોમાં તેઓ ફરી વળ્યા પ્રચારની દૃષ્ટિએ તો આ પ્રવાસ ઘણો જ સફળ અને કીમતી નીવડ્યો. દરેક પ્રાન્તમાં જે સભાઓ થઈ તેમાં લોકોએ જે સંખ્યામાં હાજરી આપી અને જે ઉત્સાહ દાખવ્યો, તેને ૧૯૩૦ની સભાઓ સાથે જ સરખાવી શકાય હરિજનયાત્રામાં અસ્પૃશ્યતાનિવારણના કાર્ય માટે લગભગ સાડા આઠ લાખ જેટલા રૂપિયા તેમણે ભેગા કર્યા અને તે વખતની વેપારી મંદી જોતાં તથા લોકો બીજી પ્રવૃત્તિઓને

અંગે પૈસા આપી ચૂક્યા હતા તે ધ્યાનમાં લેતાં, લોકોએ ગાંધીજીની માગણીને અસામાન્ય ઉદાર ભાવે જવાબ આપ્યો એમ કહેવું જોઈએ. એ કમનસીબ બનાવો બાદ કરતાં આ આખી યાત્રા બીજી બધી રીતે સફળ નીવડી.

૧૯૩૪ના જૂનની ૨૫મીએ પૂનામાં આખા રાષ્ટ્ર માટે એક ભારે આપત્તિ થઈ પડત એવા અકસ્માતમાંથી ગાંધીજી બહુ જ થોડાકમાં બચવા પામ્યા. પૂનાની મ્યુનિસિપાલિટીએ તેમને માનપત્ર આપવા માટે એક મેળાવડો ગોઠવ્યો હતો. તે સમારંભ વખતે એક અજ્ઞાત અને હજી પણ જેનો પત્તો લાગ્યો નથી એવા માણસે તેમની ઉપર બોંબ ફેંકવાનો પ્રયત્ન કર્યો. બોંબ ફેંકનાર, કે જે ગાંધીજીની અસ્પૃશ્યતા સામેની લડતથી ચિડાયેલો હશે એમ ધારવામાં આવે છે, તેણે ગાંધીજીના આગમન પહેલાં થોડીક મિનિટ અગાઉ આવેલી બીજી એક મોટરને ગાંધીજીની મોટર માની લઈ તે ઉપર બોંબ ફેંક્યો. તેણે ફેંકેલો બોંબ ગાંધીજી ઉપર પડ્યો નહિ એ ખરું પણ તેથી બીજા સાત નિર્દોષ માણસો ઘાયલ થયા. સદ્‌ભાગ્યે તેમાંના એકેની ઇજા ગંભીર નીવડી નહિ. બીજો બનાવ ઉપલા બનાવથી એક પખવાડિયા પછી જ અજમેરમાં બન્યો. આ વખતે ક્રોધથી મિજાજ ખોઈ બેઠેલા એક સુધારક હરિજન પ્રવૃત્તિના કટ્ટર વિરોધી કાશીના 'પંડિત લાલનાથને લાકડીનો એક સપારો મારી તેમનું માથું ફોડી નાખ્યું. આ બીજા બનાવને પરિણામે જાહેર વિવાદોમાં વિરોધીઓ તરફથી એક બીજા પ્રત્યે બતાવાતી અનુદાર વૃત્તિ માટે પ્રાયશ્ચિત્ત રૂપે ગાંધીજીએ સાત દિવસના ઉપવાસ કર્યા.

હરિજનકાર્ય માટે જ આખા હિન્દની યાત્રા કરવાનું ગાંધીજીએ નક્કી કર્યું હતું; પણ ડિસેમ્બર મહિનો તેમની કસોટીનો હતો. ગુરુવાયુર મંદિરની બાબતમાં શ્રી. કેલાપ્પને મંદિરના ટ્રસ્ટીઓને ત્રણ માસની નોટિસ આપી હતી અને ૧૯૩૪ની ૧લી જાનેવારીએ તેને અંગે છેવટનો નિર્ણય કરવાનો હતો. એ નિર્ણયને પરિણામે શ્રી. કેલાપ્પન અને ગાંધીજી બન્નેને મરણપર્યંતના ઉપવાસ કરવાનો વખત પણ આવે. તેથી ગુરુવાયુર મંદિરમાં આવતા લોકોની હરિજનોના મંદિરમાં પ્રવેશને અંગે મતગણતરી કરવાનું નક્કી કરવામાં આવ્યું. આને અંગેનો આ પહેલો જ પ્રયોગ

ઘણો ઉદ્‌બોધક તેમજ સફળ નીવડ્યો.' દરમિયાન ડૉ. સુબ્બારાયને મદ્રાસ ઇલાકામાં મંદિરપ્રવેશની બાબતમાં એક બિલ રજૂ કરવાની નોટિસ આપી હતી અને સરકાર તેને અંગે શો નિર્ણય આપે છે તેની રાહ જોવાતી હતી. ગુરુવાયુરની મતગણતરીમાં ૭૭ ટકા જેટલા મતદારોએ મંદિરપ્રવેશની તરફેણમાં મત આપ્યા, ૧૩ ટકાએ વિરુદ્ધમાં આપ્યા અને ૧૦ ટકા તટસ્થ રહ્યા.

આ ગણતરીની ખાસિયત એ હતી કે આઠ હજાર કરતાં વધારે સ્ત્રીઓએ હરિજનોના મંદિરમાં પ્રવેશને અનુકૂળ મત આપ્યા હતા.

ગુરુવાયુરને અંગે ગાંધીજીએ કરવાના ઉપવાસનો પ્રસંગ ટળ્યો તેની સાથે જ જેનવું વરસ બેઠું તે શંકિત વાતાવરણમાં જ બેઠું. સવિનયકાનૂનભંગની દિશામાં પણ કંઈ સંતોષકારક પ્રગતિ તો હતી જ નહિ. જેલમાંથી છૂટીને આવેલા સત્યાગ્રહીઓ થાકી ગયા હતા, સમૂહસત્યાગ્રહ બંધ થાય ને વ્યક્તિગત સત્યાગ્રહ ચાલુ રહે તો પોતે પોતાના પ્રાંતને તેમાં દોરશે એમ જે પ્રાંતિક નેતાઓએ પૂનાની સભામાં વચન આપ્યાં હતાં તેમાંથી ઘણા જ થોડાએ પોતાનું વચન પાળેલું જણાયું. જેલમાંથી સજા ભોગવીને જે પાછા આવ્યા તેઓ ફરી વાર સજા ભોગવવા અશક્તિમાન કે નાખુશ જણાયા. જેઓ સજા માટે તૈયાર હતા તેમને સજા કરવા સરકાર તૈયાર ન હતી. સરકારે તો લાઠીમાર ચલાવવાની, સબજેલોમાં ગોંધી રાખી, હેરાન કરી, પાછા છોડી મૂકવાની અને થોડા વખત પછી ફરી તે જ અનુક્રમથી સત્યાગ્રહીઓને હેરાન કરવાની યુક્તિ શોધી કાઢી હતી. સજા થયા બાદ જેલમાં જે શાંતિ મળતી તે પણ આમ છીનવી લેવામાં આવી હતી. જેમ બિલાડી ઉંદરને પકડે, છોડે ને ફરી વાર પકડે તેમ, આ ચાલતું હતું. તેમાં ન હતી મરવાની સગવડ કે ન હતો કાયમનો છુટકારો.

૧૬ મી જાન્યુઆરીએ સવારે પૂર્વે કોઈ કાળે ન આવેલી એવી ભયાનક આપત્તિ આગલે દિવસે બપોરે બિહાર ઉપર આવી પડવાના સમાચાર છાપાંઓમાં જોઈ આખા દેશને ભારે આઘાત

લાગ્યો અને તે ધ્રૂજી ઊઠયો. થોડીક મિનિટની અંદર જ આખા પ્રાન્તનુ સ્વરૂપ ઓળખી ન શકાય તેવી રીતે પલટાઈ ગયું હતું. હજારો મકાનો ધૂળભેગી થઈ ને કેટલીયે ભૂમાતાના ઉદરમાં વિલીન થઈ ગઈ. ધરતીની અંદરથી રેતી બહાર આવી અને તેણે મોટા વિસ્તારમા ઊભા પાકના પાક દાટી દીધા. ૧૧૦ અંશની ગરમીનુ પાણી ૧૫૦૦ ફીટની ઊંડાઈએથી પૃથ્વીની સપાટી ઉપર નીકળી આવ્યું. હજારો કુટુંબો નિરાધાર થઈ ગયાં; કેટલીય બહેનો વિધવા થઈ ગઈ અને તેમનાં નિષ્પાપ બાળકો પડી જતાં ઘરોની નીચે ચગદાઈ મુઆં અને ત્યા ને ત્યા જ દટાઈ ગયાં. અને આ બધું અક્ષરશઃ આંખના પલકારાની અંદર જ બનવા પામ્યું. ધરતીકંપ ૩૦,૦૦૦ ચોરસ માઈલ વિસ્તારવાળા અને દોઢ કરોડની વસ્તીવાળા પ્રદેશ ઉપર વ્યાપ્યો હતો. લગભગ ૨૦૦૦ જેટલાં માણસો મરી ગયાની નોંધ અહેવાલોમાં લેવાઈ છે. ૧૦ લાખ ઉપરાંત ઘરોને નુકસાન થયું ને તેમાથી કેટલાંય સાવ નાશ પામ્યાં. ૬૫,૦૦૦ કૂવાઓ કે તળાવોની તેવી જ દશા થઈ. લગભગ ૧૦ લાખ વીઘાં જમીન ઉપરનો પાક, ઉપર રેતી પથરાયાને કારણે નાશ પામ્યો.

આવી જબરદસ્ત આપત્તિને પહોંચી વળવા બિહાર અને હિંદુસ્તાન બન્નેએ સમયાનુસાર સારી તૈયારી બતાવી. લોકોએ ૧ કરોડથી વધારે રૂપિયા જુદા જુદા ફાળાઓમાં ભર્યા. તેમાંથી બિહાર સેંટ્રલ રિલીફ કમિટી પાસે જૂનની આખર સુધીમાં ૨૭ લાખ રૂપિયા જમા થયા હતા. હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાંથી ઘણાખરા નેતાઓ અને કાર્યકર્તાઓ સંકટગ્રસ્તોની વહારે દોડી ગયા અને ત્યાં સંકટનિવારણના કાર્યને વ્યવસ્થિત કરવામાં જોડાયા. હમણાં જ એ કમિટીએ બહાર પાડેલા સુંદર અહેવાલ ઉપરથી ત્યાં કેટલું નુકસાન થયું હતું અને ૨૦૦૦થી વધુ સ્વયંસેવકોએ ૨૫૮ જુદાં જુદાં કેન્દ્રો દ્વારા રાહતનું કામ કેમ પાર પાડયું તેનો તાદશ ખ્યાલ આવશે.

વેરાન થયેલા બિહારમાં બીજા પ્રાંતોમાંથી જે નેતાઓ આવ્યા તેમાં પંડિત જવાહરલાલ નેહરુ પણ હતા. તેમની મુલાકાત માત્ર સહાનુભૂતિ વ્યક્ત કરવા પૂરતી ન હતી.

સેવાકાર્યનો પ્રત્યક્ષ દાખલો તેમણે આપ્યો. પડી ગયેલા ઘરોની નીચે જીવતા માણસો દટાઈ ગયેલા છે એવા સમાચારો મળ્યા ત્યારે એક વખત સ્વયંસેવકનો બિલ્લો લગાવી, કોદાળી ખભે મૂકી, કોદાળી, પાવડા અને ટોપલીવાળા કેટલાક સ્વયંસેવકોની સાથે તેઓ તે જગ્યાએ ચાલતા જઈ પહોંચ્યા. ત્યાં તેમણે બધાએ કોદાળી પાવડા ચલાવ્યા અને માટીથી ભરેલી ટોપલીઓ માથે ચડાવી પડી ગયેલા ઘરોના ઢગલા સાફ કરવાનું કામ કર્યું. બિહાર ધરતીકંપને કારણે ગાંધીજીને પણ પોતાનો કાર્યક્રમ ફેરવવો પડ્યો. ધરતીકંપ અને થોડા જ વખતમાં આવનાર પાણીની રેલોની બીકથી ઊપજેલી પરિસ્થિતિને અંગે કેટલાય અટપટા સવાલો તે વખતે બિહારના કાર્યકર્તાઓ સામે ઊભા હતા તેમને સલાહ આપી માર્ગદર્શન કરવા પાછળ ગાંધીજીએ એક મહિનો આપ્યો. છેવટે ગાંધીજીની સલાહથી દેશના બધા ભાગોમાંથી બોલાવેલા પ્રતિનિધિઓની એક પરિષદ ભરવામાં આવી અને તેમાં સંકટનિવારણનું કાર્ય વ્યવસ્થિત ચલાવવા માટે બિહાર સેંટ્રલ <u>રિલીફ કમિટી સ્થાપવામાં</u> આવી. ગાંધીજીએ પોતાના કેટલાક અનુભવી કાર્યકર્તાઓને ત્યાં બોલાવી લઈ તેમને બિહારની સેવા માટે કમિટીને સોંપી દીધા. હજી પણ બહારની દુનિયાને ભાગ્યે જ ખ્યાલ હોય એવા પ્રચંડ અને ગૂંચવણ ભરેલા સવાલો બિહારની સામે અણઉકેલાયલા ઊભા જ છે.

બિહારની <u>ટૂંકી મુસાફરી</u> પૂરી કર્યા બાદ જવાહરલાલને સરકારે પાછા પોતાના મહેમાન બનાવ્યા. કલકત્તા ગયા હતા ત્યારે તેમણે બંગાળની પરિસ્થિતિ અને ખાસ કરીને મિદનાપુર જિલ્લામાં ગુજરાતા સરકારના જુલમ વિષે બે વ્યાખ્યાનો આપેલા. ક્રાંતિકારી ચળવળ કેવા માનસમાંથી પેદા થવા પામે છે તે વિષે તેમજ તેને દબાવી દેવા માટે અધિકારીઓએ જે નીતિરીતિઓ અખત્યાર કરી તે સંબંધમાં જવાહરલાલે કેટલીક <u>ખુલ્લે ખુલ્લી વાતો કહી</u> તે બંગાળની નોકરશાહીથી સહન થઈ નહિ. જવાહરલાલ બિહારમાં પોતાના આપદ્ગ્રસ્ત બાંધવોને મદદ કરતા હતા તે વખતે તેમને પકડવા એ સારું ન દેખાય તેથી તેઓ

આ ફરમાન પ્રગટ્યાં કે તરત જ તેમને પકડવામાં આવ્યા અને તેમણે આપેલાં બે ભાષણો માટે તેમના ઉપર કામ ચલાવી બે વર્ષની સખત કેદની સજા કરવામાં આવી.

૧૯૩૩ની જુલાઈમાં પૂનામાં પરિષદ મળી ત્યાંથી ઑર્ડિનન્સ-શાસનના પરિણામે દેશભરમાં કિંકર્તવ્યમૂઢતા વ્યાપી ગઈ હતી. તેનાથી તેને ઉગારવા માટે ધારાસભાપ્રવેશનો કાર્યક્રમ જરૂરનો છે એમ વધારે ને વધારે મહાસભાવાદીઓ માનવા લાગ્યા હતા. આ માન્યતાને પરિણામે ધારાસભા પ્રવેશના કાર્યક્રમને આવશ્યક લેખનારા મુખ્ય મહાસભાવાદીઓની પરિષદ કાર્યની નવી યોજનાની હકીકતને મૂર્ત સ્વરૂપ આપવા માટે બોલાવવાનું નક્કી થયું. અને તે અનુસાર પરિષદ ૩૧મી માર્ચ ૧૯૩૪ને રોજ દિલ્હીમાં ડૉ. અનસારીના પ્રમુખપણા નીચે મળી. તેણે એવો ઠરાવ કર્યો કે, જે મહાસભાવાદીઓ વ્યક્તિગત સત્યાગ્રહમાં ભાગ ન લેતા હોય તેઓ મતદાર મંડળોને જગાડવાનું કામ હાથ લઈ શકે તેમ જ મહાત્મા ગાંધીએ ૧૯૩૩ના જુલાઈના પૂનાના નિવેદનમાં જે રચનાત્મક કાર્યક્રમનો નિર્દેશ કર્યો હતો તે પાર પાડી શકે તેટલા માટે, કેટલાક વખતથી નિષ્ક્રિય થઈ પડેલો અખિલ ભારત સ્વરાજ પક્ષ પાછો સજીવન કરવો તથા વડી ધારાસભાની આગામી ચૂંટણીઓમાં નીચેના બે મુદ્દાઓ ઉપર તે પક્ષે ચૂંટણીમાં ઊભા રહેવું.

(૧) બધા જુલમી કાયદાઓ રદ કરાવવા અને (૨) શ્વેતપત્રમાં રજૂ કરવામાં આવેલી યોજનાને ફગાવી દઈ તેની જગ્યાએ ગોળમેજીમાં મહાત્મા ગાંધીજીએ સૂચવેલા ધોરણે રાષ્ટ્રની માગણી મંજૂર કરાવવી. તાત્કાલિક આવા નિર્ણયો કર્યા પછી પરિષદે ડૉ. અનસારી, શ્રી ભૂલાભાઈ દેસાઈ તથા ડૉ. બિધનચંદ્ર રોયને પોતે કરેલા ઠરાવોની ગાંધીજી સાથે ચર્ચા કરવા તેમજ પોતાના નિર્ણયોને અમલમાં મૂકતા પહેલાં તેમનો તે વિષે મત જાણી લેવા ગાંધીજીને મળવા મોકલ્યા.

ગાંધીજી તે વખતે બિહારના વિભાગોમાં ફરી રહ્યા હતા અને જે દિવસે ઉપરનું પ્રતિનિધિમંડળ તેમને મળવા માટે

દિલ્હીથી રવાના થયું તે દિવસે (તા. ૨-૪-૩૪) તેઓ સહેમા નામના માત્ર ખૂણામાં આવેલા ગામડામાં પોતાનો મૌનવાર ગાળતા હતા દિલ્હીમાં શું બન્યું તેથી તે માત્ર અજાણ હતા. તેમણે પોતે છાપાઓમાં પ્રસિદ્ધ કરવા માટે 'એક સ્વતંત્ર નિવેદનનો ખરડો તૈયાર કર્યો હતો પણ તે નિવેદન બહાર પાડવાનું હતું તે જ વખતે દિલ્હીની પરિષદે આગલે દિવસે નીમેલું એક પ્રતિનિધિમંડળ તેમને પટણા મળવા આવે છે એ મતલબનો ડૉ અનસારીનો સંદેશો આવી પહોંચ્યો. તેમની સાથે સલાહ મસલત કરી શકાય તે માટે ગાંધીજીએ પોતાનું નિવેદન પ્રસિદ્ધ કરવાનું મુલતવી રાખ્યું અને તેમની સાથે સંપૂર્ણ ચર્ચા થયા પછી ૭-૪-૩૪ને દિવસે તે નિવેદન બહાર પાડવામાં આવ્યું તે નિવેદનની શરૂઆતમાં જ ગાંધીજીએ ભારપૂર્વક સ્પષ્ટ કર્યું કે, એ નિવેદનમાં કોઈ વ્યક્તિ ઉપર આક્ષેપ મૂકવાનો હેતુ રહેલો નથી, એ તો તેમની પોતાની 'મર્યાદાઓનો એક નમ્ર એકરાર' છે અને આટલા વર્ષ તેમણે 'જે જવાબદારીઓનો ભાર માથે ઉપાડ્યો છે તેનો ચોખ્ખો સ્વીકાર છે' ઉપરાંત તેમણે જણાવ્યું કે, એ નિવેદનમાં રજૂ કરેલો નિર્ણય અને તેનો શબ્દેશબ્દ 'ગાઢ આત્મનિરીક્ષણ, હૃદયમંથન અને ઈશ્વરની પ્રાર્થનાને પરિણામે લખાયેલો છે' આપણે તે નિવેદનનો મુખ્ય ભાગ શબ્દશ નીચે આપીશું

"સત્યાગ્રહ આશ્રમના કેટલાક ભાઈઓ તથા બાઈઓ જેલમાંથી છૂટી આવ્યા પછી મેં તેમને રાજેન્દ્રબાબુની સૂચનાથી બિહાર મોકલેલા તેમની સાથે ખાનગી વાતચીત થઈ તે ઉપરથી મને આ નિવેદન કરવાની પ્રેરણા થઈ વાતચીત દરમિયાન મારા એક લાંબા વખતના નિકટના સાથી વિષે મેં જ્યારે સાંભળ્યું કે તેઓ જેલમાં હતા ત્યારે ત્યાંનું નીમેલું કામ કરવા હમેશ નાખુશ રહેતા અને તેને બદલે પોતાનું ખાનગી વાચન કરવામાં આખો વખત ગાળવાની પેરવી કરતા, ત્યારે મને ખૂબ નવાઈ લાગી અને તેથી આ નિવેદન કરવા હું વધારે પ્રેરાયો તેમનું વર્તન સત્યાગ્રહના નિયમોથી વિરુદ્ધ હતું મારા મિત્રની ત્રુટીઓ કરતાં અને મારી પોતાની ત્રુટીઓનું આ બનાવથી વધારે ભાન થયું એ મિત્ર તો

મને આજે પહેલાં કરતાં પણ વધારે પ્રિય છે. તેમની આ નબળાઈ હું જાણતો હતો એવી પોતાની કલ્પના હોવાનું તેમણે મને કહ્યું. હું પાચે જ આંધળો હતો. આગેવાનમાં આવું આંધળાપણું ન પોસાય એવી વસ્તુ છે. મને તરત જ એમ સૂઝયું કે કેટલીક વખત તો મારે એકલાએ જ સત્યાગ્રહનું આચરણ કરી બતાવવું જોઈએ.

ગયા જુલાઈ માસમાં પૂનાની પરિષદ મળી તે અરસામાં મેં કહ્યું હતું કે સખ્યાબધ સત્યાગ્રહીઓ મળે એ તો ઇષ્ટ જ છે. પણ સત્યાગ્રહનો સંદેશો જીવતો રાખવા માટે એક સત્યાગ્રહી પણ પૂરતો છે. હવે અન્તરમાં ખૂબ ઊંડો વિચાર કર્યા પછી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, હાલના સંજોગોમાં કેટલાક વખત માટે તો કોઈ એક વ્યક્તિએ જ — અને તે પણ મારે જ, બીજાએ નહિ — સત્યાગ્રહની જવાબદારી ઉપાડવી જોઈએ અને એમ થાય તો જ પૂર્ણ સ્વરાજ મેળવવાના સાધન તરીકે સત્યાગ્રહ સફળ થવાનો સંભવ રહે.

માર્ગમાં બીજાં તત્ત્વોની સેળભેળ થવાથી સત્યાગ્રહનો સંદેશો લોકોને શુદ્ધ સ્વરૂપમાં પહોંચી શક્યો નથી એમ મને લાગે છે. આધ્યાત્મિક સાધનોનો ઉપયોગ જ્યારે અધાર્મિક વાહન દ્વારા શીખવવામાં આવે છે ત્યારે તેમની શક્તિ કંઈક ક્ષીણ થઈ જાય છે. પરિણામકારકતા ચાલી જાય છે. આધ્યાત્મિક સંદેશાઓ તો સ્વયંપ્રેરક હોય છે — પોતાની મેળે જ પ્રચાર અને પ્રસાર પામે છે. હરિજનયાત્રા દરમિયાન લોકોએ જે સુંદર જવાબ આપ્યો તે આનો સચોટ અને તાજો દાખલો છે. લોકોએ આપેલો જવાબ સ્વયંસ્ફૂર્ત હતો. જેમની પાસે પોતે કોઈ વખત જઈ શક્યા ન હતા તે લોકોની આટલી મોટી સંખ્યામાં સભામાં હાજરી અને તેમનો ઉત્સાહ જોઈ કાર્યકર્તાઓ પોતે જ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા હતા.

<u>સત્યાગ્રહ શુદ્ધ આધ્યાત્મિક શસ્ત્ર છે</u>. એટલી વાત જો તેના ઉપયોગ કરાવનારે સારી રીતે ઓળખી લીધી હોય તો ઐહિક કે પાર્થિવ હેતુઓ પાર પાડવા માટે અથવા તો તેનું આધ્યાત્મિક

સ્વરૂપ જેઓ ઓળખતાં નથી તેવાં સ્ત્રીપુરુષો દ્વારા તેનો ઉપયોગ કરાવી શકાય ખરો. દરેક જણ કંઈ શસ્ત્રક્રિયાનાં (ઑપરેશનનાં) બધાં સાધનો વાપરી શકતો નથી. કોઈ તજ્જ્ઞ પડખે રહીને તેમને દોરવા તૈયાર હોય ત્યારે ઘણા તેનો ઉપયોગ કરી શકે છે. સત્યાગ્રહનો એવો તજ્જ્ઞ હજુ તો હું બની રહ્યો છું એવો મારો દાવો છે. તેથી પોતાની કળામાં પૂરેપૂરી પ્રભુતા ધરાવનાર પેલા સિદ્ધહસ્ત સર્જન કરતાં મારે ઘણી વધારે સાવચેતી રાખવાની જરૂર છે. હું તો હજુ એક નમ્ર સાધક છું. સત્યાગ્રહ શસ્ત્રનું સ્વરૂપ જ એવું છે કે, તેનો સાધક પોતાની આગળના એક ડગલા કરતાં વધારે જોઈ શકતો નથી.

આશ્રમવાસીઓ સાથે થયેલી વાતચીતને કારણે મેં જે આત્મનિરીક્ષણ કર્યું, તેને પરિણામે હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, કોઈ ખાસ ફરિયાદો કે મુશ્કેલીઓનું નિવારણ કરવા માટેના અપવાદ સિવાય સ્વરાજપ્રાપ્તિ માટે ચાલતો સત્યાગ્રહ બંધ રાખવાની બધા મહાસભાવાદીઓને મારે સલાહ આપવી. તે સત્યાગ્રહના આચરણનું કામ તેમણે મને એકલાને સોંપી દેવું જોઈએ. મારી હયાતી દરમિયાન તો મારી દેખરેખ નીચે જ તે ફરી શરૂ કરી શકાય. પછી જો એ શસ્ત્ર વધારે સારી રીતે જાણવાનો દાવો કરનાર બીજો કોઈ ઊભો થાય અને લોકોમાં વિશ્વાસ પ્રેરે તો જુદી વાત.

હું તો સત્યાગ્રહના શોધક અને પ્રવર્તક તરીકે આ મારો અભિપ્રાય આપી રહ્યો છું. તેથી મારી પ્રત્યક્ષ [illegible] કે મારી સંમતિ માની લઈ જેઓ સ્વરાજપ્રાપ્તિ માટે સત્યાગ્રહ કરવા પ્રેરાયેલા હોય તે બધા હવે પછી એવો સત્યાગ્રહ [illegible] એમ તેમને હું વિનંતિ કરું છું. મારી ખાતરી છે કે હિન્દુસ્તાનની સ્વાતંત્ર્ય માટેની લડતની દૃષ્ટિએ મારું આ [illegible] છે.

મનુષ્ય જાતિના હાથમાં રહેલા આ [illegible] હું ઘણી જ છતેજારી રાખું છું. સત્યાગ્રહ એ યુદ્ધ કે હિંસાને સંપૂર્ણ અવેજ છે, એમ તેને માટે [illegible] જેઓ શાંતિવાદી કહેવાય છે તેઓના [illegible] આખા રાષ્ટ્રને વીર્યહીન કરવા [illegible]

હૃદયને પહોંચવા માટે તે યોજાયેલો છે. પણ તેનું આ સ્વરૂપ ધ્યાનમાં ન રાખતાં, સત્યાગ્રહ કરનારાઓની મોટી સંખ્યાને લીધે ઊપજેલાં તાત્કાળિક પરિણામ ભવ્ય લાગતાં હોય તો પણ તેથી ત્રાસવાદીઓ કે રાજ્યકર્તાઓના હૃદય ઉપર આખા વર્ગ તરીકે કશી અસર તે ઉપજાવી શકયો નથી. શુદ્ધ સત્યાગ્રહથી બન્નેના હૃદય ઉપર અસર થવી જ જોઈએ. આ સિદ્ધાન્તની સત્યતા તપાસવા માટે એક વખત એક જ અધિકારી માણસે તે કરી જોવાની જરૂર છે. તેની એવી કસોટી કોઈ વખત કરવામા આવી નથી. તે હવે કરવી જોઈએ.

માત્ર સવિનય કાનૂનભંગને જ સત્યાગ્રહ માની ન લેવાની વાચકોને મારે ચેતવણી આપવી જોઈએ. સવિનય કાનૂનભંગ કરતાં સત્યાગ્રહ ઘણો વ્યાપક છે. સત્યાગ્રહ એટલે સત્યની અવિરત સાધના—ખોજ. અને આવી સાધનાને પરિણામે સાધકને જે શક્તિ પ્રાપ્ત થાય છે તેનો તો માત્ર અહિંસક સાધનો દ્વારા જ ઉપયોગ કરી શકાય.

તો પછી આવી રીતે છૂટા થયેલા સત્યાગ્રહીઓ કરે શું? ફરી પાછી જ્યારે હાક આવે ત્યારે તેઓ તૈયાર રહેવા માગતા હોય તો તેમણે સંયમ, સ્વાર્થત્યાગ અને અપરિગ્રહમાં રહેલી ખૂબીઓ જાણી લઈ તે કળા પોતાની કરી લેવી જોઈએ. તેમણે દેશની રચનાત્મક પ્રવૃત્તિઓમાં પડવું જોઈએ — જાતે કાંતી, ખાદી તેમજ હાથવણાટનો તેઓ પ્રચાર કરી શકે છે. જીવનના દરેક ક્ષેત્રમાં એક બીજા સાથે શુદ્ધ સાત્ત્વિક સંબંધ બાંધીને તે દ્વારા હાર્દિક કોમી ઐક્યનો પ્રચાર કરી શકે છે. તેઓ પોતાના જીવનમાં દરેક જાતની અસ્પૃશ્યતાનો મદંતર ત્યાગ કરીને દારૂ વગેરે માદક પદાર્થોનાં વ્યસનોમાં સબડતા ભાઈઓ સાથે જાતે સંબંધ બાંધી તેમને તે વ્યસનોમાથી ઉગારી લેવા પ્રયત્ન કરી શકે અને બધી રીતે આત્મશુદ્ધિ પોતાનામાં આણે. ગરીબની ઢબે રહી શકાય એવું મહેનતાણું આપનારાં કેટલાય સેવાનાં કામો પડેલાં જ છે. જેમને માટે આ ગરીબાઈના ધોરણે ચલાવવું શક્ય ન હોય તેમણે વધારે મહેનતાણું આપી શકે એવા રાષ્ટ્રીય દૃષ્ટિએ ઉપયોગી એવા આજે

અવ્યવસ્થિત સ્થિતિમાં પડેલા છૂટાછવાયા નાના નાના ઉદ્યોગોમાં પડવું જોઈએ. એક વાત બધા સમજી લે કે, જેઓ કાયદો અને તેનો અમલ કરાવનાર તંત્ર પ્રત્યેની પોતાની ફરજ ઓળખી તે સ્વેચ્છાએ અદા કરી શકે તેમને માટે જ સત્યાગ્રહ છે.

આ નિવેદન બહાર પાડી હું મહાસભાનું સ્થાન પચાવી પાડવા માગતો નથી એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. હું તો જેઓ સત્યાગ્રહની બાબતમાં મારી પાસેથી માર્ગદર્શનની અપેક્ષા રાખે છે તેમને આ નિવેદન દ્વારા માત્ર સલાહ જ આપવા માગું છું."

આ નિવેદન બહાર પાડતા પહેલાં ગાંધીજીએ તા. ૫-૪-૩૪ ના રોજ ડૉ. અનસારીને એક પત્ર લખી આપ્યો અને તેમાં ધારાસભાપ્રવેશ બાબત પોતાનું મંતવ્ય સ્પષ્ટ જણાવ્યું. તે આખો પત્ર આ પ્રમાણે છે:

"ડૉ. બિધન, ભૂલાભાઈ અને તમે દિલ્લીની કેટલાક મહાસભાવાદીઓની ખાનગી સભામાં પસાર થયેલા ઠરાવો મારી સાથે ચર્ચી તે વિષે મારો અભિપ્રાય જાણવા માટે ઠેઠ પટણે આવ્યા તે માટે હું તમારો ઉપકાર માનું છું. સ્વરાજપક્ષનું પુનરુજ્જીવન અને તમારા કહ્યા મુજબ થોડા જ વખતમાં વિસર્જન થનાર ધારાસભાની આગામી ચૂંટણીઓમા ભાગ લેવાનો તમારી સભાએ કરેલો નિર્ણય બન્નેને, હું વિનાસંકોચે વધાવી લઉં છું.

હાલની પરિસ્થિતિમા ધારાસભાઓની ઉપયોગિતા વિષેના મારા વિચારો જાણીતા છે. ૧૯૨૦ માં તે હતા તેવા જ આજે પણ છે. પણ મને લાગે છે કે, જે કોઈ મહાસભાવાદી એક કે બીજે કારણે સવિનયભંગમાં ભાગ લઈ શકતો નથી અને જેને ધારાસભાપ્રવેશમા શ્રદ્ધા છે તેણે ધારાસભામાં પ્રવેશ મેળવી પોતે જે કાર્યક્રમ દ્વારા દેશનું કલ્યાણ થશે એમ માનતો હોય તે કાર્યક્રમ અમલમાં મૂકવા માટે પક્ષ સ્થાપન કરવો. એમ કરવાનો તેને હક છે એટલું જ નહિ પણ એ તેનો ધર્મ છે.

ઉપર જણાવેલા મારા મતની મર્યાદામાં રહી હું આ પક્ષની સેવા માટે ગમે ત્યારે તૈયાર જ છું અને હું મારાથી બનતી મદદ તેને આપીશ."

ડૉ. અનસારીએ તે જ વખતે બહાર પાડેલા પોતાના નિવેદનમાં જણાવ્યું કે, મહાત્મા ગાંધીએ પોતાની મેળે જ આ નવા પક્ષને હાર્દિક અનુકૂળતા બતાવ્યાથી મહાસભામાં ભાગલા પડવાનો સંભવ સદ્ભાગ્યે દૂર થયો છે. તેમણે એવી પણ આશા વ્યક્ત કરી કે,

• ધારાસભાની અંદરથી તેમજ બહારથી એવી બેવડી લડતના કાર્યક્રમથી આમપ્રજા અને બુદ્ધિમાન વર્ગમાં પ્રસરેલી રાજકીય નિષ્ક્રિયતા અને અન્તપ્રકોપ તથા અસંતોષની લાગણી દૂર થશે.

૧૯૩૪ મેની ૩જીએ સ્વરાજપક્ષની રીતસર પ્રાણપ્રતિષ્ઠા કરવાના હેતુથી રાંચીમાં એક સભા બોલાવવામાં આવી. મહાસમિતિની માન્યતા મેળવવી એ પણ આ સભાનો એક મહત્ત્વનો ઉદ્દેશ હતો — જો કે મહાત્મા ગાંધીએ એ મેળવી આપવાની લગભગ ખાતરી આપી હતી રાંચીની સભામાં પહેલાં ઠરાવથી દિલ્હીની સભાએ કરેલા ઠરાવો કાયમ કરવામાં આવ્યા પછી સ્વરાજ પક્ષનું બંધારણ કેટલાક ફેરફાર સાથે નક્કી કરવામાં આવ્યું. તે અનુસાર અન્તર્ગત વ્યવસ્થા અને નાણાની બાબતમાં મહાસભાની દોરવણી પક્ષને બંધનકારક ન થાય એવી છૂટ રાખવામાં આવી. બાકી બધા વ્યાપક સવાલો કે નીતિની બાબતમાં મહાસભા નક્કી કરે તે નીતિ સ્વરાજ પક્ષે પાળવાનું નક્કી કરવામાં આવ્યું.

૩જી મેની રાંચીની સભામાં સ્વરાજ પક્ષનો જે કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો, તેમાં નીચેની બાબતોનો સમાવેશ કરેલો હતો :

"રાષ્ટ્રની શક્તિઓનો વિકાસ તથા પૂર્ણ સ્વરાજની પ્રાપ્તિના માર્ગમાં જે કાયદાકાનૂનો આડે આવતા હોય તે રદ કરાવવા; બધા રાજદ્વારી કેદીઓને છોડાવવા, દેશનું શોષણ કરે એવા કાયદાઓ કે ઠરાવો જ્યારે ધારાસભાઓમાં રજૂ થાય ત્યારે તેનો વિરોધ કરવો; ગ્રામસંગઠનનું કાર્ય કરવું; મજૂર, નાણાં, ખેતીવાડી અને હૂંડિયામણને લગતા સુધારા કરાવવા અને મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ પાર પાડવા માટે બધી જાતના પ્રયત્નો કરવા.

આ બધા વિષયોની આખરી ચર્ચા જ્યારે મહાસમિતિ ૧૮મી ને ૧૯મી મેને દિવસે પટણામાં મળી, ત્યારે તેની સભામાં કરવામાં આવી અહીં પ્રસંગવશાત્ એક વાતની નોંધ લેવી ઘટે કે સરકારે ગેરકાયદે જાહેર ન કરેલી એવી મહાસભાની સંસ્થા મહાસમિતિ એકલી જ હતી આ સભામાં મહાત્મા ગાંધીની ભલામણ મુજબ સવિનય કાનૂનભંગની લડત બંધ રાખવામાં આવી અને સ્વરાજ પક્ષના સંબંધમાં નીચેનો ઠરાવ કરવામાં આવ્યો •

"દેશની ધ્યેયસિદ્ધિના માર્ગમાં ધારાસભામાં પ્રવેશ કરવાથી એક ડગલુ આગળ જ વધારો અને તેથી તેમ કરવું જરૂરનું છે એમ માનનારાઓનો એક મોટો વર્ગ મહાસભાવાદીઓમા હોવાથી આ મહાસમિતિ આ ઠરાવથી પંડિત મદનમોહન માલવિયા અને ડૉ. અનસારીને વધુમા વધુ ૨૫ મહાસભાવાદીઓનું એક પાર્લમેંટરી બોર્ડ સ્થાપવા માટે અધિકાર આપે છે. બોર્ડના પ્રમુખ ડૉ. અનસારી થશે.

"આ બોર્ડ મહાસભા વતી ધારાસભાઓ માટે ઉમેદવારો ઊભા કરી તેમની ચૂંટણીઓ ચલાવશે તેમજ તે ઉપર દેખરેખ રાખશે અને પોતાનાં કામો પાર પાડવા માટે નાણા ઉઘરાવવાનું, રાખવાનું કે તેનો વહીવટ કરવાનુ કામ કરશે.

"આ બોર્ડ મહાસમિતિના નિયંત્રણને અધીન રહેશે; અને પોતાના કાર્યની વ્યવસ્થા માટે વખતોવખત જરૂર પડે તેમ ધારાધોરણો ઘડવાની તથા પોતાની ઘટનામા જોઈતા ફેરફારો કરવાની તેને છૂટ રહેશે. આ ઘટના અને ધારાધોરણો કારોબારી સમિતિની માન્યતા મેળવવા માટે તેની આગળ રજૂ કરવામા આવશે અને સમિતિ તેને માન્ય કે અમાન્ય ન કરે ત્યાં સુધી અમલમા રહેશે.

"વખતોવખત મહાસભા જે નીતિ નક્કી કરે તે મુજબ ધારાસભાઓમાં કામ કરવા બંધાય એવા જ ઉમેદવારોને આ બોર્ડ પસંદ કરી મહાસભા વતી ઊભા કરશે."

મહાસભાની બેઠક હવે જલદી મળે એવી બધાની ઇચ્છા હોવાથી ઑક્ટોબરના છેવટના અઠવાડિયામા તે મુંબઈમા મળે એવુ નક્કી કરવામાં આવ્યું.

મહાસમિતિની બેઠક મળવાની હતી તે અરસામાં કારોબારી સમિતિની બેઠક પણ પટણામાં ૧૮, ૧૯, અને ૨૦મી મે (૧૯૩૪) ના દિવસોએ મળી. સવિનયભંગ મોકૂફ રાખવા વિષે તેમજ ધારાસભાપ્રવેશ વિષે સમિતિએ નિર્ણયો કર્યા અને મહાસમિતિએ તે મંજૂર રાખ્યા. સવિનયભંગને મોકૂફ રાખવાના મહાસમિતિના ઠરાવાનુસાર કારોબારી સમિતિએ સર્વ મહાસભાવાદીઓને એ ઠરાવનુ પાલન કરવાની આજ્ઞા કરી. આખા દેશમાં એ આજ્ઞાનું બરાબર પાલન થયુ અને ૨૦મી મે ૧૯૩૪થી સત્યાગ્રહ બંધ થયો. ૧૯૩૩ના જુલાઈમાં કામચલાઉ પ્રમુખે મહાસભાની સંસ્થાઓ વિષે જે સૂચનાઓ કરી હતી તેમાં ફેરફાર કરીને હવે કારોબારી સમિતિએ એવી આજ્ઞા કરી કે, મહાસભાનું સામાન્ય કામ ચાલુ થઈ શકે એટલા માટે બધી મહાસભાની સંસ્થાઓની નવેસરથી રચના કરવી. સમિતિએ પોતાની તરફથી બધી સત્તા આપીને આ કાર્ય બધા પ્રાંતોમાં જલદીથી પૂરું કરવાને માટે મહાસભાના મુખ્ય નેતાઓની નિમણૂક કરી. સવિનયભંગ મોકૂફ રહ્યો એટલે કામચલાઉ પ્રમુખની જરૂર ન રહી અને મહાસભાના પ્રમુખ સરદાર વલ્લભભાઈ જેલમાં હોવાથી શેઠ જમનાલાલ બજાજને એમની તરફથી પ્રમુખનુ બધું કામ સંભાળવા નીમવામાં આવ્યા.

પટણામાં થયેલા નિર્ણયો વગર ચર્ચાએ અને વગર મતભેદે તો થયા જ ન હતા. મહાસભામાં એક પક્ષ એવો હજી હતો જે મહાસભાના કાર્યક્રમમાં બિલકુલ ફેરફાર ઇચ્છતો ન હતો. ધારાસભાપ્રવેશ સામે તો એનો સખત વિરોધ હતો. વળી સામ્યવાદી વિચારો ધરાવનાર મહાસભાવાદીઓનો પક્ષ પણ મજબૂત થતો હતો. મહાત્માજીના વિચારો સાથે કંઈ એઓ સંમત ન હતા છતાં ધારાસભાપ્રવેશ સામે તો એમણે સખત વિરોધ ઉઠાવ્યો. આ બધા મતભેદો તો હતા જ પરંતુ ગાંધીજીએ જ્યારે પોતાનું નિવેદન સૌ સમક્ષ કર્યું, ત્યારે બધા મતભેદો ઓગળી ગયા. ગાંધીજી

હરિજનકાર્યને અંગે ઓરિસ્સામાં પગપાળા પ્રવાસ કરી રહ્યા હતા. રાજદ્વારી પરિસ્થિતિને અંગે મહત્ત્વના નિર્ણયો કરવા એમને પટણા આવવું પડયું અને હરિજનકાર્યની પોતાની પ્રિય પ્રવૃત્તિમાં આથી થયેલી ડખલગીરી એમને જરૂર ખૂંચી. પગપાળા પ્રવાસની એમની નવી રીતથી પ્રવાસક્ષેત્રની મર્યાદા બહુ સંકુચિત થઈ; હરિજન ફાળો પણ એથી બહુ ઓછો થવા લાગ્યો. પરંતુ ગાંધીજીને હવે લાગવા માંડયું કે, રેલ અથવા મોટર મારફત પ્રવાસ કરવામાં પોતે ફાળો ઉઘરાવનાર યંત્રમાત્ર થઈ પડતા. રેલ–મોટરનો પ્રવાસ ગાંધીજીને ખૂંચતો જ હતો. એવામાં સંયુક્ત પ્રાંતમાં તો વિમાનપ્રવાસની પણ સૂચનાઓ થવા માંડી. આ બધું એમના સ્વભાવથી બહુ જ પ્રતિકૂળ હતું. એમણે આથી નવો અખતરો શરૂ કર્યો જ હતો.

૧૯૩૪ના મે માસમાં બીજી મહત્ત્વની ઘટના એ બની કે, સામ્યવાદી પક્ષની રીતસરની સ્થાપના થઈ. પટણામાં અખિલ હિન્દ સામ્યવાદી પક્ષની પ્રથમ પરિષદ ૧૭મી મેને દિવસે ભરાઈ. આચાર્ય નરેન્દ્રદેવ એના પ્રમુખ થયા. પરિષદમાં તે વખતે ચાલતી મજૂરહડતાળ તેમજ ધારાસભાપ્રવેશ વિરોધના નિર્ણયો તો થયા જ. આ ઉપરાંત એવા પણ ઠરાવો થયા કે :

(૧) મહાસભાની અંદર સામ્યવાદી વિચારોનો પ્રચાર કરનાર અખિલ ભારતીય સંસ્થાની જરૂર હવે ઊભી થઈ છે.

(૨) આ સારુ જરૂર પડતી યોજના અને બંધારણ ઘડવા એક પેટા સમિતિની નિમણૂક કરવી.

(૩) પેટા સમિતિએ પોતાનો અહેવાલ મુંબાઈમાં મળનારી સામ્યવાદી પરિષદની આગામી બેઠક પ્રસંગે રજૂ કરવો.

પટણાની પરિષદ પછી અનેક પ્રાંતોમાં સામ્યવાદી પક્ષની શાખાઓ સ્થપાઈ ગઈ.

પટણાના નિર્ણયોથી મહાસભાની પ્રવૃત્તિઓના કેન્દ્રબિન્દુમાં એકાએક પરિવર્તન થઈ ગયું. સવિનયભંગની લડત સંકેલાઈ કે તરત જ એનું સ્થાન ધારાસભાપ્રવેશની પ્રવૃત્તિએ રોકી લીધું. હવે સત્યાગ્રહની લડત તો કેવળ ગાંધીજી પૂરતી જ ચાલુ રહી. ઉત્કલનો

એમનો હરિજનપ્રવાસ ગાંધીજીએ પાછો ચાલુ કર્યો. એ પૂરો થયો એટલે સંયુક્ત પ્રાંતના પ્રવાસનો આરંભ થયો. રાજદ્વારી લડતમાંથી અલગ રહેવાની જે સ્વયંનિર્મિત મર્યાદા ગાંધીજીએ આંકી હતી તેનો સમય હવે પૂરો થવા આવ્યો હતો. ઉપવાસ અંગે ગાંધીજીને છોડવાની સરકારને ફરજ ન પડી હોત તો ચોથી ઑગસ્ટે એઓ જેલમાંથી બહાર આવત. હવે ગાંધીજી શું કરશે એ વિષે અનેક જાતના તર્કવિતર્કો થવા લાગ્યા. સરહદ પ્રાંતમાં એમને જવું હતું. સરકારે પ્રતિબંધ મૂક્યો. શું હવે સત્યાગ્રહ કરવાનો પોતાને માટે રાખેલો અધિકાર વાપરી ગાંધીજી પાછા જેલ જશે અને કટોકટીનો મામલો ઊભો કરશે? પોતે ગમે ત્યારે સત્યાગ્રહ કરવા છૂટા છે એ હકનો ઉપયોગ તો આવે જ પ્રસંગે થાયને? પરંતુ એમણે જ ધારાસભાવાદીઓને ધારાસભાપ્રવેશની છૂટ આપેલી. હવે પોતે જેલમાં જઈ એમની ચૂંટણીની ધમાલમાં તે વિઘ્ન નાંખશે? આ તો બને જ કેમ? ગાંધીજીના સ્વભાવમાં એ વસ્તુ નથી. પરંતુ ગાંધીજી ગમે તે માર્ગ લે અથવા મહાસભાની ચૂંટણીની ધમાલમાં ગમે તે રોકાય, પણ મહાસભાના સામાન્ય વર્ગ માટે તો ભરપૂર કાર્યક્રમ નક્કી થઈ ગયો હતો. ૧૯૩૨મી શરૂઆતમાં જ મહાસમિતિ સિવાયની દેશની લગભગ બધી જ મહાસભાની સંસ્થાઓ ગેરકાયદેસર જાહેર થઈ ચૂકી હતી. હવે સરકારે એ સંસ્થાઓ પરથી પ્રતિબંધો ખેંચી લેવાનાં તાત્કાલિક પગલાં લીધાં. સામાન્ય રીતે ૧૯૩૪ના જૂનની ૧૨મીએ ઘણી સંસ્થાઓ પરના પ્રતિબંધો ખેંચી લેવાનો હુકમ બહાર પડ્યો. જોકે સરહદ પ્રાંતની મહાસભાની સંસ્થાઓ, બંગાળની કેટલીક સંસ્થાઓ અને કેટલાક પ્રાંતમાંની હિંદુસ્તાન સેવાદળ જેવી મહાસભાનો સાથ આપનારી બીજી સંસ્થાઓ પરના પ્રતિબંધો હજી ચાલુ રહ્યા. કેટલાક પ્રાંતોમાં સવિનયભંગની લડત સાથે જોડાયેલી સંસ્થાઓનાં કેટલાંક મકાનો પણ સરકારના કબજામાં રહ્યાં. સરકારની એવી માન્યતા હતી કે, પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે એ સંસ્થાઓ સત્યાગ્રહની લડતમાં સાથ આપતી હતી. છેક ૧૯૩૫ના મે-જૂન સુધી એમનો કબજો સરકાર પાસે રહ્યો. સત્યાગ્રહી કેદીઓને છોડી દેવાની નીતિ સરકારે અખત્યાર કરી હતી. આમ છતાં ઘણા — ખાસ કરીને ગુજરાતમાં — જેલની દીવાલ પાછળ જ

ત્યાં ગુજરાતના કેટલાક મહાસભાવાદીઓ બ્રિટિશ હિંદમાં જ ઉછેરાતા રહેનાર હતા આમ છતાં એમની જન્મભૂમિ દેશી રાજ્યોમાં હતી, એટલા માટે જ સરકારે એમની સામેના પ્રવેશબંધી હુકમો કાયમ રાખ્યા અને દેશી રાજ્યોમાં જ એમને ગોંધાઈ રહેવું પડ્યું. સવિનયભંગની લડત સાથે થોડાઘણો પણ સંબંધ રાખનારા કેટલાયે ભાઈઓને વાજબી બાબત કામ સારુ હિંદ બહાર જવાની રજા હજુ મળતી નથી.

પટનાના નિર્ણયો પછી તરત જ દેશભરમાં મહાસભાવાદીઓએ મહાસભાની જુદી જુદી સમિતિઓની નવેસરથી રચના કરી દીધી હતી. જૂન માસમાં તો બધી સમિતિઓ અસલ માફક (૧૯૩૨ ની પહેલાં હતી તેમ) કામ કરતી થઈ ગઈ. આથી વર્ધામાં ૧૨મી તથા ૧૩મી જૂને અને મુંબઈમાં પાછા ૧૭મી તથા ૧૮મીએ કાર્યવાહક સમિતિની રીતસરની બેઠક મળી શકી. નવી રચાયેલી મહાસભાની સમિતિઓ માટે વિશાળ રચનાત્મક કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો. એ કાર્યક્રમ નીચે પ્રમાણે હતો :

૧ ખાદીની સ્વાવલંબી ઉત્પત્તિ અને ઉત્પત્તિપ્રદેશમાં ઉત્પન્ન થતી વધારાની ખાદીનો પ્રચાર.

૨. અસ્પૃશ્યતાનિવારણ.

૩. સર્વ કોમો વચ્ચે એકતા.

૪. દારૂ તાડી ઇત્યાદિ વ્યસનોનો ત્યાગ અને એ વસ્તુઓના વ્યાપારની બંધી.

૫. રાષ્ટ્રીય પદ્ધતિ પર કેળવણીનો પ્રચાર.

૬ ઉપયોગી નાના ગ્રામઉદ્યોગોનો વિકાસ અને વ્યવસ્થા.

૭ ગામડાઓની આર્થિક તેમજ સામાજિક પુનર્રચના તેમજ ગ્રામશિક્ષણ અને આરોગ્યની સુવ્યવસ્થા.

૮. ગામડાંના પુખ્ત ઉમ્મરની પ્રજામાં ઉપયોગી જ્ઞાનપ્રચાર.

૯. કારખાનાના કામદારવર્ગનું સંગઠન.

આ બધી તેમજ એવી બીજી રાષ્ટ્રીય ઉન્નતિને અંગે ઉપયોગી સર્વ પ્રવૃત્તિઓ એ દૃષ્ટિથી ચલાવવી જેથી મહાસભાના સિદ્ધાંતો તેમજ કાર્યનીતિને તે પ્રતિકૂળ ન નીવડે અથવા એમાં સત્યાગ્રહ કરવા જેવી સરકાર સાથે અથડામણ ન થાય

સમિતિએ મહાસભાની સંસ્થાઓ પરના પ્રતિબંધો ખેંચી લેવાના સરકારના પરિપત્રમાં રહેલી અપૂર્ણતા અને ખામીઓ પર સરકારનું ધ્યાન ખેંચ્યું. એ અપૂર્ણતા એ હતી કે, મહાસભાનાં ઘણાં અંગો પરના પ્રતિબંધો તો ખેંચી લેવાયા પરંતુ ખુદાઈ ખિદમતગારો પરના પ્રતિબંધો ચાલુ જ રાખવામાં આવ્યા હતા. ૧૯૩૧ના ઑગસ્ટથી આ સંસ્થા મહાસભાનું અંગ બની ગયેલી છે એની સરકારને ખબર હોવા છતાં એના પરનો પ્રતિબંધ ચાલુ રહે એ વિચિત્ર હતું. સરકાર પરિપત્રની એ અપૂર્ણતાનો ઇનકાર તો ન કરી શકી, પરંતુ ખુદાઈ ખિદમતગાર તેમજ અફઘાન જિરગા પરના પ્રતિબંધો તેણે ન જ ખેંચી લીધા.

શ્વેતપત્ર તેમજ કોમી ચુકાદા વિષે મહાસભાએ શું વલણ રાખવું એ બીજો મહત્ત્વનો પ્રશ્ન સમિતિએ વિચારવાનો હતો. મહાસભાના પાર્લામેંટરી બોર્ડે એ બે પ્રશ્નો વિષેની મહાસભાની નીતિ સ્પષ્ટ કરવાની વિનંતિ કારોબારી સમિતિને કરી હતી. તે બાબતમાં સમિતિએ નીચેનો ઠરાવ પસાર કર્યો:

"શ્વેતપત્ર કોઈ પણ રીતે હિંદની પ્રજાની રાષ્ટ્રીય માગણી વ્યક્ત કરતું નથી; ઓછાવત્તા પ્રમાણમાં એનો સખત વિરોધ હિંદના લગભગ બધા જ રાજકીય પક્ષોએ કર્યો છે. મહાસભાના ધ્યેયથી તો એ ક્યાંયે દૂર છે; કદાચ એ ધ્યેય તરફની પ્રગતિ અટકાવનારું પણ હોય. શ્વેતપત્રની અવેજીમાં આખા હિંદુસ્તાનની એક બંધારણ સમિતિ જે બંધારણ તૈયાર કરે તેને જ સ્વીકારી શકાય. એ સમિતિની ચૂંટણી પુખ્ત વયના મતાધિકારવાળા અથવા એવા જ મતાધિકારવાળા મતદારોએ કરેલી હોય. આવશ્યક હોય તો એ સમિતિમાં મહત્ત્વની લઘુમતીઓને પોતાની કોમના મતદારોને જ ખાસ ચૂંટાયેલા પ્રતિનિધિઓ મોકલવાની વ્યવસ્થા કરવામાં આવે.

"જો શ્વેતપત્ર નકામું છે અને રદ કરવા યોગ્ય જ છે, તો એના અંગભૂત કોમી ચુકાદો પણ આપોઆપ રદ થાય છે ઉપર જણાવેલી બંધારણ સમિતિનું એક કાર્ય એ પણ રહેશે કે, તે લઘુમતી કોમોનું પ્રતિનિધિત્વ યોગ્ય રીતે દાખલ કરવાની કોઈ સર્વમાન્ય પદ્ધતિ યોજી કાઢે. અને બીજી રીતે પણ એવી કોમોના હિતનું રક્ષણ કરવાના માર્ગો સૂચવે.

"પરંતુ આજે તો કોમી ચુકાદા વિષે જુદી જુદી કોમોના વિચારોમાં બહુ તીવ્ર મતભેદ છે. આથી એ પ્રશ્ન પ્રતિ મહાસભાની નીતિ સ્પષ્ટ

કરવાની જરૂર ઊભી થઈ છે. મહાસભાનો દાવો તો છે જ કે, તે હિંદની બધી જ નાની મોટી કોમોની પ્રતિનિધિ સંસ્થા છે. આથી જ્યાં સુધી એ તીવ્ર મતભેદ રહેલો છે ત્યાં સુધી મહાસભા કોમી ચુકાદો સ્વીકારી તેમજ ધૂતકારી પણ શકતી નથી. સાથે સાથે એ પણ જરૂરનું છે કે, મહાસભાએ કોમી પ્રતિનિધિત્વ વિષેના પોતાના મૂળ વિચારો ફરીથી સ્પષ્ટ કરવા જોઈએ.

"કોમી પ્રશ્નનું જે નિરાકરણ રાષ્ટ્રીય નથી તેને મહાસભા રદ્ તો ન જ કરી શકે. પરંતુ રાષ્ટ્રીય નથી એવી છતા બધી કોમોને માન્ય એવી યોજનાને સ્વીકારી લેવાની મહાસભાની ફરજ છે. અને એ જ પ્રમાણે કોમી પ્રશ્ન સાથે સંબંધ ધરાવનારી કોમોમાંથી એક અથવા વધુ કોમોને તે માન્ય નહિ હોય તો મહાસભા તેવી યોજનાનો વિરોધ જ કરશે.

"આમ રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરતાં કોમી ચુકાદો તદ્દન અસંતોષકારક છે અને એમા બીજી રીતે પણ પુષ્કળ ગંભીર ખામીઓ તો છે જ.

"અને એ તો સ્પષ્ટ જ છે કે, કોમી ચુકાદાના ગર્ભમાં રહેલાં અનિષ્ટ પરિણામો અટકાવવાનો સર્વોત્તમ ઉપાય તો એ જ છે કે, બધી કોમો વચ્ચે સર્વમાન્ય યોજના શોધી લેવાના પ્રયાસો ચાલુ રાખવા. આપણા દેશના આ તદ્દન સ્થાનિક પ્રશ્નના નિકાલ સારુ બ્રિટિશ સરકાર કે એવી બહારની બીજી સત્તાની મદદ માગવા આજીજી કરવી એ તો તદ્દન ગેરવાજબી છે."

આ ઠરાવને અંગે ચાલેલી ચર્ચાઓમાં માલૂમ પડી આવ્યું કે, માલવિયાજી અને શ્રી. અણે તેમજ સમિતિના બીજા સભ્યો વચ્ચે આ વિષે ભારૂ મૂળગત મતભેદો હતા. તે બંનેએ અનુક્રમે પાર્લામેન્ટરી બોર્ડમાંથી અને કાર્યવાહક સમિતિમાંથી પોતપોતાની બેઠકનાં રાજીનામાં પણ આપ્યાં. પણ પછીથી કોઈ સમાધાન શોધી કાઢવાનો ફરી પ્રયત્ન થાય ત્યાં સુધી, મિત્રોની આજીજીને વશ થઈ તેમણે તે તરત પૂરતાં પાછાં ખેંચી લીધાં. સવિનયભંગ મોકૂફ રહ્યો એટલે સરકારે બાકી રહેલા કેદીઓ ધીમે ધીમે છોડવા માંડ્યા. પરંતુ સરદાર વલ્લભભાઈ પટેલ, પંડિત જવાહરલાલ નેહરુ કે અબ્દુલ ગફ્ફારખાનને છોડવા વિષે સરકારે કશો નિર્ણય કર્યો નહોતો. સરદાર વલ્લભભાઈ તથા અબ્દુલ ગફ્ફારખાનની

જેલશિક્ષાને તો મર્યાદા જ ન હતી કે ૧૯૩૨ માં એ બંનેને સરકારે નજરકેદીઓ તરીકે કેદ કર્યા હતા. અને સરકારની મહેરબાની પર જ એમની શિક્ષાની મુદતનો આધાર હતો. પરંતુ સંજોગો એવા ઉત્પન્ન થતા ગયા કે, સરકારને કંઈક તો કરવું જ પડ્યું. સરદાર વલ્લભભાઈ નાકના જૂના દરદથી પીડાતા જ હતા. અને જુલાઈમાં એ રોગે બહુ ઉગ્ર સ્વરૂપ પકડ્યું. સરકારે નીમેલી ડાક્ટરોની સમિતિએ રોગની પરીક્ષા કરી એવો અભિપ્રાય આપ્યો કે, એ રોગનિવારણ માટે તાત્કાલિક શસ્ત્રક્રિયાની જરૂર છે અને તે સારી રીતે જેલમાં તો ન જ થઈ શકે. પરિણામ એ આવ્યું કે, ૧૪મી જુલાઈ ૧૯૩૪ને રોજ સરકારે સરદાર વલ્લભભાઈને છોડી મૂક્યા.

બનારસમાં ૨૭ મી જુલાઈએ કાર્યવાહક સમિતિની બેઠક ફરી મળી. પંડિત મદનમોહન માલવિયા અને શ્રી અણે સાથે સમાધાનીના બધા પ્રયાસો કરી જોવામાં આવ્યા પરંતુ કોમી ચુકાદાની બાબતમાં તટસ્થ રહેવાની પોતાની જાહેર કરેલી નીતિ સમિતિ છોડી શકે તેમ ન હોવાથી, આખરે પંડિતજીએ પાર્લમેન્ટરી બોર્ડના પ્રમુખ તરીકેનું પોતાનું રાજીનામું પાછું મોકલી આપ્યું અને શ્રી અણે કાર્યવાહક સમિતિમાંથી દાખલ થયા બંગાળાને પણ આ બાબતમાં વિરોધ હતો તેને કોમી ચુકાદા ઉપરાંત પૂનાના કરારમાં હરિજનોને અપાયેલી વધુ બેઠકો સામે તીવ્ર અસંતોષ હતો.

સ્વદેશી વિષે પણ કેટલીક શંકાઓ ઊભી થવાથી આ વખતે કાર્યવાહક સમિતિએ પોતાની એ વિષેની નીતિ સ્પષ્ટ કરી

"સત્યાગ્રહ ચાલતો હતો તે વખતે ગમે તે થયું હોય પરંતુ હવે તો મહાસભાના પ્રદર્શનો કે સભાઓમાં મિલ કાપડ અને હાથકંતામણ હાથવણાટની ખાદી વચ્ચે કોઈ પણ પ્રકારની હરીફાઈ ચલાવી લેવામાં નહિ જ આવે કેવળ હાથકંતામણ હાથવણાટની ખાદી સિવાય કોઈ પણ બીજા કાપડનો ઉપયોગ તે નહિ જ કરે અથવા તેને ઉત્તેજન નહિ જ આપે."

કાપડ સિવાયના સ્વદેશીની બાબતમાં સમિતિએ એવું જાહેર કર્યું કે:

'મહાસભાની પ્રવૃત્તિઓ હિંદના ગૃહઉદ્યોગો અને ગ્રામઉદ્યોગો દ્વારા ઉત્પન્ન થતી ઉપયોગી સ્વદેશી વસ્તુઓના ઉપયોગ તેમજ પ્રચારમાં જ

એકાગ્ર થશે. એ ઉદ્યોગો એવા હશે કે જેમને લોકપ્રતિષ્ઠા અને લોકમદદની જરૂર હશે, જેમાં સંચાલકો ઉત્પન્ન થતી વસ્તુઓની કિંમત તેમજ કારીગરોને મળતી રોજી ઠરાવવામાં તેમજ એમના કલ્યાણના સામાન્ય પ્રશ્નોમાં મહાસભાનું માર્ગદર્શન સ્વીકારશે.

"આ વ્યાખ્યાનો અનર્થ તો નહિ જ કરવામાં આવે દેશભરમાં સ્વદેશી ભાવનાનો પ્રચાર કરવો અને તે અંગે અંગત ઉપયોગની વસ્તુઓમાં સ્વદેશીનો આગ્રહ રાખવાની મહાસભાની આજ લગી અખંડ રહેલી નીતિમાં આ વ્યાખ્યાથી કશો ફેરફાર થતો નથી આ નવી વ્યાખ્યા ફક્ત એટલુ જ સ્પષ્ટ કરે છે કે, જે મોટા અને વ્યવસ્થિત ચાલતા ઉદ્યોગો સરકારની મદદ મેળવે છે અથવા મેળવી શકે છે, તેમને મહાસભાની સંસ્થાઓના સહકારની કે તેની બીજી મદદની જરૂર રહેતી નથી."

મહાસભાની સંસ્થાઓના હોદ્દેદારોના શિસ્ત વિષે પણ કાર્યવાહક સમિતિએ એક ઠરાવ કર્યો અને મહાસભાના કાર્યક્રમ વિરુદ્ધ પ્રચાર કરનારની સામે ૨૪–૫–૨૯ની મહાસમિતિની બેઠકના ઠરાવ અનુસાર અને બંધારણની ૩૧મી કલમ પ્રમાણે શિસ્તભંગનાં પગલાં લેવાનું નક્કી કર્યું.

ગણનામાં આપી દીધા પછી પંડિત માલવિયા અને શ્રી. અણેએ મહાસભાવાદી અને બીજાઓની એક પરિષદ ૧૮મી–૧૯મી ઑગસ્ટે કલકત્તામાં ભરી. પંડિતજી એના પ્રમુખ થયા. પરિષદે એવો નિર્ણય કર્યો કે, શ્વેતપત્ર તેમજ કોમી ચુકાદા સામે વિરોધનું પ્રચારકાર્ય ધારાસભામાં તેમજ બહાર ઉપાડી લેવા એક જુદો પક્ષ સ્થાપવો અને એ પક્ષે આગામી વડી ધારાસભાની ચૂંટણી માટે પોતાના ઉમેદવારો ઊભા કરવા. પરિષદે કાર્યવાહક સમિતિને કોમી ચુકાદા વિષેના તેના ઠરાવની ફરી વિચારણા કરવા મહાસમિતિની બેઠક બોલાવવાની પણ વિનંતિ કરી.

સવિનય કાનૂન ભંગની લડત મોકૂફ રહી છતા પણ સરકારે તેની દમનનીતિનું વલણ બદલ્યું ન હતુ. ખાન અબ્દુલ ગફ્ફારખાનના ચાલુ રહેલા જેલનિવાસથી લોકમત ધૂંધવાયેલો રહ્યા કરતો હતો. ૧૯૩૦ની તેમજ ૧૯૩૨–૩૪ની સત્યાગ્રહની લડતમાં જે પ્રાંતોએ લડતની ઉગ્રતા સવિશેષ અનુભવી હતી તેમાં સરહદનો પ્રાંત મોખરે હતો. શૂરવીર પઠાણોની અહિંસા અને ધીરજની

તે વખતે આકરી કસોટી થઈ. પરંતુ તેમણે અહિંસાનો માર્ગ લેશમાત્ર પણ છોડ્યો નહિ — જે કે મધ્યકાલીન આપખુદી જુલમોનું સ્મરણ કરાવે એવી જુલમનીતિના એઓ ભોગ થઈ પડ્યા હતા. એવા પઠાણોના ખાન સરદારને ક્રુ જેલમાં ગોંધી નાખેલા તેથી પ્રજામત બહુ ઊકળી ઊઠ્યો હતો. ગાંધીજીનું મન પણ સરહદના પ્રશ્ન વિષે બહુ વ્યગ્ર રહેતું. એ પ્રાંત વિષે સાચી હકીકતનો પ્રસક્ષ પરિચય કઈ રીતે મેળવવો એના જ વિચારો એમને થયા કરતા. છેવટે, ઑગસ્ટની આખરમાં ખાન અબ્દુલ ગફ્ફારખાન તેમજ તેમના ભાઈને સરહદ પ્રાંતમાં પ્રવેશ કરવાની મનાઈ સાથે છોડવામાં આવ્યા.

૨૫મી સપ્ટેમ્બરે કાર્યવાહક સમિતિની બેઠક વર્ધામાં મળી. આગામી ચૂંટણી વિષે તેણે એવો ઠરાવ કર્યો કે

'આખા દેશમાં સર્વ મહાસભાવાદીઓએ મહાસભાના પ્રતિનિધિઓને મદદ કરી પાર્લામેન્ટરીબોર્ડના ચૂંટણીના કામમાં સહકાર આપવો. અંતરનો વિરોધ હોય એના અપવાદ સિવાય સર્વ મહાસભાવાદીઓની પાસે એવી આશા જરૂર રાખવામાં આવે છે કે તેઓ મહાસભાના પ્રતિનિધિઓને જ મત આપશે. મહાસભાની કોઈ પણ સંસ્થા બીજા કોઈ પક્ષના ઉમેદવારને મદદ નહિ કરે."

ઝાંઝીબારમાં વસતા હિંદીઓના અધિકારો ઝૂંટવી લેવાના પ્રયાસોથી ઉપસ્થિત થયેલી ગંભીર સ્થિતિ વિષે પણ કાર્યવાહક સમિતિએ વિચાર કર્યો અને યોગ્ય ઠરાવ પસાર કર્યો. પંડિત માલવિયાજીવાળી પરિષદે કોમી ચુકાદા અંગેના કાર્યવાહક સમિતિના ઠરાવની ફરી વિચારણા કરવા મહાસમિતિની બેઠક બોલાવવાની માગણી કરી હતી. આથી પ્રમુખે પંડિત માલવિયા અને શ્રીયુત અણેને કાર્યવાહક સમિતિની બેઠકમાં હાજરી આપવા બોલાવ્યા અને તેમનું દૃષ્ટિબિન્દુ ફરીથી રજૂ કરવા વિનંતિ કરી. કાર્યવાહક સમિતિએ એ પ્રશ્ન પર કલાકો સુધી વિચારો કર્યો અને છેવટે એવો નિર્ણય કર્યો કે, કોમી ચુકાદા વિષેના પોતાના ઠરાવની યોગ્યતા વિષે સમિતિને કશી શંકા નથી રહેતી એટલે એ માટે મહાસમિતિની બેઠક બોલાવવાની જરૂર નથી રહેતી. અલબત

એકાત્ર થશે. એ ઉદ્યોગો એવા હશે કે જેમને લોકપ્રતિષ્ઠા અને લોકમદદની, જરૂર હશે, જેમાં સંચાલકો ઉત્પન્ન થતી વસ્તુઓની કિંમત તેમજ કારીગરોને મળતી રોજી ઠરાવવામાં તેમજ એમના કલ્યાણના સામાન્ય પ્રશ્નોમાં મહાસભાનું માર્ગદર્શન સ્વીકારશે.

"આ વ્યાખ્યાનો અનર્થ તો નહિ જ કરવામાં આવે દેશભરમાં સ્વદેશી ભાવનાનો પ્રચાર કરવો અને તે અંગે અગત ઉપયોગની વસ્તુઓમાં ૬ સ્વદેશીનો આગ્રહ રાખવાની મહાસભાની આજ લગી અખંડ રહેલી નીતિમાં આ વ્યાખ્યાથી કશો ફેરફાર થતો નથી આ નવી વ્યાખ્યા ફક્ત એટલું જ સ્પષ્ટ કરે છે કે, જે મોટા અને વ્યવસ્થિત ચાલતા ઉદ્યોગો સરકારની મદદ મેળવે છે અથવા મેળવી શકે છે, તેમને મહાસભાની સંસ્થાઓના સહકારની કે તેની બીજી મદદની જરૂર રહેતી નથી."

મહાસભાની સંસ્થાઓના હોદ્દેદારોના શિસ્ત વિષે પણ કાર્યવાહક સમિતિએ એક ઠરાવ કર્યો અને મહાસભાના કાર્યક્રમ વિરુદ્ધ પ્રચાર કરનારની સામે ૨૪–૫–૨૯ની મહાસમિતિની બેઠકના ઠરાવ અનુસાર અને બંધારણની ૩૧મી કલમ પ્રમાણે શિસ્તભંગનાં પગલાં લેવાનું નક્કી કર્યું.

રાજીનામા આપી દીધા પછી પંડિત માલવિયા અને શ્રી. અણેએ મહાસભાવાદી અને બીજાઓની એક પરિષદ ૧૮મી–૧૯મી ઑગસ્ટે કલકત્તામાં ભરી. પંડિતજી એના પ્રમુખ થયા. પરિષદે એવો નિર્ણય કર્યો કે, શ્વેતપત્ર તેમજ કોમી ચુકાદા સામે વિરોધનું પ્રચારકાર્ય ધારાસભામાં તેમજ બહાર ઉપાડી લેવા એક જુદો પક્ષ સ્થાપવો અને એ પક્ષે આગામી વડી ધારાસભાની ચૂંટણી માટે પોતાના ઉમેદવારો ઊભા કરવા પરિષદે કાર્યવાહક સમિતિને કોમી ચુકાદા વિષેના તેના ઠરાવની ફરી વિચારણા કરવા મહાસમિતિની બેઠક બોલાવવાની પણ વિનંતિ કરી.

સવિનય કાનૂન ભંગની લડત મોકૂફ રહી છતાં પણ સરકારે તેની દમનનીતિનું વલણ બદલ્યું ન હતું. ખાન અબ્દુલ ગફારખાનના ચાલુ રહેલા જેલનિવાસથી લોકમત ધૂંધવાયેલો રહ્યા કરતો હતો. ૧૯૩૦ની તેમજ ૧૯૩૨–૩૪ની સત્યાગ્રહની લડતમાં જે પ્રાંતોએ લડતની ઉગ્રતા સવિશેષ અનુભવી હતી તેમાં સરહદનો પ્રાંત મોખરે હતો. શૂરવીર પઠાણોની અહિંસા અને ધીરજની

તે વખતે આકરી કસોટી થઈ. પરંતુ તેમણે 'અહિંસાનો માર્ગ લેશમાત્ર પણ છોડ્યો નહિ—જો કે મધ્યકાલીન આપખુદી જુલમોનું સ્મરણ કરાવે એવી જુલમનીતિના એઓ ભોગ થઈ પડ્યા હતા. એવા પઠાણોના ખાન સરદારને હતું જેનામાં ગોળી ગમેના તેથી પ્રજામત ખૂબ ઊકળી ઊઠ્યો હતો. ગાંધીજીનું મન પણ સરહદના પ્રશ્ન વિષે બહુ વ્યગ્ર રહેતું. એ પ્રાંત વિષે સાચી હકીકતનો પ્રત્યક્ષ પરિચય કઈ રીતે મેળવવો એના જ વિચારો એમને થયા કરતા. છેવટે, ઑગસ્ટની આખરમાં ખાન અબ્દુલ ગફારખાન તેમજ તેમના ભાઈને સરહદ પ્રાંતમાં પ્રવેશ કરવાની મનાઈ માથે ઠોકવામાં આવી.

૨૫મી સપ્ટેમ્બરે કાર્યવાહક સમિતિની બેઠક વળી પાછી વર્ધામાં મળી. આગામી ચૂંટણી વિષે તેણે એવો ઠરાવ કર્યો કે,

"આખા દેશમાં વસતા મહાસભાવાદીઓએ મહાસભાના પ્રતિનિધિઓને મદદ કરી પાર્લમેન્ટરી બોર્ડના ચૂંટણીના કાર્યમાં સહકાર આપવો. અંતરનો વિરોધ હોય એના અપવાદ સિવાય સર્વ મહાસભાવાદીઓની પાસે એવી આશા જરૂર રાખવામાં આવે છે કે તેઓ મહાસભાના પ્રતિનિધિઓને જ મત આપશે. મહાસભાની કોઈ પણ સંસ્થા બીજા કોઈ પક્ષના ઉમેદવારને મદદ નહિ કરે"

ઝાંઝીબારમાં વસતા હિંદીઓના અધિકારો ઝૂંટવી લેવાના પ્રયાસોથી ઉપસ્થિત થયેલી ગંભીર સ્થિતિ વિષે પણ કાર્યવાહક સમિતિએ વિચાર કર્યો અને યોગ્ય ઠરાવ પસાર કર્યો. પંડિત માલવિયાજીવાળી પરિષદે કોમી ચુકાદા અંગેના કાર્યવાહક સમિતિના ઠરાવની ફરી વિચારણા કરવા મહાસમિતિની બેઠક બોલાવવાની ભલામણ કરી હતી. આથી પ્રમુખે પંડિત માલવિયા અને શ્રીયુત અણેને કાર્યવાહક સમિતિની બેઠકમાં હાજરી આપવા બોલાવ્યા અને તેમનું દૃષ્ટિબિન્દુ ફરીથી રજૂ કરવા વિનંતિ કરી. કાર્યવાહક સમિતિએ એ પ્રશ્ન પર કલાકો સુધી વિચારો કર્યા અને છેવટે એવો નિર્ણય કર્યો કે, કોમી ચુકાદા વિષેના પોતાના ઠરાવની યોગ્યતા વિષે સમિતિને કશી શંકા નથી રહેતી એટલે એ સારુ મહાસમિતિની બેઠક બોલાવવાની જરૂર નથી રહેતી. અલબત

નિયમ પ્રમાણે ૩૦ સભ્યો એની માગણી કરે તો કાર્યવાહક સમિતિ મહાસમિતિની બેઠક મેળવવા બંધાયેલી હતી જ.

પંડિતજીને ગાંધીજીએ એવો સંદેશો મોકલેલો કે, ચૂંટણી વખતે હરીફ ઉમેદવારો વચ્ચે કડવાશ ન ઉત્પન્ન થાય એ માટે ફતેહનો સંભવ જેમને માટે ઓછો છે એવા ઉમેદવારો અગાઉથી જ નીકળી જાય. પરંતુ આ વિષે કાર્યવાહક સમિતિ કશા ચોક્કસ નિર્ણય પર આવી ન શકી એટલે એ વાત પડતી મેલાઈ પરંતુ પાર્લામેન્ટરી બોર્ડે એવો નિર્ણય તો કર્યો જ કે, જ્યાં પંડિતજી અને શ્રી અણે ઉમેદવાર હોય ત્યાં મહાસભાના કોઈ ઉમેદવાર ઊભા ન રહે સિંધ અને કલકત્તા શહેરમાં પણ ચૂંટણીમાં મહાસભા હરીફાઈ ન કરે એવું નક્કી થયું.

આ જ અરસામાં મહાસભાના ઇતિહાસમાં બીજી મહત્ત્વની ઘટના બની. લોકોમાં એવી વાત ફેલાવા લાગી હતી કે, ગાંધીજી મહાસભામાંથી નિવૃત્ત થવાના છે આ કંઈ કેવળ ગપ ન હતી. જુલાઈના અધવચમાં જ્યારે ગાંધીજી ૭ દિવસના ઉપવાસ કરી રહ્યા હતા ત્યારે એમને મળવા ગયેલા આંધ્ર, બંગાળા વગેરેના કેટલાક મિત્રો આગળ ગાંધીજીએ જ એ વિષેના પોતાના વિચારો દર્શાવ્યા હતા. એટલામાં ૧૭ મી સપ્ટેમ્બરે ગાંધીજીએ જ એ વિષે પોતાનું નિવેદન પ્રગટ કર્યું. તે નીચે પ્રમાણે છે :

"મહાસભા સાથેનો મારો બધો સ્થૂલ સંબંધ હું છોડી દેવા માગું છું એવી જાતની જે અફવાઓ ચાલી રહી હતી તે સાચી છે. પરંતુ કાર્યવાહક સમિતિ તથા પાર્લામેન્ટરી બોર્ડની બેઠકો વખતે કેટલાક મિત્રો વર્ધા આવ્યા હતા તેમની સાથે હું સંમત થયો કે જો મારે મહાસભામાંથી નીકળી જ જવું હોય તો મુંબઈમાં મળનારી બેઠક પછી નીકળી જવું. . . . મારા પર એવી છાપ પડતી જાય છે કે, મહાસભાના બુદ્ધિશાળી વર્ગમાંના ઘણા મારા માર્ગે અને સિદ્ધાંતો તેમજ તે પર રચાયેલા કાર્યક્રમથી કંટાળી ગયા છે, હું મહાસભાની સ્વાભાવિક ઉત્તરોત્તર પ્રગતિમાં મદદરૂપ થવાને બદલે વિઘ્નરૂપ થતો જાઉં છું, મહાસભા સંપૂર્ણ પ્રજાકીય સંસ્થા રહેવાને બદલે મારા વ્યક્તિત્વના વધારે પડતા પ્રભાવથી સ્વતંત્ર મતધ્વનિ માટે નકામી થતી જાય છે. મુંબઈની મહાસભા સુધી મારી નિવૃત્તિનું પગલું મોકૂફ રાખવાની પાછળ એક હેતુ એ પણ રહેલો છે કે, મારા પર પડેલી આ છાપ સાચી છે કે ખોટી તેની કસોટી એ દરમ્યાન થઈ જશે. . . .

"આ વસ્તુ મારે બહુ ટૂંકમાં પતાવી દેવી જોઈએ. મને ક્યારનું લાગ્યા કરે છે કે, ઘણા મહાસભાવાદીઓ અને મારી વચ્ચે રહેલા વિચારભેદો બહુ ઊંડા બનતા જાય છે. જો મારા પ્રતિની અપૂર્વ વફાદારીથી ઘણા બુદ્ધિશાળી મહાસભાવાદીઓ પ્રેરાયા ન હોત તો એઓ હું જે માર્ગે મહાસભાને દોરી રહ્યો છું તેનાથી ઊલટા જ માર્ગે મહાસભાને બહુ હોંશથી દોરી લઈ જાત. મહાસભા આગળ અવારનવાર મેં જે કાર્યક્રમ મૂકેલો છે, તેની સામે ઘણા બુદ્ધિશાળી મહાસભાવાદીઓએ પોતાનો વિરોધ અને અણગમો વારંવાર વ્યક્ત કર્યા છે. આમ છતાં મારે કબૂલ કરવું જોઈએ કે, આજ સુધી એ વર્ગે મારા તરફની પોતાની વફાદારી અવિચલ જ રાખી છે. કોઈ પણ નેતા આથી વિશેષ વફાદારીની અપેક્ષા ન જ રાખી શકે. હવે વધુ વખત એમની એવી જ વફાદારીની તેમજ નિષ્ઠાની જ આશા રાખવી એ એમના પર વધુ પડતો બોજો મૂકવા બરાબર છે. એમની એ પ્રકારની વફાદારી છતાં અમારી વચ્ચે મૂળગત વિચારભિન્નતા રહેલી છે એ પ્રતિ મારાથી આંખમિચામણાં કરી શકાય એમ નથી.

"એ વિચારભિન્નતા મારે હવે સ્પષ્ટ કરવી જોઈએ. આમાં રેંટિયો અને ખાદીને સૌથી અગ્રસ્થાન હું આપું છું. બુદ્ધિશાળી મહાસભાવાદીઓનું કાતવાનું તો હવે સાવ અદૃશ્ય થઈ ગયું છે. એ વર્ગને સામાન્ય રીતે એમા શ્રદ્ધા જ નથી અને છતા હું એમને સમજાવી શકું તો ચાર આના મતાધિકારને બદલે હું કાતણ મતાધિકાર દાખલ કરું. એ પ્રત્યેકને માટે કાતવાનો ધર્મ ચાલુ કરું. ઠેઠ શરૂઆતથી જ નિયમિત ખાદી ધારણ કરવાની કલમનો ભંગ જ થતો આવ્યો છે. એવા પણ મહાસભાવાદીઓ પડ્યા છે જેઓ એવી પણ ટકોર કરે છે, કે એ કલમનો અમલ કરવામાં મહાસભાના વાતાવરણમા જે દંભ અને શિસ્તપાલનમાથી છટકી જવાની વૃત્તિ જ વ્યાપી રહ્યાં છે તેની બધી જ જવાબદારી મારી છે. મારે આમળથી જ ચેતી જવાની જરૂર હતી કે, એ કલમ દાખલ કરવામાં એ વિષેની શ્રદ્ધા તો હતી જ નહિ કેવળ મારા પ્રત્યેની વફાદારીને લીધે એ કલમ પસાર થઈ હતી. હવે હું કબૂલ કરુ છું કે, આ ચેતવણી બહુ વાજબી હતી. આ બધી વસ્તુ તદ્દન સાચી છે છતાં મારી દૃઢ માન્યતા તો વધતી જ જાય છે કે, કરોડો ગરીબ પ્રજાનું સાચું કલ્યાણ જેમાં રહેલું છે એવી પૂર્ણ સ્વતંત્રતાની સાધના માટે નિર્ભેળ અહિંસાના કાર્યક્રમમાં રેંટિયો અને ખાદી બહુ જ ઉપયોગી પ્રવૃત્તિઓ છે. ઈશ્વરે આપણને કામ કરવાને હાથ આપ્યા છે પરંતુ આજે તો અર્ધબેકારી અને અર્ધભૂખમરો ભોગવતા કરોડો ગરીબોને એ હાથનો ઉપયોગ કરવો સૂઝતો જ નથી અને આ પૃથ્વી પર તેઓ પશુની માફક ભારરૂપ થઈ પડ્યા છે. એવા કરોડો

માટે રેંટિયો અને ખાદી જેટલાં સ્વાભાવિક અંગો છે તેટલાં જ તે બુદ્ધિશાળી વર્ગ માટે પણ છે. મનુષ્યત્વમાં રહેલાં સૌજન્ય અને સમાનતાનાં સાચાં તત્ત્વોનું રેંટિયો તો પ્રતીક છે. ખેતીનો તો એ અનિવાર્ય સાથી છે. રાષ્ટ્રનું એ બીજું ફેફસું છે. આપણે આજે રાષ્ટ્રીય ક્ષયરોગમાં સપડાયા છીએ કારણ કે આપણે એક જ ફેફસું વાપરી રહ્યા છીએ. આમ છતાં બહુ જ થોડા મહાસભાવાદીઓને રેંટિયામાં પડેલી અપાર શક્તિ વિષે શ્રદ્ધા છે. આરંભથી જ મહાસભાએ એવો દાવો કર્યો છે કે, તે કરોડો ગરીબોની પ્રતિનિધિ સંસ્થા છે. એ કરોડો અને મહાસભા વચ્ચે રહેલી જીવંત સાંકળ તે ખાદીની કલમ છે. એ ખાદીની કલમ જો કાઢી નાખવામાં આવે તો એ જીવંત સાંકળ જ તૂટી જાય. અને જો એ કલમને રાખવામાં આવે, તો તેનું કડક પાલન થવું જ જોઈએ. પરંતુ મહાસભાવાદીઓની સંગીન બહુમતીને અંમાં જીવંત શ્રદ્ધા જ ન હોય તો એ બનવું જ અશક્ય છે.

"પાર્લામેન્ટરી બોર્ડનો પ્રશ્ન હવે વિચારીએ. અસહકારની આખીયે યોજનાનો હું જ યોજક છું છતાં આજના બદલાયેલા સંજોગોમાં જ્યારે આપણી પાસે સવિનય પ્રતિકારનો એકેય કાર્યક્રમ નથી ત્યારે, મહાસભાના અંગ તરીકે પાર્લામેન્ટરી પક્ષની આવશ્યકતા મેં કબૂલી લીધી છે. મહાસભાના આજના કાર્યક્રમનું એ અંગ જ છે. પરંતુ આ વિષે પણ આપણામાં બહુ તીવ્ર મતભેદો છે. પટણામાં મળેલી મહાસમિતિ આગળ મેં એ વસ્તુ પર બહુ ભાર મૂક્યો. મને ખબર છે કે, આપણા સર્વોત્તમ સાથીઓને આ બહુ ખૂંચ્યું હતું. પરંતુ પોતાના વિચારો અનુસાર વર્તતા તેઓ અચકાયા. સંસ્થાના તંદુરસ્ત વિકાસ માટે અનુભવ અને ડહાપણમાં વડીલ ગણાતા આપણા સાથીઓ આગળ આપણા અંગત વિચારોમાં સંયમ કેળવવો એ કેટલીક વખત બહુ ઉપયોગી વસ્તુ છે. આવા વિચારસંયમનો જો અતિરેક થાય અને રોજ ને રોજ એની એ જ વસ્તુ કરવી પડતી હોય, તો એમાંથી ભારે માનસિક ઝેરો જ ઉત્પન્ન થાય છે. આવી દુઃખદ પરિસ્થિતિ ઉત્પન્ન થશે એવી ધાસ્તી સરખી પણ મેં રાખી નથી. પરંતુ મારાથી તેમજ પ્રજાથી હું આ વસ્તુ હવે વધુ વખત છુપાવી શકતો નથી કે આ જ જાતનો દુઃખદ અનુભવ હવે મને થઈ રહ્યો છે. મારી સામે વિરોધ કરતા ઘણા હતાશ થયા છે. મારા જેવા આજન્મ પ્રજાસત્તાકવાદી માટે આ ભાન બહુ ચોંકાવનારું અને શરમ ઉપજાવનારું થઈ પડયું છે. આજન્મ પ્રજાસત્તાકવાદી હોવાનો દાવો હું એટલા માટે કરું છું કે, માનવજાતિના ગરીબમાં ગરીબ સાથે એકરૂપ થવા હું મથી રહ્યો છું. એ વર્ગ જેવું જીવન ગાળે છે, તેથી અંશમાત્ર પણ સારું જીવન નહિ ગાળવાની મારી તીવ્ર હોંશ છે જ અને એટલા જ માટે એમના જેવું જીવન ગાળવા

મનુષ્યશક્તિ માટે જેટલું શક્ય છે તેટલું કરી છૂટવા હું જ્ઞાનપૂર્વક પરિશ્રમ કરી રહ્યો છું.

"સામ્યવાદી પક્ષની સ્થાપનાને પણ મેં વધાવી લીધી છે. એ પક્ષમાના ઘણા આદરણીય ત્યાગી સાથીઓ છે. આમ છતાં એમની સાથેનો મારો મતભેદ પણ મૂળગત છે. એમણે પ્રગટ કરેલા એમના સત્તાવાર કાર્યક્રમમા હું સંમત નથી થઈ શકતો. પરંતુ એમના પ્રગટ થતા સાહિત્ય મારફત એઓ પોતાના વિચારોનો ફેલાવો કરી રહ્યા હોય તો તેને અટકાવવા હું મારા નૈતિક પ્રભાવનો દુરુપયોગ કરવા નથી માંગતો. એમણે પ્રગટ કરેલા વિચારોમાથી કેટલાક તો બને બહુ ખૂંચે છે છતાં તેના સ્વતંત્ર પ્રકાશનમાં હું આડે ન આવી શકું. મહાસભાનો કબજો લેવામાં એઓ સફળ થાય — અને એવી સફળતા એમને મળે પણ ખરી — તો હું મહાસભામાં ન જ રહી શકું. કારણ કે તે પરિસ્થિતિમા મહાસભામાં રહી રોજના વિરોધ કર્યા કરવા એ મને બિલકુલ ગમે જ નહિ. લોકસેવાની મારી લાબી કારકિર્દીમાં મેં અસંખ્ય સંસ્થાઓ સાથે પ્રત્યક્ષ સંબંધ રાખ્યો છે પરંતુ આવી વિરોધી સ્થિતિમા હું કદી રહ્યો જ નથી.

"દેશી રાજ્યો વિષે મહાસભાની નીતિ શું હોવી જોઈએ એમા પણ મતભેદ રહ્યા છે. એ વિષે મેં મારા વિચારો વારંવાર દર્શાવ્યા છે. અનેક વખત એ વિચારો હું તપાસી ગયો છુ પરંતુ એમા કશો ફેરફાર કરવાનુ હજી મને યોગ્ય લાગ્યું નથી.

"અસ્પૃશ્યતાનિવારણ વિષે મારું દૃષ્ટિબિન્દુ ઘણા નહિ તો કેટલાક મહાસભાવાદીઓના દૃષ્ટિબિન્દુથી નોખું પડી જાય છે. મારે માટે એ એક ઊંડો અને હૃદયસ્પર્શી નૈતિક અને ધાર્મિક સિદ્ધાંત છે. ઘણા એમ માને છે કે એમાં હું બહુ ગંભીર ભૂલ કરું છુ. સત્યાગ્રહની લડત જ્યારે ચાલી રહી હતી ત્યારે જે સમયે અને જે રીતે મેં હરિજનો અંગે મારું કાર્ય શરૂ કરી લડતના વેગને શિથિલ કર્યો, તે ઘણાને ખૂંચ્યું છે. પરંતુ મારી દૃઢ માન્યતા છે કે જો એ પ્રસંગે એ માર્ગ સિવાય બીજો માર્ગ લીધો હોત તો હું મારા આત્માને બેવફા જ નીવડત.

છેવટે અહિંસાનો પ્રશ્ન લો. ૧૪ વર્ષના પ્રયોગો પછી પણ ઘણાં મહાસભાવાદીઓ માટે તે એક રાજ્યનીતિ જ રહેલી છે મારે માટે તો એ ધર્મ થઈ પડ્યો છે. આજે મહાસભાવાદીઓ એને ધર્મ તરીકે નથી સ્વીકારતા તેમાં એમનો દોષ હું નથી જોતો. હું જ હજી એને સંપૂર્ણ રીતે પ્રજા સમક્ષ વ્યક્ત કરી શક્યો નથી. અને એનું મેં જે રીતે આજ સુધી પાલન કર્યું છે તે એથીયે વિશેષ દોષયુક્ત હશે. આ જ કારણે હું મહાસભા પાસે એને ધર્મ તરીકે મૂકવામા ફાવ્યો નથી. અહિંસાને વ્યક્ત કરવામાં કે તેનું પાલન

કરવામાં મેં દોષ કર્યા જ છે એવું મને સ્પષ્ટ ભાન તો નથી થતું. પરંતુ હજી સુધી એણે મહાસભામા ધર્મનું સ્થાન નથી મેળવ્યું તે પરથી હું આ જ અનુમાન કાઢી શકું

"જો અહિંસા વિષે અનિશ્ચિતતા છે તો સવિનય ભંગ વિષે તો વિશેષ છે. ૧૭ વર્ષથી હું એ શસ્ત્રનો અભ્યાસ અને અનુભવ કરી રહ્યો છું પરંતુ હજી હું એ વિષે બધુ જ જાણી શકયો નથી એ પ્રદેશમા વધુ ને વધુ શોધખોળ મર્યાદિત જ રહી છે, કારણ કે મનુષ્યના જીવનમા સત્યાગ્રહના કંઈ વખતોવખત પ્રસંગો નથી આવતા. આપણા માબાપ, શિક્ષક અને રાજકારણ તેમજ ધર્મક્ષેત્રમા જેઓ વડીલો છે એમની આજ્ઞાઓનુ આપણે સ્વેચ્છાથી પાલન કરવાની જ્યારે ટેવ પાડીએ છીએ ત્યારે જ જરૂર પડતા પ્રત્યાગ્રહના પ્રસંગો ઉપસ્થિત થાય છે આ શસ્ત્રનો આજે તો અપૂર્ણ તોયે હું જ માત્ર જાણકાર છું એટલે મારે આખરે એવા જ નિર્ણય પર આવવું પડ્યુ કે, અનો પ્રયોગ આજે કેવળ મારાથી જ થઈ શકે. સત્યાગ્રહના અમલને આ રીતે મર્યાદિત કરવામા હેતુ એ રહેલો છે કે, એથી એમાથી ઉપસ્થિત થતા તોફાનો તેમજ દોષોનું પ્રમાણ જેમ બને તેમ ઓછું રહે. એ જ રીતે હું એકલો જ એ શસ્ત્રનો જરૂર પડતો ઉપયોગ કરવાને છૂટો રહું તો એમા રહેલી ગર્ભિત અને અત્યાર સુધી નહિ દેખાયેલી શક્તિની શોધ હુ સરળતાથી કરી શકું. આ વિષે જેટલા ઠરાવો મહાસભાએ પસાર કર્યા છે તેમા ભલે મારા સાથીઓનો મત હું મેળવી શક્યો હોઉં—પરંતુ હું એમના અંતરમા તો એ બધા ઠરાવોનું મહત્ત્વ નથી જ ઉતારી શક્યો આના પણ મારા સાથીઓનો દોષ ન જ કાઢી શકું.

"આમ બુદ્ધિપૂર્વક એવા ઠરાવોને સંમત ન હોવા છતાં એમને એમાં મત આપવા પડ્યા અથી જે માનસિક કલેશ એમણે અનુભવ્યો હશે તેનો ખ્યાલ મને છે. એમનો એ કલેશ જોઈ મને પણ ઓછો કલેશ નથી થયો. આપણે જેને આપણા સર્વમાન્ય ધ્યેય તરીકે સ્વીકાર્યું છે એની સાધના પાછળ જો આપણે બધા પ્રયાસો કરી છૂટવાની ઇચ્છા હોય તો આવા પરસ્પર માનસિક કલેશમાથી આપણે બધાએ વહેલી તકે ઊગરી જવું જોઈએ. આથી જ પોતાના અંતરને જે સાચું લાગે તે જ હિંમતપૂર્વક અને પૂર્ણ સ્વતંત્રતાથી કરવાની વૃત્તિ આપણે બધાએ કેળવવી જોઈએ. એમા જ સૌનું સાચું કલ્યાણ રહેલુ છે

સવિનય ભંગની લડત મોકૂફ રાખવાને લગતું મેં જે નિવેદન પત્રણામાં કર્યું તેમા મેં સૌનું એ પર પણ ધ્યાન ખેંચ્યું હતું કે, આપણે સવિનય ભંગની લડતથી ધાર્યાં, તેવાં પરિણામ લાવવામાં નિષ્ફળ નીવડ્યા

હતા. જો આપણામાં રહેલી અહિંસાનો પૂર્ણ વિકાસ થયો હોત તો એ સ્વયંસિદ્ધ વસ્તુ થઈ પડત અને તેથી એ પર સરકારનું ધ્યાન પણ ખેંચાયા વિના ન રહેત. આપણે કંઈ એવાં દુષ્કૃત્યો કર્યાં જ ન હતાં અથવા જેનો આરોપ આપણા પર મુકાય છે તેવા પણ દોષ આપણે બિલકુલ કર્યા ન હતા જેથી સરકારને ઑર્ડિનન્સો પસાર કરવાની જરૂર પડે. પરંતુ એ વાત સ્પષ્ટ છે કે, એનો હેતુ આપણામા રહેલા જુસ્સાને ભાંગી જ પાડવાનો હતો. પરંતુ આનો અર્થ એ તો ન જ કરવો જોઈએ કે આપણી આખીયે લડત દોષમુક્ત હતી જો આપણી રગેરગમાં અહિંસા વ્યાપી રહેલી હોત તો તે સ્વયંસિદ્ધ થઈ પડત. આપણે હિંસાવાદીઓને પણ એટલું ન બતાવી શક્યા કે એમને એમના હિંસાનીતિમા જેટલી શ્રદ્ધા છે તેથી વિશેષ આપણને આપણી અહિંસામાં છે. ઊલટું આપણે તો એમને એવું માનવાનું પૂરતું કારણ આપ્યું કે એમનામાં જે હિંસાએ ઘર કર્યું છે તે આપણા અંતરમા પણ છે — ફક્ત આપણે હિંસક કૃત્યોમા માનતા નથી હિંસાવાદીઓ આથી જ સાચું જ માનતા હતા કે જો હિંસા બંનેમાં પડેલી જ છે તો, એને કૃત્યમા વ્યક્ત કરવી કે ન કરવી એ કેવળ મતભેદનો જ પ્રશ્ન રહે છે. મારી માન્યતા મેં અગાઉ પ્રગટ કરી હતી ને ફરીથી વ્યક્ત કરવાની જરૂર નથી કે પ્રજાએ અહિંસાને માર્ગે બહુ કૂચકદમ કરી જ છે અને ઘણાએ ભારે હિંમત અને ત્યાગ દાખવ્યાં છે. મારું કહેવાનું તાત્પર્ય એ છે કે, મનસા વાચા કર્મણા આપણે નિર્મળ અહિંસા નથી જ જાગવી શક્યા સર્વ પ્રકારની સ્વતંત્રતા અથવા ગમે તે ન્યાય્ય વસ્તુ મેળવવાની શક્તિ અહિંસામાં રહેલી જ છે એ હવે સરકાર તેમ જ ક્રાંતિવાદીઓને બહુ સક્રિય રીતે બતાવી દેવાના માર્ગો શોધવાનું મારું પરમ કર્તવ્ય થઈ પડે છે.

"આ કાર્યને તો મેં મારું જીવન સમર્પણ કર્યું છે અને તેના પ્રયોગો માટે મારે તદ્દન અલગપણું જોઈએ જેથી હું એમાં પૂરેપૂરી કાર્યસ્વતંત્રતા ભોગવી શકું. સવિનય ભંગ એ તો સત્યાગ્રહનું અંગમાત્ર છે અને મારે માટે સત્યાગ્રહ જીવનનો સર્વવ્યાપી નિયમ છે. મારે માટે સત્ય એ જ પરમેશ્વર છે. અહિંસા દ્વારા જ હું એ સત્યનારાયણને શોધી શકું છું. એ માટે બીજો એકે માર્ગ નથી મારી સત્યની શોધમાં હિન્દની તેમજ આખી દુનિયાની સ્વતંત્રતા સમાઈ ગઈ છે. આ લોક કે પરલોકમાં મને બીજી ગમે તે વસ્તુ મળતી હોય તેથી કંઈ હું આ સત્યની શોધ મુલતવી રાખી શકું એમ નથી. આ સત્યની શોધ કરતાં કરતાં તો હું રાજદ્વારી જીવનમાં દાખલ થયો છું. આ મારી શોધમાં પૂર્ણ સ્વરાજ્ય અથવા એવી ઘણી વસ્તુઓ સમાયેલી છે. એ મારી માન્યતા હું કેળવાયેલા મહાસભાવાદીઓમા ન જ ઉતારી શકું તો પછી

મારે એકલે હાથે જ એ શોધ કરવી રહી. હું એકલો હોઉં તોયે મારામાં એવી અવિચળ શ્રદ્ધા તો પડેલી જ છે કે જે વસ્તુ મારા દેશબંધુઓ આજે નથી સમજતા તે આવતી કાલે તો સમજશે જ; અથવા ઈશ્વરની એવી જ ઇચ્છા હશે તો મારી વાણીમાં અથવા મને સૂઝી આવેલા કોઈક કાર્યમાં એ એવું બળ મૂકશે કે જેની અસર લોક પર અચૂક થશે જ. આથી જ યાન્ત્રિક બહુમતીની કે પરાણે અપાયેલી સંમતિ મારા કાર્યમાં વિઘ્નકર્તા થઈ ન પડે તોયે તેની મારે માટે કશી કિંમત નથી.

મેં આપણા સામાન્ય ધ્યેયનો ઉલ્લેખ તો કર્યો છે પરંતુ મને શંકા છે કે બધા જ મહાસભાવાદીઓ પૂર્ણ સ્વરાજ્યમાં રહેલા અર્થની પૂરેપૂરી ઓળખ ન પણ કરી શકતા હોય. અંગ્રેજીમા Complete Independence શબ્દનો જે પૂર્ણ અર્થ અને સાચો અર્થ થાય છે એ જ અર્થમાં મારે હિંદુસ્તાન સારુ સંપૂર્ણ સ્વતંત્રતા જોઈએ છે. મારે મન તો પૂર્ણ સ્વરાજનો અર્થ પૂર્ણ સ્વતંત્રતા કરતાયે વિશેષ છે. અને છતાં પૂર્ણ સ્વરાજ્ય શબ્દ પણ સરળતાથી સમજી શકાય એવો નથી. સર્વ સમજી શકે એવો કોઈ એક શબ્દ કે શબ્દસમાસ આપણને મળવાનો જ નથી, આથી જ મેં કેટલીક વખત પૂર્ણ સ્વરાજ્યની જુદી જુદી વ્યાખ્યાઓ આપી છે. 'અને છતાં હું જાણું છું કે, એ બધી વ્યાખ્યાઓ ભેગી કરીએ' તોયે પૂર્ણ સ્વરાજ્યનો સંપૂર્ણ અર્થ એમાથી નહિ જ નીકળે. આ વસ્તુની વધારે ચોળાચોળ હું કરવા માગતો નથી.

"એક જ પૂર્ણ સ્વરાજ્યની સંપૂર્ણ વ્યાખ્યામાં નડતી મુશ્કેલી પરથી મને આપણા મતભેદનો બીજો મુદ્દો સૂઝી આવે છે. ૧૯૦૩થી હું કહેતો આવ્યો છું મારે માટે સાધન અને સાધ્ય એક જ શબ્દ છે — એટલે જ્યાં સાધનો વિવિધ અને વિરોધી હોય ત્યા સાધ્ય પણ એવું જ બની રહે છે. આપણે સાધનોમાં ફેરફાર કરી શકીએ છીએ — સાધ્ય આપણે માટે નિશ્ચલ છે. જો આપણે સાધન અને સાધ્યની વચ્ચે એકરૂપતા, રાખીશું તો આપણે એ વિષે બહુ ચિંતા રાખવાની જરૂર નહિ રહે. મને તો આ દીવા જેવું સ્પષ્ટ લાગે છે. પરંતુ ઘણા મહાસભાવાદીઓ આ વાત કબૂલ નથી કરતા. એઓની માન્યતા તો એવી છે કે, સાધ્ય યોગ્ય હોય તો સાધનો વિષે ચિંતા રાખવાની જરૂર નથી, સાધ્યની યોગ્યતા સાધનને પણ યોગ્ય બનાવી દે છે.

આ બધા આપણા મતભેદોને પરિણામે જ મહાસભાનું કાર્ય ઢંઢું પડી ગયું છે કારણ કે કેવળ શાબ્દિક સંમતિ જ્યાં મળે છે ત્યાં કાર્યક્રમને વર્તનમાં ઉતારવાનું બની શક્યું નથી. અને છતાં મારે કબૂલ કરવું જોઈએ કે પ્રજા આગળ મહાસભાનો જે કાર્યક્રમ મેં મૂકયો છે તે

સિવાય મારી પાસે બીજો કાર્યક્રમ જ નથી અસ્પૃશ્યતાનિવારણ, હિંદુ-મુસલમાન એકતા, સંપૂર્ણ દારૂનિષેધ, રેંટિયો અને ખાદી, સો ટકા સ્વદેશી એમાં ગ્રામઉદ્યોગોની પુનર્રચના રહેલી છે, અને હિંદના સાડા સાત લાખ ગામડાંઓનું સંગઠન આ જ કાર્યક્રમ એટલો ગ્રામીન અને વિશાળ છે કે, કોઈ પણ સાચા સ્વદેશપ્રેમીને એમાંથી પૂરતો સંતોષ મળી રહે હું પોતે તો કોઈક ગામડામાં દટાઈ જવાની હોંશ રાખું છું એ ગામ પણ સરહદ પ્રાંતનું જ હું પસંદ કરું

'જો ખુદાઈ ખિદમતગાર સાચા જ અહિંસક હોય તો અહિંસાનું સારું વાતાવરણ ફેલાવવામાં તેમજ હિંદુમુસલમાન એકતાને સતત બનાવવામાં તેમનો ફાળો સૌથી વિશેષ રહેશે જો એઓ મનસા વાચા કર્મણા અહિંસક હોય હિંદુમુસલમાન એકતાના એઓ પ્રેમી હોય તો આ બે વસ્તુઓને મેળવી લેવામાં એઓ જ આપણને બહુ મદદરૂપ થઈ પડશે અને એ જ બે વસ્તુની આપણા દેશમાં આજે સૌથી વધારે જરૂર છે અફઘાન આક્રમણનો જે હાઉ વારંવાર આપણને બતાવવામાં આવે છે તે પછી ભૂતકાળની જ વસ્તુ થઈ જશે

સરહદની પ્રજાએ અહિંસાનું રહસ્ય એના અંતરમાં ઉતાર્યું છે અને હિંદુમુસલમાન તેમજ બીજી કોમોની એકતામાં એમને અત્યંત શ્રદ્ધા છે એ વસ્તુની સત્યતાની પ્રત્યક્ષ તપાસ કરવા હું રોકાઈ રહ્યો છું આ રીતે તેમજ બીજી અનેક રીતે મારે જાતે જ જઈને એ પ્રજાને રેંટિયાનો સંદેશો આપવો છે મહાસભાની સેવા મને બહુ પ્રિય છે એટલે હું જેલમાં હોઈશ કે બહાર કંઈક રીતે તો મારો નમ્ર ફાળો મહાસભાની સેવામાં આપતો જ રહીશ

'આપણા દળમાં જે ભ્રષ્ટાચાર (corruption) ચાલી રહી છે તે વિષેનો ઉલ્લેખ મેં છેવટે જ કરવાનું યોગ્ય ધાર્યું છે અત્યાર સુધી મેં એ વિષે જાહેરમાં પૂરતું તો કહ્યું જ છે એ વિષે મેં ગમે તેટલી ટીકા કરી હશે છતાં આજે પણ એક અત્યંત બળવાન અને સૌથી વિશેષ પ્રજાકીય સંસ્થા તરીકેની મહાસભાની પ્રતિષ્ઠા મારી આગળ એવીને એવી જ રહી છે મહાસભાની પાછળ અવિરત ભવ્ય સેવા અને ત્યાગનો જ્વલંત ઇતિહાસ પડેલો જ છે આરંભકાળથી એ સંસ્થા જે ઝંઝાવાતોમાંથી પસાર થઈ છે તેવી રીતે બીજી ભાગ્યે જ કોઈ સંસ્થા પસાર થઈ હોય મહાસભાની વેદિ પર જે પ્રકારના બલિદાનો પ્રજાએ સ્વેચ્છાથી અને નિષ્ઠાપૂર્વક આપ્યા છે તે માટે કોઈ પણ દેશ ગૌરવ લઈ શકે એમ છે આજે મહાસભાની સેવામાં સૌથી વધારેમાં વધારે એવા નિષ્ઠાવાન સ્ત્રીપુરુષો પડ્યા છે કે જેમના ચારિત્ર્ય વિષે કોઈ આંગળી પણ ચીંધી શકે એમ

નથી. આવી ભવ્ય સંસ્થામાંથી મારે ખસી જવું પડે છે તેથી મારું હૃદય જરૂર ખચકાય છે અને હું ચાલ્યો જઈશ તોયે એવી શ્રદ્ધાથી જ કે બહાર રહીને હું આપણા દેશની સેવા વધારે સારી રીતે કરી શકીશ

"ઉપર જે વિચારો મેં દર્શાવ્યા છે તેને લગતા કેટલાક ઠરાવો હું મહાસભાની વિષયવિચારિણી સમિતિ આગળ મૂકવા માગું છું. એ રીતે હું મહાસભાની આ બધા મારા વિચારો વિષે સાચી લાગણીનું માપ કાઢી શકીશ. સૌથી પહેલો મારો સુધારો આ છે મહાસભાના ધ્યેયમાં "કાયદેસર અને શાંતિયુક્ત" શબ્દોને બદલે હું "સત્યમય અને અહિંસક" શબ્દો મૂકવા માગું છું. આ બે શબ્દોનો મેં બહુ જ નિર્દોષ રીતે ઉપયોગ કર્યો હતો તે સામે જે વિરોધનું વાવાઝોડું ઊભું કરવામાં આવ્યું હતું તેથી હું ચેત્યો. જો સત્યમય અને અહિંસક સાધનોથી જ પૂર્ણ સ્વરાજ્ય મેળવવાની નીતિમાં જો મહાસભાવાદીઓને સાચી શ્રદ્ધા હોય, તો એમને આ વદન સ્પષ્ટ વિશેષણોને બંધારણમાં દાખલ કરવામાં બિલકુલ વાંધો ન હોવો જોઈએ

"મારો બીજો સુધારો કાંતણ મતાધિકારને લગતો છે. મહાસભાનું વાર્ષિક ચાર આનાનું લવાજમ બંધ થવું જોઈએ. એને બદલે દરેક સ્ત્રી-પુરુષે મહાસભાના સભ્ય થવા મહાસભાને દફતરે જાતે કાંતેલું વળદાર ૧૫ આંકથી ઓછું નહિ એવું ૨૦૦૦ તાર સૂતર (તાર-૪ ફૂટ) દર મહિને પહોંચાડવું જોઈએ. મારા આ સુધારાની તરફેણમાં તેમજ વિરુદ્ધમાં રહેલી દલીલોની ચર્ચા કરવાની જરૂર નથી જો ઓછામાં ઓછી મજૂરી મેળવનાર મજૂરોનું પણ પ્રતિનિધિત્વ ધરાવનારી સાચી પ્રજાકીય સંસ્થા તરીકે મહાસભાએ રહેવું હોય, તો આપણે કંઈક પણ શ્રમ મતાધિકાર શોધી જ કાઢવો પડશે. હાથકંતામણની મજૂરી સૌથી ઓછી મજૂરી છે. અને તે કાર્ય વળી કુલીન પણ ગણી શકાય એવો હવે સામાન્ય રીતે બધા કબૂલ કરે છે. પોતાના દેશ માટે રોજ ૦ાા કલાક મહેનત કરવા જેઓ ઇચ્છે છે, એવાઓને પહોંચી વળનાર આ સહેલામાં સહેલો પુખ્તવય મતાધિકાર છે. કાંતણમાંથી શું અર્થપ્રાપ્તિ થાય છે, એની ચિંતા રાખ્યા વિના મિલકતસંપન્ન તેમજ બુદ્ધિસંપન્ન વર્ગો મહાસભાના આ કાંતણ મતાધિકારમાં રહેલા શ્રમ ગૌરવની કદર કરે એ કંઈ એમની પાસે વધુ પડતી આશા રાખવા જેવું છે? જેમ જ્ઞાનનું ફળ સ્વયંસિદ્ધ છે તેમ શું શ્રમને માટે નથી! આપણે જો જનતાના સાચા સેવકો હોઈએ તો તો એને માટે કાંતવામાં આપણને ગૌરવ લાગવું જોઈએ

"મને યાદ છે કે મૌ. મહમદઅલી ઘણી વખત ભાષણોમાં એક વાક્યનો વારંવાર ઉલ્લેખ કરતા: 'હિંસા અને બળાત્કારનું પ્રતીક જો

તલવાર છે તો અહિંસા, સેવા, અને નમ્રતાનું પ્રતીક રેંટિયો અથવા તકલી છે ' જ્યારે રાષ્ટ્રીય વાવટામા આપણે રેંટિયાને સ્થાન આપ્યું ત્યારે આપણે જરૂર શ્રદ્ધા રાખતા હતા કે દરેક ઘરમા રેંટિયો ગુંજ્યા કરશે જો હવે મહાસભાવાદીઓ રેંટિયામા ન માનતા હોય, તો એમણે રાષ્ટ્રીય વાવટામાથી રેંટિયો કાઢી નાખવો જોઈએ અને મહાસભાના બંધારણમાથી ખાદી કાઢી નાખવી જોઈએ ખાદીની કલમના પાલનની અંદર આટલી બેશરમ છેતરપિંડી ચાલી રહી છે એ હવે અસહ્ય છે

"મારો ત્રીજો સુધારો આ છે જે કોઈ સભ્ય મહાસભાના ચોપડા પર બિલકુલ દોષ વિના ૬ મહિના સુધી લાગલાગટ ન રહ્યો હોય અને તે સમય દરમિયાન એણે સંપૂર્ણ ખાદી ન પહેરી હોય, તો તે મહાસભાની ચૂંટણી માટે મત આપવા નાલાયક ઠરવો જોઈએ ખાદીની કલમના પાલનમા એક મોટી મુશ્કેલી ઊભી થાય છે પરંતુ એનો નિકાલ બહુ સહેલાઈથી થઈ શકે એમ છે અમુક મતદાર બંધારણની કલમ પ્રમાણે સંપૂર્ણ ખાદીધારી છે કે નહિ એનો નિર્ણય કરવાની સર્વ સત્તા, તે તે વખતની સ્થાનિક સમિતિઓના પ્રમુખને સોંપવી જોઈએ અટલો અપવાદ જરૂર રાખવો કે મતદારને છેવટે મહાસભાના પ્રમુખને સ્થાનિક પ્રમુખના નિર્ણય સામે અરજી કરવાનો અધિકાર રહે કોઈ પણ સભ્યને સંપૂર્ણ ખાદીધારી ન ગણવો જો ચૂંટણી વખતે તેના શરીર પર બધી જ ખાદી ન હોય પરંતુ જો મહાસભાના ઘણા સભ્યો સ્વેચ્છાથી એ નિયમનું પાલન નહિ કરે તો કલમને ગમે તેટલી કાળજીપૂર્વક અને ચોકસાઈથી લખાશે છતા સંતોષકારક પરિણામ નહિ જ આવે

આપણે મહાસભાના પ્રતિનિધિઓની મર્યાદા ૬૦૦૦ની રાખી છતા અનુભવે આપણે જોયુ કે તે સંભાળી શકાય નહિ એવડી મોટી થઈ પડે છે વસ્તુત તો એવુ જ બન્યુ છે કે, પૂર્ણ સખ્યાએ મહાસભામા કદી હાજરી આપી જ નથી. જ્યારે મહાસભાના કોઈ પણ ચોપડાના સાચા પ્રતિનિઓની સાચી યાદી નથી જ રહી તો પછી આવતા પ્રતિનિધિઓ પ્રજામતનો પોકાર પાડનારા છે એ વસ્તુ જ ખોટી ઠરે છે મારો સુધારો એવો છે કે મહાસભાના પ્રતિનિધિઓની સંખ્યા ૧૦૦૦ કરી નાખવી અને દર હજાર મતદારોએ ૧થી વધુ પ્રતિનિધિ ન જ ચૂંટાવવો જોઈએ. આ રીતે જો આપણે ૧૦૦૦ ની પૂર્ણ સંખ્યા મેળવવી હોય તો ૧૦ લાખ મતદારોની જરૂર રહે ૩૫૦૦૦૦૦૦૦ની વિશાળ જનસંખ્યાવાળા દેશના આવા ૧૦ લાખ મતદારો નોંધવા એ કંઈ વધુ પડતો લોભ ન જ કહેવાય. જો આપણે આ સુધારો સ્વીકારીશુ તો મહાસભા સંખ્યાબળમા ખોશે પરંતુ મહાસભાની સંસ્થાનું સાચુ બળ એથી વધી જશે એ કંઈ જેવો

તેવો લાભ નહિ થાય. પ્રેક્ષકોને મહાસભામાં આવવા પૂરતો અવકાશ રહેશે જ એટલે મહાસભાના 'દેખાવો'ની ચમક પણ જળવાઈ રહેશે. પરંતુ આજે સંભાળી ન શકાય એવડી મોટી સંખ્યાના પ્રતિનિધિઓ માટે સ્વાગત સમિતિને જે વદ્દન નકામી ભાજગડો કરવી પડે છે તેની ચિંતામાંથી સ્વાગત સમિતિ જરૂર બચી જશે. મહાસભા પ્રતિ વર્ષે પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોની જે વિશાળ સંખ્યા આકર્ષે છે, તેમાં કંઈ મહાસભાનું સાચું પ્રજાકીય તત્ત્વ અને તેનો જનતા પર પડતો પ્રભાવ સૂચવાતા નથી. પ્રતિ વર્ષે વધતી જતી મહાસભાની સેવાશક્તિમાં જ એની પ્રતિષ્ઠા અને પ્રતિભા ઝળકી ઊઠે છે

"પશ્ચિમની પ્રજાકીય તંત્રની ભાવના આજે કસોટીએ ચડી છે. જો એ ભાવના સાચે જ નિષ્ફળ નીવડી ચૂકી છે તો, હિંદનું કર્તવ્ય થઈ પડે છે કે 'મહાસભા દૃષ્ટાંત અને અનુભવ પરથી જગતને પ્રજાકીય ભાવનાનો સાચો વિકાસ કઈ રીતે થઈ શકે છે તેનું આખુંયે શાસ્ત્ર શીખવી' દે. આજે તો છેતરપિંડી અને દંભ પ્રજાકીય તંત્રના અનિવાર્ય અંગ થઈ પડ્યાં છે. એવું ન જ હોવું જોઈએ એજ પ્રમાણે પ્રજાકીય તંત્રમાં પણ સંખ્યાબળ કંઈ તેના પ્રજાકીયત્વની કસોટી નથી. જો થોડા માણસો પણ જેમના તેઓ પ્રતિનિધિઓ છે, તેમના અભિલાષો, તેમના ઘરની સુખાકારી અને તેમના સસ્કારોનું સાચું પ્રતિનિધિત્વ રજૂ કરી શક્તા હોય, તો એવા થોડા માણસોથી ચાલતું તંત્ર પ્રજાકીય ન હોઈ શકે એવું કશું નથી. હું એવું માનનારો છું કે, બળાત્કારની રીતોથી પ્રજાકીય તંત્રનો વિકાસ ન જ કરી શકાય. પ્રજાકીય તંત્રની ભાવના કંઈ બહારથી કૃત્રિમ રીતે ન ઠોકી બેસાડાય. એનો વિકાસ તો સ્વાભાવિક રીતે અંદરથી જ થઈ શકે.

"મહાસભાના બંધારણમાં જે મુખ્ય સુધારા કરવા હું માંગું છું તે જ માત્ર મેં અહીં સૂચવ્યા છે. મારા આ નિવેદનમાં મેં જે બીજા વિષયોની ચર્ચા કરી છે તેને લગતા બીજા સુધારા પણ આવશે. આ નિવેદનમાં એ બધાની વિગતો હું ચર્ચવા માગતો નથી.

"મહાસભામાં આવનારા મહાસભાવાદીઓને ઘણાને આ મારા સુધારાઓ ગમશે નહિ એવો મને ભય છે. પરંતુ જો મારે મહાસભાના માર્ગદર્શક તરીકે રહેવાનું હોય તો હું મારા આ બધા વિચારો અને તેને અમલમાં મૂકનારા આ બધા ઠરાવો બહુ જ મહત્ત્વના ગણું છું અને આપણા ધ્યેયને વહેલામાં વહેલી તકે પહોંચી વળવા સારુ તેને હું વદ્દન આવશ્યક સમજું છું. કેવળ સ્વેચ્છાએ અપાયેલી નિષ્ઠા પર ચાલતી કોઈ પણ સંસ્થા પોતાના કાર્યમાં કદી સફળતા ન જ મેળવી શકે, જો એના ઠરાવો અને કાર્યનીતિને પૂર્ણ રીતે અમલમાં મૂકવા એના સભ્યો વધુ

ઉત્સાહ ન રાખતા હોય. તે જ પ્રમાણે કોઈ પણ નેતાના નેતૃત્વમાં એના સાથીઓ નિષ્ઠાપૂર્વક અને બુદ્ધિપૂર્વક અને જરાયે સંકોચ વિના પૂર્ણ સહકાર ન આપે તો એ નેતા પણ કશું કરી શકે એમ નથી. અહિંસાના સંગ્રામના નેતા પાસે પ્રજાનો વિશ્વાસ જાળવી રાખવા માટે બીજું કશું સાધન છે જ નહિ. જે કંઈ સાધન એની પાસે છે તે એને અહિંસા અને સત્યમાંથી જ મેળવી લેવાનું હોય છે. આ નિવેદનમાં મેં જે સુધારાઓ રજૂ કર્યા છે અને કાર્યક્રમની જે વિગતો ચર્ચી છે, તેમાં હવે મુખ્ય મુદ્દાઓમાં તો સમાધાનને સ્થાન જ રહ્યું નથી એ તમારે સમજી લેવું જોઈએ. આથી મારી વિનંતિ છે કે મહાસભાવાદીઓ એને તદ્દન ખુલ્લા દિલથી તપાસે અને એમા રહેલા ગુણો પર જ ધ્યાન આપી પોતાના વિચારો બાંધે. આમ કરવામા એમણે મારી જાતને ભૂલી જ જવી ઘટે છે. કેવળ તેમની બુદ્ધિની પ્રેરણાને જ વશ થઈ તેઓ પોતાના નિર્ણયો બાંધે."

મુંબઈની મહાસભા ૨૬મી ઓકટોબરથી (૧૯૩૪) ૨૮મી ઓકટોબર સુધી ભરાઈ. મહાસભાની બેઠક પહેલાં જ અને તે દરમિયાન પણ એ મહાસભાના બંધારણમાં થનારા ક્રાંતિકારક સુધારાની જ ચર્ચા ચાલી રહી. ગાંધીજીએ બહુ ડહાપણ વાપરી પ્રથમથી જ બંધારણીય સુધારાના ઠરાવોને સત્યાગ્રહને લગતા ઠરાવોથી અલગ પાડી દીધા હતા અને સત્યાગ્રહને લગતા ઠરાવો કાર્યવાહક સમિતિના નિર્ણય માટે રાખી મહાસભામાં સભ્યોની શ્રદ્ધાની કસોટી કરવા પોતે જ બંધારણી ઠરાવો મૂકવાનુ નક્કી કર્યું હતું. પરંતુ વિચિત્ર અને અણધારી ઘટના તો એ બની કે, કાર્યવાહક સમિતિએ બન્ને વિભાગોને યોગ્ય ફેરફારો સાથે સ્વીકારી લીધા અને મહાસભાએ પણ એના મુદ્દાઓ લગભગ મંજૂર રાખ્યા. ગાંધીજીને આથી જરૂર ઠીક સંતોષ થયો. ગાંધીજીના મૂળ ઠરાવોમાં મહાસભાએ જે ઘણા સુધારા કર્યા તેની વિગતોમાં ઊતરી વાચકને કંટાળો આપવાની જરૂર નથી. અહીં તો એટલું જ જણાવવાની જરૂર છે કે, ધ્યેયને લગતા ફેરફારો માટે પ્રાંતોના મતની જરૂર જણાઈ; તે સારુ એમને પ્રાંતો તરફ મોકલી આપવાનો અને છેવટનો નિર્ણય ૧૯૩૬ની મહાસભા જ કરે એવો ઠરાવ કરવામાં આવ્યો. શ્રમ મતાધિકારનો સુધારો ચૂંટાતા મહાસભાવાદીઓ માટે સ્વીકારાયો અને ખાદીની કલમ તો પૂર્ણ રીતે મંજૂર કરવામા આવી. મહાસભાના પ્રતિનિધિઓની સંખ્યા

૨૦૦૦ની રાખવામાં આવી; અને ૧૪૮૯ : ૫૬૬ ના પ્રમાણમાં તે ગામડાંઓ અને શહેરોના વિભાગોમાં વહેંચી દેવામાં આવી. મહાસમિતિની સંખ્યા અર્ધી કરવામાં આવી અને એની ચૂંટણીમાં ૫૦૦ મતદાર દીઠ એક પ્રતિનિધિનું પ્રમાણ ઠરાવવામાં આવ્યું. ગાંધીજીએ ૧૦૦૦ દીઠ એકની સૂચના કરી હતી. આવી રીતે પ્રતિનિધિઓ અને સભ્યો વચ્ચેનો સંબંધ વિશેષ ગાઢો થાય તેમજ પ્રતિનિધિઓ વાર્ષિક મહાસભાનો તમાશો જોવા ન આવતા. અખિલ હિંદ મહાસભાની કાર્યવાહક સમિતિ તેમજ પ્રાંતિક સમિતિઓ ચૂંટવાની જવાબદારી સમજીને જ આવે એ ગાંધીજીનો મુદ્દો મહાસભાએ કબૂલ રાખ્યો. એ જ રીતે ગાંધીજીના બીજા સુધારા પણ લગભગ મંજૂર જ થયા.

મહાસભા આગળ ત્રણ પ્રશ્ન હતા. (૧) શા માટે બંધારણમાં આ ફેરફારો કરવા ? (૨) શા માટે તે અત્યારે જ કરવા ? (૩) અને શા માટે તે ગાંધીજીની વિદાય વખતે જ કરવા ?

આ સવાલોની પાછળ તો ગાંધીજીની નિવૃત્તિનો આખોયે પ્રશ્ન રહેલો છે. એનો વિચાર તો આપણે આગળ કરીશું. પરંતુ જે નેતાએ મહાસભાને આ ૧૪ વર્ષ સુધી પ્રગતિને માર્ગે દોરવા પ્રયાસો કર્યા, તેની ફરજ થઈ પડે છે કે એ વર્ષોના અનુભવે એને મહાસભામાં જે ખામીઓ લાગે તે સ્પષ્ટતાથી બતાવી દેવી. વળી મહાસભાની પણ એ ફરજ છે કે, હવે વિરામકાળમાં પોતાની પરિસ્થિતિનો પુનઃ વિચાર પોતે કરી લે અને વિશેષ આગે કદમ કરવા જોઈતી શક્તિનો સંગ્રહ કરવા અવનવા માર્ગો શોધી લે.

પરંતુ આ વર્ષની મહત્ત્વની ઘટના તો અખિલ હિંદ ગ્રામઉદ્યોગ સંઘની સ્થાપના કહી શકાય. એ સંઘ કહેવાતા રાજકારણથી અલગ રહી ગાંધીજીના માર્ગદર્શન પ્રમાણે કામ કરવાનો હતો. આ સંઘની સ્થાપનાને ખાદીપ્રવૃત્તિનો ઉત્તરાર્ધ જ લેખવો જોઈએ. જે અસંખ્ય ગ્રામઉદ્યોગો ગામડાંને સ્વાશ્રયી બનાવે છે તેની શરૂઆત માત્ર ખાદી છે. રાષ્ટ્રના ઉદ્યોગો અને તેની કલામાં તેની સંસ્કૃતિનું સાચું પ્રતિબંબ પડે

છે. કલા અને કલાત્મક ઉદ્યોગો રાષ્ટ્રના આત્માની વાચા છે. જ્યારે તે મરી જાય છે ત્યારે રાષ્ટ્રનું વ્યક્તિત્વ ખલાસ થાય છે. એની સર્જનશક્તિ હંમેશ માટે મરી જાય છે. આથી જ્યારે ગાંધીજીએ મરેલા અને મરતા ગ્રામઉદ્યોગોને સજીવન કરવાની યોજના હાથમાં લીધી, ત્યારે એમણે સાચે જ હિન્દની આખીયે સંસ્કૃતિની પુનર્રચના શરૂ કરી છે — આખા હિંદની આર્થિક સમૃદ્ધિની કૂંચી એમણે શોધી કાઢી છે — રાષ્ટ્રીય શિક્ષણના સાચા માર્ગો એમને મળી ગયા છે એમ જરૂર કહી શકાય. ઘણાની એવી માંગણી છે કે, અખિલ હિંદ રાષ્ટ્રીય શિક્ષણસંઘની સ્થાપના થવી જોઈએ. પરંતુ એ વિષેના ગાંધીજીના અતિ આકરા વિચારો ઝીલવા હજી પ્રજા તૈયાર નથી. જ્યારે હિંદનાં ગામડાંઓમાં નવચેતન પ્રસરી રહેશે અને તે સ્વયંપૂર્ણ બનતા જશે ત્યારે લોકોને રાષ્ટ્રીય શિક્ષણનું મહત્ત્વ સમજાશે. ગાંધીજીની યોજના કંઈ ગગનગામી હવેલીઓ બાંધીને કે જંગી આંતરરાષ્ટ્રીય વ્યાપારો ખીલવીને હિંદની આર્થિક સમૃદ્ધિ સિદ્ધ કરવા માગતી નથી. ગાંધીજી તો ભૂખે મરતા કરોડોના બટકાં રોટલા પર છાંટો ઘી નાંખવાની જ પ્રવૃત્તિમાં રોકાવા માંગે છે. અખિલ ભારત ચરખા સંઘ તેમજ અખિલ ભારત ગ્રામ ઉદ્યોગ સંઘ દ્વારા એઓ આ ભૂખમરો દૂર કરવા માગે છે.

મુંબઈની મહાસભા વિજયી નીવડી તેમાં રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુની કુનેહ, કાર્યશક્તિ અને દીર્ઘદૃષ્ટિએ બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. રાજકીય પરિસ્થિતિ પર જેમની અસર કાયમની રહી જાય છે એવાં આદર્શ ભાષણોમાં એમનું ભાષણ સ્થાન લે છે. શ્વેતપત્રની એમણે જે ઝાટકણી કાઢી હતી એમાં અભ્યાસપૂર્ણ વિગતો હતી અને છતાં તે યોગ્ય રીતે કડક હતી. મહાસભાના કાર્યક્રમ વિષેના એમના વિચારો પણ કીમતી હતા. પ્રમુખે પોતાનું ટૂંક છતાં અસરકારક ભાષણ પૂરું કરતાં જણાવ્યું :

" આપણો માર્ગ તદ્દન સ્વચ્છ અને સ્પષ્ટ છે. આપણી પાસે સામુદાયિક અહિંસાની પ્રતિકારશક્તિનું અમોઘ શસ્ત્ર પડેલું છે. આપણે એક વાર નિષ્ફળ જઈશું, બીજી વાર નિષ્ફળ જઈશું પરંતુ આખરે તો આપણો વિજય જ છે.

"આપણા માર્ગમાં મુશ્કેલીઓ ગમે તેટલી વિકટ આવીને ઊભી રહે છતાં આપણે ચલિત ન થવું જોઈએ. ભય ને લાલચમાં સપડાઈને આપણે આપણો સીધો સાચો માર્ગ પણ છોડવો ન જોઈએ. આપણા શસ્ત્રો અપૂર્વ છે અને જગત આપણી લડતના આ અદ્વિતીય અખતરાને બહુ કુતૂહલ અને આશાથી નિહાળે છે. આપણે આપણા ધ્યેયને વફાદાર નિવડીએ અને આપણા નિશ્ચયમાં અડગ રહીએ. સત્યાગ્રહને એના વ્યવહારમાં કંઈક પ્રત્યાઘાતો સહન કરવા પડે પરંતુ છેવટે સત્યાગ્રહનો વિજય છે. સત્ય એ જ પરમ વિજય છે કારણ કે અમેરીકન કવિ જેમ્સ લૌવેલ લખે છે તેમ "સત્યનું સ્થાન હમેશાં ફાંસીના લાકડા પર છે, અસત્ય સદા સિંહાસન પર બિરાજે છે અને છતાં એ ફાંસીનો માંચડો જ ભાવિના નિર્ણયો લખે છે અને તે ઝાંખા અજ્ઞાત પડદા પાછળ પડછાયામાં પ્રભુ ઊભા છે અને સર્વની સંભાળ લે છે."

હવે આપણે મુંબઈની મહાસભાના ઠરાવોનો સાર આપી દઈએ. મહાસભા શરૂ થતાં જ ૧૯૩૪ના મે માસમાં અને પછીથી કાર્યવાહક સમિતિએ તેમજ મહાસમિતિએ જે ઠરાવો પસાર કર્યા હતા તે બધા મંજૂર કરવામાં આવ્યા.

સાર પછી રાષ્ટ્રે આપેલા બલિદાન અને સવિનયભંગમાં પ્રજાની શ્રદ્ધાને લગતા ઠરાવો પસાર થયા. મહાસભાએ આખા દેશના જુદા જુદા પ્રાંતોમાં શહેરો તેમજ ગામડાંઓમાંથી જે અસંખ્ય સ્ત્રીપુરુષોએ સવિનયભંગને અંગે જે ભારે દુઃખો સહન કર્યાં અને બલિદાનો આપ્યાં તે માટે તેમને અભિનંદન આપવામાં આવ્યાં. દેશમાં જે અદ્વિતીય પ્રજાજાગૃતિ આવી તે અહિંસક અસહકારની ચળવળ ન ચાલી હોત તો કદી ન આવત એવી શ્રદ્ધા મહાસભાએ પ્રગટ કરી.

ગાંધીજી સિવાય આખા દેશ માટે સવિનયભંગની લડત મોકૂફ રાખવાની ઉપયોગિતા સ્વીકારીને મહાસભાએ અહિંસાત્મક અસહકારમાં પોતાની અવિચળ શ્રદ્ધા ફરી પાછી પ્રગટ કરી અને એવી દૃઢ માન્યતા દર્શાવી કે, હિંસક માર્ગોથી તો હમેશાં જુલમગારો અને પીડિતોને ત્રાસ જ ભોગવવો પડે છે

અને તેથી જ અહિંસાનો માર્ગ સ્વતંત્રતાપ્રાપ્તિ માટે વધારે સારો છે

શ્રીમતી કમળા નેહરુની તબિયત વિષે ચિન્તા દર્શાવી એવી આશા પ્રગટ કરવામાં આવી કે, ટેકરીઓ પર એમની તબિયત વધુ સારી થશે.

અખિલ ભારત ગ્રામઉદ્યોગ મંડળની સ્થાપનાના ઠરાવ પર ભારે રસાકસી થઈ અને એ અંગે બહુ લાંબો ઠરાવ પસાર કરવામાં આવ્યો

"સ્વદેશીનું કામ આગળ વધારવાનો દાવો કરનારા મંડળો આખા દેશમાં મહાસભાવાદીઓની મદદથી તેમજ મદદ વિના ઊગી નીકળ્યા છે તેથી, અને સ્વદેશીના સાચા સ્વરૂપ વિષે પ્રજાના મનમાં ઘણો ગોટાળો ઉત્પન્ન થયો છે તેથી, અને મહાસભાનું ધ્યેય તેના ઉત્પત્તિકાળથી "આમવર્ગ સાથેની આત્મીયતા વધારતા રહેવાનું હોવાથી, અને ગ્રામપુનર્ઘટના અને નવરચના એ મહાસભાના રચનાત્મક કાર્યનું એક અંગ હોવાથી, અને એવી નવરચનામાં હાથકંતામણના મુખ્ય ઉદ્યોગ ઉપરાંત મરેલા કે મરતા ગ્રામ ઉદ્યોગોને સજીવન કરવાનો ને ઉત્તેજન આપવાનો સમાવેશ થઈ જતો હોવાથી, અને આ કામ હાથકંતામણની નવરચનાની પેઠે મહાસભાની રાજદ્વારી પ્રવૃત્તિઓથી અલિપ્ત અને સ્વતંત્ર રહીને એકાગ્રતાથી અને ખાસ પ્રયત્ન કરીને જ થઈ શકે એવું હોવાથી, આ ઠરાવથી શ્રી કુમારપ્પાને ગાંધીજીની સલાહ અને દેખરેખ તળે રહીને મહાસભાની પ્રવૃત્તિના એક અંશ તરીકે 'અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘ' નામનો સંઘ સ્થાપવાની સત્તા આપવામાં આવે છે આ સંઘ મહદ્અંશે ઉદ્યોગોના પુનરુદ્ધાર અને ઉત્તેજન માટે, તથા ગામડાની નૈતિક તેમજ શારીરિક પ્રગતિ માટે પ્રયાસો કરશે અને તેને પોતાનું બંધારણ ઘડવાની, નાણા ઉઘરાવવાની, તથા તેના ઉદ્દેશની પૂર્તિને સારુ જે જે કામો કરવા પડે તે કરવાની સત્તા રહેશે"

એવો જ ઠરાવ સ્વદેશી પ્રદર્શનો અને દેખાવોને અંગે પસાર થયો

"મહાસભાની વાર્ષિક બેઠકો વખતે જે પ્રદર્શનો અને એવા બીજા દેખાવો ગોઠવવામા આવે છે તેની જવાબદારી સભાળવામા સ્વાગત સમિતિની ઘણી શક્તિ ખર્ચાય છે તેમાથી તેને મુક્ત કરવાની હવે જરૂર છે અને આવી જવાબદારી સ્વાગત સમિતિને રહે છે એટને નાના શહેરો કે ગામડાઓ મહાસભાની બેઠક નોતરી શકતા નથી આ કારણો વિચારી હવેથી સ્વાગત સમિતિ પર પ્રદર્શનો અને દેખાવોની જવાબદારી રહેશે નહિ પરંતુ પ્રદર્શનો અને દેખાવો મહાસભાની બેઠકના અનિવાર્ય અગો થઈ પડ્યા છે એટલે એની વ્યવસ્થા અને જવાબદારી હવેથી અખિલ ભારત ચરખાસઘ તેમજ અખિલ ભારત ગ્રામઉદ્યોગ સઘ સભાળશે આ પ્રદર્શનો અને દેખાવો આ બન્ને મડળો એવી રીતે ગોઠવશે જેથી લોકોનુ આકર્ષણ થવા ઉપરાત એમા બન્ને મંડળોની પ્રવૃત્તિઓ તેમજ ગ્રામજીવનની શક્તિઓનુ મહત્ત્વ એ પ્રદર્શનો અને દેખાવો દ્વારા લોકોને યોગ્ય માહિતી સાથે સમજાય એ હેતુથી તેમને લોકપ્રિય કરવા બધા પ્રયાસો કરવામા આવશે '

પાર્લામેન્ટરી બોર્ડ વિષે પણ ઠરાવો થયા

તે બોર્ડે એવો અભિપ્રાય જાહેર કર્યો હતો કે,

' આ બોર્ડની સ્થાપના અસાધારણ સજોગોમા તાત્કાલિક જરૂરિયાત પૂરતી થઈ હતી આથી એની મુદતની મર્યાદા વર્ષની હોય એ જ ઇષ્ટ છે ત્યાર પછી યોગ્ય લાગે એ રીતે અને એટલી મુદત માટે એની રીતસર ચૂટણી થવી જોઈએ "

બોર્ડનો આ ઠરાવ કાર્યવાહક સમિતિને ભલામણ તરીકે મોકલી આપવામા આવ્યો હતો

મહાસભાએ એ ભલામણ સ્વીકારી અને અને ૧૯૩૫ની પહેલી મેએ ચાલુ બોર્ડને વિખેરી નાખવાનો ઠરાવ કર્યો તેમા વળી ઠરાવવામા આવ્યુ કે, ૧-૫-૩૫ પહેલા મહાસમિતિએ ૨૫ સભ્યોની નવી બોર્ડ ચૂટી લેવી, તથા ચૂટાયેલા બોર્ડને વધુમા વધુ ૫ સભ્યોને ભેળવવાની (Co opt) સત્તા આપવી એમ પણ ઠરાવવામા આવ્યુ કે, મહાસભાની પ્રત્યેક વાર્ષિક બેઠક વખતે બોર્ડની એ જ રીતે ચૂટણી થાય અને નવા સભ્યો ભેળવવાની એવી જ સત્તા એને

-અપાય; તથા ચૂંટાયેલી બોર્ડની સત્તા ચાલુ બોર્ડની સત્તા જેટલી જ રહે.

નવા બંધારણ વિષે તો આગળ પૂરતુ લખાયું છે.

ખાદીની કલમ અંગે નવો ઠરાવ ઘડાયો.

" નિયમિત રીતે જે સંપૂર્ણ ખાદીધારી ન હોય એવા કોઈને કોઈ પણ અધિકાર કે સમિતિ માટે ચૂંટાવાનો અધિકાર રહેશે નહિ."

પહેલી જ વાર શ્રમ મતાધિકાર દાખલ કરવામાં આવ્યો.

" કોઈ પણ સમિતિના સભ્યની ચૂંટણી માટે તે જ લાયક ઠરશે જેણે ચૂંટણી પહેલાંના સતત ૭ માસ સુધી મહાસભા મારુ કંઈને કંઈ શરીરશ્રમ કર્યો હશે. એ શરીરશ્રમ ૧૦ આંક ઉપરના વજદાર માસિક ૫૦૦ વાર સૂતરના શ્રમ બરાબર હોય અને સમયમાં તે માસિક ૮ કલાકના શ્રમ બરાબર હોય. કાંતણ સિવાયના શરીરશ્રમનો પ્રકાર વખતોવખત પ્રાંતિક સમિતિઓ તેમજ અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘની સામે મસલત કરી કાર્યવાહક સમિતિ ઠરાવશે."

ગાંધીજી નિવૃત્ત થયા એટલે સ્વાભાવિક રીતે એમનામાં સંપૂર્ણ વિશ્વાસ દર્શાવનારા ઠરાવની જરૂર ઊભી થઈ. તે મુજબ નીચેનો ઠરાવ કરવામાં આવ્યો :

"મહાત્મા ગાંધીના નેતૃત્વમાં પ્રજાનો વિશ્વાસ સંપૂર્ણ છે એની ફરી જાહેરાત મહાસભા કરે છે. મહાસભાની એવી દૃઢ માન્યતા છે કે એમણે નિવૃત્ત થવાના પોતાના નિર્ણય પર ફરી વિચાર કરવો જોઈએ. પરંતુ એમને પોતાનો નિર્ણય ફેરવવા વિષેના બધા પ્રયાસો નિષ્ફળ ગયા છે. આથી બહુ અનિચ્છાથી એમનો નિર્ણય સ્વીકારવામા આવે છે. એમ કરતાં મહાસભા અત્યંત આભારપૂર્વક એમણે રાષ્ટ્રની કરેલી અનન્ય સેવાની કદર કરે છે. અને જરૂર પડતાં મહાસભાને મારુ એમની સલાહ અને માર્ગદર્શન સુલભ જ રહેશે એવી ખાતરી મહાસભાને એઓ આપે છે તેથી સહાભાને સંતોષ થયો છે."

મહાસભાની આવતી બેઠકનું આમંત્રણ સંયુક્ત પ્રાંતે આપ્યું અને તે મંજૂર રાખવામાં આવ્યું.

મુબઈની મહાસભાની બેઠક ખતમ થઈ કે તરત જ આખો દેશ ચૂંટણીની ધમાલમાં રોકાયો. મહાસભાની ચૂંટણી માટે પ્રજાની તૈયારી પણ ઠીક હતી. પ્રત્યેક જિલ્લા અને પ્રત્યેક તાલુકામાં મહાસભાના કાર્યકરો ફરી વળ્યા. આખા દેશમાં પ્રચારકામ અને કેળવણીની સારી ઝુંબેશ ઉઠાવી લેવામાં આવી. પંડિત માલવિયાજી અને શ્રી. અણેએ 'મહાસભા રાષ્ટ્રીયપક્ષ' સ્થાપી અલગ ઝુંબેશ ચલાવી. દક્ષિણ હિંદમાં જે વ્યાપારી જગ્યા માટે આર. કે. સન્મુખન ચેટી ઉમેદવાર થયા તે પર સારા દેશનું ધ્યાન ખેંચાયું. હિંદી સરકારે એમને શાહી પસંદગી પર રચાયેલા શાહી વ્યાપારના નિર્ણયો કરવા ઓટાવા મોકલ્યા હતા. એઓ ત્યારે પાછા આવ્યા ત્યારે તેમને વડી ધારાસભાના પ્રમુખ બનાવવામાં આવ્યા હતા. એમને હિંદી તેમજ મદ્રાસની સરકારની પૂરી મદદ હતી. એમણે પોતાની ઉમેદવારીને લગતુ નિવેદન પ્રગટ કર્યું. એમાં ધારાસભાના પ્રમુખની જગ્યા વિષે ચૂંટણી થવાની જરૂર નથી એવી અંગ્રેજી પ્રથાનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. સરકારના અમલદારોએ ચૂંટણીમાં છૂટથી ભાગ લીધો. મહાસભાએ એમની સામે જે હરીફ ગોઠવ્યો હતો તે સામી વેંકટ ચેલમ ચેટી હતા. એમને જ આખરે વિજય મળ્યો. એ વિજય સાચા અર્થમાં સરકાર પર થયેલો મહાસભાનો વિજય હતો, સત્તા અને શ્રીમંતાઈ પર નીતિબળનો એ વિજય હતો — બ્રિટન અને ઓટાવા સામે એ હિન્દનો વિજય હતો.

મહાસભાનો આ વિજય દક્ષિણ હિંદના ચૂંટણીના બીજા વિજયોનો પુરોગામી નીવડ્યો. ૧૧ જગ્યાએ મહાસભાના ઉમેદવારોને અસાધારણ બહુમતી મળી. બંગાળામાં 'મહાસભા રાષ્ટ્રીય પક્ષે' બધી જગ્યા મેળવી લીધી. ૧૯૨૬માં તો સંયુક્ત પ્રાંતમાં મહાસભા ફાવી ન હતી પરંતુ આ વખતે તો બધી જ સામાન્ય જગ્યાઓ તેમજ એક મુસલમાન જગ્યા મહાસભાએ કબજે કરી. એ જ પ્રમાણે બિહાર, મધ્યપ્રાંત, મહારાષ્ટ્ર, ગુજરાત અને કર્ણાટકમાં

મહાસભાએ જ બહુમતી મેળવી કેવળ પંજાબમા મહાસભા પાછળ પડી ગઈ અને એક જ ઉમેદવાર ત્યા ફાવી શકયો. એકંદરે આખા દેશમા મહાસભાએ ૪ જગ્યા કબજે કરી. 'મહાસભા રાષ્ટ્રીય પક્ષે' જે જગ્યા મેળવી તે અલગ હતી. અને એ પક્ષ કોમી ચુકાદાના પ્રશ્ન સિવાય બધી રીતે મહાસભાનો પક્ષ જ ગણી શકાય

વડી ધારાસભાના મહાસભા પક્ષે ટી. એ. કે શેરવાણીને ધારાસભાના પ્રમુખપદના ઉમેદવાર તરીકે પસદ કર્યા પરંતુ એ ન ન ફાવ્યા ધારાસભામા ફતેહમદ નીવડેલા મહાસભાના ઉમેદવારોમા ત્રણ ઉમેદવારોનુ ટૂંક સમયમાજ દુખદ અવસાન થયુ શ્રી અભ્યંકર, શ્રી. શેરવાણી અને શ્રી મસમલ શ્રી સસમલ 'મહાસભા રાષ્ટ્રીય પક્ષ'ના હતા ત્રણે પોતાની ઝળહળતી કારકિર્દીની મધ્યમા અવસાન પામ્યા અને ત્રણે દેશની અનન્ય સેવા કરી હતી.

જાન્યુઆરી ૨૧મીએ ધારાસભાનુ કામ શરૂ થયુ અને મહાસભાપક્ષે પણ પોતાની પ્રવૃત્તિ એકદમ શરૂ કરી દીધી અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘ વિષેના સરકારી ખાનગી પરિપત્ર અગે ધારાસભા મુલતવી રાખવાની ચર્ચા થઈ અને શરત બોઝની નજરકેદ વિષે તા ૫૮ વિ ૫૪ મતે મુલતવી રાખવાનો ઠરાવ પસાર પણ થયો શરતચંદ્ર બોઝને સરકારે કશી તપાસ વગર નજરકેદ કર્યા હતા છતા તેઓ ધારાસભામા બિનહરીફ ચૂંટાયા હતા પરંતુ એમને ધારાસભામા હાજરી આપવાની સગવડ સરકારે ન જ કરી આપી આથી મહાસભાનુ ધ્યાન એ પર તરત ખેંચાયુ શ્રી ભૂલાભાઈ દેસાઈની આગેવાની હેઠળ મહાસભાપક્ષે એ સારુ ઝુંબેશ ઉઠાવી શ્રી ભૂલાભાઈની કાર્યકુશળતા સ્વ પડિત મોતીલાલજીનુ સ્મરણ કરાવતી મુબઈની હાઈ કોર્ટના એ વિજયી એડવોકેટ જનરલ હતા અને સરકારની ઉચ્ચ પદવીઓ એમના જેવા માટે સુલભ હતી છતા એમણે તેની દરકાર જ ન કરી ઈંડો–બ્રિટિશ વ્યાપારી કરાર પર મહાસભાએ સખત પ્રહારો કર્યા અને એની મુદતનો વહેલો અત લાવવાનો ઠરાવ ૬૬ વિ ૫૮ મતે પસાર થયો એ કરાર એક ભયંકર

છેતરપિંડી હતી. હિંદી વજીર અને બ્રિટિશ પ્રધાનમંડળના વ્યાપારીમંડળના મંત્રી વચ્ચે એ હાનિકારક કરારો થયા હતા. બ્રિટિશ પ્રધાનમંડળના બે સભ્યોએ હિંદના વ્યાપારને પરસ્પર લૂંટી લેવાનું કાવતરું કર્યું અને એને ઇન્ડો-બ્રિટિશ કરારનું પ્રતિષ્ઠિત નામ આપ્યું. પાર્લામેન્ટની સંયુક્ત સમિતિએ નવા સુધારામાં બ્રિટિશ વ્યાપારી હિતની સલામતી માટે જે ગોઠવણો કરી હતી તેની પુરવણીરૂપ જ આ કરારો ઘડાયા હતા. આ કરારમાં એવું સ્પષ્ટ લખ્યું હતું કે, 'હિંદના હુન્નરઉદ્યોગને રક્ષણ મળશે તે તદ્દન મર્યાદિત સ્વરૂપમાં મળશે. બહારથી આવતા માલની વેચાણકિંમત અને એવા જ હિંદમાં બનતા માલની વેચાણકિંમતમાં ઝાઝો ફેર ન રહે એ જ રીતે હિંદના ઉદ્યોગોને રક્ષણ મળશે. અને બ્રિટિશ ટાપુઓમાંથી આવતા માલ પર ઓછી જકાત જ લેવામાં આવશે.' પરદેશી માલ અને બ્રિટિશ માલની જકાતની જે ચાલુ મર્યાદાઓ છે તેમાં એવા ફેરફારો નહિ થાય જેથી બ્રિટિશ માલની આયાતને હાનિ પહોંચે. જ્યારે જ્યારે કોઈ પણ હિંદી ઉદ્યોગના રક્ષણના પ્રશ્ન પર ટેરિફ બોર્ડ વિચાર ચલાવશે ત્યારે હિંદી સરકાર એને લગતા બ્રિટિશ ઉદ્યોગના સંચાલકોને પોતાનો પક્ષ બધી રીતે રજૂ કરવાની પૂરતી સગવડ આપશે. બ્રિટનનો લોખંડ તેમજ પોલાદનો માલ હિંદમાં અત્યારે જે સગવડથી આવે છે, તેના કરતાં સહેજ પણ ઓછી સગવડ ભવિષ્યમાં નહિ હોય ત્યાં સુધી જ બ્રિટનમાં હિંદી પીગ આયર્ન વગર જકાતે જઈ શકશે.' આવી અસાધારણ કબૂલાત પર ૧૦મી જાન્યુઆરી ૧૯૩૫ને દિવસે સહીઓ થઈ, અને આખી ધારાસભાએ તેનો સખત વિરોધ કર્યો.

ત્યાર પછી ખુદાઈ ખિદમતગાર પરના પ્રતિબંધ રદ કરવાનો ઠરાવ ૭૪ વિ. ૪૬ મતે પસાર થયો. લોકપક્ષનો વિજય પછી હિંદની કરપદ્ધતિ અંગે થયો. સિયામના ચોખા તેમજ બીજી ૨૫-૩૦ એવી વસ્તુઓને અંગે પણ મહાસભાનો વિજય થયો. હવે આપણે પાર્લામેન્ટની સંયુક્ત સમિતિ વિષેના મહાસભાના વિજયનો ઉલ્લેખ કરીએ. ચૂંટણીની ધમાલ વખતે જે શ્વેતપત્રની યોજના કહેવાતી હતી તેનું હવે સંયુક્ત સમિતિના અહેવાલમાં રૂપાંતર થયું હતું. હવે તો એ અહેવાલ પાર્લામેન્ટના બન્ને

વિભાગોમાંથી પસાર થયો છે અને એને કાયદાનું સ્વરૂપ મળી ગયું છે. સંયુક્ત સમિતિના અહેવાલનું વિસ્તૃત વિવરણ તેમજ મહાસભાએ એનો વિરોધ શા માટે કર્યો છે તેની વિગતો પરિશિષ્ટ ૧૪માં આપી છે. પરંતુ ધારાસભાએ એ સવાલને અંગે કેવી નીતિ ધારણ કરી અને આખરે કેવો ઠરાવ પસાર કર્યો તેની વિગતો હવે ચર્ચીએ.

પ્રાંતિક ધારાસભામાં સરકારે જે નીતિ અખત્યાર કરી તેનાથી જુદી જ નીતિ તેણે વડી ધારાસભામાં ધારણ કરી. પ્રાંતિક ધારાસભામાં સરકારી પક્ષ અહેવાલ વિષે તદ્દન તટસ્થ રહ્યો અને તે જ યોગ્ય હતું. કારણકે એથી ધારાસભાના હિંદીઓનો સ્પષ્ટ અભિપ્રાય અહેવાલ પર કેવો છે તેનો ખ્યાલ બરાબર આવી શક્યો. પરંતુ વડી ધારાસભામાં સરકારે ચર્ચામાં ભાગ લેવાનું નક્કી કર્યું અને અહેવાલને અનુકૂળ એવા પોતાના ઠરાવના પ્રત્યેક સુધારા સામે બધા સરકારી મતો ભેગા કરવાની નીતિ ગ્રહણ કરી. જો 'સરકારે આવી ડખલગીરી ન કરી હોત તો, "સરકારે આ અહેવાલ અનુસાર સુધારાનો ખરડો ન જ ઘડવો" એવો મહાસભાનો તદ્દન સ્પષ્ટ ઠરાવ પસાર થઈ જાત.

ધારાસભાએ તો મહમદઅલી ઝીણાએ રજૂ કરેલો સુધારો મંજૂર રાખ્યો. મતગણતરી માટે સુધારાના બે વિભાગ કર્યા જેમાં-પ્રથમ વિભાગ કોમી ચુકાદાને લગતો હતો. આ વિભાગ પર મહાસભા પક્ષે તટસ્થ રહેવાનો સુધારો રજૂ કર્યો અને તે રદ થયો .કારણ કે મહાસભાવાદીઓએ આપેલા ૪૪ મત સિવાય બીજા મત ન મળી શક્યા. આ સુધારો રદ થયા પછી મૂળ સુધારા વિષે જ્યારે મતગણતરી થઈ ત્યારે મહાસભા પક્ષ તટસ્થ રહ્યો એટલે મુસલમાન તેમજ સરકારી મતોની મદદથી તે પસાર થયો.

સુધારાની બીજી તેમજ ત્રીજી કલમ સંયુક્ત રીતે મૂકવામાં આવી અને ૭૪ વિ. ૫૮ મતે તે પસાર થઈ. મહાસભા પક્ષે એની તરફેણમાં મત આપ્યો જ્યારે સરકારી અને નિમાયેલા સભ્યોએ વિરુદ્ધ મત આપ્યા.

શ્રીયુત ઝીણાનો સુધારાનો ઠરાવ નીચે પ્રમાણે હતો

૧ આ ધારાસભા કોમી ચુકાદો જેવો છે તેવો સ્વીકાર છે પરંતુ તેનો સ્વીકાર ત્યાં સુધી જ ચાલુ રહેશે જ્યાં સુધી એમાં રસ ધરાવતી બધી કોમો મળીને બીજી એવી જ સર્વમાન્ય યોજના ઘડી કાઢે

૨ પ્રાંતિક સરકારને લગતી સુધારાની યોજનાને તો આ ધારાસભા અત્યંત અસંતોષકારક અને નિરાશાજનક ગણે છે. કારણ કે એમાં ઘણાં વાંધાભર્યા તત્ત્વો રહેલાં છે એ તત્ત્વોમાં ખાસ વાંધો તો નીચેના વિષયોને અંગે છે

(૧) ધારાસભાના બીજા વિભાગની સ્થાપના

(૨) ગવર્નરોની ખાસ અને અસાધારણ સત્તા

(૩) પોલીસ નિયમો, ગુપ્તચરોની તેમજ બાતમીદારોના નિયમોને લગતી કલમો

આ બધી વાંધાભરેલી કલમોને પરિણામે કારોબારી મંડળ તેમજ ધારાસભાની બધીયે પ્રજાકીય સત્તા અને જવાબદારી અર્થ વિનાની થઈ પડે છે જ્યાં સુધી આ વાંધા ભરેલાં તત્ત્વો દૂર નહિ કરવામાં આવે ત્યાં સુધી તે હિંદના કોઈ પણ રાજદ્વારી પક્ષને સંતોષ નહિ જ આપી શકે

(૩) હિંદી સરકારને લગતી જે ઑલ ઇન્ડિયા ફેડરેશનની યોજના છે તે વિષે આ ધારાસભાનો એવો અભિપ્રાય છે કે, તે બ્રિટિશ હિન્દની પ્રજાને માટે તદ્દન અસ્વીકાર્ય છે આથી હિન્દી સરકારને આ ધારાસભા વિનંતિ કરે છે કે, તે બ્રિટિશ સરકારને એવી સલાહ આપે કે એ યોજના અનુસાર કશો સુધારાનો ખરડો ન જ ઘડે વળી એવો આગ્રહ રાખવામાં આવે છે કે બ્રિટિશ હિંદમાં જ સાચું અને સંપૂર્ણ જવાબદાર તંત્ર કઈ રીતે વહેલામાં વહેલી તકે સ્થાપવું તેના તાત્કાલિક પ્રયાસો બ્રિટિશ સરકાર કરે અને એ પ્રયાસોને અંગે હિંદના લોકમતની સાથે પૂર્ણ મસલત કરવાનાં પગલાં ઝટ લેવા માંડે

જ્યારે રેલવેના અંદાજપત્ર પર ચર્ચાઓ થઈ ત્યારે સરકારને ઘણી હારો મળી સભ્યોએ સરકારની રેલવેનીતિનો બધી દૃષ્ટિએ

વિરોધ પક્ષના નેતા શ્રી ભૂલાભાઈ દેસાઈએ રેલવે ગ્રાંટમાં ૩ ની મંજૂરી આપવાની દરખાસ્ત મૂકી પોતાના ભાષણમાં શ્રી ભૂલાભાઈએ સરકારની આખીયે નીતિની સખત ઝાટકણી કાઢી એમણે જણાવ્યું કે, એ નીતિ પાછળ ૧૯૩૦નો પરિપત્ર રહેલો છે એ પરિપત્રમાં જે મુદ્દાઓ રજૂ કરવામાં આવ્યા હતા તે આવા હતા (૧) રાજકીય મુશ્કેલીઓમાં લશ્કરી અધિકારીઓને તાત્કાલિક અને પૂરતી મદદ મળવી જોઈએ (૨) હિંદી રેલવેમાં જે અઢળક મૂડી રોકવામાં આવી છે તેનું રક્ષણ થવું જોઈએ (૩) હિંદી વજીર જે મોટા રેલવેઅમલદારોની નિમણૂક કરે છે તેમની નોકરીઓ સહીસલામત રહેવી જોઈએ (૪) લશ્કરી તેમજ બીજા કારણોને અંગે ભવિષ્યમાં પણ ગોરા અમલદારોની નિમણૂકની વ્યવસ્થા રહેવી જોઈએ (૫) અંગ્રેજ ઇન્ડિયન પ્રજાના નોકરોની નોકરીનું પણ રક્ષણ થવું જોઈએ

આવી રાજ્યનીતિ સરકારને રાખવી છે એટલે જ નવા સુધારામાં રેલવેનું ખાતું ગવર્નર જનરલની વિશિષ્ટ જવાબદારી હેઠળ રાખવાની વ્યવસ્થા થઈ છે

શ્રીયુત દેસાઈનો ઠરાવ કંઈ કેવળ રેલવે ગ્રાન્ટમાં કાપ મૂકવા પૂરતો ન હતો પરંતુ એ તો ગ્રાંટ ન આપવાનો જ ઠરાવ હતો એ ઠરાવ ૭૨ વિ ૪૭ મતે પસાર થયો બીજા સ્વતંત્ર દેશમાં નાણાં આપવાની દરખાસ્ત રદ કરવાથી સરકારની સ્થિતિ પર જુદી જ અસર થાત રેલવે અંદાજપત્રમાં બીજો કાપ રેલવે નોકરીઓને હિંદી બનાવવાને લગતો હતો એ ઠરાવ પણ ૮૧ વિ ૪૪ મતે પસાર થયો ત્રીજા વર્ગના ઉતારુઓને વધારે સગવડો આપવી, રેલવેની સામાન્ય નીતિ, મજૂરોને લગતી વ્હીટલી કમિશનની સૂચનાઓ અને ખેતીવાડીની ઉત્પન્નની લાવજા પરના નૂરમાં ઘટાડો, વગેરે વિષયોમાં પણ કાપના ઠરાવો રજૂ થયા હતા

નવી કાર્યવાહક સમિતિની પ્રથમ બેઠક ૫, ૬, ૭મી ડિસેમ્બરે (૧૯૩૪) પટણામાં મળી ખી એન સસ્રમલના અકાળ અવસાન માટે સમિતિએ શોક પ્રદર્શિત કર્યો સંયુક્ત સમિતિના અહેવાલ વિષે કાર્યવાહક સમિતિએ પોતાના વિચારો દર્શાવનારો ઠરાવ પસાર કર્યો

તેમાં તેણે જાહેર કર્યું કે, સંયુક્ત સમિતિના અહેવાલમાં રજૂ થયેલા સુધારા તો શ્વેતપત્ર કરતાં પણ કેટલીક બાબતમાં વધુ ખરાબ છે તેમજ પરદેશી રાજ્યની ચૂડ આ દેશ પર વધારે દઢ થાય અને પ્રજાની લૂંટ વિશેષ અસરકારક રીતે ચાલુ રહે એવા સ્વાર્થી હેતુ નવા સુધારા પાછળ રહેવાને લીધે, તે અત્યારના તંત્ર કરતાં વિશેષ ખર્ચાળ વિનાશકારક અને ભયવાહક નીવડે એમ છે માટે ધારાસભાએ એ યોજનાને ફેંકી જ દેવી ઘટે છે. પરંતુ સાથે સાથે તેણે જણાવ્યું કે,

" આવો અસ્વીકાર કરતી વખતે સમિતિને ભાન છે કે ચાલુ રાજ્યતંત્ર તો સડેલું જ છે પરંતુ મહાસભાના ઠરાવ અનુસાર પ્રજાકીય બંધારણ સમિતિ નવું બંધારણ ન ઘડે ત્યાં સુધી આની અસહ્ય સ્થિતિ નિભાવી લેવી જ પડશે. "

ચૂંટણીને પ્રસંગે મહાસભાના ઉમેદવારોને મત આપી મહાસભાની આગેવાનીમાં પ્રજાએ જે શ્રદ્ધા અને વિશ્વાસ બતાવ્યાં તે માટે સમિતિએ પ્રજાને અભિનંદન આપ્યાં. અને એવો ઠરાવ કર્યો કે, હવે પ્રજાએ આવતા ત્રણ માસ માટે નીચેની બાબતમાં પોતાની શક્તિ એકત્રિત કરવી :

(૧) નવા બંધારણ પ્રમાણે મહાસભાના સભ્યો નોંધવા અને સમિતિઓ રચવી.

(૨) ગ્રામઉદ્યોગોને લગતી ચોક્કસ અને ઉપયોગી માહિતી મેળવવી.

(૩) કરાંચી મહાસભાએ ઘડેલી આર્થિક યોજનામાં દર્શાવેલા મૂળગત અધિકારો વિષે પ્રજાને કેળવવી.

પિતાના મૃત્યુ પ્રસંગે સુભાષ બોઝ હિંદમાં આવી ગયા તે પ્રસંગે સરકારે એમની હિલચાલ સંબંધી જે અપમાનજનક અને ત્રાસદાયક વર્તન રાખ્યું તેનો સમિતિએ સખત વિરોધ કર્યો. સમિતિએ એવી વિનંતિ કરી કે, ધારાસભાના મહાસભા પક્ષના સભ્યો ખાદીધારી જ હોવા જોઈએ અને એ નિયમનું સૌએ ચુસ્તપણે પાલન કરવું. બંગાળાના રાષ્ટ્રીય પક્ષે સમિતિને એવી અરજ કરી હતી કે, ચૂંટણી પ્રસંગે કોમી ચુકાદા વિષે બંગાળાના

હિન્દુઓએ જે વિરોધ પ્રગટ કર્યો હતો તે ધ્યાનમાં લઈ સમિતિએ એ વિષેના પોતાના નિર્ણય પર ફરી વિચારણા કરવી જોઈએ. સમિતિએ આ વિષે એવો ઠરાવ કર્યો કે, મુંબઈ મહાસભાએ નક્કી કરેલી નીતિમા કશો ફેરફાર સમિતિ ન કરી શકે; ખાસ કરીને જ્યારે સમિતિને તે નીતિ પૂરી રીતે મંજૂર છે.

હવે આપણે ૧૯૩૫ના વર્ષમાં મહાસભાને અંગે કઈ પ્રવૃત્તિઓ થઈ તેનો ક્રમસર અહેવાલ આપીએ. આ વર્ષ મહાસભાનુ ૫૦ મું વર્ષ છે અને આ ગ્રંથમાં લખાયેલા ઇતિહાસનુ એ છેવટનુ વર્ષ છે.

૧૬ થી ૧૮ જાન્યુઆરીના દિવસોમા કાર્યવાહક સમિતિની બેઠક ફરી પાછી મળી. આચાર્ય ગિડવાની અને નાગપુરના શ્રી. અભ્યંકરના કુટુંબોને આશ્વાસન આપવાના ઠરાવો પ્રથમ પસાર કરવામાં આવ્યા. બન્નેએ દેશ માટે બહુ સહન કર્યું હતુ અને દેશની સેવા લાંબો વખત સુધી સરસ રીતે બજાવી હતી. આગલા વર્ષની માફક પૂર્ણ સ્વરાજ દિન આ વર્ષ પણ ઉજવાયો. આખા હિંદ માટે એ ઉત્સવને અંગે વિશિષ્ટ ઠરાવ ઘડી કાઢવામાં આવ્યો હતો એ ઠરાવ આ પ્રમાણે હતો

" આ રાષ્ટ્રીય દિવસના ભવ્ય પ્રસંગે અમે સ્મરણ કરીએ છીએ કે, પૂર્ણ સ્વતંત્રતા એ અમારો જન્મસિદ્ધ હક્ક છે અને જ્યાં સુધી તે અમે મેળવી નથી ત્યાં સુધી જંપીને બેસવાના નથી.

" એ સ્વતંત્રતાપ્રાપ્તિને અર્થે અમે મનસા વાચા કર્મણા સત્ય અને અહિંસાનુ પાલન કરવા અમારા સર્વ પ્રયાસો કરીશું અને જે કંઈ દુ:ખ સહન કરવા પડશે તે માટે તૈયાર રહીશું.

" અહિંસા અને સત્યના બે મહત્ત્વના તત્ત્વોના પાલનના પ્રતીક તરીકે અમે એવા પ્રયાસો કરીશું જેથી (૧) વિવિધ કોમોની હાર્દિક ઐક્ય જળવાય અને સર્વમા સમાન સજ્જનનુ તત્ત્વ રહે. એમાં જ્ઞાતિ પંચ કે જાતિના ભેદ રાખવામા નહિ આવે.

(૨) કેફી પીણા અને વસ્તુઓનો સંપૂર્ણ ત્યાગ કરી બીજા પાસે કરાવીશું.

(૩) હાથકાંતણ અને બીજા ગ્રામઉદ્યોગોનો પ્રચાર થાય તે માટે અંગત ઉપયોગ માટે પણ ખાદી તેમજ ગ્રામ ઉદ્યોગોની બીજી વસ્તુઓનો વપરાશ કરીશું અને જ્યાં મળે ત્યાં બીજી કશી વસ્તુ વાપરીશું નહિ.

(૪) અસ્પૃશ્યતાનું નિવારણ કરીશું.

(૫) ભૂખે મરતા કરોડોની બનતી પ્રયત્ને સેવા કરીશું.

(૬) અને એ જ રીતે બીજી રાષ્ટ્રીય રચનાત્મક પ્રવૃત્તિમાં રોકાયેલા રહીશું.'

કાર્યવાહક સમિતિએ એવી પણ ભલામણ કરી કે, "આ રાષ્ટ્રીય દિવસ મનાવી શકે ત્યાં સુધી કોઈ વિશિષ્ટ રચનાત્મક પ્રવૃત્તિને અર્પણ કરવો અને પૂર્ણ સ્વરાજને અંગે વિશેષ ત્યાગ કરવાની શક્તિ કેળવવાના સંકલ્પો તે દિવસે પ્રજાએ કરવા.' એ દિવસની ઉજવણીમાં આર્ડિનન્સોનો કે સ્થાનિક અધિકારીઓએ કાઢેલા હુકમોનો ભંગ ન થાય તે રીતે કાર્યક્રમ ગોઠવવાની તાકીદ આપવામાં આવી હતી તેમજ સભામાં ભાષણ કર્યા વિના, રાષ્ટ્રધ્વજ ફરકાવીને, ઠરાવને ઊભા થઈ પસાર કરવાનું પણ જણાવવામાં આવ્યું હતું.

તે દિવસે હડતાલ ન જ પાડવી એવી ચોખ્ખી મના કરવામાં આવી હતી.

<u>પાંચમા જ્યોર્જના હીરક મહોત્સવને અંગે મહાસભાએ કેવું</u> વલણ રાખવું એ વિષે પણ કાર્યવાહક સમિતિએ સ્પષ્ટ માર્ગદર્શન આપ્યું અને નીચેનો ઠરાવ પસાર કર્યો.

"શહેનશાહના અંગત કલ્યાણ માટે તો મહાસભાને કેવળ શુભેચ્છા જ હોઈ શકે. પરંતુ ના. શહેનશાહ જે તંત્ર સાથે સંકળાયેલા છે તે રાજ્યતંત્રના અમલથી હિંદની રાજદ્વારી, નૈતિક અને આર્થિક ઉન્નતિને ભારે હાનિ પહોંચી રહી છે તે પ્રતિ મહાસભા આંખમીંચામણાં કરી શકે એમ નથી. હવે જે સુધારાઓ હિંદ પર ઠોકી બેસાડવાના છે તેના એ પાયમાલીની પરાકાષ્ઠા જ આવશે કારણ કે એથી હિંદમાં હજી જે કાંઈ રહે છે તેને વ્યવસ્થિત રીતે ચૂસી લેવાના પ્રયાસો નવા બંધારણમાં થશે અને તેથી હિંદની

પરાધીનતાની ખાકો આગળ હતી તેથી વિશેષ મજબૂત કરવામા આવશે

"આવી આગામી હીરક મહોત્સવમા પ્રજા કશો ભાગ લે એવી સલાહ કાર્યવાહક સમિતિ કદી નહિ આપી શકે તેજ પ્રમાણે અંગ્રેજો તેમજ બીજા જે કોઈ એમા ભાગ લેવા માગતા હોય તેમની લાગણી દુભાતી હોય એવા કશા વિરોધના દેખાવો પણ પ્રજાએ કરવા નહિ"

મહાસભા અને કાપડની મિલોના સંબંધ વિષે પણ ચોખવટ કરવામા આવી

"મહાસભાને આપેલા વચનોનો ભંગ ઘણી કાપડની મિલોએ કર્યો છે તેથી કાર્યવાહક સમિતિનો એવો અભિપ્રાય છે કે, મહાસભા અથવા એની સહાયક સંસ્થાઓ તરફથી પ્રમાણપત્રો આપવાની પ્રથા બધ કરવી જોઈએ જે પ્રમાણપત્રો ભૂતકાળમા અપાયા છે તે આથી રદ થયેલા જાહેર કરવામા આવે છે"

સંયુક્ત સમિતિના અહેવાલમા રજૂ થયેલી યોજના પ્રમાણે બ્રહ્મદેશનુ સુધારામા શુ સ્થાન રહેશે અને તે વખતે મહાસભામા એનુ શુ સ્થાન રહેશે એ પ્રશ્નનો વિચાર કરી કાર્યવાહક સમિતિએ એવુ ઠરાવ્યુ કે, હાલ તરત તો બ્રહ્મદેશની પ્રાંતિક સમિતિએ હંમેશ મુજબ કામ કરવુ

નવા સુધારામાં બ્રહ્મદેશમા રહેતા હિંદીઓની સ્થિતિ કેવી રહેશે એ બાબતમા કાર્યવાહક સમિતિએ એવો અભિપ્રાય દર્શાવ્યો કે, નવા સુધારાની યોજના તદ્દન અસ્વીકાર્ય છે. અને મહાસભા એમા કશા સુધારા સૂચવી શકે એમ નથી પરંતુ યોજનાની જે કલમો તેમના હિતને હાનિ કરનારી છે તેની ટીકા કરવા બ્રહ્મદેશના હિંદીઓ સ્વતંત્ર છે.

કાર્યવાહક સમિતિએ પછી પ્રમુખને એવી સત્તા આપી કે એમણે આંધ્ર પ્રાંતના નાયલમામા પ્રદેશના દુકાળના સંકટનુ નિવારણ કરવા પૈસા માટે પ્રજાને અરજ કરવી

૭ મી ફેબ્રુઆરીનો દિવસ સંયુક્ત સમિતિના અહેવાલ સામેના વિરોધદિન તરીકે ઠરાવવામા આવ્યો તે દિવસે આખા દેશમા શહેરોમાં

તેમજ દૂર દૂરના ગામડાંઓમાં વિરોધ દિન ઉજવાયો અને સભાઓ ભરવામાં આવી. તેમાં નક્કી કરેલા ઠરાવો પણ પસાર થયા.

બ્રહ્મદેશ પ્રાંતિક સમિતિના આશ્રય હેઠળ ત્યાં પણ વિરોધની સભા મળી જેમાં હિંદીઓ અને બ્રહ્મીઓએ એક જ સભામાં રહી નવા સુધારાનો વિરોધ કર્યો.

કોમી ચુકાદાને બદલે બધી કોમો મળીને એવું કંઈક નક્કી કરે કે બધાને માન્ય હોય અને જેથી કોમી વિખવાદો ઓછામાં ઓછા થાય, એ જાતની યોજના વિચારવા રાષ્ટ્રપતિ રાજેન્દ્ર બાબુએ અખિલ મુસ્લીમ લીગના પ્રમુખ શ્રી. ઝીણા સાથે બહુ દિવસો સુધી મસલતો ચલાવી. ૨૩મી જાન્યુઆરીએ શરૂ થયેલી તે મસલતો થોડાક દિવસ બાદ કરતા ઠેઠ ૧૯મી માર્ચ સુધી ચાલી. પરંતુ દેશને કમનસીબે એમાંથી કશું પરિણામ ન આવ્યું.

૧૯૩૫ના વર્ષમાં સરકારની નીતિ કે એના વલણમાં કશો ફેરફાર નથી થયો. મહાસભા પર હજી શંકાની દૃષ્ટિ નંખાય છે અને ભવિષ્યના શત્રુ તરીક જ એના પ્રત્યે વર્તન રાખવામાં આવે છે. સહેજ પણ કારણ મળતાં મહાસભાના કાર્યકર્તા સામે પગલાં લેવામાં સરકાર બિલકુલ સંકોચ રાખતી નથી. જે હિંસાવાદી ગણાતા યુવકો અને યુવતીઓને કશી તપાસ વિના એમનાં ઘરોમાં અથવા જેલમાં નજરકેદ કર્યાં છે તેમની પણ હજી એ જ સ્થિતિ છે. ફક્ત બંગાળામાં જ એવા ૨૭૦૦ નજરકેદીઓ છે. ઘણી જગ્યાએ ઘરોની જડતી લેવાયા કરે છે. મહાસમિતિની તેમજ બિહાર પ્રાંત જેવા કેટલીક પ્રાંતિક સમિતિની કચેરીઓની જડતી પણ લેવા સરકાર ચૂકતી નથી. મુંબઈમાં આપેલા ભાષણ માટે ખાન અબ્દુલ ગફ્ફારખાનને બે વર્ષની સજા કરવામાં આવી અને ચૂંટણીને અંગે કરેલા ભાષણ માટે ડાક્ટર સત્યપાલને એક વર્ષની સજા કરવામાં આવી.

બંગાળાના નજરકેદીઓની સંખ્યાની ગણતરી તો હજારોમાં થાય છે. એમનાં કુટુંબો નિરાધાર સ્થિતિમાં પડ્યાં છે. એ કુટુંબોનું પોષણ કરી શકે એવા યુવાનોને સરકારે તેમનાથી જુદા પાડ્યા છે. વર્ષો થયાં કશી તપાસ વિના આ યુવાનોને ક્યાં તો

દેશ બહાર કાઢ્યા છે, નજરકેદ કર્યા છે, અથવા અટકમાં નાખ્યા છે, ૨૪ તથા ૨૫ મી એપ્રિલે મહાસમિતિની બેઠક જ્યારે મળી ત્યારે તેણે એમના પ્રતિ સહાનુભૂતિનો ઠરાવ પસાર કર્યો અને એમના આશ્રિતો તેમજ કુટુંબોને રાહત આપવા ફાળો ઉઘરાવવાનો નિર્ણય કર્યો એ કેદીઓ સારુ ૧૯ મી મેનો દિવસ વિરોધ દિન તરીકે ઠરાવવામાં આવ્યો અને તે દિવસે રાહતફાળો ઉઘરાવવાનું પણ ઠરાવ્યું રાષ્ટ્રપતિએ એ સારુ પ્રજાને ખાસ અરજ કરનારુ નિવેદન બહાર પાડ્યું છાપાને લગતા ખાસ કાયદાની રૂએ કલમનો આશ્રય લઈ બંગાળાની સરકારે 'એવો પ્રતિબંધ બહાર પાડ્યો કે રાષ્ટ્રપતિએ ઠરાવેલા દિવસને અંગે કોઈએ પણ એ નજરકેદીઓને લગતી કશી વિગત પ્રગટ ન કરવી. આથી પત્રકારોએ એ નામે પોતાનો પ્રબળ વિરોધ પ્રગટ કરવા એક દિવસ માટે પત્રો પ્રગટ ન કર્યા

જમનપુરમાં ૨૪ મી અને ૨૫ મી એપ્રિલે મળેલી મહાસમિતિએ સેંટ્રલ પાર્લામેન્ટરી બોર્ડની તેમજ ચૂંટણીને અંગેના ઝઘડાની નવાદ સમિતિની ચૂંટણી કરી હિસાબનીશોની નિમણૂક પણ તે વખતે થઈ સમિતિએ શેરવાણીના અવસાનને અંગે ખેદ પ્રદર્શિત કર્યો ધારાસભામાં મહાસભાપક્ષે બજાવેલી કામગીરી માટે સંતોષ પ્રગટ કર્યો સરહદના પ્રાંતોમાની મહાસભાની સંસ્થાઓ, બંગાળાના મિદનાપુર જિલ્લાની બધી સમિતિઓ તેમજ ખુદાઈ ખિદમતગાર, હિન્દુસ્તાના સેવાદળ જેવી મહાસભા પ્રતિ સહાનુભૂતિ ધરાવનાર સંસ્થાઓ પર હજી પ્રતિબંધો ચાલુ છે તે તરફ મહાસમિતિએ પ્રજાનું ધ્યાન ખેંચ્યુ, આ ઉપરાંત કશા પ્રત્યક્ષ ગુના વિના કેવળ એમનું વલણ સરકાર વિરોધી છે એ કારણસર બંગાળા, મુંબઈ, પંજાબ વગેરે પ્રાન્તોમાં મજૂરસંઘો અને યુવકસંઘો પર જે નવા પ્રતિબંધો નખાયા એ પ્રતિ પણ પ્રજાનું ધ્યાન મહાસમિતિએ ખેંચ્યું અને એ બધાના સાચા ઉપાય તરીકે મહાસભાનું બળ વધારવાની અરજ કરી

ફૉરેનર્સ ઍક્ટ (પરદેશીઓને લાગતા કાયદા)ના જૂના કાયદાનો દુરુપયોગ કરી બ્રિટિશ હિંદના અસંખ્ય મહાસભાવાદીઓ સામે પ્રવેશબંધી કરી એમને બ્રિટિશ હિંદમાં પોતાનો કાયદેસર નિર્વાહ

ધંધો કરતા અટકાવી દેવામાં આવ્યા છે તેની સામે પણ મહાસમિતિએ પોતાનો વિરોધ પ્રગટ કર્યો.

ફિરોઝાબાદમાં કોમી રમખાણમાં થયેલી હિંસાને તેમજ ડૉ. જીવરામના આખા કુટુંબને બાળી નાંખવાના હિચકારા કૃત્યને સમિતિએ સખત શબ્દોમા વખોડી કાઢયા અને આવી રીતે કોમી ઝઘડાઓનુ કેટલુ દુ:ખદ પરિણામ આવે છે તે પર નેતાઓનું ધ્યાન ખેંચ્યુ. નેતાઓને એવી વિનંતિ કરવામાં આવી કે પરસ્પર સદ્‌ભાવ રાખી શાંતિમા સર્વ કોમોએ રહેવું જોઈએ એ વિષે લોકોમા પ્રચારકામ કરવુ.

મહાસમિતિએ દેશીરાજ્યો વિષે એવો ઠરાવ કર્યો કે, દેશીરાજ્યોની પ્રજાના કલ્યાણ વિષે બ્રિટિશ હિંદની પ્રજાના કલ્યાણ જેટલી જ કાળજી મહાસભા રાખે છે અને એ પ્રજાને ખાતરી આપી કે તેમની સ્વતંત્રતાની લડતમા મહાસભાની પૂર્ણ સહાનુભૂતિ છે.

કાર્યવાહક સમિતિની બેઠક પણ જબલપુરમાં તે જ અરસામાં મળી. સમિતિએ નવા બંધારણ પ્રમાણે પ્રત્યેક પ્રાંત મહાસભા માટે વધારેમાં વધારે કેટલા પ્રતિનિધિઓ મોકલી શકે તેની સંખ્યા નક્કી કરી. મહાસભાની જુદી જુદી સમિતિઓની રચના કેવી રીતે કરવી તેમજ મહાસભાના પ્રતિનિધિઓ તથા મહાસમિતિના સભ્યો કેવી રીતે ચૂંટવા એના ક્રમનું સમયપત્રક પણ ઘડવામાં આવ્યુ. કેટલાક પ્રાંતોમાં થયેલા ચૂંટણીના ઝઘડાના નિકાલ માટે વ્યવસ્થા કરવામાં આવી અને સરહદના પ્રાંતનું તેમજ બંગાળાના મિદનાપુરના જિલ્લાનું મહાસભામાં તેમજ મહાસમિતિમાં પ્રતિનિધિત્વ કઈ રીતે મેળવવુ તેની વ્યવસ્થા પણ કરી. કારણ કે તે પ્રદેશોમાં પ્રતિબંધ હજી કાયમ હોવાથી ચૂંટણી થઈ શકે એમ હતું નહિ.

૧૫ મી જાન્યુઆરી ૧૯૩૪ ને દિવસે બિહારના ધરતીકંપે દેશને હચમચાવી મૂકયો હતો એને ભાગ્યે જ ૧૮ માસ થયા હશે એટલામાં ૩૧ મી મે ૧૯૩૫ ને દિવસે ક્વેટામાં થયેલા ધરતીકંપથી આખા દેશ પર શોકની છાયા પ્રસરી રહી. રાહતની શરૂઆત સરકાર જ કરે એ સ્વાભાવિક હતું, કારણકે તે શહેર

સરકારી મથક હતું. પરંતુ રાહત આપવા તેમજ સંકટગ્રસ્ત પ્રજાને મદદ કરવા બહારથી કોઈ પણ સંસ્થા કે વ્યક્તિએ ન જવુ એવા હુકમ સરકારે કાઢ્યા એ સમજી શકાય એમ હતું જ નહિ. રાષ્ટ્રપતિ કે ગાંધીજીને પણ ત્યાં મદદ કરવા જવાની મનાઈ કરવામાં આવી. આવા સંજોગોમાં સંકટગ્રસ્ત પ્રદેશની આસપાસના પ્રદેશોમાં જે કંઈ રાહતકાર્ય થઈ શકે એ કરવાનું રહ્યું. રાષ્ટ્રપતિએ કવેટા મધ્યસ્થ રાહત સમિતિ સ્થાપીને એની શાખાઓ પંજાબ, સિંધ અને સરહદ પ્રાંતમાં ખોલી. ક્વેટામાંથી એ પ્રદેશોમાં આવતા સંકટગ્રસ્ત લોકોને રાહત આપવાની વ્યવસ્થા થઈ. સંકટમાં આવી પડેલા માટે સહાનુભૂતિ દર્શાવવા તથા મૃત્યુ પામેલા માટે પ્રાર્થના કરવા ૩૦ મી જૂનનો દિવસ નક્કી કરવામાં આવ્યો.. આ વિષે સરકારની નીતિમાં શંકા અને અણવિશ્વાસની એની વૃત્તિઓની પરાકાષ્ઠા આવી આથી કાર્યવાહક સમિતિએ એ વિષે નીચેનો ઠરાવ પસાર કર્યો :

"કવેટા તેમજ બલુચિસ્તાનના પ્રદેશોમાં ધરતીકંપથી જે જાનમાલની ખુવારી થઈ, તે માટે કાર્યવાહક સમિતિ પોતાની હાર્દિક સહાનુભૂતિ દર્શાવે છે. અને પીડિતો તેમજ નિરાશ્રિતોને આશ્વાસન તેમજ સહાનુભૂતિ મોકલે છે.

"રાષ્ટ્રપતિએ મધ્યસ્થ રાહત સમિતિ સ્થાપી તેને સમિતિ આવકાર આપે છે. પ્રજાએ ફાળામાં જે મદદ કરી છે તે માટે તેનો આભાર માનવામા આવે છે.

"કવેટાના અમલદારોએ ઉત્પન્ન થયેલી ગંભીર પરિસ્થિતિને પહોંચી વળવા જે કંઈ શક્ય ઉપાયો લીધા છે તેની નોંધ લેવામાં આવે છે. અધિકારી તેમજ બિનઅધિકારી સાક્ષીઓએ જે નિવેદનો પ્રગટ કર્યાં છે તે પરથી જણાય છે કે, બે દિવસમાં ખોદકામ મંકેલી લેવાને બદલે જો દટાયેલા લોકોને બહાર કાઢવા ખોદકામ વધુ સમય ચાલુ રાખ્યું હોત અને બહારથી આવતી મદદનો ઇનકાર ન કર્યો હોત તો ઘણા લોકોનાં જીવન બચાવી શકાત.

"પ્રજા તરફથી આ વિષે જે ફરિયાદો થઈ છે અને અમલદારોએ પ્રગટ કરેલાં નિવેદનોમાંથી જેને ટેકો મળે છે—એની તપાસ

કરવા સરકારે સરકારી તેમજ બિનસરકારી નમ્યોનુ પંચ નીમવુ જોઈએ જે ફરિયાદો થઈ છે તે આવી છે

૧ જ્યારે બહારની મદદ લેવા સરકારને વિનંતિ કરી ત્યારે સરકારે એવુ નિવેદન કર્યું કે, સરકાર પાસે પરિસ્થિતિને પહોચી વળવા પૂરતા સાધનો છે સરકારની આ માન્યતાને જે હકીકતો બહાર આવી છે તેથી ટેકો મળતો નથી

૨ બહારની મદદ એને મળવાની હતી તેનો ઇનકાર કરવામા તેણે પ્રજાને ભારે અન્યાય કર્યો છે

૩ પડોશના પ્રદેશોમાથી મળી શકતી બધી મદદ સરકારે લેવી જોઈતી હતી

૪ પ્રત્યેક યુરોપિયન નિવાસ માટે સરકારે અગત કાળજી લીધી હતી તેવી હિંદીઓ માટે ન લીધી એ જ રીતે દરદીઓને બચાવવામા તેમજ રાહત અને મદદ આપવામા પણ હિંદી અને ગોરા વચ્ચે એવો જ ભેદ રાખ્યો હતો"

ધારાસભામા ગયેલા મહાસભાવાદીઓ તેમજ એ વિષેનો આગ્રહ રાખનારાની આગળ બીજો મહત્ત્વનો પ્રશ્ન આવી ઊભો હતો અને તે નવા બંધારણમા પ્રધાનપદ વગેરેના સ્વીકારનો પ્રશ્ન હજી તો નવા સુધારાનો ખરડો ચર્ચાતો હતો તેનામા આ ચર્ચા શરૂ થઈ એ યોગ્ય ન હતુ, અને સુધારાના કાયદાના સરકારી હિમાયતીઓ આ ચર્ચાનો લાભ એ રીતે લઈ રહ્યા હતા કે, નવા બંધારણનો આકરો વિરોધ છતા એનો અમલ કરનારા મળી આવશે મહાસભાએ તો આ પ્રશ્ન વિષેની પોતાની નીતિ મુબઈની બેઠક વખતે જ સ્પષ્ટ કરી હતી અને મહાસભાની બીજી બેઠક મળે ત્યા સુધી આ પ્રશ્ન પર યોગ્ય નિર્ણય કોઈ આપી શકે એમ હતુ જ નહિ આથી જુલાઈના અતમા વર્ધામા મળેલી મહાસભાની કાર્યવાહક સમિતિએ એ પ્રશ્નનો નિર્ણય મહાસભાની આવતી બેઠક પર મુલતવી રાખવાનો ઠરાવ પસાર કર્યો

સુધારાનો ખરડો હજી પાર્લામેંટમા ચર્ચાતો હતો તે વખતે પાર્લામેન્ટરી બોર્ડના પ્રમુખ શ્રીયુત ભૂલાભાઈ દેસાઈએ ગજવીઓને સનાહ આપતુ માર્ગમાના ભાષણ કર્યું હતું અને સુધારાના

ફેડરેશનમાં દેશી રાજાઓની સત્તા વિષે પોતાના અભિપ્રાય પોતાના ધંધાની રૂએ દર્શાવ્યા હતા. શ્રી. ભૂલાભાઈના આ ભાષણથી દેશી રાજ્યોની પ્રજાપરિષદના નેતાએ બહુ ઊકળી ઊઠયા. આથી જુલાઈમાં એ પક્ષના મહાસભાવાદીઓએ એવી માગણી કરી કે, દેશી રાજ્યોની પ્રજાના અધિકારો વિષે ચોખવટ કરવા મહાસમિતિની બેઠક મેળવવી.

કાર્યવાહક સમિતિની બેઠક વર્ધા ૨૯, ૩૦, ૩૧ જુલાઈ ૧૯૩૫ ના દિવસોએ મળી. તે વખતે પૂર્ણ વિચાર પછી નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો :

"બ્રિટિશ હિંદમા વસતી પ્રજાને સ્વરાજ્યનો જન્મસિદ્ધ હક છે તેવોજ હક દેશી રાજ્યોમા વસતી પ્રજાને છે એ વસ્તુ મહાસભા કબૂલ કરે છે. આથી એ રાજ્યોમા પ્રજાકીય જવાબદાર તંત્રની સ્થાપના થાય એને મહાસભાએ અનુમોદન જ આપ્યું છે. . . .

"પરંતુ એ વસ્તુ સમજી લેવાની જરૂર છે કે, પ્રજાકીય તંત્રને અંગેની લડતની બધી જવાબદારી તે તે રાજ્યની પ્રજાની ઉપર જ રહે છે. મહાસભા તો શકય હોય ત્યા રાજ્યો પર પોતાનું નૈતિક બળ વાપરી એમને મિત્રભાવે સલાહ આપી શકે અને એમ કરવા તો એ બધાયેલી જ છે. આ સિવાય આજના સંજોગોમાં મહાસભા પાસે બીજી શકિત નથી. . . .

"પરંતુ મહાસભા દેશી રાજ્યોની પ્રજાને એટલી તો ખાતરી આપી જ દે છે કે રાજવીઓની મદદ લેવા સારુ મહાસભા પ્રજાના હિતની તો લેશ માત્ર અવગણના સહન કરી શકશે નહિ. પ્રથમથી જ મહાસભાએ એવા હિતધર્ષણનો વિરોધ જ કર્યો છે."

નવા બંધારણમાં દેશી રાજ્યોના સંબંધ વિષે કાંઈ અભિપ્રાય આપવાની સમિતિએ ના પાડી, કારણ કે તેણે તો સુધારાની યોજનાનો જ સતત અસ્વીકાર કર્યો હતો.

છેવટે કાર્યવાહક સમિતિએ મહાસભાનો સુવર્ણ મહોત્સવ યોગ્ય રીતે ઊજવવાનો ઠરાવ કર્યો. ૧૮૮૫ માં મહાસભાની પ્રથમ બેઠક જે દિવસે મળી હતી તે જ દિવસે એ ઉત્સવ ઊજવવો એમ નક્કી કરવામા આવ્યું. આ સારુ બધી વ્યવસ્થા કરવા એક ઉપસમિતિની નિમણૂક કાર્યવાહક સમિતિએ કરી.

વર્ધામાં મળેલી સમિતિની સભાના સમયથી વરસની આખર સુધીના સમયમાં ત્રણ સિવાય કોઈ ખાસ ઘટનાઓ ન બની. તે પૈકી પહેલી ઘટના હતી ૩જી સપ્ટેમ્બરને દિવસે અલ્મોરાની જેલમાંથી તેમની પત્નીની ગંભીર માંદગીને કારણે એકાએક થયેલી જવાહરલાલની મુક્તિની. તેમને મુક્તિને અંગે આપવામાં આવેલો હુકમ એવી મતલબનો હતો કે તેમણે તરત જ યુરોપ જવાને હિંદ છોડી જવુ અને તેમની સજાની મુદત પૂરી થાય તે પહેલાં જો તેમનુ હિંદ પાછા ફરવાનુ થાય તો તેમણે પાછા જેલ જવુ. બીજી ઘટના હતી વડી ધારાસભાએ ચોખ્ખી બહુમતીથી ઉડાવી દીધેલા 'ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ ઍક્ટ'ને સપ્ટેમ્બર ૧૯૩૫માં ગવરનર જનરલે પોતાની ખાસ સત્તાની રૂએ 'સર્ટીફાય' કરીને માન્ય કર્યો તે.

આ ઉપરાંતનો ત્રીજો મહત્ત્વનો અથવા નોંધવા જેવો બનાવ બન્યો તે ઑક્ટોબર ૧૯૩૫ની ૧૭ અને ૧૮ તારીખોએ મદ્રાસમાં થયેલી મહાસમિતિની સભા. મહાસભાના અધિવેશનને અંગેની એ સમિતિની સભાઓને બાદ કરીએ તો ખુદ મહાસમિતિની મદ્રાસમાં આ પ્રથમ જ સભા થઈ એમ ગણવું જોઈએ. ગઈ સભામાં 'હોદ્દાસ્વીકાર'ના અને 'મહાસભા અને દેશી રાજ્યો'ના પ્રશ્ન પર વિશેષ બળથી હુમલાઓ થશે એવી અપેક્ષા પહેલેથી જ રાખવામાં આવતી હતી. પરંતુ મદ્રાસમાં 'મહાસભા અને દેશીરાજ્યો'ના પ્રશ્ન પરના કાર્યવાહક સમિતિના નિવેદનને મંજૂર રાખવામાં આવ્યુ, અને 'હોદ્દા સ્વીકાર'ના પ્રશ્ન પર મહાસમિતિએ એવો અભિપ્રાય આપ્યો કે, બંધારણ પ્રમાણે પ્રાંતિક ચૂંટણીઓ થાય તે પહેલાં હજી લાંબો ગાળો નીકળી જશે. તેનો તેમજ તે ગાળા દરમિયાનની રાજકીય પરિસ્થિતિની અનિશ્ચિતતાનો વિચાર કરતાં આજની ઘડીએ મહાસભાને કોઈ પણ નિર્ણયથી બાંધી લેવી એ કવખતનું થશે એટલું જ નહિ પણ એમ કરવું સલાહભરેલું કે ડહાપણ ભરેલુ નહિ થાય.

મદ્રાસની મહાસમિતિની બેઠકને અંગેની એક નાની પરંતુ મહત્ત્વની બાબતની નોંધ કરી લેવા જેવી છે. મહાસમિતિના બંગાળના સભ્યોને ખબર આપવામાં આવી હતી કે બંગાળ પ્રાંતિક

મહાસભામમિતિએ પોતાનો મહાસમિતિને ભરવાનો રૂ ૫૦૦નો ફાળો પૂરો ભરેલો ન હોવાથી તેમને સમિતિની સભામા બેસવા દેવામા નહિ આવે વળી કાર્યવાહક સમિતિએ બગાળ પ્રાતિક સમિતિની કારોબારી સભાને એવી ચેતવણી આપી કે, કલકત્તાની મધ્યસ્થ જિલ્લા મહાસભા સમિતિને માન્ય કરવાની બાબતમા કાર્યવાહક સમિતિની સૂચનાઓની મુદ્દામ અવગણના કરવાને માટે તેની સામે શિસ્તનો ભંગ કરવાને માટે નિયમ મુજબના પગલા શા માટે ન લેવા તેના તેણે કારણો દર્શાવવા

આ પ્રકરણ પૂરુ કરતા પહેલા એટલી હકીકત જણાવી લઈશુ કે બ્રિટીશ પાર્લામેન્ટે 'ગવર્નન્ટ ઓફ ઇંડિયા અક્ટ પસાર કર્યો તેને તા. ૨૨ જુલાઈ ૧૯૩૫ને દિવસે, શહેનશાહની મજૂરી મળી આ ઇતિહાસના પૃષ્ઠો પર એ 'એકટ'ની કોઈ પણ પ્રકારની સમાલોચનાનો બોજો લાદવાનો અમારી ઇચ્છા નથી પરંતુ એ કાયદાને અગેની પાર્લામેન્ટના ચર્ચાઓ તેના એક સભ્યના જે ભાષણથી વસ્તુત સમાપ્ત થઈ તેમાથી એક ઉતારો ટાંકવાનુ પ્રલોભન થાય છે ખરુ તા ૫મી જૂન ૧૯૩૫ને દિને 'ઇંડિયા બિલ' પર બોલતા મેજર મિલનરે મિ. ચર્ચીલ અને સર સેમ્યુઅલ હોરને નાટકના શઠ ઉપનાયક અને નાયકની ભૂમિકા ભજવનાર નટોની ઉપમા આપી તેણે જણાવ્યું કે, "નાયકે (સર સેમ્યુએલ હોરે) શઠ ઉપનાયકને (ચર્ચીલને) શિકસ્ત આપી છે ખરી, અને આજે (તા ૫-૬-૩૫) કોઈ પણ જાતના રક્તપાત વિના તે તેને (ઉપનાયકને) કાયમને માટે પરાસ્ત કર્યો એ પણ નિર્વિવાદ છે પરંતુ પાછળથી આપણે આ બે મુખ્ય નટોને હાથમા હાથ મિલાવીને રંગભૂમિના દ્વારમાથી બહાર નીકળતા જોઈશુ" સાચે જ, પાર્લામેન્ટની બન્ને સભાઓની રંગભૂમિ ઉપર બધા પક્ષો ભેગા મળીને કજિયાનુ એક નાટક ભજવી બતાવે છે, કેટલાક કંઈક આપી દેવાનું વલણ બતાવતા દેખાય છે, બીજા વળી તેનો વિરોધ કરે છે, અને આખરે આપી દેવાના વલણવાળાઓ, 'અમારા વિરોધીઓ અમને આટલી હદે પણ જવા દેવાને તૈયાર નથી' એવુ બતાવીને આવા સંજોગોમાં જે આપી શકાય છે તે સ્વીકારી લેવાને

હિન્દના વિનીતોને સમજાવી શકે છે। અલબત્ત, રંગભૂમિ છોડી ગયા પછી એકએકના બનાવટી મતભેદોને ઉચ્ચ, ઉદાર અને વસ્તુસ્થિતિને અનુસરતું વલણ આપવાને માટે એકમેકનું ઉદાર હૃદયથી તેઓ અભિનંદન કરે છે અને એ બે પક્ષોની લીલા વચ્ચે હિન્દને મૂરખ બનાવવામાં આવે છે.

વાર્ષિક અધિવેશનના વિવિધરંગી દેખાવો પૂરા થઈ ગયા પછી જાહેર જીવનમાંથી લુપ્ત થઈ જનાર એક કે બે પ્રમુખો બાદ કરતા બાકીના બધાએ પોતાની ફરજો હૃદયપૂર્વકના ઉત્સાહથી અને જવાબદારીના ઊંડા ભાનથી ઉઠાવી લીધી છે. પોતાના પુરોગામીઓએ પાડી આપેલા આ ઉદાર માર્ગને અનુસરીને સામાન્ય ધોરણથી ઊતરતી તબિયતવાળા છતાં જેમની કાર્યશક્તિ અને સહનશક્તિ તંદુરસ્તીના વર્ગથી વ્યસ્ત પ્રમાણમાં વધે છે એવા રાજેન્દ્ર બાબુ સમસ્ત દેશને ખૂણેખૂણે વંટોળિયાનાં ઝડપથી ફરી વળ્યા છે. આવી મુસાફરી કરવાનો રિવાજ પાડીને દેશની હિલચાલ અને મહાસભાના કાર્યકર્તાઓના સીધા સંપર્કમાં રહેવાનો નવો જ ચીલો તેમણે પાડ્યો છે. બિહારના ધરતીકંપને અંગેની રાહત માટેનું કાર્ય હજી તેમને કેટલુંયે કરવાનું રહે છે. આ ઉપરાંત મહાસભાના પ્રમુખ તરીકે રોજ રોજ ઉકેલવાના સામાન્ય વહીવટી કામકાજનો બોજો તેમના પર ઓછો નથી, અને કવેટાના ધરતીકંપે તેમના કાર્યભારમાં અનેકગણો વધારો કર્યો છે. તેમના સમય પરનાં આવાં ભારે દબાણ છતાં વરસ દરમિયાન મહારાષ્ટ્ર, કર્ણાટક વરાડ, પંજાબ, મધ્યપ્રાન્તોનો એક વિભાગ, તામિલનાડ, આંધ્ર અને કેરલ એટલા પ્રદેશોમાં તેઓ ફરી વળ્યા છે એ હકીકત ખરેખર આશ્ચર્ય ઉપજાવે એવી છે. આ બધાં ઉપરાંત તેઓ અખિલ હિન્દ ચરખા સંઘના કાર્યમાં પણ સંબંધ ધરાવે છે. અને તેમની નાફેરવાદી વલણ છતાં તેમણે વડી ધારાસભાની ચૂંટણીની પ્રવૃત્તિમાં કંઈ ઓછો રસ બતાવ્યો નથી કે ઓછો ભાગ લીધો નથી. એ એક સુવિદિત વાત છે કે ગાંધીજી જ્યાં સુધી મહાસભાના કાર્યનો ભાર વહન કરતા હતા ત્યાં સુધી તેમના સાથીઓને મહાસભાનો ભાર બહુ હલકો લાગતો હતો. એનો અર્થ એવો કરવાનો નથી કે, ગાંધીજીના સાથીઓ પોતાની જવાબદારીમાંથી

અંગ ચોરી જતા હતા, પરંતુ ગાંધીજી જેવા બીજાને ઢાંકી દેતા વ્યક્તિત્વવાળા આગેવાન જાહેરજીવનનાં શ્રમપૂર્ણ કાર્યોમાંથી પોતાના સાથીઓને માટે બહુ ઓછું કરવાનું રહેવા દે છે. એટલે રાજકીય ક્ષેત્રમાંથી ગાધીજીએ નિવૃત્તિ ધારણ કરવાથી રાજેન્દ્ર બાબુનો માથા પરનો ભાર વળી ખૂબ વધ્યો છે.

આમ મહાસભાનું પ્રમુખપદ ઊંડી ચિન્તાઓ અને ભારે જવાબદારીઓના ભારવાળું મત્તાયુક્ત સિંહાસન બન્યું છે. તો આપણે એક ડગલુ આગળ વધીને શા સારુ ન કહીએ કે મહામભા એવી સંસ્થા બની છે જે સરકારથી સમાન્તરે રહીને સમાનભાવે કાર્ય કરે છે,તેને પોતાના સ્વતંત્ર આદર્શો છે જેમને સરકાર કચડી નાખવા મથે છે, તેની પોતાની ગ્રામોદ્ધારની મહાન યોજના છે જેને સરકાર પોતાની યોજનાથી વટાવી જવા પ્રયત્ન કરે છે, તેનો પોતાનો સત્ય અને અહિંસાનો ધર્મ છે, જે પ્રત્યે પશુ-બળને વરેલી સરકાર અણભરોસો રાખે છે, અને જે ધર્મની હાંસી અને નિન્દા કરે છે? મહાસભાએ પચાસ વર્ષો સુધી કાર્ય કર્યું છે અને તેની સફળતાનો ચારે બાજુથી સ્વીકાર થયો છે. કેટલેક સ્થળેથી તેમ છતાં કહેવામાં આવે છે કે, મહાસભા નિષ્ફળ નીવડી છે. પરંતુ સફળ થઈ હોય કે નિષ્ફળ નીવડી હોય, મહાસભાએ પોતાના રાજકારણમાં સત્યાગ્રહની નવી શકિત દાખલ કરેલી છે. એ પ્રયોગની કસોટી હજી ચાલુ છે, તો પણ સમાજનું લક્ષ આકર્ષે લે એટલો સમય તેનો પ્રયોગ થઈ ચૂક્યો છે. આદર્શોનો આ ફેરફાર, સાધન અને પદ્ધતિમાં આ નવો પ્રયોગ તે એક પુરુષના પુરુષાર્થથી શકય બન્યો છે, જેનો જન્મ અને કેળવણી હિન્દમાં થયાં હતાં છતાં પોતાના ઘડતરના સમય દરમિયાન જેણે પરદેશ વેઠીને દક્ષિણ આફ્રિકામાં વસવાટ કર્યો હતો, અને ત્યાં પારકા મુલકમાં રહીને સત્યના પોતાના ચમત્કારિક પ્રયોગો કર્યા હતા. લોકો પ્રશ્ન કરે છે કે મહાસભા શું નિષ્ફળ નીવડી નથી? સત્યાગ્રહ શું અનેક પ્રયોગ પછી સફળતાની કસોટી પર અધૂરો ઊતર્યો નથી? અને આખરે પૂછે છે કે, શું ગાંધીજી પોતાની બધી શક્તિ વાપરીને પરવારી બેઠા નથી? આ દરેક પ્રશ્નનો ઉત્તર વાળીને આ ઇતિહાસ અમે સમાપ્ત કરીશું.

# પ્રકરણ ૪ થું

## ઉપસંહાર

(૧)

રાજકારણનો ધર્મ—ગાંધીજી વિષે પ્રો. ગિલ્બર્ટ મરે—સફળ કે નિષ્ફળ—મહાસભાનો કાર્યક્રમ—રચનાત્મક કાર્યના ત્રણ ક્ષેત્રો—ગામડાની આગેવાની.

(૨)

સત્યાગ્રહની નવી કાર્યપદ્ધતિ—રાજકારણ અને જીવનમાં સત્યાગ્રહનો વિકાસ—અહિંસા—તપ—કેટલીક શંકાઓ.

(૩)

પ્રજાનું પૌરુષ અને તેની કસોટી—આપણી પ્રગતિનો આલેખ—સ્વરાજ એક સિદ્ધિ નહિ પણ સાધના—ઉપસંહાર.

અહીં સુધી આપણે પાછલા પચાસ વર્ષોના બનાવોની પ્રગતિનું ત્વરાથી અવલોકન કરી ગયા. એ સમયના ઉત્તરાર્ધનું પૂર્વાર્ધ કરતાં જરા વિગતે અવલોકન કર્યું છે.

પાછલા પ્રકરણમાં સચવાયેલો પ્રથમ પ્રશ્ન હવે લઈએ, મહાસભા શું નિષ્ફળ નથી નીવડી ?

બહુ ઓછા લોકો એ વિષે ના પાડી શકશે કે પાછલાં દશ વર્ષ દરમિયાન રાજકારણ અને સંસ્કૃતિનુ નિયમન કરનારા કાળજૂના

ખ્યાલોમાં નવા વિચારોનો ઉદય થવા લાગ્યો છે. વિશાળ દૃષ્ટિથી વિચાર કરતાં એમ કહેવું જોઈએ કે, રાજકારણ એ માનવકલ્યાણનું શાસ્ત્ર છે. એકલા હિન્દમાં જ નહિ પણ આખા જગતમાં સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર વિષયક વિશાળ પ્રશ્નોના અભ્યાસ તેમજ ઉકેલને સમાવી લેવા જેટલો તેનો વિસ્તાર કરવામાં આવ્યો છે. આ પ્રશ્નોમાં જ્યારે સંસ્કૃતિ અને નીતિ વિષયક પ્રશ્નોનો સમાવેશ કરી લઈએ છીએ, ત્યારે ઓગણીસમા સૈકાના પ્રાકૃત ખ્યાલોમાંથી રાજકારણને ઉઠાવીને આપણે તેને, હિન્દને પાછલાં પંદર સોળ વર્ષો દરમિયાન જે શુદ્ધ અને નૈતિક ધોરણોનો પરિચય થયો છે તેના પર ચડાવી દઈએ છીએ. રાજકારણનાં ધોરણોનો આ ફેરફાર ગાંધીજી જેવા જગદ્વ્યાપી વ્યક્તિત્વવાળા પુરુષની દોરવણીથી થયો છે. અને પ્રો. ગિલ્બર્ટ મરેએ બહુ ઉચિત શબ્દોમાં અને અતિ સંક્ષેપથી તેમના અભેદ્ય ચારિત્ર્યનું વર્ણન કર્યું છે :

"જેને ઇંદ્રિયોના સુખ, આનંદ કે રસોની જરા પણ પરવા નથી, જેને શારીરિક સુખસગવડની પડી નથી, જે નિન્દાસ્તુતિથી પર છે, જેને દુન્યવી વસ્તુઓ પ્રાપ્ત કરવાનો મોહ નથી એવા પુરુષ સાથે કામ પાડતાં ભારે સાવધાની રાખો. તે બહુ ભયંકર અને અસ્વસ્થ કરી મૂકે એવો શત્રુ નીવડે છે, કેમકે તેના શરીરને તમે બહુ સહેલાઈથી વશ કરી શકો છતાં તેથી તેના આત્માનો અણુમાત્ર પણ તમારા વશમાં આવતો નથી."

આવા ગુરુની પ્રેરણા હેઠળ મહાસભાએ રાજકારણને સેવાના આદર્શથી અંકિત કરવાનો પ્રયાસ આરંભ્યો છે, સમાજના ઉપલા વર્ગોએ ઉદાર સંસ્કૃતિ અને વિશેષ ઉચ્ચ પ્રકારનો સ્વદેશપ્રેમ કેળવવો જોઈએ એ વાત પર ભાર દીધો છે તથા ગામડાંની આગેવાની સ્થાપવાને માટે પરિશ્રમ ઉઠાવ્યો છે. હકીકતમાં મહાસભાએ એક નવીન ધર્મની, રાજકારણના ધર્મની સ્થાપના કરી છે. આપણા ઉચ્ચ આશય પ્રત્યેની નિષ્ઠાને બેવફા થયા વિના આપણે માનવહિતના કોઈ પણ મહાન પ્રશ્નને ધર્મના ક્ષેત્રની બહારનો ગણી શકતા નથી. કેમકે ધર્મ કોઈ વિશિષ્ટ સિદ્ધાન્ત કે પૂજાઅર્ચાના વિશિષ્ટ વિધિના પુરસ્કારનું જ સાધન નથી, પરંતુ તેનો આશય

ઉચ્ચ જીવનદૃષ્ટિ અને ત્યાગની ભાવના કેળવવાનો તેમજ આત્મ-સમર્પણની યોજના અમલમાં મૂકવાનો છે. અને આપણે જ્યારે રાજકારણના ધર્મની વાત કરીએ છીએ, ત્યારે આપણે રોજના હીન રાજકારણને પવિત્ર બનાવીએ છીએ, પ્રચલિત જીવનવિમુખ રાજકારણના સંકુચિત ક્ષેત્રને સમગ્ર જીવનના ક્ષેત્ર જેટલું વ્યાપક કરીએ છીએ અને આજના હરીફાઈના રાજકારણને સહકારનું રાજકારણ બનાવીએ છીએ.

આ ભાવનાથી પ્રેરાઈને જ આપણે હિંદી રાષ્ટ્રીયતાના ઘડતરનાં પ્રધાન અંગો તરીકે સત્ય અને શુદ્ધિનો અંગીકાર કર્યો છે. અસત્યે જીવનમાં પ્રથમ પ્રથમ સોંઘા વિજયો મેળવ્યા છે એ વાત સાચી. છળકપટ અને ભેદનીતિ ન્યાય અને સજ્જનતાની સામે મહેલાઈથી ઘણી વાર ફાવી ગયાં છે એ પણ સાચું, કાયદો અને દલીલબાજી એ બન્નેએ ખુદ જીવનને ભૂતકાળમાં મહાત કર્યું છે એ પણ નિર્વિવાદ છે. પરંતુ આ વિજયો જેટલા અલ્પ છે તેટલા જ અલ્પજીવી છે, અને જેમને એ પ્રાપ્ત થયા છે તેઓ આખરે કઢંગી સ્થિતિમાં મુકાયા છે. જગદ્વ્યાપી ક્ષેત્રનો વિચાર કરીએ તો છેલ્લા મહાયુદ્ધના વિજેતાઓને તેમના પરાજિત પ્રતિપક્ષીઓ સામે કશી સફળતા પ્રાપ્ત થઈ નથી. અહીં ઘર આગળના નાના ક્ષેત્રનો વિચાર કરીએ તો ઇંગ્લંડે હિંદ પર જે વિજય મેળવ્યો કહેવાય છે તેથી તેને કંઈ શાશ્વત સુખ પ્રાપ્ત થયું નથી. જુદી જુદી ગોળમેજી પરિષદોની યોજના કરનાર રાજપુરુષોના વર્તનના મૂળમાં રહેલી નીતિથી હિંદ કાયમને માટે ઇંગ્લંડના તાબાનો પ્રાંત બની ગયું નથી. દમનના દરેક મોજાનો પ્રત્યાઘાત દમન કરનારાઓના હિતની સામે જ થયો છે, અને તેમાંથી પ્રતિકારની જે ભાવના જન્મી છે તે ક્યાંક સવિનય ભંગને સ્વરૂપે પ્રગટ થઈ છે તો ક્યાંક ઊગતી પેઢી દ્વારા તેણે વધારે ઉગ્ર અને વધારે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું છે. આપણો અસહકારનો કાર્યક્રમ નિષ્ફળ ગયો છે એમ કહેનારાઓ માત્ર પોતાના હૃદયની એક ઇચ્છાને પુખ્ત નિર્ણય તરીકે રજૂ કરે છે, કેમકે આખરના પરિણામનો વિચાર કરતાં દરેક પરાભવ એ માત્ર તરત પૂરતો જ નિષ્ફળતા જેવો ભાસે છે. પરંતુ

માસું જોતાં તે ભાવી વિજયનું એક પગથિયું છે. અંતિમ વિજય આખરે મસ સ્વરૂપમાં નિષ્ફળતાઓની શ્રેણીનું ઉપનામાં ઉચ્ચ શિખર જ છે.

મહાસભાના કાર્યક્રમનું આપણે આ રીતે તોલન કરીએ છીએ. એ કાર્યક્રમના બે અંગો છે. આક્રમણને પક્ષે મહાસભાના કાર્યક્રમે એવી પદ્ધતિથી લડત આપી છે, જેને કોઈ પણ સુધરેલી સરકારને સરકાર વખોડવાની હિંમત કરી શકે એમ નથી. વિચાર, વાણી અને વર્તનની અહિંસા એ તે લડતનો પ્રધાન સૂર છે અને તેને પરિણામે ગાંધીજીનો હિન્દના 'ચીફ કૉન્સ્ટેબલ' તરીકે સ્વીકાર થયો છે. સરકાર ભલે તેમના સત્યાગ્રહના સિદ્ધાન્તનો તિરસ્કાર કરવાનો દેખાવ ધારણ કર્યો હોય પરંતુ પ્રજાના હૃદય પર સત્ય અને અહિંસાનો અધિકાર જામતો જાય એનો કોણ તિરસ્કાર કરી શકશે? જે જમાનામાં રાજકુટુમ્બનો ઉચ્છેદ થયો છે, અનેક રાજસત્તાઓ ઊથી ગઈ છે અને જવાબદાર રાજતંત્રના ભવાડા ભાંગી પડ્યા છે, વળી જે જમાનામાં નાજકારણમાંથી અમલની દ્વિપક્ષી અને ત્રિપક્ષી પદ્ધતિ દરય થઈ છે, તથા ઊગતા વિરોધને મતગણતરીથી નહિ પરંતુ વિરોધ પક્ષનો સાવમાત્ર ઉચ્છેદ કરીને વશ કરવામાં આવે છે, તે જમાનામાં અહિંસાની વાતો કરવી એ ઉપહાસ જેવું લાગે એમ બને. પરંતુ આપણા હમણાંના જ અનુભવોથી આપણને સમયસરની અને ઉચિત ચેતવણી મળી છે કે રક્તપાતથી મેળવેલા વિજયો રક્તપાતથી જ મધરી શકાય છે અને વિશેષ રક્તપાત કરાવીને તે આપણા હાથમાંથી સરી જાય છે. તેમજ પ્રજા પ્રજા વચ્ચેના લવાદ તરીકે પશુબળની સ્થાપના થાય છે ત્યારે કોમ કોમ અને જાતિ જાતિ વચ્ચે તેનો ઉપયોગ થવા માંડે છે, એટલું જ નહિ, બધા જ પ્રસંગોએ વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના ઝઘડાઓમાં પણ તેનો જ ઉપયોગ થાય છે.

રચનાને પક્ષે મહાસભાનો કાર્યક્રમ તદ્દન સાદો છે, નાની ન શકાય એટલો સાદો છે. શહેરો અને કસબાઓમાં વસતા, પરદેશી કાપડ વાપરનારા, પાઉડી જાત બોલનારા, પરદેશી માલિકની ચાકરી ઉઠાવનારા, અને જીવનના સાદાપણાને ભૂલી ગયેલા

આપણા દેશભાવવોના હૃદયને આ સાદા કાર્યક્રમે સ્પર્શ કરી રાખ્યા નથી એ વાત આપણે કબૂલ કરવી જોઈશે. આ દૃષ્ટિથી આપણા શહેરાની વસ્તીનો અભ્યાસ કરવા જેવો છે એવા અભ્યાસને પરિણામે એ આશ્ચર્યજનક હકીકત પ્રગટ થશે કે, લગભગ એક ટાંકીને બીજા શહેરીની રોજી આબાદી અને આબરૂ આપણા પરદેશી રાજકર્તાઓની મહેરબાની પર અવલંબે છે ઉપર ટપકે જોનારને આ હકીકત એકદમ નથી જડતી કેમકે આપણા માથા માલિક કોણ છે તે આપણે જાણતા નથી પરંતુ આપણે સમજવું જોઈએ કે પોલીસના સિપાઈથી માંડીને આબકારી ઇન્સ્પેક્ટર સુધીના તેમ જ બેંકના વગથી માંડીને અંગ્રેજ હજી સુધીના બધા નાકનો તમા સમાવેશ થઈ જાય છે ઇજનેર ખાતાનો મુકાદમ મહેસૂલનો ઉપરીતદાર, ઓનરરી મેજિસ્ટ્રેટ વગેરે બધા 'બ્રિટિશ એમ્પાયર લિમિટેડ'ના સિનપારી આડતિયાઓ છે, હિંદી સરકાર એ પેઢીનું સ્થાનિક સચાલકોનું મંડળ છે અને જુદા જુદા પ્રાંતોમાં તેની પેટા શાખાઓ છે લશ્કર પોલીસ નોકરીઓ અને કાર્ગ્રે, ધારાસભાઓ, ટોનેને સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ અને ખિતાબધારી મહાનુભાવોનો વર્ગ એ આત ખાઈઓની પાછળ હિંદની અંગ્રેજ સરકાર નિર્ભય રીતે કિલ્લેબંદી કરીને પડેલી છે હિંદની એંશી ટકા ગ્રામવિભાગની વસ્તી રેવન્યૂ ખાતાના અધિકારીઓથી અને બાકી રહેલી શહેરોની વસ્તી મ્યુનિસિપાલિટીઓ, લોકલ બોર્ડ, ઇન્કમટેક્સ ખાતાના અધિકારીઓ આબકારી અમલદારો અને પોલીસથી ડરતી રહે છે આથી સામાના બળના ભાનથી નીપજતો ભય કાઢીને તેને સ્થાને અહિંસાના પ્રેમમાંથી ઉદ્ભવતા આશા અને હિંમતનું આરોપણ કરવું એ અતિશય મહત્ત્વનું થઈ પડ્યું છે રચનાત્મક કાર્યક્રમ દ્વારા આ કારણે વણ વર્ગોને લાકની પ્રવૃત્તિઓ મહાસભાએ ઉપાડી છે એ પ્રવૃત્તિઓ દ્વારા તેમાં કાર્ય કરતા મહાસભાવાદીઓ આમવર્ગના સીધા સંપર્કમાં આવે છે મહાસભાના ખાદી-કાર્ય દ્વારા ગરીબોને સહાયક ઉદ્યોગ અથવા તો પૂરતી રોજી મળે છે એટલું જ નહિ પણ તેઓને પોતાના શરીર પરના ગુલામીના પ્રતીક જેવા વસ્ત્રો ફગાવીને સ્વમાનની ભાવના કેળવવાની

તક સાંપડે છે. એ જ પ્રવૃત્તિથી આપણે કુટુંબોની પવિત્રતાનું રક્ષણ કરી શકીએ છીએ અને કારીગરોને કારીગરીના કામમાંથી મળતો સર્જનનો આનંદ પૂરો પાડી શકીએ છીએ. આપણે યાદ રાખવું જોઈએ કે આ સર્જનનો આનંદ એ જ સંસ્કૃતિનું મુખ્ય લક્ષણ છે. ખાદીને માટે થોડી વધારે કિંમત આપવાનું લોકોને કહેવામાં આવે છે તેનાથી પ્રજાને એ શિખવવાનો આશય છે કે, જે રાષ્ટ્રીય ઉદ્યોગ લોકોને આપવાની સરકારની વાજબી ફરજ છે અને છતાં તેમ કરતી નથી તેને નભાવવાને તેમણે સ્વેચ્છાથી ફાળો ભરવો જોઈએ. સૌથી મહત્ત્વનું તો એ છે કે, ખાદીથી આપણે પ્રજાને સાદાઈ કેળવવાનું શીખવીએ છીએ અને જીવનની સાદાઈને પરિણામે વિચારો ઉચ્ચ થાય છે, અને સ્વમાનની, આત્મસંતોષની, સ્વાશ્રયની તેમજ આત્મભાનની ભાવનાઓ કેળવાય છે. આર્થિક ક્ષેત્રમાં ખાદીથી જે વસ્તુ સિદ્ધ કરવાનો મહાસભાનો પ્રયાસ છે તે જ વસ્તુ નૈતિક ક્ષેત્રમાં મદ્યપાનનિષેધથી અને સામાજિક ક્ષેત્રમાં અસ્પૃશ્યતાનિવારણથી સાધવાનો તેનો પ્રયત્ન છે. પોતાના પ્રજાજનોમાં મદ્યપાનનિષેધ માટે સંગઠન થાય તેનો વિરોધ કરનાર રાજ્યતંત્રમાં વધારે આકરા શબ્દો ન વાપરીએ તો પણ કંઈક નામ ન પાડી શકાય એવું હીન તત્ત્વ છે એમ કહેવું જોઈએ. મદ્યપાનનિષેધનો પ્રશ્ન એટલો મોટો અને સ્વતઃસિદ્ધ છે કે તેને માટે ચર્ચાની પણ જરૂર નથી. હિન્દી પ્રજા મુખ્યત્વે બે જાતિઓની બનેલી છે — એક હિન્દુ અને બીજી મુસ્લિમ — અને તે બન્નેના ધર્મના સિદ્ધાંતો મદ્ય અને બીજાં કેફી પીણાંઓનો નિષેધ કરે છે. હિંદની મદ્યપાનનિષેધ પ્રવૃત્તિ આવા મજબૂત અને સીધા પાયા પર રચાયેલી છે, અને છતાં જ્યારે પ્રજા ગંભીરપણે પોતાના રાજકારણી સિદ્ધાંતોમાં આ નૈતિક સિદ્ધાંત દાખલ કરે છે ત્યારે સરકાર તેની ઉપર વરુ જેમ ઘેટાંના ટોળા પર તૂટી પડે તેમ તેને ખાઈ જવાને તૂટી પડે છે.

મહાસભા પોતાના રાજકીય કાર્યક્રમમાં અસ્પૃશ્યતા-નિવારણનો સામાજિક સિદ્ધાંત સમાવે છે તેમાં પણ તેને એવો જ અનુભવ થયો છે. વડા પ્રધાનના નિર્ણયથી હરિજનોના અલગ મતદારમંડળો કાઢી આપીને 'ઈશ્વરે જેમને સંયુક્ત રચેલા છે

તેમને ચીરીને છૂટા પાડવાનો' પ્રયત્ન થયો હતો હિંદના અદ્વિતીય નેતાએ જ્યારે આમરણ ઉપવાસ આદર્યા ત્યારે જ આ જૂઠા સરકારી દસ્તાવેજમા સુધારો થઈ ચૂક્યો અને અંદર અંદર કંઈક વિભક્તતા રહી જવા છતા હિંદુ સમાજની વિશાળ એકતા કાયમ રહી અને મંદિરોમા પ્રવેશ કરવાનો હરિજનો સામેનો પ્રતિબંધ દૂર કરવાનો પ્રયત્ન થયો ત્યારે, મંદિરોના વ્યવસ્થાપકોને હિંદુ બહુમતીના નિર્ણયનો ટેકો મળવા છતા, સરકાર પ્રગતિના એકમાત્ર અહિંસક ઉપાય સામે પણ પોતાના દૃઢ વિરોધ સાથે અટકી પડી અને તેણે તેને શરૂઆતમા જ રૂંધી નાખ્યો

હિંદની સામે પડેલી સમસ્યા આમ અતિશય જટિલ બની છે, એક બાજુથી સરકાર પ્રજાને વિભક્ત કરીને પોતાનુ રાજ કાયમ રાખવા ઇચ્છે છે, બીજી બાજુથી શહેરો ગામડાઓની સામે ખડા છે, ત્રીજી બાજુથી આમવર્ગોના અને ઉચ્ચ વર્ગના હિતો પરસ્પર વિરુદ્ધ જાય છે, અને રાજતંત્રના પ્રાથમિક સુધારાઓ સામે પણ વિરોધનુ હીન સંગઠન કરવામા આવે છે, ખાદી પર પ્રતિબંધ મુકાય છે, કોમ કોમ વચ્ચેની સમાનતાને અટકાવવામા આવે છે અને નૈતિક ગુણોની ખિલવણીની પ્રવૃત્તિનો પ્રતિકાર થાય છે આ વિરોધો અને પ્રતિકારોથી એટલુ બરાબર સ્પષ્ટ થયુ છે કે, સ્વરાજ મેળવવાનુ હોય તો પણ તે અંગ્રેજી ભણતરના પ્રચારકો દ્વારા, શિક્ષિત ધંધાઓ કરનાર વકીલો કે ડાક્ટરો વગેરે દ્વારા, અને વેપારના આગેવાનો અથવા ઉદ્યોગપતિઓ દ્વારા આવવાનુ નથી તેને માટે તો નવા ધોરણો નિર્માણ કરવા પડશે તેની સિદ્ધિને માટે ગામડાઓમા વસતા આમવર્ગમા રાષ્ટ્રીય ભાવના જાગ્રત કરીને, તેમજ માત્ર ભાષણો કરીને કે છાપાઓમા લેખો લખીને જ નહિ પરંતુ સામાન્ય લોકોના જીવનમાં ઊતરીને તેમની દિવસાનુદિવસ સેવા બજાવીને, તેમનો વિશ્વાસ સંપાદન કરી પ્રજાનુ સામર્થ્ય ખીલવવુ પડશે એક વાર આમપ્રજાનો વિશ્વાસ સંપાદન થયા પછી, પ્રજાની મુક્તિને માટે મહાસભાએ જે કાર્યક્રમ રજૂ કર્યો છે તેનો તત્પરતાથી અમલ થશે આ કાર્યક્રમના પ્રયોગથી પાકા ફળની જેમ એકાએક સ્વરાજ આપણા હાથમા

આવી પડશે જ એવું તો નથી, પરંતુ એટનું સ્પષ્ટ દેખાશે કે આમવર્ગને માપેલી એકેએક મેવા ભગજના પાયામાંનો મ ગીન અને બરાબર ચણાયેલો પથ્થર છે અને સમાજની આર્થિક તેમજ સામાજિક રચનામાંથી તેમની સામેનો ૮૨ થયેલો એકેએક પ્રતિબંધ સ્વરાજની ઇમારતના ચણતરમાંનો એક એક મજલો છે આ આખો વ્યાપાર અતિશય ધીમો છે એ ખ પરંતુ તેના ફળો ચોક્કસ અને કાયમના થશે આ રીતે મહાસભાએ પોતાનો સ દેશ ગામડાઓમાં પહોંચાડ્યો છે અને અમે જેને ગામડાની આગેવાની તરીકે વર્ણવી છે તેની સ્થાપના કરી છે

હવે મહાસભાનો કાર્યક્રમ અમલમાં મૂકવાને માટે જે નવી કાર્યપદ્ધતિ યોજવામાં આવી છે ત વિશે મે શબ્દો જણાવવા જોઈએ સાચું જોતાં હજી આપણે એ કાર્યપદ્ધતિના વિકાસની પ્રાર ભિક દશામાં છીએ, અને કોઈ પણ હિલચાલ કે પ્રવૃત્તિ અપૂર્ણ હોય ત્યારે અથવા જ્યારે તેનું ચોક્કસ સ્વરૂપ ઘડાયું ન હોય તે દશામાં તેનો અભ્યાસ કરવો કે પરીક્ષણ કરવું એ બહુ મુશ્કેલ અને નાજુક કામ છે વળી ખાસ કરીને જ્યારે કોઈ પણ કાર્યપદ્ધતિની ભારે શક્તિઓ વિશે શ્રદ્ધા રાખનાર તેના ઉત્કટ પુરસ્કર્તાઓ પોતાના વિરોધીઓના ઉપહાસને અને શત્રુઓના દ્વેષને પાત્ર બને છે ત્યારે એ કાર્ય અનેકગણું મુશ્કેલ બની જાય છે જગતની બધી જ મહાન પ્રવૃત્તિઓને એ દશાઓમાંથી પસાર થવું પડ્યું છે શરૂઆતમાં — જાણી જોઈને અથવા તે વિના — તેમને તેમની નકલોના જેવી જ ગણી કાઢવામાં આવે છે અથવા બહુ તો જે કાચા સ્વરૂપમાં તેમની શરૂઆત થાય છે તેના સ્વરૂપાન્તરોથી ઓળખવામાં આવે છે રસાયણશાસ્ત્રની દૃષ્ટિથી હીરો અને કોલસો એક જ પદાર્થના બનેલા હોવાથી હીરાનો એ પ્રકારના કોલસા તરીકે જ અભ્યાસ કરવામાં આવે તેવું જ સત્યાગ્રહને માટ 'પસિવ રિઝિસ્ટન્સ'ની સાથ એક રૂપ ગણતિ સરખાવીએ તો બને પરંતુ રસાયણશાસ્ત્રની પ્રયોગશાળામાંના પ્રકાશહીન તત્ત્વ — કાર્બન — અને ચારે તરફ પ્રકાશના કિરણો રેલાવનાર હીરામાં જેવો ફરક છે તેવો જ એ બે પ્રવૃત્તિઓમાં

વસ્તુત ફરક છે, એટલુ જ નહિ, પરંતુ સત્યાગ્રહ અને 'પૅસિવ રિઝિસ્ટન્સ' એક એકથી તદ્દન વિરોધી ગુણોવાળી પ્રવૃત્તિઓ છે. સત્યાગ્રહના સસ્થાપકે તેની શરૂઆત એક પ્રકારના 'પૅસિવ રિઝિસ્ટન્સ' તરીકે જાગ્રતપૂર્વક કરી નહોતી છતા ગાધીજી એ પ્રવૃત્તિમા આવ્યા અને લોકો તેને સત્યાગ્રહ તરીકે સનબબ ઓળખતા થયા તેથી થોડા સમય પૂર્વે જ 'પૅસિવ રિઝિસ્ટન્સ' હિન્દમા પ્રગટ થયુ હતુ એ હકીકતથી આશ્ચર્ય પામવાને કારણ નથી ૧૯૦૭માં શ્રીમતી બિસેન્ટને અટકાયતમા લેવામા આવ્યા ત્યાર 'પૅસિવ રઝિસ્ટન્સ' કરવાની મહાસભાએ ધમકી આપી હતી પરંતુ તેમની મુક્તિ થવાથી એ ધમકીને અમલમા મૂકવાનો પ્રસગ જ ન આવ્યો, અને 'પૅસિવ રિઝિસ્ટન્સ'ની હિલચાલનો જન્મ જ ન થયો તેવી પછી જ્યારે ગાધીજીએ હિન્દના રાજકારણમા પ્રવેશ કર્યો અને પ્રથમ મહાસભાની બહાર રૉલેટ કાયદાની વિરુદ્ધ અને પછી મહાસભાની અદર રહીને ખિલાફતના અન્યાય તથા પજાબના કરુણ બનાવોની સામે સત્યાગ્રહની લડત શરૂ કરી, ત્યારે ઘણાખરા મહાસભાવાદીઓ અને જાહેર પ્રજા તેને માત્ર પહેલા મહાસભાએ વિચારેલી અને અધૂરે ગયેલી પૅસિવ રિઝિસ્ટન્સની હિલચાલ જ સમજ્યા હતા

આધુનિક રાજકારણના બનાવોને પરિણામે આખરે જે હિલચાલ વિકાસ પામી છે તે તેના પ્રારભના સ્વરૂપોમા જુદે જુદે વખતે જુદી જુદી કક્ષાઓમા ભિન્ન ભિન્ન નામોથી ઓળખાઈને પ્રગટ થઈ છે 'પૅસિવ રિઝિસ્ટન્સ'ના સ્વરૂપમા તે કડવાશ અને અભિમાનની હિલચાલ હતી અને તેમા કંઈક દ્વેષ અને હિસાની પણ છાયા હતી અસહકારના સ્વરૂપમા તેમા પોતાના રાજકર્તાઓ પર ક્રોધે ભરાયેલી તેમજ ઘાયલ કરવાને ઉત્સુક છતા ઘા કરવાને નારાજ પ્રજાનુ રીસાળ અને ધૂધવાટ ભર્યું વલણ પ્રગટ થયુ હતુ. સવિનય ભંગનુ સ્વરૂપ ધારણ કર્યા પછી એ નામમા સમાયેલા નામના જેટલુ જ તેમાના વિશેષણનુ મહત્ત્વ સ્વીકારાય તે પહેલા વર્ષો સમય જતો રહ્યો પ્રથમ સહુ ઓછુ સમજાયેલુ. વિનયનુ તત્ત્વ એકદરે ધીમે ધીમે સ્વીકારાતુ ગયુ અને આખરે તેના પાયા પર જ સત્યાગ્રહનો ખ્યાલ શુદ્ધ

સ્વરૂપમાં સ્થિર થયો. તે પછી બહુ થોડા સમયમાં આપણે સમજી શકયા કે સત્યાગ્રહના પાયામાં પ્રેમ અને અહિંસાથી ઊતરતું કશું તત્ત્વ નભી શકે એમ નથી. "અહિંસાને માત્ર અભાવાત્મક ગુણ તરીકે જ સમજવાની નથી પરંતુ તેનો ભાવાત્મક શક્તિ તરીકે અને 'જે પ્રેમ બીજાને બાળતો નથી પણ પોતે જળીને મૃત્યુને ભેટે છે' તે પ્રેમ તરીકે સ્વીકારવાની છે. આ ઉચ્ચ વ્યાખ્યા અને કપરી કસોટી પર હિલચાલને કસી જોતા આપણે ફેબ્રુઆરી ૧૯૨૨નાં બારડોલીના થંભી જવાના પગલાથી શીખ્યા કે એક ચૌરીચૌરાથી સંયુક્ત પ્રાંતના એક ખૂણે પડેલા ગોરખપુરના જિલ્લાને જ નુકસાન થતું નહોતું અથવા તેને એકલાને જ સજા મળતી નહોતી પરંતુ સમસ્ત દેશને સજા થતી હતી. વળી એ જ બનાવથી આપણે એ પણ શીખ્યા કે સત્યાગ્રહ માત્ર શારીરિક બળ નથી પરંતુ ઉચ્ચ પ્રકારની શિસ્ત માગી લેતી સાચી નૈતિક અને આધ્યાત્મિક શક્તિ છે અને સ્વભાવે પ્રવૃત્તિમાન, આક્રમણકારી તેમજ ગતિમાન બળ છે. જલિયાવાલા બાગ જેવી કતલના સરકારના કૃત્યમાંથી જો લોકોની દેશવ્યાપી સત્યાગ્રહની હિલચાલ નીપજે છે તો લોકોના ચૌરીચૌરાની કતલ જેવા ગુનાને કારણે તે સત્યાગ્રહનો અંત આણવો જોઈએ એ વાતની વાસ્તવિકતા સ્વીકારતા પ્રજાએ લાંબો સમય લીધો છે. સત્યાગ્રહ એ વાસ્તવિક રીતે માણસજાતને પરિચિત એવા બધા સદ્‌ગુણોનો સમૂહ છે. કેમકે સત્ય એ બધા સદ્‌ગુણોનું ઉદ્‌ગમસ્થાન છે અને અહિંસા અથવા પ્રેમનું સંરક્ષક આવરણ છે. આમ સત્યાગ્રહનો સાચો પરિચય થવાથી અને તેના શુદ્ધ સ્વરૂપમાં સ્થાપના થવાથી દેશે નવા જ ધોરણોની એક આખી પ્રણાલીમાં પ્રવેશ કર્યો. તેમાં દ્વેષ, તિરસ્કાર, ભય અને કાયરતા, ક્રોધ અને વેરની ભાવનાઓને સ્થાને પ્રેમ, ધૈર્ય, હિંમત, કષ્ટસહન અને આત્મશુદ્ધિની ભાવનાઓની સ્થાપના કરવાની હતી. વળી એ જ પ્રણાલીમાં સંપત્તિનું સ્થાન સેવાને આપવાનું હતું અને શત્રુનો પરાભવ ન કરતા તેનો હૃદયપલટો કરાવવાનો હતો. સત્યાગ્રહની પ્રણાલીનું એક શિક્ષણ એ છે કે, દરેક પ્રકારનો ભય આપણી જાતને કેન્દ્રસ્થાને રાખીને તેની આસપાસ ફરે છે અને તેથી જો

આપણે ભય અને સ્વાર્થને ફગાવી દઈએ તો આપણે સાક્ષાત્ મૃત્યુને પણ હર્ષથી ભેટી શકીશું. દરેક સત્યાગ્રહી સત્યની શોધમાં મચ્યો રહે છે અને તેથી તેણે મનુષ્યનો, રાજ્યનો, સમાજનો, ગરીબીનો અને મૃત્યુનો એમ બધા ભયો છોડી દેવા જોઈએ. એટલે આત્મનિયમનની એક પદ્ધતિને સ્વરૂપે તેમજ આપણા ધ્યેયની પ્રાપ્તિને માટેના એક સાધન તરીકે અહંકાર નમ્રતાની સાચી ભાવનાથી અનુસરવાની આત્મસમર્પણ અને આત્મબલિદાનની જ એક સાધના છે. નમ્રતાથી જ ધૈર્ય અને હિંમતના ગુણો કેળવાય છે. આ સાધના જો અભિમાન કે ગર્વની ભાવનાથી અનુસરવા જઈશું, તો તેમાંથી અચૂક ભય ઉત્પન્ન થવાનો. આમ સત્યાગ્રહની લડતના સંસ્થાપક અને કર્તાએ એકે સપાટે પ્રચલિત હીન રાજકારણને ઉચ્ચ કલા પર મૂકી આત્માની શક્તિથી શુદ્ધ કર્યું છે.

સત્યાગ્રહના ગર્ભમાં રહેલી બીજી કેટલીક વસ્તુઓનો આપણે જરા વિશેષ વિચાર કરી લઈએ. હિંદી સમાજના પાયાને સમજવાની એ સાચી ચાવી છે. 'अहिंसा परमो धर्मः' એ સરળ સૂત્રમાં તેમજ 'लोकाः समस्ताः सुखिनो भवन्तु' એ પ્રાર્થનામાં સમાયેલી સરળ ભાવના પર હિંદી સમાજની રચના થયેલી છે. આ બે સૂત્રોમાં રહેલી ભાવના એક ચેતનમય શક્તિ છે. તે માત્ર શૂન્યવત થઈ જવાને નહિ, પરંતુ ઈશુના ગિરિ-પ્રવચનની સાચી ભાવનાને અનુસરીને જેનો આપણે દ્વેષ કરતા હોઈએ તેને પણ પ્રેમથી વશ કરવાને હરેકને પ્રેરણા કરે છે. જે આપણા પ્રત્યે પ્રેમ દર્શાવે છે અથવા જે આપણા પ્રત્યે માયાળુ વર્તન રાખે છે તેના પ્રત્યે અહિંસા રાખવી એટલે તો છેક પશુવત્ આચરણ ન કરવાને માટે અથવા અતિશય હીન ન બની જવાને માટે શ્રેય માગવા જેવું છે. સત્યાગ્રહ કંઈ વશિષ્ટ અથવા જનક જેવા ધર્માત્માઓને વશ કરવાનું સાધન નથી, અને તેથી લોકો જ્યારે હતાશ થઈને પૂછે છે કે બ્રિટિશ લોકોના પશુબળથી નભતા રાજ્યનો અહિંસાથી શી રીતે સામનો થઈ શકશે, ત્યારે અમે તેમને સાચું એટલું જ પૂછીશું કે, આપણા વિરોધીઓ

પશુબળને વરતા ન હોય તો સત્યાગ્રહની જ શી જરૂર રહે છે? તેને સામનો કરવાને શું બાકી રહે છે? તે યુદ્ધ કોની સામે જમાવશે? જીવન અને તેના ધોરણો વિષેના આપણા જૂના ખ્યાલોથી પ્રેરાઈને જ આપણે આવી નિરાશા અનુભવીએ છીએ. જીવન એક કલહ છે, તેમાં બળિયામાં બળિયા ટકી નીકળે છે અને નબળા બધા કચડાઈ જાય છે એ પશ્ચિમની માન્યતાની આપણા પર એટલી ઊંડી અસર પહોંચી છે કે, તેથી આપણા ક્રોધ દ્વેષાદિ વિકારોને જ પોષણ મળ્યું છે, ગર્વ તથા અભિમાન જેવા દુર્ગુણોને જ આપણે સ્વીકાર્યા છે, અને પરિણામે કાયરતા અને હિંસાનો જન્મ થયો છે.

હિંદી સમાજની રચના સત્યાગ્રહના તત્ત્વ પર થઈ છે. સત્યાગ્રહ આપણને જગતનો ત્યાગ કરી જવાનું સૂચવતો નથી પરંતુ આપણામાં ત્યાગની ભાવના પ્રેરે છે. એક વાર આપણે સત્યને વળગી રહેવાનો નિર્ણય કરીએ, આપણા રાગદ્વેષાદિ આવેગોનું નિયમન કરીએ અને આત્મશુદ્ધિ કરીએ, તો સેવાની અભિરુચિ અને નમ્રતાની ભાવના આપોઆપ ઉત્પન્ન થશે. એક વાર ક્રોધને અને ગર્વને વશ કર્યા કે પછી માનવ સંબંધોમાં એક-માત્ર લવાદનું સ્થાન ક્ષમા અને અહિંસાને પ્રાપ્ત થશે.

આ ધ્યેય આપણે શી રીતે પ્રાપ્ત કરીશું? સત્યાગ્રહના એક નામથી ઓળખાતા ગુણો અને સદ્ગુણોમાંની કેળવણી આપણે જીવનના કેવા પ્રકારના નિયમન દ્વારા પ્રાપ્ત કરીશું? એ ધ્યેયને માટે એક જ સાધન છે — તપસ્યા. તપસ્યામાં સત્ય અને શૌચ, દાન અને ધર્મ, દમ અને યમ, ક્ષમા અને દયા બધાં સમાઈ જાય છે. શરીરને બહેકાવવું એટલે કે વિકારોને પોષવા, અને વિકારોને પોષવા એટલે કે જીવનને ક્રોધ અને ગર્વને સ્વાધીન કરવું. આખરે તેમાંથી આપણે હિંસાની અને વેરની ભાવનાને વશ થવાના. શરીરનાં સુખોની પાછળ પડવાથી સ્વાર્થ પણ વધવાનો, અને સ્વાર્થની પાછળ સંપત્તિ અને આડંબરનો લોભ થવાનો અને આખરે એ લોભને પરિણામે ધન મેળવવાને માટે જે અસત્યનું આચરણ અપરિહાર્ય છે તેને આપણે વશ

થવાના. જે આવશ્યક છે તે સંતોષની ભાવના છે; સંતોષનો અર્થ એ નથી કે બાવા બની જઈને સમાજનો ત્યાગ કરવો; પરંતુ તેનો સાચો અર્થ એ છે કે, જીવનની જરૂરિયાતોને નિયમનમાં રાખવી અને વિકારોને વશ કરતું ખડતલપણું કેળવવું. સત્યાગ્રહની નવી સાધનાથી અનેક નૈતિક શક્તિઓનો જન્મ થશે જે વડે તત્ત્વજ્ઞાનના પોકળ ઉપદેશોથી સામર્થ્યહીન બની ગયેલો દેશ પાછો જીવનની શક્તિ મેળવશે. સત્યાગ્રહ આપણને શત્રુની સાથે સંબંધમાં આવવાનો અને છતાં આપણું સ્વમાન જાળવાતુ ન હોય તો તેની સાથેનો આપણો સહકાર અટકાવવાનો ધર્મ શીખવે છે. તે દરેકને યજ્ઞની ભાવનાથી રોજ પોતાને ભાગે આવતી શારીરિક મજૂરી કરવાને અને તે વડે ગરીબોને તેમનાં અન્નવસ્ત્ર મેળવવામાં સહાય કરવાને આગ્રહ કરે છે. આ બધું સિદ્ધ કરવાને માટે મનથી શરીરનું નિયમન કરવું જોઈએ, અને આત્માને મન તેમજ શરીર બન્નેનું નિયમન સોંપવું જોઈએ; જેથી, બુદ્ધિને નાપસંદ એવી કોઈ પણ વસ્તુની શરીરને ભૂખ ન રહે અને હૃદય અથવા આત્મા જેનો પ્રતિબંધ કરે તેનું મન અથવા બુદ્ધિ ચિંતન ન કરે. ટૂંકમાં આ સમગ્ર જીવનપ્રણાલીની સાધનાના સાધન તરીકે સંયમ જેવો બીજો ઉપાય નથી. શરીર અને શરીરપોષણને અંગે એ સંયમ ઉપવાસનું સ્વરૂપ લે છે, વિચાર અને વાણીને અંગે મૌનનું સ્વરૂપ ધારણ કરે છે અને હૃદયના વિકારો તેમજ આવેગોને અંગે બ્રહ્મચર્યનું સ્વરૂપ પકડે છે.

તેથી પોતાને જે શારીરિક પીડા થાય તેને જ ઉપવાસ માનીને લોકો જ્યારે તેનો ઉપહાસ કરે છે, પોતાને માત્ર ઢીંગરૂપ લાગતા મૌનની જ્યારે તેઓ મશ્કરી ઉડાવે છે, અને જ્યારે પોતાને અસાધ્ય એવા બ્રહ્મચર્ય વિષે તેઓ હલકી વાતો કરે છે, ત્યારે તેઓ એક મહાન સિદ્ધાન્તના ઉપહાસમાં પરિણમતી એવા પ્રકારની ટીકા કરે છે જે પોતાના વિકાસની પ્રારંભિક દશામાં બધી જ પ્રગતિની પ્રવૃત્તિઓને અપરિહાર્ય રીતે પ્રાપ્ત થાય છે. પરંતુ બધી જ પ્રગતિની મહાન પ્રવૃત્તિઓએ એવી મશ્કરી અને નિન્દાના હુમલાઓમાંથી પાર નીકળીને નવી પેઢીના આદર્શોને નવે સ્વરૂપે ઘડ્યા છે. એ જ રીતે

હિન્દમાં છેલ્લાં પંદર વર્ષ દરમિયાન જાહેર જીવન દોષરહિત અને શુદ્ધ બનતું ગયું છે.

આમ છતાં રાજકીય પ્રશ્નોના ઉકેલ માટે અહિંસાની શક્તિ તથા યોગ્યતાને વિષે થોડીક શંકા હજી રહી ગઈ છે. આવી સ્વાભાવિક શંકાનો એક જ જવાબ છે. આપણી આજની પરિસ્થિતિમાં જીવનના એક સિદ્ધાંત તરીકે અભેદ્ય એવી અહિંસા આપણે માટે એક કાર્યપદ્ધતિ તરીકે અપરિહાર્ય છે. એ વિષે કોઈ શંકા કરી શકે એમ નથી, કોઈએ શંકા કરી નથી. અહિંસાના સિદ્ધાન્તનો સ્વીકાર કર્યા વિના અને તેનું ચુસ્તપણે પાલન કર્યા વિના હિન્દના લોકો જેવા અતિ વિશાળ પરાધીન લોકસમૂહને જીવન્ત અને સામર્થ્યવાન કરવો અશક્ય છે. અહિંસાત્મક અસહકાર નિષ્ફળ ગયો છે એવી દલીલ કરનારા લોકો પડેલા છે, પરંતુ ખાસ કરીને જ્યારે લોકોનો મોટો વર્ગ નવી હિલચાલ ઉપાડી લેવામાં ધીરો જણાયો છે, ત્યારે એકે સપાટે વિજય મેળવી આપવાનું કોઈએ માથે લીધું નથી. બે વિરોધી પક્ષોને એકી વખતે શાન્તિ અને સંતોષ અપાવી શકે એવો એક જ સ્થિર સિદ્ધાન્ત અહિંસાનો છે. કેમકે ઉપર જણાવ્યું છે તે મુજબ, એક વખત હિંસાને બે પક્ષો વચ્ચેના વિરોધનો નિકાલ કરવાને માટે લવાદને સ્થાને સ્થાપવામાં આવે છે એટલે પછી વિજેતા અને પરાજિત બન્ને એ શસ્ત્રનો ઉપયોગ કરી શકે છે, અને પછી વૈરવૃત્તિનો ક્યાંય છેડો ન આવતો હોવાથી જીવન એક વિષમ અન્યોન્યાશ્રયમાં સપડાઈ જાય છે.

૩

કરોડો સ્ત્રીપુરુષો અને બાળકોના હૃદય પર ગાંધીજીએ જમાવેલા આ કાયમના અધિકારનું રહસ્ય શું છે? ગાંધીજીનો જન્મ એવા જમાનામાં થયો છે જ્યારે માત્ર રાજકીય ક્ષોભ જ નહિ પણ રાજકીય અંધેર મચી ગયું છે. લોવેલ કહે છે તેમ, "ઇશ્વરની કંઈક એવી જ ઇચ્છા જણાય છે કે વ્યક્તિની જેમ પ્રજાઓનું પૌરુષ પણ કોઈ મહાન ભયો અથવા કોઈ મહાન તકોની કસોટીએ ચડે. પ્રજામાં જો સાચું પૌરુષ હોય છે તો તે મહાન ભયોમાંથી પણ આગળ વધવાની મહાન તક શોધી લે છે; અને જો

એ પૌરુષ નથી હોતું તો મોટી નામાથી પણ મોટે ભાગે નિનાશ થાય છે " એ રીતે ગાંધીજીએ હિન્દને માટે ઝઝૂમતા ભારે ભયમાંથી પોતાની મોટી તક ખોળી કાઢીને નવી જ જાતની ક્રાન્તિ નિર્માણ કરી છે એ ક્રાન્તિ જેનાથી જરાયે બીતી નથી. તે કષ્ટ આપવાને બદલે જાત પર કષ્ટ ઓઢી લે છે અને તેમાં શત્રુનો પરાભવ કરવાનો નહિ પણ તેનો હૃદયપલટો કરવાનો આશય રહેલો છે ગાંધીજીએ જગતને સ્પષ્ટ શબ્દોમાં મવિનય ભંગ ઉગાવવાના હકનો — હકનો નહિ પણ ધર્મનો — ઉપદેશ કર્યો છે, અને સાથે સાથે એ ભંગ માટે લોકોને ફાંસીએ ચડાવવાના સરકારના અધિકારનો અને ફરજનો સ્વીકાર કર્યો છે તેમણે પોતાની અમલ હિન્દમાંથી તરતપૂરતી ગુલામી રદ કરાવવાનો આશય રાખ્યો નથી પરંતુ કોઈ પણ સ્વરૂપમાં — શારીરિક, રાજકીય અથવા આર્થિક — ગુલામગીરીને ન્યાય્ય મતાવવાનો પ્રયાસ કરતા સિદ્ધાન્તોની જગતભરમાંથી જડ કાઢવાનો ઉચ્ચ આશય રાખ્યો છે તેમણે એ વસ્તુનું દૃઢતાથી પ્રતિપાદન કર્યું છે કે, પરાધીનતા અને ગુલામી એ નૈતિક અપકૃત્ય છે, રાજકીય ભૂલ છે અને વસ્વાનના મોટી આફત છે આ વસ્તુનું પ્રતિપાદન કરતા તેમણે કોઈ વખત પ્રજાના રાગદ્વેષાદિને ઉશ્કેર્યા નથી પરંતુ તેની બુદ્ધિને જ મંબોધન કર્યું છે, તેના સ્વાર્થ કે અજ્ઞાનનો લાભ ન લેતા તેની ન્યાયની ભાવના પર જ આધાર રાખ્યો છે તેમને મતે નૈતિક અપકૃત્યની અસર સ્થાનિક રહી શકતી નથી પરંતુ સમસ્ત મમાજને હાનિ કરે છે અને તેમની એ શ્રદ્ધા છે કે સત્ય અને અહિંસાથી વિરોધી તત્ત્વો કદી પણ કોઈ પ્રજાને શાન્તિ અથવા આબાદી આપી શકે એમ નથી

આ પૃષ્ઠોમા વિગતે વર્ણવેલા સિદ્ધાન્તોનો રોજરોજના રાજકારણમાં કેવો અમલ થયો છે તે આપણે જોઈએ આ સિદ્ધાન્તનો પ્રથમ પરિચય આપણને ૧૯૧૯ની અમૃતસરની મહામભામાં થયો. તે સમયે ચાર અંગ્રેજોના જાન લેવામાં અને નેશનલ બૅન્કનું તથા બીજાં મકાનો બાળવામાં રહેલી લોકોની હિંસાવૃત્તિને વખોડી કાઢવાનો ગાંધીજીએ મહામભાને આગ્રહ કર્યો મોડી રાતે મહાસભાની વિષયવિચારિણી સમિતિએ ગાંધીજીની દરખાસ્તને રદ કરી એગવે

ગાંધીજીએ પોતાનો મહાસભાને છોડી જવાનો નિર્ણય જાહેર કર્યો. સામાન્ય રીતે સમજવામાં આવે છે તેવી આ કોઈ ધમકી નહોતી, પરંતુ એ નિશ્ચય ગાંધીજીના સિદ્ધાન્તોના પાલનમાંથી ફલિત થતા માનસિક વલણનું સીધું પરિણામ હતું. આખરે બીજે દિવસે વિષય-વિચારિણી સમિતિએ ક્રમને ગાંધીજીની દરખાસ્ત સ્વીકારી. તે જ સમયથી ગાંધીજીએ અહિંસાનો સાચો અર્થ મહાસભાના મન પર ઠસાવવા માંડ્યો. મહાસભાને મન સ્વરાજનો અર્થ અંગ્રેજોને હિન્દમાંથી હાંકી કાઢવાનો હતો. ગાંધીજીએ મહાસભાને સમજાવ્યું કે અંગ્રેજો શહેરીઓ તરીકે હિન્દમાં રહે તો ખુશીથી રહી શકે છે અને રહેતા આવ્યા છે, અને કોઈ પરદેશીનો હિન્દમાં વાંકો વાળ ન થવો જોઈએ. એ કસોટીએ પ્રજાની પરીક્ષા તરત જ થઈ અને ચૌરીચૌરામાં પ્રજા એ કસોટીએ પાર ન ઊતરી શકી. પરંતુ મહાસભાને નિરાશા ન થઈ. ગાંધીજીએ જ્યારે આ કારણે સત્યાગ્રહ પાછો ખેંચી લીધો ત્યારે અનેક પ્રતિષ્ઠિત સ્થળેથી ભારપૂર્વક અને સ્પષ્ટ વિરોધ થયો. પરંતુ ગાંધીજીએ વજ્રસમ દૃઢતા ધારણ કરી. સત્યાગ્રહીને શત્રુ, મિત્ર કે સાથીઓનો ભય નથી. તેને એક સત્યનો જ ડર છે. એટલે ખરું જોતાં ગાંધીજીએ હિલચાલને ૭ વરસને માટે મોકૂફ રાખી. ત્યાર પછીના બનાવો હિન્દને સુવિદિત છે અને તેમાંથી સત્યાગ્રહના સામર્થ્યનો બરાબર પરિચય પ્રજાએ મેળવ્યો છે. આ બનાવો આપણી નજર આગળ સ્વપ્નની ઝડપથી પસાર થઈ ગયા છે, એની વાતો આપણને કોઈ ભૂતકાળની દંતકથા જેવી લાગે છે. પરંતુ સમસ્ત જીવનને અંગે સત્યાગ્રહના ઉચ્ચ સિદ્ધાન્તોનો અમલ કેમ થાય છે તે એ બનાવોનો ઇતિહાસ દર્શાવે છે.

છેલ્લાં પચાસ વર્ષોના આપણી પ્રગતિના આલેખમાં અનેક શિખરો અને ખીણો નજરે પડે છે. વધારે સાચી ઉપમા આપીએ તો આપણી પ્રગતિના આલેખે ફરતી સીડીનો આકાર ધારણ કર્યો છે. આપણે ફરી ફરીને પાછા ૧૯૦૬ના સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય કેળવણી અને સ્વરાજના કાર્યક્રમ ઉપર આવીએ છીએ. ૧૯૧૭માં એ જ કાર્યક્રમ ફરી કાયમ થયો— પરંતુ ૧૯૦૬ ના પ્રમાણમાં ઊંચી કક્ષા પર, 'પેસિવ રિઝિસ્ટન્સ'ની કક્ષા પર. ૧૯૨૦–૨૧માં વળી પાછો એ જ કાર્યક્રમનો

અગીકાર થયો પણ ૧૯૨૭ના પ્રમાણમા વળી ઊંચી કક્ષા પર, સવિનયભંગની કક્ષા પર ત્યાર પછી આપણે ૧૯૩૦–૩૪ની હિલચાલમાથી પસાર થયા, અને તે ૧૯૨૦–૨૧ની કરતાં વળી ઊંચે સત્યાગ્રહની કક્ષા પર આપણા આરોહનો ક્રમ ડુંગર ચડતી આગગાડીના જેવો છે જેમ જેમ આપણે ઊંચા ચડતા જઈએ તેમ તેમ આપણી ગાડી તેના તે વળાંકો પર ફરી ફરીને આવે છે, પરંતુ આપણે ક્રમશ શિખરની નજીક જતા જઈએ છીએ આ જાતની મુસાફરીમા ઊંચે ચડવાનુ અતિ મુશ્કેલ હોય છે અને નીચે સરી પડવાનુ તદ્દન સહેલુ હોય છે આપણી પ્રગતિ દરમિયાન એક વાર આપણે સત્યાગ્રહની આકરી લડતમાથી પસાર થઈએ છીએ ને તેની પાછળ ધારાસભાપ્રવેશની લડત આવે છે આ લડત બેશક સત્યાગ્રહની લડત કરતા ઓછી આકરી હોય છે છતા લડત તો ખરી જ આમ સત્યાગ્રહ અને ધારાસભાપ્રવેશ વારાફરતી આપણી પ્રગતિ દરમિયાન એક પછી એક કાર્યક્રમ તરીકે સ્વીકારાયાં છે, આપણી પ્રગતિ ફરતી સીડીને માર્ગે બેશક પોતાનો લાંબો રસ્તો કાપતી જાય છે, અને હજી આપણે સ્વરાજને શિખરે પહોંચવાનુ બાકી છે

પરંતુ સ્વરાજ એ સાધના છે, સિદ્ધિ નથી, પ્રક્રિયા છે પરિણામ નથી, એક સતત પ્રયાસ છે, ફળ નથી એક દિશા છે પણ નિર્ણિત સ્થળ નથી, અને લૉર્ડ ઇર્વીને ૧૯૩૧ની અધિ પૂર્વે વાપરેલી ભાષા વાપરીએ તો એમ કહીશુ કે, પાયામાના ચણતરને પૂરતા કડિયાને કોઈ એમ ન પૂછી શકે કે હજી ઇમારત તૈયાર કેમ નથી થઈ? ઈંટ ચૂનાથી ચણાતી ઇમારતના પાયાને અને ભોંયતળિયાને ઠરવાને માટે આપણે બે ત્રણ વરસ રહેવા દઈએ છીએ, તો પછી સ્વરાજના પાયાને તેના પરની ઇમારતનો ભાર સહન કરી શકે એટલી મજબૂતી ધારણ કરવાને ઠરવા દેવાને માટે કેટલો સમય જોઈશે?

આપણે આ બધા વરસો દરમિયાન કેવા પરિશ્રમો ઉઠાવ્યા છે તેમજ કેવી લડતો લડતા આવ્યા છીએ તેનુ વર્ણન અહીં થયુ પરંતુ આપણો ઉપાય સ્પષ્ટ છે આપણે આપણા કુટુંબોને કારીગરીનુ

અને હુન્નરઉદ્યોગનુ કેન્દ્ર બનાવીએ, અને ગામડાને હિન્દની રાષ્ટ્રીય ભાવનાનુ કેન્દ્ર બનાવીએ, અને બન્નેને બને તેટલા સ્વાશ્રયી અને આત્મસંતુષ્ટ બનાવીએ સમાનતાના પાયા પર, સ્વતંત્રતાનુ શિખર ભ્રાતૃભાવના સિમેન્ટથી ચણીને આપણે આપણી પ્રજાનુ ઘડતર કરીએ આપણે એ સમાનતા નથી ઇચ્છતા જે અશ્લિષ્ટ હોઈને ગમે ત્યારે છૂટી પડે. ન તો આપણને તે સમાનતા જોઈએ છે જે એક સરખી ઊગેલી નાની નાની વનસ્પતિના જેવી હોય — જે સમાનતા પર રચાયેલો સમાજ મોટુ ઊચું ઘાસ અને નાના નાના વટવૃક્ષોનો બનેલો હોય, જેમા પરસ્પરના દ્વેષથી બધાની શક્તિ હણાઈ જતી હોય, પરંતુ આપણે તે સમાનતાને માટે ઝંખીએ છીએ જેમા નાગરિકજીવનને અગે બધા પ્રજાજનોની શક્તિને વિકસવાને એક સરખી તક મળે, રાજકારણને અગે બધા અભિપ્રાયોને અને મતોને એકસરખુ વજન મળે અને ધર્મને અગે બધી વ્યક્તિઓને માન્યતાના સરખા અધિકારો મળે. આ રીતે જાહેર અને પ્રજાકીય પ્રવૃત્તિના અનેક ક્ષેત્રો કામ કરવાને તૈયાર પડેલા છે તે ક્ષેત્રોમાના કાર્યો મારફતે સામુદાયિક પ્રયાસથી જે જોઈએ છે અને જે બની શકે છે તે વચ્ચે મેળ બેસાડી શકાશે એ રીતે પરિશ્રમના પ્રમાણમા ઉપભોગ પ્રાપ્ત થશે અને જરૂરિયાતના પ્રમાણમા સંતોષ મળશે. એક શબ્દમા કહીએ તો જેઓ પીડાય છે અને જેઓ અજ્ઞાન છે તેમને માટે આપણી સનાતન સમાજ-રચનામા એવો વિકાસ કરીએ કે, આપણા ઘરોમા વિશેષ પ્રકાશ ફેલાય અને તેમા વસનારાઓને વધારે સુખ પ્રાપ્ત થાય. હરેક યુવક જીવનમા કોઈથી ન ખૂંચવી શકાય એવી બે સંપત્તિ વારસામા મેળવે છે, એક, મુક્તિ આપનારી શ્રમ કરવાની શક્તિ અને બીજી, હૃદયને વિકસાવનારી સ્વતંત્ર વિચારની શક્તિ. મહાસભાએ એ વસ્તુની પ્રાપ્તિને પોતાની સ્વાભાવિક ફરજોમા પ્રથમ સ્થાન આપેલુ છે, રાજકારણના પ્રથમ હક તરીકે અને આવશ્યકતા તરીકે સ્વીકારેલી છે, અને હિન્દના દરેક પ્રજાજનને એ બન્ને બરાબર પ્રાપ્ત થાય તે માટે કોલ આપેલો છે

આમ ૧૮૮૫મા મુંબઈમાં મહાસભાના જે ઝરણાનો નાનો સરખો ઉગમ થયો, તે અર્ધી સદી સુધી વહેતુ રહ્યુ છે — કોઈ વાર

તેનો પ્રવાહ સાંકડી નહેરમાંથી વહ્યો છે, તો કોઈ વાર વિશાળ પટવાળી નદીને સ્વરૂપે દેખાયો છે, કોઈ વાર જંગલોમાંથી તેણે માર્ગ કાપ્યો છે તો કોઈ વાર ડુંગરાળ મુલકનાં ચડાણ અને ખીણોમાંથી માર્ગ કાઢ્યો છે, કોઈ વાર તેનાં પાણી શાન્ત અને સ્થિર સરોવરમાં ભેગાં થયાં છે તો કોઈ વાર ઘોર ગર્જના કરતા ધોધ વાટે પડ્યાં છે, પરંતુ પોતાની પ્રગતિના માર્ગમાં તે દર વરસે આવી મળતી નવા આદર્શો અને નવી કલ્પનાઓની વર્ષાથી સમૃદ્ધ થતાં રહ્યાં છે, અને આખરે પોતાની રાષ્ટ્રીય સંસ્કૃતિને આંતરરાષ્ટ્રીયતાના અથવા સમસ્ત માનવસમાજની બધી પ્રજાઓની વિશાળ સંસ્કૃતિના મહાસાગરમાં સમાવવાના ભાવીનો સાક્ષાત્કાર કરવાની અમર શ્રદ્ધા પર નિર્ભર રહીને આગળ વધતાં રહ્યાં છે.

૧

## ૧૯ જણનું નિવેદન

(પા. ૧૮૪)

યુરોપી વિગ્રહ પછી જે સુધારાઓ હિંદના તંત્રમાં દાખલ કરવા જોઈએ તે વિષે વડી ધારાસભાના ૧૯ વધારાના સભ્યોએ જે ખરડો ઘડી કાઢ્યો હતો તેની વિગતો અહીં આપવામાં આવે છે. તે વખતે બધુ મળીને ૨૭ બિનસરકારી સભ્યો હતા. આમાંના બે એંગ્લો-ઇંડિયન હતા એટલે દેખીતા કારણસર તેમની સાથે કશી વાટાઘાટ થઈ ન હતી. ૩ બહાર ગયા હતા. જે ત્રણ હિંદીઓએ એ ખરડા પર સહી ન કરી તેમનાં નામ નીચે પ્રમાણે છે:

૧. નવાબ સૈયદ નવાબઅલી ચૌધરી,
૨. અબ્દુલ રહીમ,
૩. સરદાર બહાદુર સરદાર સુંદરસિંહ મજીઠિયા.

---

"નબળી અને નાની પ્રજાઓની સ્વતંત્રતાના સંરક્ષણ અર્થે બ્રિટિશ સામ્રાજ્ય લડતમાં ઊતર્યું છે અને તે અંગે પોતાના સર્વોત્તમ નાગરિકો તેમજ અઢળક સંપત્તિનું બલિદાન તે આપે છે. વિશ્વમાં આંતરરાષ્ટ્રીય સંબંધોમાં ન્યાય અને માનવતાના આદર્શો ખંડિત ન થાય એ સારુ જ બ્રિટિશ સામ્રાજ્યના બધા પ્રયાસો છે.

આથી એ વાત નિશ્ચિત છે કે, લડતને પરિણામે આખી સુધરેલી દુનિયામાં અને ખાસ કરીને બ્રિટિશ સામ્રાજ્યમાં રાજ્યતંત્રના આદર્શોમાં બહુ આગળ પ્રગતિ થયેલી તેનામાં આવે હિંદે પણ આ વિગ્રહમાં પોતાનો ફાળો આપ્યો છે અને તેવી જે પ્રગતિનું વાતાવરણ દુનિયામાં ફેલાય તેનાથી હિંદ અલિપ્ત નહિ રહી શકે આ વિષે હિંદની પ્રજામાં નવી આકાંક્ષાઓ જાગી છે અને એવી આશા પણ આપવામાં આવી છે કે, હવે હિંદના રાજ્યતંત્રના પ્રશ્નો નવીન દૃષ્ટિથી જ વિચારાશે ૧૮૩૩ના કાયદા પછી હિંદના રાષ્ટ્રીય જીવનમાં જે ધીમી છતાં સંગીન પ્રગતિ થઈ રહી છે તેની ભૌતિક સંપત્તિમાં જે વૃદ્ધિ થઈ છે અને બ્રિટિશ રાજ્યમાં એના રાજદ્વારી તેમજ બૌદ્ધિક દૃષ્ટિબિંદુમાં જે વિશાળતા આવી છે, તે સર્વ માટે હિંદ બ્રિટનનું આભારી છે. ૧૯૦૯ સુધી હિંદના રાજ્યતંત્રમાં નોકરશાહીનું જ તત્ત્વ વિશેષ હતું — એ નોકરશાહી તદ્દન હિંદી તો હતી જ નહિ અને પ્રજાને તે બિલકુલ જવાબદાર ન હતી ૧૯૦૯ના સુધારાથી પહેલી જ વખત હિંદના રાજ્યતંત્રના સંચાલનમાં હિંદી તત્ત્વ દાખલ કરવામાં આવ્યું આ તત્ત્વ બહુ મર્યાદિત હતું હિંદી સામ્રાજ્યના આંતરિક વહીવટમાં હિંદીઓને દાખલ કરવા એવી સરકારની બદલાયેલી નીતિના પ્રતીક તરીકે પ્રજાએ એ સુધારાને સ્વીકાર્યા

"ધારાસભાઓની બાબતમાં તો એ સુધારાઓથી બિનસરકારી સભ્યોની સંખ્યામાં માત્ર વધારો થયો અને ચર્ચા તેમજ સવાલ જવાબને લગતી વધુ સગવડ આપવામાં આવી વડી ધારાસભામાં તો સરકારી સભ્યોની પૂર્ણ બહુમતી રાખવામાં આવી હતી અને પ્રાંતિક ધારાસભાઓમાં બિનસરકારી સભ્યોની બહુમતી રાખી પરંતુ બિનસરકારી સભ્યોમાં સરકાર તરફથી—નિમાયેલા સભ્યો તેમજ ગોરા પ્રતિનિધિઓ પણ સમાતા હતા કાયદા તેમજ કર નાખવાના વિષયોમાં પ્રજાના હિતનો સવાલ આવે તો તેમાં યુરોપિયન સભ્યોને પ્રત્યક્ષ રીતે કશો સબંધ ન હોય અને તેવા વિષયોમાં તેઓ સરકારને જ મત આપે એ દેખીતું છે એવી જ રીતે નિમાયેલા સભ્યોની સરકારે નિમણૂક કરેલી એટલે તેઓ પણ એવી બાબતમાં

સરકારનો જ પક્ષ છે ભૂતકાળના અનુભવે બતાવી આપ્યુ છે કે કેટલાક પ્રસંગોમા આવું બન્યું પણ છે પ્રાંતિક ધારાસભાઓમાની બિનસરકારી સભ્યોની બહુમતીની આમ ભ્રમણા જ નીવડી છે અને પ્રજાના પ્રતિનિધિઓને કશી સાચી સત્તા મળી નથી વળી તેમજ પ્રાંતિક ધારાસભાઓ આજે તો માત્ર સલાહકારક મંડળો છે અને વળી તેમજ પ્રાંતિક સરકારો પર તેઓ બિલકુલ અસરકારક અંકુશ રાખી શકતા નથી સુધારા પહેલા પ્રજા અથવા તેમના પ્રતિનિધિઓનો સંબંધ સરકાર સાથે જેવો હતો તેવો જ અત્યાર પણ રહેલો છે એટલેકે તેઓ સરકારના તંત્રના સંચાલનમા યોગ્ય ભાગ ભજવી શકયા નથી કારોબારી સભાઓમા સરકાર હિંદીઓની નિમણુક કરી છે પરંતુ સરકાર જ એ હિંદીઓની પસંદગી કરે છે અને પ્રજા તો એ નિમણુકના સંબંધમાં કશો અભિપ્રાય આપી શકતી નથી

"૧૯૦૯ ના સુધારાના ખરડાનુ બીજુ વાચન પાર્લામેન્ટમાથી પસાર થતુ હતુ ( ૧-૪-૧૯૦૯ ) તે પ્રસંગે આમની સભામા વડા પ્રધાને જે ભાષણ કર્યું હતુ તેમા એ સુધારાનો હેતુ સ્પષ્ટ પ્રગટ કર્યો હતો એમણે જણાવ્યુ હતુ કે

"'આજના સંજોગોમા એ ઇષ્ટ છે કે હિંદીઓને એમ લાગે કે ધારાસભાઓ કેવળ સરકારના વાજિંત્રો નથી અને એમા સરકારી અમલદારોની જ જોહુકમી નથી ચાલતી ' અમારો નમ્ર અભિપ્રાય છે કે સુધારાનો આ ઉદ્દેશ સફળ થયો નથી ધારાસભા તેમજ કારોબારી સભાના બંધારણ ઉપરાંત પણ કેટલીક એવી મુશ્કેલીઓ રહી છે કે જેથી પ્રજામા રહેલી શક્તિનો સદુપયોગ થવાને બદલે તે એળે જાય છે અને એમનુ રાજકીય સ્વમાન ખંડિત થાય છે હથિયારબંધીના કાયદામાથી યુરોપિયનો તેમજ એંગ્લોઇન્ડિયનોને બાતલ કરવામા આવ્યા છે અને કેવળ હિંદીઓને જ તે કાયદો લાગુ પાડવામા આવે છે હિંદી લશ્કરના સ્વયંસેવક દળમા હિંદી યુવકો જોડાઈ શકતા નથી લશ્કરના ઊંચા હોદ્દાઓ માટે હિંદીઓ નાલાયક ઠર્યા છે

"આ બધી મુશ્કેલીઓમા જે રંગભેદનો ડંખ રહેલો છે તે પ્રજાને બહુ સાલે છે શસ્ત્રોને રાખવા તથા વાપરવામા જે પ્રતિ-

બંધો મુકાયા છે તેથી હિન્દની બિનલડાયક પ્રજામાં નામર્દાઈ આવતી ગઈ છે અને એમને ઘણાં જોખમો વેઠવા પડે છે. હિંદમાં હિંદી પ્રજાની દશા આજે આવી છે. એને દેશના રાજ્યતંત્રના સંચાલનમાં કશો અધિકાર નથી. બ્રિટિશ સામ્રાજ્યના બીજા વિભાગો જે મુશ્કેલીઓ અને પરાધીનતાઓમાંથી મુક્ત છે તે હિન્દની પ્રજાને સહન કરવી જ પડે છે. આવી મુશ્કેલીઓને પરિણામે હિન્દની પ્રજા સાવ નિરાધાર થઈ પડી છે. ગિરમીટની પ્રથા ચાલુ રહી છે એટલે બ્રિટિશ સંસ્થાનો તેમજ બીજા દેશોને એવો જ ખ્યાલ આવે છે કે, ગિરમીટ મજૂરો કરતાં હિંદીઓની કક્ષા બિલકુલ ઉંચી નથી. એટલે કે તેઓ ગુલામો કરતાં ભાગ્યે જ ઊંચા હોય છે. હિંદની આવી દશામાં હિંદીઓને એમ જ લાગે છે કે, શબ્દોમાં ભલે તેઓ બ્રિટિશ સામ્રાજ્યમાં સમાન હક ભોગવે છે પરંતુ વસ્તુતઃ તેઓની સ્થિતિ બહુ પરાધીન છે. સામ્રાજ્યમાં હિંદના સ્થાન વિષે એશિયાના બીજા પ્રદેશોનો પણ ખ્યાલ લગભગ એવો જ હલકા પ્રકારનો હોય છે. હિન્દની સામાન્ય પ્રજાને આ દશા બહુ અપમાનજનક લાગે જ છે. પરંતુ હિન્દના યુવકોને તો એનો ડંખ સવિશેષ લાગે છે; કારણ કે તેઓનું દષ્ટિબિન્દુ તો કેળવણી તેમજ પરદેશના પ્રવાસમાં સ્વતંત્ર જાતિઓના સંસર્ગથી વિશાળ થયેલું હોય છે. આવી હાડમારીઓ અને પરાધીનતાની અસહ્ય દશામાં હિન્દીઓ એક જ આશાના કિરણ પર નભી રહ્યા છે. ઉચ્ચ અને જવાબદાર હોદ્દાઓ ભોગવતા બ્રિટિશ મુત્સદ્દીઓએ તેમજ ખુદ શાહેનશાહે પ્રજાને સમાન અને ન્યાયી વર્તન વિષે વારંવાર જે વચનો અને ખાતરીઓ આપી છે તેથી હજી પ્રજાને આશા અને ઉત્સાહ છે. આજના કટોકટીના પ્રસંગમાં હિંદીઓ સરકાર સાથેના પોતાના સ્થાનિક ઝઘડાઓ ભૂલી ગયા છે. અને સામ્રાજ્યની મદદે વફાદારી તેમજ નિષ્ઠાથી ઊભા રહ્યા છે. કેવળ રખડતા સૈનિકો તરીકે નહિ પરંતુ બ્રિટિશ સામ્રાજ્યના સ્વતંત્ર નાગરિકો તરીકે યુરોપના રણસંગ્રામોમાં જવા હિંદના સૈનિકો બહુ જ આતુર રહેતા. હિન્દની બિનલડાયક પ્રજાને પણ એક જ હોંશ હતી કે સામ્રાજ્યને તેના કટોકટીના પ્રસંગે બધી મદદ કરી છૂટવી. હિંદમાંથી બ્રિટિશ તેમજ હિંદી લશ્કર યુરોપના મેદાન પર ચાલ્યાં ગયાં ત્યારે પણ હિંદમાં શાંતિ પ્રસરી રહી હતી.

હિંદે લડતમાં જે ભવ્ય ફાળો આપ્યો તેનો ઉલ્લેખ કરતાં વડા પ્રધાને અંગ્રેજ પ્રજાના જ વિચારો રજૂ કરીને " જણાવ્યું કે, 'હિંદીઓ આપણા સમાન હિત અને ભવિષ્યમાં સમાન ભાગીદારો અને રક્ષકો છે.' વફાદારીનો બદલો હિન્દ માગતું નથી પરંતુ એવી આશા રાખવાનો તો એને અધિકાર છે કે હવે પ્રજા પરના અણુવિશ્વાસનું સરકારનું વલણ દૂર થશે. એ અણુ-વિશ્વાસને લીધે જ હિંદને ઘણી હાડમારીઓ સહન કરવી પડી છે. હવે વધુ વખત હિંદ પરાધીન દશા ન ભોગવે અને બ્રિટિશ સામ્રાજ્યમાં મિત્રપદ મેળવી લે એટલી આશા તો પ્રજા જરૂર રાખી શકે છે. હિંદમાં બ્રિટને બહુ ભવ્ય કાર્ય ઉપાડયું છે, અને એ વિષે એના રાજ્યકર્તાઓ તથા મુત્સદ્દીઓએ ઘણી વાર પોતાના ઉમદા વિચારો પ્રગટ કર્યા છે. બ્રિટિશ તાજ હેઠળ હિન્દ પ્રજાકીય તંત્ર મેળવી લે એવા બ્રિટનના શુભ હેતુ વિષે હવે તો સરકારે પ્રજાને ખાતરી આપવી જોઈએ. રાજ્યતંત્ર સારું ચાલે અથવા તેનું સંચાલન સંગીનપણે ચલાવવામાં આવે એટલેથી કંઈ પ્રજાને સંતોષ નહિ થાય. પ્રજાને સ્વીકાર્ય અને તેને જવાબદાર એવા રાજ્યતંત્રની જરૂર છે. સરકારના દૃષ્ટિબિન્દુમાં ફેરફાર થયો છે તેનો અર્થ તો પ્રજા આવો કરે છે.

"જો વિગ્રહને અંતે હિંદની રાજદ્વારી પરિસ્થિતિમાં કશો ફેરફાર ન થાય અને એની સ્થિતિ એવીને એવી જ રહે તો તો પ્રજામાં ભારે નિરાશા વ્યાપી રહેશે. સામ્રાજ્યના કટોકટીના પ્રસંગે હિંદે જે મિત્ર તરીકે ફાળો આપ્યો એથી ઉત્પન થયેલો સદ્ભાવ બધો ખલાસ થઈ જશે અને નિષ્ફળ થયેલી આશાઓનું દુઃખદ સ્મરણ માત્ર અવશેષમાં રહેશે. અમને ખાતરી તો છે કે સરકાર આવી પરિસ્થિતિ ઉત્પન થાય એ વિષે જાગૃત છે અને રાજ્યતંત્રમાં ફેરફારો કરવાની વિચારણા ચાલી રહી છે. આ પ્રસંગનો લાભ લઈ અમે નમ્રપણે સુધારાની રૂપરેખા સરકારની આગળ રજૂ કરવા માગીએ છીએ. અમે માનીએ છીએ કે સુધારા મૂળથી જ થવા જોઈએ. સુધારાથી રાજ્યતંત્રના સંચાલનમાં પ્રજાનો સહકાર સાચો અને અસરકારક હોવો જોઈએ. હથિયાર રાખવાના અધિકારો તેમજ લશ્કરી હોદ્દાઓ વિષે સમાન અધિકારોને અંગે આજે જે

અપમાનકારક હાડમારીઓ ભોગવવી પડે છે તે પણ દૂર થવી જોઈએ કારણકે આવી સ્થિતિથી તો એ જ બતાવે છે કે સરકારને પ્રજામાં વિશ્વાસ નથી અને આથી પ્રજા પરાધીન અને નિરાધાર સ્થિતિમાં મુકાય છે આ દૃષ્ટિએ અમે સુધારાની રૂપરેખા વિચારણા તેમજ સ્વીકાર માટે રજૂ કરવાની હિંમત કરીએ છાએ

૧ પ્રાંતિક તેમજ વડી સરકારના બધા કારોબારી મંડળોમાં અર્ધી સંખ્યા હિંદી સભ્યોની હોવી જોઈએ અ મંડળોમાં જે યુરોપિય સભ્યો નિમાય તેમની નિમણૂક ઇંગ્લંડના જાહેર જીવનમાં કેળવાયેલામાંથી થવી જોઈએ કારણ કે એવા કેળવાયેલા સભ્યોનુ દૃષ્ટિબિન્દુ વિશાળ હોય છે અને એમનો અનુભવ પણ સંગીન હોય છે કારોબારી મંડળના હિંદી અથવા યુરોપિયન સભ્યોને રાજ્યતંત્રનો પાકટ અનુભવ હોવો જ જોઈએ. એ કંઈ બહુ ઉપયોગી વસ્તુ નથી કારણ કે બ્રિટનના પ્રધાનોની માફક એમને પણ રાજ્યતંત્રના ખાતાઓના કાયમી અમલદારોની સહાય મળ્યા જ કરે છે હિંદી સભ્યો વિષે તો અમે ખાતરીપૂર્વક કહી શકીએ છીએ કે કારોબારી મંડળમાં પોતાનું સ્થાન સારી રીતે શોભાવી શકે એવા હિંદીઓની સંખ્યા પૂરતા પ્રમાણમાં છે અમારા અનુભવ પરથી અમે જાણી શક્યા છીએ કે, સત્યેન્દ્રપ્રસાદ સિંહા, સૈયદ અલી ઇમામ, સ્વ કૃષ્ણ સ્વામી આયર, સર શમસુલ હુદા, અને સર સંકરન નાયર જેવાઓએ પોતાના કાર્યમાં ઊંચા પ્રકારની વહીવટશક્તિ બતાવી છે દેશી રાજ્યોમાં ઊંચા અધિકારો માટે હિંદીઓનો ઉપયોગ વધારે પ્રમાણમાં થાય છે અને ત્યાં પણ અનુભવ થયો છે કે અત્યારના હિંદી અમલદારો ઉપરાંત સર સલારજંગ, સર ટી માધવરાવ, સર શેષાદ્રિ આયર, દીવાન બહાદુર રઘનાથરાવ જેવા કુશળ અમલદારો થઈ ગયા છે વડી સરકારના કારોબારી મંડળમાં ૩ સભ્યોની નિમણૂક હિંદની જાહેર નોકરીમાંના ભાઈઓમાંથી થવી જોઈએ એવો જે પ્રતિબંધ છે તે દૂર થવો જોઈએ પ્રાંતિક સરકારના કારોબારી મંડળને લાગતા એવા પ્રતિબંધો રહેવા ન જોઈએ, કારોબારી મંડળના સભ્યોની પસંદગીમાં ચૂંટાયેલા પ્રતિનિધિઓનો અવાજ હોવો જોઈએ અને તેથી એની પસંદગીમાં ચૂંટણીનું ધોરણ દાખલ થવુ જોઈએ.

૨. બધી ધારાસભાઓમાં ચૂંટાયેલા પ્રતિનિધિઓની સંગીન બહુમતી હોવી જોઈએ. હિંદના ખેડૂત વર્ગ તેમજ કમ જાતના વિશેષ મહત્વનામાં આવા પ્રતિનિધિઓ હોય છે અને અમેને ગમે તેટલા ઉદાર હોય તો પણ એમનો સહવાસ એટલો નિકટ હોતો નથી આથી ચૂંટાયેલા હિંદી પ્રતિનિધિઓ ખેડૂતોના તેમજ પ્રજાના હિતનું સારી રીતે રક્ષણ કરી શકે

છે. જુદી જુદી ધારાસભાઓ, રાષ્ટ્રીય મહાસભાઓ અને મુસ્લિમ લીગની બેઠકોમાં જે કામ ચાલી રહ્યું છે તે પરથી જણાઈ આવે છે કે શિક્ષિત હિંદીઓ વિશાળ આમપ્રજાના કલ્યાણની બહુ કાળજી રાખે છે. મતાધિકાર પણ એટલો વિશાળ હોવો જોઈએ કે જેથી આખી પ્રજા એમાં પ્રત્યક્ષ ભાગ લઈ શકે; મુસલમાન તેમજ હિંદુઓ જ્યાં લઘુમતીમા હોય ત્યા એમની સંખ્યા પ્રમાણે પૂરતું પ્રતિનિધિત્વ આપવાની વ્યવસ્થા થવી જોઈએ.

૩. વડીધારાસભાના સભ્યોની સંખ્યા ૧૫૦થી ઓછી ન જ હોય. અને પ્રાંતિક ધારાસભાઓની સંખ્યા મોટા પ્રાંતોમા ૧૦૦થી અને નાના પ્રાંતોમાં ૭૫થી ઓછી ન હોય.

૪. અંદાજપત્રો નાણાવિષયક કાયદાઓ પ્રમાણે પસાર થવાં જોઈએ અને હિંદને વ્યાપારી સ્વતંત્રતા મળવી જોઈએ.

૫. વડી ધારાસભાને હિંદના રાજકારભારને લગતા બધા જ વિષયો પર ચર્ચા કરવાના તથા ઠરાવો તેમજ કાયદાઓ પસાર કરવાના બધા અધિકારો હોવા જોઈએ. પ્રાંતિક ધારાસભાઓને પ્રાંતિક રાજકારભાર અંગે એવા જ અધિકારો હોવા જોઈએ. લશ્કરી કારભારનું સંચાલન, પરદેશ સાથેના વ્યહવારો, લડત જાહેર કરવાના તથા વ્યાપારી ન હોય એવી સંધિઓ કરવાના પ્રશ્નો, હિંદી સરકારને સોંપવામાં આવે નહિ. સલામતી ખાતર એવી વ્યવસ્થા થાય કે ગવર્નર અથવા ગવર્નર જનરલ તથા તેમના કારોબારી મંડળોને છેવટનો નિર્ણય કરવાનો અધિકાર રહે — પરંતુ એનો ઉપયોગ એઓ અમુક શરતો અને મર્યાદાઓમાં રહીને જ કરી શકે.

૬. હિંદી વજીરની સત્તા નાબૂદ થવી જોઈએ. સંસ્થાનોનો પ્રધાન સંસ્થાનોના પ્રશ્ન વિષે જેવું સ્થાન ભોગવે છે તેવું જ સ્થાન હિંદી પ્રધાન બની શકે ત્યાં સુધી હિંદી પ્રશ્નો અંગે ભોગવે. હિંદી વજીરની મદદમાં બે કાયમી મંત્રીઓ હોય. જેમાનો એક હિંદી હોય. હિંદી વજીર તેમ જ તેમના મંત્રીઓના પગારનો ખર્ચ બ્રિટિશ તિજોરીમાંથી અપાય.

૭. શાહી પરિષદ કે તંત્રની કોઈ પણ યોજનામાં બીજાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો જેવું જ સ્થાન હિંદનું રહે.

૮. ૧૯૧૧ ના ઓગસ્ટની ૨૫ મીએ સરકારે જે ખરીતો બહાર પાડ્યો છે તે અનુસાર પ્રાંતિક સરકારો સ્વતંત્ર હોવી જોઈએ.

૯. સંયુક્ત પ્રાંતો તેમજ બીજા મોટા પ્રાંતોના ગવર્નરો બ્રિટનમાંથી પસંદ થાય અને એ પ્રત્યેકને કારોબારી મંડળ હોય.

૧૦. સ્થાનિક સ્વરાજ્ય વિશેષ પૂર્ણ બને એવી વ્યવસ્થા તરત જ થવી જોઈએ.

૧૧. યુરોપિયનોને જે શરતે હથિયારો વાપરવાનાં મળે છે તે જ શરતે હિંદીઓને તેનો અધિકાર મળવો જોઈએ.

૧૨. લશ્કરી સ્વયંસેવકો તરીકે હિંદીઓને નોંધાવાની છૂટ મળવી જોઈએ અને દેશના સંરક્ષણ માટે પ્રજાજનોની એવી ટુકડીઓ ઊભી કરવી જોઈએ.

૧૩. યુરોપિયનોની માફક જ હિંદી યુવકોને પણ લશ્કરમાં ઊંચા અધિકારો મળવા જોઈએ.

| | |
|---|---|
| મણીન્દ્રચંદ્ર નંદી ઓફ કાસીમ બઝાર | બી. નરસિંહેશ્વર શર્મા |
| દીનશા એદલજી વાચ્છા | મીર અસદ અલી |
| ભૂપેન્દ્રનાથ બાસુ | કામિની કુમાર ચંદા |
| બિશનદત્ત શુકલ | કૃષ્ણ સહાય |
| મદનમોહન માલવિયા | આર. એન. ભંજદેવ ઓફ કનિકા |
| કે. વી. રંગસ્વામી આયંગર | એમ બી દાદાભાઈ |
| મઝરૂલ હક | સીતા નાથ રૉય |
| વી. એસ. શ્રીનિવાસન | મહમદઅલી મહમદ |
| તેજ બહાદુર સપ્રુ | એમ. એ જીણા |
| ઇબ્રાહિમરહીમ તુલા | |

## ૨

## કૉંગ્રેસ-લીગ યોજના

(પા. ૧૮૧)

(ક) હિંદની પ્રજાની મહાન કોમો પ્રાચીન સંસ્કૃતિઓની વારસો છે અને તેમણે રાજ્યકારભાર અંગે મહાન શક્તિ દર્શાવી છે; બ્રિટીશ તંત્રની એક સદી દરમ્યાન કેળવણી તેમજ લોકસેવામાં એમણે બહુ સારી પ્રગતિ કરી છે. આજનું રાજ્યતંત્ર પ્રજાના યોગ્ય અભિલાષોને સંતોષ આપી શકે એમ નથી અને આજના સંજોગોમાં તે રાજ્યતંત્ર તદ્દન પ્રતિકૂળ નીવડતું જાય છે. આ બધાં કારણો અંગે મહાસભાનો એવો અભિપ્રાય છે કે, હવે એવો સમય આવ્યો છે જ્યારે ના. શહેનશાહે જાહેર નિવેદન બહાર પાડી એવું જણાવવું જોઈએ કે, બ્રિટિશ સરકારની નીતિ હિંદને વહેલી તકે સ્વરાજ્ય આપવાની જ છે.

(ખ) મહાસમિતિ તેમજ મુસ્લિમ લીગની સુધારા સમિતિએ સાથે મળીને ઘડી કાઢેલા સુધારાના ખરડા (વિગતો નીચે નીચે આપી છે) અનુસાર રાજ્યતંત્રમાં સુધારા વહેલી તકે દાખલ કરી સ્વરાજ્ય પ્રતિ સંગીન પ્રયાણ કરવાની જરૂર છે એવી મહાસભાની ચોકસ માગણી છે.

(ગ) સામ્રાજ્યની નવરચનામાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો જે સ્થાન ભોગવે છે તેવું જ સ્થાન હિંદને મળવું જોઈએ અને પરાધીન સભ્ય તરીકે તે હવે ન જ રહે.

## સુધારાની યોજના

### ૧. પ્રાંતિક ધારાસભાઓ

૧. પ્રાંતિક ધારાસભાઓમા ૪/૫ ચૂંટાયેલા સભ્યોની સંખ્યા અને ૧/૫ નિમાયેલા સભ્યોની સંખ્યા રહેશે.

૨ મોટા પ્રાંતોમા એ સંખ્યા ૧૨૫થી ઓછી નહિ હોય, અને નાના પ્રાંતોમા ૫૦ થી ૭૫ હશે.

૩ બની શકે તેટલા વિશાળ મતાધિકાર અનુસાર ધારાસભાઓના સભ્યોની ચૂંટણી પ્રજા પ્રત્યક્ષ રીતે કરશે.

૪. ચૂંટણી મારફત અગત્યની લઘુમતીવાળી કોમોનું યોગ્ય પ્રતિનિધિત્વ જળવાય એની વ્યવસ્થા થવી જોઈએ. ખાસ મતદાર મંડળો દ્વારા મુસલમાનોનું પ્રાંતિક ધારાસભાઓમા નીચે પ્રમાણે પ્રતિનિધિત્વ હોવું જોઈએ

| પંજાબ | ચૂંટાયેલા હિંદી સભ્યોની | | અર્ધી સંખ્યા |
|---|---|---|---|
| સંયુક્તપ્રાંતો | „ | સભ્યોના | ૩૦ ટકા |
| બંગાળા | „ | „ | ૪૦ „ |
| બિહાર | „ | „ | ૨૫ „ |
| મધ્યપ્રાંતો | „ | „ | ૧૫ „ |
| મુંબઈ | „ | સભ્યોની | ૧/૩ સંખ્યા |

આ વ્યવસ્થામાં શરતો એ છે કે,

(ક) ખાસ હિતોનાં મતદાર મંડળોવાળી જગ્યાઓ સિવાયની બીજી કોઈ જગ્યા માટેની ચાહી તેમજ પ્રાંતિક ધારાસભાની ચૂંટણીમાં કોઈ મુસલમાન ભાગ નહિ લે.

(ખ) કોઈ પણ એક કોમના હિતને લગતો કોઈ પણ કાયદો અથવા તેની પેટા કલમ કે એને લગતો કોઈ પણ ઠરાવ જો ધારાસભામાં આવે તો વડી ધારાસભામાં તેમજ પ્રાંતિક ધારાસભામાં તે કોમના સભ્યોમાંના ૩/૪ સભ્યો તે કાયદો અથવા તેની કલમ અથવા તે ઠરાવની વિરૂદ્ધ હોય તો તે કાયદો, કલમ અથવા ઠરાવ પડતા મૂકવામા આવે.

૫. પ્રાંતિક સરકારનો વડો તેની ધારાસભાનો પ્રમુખ ન હોય પરંતુ ધારાસભાને જ પોતાનો પ્રમુખ ચૂંટવાનો અધિકાર રહેશે.

૬ ઉપપ્રશ્નો પૂછવાનો અધિકાર કેવળ મૂળ પ્રશ્ન કરનારને જ નહિ રહે પરંતુ એવા ઉપપ્રશ્નો ગમે તે સભ્ય પૂછી શકશે

૭ (ક) જકાત ટપાલખાતુ તારખાતુ, ટંકશાળ મીઠુ, અફીણ, રેલવે, લશ્કર, નૌકાસૈન્ય અને દેશી રાજ્યોની ખંડણી સિવાય આવકના બધા જ સાધનો પ્રાંતીય રહેશે

(ખ) આવકના સાધનો મિશ્ર નહિ રહે વડી સરકારને પ્રાંતિક સરકાર તરફથી જે નાણા મળશે તેનુ પ્રમાણ ચોક્કસ રહેશે પરંતુ ખાસ અસાધારણ સંજોગોની અનિવાર્ય જરૂરિયાત ઊભી થાય તો એમા ફેરફાર કરી શકાશે

(ગ) લોન ઉપરાવવી, કર નાખવા તેમજ તેમા ફેરફારો કરવા, અને અંદાજપત્ર પર મત આપવા વગેરે પ્રાંતોની આતરિક રાજ્યવ્યવસ્થાને લગતી સર્વ બાબતોમા પ્રાંતિક ધારાસભાઓના અધિકારો પૂર્ણ રહેશે આવક મેળવવાના સર્વ સાધનો અને રીતો તેમજ ખર્ચના બધા ખાતાઓની વિગતો કાયદાના રૂપમા મુકાશે અને તે ધારાસભામા સ્વીકાર અર્થે રજૂ થશે

(ઘ) ધારાસભાએ ઘડેલા નિયમો પ્રમાણે પ્રાંતિક સરકારના ક્ષેત્રમા આવતા બધા જ વિષયોને લગતા ઠરાવો ચર્ચા માટે ધારાસભામા રજૂ થશે

(ચ) પ્રાંતિક ધારાસભાએ પસાર કરેલો ઠરાવ પ્રાંતિક સરકારને બંધનકારક રહેશે—સિવાય કે ગવર્નર એ વિરૂદ્ધ મત આપે પરંતુ એ પ્રસંગોમા પણ જો ઓછામા ઓછી ૧ વર્ષની મુદત પછી એ જ ઠરાવ ધારાસભા પાછો પસાર કરે તો તેનો અમલ કરવો જ જોઈએ.

(છ) હાજર રહેલા સભ્યોમાથી $\frac{1}{8}$ સભ્યો જો સંમત થાય તો કોઈ ખાસ જાહેર હિતના પ્રશ્નની ચર્ચા અંગે ધારાસભાનુ સામાન્ય કામ મુલતવી રાખવાનો ઠરાવ લાવી શકાશે

૮ ઓછામા ઓછા સભ્યોની $\frac{1}{8}$ સંખ્યાના સભ્યો જો માગણી કરે તો પ્રાંતિક ધારાસભાની ખાસ બેઠક બોલાવવી પડે

૯ ધારાસભા એ વિષે જે નિયમો ઘડે તે અનુસાર નાણા વિષયક કાયદા સિવાય ગમે તે કાયદા ધારાસભામા રજૂ કરી શકાય એમા સરકારની સંમતિની જરૂર ન રહે

૧૦ પ્રાંતિક ધારાસભામા પસાર થયેલા બધા જ કાયદાઓને કાયદા થતા પહેલા ગવર્નરની સંમતિની જરૂર રહેશે પરંતુ ગવર્નર જનરલ તેને નામંજૂર કરી શકે

૧૧ ધારાસભાના સભ્યોની મુદત ૫ વર્ષની રહેશે

## ૨. પ્રાંતિક સરકારો

૧. પ્રાંતિક સરકારનો વડો ગવર્નર રહેશે. ગવર્નર સામાન્ય રીતે હિંદી સનદી નોકરી કે એવી કાયમી નોકરીઓમાંનો નહિ હોય.

૨. દરેક પ્રાંતમાં ગવર્નરને મદદ કરવાનું કારોબારી મંડળ રહેશે. ગવર્નર અને કારોબારી મંડળ મળીને પ્રાંતિક સરકાર ગણાશે

૩ હિંદી સનદી નોકરીના સભ્યો સામાન્ય રીતે કારોબારી સમિતિમાં નહિ નિમાય

૪ કારોબારી મડળના અર્ધા સભ્યો હિદીઓ રહેશે અને પ્રાંતિક ધારાસભાના ચૂંટાયેલા સભ્યોમાથી તેમની ચૂંટણી થશે.

૫. કારોબારી સમિતિના સભ્યોની મુદત પાંચ વર્ષની રહેશે

## ૩. વડી ધારાસભા

૧ વડી ધારાસાના સભ્યોની સખ્યા ૧૫૦ રહેશે.

૨. એમાના ⅘ સભ્યો ચૂંટાયેલા રહેશે.

૩. વડી ધારાસભાની ચૂંટણીને અંગે મતાધિકાર જેમ બને તેમ વિશાળ રાખવામા આવશે. પ્રાંતિક ધારાસભાના મુસલમાનોને માટે જે મતદારમંડળો છે તે વડી ધારાસભાનાં મતદારમંડળો પણ રહેશે. ઉપરાત પ્રાંતિક ધારાસભાના ચૂંટાયેલા સભ્યો પણ વડી ધારાસભાની ચૂંટણી માટે એક વિભાગ તરીકે લેખાશે.

૪. ધારાસભાના ચૂંટાયેલા સભ્યોમાથી 1/3 સભ્યો મુસલમાન હોય અને તેઓ અલગ મુસલમાન મતદારમંડળો મારફત ચૂંટાય. એમનું પ્રમાણ પ્રાંતિક ધારાસભાના મુસલમાન સભ્યો જેટલું જ લગભગ રહેશે.

(આ વિષેની શરતો વિભાગ-૧ કલમ ૪ પ્રમાણે જ.)

૫. ધારાસભાનો પ્રમુખ ચૂંટાયેલા સભ્યો ચૂંટશે.

૬. ઉપપ્રશ્નો પૂછવાનો અધિકાર કેવળ મૂળ પ્રશ્ન કરનારાઓને જ નહિ રહે પરંતુ એવા ઉપપ્રશ્ન ગમે તે સભ્ય પૂછી શકશે

૭. ધારાસભાના સભ્યોમાંથી ઓછામાં ઓછા ⅛ સભ્યો જો માગણી કરે તો વડી ધારાસભાની ખાસ બેઠક બોલાવવી પડે.

૮. ધારાસભા એ વિષે જે નિયમો ઘડે તે અનુસાર નાણાં વિષયક કાયદા સિવાય ગમે તે કાયદા ધારાસભામાં રજૂ કરી શકાય. એમાં કારોબારી સરકારની સંમતિની જરૂર ન રહે.

૯. વડી ધારાસભામા પસાર થતા બધા કાયદાઓને કાયદા થતાં પહેલાં ગવર્નર જનરલની સંમતિની જરૂર રહેશે.

૧૦. આવકનાં સાધનો તેમજ ખર્ચના વિષયોને લગતી સર્વ નાણા વિષયક સૂચનાઓ કાયદાના રૂપમા રજૂ થશે. એવો પ્રત્યેક કાયદો તથા અંદાજપત્ર સળંગ સ્વરૂપમા ધારાસભામા મંજૂરી માટે રજૂ કરવામાં આવશે.

૧૧. સભ્યોની મુદત ૫ વર્ષની રહેશે

૧૨ નીચે જણાવેલા વિષયો પર કાયમ વડી ધારાસભાનો અંકુશ રહેશે

(ક) આખા હિંદ માટે એકસરખા કાયદાની જરૂર હોય એવા વિષયો.

(ખ) આંતરપ્રાંતિય જકાતના વિષયોને લગતા પ્રાંતિય કાયદાઓ.

(ગ) દેશી રાજ્યોની ખંડણી સિવાયના વડી સરકારના આવકનાં સાધનોને લગતા સર્વ વિષયો.

(ઘ) વડી સરકારના ખર્ચના વિષયો, સિવાય કે હિંદના રક્ષણને લગતા લશ્કરી ખર્ચના વિષયમા ધારાસભાના ઠરાવો વડી સરકારને બંધનકારક નહિ હોય.

(ઙ) હિંદની જકાતની આવકમા ફેરફાર કરવાના, ગમે તે કર કે વેરા નાખવા ફેરવવા કે કાઢી નાખવાના, ચલણ અને બેંકની ચાલુ પ્રથામા ફેરફાર કરવાના અને એક અથવા બધા મદદ કરવા યોગ્ય અને ખીલતા ઉદ્યોગોને મદદ આપવાના અધિકારો

(ચ) આખા દેશની રાજ્યવ્યવસ્થાને લગતી સર્વ બાબતો અંગેના ઠરાવો.

૧૩. વડી ધારાસભામા પસાર થયેલો ઠરાવ વડી સરકારને બંધનકારક રહેશે સિવાય કે ગવર્નર જનરલની સરકાર એ વિરુદ્ધ મત આપે પરંતુ એવા પ્રસંગોમા પણ જો ઓછામા ઓછા ૧ વર્ષની મુદત પછી એ જ ઠરાવ ધારાસભા પાછો પસાર કરે તો તેનો અમલ થવો જ જોઈએ

૧૪. હાજર રહેલા સભ્યોમાથી ૧/૮ સભ્યો જો સંમત થાય તો કોઈ ખાસ જાહેર હિતના પ્રશ્નની ચર્ચાને અંગે ધારાસભાનુ સામાન્ય કામ મુલતવી રાખવાનો ઠરાવ લાવી શકાશે

૧૫ જ્યારે શહેનશાહ પ્રાંતિક અથવા વડી ધારાસભાએ પસાર કરેલા કાયદા વિરુદ્ધ મત આપવાનો પોતાનો અધિકાર વાપરવા માગે તો તે કાયદો પસાર થયાની તારીખ પછીના બાર મહિના દરમ્યાન જ થઈ શકે. અને ધારાસભાને એ વિષેની ખબર જે દિવસે આપવામા આવે એ દિવસથી નામંજૂર થયેલા કાયદાનો અમલ અટકી જશે.

૧૬. સંધિવિગ્રહ જાહેર કરવાની બાબતો તથા કરારો કરવાની બાબતોને અંગેના, પરદેશી રાજ્યો સાથેના તેમજ રાજદ્વારી સંબંધના વિષયોમાં તેમજ લશ્કરી બાબતોમાં વડી ધારાસભા વડી સરકારની સત્તામાં ડખલગીરી નહિ કરી શકે

## ૪. હિંદી સરકાર

૧. હિંદી સરકારનો વડો ગવર્નર જનરલ રહેશે.

૨. એને મદદ કરવા એક કારોબારી સમિતિ રહેશે. એમાંના અર્ધા સભ્યો હિંદીઓ રહેશે.

૩. હિંદી સભ્યોને વડી ધારાસભાના ચૂંટાયેલા સભ્યો ચૂંટશે.

૪. સામાન્ય રીતે હિંદી સનદી નોકરીના સભ્યોની નિમણૂક કારોબારી સમિતિના નહિ થાય.

૫. શાહી સનદી નોકરીઓમા અમલદારોની નિમણૂક આ યોજના અનુસાર રચાયેલી હિંદી સરકાર કરશે પરંતુ વડી ધારાસભા જે કાયદાઓ ઘડે તે અનુસાર અત્યારના અમલદારોના હિતનો વિચાર થશે.

૬. સામાન્ય રીતે હિંદી સરકાર પ્રાંતિક સરકારોની સ્થાનિક બાબતોમાં ડખલગીરી નહિ કરે; પ્રાંતિક સરકારોને જે વિષયોમાં સત્તા આપવામાં આવી નથી તેને લગતી સત્તા વડી સરકાર પાસે જ રહેશે. પ્રાંતિક સરકારોના વહીવટ પર સામાન્ય દેખરેખ અને અંકુશ રાખવામાં જ વડી સરકારની સત્તા મર્યાદિત રહેશે.

૭. આ યોજના અનુસાર રચાયેલી વડી સરકાર હિંદના રાજ્યતંત્ર તેમજ કાયદાને લગતા વિષયોમાં હિંદી વજીરથી સ્વતંત્ર રહેશે.

૮. હિંદી સરકારના હિસાબોને તપાસવાની સ્વતંત્ર વ્યવસ્થા કરવામાં આવશે.

## ૫. હિંદી વજીર અને તેની સભા

૧. હિંદી વજીરની સભા રદ કરવામાં આવશે.

૨. હિંદી વજીરનો પગાર બ્રિટનની તિજોરીમાંથી અપાશે.

૩. સંસ્થાનોનો પ્રધાન સંસ્થાનોના પ્રશ્નો વિષે જેવું સ્થાન ભોગવે છે તેવું જ સ્થાન હિંદી વજીર બની શકે ત્યાં સુધી હિંદને લગતા પ્રશ્નો વિષે ભોગવશે.

૪. હિંદી વજીરની મદદમાં બે કાયમી મંત્રીઓ રહેશે જેમાનો એક હિંદી જ હશે.

## ૬. હિંદ અને સામ્રાજ્ય

૧. સામ્રાજ્યના વિષયોની વ્યવસ્થા માટે કે તે પર અંકુશ રાખવા જે કોઈ સમિતિ અથવા સભા રચવામાં કે બોલાવવામાં આવે તેમાં સંસ્થાનોને

જે અધિકારો મળે છે તેવા જ સમાજ અધિકારો સાથે હિંદનું પ્રતિનિધિત્વ જાળવવામાં આવશે.

૨. શહેનશાહતનાં બીજાં સંસ્થાનોના સભ્યો નાગરિકો તરીકે જે જે અધિકારો ભોગવે છે તેવા જ સમાન અધિકારો હિંદીઓ પણ આખા સામ્રાજ્યમાં ભોગવશે અને એમનો દરજ્જો બીજાં સંસ્થાનોના સભ્યો જેવો જ રહેશે.

## ૭. લશ્કરી તેમજ બીજી બાબતો

૧. ઉંચા હોદ્દાવાળી તેમજ તે વગરની બધી જ લશ્કરી તેમજ નૌકા-સૈન્યને લગતી નોકરીઓ હિંદીઓ માટે બધી રીતે ખુલ્લી રહેશે. અને એમની પસંદગી અને તાલીમ માટે હિંદમાં બધી વ્યવસ્થા કરવામાં આવશે.

૨. સ્વયંસેવકો તરીકે દાખલ થવાની હિંદીઓને બધી જાતની છૂટ મળશે.

૩. હિંદના વહીવટી અમલદારોને ન્યાય વિષયક કશી સત્તા આપવામાં નહિ આવે. પ્રત્યેક પ્રાંતમાં ન્યાયને લગતી વ્યવસ્થા પ્રાંતની વડી અદાલત હસ્તક જ રહેશે.

૩

# કોમી ચુકાદો

(પા. ૭૨૪)

શહેનશાહ તરફથી કોમી ચુકાદો બહાર પડી ચૂકયો છે. તે નીચે પ્રમાણે છે:

૧. ગોળમેજી પરિષદની બીજી બેઠકને અંતે શહેનશાહની સરકાર વતી વડા પ્રધાને છેલ્લા ડિસેંબરની પહેલી તારીખે જે નિવેદન કર્યું હતું — આ નિવેદનને પાર્લામેન્ટે પૂર્ણ સંમતિ આપી હતી — તેમાં સ્પષ્ટપણે જાહેર થયું હતું કે કોમી પ્રશ્નો બાબત ગોળમેજી પરિષદમાં સંતોષકારક નિવેડો ન આવી શકયો અને બધી કોમોને માન્ય એવો તોડ કાઢવાની સૌ કોમોની અશક્તિ જણાઈ; પણ શહેનશાહની સરકારનો દૃઢ નિશ્ચય છે કે એ કારણે સુધારાની મજલ થંભી શકે નહિ; માટે તેમણે એક કામચલાઉ યોજના ઘડીને અને તેનો અમલ કરાવીને એ અડચણ દૂર કરવા ધાર્યું છે.

૨. ગયા માર્ચની તા. ૧૯મીએ કોમી સમાધાની ઉપર ન આવી શકવાથી નવું બંધારણ ઘડવાની યોજનાની પ્રગતિ અટકી પડે છે એવી શહેનશાહની સરકારને ખબર આપવામાં આવતાં તેણે જણાવ્યું કે એ મુશ્કેલ અને વિવાદગ્રસ્ત પ્રશ્નોની પોતે ફરીથી તપાસ ચલાવી રહી છે. હવે તેને સંતોષ થયો છે કે નવા બંધારણમાં

નાની કોમોને લગતા અમુક અમુક પ્રશ્નોનો નિકાલ કર્યા વિના બંધારણ ઘડવામા આગળ વધી શકાય એમ નથી.

## યોજનાનો વિસ્તાર

૩. આ કારણે શહેનશાહની સરકારે નિર્ણય કર્યો છે કે, પાર્લામેંટ આગળ જે યોજના રજૂ થશે તેમા નીચે જણાવેલી દરખાસ્તોનો સમાવેશ થશે આ યોજનાનો આશય પ્રાતિક ધારાસભાઓમા બ્રિટીશ હિંદની કોમોને પ્રતિનિધિત્વ આપવાની ગોઠવણ કરવા માટે છે. મધ્યસ્થ ધારાસભાના પ્રતિનિધિત્વની બાબત આગળ ઠેલાઈ છે, એના કારણો નીચે ૨૦મી કંડિકામાં આપવામા આવ્યા છે બંધારણના ઘડતરમા બીજી અનેક વાતોનો નિર્ણય કરવો પડશે એનુ આથી નથી વિસ્મરણ થતુ કે નથી એની અવગણના થતી. પણ એક વાર પ્રતિનિધિત્વની પ્રથાના અને પ્રમાણના મૂળભૂત પ્રશ્ન વિષે જાહેરાત કરવામા આવી હોય તો જુદી જુદી કોમો બીજા કોમી પ્રશ્નો કે જેની પૂરતી તપાસ થઈ નથી તે ઉપર સમાધાની ઉપર આવી શકે એવી આશા રાખી શકાય

૪. સરકાર એટલુ સ્પષ્ટ કરવા ઇચ્છે છે કે આ ચુકાદામાં ફેરફાર કરવાના આશયથી જુદી જુદી કોમો જે વાટાઘાટ કરશે તેમા તે (સરકાર) પક્ષકાર બનશે નહિ તેમજ તમામ લાગતા-વળગતા પક્ષોના ટેકા વગરની વિચારણા — અરજી — ઉપર ધ્યાન પણ આપવામા આવશે નહિ પણ કોઈ સર્વસમ્મત યોજનાનો તે સ્વીકાર નહિ કરે એવુ તો બનશે નહિ તેથી જો નવો હિંદી સુધારાનો કાયદો પાર્લામેંટ મંજૂર કરે તે પહેલા લાગતીવળગતી કોમો કોઈ પણ પ્રાત, પ્રાતે કે મધ્યસ્થ ધારાસભા માટે બીજી વ્યવહારુ યોજનામા સંમત થાય તો તેવી યોજનાની ભલામણ કરવા શહેનશાહની સરકાર તૈયાર રહેશે

૫ પ્રાતિક ધારાસભાઓમા, તેમજ જ્યા બીજી વડી સભા હોય ત્યા પહેલી નીચલી સભામા પ્રતિનિધિઓની સંખ્યા કંડિકા ૨૪મા દર્શાવ્યા પ્રમાણે રહેશે.

## અલગ મતદાર મંડળો

૬. મુસ્લિમ, યુરોપિયન અને શીખ મતદાર મંડળોને અપાયેલી બેઠકોની ચૂંટણી આખા પ્રાંતમાંથી અલગ કોમી મતદાર-મંડળોના મતદારો તરફથી થશે સિવાય કે અમુક ભાગ 'પછાત' ગણી તેમાંથી બાતલ રાખવામાં આવે

મતદારીની આ ગોઠવણ અને નીચે જણાવેલ બીજી વ્યવસ્થામાં લાગતીવળગતી કોમોની સંમતિથી દસ વર્ષ પછી ફેરફાર કરવાની સત્તા આપનારો પ્રબંધ બંધારણમાં કરવામાં આવશે

૭ જે હકદાર મતદારો મુસ્લિમ શીખ, હિંદી ખ્રિસ્તી, ઍંગ્લો ઇન્ડિયન કે યુરોપિયન મતદાર સંઘમાં નથી તેમને સામાન્ય વિભાગમાં મત આપવાનો અધિકાર રહેશે

૮ મુંબઈ પ્રાંતના મતદાર મંડળોમાં સાત બેઠકો મરાઠાઓ માટે અનામત રાખવામાં આવશે

## દલિત વર્ગો

૯. દલિત વર્ગના હકદાર મતદારો સામાન્ય મતદાર મંડળોમાં મત આપી શકશે પણ કેટલાક સમય સુધી આ એક જ માર્ગ દ્વારા ધારાસભાઓમાં તેમને પૂરતું પ્રતિનિધિત્વ મળવું અસંભવિત જણાવાથી તેમને માટે ખાસ બેઠકો રાખવી પડશે આ બેઠકો દલિત વર્ગોના અલગ મતદાર મંડળો દ્વારા પૂરવામાં આવશે અને આવી રીતે મત આપનાર સામાન્ય મતદાર સંઘોમાં પણ મત આપી શકશે આવાં મતદાર મંડળો જ્યાં દલિત વર્ગોની સંખ્યા પૂરતા પ્રમાણમાં હોય ત્યાં સ્થાપવાં અને મદ્રાસ સિવાય બીજે ઠેકાણે આખા પ્રાંતના વિસ્તારમાં ન સ્થાપવાં બંગાળમાં કેટલેક ઠેકાણે સામાન્ય મતદાર સંઘોમાં દલિત વર્ગો રહેશે એટલે વિશેષ તપાસ થાય ત્યાં સુધી એ પ્રાંતના દલિત વર્ગોના મતદાર મંડળ તરફથી ચૂંટાનાર સભ્યોની સંખ્યા નક્કી કરી નથી, પણ બંગાળાની ધારાસભામાં દલિત વર્ગોને ૧૦ કરતાં ઓછી બેઠકો ન મળે એવો ઇરાદો છે દરેક પ્રાંતમાં

આ પછાત વર્ગો માટેનાં મતદાર મંડળોનાં મત આપવાનો અધિકાર કોને કોને રહેશે એ હજુ નક્કી નથી કરવામાં આવ્યું. પરંતુ મોટે ભાગે (લોધિયન) કમિટી જે સિદ્ધાંતો સ્થાપિત કરશે તે ઉપરથી જ તે નક્કી કરવામાં આવશે.

શહેનશાહની સરકારનો એવો અભિપ્રાય છે કે દલિત વર્ગોના આવાં અલગ મતદાર મંડળો અમુક મર્યાદિત સમય સુધી જ રાખવાં પડશે. તેથી બંધારણમાં એવી ગોઠવણ કરવામાં આવશે કે જો છઠ્ઠા ફકરામાં જણાવેલી સગવડો અનુસાર તે રદ નહિ થયાં હોય તો ૨૦ વર્ષ બાદ તેમને રદ કરવામાં આવશે.

## હિંદી ખ્રિસ્તીઓ

૧૦ હિંદી ખ્રિસ્તીઓને અપાયેલી બેઠકોની ચૂંટણી અલગ કોમી મતદારમંડળ દ્વારા થશે. મદ્રાસ સિવાય અન્યત્ર આખા પ્રાંતમાં આવાં મંડળો સ્થાપવામાં મુશ્કેલી નડશે એટલે પ્રાંતના એક બે વિભાગમાં જ ખાસ આવાં મંડળો સ્થાપવાં પડશે. આ કોમી મતદારમંડળોમાં મત આપનારા હિંદી ખ્રિસ્તીઓ સામાન્ય મતદાર મંડળોમાં મત નહિ આપી શકે. આવા વિભાગ બહારના હિંદી ખ્રિસ્તીઓ સામાન્ય મતદારમંડળોમાં મત આપી શકશે.

## ઍંગ્લો ઇન્ડિયન

૧૧. એવી જ રીતે ઍંગ્લો ઇન્ડિયન કોમને આપેલી બેઠકોની ચૂંટણી પણ અલગ કોમી મતદારમંડળો દ્વારા થશે. આખા પ્રાંતના વિસ્તારમાં આ મતદારમંડળો ગણાશે અને ટપાલ દ્વારા મત આપી શકાશે. પણ આ બાબતમાં આખરી નિકાલ હજી થયો નથી.

## પછાત વર્ગોની બેઠકો

૧૨. પછાતવર્ગો માટેની બેઠકો કેમ પૂરવી તે હજી વિચારાધીન રહ્યું છે. અને તેથી અત્યારે જે સંખ્યા નક્કી થાય છે તે તાત્કાલિક સમજવી.

## સ્ત્રીઓ માટે બેઠકો

૧૩. નવી ધારાસભાઓમાં સ્ત્રી સભાસદોનું અમુક પ્રમાણ જળવાવું જોઈએ એવું શહેનશાહની સરકારનું માનવું છે અને એ વાતને

તે અતિ મહત્ત્વની માને છે. અને સ્ત્રીઓ માટે અમુક બેઠકો મુકરર રાખ્યા વગર તે હેતુ સધાય એમ નથી એમ તેને લાગે છે; તેમજ સ્ત્રી સભાસદોની સંખ્યા એક જ કોમમાં અપ્રમાણસર રીતે ન લેવાવી જોઈએ તેથી જુદી જુદી કોમો વચ્ચે વહેંચાયેલી બેઠકોમાં અમુક બેઠકો સ્ત્રીઓ માટે અલગ રાખવામાં આવી છે. મત આપવાની ખાસ વ્યવસ્થા કેવી રાખવી એનું ચોક્કસ ધોરણ વિચારાઈ રહ્યું છે.

## કામદારોનું પ્રતિનિધિત્વ

૧૪. કામદારોને અપાયેલી બેઠકો કોમી સિવાયનાં મતદાર-મંડળોમાંથી જ પૂરવામાં આવશે. પણ ઘણાખરા પ્રાંતોમાં કામદાર મતદારમંડળો, કામદારમંડળોનાં જ બનશે.

## વેપાર–ઉદ્યોગોનું સ્થાન

૧૫. વેપાર, ઉદ્યોગ, ખાણો, તથા બગીચાવાળાઓને અપાયેલી બેઠકો વેપારી મંડળો અને જુદી જુદી સંસ્થાઓ દ્વારા પુરાશે. મતદાનપ્રથાની વિગતો વિચારાશે.

## જમીનદારોને

૧૬. જમીનદારોને અપાયેલી ખાસ બેઠકો એમનાં ખાસ મંડળો મારફત પુરાશે.

૧૭. વિદ્યાપીઠો ( યુનિવરસિટીઓ ) ની બેઠકો પૂરવાની રીતિ હજી નિશ્ચિત થઈ નથી.

૧૮. પ્રાંતિક ધારાસભાઓમાં પ્રતિનિધિત્વના આ પ્રશ્નો નક્કી કરવામાં શહેનશાહની સરકારને વિગતોમાં ઊતર્યા વિના ચાલે તેમ નથી. તેમ છતાં મતદારમંડળોનો નિર્ણય કરવાનો રહે છે; અને એ કાર્ય હિંદમાં જેમ બને તેમ ત્વરાથી થવું જોઈએ. અમુક પ્રાંતોમાં અત્યારે અપાયેલી બેઠકોમાં કંઈક ફેરફાર કરી શકાય અને કોમો વચ્ચેના આવશ્યક પ્રમાણને બાધ ન આવે એવી રીતે ફેરફાર કરવાનો સરકાર હક રાખે છે; પણ આવો ફેરફાર બંગાળામાં અને પંજાબમાં નહિ કરવામાં આવે.

## વડી સભાઓ

૧૯. શહેનશાહની સરકાર કયા પ્રાંતોમાં વડી સભાઓ ઊભી કરવી તેનો પૂરતો વિચાર કરી શકી નથી. તેમનું બંધારણ નીચલી સભાના બંધારણમાં કોમ કોમ વચ્ચે જે પ્રમાણ જળવાયું હોય તેમાં વિક્ષેપ નાખનારું ન હોવું જોઈએ એમ તો એનું ચોક્કસ માનવું છે.

## મધ્યસ્થ ધારાસભા

૨૦. મધ્યસ્થ ધારાસભાના બંધારણના પ્રશ્નમાં અત્યારે સરકાર ઊતરવા માગતી નથી; કારણ કે તેમાં બીજા મુદ્દાઓ સાથે દેશી-રાજ્યોના પ્રતિનિધિત્વનો મુદ્દો સમાયેલો છે અને તે માટે હજી વધુ વિચારણા જરૂરી છે. એમાં સઘળી કોમોના પ્રતિનિધિત્વનો પણ પૂરો વિચાર સરકાર કરશે જ.

## સિંધ : અલગ પ્રાંત

૨૧. સંતોષકારક નાણાંની વ્યવસ્થા થઈ શકે તો સિંધને અલગ પ્રાંત બનાવવાની ભલામણ સરકાર સ્વીકારે છે જો કે તેને લગતા ઝીણવટભર્યા નાણાંખાતાના પ્રશ્નોની ચર્ચા બાકી છે એટલે આ યોજનામાં સ્વતંત્ર અને મુંબઈ સાથે એમ બે રીતે એનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

૨૨. બિહાર અને ઓરીસાને માટે આપેલા આંકડા હાલના પ્રાંતને અનુલક્ષીને છે. ઓરીસાને અલગ પ્રાંત બનાવવાનો પ્રશ્ન વિચારાઈ રહ્યો છે.

૨૩. ૨૪ મી કંડિકામાં આપવામાં આવેલ કોઠા ઉપરથી કોઈ એવું અનુમાન ન કરે કે વરાડનો છેવટનો નિર્ણય થઈ ચૂક્યો છે.

૨૪. પ્રાંતવાર બેઠકો નીચે પ્રમાણે મુકરર કરવામાં આવે છે.

| | મધ્ય પ્રાન્તો (વરાડ સાથે) | આસામ | સરહદ પ્રાન્તો | મુંબઈ (સિંધ સિવાય) | સિંધ |
|---|---|---|---|---|---|
| સામાન્ય બેઠકો | ૭૭ (૩ સ્ત્રીઓ) | ૪૪ (૧ સ્ત્રી) | ૯ (સ્ત્રી માટે ખાસ નહિ) | ૧૦૯ (૫ સ્ત્રીઓ) | ૧૯ (૧ સ્ત્રી) |
| દલિત વર્ગો | ૧૦ | ૪ | શીખ ૩ | ૧૦ | |
| 'પછાત'ભાગોના પ્રતિનિધિઓ | ૧ | ૯ | | ૧ | |
| મુસલમાનો | ૧૪ (સ્ત્રી માટે ખાસ નહિ) | ૩૪ (સ્ત્રી માટે ખાસ નહિ) | ૩૬ | ૩૦ | ૩૪ (૧ સ્ત્રી) |
| હિંદી ખ્રિસ્તી | | ૧ | | ૩ (સ્ત્રી માટે ખાસ નહિ) | |
| એંગ્લોઇન્ડિયન | ૧ | | | ૨ | |
| યુરોપિયન | ૧ | ૧ | | ૩ | ૨ |
| વ્યાપાર, ઉદ્યોગ, ખાણ, બગીચા | ૨ | ૧૧ | | ૭ | ૨ |
| જમીનદારો | ૩ | | ૨ | ૨ | ૨ |
| વિદ્યાપીઠો (યુનિવર્સિટી) | ૧ | | | ૧ | |
| મજૂર | ૨ | ૪ | | ૭ | ૧ |
| | ૧૧૨ | ૧૦૮ | ૫૦ | ૧૭૫ | ૬૦ |

| | મદ્રાસ | મુંબઈ (સિંધ સાથે) | બંગાળ | સંયુક્ત પ્રાંતો | પંજાબ | બિહાર અને ઓરિસા |
|---|---|---|---|---|---|---|
| સામાન્ય બેઠકો | ૧૩૪ (૬ સ્ત્રી) | ૭૬(૫ સ્ત્રીઓ) | ૮૦ (૨ સ્ત્રીઓ) | ૧૩૨ (૪ સ્ત્રીઓ) | ૪૩ (૧ સ્ત્રી) | ૯૯ (૩ સ્ત્રી) |
| દલિત વર્ગો | ૧૮ | ૧૦ | | ૧૨ | (શીખો) ૩૨ (૧ સ્ત્રી) | ૭ |
| 'પછાત' ભાગોના પ્રતિનિધિઓ | ૧ | ૧ | | | | ૮ |
| મુસલમાનો | ૨૯ (૧સ્ત્રી) | ૬૩ | ૧૧૯(૨ સ્ત્રીઓ) | ૬૬ (૨ સ્ત્રીઓ) | ૮૬ (૨ સ્ત્રીઓ) | ૪૨ (૩ સ્ત્રી) |
| હિંદી ખ્રિસ્તી | ૯ (૧ સ્ત્રી) | ૩ (સ્ત્રીમાટે ખાસ નહિ) | ૨ (સ્ત્રી માટે ખાસ નહિ) | ૨ (સ્ત્રી માટે ખાસ નહિ) | ૨ (સ્ત્રીઓ માટે ખાસ નહિ) | ૨ સ્ત્રીઓ માટે ખાસ નહિ ) |
| એંગ્લો ઇન્ડિયન | ૨ | ૨ | ૪ ( ૧ સ્ત્રી) | ૧ | ૧ | ૧ |
| યુરોપિયન | ૩ | ૪ | ૧૧ | ૨ | ૧ | ૨ |
| વ્યાપાર, ઉદ્યોગ, ખાણ, બગીચા | ૬ | ૮ | ૧૯ | ૩ | ૧ | ૪ |
| જમીનદારો | ૧ | ૩ | ૫ | ૬ | ૫ | ૫ |
| વિદ્યાપીઠો (યુનિવર્સિટી) | ૧ | ૧ | ૨ | ૧ | ૧ | ૧ |
| મજૂર | ૬ | ૮ | ૮ | ૩ | ૩ | ૪ |
| | ૨૧૫ | ૨૦૦ | ૨૫૦ | ૨૨૮ | ૧૭૫ | ૧૭૫ |

| | મધ્ય પ્રાન્તો (વરાડ સાથે) | આસામ | સરહદ પ્રાન્તો | મુબઈ (સિંધ સિવાય) | સિંધ |
|---|---|---|---|---|---|
| સામાન્ય બેઠકો | ૭૭ (૩ સ્ત્રીઓ) | ૪૪ (૧ સ્ત્રી) | ૮ (સ્ત્રી માટે ખાસ નહિ) | ૧૦૯ (૫ સ્ત્રીઓ) | ૧૯ (૧ સ્ત્રી) |
| દલિત વર્ગો | ૧૦ | ૪ | શીખ ૩ | ૧૦ | |
| પછાત ભાગોના પ્રતિનિધિઓ | ૧ | ૮ | | ૧ | |
| મુસલમાનો | ૧૪ (સ્ત્રી માટે ખાસ નહિ) | ૩૪ (સ્ત્રી માટે ખાસ નહિ) | ૩૬ | ૩૦ | ૩૪ (૧ સ્ત્રી) |
| હિંદી ખ્રિસ્તી | | ૧ | | ૩ (સ્ત્રી માટે ખાસ નહિ) | |
| એંગ્લોઇન્ડિયન | ૧ | | | ૨ | |
| યુરોપિયન | ૧ | ૧ | | ૩ | ૨ |
| વ્યાપાર, ઉદ્યોગ, ખાણ, બગીચા | ૨ | ૧૧ | | ૭ | ૨ |
| જમીનદારો | ૩ | | ૨ | ૨ | ૨ |
| વિદ્યાપીઠો (યુનિવર્સિટી) | ૧ | | | ૧ | |
| મજૂર | ૨ | ૪ | | ૭ | ૧ |
| | ૧૧૨ | ૧૦૮ | ૫૦ | ૧૭૫ | ૬૦ |

## વિશિષ્ટ મતદારમંડળો

વેપાર, ઉદ્યોગ, બગીચા અને ખાણો માટેની બેઠકો જે વ્યાપારીમંડળો દ્વારા પુરાશે તેમાં કેટલેક ઠેકાણે મોટે ભાગે યુરોપિયનો હશે, કેટલેક ઠેકાણે મોટે ભાગે હિંદીઓ હશે પણ કાયદાથી એનું પ્રમાણ નક્કી કરી શકાશે નહિ. એથી નિશ્ચિતપણે કહી શકાતું નથી કે દરેક પ્રાંતમાં કેટલા યુરોપિયનો અને કેટલા હિંદીઓનો સમાવેશ થશે.

પણ સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે લગભગ નીચે પ્રમાણેની સંખ્યામાં બેઠકો વહેંચાશે :

| | યુરોપિયનો | હિંદીઓ |
|---|---|---|
| મદ્રાસ | ૪ | ૨ |
| મુંબઈ (સિંધ સહિત) | ૫ | ૩ |
| બંગાળ | ૧૪ | ૫ |
| સંયુક્ત પ્રાંતો | ૨ | ૧ |
| પંજાબ | ૧ | ૦ |
| બિહાર–ઓરીસા | ૨ | ૨ |
| મધ્ય પ્રાંતો (વરાડ સહિત) | ૧ | ૧ |
| આસામ | ૮ | ૩ |
| મુંબઈ (સિંધ સિવાય) | ૪ | ૩ |
| સિંધ | ૧ | ૧ |

સિંધ અલગ પડો યા ન પડો છતાં ૭ જગ્યા મગદાઓ માટે અનામત રહેશે જ.

બંગાળમાં દલિત વર્ગો માટે જે બેઠકો મુકરર હજી થઈ નથી તે કોઈ પણ પ્રકારે દશથી વધુ રહેશે નહિ. સામાન્ય બેઠકોની સંખ્યા ખાસ દલિત વર્ગોની સંખ્યા સાથે ૩૦ રહેશે.

પંજાબમાં જમીનદારોની બેઠકોમાંની એક ખાસ "જમીનદાર" માટે રહેશે.

આસામની સામાન્ય બેઠકોમાંની એક સ્ત્રીબેઠક શીલોંગના અ–કોમી મતદારમંડળે ચૂંટવાની રહેશે.

## વડા પ્રધાનનું સ્પષ્ટીકરણ

કોમી ચુકાદા અંગેનું શહેનશાહની સરકારનું નિવેદન બન્ને દેશોમાં એક સાથે પ્રકટ થાય છે એના પ્રમાણ સમયે વડાપ્રધાને નીચેનું નિવેદન બહાર પાડયું છે

'નાની કોમોના પ્રશ્નોમાં છેલ્લા બે વર્ષોથી જે ઊંડો રસ હું વડા પ્રધાન તરીકે નહિ પણ હિંદના એક દોસ્ત–હિતેચ્છુ–તરીકે લઈ રહ્યો છું એ જોતા મારે આ અતિ અગત્યના કોમી ચુકાદા વિષે બે બોલ ઉચ્ચારવા રહ્યા

કોમી પ્રશ્નોમાં અમે પડવા માગતા જ ન હતા કદી આ પ્રશ્નોનો નિકાલ હિંદીઓએ આપસમાં કરી લેવો જોઈએ એ અમે જ્યારે ગોળમેજી પરિષદની બન્ને બેઠકો સમયે પ્રયત્ન કરતા હતા ત્યારે સાવ સ્પષ્ટ કર્યું હતું અમને પહેલેથી જ એમ લાગ્યું છે કે, જે કંઈ નિકાલ અમે આણીશું તે સર્વ કોમોને સર્વ રીતે સંતોષ આપનાર નીવડશે નહિ અને તેથી દરેક કોમને કંઈકને કંઈક કહેવાનું રહેશે જ, પરંતુ આખરે તો સૌ અમારું દૃષ્ટિબિંદુ સમજશે અને સુધારાની જે નવી યોજના ઘડાઈ રહી છે અને જેથી હિંદ બ્રિટિશ સામ્રાજ્યમાં નવું સ્થાન પ્રાપ્ત કરશે તેને સાંગોપાંગ પાર ઉતારવા સૌ કોમો મદદ કરશે

### સર્વસંમત યોજનાથી ફેરફાર થઈ શકશે

'અમારો ધર્મ સ્પષ્ટ હતો સૌ કોમોએ પરસ્પર મળીને કાંઈ તોડ ન આણ્યો ત્યારે સુધારાને નડતરરૂપ થાય એવા વિઘ્નોને દૂર કરવા શહેનશાહની સરકારને વચ્ચે પડવું પડ્યું આ યોજના કાયદાનું રૂપ ધારે તે પહેલાં જો કોમો સર્વસંમત યોજના રજૂ કરશે તો અમને અતિ આનંદ થશે પણ જૂના અનુભવને આધારે અમને ખાતરી થઈ છે કે હવે વધારે વાટાઘાટ શક્ય નથી, તેથી કાંઈ વિશેષ લાભ થશે નહિ અને સરકાર તેમાં કોઈ પણ પ્રકારે પક્ષકાર બનશે નહિ પણ સરકાર પોતાની યોજનાને બદલે બીજી કોઈ પણ સર્વસંમત યોજના એક કે વધારે જાતના સબંધે હશે તેને સ્વીકારશે

## જુદાં મતદારમંડળોનો બચાવ

'સરકારના આ ચુકાદાનું રહસ્ય સમજવા માટે કયા સંજોગોમાં સરકારને એ નિર્ણય કરવો પડ્યો હતો તે ધ્યાનમાં રાખવું પડશે. છેલ્લા કેટલાક વર્ષોથી મતનરોની કલા અને સ્થાનોનું વર્ગીકરણ કરી જુદા મતદારમંડળો સ્થપાવાથી 'નાની કોમોને પોતાના હકો વધારે સચવાયલા લાગ્યા છે છેલ્લા સુધારાઓના વિકાસક્રમમાયે જુદા મતદારમંડળોને સ્થાન મળતું જ કર્યું છે. સરકારને પોતાને એકસરખી સામાન્ય મતદાનપ્રથા પસંદ છે, પણ નાની કોમો જે પ્રથા એમના લાભના માને છે તેને નાબૂદ કરવી અશક્ય છે. આ ચાલતી આવતી પ્રથાના જૂના કારણો તપાસવાથી કંઈ અર્થ સરવાનો નથી હું તો ભવિષ્યનો વિચાર વધારે કરું છું. નાની અને મોટી કોમો એખલાસથી કામ કરતી જોવા હું ઘણો આતુર છું જેથી જુદા જુદા રક્ષણોની જરૂર ન રહે. પણ એવી પરિસ્થિતિ ઊભી થાય ત્યાં સુધી તો સરકારે વસ્તુસ્થિતિનો વિચાર કરવો રહ્યો અને આ વિશિષ્ટ પ્રતિનિધિત્વની પ્રથા અખત્યાર કરવી પડે છે.

## દલિત વર્ગોનું સ્થાન

'આ ચુકાદામાં બે મુદ્દાઓ સમાયેલા છે અને મારે તે વિષે કહેવું જોઈએ. પહેલો મુદ્દો દલિત વર્ગો વિષેનો અને બીજો સ્ત્રીઓના પ્રતિનિધિત્વ અંગેનો બન્નેને જે જરૂરી છે એ જો સરકાર ન આપે તો સુધારાની કોઈ પણ યોજના સંપૂર્ણ ન ગણી શકાય.

'દલિત વર્ગોને અમે જુદા પાડવા નથી માંગતા. જો કે તેમના ખાસ પ્રતિનિધિને સ્થાન છે છતાયે તેઓ સંયુક્ત હિંદુ મતદારમંડળો દ્વારા મત આપશે; પણ જ્યાં એમની વસ્તી મોટા પ્રમાણમાં હશે ત્યાં ૨૦ વર્ષ સુધી એમના ખાસ મતદારમંડળો દ્વારા એમને પ્રતિનિધિત્વ મળશે. એમનામાંના કેટલાકને બે ઠેકાણે મત આપવાનો અધિકાર એક ફાયદો છે, પરંતુ એમના હકોનું વિશેષ રક્ષણ થવું જોઈએ તથા એમનો ઉદ્ધાર થવો જોઈએ એ દૃષ્ટિએ આ બે મતનો બચાવ કરી શકાશે.

## સ્ત્રીઓના હકો

'સ્ત્રીઓ આજે જે ભાગ ભજવી રહી છે તે હિંદની પ્રગતિની એક ચાવી છે હિંદુસ્તાનની સ્ત્રીઓ જ્યાં સુધી કેળવાય નહિ, સંસ્કારી બને નહિ, જાગૃત થાય નહિ ત્યાં સુધી ભારતવર્ષ જે ધ્યેયને પહોંચવાની આશા રાખે છે તેને પહોંચી શકાય એમ નથી કોમીતત્ત્વ ઉપર સ્ત્રીઓને પ્રતિનિધિત્વ મળે એ સામે સખત વિરોધ છે પણ દરેક કોમમાં અલગ અલગ એકડો નાખી મૂકવા સિવાય બીજો માર્ગ નથી

'મારા આ સ્પષ્ટીકરણ સાથે હું હિંદીજનતાને આ ચુકાદો સ્વીકારવા ભલામણ કરું છું આ નિર્ણયથી સર્વને સંતોષ થવાનો નથી પણ એટલું યાદ રાખવું જોઈએ કે ઘણા ઘણા આગ્રહ અને યત્ન છતાં કોમો આપસમાં સર્વમાન્ય સમજૂતી ન કરી શકી ત્યારે આ ચુકાદો આપવો પડ્યો છે

## કોમી સહકાર અને પ્રગતિની મજલ

'આખરે આ સવાલનો નિકાલ હિંદીઓ જ આણી શકે. સરકારને તો એટલી આશા રહે છે કે આથી બંધારણીય પ્રગતિના માર્ગમાંનો એક અંતરાય દૂર થશે અને કામો આ ઉપર વિશેષ ધ્યાન આપશે અને બીજા ઘણા સવાલોનો નિવેડો આણશે હિંદની સર્વ કોમોના અગ્રણીઓ આ પરિસ્થિતિને યથાર્થ રીતે સમજશે અને કોમી સહકાર એ પ્રગતિનું મુખ્ય પગથિયું છે એમ માની, આ સુધારાઓને પાર પાડવાની જવાબદારી સમજશે — સ્વીકારશે એવી આશા રાખવામાં આવે છે '

## ગોળમેજી પરિષદમાં સૂચવાયેલ કરાર તથા કોમી ચુકાદો

### ભલામણોનો તુલનાત્મક અભ્યાસ

અમે નીચે નાની કોમોનો કરાર અને શહેનશાહની સરકારનો કોમી ચુકાદો, એ બન્નેની ભલામણોની સરખામણી કરીએ છીએ

| પ્રાંત | ધારાસભાની કુલ સંખ્યા | હિંદુઓ સવર્ણ | હિંદુઓ દલિત | કુલ | મુસલમાન | ખ્રિસ્તીઓ | એંગ્લો-ઇંડિયન | યુરોપિયનો | જંગલી જાતો | શીખો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| આસામ | કરાર ૧૦૦ | ૩૮ | ૧૩ | ૫૧ | ૩૫ | ૩ | ૧ | ૧૦ | | |
| | ચુકાદો ૧૦૮ | ૪૪ | ૪ | ૪૮ | ૩૪ | ૧ | | ૭ | ૯ | |
| બંગાળા | કરાર ૨૦૦ | ૩૮ | ૩૫ | ૭૩ | ૧૦૨ | ૨ | ૩ | ૨૦ | | |
| | ચુકાદો ૨૫૦ | ૭૦ | ૧૦ | ૮૦ | ૧૧૯ | ૨ | ૪ | ૧૧ | | |
| બિહાર અને | કરાર ૧૦૦ | ૫૧ | ૧૪ | ૬૫ | ૨૫ | ૧ | ૧ | ૫ | ૩ | |
| ઓરિસ્સા | ચુકાદો ૧૭૫ | ૯૯ | ૭ | ૧૦૬ | ૪૨ | ૨ | ૧ | ૨ | ૮ | |
| મુંબઈ | કરાર ૨૦૦ | ૮૮ | ૨૮ | ૧૧૬ | ૬૬ | ૨ | ૩ | ૧૩ | | |
| | ચુકાદો ૨૦૦ | ૮૭ | ૧૦ | ૯૭ | ૬૩ | ૩ | ૨ | ૪ | | |
| મદ્રાસ | કરાર ૨૦૦ | ૧૦૨ | ૪૦ | ૧૪૨ | ૩૦ | ૧૪ | ૪ | ૮ | ૨ | |
| | ચુકાદો ૨૧૫ | ૧૩૪ | ૧૮ | ૧૫૨ | ૨૯ | ૬ | ૨ | ૩ | ૧ | |
| પંજાબ | કરાર ૧૦૦ | ૧૪૧ | ૧૦ | ૨૪ | ૫૧ | ૧.૫ | ૧.૫ | ૨ | | ૨૦ |
| | ચુકાદો ૧૭૫ | | | ૪૩ | ૮૬ | ૨ | ૧ | ૧ | | ૩૨ |
| સંયુક્તપ્રાંતો | કરાર ૧૦૦ | ૪૪ | ૨૦ | ૬૪ | ૩૦ | ૧ | ૨ | ૩ | | |
| | ચુકાદો ૨૨૮ | ૧૩૨ | ૧૨ | ૧૪૪ | ૬૬ | ૨ | ૧ | ૨ | | |
| મધ્યપ્રાંતો | કરાર ૧૦૦ | ૫૮ | ૨૦ | ૭૮ | ૧૫ | ૧ | ૨ | ૨ | ૨ | |
| | ચુકાદો ૧૧૨ | ૭૭ | ૧૦ | ૮૭ | ૧૪ | ૧ | ૧ | ૧ | ૨ | |

## ૪

## હિંદ અને બ્રિટન વચ્ચેના વ્યાપારી કરાર—૧૯૩૫

શહેનશાહની સરકાર વતી મર વૉલ્ટર રન્સિમેને અને હિંદી સરકાર વતી મર બી. એન. મિત્રે ગઈ કાલે લંડનમાં જે કરાર ઉપર સહી કરી છે તેમાં બીજી વસ્તુઓ સાથે એક વાત એમ ઠરાવવામાં આવી છે કે, જ્યારે ટૅરિફ બોર્ડ આગળ હિંદી ઉદ્યોગોના રક્ષણની તપાસ ચાલશે ત્યારે હિંદી સરકાર સામ્રાજ્યમાંના કોઈ પણ લાગતાવળગતા ઉદ્યોગોને એમની સ્થિતિ રજૂ કરવાનો પૂરતો અવકાશ આપશે.

રક્ષણની મુદતમાં જો કોઈ પણ આકસ્મિક ભારે પલટો થશે તો હિંદી સરકાર એવી બાંહેધરી આપે છે કે શહેનશાહની સરકારના કહેવાથી અથવા એમની પોતાની મરજીથી ચાલુ જકાતના ધોરણની યોગ્યાયોગ્યતાની કલમ ૩માં પ્રસ્થાપિત થયેલ નીતિ પ્રમાણે પોતે તપાસ કરાવશે; અને સામ્રાજ્યના લાગતાવળગતા કોઈ પણ ઉદ્યોગધંધાના પ્રતિનિધિઓને સાંભળશે.

### મૂળ કરાર

ન્યૂ દિલ્લી,

૧૦, જાન્યુઆરી, ૧૯૩૫

શહેનશાહ સરકાર વતી સર રન્સિમેને અને હિંદી સરકાર વતી સર બી. એન, મિત્રે લંડનમાં ગઈ કાલે ઓટાવા કરારની પૂર્તિરૂપે જે કરાર ઉપર સહી કરી છે તે નીચે પ્રમાણે છે.

## પ્રસ્તાવના

ઓટાવામાં થયેલ વ્યાપારી કરારની હયાતીમાં શહેનશાહની સરકાર અને હિંદી સરકાર પરસ્પર બંધાય છે કે નીચે જણાવેલ કબૂલાતો — બાંહેધરીઓ — એ કરારની પૂર્તિરૂપે લેખાશે :

૧. જો કે હિંદુસ્તાનના હિતની દૃષ્ટિએ બહારની ઉત્પત્તિની આયાતની સામે હિંદી ઉદ્યોગોને રક્ષણ મળવું આવશ્યક છે, છતાં શહેનશાહની સરકાર અને હિંદી સરકાર એમ સ્વીકારે છે કે બ્રિટિશ સામ્રાજ્યની ઉત્પત્તિની આયાત સામે જકાતનું ધોરણ સખત રાખવા કરતા પરદેશી માલ સામે સખત જકાતનું ધોરણ હોય એવી સરતો હોવી જોઈએ.

૨. શહેનશાહની સરકાર એમ માને છે કે ચાલુ સંજોગોમાં આયાત ઉપર જકાત એ હિંદી સરકારની આવકનું અનિવાર્ય સાધન છે અને તેથી આવકની દૃષ્ટિનો ખ્યાલ પણ જકાતનું ધોરણ ઠરાવવામાં રાખવું જોઈએ.

## રક્ષણનીતિ

૩. વડી ધારાસભાના સન ૧૯૨૩ ના ફેબ્રુઆરીની ૨૩ મી તારીખે પસાર થયેલા ઠરાવ અનુસાર રક્ષણનું ધોરણ નક્કી થશે અને એ ધોરણે જે ઉદ્યોગોને રક્ષણ મળવું જોઈએ એમને ટેરિફબોર્ડે કરેલ તપાસ પછી રક્ષણ આપવા હિંદી સરકાર જુમ્મેદારી લે છે. પરંતુ ૧૯૩૩ના સંરક્ષણના કાયદા પ્રમાણે કોઈ પણ ઉદ્યોગને અપાતા સંરક્ષણને આ જુમ્મેદારી લાગુ પડશે નહિ.

હિંદી સરકાર એવી પણ જુમ્મેદારી લે છે કે રક્ષણનું ધોરણ એવું રહેવું જોઈએ કે જેથી સામ્રાજ્યના માલને નુકસાન ન પહોંચે અને આ કલમના અર્થ પ્રમાણે સામ્રાજ્યના માલ ઉપર જકાતનું ધોરણ નીચું રહેશે.

જકાતનું ધોરણ સામ્રાજ્યના માલને ધોખો પહોંચે એવી રીતે બદલી શકાશે નહિ.

આવકની દૃષ્ટિએ જરૂર જણાય તો રક્ષણજકાત કરતાં વધુ જકાત આયાત માલ ઉપર નાંખવાનો હક્ક આ કલમના કોઈ પણ ભાગથી માર્યો જતો નથી.

## વચ્ચે તપાસ

૪ હિંદી ઉદ્યોગોને ખાસ ફાયદો કરનાર રક્ષણ માટે ટૅરિફ-બોર્ડ આગળ તપાસ ચલાવવામાં આવે ત્યારે સામ્રાજ્યના ચાલતા કોઈ પણ લાગતાવળગતા ઉદ્યોગધંધાવાળાને પોતાનો પક્ષ રજૂ કરવાની પૂરેપૂરી સગવડ આપવામાં આવશે અને એમની વિરુદ્ધ થયેલ દલીલોનો રદિયો આપવાનો પણ અવસર એમને આપવામાં આવશે રક્ષણની મુદત દરમિયાન જો કોઈ પણ આકસ્મિક ભારે ફેરફારો જકાતમાં થશે તો હિંદી સરકાર એવી બાંયધરી આપે છે કે શહેનશાહની સરકારના કહેવાથી અથવા પોતાની મેળે ચાલુ જકાતના ધોરણની યોગ્યાયોગ્યતાની કલમ ૩ માં પ્રસ્થાપિત થયેલ નીતિ પ્રમાણે પોતે તપાસ કરાવશે અને આ તપાસમાં સામ્રાજ્યના કોઈ પણ લાગતાવળગતા ધંધાવાળાઓને પૂરેપૂરી રીતે સાંભળશે.

૫ જે તૈયાર વસ્તુઓની આયાત ઉપર જુદી જુદી રક્ષણ-નીતિની દૃષ્ટિએ જકાત લેવાતી હોય અને એવી વસ્તુઓ તૈયાર કરવા માટે જે કાચો કે અર્ધ તૈયાર માલ હિંદ બહાર મોકલવો પડે અને એને માટે પરસ્પરના સહકારથી જે પગલાં યોજાય તે ઉપર શહેનશાહની સરકાર પૂરતું ધ્યાન આપશે ઓટાવા કરારની ૬ ઠ્ઠી કલમ પ્રમાણે અત્યાર પહેલાં જ હિંદુસ્તાનનું રૂ ખપાવવા માટે જે પગલાં લેવાયાં છે તે પ્રત્યે હિંદી સરકારનું ધ્યાન ખેંચવામાં આવે છે, અને એવી ખાતરી આપવામાં આવે છે કે જ્યાં જ્યાં શક્ય હશે ત્યાં ત્યાં બીજા વ્યાપારીઓના સહકારથી હિંદનું રૂ બધી રીતે ખપાવવાના પ્રયત્નો થશે

૬ પાછલી કલમમાં જણાવ્યા પ્રમાણે શહેનશાહની સરકાર એવી બાંહેધરી આપે છે કે અત્યારે જકાતમાફ લોખંડ એ રીતે જ આવ્યા કરશે અને ૧૯૩૪ના આયર્ન ઍન્ડ સ્ટીલ પ્રોટેક્શન કાયદાને અને એ જ કાયદાની કલમ ૨ પ્રમાણે સુધારેલ ૧૮૯૪ના ઇન્ડિયન ટૅરિફ ઍક્ટને બાધ ન નડે એ રીતે એ પ્રથા ચાલુ રહેશે

૭ શહેનશાહની સરકાર અને હિંદી સરકાર એવી ખાતરી આપે છે કે આ કરારને લગતી બધી બાબતોમાં હિંદના કે

સામ્રાજ્યના ઉદ્યોગધંધાવાળાઓની પરિષદના ઠરાવો ઉપર તથા તેમની વિચારણા ઉપર પૂરતું ધ્યાન અપાશે

## મોદી–લીસ કરાર

એટાવા કરારની પૂર્તિરૂપે ઇંગ્લંડના વ્યાપારીમંડળના પ્રમુખ મિ૦ વૉલ્ટર રન્સિમૅન અને હિંદના હાઈ કમિશ્નર સર બી એન મિત્ર વચ્ચે જે પત્રવ્યવહાર થયો છે તે પ્રસિદ્ધ કરવામા આવ્યો છે.

મિ૦ રન્સિમૅનનો પહેલો કાગળ:

"સાહેબ, શહેનશાહની સરકારના ફરમાનથી જણાવવાની રજા લઉં છુ કે જો પરદેશી રૂના વેચાણની હરીફાઈની સામે સામ્રાજ્યના રૂના વેચાણ માટે સામ્રાજ્યના સસ્થાનો જો ખાસ સગવડ આપશે તો તેની સગવડ હિંદના રૂ માટે પણ સૂચવાશે. સન ૧૯૩૩ના ઑક્ટોબરની ૨૮મી તારીખે લેંકેશાયરના પ્રતિનિધિમંડળ અને મુબઈના મિલમાલિકોના મંડળ સાથે થયેલ કરાર જ્યાં સુધી ચાલુ હશે ત્યા સુધી જ ઉપરની વાત બંધનકારક લેખાશે"

ઉપરના પત્રનો ઉત્તર આપતા સર મિત્ર લખે છે.

"આજની તારીખનો કાગળ મળ્યાની પહોચ સ્વીકારુ છુ. હિંદી સરકાર વતી જણાવુ છુ કે બીજો સરચાર્જ સામાન્ય કર રૂપે જતા જ સામ્રાજ્યનાં વ્યાપાર ઉપરની જકાત કિંમતના પ્રમાણમા ૨૦ ટકા ઓછી અથવા સાદા સફેદ માલ ઉપર સાડા ત્રણ આના ઓછી અને બીજા માલ ઉપર કિંમતના પ્રમાણમાં ૨૦ ટકા ઓછી થશે આ ધોરણ લેંકેશાયર પ્રતિનિધિમંડળ અને મુબઈના મિલમાલેકોના મંડળ વચ્ચે થયેલ કરારની મુદત સુધી એટલે કે ૧૯૩૩ના ઑક્ટોબરની ૨૮મી સુધી રહેશે ત્યાર પછી પરિસ્થિતિ પ્રમાણે અને જૂના અનુભવને આધારે જકાતનુ ધોરણ નક્કી થશે બીજા સરચાર્જનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તેનો અર્થ એ છે કે અત્યારે પ્રમાણમાં ઘણી ચીજો ઉપર — બધી ઉપર નહિ જ — જેને સરચાર્જ આપવો પડે છે તે."

સર મિત્રના કાગળને સ્વીકારતા સર રન્સિમૅન લખે છે

"આપનો આજનો નં ૨ નો કાગળ મળ્યો."

## ૫

# હિંદી મિલોની જાહેરાત

(પાનું ૫૭૧)

અમે આથી જાહેર કરીએ છીએ કે:—

૧. હિંદની જનતાની રાષ્ટ્રના સ્વાતંત્ર્ય માટેની અભિલાષાઓ પ્રત્યે અમારી સંપૂર્ણ સહાનુભૂતિ છે.

૨. કંપનીની કુલ મુડીનો ઓછામાં ઓછા ૭૫ ટકા જેટલા ભાગનું રોકાણ હિંદીઓએ કરેલું છે. (જો કે મહાસભાના પ્રમુખે નીમેલી ખાસ સમિતિ વ્યક્તિગત કંપનીના સંજોગો ધ્યાનમાં લઈ તે તે કંપનીને આ કલમના બંધનમાંથી મુક્ત કરી શકે.)

૩. હોદ્દાની રૂએ નિમાયેલા ડિરેકટરો સિવાય બાકીના ડિરેકટરોમાં ઓછામાં ઓછા ૬૬ ટકા જેટલા ડિરેકટરો હિન્દીઓ છે અને રહેશે (જો હોદ્દાની રૂએ નિમાયેલા ડિરેકટરો પરદેશીઓ હોય તો હિન્દી ડિરેકટરોની બહુમતી હોવી જોઈએ.)

૪. મેનેજીંગ એજન્ટની પેઢીમાં પરદેશી હિતને લેશમાત્ર પણ સ્થાન નથી.

૫. કોઈ પણ પરદેશી વીમા કંપનીમાં અથવા પરદેશી માલ તથા સૂતરની આયાતમાં એજન્ટની પેઢીના ભાગીદારોનો અથવા પેઢીનો પોતાનો લેશમાત્ર પણ સ્વાર્થ સમાયેલો નથી.

૬ નીચે જણાવેલી બે રીતો દ્વારા અમે સ્વદેશીના પ્રચારમાં મદદ કરીશું

(અ) ખાદી (હાથે વણેલું ને કાંતેલું કાપડ) તથા મિલના ઉત્પન્ન થતા કાપડ વચ્ચે હરીફાઈ ન થાય એવાં પગલાં લઈશું

(બ) રાષ્ટ્રીય ચળવળને લીધે ઉત્પન્ન થતી પરિસ્થિતિનો અમે અમારા હિતને ખાતર કાપડની કિંમત વધારીને અથવા કાપડની જાત બગાડીને અયોગ્ય લાભ લેવા પ્રયત્ન કરીશું નહિ

૭ મિલની માલિકી તથા વ્યવસ્થા હિન્દીઓના હાથમાં છે અને વ્યવસ્થાપક મંડળ હેતુ અને દૃષ્ટિબિન્દુમાં રાષ્ટ્રીય છે, અને રાષ્ટ્રના હિતનું રક્ષણ કરવાનું વચન આપે છે

ઉપરના જાહેરનામાને અંગે અમે નીચે જણાવેલી બાબતો અમલમાં મૂકવાને બંધાઈએ છીએ

૧ મિલની વ્યવસ્થા માટે સંબંધ ધરાવનો કોઈ પણ ક્રમમ રાષ્ટ્રીય ચળવળની સામે પ્રચાર કરશે નહિ તેમજ સ્વેચ્છાથી સરકારના કહ્યાથી મગરૂરે પોતે યોજેલી રાષ્ટ્રીય ચળવળને દબાવી દેનારી કોઈ પણ પ્રવૃત્તિમાં ભાગ લેશે નહિ

૨ ખાસ કારણ સિવાય હોદ્દાઓમાં અથવા નોકરીની ભરતી હિન્દીઓમાંથી જ કરવામાં આવશે

૩ અમારાથી બની શકે તેટલું જલદી અમે અમારી કંપનીનો વીમા સંબંધીનો બધો વ્યવહાર હિન્દી વીમા કંપનીઓને સોંપીશું

૪ બની શકે ત્યાં સુધી અમારો નાણાંની લેવડદેવડનો વ્યવહાર તથા દરિયાઈ વ્યવહાર હિન્દી વહાણવટાની કંપનીઓને સોંપીશું

૫ હવે પછીથી અમે બની શકે ત્યાં સુધી ઓડિટરો, સોલિસિટરો શીપીંગ એજન્ટો, ખરીદી તથા વેચાણ માટેના દલાલો, કોન્ટ્રાક્ટરો તથા અમારી મિલને લગતો સામાન પૂરો પાડનારા વગેરે માટે હિન્દીઓને જ રોકીશું

૬ અમારાથી બનશે ત્યાં સુધી અમે મિલ માટે જોઈતી વસ્તુઓ હિન્દી બનાવટની જ ખરીદીશું અને જે વસ્તુઓ વિના ન જ ચાલી શકે અને એવી વસ્તુઓને બદલે સ્વદેશી

વસ્તુઓથી ન ચલાવી શકાય એવી જ વસ્તુઓ અમે પરદેશથી ખરીદીશુ (એવી વસ્તુઓની યાદી આ સાથે જોડી છે).

૭. કોઈ પણ પ્રકારનું પરદેશી સૂતર, રેશમ તથા કૃત્રિમ રેશમ અથવા બહિષ્કારની યાદીમાં દર્શાવેલી મિલોમાં બનેલા સૂતર અથવા દોરાઓનો અમે બિલકુલ ઉપયોગ કરીશું નહિ.

૮. કોઈ પણ પ્રકારનાં પરદેશી અથવા તો બહિષ્કારની યાદીમાં આવેલી મિલોમાં બનેલાં હોય એવાં કાપડ તથા સૂતરને અમે રંગવાનુ અથવા સાફ કરવાનુ માથે લઈશું નહિ,

૯. અમારી મિલમાં જ બનેલા કાપડના દરેક તાકાના બંને છેડા પર અને સ્પષ્ટ રીતે અમે અમારી મિલની છાપ લગાડીશું અને તેવી બરાબર છાપ સિવાય કોઈ પણ પ્રકારનો માલ અમે બહાર મોકલીશું નહિ.

૧૦. અમારી મિલમાં બનેલા કોઈ પણ કાપડને અમે ખાદી છે એવું કહીએ નહિ તેમજ એવા પ્રકારની નિશાની અથવા છાપ પણ કાપડ ઉપર લગાવીએ નહિ.

૧૧. નીચે જણાવેલી વિગતોવાળું કાપડ અમે તૈયાર કરીશુ નહિ.

કોઈ પણ જાતનુ રંગીન કે સાદું કાપડ જેના તાણા અને વાણા ૧૮ નંબરથી વધારે જાડા અને ખરબચડા હોય, જેમાં એક ઉપર અને એક નીચે અથવા એકતારી કે બેતારી દોરા નંખાયેલા હોય, અને સાદી વણાટના ચેક, અને તે ઉપરાંત ડ્રોપ બોક્ષ અને સરક્યૂલર બોક્ષ ઉપર બનેલુ કાપડ અને શેતરંજીઓ. (૧૮ નંબરના સૂતરમાં એક તાર અથવા તો એકથી વધારે ભેગા કરેલા તારોનો ભેગો નંબર પણ ૧૮ થતો હોય તે પણ સમાય છે.)

સાથે સાથે મિલોને ડ્રીલ, સેટીન, ટમર, ટવીલ અને જેકાર્ડ અને ડોબી ભાતનાં કાપડ, રંગીન રૂમાંથી બનાવેલુ રંગીન કાપડ, કામળા અને મીલીડા બનાવવાની છૂટ રહેશે.

૧૨. અમે અમારી મિલમાં બનેલા કાપડનું વેચાણ અથવા ખરીદી બની શકે ત્યાં સુધી હિન્દી પેઢીઓ દ્વારા જ કરીશું.

૧૩. અમારી મિલની વ્યવસ્થા સાથે સંબંધ ધરાવતો દરેક ઇસમ સ્વદેશી કાપડ પહેરશે તથા વાપરશે.

કંપનીનું નામ :

સરનામું :

એજન્ટ અથવા માલિકનું નામ :

---

હિંદમાં સ્થપાયેલી પણ પરદેશીઓની માલિકીની મિલોએ કરેલી જાહેરાતની રૂપરેખા.

આથી અમે જાહેર કરીએ છીએ કે :

૧, ૨, ૩. ઉપર પ્રમાણે.

૪. પરદેશી માલ તથા સૂતરની આયાતમાં એજન્ટની પેઢીના ભાગીદારોનો લેશમાત્ર પણ સ્વાર્થ સમાયેલો નથી.

૫. ઉપરની કલમ ૬ પ્રમાણે.

૬. વ્યવસ્થાપક મંડળનો હેતુ અને દૃષ્ટિબિંદુ પૂરેપૂરાં રાષ્ટ્રીય છે અને રાષ્ટ્રના હિતનું રક્ષણ કરવાનું વચન આપે છે.

ઉપરના જાહેરનામાને અંગે અત્રેની જણાવેલી બાબતો અમલમાં મૂકવા બંધાઈએ છીએ :

૧. ૨. ઉપર પ્રમાણે.

૩. ઉપરની કલમ ૩ અને ૪ પ્રમાણે.

૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨. ઉપરની કલમો અનુક્રમે ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩. પ્રમાણે.

કંપનીનું નામ :

સરનામુ :

મેનેજીંગ એજન્ટ અથવા માલિકો :

---

મુંબઈ પ્રાંતિક મહાસભા સમિતિ તરફથી, બહાર પાડવામાં આવેલી (મિલોએ કરવાની) જાહેરાતની રૂપરેખા.

અમે આથી જાહેર કરીએ છીએ કે જનતાની રાષ્ટ્રના સ્વાતંત્ર્ય માટેની અભિલાષાઓ પ્રત્યે અમારી, સંપૂર્ણ સહાનુભૂતિ છે. અને રાષ્ટ્રીય ચળવળને લીધે સ્વદેશીને જે બળ અને જુસ્સો મળ્યાં છે, તેને માટે અમે અભિમાન ધરાવીએ છીએ.

ખાદીના ઉદ્યોગને રક્ષણ આપવા અમે વચન આપીએ છીએ કે અમે અમારી મિલમાં તૈયાર કરેલા કાપડ ઉપર એ ખાદી છે એમ બતાવવા ખોટી છાપ મારીશું નહિ તેમજ ખાદી તરીકે વેચવા પ્રયત્નો પણ કરીશું નહિ. તે ઉપરાંત ૧૦ નંબરથી હલકું સૂતર કાંતી તેમાંથી કાપડ બનાવીશું નહિ; સિવાયકે મુંબઈ પ્રાંતિક મહાસભાની સંમતિની મિલો અમુક પ્રકારનું કાપડ કાઢી શકે.

અમારો મિલઉદ્યોગ સંપૂર્ણ સ્વદેશી છે એમ છાપ જાળવવા અને આવો જુસ્સો આગળ ધપાવવા અમે નીચેની યોજના ઘડી છે તે અમને માન્ય છે અને તે પ્રમાણે વર્તવા અમે બંધાઈએ છીએ :

(અ) અમારી મિલની માલિકી અને વ્યવસ્થા હિન્દીઓના હાથમાં છે અને રહેશે, તેનાં હેતુ અને દૃષ્ટિબિંદુ રાષ્ટ્રીય છે અને રાષ્ટ્રના આર્થિક હિતનું રક્ષણ કરવા અમે બંધાઈએ છીએ.

(બ) મિલની સાથે સંબંધ ધરાવતો કોઈ પણ માણસ અરાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં બિલકુલ ભાગ લેશે નહિ.

(ક) મિલમા રોકાયેલી કુલ મુડીના ઓછામાં ઓછા ૭૫ ટકા જેટલા ભાગનું રોકાણ હિંદીઓનું છે અને રહેશે પણ જો મહાસભાના પ્રમુખ ખાસ બાબતમાં રજા આપે તો તેવી જ બાબતોમાં અને તેટલે જ અંશે છૂટ મળી શકશે.

(ખ) હોદ્દાની રૂએ નિમાયેલા ડિરેક્ટરોને બાદ કરતાં બાકીના ડિરેક્ટરોમાં ૬૬ ટકા જેટલા ડિરેક્ટરો હિન્દીઓ છે અને રહેશે.

(ગ) કંપનીની વ્યવસ્થા અને સત્તા હિંદીઓના હાથમાં રહેશે; સિવાય કે જે મિલો પરદેશી માલિકીની છે અને જેમણે આ કલમ સિવાય બીજી કલમો સ્વીકારી છે. (આવી કંપનીઓની યાદી દરેકની સંમતિથી તૈયાર કરેલી છે.)

(ઘ) ખાસ કારણ સિવાય હિંદીઓને જ નોકરીમાં રાખવામાં આવશે.

(ચ) મિલો પોતાની બધી જ ખરીદી કરી શકે ત્યાં સુધી સ્વદેશી માલ તૈયાર કરનાર કંપનીઓ પાસે જ કરશે અને [illegible]

બધો વ્યવહાર હિન્દી એન્કો વીમાકંપનીઓ તથા શિપિંગ કંપનીઓ સાથે જ રહેશે.

(ખ) મુંબઈ પ્રાંતિક મહાસભા સમિતિએ જે કાપડ અથવા સૂતર વિદેશી ઠરાવ્યાં છે તેવું કાપડ કે સૂતર મિલો રંગશે નહિ અથવા સાફ પણ કરી આપશે નહિ

(જ) ૧૯૩૦ ડિસેમ્બરની ૩૧મી પછી મિલો વિદેશી સૂતર અથવા મર્સરાઇઝ્ડ સૂતર અને કૃત્રિમ રેશમ વાપરશે નહિ,

(ઝ) મિલો માલના દરેક તાકા ઉપર પોતાના નામની છાપ મારશે.

(ટ) કોઈ પણ મિલમાલિક, મિલનો એજન્ટ અથવા મિલની સત્તા અને વ્યવસ્થા સાથે સંબંધ ધરાવતો કોઈ પણ માણસ વિદેશી સૂતર અથવા કાપડની સીધી કે આડકતરી રીતે આયાત કરશે નહિ અથવા એમા માથું મારશે નહિ.

(ઠ) રાષ્ટ્રીય ચળવળથી ઉત્પન્ન થયેલા અને બળ પામેલા સ્વદેશી માટેના જુસ્સાનો અમે ગેરલાભ નહિ લઈએ અને વચ્ચેનો માણસ નફો ન ખાઈ જાય તેને માટે અમે સાવચેતી રાખીશુ. આ ઉપરાંત જાહેર પ્રજાને સ્વદેશી માલ યોગ્ય ભાવે મળે તેવી તજવીજ કરીશુ અને તે ખાસ કરીને નીચેની ત્રણ બાબતોમા.

(૧) ૧૯૩૦ ની ડિસેમ્બરની ૩૧ મી તારીખ સુધી મિલમાં તૈયાર થતો ચાલુ માલ ચાલુ ભાવે અથવા તો ૧૯૩૦ ના માર્ચની ૧૨ મી તારીખે જે ભાવ નીચા હોય તો તે ભાવે વેચીશું.

(૨) દરેક વખતે ચાલુ માલના ભાવો શું શું છે તે પ્રજાની જાણનાં ખાતર વખતોવખત જાહેર કરીશું

(૩) વખતોવખત મુંબઈ પ્રાંતિક મહાસભાના પ્રતિનિધિઓને મળીશું અને હદ ઉપરાંત નફો અટકાવવા તથા જાહેર પ્રજાને યોગ્ય ભાવે સ્વદેશી માલ પૂરતા જથ્થામાં કેવી રીતે પૂરો પાડી શકાય એના ઉપાયો એક બીજાની સંમતિથી લઈશુ.

## ૬

# મુલશી પેટા સત્યાગ્રહ

મુલશી પેટા પૂનાથી ૨૦ માઈલ દૂર આવ્યું છે. તાતા કંપનીએ બી. બી. એન્ડ સી. આઈ. અને જી. આઈ. પી. રેલવે તથા મુબઈ શહેરને વીજળી પૂરી પાડવાને એ ડુંગરાળ પ્રદેશના પાણીના વહેતા ધોધોને વાળી તેમાંથી વીજળી ઉત્પન્ન કરવાને એક બંધ બાંધવાની યોજના કરી. મુલશી પેટા ત્યાંના સુંદર ડાંગરના પાક માટે જાણીતું છે. ત્યાંના વતનીઓ માવલા કહેવાય છે. જ્યારે એ લોકોએ મજૂરોના મોટા સમૂહને પોતાની જમીનમાં કામ કરતા જોયા ત્યારે તેઓ ગૂંચવણમાં પડ્યા અને પોતાની જમીન બચાવવાના ઉપાયની સલાહ લેવા પૂના ગયા. એ વખતે અસહકાર પૂર જોસમાં ચાલતો હતો. ૫૧ ગામનાં ૧૧,૦૦૦ સ્ત્રીપુરુષ અને બાળકો એ યોજનાથી જમીન તથા ઘરબાર વિનાનાં થઈ જાય એમ હતું. પેટામાં શ્રી. કેલકરના પ્રમુખપણા હેઠળ એક સભા કરવામાં આવી. ત્યાં બધા માવલાઓએ પ્રતિજ્ઞા કરી કે અમે અમારી જમીન મેળવીશું અથવા સત્યાગ્રહની લડતમાં મરી જઈશું. તેમનો આ દૃઢ નિશ્ચય જોઈ પૂનાના આગેવાનો લડતમાં તેમને દોરવા તૈયાર થયા. એટલે, એક

પ્રતિજ્ઞાપત્ર ઘડી કાઢવામાં આવ્યું અને તેના ઉપર ૧૨૦૦ સહી થાય તો લડત આરંભવાનો નિર્ણય કર્યો. શ્રી. બુરકુટે એ પ્રદેશમાં ફરી વળ્યા અને પતિજ્ઞાપત્ર ઉપર ૧૩૦૦ સહી મેળવી એટલે આગેવાનોએ સત્યાગ્રહનો આરંભ કર્યો. આ પ્રશ્ન ઉપર મહારાષ્ટ્રમાં ભારે રોષની લાગણી પ્રગટી. અને લડતને માણસ તથા નાણાંની મદદ મળી. માવલા લોકોએ પણ ૧૦૦૦ રૂપિયાની કિંમતના ચોખાનો લડત માટે ફાળો આપ્યો. રામનવમીનો દિવસ (૧૬ એપ્રિલ ૧૯૨૧) સત્યાગ્રહના આરંભ માટે નક્કી કરવામાં આવ્યો. એ દિવસે ૧૨૦૦ માવલાઓ તેમની સ્ત્રી તથા બાળકો અને પૂનાના બધા આગેવાનો હાજર હતા. એ બધા કામ ચાલતું હતું તે ઉપર જઈને બેઠા. તરત જ કંપનીના ૫૦૦૦ મજૂરોએ કામ બંધ કર્યું. એક માસ સુધી આ સત્યાગ્રહ ગાંધીજીના અહિંસાના સિદ્ધાંત પ્રમાણે ચાલ્યો. પરંતુ ચોમાસામાં લડતે જુદું સ્વરૂપ લીધું. બીજા ખેડૂતોની જેમ માવલા પણ શાહુકારોના ભારે દેવા નીચે દબાયેલા હતા. શાહુકારો સત્યાગ્રહથી ચમક્યા. તેમને એવો ભય લાગ્યો કે સત્યાગ્રહ ચાલુ રહેશે તો કંપની તરફથી ઓછું વળતર મળશે. તેમણે ઇજનેરો તથા કંપનીના વ્યવસ્થાપકો જોડે પૂરતું વળતર મેળવવા માટે મસલત ચલાવવા માંડી. માવલાઓ આ હકીકતથી બિલકુલ અજાણ હતા. શાહુકારોના ઉપર વિશ્વાસ રાખી કંપનીએ ઉદાર વળતર આપવાનું વચન આપ્યું. કંપનીના વ્યવસ્થાપકોએ સરકાર જોડે કરાર કર્યો અને 'લેંડ એક્વીઝિશન એક્ટ' મુજબ એ પ્રદેશ મેળવ્યો. માવલાઓ તો ગમે તેટલા ઉદાર વળતરથી પણ જમીન છોડવા તૈયાર નહોતા. આ વખતે મહારાષ્ટ્રમાં નાફેરવાદી અને ફેરવાદી એવા મહાસભાના આગેવાનોમાં બે પક્ષ પડ્યા હતા. નાફેરવાદીઓએ માવલાઓની લડતમાં સાથ આપવાનો નિશ્ચય કર્યો. હવે માવલાઓને બે વિરોધીઓ સામે લડવાનું હતું. આ લડત અઢી વરસ સુધી ચાલુ રહી. બીજી લડત ૧૯૨૧ ના ડિસેંબરમાં શરૂ કરવામાં આવી હતી. એમાં ધરપકડ ધમકી વગેરે અનેક જુલમ થયા. એકંદરે ૧૨૫ માવલાઓ તથા ૫૦૦ સ્વયંસેવકોને સજા થઈ હતી. જ્યારે સ્થાનિક અને બહારના આગેવાને જેલમાં પુરાયા હતા

ત્યારે શાહુકારોએ માવલાઓ પાસે જમીનના બદલામાં વળતર સ્વીકારાવવા ભારે જહેમત ઉઠાવી. તેમના આ પ્રયાસમાં જે આગેવાનો લડત ચલાવવાની બાબતમાં મોળા હતા તેમનો પણ સાથ હતો. આખરે સત્યાગ્રહ પડતો મૂકવો પડ્યો. શ્રી. પી. એમ. બાપટ અને તેમના સાથીઓએ સત્યાગ્રહમાં છેવટ સુધી ભારે આત્મભોગ આપ્યો. સત્યાગ્રહને લીધે માવલાઓને સારું વળતર મળ્યું પણ એ પૈસા શાહુકારોની તિજોરીમાં ગયા અને હજારો ખેડૂતો જમીન અને ઘરબાર વગરના થઈ ગયા.

## મહાસભાના અધિવેશનોનો કોઠો ૧૮૮૫-૧૯૩૫

| ક્રમ | તારીખ | સ્થળ | પ્રતિનિધિની સંખ્યા | પ્રેક્ષકોની સંખ્યા | સ્વાગત સમિતિના પ્રમુખ | મંત્રીઓ | પ્રમુખ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨૮-૧૨-૮૫ | મુંબઈ | ૭૨ | | | | વ્યોમેશચંદ્ર બેનરજી |
| ૨ | ૨૮-૧૨-૮૬ | કલકત્તા | ૪૩૨ | | ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર | એ. ઓ. હ્યુમ (સ્વયં નિયુક્ત) | દાદાભાઈ નવરોજી |
| ૩ | ૨૮-૧૨-૮૭ | મદ્રાસ | ૬૦૭ | ૩,૦૦૦ | રાજા સર ટી. માધવરાવ | ,, | બદરુદ્દીન તૈયબજી |
| ૪ | ૨૬-૧૨-૮૮ | અલ્હાબાદ | ૧,૨૪૮ | ૫,૦૦૦ | પંડિત અયોધ્યાનાથ | ,, | મિ. યૂલ |
| ૫ | ૨૬-૧૨-૮૯ | મુંબઈ | ૧,૮૮૯ | ૪,૦૦૦ | ફિરોજશાહ મહેતા | એ. ઓ. હ્યુમ (નિમણૂકથી) | સર વિલિયમ વેડરબર્ન |
| ૬ | ૨૬-૧૨-૯૦ | કલકત્તા | ૬૦૭ | ૭,૦૦૦ | મનમોહન ઘોષ | ,, | ફિરોજશાહ મહેતા |
| ૭ | ૨૮-૧૨-૯૧ | નાગપુર | ૮૧૨ | ૩,૨૦૦ | સી. નારાયણ સ્વામી નાયડુ | એ. ઓ. હ્યુમ અયોધ્યાનાથ | પી. આનન્દ ચારલુ |
| ૮ | ૨૮-૧૨-૯૨ | અલ્હાબાદ | ૬૨૫ | ૨,૮૦૦ | પંડિત વિશંભર નાથ | ,, | વ્યોમેશચંદ્ર બેનરજી |
| ૯ | ૨૭-૧૨-૯૩ | લાહોર | ૮૬૭ | ૩,૨૦૦ | સરદાર દયાલસિંહ | એ. ઓ. હ્યુમ, આનન્દ ચારલુ | દાદાભાઈ નવરોજી |
| ૧૦ | ૨૬-૧૨-૯૪ | મદ્રાસ | ૧,૧૬૩ | ૪,૦૦૦ | પી. રંગૈયા નાયડુ | એ. ઓ. હ્યુમ | મિ. આલ્ફ્રેડ વેબ |
| ૧૧ | ૨૭-૧૨-૯૫ | પૂના | ૧,૫૮૪ | | એસ. બી. ભીડે | ,, | સુરેન્દ્રનાથ બેનરજી |
| ૧૨ | ૨૮-૧૨-૯૬ | કલકત્તા | ૭૮૪ | - | સર રમેશચંદ્ર મિત્ર | એ. ઓ. હ્યુમ, દિનશા વાચ્છા | મહમદ રહીમતુલ્લા સયાની |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩ | ૨૭-૧૨-૯૭ | અમરાવતી | ૬૯૨ | | જી. એસ. ખાપરડે | એ. ઓ. હ્યુમ | સી. શંકરન નાયર |
| ૧૪ | ૨૯-૧૨-૯૮ | મદ્રાસ | ૬૧૪ | | એન. એસ. પંતુલુ | „ | આનન્દ મોહન બોઝ |
| ૧૫ | ૨૭-૧૨-૯૯ | લખનૌ | ૭૪૦ | ૩,૫૦૦ | બંસીલાલ સિંહ | „ | રમેશચંદ્ર દત્ત |
| ૧૬ | ૨૭-૧૨-૧૯૦૦ | લાહોર | ૫૬૭ | | કાલીપ્રસન્ન રાય | „ | એન. જી. ચંદાવરકર |
| ૧૭ | ૨૩-૧૨-૦૧ | કલકત્તા | ૮૯૬ | | મહારાજા બહાદુર જગદીન્દ્ર નાથ રાય બહાદુર | એ ઓ હ્યુમ, દિનશા વાચ્છા (પાછળથી પમુખ) | દિનશા વાચ્છા |
| ૧૮ | ૨૩-૧૨-૦૨ | અમદાવાદ | ૪૭૧ | | અંબાલાલ દેસાઈ | એ. ઓ. હ્યુમ | સુરેન્દ્રનાથ બેનરજી |
| ૧૯ | ૨૬-૧૨-૦૩ | મદ્રાસ | ૫૩૮ | ૫,૫૦૦ | નવાબ સૈયદ મુહમ્મદ બહાદુર | „ | લાલ મોહન ઘોષ |
| ૨૦ | ૨૬-૧૨-૦૪ | મુંબઈ | ૧,૦૦૦ | | સર ફિરોજશા મહેતા | „ દિનશા વાચ્છા, ગોપાળકૃષ્ણ ગોખલે | સર હેન્રી કોટન |
| ૨૧ | ૨૭ ૧૨-૦૫ | બનારસ | ૭૫૮ | | માધવલાલ | એ. ઓ. હ્યુમ | ગોપાળકૃષ્ણ ગોખલે |
| ૨૨ | ૨૬-૧૨-૦૬ | કલકત્તા | ૧,૬૬૩ | ૨૦,૦૦૦ | ડૉ. રાસબિહારી ઘોષ | „ | દાદાભાઈ નવરોજી |
| ૨૩ | ૨૬-૧૨-૦૭ | સુરત | ૧,૬૦૦ | ૫,૪૦૦ | ત્રિભુવનદાસ માળવી | „ | ડૉ. રાસબિહારી ઘોષ |
| ૨૩ | ૨૮-૧૨-૦૮ | મદ્રાસ | ૬૨૬ | | દિવાન બહાદુર કે કૃષ્ણ-સ્વામી રાવ | „ | „ |
| ૨૪ | ૨૭-૧૨-૦૯ | લાહોર | ૨૪૩ | | હરિકિશનલાલ | દિનશા વાચ્છા, ડી એ ખરે | મદનમોહન માલવિયા |
| ૨૫ | ૨૬-૧૨-૧૦ | અલ્હાબાદ | ૬૩૬ | ૪,૦૦૦ | પંડિત સુંદરલાલ | દિનશા વાચ્છા | સર વિલિયમ વેડરબર્ન |
| ૨૬ | ૨૬-૧૨-૧૧ | કલકત્તા | ૪૪૬ | | ભૂપેન્દ્રનાથ બસુ | „ | પંડિત બિશનનારાયણ ધાર |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૭ | ૨૬-૧૨-૧૨ | બાંકીપુર | ૪,૫૦૦ | મઝરૂલ હક | ,, | આર. એન. મુધોલકર |
| ૨૮ | ૨૮-૧૨-૧૩ | કરાંચી | ૫૫૦ | હરિચંદ્રરાય વિશનદાસ | ,, | નવાબ સૈયદ મહમદ બહાદુર |
| ૨૯ | ૨૮-૧૨-૧૪ | મદ્રાસ | ૮૬૬ | સર એસ. સુબ્રમણ્યમ આયર | સૈયદ મુહમ્મદ, એન. સુબ્બારાવ પન્તુલુ | ભૂપેન્દ્રનાથ બસુ |
| ૩૦ | ૨૭-૧૨-૧૫ | મુંબઈ | ૨,૨૫૯ | દિનશા વાચ્છા | નવાબ સૈયદ મુહમ્મદ બહાદુર, સુબ્બારાવ પંતુલુ | સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહા |
| ૩૧ | ૨૬-૧૨-૧૬ | લખનૌ | ૨,૩૦૧ | પંડિત જગતનારાયણ | ,, | બાબુ અંબિકાચરણ મઝમુદાર |
| ૩૨ | ૨૬-૧૨-૧૭ | કલકત્તા | ૪,૯૬૭ | પી. બી. વૈકુંઠનાથ સેન | સી. પી. રામસ્વામી આયર, શ્રી. કુરેશી, મિ. કેશવ પિલ્લાઈ | એની બિસેંટ |
| | સપ્ટેમ્બર ૧૯૧૮ માં ખાસ બેઠક મુંબઈ | | ૩,૫૦૦ | વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ | ,, | |
| ૩૩ | ૨૬-૧૨-૧૮ | દિલ્હી | | | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ની ખાસ બેઠક ...ર ૧૯૨૦ | | | બી. ચક્રવર્તી | " | લાલા લજપતરાય |
| | -૧૨-૨૦ | નાગપુર | ૧૪,૫૮૩ | શેઠ જમનાલાલ બજાજ | પં. મોતીલાલ નેહરુ, ડૉ. અનસારી, સી. રાજગોપાલાચારિયર | સી. વિજયરાઘવાચાર્ય |
| ૩૬ | ૨૭-૧૨-૨૧ | અમદાવાદ | ૪,૭૨૬ | વલ્લભભાઈ પટેલ | પં. મોતીલાલ નેહરુ, સી. રાજગોપાલાચારિયર, વલ્લભભાઈ પટેલ, રંગાસ્વામી આયંગાર | હકીમ અજમલખાન (દેશબંધુ દાસને બદલે) |
| ૩૭ | ૨૬-૧૨-૨૨ | ગયા | ૩,૨૪૮ | બ્રિજકિશોર પ્રસાદ | મો. મોઆઝમઅલી, વલ્લભભાઈ પટેલ, બાબુ રાજેન્દ્રપ્રસાદ | દેશબંધુ દાસ |
| | ખાસ બેઠક | દિલ્લી | | ડૉ. અનસારી | " | મૌ. અબુલ કલામ આઝાદ |
| ૩૮ | ૨૮-૧૨-૨૩ | કોકોનાડા | ૬,૧૮૮ | દેશભક્ત વેંકટપૈયા | જવાહરલાર નેહરુ, શફુદ્દીન કિચલુ, ગંગાધરરાવ દેશપાંડે, ડી. ગોપાલ ક્રિષ્ણૈયા | મો. મહમદઅલી |
| ૩૯ | ૨૬-૧૨-૨૪ | બેલગામ | ૧,૮૪૪ | ગંગાધરરાવ દેશપાંડે | ખ્વેજ કુરેશી, બી. એફ. ભરૂચા, જવાહરલાલ નેહરુ, | ગાંધીજી |
| ૪૦ | ૨૬-૧૨-૨૫ | કાનપુર | ૨,૬૮૮ | ડૉ. મુરાલીલાલ | ડૉ. અનસારી, રંગાસ્વામી આયંગર, પં. સંતાનમ | સરોજિની નાયડુ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૭ | ૨૬-૧૨-૧૨ | બાંકીપુર | ૪,૫૦૦ | મઝરૂલ હક | ” | આર. એન. મુધોલકર |
| ૨૮ | ૨૮-૧૨-૧૩ | કરાંચી | ૫૫૦ | હરિશ્ચન્દ્રરાય વિશનદાસ | ” | નવાબ સૈયદ મહમ્મદ બહાદુર |
| ૨૯ | ૨૮-૧૨-૧૪ | મદ્રાસ | ૮૬૬ | સર એસ. સુબ્રહ્મણ્યમ આયર | સૈયદ મુહમ્મદ, એન. સુબ્બારાવ પન્તુલુ | ભૂપેન્દ્રનાથ બસુ |
| ૩૦ | ૨૭-૧૨-૧૫ | મુંબઈ | ૨,૨૫૯ | દિનશા વાચ્છા | નવાબ સૈયદ મુહમ્મદ બહાદુર, સુબ્બારાવ પંતુલુ | સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહા |
| ૩૧ | ૨૬-૧૨-૧૬ | લખનૌ | ૨,૩૦૧ | પંડિત જગતનારાયણ | ” | બાબુ અંબિકાચરણ મઝમુદાર |
| ૩૨ | ૨૬-૧૨-૧૭ | કલકત્તા | ૪,૯૬૭ | પી. બી. વૈકુંઠનાથ સેન | સી. પી. રામસ્વામી આયર, શ્રી. ભુરગ્રી, મિ. કેશવ પિલ્લાઈ | એની બિસેંટ |
| | સપ્ટેમ્બર ૧૯૧૮ માં ખાસ બેઠક | મુંબઈ | ૩,૫૦૦ | વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ | ” | હસન ઇમામ |
| ૩૩ | ૨૬-૧૨-૧૮ | દિલ્હી | ૪,૮૬૯ | હકીમ અજમલખાન | વિઠ્ઠલભાઈ પટેલ, ફઝરૂલ હક, પંડિત ગોકર્ણનાથ મિશ્ર | પંડિત મદનમોહન માલવિયા |
| ૩૪ | ૨૬-૧૨-૧૯ | અમૃતસર | ૭,૦૩૧ | સ્વામી શ્રદ્ધાનંદ | વિઠ્ઠલભાઈ પટેલ, પં. ગોકર્ણનાથ મિશ્ર ડૉ. અનસારી | પંડિત મોતીલાલ નેહરુ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | કલકત્તાની ખાસ બેઠક સપ્ટેમ્બર ૧૯૨૦ | | | બી. ચક્રવતી | ” | લાલા લજપતરાય |
| ૩૫ | ૨૬-૧૨-૨૦ | નાગપુર | ૧૪,૫૮૩ | શેઠ જમનાલાલ બજાજ | પં. મોતીલાલ નેહરુ, ડૉ. અનસારી, સી. રાજગોપાલાચારિયર | સી. વિજયરાઘવાચાર્ય |
| ૩૬ | ૨૭-૧૨-૨૧ | અમદાવાદ | ૪,૭૨૬ | વલ્લભભાઈ પટેલ | પં. મોતીલાલ નેહરુ, સી. રાજગોપાલાચારિયર, વલ્લભભાઈ પટેલ, રંગાસ્વામી આયંગાર | હકીમ અજમલખાન (દેશબંધુ દાસને બદલે) |
| ૩૭ | ૨૬-૧૨-૨૨ | ગયા | ૩,૨૪૮ | બ્રિજકિશોર પ્રસાદ | મૌ. મોઆઝમઅલી, વલ્લભભાઈ પટેલ, બાબુ રાજેન્દ્રપ્રસાદ | દેશબંધુ દાસ |
| | ખાસ બેઠક દિલ્હી | | | ડૉ. અનસારી | ” | મૌ. અબુલ કલામ આઝાદ |
| ૩૮ | ૨૮-૧૨-૨૩ | કોકોનાડા | ૬,૧૮૮ | દેશભક્ત વેંકટપૈયા | જવાહરલાર નેહરુ, શફુદ્દીન કિચલુ, ગંગાધરરાવ દેશપાંડે, ડી. ગોપાલ કિષ્ણૈય્યા | મૌ. મહમદઅલી |
| ૩૯ | ૨૬-૧૨-૨૪ | બેલગામ | ૧,૯૪૪ | ગંગાધરરાવ દેશપાંડે | ખ્વેબ કુરેશી, બી. એફ. ભરૂચા, જવાહરલાલ નેહરુ, | ગાંધીજી |
| ૪૦ | ૨૬-૧૨-૨૫ | કાનપુર | ૨,૬૮૮ | ડૉ. મુરાલીલાલ | ડૉ. અનસારી, રંગાસ્વામી આયંગર, પં. સંતાનમ | સરોજિની નાયડુ |




| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૧ | ૨૬-૧૨-૨૬ | ગૌહત્તિ | ૩,૦૦૦ | મિ. ટી. આર ફૂકન | ડૉ. અનસારી, એ. રંગાસ્વામી આયંગર, વી. જે. પટેલ | એસ શ્રીનિવાસ આયંગર |
| ૪૨ | ૨૬-૧૨-૨૭ | મદ્રાસ | ૨,૬૫૪ | સી. મુથુરંગ મુદલિયાર | શ્વેબ કુરેશી, જવાહરલાલ નેહરુ, સુભાષચંદ્ર બોઝ | ડૉ. અનસારી |
| ૪૩ | ૨૯-૧૨-૨૮ | કલકત્તા | ૫,૨૨૧ | જે. એન. સેનગુપ્તા | ડૉ. અનસારી, જવાહરલાલ નેહરુ | પંડિત મોતીલાલ નેહરુ, |
| ૪૪ | ૨૫-૧૨-૨૯ | લાહોર | — | ડૉ. સફુદ્દીન કિચલુ | સૈયદ મહમ્મદ, શ્રીપ્રકાશ, જયરામદાસ દોલતરામ | પંડિત જવાહરલાલ નેહરુ |
| ૪૬ | ૧૯૩૧ માર્ચ | કરાંચી | — | ડૉ. ચોઇથરામ ગિદવાણી | સૈયદ મહમ્મદ, જવાહરલાલ નેહરુ | સરદાર વલ્લભાઈ પટેલ |
| ૪૭ | ૧૯૩૨ એપ્રિલ | દિલ્લી | મનાઈ છતાં ભરવામાં આવી | | | શેઠ રણછોડલાલ અમૃતલાલ |
| ૪૮ | ૧૯૩૩ માર્ચ | કલકત્તા | | ડૉ. પ્રફુલ્લ ઘોષ | | મિસિસ જે. એમ. સેનગુપ્તા |
| ✓૪૯ | ૨૪-૧૦-૩૪ | મુંબઈ | — | કે એફ. નરીમાન | જીવતરામ કૃપલાની, સૈયદ મહમ્મદ, જયરામદાસ દોલતરામ | શ્રી રાજેન્દ્રબાબુ |